# પુસ્તક પ્રવેશ



આ પુસ્તકમાં ઘણા તત્ત્વોનો સંગ્રહ કરવામાં આવ્યો છે તેથી તેનું નામ મહામંત્ર આરાધના શ્રુતજ્ઞાન પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ રાખવામાં આવેલ છે. તેના ત્રણ ભાગ છે. પહેલા ભાગમાં નવકાર મહામંત્રની આરાધના છે તેમાં અનુપૂર્વિપૂર્વક આરાધનાની જુદી જુદી રીતો બતાવી છે સૌ કોઇ પોતપોતાની શકિત પ્રમાણે આરાધનાની રીત પસંદ કરી શકે છે નિશ્ચય નયની ભાવ નમસ્કારની રીત ગ્રહણ કરીને અનુભવ જ્ઞાનપૂર્વક આરાધના કરનારને ઉત્કૃષ્ટ ફળ મળે છે અને તે ૨ થી ૧૫ ભવમાં મોક્ષ જવાની યોગ્યતા પામે.

બીજા ભાગમાં તત્ત્વ જ્ઞાનવાળા લેખો છે તે વિચારપૂર્વક સમજવા જેવા હોઇને તત્ત્વ ચિંતામણી સમાન છે, તેના વિષયો અનુક્રમણીકા ઉપરથી જોઇ શકાય છે.

ત્રીજા ભાગમાં શ્રુતજ્ઞાન પ્રશ્નોત્તર રૂપે ગોઠવેલ છે તે મુખ્યત્વે પ્રશ્નોત્તર મોહનમાળા અને ભગવતી સૂત્રમાંથી તારવી કાઢેલ છે

અહીં તર્ક અને દલીલો કોઇ વખતે જોવામાં આવશે તે મૂળ સૂત્ર પક્ષ રાખીને તેનો ખુલાસો કરવા પૂરતી છે, છતાં સર્વજ્ઞ વીતરાગની દૃષ્ટિએ જો કંઇ ભુલચુક થઇ હોય અથવા કોઇપણ અક્ષર કે શબ્દ જિનવાણીથી ઓછો, અધિક કે વિપરીત થયો હોય તો અનંતા સિદ્ધ ભગવાન, અને કેવળી ભગવાનની સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં.

લી૦ મુમુક્ષુ,
**એન. કે. ગાંધી**ના
પંચ પરમેષ્ટિને પ્રણામ.

# અનુક્રમણિકા

# બા. બ્ર. શ્રી વિનોદમુનિનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર

*

આ પુસ્તક બા. બ્ર. શ્રી વિનોદમુનિના સ્મણાર્થે પ્રગટ કરવામાં આવેલ છે તેથી તેમના જીવન ચરિત્રના પુસ્તકમાંથી અહીં સંક્ષિપ્તમાં તેઓશ્રીનું જીવન વૃતાંત છાપવામ. આવેલ છે અને તેમને આ પુસ્તક અર્પણ કરવામા આવે છે

આ પરમ વૈરાગી પુરુષનો જન્મ વિક્રમ સંવત ૧૯૯૨ માં પોર્ટસુદાન (આફ્રિકા) માં કે જ્યાં વીરાણી કુટુંબનો વ્યાપાર આજ દિવસ સુધી ચાલુ છે ત્યા થયો હતો.

શ્રી વિનોદકુમારના પુણ્યવાન પિતાશ્રીનું નામ શેઠશ્રી દુર્લભજી ત્રાભજી વીરાણી અને મહાભાગ્યવાન માતુશ્રીનું નામ બેન મણીબેન વીરાણી બન્નેનું અસલ વતન રાજકોટ સૌરાષ્ટ્ર છે બેન મણીબેન ધાર્મિક ક્રિયામાં પહેલેથી જ રૂચીવાળા હતા, પરંતુ શ્રી વિનોદકુમાર ગર્ભમાં આવ્યા પછી વધારે દ્રઢધર્મી અને પ્રિયધર્મી બન્યા હતા.

પૂર્વ ભવના સંસ્કારથી શ્રી વિનોદકુમારનું લક્ષ ધાર્મિક અભ્યાસ અને ત્યાગ ભાવ તરફ વધારે હોવાં છતા તેઓશ્રીએ નોન-મેટ્રીક સુધી અભ્યાસ કરી વ્યવહારીક કેળવણી લીધેલી અને આ પાસની પેઢીમાં કુશળતા બતાવેલી.

તેઓશ્રીએ યુનાઇટેડ કિંગડમ, ફ્રાન્સ, બેલ્જીયમ, હોલેન્ડ, જર્મની, સ્વીઝર્લેન્ડ, તેમજ ઇટાલી, ઇજીપ્ત વીગેરે દેશોમાં પ્રવાસ કરેલ. સા. ૨૦૦૯ના વૈશાખ માસ અને ૧૯૫૩ માં લંડનમાં રાણી એલીઝાબેથના રાજ્યારોહણ પ્રસંગે તેઓશ્રી લંડન ગયા હતા. કાશ્મીરનો પ્રવાસ પણ તેમણે કરેલ. દેશ પરદેશ ફરવા છતાં પણ તેમણે કોઈ વખતે પણ કંદમૂળનો આહાર વાપરેલ નહીં

ઉગતી આવતી યુવાનીમાં તેઓશ્રીએ દુનીયાના રમણીય સ્થળો જેવા કે કાશ્મીર, ઇજીપ્ત અને યુરોપના સુંદર સ્થળોની મુલા

કાત લીધી હોવા છતાં એ તેઓને રમણીય સ્થળો કે રમણીય યુવતીઓનું આકર્ષણ થયું નહીં એ એના પૂર્વભવના ધાર્મિક સંસ્કારનો રગ હતો, અને એ રગેજ તેમને તે બધુ ન ગમ્યું અને તુરત વતન પાછા ફર્યા અને સાધુ સાધ્વીજીના દર્શન કરવાને ઠેકઠેકાણે ગયા અને તેમના ઉપદેશનો લાભ લીધો અને વૈરાગ્યમાં જ મન લાગ્યુ હુંડા ચોવીસીના પાંચમાં આરાનુ વિચિત્ર વાતાવરણ જોઈ તેમને કંઇક ક્ષોભ થતો કે તુરત જ તેનો ખુલાસો મેળવી લેતા અને ત્યાગ ભાવમાં સ્થિર રહેતા દેશ પરદેશમાં પણ સામાયિક, પ્રતિક્રમણ ચઉવીહાર આદિ પચ્ચક્ખાણ તેઓ ચૂક્યા નહીં. ઉચી કોટિની શૈયાનો ત્યાગ કરી તેઓ સુવા માટે માત્ર એક શેતરજી, એક ઓસીકું અને ઓઢવા માટે એક ચાદર ફક્ત વાપરતા, અને પલંગ ઉપર નહીં પણ ભૂમિ પર જ શયન કરતાં અને પહેરવા માટે એક ખાદીનો લેંગો અને ઝભો વાપરતા કોઇ વખતે કબજો પહેરતા બહુ ઠડી હોય તો વખતે સાદો ગરમ કોટ પહેરી લેતા અને મુહપતિ, પાથરણુ, રજોહરણ અને એ ચાર ધાર્મિક પુસ્તકની ઝોળી સાથે રાખતા સંડાસમા નહીં પણ જગલમા એકાત જગ્યામા ઘણે ભાગે શરીરની અશુચિ દૂર કરવાં જતા હાલવા ચાલવા, સંડાસ અને પેશાબ સંબંધીમા જીવદયાની બરાબર જતના કરતા

દેશમાં કે પરદેશમાં જ્યારે તેમને કોઈની સાથે મળવાનુ થતું ત્યારે તેમની સાથે અહિંસામય જૈન ધર્મનુ સ્વરૂપ પ્રગટ કર્યા વગર રહેતા નહીં

દીક્ષાર્થીઓને જલ્દી દીક્ષા લેવાની પ્રેરણા કરતા અને એમજ કહેતા કે જીંદગીનો કોઇ ભરોસો નથી "**અસખય જીવિય મા પમાયએ**" આયુષ્ય તુટતા વાર લાગતી નથી જીવન તુટયું સંધાતું નથી માટે ધર્મ કરણીમાં સમયમાત્રનો પ્રમાદ ન કરવો જોઇએ

ગોંડલ સપ્રદાયના ઘણાખરા પૂ મુનિવરો અને પૂ મહાસતીજીઓનો તથા બોટાદ સપ્રદાયના પૂ આચાર્યશ્રી માણેકચંદજી મહારાજ

એકને એક વાણી સાભળીને તેમને મનમાં આઘાત થયો અને દીક્ષા લેવા માટેનો તેમણે બીજો રસ્તો શોધી કાઢયો

પૂજ્ય શ્રી લાલચંદજી મહારાજ અને તેમના શિષ્યનો પરિચય મુંબઈમાં થયેલ હતો અને ત્યારબાદ કોઇ કોઇ વખત પત્ર વહેવાર પણ થતો હતો છેલ્લા પત્રથી તેમને જાણેલ હતુ જે પૂ શ્રી લાલચદજી મહારાજ બીચન પૂ આચાર્ય શ્રી સમર્થમલજી મહારાજ સાહેબ પાસે જ્ઞાનાભ્યાસ અર્થે ગયા છે પોતાને પિતાશ્રીની આજ્ઞા દીક્ષા માટે મળે તેમ નથી અને દીક્ષા તો લેવી જ છે આજ્ઞા વિના કોઇ સાધુ મુનિરાજ દીક્ષા આપશે નહિ અને સ્વયંમેવ દીક્ષા સોરાષ્ટ્રમાં લઇને આચાર્ય શ્રી પુરુષોત્તમજી મહારાજ પાસે જવામાં ઘણા વિઘ્ન થાશે એમ ધારીને તેઓએ દૂર રાજસ્થાનમાં ચાલ્યા જવાનુ નકકી કર્યું.

તા ૨૪–૫–૫૭ સાં ૨૦૧૩ ના વૈશાખ વદ ૧૦ ને શુક્રવારના રોજ સાંજના માતુશ્રી સાથે છેલ્લું જમણુ કર્યું. ભોજન કરી માતુશ્રી સામાયિકમા બેસી ગયા તે વખતે કોઇને જાણ કર્યા વગર દીક્ષાના વિઘ્નોમાથી બચવા માટે ઘર, કુટુંબ, સોરાષ્ટ્ર ભૂમિ અને ગોંડલ સંપ્રદાયનો ત્યાગ કરી તેઓ બીચન તરફ રવાના થયા

શ્રી વિનોદમુનિના નિવેદન પરથી માલુમ પડયું કે તા. ૨૪–૫–૫૭ ના રોજ રાત્રે આઠ વાગ્યે ઘેરથી નીકળી રાજકોટ જંકશને જોધપુરની ટીકીટ લીધી તા ૨૫–૫–૫૭ ના સવારે ૮ વાગ્યે મહેસાણા પહોંચ્યા ત્યાં અઢી કલાક ગાડી પડી રહે છે તે દરમ્યાન ગામમાં જઇને લોચ કરવા માટેના વાળ રાખીને બાકીના કઢાવી નાંખ્યા અને ગાડીમાં બેસી ગયા, મારવાડ જંકશન તથા જોધપુર જંકશન થઇને તા. ૨૬–૫–૫૭ ની વહેલી સવારે ૪॥ વાગ્યે ફલોદી પહોંચ્યા ત્યાંથી પગે ચાલીને બીચન ઉપાશ્રયમા પહોચ્યા અને ઉપાશ્રયમા બિરાજતા મુનિવરોના દર્શન કર્યા વંદણા નમસ્કાર કરી સુખશાતા પૂછી બહાર નીકળ્યા અને પોતાના સામાયિકના કપડા પહેર્યા અને પછી પૂજ્ય

શ્રી સતોની સન્મુખ સામાયિક કરવા બેઠા તેમાં "જાવ નિયમ પજ્જુવાસામિ દુવિહં તિવિહેણં"ના બદલે "જાવ જીવ પજ્જુવાસામિ તિવિહં તિવિહેણં" બોલ્યા તે શ્રી લાલચંદજી મહારાજે સાંભળ્યું અને તેઓશ્રીએ પૂછ્યું કે "વિનોદકુમાર! તમે આ શું કરો છો તેનો જવાબ આપવાને બદલે "અપ્પાણં વોસિરામિ" બોલી પાઠ પૂરો કર્યો અને પછી વિનયપૂર્વક બે હાથ જોડીને બોલ્યા કે "સાહેબ! એતો બની ચૂક્યું અને મેં સ્વયમેવ દીક્ષા લઈ લીધી બરાબર જ છે અને તેમાં કાંઈ ફેરફાર થઈ શકે તેમ નથી આ સિવાય આપશ્રીની બીજી કોઈ પણ પ્રકારની આજ્ઞા હોય તો ફરમાવો."

તેજ દિવસે બપોરના મુનિશ્રી સમર્થમલજી મહારાજ સાહેબે શ્રી વિનોદકુમાર મુનિને પોતાની પાસે બોલાવ્યા અને સમજાવ્યા કે "તમે એક સારા ખાનદાન કુટુંબના વ્યક્તિ છો. તમારી આ દીક્ષા અંગીકાર કરવાની રીત બરાબર નથી. કારણ કે તમારા માતા-પિતાને આ હકીકતથી દુઃખ થાય અને તેથી મારી સંમતિ છે કે સ્વીકારેલી કાંઠી ઉપરથી કપડું કાઢી નાખો જેથી તમો શ્રાવક અજાવ અને જરૂર પડે તો શ્રાવકોનો લાભ લઈ શકો એમ ત્રણવાર પૂ. મહારાજશ્રીએ સમજાવેલા પરંતુ તેમણે ત્રણેય વખત એકજ ઉત્તર આપેલો કે "જે થયું તે થયું હવે મારે આગળ શું કરવું તે ફરમાવો."

શ્રી વિનોદમુનિના શ્રી સમર્થમલજી જેવા મુહામુનિના પ્રશ્નના જવાબ પછી બીજાનનો ચતુર્વિધ સંઘ વિચારમાં પડી ગયો અને મુનિશ્રીઓ પર સંસારીઓનો કોઈપણ પ્રકારનો નિષ્કારણ હુમલો ન આવે તે માટે શ્રી વિનોદમુનિને જણાવવામાં આવ્યું કે "અમારી સલામતી માટે તમારે જાહેર નિવેદન બહાર પાડવાની જરૂર છે" ત્યારે શ્રી વિનોદમુનિએ પોતાના હસ્તાક્ષરે નિવેદન શ્રી સંઘ સમક્ષ પ્રગટ કર્યું તેનો સાર નીચે મુજબ છે –

મારા માતા-પિતા મોહને વશ થઈને દીક્ષાની આજ્ઞા આપે તેમ ન હતું અને "અસંખયં જીવિયં મા પમાયએ" ને આધારે

સ્વ. ધર્માનુરાગી પૂજ્ય



માતુશ્રી શ્રી કડવીબાઇ વીરાણી

એક ક્ષણુ પણુ દીક્ષાથી વંચિત રહી શકુ તેમ નથી એમ મને લાગ્યું શ્રી લાલચંદજી મહારાજ સાહેબ—વગેરેએ મને મારી દીક્ષા માટે વિચારી પછી કરવાનુ કહેલ પરંતુ મને સમય માત્રનો પ્રમાદ કરવો ઠીક ન લાગ્યો તેથી શ્રી અરિહંત ભગવંતો તથા શ્રી સિદ્ધ ભગવંતોની સાક્ષીએ મારા ગુરુ મહારાજ સમક્ષ પ્રવજ્યાનો પાઠ ભણીને મારા આત્માના કલ્યાણુ માટે દીક્ષા અંગીકાર કરી છે સમાજને ખોટો ખ્યાલ ન આવે કે મારી દીક્ષા ક્ષણિક જુસ્સાથી અગર ગેરસમજથી થઈ છે તેથી તથા સમાજમાં જૈન શાસનની પ્રભાવના થાય તે હેતુથી મારે મારો વૃતાંત પ્રગટ કરવો ઉચિત છે

ઉત્તરાધ્યયનજી સૂત્રના ૧૯ મા અધ્યયન પરથી મને લાગ્યુ કે મનુષ્ય જીવનનું ખરૂ કર્ત્તવ્ય મોક્ષફળ આપનારી દીક્ષા જ છે

છેવટ સુધી મેં મારા બાપુજી પાસે દીક્ષા માટે આજ્ઞા માગી અને તે વખતે પણુ પહેલાની જેમ વાત ઉડાવી દીધી અને અનંત ઉપકારી એવા મારા બાપુજી સમક્ષ હુ તેમને કડક ભાષામાં પણુ ન હતો કહી શકતો અને બીજી બાજુથી મને થયુ કે આયુષ્ય અશાશ્વત છે અને આવા ઉત્તમ કાર્ય માટે મારે જરાપણુ પ્રમાદ કરવો ઉચિત નથી તેથી મેં વિચારીને આ પગલું ભર્યું છે અને મને પૂર્ણુ વિશ્વાસ છે કે, શ્રી વીરપ્રભુ મહાવીર સ્વામીનો સકળ સંઘ મારા આ કાર્યને અનુમોદશે જ "તથાસ્તુ"

રાજકોટમા શ્રી વિનોદકુમારના ગયા પછી પાછળથી ખબર પડી કે વિનોદકુમાર કેમ દેખાતા નથી એટલે તપાસ થવા માંડી ગામમાં કયાય પતો ન લાગ્યો એટલે બહારગામ તારો કર્યા કયાયથી પણુ સંતોષકારક સમાચાર સાપડયા નહીં અર્થાત્ પત્તો મળ્યો જ નહીં આમ વિમાસણુના પરિણામે પિતાશ્રીને બે મહિના પહેલાની એક વાતની યાદી આવી તે એ હતી કે તે વખતે શ્રી વિનોદકુમારે આજ્ઞા માંગેલી કે "બાપુજી ! આપની આજ્ઞા હોય તો આ ચાતુર્માસ ખીચન (રાજસ્થાન) જાઉ કારણુ કે ખીચનમા પૂ ગુરુમહારાજ શ્રી સમર્થમલજી મુનિ કે

જેઓ સિદ્ધાંત વિશારદ છે અને અનેકાંતવાદના પૂરા જાણકાર છે, તેઓ ત્યાં બિરાજમાન છે કે જેઓશ્રી પાસે શાસ્ત્રાભ્યાસ કરવા માટે પૂ શ્રી લાલચંદજી મહારાજ આદિ ઠાણા ૪ જવાના છે તો મારી ઇચ્છા પણ ત્યાં તેમની પાસે જવાની છે

આ વાતચીતનું સ્મરણ પિતાશ્રીને આવવા સાથે તેઓએ પં પૂર્ણચંદજી દકને પોતાની પાસે બોલાવ્યા અને વિનોદકુમાર માટેની પોતાની ચિંતા વ્યક્ત કરી. પંડિતજીનું પણ આ વાતને સમર્થન મળ્યું તેઓશ્રીએ જણાવ્યું કે "થોડા સમય પૂર્વે શ્રી વિનોદકુમારે મારી પાસે જાણવા માગ્યુ હતુ કે, બીકાનેરમાં કેવા પ્રકારની સગવડે છે ?" આમ મારી સાથે પણ વાર્તાલાપ થયો હતો બન્નેનો આ પ્રમાણે એકમત થતાં પિતાશ્રીએ બીકાનેર તાર કરવા સૂચના કરી. તા. ૨૧-૫-૫૭ ના રોજ પૃથ્વીરાજજી માલુ બીકાનેર (રાજસ્થાન) ઉપર તાર કર્યો.

તા. ૨૮-૫-૫૭ ના રોજ જવાબ આવ્યો કે શ્રી વિનોદભાઈએ બીકાનેરમાં સ્વયંમેવ દીક્ષા ગ્રહણ કરી છે એટલે તેમના પિતાશ્રીએ રાવબહાદુર શ્રી એમ. પી. સાહેબ, શ્રી કેશવલાલભાઈ પારેખ અને પંડિતજી પૂર્ણચંદજી દક એમ ત્રણેયને શ્રી વિનોદકુમારને પાછા તેડી લાવવા માટે બીકાનેર મોકલ્યા. તા. ૨૮-૫-૫૭ ના રોજ, રવાના થઈ તા. ૩૦-૫-૫૭ ના રોજ સવારે કુંભોજી સ્ટેશને પહોચ્યા, બેલગાડીમાં તેઓ બીકાનેર ગયા કે જ્યાં સ્થવિર મુનિશ્રી શીરેમલજી મહારાજ તથા પૂજ્ય પંડિત રત્ન શાસ્ત્ર વિશારદ શ્રી સમર્થમલજી મહારાજ આદિ ઠાણા ૮ તથા પૂજ્ય તપસ્વીજી મહારાજ શ્રી લાલચંદજી મહારાજ આદિ ઠાણા ૪ બિરાજતા હતા. કુલ સાધુ સાધ્વીની સંખ્યા અઠ્ઠાવીસથી વીશની હતી.

પૂછપરછના જવાબમાં શ્રી વિનોદમુનિએ કેશવલાલભાઈ પારેખને કહ્યું કે "મે તો દીક્ષા અંગીકાર કરી લીધી છે તેમાં કાંઈ ફેરફાર થાય તેમ નથી તમે અમારા વીરાગી કુટુંબના હિતેષી છો અને જો સાચા હિતેષી હો તો મારા પૂ બા અને બાપુજીને સમ-

જાવીને મારી હવે પછીની મોટી દીક્ષાની આજ્ઞા અઠવાડીઆની અંદર અપાવી દ્યો એટલું જ નહીં પણ "સવિ જીવ કરૂં શાસન રસી"ની ભાવનામાં અને આજ દિવસ સુધીના મારી ઉપરના ઉપકારના બદલામા આગમને અનુલક્ષીને મારી ભાવના એ હોય જ અને છે કે, મારી દીક્ષા તેઓની દીક્ષાનું નિમિત્ત બને અને મારા માતા–પિતા સદ્‌ગતિને સાધે. અર્થાત્ મારી સાથે દીક્ષા લીએ.

આવા દૃઢ જવાબના પરિણામે તે જ સમયે શ્રી વિનોદકુમારને પાછા લઇ જવાની ભાવનાને નિષ્ફળતા સાંપડી અને તા ૩૧–૫–૫૭ની રાત્રિના રવાના થઇ તા ૨–૬–૫૭ ના સવારે મહા પરીષહરૂપ ક્ષેત્રનો અનુભવ કરી અને શ્રી વિનોદકુમારના પિતાશ્રીને તમામ વાતથી વાકેફ કર્યા

થોડા વખતમાં ફલોદીના શ્રી સંઘે પૂ શ્રી લાલચંદજી મહારાજને ફલોદીમાં ચોમાસુ કરવાની વિનતી કરી તેનો અસ્વીકાર થવાથી સંઘ ગમગીન બન્યો એટલે નિર્ણય ફેરવ્યો અને અષાડ શુદ ૧૩ ના રોજ ખીચનથી વિહાર કરી ફલોદી આવ્યા

દીક્ષા પછી અઢી મહિનાને આંતરે ફલોદી ચોમાસા દરમ્યાન શ્રી વિનોદમુનિને હાજતે જવાની સંજ્ઞા થઇ અને તે માટે જવા તૈયાર થયા એટલે તેમના ગુરુએ કહ્યુ કે બહુ ગરમી છે, જરાવાર થોભી જાવ એટલે શ્રી વિનોદમુનિએ રજોહરણ વગેરેની પ્રતિલેખના કરી ત્યાં દરમ્યાન ન રોકી શકાય એવી હાજત લાગી તેથી ફરી આજ્ઞા માગતા જણાવ્યુ કે મને હાજત બહુ લાગી છે તેથી જાઉ છું જલ્દી પાછો ફરીશ. કાળની ગહન ગતિને દુ:ખદ રચના રચવી હતી આજે જ હાજતે એકલા જવાનો બનાવ હતો હમેશાં તો બધા સાધુઓ સાથે મળીને દિશાએ જતા

હાજતથી મોકળા થઇ પાછા ફરતા ત્યાં રેલ્વે લાઇન ઉપર બે ગાયો આવી રહી હતી બીજી બાજુથી ટ્રેઇન પણ આવી રહી હતી તેની વ્હીસલ વાગતા છતા પણ ગાયો ખસતી ન હતી શ્રી વિનોદમુનિનું

કરુણ થરથરી ઉઠયું અને મહા અનુકંપાએ મુનિના હૃદયમાં સ્થાન લીધું હાથમાં રજોહરણ લઈ જાનના જોખમની પરવા કર્યા વગર ગાયોને બચાવવા ગયા ગાયોને તો બચાવી જ લીધી. પરંતુ આ ક્રિયામાં છદ્મસ્થ જીવની દયાના સાધનભૂત રજોહરણ કે જે વિનોદમુનિને આત્માથી વધારે પ્યારો હતો તે રેલ્વે લાઈન ઉપર પડી ગયો અને શ્રી વિનોદમુનિએ તે પાછો સંપાદન કરવામાં જડવાદને સિદ્ધ કરતા રાક્ષસી એન્જીનને બચાટે આવ્યા અને પોતાનું બલિદાન આપ્યું અરિહંત અરિહંત ..એવા શબ્દો મુખથી નીકળ્યા અને શરીર તૂટી પડયું રક્ત પ્રવાહ છૂટી પડયો અને થોડાજ વખતમાં પ્રાણાંત થઈ ગયો. બધા લોકો કહેવા લાગ્યા કે મોરથામાં મુનિશ્રીએ પ્રાણ આપ્યા. અંતિમ સમયે મુનિશ્રીના ચહેરાપર ભવ્ય શાન્તિ જ દેખાતી હતી.

હમેશાં તેઓ જે તરફ હાજતે જતા હતા તે તરફ ધ્રોળીથી પોકરણ તરફ જવાની રેલ્વે લાઈન હતી. આ લાઈન ઉપર રેલ્વે સત્તાવાળાઓએ ફાટક મુકેલ નથી. અને ત્યાં રસ્તો પણ છે એટલે પશુઓની અવરજવર હોય જ છે અને વખતો વખત ત્યાં ઘણી રેલ્વેની હડફેટે ચઢીજવાના પ્રસંગ બને છે

ધ્રોળી સુધી આ દુર્ઘટનાના ખબર રાજકોટ ટેલીફોનથી આપ્યા. જે વખતે ટેલીફોન આવ્યો તે વખતે પિતાશ્રી બહાર ગયા હતા અને માતુશ્રી મણિબેન સામાયિક પ્રતિક્રમણમાં બેઠાં હતા માત્ર એક નોકર ઘરમાં હતો કે જેણે ટેલીફોન ઉપાડ્યો પણ તે કંઈ ટેલીફોનમાં હકીકત સમજી શક્યો નહીં અને સાચા સમાચાર મોડા મળ્યાં. સ્પેશ્યલ પ્લેનથી ધ્રોળી પહોંચે તે પહેલા અગ્નિસંસ્કાર થઈ ગયો. સૂચનાનો ટેલીફોન અર્ધો કલાક મોડો પહોંચ્યો. જો સંદેશો સમયસર પહોંચ્યો હોત તો માતા-પિતાને શ્રી વિનોદમુનિના શબરૂપે પણ ચહેરો જોવાનો અને અંતિમ દર્શનનો પ્રસંગ મળત પરંતુ અંતરાય કર્મે તેમ બન્યું નહીં.

આથી પ્લેનનો પ્રોગ્રામ પડતો મૂકવામાં આવ્યો અને

માતા-પિતા તા ૧૪-૮-૫૭ ના રોજ ટ્રેઇન મારફત ફલોદી પહોંચ્યા. શ્રી દુર્લભજીભાઇ અને મણિબેને પૂજ્ય તપસ્વી શ્રી લાલચંદજી મહારાજ સાહેબના દર્શન કર્યા.

આ પ્રસગે શ્રી લાલચદજી મહારાજ સાહેબે અવસરને પિછાણીને અને ધૈર્યનુ એકાએક ઐકય કરીને શ્રી વિનોદમુનિના માતા-પિતાના સાત્વન અર્થે ઉપદેશ શરૂ કર્યો જેનો ટૂકામા સાર આ પ્રમાણે છે

"**હવે તો એ રત્ન ચાલ્યું ગયુ ! સમાજનો આશા દીપક ઓલવાઇ ગયો ! ઝટ ઉગીને આથમી ગયો ! હવે એ દીપ ફરીથી આવી શકે તેમ નથી.** શ્રી વિનોદમુનિના સંસાર પક્ષના માતુશ્રી મણિબેનને મુનિશ્રીએ કહ્યુ કે.– બેન ! ભાવિ પ્રબળ છે. આ બાબતમા મહા પુરુષોએ પણ હાથ ધોઇ નાખ્યા છે અને સૌને મરણને શરણુ થવુ પડે છે તો પછી આપણા જેવા પામર પ્રાણીનું શું ગજુ છે ? હવે તો શોક દૂર કરીને આપણે એમના મૃત્યુનો આદર્શ જોઇને માત્ર ધીરજ ધરવાની રહી "

## - પૂ. શ્રી સમર્થમલજી મહારાજ સાહેબનો અભિપ્રાય:-

પ્રાંથમિક તેમ જ અલ્પકાળના પરિચયથી મને શ્રી વિનોદમુનિના વિષે અનુભવ થયો કે તેમની ધર્મપ્રિયતા અને ધર્માભિલાષા **અટ્ટિમિંજા પેમાણુરાગરત્તે** નો પરિચય કરાવતી હતી પ્રાપ્ત સાંસારિક પ્રચૂર વૈભવ તરફ તેમની રૂચિ દૃષ્ટિગોચર થતી ન હતી. પરતુ તેઓ વીતરાગવાણીના સસર્ગથી વિષયવિમુખ, ધર્મકાર્યમાં સદા તત્પર અને તલ્લીન દેખાતા હતા ખાસ પરિચયના અભાવે પણ તેમની વૈરાગ્ય ધારાથી તેમની ધર્માનુરાગીતા તથા જીવનચર્યાથી કઠિન કાર્ય કરવામાં પણ ગભરાટના સ્થાને સુખાનુભવની વૃત્તિ લક્ષમાં આવતી હતી

હવે,

શ્રી વિનોદમુનિના જીવનના બે પ્રશ્નો ઉપસ્થીત થાય છે તેનો

ખુલાસો કરવામા આવે છે

પ્ર. ૧. તેમણે આજ્ઞા વગર સ્વયંમેવ દીક્ષા કેમ લીધી?

ઉત્તર – પંચમા આરાના ભદ્રા શેઠાણીના પુત્ર એવંતા (અતિ-સુકુત) કુમારને તેની માતુશ્રીએ દીક્ષાની આજ્ઞા આપવાની વાત ન પાડી એટલે તેણે સ્વયમેવ દીક્ષા લીધી ત્યારબાદ ભદ્રા શેઠાણીએ પોતાના કુમારને ગુરુને સોંપી દીધા તેજ રાત્રે તેણે બારમી ભીક્ષુની પડિમા અંગીકાર કરી અને શિયાળણીના પરિષહથી કાળ કરી નલીન ગુલ્મ વિમાનમાં ગયા તેવી જ રીતે શ્રી વિનોદકુમાર સ્વયં દીક્ષિત થયા.[1]

પ્ર. ૨ આવા વૈરાગી જીવને આવો જમકર પરિષહ કેમ આવે?

ઉત્તર – કેટલાક ચરમ શરીરી જીવને મારણાંતિક ઉપસર્ગ આવેલ છે જુઓ ગજસુકુમાર મુનિ, મેતારજ મુનિ, કોશલ મુનિ, કારણ કે તેમની સત્તામાં હજારો ભવનાં કર્મ હોવા જોઈએ ત્યારે તેમને એકદમ મોક્ષ જવુ હતુ તો મારણાંતિક ઉપસર્ગ આવ્યા વગર એટલા બધા કર્મ કેવી રીતે ખપે? બા. બ્ર. શ્રી વિનોદમુનિને આવો પરિષહ આવ્યો છે ઉપરથી એમ અનુમાન થાય છે કે તે એક ભવતારી જીવ હોય.

[1] શ્રી વિનોદમુનિનું વિસ્તૃત જીવનચરિત્ર જુદા પુસ્તકથી છપાએલ છે તેમાંથી અહી સાર રૂપે સંક્ષેપ કરેલ છે.

લી. સુજ્ઞ.
ડૉ. એન. કે. ભાખીના
પંચ પરમેષ્ટિ ને નમસ્કાર.

✿✿
✿

"असंखयं जीविय मा पमायए"

...શ્રી વિનોદકુમાર વીરાણી.



(દીક્ષા લીધા પહેલાં શાસ્ત્રાભ્યાસ કરતા)

જન્મ : પોર્ટસુદાન સા. ૧૯૯૨

| દીક્ષા | નિર્વાણ |
|---|---|
| ખીચન–(રાજસ્થાન) | ફેલોદી–(રાજસ્થાન) |
| સા ૨૦૧૩ વૈશાખ વદ ૧૨ | સા ૨૦૧૩ શ્રાવણ શુદ ૧૨ |
| તા. ૨૬–૫–૫૭ રવિવાર | તા ૭–૮–૫૭ બુધવાર |

# आदर्श बताकर चले गये तुम



ओह विनोद मुनि आये आये चले गये तुम ॥

प्रेम-धार से पले हुए थे,
सुख वैभव में ढले हुए थे।
फुल गुलाबी खिले हुए थे,
ओह नव दीक्षित हँसा रुला कर चले गये तुम ॥

शीघ्र प्राप्त कर सूत्र सार तुम,
मोह माया का तोड़ तार तुम।
स्वयं दीक्षा सोल्लास धार तुम,
ओह त्यागी वीर सौर फैला कर चले गये तुम ॥

कैसा था वैराग्य तुम्हारा,
कैसा था चरित्र तुम्हारा।
कैसा था सौभाग्य तुम्हारा,
ओह आदर्श मुनि आदर्श बताकर चले गये तुम ॥

સ્વર્ગસ્થોની તિથિઓ,

પૂ. પિતાશ્રી,

**શ્રી રામજી વેલજી વીરાણી**

[ સં. ૨૦૦૨ મહા વદ ૧૨ તા. ૨૮-૨-૪૬ ]



પૂ. માતુશ્રી,

**શ્રી કડવીબાઈ વીરાણી**

[ સં ૨૦૧૦ ભાદરવા શુદ ૧૪ તા. ૧૧-૯-૫૪ ]



બા. બ્ર. વિનોદમુનિશ્રી,

[ સં. ૨૦૧૩ શ્રાવણ શુદ ૧૨ તા. ૭-૮-૫૭ ]



ઉપરોક્ત તિથિઓએ

કુટુંબીજનો તથા સ્નેહીઓ

પોતાના આત્માની ઉન્નતિને માટે અધ્યાત્માઓના જીવનમાંથી અનુકરણીય વ્રત-નિયમ જેવાં કે સામાયિક, પ્રતિક્રમણ, સંવર, ચોવિહાર, ઉપવાસ, એકાસણું, આયંબિલ, પોરસી આદિ તપ પોતાના ભાવ પ્રમાણે કરી તેઓની વાસ્તવિક જીવન-સ્મૃતિ પોતાના જીવનમાં ઉતારે એવી નમ્ર વિનંતી.

"આપણી જાગૃતિ એ જ એમની સ્મૃતિ બને"

આત્મબંધુ










# સ્મરણાંજલિ



"असंखयं जीविय मा पमायए"

પોતાના હૃદયની ચિરંતન પ્રકાશતી
ધર્મ જ્ઞાન-જ્યોતે
અમારા જીવનમાં પણ ધર્મના તેજ પાથરનાર
સ્વ. પૂ. પિતાશ્રી
**શામજી વેલજી વીરાણી**
તેમજ
સ્વ પૂ. માતુશ્રી
**કડવીબાઇ વીરાણી**
અને
જન્મથીજ ધર્મના રંગે રંગાએલા
સ્વ. બા.બ્ર. **વિનોદમુનિશ્રીને**















મહામંત્ર આરાધના
શ્રુતજ્ઞાન પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ
— ગ્રંથ —
સમર્પણ
લિ દુલભજી શામજી વીરાણી
ના વંદન



# નિવેદન.

"असंखयं जीविय मा पमायए"

સ્વર્ગસ્થ બા. બ્ર. **શ્રી વિનોદમુનિજી** આગમોક્ત જિન-વાણીના પરમ ભકત હતા. આગમવચનો પર એમની અગાધ શ્રદ્ધા હતી, અને '**असंखयं जीविय मा पमायए**' (જીવન તૂટ્યુ સધાતું નથી માટે ક્ષણુ માત્રનો પણ પ્રમાદ ન કરવો જોઇએ) આ તેમનુ ધ્યેય હતું.

વીતરાગની વાણીનો વિશેષ પ્રચાર કેમ થાય એની એમના હૃદયમાં ઘણીજ ધગશ હતી વીતરાગના વચનોનું શ્રદ્ધાન કરીને એમણે ભાગવતી દીક્ષા અગીકાર કરી. એમની દીક્ષા સંસ્કાર વિધિમાં અમે નિમિત્ત ન થઇ શકયા, એ અમારી કમનસીબી છે વીતરાગ વાણીના પ્રચારની એમની જે ઉત્કૃષ્ટ ઇચ્છા હતી તે સદ્ભાવનાની પૂર્તિરૂપે વીતરાગવાણીમાથી જે ઉત્તમ જ્ઞાન કે જે નિત્ય શ્રાવક-જીવનમા ઉપયોગી થઇ શકે તેવા સાહિત્યનુ પ્રકાશન કરીને અમુક અશે એ દુ ખને હળવુ કરવા અમારા ચિત્તને શાન્ત્વન આપવાનો સ્વલ્પ પ્રયત્ન કરી આ ગ્રથ સ્વર્ગસ્થ બા બ્ર. **શ્રી વિનોદમુનિજીને** શ્રદ્ધાજલિરૂપે અર્પણ કરીએ છીએ

સ્વર્ગસ્થ મુનિશ્રી નિર્વાણ પામ્યા પછી તેમના સ્વર્ગારોહણનું જે નિમિત્ત સરજાયું તેનુ વર્ણન તથા તેમના આદર્શ જીવનનો વૃતાત સક્ષિપ્તમાં આ ગ્રથમાં આપેલ છે. તેમજ તેમના અનુપમ

જીવનને આવરી લેતો ગ્રંથ ગુજરાતી તથા હિન્દીભાષામાં જુદા જુદા ગ્રંથ રૂપે પ્રકાશન થએલ છે શ્રી "મહામંત્ર આરાધના શ્રુતજ્ઞાન પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ" નામનો ગ્રંથ અમો શ્રી જૈન ધર્મ પ્રેમી મુમુક્ષુઓ સમક્ષ મૂકીએ છીએ જેમાં નિત્ય સ્વાધ્યાય કરવા માટે ઘણું ઘણું છાપ્યુ છે

આવા ગ્રંથો સસ્તી કિંમતે મળી શકે તો તેનો લાભ સૌ કોઇ વધારે પ્રમાણમાં લીએ અને જૈન જ્ઞાનનો પ્રચાર વધે એ કારણને અંગે અને અમારા સ્વ. પૂ. પિતાશ્રીની જે ખરા અંતઃકરણની ધગશ અને આકાંક્ષા હતી તેમજ તેઓશ્રીની સૂચના હતી તે પ્રમાણે આજે આ ગ્રંથ "મહામંત્ર આરાધના શ્રુતજ્ઞાન પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ" તેમજ શ્રી જૈન તત્ત્વ પ્રકાશ, શ્રી સમ્યગ્દર્શન અને અધ્યાત્મ જ્ઞાન, શ્રી જૈન જ્ઞાન સાગર, શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાયમાળા, શ્રી બૃહદ્ જૈન થોક સંગ્રહ, શ્રી દંડકાવ બોધ, અતિમુક્ત બા. બ્ર. શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર (ગુજરાતી) તથા (હિન્દી), શ્રી સિદ્ધિના સોપાન, શ્રી નવતત્ત્વ અને જીવ વિચાર, શ્રી પ્રતિક્રમણ સૂત્ર, ભાવના શતક તથા કર્મ અને આત્માનો સંયોગ, શ્રી સામાયિક સૂત્ર, જેવા ધાર્મિક ગ્રંથો અને ધાર્મિક ઉપકરણો પડતર કિંમત કરતા અર્ધી કિંમત આપીને તેઓશ્રીની ઇચ્છા અને ભાવનાને માન આપ્યાનો અમોને સંપૂર્ણ આનંદ થાય છે તે સાથે આ ગ્રંથ જૈન ધર્મ પ્રેમી સમાજ સમક્ષ સાદર રજુ કરવાના અમને પ્રાપ્ત થયેલ શુભ અવસર બદલ અમારી જાતને કૃતકૃત્ય માનીએ છીએ.

લિ. આત્મબંધુ,

દુર્લભજી શામજી વીરાણી

મહાનુભાવો,

નીચેના ધર્મકરણી કરવામા ઉપયોગી ધાર્મિક પુસ્તકો અને ઉપકરણો પડતર કિંમત કરતા અર્ધી કિંમતે આપવામા આવે છે તો જેઓને જરૂરત હોય તેમણે નીચે બતાવેલ સ્થળેથી મેળવી લેવા અગર પોસ્ટથી મગાવી લેવા (પોસ્ટેજ ખર્ચ અલગ થશે.)

| વિગત | પડતર કિંમત | અર્ધી કિંમત |
| --- | --- | --- |
| શ્રી જૈન તત્ત્વપ્રકાશ | ૬-૦-૦ | ૩-૦-૦ |
| શ્રી જૈન જ્ઞાનસાગર | ૩-૦-૦ | ૧-૮-૦ |
| સમ્યગ્દર્શન અને અધ્યાત્મ જ્ઞાન | ૪-૦-૦ | ૨-૦-૦ |
| મહામંત્ર આરાધના, શ્રુતજ્ઞાન-પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ | ૪-૦-૦ | ૨-૦-૦ |
| શ્રી ધર્મધ્યાન અને સજઝાયમાળા | ૩-૮-૦ | ૧-૧૨-૦ |
| શ્રી બૃહદ્ જૈન થોક સંગ્રહ | ૩-૦-૦ | ૧-૮-૦ |
| શ્રી દંડકાવ બોધ ગ્રંથ | ૩-૦-૦ | ૧-૮-૦ |
| અતિમુક્ત બા. બ્ર. શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર (બીજી આવૃત્તિ) ગુજરાતી | ૨-૮-૦ | ૧-૪-૦ |
| અતિમુક્ત બા. બ્ર શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર - હિન્દી | ૨-૮-૦ | ૧-૪-૦ |
| શ્રી સિદ્ધિના સોપાન | ૧-૮-૦ | ૦-૧૨-૦ |
| શ્રી નવતત્ત્વ અને જીવ વિચાર | ૦-૮-૦ | ૦-૪-૦ |
| શ્રી પ્રતિક્રમણ સૂત્ર | ૦-૬-૦ | ૦-૩-૦ |
| ભાવના શતક તથા કર્મ અને આત્માનો સંયોગ | ૦-૮-૦ | ૦-૪-૦ |
| શ્રી સામાયિક સૂત્ર | ૦-૧-૬ | ૦-૦-૯ |
| ગુચ્છા ઉનના | ૩-૪-૦ | ૧-૧૦-૦ |
| કટાસણુ ઉનનું | ૨-૮-૦ | ૧-૪-૦ |
| માળા (નવકારવાળી) સુખડની | ૧-૦-૦ | ૦-૮-૦ |
| પુસ્તકો મુકવા માટે લાકડાના સાપડા | ૧-૦-૦ | ૦-૮-૦ |

સ્થળ —
દિવાન પરા શેરી નં ૬
રાજકોટ

શ્રી શામજી વેલજી વીરાણી અને
શ્રી કડવીબાઇ વીરાણી સ્મારક ટ્રસ્ટ.

" आचार्य देवो भव : "

મારા પરમ ઉપકારી, ધર્મહેતુભૂત
પરમ પૂજ્ય શાસન ભૂષણ
મહારાજશ્રી ૧૦૦૮ બાલબ્રહ્મચારી પંડિતરત્ન,
મહા પ્રભાવશાળી પ્રખર તત્વજ્ઞાની ઓજસ્વી
મહાન આત્મા

## મુનિશ્રી પ્રાણલાલજી સ્વામીને

મારા અંતઃકરણના શુદ્ધ ભાવથી
કોટિ કોટિ વંદન હોજો

ૐ શાન્તિ! શાન્તિ!! શાન્તિ!!!

ગુણાનુરાગી,
દુર્લભજી શામજી વીરાણી.

# નવકાર મંત્રની આરાધના

સંગ્રહ કરનાર:

ડૉ. એન. કે. ગાંધી

*

## અર્થ

નવકાર શબ્દ નમોક્કારને બદલે પરંપરાથી ચાલ્યો આવેલ છે અને શબ્દ નયથી સાર્થક બતાવવાને કેટલાક આચાર્યોએ ચાર પદ ઉમેરીને નવ પદ બનાવ્યા હોય એમ જણાય છે. પણ પાંચે પદ અથવા નવ પદનું સ્વરૂપ અપેક્ષાપૂર્વક એક જ છે. નમોક્કાર પદ એટલે નમસ્કાર કરવા લાયક પદ. નમસ્કાર શબ્દથી શરૂ કરીને આરાધકની શક્તિ અનુસાર, વંદન, સત્કાર, સન્માન, આત્મશુદ્ધિ, પરભાવત્યાગ, આત્મતત્ત્વ દર્શન, જ્ઞાનસ્વરૂપ, સેવા–ભક્તિ–ગુણોનું ગ્રહણ એ સર્વ તેની સાથે આવી જાય છે

મંત્ર=મન્+તર=મનની સ્થિરતા–પ્રસન્નતા–એકાગ્રતા=સંસારથી તરી જઈને મોક્ષની આરાધના તરફ સ્થિર કરવું

આરાધના=આ+રાધ=ગુણ+ના=પદના ગુણોનો આકર્ષક કરવાની ક્રિયા તે પાચ અને નવ પદ આગળ આવશે

તત્ત્વ દૃષ્ટિએ અરિહંત અને સિદ્ધ સિવાય ધર્મ વ્યવહારમાં કોઈ ભગવાન નથી, આ પદોમા જ ભગવાનની શ્રદ્ધા આવી જાય છે.

## હેતુ

નિર્જરાનો હેતુ મુખ્યતાએ છે, તેમાં આત્માના શુદ્ધ ગુણો જ્ઞાન–દર્શન–ચારિત્ર–તપ–વીર્યની એકાગ્રતા થાય છે જેને મોક્ષની પ્રથમ હોય તેણે આ મહામંત્રની રોજ આરાધના કરવી.

### મહત્ત્વ

નવકારના પાંચ પદમાં ૧૪ પૂર્વનો સાર છે, કારણ કે સર્વ સૂત્રજ્ઞાનમાંથી જે ઉપાદેય છે તે પંચ પરમેષ્ઠીના ૧૦૮ ગુણોમાં આવી જાય છે નવકાર મંત્રની આરાધનાથી અશુભ કર્મની નિર્જરા થાય ધર્મ આરાધના યોગ્ય શુભ કર્મના બંધ થાય, જઘન્ય શુદ્ધિમાં અનંત કર્મની નિર્જરા અને ઉત્કૃષ્ટ શુદ્ધિમાં કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત થાય, નવકાર મંત્ર આનુપૂર્વિની રીતે આરાધતા છમાસી તપનું ફળ થાય અને ૫૦૦ સાગરના પાપ નાશ થાય, નવકાર મંત્રના પદ, અ… અને ભાવથી જૈન સંસ્કૃતિની શરૂઆત થાય છે, અને શુદ્ધ સ્વરૂપ સુધી લઈ જાય છે

### આરાધના

પંચ પરમેષ્ઠીની આરાધના ઘણી રીતે થાય તેમાંની મુખ્ય નીચે મુજબ છે

૧. આનુપૂર્વિ ગણવી, આ બાબતની ખાસ આરાધના આગળ આવશે.

૨. માળાનો એક એક મણકો ખાય કે નવ પદ બોલી ફેરવતા રહેવું.

૩. ૐ પદનું ધ્યાન–અરિહંત, અશરીરી સિદ્ધભગવાન, આચાર્ય, ઉપાધ્યાય, મુનિ આ બધા પદોનો પ્રથમ અક્ષર અ+અ+આ+ઉ+મની સંધિથી ઓમ્‌=ૐ થાય છે આ પદને હૃદયમાં કે ભમરની વચ્ચે કપાળમાં સ્થિર કરવું, મનમાં ૐ બોલવું અને ૫ પરમેષ્ઠીના ગુણોમય બની જવું એટલે એક પછી એક ગુણનો અનુભવ કરવો.

૪ પંચ પરમેષ્ટી પદ—આઠ પાંદડા અને કર્ણિકાવાળું, કમળ હૃદયમાં સ્થાપન કરવું, કર્ણિકા ઉપર, નમો અરિહંતાણું, ચાર દિશાના ચાર પત્રો પર નમો સિદ્ધાણુ, નમો આયરિયાણું, નમો ઉવજ્ઝાયાણું, નમો લોએ સવ્વ સાહુણુ, ચાર વિદિશાના ચાર પત્રો પર સમ્યગ્ દર્શનાય નમ:, સમ્યગ્ જ્ઞાનાય નમ:, સમ્યક્ ચારિત્રાય નમ, સમ્યક્ તપાય (તપસે) નમ. એવી રીતે સ્થાપના કરી તેમાં મનને સ્થિર કરવું.

૫. ષોડશાક્ષરી (સોળ અક્ષર) નો જાપ—અ ર્હં ત્સિ દ્ધા ચા ર્યો
૧ ૨ ૩ ૪ ૫ ૬

પા ધ્યા ય સ ર્વ સા ધુ ભ્યો ન મ:
૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬

૬. છ અક્ષરનો જાપ—અરિહંત સિદ્ધ.

૭ પાંચ અક્ષરનો જાપ—અસિઆઉસા

૮ ચાર અક્ષરનો જાપ—અરિહંત

૯ બે અક્ષરનો જાપ—સિદ્ધ.

૧૦ "ૐ નમો અરિહંતાણું" નો જાપ.

## આનુપૂર્વિની આરાધના

૧ હોય ત્યાં નમો અરિહંતાણું મનમાં કહેવું, એવી રીતે ૨ હોય ત્યા નમો સિદ્ધાણુ, ૩ હોય ત્યા નમો આયરિયાણુ, ૪ હોય ત્યાં નમો ઉવજ્ઝાયાણું, ૫ હોય ત્યા નમો લોએ સવ્વ સાહુણું એ પ્રમાણે મનમાં કહેવું. તેની વિશેષ આરાધના અહિં બતાવવામાં આવે છે.

**નોંધ** :— નવકારના પાંચ પદોમા પહેલા બે પદ દેવ તત્ત્વમાં છે અને બીજા ત્રણ પદ ગુરૂતત્ત્વમાં છે અને પાંચે પદના ગુણો ધર્મ-તત્ત્વમા છે એટલે નવકાર મંત્રથી શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ અને શુદ્ધ ધર્મ એ ત્રણ તત્ત્વની ઓળખાણ થયા પછી તેમાં દૃઢ શ્રદ્ધા રાખવાથી જૈન ધર્મની શરૂઆત થાય છે

કોઠો ૧ લો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૨ | ૧ | ૩ | ૪ | ૫ |
| ૧ | ૩ | ૨ | ૪ | ૫ |
| ૩ | ૧ | ૨ | ૪ | ૫ |
| ૨ | ૩ | ૧ | ૪ | ૫ |
| ૩ | ૨ | ૧ | ૪ | ૫ |

કોઠો ૨ જો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૩ | ૫ |
| ૨ | ૧ | ૪ | ૩ | ૫ |
| ૧ | ૪ | ૨ | ૩ | ૫ |
| ૪ | ૧ | ૨ | ૩ | ૫ |
| ૨ | ૪ | ૧ | ૩ | ૫ |
| ૪ | ૨ | ૧ | ૩ | ૫ |

કોઠો ૩ જો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૪ | ૨ | ૫ |
| ૩ | ૧ | ૪ | ૨ | ૫ |
| ૧ | ૪ | ૩ | ૨ | ૫ |
| ૪ | ૧ | ૩ | ૨ | ૫ |
| ૩ | ૪ | ૧ | ૨ | ૫ |
| ૪ | ૩ | ૧ | ૨ | ૫ |

કોઠો ૪ થો

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૧ | ૫ |
| ૩ | ૨ | ૪ | ૧ | ૫ |
| ૨ | ૪ | ૩ | ૧ | ૫ |
| ૪ | ૨ | ૩ | ૧ | ૫ |
| ૩ | ૪ | ૨ | ૧ | ૫ |
| ૪ | ૩ | ૨ | ૧ | ૫ |

કોઠો ૫ મો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૫ | ૪ |
| ૨ | ૧ | ૩ | ૫ | ૪ |
| ૧ | ૩ | ૨ | ૫ | ૪ |
| ૩ | ૧ | ૨ | ૫ | ૪ |
| ૨ | ૩ | ૧ | ૫ | ૪ |
| ૩ | ૨ | ૧ | ૫ | ૪ |

કોઠો ૬ ઠ્ઠો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૫ | ૩ | ૪ |
| ૨ | ૧ | ૫ | ૩ | ૪ |
| ૧ | ૫ | ૨ | ૩ | ૪ |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૫ | ૧ | ૩ | ૪ |
| ૫ | ૨ | ૧ | ૩ | ૪ |

કોઠો ૭ મો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૫ | ૨ | ૪ |
| ૩ | ૧ | ૫ | ૨ | ૪ |
| ૧ | ૫ | ૩ | ૨ | ૪ |
| ૫ | ૧ | ૩ | ૨ | ૪ |
| ૩ | ૫ | ૧ | ૨ | ૪ |
| ૫ | ૩ | ૧ | ૨ | ૪ |

કોઠો ૮ મો

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૫ | ૧ | ૪ |
| ૩ | ૨ | ૫ | ૧ | ૪ |
| ૨ | ૫ | ૩ | ૧ | ૪ |
| ૫ | ૨ | ૩ | ૧ | ૪ |
| ૩ | ૫ | ૨ | ૧ | ૪ |
| ૫ | ૩ | ૨ | ૧ | ૪ |

કોઠો ૯ મો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૫ | ૩ |
| ૨ | ૧ | ૪ | ૫ | ૩ |
| ૧ | ૪ | ૨ | ૫ | ૩ |
| ૪ | ૧ | ૨ | ૫ | ૩ |
| ૨ | ૪ | ૧ | ૫ | ૩ |
| ૪ | ૨ | ૧ | ૫ | ૩ |

કોઠો ૧૦ મો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૫ | ૪ | ૩ |
| ૨ | ૧ | ૫ | ૪ | ૩ |
| ૧ | ૫ | ૨ | ૪ | ૩ |
| ૫ | ૧ | ૨ | ૪ | ૩ |
| ૨ | ૫ | ૧ | ૪ | ૩ |
| ૫ | ૨ | ૧ | ૪ | ૩ |

કોઠો ૧૧ મો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૪ | ૫ | ૨ | ૩ |
| ૪ | ૧ | ૫ | ૨ | ૩ |
| ૧ | ૫ | ૪ | ૨ | ૩ |
| ૫ | ૧ | ૪ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૧ | ૨ | ૩ |
| ૫ | ૪ | ૧ | ૨ | ૩ |

કોઠો ૧૨ મો

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૪ | ૫ | ૧ | ૩ |
| ૪ | ૨ | ૫ | ૧ | ૩ |
| ૨ | ૫ | ૪ | ૧ | ૩ |
| ૫ | ૨ | ૪ | ૧ | ૩ |
| ૪ | ૫ | ૨ | ૧ | ૩ |
| ૫ | ૪ | ૨ | ૧ | ૩ |

કોઠો ૧૩ મો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૪ | ૫ | ૨ |
| ૩ | ૧ | ૪ | ૫ | ૨ |
| ૧ | ૪ | ૩ | ૫ | ૨ |
| ૪ | ૧ | ૩ | ૫ | ૨ |
| ૩ | ૪ | ૧ | ૫ | ૨ |
| ૪ | ૩ | ૧ | ૫ | ૨ |

કોઠો ૧૪ મો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૫ | ૪ | ૨ |
| ૩ | ૧ | ૫ | ૪ | ૨ |
| ૧ | ૫ | ૩ | ૪ | ૨ |
| ૫ | ૧ | ૩ | ૪ | ૨ |
| ૩ | ૫ | ૧ | ૪ | ૨ |
| ૫ | ૩ | ૧ | ૪ | ૨ |

કોઠો ૧૫ મો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૪ | ૫ | ૩ | ૨ |
| ૪ | ૧ | ૫ | ૩ | ૨ |
| ૧ | ૫ | ૪ | ૩ | ૨ |
| ૫ | ૧ | ૪ | ૩ | ૨ |
| ૪ | ૫ | ૧ | ૩ | ૨ |
| ૫ | ૪ | ૧ | ૩ | ૨ |

કોઠો ૧૬ મો

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
| ૪ | ૩ | ૫ | ૧ | ૨ |
| ૩ | ૫ | ૪ | ૧ | ૨ |
| ૫ | ૩ | ૪ | ૧ | ૨ |
| ૪ | ૫ | ૩ | ૧ | ૨ |
| ૫ | ૪ | ૩ | ૧ | ૨ |

કોઠો ૧૭ મો

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
| ૩ | ૨ | ૪ | ૫ | ૧ |
| ૨ | ૪ | ૩ | ૫ | ૧ |
| ૪ | ૨ | ૩ | ૫ | ૧ |
| ૩ | ૪ | ૨ | ૫ | ૧ |
| ૪ | ૩ | ૨ | ૫ | ૧ |

કોઠો ૧૮ મો

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૫ | ૪ | ૧ |
| ૩ | ૨ | ૫ | ૪ | ૧ |
| ૨ | ૫ | ૩ | ૪ | ૧ |
| ૫ | ૨ | ૩ | ૪ | ૧ |
| ૩ | ૫ | ૨ | ૪ | ૧ |
| ૫ | ૩ | ૨ | ૪ | ૧ |

કોઠો ૧૯ મો

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૪ | ૫ | ૩ | ૧ |
| ૪ | ૨ | ૫ | ૩ | ૧ |
| ૨ | ૫ | ૪ | ૩ | ૧ |
| ૫ | ૨ | ૪ | ૩ | ૧ |
| ૪ | ૫ | ૨ | ૩ | ૧ |
| ૫ | ૪ | ૨ | ૩ | ૧ |

કોઠો ૨૦ મો

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૨ | ૧ |
| ૪ | ૩ | ૫ | ૨ | ૧ |
| ૩ | ૫ | ૪ | ૨ | ૧ |
| ૫ | ૩ | ૪ | ૨ | ૧ |
| ૪ | ૫ | ૩ | ૨ | ૧ |
| ૫ | ૪ | ૩ | ૨ | ૧ |

## પહેલો કોઠો

પા.-૧ નમો અરિહંતાણં ૨ નમો સિદ્ધાણં ૩ નમો આયરિયાણં ૪ નમો ઉવજ્ઝાયાણં ૫ નમો લોએ સવ્વ સાહૂણં એક કોઠાની માફક દરેક કોઠામાં પદ તો બોલવા પણ તે ઉપરાંત સાથે સાથે નીચે મુજબ આરાધના કરવી.

## બીજો કોઠો

### અર્થ

૧ દ્રવ્યથી ચાર ઘનઘાતી કર્મ અને ભાવથી રાગદ્વેષરૂપી દુશ્મનો હણ્યા છે એવા અરિહંત દેવને નમસ્કાર કરૂં છું

૨ સર્વ કાર્યો સિદ્ધ કર્યા છે એવા સિદ્ધ ભગવાનને નમસ્કાર કરૂં છું

૩ શુદ્ધ આચાર પાળનાર અને પળાવનાર આચાર્યને નમસ્કાર કરૂં છું

૪ અંગ ઉપાંગ સૂત્ર જ્ઞાન ભણનાર અને ભણાવનાર ઉપાધ્યાયને નમસ્કાર કરૂં છું

૫ આત્માનું સાધન કરનાર સર્વ સાધુ સાધ્વીને નમસ્કાર કરૂં છું (સાધુએ સાધ્વી શબ્દ વાપરવો નહિ.)

સૂચના-દરેક કોઠાના વાક્ય પ્રમાણે પદ અને વિસ્તાર બોલવો. અહિં સમજની ખાતર ફક્ત અનુક્રમે પદ મુક્યા છે

## ત્રીજો કોઠો

### ગુણ સંખ્યા

(૧) બાર ગુણવાળા અરિહંત દેવને નમસ્કાર કરૂં છું
(૨) આઠ ગુણવાળા સિદ્ધ ભગવાનને નમસ્કાર કરૂં છું

(૩) ૩૬ ગુણુવાળા આચાર્યને નમસ્કાર કરૂં છું.

(૪) ૨૫ ગુણુવાળા ઉપાધ્યાયને નમસ્કાર કરૂં છું.

(૫) ૨૭ ગુણુવાળા સર્વ સાધુ સાધ્વીને નમસ્કાર કરૂં છું.

**સૂચના:-** અહિં પોતપોતાની પ્રજ્ઞા પ્રમાણે દરેક પદના ગુણોનો સમુચ્ચય આભાસ થાય તો ઘણું સારૂં છે.

## ચોથો કોઠો

**ગુણોનો અનુભવ.** કાઉસમાં લખેલ છે તેનો વગર બોલ્યે અનુભવ થઇ શકે તો ફકત આત્મભાવે અનુભવ કરવો.

આત્મભાવે અનુભવ એટલે આત્મા, તે સ્વરૂપે પરિણમે (યથાશકિત અંશપૂર્વક)

૧

## અરિહતના ગુણોની આરાધના કરૂં છુ.

## યથાશકિત આત્મભાવે અનુભવું છું :—

અનતજ્ઞાન અનંત દર્શન તે **કેવળજ્ઞાન કેવળદર્શન** (આ શબ્દો બોલતી વખતે ધર્માસ્તિકાય વગેરે છ દ્રવ્યો, જે નામના જેટલા હોય તે સર્વ દ્રવ્યો, સર્વ ક્ષેત્રો-લોક, અલોક, સર્વ કાળ-વર્તમાન ભૂત, ભવિષ્ય, સર્વ પર્યાયો (છ એ દ્રવ્યના સર્વ વ્યંજન પર્યાયો જેમકે જીવના પ્રર્યાય તે ચાર ગતિના જીવો અને સિદ્ધપર્યાય, પુદ્ગળના પર્યાયો તે સ્કંધો વગેરે. અર્થ પર્યાય જેમકે જીવના સદ્ગુણ, દુર્ગુણ, પુદ્ગળના વર્ણાદિ ચતુષ્ક વગેરેનું સૂત્ર જ્ઞાન દર્શનની રીતે માનસિક નિરીક્ષણ- આભાસ પોતપોતાના જ્ઞાન અનુસાર બની શકે તો કરવો).

અનંત ચારિત્ર (**યથાખ્યાત ચારિત્ર**), (આ શબ્દો બોલતી વખતે) માનસિક આભાસ.- સર્વ જ્ઞેય અને દ્રશ્યોમાં સમભાવ, રાગ-દ્વેષનો અભાવ, સકલ્પ વિકલ્પનો અભાવ, ઇષ્ટ, અનિષ્ટ બુદ્ધિનો

અભાવ, સુખદુઃખની લાગણીનો અભાવ, ગુણોની સ્થિરતા, અક્રિય પ્રવૃત્તિ, સંસાર પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ અથવા સર્વથા નિવૃત્તિનો અનુભવ યથાશક્તિ કરવો.

**ક્ષાયક સમકિત** – આ શબ્દ બોલતી વખતે જ્ઞાન દર્શનની સંપૂર્ણ પ્રતીતી, નવતત્ત્વના શુદ્ધ સ્વરૂપમાં નિશ્ચયપણાનો યથાશક્તિ અનુભવ કરવો, પોતાના આત્માની સત્તામાં રહેલ શુદ્ધ સ્વરૂપનો નિર્ણય કરવો.

**વીતરાગ સ્વરૂપ**:– આ શબ્દ બોલતી વખતે અથવા ચિંતવનમાં અક્રોધ, અમાન, અમાયા અલોભ, ગંભીરતા, પરમ વૈરાગ્ય, આદિનો યથાશક્તિ અનુભવ કરવો

**અભય** (નિર્ભય, અશોક) અવેદી, અનંત-દાન, (સિદ્ધ માર્ગનું દાન) લાભ (અનંત જ્ઞાનાદિ ચતુષ્ક)–ભોગ (જ્ઞાન-દર્શનનો ઉપયોગ) ઉપભોગ (જ્ઞાન-દર્શન-આત્મિક શાંતિ), વીર્ય (પંડિત વીર્ય) એ પાંચ ભોગની પ્રાપ્તિ.

આ સર્વ ગુણો મારા આત્માની સત્તામાં છે, અરિહંત દેવને એ સર્વ ગુણો પ્રગટપણે ભોગવટામાં છે, મારા ગુણો ઘનઘાતિ કર્મથી અવરાયેલા છે તે કર્મનો નાશ કરવા માટે અને અરિહંતનું સ્વરૂપ ઓળખવા માટે હું અરિહંત દેવની ભક્તિ કરું છું તીર્થંકર દેવ અને કેવળી ભગવાનને વાંદુ છું નમસ્કાર કરું છું અરિહંત પરમાત્મા તથા તેમના સર્વ ગુણોની મને સંપૂર્ણ શ્રદ્ધા છે, તેમના ગુણોને હું મારા મનમાં આત્મભાવે સ્થાપું છું જેથી મારો આત્મા નિર્મળ થાઓ, પુદ્ગલીક ભાવો નાશ થાઓ, શુદ્ધ આત્મતત્ત્વ પ્રાપ્ત થાઓ, સંપૂર્ણ જ્ઞાન સ્વરૂપ પ્રાપ્ત થાઓ, અરિહંતના સર્વ ગુણો મને ક્રમભાવે પ્રગટ થાઓ અને હું સર્વજ્ઞ વીતરાગ સ્વરૂપ પ્રાપ્ત કરું. આ વખતે પોતે અરિહંત સ્વરૂપમય યથાશક્તિ થઈ જવું.

**સૂચના :**— અરિહંતના ગુણો જુદે જુદે ઠેકાણે, જુદી જુદી રીતે મળી આવશે, પણ તેમા તાત્વિક દૃષ્ટિએ ભૂલ ન હોવી જોઈએ જેમકે વીતરાગમા શબ્દનયની અપેક્ષાએ અમાયી, અલોભ, ગભીરતા, વૈરાગ અને અવેદીપણુ આવે. અદ્વેષમાં અક્રોધ, અમાણુ, અખેદ, નિર્ભયપણું, અશોક આવે. યથાખ્યાત ચારિત્રમા વીતરાગ અને અદ્વેષ આવે ધ્યાતાની સરળતા પ્રમાણે અરિહતના અધ્યાત્મિક ગુણો ગોઠવીને ધ્યાન ધરી શકે

**અરિહત ભગવાન ૧૮ દોષ રહિત છે :** ૧. અજ્ઞાન, ૨. નિંદ્રા, ૩ ક્રોધ, ૪. માન, ૫ માયા, ૬ લોભ, ૭ મદ, ૮. મત્સર, ૯ હાસ્ય, ૧૦ રતિ, ૧૧. અરતિ, ૧૨. ભય, ૧૩, શોક, ૧૪, પ્રેમ, ૧૫ જીવહિંસા, ૧૬ અસત્ય, ૧૭ ચોરી, ૧૮ ક્રીડા હોલમાં શાળાઓ અને અનેક ઘરો અને સંસ્થાઓમા કલ્પિત ભગવાનનો બહુ પ્રચાર છે માટે ખરી વસ્તુ જાણવા માટે આ પ્રમાણ છે કે જેને આ અઢારમાંથી એક પણ દોષ હોય તે ભગવાન નથી, એમ જૈન બાળકોએ સમજવું

અરિહંતમા તીર્થંકરદેવની, અપેક્ષાપૂર્વક ધર્મની આદિ કરનાર હોવાથી અને ઘણા જીવોને મોક્ષ માર્ગ આપતા હોવાથી, વ્યવહારીક રીતે વિશેષતા છે પૂર્વે ત્રીજે ભવે " સર્વ જીવ કરૂ શાસન રસી " ની ભાવનાથી તિર્થંકરપદ બાધેલુ તે હવે ઉદય આવે છે તેથી આઠ પ્રતિહાર્ય અને ચાર મહા અતિશય પ્રગટ થાય છે તેથી ધર્માભિલાષી ભવ્ય જીવો આકર્ષાઈને આવે છે, પ્રભુ તેમને ઉપદેશ આપી તારે છે એવી રીતે તીર્થંકર નામ કર્મ ખપાવે છે પ્રતિહાર ઉત્પન્ન થવાનું કારણ કેવળી ગમ્ય કરીને અનુમાન અને ઉપમા પ્રમાણ તથા કારણ વગર કાર્ય નહિ એ ત્રણ મુદ્દા વિચારીએ તો એમ લાગે છે કે પ્રતિહાર્ય જાણે કે ભગવાનના અભ્યતર ગુણોનો પ્રકાશ કરતા હોય એમ આભાસ થાય છે. પ્રતિહાર્ય પુદ્ગલીક છે તેની ભક્તિની જરૂર નથી પણ તેથી સૂચક ભગવાનના ગુણોની આરાધના કરવી જોઇએ

૧ અશોક વૃક્ષ – જેમ વૃક્ષ તાપમાંથી ઠંડક આપે છે તેમ ભગવાન મિથ્યાત્વની આગમાંથી બચાવીને આત્મ દર્શનની શીતળતા આપે છે કોઇને પ્રશ્ન થાય કે અશોક વૃક્ષ કયાં ઠંડક આપે છે ? જવાબ – નિરસા પુદ્ગળોના બનેલા વાદળાં સૂર્યને ઢાંકી શકે છે તડકો ઓછો કરી શકે છે તો અશોક વૃક્ષ ઠંડક આપે તેમાં તત્ત્વનો વિરોધ કેવી રીતે આવે. અને ભગવાન બિરાજતા હોય ત્યાં તાપ અને ઠંડી બન્નેનાં દુઃખ દૂર થાય છે

૨. છત્ર ત્રય – ત્રણ લોકના તાપ રત્નત્રયથી ત્રણ લોકને પ્રભુ(?)માંથી રક્ષણ કરે છે

૩ ૨૪ જોડા ચામર – ઉંચે જતા દેખાય પણ નીચે ઉતરતા ન દેખાય :– ભગવાનના શરણથી ઉર્ધ્વગતિ જ મળે છે અહિં સિદ્ધ ગતિની ભાવનાની આરાધના કરવી.

૪ ભામંડળ – ભગવાન કેવળજ્ઞાન અને કેવળદર્શન વાળા છે

૫. સિંહાસન – ભગવાન નિરાલંબનપણું પ્રાપ્ત કરાવે છે.

૬ અચેત સુગંધી પુષ્પ વૃષ્ટિ – નિર્દોષ સુખોનો સમૂહ, સર્વ ગુણોની સ્થિરતા.

૭ દેવ દુંદુભી – ભગવાનની લૌકિક તેમજ લોકોત્તર શ્રેષ્ઠતા જાહેર કરે છે

૮ દિવ્ય ધ્વનિ :– અવાજ અને પછી ઠાની ઉપમાએ આગાર અને અણગાર ધર્મ પ્રકાશક વાણી.

## ચાર મહાન અતિશય.

૧ અનંતજ્ઞાન, અનંતદર્શન. (આ ગુણો સામાન્ય કેવળી ભગવાનને હોય છે તેથી ૩૪ અતિશય તેને આશ્રી ગણી સમય પણ આરાધના જ્ઞાન અને દર્શનની કરવી.)

૨ ૩૫ પ્રકારની વાણી, અનંત વચન અતિશય, જોજન પર વિસ્તાર, અદ્ભુત રસ ઉપજાવનાર વાણી, પોતપોતાની ભાષામાં દેવતા, મનુષ્યો, તિર્યંચો સમજી જાય અહિં **ભાવશ્રુત જ્ઞાનની** આરાધના છે.

૩ ઉપદ્રવ રહિતપણું ૨૫ જોજન સુધી શાંત વાતાવરણ થઇ જાય અહિં **ઉપદ્રવ રહિત મોક્ષના સુખની આરાધના** કરવી.

૪ **પરમ પૂજ્યપણું**:- મિથ્યાત્વીનો મદ ગળી જાય, દેવેન્દ્ર અને નરેન્દ્ર જોતા જ નમી પડે અહિં **વિનયની** આરાધના કરવી, ઉત્કૃષ્ટ ભાવથી ભગવાનને નમવાનો ભાવ પ્રગટ કરવો

આવા અદ્ભુત પ્રાતિહાર્ય અને અતિશયોમાં ભગવાન નિર્મમત્વ છે હાલમાં વીશ તીર્થંકર દેવ મહાવિદેહ ક્ષેત્રમા બિરાજે છે તેમની પૂરી આરાધના કરૂં છું, ત્યાર બાદ અગાઉ મુજબ ભકિત કરવી અને છેવટે વિનંતી કરવી કે, "હે પ્રભુ, આપે ઘણાને તાર્યા, તારો છો અને તારશો, મને પણ સંસારથી પાર ઉતારો કે જેથી સર્વ બંધનથી મુક્ત થઈ શુદ્ધ જ્ઞાનાનંદ સિદ્ધ સ્વરૂપે સિદ્ધક્ષેત્રમા સદાકાળ સ્થિર થઇને અનંત આત્મિક સુખમાં લીન રહુ

## ૨

## સિદ્ધ ભગવાનના ગુણોની આત્મભાવે આરાધના કરૂં છું.

[૧]કેવળજ્ઞાન, [૨]કેવળદર્શન, ક્ષાયક [૪]સમકિત ( આ ગુણોની આરાધના ઉપર મુજબ કરવી ) અનંત [૩]આત્મિકસુખ ( અહિં ઇંદ્રિયો અને શરીરના વ્યાપારો સર્વથા બંધ કરીને મનને આત્માકારે પરિણમાવી, આત્મપ્રદેશોમા સ્થાપીને, આત્મપ્રદેશોમા વિશ્રાંતિ આપીને તેમા સ્થિર કરીને યથાશકિત આત્મિકસુખનો અનુભવ કરવો. આત્મપ્રદેશો દેખાતા નથી પણ જેમ આકાશને ન દેખવા છતા તેની કલ્પના કરી શકાય છે તેમ શરીરમા રહેલી ચેતનાનો જે ઠેકાણે વધારે અનુભવ થાય તે ઠેકાણે શ્રુત જ્ઞાન દર્શનના આધારે આત્મપ્રદેશોની સ્થાપના સમજીને

તેમાં મન સ્થિર કરવું અને એ અશરીરી ઇન્દ્રિયાતીત સુખનો અનુભવ થાય તો સમજવું કે આરાધના સફળ થતી જાય છે) [5]અક્ષયસ્થિતિ [6]અરૂપીપણું, [7]અગુરુ લઘુપણું [8]અનંત આત્મિક શક્તિ વા અક્રિયપણું આ સર્વ ગુણો મારા આત્માની સત્તામાં છે પણ આઠ કર્મથી અવરાયેલ છે, તે કર્મોને ક્ષય કરવા અને સિદ્ધ સ્વરૂપ પ્રગટ કરવા માટે હું સિદ્ધ ભગવાનની ભક્તિ કરું છું સિદ્ધ ભગવાનને વંદન કરું છું વગેરે અરિહંતની ભક્તિ મુજબ અહીં ભક્તિ કરવી.

૩

## આચાર્યજીના છત્રીસ ગુણોની આત્મભાવે આરાધના કરું છું

અહિંસા (આત્મા અશરીરી હોવાથી અહિંસક છે), સત્ય (કર્મ રહિત આત્મા શુદ્ધ સત્ય સ્વરૂપમાં છે), અચૌર્ય (કર્મ અગ્રહણ સ્વભાવવાળો આત્મા નિરંજન છે) બ્રહ્મચર્ય (આત્મા પોતાના શુદ્ધ જ્ઞાન દર્શનમાં લીન છે), પરિગ્રહત્યાગ (આત્મા નિઃસંગ અને આત્મસંતોષી છે

સર્વ શબ્દો-રૂપો-ગંધ-રસ-સ્પર્શો-આકાર-પૌદ્ગલિક પર્યાયો અને ઇન્દ્રિયોના વિષયોમાં સમભાવ, ઇષ્ટ અનિષ્ટપણાની બુદ્ધિનો અભાવ, રાગદ્વેષનો અભાવ

ઈર્યા સમિતિ (સર્વ પ્રાણીમાં સમભાવ જન્ય અહિંસા), ભાષા સમિતિ (પરમાર્થદર્શક વાણી)

એષણા સમિતિ નિર્દોષતામાં સાવધાન), આદાન ભંડમત્ત નિક્ષેપણા સમિતિ (ઉપયોગ અહિંસા, નિર્મમત્વ), ઉચ્ચાર પાસ વણ ખેલ જલ્લ સંઘાણ પારિઠાવણિયા સમિતિ (સંમૂર્છિમ અહિંસા)

આઠ જ્ઞાન-આચાર – કાલે, વિનયે, બહુમાને (આ જ્ઞાન મોક્ષનું સાધન છે), અનિન્હવણે, ઉપધાને, વ્યંજન, અર્થ, તદુભયે

**આઠ દર્શન-આચાર :-** નિશંકિયં (તમેવ સચ્ચં, નિશંકં જં જીણેહિ પવેઇયં, જ્ઞાન-દર્શન આત્માનું નિશંક સ્વરૂપ), નિકંખીયં (નિગંથ પાવયાણં અથ્થ પરમથ્થં શેષં અનથ્થં, પૌદ્ગલીક ભાવોમાં અનાસક્તપણુ), નિવિતિગિચ્છા (કડમાણે કડે, કડાણુ કમાણુ ન મોખ અથ્થી, મોક્ષતત્ત્વમાં નિસંદેહપણુ), અમુઢે (ચમત્કાર અને પૌદ્ગલીક ભાવોમાં માધ્યસ્થપણુ), ઉવઉહ સમકિતીની પ્રશંસા, પોતાના દોષોની તારવણી અને નાશ), સ્થીરીકરણે (સ્વપર જ્ઞાન દર્શનમા સ્થિરતા) વાત્સલ્ય (હીતબુદ્ધી), પ્રભાવના (સર્વં જીવ કરૂ શાસન રસી, આત્માને કરૂ જ્ઞાન-દર્શન-ચારિત્ર રસી)

**આઠ ચરિત્ર આચાર :-** પાંચ સમિતિ, ત્રણ ગુપ્તી.

**બાર તપ-આચાર :-** અણસણ (જ્ઞાનાનંદ સ્વરૂપ આત્મા) ઉણોદરી, વૃતિ સંક્ષેપ (મનની આત્મપ્રદેશોમા વિશ્રાંતિ) ઈંદ્રિય પડી સલીન્નતા (અનેન્દ્રિય આત્મીક સુખનો અનુભવ), રસપડી ત્યાગ (આત્માનો શાંત રસનો અનુભવ), કાય કલેશ (આત્મ પ્રદેશમાં વિશ્રાતિ), વિનય (આત્મા અનાત્માનો ભેદ), વૈયાવચ્ચ (આત્માનું શુદ્ધિ કરણ), પ્રાયશ્ચિત્ત (અનાત્મભાવનો ત્યાગ), સજ્ઝાય (આત્માના ગુણોનું નિરિક્ષણ), ધ્યાન (આત્મતત્ત્વમાં લીનતા), કાઉસગ્ગ (અનાત્મભાવોનો ત્યાગ)

**ત્રણ વીર્યાચાર :-** ઉપયોગ, યથાશકિત ધર્મધ્યાન, ધર્મમાં બળ ગોપવવુ નહિ. ખતિ (ક્ષમા, શાતિ), મુત્તિ નિ.સંગપણુ, આત્મસંતોષ) અજ્જવે (નિ.શલ્યપણુ, પર નિંદા ત્યાગ), મદ્દવે (કોમળતા, પરહિત બુદ્ધિ)

મન ગુપ્તી (મનને આત્માકારે પરિણમાવવું, વચન ગુપ્તી (આત્મા અભાષક), કાય ગુપ્તી (યોગોની સ્થિરતા)

સ્ત્રી પશુ પંડગવાળા સ્થાનમાં ન રહેવું. ભીતાંતરે સ્ત્રીપુરૂષ ક્રિડા કરતા હોય ત્યા ન રહેવુ સ્ત્રીને આસને બેસવું નહિ, પૂર્વભોગ

સંભારવા નહિ, સ્ત્રીના મનોહર અંગ ઉપાંગ જોવા નહિ, ક્રીડા કરવી નહિ, શરીરની શુશ્રુષા કરવી નહિ, વિગયવાળો આહાર લેવો નહિ. (આત્મભાવે–આત્મા અરૂપી અશરીરી, શરીર પ્રમાણ રહે, આછા વસ્ત્ર, લિંગ નામકર્મનો ઉદય, વિકાર મોહનીય કર્મનો ઉદય, માટે અનાત્મભાવોનો ત્યાગ કરીને અવેદી અરૂપી આત્મામાં લીન થવું.)

આ બધા ગુણો આચાર્યમાં પ્રગટરૂપે છે, મારા ગુણો કર્મથી આવરાયેલા છે તે ગુણો પ્રાપ્ત કરવા શ્રી આચાર્યજીની ભક્તિ કરું છું ત્યારબાદ આગાઉના ત્રણ પાનાની માફક કહેવું.

સૂચના – જે કૌંસમાં લખેલ છે તેનો આત્મભાવે અનુભવ કરવાનો છે તે બોલવાની જરૂર નથી. આરાધના ધ્યાનનો વિષય છે એટલે જે ગુણો બોલવાના છે તે મનમાં બોલવા અને અભ્યાસથી વગર બોલ્યે પણ અનુભવ થાય.

૪

## ઉપાધ્યાયજીના ગુણોની આત્મભાવે આરાધના કરું છું

(કૌંસમાં છે તે સર્વ ઠેકાણે અર્થ રૂપે નથી, પણ આત્મ અનુભવ માટે છે)

અંગ, ઉપાંગ, ૧૪ પૂર્વનું જ્ઞાન, ભંગ, અર્થ, તદુભય સ્વરૂપ આત્મભાવે પ્રગટ થાઓ. (આ ભાવમાં પરભવ આશીભાવનો પણ સમાવેશ સમજવો).

આચારાંગ (રત્નત્રયમય આત્મા, સ્વ સ્વરૂપ આચરણમાં લીન થવું
સૂયગડાંગ (સમુચ્ચય આત્મતત્ત્વનું નિરીક્ષણ.)
ઠાણાંગ (અસંખ્યાત પ્રદેશનું મનથી અવલોકન.)
સમવાયાંગ (સમભાવ પ્રાપ્ત થયે આત્મપ્રદેશથી સર્વ કર્મ નાશ થાઓ)

ભગવતી (આત્મિક ગુણોનું ભાગ્ય પ્રગટ થાઓ.)

જ્ઞાતા ધર્મ કથા (આત્મા જ્ઞાતા દ્રષ્ટા છે.)

ઉપાશક દશાંગ (મોહની કર્મની ૧૧ પ્રકૃતિનો ક્ષય ઉપશમ થાઓ.)

અંતગડદશાંગ (સર્વ કર્મોનો નાશ થાઓ)

અનુત્તરો વવાઈ (સમભાવ)

પ્રશ્ન વ્યાકરણ (સૂક્ષ્મ દોષોનું નિરિક્ષણ અને નાશ)

વિપાક (સમભાવ)

દ્રષ્ટિવાદ સૂત્ર (દર્શન શુદ્ધિની સંપૂર્ણતા)

**૧૪ પૂર્વ, ઉત્પાદ, અગ્રાયણી પૂર્વ (દ્રવ્યો ગુણપર્યાયોનું સમભાવે નિરીક્ષણ.)**

વીર્ય પ્રવાદ (પંડિતવીર્ય પ્રાપ્ત થાઓ)

અસ્તિનાસ્તિ પ્રવાદ (સ્વભાવમાં સ્થિરતા.)

જ્ઞાન પ્રવાદ, સત્ય પ્રવાદ

આત્મ પ્રવાદ (શુદ્ધ આત્મતત્ત્વ.)

કર્મપ્રવાદ (કર્મનો નાશ થાઓ)

પ્રત્યાખ્યાન પ્રવાદ (સંવર સ્વરૂપાત્મા.)

વિદ્યા પ્રવાદ (કર્મ નાશ કરવાની વિદ્યા પ્રાપ્ત થાઓ.)

કલ્યાણ પ્રવાદ, પ્રાણપ્રવાદ (ભાવ પ્રાણની શુદ્ધિ.)

ક્રિયા વિશાળ (શૈલેશીકરણ પ્રાપ્ત થાઓ)

લોક બિંદુસાર (લોકાગ્રે સિદ્ધિ સ્વરૂપે પોતાના આત્માનું અવલોકન.)

ઉવવાય, રાયપ્રશ્નીય, જીવાભિગમ, પન્નવણા, જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ, ચંદ્ર પ્રજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ, નિરયાવલી, કપવડંસિયા, પુફિયા,

પુષ્પચુલિકા, વહ્નીદશા, (મનમાં સમભાવ રાખવો) એ સર્વ ૧૪ પૂર્વ સહિત અંગ અને ઉપાંગનું જ્ઞાન વ્યંજન–અર્થ–તદુભયપણે પ્રાપ્ત કરો.

## ચરણ સીત્તરી

(૧) જ્ઞાન (પોતામાં ચેતના આનંદ વગેરે ગુણોને જાણવા)

(૨) દર્શન (આત્મપ્રદેશોનું અવલોકન.)

(૩) ચારિત્ર (સમભાવ.)

(૪) ખંતિ. (૫) મુત્તિ.

(૬) અજ્જવે. (૭) મદ્દવે

(૮–૧૨) પાંચ મહાવ્રતનું ધ્યાન, આગળ મુજબ.

(૧૩–૨૧) નવ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્ય આગળ મુજબ.

(૨૨–૩૧) દશ યતિ ધર્મ–ખંતિ, મુત્તિ, અજ્જવે, મદ્દવે, લાઘવે (હલકામાં આત્મા), સચ્ચે, સંજમે (કર્મ આવતા સંવર સ્વરૂપ આત્મા), તવે (સત્તામાં રહેલ કર્મનો નાશ), ચેઈએ (જ્ઞાનાત્મા), બ્રહ્મચેર વાસો, (આત્મ રમણતા)

(૩૨–૪૧) દશ પ્રકારની વૈયાવચ્ચ– [1]આચાર્ય, [2]ઉપાધ્યાય, [3]સ્થવીર, [4]તપસ્વી, [5]ગ્લાનમુનિ, [6]નવ દીક્ષિત, [7]સ્વધર્મી, [8]કુળ, [9]ગણ, [10]સંઘની યથાયોગ્ય સેવાભક્તિ. (૧, ૨, ૩, ૪, તેમના ગુણો, શુદ્ધાચાર, જ્ઞાન, રત્નત્રયમાં સ્થિરતા, અપૂર્વ તપ પ્રાપ્ત થાઓ. ૫, ૬, ૭, ૮, ૯, ૧૦ ની સેવા માટે વંછિત વીર્ય પ્રાપ્ત થાઓ.)

(૪૨–૫૩) બાર ભેદે તપ–તેનો વિસ્તાર આગળ આવી ગયેલ છે

(૫૪–૭૦) સત્તર ભેદે સંયમ–[1]પૃથ્વી, [2]અપ, [3]તેઉ, [4]વાઉ, [5]વનસ્પતિ, [6]બે ઇંદ્રિય, [7]તેઇન્દ્રિય, [8]ચઉરિન્દ્રિય, [9]પંચેન્દ્રિય જીવો, [10]અજીવ એ સર્વ આશ્રી સંયમ, [11]મન–[12]વચન–[13]કાય સંયમ, [14]પ્રેક્ષા, [15]ઉપેક્ષા, [16]પ્રમાર્જના, [17]પારિષ્ઠાપનિકા.

# કરણ સીત્તરી.

(૧–૩) ત્રણ ગુપ્તિ
(૪–૭) ચાર અભિગ્રહ–દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવથી અભિગ્રહ.
(૮–૧૧) ચાર પિંડ વિશુદ્ધિ–આહાર પાણી, વસ્ત્ર–પાત્ર અને સ્થાનની પિંડ વિશુદ્ધિ
(૧૨–૧૬) પાંચ સમિતિ.
(૧૭–૨૧) પાચ ઇંદ્રિયોના વિષયમાં સમભાવ.
(૨૨–૩૩) બાર ભાવના—
૧ એકત્વ (આત્માનું જ્ઞાન, દર્શન, આત્મિકસુખ અને વીર્ય સાથે એકત્વ) આત્મા એકલો ભ્રમણ કરે.
૨. અનિત્ય (અનાત્મિક વસ્તુ–કર્મ, નોકર્મ તદ્જન્ય સંયોગ વિયોગ, પરિગ્રહ એ સર્વ અનિત્ય)

૩. અશરણ.
૪. સંસાર ભાવના
૫. આશ્રવ ભાવના
૬ અશુચી ભાવના
૭ અન્યત્વ ભાવના (આત્મા શરીરથી ભિન્ન)
૮. બોધિબીજ ભાવના (જ્ઞાન, દર્શન, સુખ, શક્તિ, પરિણુતિ સ્વરૂપ આત્મા)
૯ સવર ભાવના.
૧૦. નિર્જરા ભાવના
૧૧ ધર્મ ભાવના
૧૨ લોક ભાવના

(૩૪–૪૫) બાર પ્રતિમા—
૧–૭ એકથી સાત દાતી આહાર પાણી ( અલાભ પરિસહમાં સમભાવ, જ્ઞાનાનંદ )
૮–૧૦ દરેક સાત સાત દિવસની એકાતર ઉપવાસ, રાત્રે કઠીણ આસન (શરીર ભાવમાંથી આત્મ તારવણીનો અભ્યાસ )
૧૧ છઠ છેલ્લી રાત્રે ગામ બહાર કાઉસગ્ગ (પરિસહ સમભાવે સહન )
૧૨ અઠમ. છેલ્લી રાત્રે સ્મશાન કે જગલમાં કાઉસગ્ગ. મરણાતિક પરિસહ સમભાવે સહન. ( શરીર ભાવમાથી આત્મભાવની મુક્તિનો ઉત્કૃષ્ટ અભ્યાસ )

(૪૬-૭૦) પચીસ પ્રતિલેખના—

વસ્ત્ર :-

(૧) ઉંચ્યુ રાખવું. (૩) ઉતાવળ કરવી નહિ
(૨) મજબૂત પકડવું (૪) પહેલેથી છેલ્લે સુધી લેવું
કોઈ જીવ દેખાય તો—
(૫) વસ્ત્ર હળવેથી ખંખેરવું. (૬) બરાબર પૂંજવું.
(૭) વસ્ત્ર તથા શરીર ઝુલાવવા નહિ.
(૮) વસ્ત્ર ચોળવું નહિ. (૯) જોયા વગર મૂકવું નહિ.
(૧૦) ઉંચ્યુ નીચુ તીરછુ અફાડવું નહિ.
(૧૧) જોરથી ઝાટકવું નહિ
(૧૨) જીવને સંભાળીને અલગ કરવા.
(૧૩-૧૯) ઉપર ૨, ૩, ૭, ૮, ૯, ૧૦, ૧૧માં કહ્યું તેથી વિરૂદ્ધ અપ્રશસ્ત રીતનો ત્યાગ કરવો.

(૨૦) વેદિકા-પૂટણ સંબધી પાંચ પ્રકારથી વિપરીત પડિલેહણ ન કરવું.
(૨૧) વસ્ત્ર લાંબુ કરી રાખવું નહિ
(૨૨) જમીન પર વસ્ત્રને ઘસવું નહિ.
(૨૩) આખું વસ્ત્ર એક વારમાં જ જોઈ ન લેવું
(૨૪) પાપ પ્રમાદ ન સેવવાં.
(૨૫) જોયેલાં તથા ન જોયેલાં વસ્ત્રો ભેગાં ન મેળવવાં.

વસ્ત્રને લંબાઈમાં ત્રણ ભાગમાં લેવું, તેમાંના દરેક ભાગના ઉંચાઈમાં ત્રણ ભાગ કરી, ઉપરથી નીચેનો ભાગ એક પછી એક લેવો. એટલે ૩×૩=૯×૨=૧૮ આગળ પાછળ થઈને ૧૮ ભાગમાં વસ્ત્ર લેવું.

પડિલેહણ કરતાં પાંચ બોલ :- ૧ પરસ્પર વાતો, ૨ વિકથા, ૩ પચ્ચક્ખાણ કરાવવા, ૪-૫ પાંચ પ્રકારની સજ્ઝાય કરવી કરાવવી એમ પાંચ બોલ છાંડવા. ૧૮+૫=૨૩+૧ એક પછી- એક

**ક્રમવાર** વિધિપૂર્વક વસ્ત્રો લેવાં કે અમુક વસ્ત્ર પછી અમુક જ આવવું જોઇએ, જેમકે પહેલાં જગ્યા જોવી, પછી મુહપત્તિ, પછી ગોચ્છો, પછી વસ્ત્ર એમ ૨૪+૧ ઉપયોગ =૨૫ આ બીજી રીતે પ્રતિલેખના તે બંને રીત સાચવવી

**નોંધ** :– ઉપરના ગુણો સમુચ્ચય રૂપે છે. મહાવિદેહ ક્ષેત્રમાં ઉપાગ બાદ કરીને ૧૨ અંગ, ૨ ચરણ કરણ સીત્તરી, **૮ પ્રભાવના ૩ જોગ વશ કરવા** એમ ૨૫ ગુણ થાય ભરત ઐરવત ક્ષેત્રમાં હાલ દ્રષ્ટિવાદ સૂત્ર તથા ૨૪ પૂર્વ નથી પણ આરાધના સમુચ્ચય ભવ આશ્રી કરવાથી બધા બોલ ગ્રહણ કરી શકાય

અંગ ઉપાગ ૧૪ પૂર્વનું જ્ઞાન વ્યજન, અર્થ, તદુભય સ્વરૂપે મને પ્રાપ્ત થાઓ, ચરણ કરણ સીત્તરીના ગુણો પ્રાપ્ત થાઓ, એ માટે ૨૫ ગુણવાળા, તિર્થકરની આજ્ઞામા રહેનાર, સર્વ ઉપાધ્યાયની ભકિત કરૂ છુ ત્યારબાદ અગાઉના પદ મુજબ ભક્તિ કરવી.

## ૫

## સાધુજીના ગુણોની આત્મભાવે આરાધના યથાશક્તિ અનુભવ કરૂં છું.

૫ મહાવ્રત (તેનું ધ્યાન અગાઉના લખાણ મુજબ કરવું).
૫ ઇંદ્રિય સવર (તે પણ આવી ગયેલ છે)
૩ સમસાધારણતા મન–વચન–કાયાને આશ્રવ ઉપયોગમાં ન જવા દેવા
૩ ભાવ–કરણ–જોગ–સત્ય
૧ બાવીસ પરિસહનું સમભાવે સહન.
૧ નિર્ભય, મરણાતિક ઉપસર્ગમા પણ ધર્મમાથી ન ડગું.
૧ ક્ષમા
૧ સવેગ
૩ જ્ઞાન દર્શન ચારિત્ર.

૪ સ્વાધ્યાયનો ત્યાગ તે છેલ્લા સાતને બદલે છઆવશ્યકની ક્રિયા અને રાત્રિ ભોજન ત્યાગ એમ સાત મેળવી શ્રાવક પણ યથાર્થવિધિ રીતે દરેક ગુણનું ધ્યાન ધરવું

આ સર્વ ગુણ અને આત્મભાવે મગ્ન થાઓ, તે માટે ૨૭ ગુણવાળા, વીતરાગ દેવની આજ્ઞામાં રહેનાર સર્વ સાધુની હું ભક્તિ કરું છું ત્યારબાદ અગાઉના પદ મુજબ ભક્તિ કરવી.

## કોઠો પાંચમો

## દ્રવ્ય (આત્મદ્રવ્ય, દ્રવ્ય ગુણોથી અભેદ છે એવી રીતે ધ્યાન ધરવું)

૧ સર્વ અરિહંત પરમાત્માને હું નમસ્કાર કરું છું
૨. સર્વ સિદ્ધ પરમાત્માને નમસ્કાર કરું છું
૩ આચાર્યજીના ૩૬ ગુણવાળા સર્વ આત્માઓને નમસ્કાર કરું છું
૪ ઉપાધ્યાયજીના ૨૫ ગુણવાળા સર્વ આત્માઓને નમસ્કાર કરું છું
૫. સાધુજીના ૨૭ ગુણવાળા સર્વ આત્માઓને નમસ્કાર કરું છું

ઘટના —અહિં ગુણોનું દ્રવ્યમાં એકત્વ કરીને આત્મદ્રવ્યનું ધ્યાન ધરવાનું છે જે ધ્યાનમાં આત્મદ્રવ્યનું ધ્યાન ધરવું હોય તે બધા ગુણોનો તે આત્મદ્રવ્યમાં સમુચ્ચય આભાસ થાય એવી રીતે જ્ઞાન દર્શનનો ઉપયોગ ચલાવવો. અને પછી તે આત્મદ્રવ્યની પોતાના આત્મા સાથે એકતા મનથી કરવી.

## કોઠો છઠ્ઠો.

## ક્ષેત્ર.

અરિહંત દેવ હાલમાં પણ મહાવિદેહ કર્મભૂમિ ક્ષેત્રમાં બિરાજે છે સાદરપણ પછી કેવળજ્ઞાન પામી અઢીદ્વીપ અને બે સમુદ્રમાં

કોઈપણ સ્થાને કેવળજ્ઞાની હોય, મેરૂ પર્વત આશ્રી ઉર્ધ્વ લોકમાં હોય, સલીલાવતી વિજય આશ્રી અધો લોકમાં છે, કેવળી સમુદ્ર ઘાત આશ્રી ૧૪ રાજલોકમાં હોય, એમ જ્યાં જ્યાં અરિહત દેવ બિરાજે છે ત્યાં ત્યાં તેમને મારા નમસ્કાર હોજો.

૨ સિદ્ધગતિમાં જનારા અને સિદ્ધ ક્ષેત્રમાં બિરાજતા સર્વ સિદ્ધ ભગવાનને હું નમસ્કાર કરૂ છુ

૩ આચાર્યજી મુખ્યતાએ અઢીદ્વીપ ક્ષેત્ર કર્મભૂમિમાં બિરાજે છે, તેઓ જ્યા જ્યાં બીરાજે છે ત્યાં મારા નમસ્કાર હોજો

૪ ઉપાધ્યાયજી મુખ્યતાએ અઢીદ્વીપમાં કર્મભૂમિમાં બિરાજે છે, તેઓ જ્યાં હાલ બિરાજે છે ત્યા મારા નમસ્કાર હોજો

૫ સાધુજી મુખ્યતાએ અઢીદ્વીપમા કર્મભૂમિમા બિરાજે છે. સાહરણ આશ્રી સમુદ્રમાં હોય, સકારણ કે સાહરણ આશ્રી અઢીદ્વીપ બહાર કે મેરૂ પર્વત ઉપર હોય, તે જ્યા જ્યાં બિરાજે છે ત્યા મારા નમસ્કાર હોજો

**નોંધ** .– આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ સલિલાવતી વિજયમાં હમેશ હોય છે

## કોઠો ૭ મો.

## કાળ આશ્રી સંખ્યા.

૧ આ કાળે ૨૦ તિર્થંકર દેવ બિરાજે છે તેમને તથા બેથી નવક્રોડ કેવળીમા જેટલા કેવળી ભગવાન હાલ બિરાજે છે તે સર્વ અરિહંત દેવને નમસ્કાર કરૂ છું

૨. સર્વ ( અનત અનત ) સિદ્ધ ભગવાનને નમસ્કાર કરૂં છું.

૩ આ કાળે જેટલા આચાર્યજી બિરાજે છે તેમને નમસ્કાર કરૂ છું.

૪ આ કાળે જેટલા ઉપાધ્યાયજી બિરાજે છે તે સર્વને નમસ્કાર કરૂં છું

૫. આ કાળે જેટલા સાધુ (સાધ્વી) બિરાજે છે તે સર્વને હું નમસ્કાર કરૂં છું.

નોંધ :– અહીં મનથી પોતાના જુદા જુદા રૂપની કલ્પના કરી એક એક પદવાળા વ્યક્તિગત દેવગુરુને નમસ્કાર કરવાની ભાવના છે, તેમાં સિદ્ધ ભગવાનને નમસ્કાર કરવા માટે અનંતરૂપની કલ્પના ન કરી શકાય.

## કોઠો ૮ મો

## ભાવ (ગુણો) ને નમસ્કાર તથા
## તે દરેકનો યથાશક્તિ આત્મભાવે અનુભવ.

૧ કેવળજ્ઞાન, કેવળદર્શન, ક્ષાયક સમકિત, યથાખ્યાત ચારિત્ર, અનંત પંડિત વીર્ય આદિ અનંત ગુણો અરિહંત દેવમાં છે તે સર્વ ગુણોને નમસ્કાર કરૂં છું તે સર્વ ગુણો મને આત્મભાવે પ્રગટ થાઓ.

૨ સિદ્ધ ભગવાનના અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત આત્મિક સુખ, ક્ષાયક સમકિત, પારિણામિક ભાવ વગેરે અનંત ગુણોને નમસ્કાર કરૂં છું તે સર્વ ગુણો મને આત્મભાવે પ્રગટ થાઓ. અહીં પણ દરેક ગુણનો અનુભવ કરવો.

૩ આચાર્યજીના ૩૬ ગુણોને નમસ્કાર કરૂં છું તે ગુણો મને આત્મભાવે પ્રગટ થાઓ.

૪ ઉપાધ્યાયના ૨૫ ગુણોને નમસ્કાર કરૂં છું તે ગુણો મને આત્મભાવે પ્રગટ થાઓ.

૫ સાધુજીના ૨૭ ગુણોને નમસ્કાર કરૂં છું તે ગુણો મને આત્મભાવે પ્રગટ થાઓ.

## કોઠો ૯ મો.

## યોગોનું ભકિતમાં જોડાવું, સમર્પણ

૧ મન, વચન, કાયાના યોગો હું, અરિહંતદેવની ભકિતમાં જોડું છું, અર્પણ કરૂં છું.

૨. ,, ,, ,, ,, ,, સિદ્ધ ભગવાનની ભકિતમાં જોડું છું, અર્પણ કરૂં છું.

૩. ,, ,, ,, ,, ,, આચાર્યજીની ભકિતમાં જોડું છું, અર્પણ કરૂ છું.

૪. ,, ,, ,, ,, ,, ઉપાધ્યાયજીની ભકિતમાં જોડુ છું અર્પણ કરૂં છું.

૫ ,, ,, ,, ,, ,, સાધુજીની ભકિતમાં જોડું છું, અર્પણ કરૂં છું.

## કોઠો ૧૦ મો.

## ભકિતમાં લીનતા

### ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની એકતા.

૧. હું અરિહંત દેવની ભકિતમાં લીન થાઉં છું, એમ કહી અરિહંત દેવના સ્વરૂપમાં વગર બોલ્યે લીન થવું, ત્યાર બાદ જાણે મારા કર્મ આત્મ પ્રદેશથી અલગ થયા એવો આભાસ લાવીને અરિહંત સ્વરૂપનો પોતાના આત્મામા અનુભવ કરવો

૨, ૩, ૪, ૫ એવી રીતે સિદ્ધ ભગવાન, આચાર્ય, ઉપાધ્યાય, સાધુની ભકિત કરવી. અહીં વ્યકિતગત ગુણ બોલ્યા વગર સમુચ્ચય ગુણના સમુહ રૂપે પોતાના આત્માને કલ્પીને એકાદ બે મુખ્ય ગુણમય બની જવું.

## કોઠો ૧૧ મો.

## કર્મક્ષય અને આત્મ ગુણોનો અનુભવ

૧ ચાર ઘનઘાતિ કર્મનો ક્ષય થાઓ. (આ આત્મામાંથી ઘાતિ કર્મ અલગ થાઓ, આ વખતે પોતાના આત્મ પ્રદેશમાંથી કર્મ અલગ થતા હોય એવો આભાસ લાવવો અને તે વખતે લોક લોકનું મનથી સ્વરૂપ દેખાતું હોય એવો આભાસ કરવો, તેની સાથે આત્મ પ્રદેશોમાં શાંતિ થતી હોય એવો અનુભવ કરવો)

૨ આઠે કર્મનો ક્ષય થાઓ (ઉપર મુજબ આભાસ લાવીને જ્ઞાન આનંદનો અનુભવ યથાશક્તિ કરવો)

૩ માયા મોહનીનો ક્ષય થાઓ (આ વખતે આત્માના નિશ્ચલ સ્વરૂપનો અનુભવ કરવો).

નોંધ – આચારમાં સરળતાની મુખ્યતા છે તેથી આચાર્યના પદની સાથે માયા મોહની ક્ષયની ભાવના જોડી છે, જો કે આચાર્યપણું ક્ષયોપશમ ભાવે છે, પણ આપણી ભાવના ક્ષાયક ભાવની છે

૪ અભિમાન મોહનીનો અને જ્ઞાનાવરણી કર્મનો ક્ષય થાઓ. (આ વખતે જ્ઞાન સ્વરૂપ આત્માના કોમળપણાનો અનુભવ કરવો.)

નોંધ – જો કે ઉપાધ્યાય પદ ક્ષયોપશમ ભાવે છે, પણ આપણી ભાવના ક્ષાયક ભાવ માટે છે

૫ ભયમોહનીય અને ચારિત્રાવરણીયનો ક્ષય થાઓ. (આ વખતે નિરાશીભાવનો અનુભવ કરવો)

## કોઠો ૧૨ મો.

## ગુણ પ્રગટ ભાવના.

અહીં દરેક જાતના ગુણનો અનુભવ શક્તિ મુજબ કરવો.

૧ કેવળજ્ઞાન, કેવળદર્શન, ક્ષાયક સમકિત, યથાખ્યાત ચારિત્ર અને અનંત વીર્ય પ્રગટ થાઓ.

૨ અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંત આત્મિક સુખ, ક્ષાયક સમકિત, અક્ષય સ્થિતિ, અરૂપીપણું, અગુરુ લઘુપણું. અનંત આત્મિક શકિત પણ અક્રિયપણું પ્રગટ થાઓ.

૩. શુદ્ધ આચાર, સરળતા, નિઃશલ્યપણું પ્રગટ થાઓ

૪. જ્ઞાન અને વિનય પ્રગટ થાઓ

૫ શુદ્ધ સંયમ અને અનંત આત્મસંતોષ પ્રગટ થાઓ.

## કોઠો ૧૩ મો.

## નિશ્ચય નયથી આત્મા પંચપરમેષ્ઠી સ્વરૂપ છે તેથી તે પદ પ્રગટ કરવાની ભાવના.

અહીં દરેક પદ બોલતી વખતે પોતાના આત્મ પ્રદેશોને શ્રુત જ્ઞાનપૂર્વક નિહાળવા, અવલોકન કરવું, માનસિક દ્રષ્ટિ અંતર ચક્ષુથી દેખવા.) અને પદ યોગ્ય ગુણોનો અનુભવ કરવો

૧ હે આત્મા, તુ તારૂ સર્વજ્ઞ વીતરાગ સ્વરૂપ પ્રગટ કર.

૨ હે આત્મા, તુ તારૂ શુદ્ધ જ્ઞાનાનંદ સ્વરૂપ પ્રગટ કર

૩ હે આત્મા, તારૂં નિ.શલ્ય, સરળ, શુદ્ધ આચારવાળું આચાર્ય સ્વરૂપ પ્રગટ કર

૪ હે આત્મા, તારૂ જ્ઞાન વિનયયુકત શુદ્ધ ઉપાધ્યાય સ્વરૂપ પ્રગટ કર.

૫ હે આત્મા, તારૂં શુદ્ધ સંયમ અને આત્મ સંતોષવાળું શુદ્ધ સાધુ સ્વરૂપ પ્રગટ કર.

## કોઠો ૧૪ મો.

## ગુણુમાં લીનતા.

૧. હે આત્મા, તું અનતી ક્ષમા-સમતા-ધૈર્ય-શાંતિ-શાંતરસ, સમભાવ, સમરસી ભાવમાં લીન થઇ જા.

૨. હે આત્મા, તું અનંતઆત્મિક સુખમાં લીન થઈ જા
૩ હે આત્મા, તું અનંતી સરળતામાં લીન થઈ જા.
૪ હે આત્મા, તું અનંતી કોમળતા (નમ્રતા, વિનય)માં લીન થઈ જા.
૫. હે આત્મા તું અનંત આત્મસંતોષમાં લીન થઈ જા.

## કોઠો ૧૫ મો

## કેવળ સમુદ્ઘાતની ભાવના.

પોતાનો આત્મા લોક વ્યાપી (માનસિક રીતે) બનાવી પ્રદેશોમાંથી કર્મ અલગ થતા હોય એવી રીતે માનસિક અભ્યાસ લાવવો, અહીં આનુપૂર્વિ મુજબ એક કોઠાના આંકડા પ્રમાણે પદ બોલતા જવા અને ઉપર પ્રમાણે માનસિક અનુભવ કરવો.

## કોઠો ૧૬ મો.

## અનાત્મિક ભાવોનો ત્યાગ

અહીં આત્મા સાથે રહેલા કર્મ અને નોકર્મ (શરીર–તેજસ ઔદારીક)નું નિરીક્ષણ અંતર્મુહુર્ત કરીને આચાર્ય, ઉપાધ્યાય અને સાધુના પદ બોલતી વખતે એવો માનસિક અનુભવ કરવો કે કર્મ અને નોકર્મ બળે છે અને આત્મ પ્રદેશો શાંતિ અનુભવે છે

અરિહંત પદ બોલતી વખતે ચાર ઘનઘાતિ કર્મ ક્ષય થતા હોય અને જ્ઞાન ચતુષ્ક પ્રગટ થતાં હોય એવો પ્રજ્ઞા મુજબ અનુભવ કરવો. અને સિદ્ધ ભગવાનનું પદ બોલતી વખતે આત્મ ઘન કર્મથી છૂટો થઈ, સિદ્ધ ક્ષેત્ર તરફ ગમન કરી, સિદ્ધ ક્ષેત્રમાં સ્થિર થઈ સિદ્ધ સુખનો પ્રજ્ઞા મુજબ અનુભવ કરતો હોય તેમ અંતર્મુહુર્ત નિહાળવો.

સુચના – આ કોઠામાં અરિહંતપદ ચોથુ આવે છે અને સિદ્ધ પદ પાચમુ આવે છે, તેથી આ યોજના આ કોઠામાં કહી.

## કોઠો ૧૭ મો.

## દુનિયાના જીવો પ્રત્યે પરમાર્થ બુદ્ધિની ભાવના.

૧ હે દુનિયાના સર્વ જીવો, તમે અરિહંતદેવનું શરણું લઈને અનંતી ક્ષમામાં લીન થઈ જાઓ

૨. હે દુનિયાના સર્વ જીવો, તમે સિદ્ધ ભગવાનનું શરણું લઈને અનંત આત્મસુખમા લીન થઈ જાઓ

૩ હે દુનિયાના સર્વ જીવો, તમે આચાર્યજીનું શરણું લઈને અનતી સરળતામાં લીન થઈ જાઓ.

૪ હે દુનિયાના સર્વ જીવો, તમે ઉપાધ્યાયજીનું શરણું લઈને અનતી નમ્રતામા લીન થઈ જાઓ

૫ હે દુનિયાના સર્વ જીવો, તમે સાધુજીનું શરણું લઈને અનત આત્મ સતોષમા લીન થઈ જાઓ

## કોઠો ૧૮ મો.

## સર્વ જીવ કરૂ શાસન રસી.

૧. હું અરિહંતનું શરણુ લઈને સર્વ જીવ કરૂં શાસન રસી
૨. હુ સિદ્ધ ભગવાનનું શરણું લઈને સર્વ જીવ કરૂં શાસન રસી.
૩. હુ આચાર્યજીનું શરણું લઈને સર્વ જીવ કરૂ શાસન રસી
૪ હુ ઉપાધ્યાયજીનુ શરણુ લઈને સર્વ જીવ કરૂ શાસન રસી.
૫ હુ સાધુજીનું શરણુ લઈને સર્વ જીવ કરૂ શાસન રસી

## કોઠો ૧૯ મો

## સ્વ આત્મ પ્રદેશમાં લીનતા

અહીં દરેક પદ બોલતી વખતે મનને પોતાના આત્મ પ્રદેશમાં (અંતર્ચક્ષુથી પ્રજ્ઞાથી) જોડવું

## કોઠો ૨૦ મો.

### પંચપરમેષ્ઠીનું શરણ

૧. મને ભવો ભવ અરિહંત દેવનું શરણ હોજો.
૨. મને ભવો ભવ સિદ્ધ ભગવાનનું શરણ હોજો.
૩ મને ભવો ભવ આચાર્યજીનું શરણ હોજો.
૪ મને ભવો ભવ ઉપાધ્યાયજીનું શરણ હોજો.
૫. મને ભવો ભવ સાધુજીનું શરણ હોજો.

હવે આરાધના (ભક્તિ, ઉપાસનાનું જુદી જુદી દ્રષ્ટિથી સ્વરૂપ તપાસીએ

૧ **નિગમ નયથી** – નામ સંજ્ઞાથી બોલવું. જેમકે ઉત્તમ મજીવક વડે, નમો અરિહંતાણ

૨ **સંગ્રહ નયથી** – પરમેષ્ઠીના સામાન્ય તત્ત્વનું અવલોકન. જેમકે અસંખ્યાત પ્રદેશ, જ્ઞાન ચેતના

૩ **વ્યવહાર નયથી** – વચન દ્વારા, દ્રવ્ય શ્રુત જ્ઞાન અનુસાર શબ્દોથી સ્તુતિ અને કાયાથી વંદના નમસ્કાર

૪ **ઋજુસૂત્ર નયથી** – ઉપયોગપૂર્વક આરાધના, મનોયોગની મુખ્યતા.

૫. **શબ્દ નયથી** – અનેક પર્યાયવાચી શબ્દો દ્વારા ગુણોની સમજ એટલે એક ગુણને અનેક શબ્દો કે જેનો એક અર્થ થઈ શકે તે શબ્દો દ્વારા સમજવો. જેમકે ક્ષમા સમતા સમભાવ શાંતિ વગેરે.

૬ **સમભિરૂઢ નયથી** – વ્યુત્પત્તિ ભેદ અથવા કાર્યની મુખ્યતા ગ્રહણ કરીને શબ્દના અર્થ પ્રમાણે ગુણોને સમજી મગજમાં ઉતારવા, જેમકે બીજાના અપરાધને માફ કરવા તે ક્ષમા, મનને સ્થિર કરવું તે સમતા, જીવ અજીવ પ્રત્યે રાગદ્વેષનો અભાવ તે સમભાવ, તેથી થતી શાંતિ તે શાંત રસનો અનુભવ.

**૭. એવંભૂત નયથી :**– દરેક ગુણુનો આત્મભાવે અનુભવ કરવો, ધ્યાતા–ધ્યાન અને ધ્યેયની એકતા કરવી. પોતેજ તે સ્વરૂપે છે તેમ અનુભવ કરવો, છેવટે શુદ્ધ આત્મ તત્ત્વમાં, આત્માના શુદ્ધ ગુણોમાં લીન થઈ જવું અને અનાત્મ ભાવો, જેમકે શરીર ઇંદ્રિય અને તેના વિષયોની સર્વથા ઉપેક્ષા કરવી.

**૮. નામ નિક્ષેપ** '– ધ્યેય ( ભકિત કરવા યોગ્ય પદ ) ની નામ સંજ્ઞા, જેમકે અરિહંત, સિદ્ધ

**૯. સ્થાપના નિક્ષેપ :**– (૧) દરેક પદમા ગુણોની સ્થાપના જેમકે અરિહંતના બાર ગુણ, (૨) મનો વર્ગણાની ધ્યેયમા સ્થાપના અહીં ધ્યાતાનું મન ધ્યેયના અમુક ગુણોમાં જોડાય છે, ખરી રીતે અરિહંત સિદ્ધમાં અનંત ગુણો છે.

**૧૦ દ્રવ્ય નિક્ષેપ :**–(૧) દ્રવ્ય શ્રુત જ્ઞાન અનુસાર ગુણોની સ્તુતિ રૂપે વચન યોગ, શબ્દ પ્રયોગ. (૨) ધ્યાતા તથા ધ્યેયના આત્મ દ્રવ્યનું અવલોકન

**૧૧ ભાવ નિક્ષેપ :**– (૧) ગુણોમા ઉપયોગ (૨) પંચ પરમેષ્ઠીના ગુણોનો આત્મભાવે અનુભવ, ગુણોમાં આત્માની પરિણતિ –અનુભવ

**સૂચના** – અહીં નિક્ષેપાનો ભકિત માટે આશ્રય લીધો છે, તે ઉપરથી, તેજ પ્રમાણે અને તેટલુંજ નિક્ષેપાનું અથવા નયોનું સ્વરૂપ છે એમ ન સમજવુ

**૧૨. આગમ પ્રમાણ** .– સર્વ દ્રષ્ટિથી તપાસી ભાવદ્રષ્ટિની મુખ્યતા રાખી, અરિહંતના ૧૨ ગુણ, સિદ્ધના ૮ ગુણ, આચાર્યના ૩૬ ગુણ, ઉપાધ્યાયના ૨૫ ગુણ, સાધુના ૨૭ ગુણ અમુક વ્યવહારની મુખ્યતાથી સમજવા અને **તે પ્રમાણે આત્મભાવે વર્તવું.** વાસ્તવિક રીતે અરિહંત અને સિદ્ધમા અનંત ગુણો છે અને બીજા ત્રણ પદમા અનેક ગુણો છે

૧૩ પ્રત્યક્ષ પ્રમાણ – દરેક ગુણનો અભ્યાસ કરવાથી તે ગુણનો સાક્ષાત્કાર પ્રત્યક્ષ પોતાના આત્મામાંજ થાય છે અને તે વખતે આત્મિક સુખનો અનુભવ થાય છે તેનો અભ્યાસ કરવાથી પ્રજ્ઞા મુજબ અનુભવ થાય છે જ્યારે ગુણની આરાધનામાં સુખનો અનુભવ થાય ત્યારે સમજવું કે આરાધના સફળ છે

૧૪ અનુમાન પ્રમાણ – ગુણનો પ્રત્યક્ષ આંશિક અનુભવ થાય છે તે ઉપરથી અનુમાન થઈ શકે છે કે સંપૂર્ણ ગુણ પણ પ્રાપ્ત થઈ શકે છે

૧૫. ઉપમા પ્રમાણ :– ગુણના અનુભવથી જે આત્મિક સુખ થાય છે તે સર્વ પૌદ્ગલીક સુખથી જુદું જ અને ઉત્તમ પ્રકારનું થાય છે તેથી ગુણને માટે કોઈ ઉપમા નથી પણ અનુભવ ગમ્ય છે

૧૬ દ્રવ્યથી – ધ્યાતા અને ધ્યેયના આત્મ પ્રદેશની એકતા કરવી.

૧૭ ક્ષેત્રથી – જે દિશામાં જે સ્થળે પંચ પરમેષ્ઠી બિરાજતા હોય તે તરફ મન રાખીને ધ્યેયની ભક્તિ કરવી તે ક્ષેત્રથી આરાધના.

૧૮ કાળથી – જે કાળે જેટલા પરમેષ્ઠી બિરાજતા હોય તે સર્વને ઉદ્દેશીને ( મનમાં ધારીને ) આરાધના કરી શકાય. સિદ્ધ ભગવાન તો સર્વદા અનંતાનંત છે

૧૯ ભાવથી – પંચ પરમેષ્ઠીના ગુણોનો અનુભવ કરવાનો અભ્યાસ કરતા રહેવું અને તે ગુણોમય થવું

૨૦ સામાન્યથી – પહેલી ત્રણ નયોની ભક્તિ સામાન્ય છે

૨૧ વિશેષથી – એવંભૂત નયની ભક્તિ વિશેષ છે, બાકી રહેલી ત્રણ નયની ભક્તિ સામાન્ય વિશેષ અપેક્ષાપૂર્વક સમજવી.

૨૨ દ્રવ્ય :- પોતાના આત્મદ્રવ્યની શુદ્ધિ માટેજ ભક્તિ કરવી.

૨૩ ભાવ :- પોતાનાં આત્મામાં સત્તામાં સર્વ ગુણો છે તેને પ્રગટ કરવાની ભાવના રાખવી.

૨૪ વ્યવહારથી :- પંચ પરમેષ્ઠી દેવ-ગુરુ છે તેમની આરાધના, સાધનરૂપે આધારભૂત છે.

૨૫ નિશ્ચયથી :- પોતાનો આત્મા જ દેવગુરુ છે માટે શુદ્ધ આત્મસ્વરૂપનું ધ્યાન કરવુ.

**વ્યવહાર અને નિશ્ચય નયનો મેળાપ .-** પચ પરમેષ્ઠીના ગુણોને આધારે તે ગુણો પોતાનામાં કેળવવા, આનું નામ અધ્યાત્મિક કેળવણી અહીં પચપરમેષ્ઠી નિમિત્ત કારણ છે તેમની સાધના કરવાથી ઉપાદાન કારણ જે પોતાનો આત્મા છે તે શુદ્ધ સ્વરૂપે પરિણમે તે ઉત્કૃષ્ટ કેળવણીનું ફળ છે

## હવે પચ પરમેષ્ઠીનું સક્ષેપ સ્વરૂપ
## ૨૫ દ્રષ્ટિથી સમુચ્ચય જોઇએ.

**૧ નિગમ નયથી -** પાંચ પરમેષ્ઠીના પદની **નામ સંજ્ઞા** જેમકે અરિહંત, સિદ્ધ

**૨ સગ્રહ નયમાં .-** પાચ પરમેષ્ઠીનું **સામાન્ય તત્ત્વ,** જેમકે અસંખ્યાત આત્મ પ્રદેશ, જ્ઞાનચેતના, ઉપયોગ, સંવર સ્વરૂપ. કર્મનું અગ્રહણ રૂપે સિદ્ધનું પણ સવર સ્વરૂપ ગણાય.

**૩ વ્યવહાર નયમાં .-** દ્રવ્ય શ્રુત જ્ઞાન અનુસાર પચ પરમેષ્ઠીના ગુણો જેમકે અરિહતના બાર ગુણ.

**૪ ઋજુસૂત્ર નયમાં .-** પંચ પરમેષ્ઠી પોતપોતાના ગુણ પ્રમાણે તે **ગુણોના ઉપયોગમાં** છે. આ નયવેશ ( લીંગ )ની ઉપેક્ષા કરે છે. છદ્મસ્થમા **મનોયોગની** મુખ્યતા બતાવે છે કેવળીમાં **ઉપયોગની** મુખ્યતા બતાવે છે ફક્ત **વર્તમાન કાળની** વાત બતાવે છે. જો કોઇ સાધુ મિથ્યાત્વ સેવે તો તેને પેલે ગુણઠાણે સમજે છે,

જો કોઇ ગૃહસ્થ ગુણોમાં લીન થાય તો તેને ઉંચે ગુણસ્થાને માને અને ક્ષપક શ્રેણીમાં હોય તો ભાવ સાધુ અને છેવટે વીતરાગ માને છે

૫ શબ્દ નયમાં — પંચ પરમેષ્ઠીના ભાવ શ્રુત જ્ઞાન અનુસાર ગુણો. જેમકે ૩૬ ગુણોવાળા આચાર્ય એમ બતાવે અને તે વખતે આચાર ન પળાવતા હોય તો પણ આચાર્ય કહેવાય, એમ બધા પદમાં સમજવું. પંચ પરમેષ્ઠીમાં ૧૦૮ ગુણો છે, તે દરેક ગુણોમાં પર્યાય રૂપે ઘણા ગુણો આ નયથી આવી શકે છે

૬ સમભિરૂઢ નયમાં – ચાર ઘનઘાતિ કર્મ શત્રુને તથા દુશ્મન ભાવને જેણે હણ્યા તે અરિહંત આઠે કર્મનો નાશ કર્યો હોય તે સિદ્ધ, આચાર પળાવે તે વખતે આચાર્ય, અંગ ઉપાંગ ભણાવે તે વખતે ઉપાધ્યાય, આત્માનું સાધન કરે તે વખતે સાધુ, અહીં અર્થ ક્રિયા અને વ્યુત્પત્તિ પ્રમાણે દરેક ગુણવાળી શબ્દના જુદા જુદા અર્થ થાય છે

૭ એવંભૂત નયમાં – પોતપોતાના ગુણોમાં લીન હોય તે આત્મા, જેમકે કેવળજ્ઞાન કેવળદર્શનના ઉપયોગમાં પંડિતવીર્ય અને ક્ષાયક સમકિત સહિત યથાખ્યાત ચારિત્રમાં વિચરે તે અરિહંત, કેવળજ્ઞાન, કેવળદર્શનના ઉપયોગ સહિત અનંત આત્મિક સુખમાં અક્ષય–અરૂપી–અગુરૂ લઘુ સ્થિતિએ લીન અને અનંત આત્મિક શક્તિ હોવા છતાં વ્યવહારથી અક્રિય તે સિદ્ધ ભગવાન. બાકીના ત્રણ પરમેષ્ઠી પોતાના પદ અનુસાર પોતાના આત્મ ભાવમાં લીન હોય.

૮ નામ નિક્ષેપ – નામ સંજ્ઞા જેમકે અરિહંત.

૯ સ્થાપના નિક્ષેપ – (૧) અરિહંત, સિદ્ધ, વગેરે અક્ષરોની સ્થાપના. (૨) અરિહંત સિદ્ધની સ્થાપના થઈ શકતી નથી પણ આચાર્ય ઉપાધ્યાય તરીકે યોગ્ય સાધુની આચાર્ય ઉપાધ્યાયની ગેર હાજરીમાં સ્થાપના કરી શકાય.

૧૦ દ્રવ્ય નિક્ષેપ – (૧) દ્રવ્ય શ્રુત જ્ઞાન અનુસાર ગુણોનું શબ્દથી વર્ણન. (૨) અસંખ્યાત પ્રદેશી આત્મ દ્રવ્ય.

**૧૧ ભાવ નિક્ષેપ** :- (૧) આગમથી શ્રુત જ્ઞાન અનુસાર ગુણોમાં ઉપયોગ, (૨) નો આગમથી: પંચ પરમેષ્ઠી પોતે પોતપોતાના સ્વરૂપમાં રહે. (૩) નો આગમથી તત્પરિણતિ :- કોઇ જીવ પંચ પરમેષ્ઠીના ગુણોમા લીન થઈ જાય તે.

**સૂચના** :- અહીં ફક્ત સંક્ષેપથી ખપ પુરતો નિક્ષેપાનો આશ્રય લીધો છે, માટે ભુલથાપ ખાવી નહિ

**૧૨ આગમ પ્રમાણ** :- શ્રુત જ્ઞાન અનુસાર પાંચ પરમેષ્ઠી અને તેમના ગુણો છે

**૧૩ પ્રત્યક્ષ પ્રમાણ** :- કેવળજ્ઞાની સિદ્ધભગવાનને પ્રત્યક્ષ જાણે છે, દેખે છે અવધિજ્ઞાની ગમે ત્યાથી પંચમહાવિદેહ ક્ષેત્રમાં બિરાજતા અરિહતને પ્રત્યક્ષ જાણે છે અને દેખે છે બાકીના ત્રણે પદવાળા પરમેષ્ઠીને આપણે ચક્ષુથી જોઇ શકીએ છીએ અને ગુણો દ્વારા જાણી શકીએ છીએ.

**૧૪ અનુમાન પ્રમાણ** :- ધર્મનું સ્વરૂપ જાણવાથી, અરિહંત અને સિદ્ધની આપોઆપ ખાત્રી થાય છે.

**૧૫ ઉપમા પ્રમાણ** :- અરિહત આચાર્ય ઉપાધ્યાય અને સાધુની ઉપમા સૂત્રમાથી મેળવી શકાય છે સિદ્ધ ભગવાન માટે કોઇ ઉપમા નથી

**૧૬ દ્રવ્યથી** .- સિદ્ધ ભગવાન અનંતાનંત છે અરિહંતમાં તીર્થંકર હાલમા વીસ છે, સામાન્ય કેવળી નવક્રોડની અંદર પણ ચોક્કસ બે ક્રોડ છે, આચાર્ય ઉપાધ્યાય સંખ્યાતા છે, સાધુ નવ હજાર ક્રોડની અંદર છે અને ચોક્કસ બે હજાર ક્રોડ તો છે જ.

**૧૭ ક્ષેત્રથી** - હાલમાં અરિહંત પાંચ મહાવિદેહ ક્ષેત્રમાં છે, સાધુના સાહરણ પછી કેવળ જ્ઞાનની અપેક્ષાએ બે સમુદ્ર અને અઢીદ્વીપના કોઇપણ ભાગમાં હોય, વિદ્યા પ્રયોગથી મેરૂ પર્વત પર

ઊર્ધ્વગમન પછી કેવળ જ્ઞાન આશ્રી ઊર્ધ્વ લોકમાં હોય, સલિલાવતિ વિજય આશ્રી અધો લોકમાં હોય, કેવળ સમુદ્ઘાત આશ્રી સર્વ લોકમાં હોય. સિદ્ધ ભગવાન સિદ્ધક્ષેત્રમા છે, આચાર્ય-ઉપાધ્યાય મુખ્યતાથી અઢીદ્વીપ-કર્મ ભુમિમાં છે, સાધુ મુખ્યતાથી અઢીદ્વીપ-કર્મ ભૂમિમા છે સાહરણ આશ્રી બે સમુદ્ર અને અઢીદ્વીપના કોઈપણ ભાગમાં હોય, પ્રયોજનવશાત અઢીદ્વીપ બહાર કે મેરૂ પર્વત પર હોય.

૧૮ કાળથી સખ્યા – આ કાળમા દ્રવ્યની ૧૬ મી કલમ પ્રમાણે સમજવું જે કાળે જે ગુણના ઉપયોગમાં હોય તે ગુણમય અપેક્ષાપૂર્વક જણાય.

**૧૯ ભાવથી** – પંચ પરમેષ્ઠી પોતપોતાના ગુણ (ભાવ)મા છે

**૨૦ સામાન્યથી** – સંગ્રહનય મુજબ પાંચ પરમેષ્ઠી એક સ્વરૂપે છે

**૨૧ વિશેષથી** – અરિહંતના ૧૨ ગુણ વગેરે દરેક પદના પોત-પોતાના ગુણો છે અને દરેક ગુણના અનંત પર્યાય હોય છે

**૨૨ દ્રવ્ય** – સિદ્ધ ભગવાનનું આત્મ દ્રવ્ય અશરીરી અરૂપી છે, બાકીના ચાર પરમેષ્ઠી સશરીરી છે

**૨૩ ભાવ** – પાંચે પરમેષ્ઠી પોતપોતાના સ્વરૂપમાં લીન છે સિદ્ધ ભગવાન ક્ષાયક અને પારિણામિક ભાવમાં છે અરિહંત ક્ષાયક, પારિણામિક અને ઉદય ભાવમાં છે, બાકીના પાંચે ભાવમાં રહી શકે.

**૨૪ વ્યવહારથી** – અરિહંત કેવળજ્ઞાન અને દર્શનપૂર્વક યોગ પ્રવર્તાવે છે કાયાથી આહાર વિહાર કરે છે. વચન યોગમાં તીર્થંકર દિવ્ય ધ્વનિ પ્રગટ કરે છે તે સર્વ અર્થ, ભાષા, સ્વભાવ, પરિણામ ગુણવાળી હોય છે તેથી મનુષ્ય, દેવતા અને તિર્યંચો પોતપોતાની ભાષામા ઉપદેશ સમજી જાય છે અને સામાન્ય કેવળી યોગ્ય શબ્દની ધ્વનિ પ્રગટ કરે છે, મન વર્ગણાને, અનુત્તર વિમાનના દેવતાને જવાબ આપવા રૂપે અક્ષર રૂપે પરિણમાવે છે

સિદ્ધ ભગવાનને કોઇ વ્યવહાર નથી પણ પોતાના આત્માથી અન્ય દ્રવ્યો વગેરેને જાણવા દેખવાનો વ્યવહાર કેવળ જ્ઞાન દર્શનથી પ્રયત્ન વગર આપોઆપ થાય છે

આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ નિગ્રંથનો વ્યવહાર પાળે છે તે ઉપરાંત આચાર્ય સાધુઓને શુદ્ધ આચાર પાળતાં શીખવે છે અને ઉપાધ્યાય શ્રુત જ્ઞાન ભણાવે છે

૨૫ નિશ્ચયથી પાંચે પરમેષ્ઠી આત્મ ભાવમાં પ્રવર્તે છે, અરિહંત કેવળજ્ઞાન-દર્શન ઉપયોગમાં રહે છે સિદ્ધભગવાન કેવળજ્ઞાન-દર્શન ઉપયોગમા અનંત આત્મિકસુખમા લીન રહે છે, આચાર્ય ઉપાધ્યાય, સાધુ પ્રજ્ઞા અનુસાર આત્મ ભાવે જ્ઞાન દર્શન, ચારિત્ર, તપમા લીન .રહે છે

## છદ્મસ્થમાં નિશ્ચયના મિલાપના દાખલા :-

**(૧) અહિંસા :-** વ્યવહારથી જીવરક્ષા. આત્મભાવે સમભાવ અને નિશ્ચયથી આત્મા અરૂપી અશરીરી હોઇને અહિંસા સ્વરૂપ છે તે સ્વરૂપ પામવાનુ છે

**(૨) અણસણ :-** વ્યવહારથી આહાર ત્યાગ, મનથી આહારની ઇચ્છા ન થાય, નિશ્ચયથી આત્માઅણાહારી હોઇને અણાહાર સ્વભાવ કેળવવાનો અભ્યાસ આહાર શરીરનો ખોરાક છે, આત્માનુ પોષણ જ્ઞાનથી થાય છે માટે આ ભાવનાથી ઉપવાસ થાય તો તેનું પરંપરા ફળ મોક્ષ છે

**(૩) વિનય :-** વ્યવહારથી મોટેરાની સેવા, નમ્ર વચન અને ગુણોનું મનથી આકર્ષણ, નિશ્ચયથી શરીરમા રહેલો આત્મા, શરીર (નો કર્મ) અને કર્મથી ભીન્ન છે માટે અનાત્મ ભાવનો મનથી ત્યાગ કરીને આત્મ ભાવ (જ્ઞાન-દર્શન-સમભાવ)માં રહેવુ. આ પ્રમાણે દરેક વ્રત નિયમનું સમજી લેવું

જ્ઞાન પામવા માટે દરેક ગુણનો અભ્યાસ ઉપરોક્ત પચીસ રીતે કરવો. દરેક ગુણ પણ ત્રણ શબ્દ નયની અપેક્ષાએ એક અભેદ સ્વરૂપે છે તે ક્ષમાના દાખલાથી બતાવ્યુ છે. શબ્દ નયથી આરાધનાના બધા પર્યાયવાચક નામો અભેદ રૂપે છે, સમભિરૂઢ નયથી અનેક રૂપે જુદા થઇ શકે જેમકે—

આ+રાધ+ન=ગુણોનું સાધનમાથી આકર્ષણ કરીને તે ગુણોમય બની જવું.

ભક્તિ=વચનથી સ્તુતિ અને કાયાથી બે હાથ જોડીને મુગ્ધતાથી પુલક (આવર્તન) મનથી પ્રમોદભાવ.

ઉપાસના=ઉપ=આત્મ સમક્ષ+આસન=રહેવું એટલે આત્માના ગુણોમા રહેવું. ઉપાસનાનો વ્યવહારીક અર્થ આજ્ઞામાં રહેવું અને સેવા કરવી.

પૂજા=પાંચ અંગ નમાવીને સત્કાર સન્માન કરવું અને ગુણમય બનવું.

હવે અરિહંત સિદ્ધનું ધ્યાન કરવા માટે એક શ્લોક બતાવવામાં આવે છે

સાકાર નિરાકાર નિષ્પન્ન પરમાક્ષરમ્,
નિર્વિકલ્પ ચ નિષ્કમ્પ નિત્યાનન્દ મચિરમ્ (૧)
વિશ્વરૂપ વિજ્ઞાત-સ્વરૂપ સર્વચિંતિતમ્,
કૃત્ય કૃત્ય શિવ શાન્ત નિષ્કલ કરુણ ચ્યુતમ્ (૨)
નિર્જીવ ભવ સમ્ભૂત-ક્લેશ વૃક્ષ કુઠારનમ્
શુદ્ધ મત્યન્ત નિર્લેપ જ્ઞાન રાજ્ય પ્રતિષ્ઠિતમ્ (૩)
વિશુદ્ધાદર્શ સંક્રાંત, પ્રતિબિમ્બ સમ પ્રભમ્,
જ્યોતિર્મય મહા વીર્ય, પરિપૂર્ણ પુરાતનમ્ (૪)
વિશુદ્ધાષ્ટ ગુણોપેત નિર્દ્વન્દ્વ નિર્ગતામયમ્
અપ્રમેય પરિચ્છિન્ન વિશ્વ તત્વ વ્યવસ્થિતમ્ (૫)
યદગ્રાહ્ય બાહ્યભાવે ગ્રાહ્ય ચાન્તર્મુખૈ ક્ષણાત
તત્સ્વભાવાત્મક સાક્ષાત્સ્વરૂપ પરમાત્મના (૬)

અર્થ :- અરિહંત શરીરી હોય છે તેથી સાકાર એટલે આકાર સહિત છે

સિદ્ધ ભગવાન અશરીરી છે તેથી આકાર રહિત નિરાકાર તેથી નિર્ગતાકાર

નિષ્ક્રિય=ક્રિયા રહિત, અરિહંત ૨૪ સંપરાય ક્રિયા રહિત છે અને સિદ્ધ ભગવાન સર્વ ક્રિયા રહિત છે

પરમાક્ષર=૧ અખંડ ક્ષય રહિત ગુણો, ક્ષાયક ભાવ. ૨ કેવળજ્ઞાન અક્ષર=ખંડિત ન થાય.

નિર્વિકલ્પ=સંકલ્પ-વિકલ્પ રહિત, સંદેહ રહિત, અભેદ સ્વરૂપ.

નિષ્કમ્પ=અરિહંત ભાવથી અકંપ છે, સિદ્ધ ભગવાન દ્રવ્યથી ક્ષેત્રથી, કાળથી, ભાવથી અકંપ છે.

આનન્દ મન્દિર=અરિહંતમાં પરદ્રવ્યની પરિણતિ નથી, સ્વભાવ સ્થિત છે તેથી આનંદના સમુહ રૂપે તેમનો આત્મા છે, સિદ્ધ ભગવાન વેદની કર્મના અભાવે અનંત આત્મિક સુખમાં લીન છે.

વિશ્વ રૂપ વિજ્ઞાત સ્વરૂપ=વિશ્વના સર્વ પદાર્થોને જાણનાર જ્ઞાન સ્વરૂપ, જ્ઞાન-ઘન, સત્-ચિત્-આનંદ.

સર્વદોદિતમ્=કેવળજ્ઞાન-દર્શન અપ્રતિ પાતિ હોવાથી સર્વદા પ્રકાશ કરનાર છે.

કૃત્ય કૃત્ય=અરિહત સર્વ ઇચ્છા રહિત હોય છે અને સિદ્ધ ભગવાનને કઇ પણ કરવાનું બાકી રહ્યું નથી

શિવ=ચિંતા, રોગ અને કામ રહિત (મન અને શરીરની અને પ્રાસંગિક ઉપાધિ રહિત=નિરૂપદ્રવી, આધિ, વ્યાધિ, ઉપાધિ રહિત.

શાંત=અકષાયી, અક્ષોભ, શાંત રસમા લીન

નિષ્કલ=નિષ્કલંક, દોષ રહિત, મિથ્યાત્વીઓને અગમ્ય-અકળ.

કરણચ્યુત=૧ અશોક, ૨ અનિંદ્રિય, અરિહંતને ઇન્દ્રિયોનો ઉપયોગ નથી સિદ્ધ ઇન્દ્રિયો રહિત છે, અને શોક રહિત છે

નિઃશેષ ભવ સમ્ભૂત ક્લેશ દ્રુમ હુતાશનમ્= ભવને ઉત્પન્ન કરનારા કર્મ બીજનો તપાગ્નિથી સર્વથા (જડ રહિતપણે) નાશ કર્યો છે.

શુદ્ધ=અરિહંત દોષ રહિત હોવાથી પવિત્ર છે અને સિદ્ધ ભગવાન કર્મ રહિત હોવાથી નિર્મળ છે

અત્યંત નિર્લેપ=અરિહંતને રાગ દ્વેષનો લેપ થતો નથી, સિદ્ધ ભગવાનને કર્મનો લેપ થતો નથી.

જ્ઞાન રાજ્ય પ્રતિષ્ઠિત=કેવળજ્ઞાન સ્થાયી છે, અપ્રતિપાતી છે

વિશુદ્ધ=નિર્મળ+આદર્શ=અરિસો+સંક્રાંત=સર્વનું એકમ થવું+ પ્રતિબિંબ+સમગ્ર=ભાર રહિત પરમાત્માના શુદ્ધ આત્મ દર્પણમાં સર્વ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવોના પ્રતિબિંબ એકી સાથે પડે છે તે અગુરુ લઘુ પર્યાય રૂપે અરૂપી હોવાથી તેનો ભાર ભગવાનને લાગતો નથી.

જ્યોતિર્મય=જ્ઞાન સ્વરૂપ

મહાવીર્ય=અનંત વીર્ય=અરિહંતને અનંત પંડિત વીર્ય હોય છે અને સિદ્ધ ભગવાનમાં અનંત આત્મિક શક્તિ હોવાથી એક જ સ્થાનપર અનંત કાળ રહેવાથી થાક લાગતો નથી, અને એકી સાથે સર્વ દ્રવ્ય ગુણ પર્યાય જાણે છે, દેખે છે

પરિપૂર્ણ=સર્વ સંપૂર્ણ ગુણોયુક્ત. સર્વગુણસંપન્ન.

પુરાતન=આત્મામાં અનંત ગુણોની સત્તા અનાદિ કાળની હોય તો જ તે ગુણો આવરણનું નાશ થયે પ્રગટી શકે એટલે જ અરિહંત અને સિદ્ધ થયા છે તેમને પોતાનું પદ પામ્યા પહેલાં અનાદિ કાળથી પોતાના ગુણો સત્તામાં હતા તે ગુણો પ્રગટ કર્યા છે એટલે તે ગુણો નવા ઉત્પન્ન નથી કર્યા પણ જુના જ હતા તેનું આવરણ દૂર કરી તે ગુણો પ્રગટ કર્યા છે

વિશુદ્ધ અષ્ટ ગુણોપેત=સિદ્ધ ભગવાનના આઠ કર્મ નાશ થયા હોવાથી આઠે મુખ્ય ગુણ વિશુદ્ધ થયા છે. અરિહતની ભકિત વખતે અષ્ટને બદલે ચતુષ્ક સમજવું

નિર્દ્વંદ્વ=સંકલ્પ-વિકલ્પ રહિત, ભેદ ભાવ રહિત, સમભાવ.

નિર્ગતામય=અરિહતને દોષ રૂપી ભાવ રોગ નથી, સિદ્ધ ભગવાનને શરીર પણ નહિ હોવાથી સર્વથા નિરોગી છે

અપ્રમેય=જેના ગુણો અનત હોવાથી ગુણોનું કોઇ માપ થઇ શકતું નથી

અપરિછિન્ન=પરમાત્માનુ સ્વરૂપ બહુ સુક્ષ્મ છે, જડ અને ચૈતન્યનું સર્વથા અલગ સ્વરૂપ ભેદ. જ્ઞાનથી જે જાણી શકે એવા સમકિતી જ તેમનુ સ્વરૂપ ઓળખી શકે

વિશ્વ+તત્ત્વ+વ્યવસ્થિત=છ દ્રવ્યોનો બનેલો લોક+તેમાંના નવ તત્ત્વના ભાવ, સર્વ ભાવ ભેદસહિત પ્રતિભાસ+પરમાત્માના આત્મ પ્રદેશોમા નિશ્ચય રૂપે ભાસે છે બહિરાત્માથી જે ભાવો ગ્રહણ કરી શકાતા નથી તે અંતરાત્માથી એક ક્ષણમા ગ્રહણ કરી શકાય છે. આત્માને જે ગુણો સત્તામા છે તે ગુણો પરમાત્મપદ પામવાથી સાક્ષાત પ્રગટ થાય છે.

**સોઽયં સમરસી ભાવ** સ્તદેકી કરણ સ્મૃતમ્,
અપૃથક્ત્વેન યત્રાત્મા લીયતે પરમાત્મનિ;
અનન્ય શરણસ્તદ્ધિ તત્સલીનૈક માનસં
તદ્ ગુણ સ્તત્સ્વભાવાત્મા સ તાદાત્મ્યાચ્ચ સંવસન.

**ભાવાર્થ** .- પરમાત્માના આત્મ પ્રદેશોને અંતર્ચક્ષુ (શ્રુતજ્ઞાન)થી મનથી નિહાળીએ ત્યારે આપણુ મન તે સ્વરૂપે પરિણમે છે તે મનને પરમાત્મ સ્વરૂપમા જોડવું, ત્યારે આપણને આભાસ થાય કે આપણા આત્મ પ્રદેશો પરમાત્માના આત્મ પ્રદેશોમાં તેટલા જ લોકાકાશમા એકી સાથે રહેલ છે ત્યારે એમ લાગે કે આપણો અને પરમાત્માનો

આત્મા એક સ્વરૂપે થયો એટલે પરમાત્મા સાથે તેના સ્વરૂપમાં મળીને આપણો આત્મા પરમાત્મા સ્વરૂપે થયો. અને પરમાત્માના જે ગુણો છે તે આપણા આત્મામાં છે, હવે તે ગુણો તે આપણે એવી રીતે અનુભવમાં મુકવા કે જાણે આપણે જ પરમાત્મા છીએ અને પરમાત્માના ગુણોનો અનુભવ કરીએ છીએ.

સમરસીભાવ=આત્માના શાંત રસનો અનુભવ, ચિદ્દતા સુખનો અંશથી અનુભવ.

એકી કરણ=આત્મા પરમાત્મામાં અભેદપણે લીન થાય ત્યારે એકીકરણ કહેવાય, આત્મ પ્રદેશો પરમાત્માના આત્મ પ્રદેશોમાં અભેદ રૂપે રહે, પરમાત્માના ગુણોમાં આપણા ગુણોની એકતા થાય, પરમાત્માના સ્વભાવમાં આત્મ સ્વભાવની એકતા થાય ત્યારે એકીકરણ કહેવાય. એકીકરણથી સર્વ પૌદ્ગળીક ભાવો અદ્રશ્ય થઈ જાય છે અને શુદ્ધ આત્મીક સુખનો અંશથી અનુભવ થાય છે "નો આગમથી ભાવ નિક્ષેપમાં પરિણતિ"નો અર્થ આવો જ થાય છે

છદ્મસ્થ, આત્મિકસુખનો અનુભ નીચે પ્રમાણે કરી શકે છેઃ—

૧ રાગ દ્વેષ વિકાર વગેરે મોહની કર્મની પ્રકૃતિને ઉદયમાં ન આવવા દેવી અને પોતાની જે ચેતના શરીરમાં છે તે ચેતનાનો (શરીર અને ઇંદ્રિયોના વ્યાપારોનો ત્યાગ કરીને) અનુભવ કરવો. શરીરનું ભાન ભુલી જવાથી શ્રુતજ્ઞાનના અનુભવ દ્વારા ચેતના જાગૃત આવશે. આનું નામ સ્વસંવેદન જ્ઞાન અથવા આત્મ અનુભવ.

૨. સંકલ્પ વિકલ્પ રહિત, અભેદપણે, પોતાની શુદ્ધ આત્મસત્તા આત્મપ્રદેશોનું અંતર્મુખી અવલોકન.

૩ નિરંજન પરમાત્માનું ધ્યાન અને તે ટકાવવા માટે બીજનું આલંબન.

૪ નિજ શુદ્ધ આત્મા અનંત ગુણોનું સ્થાન છે અને તે શુદ્ધ આત્મ તત્ત્વ માટે રૂચી, ભાવના, પ્રસન્નતા ઉત્પન્ન કરવી.

૫ શરીર અને ઇંદ્રિયોની ઉપેક્ષા કરીને જ્યાં ચેતના જણાય ત્યાંજ આત્મ પ્રદેશોમાંથી જ ઇંદ્રિયાતીત આત્મીક સુખ પ્રગટ થાય છે તેવો અનુભવ.

## અરિહંતના (ભકિત માટે) પર્યાયવાચક નામ

અરિહંત, અરૂહંત (અરૂ=કર્મ, ભવાંકુર),
અર્હંત (પરમપૂજ્ય અતિશયવાળા),
ભગવંત (સર્વ આત્મીક રિદ્ધિ ભાગ્યવાળા)
પરમેષ્ટી ( સર્વના સુખ કરતા માટે ઇષ્ટ )
પરમેશ્વર ( ઇશ્વર=સંસારમાંથી રક્ષણ કરનાર ),
સ્વયંબુદ્ધ, તીર્થંકર, પુરૂષોત્તમ,
પુરૂષસિંહ, દેવાધિદેવ, વીતરાગ,
લોકનાથ, લોકપ્રકાશક, અભય,
અનંત ગુણોનાસમુદાય=અનંતા, મહાગોપ,
ધર્મસાર્થવાહ, ધર્મચક્રી, ધર્મદ્વિપ,
સ્યાદવાદી, સર્વદર્શી, પારગત,
આપ્ત (અભયદાન ઉપદેશથી સર્વના રક્ષક) અલક્ષ,
ચિદ્-ઘન=જ્ઞાનઘન, પ્રભુ (અનંત દાનાદિ લબ્ધીનાસામર્થ્યવાળા),
કેવળી ( આવરણ રહિત ચેતના ), પરમાત્મા, સ્વસમય,
અભય,-ચક્ષુ,-મુકિત,-શરણ,-જીવ,-બોધ,-દાતા
જગત પ્રકાશી, મહાદયાલ,
સર્વજ્ઞ, વિભુ, અચિંત્ય,
જગત-તારણ,-શરણ,-ઓધારણ, -તિલક,
-દીપક, -પ્રકાશક -ભૂષણ,
-આધાર, -વત્સલ, -જંગમ,
-કલ્પતરૂ, જહાજ,
(ભાવ-ચિંતામણી, -પાર્શ્વમણિ, -રસકુંપીકા,
-ચિત્રાવેલી,) સહજાનંદી, સહજસ્વરૂપી,
અનંત ચતુષ્ટય-જ્ઞાન-દર્શન-ચારિત્ર-વીર્યના ધારક

જ્ઞાન સ્વરૂપ અરિહંત સિદ્ધ – શુદ્ધ જ્ઞાન સ્વરૂપ, અનંત જ્ઞાનમય, સર્વજ્ઞ, ત્રિકાલજ્ઞ, સંપૂર્ણજ્ઞાતા, શુદ્ધ પ્રકાશસ્વરૂપ, ચૈતનનું ઉત્કૃષ્ટ વિશુદ્ધ સ્વરૂપ, પરમ જ્યોતિ, લોકાલોકના સ્વરૂપને જાણનાર, સર્વ જ્ઞાન સ્વરૂપ, સમસ્ત જ્ઞેયના આકારોનું પ્રતિબિંબ સ્થાન, સર્વદ્રવ્ય-ભાવ પ્રતિબિંબ સ્થાન, વિશ્વરૂપ વિજ્ઞાન સ્વરૂપ, જ્ઞાનઘન, જ્ઞાનરાજ્ય પ્રતિષ્ઠિત, વિશ્વતત્વ વ્યવસ્થિત, કેવળજ્ઞાન, સ્વપર પ્રકાશક શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ.

દર્શન સ્વરૂપ અરિહંત સિદ્ધ – અનંત દર્શનમય, સર્વદર્શી, લોકાલોકના સ્વરૂપને જોનાર, કેવળ દર્શન શુદ્ધ દર્શન સ્વરૂપ, ત્રિકાળદર્શી અનંત અક્ષય દર્શન સ્વરૂપ દ્રષ્ટા.

આનંદ સ્વરૂપ સિદ્ધ ભગવાન – અવ્યાબાધ-નિરાબાધ-અનામય-નિરામય-નિર્ભતામય-નિરોગી-નિરૂપદ્રવી-પરમ-શુદ્ધ-સુખ સ્વરૂપ, શિવ, આનંદઘન, આનંદ મંદિર, આનંદ સ્વરૂપ, અતીંદ્રિય સુખસ્વરૂપ, કલ્યાણ સ્વરૂપ, ચિદાનંદ, પરમાનંદ સ્વરૂપ, પરમ સુખમાં અનંતકાળ સ્થિત.

સમદ્રષ્ટિ નિર્વિકારી અરિહંત સિદ્ધ પરમાત્મા— નિર્મમત્વી અક્રોધે, અમાને, અમાયી, અલોભ, અસંગી, નિ:સંગ, વીતરાગ, સમભાવ, પુદ્ગલભાવ રહિત, નિર્મોહી, અદ્વેષ, નિર્ભય, નિષ્પરીગ્રહી, અનિયાણે, અવેદી, પરમશાંત સ્વરૂપ, નિરાગી, નિર્વિકલ્પ, સ્વરૂપ સંતોષી, નિર્લેપ, નિર્વિષયી, અકષાયી અનાકુળ, નિર્વિકારી, સમરસમાં લીન, અયાચક, ભવાંકુર દગ્ધ, અકલંક, જીવનમુક્ત, અવ્યય, નિર્દ્વન્દ્વ, અખેદ, અક્ષોભ, સમદ્રષ્ટિ, ક્ષાયક સમકીત, સંદેહાતીત, સર્વ ગુણોનું સ્થિર સ્વરૂપ, અહિંસા સ્વરૂપ, શુદ્ધ આત્મતત્વ સ્વરૂપ, કર્મ અબદ્ધ સ્વરૂપ, શુદ્ધ આત્મ રમણતા, મંગળસ્વરૂપ અવિનાશી, નિર્વાંછક, નિરાકુળ, પ્રતિપૂર્ણ, અયોગી, નિષ્કામ, અભયરૂપ, પરમધામ સ્વરૂપ.

**અક્ષય સ્વરૂપી સિદ્ધ ભગવાનઃ-** અક્ષય, અપૂનર્જન્મ, અજર, અમર, નિત્ય, અનંત, (અંત રહિત, અક્ષર અખંડ, શાશ્વત, અવિચળ, અક્ષીણુ, અપ્રમેય

**અમૂર્ત સિદ્ધ ભગવાન :-** અશરીરી, અયોગી, અનીન્દ્રિય, અલીંગ, અવ્યકત, અલેશી. નિર્મળ, પરદ્રવ્ય રહિત, નિરાલબી, અવર્ણે અગધે, અરસે, અફાસે, અમુર્ત, અભાષક, નિરાકાર, મનાતીત, વચનાતીત, અકાય, અકર્મક, અસંખ્યપ્રદેશોની ઘતિકૃત સ્વરૂપ, નિરંજન, નિષ્કલક, નિષ્કૂળ, અરૂપી, સ્વભાવ સ્થિત નિષ્પન્ન સ્વરૂપ, શુદ્ધ, સંસ્થાન રહિત, અમિશ્ર, અનત શુદ્ધ, ચૈતન્ય ભાવ પ્રાણુ સ્વરૂપ, અલખ, ધ્રુવ, અછેદ્ય, દેહાતીત, ગતિરહિત, નામરહિત.

**અગુરૂલઘુ સ્વરૂપ સિદ્ધ ભગવાન :-** નિરાલબ, અડોલ, નિશ્ચલ, અચ્યુત, નિષ્કંપ, અગુરૂલઘુ, નિરૂપમ, ભાર રહિત, આત્મ સ્વરૂપમા સ્થિત, સિદ્ધસ્વરૂપ

**અનંત પડિત વીર્ય સ્વરૂપ શ્રી અરિહત '-** અનંત આત્મ શકિત, અનત બળ, અનત પડિત વીર્ય, અનત પુરૂષાર્થ, અનત પરાક્રમ, અનત-જ્ઞાન-દર્શનમાં ઉપયોગ, અનંત તપમા વીર્ય.

**અનત શક્તિમાન સિદ્ધ ભગવાન** - અક્રિય, સ્વભાવ સ્થિત, અખેદ, અખડ સુખ ભોકતા, અચલ, અક્ષોભ, નિશ્ચલ, અનંત ભાવ પ્રાણુ શકિતયુકત, અણાહારી, કૃત્ય કૃત્ય, સર્વગુણસપન્ન, સહજ સહજ સમાધિ સ્વરૂપ

**સૂચના .-** ઉપર પ્રમાણે ભકિતનું સ્વરૂપ બતાવ્યુ છે, જેને જેટલુ જ્ઞાન તથા શ્રદ્ધા હોય તે પ્રમાણે પોતપોતાને યોગ્ય ગ્રહણુ કરીને પ્રજ્ઞા મુજબ ભકિત કરવી અહીં સંક્ષેપથી નવકારની આરાધનાનો વિષય સમાપ્ત કરવામાં આવે છે તેમા કેવળજ્ઞાની અને બહુસૂત્રીની અપેક્ષાએ ભુલચુક થતી હોય તો અરિહંત સિદ્ધ પરમાત્માની સાક્ષીએ તસ્સ મિચ્છામિ દુક્કડં. તમેવ સચ્ચ નિશંકં જં જિનેહ પવેઇયં

*

# બૃહત્ તત્ત્વ સંગ્રહ ભાગ ૨ જો

## તત્ત્વ ચિંતામણી ના લેખો.

# જૈન સંસ્કૃતિ યાને શુદ્ધ શ્રદ્ધા

અર્થ – શ્રદ્ધા–આસ્થા–અસ્તિત્વ ધરનારી વસ્તુઓમાં યથાતથ્ય અને યથાયોગ્ય માન્યતા યથાતથ્ય–ત્રણ કાળમાં જે રીતે હોવી જોઈએ તેવી રીતે આ શબ્દમાં ત્રણ કાલ અને સંપૂર્ણતા ગર્ભિત છે તેથી આવું સ્વરૂપ ફક્ત સર્વજ્ઞ જ બતાવી શકે અને રાગ–દ્વેષનો નિઃશેષ સર્વથા નાશ થયા વગર સર્વજ્ઞપણું આવતું નથી, રાગ–દ્વેષનો નાશ કરવા માટે નિર્ગ્રન્થ (બંધનો રહિત) થવું જોઈએ, એટલે યથાતથ્ય સ્વરૂપના જ્ઞાનની ઉત્પત્તિ નિર્ગ્રન્થપણામાંથી થઈ યથાયોગ્ય એટલે વસ્તુ જ્ઞેયમાંથી હેય (ત્યાગ કરવા લાયક) અને ઉપાદેય (આચરવા લાયક)ના વિવેકવાળી માન્યતા માન્યતા એટલે જેમાં મનોયોગ એકાગ્ર છે તેવી આત્માની પરિણતિ. આત્માની શુદ્ધ પરિણતિ તે સમકિત અને ચારિત્ર અને અશુદ્ધ પરિણતિ એટલે મિથ્યાત્વ અને કુચારિત્ર ચારિત્રની તારતમ્યતાના અનેક ભેદ હોય પણ માનસિક શુદ્ધ પરિણતિ જ્યારે હોય છે ત્યારે એક જ પ્રકારની હોય છે અને તે સર્વજ્ઞ વીતરાગના પ્રવચન અનુસાર જ હોય છે ચારિત્રવાળાની અથવા ચારિત્ર વગરનાની શુદ્ધ શ્રદ્ધા એક જ પ્રકારની હોય છે તેમાં ભિન્નતા નથી જ્યાં ભિન્નતા છે ત્યાં બેમાંનો એક વીતરાગની વાણીને અનુસરે છે અને બીજો મિથ્યાત્વને અનુસરે છે

આસ્થા – એ સમકિતના પાંચ લક્ષણમાંનું એક છે, પણ જ્યાં આસ્થા ઓળખી છે ત્યાં બીજા ચાર લક્ષણ ભાવથી હાજર છે, એટલે આસ્થા અને સમકિતની એકરૂપતા થઈ, પણ આસ્થા મનોયોગ-વાળાને હોય તેથી તે ગુણસ્થાન ૪ થી ૧૨ સુધી છે, ત્યારબાદ આત્માની શુદ્ધિ પરિણતિ તે સમદ્રષ્ટિપણું છે સમકિત–આત્માની

શુદ્ધિ પરિણુતિ તે ગુ૦ ૪ થી શરૂ થઇને બધા ગુણસ્થાનો અને સિદ્ધિમા રહે છે જ્યાં સમકિત છે ત્યાં જ્ઞાન છે, સમકિત રહિતનું જ્ઞાન ફકત ઉપરચોટીયા જાણુપણારૂપે છે ચારિત્ર વગર સમકિત હોય પણ સમકિત વગર ચારિત્ર ન હોય.

**ધ્યેય :–** શુદ્ધ શ્રદ્ધાનો હેતુ ફકત મોક્ષપ્રાપ્તિ છે એટલે કે સસારના સર્વ બંધનોમાંથી છુટવાનો અને સર્વ દુઃખોનો અંત કરવાનો હેતુ છે સાધુનો હેતુ ફકત મોક્ષપ્રાપ્તિનો છે, જે સાધુનો ધ્યેય સંસારીક મનોકામનાવાળો છે તે સાધુ નથી સાચી શ્રધાવાળો ગૃહસ્થ કુટુંબ આદિ નિર્વાહની અપેક્ષાએ સંસારીક કાર્યો પોતાની યોગ્ય મર્યાદામા રહીને કરે છે પણ સાચી શ્રદ્ધાનો ધ્યેય તો નિગ્રન્થપણું કેળવવાનો અને મોક્ષપ્રાપ્તિનો જ તેમને હોય છે

**પ્રાપ્તિ અને અંગ :–** શુદ્ધ શ્રદ્ધા ચાર પ્રકારે કેળવી શકાય છે અને સ્થીર કરી શકાય છે અને તે ચાર પ્રકાર શુદ્ધ શ્રદ્ધાના અંગ રૂપે પણ છે:—

૧ પરમથ્થ સંથવો– પરમ અર્થનો પરિચય કરવો, ૨ સુદિટ્ઠ પરમથ્થ સેવણા–જેણે પરમાર્થને ભલી રીતે જોયો છે તેની સેવા કરવી, ૩ વ્યાપન્ન દર્શન વર્જન–ખરી શ્રદ્ધા પામીને જે વમી ગયા છે તેવા પુરૂષોનો ત્યાગ, ૪ કુદર્શન વર્જન–મિથ્યાત્વ (કુપ્રાવચન)નો ત્યાગ આ વાત તો ગોખણપટ્ટીથી ઘણા જાણતા હશે પણ જીવનમાં ઉતારી શકતા નથી કારણ કે તેમણે ખરી શ્રદ્ધા થાય એટલો કર્મનો ક્ષયોપશમ કર્યો નથી, તેઓ ૪ અનુતાનબંધી કષાય અને ત્રણ દર્શન મોહથી ઘેરાયેલા છે તેથી શ્રુત જ્ઞાનના અર્થ વિપરીત રીતે કરવા પ્રેરાય છે અને કુતર્કથી પોતાનો કકકો સાચો બતાવવાને પ્રયત્ન કરે છે હવે આ ચાર અંગ વિસ્તારથી બતાવવામા આવે છે–

**પરમ અર્થનો પરિચય** – પરમ અર્થ શુ છે ? તેનો જવાબ એ છે કે, "નિગંથ પાવયાણુ અથ્થ, અયં પરમથ્થં, શેષં અનથ્થ" એટલે ફકત નિગ્રન્થ પ્રવચન સાર્થક છે અને તેજ પરમ

અર્થ છે, તે સિવાય બીજુ બધુ નિરર્થક છે આ સમજવા માટે આપણે નિગ્રંથનો અર્થ સમજીએ.

નિગ્રન્થ – નિ=રહિત+ગ્રન્થ=ગાંઠ=બંધન. આવાં બાહ્ય બંધન ૯ પ્રકારનાં છે ૧ જમીન, ૨ ઘર, ૩ રૂપુ ૪ સોનુ, ૫ ધન, ૬ ધાન્ય, ૭ દુપદ=બે પગવાળાં મનુષ્ય અને આશ્રિત પક્ષિઓ. મનુષ્યમાં પોતાનુ શરીર, સગા–વહાલાઓ, મિત્રો, આપ્તજન, રાષ્ટ્રીયજન, વગેરે આવી જાય છે અને શરીરમા પાંચ પ્રકારના શરીર આવી જાય છે– ઔદારીક, વૈક્રીય, આહારક, તેજસ, કાર્મણ ૮ ચોપદ–ગાય, ભેંસ, ઘોડા વગેરે પશુઓ. ૯ કુપદ–ઘરની, વ્યાપારની વગેરે સર્વ જાતની પરચુરણ ચીજો.

અભ્યંતર બંધન :– તે મુખ્યતાએ બે છે ૧ રાગ કે જેના સાત સહચારી છે – માયા, લોભ, હાસ્ય, રતિ, સ્ત્રીવેદ, પુરુષવેદ, નપુંસકવેદ ૨ દ્વેષ કે જેના છ સહચારી છે – ક્રોધ, માન, અરતિ, ભય, શોક, દુગચ્છા હવે આ રાગ અને દ્વેષને કાયમી રાખનાર મિથ્યાત્વ મોહની છે ટુંકામાં મોહની કર્મની સર્વ પ્રકૃતિ બંધન રૂપે છે

આ સર્વ અભ્યંતર અને બાહ્ય બંધનોમાથી સર્વથા છુટવાનો ઉદ્યમ કરે તે નિગ્રન્થ.

પ્રવચન=પ્ર–વિશિષ્ટ પ્રકારનુ એટલે સંસાર ભાવથી અતિરિક્ત મોક્ષમાર્ગનુ અથવા અલૌકિક આધ્યાત્મિક સિદ્ધિવાળા નિગ્રન્થનુ વચન= ઉપદેશાત્મક વચન.

અર્થ=સારરૂપ અથવા દ્રવ્ય, ગુણ, પર્યાય રૂપી અર્થવાળુ આગમ સાર્થક.

પરમાર્થ=મોક્ષ, મોક્ષમાર્ગ, સ્વાનુભુતિ, સિદ્ધિ સ્વરૂપ વગેરે આનો તેમાં અંતર્ગત થાય છે

હવે આ પ્રવચન કેવું છે? કે નિગ્રંથ=બંધન રહિત બનાવનાર અથવા બંધન રહિત થયેલા હોય તેનું પ્રવચન, આ બન્ને ભાવ લાગુ થઇ શકે છે.

એટલે નિગ્રન્થ પ્રવચન એજ સાર્થક અને પરમ અર્થયુકત છે એવી જેની દૃઢ શ્રદ્ધા હોય તે જીવની શ્રદ્ધા સાચી છે, બાકીની શ્રદ્ધા ખોટી સમજવી

**નિગ્રંથ પ્રવચનના બે ભેદ છે :- ૧ સૂત્ર ધર્મ, ૨** ચારિત્ર ધર્મ. સૂત્ર ધર્મના ૧૨ અંગ મુળ રૂપે છે; તેમાંથી ૧૨ ઉપાંગ અને અનેક સૂત્રો ઉદ્ધાર કરી શકાય છે પણ તત્ત્વની અપેક્ષાએ ભિન્નતા નથી

### ચારિત્ર ધર્મના બે ભેદ :-

૧ અણુગાર ધર્મ, ૨ આગાર ધર્મ

અણુગાર ધર્મમાં પાંચ મહાવ્રત, તેની સિદ્ધિ માટે ૨૫ ભાવના, આહાર વિહારમાં જતાં આવતાં વગેરે કામો કરતી વખતે મહાવ્રતોમાં ખામી ન આવે તે માટે પાચ સમિતિ અને એવું કામકાજ ન હોય ત્યારે ત્રણ ગુપ્તિ કે જેથી મન, વચન અને કાયાને આરંભ-સમારંભ અને સારંભમાં જતાં અટકાવી શકાય, છતાં મનને તો રખડવાનો સ્વભાવ પડયો હોવાથી તેને આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનમાં જતું અટકાવવા માટે મનને સજ્ઝાય, ધર્મ અને શુકલ ધ્યાનમાં રહેવું જોઈએ વળી જ્યારે જ્યારે ઉપસર્ગાદિ આવી પડે અથવા મોહનીય કર્મનો ઉદય દેખાય ત્યારે ક્ષમા આદિ ૧૦ યતિ ધર્મનું આલબન લેવાનું છે આ છે જૈન સાધુનો ધર્મ અહીં કયાય સંસાર પક્ષનું એકે કામ નથી એટલે સાધુની શ્રદ્ધા પ્રમાણે ક્રિયા હોય છે ક્રિયા કરે પણ શ્રદ્ધા ન હોય તો સાર્થક નથી અને ખોટી ક્રિયા કરનારને પણ પરમાર્થનો બીલકુલ લાભ મળતો નથી

આગાર ધર્મ ગૃહસ્થો માટે છે તેમાં ૧૨ વ્રતો છે, આગળ વધેલા માટે ૧૧ પ્રતિમા છે પણ તેઓ અણુગાર ધર્મની ભાવના અને શ્રદ્ધા તો રાખેજ ૧૨માંથી જેટલા વ્રતો પાળે તે અપેક્ષાએ પણ વ્રતધારી શ્રાવક કહેવાય અને જેઓને ફક્ત શુદ્ધ શ્રદ્ધા જ હોય અને વ્રતોનું પાલન ન કરે તેઓ દર્શન શ્રાવક કહેવાય. અહીં શુદ્ધ શ્રદ્ધાની સાથે ચારિત્રધર્મની વાત કરી તેનું કારણ એટલુ જ કે શુદ્ધ શ્રદ્ધાવાળાને ઉપર પ્રમાણે ચારિત્રની શ્રદ્ધા તો હોવી જ જોઈએ.

શુદ્ધ શ્રદ્ધા કેળવવા માટે જ્ઞાનની જરૂર છે જ કારણ કે જ્યાં જ્ઞાન છે ત્યાં શ્રદ્ધા છે અને શ્રદ્ધા છે ત્યાં તેટલા પુરતુ જ્ઞાન છે અને શ્રદ્ધા વગરનું જ્ઞાન તે અજ્ઞાનરૂપે છે

**જ્ઞાનની શરૂઆતનો ક્રમ** – ૧ સામાયક, ૨ પ્રતિક્રમણ, ૩ છઆવના બોલ, ૪ નવતત્ત્વ આ ચારની તો અર્થ અને ભાવાર્થ સહિત શ્રદ્ધા કેળવવા માટે જરૂર જ છે માટે દરેક જૈન શાળામાં આવો ક્રમ તો હોવોજ જોઈએ ત્યારબાદ જેની વધારે જીજ્ઞાસા છે તે થોકડા અને સૂત્રો ભણે અને આગળ વધે.

સામાયકમાં પણ પ્રથમ નવકાર મન્ત્ર તો વિસ્તારપૂર્વક શીખવો જોઈએ તેમાં તો સાધ્ય, સાધક અને મોક્ષમાર્ગનો ટુકામાં સાર આવી જાય છે

કેટલાક શાસ્ત્ર ભણાવનારા પંડિતોને પુછીએ કે ભગવાન કોણ? તો તેમને વિચાર થઈ પડે છે કે શું બોલવું? કારણ કે તેઓએ તત્ત્વનો નિર્ણય કર્યો હોતો નથી નવકાર મ ત્રના પહેલા બે પદમા જ ભગવાન છે તે અરિહંત અને સિદ્ધ તે વ્યવહારથી દેવ તત્ત્વમા છે તેની શ્રદ્ધા જોઈએ લોકોમા ભગવાન સબંધી બહુ બહુ કલ્પના જોવામાં આવે છે, પણ તેનો ફેસલો એકદમ કરી શકાય છે "જે અઢાર દોષરહિત છે તે જ ભગવાન" તે સિવાય કોઈ ભગવાન નથી જ

**અઢાર દોષ**.– ૧ અજ્ઞાન, ૨ નિંદ્રા, ૩ ક્રોધ, ૪ માન, ૫ માયા, ૬ લોભ, ૭ મદ, ૮ મત્સર, ૯ હાસ્ય, ૧૦ રતિ, ૧૧ અરતિ,

૧૨ ભય, ૧૩ શોક, ૧૪ પ્રેમ, ૧૫ જીવહિંસા, ૧૬ અસત્ય, ૧૭ ચોરી, ૧૮ ક્રીડા

આ અઢારમાથી જેને એક પણ દોષ હોય તે ચોક્કસ ભગવાન નથી

કેટલાક લોકો ભગવાન ઉપર દોષોનું આરોપણ કરે છે જેમ કે ભગવાન નાચે, બજાવે, ચોરી કરે, કપટ કરે, ભકતોને સહાય કરે અને દુશ્મનોને મારી નાખે, વ્યભિચાર કરે, સ્ત્રી રાખે સંહાર કરે, વરદાન આપે, શ્રાપ આપે, વિશ્વની ઉત્પત્તિ કરે વગેરે વગેરે પણ આ દોષમાંનો કોઈ પણ દોષ જેને લાગુ થાય તે ચોક્કસ ભગવાન નથી. જો ભગવાનમા દોષ હોય તો સાધારણ મનુષ્યમા અને તેમા શુ ફેર છે? અને જો ભગવાનને દોષ સેવવાની છુટ હોય તો તે કુદરતી નિયમોની વિરૂદ્ધ છે અને વધારે ગુણવાળો હોય તે ઓછા ગુણવાળાની ભકિત શા હેતુથી કરે? જેને ધર્મી તરીકે ગણાવું છે અને દોષ સેવવા છે તે જ ભગવાન ઉપર દોષોનું આરોપણ કરે કે જેથી કરીને પોતે પણ દોષ સેવી શકે.

અરિહંત અને સિદ્ધમાં આ અઢારમાંનો એક પણ દોષ હોતો નથી.

**અરિહંતના બે ભેદ :-** તીર્થંકર અને સામાન્ય કેવળી

**તીર્થંકરને ૮ પ્રતિહાર્ય હોય છે :-** અશોક વૃક્ષ, સિંહાસન, છત્રત્રય, ચમ્મર, ભામંડળ, અચેત સુગંધી પુષ્પવૃષ્ટિ, દિવ્ય ધ્વનિ, દેવદુદુભિ.

**તીર્થંકરને ચાર અતિશય હોય છે :-** પરમ પૂજયપણુ, ઉપદ્રવરહિતપણુ, અનંત વાણી અતિશય, અનત જ્ઞાન અતિશય

**સામાન્ય કેવળીમાં ૧૨ ગુણુ કે જે તીર્થંકરમાં પણુ હોય છે.-** અનત જ્ઞાન, અનંત દર્શન. અનંત ચારિત્ર, અનત તપ,

અનંત વીર્ય, ક્ષાયક સમકિત, ક્ષાયક યથાખ્યાત ચારિત્ર અનંત દાન, લાભ, ભોગ-ઉપભોગ અને વીર્ય એ પાંચ ઉત્કૃષ્ટ આત્મિક અનંત ગુણોની લબ્ધિ

## નવકાર મંત્રનું બીજું પદ સિદ્ધ ભગવાન છે તેમાં આઠ ગુણ છે

અનંત જ્ઞાન (કેવળજ્ઞાન), અનંત દર્શન (કેવળ દર્શન), અનંત આત્મિક સુખ, ક્ષાયક સમકિત, અક્ષય સ્થિતિ, અરૂપી (અશરીરી, અવર્ણી, અગંધી, અરસી, અસ્પર્શી, અમૂર્ત) અગુરુ લઘુ, અનંત આત્મ વીર્ય

નવકાર મંત્રના બાકીના ત્રણ પદ વ્યવહારથી ગુરુ તત્ત્વમાં છે, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ આચાર્યના ૩૬ ગુણ, આચાર્ય શુદ્ધ આચાર પાળે અને બીજા સાધુને શુદ્ધ આચાર શીખવે. ઉપાધ્યાયના ૨૫ ગુણ, તે અંગ ઉપાંગ ભણે ભણાવે, સાધુના ૨૭ ગુણ તે આત્માનું સાધન કરે, આચાર્ય અને ઉપાધ્યાયમાં સાધુના ગુણ હોય જ

સામાયકનો પહેલો પાઠ શ્રી નવકાર મંત્ર શીખવતી વખતે જ આટલું સમજાવવું જોઈએ અને દ્રવ્ય શ્રદ્ધા તો ધારણ કરાવવી જ જોઈએ કે દેવ અરિહંત અને સિદ્ધ, ગુરુ નિગ્રંથ અને ધર્મ કેવળીનો સત્ય અને તે સિવાય કોઈ દેવ કોઈ ગુરુ કે કોઈ ધર્મ તરણતારણ નથી દરેક જૈન ઘરમાં બાળકોને પહેલેથી જ આ પ્રકારના અભ્યાસનો મહાવરો પાડવો જોઈએ કે જેથી શાળાઓમાં અને લોકમાં ચાલતા મિથ્યાત્વના પાઠોને ખોટા તરીકે પહેલેથી જ સમજી લે.

માબાપ એમ સમજે કે આવું બાળકો શીખશે તો આપણને આર્થિક લાભ નહિ થાય પણ આ તેમની ભયંકર ભૂલ અને કર્મની બીમારીની અજ્ઞાનતા છે ઉલટાનું એમ સમજવું જોઈએ કે મારા બાળકોમાં જૈન ધર્મના સંસ્કાર રેડીને જૈન ધર્મની મારે પ્રભાવના કરવી જોઈએ અને મારા બાળકોને દુર્ગતિમાંથી બચાવી લેવા જોઈએ.

દેવ ગુરૂ ધર્મ તત્ત્વની ઓળખાણુ એ દ્રવ્ય શ્રદ્ધાનો મૂળ પાયો છે અને તે નવકાર મંત્ર શીખવતી વખતે જ તે પાયાનુ મંડન થવું જોઇએ.

કેવળીનો પરૂપેલો ધર્મ, નિર્ગ્રંથ પ્રવચન, સંવર–નિર્જરા–મોક્ષ, જ્ઞાન–દર્શન–ચારિત્ર–તપ આત્મભાવ એ બધા પરમાર્થની દ્રષ્ટિએ પર્યાયવાચક છે અને તેનો જ મોક્ષાર્થીએ પરિચય કરવો. સાધુએ તે સિવાય બીજું કંઈ કરવું નહિ જોઇએ અને શ્રાવકે ધર્મ નિમિત્તે આ સિવાય બીજા આલંબનો લેવાં નહિ

શ્રદ્ધાનું બીજું અંગ– "સુદિટ્ઠ પરમથ્થ સેવણા –

અરિહંત અને સિદ્ધ ભગવાન પ્રત્યક્ષ કેવળ જ્ઞાન અને કેવળ દર્શનથી પરમાર્થ જાણે છે, દેખે છે. શ્રી નવકાર મન્ત્રના બીજાં ત્રણ પદો **આચાર્ય, ઉપાધ્યાય** અને સાધુ પરોક્ષ રીતે મતિ શ્રુત જ્ઞાનથી પરમાર્થ જાણે છે અને દેખે છે પણ સિદ્ધ ભગવાન તો લોકાગ્રે સિદ્ધ ક્ષેત્રમાં અભાષક અશરીરી અરૂપીપણે બિરાજે છે તેમની સેવા તો તેમના ગુણોનું ધ્યાન ધરવાથી જ થઇ શકે અરિહંત દેવ તો હાલ અહિં નથી પણ મહાવિદેહ ક્ષેત્રમાં બિરાજે છે, તેમની સેવા તેમના ગુણોના ધ્યાનથી તેમજ તેમની આજ્ઞા પાળવાથી થઈ શકે છે. આચાર્ય, ઉપાધ્યાય અને સાધુની સેવા મન, વચન અને કાયાથી એમ ત્રણ પ્રકારે થઈ શકે છે તેમનો વિનય, વૈયાવચ્ચ વગેરે પોતપોતાના ગુણસ્થાનની સીમા સુધી કરવો અને તેમની પાસેથી જ્ઞાનનો લાભ લઈને પોતાના આત્માનુ કલ્યાણ કરવું કેટલાક શ્રાવકો પણ શ્રુત જ્ઞાનના જાણકાર હોઈ શકે છે તેમની પાસેથી પણ જ્ઞાન મેળવી શકાય પણ કહેવાતા આચાર્ય ઉપાધ્યાય, સાધુ કે શ્રાવક કે જેની દૃષ્ટિ કેવળીની દૃષ્ટિને અનુસરીને ચાલતી નથી તેવાની પાસેથી જ્ઞાન મેળવવું નકામુ છે તેથી શ્રદ્ધાનું ત્રીજું અંગ "**વ્યાપન્ન દર્શન વર્જન**" બતાવવામા આવે છે કેટલાક લોકો સાધુના વેષમા હોવાથી મિથ્યાત્વી કરતા વધારે ખતરનાક હોય છે, કારણ કે તેઓ સાચી

શ્રદ્ધા પામ્યા પછી ભ્રષ્ટ થઈને નિન્હવ થયા છે તેથી સંસારી કાર્યોનો એને મિથ્યાભાવ ઉપજાવે એવો ઉપદેશ આપે છે અને વેષ ઉપરથી સાચા સાધુ માનીને લોકો તેનાથી છેતરાય છે તેમને અનુસરવાથી મિથ્યાત્વ અને સંસારની વૃદ્ધિ જ થાય છે

કોઈ વખતે તેઓ સંસારી કાર્યો, હિંસક કાર્યો, મિથ્યાભાવ, સમમિથ્યાત્વ ભાવ, પાંચ ઈંદ્રિયના પોષક ભાવ, શસ્ત્રવાદ, રાજ્યનિતિ વગેરે સબંધી આરંભ–સમારંભ, સારંભ, મિશ્ર ભાવ, મિથ્યાત્વભાવના પ્રેરક થઈને અથવા આગળી બતાવીને છુપાઈ જાય છે રૂના ઢગમાં એક સુક્ષ્મ અંગાર મુકીને છટકી જવાના કાર્ય જેવા મિથ્યાત્વના હિંસાના કાર્ય ચીંધીને પોતાને અલિપ્ત બતાવવાનો ઢોંગ કરે છે અને સૂત્રના અજાણ પોતાના અનુયાયીઓ પાસે પોતાનું ધાર્યું કામ કરાવે છે અને અજ્ઞાની લોકો તેમાં ધર્મ માને છે એવી રીતે નિન્હવ લોકો પોતે બુડે છે અને બીજાને સંસારમાં બુડાડે છે પ્રભુના કેટલાક શ્રાવકો એટલા બધા વિદ્વાન હતા કે કેટલાક નિન્હવોને તેઓએ યુક્તિથી ઠેકાણે આણ્યા હતા, માટે શ્રાવકોએ શ્રુત જ્ઞાનને કેવળીની દ્દષ્ટિ પૂર્વક સમજીને, અહિંસા, સંજમ, તપ ને પોષક સૂત્રના ભાવો જાણીને જરૂર પડે ત્યારે આવા નિન્હવોને બચાવીને ઠેકાણે લાવવા જોઈએ અને ઠેકાણે ન આવે તો તેમનો ત્યાગ કરવો.

કેટલાક અભિનિવેશિક નિન્હવો એમ કહે છે કે અમે સૂત્રના જે અર્થ કરીએ છીએ તે ખરા છે ત્યારે તેમના કરેલા અર્થને અહિંસા સંજમ અને તપની કસોટીથી કસી લેવા, સંવર–નિર્જરાના કાંટાથી તોળી લેવા, સર્વજ્ઞ વીતરાગની ઓદાસીન વૃત્તિ સાથે સરખાવવા તો તેઓના ખોટા અર્થો પકડાઈ જશે અને તેઓનું મિથ્યાત્વ ખુલ્લું પડશે.

વળી તે ઉપરાંત આચારાંગ–દશવૈકાલીકના ભાવો શ્રી અંતગડ સૂત્રના મહાન તપસ્વીઓ, ઉપાસકદશાંગના શ્રાવકો વગેરેના કાર્યો અને ભાવો સાથે તેમના વચનોને તોળી લેવા આથી

રીતે કસોટી કરવાથી નિન્હવો ખુલ્લા થાય છે અને તેમનો ત્યાગ કરી શકાય છે

અત્યારે પંચમ કાળમા કોઇ કોઇ શ્રાવકો ખોટો પક્ષ લઇને નિન્હવોને પોષે છે અને તેમાં ગુરુ ભકિત માને છે પણુ તે અંધશ્રદ્ધા છે તે નહિ સમજતા હોવાથી અને અનંતાનુબંધીના ઉદયથી હઠ નહિ છોડી શકવાથી પોતાનો તેમજ તેમના માનેલા ગુરુનો અનંત સંસાર વધારે છે કોઇ અભિનિવેશ મિથ્યાત્વમાં ઉંડા ઉતરીને સૂત્રના ખોટા અર્થ કરીને નવા વિચાર તરીકે જાહેર કરે છે, પણુ મોક્ષમાર્ગમાં નવું જુનું કંઇ નથી મોક્ષમાર્ગ અનાદિ અનંત શાશ્વત અને નિશ્ચિત પ્રકારનોજ હોય છે

કોઇ નિન્હવ કોઇ વાત શ્રદ્ધે કોઇ ન શ્રદ્ધે પણુ "વયમપિ અસદ્દહન્તો સુત્તત્થું મિચ્છાદિટ્ઠિ" જિન વચનનુ કોઇ એક પણુ પદમા શ્રદ્ધા ન કરે તે મિથ્યાદૃષ્ટિ સમજવો

હવે શ્રદ્ધાનું ૪થું અંગ "**કુદર્શન વર્જન**" બતાવવામા આવે છે. ૩૬૩ પાખંડી મતોના સૂત્રોના તથા તેના સન્યાસી, ઋષી, બાવા જોગી કે જેમને સર્વજ્ઞ પ્રણીત પાંચ મહાવ્રતો નથી, જીવ અજીવનું જાણુપણું નહિ હોવાથી ત્રસ અને સ્થાવરકાયની, ધર્મના બાને હિંસા કરે છે તેમજ ધર્મ નિમિત્તે ૨૯ પાપ સૂત્ર, એ સર્વેનો ત્યાગ કરવો જોઇએ મેલડી, હનુમાન, કુળદેવ, શીતળા, અંબાજી, ગણેશ વગેરે જૈનેતર અને કલ્પીત દેવ–દેવીની-માનતાનો ત્યાગ કરવો જોઇએ ભકતોને સુખ આપનાર અને બીજાને દુખ આપનાર એવા કલ્પીત દેવોની પૂજાનો ત્યાગ કરવો, લીલ પરણાવવા નહીં શંકર–વિશ્નુ–બ્રહ્મા વગેરેના કલ્પિત કાર્યોની ઉપેક્ષા કરવી જે હેતુથી મિથ્યાત્વી અમુક વ્યકિતને પૂજે છે તે હેતુનો ત્યાગ કરવો જેમકે મિથ્યાત્વી કોઇ પ્રતિસ્પર્ધી દુશ્મનને હણે તો તે હેતુથી તેને ભગવાન કહે જ્યારે તે જ વ્યકિત દીક્ષા લઇને મોક્ષ ગયેલ હોય તે હેતુથી જૈન તેની સિદ્ધ સ્વરૂપમા ભકિત કરે, કોઇના ફોટા મુર્તિ કે બનાવટી

ચિત્તની ધર્મના હેતુથી પુજા કરવી નહીં. જ્યાં મિથ્યાત્વનું આયતન થતું હોય ત્યાં ન જવું જ્યાં શુદ્ધ દેવ–ગુરૂ–ધર્મની અશાતના થતી હોય ત્યાં ન જવું, ટુંકમાં શુદ્ધ દેવ–ગુરૂ–ધર્મ સિવાય કોઈ પણ વ્યક્તિ, આચાર કે વિચારનું આલંબન ન લેવું. જૈન શાસ્ત્રોમાં ૩૬૩ પાખંડીના દુષણોનું વર્ણન છે તે પ્રમાણે સમજીને તેનો ત્યાગ કરવો.

હવે સાચી શ્રદ્ધા હોય પણ તે દ્રઢ ન હોય તો પાંચ દુષણથી ખરી શ્રદ્ધા નાશ પામે છે માટે શ્રદ્ધાના પાંચ દુષણ બતાવવામાં આવે છે તે દુષણો સમજીને ત્યાગ કરવો.

૧ શંકા – મોક્ષ હશે કે નહિ ? જૈનધર્મ સાચો હશે કે નહિ ? આવા વિચારો દુષણરૂપ છે તે શ્રદ્ધા ખોખરી કરે છે માટે તેનો ખુલાસાવાર ત્યાગ કરવો. મોક્ષ ન હોય તો સર્વ દુઃખોનો અંત ન થાય દુઃખોનો અંત ન થાય તો કોઈ સર્વજ્ઞ ન થાય, સર્વજ્ઞ ન હોય તો ધર્મ એવી નામ સંજ્ઞા કે મોક્ષ એવી નામ સંજ્ઞા પણ ન હોય, તો પછી જ્ઞાન અને ક્રિયા ક્યાંથી જ હોય, તો પછી વૈરાગ્ય ક્યાંથી હોય, તો પછી સંસારના દુઃખોમાંથી મુક્ત થવાનો વિચાર જ ક્યાંથી થાય અને એને મુક્ત થવાનો વિચાર થાય તેણે ક્યાં જવું અને શું કરવું ? પણ જોઈએ છે કે મુનિ વૈરાગ તો થાય છે અને ધર્મનું પ્રત્યક્ષ આચરણ કરે છે હવે જોવાનું એટલું જ રહે છે કે કયો ધર્મ પાળવો, જ્યાં આચાર, વિચાર, જ્ઞાન, અહિંસા, સ્યાદ્વાદ, આત્મિક સુખ, જીવ–અજીવનું સ્વરૂપ, ચારિત્ર તપ, દાન, શીયળ અને ભાવ વગેરેનું સુક્ષ્મમાં સુક્ષ્મ અને સર્વોત્તમ ઉત્કૃષ્ટ સ્વરૂપ બતાવવામાં અને પાળવામાં આવે છે તેજ ખરો ધર્મ છે કે જેના આલંબનથી મોક્ષ પ્રાપ્ત થાય અને તે છે નિગ્રન્થ પ્રવચન.

જેઓ પોતાના જ્ઞાન, દર્શન અને ભાવ ચારિત્રની એકાગ્રતાથી સમરસી ભાવનો એટલે સિદ્ધના સ્વરૂપનો અંશથી અનુભવ કરી શકે છે તેઓને નિસંગ નિષ્ક્રિય અવસ્થાના અભ્યાસિક ઉપાયથી મોક્ષના સુખનો અંશથી સાક્ષાત્કાર થાય છે અને નિગ્રંથ પ્રવચનની શ્રેષ્ઠતાની ખાત્રી થાય છે

**૨ કંખા :-** મિથ્યા સૂત્રોમાંથી ધર્મ નિમિત્તે જ્ઞાન મેળવવાની ઇચ્છા, મિથ્યાક્રિયા કરવાની ઈચ્છા, ઇંદ્રિયોના વિષયમાં અતિ આસકત રહેવાની ભાવના-આ બધાં દુષણો છે તેનો ત્યાગ કરવો નિગ્રન્થ પ્રવચનના એક સૂત્રમાંથી જેટલું જાણવાનું અને શુદ્ધ થવાનું મળશે તેમાંથી હજારમો ભાગ પણ બધા મિથ્યાશ્રુતના પુરા અભ્યાસથી મળશે નહીં, ઉલટા કુમાર્ગે ચડીને રખડપટ્ટીમા ઉતરી જવું પડશે વળી જેને જૈન સૂત્રો અધુરાં લાગે તેને જ આકાક્ષા થાય

આ કાળમા તો એવા લોક છે કે સમ્યક સૂત્રો વાંચવા નથી અને કંઇપણ જ્ઞાન વગર ધર્મના વાદમાં કુતર્કથી ઉતરી પડે છે અને મિથ્યા સૂત્રો તરફ ઢળી પડે છે પણ જૈન ધર્મના ખરા જ્ઞાનથી પોતાની ભ્રમણાનો ખુલાસો પોતે જ કરીને આકાક્ષાનો નાશ કરી શકાય છે જેણે નિશ્ચય શ્રદ્ધાથી પોતાના શુદ્ધ સ્વરૂપને અ શથી એક વાર પણ અનુભવ્યુ છે તેને મિથ્યાભાવમાં કે ઇંદ્રિયના વિષયોમાં ખરા સુખની બુદ્ધિ રહેતી જ નથી

**૩ વિતિગિચ્છા :-** ધર્મક્રિયામાં થાક લાગવાથી પ્રમાદ થાય છે ત્યારે ઇંદ્રિયો વિષયો તરફ ખેંચાય છે એટલે કરણીના ફળમાં સદેહ આવે છે એટલે શુદ્ધ ક્રિયા છુટી જાય છે શુદ્ધ ક્રિયા ઉપયોગ રાખીને ખરા ભાવપૂર્વક કરવામા આવે તો આત્મિક સુખનો અ શથી અનુભવ થાય છે અને પોતાના આત્માની શકિતનો ખ્યાલ આવે છે. આ આત્મિક સુખનો અંશ દેવોના વિષય સુખથી પણ વધારે છે આવો અનુભવ થાય એટલે કરણીના ફળમા સદેહ રહેતો નથી

**૪ પરપાખડ સથવો :-** આ પણ દુષણ છે તેનો પણ વ્યાપન્ન દર્શન વર્જન અને કુદંસણ વર્જનની માફક ત્યાગ કરવો અહીં નોધ લેવી કે પરમાર્થનો જ પરિચય કરવો અને મિથ્યાત્વી આચાર, વિચાર, સૂત્રો અને વ્યકિતઓનો ધર્મ નિમિત્તે સર્વથા ત્યાગ કરવો વ્યવહારીક કાર્યો માટે શ્રાવકને પરિચય કરવો પડે ત્યારે ધર્મની બાબતમા બરાબર સાવચેતી રાખવી

૫ પરપાખંડ પ્રશંસા – નામધારી જૈનીઓને આ દૂષણમાં ફસાતા વાર લાગતી નથી. તેઓનું માનવું એ છે કે જ્યાંથી ગુણ મળે ત્યાંથી લેવો પણ કિંપાકના ફળ એવા સુંદર અને મીઠાં હોય છે કે તરત જ ખાવાની મરજી થાય અને ખાધા પછી તરત જ મૃત્યુ થાય એવી રીતે મિથ્યાત્વીના અમુક બાહ્ય ગુણ કે ગુણનો યોગ જોઈને માણસ આકર્ષાય પણ જ્યારે પોલ ખુલે ત્યારે ખાત્રી થાય કે કેટલી હાની થઈ મિથ્યાત્વીને અનંતાનુબંધીનો ઉદય થતા વાર લાગતી નથી, એવો મોકો આવે એટલે તરત સોપારી ખુલ્લી થાય છે.

બીજુ ક્ષમાદિ ગુણોને અમુક વખતે ધારણ કરે પણ તેઓને આત્મભાવ આવતા નથી તેમને અરૂપી ચૈતન્ય એકત્વનો અનુભવ ન થવાથી સર્વ જીવો સાથે સમભાવ આવતો નથી. દ્રવ્યત્વેન સર્વ વિશ્વ સાથે એકત્વ નહિ સમજવાથી તેમનો મમત્વ ભાવ નાશ થતો નથી. તેઓનું મોક્ષ તે સ્વર્ગ છે કારણ કે મોક્ષમાંથી તેમના ભગવાનને અવતાર લેવાની કલ્પના કરે છે

વળી મિથ્યાત્વીના કોઈ ગુણની પ્રશંસા કરવાથી એને મિથ્યાભિમાન આવે છે અને બીજા તે પ્રશંસા સાંભળી તે મિથ્યાત્વીનું આલંબન લે છે માટે આ દૂષણ સમજવા જેવું છે ધર્મ નિમિત્તે પ્રશંસા ફક્ત સમકીતી જીવોની જ કરી શકાય, તે ઉપબૃંહ છે, તે સમક્તિનો એક આચાર છે, જેઓને નિગ્રંથ પ્રવચનની શ્રદ્ધા નથી તેઓની ધર્મ નિમિત્તે કદી પ્રશંસા કરવી નહિ.

હવે શુદ્ધ શ્રદ્ધા, સમક્તિ અને સમદૃષ્ટિમાં શું ફેર છે તે જોઈએ—

સમક્તિ – મિથ્યાત્વના પ્રભાવ રહિત આત્માની સમ્યક પરિણતિ.

શુદ્ધ શ્રદ્ધા – સમક્તિમાં માનસિક યોગ, તે ફક્ત સંજ્ઞી જીવોને જ હોય–સમ્યગ્દર્શન.

**સમદૃષ્ટિ :-** કેવળી ભગવાનનું સમકિત

હવે સમકિતના આઠ આચાર બતાવવામા આવે છે.-

**૧ નિઃશંકીયં :-** શંકા ઉત્પન્ન થાય કે તરતજ તત્ત્વ-જ્ઞાનના ઉપયોગથી તેનો ખુલાસો કરીને શંકાનો નાશ કરવો. બની શકે તો સત્તામાં રહેલ પરમાત્મ સ્વરૂપનો અનુભવના બળથી મેળાપ કરી આત્મિક સુખનો અનુભવ કરવો જેને ઉંડું જ્ઞાન ન હોય તેણે વિચારવું કે "તમેવ સચ્ચં નિશંકં જં જિણેહિં પવેઇયં" "તત્ત્વં કેવળી ગમ્ય"

**૨ નિકંખીયં :-** મિથ્યાત્વીઓના આડંબરથી મુંઝાઇને તે તરફ ખેંચાવું નહીં પણ નિગ્રંથ પ્રવચનનો અને આત્મ સ્વરૂપનો વિચાર કરીને આકાંક્ષાનો નાશ કરવો ભગવતી સૂત્રમાં તેર પ્રકારે આકાંક્ષા બતાવી છે, તત્ત્વજ્ઞાન અને શુદ્ધ પરિણતિથી આકાંક્ષાનો નાશ કરવો

**૩ નિવિતિગિચ્છા :-** આત્મ સત્તાની શ્રદ્ધા અને ક્રિયામાં સાવધાની રાખવાથી કરણીના ફળનો સંદેહ દુર કરવો કર્મની જાવક કરતા આવક ઓછી થાય તો એક વખત એવો આવે કે ક્ષપક શ્રેણી આવ્યા વગર રહે નહિ

**૪ અમુઢે :-** મિથ્યાત્વીઓનાં આડંબર કે જોર જોરથી એકતાન ભકિતના બરાડાથી ક્ષોભ પામવો નહીં નિગ્રન્થ પ્રવચનના ખરા ભાવ જાણનાર તે તરફ ઉપેક્ષા કરે.

**૫ ઉવઉહ .-** સમકિતીની પ્રશંસા કરવી, તેના દોષ પ્રગટ ન કરવા, કારણ કે મિથ્યાત્વીઓ તેનો લાભ લઇને જૈન ધર્મની નિંદા કરે

**૬ સ્થિરીકરણે :-** કર્મના ઉદયને કારણે કોઈ સાચી શ્રદ્ધાથી ભ્રષ્ટ થાય તો તેને સમજાવીને સાચી શ્રદ્ધામાં સ્થિર કરવો જૈનધર્મના

આચાર-વિચારનું સ્વરૂપ બતાવવું, કર્મ પ્રકૃતિઓની અને તેના વિપાકની વિવિધતા બતાવવી, મિથ્યા તત્ત્વનું દૂષણ બતાવવું, મોક્ષ તરફ વલણ થાય અને સંસારમાં અરૂચી થાય એવી કથા કરવી.

૭ વાત્સલ્ય – સમકિતી તરફ હિત બુદ્ધિ રાખવી, ધર્મસામગ્રી પુરી પાડવી, વ્રત નિયમમાં હોય તેની યથાયોગ્ય વૈયાવચ્ચ કરવી.

૮ પ્રભાવના – જ્યાં ધર્મની વાત થતી હોય ત્યાં જૈન ધર્મનિજ આગળ કરવો, વ્યાખ્યાન દેવું, જૈન ધર્મની શ્રેષ્ઠતાનો પ્રચાર કરવો, જૈન દીક્ષા આપવી, જીવોને સમકિતી બનાવવા.

હવે સમકિતી ( શુદ્ધ શ્રદ્ધાવાળા ) જીવોની ઇચ્છા, અભિલાષા, અભિપ્રાય, જીજ્ઞાસા બતાવવામાં આવે છે –

૧ આજ્ઞારૂચી – સર્વજ્ઞ વીતરાગ અરિહંત દેવની આજ્ઞામાં શ્રદ્ધા રાખવી, પ્રતિતી આણવી, તે આજ્ઞા પાળવાની ઇચ્છા રાખવી, આજ્ઞા અમલમાં મુકવી, આજ્ઞા પાળવી, ઉપયોગપૂર્વક વિધિ અને શુદ્ધિ પૂર્વક વહન કરવી અને બીજા જીવોને પણ તે પ્રમાણે રૂચી થાય એવો બોધ આપવો વીતરાગની આજ્ઞાનું તો ઉલ્લંઘન કદી કરવું જ નહિં.

૨ નિસર્ગરૂચી – નિગ્રંથ પ્રવચનને સ્વાભાવિક રીતે આત્મભાવે પરિણમાવવું, જે વીતરાગે ફરમાવ્યું છે તે બરાબર રીતે તેમજ હોય એમ માનવું, આત્મભાવે પરિણમાવવા માટે જિન-વાણી ગ્રહણ કરવું, તેનો વિચાર કરવો, તેનો સ્વભાવીક રીતે નિશ્ચય કરવો તેને ધારી રાખવું, તેમાં એકાગ્ર થવું અને છેવટે સમાધિપૂર્વક આત્મવત પરિણમાવવું.

૩ ઉપદેશરૂચી – અરિહંત, ગણધરો, આચાર્ય ઉપાધ્યાય અને સાધુના ઉપદેશ સાંભળવાની ઇચ્છા રાખવી.

૪ સૂત્ર રૂચી – નિગ્રન્થ પ્રવચનમાં શ્રદ્ધા રાખવી, તે માટે સૂત્રો વાંચવા, સૂત્રમાં હોય તે જ ખરૂ એમ માનવું. સૂત્રમાં કોઇ અસત્ય વચન ઘુસાડી દે તો નિગ્રન્થ પ્રવચનથી તેની કસોટી કરવી અને નિગ્રન્થ પ્રવચન અનુસાર અર્થ ગ્રહણ કરવા.

**૫ સંક્ષેપ રૂચી :–** વાંચીને ટુંકી નોંધ કરવી કે જેથી મગજમાં વધારે વખત સ્થિર થાય.

**૬ વિસ્તાર રૂચી :–** ૭ દ્રવ્યના સર્વ ભાવો નય, નિક્ષેપા પ્રમાણુ, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ આદિ અનેક દૃષ્ટિથી વિચારવા.

**૭ બીજ રૂચી :–** ધર્મના તત્ત્વો એવી રીતે ગ્રહણુ કરવા કે જેથી એક તત્ત્વમાં અનેક ભાવો ભેદ અભેદ સ્વરૂપે જાણી શકાય જેમકે અહિંસા રૂપી બીજ છે તેનો વિસ્તાર કરીએ તો વૃક્ષની જેમ બધા તત્ત્વોનું રહસ્ય જાણી શકાય

**૮ અભિગમ રૂચી :–** સર્વ સિદ્ધાતના ભાવ જાણ્યા પછી જે રૂચી થાય તેમા પરિણુતિ કરવી, જે વસ્તુ દેખાય, સંભળાય તેના મૂળ શુદ્ધ તત્ત્વોનો વિચાર કરવો

**૯ ક્રિયા રૂચી :–** સવર–નિર્જરાના સર્વ ભેદો પાળવાની ઇચ્છા રાખવી, તેમા પ્રમોદ–આનદ રાખવો

**૧૦ ધર્મ રૂચી :–** શ્રુત ધર્મ અને ચારિત્ર ધર્મના આલબનથી સ્વભાવિક ધર્મ કે જે કેવળ જ્ઞાન, કેવળ દર્શન અને અનેન્દ્રિય સમતા રસમય આત્મિક સુખ છે તેમા પહોંચવાના પ્રયત્ન કરવા.

હવે સાચી શ્રદ્ધાવાળાએ ૬૭ બોલ પાળવાના છે કે જેથી તેની શ્રદ્ધા નિરંતર શુદ્ધિને પામતી જાય તે બતાવવામાં આવે છે:–

**૪ શ્રદ્ધા .–** પરમાર્થ સંસ્તવ, સુદિઠ્ઠ પરમથ્થ સેવણુા, વ્યાપન દર્શન વર્જન, કુદર્શન વર્જન

**૩ લિંગ :–** ૧ સુશ્રષા–સૂત્ર વાચવા, સાંભળવા, પ્રશ્ન પૂછવા, વાચેલું વારંવાર યાદ કરવું, ધર્મકથા કરવી, વિચાર કરવો ૨ ધર્મ રાગ–જ્ઞાન દર્શન, ચારિત્ર, તપ, વીર્યમાં એકરસ થવું ૩ દેવ ગુરુની વૈયાવચ્ચ કરવી

૧૦ વિનય પાંચ પરમેષ્ટિ, જ્ઞાની, આસ્ત્રિ, દસ યતિ ધર્મ, સંઘ, સાધર્મી–સમક્તિી, એ ૧૦ નો વિનય કરવો.

૩ શુદ્ધિ – મન, વચન અને કાયાના યોગોને જેમ બને તેમ શુદ્ધ રાખવાનો ઉપયોગ રાખવો. વિષય કષાયમાંથી નિવૃત થવું.

૫ દુષણ ત્યાગ – શંકા, કંખા, વિતિગિચ્છા પરપાખંડ પ્રશંસા અને પરપાખંડના પરિચયનો ત્યાગ કરવો.

૫ લક્ષણ સેવવાં – (૧) સમ :– અનંતાનુબંધી ક્રોધ, માન માયા, લોભ અને મિથ્યાત્વ, મિશ્રભાવ અને સમકિત મોહની એ સાત પ્રકૃતિને ઉદય થવા ન દેવી, ઉદય થાય તો તત્ત્વજ્ઞાનથી નાશ કરવી, તત્ત્વજ્ઞાનથી ઉંડા ઉતરી તેના મૂળ શોધીને તેમને ઉખેડી નાખવા, સર્વ જીવોના અરૂપી ચેતન્ય લક્ષણ સરખા છે એવી ભાવના ભાવવી. (૨) સંવેગ – જ્ઞાનથી વૈરાગ્યમાં આવવું અને વૈરાગ્યથી મોક્ષ તરફ જવાનું પ્રયાણ રાખવું, (૩) નિર્વેદ :– સંસારી અવસ્થા, લોગો વગેરેની ઉપેક્ષા કરવી, તેમાંથી રૂચી ખેંચી લેવી (૪) અનુકંપા :– સર્વ જીવોની દયા લાવી જેમ બને તેમ ઉપયોગ રાખી તેમની થતી હિંસામાંથી તેમને બચાવવા. દુ:ખી તથા રોગીની વૈયાવચ્ચ કરવી. સર્વ જીવ ઉપર ભાવ દયા લાવીને તેમને જિન શાસન રસી બનાવવાની ભાવના રાખવી. (૫) આસ્થા – વ્યવહારથી દેવ અરિહંત, ગુરુ નિગ્રંથ અને ધર્મ કેવળીનો સત્ય એવી દૃઢ શ્રદ્ધા રાખવી, તે સિવાય કોઈ તરણતારણ નથી જ એમ સમજવું પોતાનો આત્મા સિદ્ધ સ્વરૂપ સત્તામાં છે અને તે જ સ્વરૂપ ઉપાદેય (મેળવવા યોગ્ય) છે, તે સ્વરૂપ પ્રગટ કરવાની મારામાં અનંત શક્તિ છે અને તે સ્વરૂપ હું એક દિવસ જરૂર પ્રગટ કરીશ, કારણ કે વ્યવહારીક આસ્થાથી મે જાણ્યું છે કે હું ખરા માર્ગમાં છુ નિશ્ચયથી મારે મારો પોતાનો ગુરુ થઈને દોષોનું નિરૂપણ કરીને તે દોષોનો નાશ કરવાની પ્રેરણા હું પોતપોતાને કરતો રહીશ અને મારી સત્તામાં જે કેવળજ્ઞાન, કેવળ દર્શન અને આત્મિક સુખ છે તેના ઉપરના આવરણો ખસેડીને હું મારો પોતાનો શુદ્ધ સ્વાભાવિક ધર્મ પ્રગટ કરીશ.

**૮ પ્રભાવના :–** નિગ્રન્થ પ્રવચનનો પ્રચાર કરવો, (૨) ધર્મકથા કરવી, (૩) સુતર્કથી કુતર્કીઓને દલીલથી જીતીને જૈન-ધર્મની શ્રેષ્ટતા સાબીત કરવી, (૪) નૈમિતિક–જે નિમિત્ત આવી મળે તેનો લાભ લઈને જૈનધર્મને જ આગળ કરવો, (૫) જૈનોમાં કેવા કેવા તપસ્વીઓ છે તે દુનિયાને બતાવી આપવા, (૬) જે વિદ્યા પોતાને આવડતી હોય તેનાથી જૈન તત્ત્વોનું પોષણ થાય એવી રીતે બોલવું, (૭) પ્રસિદ્ધ વ્રત ગ્રહણ કરવાથી બીજાને પણ તેવી ભાવના થાય, (૮) એવી કવિતા ગાવી કે જેથી ત્યાગ અને વૈરાગ્ય રગેરગ ઉતરી જાય.

**૫ ભૂષણ** – (૧) અર્હંત દર્શનમા કુશળપણું, સામાયક, પ્રતિક્રમણ, છકાયના બોલ, નવતત્ત્વ, થોકડા, સૂત્રોનું અર્થ અને રહસ્ય સહિત જ્ઞાન મેળવવું, પચ્ચક્ખાણ, પ્રાયશ્ચિત્ત વગેરેની વિધિ જાણવી એટલે પોતાને કે બીજાને જ્યારે જ્યારે ઈચ્છા થાય ત્યારે બધું પાળી શકાય અને પળાવી શકાય (૨) સાધુ–સાધ્વી, શ્રાવક શ્રાવિકા એ ચાર તીર્થની સેવા કરવી, તેમની નિંદા થતી અટકાવવી, તેમને ધર્મક્રિયાની સામગ્રી પુરી પાડવી અહીં શ્રેણિક રાજાનો દાખલો યોગ્ય સ્થાને છે :– એક દેવતાએ ગર્ભવતી સાધ્વીનું વૈક્રિય રૂપ ધારણ કરીને શ્રેણિક રાજાના રસ્તામા એક કરીયાણાની દુકાને સુવાવડનો સામાન લેવાં માડયો ત્યારે શ્રેણિક રાજાએ કહ્યુ તું આમ હડહડ થામાં,, જૈનધર્મને લજાવમા, ચાલ તારી બધી વ્યવસ્થા ખાનગી રીતે કરી આપું, પછી પ્રાયશ્ચિત્ત લઈને સજમમાં જોડાઇ જજે ત્યારે દેવતાએ કહ્યુ કે આવી તો અમે ઘણી છીએ તમે કેટલાકનું કરશો ? ત્યારે શ્રેણિક રાજાએ કહ્યું કે બીજા ઉપર અભ્યાખ્યાન નાખી તારા પાપનો બચાવ કર નહીં જૈનધર્મમા આવી સાધ્વી હોય જ નહીં એટલે દેવતા મૂળરૂપે પ્રગટ થયો અને શ્રેણિકની જૈન શ્રદ્ધાના વખાણ કર્યા (૩) ધર્મમા સ્થિર થવું અને બીજાને સ્થિર કરવાં. (૪) દેવ ગુરુની સેવા, ભકિત, વૈયાવચ્ચ, વંદના નમસ્કાર વગેરે કરવા (૫) પ્રભાવના .– જૈનધર્મનો ફેલાવો કરવો.

૬ જતના – (૧) વંદન, (૨) નમસ્કાર, (૩) પધારો વગેરે આવકાર, સત્કાર, (૪) ક્ષેમ કુશળ પુછવા, (૫) ભોજન વગેરે દાન, (૬) સ્તુતિ, ગુણગ્રામ, સમકિતી જીવ સાથે આ છ બોલ સેવવા. મિથ્યાત્વી સાધુ સાથે આમાંથી એકે બોલ સેવવો નહીં, પુછે તો તેનો જવાબ દેવો, એ કે તેનું અપમાન કરવું નહીં પણ તટસ્થ રહેવું. કોઈ દુઃખી કે રોગી હોય તો અનુકંપાની ખાતર દયા લાવવી.

૬ અભિયોગ – (૧) રાજહઠ, (૨) ગણ રક્ષણ, (૩) બળવાન પુરુષનો હઠ, (૪) દેવતાનો હઠ, (૫) અટવી અને રોગનો પ્રસંગ, (૬) ગુરુ નિગ્રહ આ છ કારણે દોષ સેવવો પડે તો લાચારીથી પોતાની નબળાઈની ખાતર, જીવ બચાવવા માટે રુક્ષ ભાવે દોષ સેવીને પછી તેનું પ્રાયશ્ચિત લઈ શુદ્ધ થવું પણ મરણાંતિક પરિસહ સહન કરવાની તાકાત હોય તેણે આ દોષ સેવવાની જરૂર નથી.

૬ ભાવના – (૧) સમકિત ધર્મનું મૂળ છે– મૂળ વગર વૃક્ષ નથી તેમ સાચી શ્રદ્ધા વગર ધર્મ નથી. (૨) સમકિત ધર્મનું દ્વાર છે–ખરી શ્રદ્ધા વગર ધર્મમાં પેસી શકાતું નથી. (૩) સમકિત ધર્મનો પાયો છે–પાયા વગર ઘર ટકે નહીં તેમ સમકિત વગર ધર્મ ન ટકે (૪) સમકિત ધર્મનો આધાર છે–જેમ જીવને પૃથ્વીનો આધાર છે તેમ ધર્મને સમકિતનો આધાર છે (૫) સમકિત ધર્મનું ભાજન છે– સમકિત વગર ધર્મને રહેવાનું કોઈ પાત્ર નથી (૬) સમકિત ધર્મની નિધિ છે–જેમ પેટી વગર ઝવેરાત ચોરાઈ જાય તેમ સમકિત વગર ચારિત્રથી ભ્રષ્ટ થવાય છે

૬ સ્થાન :– (૧) જીવાત્મા છે–જીવના ગુણ – જ્ઞાન, દર્શન, આત્મિક સુખનો અનુભવ થવાથી જીવ સ્વપ્રત્યક્ષ થાય છે અને હાલવા, ચાલવા વધવા આદિ ક્રિયાથી સ્વ અને પર પ્રત્યક્ષ થાય છે શરીરથી જીવ ઉત્પન્ન થતો હોય તો મુડદું કેમ ચાલી શકતું નથી માટે જીવ શરીરથી ભિન્ન છે (૨) જીવ નિત્ય છે–જીવ એક શરીર છોડીને બીજામાં જાય છે પણ તેનો નાશ થતો નથી સુખ-દુઃખ અને ચાર

ગતિના જીવોની વિચિત્રતા કર્મને લઈને થાય છે તેથી પૂર્વભવ સાબીત થાય છે. આત્મા દ્રવ્યથી નિત્ય છે અને મનુષ્ય, દેવ, તિર્યંચ અને નારકીના પર્યાય ( અવસ્થા ) આશ્રી અનિત્ય છે (૩) આત્મા વ્યવહારથી **કર્મનો કર્તા છે** મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને યોગ એ પાંચ હેતુથી જીવ કર્મ કરે છે, કર્મ વગર સુખ દુઃખ નથી નિશ્ચયથી આત્મા પોતાના ભાવોનો કર્તા છે. જીવના અશુદ્ધ ભાવનાં નિમિત્તથી પુદ્ગલો કર્મરૂપે પરિણમે છે અને કર્મ વિપાકના નિમિત્તે જીવ અશુદ્ધ ભાવોમા પરિણમે છે. (૪) વ્યવહારથી જીવ **કર્મનો ભોક્તા છે** નિશ્ચયથી પોતાના ભાવોનો ભોકતા છે. કર્મનું ફળ પાકે ત્યારે આત્મા તેમાં જોડાઈને સુખ દુઃખ ભોગવે છે પણ શુદ્ધ ઉપયોગમાં રહે તો કર્મ ફળ કઇ કરી શકતું નથી.

(૫) **મોક્ષ છે :-** જો બધ છે તો નિર્જરા છે અને એકી સાથે સર્વ નિર્જરા તે મોક્ષ છે મોક્ષ નથી તો સર્વ દુઃખોનો કદી અત નથી, તો સર્વજ્ઞ નથી, તો ધર્મ નથી, તો વૈરાગ નથી પણ વૈરાગી તો પ્રત્યક્ષ દેખાય છે તેમને સંસારમા રહેવું નથી, તો તેને કયા જવું ?

મોક્ષ, ધર્મ વગેરે નામ સજ્ઞાજ તેનું અસ્તિત્વ બતાવે છે સર્વ કર્મ, સર્વ બધનનો ક્ષય તે મોક્ષ, ત્યારબાદ સર્વથા કર્મ રહિત સિદ્ધાત્માને નવા કર્મ લાગતા નથી તેથી તેમને ફરી સંસારમાં આવવાનુ નથી (૬) મોક્ષનો ઉપાય છે–જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપમાં ઉત્કૃષ્ટ વીર્ય ફોળવવાથી સર્વ કર્મનો અત કરી શકાય છે આ ૬૭ બોલમા યથાયોગ્ય પ્રયત્ન કરવાથી ક્ષાયક સમકિત પ્રાપ્ત થાય છે

### હવે પચીસ પ્રકારના મિથ્યાત્વનો સાચી શ્રદ્ધાવાળાએ ત્યાગ કરવો જોઇએ તે બતાવે છે.

૧ **અભિગ્રહિક મિથ્યાત્વ :-** તે ખોટી માન્યતાને હઠથી પકડી રાખવી તે.

૬ જતના – (૧) વંદન, (૨) નમસ્કાર, (૩) પધારો વગેરે આવકાર, સત્કાર, (૪) ક્ષેમ કુશળ પુછવા, (૫) ભોજન વગેરે દાન, (૬) સ્તુતિ, ગુણગ્રામ, સમકિતી જીવ સાથે આ છ બોલ સેવવા. મિથ્યાત્વી સાધુ સાથે આમાંથી એકે બોલ સેવવો નહીં, પુછે તો તેનો જવાબ દેવો, જો કે તેનું અપમાન કરવું નહીં પણ તટસ્થ રહેવું. કોઈ દુઃખી કે રોગી હોય તો અનુકંપાની ખાતર દયા લાવવી.

૬ અભિયોગ – (૧) રાજહઠ, (૨) સંઘ રક્ષણ, (૩) બળવાન પુરુષનો હઠ, (૪) દેવતાનો હઠ, (૫) અગ્નિ અને રોગનો પ્રસંગ, (૬) ગુરુ નિગ્રહ આ છ કારણે દોષ સેવવો પડે તો લાચારીથી પોતાની નબળાઈની ખાતર, જીવ બચાવવા માટે રૂક્ષ ભાવે દોષ સેવીને પછી તેનું પ્રાયશ્ચિત્ત લઈ શુદ્ધ થવું પણ મરણાંતિક પરિષહ સહન કરવાની તાકાત હોય તેણે આ દોષ સેવવાની જરૂર નથી.

૬ ભાવના – (૧) સમકિત ધર્મનું મૂળ છે– મૂળ વગર વૃક્ષ નથી તેમ સાચી શ્રદ્ધા વગર ધર્મ નથી. (૨) સમકિત ધર્મનું દ્વાર છે–ખરી શ્રદ્ધા વગર ધર્મમાં પેસી શકાતું નથી. (૩) સમકિત ધર્મનો પાયો છે–પાયા વગર ઘર ટકે નહીં તેમ સમકિત વગર ધર્મ ન ટકે (૪) સમકિત ધર્મનો આધાર છે–જેમ જીવને પૃથ્વીનો આધાર છે તેમ ધર્મને સમકિતનો આધાર છે (૫) સમકિત ધર્મનું ભાજન છે– સમકિત વગર ધર્મને રહેવાનું કોઈ પાત્ર નથી (૬) સમકિત ધર્મની નિધિ છે–જેમ પેટી વગર ઝવેરાત ચોરાઈ જાય તેમ સમકિત વગર ચારિત્રથી ભ્રષ્ટ થવાય છે

૬ સ્થાન :– (૧) જીવાત્મા છે–જીવના ગુણ – જ્ઞાન, દર્શન, આત્મિક સુખનો અનુભવ થવાથી જીવ સ્વપ્રત્યક્ષ થાય છે અને હાલવા, ચાલવા બકવા આદિ ક્રિયાથી સ્વ અને પર પ્રત્યક્ષ થાય છે શરીરથી જીવ ઉત્પન્ન થતો હોય તો મુડદું કેમ ચાલી શકતું નથી માટે જીવ શરીરથી ભિન્ન છે (૨) જીવ નિત્ય છે–જીવ એક શરીર છોડીને બીજામાં જાય છે પણ તેનો નાશ થતો નથી સુખ-દુઃખ અને આર

ગતિના જીવોની વિચિત્રતા કર્મને લઈને થાય છે તેથી પૂર્વભવ સાબીત થાય છે. આત્મા દ્રવ્યથી નિત્ય છે અને મનુષ્ય, દેવ, તિર્યંચ અને નારકીના પર્યાય ( અવસ્થા ) આશ્રી અનિત્ય છે. (૩) આત્મા વ્યવહારથી **કર્મનો કર્તા છે** મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને યોગ એ પાંચ હેતુથી જીવ કર્મ કરે છે, કર્મ વગર સુખ દુઃખ નથી. નિશ્ચયથી આત્મા પોતાના ભાવોનો કર્તા છે. જીવના અશુદ્ધ ભાવના નિમિત્તથી પુદ્‌ગલો કર્મરૂપે પરિણમે છે અને કર્મ વિપાકના નિમિત્તે જીવ અશુદ્ધ ભાવોમાં પરિણમે છે (૪) વ્યવહારથી જીવ **કર્મનો ભોક્તા છે** નિશ્ચયથી પોતાના ભાવોનો ભોકતા છે. કર્મનું ફળ પાકે ત્યારે આત્મા તેમા જોડાઈને સુખ દુઃખ ભોગવે છે પણ શુદ્ધ ઉપયોગમાં રહે તો કર્મ ફળ કઈ કરી શકતું નથી.

(૫) **મોક્ષ છે :–** જો બધ છે તો નિર્જરા છે અને એકી સાથે સર્વ નિર્જરા તે મોક્ષ છે મોક્ષ નથી તો સર્વ દુઃખોનો કદી અત નથી, તો સર્વજ્ઞ નથી, તો ધર્મ નથી, તો વૈરાગ નથી પણ વૈરાગી તો પ્રત્યક્ષ દેખાય છે તેમને સંસારમા રહેવું નથી, તો તેને કયાં જવું ?

મોક્ષ, ધર્મ વગેરે નામ સજ્ઞાજ તેનુ અસ્તિત્વ બતાવે છે. સર્વ-કર્મ, સર્વ બધનનો ક્ષય તે મોક્ષ, ત્યારબાદ સર્વથા કર્મ રહિત સિદ્ધાત્માને નવા કર્મ લાગતા નથી તેથી તેમને ફરી સંસારમાં આવવાનુ નથી (૬) મોક્ષનો ઉપાય છે–જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપમા ઉત્કૃષ્ટ વીર્ય ફોળવવાથી સર્વ કર્મનો અત કરી શકાય છે. આ ૬૭ બોલમાં યથાયોગ્ય પ્રયત્ન કરવાથી ક્ષાયક સમકિત પ્રાપ્ત થાય છે

## હવે પચીસ પ્રકારના મિથ્યાત્વનો સાચી શ્રદ્ધાવાળાએ ત્યાગ કરવો જોઇએ તે બતાવે છે.

૧ **અભિગ્રહિક મિથ્યાત્વ :–** તે ખોટી માન્યતાને હઠથી પકડી રાખવી તે.

દીવાળીના દીવા, ગણેશ ચોથના લાડવા, શીતળ પરખાવવા અવેશની પૂજા, કુળ દેવની પૂજા વગેરે ખોટી માન્યતા કેટલાક જૈનો પણ પકડી રાખે છે સર્વ ખોટા કદાગ્રહનો ત્યાગ કરવો.

૨ અણાભિગ્રહિક મિથ્યાત્વ — સૌ પોતપોતાનો ધર્મ પાળે એવી અહીં માન્યતા છે ખોટી માન્યતા અને ખરી શ્રદ્ધાનો અહીં વિવેક નથી કારણ કે અજ્ઞાન છે, માટે જ્ઞાનથી સમજી ખોટી શ્રદ્ધા દૂર કરવી.

૩ અભિનિવેશિક મિથ્યાત્વ – અહીં કપટથી શાસ્ત્રોના અર્થને મરડીને નિર્ગ્રંથ પ્રવચનથી ઉલટા અર્થ કરવામાં આવે છે કેટલાક જૈન નિન્હવ પણ આ ભાગમા ફસાઈ જાય છે કેટલાક સાધુ કુટુમ્બ ધર્મ, રાષ્ટ્ર ધર્મ, પરોપકાર વગેરેના ઉપદેશ આપે છે પણ શ્રી આચારાંગજીમા બતાવેલા સાધુના આચારમાંથી ભ્રષ્ટ થઈને કેટલો આશ્રવ થાય છે તેનું તેમને ભાન રહેતુ નથી વળી દશ પ્રકારના ધર્મના અનુક્રમ ઉપરથી તે દરેકની સ્વેચ્છાએ કીંમત આંકી શ્રુત અને ચારિત્ર ધર્મને ગ્રામ્યાદિ આશ્રવવાળા ધર્મોથી ઓછા અગત્યના માને છે આ અનુક્રમ ઉપરથી કીંમત આંકવી એ જ વાસ્તા છે, અજ્ઞાન છે, કારણ કે નિર્ગ્રન્થ પ્રવચનના અહિંસામય તત્ત્વોનુ તેને ભાન નથી. કેટલાક ધર્મની ખાતર થતી હિંસાને અહિંસા કહે છે, કેટલાક મનુષ્યની ખાતર બીજા નાના મોટા જીવોની થતી હિંસાને હિંસા માનતા નથી. તેમા તેઓ દલીલો આપે છે તે જ અભિનિવેશિક મિથ્યાત્વજન્ય છે

૪ સંશયિક મિથ્યાત્વ – નિર્ગ્રન્થ પ્રવચનમાં જરા પણ શંકા થાય તે મિથ્યાત્વ જન્ય છે નિર્ગ્રન્થ પ્રવચનના એક પણ પદની શંકા કરવામાં આવે તો તે મિથ્યાત્વ છે, માટે શંકાને જ્ઞાનથી દૂર કરવી.

૫ અણાભોગ મિથ્યાત્વ – અસંજ્ઞી જીવોને તથા જડ જેવા સંજ્ઞી જીવોને આ મિથ્યાત્વ અનાદી કાળથી લાગુ પડે છે

**૬ લૌકિક મિથ્યાત્વ તેના ત્રણ ભેદ :- (૧) લૌકિક દેવ** ગત મિથ્યાત્વ- ૧ સંસારના સુખ માટે વ્યંતરાદિ કોઈ દેવની કે કલ્પીત દેવની પૂજા કરવી તે મિથ્યાત્વ છે તે દેવોના નામ :- ગણપતિ, રાદેરમા, અંબાજી, હનુમાન, મેલડી, પીર, ખોડીઆર, કામદેવ, યક્ષ, કુળદેવ વગેરે. ૨ કોઈ રાષ્ટ્ર-દેશના રાજા કે નેતાને દેવ અથવા ભગવાન માનવા તે મિથ્યાત્વ છે જેમ કે શીવાજી ૧૧ મા અવતાર, ગાધીજી ૧૨મા અવતાર ૩ કોઈ દોષવાળા રાજાને બીજો રાજા મારી નાખે તો તે શત્રુને મારનાર રાજાને ભગવાન ગણવો તે મિથ્યાત્વ છે. **(૨) લૌકિક ગુરુગત મિથ્યાત્વ :-** શિક્ષકો, પ્રોફેસરો ભાષણ કરનારા, પુરોહિતો વગેરે સસારી જ્ઞાન આપનારને ગુરુ માનવા તે મિથ્યાત્વ છે લૌકિક વિનયમા વાધો નથી **(૩) લૌકિક ધર્મગત મિથ્યાત્વ :-** સ્નાન, લગ્ન, ગ્રામ્યધર્મ, રાષ્ટ્રધર્મ વગેરેને તરણતારણ ધર્મ માનવા તે મિથ્યાત્વ છે

**૭ લોકોત્તર મિથ્યાત્વ તેના ૩ ભેદ :- (૧) દેવગત :-** ૧ સસારી સુખ માટે તીર્થંકરની માન્યતા કરવી તે મિથ્યાત્વ છે ૨ નિન્હવને જેમકે ગોશાળો, જમાલી, બુદ્ધકીર્તિને ભગવાન માનવા તે મિથ્યાત્વ છે **(૨) ગુરુગત મિથ્યાત્વ -** ૧ સાચા સાધુને સંસારી સુખ માટે દાન દેવુ તે મિથ્યાત્વ છે ૨ પાચ મહાવ્રત વગરના જૈન સાધુના વેષમા રહેલ સાધુને સાધુ માનવા તે મિથ્યાત્વ છે ૩ ધર્મ ગત મિથ્યાત્વ - સામાયક-પ્રતિક્રમણ, વગેરે ધર્મક્રિયા આ ભવના કે પરભવના પુદ્‌ગલી સુખો માટે કરે તે મિથ્યાત્વ, ૪ છકાય જીવની હિંસાવાળી મૂર્તિપૂજામા ધર્મ માનવુ તે મિથ્યાત્વ છે.

**૮ કુપ્રાવચન મિથ્યાત્વ -** નિગ્રન્થ પ્રવચનથી ઉલટું વચન તે કુપ્રાવચન, તેના ૩ ભેદ - **૧ કુપ્રાવચન દેવગત મિથ્યાત્વ** - ભગાવાન ૧૮ દોષ રહિત જ હોય તેમાંના કોઇ દોષ-વાળાને ભગવાન માનવા તે મિથ્યાત્વ છે જેમકે ભગવાન ગોપીઓ સાથે ક્રીડા કરે. કપટથી મોહીનીનું રૂપ બનાવી ભસ્માસુર હણે, સ્રીના ધણીનુ રૂપ બનાવી સતીને ભોગવે, ભકતોને સહાય કરે અને બીજાને

દુઃખ આપે, દુશ્મનોને ચક્ર અથવા ત્રિશૂળથી નાશ કરે, સ્ત્રી રાખે, પોતાની દીકરી સાથે ભોગ ભોગવે, આવા દોષો સેવનારને ભગવાન માનવા તે કુદરતી નિયમોની વિરુદ્ધ મિથ્યાત્વ છે ૮ કુપ્રાવચન ગુરુગત મિથ્યાત્વ – પાંચ મહાવ્રતો, ૧૦ યતિધર્મ, ૫ સમિતિ વગેરે નિગ્રન્થ પ્રવચનના સાધુનાં ગુણો રહિત હોય એવા બાવા, સન્યાસી, જોગીઓ, તાપસ વગેરેને ગુરુ માનવા તે મિથ્યાત્વ છે ૩ કુપ્રાવચન ધર્મ ગત મિથ્યાત્વ – જેમા છકાય જીવની હિંસા થાય છે એવા કામ જેમકે હિંસક યજ્ઞ, નદી આદિ પાણીના સમુદ્રમા સ્નાન, મૂર્તિપૂજા વગેરે જ્યાં હિંસા થાય છે તેને તરણ–તારણ ધર્મ માનવો તે મિથ્યાત્વ છે

૯ જિનમાર્ગથી ઓછી પ્રરૂપણા કરે – જેમ કે જીવ એકપ્રદેશી છે, દાણા જેવડો છે, દીપક જેવો છે તે ખોટુ છે પણ સંસારી જીવ શરીર પ્રમાણ વ્યાપક છે

૧૦ જિન વચનથી અધિક પ્રરૂપણા કરે – જેમકે આત્મા બ્રહ્માંડ વ્યાપક છે, સંયમ નિભાવવા ઉપગરણને પરિગ્રહ કહેવો વગેરે અધિક પ્રરૂપણા તે મિથ્યાત્વ છે સર્વજ્ઞનું જ્ઞાન વ્યવહારથી એટલે જ્ઞાનના વિષયની અપેક્ષાએ વ્યાપક ગણાય પણ જીવ તો વ્યાપ્ય છે

૧૧ સર્વજ્ઞના વચનથી વિપરીત પ્રરૂપણા કરે તે મિથ્યાત્વ – જેમકે દ્રવ્યો સર્વથા અનિત્ય છે, પર્યાયો પોતે જ એકાંતવાદથી દ્રવ્યો છે જીવ નથી, નાશ પામેલા દ્રવ્યોનું અનુસંધાન જ્ઞાન વાસનાથી થાય છે આ બૌદ્ધ દર્શનનું મિથ્યાત્વ છે

સત્તા તે સત છે સત્તા વગરના સામાન્ય વિશેષો તે પણ સત છે, આકાશનો ગુણ શબ્દ છે, કર્મ ચીજરીનો નાશ કરીને ભગવાનને કર્તા કહેવો, જ્ઞાન જ્ઞાનને ન જાણે આ બધુ નૈયાયિકનું મિથ્યાત્વ છે પ્રત્યક્ષ એ જ પ્રમાણ છે, શિવજી બુદ્ધ થઈને કણાદને શિખવે તે વૈશેષિકનું મિથ્યાત્વ છે સત્ત્વ, રજો અને તમોગુણથી પ્રકૃતિ ઉપજે આત્મા એકાંત અકર્તા છે પ્રકૃતિ એકાંત કર્તા છે, પ્રકૃતિથી બુદ્ધિ, બુદ્ધિથી અહંકાર, અહંકારથી વર્ણાદિ તન્માત્ર, તન્માત્રથી પાંચ ભૂત બને છે

આ બધું સાખ્ય મિથ્યાત્વ છે સર્વ શરીરમા એક જ આત્મા તે જૈમિનીય (મીમાંસ) નું મિથ્યાત્વ છે પુન્ય પાપ વગેરે કંઇ નથી, પાંચ ભૂતથી જીવ બને છે આ બધું ચાર્વાક મિથ્યાત્વ છે.

૧૨ ધર્મને અધર્મ માનવો તે મિથ્યાત્વ છે, નિગ્રન્થ પ્રવચનની ભૂલ કાઢવી તે મિથ્યાત્વ છે

૧૩ અધર્મમાં ધર્મ સંજ્ઞા તે મિથ્યાત્વ, જેમકે પશુ હોમવાના યજ્ઞ, સ્નાન, બકરી મારવાની ઇદ, ધર્મને નામે હિંસાને ધર્મ માનવો આ બધું મિથ્યાત્વ છે

૧૪ સાધુને અસાધુ કહે તે મિથ્યાત્વ :- પોતાના સંઘ સંપ્રદાય કે વાડા સિવાયના પાંચ મહાવ્રત ધારી સાધુને સાધુ ન માનવા તે મિથ્યાત્વ છે

૧૫ અસાધુને સાધુ માનવા તે મિથ્યાત્વ છે, સાધુના વેશમાં હોય તે આરંભ, સારંભ અને સમારભના કામ કરે, કરાવે, કરતાં પ્રત્યે રૂડું જાણે, વીતરાગની આજ્ઞા ઉલ્લઘે, મિથ્યાત્વ સેવે વગેરે દૂષણોવાળાને ખરા સાધુ માનવા તે મિથ્યાત્વ છે

૧૬ જીવને અજીવ માનવા તે મિથ્યાત્વ છે પૃથ્વી, પાણી, અગ્ની, વાયરો, વનસ્પતિ, વિગલેન્દ્રીય, અસંજ્ઞી સમુર્ચ્છિમ પંચેન્દ્રિય અને સંજ્ઞી જીવોમાથી કોઇને અજીવ માનવો તે મિથ્યાત્વ છે

૧૭ અજીવને જીવ માને તે મિથ્યાત્વ :- મૂર્તિને ભગવાન માનવા, દેવકૃત અચેત પુલને સચેત માનવા તે મિથ્યાત્વ છે.

૧૮ નિગ્રન્થ પ્રવચન મોક્ષમાર્ગને ઉન્માર્ગ સમજે તે મિથ્યાત્વ છે.

૧૯ ઉન્માર્ગને મોક્ષ માર્ગ સમજે તે મિથ્યાત્વ જેમકે રાસલીલા, યજ્ઞ, હોમ, હોળી, દીવાળી વગેરે

૨૦ આઠ કર્મથી મુકાણા છે તેને નથી મુકાણા એમ કહે તે મિથ્યાત્વ તથા અરૂપીને રૂપી કહે તે મિથ્યાત્વ. નિરજન નિરાકાર પરમાત્મા અવતાર લીએ એમ માનવું તે મિથ્યાત્વ છે

૨૧ આઠ કર્મથી મુકાણા અને ફરી જન્મ મરણ કરે છે છતા તેને અરૂપી નિરજન નિરાકાર ભગવાન કહેવા તે મિથ્યાત્વ છે

૨૨ **અવિનય મિથ્યાત્વ** – અણગાર, સાગાર રૂપ વિનય મૂળ ધર્મની અવિનય, અસાતના, અભક્તિ, અપરાધ કરે તે મિથ્યાત્વ.

૨૩ **અશાતના મિથ્યાત્વ** – ૩૩ અશાતના કરીને તેને અશાતના ન માનવી, વસ્તુ જે સ્વરૂપમા હોય તે સ્વરૂપમા ન માનવી તે મિથ્યાત્વ છે

૨૪ **અક્રિયા મિથ્યાત્વ** – સામાયક, પ્રતિક્રમણ પોષધ, ઉપવાસ વગેરે ક્રીયાનો નિષેધ કરે તે મિથ્યાત્વ છે

૨૫ **અજ્ઞાન મિથ્યાત્વ** – જ્ઞાનનો નિષેધ કરે તે મિથ્યાત્વ. જેને શ્રદ્ધાની શુદ્ધિ કરવી હોય અને જલ્દી મોક્ષ જવું હોય તેણે ૨૫ પ્રકારના મિથ્યાત્વ અને દૂષણોનો ત્યાગ કરવો.

### સાત નયમાં શુદ્ધ શ્રદ્ધા –

૧ નિગમ નયની શ્રદ્ધા – મોક્ષ છે, મોક્ષ ઉપાદેય છે, મોક્ષનો ઉપાય છે એવી શ્રદ્ધા.

૨ સગ્રહ નયની શ્રદ્ધા– મારી સત્તામા કેવળજ્ઞાનાદિ અનત રિદ્ધિ છે તે પ્રગટ કરવાની મારી શક્તિ છે

૩ વ્યવહાર નયની શ્રદ્ધા – સમકિતના ૬૭ બોલ વ્યવહારથી પાળવા.

૪ ઋજુ સૂત્ર નયની શ્રદ્ધા – સમકિતના ૬૭ બોલ અને ૮ આચારમા વર્તમાન માનસિક ઉપયોગ.

૫ શબ્દ નયની શ્રદ્ધા .- સર્વજ્ઞ વીતરાગની આજ્ઞા અનુસાર આત્મ પરિણુતિમા મનોયોગ

૬ સમભિરૂઢ નયની શ્રદ્ધા .- ક્ષયોપશમ, ઉપશમ અને ક્ષાયક ભાવમા પરિણુતિ.

એવભૂત નયની શ્રદ્ધા – નિશ્ચય સમકિત, ક્ષાયક સમકિત

## ચાર નિક્ષેપામાં શુદ્ધ શ્રદ્ધા :-

(૧) નામ શ્રદ્ધા '- શુદ્ધ શ્રદ્ધા એવી નામ સંજ્ઞા ૨ સ્થાપના શ્રદ્ધા .- અક્ષરદ્વારા લિપિમા સ્થાપના ૩ દ્રવ્ય શ્રદ્ધા – તેના બે ભેદ-(૧) આગમથી, (૨) નો આગમથી

**(૧) આગમથી દ્રવ્ય શ્રદ્ધા** – ૧ ઉપયોગ વગર શ્રદ્ધાનો અભ્યાસ, ૨ જાણુપણા વગર શ્રદ્ધા, ૩ મિથ્યાત્વના કર્મ દળ અધ્યવસાયથી શુદ્ધ થઈને સમકિત મોહનીરૂપે પરિણમેલ કર્મ પુદ્દગલ **(૨) નોઆગમથી દ્રવ્ય શ્રદ્ધા** .- ૧ જ્ઞ શરીર – સાચી શ્રદ્ધા સહિત કાળધર્મ પામેલનુ શબ ૨ ભવ્ય શરીર :- ભવિષ્યમા સાચી શ્રદ્ધા પામનાર જીવ ૩ શરીર વ્યતિરિકત નોઆગમથી દ્રવ્ય શ્રદ્ધા – (અ) લૌકિક-સમકિતનુ પુસ્તક, શ્રદ્ધા રહિત સમકિત શાસ્ત્રનો જાણકાર (બ) લોકોત્તર દીપક સમકિત, તે સાચુ બોલે પણ શ્રદ્ધા નથી, (ક) કુપ્રાવચન જૈનના સ્વાગમા મિથ્યાત્વની પરૂપણા કરનાર

**૪ ભાવ શ્રધ્ધા :-** ૧ આગમથી ભાવ શ્રદ્ધા – સાચી શ્રદ્ધામા ઉપયોગ આ ગુણ છે ૨ નોઆગમથી ભાવ શ્રદ્ધા-શુદ્ધ ઉપયોગવાળો સમકિતી જીવ, આ ગુણી છે

## સાચી શ્રધ્ધાના ચાર પ્રમાણ :-

**આગમ પ્રમાણ શ્રધ્ધા :-** (૧) તત્ત્વાર્થ શ્રદ્ધાનં સમ્યગ દર્શનમ્-છ દ્રવ્ય અને નવ તત્ત્વની શ્રદ્ધા હોવી જોઇએ, કોઈ પણ વસ્તુ જોઇને તેના મૂળ દ્રવ્યનો વિચાર થાય અને તે મૂળ દ્રવ્યનુ શુદ્ધ

સ્વરૂપ ધ્યાનમાં આવે, જેમ કે સચિત શરીર ઉપરથી એક પરમાણુ પુદ્ગલ અને જીવાત્મા એ બે શુદ્ધ દ્રવ્યનો ખ્યાલ આવે.

(૨) તમેવ સચ્ચં નિઃશંકં જં જિણેહિં પવેઇયં – જેમણે રાગ અને દ્વેષનો સર્વથા નાશ કર્યો છે અને કેવળજ્ઞાન પ્રગટ કર્યું છે એવા જિન ભગવાન કહે તે સાચું જ હોય.

(૩) પયમપિ અસદ્દહન્તો સુત્તં ત્થુ મિચ્છદિટ્ઠી – સર્વજ્ઞ વીતરાગના પ્રવચનમાંથી કોઈ એક પણ વચનમાં જેની શ્રદ્ધા ન થાય તેને મિથ્યાત્વી જાણવો.

(૪) નિગંથે પાવયણે અટ્ઠે પરમટ્ઠે સેસે અણટ્ઠે – મોક્ષ જવા માટે ફક્ત નિર્ગ્રન્થ પ્રવચન જ સાર્થક છે બાકી બધું નકામું છે

(૫) અપ્પા પરમપ્પા :– નિશ્ચય નયથી આત્મા પરમાત્મા છે, આત્મા જ રત્નત્રયના આલંબનથી પરમાત્મા થાય છે

(૬) દર્શન સપ્તકનો ક્ષય, ક્ષયોપશમ કે ઉપશમ થવાથી સાચી શ્રદ્ધા ઉપજે છે

(૭) તત્ત્વ કેવળી ગમ્ય – જ્યાં બુદ્ધિનો વિષય નથી, ફક્ત કેવળજ્ઞાનનો વિષય છે અથવા જ્યાં પોતાની બુદ્ધિ પહોંચતી નથી ત્યાં શંકા, કંખા, વિતિગિચ્છા ન કરતાં પણ તત્ત્વ કેવળીગમ્ય કરવું.

૨ પ્રત્યક્ષ પ્રમાણ (સાચી શ્રદ્ધા) – (૧) પર પ્રત્યક્ષ – ૧. સુશ્રુષા અને સજ્ઝાયના ભેદો–વાંચવું, પૂછવું, પરિવર્તન, ધર્મ કથા ૨ નિર્ગ્રન્થ ગુરુની વૈયાવચ્ચ ૩ રત્નત્રયયુક્ત ક્રિયા (૨) સ્વપ્રત્યક્ષ. ૧ સમતા રસનો અનુભવ ૨ અનેન્દ્રિય સુખનો અનુભવ, ૩ પાંચ ઇન્દ્રિયોના વિષયમાં ખરૂં સુખ નથી એવો અનુભવ, ૪ આત્મશ્રદ્ધા– નિજ આત્મગુણનો અનુભવ.

**૩ સાચી શ્રદ્ધાનું અનુમાન પ્રમાણ .–** ૧ મિથ્યાશ્રુતને સમશ્રુતમાં પરિણમાવતાં આવડે, ૨ સર્વ દોષોનો નાશ કરવાની ભાવના ૩ પાપ થઇ જાય તેનો તરત જ પશ્ચાત્તાપ થાય, ૪ અંતરદૃષ્ટિ–આત્મ પ્રદેશો જોવાની દૃષ્ટિ.

**૪ શ્રદ્ધાની ઉપમા .–** જુઓ છ ભાવના ૭ નય+૪ નિક્ષેપ+૪ પ્રમાણુ=૧૫ હવે.

**૧૬ વ્યવહારીક શ્રદ્ધા :–** (૧) દેવ–ગુરુ–ધર્મ તત્ત્વની શુદ્ધિ, (૨) નવતત્ત્વનું જ્ઞાન, (૩) પચીસ મિથ્યાત્વનો ત્યાગ, (૪) ૬૭ બોલનું વચન અને કાયાથી આચરણ

**૧૭ નિશ્ચય શ્રદ્ધા .–** પોતાનો આત્મા સિદ્ધ સ્વરૂપ છે, તેથી દેવ છે પોતે પોતાનું અતરમુખ વૃત્તિથી નિરક્ષણ કરી દોષોનો ત્યાગ કરી ગુણમા લીન થવાની પ્રેરણા કરે છે તેથી પોતે જ અથવા જ્ઞાન જ ગુરુ છે પોતાના શુદ્ધ ધર્મ (સ્વભાવ ધર્મ) કેવળજ્ઞાન, કેવળદર્શન, અનંત આત્મિક સુખ અને અનંત વીર્ય છે પોતાના વર્તમાન જ્ઞાન, દર્શન અને ચારિત્રથી પોતાના શુદ્ધ સ્વભાવ ધર્મમા પરિણુતિ કરીને તેમા લીન થવુ તે નિશ્ચય ધર્મ છે

**૧૮ દ્રવ્ય શ્રદ્ધા :–** (૧) ખાસ જાણુપણા વગર દૃઢ શ્રદ્ધા (૨) શ્રદ્ધાનુ દ્રવ્ય જીવ છે

**૧૯ ભાવ શ્રદ્ધા .–** નિજ આત્મ ગુણુમા રમણુતા કરીને ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષાયક ભાવનો ઉત્પાદ કરવો તે, ૨ શ્રદ્ધા જીવનો મનોયોગવાળો ભાવ છે

**૨૦ સામાન્ય શ્રદ્ધા .–** તે દ્રવ્ય શ્રદ્ધા અને વ્યવહારિક શ્રદ્ધા છે.

**૨૧ વિશેષ શ્રદ્ધા .–** તે ભાવ અને નિશ્ચય શ્રદ્ધા છે

૨૨ સાચી શ્રદ્ધાવાળાની સંખ્યા – ચાર ગતિના મળીને અસંખ્યાતા જીવ

૨૩ ક્ષેત્ર – સાચી શ્રદ્ધાવાળા લોકના અસંખ્યાતામા ભાગમાં રહે છે

૨૪ કાળ આશ્રી શ્રદ્ધાવાળા જીવો ત્રણે કાળમા રહે છે

૨૫ લાભથી – ક્ષાયક અને ઉપશમ સમકિતમાં સમકિત મોહની કર્મનો ઉદય નથી, ક્ષયોપશમ સમકિતવાળાને જ શંકા, કંખા વગેરે દૂષણ આવે. ઉપશમ સમકિત અંતર્મુહૂર્ત જેટલો કાળ જ રહે છે.

વાતાવરણમાં જૈન સંસ્કૃતિમાં જે ડોળાણ ચાલે છે તે સબંધમાં ખુલાસા –

૧ પ્રમાદી અવસ્થામા દોષોનું સેવન, વગર ઇચ્છાએ પણ થયા કરે છે પણ દોષને દોષ તરીકે જાણે તો સાચી શ્રદ્ધા છે અને દોષને ગુણ તરીકે જાણે તે મિથ્યાત્વ છે

૨ ચારિત્ર ગુમીને સિદ્ધ થવાય છે પણ સમકિત સાથે જ રહે છે

૩ ચારિત્રથી ભ્રષ્ટ થનારને સુધરવાનો સંભવ છે પણ સાચી શ્રદ્ધાથી ભ્રષ્ટ થનાર અનંતો કાળ રખડે

૪ દરેક માણસ પોતાની માન્યતા સાચી છે એમ માને છે પણ જ્યાં સુધી તેની વાણી નિગ્રન્થ પ્રવચનના સર્વ સિદ્ધાંતોને અનુસરતી ન થાય, નિગ્રંથ પ્રવચન કુદરતી સ્વભાવિક જેવું ન લાગે, મિથ્યા શ્રુતમાથી સમ્યક શ્રુત પરિણમાવતા ન આવડે, આત્મસ્વરૂપ સ્વપ્રત્યક્ષ ન થાય, ગુણ દોષનો વિવેક ન શોધી શકે, ધર્મની બાબતમાં લોક સંજ્ઞાનો ત્યાગ ન કરે, સર્વ ધર્મમાં કંઇક શિખવાનું છે એવું માને અને અભિનિવેશિકનો સરળતાથી નાશ ન કરે ત્યાં સુધી પોતાની માન્યતા ભ્રમવાળી છે એમ સમજવું

૫ જે માણસ ખરા સાધુને ભિક્ષાવૃત્તિને કારણે લોકોને ચુસનાર માને તેને દુર્લભબોધી સમજવો.

૬ જે સાધુ પોતાની સમાચારીના સજઝાય ધ્યાનાદિનો ત્યાગ કરીને લોકસંજ્ઞા, રાષ્ટ્રવાદ, દ્રવ્ય પરોપકાર, રાજ્ય નીતિ, સર્વધર્મ સંમેલન વગેરે આરંભ–સમારભવાળા કાળમાં ભાગ લે અથવા ઉપદેશ આપે તેને સંસાર ભાવનાવાળો સમજવો

૭ દુનિયામાં કોઇ એકાંત ક્રિયાવાદમાં જાય છે, કોઈ એકાંત જ્ઞાનવાદમા જાય છે તેઓ પાછા પડી જાય છે પણ જેઓ જ્ઞાન ને ક્રિયાનું સમ્યગ્ જોડાણ કરે છે તેજ તરી જાય છે.

૮ કોઇ વ્યવહારવાદી થાય છે, કોઇ નિશ્ચયવાદી થાય છે તે બન્ને અસત્યવાદી છે કારણ કે મન, વચન, કાયાના યોગો શુદ્ધ વ્યવહારમાં જોડાય છે ત્યાં નિશ્ચય તત્ત્વનો ઉત્પાદ થાય છે અને નિશ્ચય તત્ત્વમાં રમણુતા કરનારની મનોવર્ગણા શુદ્ધ વ્યવહારમાં જોડાય છે મન, વચન અને કાયાની પુદ્ગલિક વર્ગણાઓ વ્યવહારનું કામ કરે છે છે અને આત્માના ભાવ (આત્મભાવ) નિશ્ચયનું કામ કરે છે.

૯ જે સાધુ, બીજા સાધુઓને સસારીક પરોપકારની પ્રેરણા કરે છે તે પોતાના તથા બીજાના અધ્યાત્મિક પતનને નોતરી રહ્યો છે.

૧૦ જે જીવ નિગ્રન્થ પ્રવચનની કોઈ પણ એક બાબતમાં ઉપેક્ષા કરે છે તે પોતાનો સસાર વધારી રહ્યો છે

૧૧ જે જીવ સાધુઓને પોતાના કે કોઇ ગૃહસ્થોની સસ્થાના બંધનમા નાખવા માગે છે તે મોક્ષ માર્ગથી પાછો હઠે છે

૧૨ નિગ્રન્થ સાધુની સમાચારી સર્વથા નિગ્રન્થભાવ લાવવા માટે તથા આત્મભાવ કેળવવા માટે છે અને કાળના ક્રમ મુજબ આવતી હોવાથી સાવધાન બનાવે છે અને છેવટે સર્વ બંધનોમાથી મુકત થવાનો રસ્તો જે ક્ષપક શ્રેણી છે તેને શોધી આપનાર છે તેને બંધનરૂપ માનનાર વિપરીત પરૂપણા કરનાર મિથ્યાત્વી જાણવો

૧૩ આચાર્યના દોષો બતાવી જે શિષ્ય સ્વચ્છંદી થાય છે તે અને તેવા શિષ્યોને ફકત બચાવવા ખાતર આચાર્યને સુધરવાનું કહે

૨૨ સાચી શ્રદ્ધાવાળાની સંખ્યા – ચાર ગતિના થઈને અસંખ્યાતા જીવ.

૨૩ ક્ષેત્ર – સાચી શ્રદ્ધાવાળા લોકના અસંખ્યાતામા ભાગમા રહે છે

૨૪ કાળ આથી શ્રદ્ધાવાળા જીવો ત્રણે કાળમા રહે છે

૨૫ ભાવથી – ક્ષાયક અને ઉપશમ સમકિતમાં સમકિત મોહની કર્મનો ઉદય નથી, ક્ષયોપશમ સમકિતવાળાને જ શંકા, કંખા વગેરે દુષણ આવે. ઉપશમ સમકિત અંતર્મુહુર્ત જેટલો કાળ જ રહે છે

વાતાવરણમાં જૈન સંસ્કૃતિમાં જે ડોળાણ ચાલે છે તે સંબંધમાં ખુલાસા –

૧ પ્રમાદી અવસ્થામા દોષોનું સેવન, વખત ઇચ્છાએ પણ થયા કરે છે પણ દોષને દોષ તરીકે જાણે તો સાચી શ્રદ્ધા છે અને દોષને ગુણ તરીકે જાણે તે મિથ્યાત્વ છે

૨ ચારિત્ર ગુણીને ચિહ્ન થવાય છે પણ સમકિત સાથે જ રહે છે

૩ ચારિત્રથી ભ્રષ્ટ થનારને સુધરવાનો સંભવ છે પણ સાચી શ્રદ્ધાથી ભ્રષ્ટ થનાર અનંતો કાળ રખડે.

૪ દરેક માણસ પોતાની માન્યતા સાચી છે એમ માને છે પણ જ્યા સુધી તેની વાણી નિગ્રન્થ પ્રવચનના સર્વ સિદ્ધાંતોને અનુસરતી ન થાય, નિગ્રંથ પ્રવચન કુદરતી સ્વભાવિક જેવું ન લાગે, મિથ્યા શ્રુતમાંથી સમ્યક્ શ્રુત પરિણમાવતા ન આવડે, આત્મસ્વરૂપ સ્વપ્રત્યક્ષ ન થાય, ગુણ દોષનો વિવેક ન શોધી શકે ધર્મની બાબતમાં લોક સંજ્ઞાનો ત્યાગ ન કરે, સર્વ ધર્મોમા કંઇક શિખવાનું છે એવું માને અને અભિનિવેશિકનો સરળતાથી નાશ ન કરે ત્યાં સુધી પોતાની માન્યતા ભ્રમવાળી છે એમ સમજવું.

૫ જે માણસ ખરા સાધુને ભિક્ષાવૃત્તિને કારણે લોકોને મુસનાર માને તેને દુર્લભબોધી સમજવો.

ત્યારે જૈન થઈને જૈનેતરનો ઉપદેશ આપે અથવા નિરારંભી થઈને આરંભનો ઉપદેશ આપે તે હાસ્યજનક ગણાય કે નહિ ?

૨૦ જૈન ધર્મ નિત્ય છે, તેના સિદ્ધાંતો [તત્ત્વો] શાશ્વતા છે, સર્વ સર્વજ્ઞોની વાણી એકસરખી એટલે અરસપરસ વિરોધ રહિત છે, મૂળ તત્ત્વો ત્રણેકાળમાં સરખા છે, તેમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી ફેરફાર થઈ શકતો નથી જૈન આચાર વિચારનો આધાર બહુમતી નથી પણ નિગ્રન્થ પ્રવચન છે, બહુમતીથી, તેનો ફેરફાર કરવો તે જૈનેતર ભાવના છે.

૨૧ સાચી શ્રદ્ધાવાળા પંદર ભવ ઉલ્લંઘે નહીં, જેને મોક્ષ અને સર્વજ્ઞપણા પ્રત્યે વિરોધ છે તેણે પોતાને જૈન કહેવરાવવાની મહેનત લેવી નહીં

૨૨ જેમ રાજ્ય વિરૂદ્ધ જવાથી રાજ્યદ્રોહ થાય છે તેમ સર્વજ્ઞ વીતરાગની વાણીથી ઉંધી માન્યતા અને પ્રચાર તે પણ ધર્મદ્રોહ છે.

૨૩ પાપની કબુલાત અને પશ્ચાત્તાપથી આત્મા તરી જાય છે, હઠ અને માયાથી ડુબતો જાય છે

૨૪ જૈન ધર્મની કોઈ પણ સંસ્થાની નીતિ જૈન ધર્મના તત્ત્વોથી ભિન્ન ન હોવી જોઈએ.

૨૫ સંપ્રદાયો કે ગણ સૂત્ર વિરૂદ્ધ નથી, જેમ જુદા જુદા પ્રદેશોમા જુદા જુદા ગવર્નરો હોય તેમ અમુક સાધુનો સમુહ, અમુક ગણધર કે આચાર્યની દેખરેખમા રહે, એક આચાર્ય બધાની દેખરેખ રાખી શકે નહીં શ્રી મહાવીર સ્વામીના ગણધરોના શિષ્યો પોતપોતાના ગણધરની દેખરેખ નીચે હતા દુનિયાના વ્યવહારમા પણ એવીજ રચના છે, પણ સંપ્રદાયવાદ–મારૂં તારૂં અમે સારા બીજા હલકા આવી જાતનો વાદ જૈન સૂત્રોથી વિરૂદ્ધ છે જ્યા જૈનધર્મની વાત આવે ત્યાં બધાએ એકમત થઈ રહેવું જોઈએ અને તે નિગ્રન્થ પ્રવચન અનુસાર હોવું જોઈએ.

છે તે બન્ને (શિષ્ય અને ખોટુ રક્ષણ આપનાર) અવિનિતપણાનું ફળ મેળવે છે અને કિલ્વીષી ભાવ સેવે છે

૧૪ જે આચાર્ય પોતાનું જિનકથિત આચાર પણ પાળે છે તે ત્રીજે ભવ ઉલ્લઘતા નથી.

૧૫ જેમ વકીલને ડાક્ટરી સલાહ પૂછવી નકામી છે તેમ રાષ્ટ્રનેતા, કૉલેજના પ્રોફેસરો, ધાર્મિક કે વ્યવહારીક સંસ્થાઓના પદાધિકારીઓ વગેરેની ધાર્મિક સલાહ નકામી છે અને તેઓએ ધર્મના આચાર વિચારનો ઉપદેશ આપવો કે લેખો લખવા સ્વપર હિતકારી નથી જેણે સર્વ જૈન સૂત્રોનું રહસ્ય જાણ્યુ નથી તેવાઓએ તો જૈન ધર્મની શૈલીની વાત કરવીજ નહિ કારણ કે સીખા રત્નમાં એક પણ મેલનો અંશ દાખલ ન થઇ શકે. જે માણસ જે કામમાં પ્રવિણ હોય અથવા જે હોદ્દા ઉપર હોય તે પ્રમાણે પોતપોતાનું કામ કરે તો તેનો વિરોધ કોઇ કરે નહીં પણ અન્ય બાબતમાં માથુ મારવું તે વ્યાપક અશાન્તિનું કારણ છે

૧૬ જેમ કોર્ટકેસની ભૂલની ચોખવટ મેડીકલ બુકથી થાય, વકીલની ભૂલની ચોખવટ લૉ-બુકથી થાય તેમ જૈનધર્મ સબંધીની ભૂલની ચોખવટ જૈન સૂત્રોથી થાય અને જ્યાં સૂત્રની કોઇ વાત બરાબર ન સમજાય કે છાપવામાં કંઇ ભૂલ થઇ હોય તો જૈનધર્મના મૂળ ભૂત તત્ત્વોની સાથે તેની કસોટી કરી તેની ચોખવટ કરવી જોઇએ.

૧૭ જેને તીર્થંકરોના અતિશયોમાં શંકા થાય અથવા સર્વજ્ઞપણામાં કુતર્ક થાય તેવા સાધુ હોય કે ગૃહસ્થ હોય તેનો બીલકુલ પરિચય કરવો નહીં.

૧૮ જે સાધુને આજીવિકાની ચિંતા થાય છે અને તેને માટે આરંભ સમારંભનો માર્ગ બતાવે છે તે ખરા સાધુ નથી, એમ જાણવું.

૧૯ સાધુઓએ જૈન સૂત્રોમાંથીજ ઉપદેશ દેવો જોઇએ, મેડીકલ કૉલેજનો પ્રોફેસર બીજા કોમનો ઉપદેશ આપે તે કેટલું બધું અનુચિત ગણાય?

૩૨ જ્યાં ધર્મને નામે કમાણી છે ત્યાં પણ ખરો ધર્મ નથી.

૩૩ જે જે માણુસ કીર્તિ, માન, સ્વમાનની ઇચ્છા રાખે છે તે આત્મ વીકાસથી પાછો હઠતો જાય છે.

૩૪ જેઓને સૂત્રનું જ્ઞાન નથી તેઓ ઉપદેશ દેવા અને વાદવિવાદ કરવા નીકળી પડે છે તેઓ પોતાના આત્માને ભારે કર્મી કરી રહ્યા છે એમ સમજવું. સૂત્રોના શબ્દોના અર્થ નિર્ગ્રંથ પ્રવચન અનુસાર જેને જેટલા આવડતા હોય તેટલાજ બોલે તો વાંધો નથી.



૨૬ સાધુ કરતા આડે રસ્તે લઈ જનારા જૈન નામધારી શ્રાવકો વધારે જવાબદાર છે તેનું કારણ કાં તો અંધ ભક્તિ હોય અને કાં તો સ્વપ્રતિષ્ઠા હોય પણ તે બન્ને, આત્માને હાનિકારક અવશ્ય છે

૨૭ કાળની વર્તનામાં નવું હોય તે જુનું થાય છે અને અમુક કાળે તે જુનું વળી ફરી નવીન તરીકે બહાર આવે છે તેથી ત્રિકાલિક પર્યાયની અપેક્ષાએ કોઈ જુનું નથી અને કંઈ નવું નથી તેમજ કોઈ પુરાણપણથી નથી કે નવીન પણથી નથી. નવા-જુનાની વાત કરતા સત્ય, અસત્ય, શું છે તે નિર્ગ્રન્થ પ્રવચનને આધારે શોધી કાઢવું જોઈએ

૨૮ જે જૈન સાધુ કે શ્રાવક જૈન ધર્મના મૂળ સૂત્રો અને તત્ત્વો અને રહસ્ય જાણતો નથી તેને જૈનેતર સૂત્ર વાંચવાનો જૈન દૃષ્ટિએ અધિકાર નથી જૈન સૂત્રોમાં જે જૈનેતર તત્ત્વો બતાવ્યા છે તે ઉપરથીજ તત્ત્વની તુલના થઈ શકે છે બહુસૂત્રી જૈનધર્મમાં દૃઢ છે તે બીજાને ઉપદેશ આપવાની ખાતર તેના જ સૂત્રમાંથી તેની ભૂલ બતાવવા માટે જૈનેતર સૂત્રો વાંચે તો પડવાઈ થવાનો સંભવ નથી, પણ જ્ઞાન મેળવવા માટે વાંચે તો પડવાનો સંભવ છે

૨૯ પરમત સહિષ્ણુતા કેળવ્યા વગર જૈન ધર્મમાં સ્થિરતા આવતી નથી, પણ પરપાખંડ સંસ્તવો અને પરપાખંડ પ્રશંસા તે બન્ને (પર-મત) સહિષ્ણુતાથી ભિન્ન છે, પરપાખંડ પરિચય અને પરપાખંડ પ્રશંસા તે મિથ્યાત્વના ઉદય અને નવીન કર્મબંધવાળી છે ત્યારે પરમત સહિષ્ણુતા કષાયના ઉપશમ કે ક્ષયોપશમ કે ક્ષયવાળી છે તેથી કર્મ બંધનના હેતુરૂપ નથી.

૩૦ મિથ્યાત્વ આદિ ૧૮ પાપસ્થાનક ત્યાગવા લાયક છે પણ છકાય અને ચાર ગતિના સર્વ જીવો પ્રત્યે અરૂપી, ચૈતન્ય એકત્વથી સમભાવ લાવવાનો છે, તેથી જૈનનું રહસ્ય જાણવાથી અને પાળવાથી વિશ્વના સર્વ ઝઘડાનો અંત આવે છે.

૩૧ જ્યાં હિંસા છે ત્યાં ધર્મ નથી એવું નહીં માનનારા કદી ખરો ધર્મ પામી શકે જ નહીં

૩૨ જ્યાં ધર્મને નામે કમાણી છે ત્યાં પણ ખરો ધર્મ નથી.

૩૩ જે જે માણસ કીર્તિ, માન, સ્વમાનની ઇચ્છા રાખે છે તે આત્મ વીકાસથી પાછો હઠતો જાય છે.

૩૪ જેઓને સૂત્રનું જ્ઞાન નથી તેઓ ઉપદેશ દેવા અને વાદવિવાદ કરવા નીકળી પડે છે તેઓ પોતાના આત્માને ભારે કર્મી કરી રહ્યા છે એમ સમજવું સૂત્રોના શબ્દોના અર્થ નિગ્રંથ પ્રવચન અનુસાર જેને જેટલા આવડતા હોય તેટલાજ બોલે તો વાધો નથી.



# જૈન ધર્મની શ્રેષ્ઠતા

૧ નવ તત્ત્વોનું પર્યાપ્ત જ્ઞાન – ભિન્નતાની દૃષ્ટિથી તત્ત્વોના નવ ભેદ પડે છે આ નવ તત્ત્વની અંદર દરેક બાબત આવી જાય છે દરેક તત્ત્વના દરેક ભેદને ઘણી દૃષ્ટિથી સમજાવવામાં આવે જેમકે – ૭ નય, ૪ નિક્ષેપ, ૪ પ્રમાણ ૪ દ્રવ્ય–ક્ષેત્રકાળ–ભાવ, ૨ દ્રવ્યત્વ, ભાવપર્યાયત્વ, ૨ વ્યવહાર, નિશ્ચય ૨ સામાન્ય, વિશેષ. નવ તત્ત્વનું છેવટનું ધ્યેય, જીવનું નિશ્ચય સ્વરૂપ, (શુદ્ધ સ્વરૂપ, મોક્ષ, સિદ્ધ સ્વરૂપ) મેળવવાનું હોય છે

## જીવ અજીવના જાણપણા વગરની કોઇ ક્રિયા ધર્મરૂપ નથી

૨ જૈન ધમ કોઇ જાતિ, કુળ સપ્રદાય કે દેશના ઇજારામા રહેલો નથી પરતુ જે મોક્ષના હેતુથી કર્મને જીતે તે જૈન છે તેથી જૈન ધમ વિશ્વ ધર્મ છે વળી કર્મ જીતવાની વિદ્યા કપોલ કલ્પિત નથી, પણ જેણે સર્વ દોષવાળા કર્મોને જીતીને જિનપણું (સર્વજ્ઞ વીતરાગપણું) મેળવ્યુ છે તેમની દર્શાવેલી છે, તેથી જૈન ધર્મ કેવળી પ્રરૂપિત ધર્મ છે

૩ જેણે રાગ અને દ્વેષ વગેરે સર્વ દોષોનો નાશ કરી વીતરાગપણુ મેળવ્યુ છે તેમનો કહેલો હોવાથી તેમા અસત્યતાનો અશ પણ નથી અને સર્વજ્ઞનો કથિત ધર્મ હોવાથી અજ્ઞાનતાનો પણ તેમાં જરાય અશ નથી. તેથી તે ન્યાય યુક્ત પ્રમાણ ધર્મ છે અને શ્રદ્ધા કરવા યોગ્ય છે અહીં કોઇ રીતે ફસાવાનો ડર નથી.

૪ જૈન ધર્મ પુરૂષાર્થ પ્રધાન છે એટલે સહચારી સમવાયો જેમકે પૂર્વકર્મ, સ્વભાવ, કાળ, ભાવિભાવનો સ્વીકાર કરવા છતા

પુરુષાર્થ ન કરવામા આવે તો જૈન ધર્મ કે જે આત્મ ધર્મ છે તે પાળી શકાય નહિ. જિન ભગવાન કદી કહેતા નથી કે તમે જૈન નામ ધરાવો એટલે હું સ્વર્ગ અને મોક્ષમાં લઇ જઇશ પણ તેઓ મોક્ષની વિધિ બતાવે છે તે પ્રમાણે પુરુષાર્થ કરો તો જ મોક્ષ મેળવી શકશો ભવ્ય જીવને બીજા સમવાયો આપોઆપ અનુકુળ થઇ જશે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપમા પુરુષાર્થ ફોરવવાથી સપૂર્ણ આત્મ શુદ્ધિ થાય ત્યારે જરૂર મોક્ષ થાય જ એવી સ્પષ્ટ વાત જૈન ધર્મમાં છે અને **દરેક જીવને મોક્ષ પ્રાપ્ત કરવાનો અધિકાર છે.**

**૫ જૈન** ધર્મમાં રહેલા સાધુ **નિરારભી** અને **નિષ્પરિગ્રહી** છે તેઓ હિંસા, અસત્ય ચોરી, મૈથુનમાનુ કોઇ પણ પાપ મનથી, વચનથી કે કાયાથી કરતા નથી, કરાવતા નથી કે કરનારની અનુમોદના કરતા નથી, તેમજ જમીન, ઘર, સોનું, રૂપુ, ધન, ધાન્ય, દુપદ, ચોપદ કે કોઇપણ સસારની વસ્તુનો પરિગ્રહ રાખતા નથી. રખાવતા નથી અને રાખનારની અનુમોદના કરતા નથી, જ્યાં આરભ છે, જીવ હિંસા છે અને **ધર્મને બહાને કમાણી છે ત્યાં ધર્મ નથી** એવું વર્તનથી સાબિત કરનાર જૈન ધર્મના સાધુ છે. કોઇ પણ માણસને કોઇ પણ પ્રકારે દુ.ખ ન થાય તેમજ પોતાના નિમિત્તે કોઇ પણ જીવની હિંસા ન થાય એવા પ્રકારની તેમની ભિક્ષાની વિધિ છે

૬ જૈન ધર્મમા જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ **પદ્ધતિસર** છે. તેમા મોક્ષ મેળવવાની વિદ્યા સ્પષ્ટ છે ધર્મનો હેતુ મોક્ષ જ છે, આ ભવ કે પર ભવમાં સાસારિક સુખ મેળવવાની ઇચ્છાનો અભાવ છે, **નિદાનનો સર્વથા નિષેધ છે**, ધાર્મિક ક્રિયા આત્માનુ શુદ્ધ સ્વરૂપ કેળવવા માટે સ્વાભાવિક રીતે કરવાની હોય છે.

૭. ક્રિયાના સ્વરૂપમા **પરસ્પર વિરોધ નથી.** ધર્મને નામે કોઇ પણ જીવ (પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ બેઇદ્રિય, તેઇદ્રિય, ચઉરિન્દ્રિય, દાનવ, પશુ, પક્ષી વગેરે કોઇ પણ પચેન્દ્રિય તિર્યચ)ની હિંસા કરવાની, કરાવવાની કે હિંસાનુ અનુમોદન કરવાની

છુટ નથી. એટલે અહિંસા ધર્મમાં હિંસાની કોઈ પણ પ્રકારે છુટ નથી. આવી રીતે કોઈ પણ દોષને ગુણ તરીકે માનવામાં નથી આવતો અને કોઈ પણ ગુણનો દોષ તરીકે ઉપયોગ કરવામાં આવતો નથી.

૮ વસ્તુ સ્વરૂપના વર્ણનમાં પરસ્પર વિરોધ આવતો નથી. અમુક ગુણ (નય, નિપેક્ષા)થી દરેક વસ્તુની વાત કહેવામાં આવે છે અને તે વસ્તુના સર્વ ગુણોનું એક પછી એક કથન હોય છે એટલે વસ્તુ સ્વરૂપે સર્વ રીતે અને સંપૂર્ણ રીતે પ્રમાણથી સમજાવવામાં આવે છે, તેથી ગુણ (નયો) નો પરસ્પર વિરોધ રહેતો નથી પણ દરેક નય બીજા નયની વાત અપેક્ષા પૂર્વક સ્વીકારે છે. આવી રીતે કે જે સ્યાદ્વાદ કહેવાય છે તેનાથી જૈનેતર મત મતાંતરના એક અંશ સત્ય કથનને યોગ્ય સ્થાને મૂકીને કલેશ દૂર કરે છે પણ એક અંશ સત્ય કથનને સર્વથા સત્ય માનવાની એટલે એકાંતવાદથી જે અનર્થ ઉપજે છે તે સમજાવીને તાત્વિક ભ્રમણા દૂર કરીને તત્ત્વોના શુદ્ધ સ્વરૂપને બતાવે છે કે જેથી કરીને આત્મ વિકાસમાં હાનિ થતી નથી. જૈન ધર્મમાં નય, નિક્ષેપ, પ્રમાણ અને સ્યાદવાદનું શ્રેષ્ઠ જ્ઞાન છે ઉપર ટપકે દેખાતો વિરોધ સ્યાદવાદથી દૂર થાય છે અને એક નયનો એકાંતવાદ બીજા નયોથી દૂર થાય છે. તત્ત્વ અતત્ત્વનો ભેદ નિક્ષેપથી સ્પષ્ટ થાય છે અને વસ્તુનું સર્વથા શુદ્ધ સ્વરૂપ પ્રમાણથી સાબિત થાય છે

૯ સર્વજ્ઞ કથિત ધર્મ હોવાથી જૈન ધર્મમાં, અરૂપી દ્રવ્યો (ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ, કાળ અને જીવો)નું વર્ણન આમેહુબ સચોટ અને મનથી ગ્રહણ કરી શકાય એવું સ્પષ્ટ છે વળી ચક્ષુથી ન દેખાય એવી રૂપી વસ્તુ જેમકે પરમાણુ પુદ્ગલ તથા સૂક્ષ્મ પુદ્ગળ સંપિંડ વગે પણ મનથી ગ્રહણ કરી શકાય તેવું સ્પષ્ટ છે અરૂપી દ્રવ્યોનું તથા પુદ્ગળનું અવિરોધપણે વર્ણન જૈન ધર્મ સિવાય બીજે ક્યાંય નથી

૧૦ જૈન ધર્મ કહે છે કે મોક્ષમાંથી પાછું આવવું પડતું નથી એટલે ત્યાંથી નીકળી બીજે ક્યાંય જન્મ ધારણ કરવો

પડતો નથી, કારણુ કે મુક્ત જીવ નિરંજન નિરાકાર (અશરીરી) હોય છે તેથી **જૈન ધર્મનું જ્ઞાન અને ક્રિયા સફળ છે.** મોક્ષમાથી પાછું સંસારમા રખડવું પડતુ હોય તો ધર્મ કરવાની જરૂર જ ન રહે આ ભ્રમને જૈન ધર્મ સ્પષ્ટતાથી દૂર કરે છે

૧૧ સંપૂર્ણ આત્મ શુદ્ધિ મેળવ્યા વગર મોક્ષ નથી **સંપૂર્ણ આત્મ શુદ્ધિ અને વિધિ ફક્ત જૈન ધર્મમાં જ છે.** તેથી જૈન ધર્મના આલંબન વગર મોક્ષ નથી અન્ય લિંગવાળા જ્યારે જૈન ધર્મનો આશ્રય લે છે ત્યારે અન્ય લિંગમા જ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે અને વધારે આયુષ્ય ન હોય તો તે જ લિંગમા મોક્ષ જાય છે જે જિન ભગવાને પ્રરૂપ્યુ છે તે જ સત્ય છે અને શંકા રહિત છે નિર્ગ્રન્થ પ્રવચન સાર્થક છે, મોક્ષના ધ્યેય તરફ પહોચાડનાર છે અને તે સિવાય બધુ સંસાર ભ્રમણુ રૂપ અનર્થ છે સર્વ જીવો શાસનરસી અને અનંત આત્મિક સુખમાં લીન થાઓ

૧૨ અહિંસાનું સંપૂર્ણ સ્વરૂપ જૈન ધર્મ સિવાય બીજે ક્યાંય નથી અહિંસાની ઉત્પત્તિ સમભાવ અને અનુકંપામા છે જ્યા સુધી જૈન ધર્મના સિદ્ધાતો અને રહસ્યો દ્વારા અહિંસાનું ખરૂ સ્વરૂપ ન સમજાય ત્યા સુધી વિશ્વશાતિની આશા રાખવી તે સ્વાર્થ અને કપટ બાજીથી પોતાના એક પક્ષી ધ્યેયમા લોકોને ફસાવવા સિવાય બીજી કોઈ રચના નથી અમુક સિદ્ધાતના અત્યંતના છેડા ઉપર ઉભા રહીને શસ્ત્રધારી લોકો વિતંડાવાદ અને યુદ્ધના વિચારમા મગ્ન રહે છે તે નિરંતર હિંસાનુબંધી રૌદ્રધ્યાન છે વિશ્વશાતિની ખરી ઇચ્છાવાળાઓ જૈન ધર્મમાથી અહિંસાનું ખરૂ સ્વરૂપ જાણે તો જ વિશ્વશાતિ મેળવી શકે સર્વ જીવ અહિંસામય બનો ૐ શાતિ તથાસ્તુ



# સત્ય ધર્મની શોધ



દુનિયામા દરેક મનુષ્ય કોઇને કોઇ ધર્મની શ્રદ્ધા રાખતો હોય એમ તો જણાય છે, વળી ધર્મી કહેવરાવવું સોને ગમે છે, એટલે ધર્મની જરૂર છે એમ તો બધા લોક કે બીજી રીતે કબુલ કરે છે બીજી વાત એ છે કે સો કોઇ પોત પોતાનો ધર્મ સત્ય માને છે તે ઉપરથી એમ તો સાબિત થાય છે કે સત્ય ધર્મ શ્રેષ્ટ છે. ફક્ત વાંધો એ આવે છે કે અનાદિ કાળની અજ્ઞાનતા અને મિથ્યા મોહથી ટેવાઇને તે રોપોમાં એકમેક થઇને જીવો સત્ય ધર્મને શોધી શકતા નથી માટે સત્ય ધર્મને ઓળખવાની રીતો જાણવી જોઇએ.

સત્ય ધર્મ એટલે જેમાં અસત્ય (જુઠાણા)નો જરાપણ અંશ ન હોવો જોઇએ અને તે સર્વથા શુદ્ધ, પક્ષપાત-રહિત ન્યાયકારક શંકાનો નાશ કરનાર, સર્વ બંધનોથી મુક્ત કરનાર, સર્વ દુઃખોનો પ્રશમને માટે અંત લાવનાર અને જીવને શાંત શીતળ સમતા સ્વરૂપ બનાવી શકે એવો હોવો જોઇએ. વળી તે સર્વજ્ઞ કથિત હોવો જોઇએ. કારણ કે સર્વજ્ઞપણામાં અજ્ઞાનનો સર્વથા અભાવ હોય છે તેથી સર્વજ્ઞની કદી ભૂલ પડતી નથી અને સર્વજ્ઞ સર્વથા રાગ રહિત હોવાથી જુઠું કદી બોલે નહિ કે કોઇ જીવ કે સંપ્રદાયનો પક્ષ એ લે નહિ; પરંતુ જે વસ્તુ કેવળજ્ઞાન અને કેવળ દર્શનથી પ્રત્યક્ષ જણાય અને દેખાય તે વસ્તુનું તે પ્રમાણે વર્ણન કરે.

કેવળજ્ઞાન અને કેવળ દર્શનમાં રૂપી અરૂપી સર્વ દ્રવ્યો, સર્વ ક્ષેત્ર સર્વ કાળ, સર્વ ભાવ, સર્વ ભવ, સર્વ દ્રવ્યોના સર્વ ત્રિકાળવર્તી પર્યાયોને એકી સાથે, અનુક્રમ વગર જાણે અને દેખે તે કેવળજ્ઞાન અને કેવળ દર્શનની ઉત્તમતા છે

જેનો વિચાર કેવળ જ્ઞાનીના વચન અનુસાર ન હોય તે નિમિત્તો અને સંજોગો પ્રમાણે ફર્યા કરે છે તેના કહેલા કલ્પિત વિચારો ધર્મ નથી માટે કપોત કલ્પિત સૂત્રો અધર્મરૂપે છે ધર્મનું સ્વરૂપ હમેશાં દરેક સંજોગોમા એકજ પ્રકારનું સ્થિર રહે છે જો કે સર્વથા શુદ્ધ ધર્મનું અનુકરણ ચારિત્ર રૂપે શરૂઆતથીજ જીવનમાં ઉતારી ન શકાય, ચારિત્રમા પ્રગતિ ધીમે ધીમે અથવા વધારે ઝડપથી, શકિત અનુસાર થઇ શકે છે પણ તેનો અર્થ એવો નથી કે પહેલા અશુદ્ધ ધર્મ સ્વીકારવો પછી વધારે વધારે શુદ્ધ ધર્મ સ્વીકારતા જવું. શ્રદ્ધા રૂપે સ્વીકાર તો સર્વથા શુદ્ધ અને સત્ય ધર્મનોજ કરવો જોઈએ તેવો ધર્મ ન મળે ત્યા સુધી પક્ષપાત રહિત **દષ્ટિથી હઠનો** સર્વથા ત્યાગ કરીને, આત્માના ઉદ્ધારની બુદ્ધિથી સત્ય ધર્મની શોધમાંજ રહેવું જોઇએ

હવે આપણે **"ધર્મ"** એવો શબ્દ કયાથી આવ્યો તે જોઇએ તેની ઉત્પત્તિ "ધૃ" ધાતુમાથી થઇ છે ધૃ એટલે ધારણ કરવું. ધરી રાખવું પકડી રાખવું, એટલે દ્રવ્ય ધર્મને પકડી રાખે છે અને ધર્મ દ્રવ્યને પકડી રાખે છે, તે એકમેકમાથી જુદા પડતા નથી એટલે ધર્મ તે દ્રવ્યનો સ્વભાવ છે "ભાવ' "ભૂ" ધાતુમાથી નીકળે છે **"ભૂ"** એટલે હોવું, અસ્તિત્વ ધરાવવુ એટલે જે ગુણોથી, દ્રવ્ય અસ્તિત્વ ધરાવે અને ઓળખાય છે તે દ્રવ્યનો સ્વભાવ છે એટલે ધર્મ=ગુણો, સ્વભાવ, સ્વસમય

દ્રવ્યો છ પ્રકારના છે તેમાંના દરેક પ્રકારમા પોત પોતાનો ખાસ ગુણ હોય છે. તે બધાનુ અહીં વર્ણન થઇ શકે તેમ નથી પરંતુ બે દ્રવ્યને તો ખાસ જાણવા જોઇએ પુદ્ગળ દ્રવ્ય, જેમા વર્ણ ગંધ, રસ, સ્પર્શ, આકાર છે અને જે શબ્દ, રૂપ, પ્રકાશ, અંધકાર, ચક્ષુગ્રાહ્ય પ્રતિબિંબ, તડકો, છાયો, અને પૃથ્વી-પાણી અગ્નિ-વાયુ-વનસ્પતિ અને ત્રસ જીવોના શરીરોરૂપે ગોઠવાય છે તે પુદ્ગળ દ્રવ્યોના પર્યાયો (અવસ્થા) રૂપે છે અને જે દ્રવ્ય જાણે છે, દેખે છે માને છે, આચરણ કરે છે, સુખદુ.ખનો અનુભવ કરે છે તે જીવ દ્રવ્ય છે. આ ગુણ તો

જીવોમાં દેખાય છે અનુભવાય છે તો પછી ધર્મની શી જરૂર છે? જીવના આ બધા વિકારભાવવાળા, અશુદ્ધ મિશ્રિત ગુણો છે તેને શુદ્ધ સ્વરૂપમા લાવવા તે ધર્મનું કાર્ય છે

જીવને જ્ઞાન તથા અજ્ઞાનરૂપે જ્ઞાન છે તે સર્વથા શુદ્ધ થાય તે કેવળ જ્ઞાન. દેખવું સર્વથા શુદ્ધ થાય તે કેવળ દર્શન, સાચી ખોટી માન્યતાના સર્વ દોષો નાશ પામે અને સર્વથા શુદ્ધ શ્રદ્ધા થાય તે ક્ષાયક સમકિત પૌદ્ગલિક સુખ દુ ખનો ભાવ છોડીને અવ્યાબાધ સુખમાં પ્રવૃત્તિ થાય તે આત્મિક સુખ, જીવનો શુદ્ધ સ્વભાવ કેવળજ્ઞાન, કેવળદર્શન, આત્મિકસુખ અને સમદ્રષ્ટિપણુ છે આ શુદ્ધ સ્વભાવ મેળવવા માટે જે પ્રયત્ન કરવામા આવે તે સાચુ વીર્ય (આત્મિક શક્તિ) અને ગુણોની શુદ્ધિ કેળવતા કેળવતા જે સ્થિરતા વધતી જાય તે ચારિત્ર ચારિત્ર એટલે ચર-ગમન, ચારિ-ગમન કરનાર જીવન્તર એટલે સ સારનો પાર કરવો અને સ પૂર્ણ સ્થિરતામા આવવું ચારિત્રનું કાર્ય એ છે કે જીવના સર્વથા શુદ્ધ ગુણોમાં ગમન કરી તેમાં કાયમને માટે સ્થિરતા કરવી,

જીવની અશુદ્ધિનું કારણ પર દ્રવ્ય છે જ્યારે જીવ પોતાના સ્વભાવમાં રહેતો નથી પણ પુદ્ગળોના સ્વભાવમાં રહે છે એટલે પુદ્ગળોના વર્ણ, ગ ધ, રસ, સ્પર્શ અને આકારમાં મૂર્છા પામીને તે અશુદ્ધ સ્વરૂપમાં પરિણમે છે ત્યારે તે વિભાવ ભાવ સ્વરૂપે પુદ્ગળમય બને છે

ધર્મનું કામ આ અશુદ્ધિમાંથી દૂર કરવાનું છે એટલુ જ નહિ પણ ફરીવાર આ અશુદ્ધિમાં ફસાવું ન પડે અને ફરીવાર પૌદ્ગલિક વસ્તુઓની અસર ન પડવી જોઈએ. પરંતુ કોઈપણ દ્રવ્યનું આલ બન લીધા વગર સ્વતંત્ર આત્મિક સુખ કાયમને માટે મળે તે મોક્ષ એટલે કે પુનર્જન્મ કરવા ન પડે અને તે ફરી સ સારીક કાર્યોમાં ફસાવું ન પડે. જે ધર્મમા મોક્ષ ગયા પછી પુનર્જન્મની માન્યતા છે તે મોક્ષના સ્વરૂપથી અજ્ઞાત છે તેથી મોક્ષ માર્ગ બતાવી શકે નહિ, તેથી તે શુદ્ધ ધર્મને લાયક નથી. તર્કથી પણ સાબિત થાય છે કે મોક્ષમાંથી પાછુ આવવું પડતું હોય તે મોક્ષ શા કામનું ?

જે ધર્મ શુદ્ધ છે તે સર્વજ્ઞ કથિત હોવાથી સર્વજ્ઞ દેવ ધર્મના દાતા કહેવાય છે અને તેમનું આયુષ્યાદિ કર્મનો નાશ થવાથી નિરંજન નિરાકાર સિદ્ધ સ્વરૂપ પામે છે. સર્વજ્ઞ દેવે મોહાદિ કર્મ-દુશ્મનોનો નાશ કરેલ હોવાથી અરિહત કહેવાય છે તેથી અરિહંત અને સિદ્ધને જ્યા દેવ તરીકે માન્ય કરેલ નથી ત્યાં ધર્મ હોઇ શકે નહિ કારણ કે જીવના શુદ્ધ સ્વરૂપની ઓળખાણ અરિહત અને સિદ્ધ પદ દ્વારાજ થઈ શકે છે જે વસ્તુનું જાણુપણુ નથી ત્યાં ગમન કેવી રીતે થઇ શકે?

અગાઉ કહ્યા પ્રમાણે જીવન શુદ્ધિ ધીરે ધીરે ગૃહસ્થપણામાં થાય અને ઝડપથી ત્યાગથી થાય તે અવસ્થા નિર્ગ્રંથની છે તેઓ આત્માની શુદ્ધિ માટે જ પ્રયત્ન કરતા હોવાથી અને બીજાને સર્વજ્ઞ કથિત મોક્ષમાર્ગ બતાવતા હોવાથી ગુરુ કહેવાય છે તેથી જે ગુરુઓમા નિગ્રન્થપણું નથી તે ગુરુપણાને લાયક નથી

ધર્મ અથવા ગુણોની સપૂર્ણ શુદ્ધ અવસ્થા સિવાય, કિંચિત મેલી અવસ્થાનો જ્યા શ્રદ્ધાથી સ્વીકાર છે ત્યા ધર્મ નથી કારણ કે ત્યાં ગુણ દોષનો વિવેક નથી તેથી સુધરવાની ભાવનાની હાનિ થાય છે એટલે આગળનો વિકાસ અટકે છે અને એક સદ્ધર અવસ્થાએ ટકી શકાતું નથી તેથી પાછુ પડવું પડે છે

જ્યા દરેક મુદ્દા (અપેક્ષા)એ લઇને વસ્તુનું સ્વરૂપ બતાવાતું નથી પણ એકજ મુદ્દો હઠ તરીકે ગ્રહણ કરવામા આવે છે અને વસ્તુ સ્વરૂપના બધા અવયવો (ભાગો)ને લાગુ પાડવામા આવે છે ત્યાં વસ્તુના સ્વરૂપનો મેળ મળતો નથી તેથી એકાતવાદ ઉત્પન્ન થાય છે અને એકાતવાદીઓ ધર્મ યોગ્ય શિક્ષા આપી શકતા નથી.

ઉપરની હકીકતનો સાર કાઢીને સત્ય ધર્મની શોધ માટે નીચેના મુ ાઓ ઉપયોગી છે :-

૧ જીવના અશુદ્ધ સ્વરૂપમાથી શુદ્ધ સ્વરૂપમા લાવવા માટે, નવ તત્ત્વના યથાર્થ જ્ઞાનની સહાયતા દ્વારા, જ્ઞાન દર્શન, ચારિત્ર અને તપ રૂપી પદ્ધતિસર મોક્ષ માર્ગનુ ધર્મમાં નિરૂપણ હોવુ જોઇએ.

૨. તે ધર્મ સર્વજ્ઞ વીતરાગ અરિહંતે બતાવેલો હોવો જોઇએ.

૩ દેવ અરિહંત ગુરુ નિર્ગ્રંથ અને ધર્મ કેવળજ્ઞાનીનો સત્ય એવી શ્રદ્ધા હોવી જોઇએ.

૪ નિર્ગ્રંથોમા નિરારંભ નિષ્પરિગ્રહપણું હોવું જોઇએ. જેઓ માલ, મિલકત, પૈસો, સોનું, સ્ત્રી વગેરેમાંની એક પણ પરિગ્રહ વસ્તુ રાખે તે ગુરુ કે ધર્મ ઉપદેશક તરીકે લાયક નથી, જ્યાં ધર્મને નામે પૈસો કમાવવાનો છે ત્યા ધર્મ નથી.

૫. ધર્મમાં નિદાન, (નિયાણું, કરણીના ફળનો સોદો) નો અભાવ હોવો જોઇએ.

૬ તત્વમાં પરસ્પર વિરોધ ન હોવો જોઇએ, જેમકે અહિંસા ધર્મમાં ધર્મને બહાને કોઇપણ અંશ માત્ર હિંસા ન થવી જોઇએ.

જ્યારે બ્રહ્મચર્ય, સંયમ, રાગદ્વેષ રહિતપણું, અહિંસાને ગુણો બતાવવામાં આવે છે ત્યારે ભગવાન સ્ત્રી રાખે, ભક્તો માટે માયા કપટ સેવી દુશ્મનોનો નાશ કરે તે કેમ બને ! કારણ કે ભગવાનમા સર્વ ગુણો ઉત્કૃષ્ટ અથવા સર્વથા શુદ્ધ હોવાં જોઇએ.

જેમા શુદ્ધ ગુણો નથી તે બીજાને કેવી રીતે શુદ્ધ ગુણો મેળવવાનો રસ્તો બતાવી શકે ?

અહિંસા ગુણ રાખીને દ્રવ્ય યજ્ઞોમાં થતી હિંસાને કેવી રીતે આવકાર આપી શકાય ?

અયોગીની મૂર્તિ બનાવીને તેમને ભોજ કેવી રીતે ધરી શકાય ?

જ્યાં પૃથ્વીકાયના એક જીવને હણવાથી મોક્ષ અટકે છે ત્યાં મૂર્તિ પૂજામાં થતી હિંસાથી મોક્ષ કેવી રીતે મળે ?

આ બધા તત્વોમા પરસ્પર વિરોધ થાય છે તેથી મોક્ષ મેળવી શકાય નહિ. ત્યા શુદ્ધ ધર્મ સાબિત થાય નહિ.

૭ જ્યાં સ્યાદવાદ, અપેક્ષાપૂર્વક સંશય નાશ થઇ શકે નહિ ત્યા ધર્મ ગ્રહણ અને પાલનનો વિવેક નથી.

૮ સુક્ષ્મ અરૂપી વસ્તુનું જ્યાં યથાર્થ જ્ઞાન નથી ત્યાં ધર્મ નથી, કારણ કે જીવ અને બીજા ચાર દ્રવ્યો અરૂપી છે તે અરૂપી દ્રવ્યોનું યથાર્થ જ્ઞાન સર્વજ્ઞજ બતાવી શકે.

૯ જ્યાં મોક્ષમાથી પાછું આવવાનું છે ત્યાં ધર્મ નથી. કારણુ કે મોક્ષમાથી પુનર્જન્મ તે ધર્મનો હેતુ નાશ કરે છે.

૧૦. જ્યા સંપૂર્ણ સ્વતંત્ર નિરાલંબન સ્વરૂપ મેળવવાની શિક્ષા નથી ત્યાં ધર્મ નથી

૧૧ જ્યા અજ્ઞાન કષ્ટ, ભયંકર તપ હોવા છતાં જીવ અજી· વનું જાણુપણું ન હોવાથી તપની સાથે હિંસા થાય છે ત્યાં ધર્મ નથી.

૧૨. જ્યા સર્વ ગુણો જેમ કે અહિંસા, સંયમ, તપ, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, નિષ્પરિગ્રહપણું, ક્ષમા, સમતા, સરળતા, કોમળતા, સંતોષ, નિરારભપણું વગેરે સર્વ ગુણોનો સર્વથા શુદ્ધપણે શ્રદ્ધા રૂપે સ્વીકાર છે ત્યાજ ધર્મ છે.



# જૈન દૃષ્ટિએ અહિંસા.



અહિંસા એટલે જીવોની હિંસા ન કરવી. તે બધા કહેવાતા ધર્મોને માન્ય છે પણ તેનું ઉત્કૃષ્ટ અથવા સૂક્ષ્મમાં સૂક્ષ્મ સ્વરૂપનું જ્ઞાન અને આચરણ ફક્ત જૈનધર્મમાંથી જ મળી શકશે. અહિંસાના જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ આરાધક જૈન ધર્મમાંથી મળી શકશે. બીજા કહેવાતા ધર્મો ( જૈનેતર મતો )ની અહિંસામાંથી જૈનધર્મની અહિંસાને તારવવાના નીચે પ્રમાણે મુદ્દા છે –

૧. જૈનેતર મતોમા જીવ અને અજીવનું સંપૂર્ણ જાણપણુ નથી જ્યારે જીવોનું બરાબર જાણપણુ નથી ત્યારે રક્ષણ કોનું કરવું? પહેલાં જીવોનું જ્ઞાન થાય તો જ પછી તેઓની દયા પાળી શકાય. જૈન ધર્મમા ત્રસ, સ્થાવર, સૂક્ષ્મ, બાદર, પર્યાપ્ત, અપર્યાપ્ત, સંજ્ઞી, અસંજ્ઞી, દેવતા, મનુષ્ય, તિર્યંચ, નારકી અને તેના પેટા ભેદોથી જીવના ૫૬૩ ભેદ પાડેલા છે વળી તેઓના ઉત્પત્તિસ્થાનો બતાવ્યા છે તે ઉત્પત્તિસ્થાનોના વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અને આકારને આધારે ૮૪ લાખ યોની સ્થાન બતાવ્યા છે, વળી આકાશ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને કાળ એ અરૂપી અજીવો ઉપરાંત રૂપી પરમાણુ પુદ્ગળ અને તેના અનંત ભેદોવાળા સ્કંધો રૂપી અજીવનું વર્ણન છે અને તે બધાનો જીવની સાથે શો સંબંધ છે તે બતાવ્યું છે કે, જેથી અજીવમાંથી જીવ ઓળખી શકાય અને તેમનું રક્ષણ કરી શકાય. આ તો પર-અહિંસા થઈ પણ તેથી આગળ –

૨. જૈન ધર્મમા સ્વ-અહિંસા બતાવી છે કે, જેથી જીવ પોતાના મરણમાંથી પોતાને બચાવીને પોતાનું કાયમને માટે રક્ષણ કરી શકે છે એટલે જન્મ, જરા, મરણ આધિ-વ્યાધિ, રોગ, આકુળતા,

આવેશ વગેરે અનેક પ્રકારના દુઃખોમાથી જીવ પોતાને બચાવી શકે છે. આ કામ **સંવર અને નિર્જરાથી થાય છે. તેનું સંપૂર્ણ સ્વરૂપ ફક્ત જૈનધર્મમાંથી મળી શકશે.** સંવર અને નિર્જરાથી ક્રમથી રાગ અને દ્વેષ તથા દ્રવ્ય કર્મોનો નાશ કરવામાં આવે છે અને છેવટે સર્વથા નાશ થાય એટલે જન્મમરણ વગેરે સર્વ દુઃખોનો નાશ થાય છે. કોઈ જીવ આ કાર્ય એક જ ભવમા કરી શકે છે, કોઇને પંદર ભવ લાગે છે એટલે કે એકથી પંદર ભવમાં આ કાર્ય થઈ શકે છે અને વચમાં ભ્રષ્ટ થાય તો પણ અર્ધપુદ્દગળ–પરાવર્તનની અદર પોતાનુ કામ સાધી શકે છે

૩ જૈનધર્મ સિવાય **નિશ્ચય અહિંસાનું** સ્વરૂપ બીજે ક્યાંય નથી જયારે જીવાત્મા એવી સ્થિતિએ આવે કે તેનાથી હિંસા થઇ શકે જ નહિ ત્યારે તે નિશ્ચય અહિંસાનુ સ્વરૂપ પામે છે તે છે શુદ્ધ અકર્મક આત્મ–સ્વરૂપ અથવા સિદ્ધસ્વરૂપ તે સર્વ સાધક માટે ધ્યેય રૂપે છે **જયાં ધ્યેયની સ્પષ્ટતા નથી ત્યાં વાસ્તવિક ધર્મની પ્રાપ્તિ નથી.** આપણે કોઈ પણ વિદ્યા કે કળા ભણીએ, શીખીએ ત્યાં આપણે શું કરવાનુ છે અને શું મેળવવાનું છે ! એ હેતુ કે ધ્યેય ન જાણુતા હોઇએ તો કોઇ પણ કળા કે વિદ્યા આપણે શીખી શકીએ નહિ, ત્યારે મોક્ષ મેળવવાની પણ એક અધ્યાત્મિક કળા છે ત્યાં જૈન શાસ્ત્રો પુસ્તક છે નિર્ગ્રંથ ગુરુ શિક્ષક છે અને સિદ્ધસ્વરૂપ ધ્યેયરૂપે છે

૪ નિશ્ચય અહિંસાની પ્રાપ્તિ માટે આત્માને કેળવવા માટે **વ્યવહાર અહિંસાનું સ્વરૂપ** પણ સૂક્ષ્મમા સૂક્ષ્મ રીતે જૈન ધર્મમાથી જ મળશે કેવી રીતે સ્વ અને પર **અહિંસાની તાલીમ** લેવી તે અહિં બતાવવામાં આવે છે. આ કામ સાધુના મહાવ્રતો, પાચ સમિતિ, ત્રણ ગુપ્તિ અને શ્રાવકના બાર વ્રતોથી થાય છે. આ પ્રમાણે સચોટ સાધના કોઇ પણ જૈનેતર મતોમા નથી

૫ જૈનધર્મ સિવાય અહિંસાભાવ ( **ભાવ અહિંસા** )નું સ્વરૂપ ક્યાંય નહિ મળે કેટલાંક દ્રવ્ય જૈનો પણ આ સ્વરૂપ પોતાની આત્મ

પરિસ્થિતિમાં ઉતારી શકતા નથી ભાવ અહિંસા, નિશ્ચય અહિંસાની તાલીમ આપે છે તે દુનિયાના (લોકના) સર્વ જીવોને અરૂપી ચૈતન્ય એકત્વની દૃષ્ટિથી સમભાવે જુવે છે પુદ્ગલિક ઋદ્ધિને ન જોતાં કેવલ સર્વ જીવોનું આત્મસ્વરૂપ જુએ છે અને સર્વ જીવો અનંત આત્મિક સુખમાં લીન થઇ જાઓ એવી ભાવના પ્રગટ કરે છે અને સર્વ જીવોના અરૂપી આત્મ પ્રદેશોની સાથે એક રસરૂપ પરિણતિ કરીને પરમ શાંતિનો અનુભવ કરે છે

૬ જૈનધર્મમાં અહિંસાની ખાતર હિંસા કરવાની એટલે કે ધર્મને નામે જરાપણ હિંસા કરવાની છૂટ નથી જેઓ એમ માને છે કે, જૈન ધર્મમાં આવી છૂટ છે તેઓ જૈન ધર્મનું અથવા શુદ્ધ આત્મ-ધર્મનું સ્વરૂપ સમજ્યા જ નથી. કેટલાંક જૈનોએ પોતાના રક્ષણ ખાતર હિંસા કરી છે તે ઉપરથી એમ ન સમજવું કે જૈન ધર્મમાં આવી છૂટ છે કોઇ વ્યક્તિ પોતાના રક્ષણ માટે છૂટ રાખે અથવા પોતાના રક્ષણ માટે લાચારીથી અપવાદ-માર્ગ સેવે પણ પોતે સમજે છે કે, આ છે હિંસા અહિંસા નહિ અને તેને માટે શ્રુત-શ્રુત થયે પ્રાયશ્ચિત્ત પણ લે છે ગૃહસ્થ જીવનવાળા લોકો પોતાની સ્થિતિ, શક્તિ અને વ્યવહારને યોગ્ય છૂટ રાખે છે, એટલે કે સંગ્રામ ખેલનાર રાજાઓ પણ જૈન ધર્મ પાળી શકે છે પણ તેઓ અહિંસાનો આદર્શ તો સમજે જ છે અને સંપૂર્ણ અહિંસાના આરાધક થવાની ભાવના તો ભાવે જ છે અને વ્યવહારની ખાતર પોતાની લાચારી સમજે છે દરેક માણસ પોતપોતાની શક્તિ પ્રમાણે જૈન ધર્મનો આચાર પાળી શકે છે પણ બધા જૈનોનો આદર્શ અને હેતુ તો એક જ છે જેઓ પંચેન્દ્રિય જીવની ઘાતથી પોતાનું ગુજરાન ચલાવે છે અને ભોજનમાં પંચેન્દ્રિય જીવોની ઘાત કરે છે, કરાવે છે, કે અનુમોદે છે તે સિવાય દરેક ધંધાવાળા જૈનધર્મ પાળી શકે છે રાજા અને ખાટકી અને માંસાહારીના હેતુ જુદા જુદા છે તેથી રાજા જૈનધર્મ પાળી શકે છે, અહિંસાભાવ રાખી શકે છે પણ ખાટકી અને માંસાહારી અહિંસાભાવ કેળવી શકતા નથી. ગૃહસ્થીઓ

વ્યવહારમાં અનેક પ્રકારના આરંભસમારંભમા પડેલા હોય છે પણ તેઓ ખરો આદર્શ તો સ્વીકારે જ છે ખરા આદર્શનો સ્વીકાર થાય ત્યાંથી જ જૈનત્વની શરૂઆત થાય છે, જે આત્મા રાગ-દ્વેષ અને કર્મને જીતવાનું કાર્ય કરે છે તે જૈન

૭ આવી અહિંસાની આરાધના કોઇ પણ જૈનેતર મતમાથી નહિ મળી શકે જીવને આત્મવત્ જાણીને તેમની હિંસા, મનથી, વચનથી, કાયાથી (એ ત્રણે જોગથી) કરવી નહિ, કરાવવીનહિ કરતા પ્રત્યે ભલું જાણવું નહિ, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ એ બધાં સીધી તેમજ આડકતરી રીતે હિંસાનાં કારણો છે તેથી તે સર્વેનો મનથી, વચનથી અને કાયાથી ત્યાગ કરવો; વળી ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, પારકી નિંદા, ચાડી, રતિ-અરતિ, ખોટો અથવા છળવાળો ઉપદેશ અને મિથ્યાત્વભાવ આ બધા સીધી કે આડકતરી રીતે હિંસાના કારણો છે માટે તે દોષો મનથી, વચનથી કે કાયાથી સેવવા નહિ, સેવરાવવા નહિ, સેવતા પ્રત્યે ભલું જાણવું નહિ. અહિંસાની આવી આરાધના કરનાર **આદર્શ જૈન સાધુ છે. જૈનેતર મતોમાં આવા સાધુ ક્યાંય મળશે નહિ.**

૮. જૈન ગૃહસ્થ સંસારી કામો કરવાં છતા, થોડો વખત એકાદ કલાક અથવા વધારે તેમાથી નિવૃત્તિ મેળવીને, સ્વ-અહિંસા અને ભાવ-અહિંસાનો અનુભવ કરી શકે છે કે જેથી નિશ્ચય અહિંસાની નજીક આવી શકે છે તેની રીત :-

(૧) **ભાવ સાધુપણું**-સર્વ સંસારી કામો, ઇન્દ્રિયોના વિષયો, અને શરીર ભાવમાથી મનને ખેંચી લઇને પોતાના ચૈતન્ય લક્ષણમાં જ સંતોષ રાખવો અને તેમા લીન થવું

(૨) **ભાવ ઉપાધ્યાયપણું** :- પોતાના ચૈતન્ય-સ્વરૂપમાથી પોતાના ગુણો જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ. વીર્ય, શ્રદ્ધા વગેરે આત્માના ગુણોને અભ્યાસ (પ્રેકટીસ)થી શોધી કાઢવા

(૩) **ભાવ આચાર્યપણું** :- તે બધા ગુણોનું નિર્વિકલ્પ સમાધિ રૂપે એકત્વ કરીને આત્મિક સુખમા લીન થવું આ છે સ્વરૂપ

આચરણ-આમ કરવાથી ચાર ઘનઘાતી કર્મનાશ થાય એવી ભાવનામા લીન થવું.

(૪) ભાવ અરિહંત (અરિહંતના સ્વરૂપમા પોતાના ભાવ) – લોક-અલોકના ઓદાસીનવૃત્તિથી તટસ્થ જ્ઞાતા દ્રષ્ટા થઇને શાંત (સમતા) રસમાં લીન થઈ જવું. આ ભાવના કેળવવા માટે સકલ વિજય રૂપી ધર્મધ્યાનના લોક ઉપરથી લોકનું સ્વરૂપ અને બીજુ અલોકનું સ્વરૂપ આ બધાનું એકી સાથે માધ્યસ્થ દ્રષ્ટિથી અવલોકન કરી પોતાના આત્મ પ્રદેશોમાં સ્હેજ સમતારસમાં લીન થવું

(૫) સિદ્ધ સ્વરૂપમાં આત્મ પરિણતિ :- લોક-અલોકના તટસ્થ જ્ઞાતા દ્રષ્ટા થઇને અનંત આત્મિક સુખમા લીન થવું. પોતાનો આત્મા શુદ્ધ સ્વરૂપમાં છે એવી માનસિક રચના કરી તેમાં લીન થવું પોતાનો આત્મા જાણે કે સિદ્ધિક્ષેત્રમા છે એવું ધ્યાન કરવું.

૬ જૈન ધર્મના સ્યાદવાદથી જૈનેતર એકાંતવાદથી ઉત્પન્ન થતા સર્વ ઝગડા અને અનેક પ્રકારની હિંસાનો અંત આવે છે એટલે જૈન ધર્મનો સ્યાદ્વાદ અહિંસાપોષક છે, તેનું જ્ઞાન બીજે ક્યાંય નથી.

જૈન દ્રષ્ટિની અહિંસા કેળવવામાં શાંતિ ઉત્પન્ન થાય છે, વૈરભાવ ભૂલાઈ જવાય છે, રાષ્ટ્રવાદ અને તજ્જન્ય હિંસા અદ્રશ્ય થાય છે, દુનિયાના સર્વ જીવો સાથે મૈત્રી કેળવાય છે, અને સર્વ વિગ્રહનો અંત આવે છે માટે પોતાનું બહુ ઇચ્છનારે કદાગ્રહ અને મિથ્યાભાવનાનો ત્યાગ કરીને આ પ્રત્યક્ષ દેખાતો લાભ જૈન ધર્મમાંથી લઈ લેવો જોઈ આ લાભ પરંપરાએ આત્માનો વિકાસ કરનારો તો નિઃશંસ છે જ

❀

# શ્રી મહાવીર પ્રભુની અહિંસા.

*

બધા મત–મતાતરો અહિંસાને પ્રધાનપદે મૂકે છે, વેદ 'મા હિસ્યાત્ સર્વ ભૂતાનિ' કહે છે, ક્રીશ્ચીયન 'Thou Shalt not kill' માને છે, મુસ્લીમ પક્ષ 'ખેર, મેર અને બદગી' સ્વીકારે છે. પરતુ જ્યા જોશો ત્યા માસાહાર, મારે તેની તલવાર, ભીષણ યુદ્ધ, પશુ હોમ, લાલસાતૃપ્તિ વગેરે ધર્મને નામે દેખાય છે ત્યારે મહાવીર પ્રભુની અહિંસા અનોખી, અદ્ભૂત અને સમતા–રસમય છે અને તેમના અનુયાયી માટે તેવી જ અહિંસા છે માટે તેમની જયતી વખતે પ્રકાશમા મૂકવી જરૂરી છે.

**ધ્યાનદશામાં**–. સગમ દેવતા ભયકર પશુ–પક્ષીના રૂપો વૈક્રિય કરી ઉપસર્ગ કરે છે, આગ અને રેતીથી પરિષહ આપે છે, છેવટે થાકીને અપ્સરાઓના રૂપ વિક્રોવીને મોહ પમાડવાની કોશિશ કરે છે અને જ્યારે તે હારી ગયો ત્યારે મહાવીર પ્રભુ વિચારે છે કે 'બિચારો ઘણો કાળ મારી સાથે રહ્યો છતા ધર્મ પામવાને બદલે અનત અનત પાપ કર્મો બાધ્યા તેથી સસાર–ભ્રમણમા દુ.ખી થશે એવી રીતે જેના માટે હિત બુદ્ધિ અને કરૂણા ધારણ કરી

**દૃષ્ટિવિષધારી**'– ચડકૌશિક નાગે જંગલની આસપાસનો કેટલોએ ભાગ ઉજ્જડ કર્યો પણ દુનિયાના જીવોના રક્ષણ માટે તથા નાગને સસાર–ભ્રમણમાથી બચાવવા નાગના ડખનો પરિષહ સહન કર્યો પણ અતિશયયુક્ત શરીરને કયાંથી બાધા ઉપજે ? નાગ થાકીને વિચાર કરે છે ત્યારે પ્રભુ બોધ આપે છે ત્યારે જાતિસ્મરણ જ્ઞાન થાય છે એટલે ક્રોધનું પરિણામ જોઇને પસ્તાવો કરીને અનશન કરે

છે અને કીડીઓનો પરિષહ સહન કરીને ૧૫ દિવસમાં ૮ મે દેવલોક જાય છે આ છે મહાવીર પ્રભુની દયા !

ગોવાળીયાઓએ કાનમાં ખીલા ઠોક્યા પણ ધ્યાનથી ચલિત થયા નહિ પણ અહિંસાના, શાંત–રસમાં જ રહ્યા. બીજા દેવતાએ પરિષહ ઉપસર્ગ સમભાવે સહન કર્યાં, ગોશાળાએ બે સાધુને તેજો લેશ્યાથી બાળ્યા પણ પ્રભુ સમભાવમાં રહ્યા. આ છે શ્રી મહાવીર પ્રભુની અદ્‌ભૂત અહિંસા. હવે અહિંસા તત્ત્વનું કેટલીક દ્રષ્ટિથી વર્ણન કરીએ.—

આગમ પ્રમાણ અહિંસા – (૧) ત્રસ કે સ્થાવર, સૂક્ષ્મ કે બાદર, પર્યાપ્ત કે અપર્યાપ્ત કોઈ પણ જીવની, મનથી, વચનથી, કાયાથી હિંસા કરવી નહિ, કરાવવી નહિ અને હિંસા કરતાં પ્રત્યે ભલુ જાણવું નહિ. તે પણ ત્રૈકાલિક એટલે ભૂતકાળની હિંસાનું પ્રાયશ્ચિત્ત, વર્તમાન અને ભવિષ્યની હિંસાની બંધી (૨) બીજું કોઈ પણ જીવના ભાવ પ્રાણનું નુકશાન કરવું નહિ એટલે તેમને રાગદ્વેષ થાય એવું કોઈ કામ કરવું નહિ અને કોઈ પણ જીવ ઉપર રાગ–દ્વેષ કરવો નહિ. (૩) અહિંસા ભાવ ધારણ કરવો, એટલે અરૂપી એકત્વથી સર્વ જીવને જોવા. આ છે આદર્શ અહિંસા

પ્રત્યક્ષ પ્રમાણ અહિંસા –કંચન–કામિની આદિ નવ પરિગ્રહ રહિત પાંચ મહાવ્રત ધારી સાધુ અહિંસાનું પ્રત્યક્ષ પ્રમાણ છે અહિંસાભાવ તે જ્ઞાનાનંદ સમતારસમય અરૂપી એકત્વ છે

અનુમાન પ્રમાણ અહિંસા –જો કોઈ જીવને જોઈને યત્નાથી રક્ષણ કરતાં ચાલે, નિર્દોષ આહાર–પાણી લે, ઉઘાડે મોઢે બોલે નહીં ફક્ત મોક્ષ માર્ગની જ વાત કરે તો અનુમાનથી સમજવું કે તે અહિંસા તત્ત્વમાં છે

ઉપમા–પ્રમાણ –અહિંસા પોતાના સ્વરૂપનું રક્ષણ કરે તેથી માતા–પિતા સમાન છે, સુખરૂપ છે, વાત્સલ્યસ્વરૂપ છે, અહિંસામય તત્ત્વો જ

સત્ય છે તેથી અહિંસા સત્ય સ્વરૂપ છે, કોઇ જીવના પ્રાણુની ચોરી ન કરવાથી અચૌર્ય સ્વરૂપ છે. અહિંસા ભાવ—જ્ઞાન—આનંદ આત્મ રમણુતામાં રાખે છે તેથી બ્રહ્મચર્ય સ્વરૂપ છે, સમભાવ લાવવાથી અહિંસા નિર્મમત્વ નિષ્પરિગ્રહ સ્વરૂપ છે, સર્વ જીવને શાંતિમાં રાખનાર હોવાથી ક્ષમા સ્વરૂપ છે આવી રીતે ૧૦ યતિ ધર્મની પોષક હોવાથી તદ્ ધર્મમય (ધર્મ સ્વરૂપ) છે.

## સાત નય દૃષ્ટિએ અહિંસા

**નિગમ નયની અહિંસા :**–અંશથી અહિંસા પાળે એટલે દેશ વિરતિ નિયમો પાળે તેટલી પણ અહિંસા છે અને જેટલી નથી પળાતી તેટલી હિંસા સમજવી સંકલ્પથી પણ હિંસા કે અહિંસા થાય હિંસાના શસ્ત્રો (કારણ)ને કાર્ય માનવામાં આવે તેથી હિંસાના શસ્ત્રો અને શાસ્ત્રો રાખનાર હિંસક છે આ નયમાં **દ્રવ્ય પ્રાણનો નાશ તે હિંસા** છે કારણ કે બાહ્ય દેખાવ દ્રવ્ય પ્રાણથી જીવને ઓળખાય છે.

**સંગ્રહ નયની અહિંસા .–સર્વ જીવને પોતાના જીવ જેવા જાણવા તે.**

**વ્યવહાર નયની અહિંસા** –નવ કોટિએ સર્વ જીવની હિંસાના **પ્રત્યાખ્યાન.**

**ઋજુસૂત્ર નયની અહિંસા :–અનુકંપા** ભાવ તેમાં બીજાના દુઃખથી દુ.ખી થવું તે વ્યવહાર નયમા જાય છે અને **સમતા ભાવમાં** લીન રહેવુ તે ઉપરના નયોમા જાય છે

**શબ્દ નયની અહિંસા** .–કોઇ જીવના ભાવ પ્રાણ, જ્ઞાન દર્શન, સુખ, શકિતને બાધા પહોચે એટલે તેમને **રાગ–દ્વષના પરિણામ થાય એવું કોઇ કાર્ય કરવું નહિ.**

**સમભિરૂઢ નયની અહિંસા** '–કોઈ જીવ ઉપર રાગ–દ્વેષ કરવો નહિ, **અહિંસાભાવ, સમભાવ, શાંતરસમાં રહેવું.**

એવભૂત નયની અહિંસા :–સંપરાય–ક્રિયા રહિત આત્મ-રમણુતા કે જ્યાં પુનર્ભવનો સંભવ રહેતો નથી તે ગુણસ્થાન ૧૨, ૧૩, ૧૪, સિદ્ધસ્વરૂપ અશરીરી હોવાથી સંપૂર્ણ અહિંસા સ્વરૂપ છે

## ૪ નિક્ષેપ દૃષ્ટિએ અહિંસા.

નામ અહિંસા :–અહિંસા એવી નામ સંજ્ઞા

સ્થાપના અહિંસા –અહિંસાની લિપિ સ્થાપના.

દ્રવ્ય અહિંસા :–૧ આગમથી દ્રવ્ય અહિંસા–ઉપયોગ વગર આગમપૂર્વક દ્રવ્ય અહિંસાનું પાલન. ૨. નો–આગમથી દ્રવ્ય અહિંસા તેના ત્રણ ભેદ.—(૧) જ્ઞ-શરીર–અહિંસામય જીવન જેનું હતું તેવા સાધુનું મૃતક શરીર. (૨) ભવ્ય શરીર–ભવિષ્યમાં અહિંસામય જીવન જીવશે એવા ચરમશરીરી જીવ. (૩) તદ્-વ્યતિરિક્ત.–તેનાં ત્રણ ભેદ—(૧) લૌકિક અહિંસા–અપયશની બીકથી જેટલી અહિંસા રાખવી પડે તે. (૨) લોકોત્તર અહિંસા–પરમાર્થની દૃષ્ટિ વગર અહિંસા પાળનાર સાધુ (૩) કુપ્રાવચન.–કોઈને દુઃખી જોઈને તે ન સહન થવાથી અસીલાદિ શસ્ત્રથી તેને મારી નાખવું એવી ઉંધી સમજ કુપ્રાવચન અહિંસા છે તે અહિંસા નથી પણ હિંસા છે ધર્મને નામે હિંસા કરવી અને અહિંસા માનવી તે પણ કુપ્રાવચન છે

ભાવ અહિંસા – ૧. આગમથી, ભાવ અહિંસા, જ્ઞાન અને ઉપયોગ પૂર્વક અહિંસા–ભાવથી જીવનું રક્ષણ ૨. નો–આગમથી ભાવ અહિંસા :– અહિંસામય જીવ તેમનું ઉત્કૃષ્ટ શુદ્ધ સ્વરૂપ અરિહંત અને સિદ્ધ. ૩ નો–આગમથી ભાવ અહિંસામાં પરિણતિ – અહિંસા ભાવ જ્ઞાન–આનંદ સ્વરૂપમાં લીન રહેનાર જીવ.

વ્યવહાર અહિંસા – શ્રાવક તેમજ સાધુ પોત-પોતાનો અહિંસા–યુક્ત વ્યવહાર પાળી જીવનું રક્ષણ કરે.

નિશ્ચય અહિંસા – સમકિત, સર્વ-વિરતિ, અપ્રમાદ. અકષાય અને અયોગ. તેનું ઉત્કૃષ્ટ સ્વરૂપ ૧૪માં ગુણસ્થાને પહોંચે છે

**દ્રવ્યથી** :- સર્વજીવોનું રક્ષણ **ક્ષેત્રથી**-કોઇપણ ક્ષેત્રમાં હિંસા કરવી નહિ. **કાળથી**-જઘન્ય અંતમુહૂર્ત, ઉત્કૃષ્ટ યાવજ્જીવન. **ભાવથી-અહિંસાભાવે સ્વ-પરની પરમાર્થ હિતબુદ્ધિ** રાખવી **મૈત્રી-ભાવના, કરૂણાભાવના, અનુકંપાભાવના. અરૂપી એકત્વ ભાવના.** સામાન્યથી અહિંસા તે શ્રાવકની. વિશેષ અહિંસા તે સાધુની. દ્રવ્ય તે અહિંસાનું દ્રવ્ય તે આત્મા છે. ભાવ તે અહિંસા આત્માની શુદ્ધ પરિણુતિ છે તેની તારતમ્યતાથી **ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષાયક ભાવ** ઉપજે છે

અહિંસાનું સ્વરૂપ જાણુવાનો પ્રથમ પાયો છકાય જીવની જાતો જાણુવી, સર્વ જીવોનું સ્વરૂપ જાણ્યા વગર કોની દયા પાળવી? વળી અજીવનું સ્વરૂપ જાણ્યા વગર અજીવમાંથી જીવને કેવી રીતે તારવવા? માટે અજીવનું સ્વરૂપ જાણ્યા વગર અહિંસા ધર્મ પાળી શકાય નહિ

સંવર, નિર્જરા અને મોક્ષ તત્ત્વ જાણ્યા વગર અહિંસાનો હેતુ અને ભાવ જાણી શકાતો નથી અને તે તત્ત્વોને તારવવા માટે બીજા તત્ત્વ પણુ જાણુવા જોઇએ માટે અહિસા ધર્મના ઇચ્છુકે પહેલાં છકાયના બોલ શીખવા પછી નવતત્ત્વ જાણુવા, કારણુ કે અહિંસામાં જ્ઞાનની જરૂર છે તેની પ્રતીતિ માટે અને ધ્યેયના નિર્માણુ માટે શ્રદ્ધાની જરૂર છે અને અહિસાને વર્તનમા મૂકવાથી ચારિત્રની ઉત્પત્તિ થાય છે અને હિસા પ્રવૃત્તિ તેમજ હિંસા ભાવ ઉપર અંકુશ મૂકવાના પ્રયત્નથી તપ ઉપજે છે અને આત્મ-શકિતનો મોક્ષ-માર્ગમાં ઉપયોગ થવાથી પંડિત વીર્ય ઉપજે છે તે અપેક્ષાઓથી જોતાં અહિસા જ્ઞાન-દર્શન-તપ-વીર્ય યુકત છે

❀

# સાધુનુ સ્વરૂપ



આત્મા—ફક્ત આત્માનું જ સાધન કરે તે સાધુ એટલે કે આત્માની શુદ્ધિ, શોધન કરીને ફક્ત શુદ્ધ નિરંજન નિરાકાર પરમાત્મ સ્વરૂપ ( સિદ્ધ સ્વરૂપ ) પ્રગટ કરવામા મન-વચન અને કાયાના યોગો પ્રવર્તાવે તે સાધુ આત્માનું સાધન અંશથી શ્રાવક ગૃહસ્થો પણ કરે છે પણ તેઓ સાંસારિક કાર્યો પણ કરતા હોવાથી તેઓ સાધુ કહેવાતા નથી. સાધુ મનથી આર્તધ્યાન અને રૌદ્રધ્યાન એ બે અશુભ ધ્યાનનો ત્યાગ કરીને ધર્મધ્યાન અને શુક્લ ધ્યાનમા રહે છે, વચનથી ભાષા સમિતિપૂર્વક ફક્ત મોક્ષ મેળવવાનો એટલે સિદ્ધ સ્વરૂપ પ્રગટ કરવાનો ઉપદેશ આપે છે અને કાયાનો એવી રીતે ઉપયોગ કરે છે કે કોઈપણ જીવની હિંસા ન થાય, અણદીધેલ કંઈપણ લે નહિ, કોઈપણ પ્રકારનું મૈથુન સેવે નહિ, સાંસારિક કોઈપણ વસ્તુ (એટલે કે સાધુધર્મને યોગ્ય ઉપકરણ સિવાયની) પોતાની પાસે રાખે નહિ અને પાંચ ઇંદ્રિયોને વશ રાખે એઓનું વર્તન ઉપર પ્રમાણે નથી પણ તેઓ પોતાને સાધુ તરીકે ઓળખાવે છે, સાધુનો વેશ ધારણ કરે છે અને પોતાનો તથા દુનિયાના જીવોનો સંસાર વધારવાનું કામ કરે છે તેઓ વાસ્તવ સાધુ નથી છતાં અજ્ઞાની જીવો તેમને સાધુ માને છે તેથી તે ભ્રમ ટાળવા માટે સાધુનો અને કુસાધુનો ભેદ નિક્ષેપાથી બતાવવામાં આવે છે

સાધુના ૪ નિક્ષેપ — ૧ નામ સાધુ, ૨ સ્થાપના સાધુ, ૩ દ્રવ્ય સાધુ, ૪ ભાવ સાધુ જેનામાં ભાવ સાધુપણું નથી તેનામા બીજા નિક્ષેપા હોય છતા પણ ભવ સમુદ્રમાંથી તરવાને તેઓ શક્તિમાન નથી. બાહ્યથી સર્વથા શુદ્ધ દેખાતો પંચ મહાવ્રતધારી દ્રવ્ય સાધુ બીજાને ક્વચિત તારી શકે પણ પોતે પરમાત્મસ્વરૂપ પામી ન શકે

**૧ નામ સાધુ**.– ૧ સાધુ એવી નામ સંજ્ઞા ગૃહસ્થીમાથી તારવાને માટે તેમજ સંજ્ઞા પ્રમાણે ભાવ કેળવવા માટે ઉપયોગી છે. ૨ કોઇ માણુસનું નામ તેની ફૂઇએ સાધુ પાડ્યું હોય તો તેમાં સાધુના ગુણ ન હોવાથી તે સેવા કરવા યોગ્ય નથી

**૨ સ્થાપના સાધુ**.– ૧ કોઇ માણુસ ઘણી સાદાઇથી રહે, પરોપકારના કામ કરતો દેખાય, બાહ્યથી દેખાતા લૌકીક સદાચાર (નીતિ)મા રહેતો હોય તેને સ્વાર્થની ભ્રાંતિથી અથવા ગાડરીયા પ્રવાહથી લોકો સાધુ તરીકે માને પણ તે સાધુ તરીકે વંદન, નમસ્કાર કે સેવા કરવાને માટે યોગ્ય નથી કારણ કે તે પાચ મહાવ્રતધારી નથી તેથી પોતે સંસારનો પાર પામી શકે નહિ તેમજ બીજાને તારી શકે નહિ ૨ સાધુનો ફોટો, સાધુની મૂર્તિ તે પણ સ્થાપના સાધુ કહેવાય પણ તેમા જીવ નથી તેથી સાધુના ગુણ નથી તેથી તે પૂજનિય વંદનિય નથી ૩ કોઇપણ વસ્તુને સાધુ તરીકે સ્થાપી હોય તો તેમા સાધુના ગુણ નથી તેથી ભક્તિ કરવા યોગ્ય નથી ૪ સાધુ એવી અક્ષર (લિપિ) માં સ્થાપના વાચવા માટે ઉપયોગી છે

**૩ દ્રવ્ય સાધુ**.– તેના બે ભેદ– ૧ આગમપૂર્વક દ્રવ્ય સાધુ, ૨ નોઆગમપૂર્વક દ્રવ્ય સાધુ.

**આગમપૂર્વક દ્રવ્ય સાધુ** – ૧ તે ખરા સાધુની બધી ક્રિયાઓ કરે છે, મોક્ષ માર્ગનો ઉપદેશ આપે છે, પાચ મહાવ્રતોને પણ પાળે છે, હિંસા ન થાય એવી રીતે ચાલે છે, બોલે છે, નિર્દોષ આહાર–પાણી લે છે પણ તેને આત્મભાવનો સાક્ષાત્કાર નથી તેથી તે વ્યવહારથી ખરો સાધુ છે પણ તે આત્મભાવ વગર મોક્ષ મેળવી શકે નહીં, પણ સર્વજ્ઞના બતાવેલા માર્ગનો ઉપદેશ આપીને બીજાને તારી શકે છે આ સાધુ વ્યવહારથી સેવા કરવા યોગ્ય છે આ ભેદમાં ભવિ પણ હોય અને અભવિ પણ હોય તેની ખાત્રી સર્વજ્ઞ સિવાય કોઇ કરી શકે નહિ તેથી તે ખરા સાધુ તરીકે ગણાય છે પણ સર્વજ્ઞના

વચનથી ખબર પડી જાય કે તે અભવિ છે તો પછી કોઈ સાધુ કે શ્રાવક તેને ખરા ભાવથી સેવે નહીં. ૨ સાધુ સંબંધીના શાસ્ત્રોનો ઉપયોગ વગર અભ્યાસ કરે તે પણ દ્રવ્ય સાધુ કહાય. આ ભેદ પણ (૧) ભેદમા અંતર્ગત થઈ શકે છે આવા સાધુ ભવ્ય હોય તો આગળ વધી સમકિત મેળવી મોક્ષ જાય છે

**નોઆગમથી દ્રવ્ય સાધુ** – તેના ત્રણ ભેદ-૧ જ્ઞ શરીર, ૨ ભવ્ય શરીર, ૩ તદ્વ્યતિરિક્ત. નો આગમથી જ્ઞ શરીર દ્રવ્ય સાધુ -? આ છે સાચા સાધુનુ શબ, તેમાં જીવ નથી તેથી ગુણ નથી એટલે પૂજનીય, વંદનીય, અર્ચનીક નથી પણ સાધુની મહત્ત્વતા માટે તેમજ ધર્મ પ્રભાવના માટે તે શબને માંડવી વિગેરેમાં બોઠવીને ગૃહસ્થો વિધિપૂર્વક અગ્નિ સંસ્કાર કરે છે

**નોઆગમથી ભવ્ય શરીર દ્રવ્ય સાધુ** – જે માણસ ભવિષ્યમા સાધુ થવાનો છે તે આ ભેદમાં આવે છે પણ વર્તમાનમા તેનામાં સાધુના ગુણો ન હોવાથી વંદનીક, પૂજનીય. અર્ચનીય નથી.

**શરીર વ્યતિરિક્ત નોઆગમથી દ્રવ્ય સાધુ**–તેના ત્રણ ભેદ –૧ લૌકીક, ૨ લોકોત્તર, ૩ કુપ્રાવચન. લૌકીક સાધુ–આ માણસને સાધુનો વેશ નથી પણ સ્થાપના નિક્ષેપાના પહેલા ભેદ જેવો છે તેથી પૂજનીય નથી.

**લોકોત્તર નોઆગમથી દ્રવ્ય સાધુ**:– (૧) દ્રવ્ય સાધુના જેવો હોય પણ સમ્યગ્દર્શન એટલે આત્મભાવ નથી. (૨) ખરા સાધુના વેશમા હોય પણ સર્વજ્ઞ પ્રણિત શાસ્ત્રો અનુસાર તેનો ઉપદેશ નથી, કંઈક સંસાર માર્ગ બતાવે અને ક્વચિત્ મોક્ષ માર્ગ બતાવે, તો જેને મોક્ષ માર્ગ જાણવો હોય તેણે આવા સાધુનો ઉપદેશ સાંભળવો નહિ તેમજ મોક્ષાર્થે તેની ભીતકુલ સેવા કરવી નહિ. (૩) ખરા સાધુના વેશમાં હોય પણ તેની બધી માન્યતા સર્વજ્ઞના કથન અનુસાર નથી તેથી નિન્હવ છે ખરો ધર્મ વમેલો છે, આપ

થયેલ છે, વળી સાધુના વેશમાં હોવાથી તેમજ કંઇક સાચું ને કઇક ખોટું સમજાવે તેથી મુમુક્ષુ જીવો માટે ખતરનાક છે માટે આવા સાધુનો ત્યાગ કરવો (૪) ખરા સાધુના વેશમાં હોય પણ ૩૬૩ પાખંડી મતોને સર્વજ્ઞ કથિત ધર્મની સમાન ગણે, આ જીવ મિશ્ર ગુણસ્થાનવાળો ગણાય તેથી મુમુક્ષુ જીવોએ તેનો ત્યાગ કરવો તેની મિથ્યા પરૂપણાનો એક મુદ્દો એવો છે કે સ્યાદવાદની અપેક્ષાએ મિથ્યાત્વીઓ અંશથી સાચા છે માટે સર્વ ધર્મ સરખા છે પણ તે સ્યાદવાદનુ કે નયોનુ ખરૂં સ્વરૂપ સમજતો નથી કોઇપણ એક નય એક અપેક્ષાથી ખરી હોય પણ તેજ નયને પકડી રાખવાથી અને બીજી નયોનો નિષેધ કરવાથી ઘણો અનર્થ ઉપજે છે એટલુ જ નહિ પણ ધર્મનું ખરૂ સ્વરૂપ સર્વથા બદલાઇ જાય છે. દાખલા તરીકે હાથીની પુંછળી સર્પ જેવી છે એટલે કે હાથીના શરીરના પુછડીરૂપી અંશમા સર્પનો આકાર છે, છતાં જો કોઇ એમ કહે કે હાથી સર્પ જેવો છે તો તેને લોકો દિવાનોજ કહે વળી સર્પ હાથીની પુંછડીનું કામ કરતો નથી તેમજ હાથીની પુંછડી સર્પનુ કામ કરતી નથી એવીજ રીતે ૩૬૩ પાખંડી મતો સર્વજ્ઞ કથિત સૂત્રો કે આચારનુ કામ કરતા નથી તેમજ સર્વજ્ઞ કથિત સૂત્રો કે આચાર, પાખંડી મતોના શાસ્ત્રો કે આચારનું કામ કરતા નથી. કોઇ શબ્દોમા સામ્યતા દેખાય છે પણ તે શબ્દો તો ભાડુતી છે તેથીજ આચાર વિચારમા ભયકર ભિન્નતા દેખાય છે વળી દ્રવ્યોનું સુક્ષ્મમાં સુક્ષ્મ સ્વરૂપનો અભાવ જેમા છે તે શાસ્ત્રો કેવી રીતે મોક્ષ તત્ત્વ સુધી પહોચાડી શકે ? માટે મોક્ષાર્થી જીવો માટે તો ફકત સર્વજ્ઞ વીતરાગ કથિત શાસ્ત્રોજ ઉપયોગી છે જ્યા ખરો માર્ગ છે ત્યા જરા પણ કચાશ રહી જાય તો પણ પડવાપણુ થાય છે જેમકે ગુણસ્થાન ૧૧, ત્યારે કંઇક સાચુ અને કંઇક ખોટુ- જે આચાર વિચારમા છે તે કેવી રીતે મોક્ષ માર્ગમા લઇ જાય ? માટે, મુમુક્ષુ જીવોએ આવા સાધુઓનો ત્યાગ કરવો (૫) કેટલાક વેશધારી સાધુ અહિંસાની આરાધના હિંસાથી બતાવે છે અપવાદ માર્ગ કોઇએ સેવ્યો હોય તેને ઉત્સર્ગ માર્ગમા ઘસડી જાય છે સૂત્રના શબ્દોને મરોડ આપીને પોતાની ઇચ્છા પ્રમાણે અર્થ

# ૯ જીવન–સૌરભ

આજનું પ્રવચન સુવાસિત–જીવન વિષય પર યોજાયું છે સુગંધમાં એક પ્રકારનું આકર્ષણ છે માનવ–મનમાં સુવાસ–સુગંધ તરફ ખેંચાણ છે ગુલાબમાં કાંટા છે છતાં પણ એની લોકપ્રિયતા જગ–જાહેર છે કારણ કે એમાં મધુર સુવાસ છે એટલા માટે જ તો દુનિયા કાંટામાં ફસાઈને પણ ગુલાબને લેવા દોડી જાય છે દુનિયા સુગંધ પ્રિય છે એટલા માટે તો તમે દૂધમાં પણ સેંટ નાખો છો સેંટ નાખ્યા પછી એનો સ્વાદ પણ બદલાઈ જાય છે તેથી તમે એનું નામ પણ બદલી નાખ્યું છે તમે એને દૂધ નહીં પણ દૂધ–કોલ્ડ્રીંક કહો છો. સુગંધે જ તો આ નામ ને કિંમત બન્ને બદલી નાખ્યા આ સુગંધ જ્યારે મિઠાઈમાં પણ નખાય છે ત્યારે એનો સ્વાદ વધી જાય છે

સ્વાગત–સમારોહમાં પણ સુગંધિત પદાર્થોનો ઉપયોગ કરવામાં આવે છે એક જમાના પોતાને ત્યાંના મંગળ પ્રસંગોમાં સમાજના ભાઈઓને પોતાને ઘેર નિમંત્રે છે અને ઇત્ર–પાન કરે છે આટલી તો મને ખબર નથી અનુભવ પણ નથી પણ મધ્ય–ભારતમાં આ પરંપરા ઘણા વખતથી પ્રચલિત હતી અતિથિઓનું સ્વાગત ઇત્ર અને પાનથી કરવામાં આવતું હતું.

આજે તો યુગ પલટાયો છે પોષાક પણ બદલાયો છે તેમ સભ્યતા અને રીત રિવાજો પણ પરિવર્તન પામ્યાં છે આજે તો સ્વાગતમાં સર્વ પ્રથમ સેંટના પ્યાલા આવે છે મહેમાનોને બીજી ચીજ ભલે ખવડાવવામાં આવે પણ સ્વાગતમાં સેંટ ન આવી તો એ સ્વાગત અધૂરું જ લેખાશે. તમારા મહેમાનો પણ ખિન્નતા અનુભવશે. તેઓ તમને મોઢે કંઈ નહીં કહે પણ બીજાને તો જરૂર કહેવાના જ કંજૂસને ત્યાં ગયા પણ એણે તો સેંટનો એક પ્યાલો ય પાયો નહીં પરંતુ પ્રાચીન ભારતની પરંપરામાં

સ્વાગત-સભારંભોમાં સુગંધિત પદાર્થોનું મહત્ત્વપૂર્ણ સ્થાન હતું. કારણ કે ખૂશબૂ-સુગંધનો લીધે હૃદયમાં એક પ્રકારનો અનુભવ થાય છે.

સુગંધ માનવને પ્રિય હોય એમાં શું આશ્ચર્ય? આજે તો માનવ જ્ઞાન અને વિજ્ઞાનના ક્ષેત્રમાં ઘણો આગળ વધી ચૂક્યો છે. પણ સભ્યતા અને સંસ્કૃતિથી દૂર વસતો પેલો ઝેરીલો ભયંકર-કાળા સાપ પણ સુવાસ પ્રિય હોય છે એટલે જ તો એ ચંદનથી લપેટાયેલો રહે છે. સાપ જેવું પ્રાણી પણ જ્યારે સુગંધને આટલો પ્યાર કરે છે ત્યારે માનવ કરે તો એમાં આશ્ચર્ય જેવું શું છે?

કલ્પના કરો, એક આદમી બે શીશીઓ લઈ તમારી પાસે આવ્યો. એકમાં અત્તર ભર્યું છે અને બીજામાં ગટરનું ગંદુ પાણી. આગંતુક વ્યક્તિ એ બન્ને શીશામાંથી એક તમને દેવા ચાહે છે. તમે કઈ શીશી લેશો? કહેવાની જરૂરત નથી. કારણ કે તમારો હાથ તો પેલી અત્તરની શીશી તરફ જ આગળ વધશે. આ પરથી એ નિશ્ચિત થાય છે કે તમે પણ સુગંધ પ્રત્યે આકર્ષણ ધરાવો જ છો. સુગંધમય પદાર્થો અગર તમને પ્રિય છે તો જીવન-ક્ષેત્રમાં પણ તમને સુવાસિત જીવન પ્રિય હશે જ. જેનું જીવન સુગંધમય છે, એને હજારો, લાખો વર્ષો વીતી ગયા પછી પણ લોકો ભૂલી શકતા નથી. શ્રીરામનું જીવન સુવાસિત-જીવન હતું. એનામાં સદાચાર અને મર્યાદાની સુગંધ ભરી પડેલી હતી. જ્યારે રાવણનું જીવન ગંદકીથી ભરાયેલું હતું. અસદાચારની દુર્ગંધે એના જીવનને ઈતિહાસમાં કલંકિત બનાવ્યું છે. એટલે રાવણ તો લાખો વખત મર્યો છે. પ્રતિવર્ષ દશેરા ઉપર મરે છે. એટલે એ ઓછામાં ઓછો ચોર્યાસી લાખ વાર જરૂર મર્યો છે. આ એના જીવનની બુરાઈ-ગંદકી છે, જે કાળના લાંબા પ્રવાહ પછી પણ ધોવાઈ શકી નથી.

કહેવાય છે કે રામને હાથે રાવણનું મૃત્યુ થયું. પણ એ તો એના સ્થૂળ દેહનો અન્ત હતો. એનો આત્મા તો ક્યારનોય મરી ચૂક્યો હતો. સાચું તો એ છે કે રાવણને રામે નહીં પણ કામે (કામ-વાસનાએ) માર્યો હતો. એની દુર્વાસના અને મનમાની ગંદકીએ જ એને મૃત્યુને ભેટાવ્યો હતો. રાવણનો આત્મા જો મર્યો ન હોત અને એનામાં સદાચારની જ્યોતિ ઓલવાઈ ન હોત તો એક રામ તો શું પણ હજાર રામ પણ એ રાવણને મારી શકત નહીં. ખરું તો એના જીવનની વાસના જ એને ખાઈ ગઈ અને લાખો વર્ષો પછી પણ એની બદબૂ લોકોના મગજમાંથી ભૂસી શકાઈ નથી.

જીવનની આવી જ ગડી છોડીને દુર્યોધન પણ સંસારથી વિદાય પામ્યો હતો. મહાભારતના યુદ્ધમાં એના નવ્વાણુ ભાઈઓ અનંતકાળ માટે સૂઈ ગયા હતા. દુર્યોધનનો સાથળ ભીમની ગદાથી ભાંગી ચૂક્યો હતો. જીવનની છેલ્લી પળોમાં દુર્યોધનને જોઈ કૌરવ દળમાં નિરવ-શાંતિ છવાઈ ગઈ હતી. સર્વત્ર ઊંડી નિરાશા વ્યાપી ગઈ હતી. દુર્યોધન પોતાના જીવનનો મોટામાં મોટો પરાજય લઈને દુનિયાથી વિદાય થઈ રહ્યો હતો. તે જ વખતે એના થોડાક સાથીઓએ અશ્રુભરી આંખોએ કહ્યું – આ જીવન-દીવડો હવે વિરામ પામી રહ્યો છે અને તમારા જતાંની સાથે જ કૌરવકુળનો દીપક સદા માટે અસ્ત થઈ જશે. પણ આ શોકની કાળી રાત્રિએ તમારી કોઈ ઇચ્છા હોય તો કહો. અમારા સમ્રાટની છેલ્લી ઇચ્છાને પૂર્ણ કરીને અમે અમારા મનને સંતોષ આપી શકીશું.

દુર્યોધને જવાબ વાળ્યો : મારી બધી જ ઇચ્છાઓ માટીમાં મળી ગઈ. મારા નવ્વાણુ ભાઈઓ યુદ્ધમાં ખપી ગયા અને મારું વિશાળ સૈનિકદળ પણ સમાપ્ત થઈ ગયું. કૌરવ-દળ વિનાશમય બની ગયું. હવે શું ઇચ્છા શેષ બાકી રહી ગઈ હશે ! પણ હા, મનમાં એક કામના જરૂર સળગી રહી છે કે જે દુશ્મનોએ સારાય કૌરવ-કુળને ઘાસની જેમ વાઢી નાખ્યું એ પાંડવપુત્રોના કપાયેલાં માથાં આ આંખોએ જોઈ લેત તો મરતી વેળાએ પણ મારી આંખો શીતળતા અનુભવત અને હું શાંતિથી છેલ્લો શ્વાસ લેત. પણ આ તો હવે કોરું સ્વપ્ન જ છે. જે આ જીવનમાં પૂરું ન કરી શક્યો એ મોતની આ ક્ષણોમાં શું પૂરું કરી શકીશ ! અને ત્યારે જ અશ્વત્થામા આગળ આવ્યો. દુર્યોધનને કહ્યું : હું તૈયાર છું. હમણાં જ પાંડવ-પડાવમાં હું જાઉં છું અને મારી આ તલવાર વડે હાલ જ પાંડવોનાં માથાં કાપી તમારી સામે રજૂ કરીશ. યુદ્ધના મેદાનેથી પ્રાણ લઈને નાઠેલો ભાગેડુ વીર અશ્વત્થામા હવે કાયરની જેમ પાંડવના નિવાસમાં પ્રવેશે છે.

મોડી રાત સુધી વિજયોત્સવ મનાવી પાંડવ-દળ ગાઢ નિદ્રામાં સૂતેલું છે. દેવી દ્રૌપદી પણ પોતાના પાંચેય બાળકોને છાતીએ ચાંપી નિદ્રાધીન છે. કાયર અશ્વત્થામા ત્યાં જઈ પહોંચ્યો અને એક જ પ્રહારમાં એણે દ્રૌપદીના પાંચેય બેટાઓની ઇહલીલા સમાપ્ત કરી નાખી. એ નાનકડા પ્રાણો ચીખી ઊઠે ત્યાર પહેલાં તો અશ્વત્થામા પરમ સંતોષ લઈ ભાગી છૂટ્યો અને કૌરવ-દળના પડાવમાં, જ્યાં દુર્યોધન છેલ્લી ઘડીઓ ગણી રહ્યો હતો ત્યાં જઈ પહોંચ્યો. અશ્વત્થામા વિજયોલ્લાસમાં બોલી ઊઠ્યો : લ્યો સમ્રાટ

આ અશ્વત્થામા આપના દુશ્મનોના માથા કાપી લઈ આવ્યો છે મહાભારતના મેદાનમા મોટા-મોટા યોદ્ધા જે ન કરી શકયા તે આ સેવક કરીને આવ્યો છે"

આ શબ્દો કાને પડતાં જ દુર્યોધનની બિડાયેલી આંખો ખૂલી પાંડવોની જેવી આકૃતિના પાચ માથા જોઈ એની આંખોમા ચમક આવી ગઈ, જે એ બોલી રહી હતી કે મૃત્યુ મુખે પહોચતી વેળાએ પણ મે મારા દુશ્મનોને મારી નાખ્યા છે જીવનના છેલ્લા શ્વાસે પડ્યો છે દુનિયામાનુ એનું અસ્તિત્વ સમાપ્ત થવામા છે છતાય એનુ મન દુર્ગન્ધથી કેટલુ ભર્યું પડ્યું છે! એ અનાથ જીવન દરમિયાન દુર્ગંધ ફેકતુ રહ્યુ પણ મૃત્યુ સમીપ પહોચવા છતા દુર્યોધન બદલી શકયો નહી અને અતકાળે પણ દુર્ગંધની સાથે વિદાય થયો આજે હજારો વર્ષો વીતી ગયા છતાય એની એ દુર્ગંધ કાયમ રહી છે

દુર્યોધનના જીવનની દુર્ગંધ તમે જોઈ ગયા હવે દ્રૌપદીની સુગધ પણ જુઓ જ્યારે એના પાચેય બેટાના ગળે છરી ભોકાણી, ત્યારે એમની કરુણ ચિત્કારથી એની નિદ્રા ભગ થઈ ગઈ હતી આખની પ્રથમ દૃષ્ટિ એમની તરફ જતા જ એનુ હૃદય પીખાઈ ગયુ પોતાના વહાલસોયા પુત્રના શરીરમાથી લોહીની ટશો ફૂટતી જોઈ કઈ માતાનુ દિલ નહી રોઈ ઊઠે? કોઈ માતાનુ એક જ સતાન મૃત્યુ પામે છે ત્યારે એ રોઈ-રોઈ સતાપ કરી-કરીને અડધી થઇ જાય છે ત્યારે જે માતાના પાચ-પાચ બેટા-સતાનો એકી સાથે હત્યાના ભોગ બને છે, ત્યારે એના દિલ ઉપર શા શા ઘા વાગ્યા હશે? કેટ-કેટલુ વીત્યુ હશે?

દ્રૌપદીની ચીસોથી સારાય પાડવ-દળમા તોફાન-હાહાકાર મચી ગયો. અર્જુન અને ભીમનો ક્રોધ ઊભરાઈ આવ્યો. કયા કયારે માસૂમ નાના બાળકોનુ ખૂન કર્યું? તેઓ દોડ્યા, ઝાડી-ઝાખરા ઓથે છુપાયેલા અશ્વત્થામાને પકડી પાડ્યો વાસુદેવ શ્રીકૃષ્ણ સામે એને રજૂ કર્યો એમણે કહ્યુ "મહાભારતના મેદાનથી પ્રાણને બચાવવા સારુ મો છુપાવી નાસી જનાર અશ્વત્થામાએ કાયરની જેમ સતાઈ બાળકોની હત્યા કરી છે" શ્રીકૃષ્ણે કહ્યુ. "દ્રૌપદીના હૃદયને અનત વેદનામા સતાપનાર આ કાયરને એની જ પાસે લઈ જાઓ, એ જ એને દડ દેશે"

દ્રૌપદી પાસે જ્યારે એને લઈ જવામા આવ્યો તો એને જોતા જ પુત્ર-વિયોગિની દ્રૌપદીની આખોથી અગારા વરસવા લાગ્યા. એણે કહ્યુ "જ્યાં

સુધી આ દુષ્ટનું માથું વિખૂટું પાડી એની રક્તધારા વડે હું મારા વાળોઈ સિંચન નહીં કરી લઉં ત્યાં સુધી મારો આત્મા સુખ નહીં પામી શકે. ભીમની ગદા અશ્વત્થામા ઉપર પડવાની જ હતી કે એટલામાં દ્રૌપદીની વિચારધારાએ પલટો આણ્યો અને ભીમની ઉપડેલી ગદાને વચ્ચે જ રોકતાં એ બોલી આ અભાગીને છોડી મૂકવામાં આવે. બેટાનું મૃત્યુ માને કેટલું પીડે છે એ આ પુત્ર-વિયોગિની દ્રૌપદીનું હૃદય સારી પેઠે જાણે છે. આ પણ કોઈ માતાનો બેટો છે અને એના મોતના સમાચાર એના કાને પહોંચશે ત્યારે કેટલું રડશે એનું દિલ! મહાભારતની રણજ્વાળામાં પતિ-વિયોગ તો એ પહેલાં જ સહી ચૂકી છે હવે વૃદ્ધાવસ્થામાં પુત્ર-વિહીન થતાં એનું દિલ કેટલું રડશે! માના દિલનું દુઃખ એક મા જ જાણે છે માટે એને છોડી મૂકવામાં આવે.

આ છે દ્રૌપદીના જીવનની સૌરભ-સુગંધ, જે દુઃખની અસીમ-જ્વાળામાં પણ ઊભેલા દુશ્મનને ક્ષમા કરી શકી. જીવનની આ સુગંધે મહર્ષિ વ્યાસની કલમે મહાભારતના પાને એને અમર કરી દીધી.

સજ્જન વ્યક્તિ વિપત્તિની ભીષણ ક્ષણોમાં પણ પોતાની સજ્જનતાનો પરિત્યાગ કરતો નથી. બરફને તમે જાણો છો. શીતનું એ પિંડ અગર ગરમીનું આક્રમણ થતાં એ પોતે પીગળી જાય છે અને પાણીમાં રૂપાંતરિત થઈ જશે પણ પોતામાં ગરમીને પ્રવેશવા દેશે નહીં. બસ, સજ્જન પ્રકૃતિના પુરુષોનો આવો જ સ્વભાવ હોય છે. વિપત્તિના ભીષણ પ્રસંગોમાં સામાન્ય માનવી ક્રોધમાં જ્વાળામુખીની જેમ ફાટી પડે છે પણ સજ્જન મહાપુરુષ પોતે ઢળી જશે પણ ગરમી એમના દિલમાં પ્રવેશી શકશે નહીં.

પણ દુર્જન વ્યક્તિની વાત બીજી છે. સાધુ-પ્રકૃતિવાળો માણસ પોતાના પ્રાણઘાતી પર પણ ક્ષમાનો શીતળ છંટકાવ કરશે ત્યારે દુર્જન વ્યક્તિ પોતાના પ્રાણ-રક્ષક પર પણ વખત આવ્યે અગ્નિ જ વરસાવવાની કોશિશ કરશે. પ્રાકૃતના એક પ્રાચીન કવિએ દુષ્ટ પ્રકૃતિનું ચિત્ર બતાવતાં કહ્યું છે કે—

रंखंति जाव कज्जं कय कज्जा कुज्जपावा कुम्मंति
जे ते कारिम मेहा हा हा निप्पिया पुरिसा ॥

માનવની દુષ્ટ પ્રકૃતિનું ચિત્રણ ઉપરની ગાથામાં આપવામાં આવ્યું છે. દુર્જન વ્યક્તિનો જ્યાં સુધી સ્વાર્થ સધાતો રહેશે ત્યાં સુધી એ તમારો

પરમ મિત્ર બનીને રહેશે. તમારા પ્રત્યેક શબ્દોનુ સન્માન-આદર કરશે. તમને ઈશ્વર માનવા તૈયાર થઈ જશે પરંતુ એ ત્યા સુધી જ કે જ્યા સુધી એનો સ્વાર્થ પૂરો થતો રહે છે પણુ જે ક્ષણે એની સ્વાર્થપૂર્તિ થતી બધ થઈ કે તમે એના કશા જ કામના નહી રહો એ તમને પગ તળે રગડવા તૈયાર થઈ જશે પહેલા જેટલી સ્તુતિના ફૂલો બાધ્યા હશે, તે બધાં જ નિદામા ફેરવાઈ જશે તમે પહેલા એના માટે ભગવાન હતા હવે હેવાન કરતા પણુ નઠારા હશો

દુર્જન વ્યક્તિનો સ્વભાવ બોરાં જેવો હોય છે જે ઉપરથી કોમળ હોય છે પણુ અદરથી કઠોર કોઈએ વ્યગમા બતાવ્યુ છે કે 'ખલ' શબ્દની ઉત્પત્તિ કેવી રીતે થઈ? 'ખર'નો પ્રથમ અક્ષર 'ખ' અને વ્યાલનો છેલ્લો અક્ષર 'લ' મળીને 'ખલ' શબ્દ બન્યો છે માટે 'ખલ'માં ગધેડાની મૂર્ખતા અને સર્પની ક્રૂરતા બન્નેનો સમન્વય છે એ બીજાનુ નષ્ટ કરવાનુ જ જાણતો હોય છે

જેમ વાવાઝોડુ વૃક્ષોની જડો મૂળીયાઓને જ ઉખેડવાનુ જાણે છે પણુ ઉખડેલાને જમાવવાનુ એ જાણતુ નથી દુર્જન વ્યક્તિનો સ્વભાવ પણુ કઈક આવી જ જાતનો હોય છે કોઈ જામેલાને ઉખેડી નાખવો એ એના ડાબા હાથની રમત છે પણુ કોઈ ઉખડેલાને જમાવવાની વાત કરશો તો એ કહેશે એ મારા હાથ વશની વાત નથી બીજાનુ દુખ દરદ જોઈને જો હૃદય આનદ અનુભવે છે તો સમજવુ જોઈએ કે, હજુ દુષ્ટતા બાકી છે. કારણુ કે બીજાની તરફડથી આનદનો અનુભવ કરવો એ હૃદયની દુર્જનતા વ્યક્ત કરે છે અને બીજાની ફજેતીથી થતો રાજીપો આત્માની અસ્વસ્થતાને સાબિત કરે છે આ જ જીવનની દુર્ગધ છે. સત-આત્મા બીજાની પ્રસન્નતામા આનદ માણે છે તો દુર્જન બીજાના નુકસાનમા આનદ અનુભવે છે

અષાઢી આકાશમા કાળા-કાળા મેઘોને છવાયેલા જોઈ મોરના મનમાં ઉલ્લાસ આનદ પ્રગટે છે એ શ્યામવર્ણી મેઘોનુ ગર્જન મોરના મનને પ્રફુલ્લિત કરી દે છે સત પ્રકૃતિનો માણુસ પરહિતથી અપૂર્વ આનદ અનુભવે છે સતના હાથે જ્યારે કોઈ ગરીબ વ્યક્તિની કોઈ સેવા થાય છે ત્યારે એને ઘણી જ પ્રસન્નતા થાય છે જ્યારે દુર્જન વ્યક્તિ બીજાને કષ્ટો દઈને પ્રસન્ન થાય છે જ્યારે એ બીજાના અનિષ્ટ માટે કોઈ યોજના ઘડે છે અને

એમાં એ પાર ઊતરે છે એના હાથે બીજાનું અહિત થઈ જાય ત્યારે એ આનંદ અનુભવતો હોય છે

આંબાનો અપૂર્વ રસ પીને પણ કોયલ ગર્વ કરતી નથી પણ દેડકો કાદવમાંનો ગંદા પાણીના બે ટીપાં પી લેશે તો ટરૂ ટરૂના ધ્વનિમાં મગન બની ઉદ્‌ઘોષ કરવા લાગે છે જાણે કે એ પોતાના અમૃત-પાનની વાત આખા વિશ્વને સંભળાવતો ન હોય! ક્ષુદ્રબુદ્ધિ વ્યક્તિ બે શબ્દ પણ જો વાંચી લેશે તો એ પોતાને મહાપંડિત ગણવા લાગશે. સરસ્વતી સાથે પણ ચર્ચા કરવા દોડી જશે. એની પાસે જો દસ પૈસા પણ એકઠા થઈ જશે તો એ ધનકુબેરને પણ પરાજિત કરવાની કોશિશ કરશે. આવી વ્યક્તિઓને સંપત્તિના બેચાર ટુકડા મળી જાય છે તો એ સમજવા લાગે છે કે આખા વિશ્વની સંપત્તિ એની જ તિજોરીઓમાં સમેટાઈ ગઈ છે આવી વ્યક્તિનું સન્માન કરવું એટલે તાવના દરદીને તેજ શરાબ (નશો) પાન કરાવવા જેવું છે ક્ષુદ્રબુદ્ધિ વ્યક્તિને સંપત્તિ તેમ જ સન્માન મળે છે તો એના અત્યાચારો ઘટવાને બદલે વધતા જ જાય છે

આવી વ્યક્તિ કદાચિત સંપત્તિ પામીને પણ નમે છે તો ત્યારે એની એ નમ્રતા પણ કોઈ ભય ઉત્પન્ન કરનારી હોય છે કારણ કે અંકુશ પણ નમીને જ ખૂંચે છે ધનુષ નમીને-વળીને-જ બાણનો પ્રહાર કરે છે સર્પ જ્યારે ડંખે છે ત્યારે એ પહેલાં નમે છે તેવી જ રીતે શિકારી પણ જ્યારે ઝપટ મારે છે ત્યારે એ પણ નમીને જ શિકારને પકડે છે દુર્જનની નમ્રતા પણ દુઃખદાયક હોય છે આવી વ્યક્તિને છંછેડવી એટલે કાદવમાં પથ્થર ફેંકવો અને પોતાનાં જ વસ્ત્રો ગંદા-ખરાબ-કરવા જેવું લેખાશે. જેના જીવનમાં ગંદકી-મેલ ભર્યો છે એની પાસેથી શું મેળવવાની અપેક્ષા રાખી શકાય!

તમે એના હિતની જ કોઈ વાત કરશો તો એને પણ એ પોતાનું અપમાન સમજશે અને એનો બદલો વાળવા એ કઈ ક્ષણે અને ક્યા રૂપે તમારું અહિત કરી બેસશે એ કંઈ નિશ્ચિત હોતું નથી. આવી વ્યક્તિઓની વાણી વર્તન-પર તમારે વિશ્વાસ ન રાખવો જોઈએ કારણ કે જે એમની જીભે છે તે જ એમના હૃદયમાં પણ છે એમ માની શકાય નહીં અને જે એમના હૃદયમાં છે એવું જ એવું વર્તન પણ હશે એ પણ કહી શકાય નહીં સંસ્કૃતના એક કવિએ દુષ્ટ પ્રકૃતિ સ્વભાવના માણસનું શબ્દચિત્ર દોરતાં કહ્યું છે

**मुख पद्मदलाकारं, वाचा चदन शीतला,**
**हृदयं कर्तृणि तुल्य धूर्तस्य त्रय लक्षण ।**

ઉપરની બે લીટીમા જ દુર્જન વ્યક્તિના સ્વભાવનુ લક્ષણ બતાવવામા આવ્યુ છે એનુ મુખ સદા કમળદળની જેમ ખીલેલુ મળશે. મધુર હાસ્ય એના હોઠ ઉપર મલકાતુ હશે જ્યારે એ બોલશે ત્યારે એવુ લાગશે કે જાણે ફૂલ જ વરસી રહ્યા હોય એની શાંત પ્રકૃતિ-શીતળતા ચદન અને ચદ્રની શીતળતા કરતા પણ સો ગણી વધુ દેખાશે સાભળનારને એવુ જ લાગશે કે જાણે સેવાની સાકાર પ્રતિમા છે દુખી અને દર્દીને જોઈ એનું હૃદય પીગળી જાય છે સાન્તવનાનો શીતળ છટકાવ કરવામા પ્રવીણ છે પણ જ્યારે એની છાતીએ ધડકતા હૃદયને જોશો તો ત્યાની હાલત તમને આ બધા કરતા કઈક જુદી જ દેખાશે

વાણીમા અધ્યાત્મનુ તેજ છે પણ હૃદય તો સ્વાર્થના અધકારથી પૂર્ણ છે સ્વાર્થ અને તૃષ્ણાની કાતર કચકચાટ દિવસગત ચાલુ હોય છે ગહ છે ફક્ત કોઈ પખીને પજામા સપડાવાની-ફસાવવાની સ્વાર્થની કાતર સામે જે કઈ આવ્યુ કે બસ, એક ક્ષણમા જ એ એના બે ટુકડા કરી નાખશે તમે એના વચન પર વિશ્વાસ રાખો છો તો તમે મોટી ભૂલ કરી રહ્યા છો. કારણ કે એક વાત ઉપર અડગ રહેવુ એ તેમની નજરે હઠધર્મ હોય છે. ઘડિયાળનો કાંટો પ્રતિક્ષણ બદલતો રહે છે તેમ એમની જીભ પ્રતિક્ષણ બદલાતી રહેશે તેમ નહી કરે તો એમનામા જડપણુ આવી જશે ને ? એક જીભ-વચન-પર એને વિશ્વાસ હોતો નથી એક વિચારકે કહ્યુ છે, "સાધુને એક જીભ હોય છે સાપને બે જીભ છે કારણ કે એને બે મોઢા હોય છે બ્રહ્માની ચાર જીભો તો પ્રસિદ્ધ છે, રાવણને દસ જીભો છે તો શેષનાગને હજાર જીભો છે વૈદિક પરપરા આના ઉપર વિશ્વાસ ધરાવે છે પરતુ દુર્જન વ્યક્તિની જીભોની કોઈ સખ્યા જ નથી એ દિવસ દરમિયાન કેટલીય વખત બદલાશે, એને માટે કોઈ નિશ્ચિત પ્રમાણ નથી "

હા, તો આ જીવનની દુર્ગધ છે જે માનવ-જીવનની પવિત્રતાને હણે છે આ અગે હુ ઘણુ લાબુ બોલી ગયો છુ અને એ જરૂરી પણ હતુ કારણ કે કોઈ વસ્તુને સુવાસિત બનાવતા પહેલા એની દુર્ગધને દૂર કરવી જરૂરી છે માટે જીવનમા સુવાસ લાવવા માટે પહેલા સ્વભાવની આ દુર્ગધને સમાપ્ત કરવી પડશે

જીવનમાં સુવાસ લાવવા માટે આપણે આપણા સ્વભાવમાં સજ્જનતાને સ્થાન દેવું રહ્યું એ માટે આપણે સુવાસિત જીવન વીતાવતી વ્યક્તિઓની સાથે હરિફાઈ પણ કરીએ એમના જીવનની નકલ પણ કરીએ તો એને અનુચિત કહી શકાય નહી સિંહની ઉપરથી છલાંગ મારી નીકળી જવું એ બહાદુરીનું કામ ગણાશે. પણ ગધેડા પર સવારી કરીને નીકળવું એ હલક લેખાશે. બસ, તેવી જ રીતે સજ્જનોની સાથે હરિફાઈ કરવામાં પણ શ્રેષ્ઠતા રહેલી છે જ્યારે મૂર્ખો સાથેની મિત્રતા અનુચિત–અહિતકર છે

જીવનને સુવાસિત બનાવવા માટે તમારે કઠોર બનવું પડશે. વાત બહુ વિચિત્ર જેવી લાગે છે તમારા કાન મૃદુ–કોમળ બનવાનો ઉપદેશ સાંભળતા આવ્યા છે પણ હું કહું છું કે તમે કઠોર પણ બનો કેમકે કઠોરતા પણ એટલી જ કામની વસ્તુ છે જેટલી કે કોમળતા. જરૂર માત્ર એટલી છે કે આપણે એ બાજેની વાતને ઓળખતા શીખીએ. સમય આવ્યે કઠોરતા પણ સદ્ગુણ બની જાય છે તેમ ક્યારેક નમ્રતા અને કોમળતા પણ દુર્ગુણ બની જાય છે

તમે દુઃખ વખતે કઠોર બનો પણ સંપત્તિ સંપન્નતા વખતે કોમળ–વસંતના આગમન સાથે પ્રકૃતિ જ્યારે વન ઉપવનમાં નવું જ સૌન્દર્ય પાથરે છે ત્યારે દરેક વૃક્ષ નવા પાંદડાંથી નવપલ્લવિત બની જાય છે પરંતુ એ નવી સંપત્તિને પામી વૃક્ષ કેટલું કોમળ બની જાય છે એના પાંદડે–પાંદડે કોમળતા–મૃદુતા છવાઈ જાય છે પણ વસંતની પૂર્ણાહુતિ વખતે જ્યારે ગરમી આવે છે અને કુદરતને બીજું ગ્રીષ્મ કાળની જોડે ઝઝૂમવું પડે છે ત્યારે તમે નિરીક્ષણ કરશો તો તમને વનનું એકેએક વૃક્ષ કઠોર દેખાશે. એના પાંદડામાં પણ અપેક્ષાકૃત વધુ કઠોરતા આવી જાય છે

બસ તો તેવી જ રીતે તમે પણ સંપત્તિની ક્ષણોમાં કોમળ બનજો અને જ્યારે વિપત્તિઓ આવી પડે અને એમાં તમે પીસાઈ રહ્યા હો ત્યારે એટલા કઠોર બનજો કે એ દુઃખરૂપ ચક્ર ઘસી જાય પણ તમારા મોં પરનો મલકાટ ન જાય વિપત્તિના ગમે તેવા સંયોગોમાં પણ તમે હસી શકો. એ પણ આજે તો ઊલટું જ દેખાય છે માનવ સંપત્તિ વેળાએ કઠોર બને છે અને વિપત્તિની ક્ષણોમાં મૃદુ–નરમ ક્યાંયથી દસ–વીસ હજાર મળી જાય તો હૃદય એટલું કઠોર બની જશે કે કોઈ પરિસ્થિતિવશ પોતાના બાજની કરુણ કથની તમારી સમક્ષ રજૂ કરશે તો પણ એ હૃદયનો એક અણુ પણ પીગળશે નહી અને દુઃખોની આંધી આવતાં સંપત્તિનાં પાંદડાં ખરી પડશે અને જીવન

રેગીસ્તાન રણની જેમ ઠૂઠા જેમ બની જશે ત્યારે જીવનમા એટલી નમ્રતા આવી જશે કે બધાયના ચરણો ચૂમવા તૈયાર થઈ જશે ચાદીના ટુકડાઓ પાછળ ભ્રષ્ટમા ભ્રષ્ટ એવી વ્યકિતની ગુલામી પણ સ્વીકારી લેશે

સ પત્તિમા તો મિત્રો તમને શોધતા આવે છે જ્યારે વિપત્તિ ટાણે તમે મિત્રોની પાછળ દોડો છો આ જ મનુષ્યની મોટામા મોટી હાર છે એ વિપત્તિ ટાણે દુનિયાને યાદ કરે છે ‘ એ મને પૂછવા પણ ન આવ્યો. એને મે બોલાવ્યો હતો પણ એણે મારા ઘર ભણી જોયુ સુદ્ધા નહી ’ પણ આ જ સજ્જનને તમે પૂછો કે જ્યારે અન્ય કોઈ બીમાર હતુ ત્યારે તમે એની કેટલીવાર ખબર કાઢવા ગયા’તા ?

સાચી વાત તો એ છે કે માનવ સ પત્તિ આવતા કઠોર બને છે અને વિપત્તિમા કોમળ થોડાક વર્ષો પહેલાની એક વાત છે હુ મારા ગુરુદેવ સાથે મુબઈ આવ્યો હતો તે જ વખતે આપણા સમાજના એક મોટા આગેવાન-લીડર-પણ મુબઈ પધાર્યા હતા સ ઘનો એક સભ્ય એમની પાસે ગયો અને સમાચાર આપ્યા કે ગુરુદેવ કિશનલાલજી મ ઉપાશ્રયમા બિરાજે છે, તો નેતાજી બરાડી ઊઠયા ‘ નો ટાઇમ ’ અને એમની વાણીમા જાણે સત્તાનો નશો બોલી રહ્યો હતો

જ્યારે સ પત્તિને સત્તા સાપડે છે ત્યારે એમા નશા કરતા પણ વધુ તેજ નશો આવી જાય છે તેથી એમના ઘરમા લક્ષ્મીનો રણકાર હતો અને બહાર સમાજ તરફથી મળતુ મોટુ માન અને નેતાગીરી, આ બધા મળીને જ તો ‘ નો ટાઇમ ’ શબ્દો સરી પડ્યા હતા સમાચાર પહોચાડનાર ભાઈ મારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા, આપણા સમાજના નેતાઓ પાસે મુનિઓના દર્શન કરવા માટે સમય-ફુરસદ નથી મે કહ્યુ આજ તો એમની સેવા છે. મુનિઓ પાસે આવી તેઓ પોતાની સમાજ-સેવામા વિઘ્ન શા સારુ પેદા કરશે ? અસ્તુ-જવા દો આ વાતોને ભાઈ !

ચાતુર્માસ વીત્યો થોડાક વર્ષો બાદ ફરતા-ફરતા અમે તે જ નગરમા પહોચી ગયા કે જ્યા આપણા સમાજના આ નેતા રહેતા હતા પણ એ દિવસોમા સમયના વહેણ સાથે એમનામા પણ ઘણો મોટો ફેરફાર થઈ ચૂક્યો હતો સપત્તિ વિદાય લઈ ચૂકી હતી અને નેતાગીરી પણ છીનવાઈ ગઇ હતી. અને જતા એમનો પેલો નશો પણ ઊતરી ગયો હતો હવે એ “નો ટાઇમ” વાળા સજ્જન પ્રતિદિન ઉપાશ્રયે આવવા લાગ્યા સવારે, બપોરે ને સાજે

ત્રણે વખત સમાધિ પણ કરતા હતા મે જોયું કે સંપત્તિની શાન ચાલી ગઈ છે તેથી તેઓ નિજ પોતાના રૂપમાં પાછા આવી ગયાં છે

પણ હું કહીશ તમે સંપત્તિમાં નહી પરંતુ વિપત્તિમાં કઠોર બનતા શીખજો. એક પ્રશ્ન પૂછું તમે આમ્બો-કેરી બનવાનું પસંદ કરશો કે નાળિયેર? જુઓ તો ખરા આમ્બો-પાકી કેરીને જરા દબાવશો કે એનો રસ બહાર નીકળી પડશે જ્યારે નાળિયેરને એમ દબાવવાથી એનો રસ બહાર નહી નીકળે. હું તો ઇચ્છીશ કે તમે આમ્બો નહી પણ નારિયેળ જ બનો. જીવનમાં કાયરતા કરી તો વિપત્તિના સાધારણ એવા પ્રસંગે પણ માનવહૃદયથી ધૈર્યનો રસ ટપકી પડશે અને જો હૃદયમાં વીરતા હશે તો ગમે તેવો આઘાત કેમ ન લાગે પણ ધૈર્ય કદી ખૂટશે નહી

દડાને તમે નીચે પછાડો એ ટક્કર ખાઈને પછડાઈને પણ ઉપર ઉછળશે જ્યારે માટીનું ઢેકું જમીન ઉપર નાખશો તો એ ત્યાં જ પડી રહેશે. તેમ વીર મનુષ્ય વિપત્તિની પછાટો-ટક્કર ખાઈને પણ આગળ વધે છે અને કાયર વ્યક્તિ ત્યાં જ હતાશ થઈને પાયો રહેશે. વિપત્તિઓ સામે ઝઝુમવાની એનામાં તાકાત નથી દીવાસળીની બાટને તમે કાપી લ્યો. ભલે કપાયા છતાં તે પ્રકાશ આપશે જ તેમ આપત્તિ-કાળમાં પ્રહારો ખમીને પણ સંત પુરુષો પોતાના વિચારોની જ્યોતને બૂઝવા દેતા નથી

જનતા સંતો વિચારકોનો સદા વિરોધ કરતી રહી છે જ્યાં સુધી તેઓ જીવિત રહ્યા ત્યાં સુધી એમને અપમાનના કડવા ઘૂંટડા પીવા પડે છે જનતા એમના માર્ગમાં કાંટા પાથરે છે પણ એ કંટકકીર્ણ માર્ગ પર તેઓ તો ફૂલો પર ચાલી રહ્યા હોય તેમ ચાલ્યા. પગમાં કાંટા વાગ્યા પણ મનમાં એક કાંટો વાગ્યો નહિ. તેથી જ શૂળીની વચ્ચે પણ એમનો મહકાર સત્ય બન્યો નથી. કાંટા વાગ્યાનું દુઃખ હતું પણ કાંટા વેરનાર પ્રત્યે દુર્ભાવ નહોતો સંસ્કૃતના એક કવિએ સંતના સ્વભાવનું ચિત્ર આપતાં કહ્યું છે કે

> घृष्टं घृष्टं पुनरपि पुनश्चंदनं चारु गन्धम्
> छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षु खण्डम् ।
> दग्धं दग्धं पुनरपि पुनः काञ्चनं कांत वर्णम्
> न प्राणान्तेऽपि प्रकृति विकृति र्जायते सज्जनानाम् ॥

ચંદનને તમે પથ્થર સાથે ઘસો પણ જેટલી વાર એ ઘસાશે એટલીવાર એ પોતાની મધુર સુગંધથી જગને ભરી દેશે પોતાને ઘસનારને પણ એ ફોરમ

જ આપે છે કુવાડી વડે ચદનને કાપો પણ કપાતો ચંદન પોતાની સુવાસ આપવી તજતો નથી એ કપાતો ગયો તેમ કાપતી કુવાડીને પણ સુવાસિત બનાવતો ગયો શેરડીને ચાકુ વડે છોલવામા આવી, પણ જેટલી વાર એ છોલાણી એટલી વાર એની મધુરતા વધતી જ ગઈ અને જ્યારે એને કોલૂમા પીલવામા આવી ત્યારે એણે પેલા પીલનારને તો પાત્ર ભરીને મીઠો-મધુરો રસ જ આપ્યો

સુવર્ણ-સોનાને જેટલી વાર અગ્નિમા તપાવશો એમ એની ચમક વધતી જ જશે તેમ સત સ્વભાવવાળો મનુષ્ય પોતાના માર્ગમાં કટક પાથરનારને પણ સુવાસ જ આપશે સત પુરુષ પર જ્યારે કોઈ લાઠીપ્રહાર કરે અને એથી ભલે એનુ લોહી વહેતુ થાય પણ જોવાનુ તો એ છે કે એ વખતે એના મનમા શું વહી રહ્યુ છે? ત્યા શુ ઘૃણા કે દ્વેષ તો વહેતો નથી ને? ના, એવુ કદી નહી બને એના શરીરમાથી ભલે રક્તધારા વહી નીકળે પણ એના મનથી તો પ્રેમ-ધારા જ વહેશે એના અતરના આશીર્વાદ જ વરસશે

આને જીવનની સુવાસ કહેવાય, જ્યારે એક પ્રહાર કરનાર પ્રત્યે પણ આપણુ મન પ્રેમથી છલોછલ બને ભલાઈનો બદલો ભલાઈથી જ વાળવો એ દાનવતા છે અને એમાય બુરાઈનો બદલો ભલાઈથી વાળવો એ સતવૃત્તિ છે અને આપણી ભારતીય સસ્કૃતિ તો એમા જ વિશ્વાસ ધરાવે છે આ જ વિશ્વાસના આધારે જ તો એ સાપને પણ દૂધ પાય છે સર્પ તો વિષ છોડે છે પણ એના વિષના બદલામા આપણે એને દૂધ પાઈએ છીએ

એક સમયની વાત છે બ્રહ્મદત્ત બનારસનો રાજા હતો એના પુત્રનું નામ બ્રહ્મદત્તકુમાર હતું તક્ષશિલાના વિશ્વ-વિદ્યાલય (ગુરુકુળ) મા એણે અભ્યાસ કર્યો હતો તક્ષશિલા એ દિવસોમા પ્રાચીન વિદ્યાઓ માટેનુ મુખ્ય કેન્દ્ર હતુ કે જ્યા ભારતના અમીર અને ગરીબ હજારો વિદ્યાર્થીઓ એકી સાથે બેસી અભ્યાસ કરતા હતા ત્યા જ બ્રહ્મદત્તકુમારે ભારતીય વિદ્યા અને કળાઓનુ શિક્ષણ મેળવ્યુ હતુ પિતાના મૃત્યુ પછી કુમાર બ્રહ્મદત્ત ગાદીએ બેઠો એણે રાજ એવુ કુશળતાપૂર્વક ચલાવ્યુ કે રાજ્યમા કોઈ અપરાધી જ ન રહ્યો ન્યાયાલય-કોર્ટો કચેરીઓ ખાલી ખાલી જ રહેવા લાગી

સાચે જ રાજ્ય-વ્યવસ્થાનો આ જ આદર્શ હોવો જોઈએ પ્રજાને યથાયોગ્ય ન્યાય મળે, એ નીતિ આદર્શ ગણાશે પણ એથી ઊચો આદર્શ તો એ છે કે રાજ્યમા અપરાધ, ગુનો જ ન થાય કોઈને એકબીજાની

ફરિયાદ કરવાની તક જ ન મળે. કુમાર બ્રહ્મદત્તે આમ જ કર્યું. એણે અપરાધનાં મૂળને જ નાબૂદ કર્યાં તેથી એના ન્યાયાલયનાં દ્વારો સૂનાં જ રહેવા લાગ્યાં.

આજે તમારે ત્યાંના ન્યાયાલયના ઓરડાઓ સૂના ખાલી રહે છે કે આકરેક ભીડ જામેલી રહે છે? જેમ ન્યાયાલયો વધતાં ગયાં તેમ-તેમ અપરાધો પણ અમાપ જ વેગથી વધતા ગયા છે. વકીલો વધ્યા પણ ઝઘડા-ટંટાઓ ઓછા ન થયા. ડૉક્ટરો વધ્યા. ગલી-ગલીમાં ડૉક્ટરો ઇન્જેક્શનો લઈને બેઠા છે પણ વિચારવાનું એ છે કે રોગો ઘટ્યા છે કે વધ્યા? અનુભવ તો એવી જ સાક્ષી પૂરે છે કે ડૉક્ટરો જેમ વધ્યા તેમ રોગો પણ વધ્યા જ છે. તો યથાર્થ ચિકિત્સા તો તેને જ કહી શકાય કે જે રોગોને ઓછા કરે. ન્યાયાલયનો આદર્શ ત્યારે જ સફળ કહેવાય કે જ્યારે સમાજમાં ઝઘડા-ટંટા ઓછા થાય. કુમાર બ્રહ્મદત્તે આવા જ આદર્શનું અનુકરણ કર્યું.

એક વાર કુમાર બ્રહ્મદત્ત રથમાં બેસી ક્યાંક જઈ રહ્યો હતો. એ જ રસ્તેથી કોશલ-નરેશનો રથ પણ આવી રહ્યો હતો. એ રથમાં પોતે નરેશ મલ્લિક બેઠો હતો. રસ્તો સાંકડો હતો. બંને બાજુએ ઊભેલા વિશાળ પર્વતોને કાપતો-ચીરતો એ નાનકડો માર્ગ જઈ રહ્યો હતો. રસ્તો એટલો સાંકડો હતો કે ફક્ત એક જ રથ પસાર થઈ શકતો હતો. બંને રથ આ જ રસ્તે અટકાઈ ગયા. બંનેને પોતપોતાની દિશામાં આગળ વધવું હતું એટલે પ્રશ્ન એ હતો કે બંનેમાંથી કોણ આગળ વધે? ભારે ગંભીર ઘડી હતી. આવા અવસરોમાં જો દીવાના બનેલા ક્ષત્રિયો આગ બની જાય તો ફક્ત તલવાર જ એનો આખરી ફેંસલો લાવી શકે. પણ બંને રથના સારથીઓ કુશળ હતા. એમને તલવારનો ફેંસલો મંજૂર નહોતો. વાર્તાલાપ વાટાઘાટ દ્વારા જો રસ્તો નીકળી આવે એના માટે તલવારને બાદ કરવી એમાં એમને અહંકારનું પ્રદર્શન ન થવાનો ભય હતો.

ત્યાં તો કોશલના સારથીએ કુમારના સારથીને કહ્યું, 'તમે તમારો રથ પાછો વાળો કેમકે મારા રથમાં કોશલ-નરેશ મલ્લિક બેઠેલા છે.' તે જ વખતે કુમારના સારથીએ કહ્યું, 'રથ તમારે પાછો વાળવો જોઈએ કારણ કે મારા રથમાં કાશીનરેશ કુમાર બ્રહ્મદત્ત બિરાજેલા છે.' કુમારના સારથીએ વિચાર્યું, 'ઠીક, બંને જ નરેશ છે તો પછી આયુ-ઉંમર વડે એને

ફેસલો કરવો જોઈએ જે વયમા મોટા હોય એમનો રથ પહેલા આગળ જમે એણે પૃછ્યુ -

"તમારા સમ્રાટની ઉમર શુ છે?"

કોશલના સારથીએ જવાબ વાળ્યો "ચાલીસ વર્ષ"

કાશીનો સારથી વિચારમા પડી ગયો કારણ કે એનો નરેશ પણ આ જ ઉમરનો હતો એટલે વય એનો ફેસલો કરવામા મદદરૂપ બની શકી નહી પછી એણે રાજ્ય-વિસ્તારના આધારે નિર્ણય લેવાનો વિચાર કર્યો. પણ ભાગ્યવશાત્ બનેનો રાજ્યવિસ્તાર એક જેવો સમાન જ હતો. પછી સેના ધન, યશ, કુળ અને ગોત્ર એમ એક પછી એકની સરખામણી કરી જોવાઈ પણ બને સરખા જ-સમાન નીકળ્યા બનેમા સમાન બળ હતું પછી કુમારના સારથીએ પૂછ્યુ "વારુ ત્યારે, એ બતાવો કે તમારા રાજાની સજ્જનતા કેવી છે?" જવાબમા કોશલનરેશના સારથીએ પોતાના રાજાની સજ્જનતાનુ વર્ણન કરતા કહ્યુ -

**दल्हं दल्हस्स खिपति, मल्लिको मृदुना मृदुं ।**
**साधंपि साधुना जेति असाधुं पि असाधुना ॥ १ ॥**
**एतादिसो अय राजा भग्ग उच्यादि सारथि ।।**

કોશલનો સારથી પોતાના સમ્રાટની સુજનતા સજ્જનતા બતાવે છે "નરેશ મલ્લિક કઠોર માણસ માટે કઠોરતા અપનાવે છે, અને કોમળ વ્યકિતઓ માટે મલ્લિક નરેશ હમેશા કોમળ મૃદુ રહ્યા છે" **वज्रादपि कठोराणि मृदुनि कुसुमादपि ।**" મારા સમ્રાટ કઠોર વ્યકિત માટે વજ્ર કરતા પણ કઠોર છે અને મૃદુ વ્યકિત માટે ફૂલની જેમ મૃદુ કોમળ બની જાય છે અમારા સમ્રાટે સાધુ સ્વભાવની વ્યકિતઓને પોતાના સાધુ સ્વભાવે જીત્યા છે અને દુષ્ટોને એમણે દુષ્ટતા કરીને જીત્યા છે અર્થાત્ એમણે ભલાઈની સામે ભલાઇ વાપરી છે અને છે અને બુરાઈને બુરાઈથી દબાવી છે અમારા સમ્રાટ એટલા સજ્જન પ્રકૃતિ-સ્વભાવના છે કે એમના રાજમાં સર્વત્ર શાન્તિની શરણાઈઓ બજી-વાગી રહી છે માટે હે સારથી, તમે અમારા રથને આગળ જવા દો"

કુમારનો સારથી બોલ્યો "હા, તમે ઠીક કહો છો તમારા સમ્રાટની નીતિ સુદર છે પણ આટલાથી તમને રસ્તો નહી મળી શકે, કારણ કે તમે એક જ પક્ષનુ જ્ઞાન મેળવ્યુ છે" તો કોશલ નરેશનાસારથીએ પૂછ્યુ: "વારુ, તો હવે તમે તમારા નરેશની સજ્જનતા અગે કઈક બતાવો"

સારથીએ કહ્યુ

अक्कोधेन जिने कोधं असाधुं साधुना जिने ।
जिने कदरियं दानेन सच्चेनालिक वादिनम् ॥
एतादिसो मय राजा अमग्गा उय्याहि सारथि ।

કુમાર બ્રહ્મદત્તનો સારથિ પોતાના સમ્રાટના સ્વભાવનો પરિચય આપી રહ્યો છે. અમારા નરેશ ક્રોધને અક્રોધ વડે જીતે છે અને અસાધુ પર સાધુતા વડે વિજય મેળવે છે. ક્રોધને ક્રોધ કરી જીતી શકાતો જ નથી, અગ્નિને શું અગ્નિ જ વડે બુઝાવી શાન્ત કરી શકાય ખરો? વેરથી વેર કદી શાન્ત થઈ શકતું નથી. એના સારુ તો ક્ષમા રૂપી નીર-પાણીની જરૂર રહે છે.

અસાધુ સ્વભાવને જીતવા શું આપણે પણ અસાધુ બનવું જોઈએ? બુરાઈને જીતવા માટે શું ભલાઈને પણ બુરાઈમાં રૂપાંતર થવું પડશે? જો ભલાઈ ભલાઈ રૂપે જ બુરાઈને જીતી ન શકે તો પછી બુરાઈ પોતે જ શું ખરાબ છે? પણ આવું જ જો બને તો દુનિયાના ખૂણે-ખૂણેથી ભલાઈ નાસી જશે—નાબૂદ થઈ જશે. કૂતરો માણસને કરડે તો શું મનુષ્યે પણ કૂતરાને કરડવા જવું? માટે સાચું તો એ છે કે આપણે બુરાઈને પણ ભલાઈથી જીતવી જોઈએ.

હા, તો કુમારની સારથિ કહી રહ્યો છે 'અમારા કુમાર નરેશની સજ્જનતાએ દુર્જન વ્યક્તિઓની દુષ્ટતા ઉપર વિજય મેળવ્યો છે અને જે દીન અને સંકુચિત દિલના માનવીઓ છે એમને પોતાની દાનવૃત્તિ વડે જીત્યા છે અર્થાત્ એમની ઉદારતાએ દીનતાને જીતી લીધી છે અને એમના સત્યે મિથ્યા-ભાષીઓને જીત્યા છે. મારા કુમાર નરેશે અસત્યને સત્યથી પરાજિત કર્યો છે. અસત્યથી સંઘર્ષ કરવા માટે આપણે સત્ય અને ત્યારે જ અગર આપણે સત્યને તજી અસત્યનો આશ્રય લઈએ તો પછી અસત્યનો જ વિજય થશે ને! અસત્યને જોતાં જ ને આપણે સત્યનું શસ્ત્ર હેઠું મૂકી દઈએ તો નિશ્ચય સમજવું કે આપણને એના પર વિશ્વાસ નથી.

અસત્ય જીવનની દુર્ગંધ છે ત્યારે સત્ય જીવનની સુગંધ છે. ક્રોધ જીવનની ગંદકી છે તો ક્ષમા જીવનની ખુશબુ છે. તમારું જીવન પણ સદા સિવ ગુલાબ બને અને જીવનના અણીદાર કાંટામાં પડવા છતાં તમે ફોરમતા રહો એજ કામના છે.

દિનાંક
૨૧-૬-૫૮

જૈન ઉપાશ્રય
કોટ મુંબઈ

# ૧૦. માનવ અને માનવતા

આજનું પ્રવચન માનવથી સબંધ ધરાવે છે દેવોની વાર્તાઓ તમે સાભળી છે તમે એમને શ્રદ્ધાની સાથે જુઓ છો પરતુ જે ભૂમિ ઉપર આજે તમે છો એના મૂલ્ય અગે તમે કદી વિચાર કર્યો છે ખરો ? એક વિચારકે કહ્યુ છે કે 'ઈશ્વર પછી બીજુ સ્થાન કોને અપાય ? ઈશ્વર પછીનુ સ્થાન ન તો દેવોને મળી શકે તેમ ન બિચારા પશુઓને અને તો પછી નારકીઓની તો વાત જ શી કરવી, બીજુ સ્થાન ન રાજા માટે છે, ન સમ્રાટ માટે, ન સૈનિક માટે તેમ ન સેનાપતિ માટે બીજુ સ્થાન તો ફક્ત એક જ પ્રાપ્ત કરી શકે છે અને તે છે માનવ

જૈન ધર્મ આત્મવાદી છે એ કોઈ પણ વસ્તુનો તોલ કરવા બેસે તો તે વસ્તુનો બાહ્ય સૌન્દર્ય, ચમક-દમકનો તોલ કરતો નથી, એના તોલમા વસ્તુનો ઉપયોગ જ વધુ મૂલ્યવાન કરે છે તો જૈન ધર્મની દૃષ્ટિએ દેવ ભૂમિ કરતા માનવભૂમિનુ મૂલ્ય વધુ છે જો કે ભૌતિક વૈભવ અને શકિતમા માનવ કરતા દેવોનુ મહત્વ સવિશેષ છે તેમ છતા માનવ એના કરતા પણ મહાન છે એની પાછળ એક રહસ્ય છે

તમે આરસ-પથ્થરની ફર્શ પર બેઠા છો આ ચીકાશવાળી ફર્શ તમને પસદ છે પણ ખેતરની માટી પસદ નથી કારણ કે એથી તમારા કપડા ગદા થાય છે પણ હા, એ યાદ રાખવુ જોઈએ કે ખેતરની માટીમા ધાન વવાય તો ચાર મહીનામા એક દાણાના હજાર દાણા ઉગેલા તમને મળશે પણ જો તમે તમારા આ આરસ-પથ્થરની ફર્શ ઉપર ધાન વાવશો તો કેટલા દાણા મળશે ? બસ, આ જ રહસ્ય માનવ ને દેવ-ભૂમિમા છે

દેવભૂમિ સુદર છે પણ પેદાશવાળી નથી જ્યારે માનવજીવનની

ભૂમિ માટી કાળી છે અને કાળી માટી પેદાશવાળી હોય છે એમાં આત્મ સિદ્ધિના બી વાવશો તો તેવી પેદાશ થશે અને સારુ—નરસુ બી પણ તમે આ માટીમાં નાખી શકશો મનુષ્ય જો વિશુદ્ધિ લઇ આગળ વધે છે અને પરપરિણતિથી અટકીને સ્વપરિણતિ તરફ આવે છે તો તે એટલો ઉપર ઊઠી શકે છે કે સ્વર્ગની ઉંચાઈ પણ એ પાર કરી લે છે કારણ કે ધર્મની ઉત્કૃષ્ટ આરાધના માનવજીવનમાં જ સંભવિત છે નારકી વેદના—સાગરમાં ડૂબેલા રહે છે એમને ધર્મતત્ત્વ સમજવાની ફુરસદ જ ક્યાં છે ? તિર્યંચમાં અંધકાર છે પશુજીવનની કંઈક પરાધીનતા અને કમજોરીઓ એમને ઉચ્ચ અણુવ્રતોને અપનાવવાથી રોકે છે પણ પાપ—ફળને પ્રતિક્ષણ ભોગવી રહ્યાં છે. બાળપણમાં એમને માતાનુ દૂધ મળતુ નથી ભૂખ અને તરસને લીધે તેઓ સદા દુર્બળ રહે છે

શક્તિ—સામર્થ્યથી વધુ ભાર એમને ખેંચવો પડે છે અને સાથે સાથે માર પણ ખાવો પડે છે એમનાં કોમળ નસકોરાં નાથી દેવામાં આવે છે આમ કષ્ટમય વાતાવરણમાં એ બિચારાઓને ધાર્મિક ક્રિયાઓનો બોધ લગભગ સંભવ બનતો નથી દેવસૃષ્ટિ પુણ્યના ભોગોમાં રાચે છે વિલાસ અને વૈભવોમાં દેવોને આધ્યાત્મિક જીવન તરફ જોવાની ફુરસદ જ છે ! એક માત્ર માનવ જ એવુ પ્રાણી કે જે ધર્મ તત્ત્વોને સમજવાની અને જીવનમાં આચરવાની ક્ષમતા ધરાવે છે

આગમની વાણીમાં કહ્યુ તો નારકી અને દેવ અવધિજ્ઞાનના ધારક હોવા છતાં ચોથા ગુણસ્થાનથી આગળ જઈ શકતા નથી. તિર્યંચ એમનાથી આગળ આવી શકે છે પણ પાંચમો ગુણસ્થાન વટીને આગળ જવાની ક્ષમતા તો એમનામાં પણ નથી એ તો મનુષ્ય રચે જ એટલુ આત્મબળ છે કે મોક્ષ ગુણસ્થાન સુધી એની અબાધ ગતિ છે અર્થાત્ જઈ શકે છે

સર્વાર્થસિદ્ધનો અનુત્તર વિમાનવાસી દેવ તેત્રીસ સાગર ને વિશાળ આયુષ્ય પામે છે મધુર સ્વરની સંગીત લહેરોનો દિવ્ય આનંદ પણ એને ત્યાં ઉપલબ્ધ છે સાથે જ એનામાં એવી પણ શક્તિ છે કે પોતાના મનના પ્રશ્નોને મન પરમાણુઓ વડે સર્વજ્ઞ સુધી પહોંચાડી શકે છે અને સર્વજ્ઞ દ્વારા મોકલેલા માનસિક જવાબને પણ એ સમજી શકે છે પરંતુ યાદ રાખવુ જોઈએ કે આટલી વિશિષ્ટ શક્તિ ધરાવતો દેવ તેત્રીસ સાગર સુધી પણ જો કેવળજ્ઞાન મેળવવા સારુ પ્રયત્ન કરતો રહે તો શુ એ એમાં (પ્રયત્નમાં)

સફળ થઈ શકશે ખરો ? નહિ, કદાપિ નહી આગમ વાણી એ માટે સ્પષ્ટ શબ્દોમા ઈનકાર કરે છે પણ એક નાનો સામાન્ય માનવી જો પોતાના પુરુષાર્થને મોક્ષ તરફ કેન્દ્રિત કરે તો એક અ તર્મુહૂર્તમા કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે

હવે તમે મનુષ્યજીવનનુ મૂલ્ય આકી શક્યા હશો પોતાની સ્થિતિ જોઈ તમે પોતાને હીણો સમજતા હશો પણ આગમવાણી કહે છે કે સ્વર્ગીય સુખોમાઓમા પળતા દેવો પણ સદા ત્રણ વસ્તુઓની કામના કરે છે –

"तओ ठाणाइँ देवा पेहेज्जा
माणुस्स भवं आरिय खेत्तं सुकुल जम्मं ॥
स्थानांग सूत्र ठा ३

સ્વર્ગના દિવ્ય વૈભવમા વસતા દેવનુ હૃદય જે વસ્તુઓ માટે આતુર હોય છે તે છે મનુષ્યજીવન, આર્યક્ષેત્ર અને શ્રેષ્ઠ સદાચારી માતાની કૂખે જન્મ પણ એ કેવી મઝાની વાત છે કે દેવ તો માનવ બનવા ઈચ્છે છે ત્યારે માનવ ? એ તો દેવ બનવા સારુ યત્નો કરી રહ્યો છે ત્યારે માનવ ? એના તપ અને સ યમનુ લક્ષ્ય દેવયોનિ પ્રાપ્ત કરવામા છે તમે દેવી અને દેવોને પ્રસન્ન કરવા માટે ઉપાસના કરતા હો છો

અજ્ઞાનના આવરણમા જીવતા કેટલાક મનુષ્યો તો દેવોને પ્રસન્ન કરવા માટે જીવતા પ્રાણીઓની બલી ચડાવે છે, પણ પ્રશ્ન એ થાય છે કે દેવોની પાછળ થતી આ ઉપાસનાનુ ધ્યેય શું છે ? શુ મનુષ્ય આઠ કર્મોથી આવૃત્ત છે અને દેવ છ અથવા ચાર કર્મોથી ? આગમો સાક્ષી દે છે કે દેવ પણ આઠ કર્મોની જાળમા એટલી જ મક્કમતાથી જકડાયેલો છે જેટલો કે મનુષ્ય અને બીજા આત્માઓ આત્મવિકાસના ક્ષેત્રમા પણ દેવ મનુષ્ય કરતાં કેટલો પછાત રહ્યો છે ! સાગરોપમાની સાધના હોવા છતા એ ચોથા ગુણસ્થાનની ભૂમિકાથી એક ઈચ પણ આગળ વધી શકતો નથી હમણાં જ તમે એ સાભળી ચૂક્યા છો

પણ હા, કેટલાક ભાઈ ઓ એમ કહે છે કે પુણ્યના ક્ષેત્રોમા તો દેવ સૃષ્ટિએ મનુષ્યને પાછળ જ રાખી દીધો છે ને ! હા, આ તર્ક કઈક હદ સુધી તો ઠીક પણ છે, પુણ્યનો પ્રભાવશાળી પ્રકાશ દેવને મળે છે એના દિવ્ય રત્નોના વિમાન અને એના મુકુટના એક મણિનુ મૂલ્ય એટલુ છે કે માનવલોકની સમગ્ર સ પત્તિ મેળવીને પણ એક મણિનુ મૂલ્ય ચૂકવી શકાય ન

નહીં પોતાના છ ખંડનું વિશાળ સામ્રાજ્ય અને ચૌદ રત્નો આપીને પણ ચક્રવર્તી દેવનું એક મણિ પણ ખરીદી શકવામાં અસમર્થ છે.

આ તર્ક પરથી તમે એ માની લો છો કે પુણ્યનો પ્રબળ પ્રભાવ દેવ સૃષ્ટિમાં વિદ્યમાન છે. પણ ના. તમે કંઈક થાપ ખાવ છો. તમારો આ તર્ક કંઈક અધૂરો છે. પુણ્યનો પૂર્ણ પ્રભાવ દેવ નથી પણ એ તો દેવાધિદેવ તીર્થંકરમાં છે અને એમનું જ એ અતિશય પૂર્ણ આકર્ષણ છે કે દેવો અને દેવરાજ ઇન્દ્ર પણ એમની વાણી સાંભળવા સ્વર્ગથી મૃત્યુલોકમાં ચાલ્યા આવે છે.

દેવોની સભામાં સિંહની જેમ ગર્જના કરનાર ઇન્દ્ર તીર્થંકરની સામે કેવી રીતે બેસે છે એ તમે જાણો છો! એક કરણી કરતાં પણ વધુ નમ્ર બની એક આસન ઉપર એ વીતરાગની સામે બેસે છે. આ છે તીર્થંકર દેવનો પ્રબળ પુણ્યપ્રભાવ. એ એક પ્રશ્ન છે કે દેવસૃષ્ટિને ઝૂકાવી દેવાની શક્તિ તો તીર્થંકરની આત્મ-શક્તિના ચરમ વિકાસમાં છે. એમના અનંત જ્ઞાન અને અનંત દર્શનમાં જ એ શક્તિ છે કે દેવેન્દ્ર પણ એમના ચરણોમાં નમી પડે છે તો પછી આને પુણ્યનો પ્રભાવ શી રીતે કહી શકાય!

આનો જવાબ એ હોઈ શકે કે દેવ શક્તિના આકર્ષણનું કારણ તીર્થંકર દેવની અનંત આત્મ-શક્તિ તો છે જ પરંતુ સાથે જ એમનું પ્રબળ પુણ્ય બળ પણ છે. કારણ કે આત્મ-શક્તિનો ચરમ વિકાસ તો એક સામાન્ય કેવળજ્ઞાનીમાં પણ તેટલો જ છે. છતાં ય એ જરૂરી નથી કે દરેક કેવળી પાસે દેવો આવે જ. જ્યારે તીર્થંકર દેવ પાસે તો દેવરાજને આવવું જ પડશે. આ એમના પુણ્યનો જ અતિશય છે અને પુણ્ય પ્રકૃતિનું સર્વોત્તમ પદ તે તીર્થંકરપણું જ છે. માટે એ નિશ્ચિત છે કે પુણ્યનો પ્રબળ પ્રકાશ મનુષ્ય જાતને જ પ્રાપ્ત છે દેવ જાતને નહીં.

આધ્યાત્મિક ક્ષેત્રમાં તો માનવ બધાં કરતાં આગળ છે જ. તીર્થંકરો અને અવતારોનો ઇતિહાસ એ બતાવે છે કે જેટલા પણ તીર્થંકર, પયગમ્બર અને અવતારો થયા છે તે બધા મનુષ્યસૃષ્ટિમાં જ પેદા થયા છે. કોઈ દેવો પૈકી એક પણ દેવ તીર્થંકર થયો નથી. વર્તમાન અવસર્પિણી કાળમાં દશ અચ્છેરા થયા છે. સેંકડો અવસર્પિણી અને ઉત્સર્પિણીની વચ્ચે સાધારણ રીતે ન થનાર બનાવો જ્યારે બને છે તો એવી કોઈક જ બને

કદાચિત થતી આશ્ચર્યપ્રદ બીનાઓને જૈન પરિભાષામા અછેરા કહેવાય છે. આ વર્તમાન કાળચક્રમા આવી દસ બીનાઓ બનવા પામી છે

જેમકે સામાન્ય રીતે સ્ત્રીઓ તીર્થંકર થઈ શકતી નથી પરતુ મલ્લિનાથ નારીના જ રૂપે તીર્થંકર બન્યા પણ આવી બીનાઓ કેટલીયે ઉત્સર્પિણી પછી કદાચ સભવિત બની છે પરતુ શુ અનત-અનત ઉત્સર્પિણી અને અવસર્પિણીઓની વચ્ચે એક પણ એવી બીના બની છે કે કોઈ પણ દેવ અથવા નારકો તીર્થંકર બન્યો હોય? જવાબ હશે-નહી સર્વજ્ઞના અનંત જ્ઞાનમા એક પણ એવુ દૃષ્ટાત નથી માટે એ નિશ્ચિત છે કે તીર્થંકરની સર્વોચ્ચ ભૂમિકા મનુષ્ય જ પ્રાપ્ત કરી શકે છે એક વિચારકે કહ્યુ પણ છે કે ઈશ્વર એટલા માટે જ મહાન છે કે મનુષ્ય સમુ પ્રાણી એની ઉપાસના કરે છે અને મનુષ્ય એટલો મહાન છે કે એ ઈશ્વર બનવાને શક્તિમાન છે.

આ બધુ બતાવવાનો અર્થ એ છે કે મનુષ્ય પોતાનુ મૂલ્ય સમજી શકે. આગમમા માનવજીવનની દુષ્પ્રાપ્તિ અગે કથાનક આવે છે એક વખતે મહામુનિ ગૌતમ તારક મહાપુરુષ ભગવાન મહાવીર સમીપે પ્રશ્ન કરે છે: "ભગવન્, આ આત્મા અનત ગુણોથી સસારસાગરમા પરિભ્રમણ કરી રહ્યો છે અનત અનતવાર એ જન્મ્યો અને મર્યો પણ ખરો પણ ભગવન્, આ આત્માએ સૌથી ઓછા ભવ કઈ યોનિમા કર્યા હશે ?"

આના જવાબમા ભગવાન મહાવીરે જે કહ્યુ તે અત્યત મહત્ત્વપૂર્ણ છે.

તેમણે કહ્યુ "ગૌતમ, આ આત્માએ સૌથી અલ્પ ભવ મનુષ્ય જીવનના કર્યા છે કારણ કે મનુષ્ય બધા કરતા પ્રમાણમા અલ્પ છે એ પણ નિશ્ચિત છે કે જે વસ્તુ કીમતી હોય છે તે જગતમાં અલ્પ પરિમાણમા જ ઉપલબ્ધ બને છે પ્રજ્ઞાપના સૂત્રમા બતાવ્યુ છે કે અપેક્ષાકૃત અલ્પજીવો ગર્ભથી પેદા થતા મનુષ્ય છે કારણ કે સમસ્ત લોક ત્રણસો તેતાળીસ રાજૂ ઘનાકાર છે એમા ફક્ત પિસ્તાળીસ લાખ યોજનમા વિસ્તૃત અઢી દ્વીપમાં જ મનુષ્યભૂમિ છે એમા દસ લાખ યોજનના વિસ્તારમા બે વિરાટ સાગરો લહેરાઈ રહ્યા છે, જ્યા મનુષ્ય-વસતિ માટે કોઈ સ્થાન નથી ફક્ત પાત્રીસ લાખ યોજન-ભૂમિમા મનુષ્યો વસે છે એમા પણ હજારો લાખો યોજનમાં વિશાળકાય પર્વતો, નદીઓ-નાળાઓ છે તેમ હજારો માઈલ લાબા ઘોર જગલો છે આ બધા વચ્ચે મનુષ્ય વસે છે કેટલા અલ્પ અને સીમિત પરિમાણમા! આ આત્માને એકેન્દ્રિય, બે-ઇન્દ્રિય તે-ઇન્દ્રિય, ચતુરેન્દ્રિય,

અસંજ્ઞી પંચેન્દ્રિય અને સંજ્ઞી પંચેન્દ્રિયના કેટલાય ભવો પસાર કર્યો પછી માનવજીવન મળે છે ॥

આગમ કહે છે માનવ દુર્લભ છે પણ આપણો અનુભવ કહે છે માનવથી સસ્તુ બીજુ કંઈ નથી. એક માણસની જરૂરિયાત ઊભી થતાં એક હજાર હાજર થઈ જાય છે. એક ઑફિસમાં બસો આદમીઓની જરૂર હતી એને સારુ બે હજાર વ્યક્તિઓની અરજીઓ આવી હતી. એક દિવસ માટે જો તમારે સાઈકલ જોઈતી હશે તો ચાર રૂપિયા આપવા પડે છે પણ જો મનુષ્ય જોઈએ તો ચાર આનામાં પૂરા દિવસનો મજૂર તમને મળી જશે. એટલે એનો અર્થ એ થયો કે એક આદમીની અપેક્ષાએ સાઈકલની કીમત વધુ છે

કલ્પના કરો એક આદમી પચાસ રૂપિયા કમાય છે તો વરસભરની એની કુલ કમાણી થશે રૂપિયા છસોની અને જો એ આજ કમે સો વરસ સુધી અવિરામ શ્રમ કરતો રહે તો એ સાઠ હજાર રૂપિયા કમાઈ શકશે. આ એના સમગ્ર જીવનનો નિચોડ છે આમ એક આદમીના જીવનની કિંમત રૂપિયા સાઠ હજાર થશે. જ્યારે બીજી બાજુ એક હીરાની કિંમત એક લાખ સુધીની પણ થઈ શકે છે તમે જ હવે વિચાર કરો કે માનવજીવનની કિંમત થઈ કે એક જડ હીરાની? પરંતુ આ પ્રશ્નના બીજા પાસાને પણ ચકાસો માની લો કે હીરાની કીમત એક લાખ રૂપિયા છે તે કદાચિત્ દસ લાખ રૂપિયાનો પણ હોઈ શકે પણ આવા હજારો હીરા ખરીદનાર પણ માનવ જ છે અને એની કિંમત સૂચવનાર પણ માનવ જ છે એટલે તમારે એ ભૂલવુ ન જોઈએ કે હીરા કરતાં હીરાનો પારખનાર મોટો હોય છે અને જો માનવમાં માનવતાની સૂઝ-બુઝ આવી જાય તો એ હીરાની ખાણને પણ ખરીદી કરી શકે તેમ છે ઠીક ત્યારે ચાલો આપણે માનવતા અંગે પણ પણ કંઈક વિચાર કરી લઈએ

માનવતા

માનવ અને માનવતા વચ્ચે તે શો જ ફેર છે કે જેટલો માટી અને માટીના પ્યાલામાં. માટી જ્યાં સુધી પ્યાલાનું રૂપ લેતી નથી ત્યાં સુધી એ ઉપયોગી પણ બનતી નથી. તમારે ચહા પીવી છે તો માટીમાં નહી પી શકો પરંતુ માટી જ્યારે પ્યાલાનુ રૂપ લે છે ત્યારે જ તમે એનો ઉપયોગ કરી શકો છો. માનવશરીર પણ એક માટી જ છે પરંતુ માનવતા રૂપે જો એ

માટી ઢળાય છે તો એ દેવો માટે પણ પ્રિય બની જાય છે આગમમા કહ્યુ છે કે —

"देवावि तं नमंसंति"

દેવો પણ માનવને નમસ્કાર કરે છે પણ શુ દેવ અસ્થિ અને ચામડી સારુ નમે છે? શારીરિક સુદરતા તો માનવીની અપેક્ષા એમની કને સહસ્ર ગણી વધુ છે સપત્તિમા પણ માનવ એમના કરતા ઘણો પાછળ છે, પરતુ માનવમા સમાયેલી માનવતા જ દેવોને નમવા માટે વિવશ કરી મૂકે છે

સાકરમાંથી જો મીઠાશનુ તત્ત્વ કાઢી લેવામા આવે અને મીઠામાથી ક્ષારત્વ (ખારાપણુ) સમાપ્ત થઈ જાય તો એમા બાકી શું રહેશે? માટીના ભાવે પણ કોઈ એને ખરીદશે નહી એટલે માનવમા જ્યારે માનવતા અસ્ત પામે છે ત્યારે એ જીવનની પણ કોઇ કિમત નથી બાદશાહ ઔરગઝેબ કહેતો હતો

એમ તો હજારો–લાખોની સખ્યામા માણસો ફરતા જોવામા આવે છે, શકલ સૂરત (મોં) કહે છે અમે આદમીઓ છીએ પણ ઈન્સાનિયતને ખોળશો તો તેવા ઈન્સાન (મનુષ્ય) મળશે? કે સભવ છે હજારમા એક પણ ન મળે. હા, તો માનવ ઘણા છે પણ માનવતાનો અભાવ છે.

આજના વિશ્વ–વિદ્યાલયોમા દર વર્ષે હજારો યુવકો પરીક્ષા પસાર કરે છે. પ્રતિવર્ષ વકીલ, બેરિસ્ટર–સોલીસીટર, ડોક્ટર, ઈન્જિનિયરની ડિગ્રીઓ અપાય છે પણ માનવતાની પરીક્ષામા પાસ થનાર કેટલા વિદ્યાર્થીઓ મળશે? અને માનવતાની પરીક્ષા લેનાર કેટલી યુનિવર્સિટીઓ છે? વકીલ, બેરિસ્ટરો માટે યુનિવર્સિટીઓ મળશે પણ માનવતાની યુનિવર્સિટી કયા છે? પરતુ યાદ રાખજો માનવતા વિના બધી ઉપાધિઓ (ડિગ્રીઓ) ફિક્કી જ રહેવાની છે.

એક બહેન દાળ બનાવતા બધા મસાલા નાખે છે પણ મીઠુ નાખવું ભૂલી જાય છે તો દાળનો સ્વાદ નહી આવી શકે તેવી જ રીતે દૂધ કેશર નાખ્યુ, બદામ પીસ્તા નાખ્યા પણ સાકરના અભાવે એ દૂધ પણ ફિક્કુ જ રહેવાનુ તેમ શરબતમા બધી સામગ્રીઓ નખાઈ છે પણ એમા થોડો બરફ નખાય કે એનો સ્વાદ વધુ સરસ બની જાય છે

હા, તો મીઠા વિના જેમ શાક–દાળ ફિક્કા નીરસ લાગે છે, સાકર વિના દૂધ જેમ સ્વાદિષ્ટ લાગતુ નથી અને બરફ વિના જેમ શરબત તરી આવતુ નથી તેમ માનવતા વગર માનવી પણ સદ્‌ગુણોથી શૂન્ય હશે એને

જીવનનો આનંદ નદી બને લક્ષાધિપતિ થવા છતાં પણ જો એનામાં માનવતાની મધુરતા નથી તો તે નીરસ જ હશે. બધું પામવા છતાં એને ખાલી ખાલી જ લાગશે-અનુભવ કરશે.

વિંધ્યાચલની તળેટીમાં મહર્ષિ સાત્વકિનો આશ્રમ હતો. થોડાક વિદ્યાર્થીઓ એમના આશ્રમમાં અભ્યાસ કરતા હતા. એમને પ્રકૃતિની ખૂલી હવામાં કેળવણી મળતી હતી તેમ જ્ઞાનનો ખુલ્લો પ્રકાશ મળતો હતો. પ્રાચીન યુગમાં આજની કોલેજો જેવી કેળવણીપ્રણાલી નહોતી. ત્યાં રહેતો વિદ્યાર્થી આચાર્યની શિક્ષા-દીક્ષાની સાથે-સાથે આત્માના સદ્‌ગુણોને પણ અપનાવવાના પ્રયત્નો કરતો હતો. એના મસ્તિષ્કમાં ભૌતિક ઝુકાવો કરતાં આત્માના સૌન્દર્ય તરફ વધુ મહત્ત્વ રાખતા હતા.

તે ઋષિના આશ્રમમાં થોડીક જમીન હતી અને થોડીક ગાયો પણ હતી. વિદ્યાર્થીઓ ગાયોનું દૂધ પીતા અને જમીનની ખેડ કરતા. આમ ઋષિ પાસે એમના શ્રમ અને સ્વાવલંબનના પાઠ ભણતા. આનંદના સમયમાં એમનું શિક્ષણ ચાલતું.

એક વખત બનારસનો રાજા વિક્રમ દેવ રાણી અને સેવકો સાથે એ બાજુથી પસાર થયો. આશ્રમથી થોડેક જ દૂર વહેતી નદીના તટે રથ થોભ્યો. થોડો સમય વન-વિહાર કર્યો પછી બધા જમવા સારુ બેઠા. તે જ વખતે આશ્રમના વિદ્યાર્થીઓ ત્યાંથી પસાર થયા. એક વાડકો મીઠાઈ ભરીને રાજાએ ઋષિ પુત્રને આપવા હાથ લંબાવ્યો પણ એણે એ કહીને કે આપને જે કંઈ આપવું હોય તે અમારા આચાર્યને આપજો, એનો ઇન્કાર કર્યો. આમ લેવું એ અમારા નિયમ વિરુદ્ધ છે. રાજા વિદ્યાર્થીના આ નિર્લોભપણાથી બહુ પ્રભાવિત થયો.

સંધ્યા ટાણે જ્યારે રાણી અને રાજા જલ-વિહાર બાદ રાજધાની તરફ પાછા વળ્યાં ત્યારે રાણીનો હાર ત્યાં જ રહી ગયો. થોડીક વારે આશ્રમના વિદ્યાર્થીઓ એ બાજુ આવ્યા. સંધ્યાનાં સોનેરી કિરણોમાં ચમકતી કંઈક પીળી પીળી ચીજ એમની નજરે પડી. વિદ્યાર્થીઓએ હાર લઈ લીધો અને આશ્રમમાં પાછા ફર્યા. આચાર્યશ્રીને કહ્યું: ગુરુદેવ, નદીતટેથી આ વસ્તુ મળી છે. ક્યાં રાખીએ એને? ઋષિએ ધીમા પણ શાંત સ્વરમાં જવાબ વાળ્યો: જ્યાં ગાય ઊભી છે ત્યાં એના ખીલે ટાંગી દો. જેનો હશે તે એ લઈ જશે.

આ બાજુ વિક્રમદેવનો રથ જ્યારે નગરની સીમમા પ્રવેશ કરી રહ્યો હતો ત્યારે જ રાણીને પોતાનો હાર યાદ આવ્યો હાર ન મળતા એ ખૂબ ગભરાઈ. ગભરાટમા જ એણે રાજાને કહ્યુ 'હાર ઘણુ કરીને નદીતટે રહી ગયો છે' રાજાએ રથને પાછો વાળ્યો નદીએ પહોચ્યા ને જોયુ તો હાર ગૂમ હતો હાર ન મળતા એમની ચિતા વધી પડી શોધતા-શોધતા રાજા આશ્રમે પહોચ્યો ઋષિએ કહ્યુ . "સધ્યાટાણે વિદ્યાર્થીઓને કોઈક ચીજ મળી તો છે એ જુઓ ગાયના ખીને ટાગી છે તમારી હોય તો જોઈલો"

રાજાએ જોયુ તો હાર લટકી રહ્યો હતો હારને પામી એનુ મન પ્રફુલ્લ બન્યુ તે જ વખતે એના વિચાર-મણકા બદલાયા હુ ભર્યો-ભર્યો છુ છતા ખાલી છુ અને આ ખાલી છે છતા ભર્યા-ભર્યા છે મારા એક નોકર કરતા પણ ઓછા ખર્ચે આ આશ્રમ ચાલી રહ્યો છે, છતા બધા કેટલા પ્રસન્ન છે, જ્યારે મારી પાસે વિશાળ રાજ્ય હોવા છતાં પણ પ્રસન્નતા અને શાતિ મારા નસીબે નથી કારણ કે હુ ભૂખ્યો છુ, આ લોકો તૃપ્ત છે.

તો જેણે માનવતાનુ અમૃત-પાન કર્યુ છે તે સાધનોના અભાવમા પણ એક જાતની તૃપ્તિ અનુભવે છે હમણા જ તમારી સમક્ષ માનવતાનુ એક નાનુશુ ચિત્ર રજૂ કર્યુ છે જેણે માનવતાના ભવ્ય દર્શન કર્યા છે તેણે જીવનનો ભવ્ય-નિધિ પણ મેળવી લીધો જ છે

મધ્યભારતમા સાકરટેટીનુ પનીર બનાવે છે પણ જ્યારે એના નાના-નાના કકડા કરી એમા સાકર મેળવાય છે ત્યારે એને પનીર કહેવાય છે તેમ માનવમા પણ જ્યારે સદ્ગુણોની સાકર ભળે છે ત્યારે મનુષ્યત્વ આવે છે અને માનવતા આવવાની સાથે જ માનવ ચમકે છે

એક પાકીટ છે એની કિમત એક રૂપિયો છે પણ એમા જો દસ હજારની નોટ ભરી દેવાય તો એની કિમત દસ હજારની થઈ જશે એમ આ માનવ તો ખાલી પાકીટ સમાન છે પરતુ એમા દયા, પ્રેમ, કરુણાના સદ્ગુણ ઊતરી આવે તો અને ત્યારે એની કિમત સહસ્રગણી વધી શકે છે પાશ્ચાત્ય વિચારક બોર્ન કહે છે કે "મારી નજરમા માનવતા મોટી છે અને માનવ તો એની સામે ઘણો નાનો લાગે છે"

આજે માનવતાવાદની જ આવશ્યક્તા છે જે માનવમા માનવતાની પ્રતિષ્ઠા મૂકી શકે એમ તો આજે વિશ્વમા સામ્યવાદ, સમાજવાદ, મૂડીવાદ, સામ્રા-જ્યવાદ, ગાધીવાદ એવા અનેક વાદો પ્રચલિત છે, પણ જોવાનુ એ છે કે આ

વાદોએ માનવતાના વિકાસમાં કેટલો ફાળો આપ્યો છે આજે તો એવા માનવતા-વાદની જરૂર છે કે જે માનવને માનવતા સમીપ દોરી લઈ જઈ શકે.

સૌ કોઈ માનવરૂપે જ જન્મે છે એ પૈકી થોડાક તો નર-દેવ બને છે થોડાક નર-પિશાચ બને છે તો થોડાક નર-પશુ પણ. આનો અર્થ એ થયો કે દેહે તો સૌ માનવ છે પણ વિશ્વના કરોડો માનવીઓ પ્રત્યે જેનું મન વત્સલ અને પ્રેમ વહેવડાવે છે એનો વિશ્વ-પ્રેમ જ એને વિશ્વ-માનવ બનાવી દે છે પરન્તુ જ્યારે મનુષ્ય પોતાની શક્તિઓને સંહાર ભણી વાળે છે બુદ્ધિ અને શક્તિનો ઉપયોગ અન્યોનું શોષણ કરવામાં કરે છે ત્યારે એ માનવતાવિહીન માનવ બની જાય છે

માનવમાં જ્યારે રાક્ષસી-વૃત્તિ જાગે છે ત્યારે એ નર-પિશાચ બની જાય છે માનવ-આકૃતિમાં ફરતા આવા દાનવ તો તમને હજારો મળશે. એમનામાં પશુતા ભરેલી રહી હોય છે જેમનાં કાર્યોની પાછળ વિવેક-શક્તિનો અભાવ છે તેઓ નર-પશુ છે પછી ભલેને તેઓ માનવ-દેહધારી કેમ ન હોય. એમની અવિચારી કાર્યપ્રણાલી પશુતાને જગવે છે જગમાં એટલા માટે જ આવા લોકો માટે ગધેડો ને બળદ-ખૂટ જેવા શબ્દોનો પ્રયોગ થાય છે

કોઈ મનુષ્યને પશુ કહેવાશે તો એ ખીજાશે. મનુષ્ય માટે જ્યારે પશુત્વનો પ્રયોગ થાય છે ત્યારે એમાં એને શરમાવનારી વાત બને છે પરંતુ આમાં મનુષ્ય માટે જ નહીં અપિતુ પશુ માટે પણ શરમાવનારી વાત બને છે એમ વિચારક કહે છે માનવમાં અગર નૈતિકતાની જ્યોત જાગે છે એનું મન જો સ્વાર્થરહિત છે બીજાનાં દુઃખદર્દ નિહાળી એના મનમાં પણ એ જ અનુભૂતિ થાય છે તો એ મનુષ્યને દેવ કહી શકીએ. પરન્તુ સત્તા અને સ્વાર્થભૂખે જેણે માનવતાની હત્યા કરી છે બીજાને કચરી પાડી જેનું મોં મલકાય છે બીજાને દુઃખદર્દથી છટપટાતા જોઈ જેના હૃદયમાં આનંદ અનુભવાય છે એવા માનવને શું પશુ પણ કહી શકાય નહીં કારણ કે એમાં પશુ-જગતનું અપમાન છે

માની લઈએ કે પશુ અસભ્ય-જગતમાં પળે છે એને વિજ્ઞાન-જ્યોત મળી નથી. એટલા માટે જ આપણે પશુઓને અસભ્ય કહીએ છીએ અને સિંહને અસભ્યતમ. પણ અસભ્ય સિંહમાં પણ એટલો તો વિવેક છે કે એ તે પોતાના સજાતીય પશુનો શિકાર કરતો નથી. પણ સભ્યતા અને સંસ્કારોનો ઊંચા સ્વરે જયઘોષ કરનાર માનવ પોતાના જ સજાતીય માન-

વનો એ રીતે શિકાર કરે છે કે પિશાચ પણ એથી શરમાઈ જાય આ છે માનવની સભ્યતાનો નમૂનો

એક વખતની વાત છે થોડા-એક અગ્રેજ લોકો અજાયબ-ઘર જોવા ગયા ત્યા સિહ અને વાઘ-વરૂની ગર્જના સાભળી તેઓ બોલ્યા 'શતાબ્દીઓ વીતી ગઈ પણ આ હેવાન તે હેવાન જ રહ્યા' અજાયબ-ઘર જોઈ તેઓ બહાર નીકળ્યા અને ખિસ્સામા હાથ નાખ્યા કે ચમક્યા એમનું ખિસ્સુ કપાઈ ચૂક્યુ હતુ ખબર પડી કે કોઈ ભલા આદમીએ એમના ખિસ્સા પર હાથ માર્યો હતો પાંચસો રૂપિયાનુ પાકીટ ગૂમ થયુ હતુ. તે જ અગ્રેજો કહેવા લાગ્યા 'આ બિચારા પશુઓએ તો ખિસ્સા કાપવાની કળા તો શીખી નથી'

હા, તો જ્યા સુધી મનુષ્યમા માનવતા છે ત્યા સુધી એ દેવ છે પરતુ માનવતાની મર્યાદા ઓળગી જ્યારે એ પતન તરફ વળે છે ત્યારે એ પશુ કરતા પણ વધુ અધપતન કરી ચૂકે છે દુરાચારી માનવને પશુ કહેવો એ પશુનુ અપમાન કરવા સમાન છે, કારણ પશુ-જગતે આજ સુધી પોતાની મર્યાદાનો ત્યાગ કર્યો નથી જો કે પશુઓ પાસે નથી મઠ કે નથી મસ્જીદ કે નથી મદિર ન એમની કેળવણી સારુ શાળાઓ અને કોલેજો છે તેમ છતા પણ એમની વ્યવસ્થા સુદર છે અને તેમાય એમની વાસના-પૂર્તિમા પણ સમયની મર્યાદા છે જ્યારે શાળાઓ અને કોલેજોમા વર્ષો સુધી ભણેલો આદમી પણ આજ સુધી સમય-મર્યાદાને પિછાની શક્યો નથી.

હા, તો તમે માનવતાને પારખો માનવશરીર કેટલુ સૌમ્ય છે, એના પર હિસાનુ એક પણ ચિહ્ન નથી, તેની પાસે સિહ સમા નખ નથી તેમ નથી એની પાસે કૂતરા જેવી ફાડી ખાનાર તીક્ષ્ણ દાત ગાય જો કે સીધું અને સરળ પશુ છે છતાય એની પાસે હિસાના સાધન તરીકે તીક્ષ્ણ શીગડા છે સિહની પાસ તીક્ષ્ણ નખ છે, કે જેના વડે એ શિકાર કરે છે કૂતરા પાસે ફાડી ખાનાર દાત છે પણ માનવ-દેહ કેટલો રમ્ય છે એ અહિસાનુ પ્રતિક છે પરતુ એ જ સૌમ્ય માનવીએ એટમ બોબ સમા ભયકર સહારક શસ્ત્રોનુ આજે નિર્માણ કર્યું છે.

સાપ ભયકર પ્રાણી છે એની દાઢમા ભયકર વિષ છે અને એ મનુષ્યના પ્રાણ પણ લઈ લે છે પરતુ વિચારવાનુ એ છે કે સાપ દ્વારા દશ દીધેલી વ્યક્તિ વધારે મરી છે કે સ્વય માનવ દ્વારા વધુ કપાઈ છે?

ઇતિહાસ સાથી પૂરે છે કે માનવીએ જેટલા મનુષ્યોનો સંહાર કર્યો છે તેટલો સંહાર પશુઓએ પણ કર્યો નથી સાચે જ માનવતાવિહીન માનવ સાપ કરતાં પણ વધુ ભયંકર છે અને સિંહ કરતાં પણ વધુ ક્રૂર

માનવમાં જો માનવતા હોત તો ભગવાન મહાવીરના કાનોમાં ખીલા શા માટે ઠોકાત ? રામને શા માટે વનવગડામાં ભટકવું પડત ? ઈશુને ક્રોસ પર ચઢાવનાર માણસ જ હતો અને સોક્રેટીસને વિષનો પ્યાલો પાનાર પણ નહી પણ માનવ જ હતો એમનો આકાર તો એ બતાવતો હતો કે એ મનુષ્ય છે પણ એમની પ્રકૃતિ–સ્વભાવને પૂછો એ શું જવાબ આપશે ? એમની પ્રકૃતિ માનવ–માટીથી નહી પરંતુ દાનવ–માટીથી ઘડાઈ હતી. માટીને મનુષ્યનો આકાર મળી જવામાં કંઈ વિશેષતા નથી એમ તો રાવણ પણ મનુષ્ય હતો અને રામ પણ મનુષ્ય જ હતા છતાં બંને વચ્ચે કેટલો ફેર હતો ! એક શરીરની આકૃતિ માત્રથી મનુષ્ય હતો તો બીજો જીવન સુગંધ દ્વારા માનવ કહેવાયો. એકના માનવ–ચોળા (વસ્ત્ર)માં દાનવતાનું રૂપ છુપાયેલું હતું તો બીજાના પ્રેમ જીવનમાં માનવતાનો પ્રકાશ ઝગમગી રહ્યો હતો.

## માનવતાની શોધમાં

માનવમાં જ્યારે માનવતાનો પ્રકાશ ખોવાઈ જાય છે ત્યારે ત્યાં અંધકાર જ બાકી રહી જાય છે અને ત્યાં અંધકાર છે ત્યાં અશાન્તિ છે આપણે ત્યાં સાધુઓની કમી નથી તેમ નથી ગુરુઓની નથી નેતાઓની કે આચાર્યોની. તેમ છતાં સંપ્રદાય પંથવાદ, જાતિવાદનાં ભૂત ભારતમાં છવાયેલાં પડ્યાં છે આ જ જીવતાજાગતા દાનવોએ ભાઈના હાથે ભાઈ મરાવ્યો છે અને બે પડોશીઓ વચ્ચે ખાડો ખોદ્યો છે જાતિવાદે આપણામાં લડાઈ જગવી છે પંથવાદના નામે પણ લડી ચૂક્યા છીએ. પ્રાંતવાદે લઈને મહારાષ્ટ્ર અને ગુજરાતે લોહીની હોળી રમી છે

અમે હિંદુ છીએ મુસલમાન છીએ જૈન છીએ શીખ છીએ પારસી છીએ ખ્રિસ્તી છીએ પણ શું મનુષ્ય નથી ? બીજી બાજુ અમે મહારાષ્ટ્રી છીએ, ગુજરાતી છીએ દક્ષિણી છીએ ઉત્તર ભારતીય છીએ પંજાબી છીએ સિંધી છીએ, પણ શું ભારતીય નથી ? આપણી વિચારવાની રીત જ ઊંધી (વિપરીત) છે આપણે ટુકડાઓમાં વહેંચાઈ ગયા છીએ. અને એ રીતે વિચારવાને ટેવાઈ ગયા છીએ. અખંડ માનવતા આપણા મગજમાં પેસતી જ નથી

કોઈએ જો હિન્દુના ઘેર જન્મ લીધો છે તો એના શિરે હિન્દુત્વ સવાર થઈ જશે ચોટલી અને જનોઈ રાખવી જરૂરી બનશે કોઈ પણ બાળક પોતાની માતાના પેટમા આવે છે ત્યારે હિન્દુ અથવા મુસલમાન દર્શાવતુ કોઈ નિશાન લઈને આવતુ નથી આજ સુધી મનુષ્ય એવુ કોઈ મશીન બનાવી શક્યો નથી કે કોઈ બાળક અગે એમ બતાવી શકે કે એ હિન્દુ છે કે મુસલાન છે પ્રકૃતિને આગણે એવો કોઈ ભેદ નથી પણ એને શી ખબર હતી કે આ મનુષ્યના બાળકને જે પૃથ્વીગ્રહનો અધિષ્ઠાતા બનાવ્યો છે તે આ પૃથ્વીને એશિયા, યુરોપ, આફ્રિકા વગેરે ટુકડાઓમા વહેચી નાખશે અને એ ટુકડાઓમા પણ ભારત, પાકિસ્તાન, જર્મન, જાપાન, ઇગ્લેડ, આફ્રિકા, અમેરિકા જેવા નાના-નાના ટુકડામા ભેદી નાખશે અને એ ટુકડાઓમા પણ પજાબ ને સિધના ટુકડા, ગુજરાત ને મહારાષ્ટ્રના ટુકડા, બગાળ ને બિહારના ટુકડા કરી દેશે ? અને એને એની પણ ક્યા ખબર હતી કે માનવનુ આ બાળ જે માનવસમાજનો સભ્ય હશે તેને જ હિન્દુ મુસલમાનના રૂપમા બદલી નાખશે ?

પરતુ માનવતા આપણને આ બધા ભેદો કરતા ઉપર અભેદ તરફ દોરી લઈ જાય છે ખડોમા અખડ તત્ત્વનો સાક્ષાત્કાર માનવતા વડે જ સભવી શકે છે આપણે જ્યારે પોતાને જાતીય, પ્રાતીય અને રાષ્ટ્રીય દિવાલોથી ઉપર ઊઠીને જોવુ શરૂ કરીશુ ત્યારે જ બધા સઘર્ષો સમાપ્ત થઈ જશે પોતાને જ્યારે ટુકડાઓમા વહેચાયેલા જોઈએ છીએ, ભારતીય અને પાકિસ્તાનના રૂપમા નિહાળીએ છીએ ત્યારે મનમા સઘર્ષ-જ્વાલા ઊઠે છે એક અમેરિકન જ્યારે કોઈ રશિયનને જુએ છે તો એ કોપાયમાન બની જાય છે

આપણે જ્યારે સમસ્ત માનવ-જાતિને એક રૂપે જ જોવાનો અભ્યાસ કરીશુ અને કરોડો મનુષ્યો વચ્ચે વ્યાપ્ત માનવતાને પિછાનીશુ ત્યારે જ સપ્રદાયવાદ, પ્રાતવાદ, ભાષાવાદ, અને રાષ્ટ્રવાદની દિવાલો એક પછી એક તૂટતી જોવા મળશે સપ્રદાયવાદ અને પ્રાતવાદને લઈને થતા હુલ્લડો પણ સમાપ્ત થઈ જશે રાષ્ટ્રવાદના [illegible] કાજે થતુ મહાયુદ્ધ બધ થશે અને માનવ માનવતાની છાયા તળે શાતિનો શ્વાસ લઈ શકશે.

દિનાક
તા ૩૧-૮-૧૯૫૮

જૈન ઉપાશ્રય
કોટ, મુબઈ-૧

## ૧૧ જીવવાની કલા

જીવનનો કલાકાર એ સૌથી મોટો કલાકાર છે. જેને સારી રીતે જીવતાં આવડે છે એ જીવવાની કલા શીખ્યો છે. વાર્તા ગમે તેટલી લાંબી હોય એ કોઈ જોતું નથી. પણ સાહિત્યનો રસિક તો એ જ જોતો હોય છે કે વાર્તામાં સરસતા અને સજીવપણું કેટલું છે! તેવી જ રીતે જીવનની વાર્તા કેટલી લાંબી છે એ પ્રમાણનું મહત્ત્વ નથી. પરંતુ જિંદગી કેવી રીતે વિતાવી એ જ મહત્ત્વનું છે. જિંદગીની સાર્થકતા વર્ષોથી મપાતી નથી, પણ એ તો એના ગુણોથી જ મપાય છે.

ગજસુકુમાર કરતાં સોમિલે લાંબી જિંદગી ગાળી અને અભિમન્યુ કરતાં જયદ્રથે લાંબુ જીવન ગાળ્યું. પરંતુ એની જિંદગીની એ દીર્ઘતાનું શું મહત્ત્વ છે! પેલો સુંદર સુકુમાર ગજસુકુમાર સોળ વર્ષની નાની વયે ચારે બાજુ પ્રેમ અને ક્ષમાની સુવાસ ફેલાવી ચાલ્યો ગયો. એણે ક્રોધના વિષને બદલે ક્ષમાનું અમૃત આપ્યું. અંધકાર સામે પ્રકાશ પ્રગટાવ્યો. અને તે પ્રકાશનો દેવ પ્રકાશમાં જ વિલીન થઈ ગયો. સોમિલનું જીવન અંધકારમય હતું. એની પાસે માત્ર વિષ હતું. એ જ્યાં સુધી જીવ્યો ત્યાં સુધી ચારે બાજુ વિષ જ પ્રસારતો રહ્યો અને અંતે એક દિવસ તે એવા જ અંધકારપૂર્ણ નરકમાં પહોંચી ગયો. આવી જ હકીકત અભિમન્યુની છે. આજનો એ લાલ જેવા હોઠની લાલીમા હજુ જરાયે ઓછી થઈ ન હતી. હજુ મેંદીની લાલાશ પણ ધોવાઈ ન હતી. ત્યાં તો એ નીકળી પડ્યો અન્યાય સામે ઝઝૂમવા. સ્વાર્થવાદીઓના ચક્રવ્યૂહને ભેદવા. એકલો અટૂલો તે તરુણ કુમાર ઝૂઝી પડ્યો ને મોટા મોટા મહારથીઓના પ્રાણ તેણે કંપાવી મૂક્યા. પરંતુ એ અન્યાયી યુદ્ધમાં જયદ્રથના બાણનો એ શિકાર બની ગયો. આમ ભલે એ અભિમન્યુ જીવ્યો થોડું જ પણ ઉત્તમ રીતે જીવી ગયો.

જીવન પણુ એક કલા છે ચિત્રકાર વાકીચૂકી રેખાઓમા રગ પૂરી સરસ ચિત્ર ઉપસાવે છે, ત્યારે એમા જાણે જીવન ધમકી ઊઠે છે એક શિલ્પી બિનઘડાયેલો પથ્થર લે છે, અને છીણી અને હથોડી વડે એ પથ્થરને એક ભવ્ય મૂર્તિમા પરિણત કરી દે છે એ એની કલા છે રગ અને છીણીની કળા પણુ સરસ કળા છે પણુ જીવનની કળા સૌથી મોટી કળા છે શિલ્પી મૂર્તિ બનાવે છે પરતુ જીવનનો કલાકાર જીવનને ઘડે છે–બનાવે છે.

કલાકારના હાથમાં લોઢુ પણુ સોનુ બની જાય છે બજારમા રખડતા લોઢાના ટુકડાની બે પૈસાની કિમત હોય છે પણુ તેજ લોઢાનો ટુકડો જ્યારે કોઈ કારખાનામા પહોચે છે, અને કોઈ મશીનનુ અગ કે પૂર્જો બની જાય છે ત્યારે તેની કિમત દસ રૂપિયા થઈ જાય છે જો સજોગવશાત્ તેજ ટુકડો વળી સ્વીટ્ઝરલેન્ડ પહોચી ગયો અને કોઈ ઘડિયાળીના હાથમા જઈ ચડ્યો, અને ઘડિયાળીના હાથે તે ટુકડામાથી ઘડિયાળનાં નાના નાના સચા–મશીન બન્યા, ત્યારે બોલો, એ જ લોખડના ટુકડાના દામ કેટલા મોઘાં થઈ જશે? સોના કરતાયે એ ટુકડાની કિમત વધી જશે.

આજ રીતે જીવનનો કલાકાર મૂળ માટીનુ સોનુ બનાવે છે. તે આત્મામાથી પરમાત્માની મૂર્તિ સાકાર કરે છે ભગવાન મહાવીર, મર્યાદા પુરુષોત્તમ રામ, મહાત્મા બુદ્ધ, જરથોસ્ત, મહાત્મા ગાધી, એ બધા આવા જ કલાકાર હતા આપણે પણુ જીવનના કલાકાર બનવુ જોઈએ આપણે જીવનની કલા એવી વિકસાવીએ કે આપણે જે કોઈ સ્થિતિમા હોઈએ તે સ્થિતિમા આપણે વિષે બીજાને ગૌરવ થાય એટલે કે ધારો કે હુ મારા પિતાનો પુત્ર છુ તો હુ એવો પુત્ર બનુ કે મારા પિતા "હુ આવા પુત્રનો પિતા છુ" એવુ ગૌરવ અનુભવે રાજા સિદ્ધાર્થને ભગવાન મહાવીર જેવા પુત્રના પિતા હોવાનુ ગૌરવ હતુ રામ સમા પુત્ર મેળવી રાજા દશરથ પણુ ગૌરવ અનુભવતા હતા પિતાનુ જીવન જોઈ પુત્ર ગૌરવ અનુભવે કે 'મારા પિતા આવુ ઉજ્જવળ જીવન જીવી ગયા છે' ભાઈ પોતાના ભાઈ માટે એમ ગૌરવ લઈ શકે કે 'મારા ભાઈનુ જીવન એટલુ સુદર હતુ કે તેની સરખામણીમા કોઈ ઊતરી શકે નહિ એના જીવનમા ક્યાંય કલકની આછી છાટ પણુ ન હતી' માતાને પુત્રને જોઈ થાય, 'મારો પુત્ર ખરેખરો કૂળદીપક છે તેણે માત્ર કૂળને જ નહિ પણુ સારાયે સમાજ અને રાષ્ટ્રના નામને પોતાના પ્રકાશથી અલોકિત કર્યું છે'

ગાંધીજી સમા પુત્ર મેળવી માતા પુતળીબાઈનું અને શિવાજીને મેળવી માતા જીજીબાઈનું હૈયું ગજ ગજ ફૂલતું હતું. આવી જ સ્થિતિ સાસુ અને વહુ વચ્ચે હોઈ શકે. વહુ પોતાની સાસુ માટે જ્યારે ગૌરવ લઈ શકે અને સાસુને પણ જ્યારે એમ થાય કે મારું કેટલું મોટું ભાગ્ય કે મને આવી સુશીલ અને શિક્ષિત વહુ મળી! આ વી જ રીતે પતિ-પત્ની પણ એકબીજા માટે ગૌરવ લઈ શકે ત્યારે તે બધાએ જીવનની કલા સાધ્ય કરી ગણાય.

જેણે જીવનની કળા સાધ્ય કરી છે તેને માટે તેનો શિક્ષક-ગુરુ ભલે પછી તેની પાસે તેણે એક જ વર્ષ અભ્યાસ કર્યો હોય-અભિમાન લે છે જ્યારે જ્યારે એનું નામ કાને પડે છે ત્યારે ત્યારે એ બોલી ઊઠે છે "ઓહ, એ તો મારો વિદ્યાર્થી! એના જેવા વિદ્યાર્થી તો ગણ્યાગાંઠ્યા જ મળે. વિદ્યાર્થીજીવનમાં પણ એની સુશીલતાએ મારા મનને હરી લીધું હતું વગેરે"

તમારું નામ તમારા વડિલો સામે બોલાય ત્યારે શરમથી તેમને માથું નીચે ઢાળી દેવું પડે, તો એ કેટલું ખરાબ કહેવાય! એ તે કંઈ જિંદગી છે તમારી જિંદગી એવી હોવી જોઈએ કે તમારું નામ હોઠ પર આવતાં જ ગુરુજનોનું હૃદય હરખથી નાચી ઊઠે. જિંદગી જીવો તો એવી જીવો કે જ્યારે તમે આ સંસારમાંથી વિદાય લ્યો ત્યારે દુનિયાની આંખો તમને યાદ કરી રડી ઊઠે. જ્યારે દફન કરનાર તન ઢાંકવા માટે કફનનો ટુકડો આપે ત્યારે તેની આંખમાંથી આંસુના બે ટીપાં પણ તમારે માટે વરસે. સ્મશાનમાં જ્યારે શબયાત્રા પહોંચે અને લાકડાં આપનાર લાકડાં આપે ત્યારે એની આંખો પણ તમને વિદાય દેતાં ભીની થઈ જાય, અને એના મોંમાંથી શબ્દો સરી પડે કે અરે ગામનો એક ભલો આદમી જતો રહ્યો.

એક ઉર્દુનો શાયર કહે છે

**जिंदगी ऐसी बना जिन्दा रहे दिल शाद तू**
**जब न हो दुनिया में तो दुनिया को याद आये तू।**

આપણું જીવન પેલા ચંદનના લાકડાના જીવન જેવું બનવું જોઈએ. ચંદન જ્યારે લીલાછમ વૃક્ષરૂપે હતું ત્યારે પણ એણે દુનિયાને સુગંધ જ આપી અને કોઈએ એને ત્યારે કાપી નાખ્યું ત્યારે કાપનારને પણ એણે સુગંધ આપી. અને શું કહું! પોતાને કાપતી કુહાડીના મોંને પણ એણે તો સુગંધથી ભરી દીધું. જ્યારે એ લાકડું સુકાઈ ગયો ત્યારે પણ પોતાની સૌરભને એણે છોડી નહિ. અને ઘસાતાં ઘસાતાં પણ એણે તો દુનિયામાં સુરભિ જ પ્રસારી. આવી જ વાત આપણા જીવન માટે બનવી જોઈએ

જ્યારે આપણે સુખ અને સમૃદ્ધિના હર્યાભર્યા વૃક્ષ ઉપર હોઈએ ત્યારે આપણે બીજાને સુગધ જ આપવી જોઈએ અને જ્યારે સુખ અને સમૃદ્ધિની ડાળથી કપાઈને જુદા થઈએ અને દુ ખના મધ્યાહ્નમા સુખના પાદડા સૂકાઈ જાય, ત્યારે પણ આપણા સ્વભાવની શીતળતા અને ખુશબો સમાપ્ત ન થવી જોઈએ દુર્જનની જીભ કુહાડી બની આપણા દિલને છેદે તો પણ આપણે સુગધ જ લુટાવતાં રહેવુ જોઈએ એ જ ખરી જીવનની કલા છે

જીવનની કળા ભગવાન મહાવીર શીખ્યા હતા જ્યારે તેઓ રાજ-મહેલમા રહેતા હતા ત્યારે પણ તેઓ બીજાઓ માટે વરદાનરૂપ નીવડ્યા હતા હજારો-લાખો ગરીબોના દુ ખને એમણે પોતાનુ દુ ખ માન્યુ અને એને દૂર કરવાનો પ્રયત્ન કર્યો જ્યારે તેઓ રાજ-વૈભવને ઠોકરે મારી મુનિ બન્યા ત્યારે પણ એમની જીવનસુવાસ તેવી જ રહી એમની જીવનસૌરભની અસીમતા તો ચ ડકૌશિક નાગ જ્યારે એમને ડ ખ મારે છે ત્યારે અને ઇન્દ્ર જ્યારે એમના પગની પૂજા કરે છે ત્યારે જ સ્પષ્ટ થઈ જાય છે પણ એમની સમભાવસાધના કદી સમાપ્ત ન થઈ

ડ ખ મારનાર કૌશિક અને પૂજા કરનાર ઇન્દ્ર બ ને પ્રત્યે એમની દૃષ્ટિમા સામ્ય હતુ શત્રુ અને મિત્રનો ભેદ તેમના મનમા રહ્યો ન હતો. એમા તો અભેદભાવ ભર્યો સમભાવ જ વહી રહ્યો હતો.

સ ત તુકારામ મહારાષ્ટ્રના ઘણા મોટા સ ત થઈ ગયા એક દિવસ તેઓ વિઠોબાની યાત્રાએ જઈ રહ્યા હતા માર્ગમા કબૂતરોના ટોળા ધાનકણો ચણી રહ્યા હતા ભૂલથી તુકારામ એમની નિકટ ગયા. પણ તેમની નજીક પહોચતાની સાથે જ કબૂતરો એકદમ ઊડી ગયા આ દૃશ્ય જોઈ સ ત તુકા-રામને થયુ ' મારામા હજુ પૂરતી સ તવૃત્તિ આવી નથી જરૂર રાક્ષસી તત્ત્વો હજુ મારામા ક્યાય ને ક્યાય છૂપાયેલા પડ્યા છે તેથી જ બિચારા આ પખીઓ ધાન્ય છોડી ઊડી ગયા આવુ પણ હૃદય હતુ જે તમામ પશુ-પખીઓમા આત્મીયતાનુ દર્શન કરતુ હતુ અને કોઈને પણ દુ ખી જોઈ પોતે દુ ખી થઈ જતુ હતુ

આપણુ જીવન જ એવુ હોવુ જોઈએ કે ન આપણે સિ હથી ડરીએ કે ન આપણાથી એક ચકલુ પણ ડરે એ જીવન એટલુ રમ્ય હોય કે સર્વત્ર એ લોકપ્રિય બને આજે આપણે લોકપ્રિય બનવા ઇચ્છીએ છીએ સહુ ઇચ્છે છે કે દુનિયાના લોકોમા પોતે જાણીતો થાય જ્યા જ્યા તે જાય ત્યા ત્યા તેના સ્વાગત માટે હજારોની સ ખ્યામા લોકોની મેદની ઊભરાય પોતે

જે કાંઈ કહે તે બધુ જ હજારો લોકો ધ્યાનપૂર્વક સાંભળે. પોતે ભાષણ આપતો હોય ત્યારે પાંચ પાંચ મિનિટે તાળીઓથી સભાખંડ ગાજી ઉઠે. અને બીજે જ દિવસે એ આખુંય ભાષણ દરેક દૈનિક છાપામાં પહેલે પાને છપાય અને એ સાથે થોડો એનો પરિચય પણ આપ્યો હોય અને ફોટો પણ હોય.

## વૃક્ષ અને માનવ

દુનિયામાં આપણે લોકપ્રિય બનવા ઇચ્છીએ પણ એ પહેલાં આપણે એ વિચાર કરી લેવો જરૂરી છે કે આપણે આપણા પોતાના ઘરમાં પ્રિય બન્યા છીએ કે નહિ. ભારતની ભૂમિ પર પેદા થતા આંબાએ જેટલી લોકપ્રિયતા મેળવી છે એટલી લોકપ્રિયતા આપણી છે કેમ ? એના જેવું માધુર્ય આપણે મેળવ્યુ છે ? પેલું આંબાનુ ફળ તો માટીને ખોળે પાક્યુ છે જ્યારે તું તો સોનાને પારણે ઉછર્યો છે. એને તો પેલાં ખાતરનુ પોષણ મળ્યું, પણ તે તો મીઠાં મધુરાં ઝરણાં પીધાં. તે અંધારામાં રહ્યું અને તું વીજળીના પ્રકાશમાં રહ્યો. પેલું સદા જ ગામમાં રહ્યું, અને તું ચમકદમકવાળા શહેરમાં રહ્યો. પરંતુ હે માનવ તું એકાંતની પળોમાં બેસી વિચારજે કે તે પેલા ફળ જેવી મધુરતા મેળવી છે ખરી !

એક આંબાનુ ફળ જ્યારે ઘેર આવે છે ત્યારે સૌના મોં પર પ્રસન્નતા છવાઈ જાય છે બાળકો કૂદવા લાગે છે પરંતુ જ્યારે તમે ઘેર પહોંચો છો ત્યારે સૌના મોં પર પ્રસન્નતા છવાઈ જાય ખરી ! અથવા છવાયેલી પ્રસન્નતા પણ તમારા જતાં ઊડી જાય એવુ બને છે ! તમને જોઈને બાળકો દોડીને નજીક આવે છે કે તમારો શબ્દ સાંભળી ખૂણામાં ભરાઈ જાય છે ઘરમાં પગ મૂકતાંની સાથે જ જો પ્રસન્નતાનુ વાતાવરણ સર્જાય તો સમજવું કે તમે જીવનની કળા શીખ્યા છો. પરંતુ એને બદલે જો ઘરમાં તમારો પગ પડે કે ઘરનાં માણસોને એમ લાગે કે ઘરમાં અંગારા પડ્યા છે તો સમજવુ જોઈએ કે જીવનની કળા હજુ તમારાથી હજારો ગાઉ દૂર છે.

પહેલાંના ચોરોએ પણ જીવનની કેવી કળા મેળવી હતી ! આત્માના સુંદર આકાર વૈરાગ્યવાન જંબૂકુમારના ઘરની વાત છે. સુંદર સુકુમાર જંબૂકુમારે જુવાનીના દ્વારે પગલાં પાડ્યાં હતાં જ્યારે એમણે આચાર્ય સુધર્મ સ્વામીની પ્રવચનધારા સાંભળી અને એમનુ જીવન બદલાઈ ગયુ રોમેરોમમાં રસની અનુભૂતિ થવા લાગી ફૂલોમાં ફળ દેખાયા જંબૂકુમારે

એક પ્રવચન સાંભળ્યું હતું. તમે કેટલા સાંભળ્યા છે? સાંભળતા-સાંભળતા તો વાળ ધોળા થયા પણ જીવન બદલાયુ નહિ કારણ તમે પ્રવચનને રોટલો ગણો છો રોટલો પ્રતિદિન ખાવો જોઈએ તેમ પ્રવચનો પણ દરરોજ સાંભળવાં જોઈએ પરંતુ જેમની પાચનશક્તિ મંદ પડી ગઈ છે, તે ગેટલી તો શુ બદામ-પિસ્તા આરોગે તો ય એનાથી એનામા શક્તિ નહિ આવી શકે આજે શ્રોતાઓની પ્રાચન-ક્રિયા આવી બગડી ગઈ છે

તમારે પ્રવચનને રોટલો નહિ પણ ઔષધ સમજવુ જોઈએ રોટલી તો પેટ ભરીને ખાઈ શકાય છે, પણ દવા પેટ ભરીને ખાઈ કે પી શકાય નહિ થોડીક સુવર્ણભસ્મ કેવો પ્રભાવ દેખાડે છે! તેવી જ રીતે થોડુ સાંભળવુ પણ એનો ચમત્કારિક લાભ દેખાવો જોઈએ ઈર્ષ્યા અને ક્રોધની બીમારી નાબૂદ થવી જોઈએ આર્ય જંબુએ એક પ્રવચન સાભળ્યુ અને એમની જીવનધારા બદલાઈ ગઈ તેઓ ભોગથી નાસી ત્યાગના પંથે આગળ વધવા મથી રહ્યા

માત-પિતાના સ્નેહભર્યા આગ્રહને તેઓ ટાળી શક્યા નહી અને એમણે આઠ સુકુમારીઓનુ પાણિગ્રહણ કર્યું જ્યારે તેઓ લગ્ન કરીને પાછા ફર્યા ત્યારે પહેલી જ રાત્રે સુંદરીઓને ત્યાગ-પંથનો ઉપદેશ આપી રહ્યા હતા આ બાજુ તે સમયનો પ્રસિદ્ધ ચોર પોતાના સાથીઓ સાથે મંત્રણા ચલાવી રહ્યો હતો કે આજે કયા ચોરીનો ધા નાખી શકાય? ચોરોનો અધિપતિ બોલ્યો 'ઘડા કરતા કૂવામાથી પાણી લેવુ સારુ અને તળાવમા જો પાણી હોય તો કૂવા કરતા તળાવમાથી લેવુ વધુ સારુ છે. તળાવ કરતા નદી અને નદી કરતા સમુદ્રમાથી લેવુ સારુ આપણે ચોરી તો કરવી છે પણ કોઈ મધ્યમ વર્ગના ઘેર નહી કારણ તે બિચારો સ્વયં આર્થિક મુશ્કેલીના ઘાણામા પીસાઈ રહ્યો હોય છે એના ઘડામાથી શું લેવુ, જે પોતે જ તરસ્યો છે!'

એક ચોરે કહ્યુ, "વારુ તો, મમ્મન શેઠને ત્યા જઈએ તે તો રાજગૃહના ધનશ્રેષ્ઠ છે તે સમુદ્ર છે, તેમાથી વધુ ભરાય તો પણ કોઈ નુકસાન નહી થાય, ચોરશ્રેષ્ઠ બોલ્યો, "વાત તો સાચી છે તે સંપત્તિનો સમુદ્ર છે, પણ દિલ તો દરિયાવ નથી તે પૈસાનો એટલો લોભી છે કે જો આપણે એને ત્યા ચોરી કરીશુ તો તે કાલે જ ઝેર ખાઈ મરી જશે માટે ચોરી કરવી જ હોય તો શ્રેષ્ઠકુમાર જંબુકુમારને ત્યા જવુ જોઈએ તેને ત્યા સંપત્તિનો પણ સાગર છે તેમ પોતે દિલનો પણ સાગર છે આજે જ તે

આક કરાની ભેટ લઈને આવ્યો છે એને ત્યાંથી લઈશું તો ન ત્યાં ખાઈ પાડી નહિ. પેલા ચોરમાં પણ કેટલો વિવેક હતો હું માનું છું આજના શાહુકારોમાં પણ આટલો વિવેક નહીં હોય.

તમે નારાજ ન થાઓ તો એક વાત પૂછી લઉં તમારી દુકાને કોઈ ગ્રાહક આવે છે ત્યારે તમારું લક્ષ્ય શું હોય છે? એ કે એ બહુ ગરીબ છે માટે એની પાસેથી વધુ લેવું ન જોઈએ? જી નહીં ત્યારે તો તમારું એક જ લક્ષ્ય રહે છે કે મારી દુકાને આવેલા ગ્રાહકનું ખિસ્સું કેમ ખાલી કરી લેવાય?

તમે જો જીવનના કલાકાર બનવા માગતા હો તો તમારે બદલાવું પડશે. પોતાની ભાવનાઓ અને વૃત્તિઓમાં પરિવર્તન લાવવું પડશે. એમ તો આ વીસમી સદીમાં ઘણું ખરું પરિવર્તન થયું છે પહેલાં તમે દીવડાનો ઉપયોગ કરતા હતા એમાં તેલ પૂરવાની ઝંઝટ હતી, તે પછી ફાનસ આવ્યું પછી ગેસ-બત્તી (પેટ્રોમેક્સ) આવી અને હવે તો વીજળી અને ટ્યુબલાઈટ આવી. નાનકડું એવું બટન દબાવ્યું કે ચારેય બાજુ પ્રકાશ થઈ જાય

પહેલાં બહેનો કલાકો સુધી ચૂલા ફૂંકતી હતી. તેમાંય વળી ધુમાડાને લઈને આંખો બળતી હતી પણ હવે તો ગેસના ચૂલા આવી ગયા છે એને લઈને ફૂંકવાની માથાકૂટ મટી અને ધુમાડાની તકલીફ પણ ગઈ કેટલાક કેસમાં તો કૂકર પણ આવી ગયાં છે જે એક કલાકમાં જ તમને દાળ, ભાત, શાક તૈયાર કરી આપે છે તેને સારું હાથ પગ ચલાવવાની હવે જરૂર નથી. હા પણ રોટલી ચાવવાની તમને મહેનત જરૂર પડે છે હવે એવા મશીનની પણ તમારે જરૂર છે જે રોટલી મોઢામાં મૂકી દે અને હાથ-મોં પણ ધોઈ આપે. (સભામાં હસાહસ)

રોટલી ખવડાવવાનું તો નહીં પણ મોં ધોવાનું મશીન આવી ગયું છે હમણાં જ મેં છાપામાં આવી ખબર વાંચી હતી. બ્રશની સાથે બેટરી લગાવી દેવાથી બ્રશ પોતે દાંત સાફ કરી દે છે મશીનયુગે તમારામાં કેવું પરિવર્તન લાવી દીધું છે! તમારી ભોજનવિધિમાં પણ કેટલું પરિવર્તન આવી ગયું છે પહેલાં પાટલે થાળી રાખી ભોજન કરવામાં સભ્યતા ગણાતી હતી. જ્યારે હવે તો ટેબલ ખુરશી પર બેસી કાંટા અને ચમચા વડે ભોજન કરવામાં સભ્યતા ગણાય છે રહેણી-કરણી ભવન-નિર્માણ એ સર્વમાં પરિવર્તન આવ્યાં છે પણ આપણે એ જોવું છે કે જીવનમાં પરિવર્તન આવ્યું છે કે નહીં જરા ઊંડા ઊતરીને જોશો તો જણાશે કે બાહ્ય પરિવર્તન થયું છે પરંતુ માનવીની વિચાર-ધારામાં અને એની વૃત્તિમાં કશું જ પરિવર્તન નથી થયું

બળવાન નિર્બળોને, અમીર ગરીબોને અને સાધનસંપન્ન સાધન-હીનોને કચરી જીવિત રહી શકે છે, એ ભાવનામા જરા સરખુ ય પરિવર્તન આવ્યું નથી હજારો વર્ષોથી જે રીતે આપણે વિચારતા આવ્યા છીએ, તેથી એક તસુ પણ આપણે આગળ વધ્યા નથી હજારો વર્ષો પહેલા આપણે સમજતા હતા કે, ક્રોધ વડે બીજાઓ પર વિજય મેળવી શકાય છે, આજે પણ આપણે એવુ જ માનીએ છીએ એકવાર નહી પરંતુ હજારોવાર આપણે એ જોતાં આવ્યા છીએ કે ક્રોધથી મળેલો વિજય થોડી જ વારમા હારમા પલટાઈ જાય છે, તો યે આપણે એ માન્યતામા પરિવર્તન લાવી શક્યા નથી માનવી જ નહી, પરંતુ મોટા મોટા શક્તિશાળી રાષ્ટ્રો પણ તેવા જ પુરાણા ખ્યાલોમા રાચી રહ્યા છે તેઓ આજે પણ એમ જ માને છે કે શક્તિશાળી રાષ્ટ્રો નિર્બળ રાષ્ટ્રોને દબાવીને જીવિત રહી શકે છે ઇતિહાસે હજાર વાર બતાવ્યું છે કે તમારા ,આ સ્વપ્નો ભૂલભરેલા, ખોટા છે બીજાને દબાવી અથવા પાડીને ઉપર આવનાર સ્વયં નીચે સરી પડે છે, પરંતુ ઇતિહાસના આ સત્યની મોટા રાષ્ટ્રોએ સદૈવ ઉપેક્ષા કરી છે અને શસ્ત્ર-શક્તિ પર ભરોસો રાખી તેઓ નાના રાષ્ટ્રોને હડપવા તલસી રહ્યા છે

જીવનની કલા શીખવી હોય તો તમારે, તમારી જાતને બદલવી પડશે મનોવૃત્તિઓમા ફેરફાર કરવો પડશે આજથી તમારે વિચારવુ જોઈએ કે આપણને જે બળ મળ્યુ છે તે નિર્બળોને સતાવવા માટે નહી, તેમનુ રક્ષણ કરવા માટે મળ્યુ છે જે સંપત્તિ પ્રાપ્ત થઈ છે તે ગરીબ પાડોશીઓ અને સાધન-હીન સહધર્મીઓને ઉપર લાવવા માટે મળી છે જીભ આપણને બીજાની નિંદા કરવા માટે નહી, પરંતુ સદ્ગુણસંપન્ન મહાપુરુષોના ગુણ અને ગૌરવગાન કરવા મળી છે

જેણે બીજાના દુ ખો મટાડવા એક પગલુ ઉપાડ્યુ છે, દુનિયાએ એને પોતાના માથે બેસાડ્યો છે એનુ એક એક હાડકુ પણ હીરા જેવુ મૂલ્યવાન લાગે છે. એકવાર રાષ્ટ્રપિતા ગાધીજી દિલ્હીમા એક ડૉક્ટરની પાસે દાન કઢાવવા ગયા એક પ્રમુખ સાહિત્યકાર પણ તેમની સાથે ગયા હતા જ્યારે તેઓ આશ્રમમાથી ઉપડ્યા ત્યારે એક આશ્રમવાસી હરિજન સેવકે સાહિત્યકારને કહ્યુ "ભાઈ, તમે ગાધીજી સાથે જાઓ છો ગાધીજીનો દાન ડૉક્ટર કાઢશે, તે લઈ લેજો અને મને આપો દેજો તો બહુ મોટો ઉપ-કાર થશે બાપુની સ્મૃતિમા હુ એને સદૈવ માની પાસે જ રાખીશ "

ગાધીજી દવાખાને પહોચ્યા ડૉક્ટરે ઊભા થઈ ગાધીજીનુ અભિવાદન

કર્યું અને બાપુને પૂછ્યું 'અહીં આવવાની કેમ કારણે તસ્દી લીધી ?' હસતાં હસતાં બાપુએ જવાબ વાળ્યો : "આ દાંત પીડા દે છે તે કઢાવવો છે." ડૉક્ટરે કહ્યું, "જે બીજાને પીડા દે તેને તો કાઢવો જ જોઈએ. અંગ્રેજો ભારતવાસીઓને પીડી રહ્યા છે તેથી તમે એમને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવા માગો છો." બાપુએ કહ્યું : "તમે સાચું જ કહ્યું છે. ભારત તો મારું શરીર છે. એક પણ ભારતવાસી દુઃખમાં હોય તો આ વૃદ્ધ શરીર એને સહન કરી શકતું નથી." ડૉક્ટરે હવે એમને ઇન્જેક્શન લગાવ્યું. મોંના પેઢાને સુન્ન કર્યાં અને પછી એમની હસતી દાઢ ખેંચી કાઢી. દાંત કઢાવી લીધા બાદ ગાંધીજી તો આશ્રમમાં પાછા ફર્યા.

પેલા સાહિત્યકાર હજુ દવાખાને જ રોકાઈ રહ્યા. ગાંધીજીના ગયા પછી એમણે ડૉક્ટરને કહ્યું : "ગાંધીજીનો પેલો કાઢેલો દાંત મને સોંપી દો." ત્યારે ડૉક્ટરે જવાબ વાળતાં કહ્યું, "જી નહીં. આ દાંત તો અહીં જ રહેશે." આ જ વખતે ત્યાં પાસે ઊભેલા કંપાઉન્ડરના દિલમાં પણ ખળભળાટ થયો કે બાપુનો દાંત હું જ લઈ લઉં. જ્યારે પેલા સાહિત્યકાર ભાઈ વિચારી રહ્યા હતા કે, એ દાંત મારા કબજામાં આવી જાય. બાપુનો દાંત લેવા માટે ત્રણેય જણા મથામણ કરી રહ્યા હતા. તમારા દાંત પણ પડતા જ હશે ત્યારે શું એ દાંત લેવા કોઈ બીજું મથામણ કરે છે ખરું ? મથામણની વાત તો દૂર રહી પણ ખાતાં ખાતાં કદાચિત તમારો દાંત પડી તમારી ઘરવાળીને કહો કે "આ દાંત પેલા ઘરેણાંની ડબ્બીમાં મૂકી રાખો." ત્યારે એ ઘરવાળી કહેશે કે "જાવ પેલી કચરાપેટીમાં ફેંકી આવો. બસ આ જ કિંમત છે એને તમારી !"

પરંતુ ગાંધીજી તો જીવનના કળાકાર હતા. એમણે પોતાનું સમગ્ર જીવન દેશવાસીઓના હિતાર્થે સમર્પી દીધું હતું તેથી એમના દાંત માટે ડૉક્ટર, કંપાઉન્ડર અને સાહિત્યકાર ત્રણેય મથી રહ્યા હતા. સાહિત્યકારે જોયું કે દાંત હમણાં મળે તેમ નથી. તેથી તે પાછો ફર્યો અને સાંજવેળાએ ફરી ડૉક્ટર પાસે ગયો અને કહ્યું, "ડૉક્ટર સાહેબ, દાંત આપી દો ગાંધીજી પોતે માગી રહ્યા છે." આથી ડૉક્ટરે તે તેમને સુપ્રત કરી દીધો. રાત્રે તેમણે પોતાના દોસ્તોને આ વાત જણાવી તો તેમાંના એકે કહ્યું કે એ મને જ આપી દો. હું એના બદલામાં એક હજાર રૂપિયા આપું. બીજાએ બે હજારની ઓફર મૂકી ત્યારે વળી ત્રીજાએ દસ હજાર દેવાની તત્પરતા દાખવી. પરંતુ પેલા સાહિત્યકારે કહ્યું, "જી નહીં એ બની શકે તેમ નથી. ગાંધીજી સાથે જન-

કપટ કરવુ એ ખરાબ છે તો તેમના દાત સાથે પણ છળ-કપટ કરી શકાય નહી આ દાત તો એક હરિજન સેવકે મ ગાવ્યો હતો, તે તેને જ આપીશ અને બીજે દા'ડે તે દાત પેલા હરિજન સેવકને સોપાઈ ગયો '

આ દાતની વાત છે હુ તો કહીશ કે આ દાત નહી, જીવનના કલાકારની વાત છે જે આ કળા શીખ્યો છે, એના હાડકાને માણસ સુવર્ણ પાત્રમા સાચવે છે તે વીતરાગ દેવો કે તીર્થંકર દેવો જ્યારે નિર્વાણ પ્રાપ્ત કરે છે ત્યારે એમના ભૌતિક દેહના સસ્કાર માટે સ્વય ઇન્દ્ર ચાલીને આવે છે વિતરાગી જ જીવનના સાચા કળાકાર છે

આપણને જીવન મળ્યુ છે તો જીવનના સાચા કળાકાર બનીએ અને એક દિવસ વીતરાગ અવસ્થા પામી જીવનની શાશ્વત શાતિ મેળવીએ '

જૈન ઉપાશ્રય,
કાદાવાડી, મુબઈ



એક વાર ગાંધીજી ' જોનિસબર્ગ 'થી કોઈ અન્ય સ્થાન પર જઈ રહ્યા હતા, તેમની રેલ્વેની મુસાફરી બાર કલાકની હતી એ સમયે મિ પોલાટ નામના એક અ ગ્રેજે રસ્કિનનુ " અ ટુ ધિસ લાસ્ટ " નામનુ એક પુસ્તક આપતા કહ્યુ —

" આપ બાર કલાકની મુસાફરીમા આ પુસ્તક વાચી જજો "

—મહાત્માજીએ તેને વાચ્યુ, તેમણે તે પુસ્તક વાંચ્યા બાદ ' સર્વોદય ' એવુ નામ આપ્યુ આ પુસ્તકનો તેમના પર એવો પ્રભાવ પડ્યો, કે તેણે ગાધીજીને બેરિસ્ટરપણુ છોડાવીને મહાત્મા બનાવી દીધા ! જીવનપર્યન્ત તેમણે સાદાઈ સ્વીકારી, અને તેઓ જગવિખ્યાત બન્યા

અધ્યાત્મવાદનું મધુરું સંગીત લઈને પર્વાધિરાજ આવી પહોંચ્યો છે. આ ત્યાગ દયાની લહેરો સામ્યનો સંદેશ આપી રહી છે તે કહે છે આપણે ભોગોને તજી ત્યાગ ભણી પગલાં માંડીએ અંધારેથી અજવાળાં તરફ જઈએ શરીરથી બહાર નીકળી આત્માના દર્શન કરીએ. તમે પર્યુષણ પર્વ ઊજવી રહ્યાં છો પરંતુ એનો ઉદ્દેશ શું છે તે તમે વિચાર્યું છે ક્યારેય! આ આત્મ-પ્રસાધના પર્વ દરમ્યાન આપણે વિચારીએ કે હું કોણ છું, મારું જીવન શું છે અને જીવનનું લક્ષ્ય શું છે!

આજે વિશ્વમાં ત્રણ અબજ મનુષ્યો છે એ સૌને જો પૂછવામાં આવે કે તમે શો જીવી તો રહ્યાં છો તમારી શ્વાસોચ્છ્વાસની ક્રિયા બતાવે છે કે તમારામાં જીવન ધબકે છે તમે જીવી રહ્યા છો પરંતુ તમારા જીવનનું લક્ષ્ય શું છે!

પ્રશ્ન કોઈ કઠિન–પહેલી નથી. કોઈ ભગવતી સૂત્રનો ગહન પ્રશ્ન નથી કે તમારે ભીંત સામે જોવું પડે. તેમ આ પ્રશ્ન કોઈ સ્વર્ગ અથવા પાતાળની સાથે કોઈ સંબંધ ધરાવતો નથી સ્વર્ગ ને નરકના પ્રશ્નો તો તમે ઘણા જાણો છો અને એનું સમાધાન પણ કરી શકો છો પરંતુ હું તમને સ્વર્ગે જવાનો પ્રશ્ન પૂછતો નથી. તેમ નરકની ટિકિટ આપવાનું પણ કહેતો નથી. સાવ તો નાનો એવો પ્રશ્ન છે તમારા જીવનનું લક્ષ્ય શું છે!

પરંતુ તમે શો આ નાનકડો પ્રશ્ન સાંભળીને મૂંગા કેમ થઈ ગયા! લાગે છે કે એનું સમાધાન તમારી પાસે નથી. તમે કદી આ બાબત વિચાર્યું જ નથી દુકાન કઈ રીતે સારી ચાલે, પડોશી કરતાં મારી દુકાને વધુ ઘરાકી કેવી રીતે રહ્યા કરે એ બાબત તમે જરૂર વિચારી છે દીકરાને ડોક્ટર, વકીલ, બેરિસ્ટર કે એંજીનિયર બનાવવો છે પણ તમે વિચારો છો અને પછી

એને માટે કેટલા હજારની થેલી લાવે એવી વહુ સાથે એના લગ્ન કરવા છે એ પણ તમે વિચારો છો. ગ્રામપંચાયતમાં સરપંચ બનવું, સુધરાઈ, ધારાસભા કે લોકસભાની ચૂંટણીમાં વિજયી કેમ બનવું એ પણ તમે વિચારી લીધું છે, પરંતુ ફક્ત નથી વિચાર્યું એ કે મારા જીવનનું લક્ષ્ય શું છે?

જીવનયાત્રા તો આપણે કરી જ રહ્યા છીએ, પણ આપણને પોતાના લક્ષ્યની ખબર નથી આ આપણી કેવી વિડંબણા છે? દાખલા તરીકે એક ભાઈ સ્ટેશને ગયા ગાડી આવી અને તે ડબ્બામાં બેસી ગયા એ જીને સીટી મારી ગાડી છૂટવાની તૈયારીમાં હતી કે, એની નજીક બેઠેલા માણસે એને પૂછ્યું કે ભાઈ ક્યાં જવું છે? તો એણે જવાબ વાળ્યો, 'ભાઈ મને એની ખબર નથી કે મારે ક્યાં જવું છે!' આવી વ્યક્તિને તમે બુદ્ધિમાન કહેશો ને? નહીં, તમે તો કહેશો એ તો પહેલા નંબરનો બુધ્ધુ છે એને ભાન નથી કે એને ક્યા સ્ટેશને ઊતરવું છે। તે તો બુધ્ધુ જ થયો ને। તો આ વાત એના જેવી થઈ સંભવે છે કે રેલ્વે સ્ટેશન ઉપર આવો ને એક પણ આદમી તમને નહીં મળે પરંતુ જીવન રૂપી સ્ટેશન પર તો હજારો લોકો મળી જશે, જેઓ જીવન-રેલમાં બેસી ચૂક્યા છે અને કેટકેટલા પચીસ-પચાસ સ્ટેશનો પાર કરી ચૂક્યા છે તેમાંય વળી કેટલાકોએ તો સિત્તેર-પંચોત્તેર સ્ટેશનો જોઈ લીધા છે, પરંતુ એમને હજુ સુધી ખબર નથી કે એમને ક્યા સ્ટેશને ઊતરવું છે એવાને તે વળી શું કહેવું!

તમે અહીં બેઠા છો, તો બોલો અથવા ન બોલો, હું નથી માની શકતો કે તમે જીવનનું લક્ષ્ય નિશ્ચિત કર્યું જ નથી તમારામાં કેટલાક એવા પણ હશે જેમણે પોતાના જીવનનું લક્ષ્ય નક્કી કરી લીધું છે તમે જ્યારે વિદ્યાર્થી હતા ત્યારે પોતાનું લક્ષ્ય નક્કી કરી લીધું હતું કોઈએ પોતાનું લક્ષ્ય એમ નક્કી કર્યું હશે કે, મારે સારા વકીલ બનવું છે અને એથી એણે વકીલાતની લાઈન લીધી હશે કોઈએ એન્જીનિયર બનવાનું નક્કી કર્યું હશે તો એણે એન્જીનિયરીંગની લાઈન લીધી હશે કોઈએ ડૉક્ટર બનવું હશે તો એણે મેડિકલ લાઈન લીધી હશે કોઈએ લક્ષ્મી એકઠી કરવી હશે તો એણે કૉમર્સ લાઈન લીધી હશે વળી તમારામાંના કેટલાકોએ પોતાનું લક્ષ્ય નિર્ધારિત કર્યું હશે કે આપણે લક્ષાધિપતિ બનવું છે, શહેરમાં પાંચ માળનું મકાન બાંધવું છે અથવા મરીન ડ્રાઈવ ઉપર બંગલો બાંધવો છે વળી બે ચાર મોટરો પણ રાખવી છે

પરંતુ તમારા આ બધા લક્ષ્યો તમને એક મંજિલ સુધી પહોંચાડી

શકે છે એ તમને તમારા જીવનની સાચી મંઝિલ સુધી તો નહીં જ પહોંચાડે. પોતાના નિર્ધારિત લક્ષ્ય સુધી પહોંચ્યા છતાં તમને અનુભવ થશે કે તમે સાચા લક્ષ્ય ભણી તો જઈ જ રહ્યા નથી. તે દિવસે તમે વિચારતા થશો કે લક્ષ્ય નક્કી કરવામાં ઘણી મોટી ભૂલ થઈ ગઈ છે. એક વ્યક્તિને સાતસો રૂપિયા માસિક પગાર મળે છે. તે ઉચ્ચ પરીક્ષામાં બેઠો હતો. તેને પૂછવામાં આવ્યું કે આ પરીક્ષા પાસ કરવાથી તને શો લાભ થશે? એણે કહ્યું કે આ પરીક્ષા પાસ થવાથી મને દોઢ હજારનો પગાર મળશે. આના પછી એક બીજી પરીક્ષા પાસ કરીશ તો મને બે હજાર મળતા થશે.

આ વ્યક્તિનું જીવન-ધ્યેય બે હજાર માસિક પગાર મેળવવાનું છે. પણ હું તમને પૂછું છું કે બે હજાર રૂપિયા માસિક મેળવવા છતાં શું એના જીવનમાં પૂર્ણ શાંતિ હશે ખરી? શું પછી એના જીવનમાં કોઈ ઇચ્છા નહીં રહે? શું બે હજાર મેળવનારાઓ સૌ કોઈ સુખી છે? અરે બે હજાર તો શું દસ દસ હજાર મેળવનારા પણ મળતાં અંતર કરતાં પાછાઈ ગયા છે. એનો અર્થ એ થયો કે જીવનના સાચા લક્ષ્યબિંદુને આપણે વિસરી ગયા છીએ.

જે માણસની પાસે ઉચ્ચ ધ્યેય હોતું નથી તે વિલાસી બની જાય છે. વિલાસ જ્યારે એની ચરમ સીમા ઉપર પહોંચે છે ત્યારે એ વિનાશને નિમંત્રણ આપે છે. અતિવિલાસ એ માણસમાં રહેલી માનવતાને પણ તાણી ફેંકી નાખે છે અને છેવટે એનું અધઃપતન થાય છે. આધુનિક જીવન એટલા માટે ભમી ગયું છે કે માનવી પાસે સાચું લક્ષ્ય નથી. ભૌતિક સૌન્દર્યનો ઝગઝગાટ એના જીવનનું લક્ષ્ય બની ગયું છે પરંતુ તે અધ્યાત્મના આનંદથી વંચિત બન્યો છે. એટલે ભૌતિક પક્ષે એણે જેટલો વિકાસ સાધ્યો છે તેટલો અધ્યાત્મનો નહીં. બન્ને વચ્ચેની ખાઈ વધી ને વધી બની જ ગઈ છે. છેલ્લાં સો વર્ષમાં તો આ અંતર ખૂબ વેગપૂર્વક વધતું જ ગયું છે. આજે માનવીના હાથમાં જેટલાં ઘાતક શસ્ત્રો આવ્યાં છે તેટલાં પચાસ વર્ષ પૂર્વે નહોતાં ને એમની મારકશક્તિ હજાર ગણી વધી ગઈ છે.

એટલે જ માનવીની સ્થિતિ આજે વગર સરનામાવાળા પત્ર જેવી બની ગઈ છે. એક વ્યક્તિ પોતાના મિત્રને પત્ર લખે છે. કાગળ સુંદર છે, વેલ બુટ્ટાવાળો આર્ટ પેપર લીધો છે, અક્ષર પણ સુંદર છે. મધુર શબ્દોમાં ઘણા સ્નેહપૂર્વક એણે મિત્રાચારીનો પત્ર લખ્યો છે. એના શબ્દે

શબ્દે સ્નેહ વરસી રહ્યો છે કે, વાચનારના દિલમા પ્રેમનો ઉમળકો જાગે. આવુ લખ્યા પછી એણે પત્રને સુદર કવરમા બધ કર્યો એના પર પોતાના મિત્રનુ નામ પણ લખ્યુ, પરતુ જલ્દી જલ્દીમા શહેર અને જિલ્લાનુ નામ લખવુ ભૂલી ગયો અને એણે પેલો પત્ર ટપાલપેટીમા નાખી દીધો. હવે તમે જ કહો, પત્ર ધારેલા સ્થાને પહોચી જશે ખરો ને? ના, નહી. એના મિત્રના હાથમા તે પત્ર પહોચી શકશે નહી, કારણ કે એણે પત્રનુ નિશ્ચિત લક્ષ્ય લખ્યુ નથી.

બસ એવી જ રીતે માનવીએ જીવનની સજાવટમા કશી ઉણપ રાખી નથી, શરીરને કોટ અને પેટ વડે સજાવ્યુ છે હાથ ઉપર દોઢસોનુ ઘડિયાળ બાધ્યુ છે, તે પણ રેડિયમ ધરાવતુ ઘડિયાળ છે મગજને એણે વિવિધ વિદ્યાઓ વડે સજાવ્યુ છે ઇતિહાસ, ગણિત, ભૂગોળ અને અગ્રેજીનુ સારુ શિક્ષણ મેળવ્યુ છે આટઆટલી સજાવટ કર્યા છતા એણે જીવન રૂપી પત્ર ઉપર જો સરનામુ કર્યુ ન હોય, કે લક્ષ્ય નક્કી ન કર્યુ હોય તો તે પણ પેલા પત્રની જેમ ભટકતો જ રહેશે

ચિત્રકાર પીછીને હાથમા લે તે પહેલાં જ એના મગજમા ચિત્રની કલ્પના આવી ગઈ હોય છે ચિત્ર ચિત્રપટ ઉપર તો પાછળથી ઊતરે છે જે ચિત્રને ચિત્રકારે પહેલા પોતાની કલ્પનામા ચિત્રિત કરી લીધુ હોય તે જ ચિત્ર સુદર બની શકે છે એક કુભાર જ્યારે પણ કળશ ઇત્યાદિ બનાવવા બેસે છે ત્યારે એના ઘાટની રચના એના મગજમા પહેલેથી જ આકાર પામી ગઈ હોય છે જીવનનુ નિર્માણ કરવુ હોય તો એનુ લક્ષ્ય પણ આ રીતે પહેલેથી જ નિશ્ચિત કરી લેવુ જોઈએ.

હવે આપણે માનવજીવનનુ લક્ષ્ય શુ હોઈ શકે એ ઉપર વિચાર કરીએ માનવી માનવ બને એ જ એના જીવનનુ સુદર લક્ષ્ય છે આપણે આપણા નિજસ્વરૂપમા સપૂર્ણપણે આવી જઈએ, વિભાવ દશાને છોડી સ્વભાવમા આવી જઈએ એ જ જીવનનુ શ્રેષ્ઠ લક્ષ્ય છે અનત-અનત કાળથી આત્મા ક્રોધની પરિણતિમા લિપ્ત છે તે ક્રોધથી ઉન્મુક્ત થઈ, ક્ષમામા પરિવર્તન પામે, અહંકાર તજી આપણે વિનય તરફ જઈએ, માયા અને છળકપટ તજી સરળતા અપનાવીએ અને લોભ તજી નિર્લોભી બનીએ. આમ આપણે આપણી જાતને બદલી નાખીએ ત્યારે આપણુ લક્ષ્ય સિદ્ધ થાય. રોજ માળા ફેરવનારાઓને હુ કહીશ કે માળા ભલે ફેરવો, એ સારી

વસ્તુ છે પરંતુ માળા ફેરવવા સાથે તમારા સ્વભાવને પણ ફેરવો એ જરૂરી છે તમારી પ્રકૃતિમાં પરિવર્તન લાવો નાની નાની વાતમાં ક્રોધી થવાની જો તમારી પ્રકૃતિ હોય તો એને શાંતિના વાતાવરણમાં ભરી નાખો. તમે જો તમારા સ્વભાવને ફેરવશો નહિ તો માળા ફેરવવા માત્રથી કાંઈ સુપરિણામ નહિ આવે.

અનંત-અનંત કાળથી આપણા જીવનમાં રીત નિમિત્તે સ્થાન મેળવ્યું છે તો હવે એમા ઇન્સાનિયત પ્રગટાવો તમે તમારા જીવનમાં કઈ રીતે ફેરફાર લાવી શકો એ નીચેની નાની એવી વાતથી જાણી શકશો.

એક માણસ ગરીબાઈમાંથી પસાર થઈ રહ્યો હતો. દીકરી એની મોટી થઈ ચૂકી હતી. એના વિવાહની ચિંતા એને ચેન પડવા દેતી ન હતી. જ્યાં જ્યાં એ દીકરીના પ્રશ્નને લઈને પહોંચતા ત્યાં ત્યાં એની સામે સામો જ પ્રશ્ન આવીને ઊભો રહેતો કે દીકરીની સાથે તમે શું આપશો? આ? કન્યાને કોઈ જોતું નથી સૌ કોઈ જુએ છે કે તે કેટલી વજનદાર થેલી લઈને આવશે. આજના સમાજનું અને સમયનો ઇન્સાનથી નહીં પણ પૈસા વડે જ માપ છે. પહેલા તો તમે ટાળવાનો પ્રયત્ન કરશો કે છોકરો તો હજુ ભણે છે એટલે આવતા ચાર વરસ સુધી તો કોઈ ઇરાદો નથી આ બહાના-બાજી પાછળ એક રહસ્ય છુપાયેલું છે કે જેને લઈને તે કહી નાખે કે તે કેટલું નાણું આપવા ઇચ્છે છે અથવા આપી શકશે! જો તે એમ કહી દે કે પાંચ હજાર આપીશ તો તરત તમે કહી બેસશો કે ભાઈસાહેબ હજુ હમણાં એક અઠવાડીયા પહેલાં જ અમુક ગામેથી ફલાણા સાહેબ આવ્યા હતા તેઓ પણ આગ્રહ કરી રહ્યા હતા કહેતા હતા કે કન્યાની સાથે શા આઠ હજાર રોકડા ગણી આપીશ. વળી એવું ઊઠતાં બેઠતાં એમ પણ કહ્યું કે મારી સ્થિતિ તો નથી પણ તમે કહેશો તો દસ હજાર સુધી કરી શકાશે. પહેલાં પશુઓ માટે આવી બોલીઓ થતી પણ આજે તો હવે કન્યાઓ માટે પણ આવી બોલીઓ થવા લાગી છે અને જે વધારે આપશે તેની જ જોડે સગપણ નક્કી થશે. પછી તમે એને કહેશો સાહેબ જુઓ લેવું દેવું તો તમારી ઇચ્છા પ્રમાણે છે આપનું ઘર મોટું છે આપ આપના ઘર પ્રમાણે વ્યવસ્થા કરશો. આ પણ એક કળા છે એને ઊંચે ચઢાવી એનું લિલામ જાહેર કરવાની આ કળામાં તો તમે ખરેખર પાવરધા છો (સભામાં હસાહસ)

તમે વળી પૈસા પાસે સ્પષ્ટતા કરી લ્યો છો કે જુઓ અમારો પરિવાર મોટો છે ઘર પણ મોટું છે જાનમાં વધુ નગરા લાવવાનો અમારો ઇરાદો

બસ, તમે પણ આ જ રીતે પાછા ફરો તમારુ હૃદય જો અનીતિ તરફ જઈ રહ્યુ હોય તો તમે એને ન્યાય તરફ વાળો એ જ તમારા જીવનનું લક્ષ્ય છે તમે અજ્ઞાનના અધારાથી જ્ઞાનના અજવાળા ભણી આવો મિથ્યાત્વથી સમ્યક્ત્વ ભણી વળો ભગવાન મહાવીરે માનવજીવનનુ લક્ષ્ય બતાવતાં ફરમાવ્યુ હતુ કે

**" अन्नाणं परियाणामि नाणं उवसपवज्जामि । "**

જ્યારે તમે એકાતમા બેસો ત્યારે વિચારજો કે અમારા પગ અપગોના પગ બનો, અમારી આખો આધળાની આખો બનો, અને દુ ખ અને શોકમાં આસુડા સારતા ગરીબો માટે સાન્ત્વના દેવામા અમારી જીભનો ઉપયોગ થાઓ. ગરીબો અને રોગીઓની સેવા માટે આપણો પરસેવો વહે લોહીના અભાવે જ્યારે કોઇનો દેહ દુર્બળ બન્યો હોય અને મૃત્યુશૈય્યા પર તે પડેલો હોય, અને તેને માટે જો રક્તની જરૂર હોય તો તે વખતે મારુ રક્ત એને આપી શકુ અને એને નવુ જીવન સાપડે એ રીતે વિચાર કરો આ અસ્થિ, ચર્મમય શરીરનો આથી વધુ શો સુદર ઉપયોગ થશે ? આ પ્રકાશના કિરણોવાળા વિચારો આપણા મગજને સદા આલોકિત કરતા રહે

શરીર સ્વસ્થ અને મન પ્રસન્ન રહે રોગ સામે ઝઝૂમવાની એનામાં તાકાત હોય, આખો પ્રકાશપૂર્ણ હોય, મુખ તેજોમય હોય, જિહ્વા થકી મૃદુ ભાષણ થાય, અને ગુણીજનોની સ્તુતિ કરતા તે થાકે નહિ

મન સારા વિચારોથી ભર્યુ-ભાદર્યુ રહે અને તે જીવનલક્ષ્યના સત્ય રાહને પિછાનતુ રહે, વળી, તે દેહની ભાવનાઓથી ઉપર આવી આત્માના પ્રકાશને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે તે એટલુ સ્વાર્થી ન બને કે પરહિતોને કચરી નાખે ઈર્ષ્યા, દ્વેષ, લોભ, અને અન્યાયનો એમા અકુર ન ફૂટે

સ્વસ્થ શરીર અને સ્વસ્થ મનની સાથે સ્વસ્થ બુદ્ધિ પણ જરૂરી છે. એવી બુદ્ધિ જોઈએ કે જે લક્ષ્ય ભણી દોરી લઈ જાય, બુરાઈ અને ભલાઈ, હિત અને અહિતનો વિવેક જાળવા શકે, એવી રીતે આવુ શરીર, આવું મન અને આવી બુદ્ધિ એ ત્રણેને મેળવી આપણે પોતાના લક્ષ્ય ભણી આગળ વધવુ જોઈએ

પહેલા તમે લક્ષ્યને નિર્ધારિત કરો અને પછી એમા એવા તન્મય બની જાઓ કે જેમ બાળક પોતાની રમતમા અને લોભી ધનમા તન્મય બની જાય છે પતગનો દોર લૂટતી વખતે બાળકોને જોશો તો તમે જોઈ શકશો

કે તેમને નથી શરીરનું ભાન રહેતું કે નથી રહેતું વસ્ત્રનું ભાન. તેમને નથી લાગતી ભૂખ, કે નથી લાગતી તરસ. બસ, તમે એની જેમજ તમારા લક્ષ્યમાં તન્મય બની જાઓ.

શું કહો છો, તન્મયતા આવતી નથી? શા માટે નથી આવતી? જરૂર આવે છે. જ્યારે તમે રૂપિયા ગણવા બેસો છો ત્યારે કેવી તન્મયતા તમારામાં આવી જાય છે! બસ, જીવનલક્ષ્ય પ્રાપ્ત કરવા માટે પણ તમારામાં એવી જ તન્મયતા આવી જવી જોઈએ. જીવનનાં સમસ્ત કાર્યો કરતાં રહેવા છતાં પણ તમે તમારા લક્ષ્યને ભૂલો નહિ. કુતુબની સોયને તમે જાણો છો? આકાશમાં હજારો નક્ષત્રો અને તારાઓ છે. એ બધામાં અધિકાધિક પ્રકાશ હોય છે. પરંતુ કુતુબની સોય કેવળ ધ્રુવના તારાને જ જુએ છે. શાંત શીતળ કિરણો વડે રજનીનો અંધકાર દૂર કરનાર ચંદ્ર અને હજારો સહસ્ર કિરણો વડે વિશ્વને આલોકિત કરનાર સૂર્ય પણ ગગનમાં ફરે છે પણ કુતુબની સોય એમના ભણી જોતી નથી. બસ, તેવી જ રીતે તમારી સામે હજારો પ્રલોભનો આવે પણ તમે એમાં ફસાઓ નહિ. કિંતુ તમારી બુદ્ધિરૂપી કુતુબની સોય સદૈવ લક્ષ્ય ભણી રહે તો લક્ષ્યસિદ્ધિ અવશ્ય પામી શકશો.

ૐ — શાંતિ — શાંતિ —

ભાદરવા વદ
તેરસ

જૈન ઉપાશ્રય
કાંદાવાડી મુંબઈ



## ૧૩. શાન્તિનો રાહ

ડિક્શનરીમાં હજારો શબ્દો છે એ શબ્દોની પાછળ માનવસમાજમા મતભેદ હોઈ શકે છે, પરન્તુ એક શબ્દ એવો છે જેની બાબતમાં કોઈના બે મત હોઈ શકશે નહી એ શબ્દ છે "શાન્તિ" ગુલાબની સુવાસમા, સાકરની મીઠાશમા અને મીઠાની ખારાશમા કોઈનો મતભેદ નહી હોય એક વૃદ્ધને પૂછશો તો એને પણ ગુલાબની સુવાસ પ્રિય લાગશે યુવક અને બાળક પણ એમ જ બતાવશે આ જ વાત સાકર અને મીઠા માટે પણ છે, બધા સાકરને મીઠી અને મીઠાને ખારુ બતાવશે કોઈ જો એમ કહે કે મીઠુ ગળ્યુ છે અને સાકર ખારી છે તો તમે કહેશો કે એના મગજનો સ્ક્રૂ ઢીલો પડી ગયો છે આ જ રીતે સુખને માટે પણ કોઈને મતભેદ નહી હોય

વિશ્વના અનત-અનત પ્રાણીઓ અનત યુગથી સુખને માટે પ્રયત્ન કરી રહ્યા છે સુખ સારુ માનવીએ લાખો રૂપિયા એકઠા કર્યા, મોટા-મોટા મહેલો ઊભા કર્યા સુખને માટે એણે લડાઈઓ લડી પરન્તુ વિચારવુ એ છે કે સુખ માટેના એના એ પ્રયત્નોમા એને સફળતા કેટલી મળી? આના જવાબ માટે એક કરોડપતિ પાસે પહોચો, જેના મહેલો આસમાને ટકરાઈ રહ્યા છે, જેમના બગલા સામે ચાર-ચાર મોટરકારો ફરી રહી છે, અને પૂછો, "શેઠજી, કેમ છે?"

જરા એમના દિલમા પ્રવેશો પછી જ જવાબ મળશે, "બહારથી ઉજળા છીએ પણ અદર તો હોળીના જગ ચાલી રહ્યા છે" જો બગલા-વાળાઓ પાસેથી આવા જવાબો મળે તો પછી બિચારા મધ્યમવર્ગ અને ગરીબ-વર્ગને પ્રશ્ન જ શો કરવો? આનો અર્થ એ થયો કે આપણને સુખનુ નામ યાદ છે પણ એનો રાહ ભૂલી ગયા છીએ હવે તમે જ બતાવો કે જો

કોઈને મુંબઈનું નામ યાદ રહી જાય અને રસ્તો પકડે આગ્રાનો તો એ મુંબઈ પહોંચશે ક્યારે?

એક બહેન સવારમાં વલોવવાનું કામ કરે છે. પ્રાચીન યુગનાં ઘરોમાં સ્ત્રીઓ પોતાના હાથે જ વલોવવાનું કામ કરતી હતી. એ સમે શુદ્ધ ઘી મળતું, વેજીટેબલ નહોતું અને તેથી એમનું સ્વાસ્થ્ય કદી બગડતું નહોતું.

જ્યારથી યુવતીઓના મનથી ગો-પાલન છૂટયું છે અને બહેનોએ હાથે કામ કરવાને અપમાન સમજ્યું છે ત્યારથી જ વેજીટેબલે ઘરમાં પગ-પેસારો કર્યો છે અને એની સાથે એની સેંકડો બહેનો પણ તમારા ઘરમાં ઘૂસી ગઈ છે. એ છે રોગો અને ડૉક્ટરોને અપાતી ફી.

હા, તો એ બહેન સવારે વલોવવાનું કામ કરી રહી હતી. એને બે કલાક થઈ ગયા. એનાં વસ્ત્રો પરસેવાથી ભીંજાઈ ગયાં. એનો પતિ પાસે જ બેઠો હતો. પરસેવાથી નીતરતી પત્નીને જોઈ એનું મન પણ દ્રવી ઊઠ્યું. એણે પૂછ્યું: "આટલી મહેનત છતાંય માખણ ન નીકળ્યું?" એ ઊઠીને ગયો અને હાંડલામાં જોયું તો એમાં દહીં નહોતું પણ પાણી ભર્યું હતું. એણે કહ્યું: "કેવી આ મૂર્ખાઈ કરો છો?" પત્ની બોલી: "માખણ કાઢું છું." પતિએ કહ્યું: "તું અનંત યુગો સુધી આમ વલોવતી રહીશ તોય માખણ આમાંથી નહીં નીકળે."

તો આમ આપણે પણ વલોવી રહ્યાં છીએ. અનંત યુગ થયા પણ હજુ સુધી સુખનું માખણ મળ્યું નથી. ત્યારે વિચારવું જોઈએ કે આપણે શું વલોવ્યું? કે ફક્ત પાણી જ? દહીંને વલોવ્યું હોત તો સુખ ક્યારનું ય મળ્યું હોત પરંતુ સુખ મળ્યું નથી એટલે એ વિચારવું પડશે કે ક્યાં ભૂલ થઈ રહી છે. કદી કદી જીવનમાં નાની શી ભૂલ પણ ગંભીર પરિણામ લાવી શકે છે. એટલે એક કવિએ કહ્યું છે:

ભૂલ જરા શી ભયંકર દુઃખ દે છે
અનુભવીઓ જન એમ કહે છે
એક અગ્નિનો તીક્ષ્ણ તણખો
ભુવન ઘણાને ભસ્મ કરે છે
એક વચન અવળું વાણીથી
વેર પછી બહુ કાળ રહે છે

કવિએ તો માર્મિક વાત કરી છે. ભૂલ કદી નાની હોતી જ નથી

આગની ચિનગારીને તમે ભલે નાની માનો, પરતુ એ નાની-શી ચિનગારી હજારો મણ રૂને ભસ્મ કરી નાખશે

હા, તો આપણે ક્યાય આવી ભૂલ તો કરી રહ્યા નથી ને? મને લાગે છે સુખની બાબતમા પણ આવી જ ભૂલ થઈ રહી છે

વૈદિક દર્શનની એક લઘુ કથા છે માનવી જ્યારે સર્વ પ્રથમ ઈશ્વર પાસેથી વિદાય લઈ સૃષ્ટિમા આવવા લાગ્યો ત્યારે ઈશ્વરે એને બે કળશ દીધા એક સુખથી ભરેલો હતો અને બીજો સત્યથી–એક એને એના ડાબા હાથે અને બીજો જમણા હાથે મૂકતા ઈશ્વરે કહ્યુ "સત્યની રક્ષા કરજે અને સુખને વહેચતો રહેજે" જ્યારે માનવીએ પહેલો મુકામ કર્યો અને આગલે દિવસે આગળ વધ્યો તો કળશ બદલાઈ ગયા ડાબાનો જમણામા આવી ગયો અને જમણાનો ડાબા હાથમાં પણ ઈશ્વરની આજ્ઞા હજુ એના કાનોમા ગૂજી રહી હતી એણે સત્યને વહેચવુ શરૂ કર્યું અને સુખની રક્ષા કરવા લાગ્યો આ જ વાત આજે ચરિતાર્થ રહી છે માનવી પોતાના બધા જ પ્રયત્નો વડે સુખની રક્ષા કરી રહ્યો છે અને સત્યને વહેચી રહ્યો છે. ચાદીના થોડાક ટુકડાઓ સારુ આજે એ સત્યને વેચી રહ્યો છે માનવીએ સુખને સત્યથી વધુ મહત્ત્વ આપ્યુ છે

સુખ માનવીને પ્રિય છે અને સુખ સારુ એ દિવસ-રાત દોડી રહ્યો છે. એણે ભૌતિક પદાર્થોમા સુખની શોધ કરી છે ચાદીના ટુકડાઓમા એણે સુખ નીરખ્યુ છે અહી જ, બસ, એની ઘણી મોટી ભૂલ થઈ રહી છે. જ્યા સુખનો અભાવ છે ત્યા જ એ એને શોધી-ખોળી રહ્યો છે.

સાધારણ રીતે માનવી માટે ચાર સુખો બતાવ્યા છે પહેલુ સ્વાસ્થ્ય, બીજુ સપત્તિ, ત્રીજુ સુશીલા પત્ની અને ચોથુ વિનીત પુત્ર જીવનનુ પહેલુ સુખ સ્વાસ્થ્ય છે સ્વાસ્થ્ય જીવનની સપત્તિ છે ગૃહસ્થજીવનમા સપત્તિની જરૂર રહે છે કારણ કે દારિદ્રય જીવનનો બહુ મોટો અભિશાપ છે પોતાની પેટ-પૂર્તિ માટે બીજાના મો સામે જોવુ એ કાયરતા છે મનુષ્ય પોતાનો રોટલો પોતે જ કમાઈ લેવો જોઈએ હા, પણ એ રોટલો ન્યાય અને નીતિ દ્વારા જ આવવો જોઇએ

ગૃહસ્થજીવનનુ ત્રીજુ સુખ છે સુશીલા પત્ની ગૃહિણી વગર ઘર સૂનુ લાગે તો પુત્ર વિના ગૃહિણીનો ખોળો સૂનો લાગે અને માનવી આ ચારેય સુખો મેળવવા પ્રયત્નશીલ રહે છે પરતુ પ્રથમ તો આ ચારેય સુખ માનવીને એક સાથે મળતા જ નથી નહીતર માનવી એવો તો અહકારી

ભૂલી જશે કે એ પોતાને ભૂલી જશે અને ભગવાનને પણ ભૂલી જશે. કિન્તુ પુણ્યોદયે ચારેય સુખ એક ખેડૂતને મળી જાય તો શું એ સુખી હશે? નહીં એ ખેડૂત જમીનદાર તરફ જોશે કે એની પાસે સુખ છે જ્યારે ભારતીય જમીનદારની નજર જાગીરદાર ભણી હશે કે સુખ તો એની પાસે છે પણ એક જાગીરદારને પૂછો તો એ કહેશે ભાઈ સુખ અમારા નસીબે ક્યાં? એ રાજાઓના સિંહાસને વસે છે. રાજાને પૂછો તો એ બીજા અવાજે કહેશે સુખ તો સમ્રાટ પાસે છે. સમ્રાટ કહેશે હું ક્યાં સુખી છું? સાચું સુખ તો ચક્રવર્તીના વિશાળ સામ્રાજ્યમાં છે. અને ચક્રવર્તી કહેશે હજુ સુખ ક્યાં છે? હજુ તો છ ખંડો જ સાધ્યા છે. આતમા પર વિજય ન મળે ત્યાં સુધી શાન્તિ ક્યાં?

સુખની આટલી મંજિલ આપણે પસાર કરી આવ્યા. એક ખેડૂતથી માંડીને ચક્રવર્તી સુધી ફરી આવ્યા પણ કોઈ સુખી નથી. તો પછી હું તમને સુખ ક્યાં બતાવું? જે પદાર્થોમાં આપણે સુખને ખોળી રહ્યા છીએ અને આ ભૌતિક ટુકડા જેને આપણે સુખ માની બેઠા છીએ જરા એનું વિશ્લેષણ કરી જુઓ કે એમાં સુખનો અંશ પણ છે કે નહીં?

એક ભરવાડ હતો. એની એક ગાય એને ત્યારે જ દૂધ દેતી જ્યારે એ એની પાસે લીલું ઘાસ ધરે. વરસાદની ઋતુમાં લીલું ઘાસ મળતું રહ્યું. શિયાળા સુધી પણ મળ્યું. પણ જ્યારે ઉનાળો આવ્યો ત્યારે જંગલ પણ સુકાઈ ગયું. બેચારા ભરવાડ સામે એક સમસ્યા ઊભી થઈ. લીલું ઘાસ ન મળે તો ગાય દૂધ ન આપે. આખરે એની બુદ્ધિએ એક ઉપાય બતાવ્યો. એણે ગાયની આંખો પર લીલા કાચવાળા ચશ્મા લગાવી દીધા. હવે ગાય જંગલમાં પહોંચી તો એને આખું જંગલ લીલું-લીલું જ દેખાવા લાગ્યું. ઘાસ પણ લીલુંછમ દેખાતું. હવે એ સૂકા ઘાસને આનંદથી ખાતી અને સવાયું દૂધ આપતી.

આ તો ઘાસ લીલું નથી પણ ચશ્મા લીલા કાચવાળા છે તેમ સુખ પદાર્થોમાં નથી અપિતુ માનવીના મનમાં છે. સુખ શું સંગીતમાં છે કે ગાનોમાં? જો રેડિયોમાં સુખ હોય તો એક બહેરાને બેસાડી દો એની સામે, શું એથી એને આનંદ મળશે? સુખ આંખોમાં છે કે સિનેમામાં? જો સિનેમામાં સુખ હોય તો એક અંધ વ્યક્તિને પણ એથી આનંદનો અનુભવ થવો જોઈએ. પણ તેમ થતું નથી. એક બીજી વાત એ પણ છે કે જો આંખોમાં સુખ છે તો આંખને કાઢી લઈને એને ચિત્ર બતાવશો તો શું એ

આનંદ અને સુખ એ આત્માની વ્યક્તિગત સંપત્તિ છે, એને અન્યત્ર ખોળવી વ્યર્થ છે પુષ્પની મધુરી-મીઠી સુવાસ માટે પાંદડાને તોડવા એ સમય ને શક્તિ ગુમાવવા જેવું છે સાકરની મીઠાશ અને દીપકનો ઉજાશ અન્ય સ્થળે ખોળવો વ્યર્થ સિદ્ધ થશે

પણ કદી-કદી એવું બને છે કે માણસ ભ્રમમાં પડી જાય છે, અને સુંદર વસ્તુને પણ અસુંદર માની બેસે છે મારા ગુરુદેવ કહેતા હતા કે ઉદયપુરના મહારાણાને આગણે બાળ-ફૂલનો ઉદય થયો વર્ષોની પ્રતીક્ષા બાદ મહારાણીનો સૂનો ખોળો ભરાયો સારુંય શહેર પ્રસન્નતાના મહાસાગરમાં નહાવા લાગ્યું મંગલ ગાન-વાદનોના મધુર ઝંકારોમાં આખુંય શહેર નાચી ઊઠ્યું મહારાણાએ આનંદોત્સવની લહેર જનતા સુધી પહોંચાડવા સારું પ્રીતિ-ભોજનનું આયોજન કર્યું

મંત્રીજીએ રાણાજી પાસે નિવેદન કર્યું કે શહેરના શેઠ-શાહુકારો તો દરરોજ પોતાને ઘેર પકવાન જમે છે પણ આપના સેવકો-ભીલ લોકો-શું આ પુત્રોત્સવથી વંચિત રહી જશે? શું આજે પણ એમનું મોં મીઠું નહીં થાય? મહારાણાએ મંત્રીજીની વાત સ્વીકારી ભીલ-જાતિને પણ નિમંત્રણ આપ્યું એમને સારૂ શીરો-પુરી તૈયાર કરવામાં આવ્યાં લાઈનમાં બેસાડી સૌની સામે શીરો પીરસવામાં આવ્યો.

અબોધ આદિવાસિઓએ જોયું તો એ ભીના ભીના કાચા લોટ જેવું લાગ્યું એક બીજાએ એક બીજા સામે જોયું અને બધા જ ભાણું છોડી ઊભા થઈ ગયા મંત્રીજી સમજાવવા લાગ્યા તો તેઓએ જણાવ્યું કે, 'અમે આવી પોદળા જેવી ચીજ નહીં ખાઈએ મકાઈના રોટલાની આશાએ અમે અહીં આવ્યા હતા, પણ અહીં તો ન જાણે કેવી વસ્તુ પીરસવામાં આવી છે.' અને મંત્રીજીએ હાર માની એમને માટે મકાઈના રોટલા ને ફુગળીનું શાક તૈયાર કરવા પડ્યા મકાઈના રોટલા ખાનાર આદિવાસીઓ શું જાણે એ શીરાનો સ્વાદ? તો પ્રતિદિન ભૌતિક સુખોની ચકાચૌંધમાં વસનાર આજનો માનવી જો આધ્યાત્મિક સુખોથી ચોંકી જાય અને એને ગાંડપણ સમજવા લાગે તો એમાં કોઈ આશ્ચર્ય જેવું નથી

આજનો વૈજ્ઞાનિક પણ મનુષ્યના સુખ માટે નિરંતર પ્રયત્નશીલ છે રેલ, મોટર, સ્ટીમર, અને વિમાને મનુષ્યની યાત્રાને વધુમાં વધુ શીઘ્રગામી અને સુરક્ષિત બનાવી છે પોતાના દૂરસ્થિત સાથીને મળવા માટે ટેલીફોનની સગવડતા છે. ટેલીવીઝનનું મીટર ફેરવો કે શ્રી નેહરુ, આઈઝનહોવર,

સમાઈ જાય છે હવે તો એ માતાના મનોહર ખોળામાં પણ એકલવાયાપણું અનુભવે છે એટલે એ પોતાની રમતાં બાળકોની ટોળીનો મનમોજી રાજા બની જાય છે. મોઈ-દાંડિયાની રમતમાં ભૂખ-તરસને પણ વિસરી જાય છે, તેમ આવતી વખતે પુસ્તકો એનું જીવનસર્વસ્વ બની જાય છે

કોલેજ-જીવનના મન-રંજનના રમકડાં પેલાં રબ્બરનાં રમકડાં કરતાં કંઈક જુદી જાતનાં હોય છે યુનિવર્સિટીની ડિગ્રીઓ એના માનસ-બાગનું ઇચ્છિત પુષ્પ બને છે સ્વપ્નોનાં ફૂલ સજતા યુવાનના માનસને મધુરી આશાની ગુલાબી સુંદરતા પ્રસન્ન કરી દે છે સ્વપ્નમાં ભરાતી પાંખોમાં પોતાની નિરાળી દુનિયાને એ સ્વર્ગ સાથે તોલે છે પછી હસતા-રમતા, કૂદતા ફરતા બાળકોમાં એની સુખ સુરતિ મૂર્તિમંત બની જાય છે

જીવનના પરિક્રમણ કરતાં ચાક પર સુખ પણ આંટા મારી રહ્યું છે એક ક્ષણ થોભવા માટે પણ એને સમય ફુરસદ નથી. પણ એ જોવું પડશે કે ચાકો પર ઘૂમતા-ફરતા આ સુખનું કેન્દ્રબિન્દુ ક્યાં છે ! ગલી-પાંદડી પાછળ દોડતાં આપણે મૂળિયાને ભૂલી શકીએ નહીં પ્રજ્વલિત બત્તીની મશાલોષને બદલે એના પ્રમુખ કેન્દ્ર પાવર-હાઉસ (વીજળી-ઘર) ને શોધવું જ પડશે.

આજે આપણું મન અબોધ બાળક જેવું થઈ ગયું છે જે કૂદતાં-કૂદતાં જડ-પુતળાઓમાં રમી ગયું છે ચેતનાના આકાશ કોર ભણી લક્ષ દેવું એ આજની દુનિયામાં ગાંડપણની પરિભાષામાં સમાવિષ્ટ થઈ ગયું છે સુખનાં વિવિધ કિરણોએ આપણા માનસને લોભાવી દીધું છે પણ સ્વર્ણમયી કિરણોના ધારક સૂર્ય તરફ જોવાનું તો આપણે વિસરી જ ગયા છીએ —

मैं दिन को ढूढ रही हू जुगनू की उजियाली में ।
मन मांग रहा है मेरा सिकता हीरक प्याली में ॥'

ભૌતિક સુખોની મહાસૌધમાં ખરા સુખની કલ્પના ઠીક તેવું ( ભ્રાન્તિપૂર્ણ બનશે જેવું કે ચળકતા જીવજંતુઓના ક્ષણિક પ્રકાશમાં દિવસના મધ્યપ્રકાશને ખોળવો અને આ ઇન્દ્રધનુષના સપ્તરંગી રંગો વડે આપણા મહેલોને રંગવાની ચેષ્ટા કરવી. આ હાસ્યાસ્પદ જ લેખાય. માટે આત્માની ચિન્તન-મનન દ્વારા શારીરિક સુખોની સાધના કરવી એ (આ) બુદ્ધિમત્તાનું પ્રદર્શન ( છે ને ! દીવાસળીની ભરણીમાં રેતી ભરનારને ભૂખ કેવી લાગશે તો આધ્યાત્મિક સાધનો વડે ભૌતિક લાલસા ભાંગવી એને શું કહી શકાય વારુ !

કોમળ-કળી જેવા બાળકને પોતાના હાથેથી ઝૂટવી લેતા અશ્રુભર્યાં નેત્રો વડે જુએ છે ત્યારે એને લાગે છે કે પૃથ્વી માતા નથી, પણ ડાકણ છે મીઠી નીંદરમા સૂતેલા માનવીની છાતી પર જ્યારે અચાનક છાપરું તૂટી પડે છે તો સ્વપ્નલોકનો એ યાત્રી સ્વર્ગ-યાત્રી બને છે આ છે પ્રકૃતિની કાળી છાયા, જેની સામે આજે સરકાર અને વિશેષજ્ઞો બાથ ભીડવા પ્રયત્નશીલ છે.

**૨ પર-પ્રાણીકૃત દુઃખ :**

આ બીજા તરફથી આવતુ દુ ખ છે મનુષ્યને પ્રકૃતિ કરતા પણ ભયંકર દુ ખ એ લોકો તરફથી મળે છે કે જેને એ પોતાના માને છે ઈતિહાસ ખોળો, સભ્યતાને પ પાળનારાઓના જીવન-પૃષ્ઠો ઉલટાવો વીરતાની કથાઓની ઓથે રક્તના ડાઘા પડ્યા હશે કરોડો મૂક માનવીઓની અશ્રુભરી કથાઓ આજે કપાવી મૂકે છે પશુસસારે માનવને એટલો ત્રસ્ત નથી કર્યો જેટલો કે માનવીએ આદમીએ જ આદમી ઉપર વિપત્તિઓનો ઢગ ઊભો કર્યો છે. ભાઈએ જ ભાઈ પર વીજળી વરસાવી છે મનુષ્યે જ મનુષ્યને વિશ્વના પ્લેટફૉર્મ પરથી ઉડાડી દેવા સારુ વિશાળ સેનાઓ ઊભી કરી છે, પશુઓએ નહી ચગિઝખાં પણ મનુષ્યનો જ વશજ હતો બીજા વિશ્વયુદ્ધમાં વિશ્વને તપાવનાર-હ ફાવનાર હિટલર પણ મનુષ્ય જ હતો એટમ બોબ અને હાઈડ્રોજન બોબના આવિષ્કર્તા પણ મનુષ્ય જ છે ને !

રોમની વિશાળ સેનાને યુદ્ધ માટે ઊભેલી જોઈ એક નરભક્ષીએ સેનાપતિને પૂછ્યું "શુ આ લોકો ખાવા સારુ એકબીજાને મારશે? શુ આ લોકો હજારો મનુષ્યોને ખાઇ જશે?" હસતા-હસતા સેનાપતિએ જવાબ વાળ્યો "ના, આ ખાવા સારુ મારતા નથી" તો પેલો નાક ચડાવી કહેવા લાગ્યો -'કેવા છે આ રાક્ષસો કે જે વ્યર્થમા જ હજારો માણસોનું નિકદન કાઢે છે। લોહીની નદીઓ વહાવે છે। આમના કરતા અમે શુ ખરાબ કે પોતાના પેટ માટે એક મનુષ્યને મારી લઈએ છીએ, સભ્યતા ને સસ્કૃતિથી દૂર એવો નરભક્ષી વિકસિત સભ્યતાવાળી સસ્કૃતિનુ અટ્ટહાસ્ય કરી રહ્યો હતો.

**૩. સ્વકૃત દુઃખ :**

ત્રીજુ સ્વકૃત દુ ખ છે કે જે મનુષ્યો પોતાના હાથે પેદા કરેલુ દુ ખ છે કદી-કદી એ પોતાના સ્વભાવથી લાચાર બની જાય છે, ત્યારે દુ ખોને નિમત્રણ આપે છે જ્યારે એ પોતાના અનુચિત સ્વભાવને વશમા લાવી શકતો નથી તો પોતે જ પોતા માટે દુ ખોનો દાવાનળ જગવે છે કદી-કદી બીજાના મહેલને ખડિયેર બનાવવા માટે પોતાના માથે પ્રહાર કરે છે અને

પ્રત્યક્ષ તમારી નજર સામે આવી ઊભા થઈ જશે. તમે દેવ-વિધાતાઓ જોડે મુલાકાત કરી શકો છો. જેના પ્રખર તાપમાં વાતાનુકૂલિત (એરકન્ડીશનર) તમારા મહેલને મલયાગિરિ બનાવી દેશે. આરામ માટે તીખા ઇન્જેકશનો લઈ ગલી-ગલીમાં ડૉકટરો બિરાજમાન છે ત્રાસ માટે શાન્તિ-પ્રસારક (!) વક્તાઓની કોઈ કમી નથી. શું હજુ પણ સુખમાં કમી-ખામી છે!

આ ફૂલોની વચ્ચે કાંટા છે દીવા તળે અંધારું છે [illegible] જોતા ધરા નીચે સ્વર્ગ ઉતરી આવ્યું છે પણ આ મહેલોમાં રહેતા અને કારોમાં ફરતા-ફરતા શેઠ શાહુકારોના હૃદયને પૂછી જોયો તો જણાશે કે ત્યાં પણ દુઃખની હોળી જ ભભૂકી રહી છે વેદનાના અનંત પ્રકારે મન બહેર કરી મૂક્યા છે પ્રશ્ન એ થાય છે કે સુખની પાછળ આટલા પ્રયત્નો કરવા છતાં પણ સુખ મળતું કેમ નથી!

માટે આપણે સુખનું કારણ શોધવું પડશે. સુખ મેળવવા માટે દુઃખને ઓળખવું પડશે. સ્વાસ્થ્ય માટે રોગનું મૂળ શોધવું ચતુર વૈદ્યનું પ્રથમ કર્મ છે સુખ માટે દુઃખનું કારણ જોવું જોઈએ અને એ મળી જતા આપ એને (દુઃખને) પગમાં વાગેલા કાંટાની જેમ ઉખાડી ફેંકી દેવું સરળ બનશે. મહર્ષિઓએ દુઃખના ત્રણ પ્રકારો બતાવ્યા છે –

૧ પ્રાકૃતિક દુઃખ
૨ પર-પ્રાણીકૃત દુઃખ
૩ સ્વકૃત દુઃખ

૧ પ્રાકૃતિક દુઃખ

આ ન ઇચ્છવા છતાં પ્રકૃતિ દ્વારા આવતું દુઃખ છે વિભિન્ન ઋતુઓમાં થતો પ્રકૃતિનો કોપ આમાં જ આવે છે પોષ મહિનાની કડકતી ઠંડી, જેઠ મહિનાનો પ્રખર તાપ, ભીષણ આંધી તોફાન, આ છે પ્રકૃતિના રૌદ્ર રૂપનાં રેખાચિત્રો જે માનવ-પ્રાણીને કંપાવી દે છે મહોન્મત્ત બનેલી સરિતાનો નીર-પ્રવાહ જ્યારે પ્રલયકારી દૃશ્ય રજૂ કરે છે ફૂંફાડતી સર્પિણીની જેમ ગર્જતી લહેરો જ્યારે માનવ-પ્રાણીને ડસવા દોડે છે તે સમયે પ્રકૃતિ ભલી પ્યાર-ભરી ન રહે જેવું માનવી-હૃદય કંપી જાય છે

ગગનગર્જનના ગંભીર અવાજ સાથે થતો ભીષણ ધરતીકંપ જ્યારે ફળફૂલી બાળક સહિત પ્રેમિકાને પૃથ્વીના પેટમાં ઉતારી મૂકે છે તો માતા

તારુ કામ નથી. "દુખે ઘેરી લીધો છે, શુ કરીએ," એ લાચારીના પુસત્વહીન શબ્દો તારા છે ? પ્રારબ્ધનો વિધાતા, પુરુષાર્થનો દેવ, આમ કદી કહેશે નહી તુ દુખોના અધકારમા શા માટે ભમે છે! સુખનો દિવ્ય પ્રકાશ તારી પા ', એના પર આવરણ પડ્યુ છે હવે જરૂર છે માત્ર એને દૂર કરવાની. એ અચૂક શસ્ત્ર છે –

"दुक्खं हयं जस्स न होइ मोहो"

મોહને વશ વ્યક્તિ પોતાની પાછળ દુખોની વિશાળ પરપરા ઊભી કરી મૂકે છે.

જીવનમા જેટલી-જેટલી વાસનાઓ છે તેટલા જ સઘર્ષો છે વાસનાથી દુષિત ચિત્ત અશાતિથી પરિપૂર્ણ છે એ બીજાને પાડીને પોતે ઊઠવા માગે છે ભૌતિક્તાની આ દોટમા આજનો માનવી દોડી રહ્યો છે તે પોતાના જ ભાઈઓનો દુશ્મન બની ગયો છે

આજના મોટા-મોટા રાષ્ટ્રો વિનાશકારી શસ્ત્રોની સ્પર્ધામા લાગ્યા છે. પરતુ જ્યા સુધી મનુષ્યના મગજમાથી સ્વાર્થ અને સત્તાનો અહકાર ગળી નહી જાય ત્યા સુધી શાતિનો રાહ દૂર જ રહેશે એના માટે વિશ્વબધુત્વ, સ્નેહ અને સદ્‌ભાવનાને અપનાવવા પડશે ભગવાન મહાવીરના '**जीओ ओर जीने दो**' 'જીવો અને જીવવા દો' નો સિદ્ધાત સમજવો પડશે પોતાના સ્વાર્થને થભાવવો પડશે ત્યારે જ જનજીવનમા શાતિ સ્થપાશે

દિનાક
તા ૩-૮-૧૯૫૮

જૈન ઉપાશ્રય,
કોટ, મુબઈ-૧.



એના દુશ્ચરિત્રોને ભોગવવા માટે તત્પર બની જાય છે નાની જાળીમાં બેઠેલા ઉંદરનું ભક્ષણ કરવા બિલાડી ખૂબ મહેનત કરી પોતાનું મોં જાળીમાં નાખી તો દે છે પણ न खुदा मिला न विसाले सनम જેમ ઉંદર એક ખૂણામાં લપાઈ જાય છે ને હાથ આવતો નથી અને બિલાડીનું મોં એમાં ફસાઈ જાય છે હવે એ છટપટે છે પણ તમે જ બતાવો એની જવાબદારી કોના શિરે છે?

એક બહેન સાસુ છે વહુની સાથે એને બનતું નથી. દિવસ દરમિયાન એને સો-સો ગાળો સંભળાવે છે ત્રણ ત્રણ દિવસ સુધી એને ખાવા દેતી નથી અને પોતે પણ ખાતી નથી. રોજના કલહ-કંકાસે એના ઘરનું સુખ છીનવી લીધું છે ક્રોધની જ્વાળામાં એનું રક્ત બળી ગયું છે હસવાનું તો એને મોં પર કદી જોવા મળતું જ નથી. પણ વિચારવાનું એ છે કે આ દુઃખ માટે જવાબદાર કોણ છે? આમ કરવું તે પોતાના હાથે જ બીજા પર તણખો નાખવા જેવું છે તણખો બીજાને પછી દઝાડશે પણ પહેલાં તો એને જ હાથમાં ફોલ્લો પડશે. આ દુઃખને કોણે નિમંત્ર્યું છે?

અમે વિહાર કરતાં એક નાનકડા ગામે પહોંચ્યા. એક ભાઈ દમના રોગથી ખૂબ જ પીડાઈ રહ્યા હતા. બીડી-બીડીની આદતે એની નીંદર હરામ કરી મૂકી હતી છતાંય ચલમ એના હાથોમાં હંમેશાં રહેતી. એને પૂછ્યું– આ રોગ શેનાથી થયો? એ બોલ્યો: મહારાજ! આ તમાકુથી આ આખું મારું શરીર ખાઈ ગઈ છે. અમે કહ્યું ભાઈ તો આ ચલમ ફેંકી કેમ દેતા નથી? શા માટે પીઓ છો? એ બોલ્યો: મરવા માટે! બાળપણથી આદત છે એના વિના એક કલાક પણ ચેન પડતું નથી.” હવે કહો આ રોગીને દુઃખ કોણે બોલાવ્યું? કહેવું જ પડશે કે એ એના જ સ્વભાવે.

જૈન દર્શન લગભગ બધાં દુઃખો માટે સ્વયં મનુષ્યને જ જવાબદાર ઠરાવે છે. કહ્યું છે કે –

अप्पा कत्ता विकत्ता य दुहाण य सुहाण य ॥

ઉત્તરાધ્યયન સૂત્ર

દુઃખનો અભાવ સુખ છે દુઃખનું કારણ ખતમ થઈ જાય પછી જરૂર રહે છે એ. એ જ મુક્તિ. ઉપેક્ષાની શાંતિના અમર દેવ ભગવાન મહાવીર મનુષ્યને સંબોધી કહે છે —હે અમોઘ આનંદ, દુઃખથી ઉગાર પણ એ

પડદા બદલાયા, પરંતુ જીવન જયની યાત્રા ન બદલાઈ દૃશ્ય બદલાવા છતા દ્રષ્ટા એના એ જ રહ્યા એથી જ પ્રેમની ધારા સૂક્ષ્મરૂપે આજ તારામા વહી રહી છે ''

જરા આગળ વધો ભગવતી સૂત્રના સાતમા શતકના નવમા ઉદ્દેશામાં ચેડા અને કોણિકના ભયાનક યુદ્ધનુ દૃશ્ય આવે છે. અત્યાચારને રોકવા માટે ગણાધિપ ચેટકે ધનુષ્ય ઉઠાવ્યુ હતુ જો કે ચેટક વ્રતધારી શ્રાવક હતો એક કીડીની હિંસાથી પણ તેનો આત્મા ધ્રૂજી ઊઠતો પણ એ જ ચેટક, એક બાણમા કોણિકના ભાઈઓને વીંધી નાખતો એક કીડીની હિંસાથી ડરનાર, એક કરોડ ને એંશી લાખ મનુષ્યોના સંહારથી ન ડર્યો તેનુ કારણ તપાસતા જણાશે કે ત્યા સ્વાર્થનો નહિ પણ નીતિના રક્ષણનો પ્રશ્ન હતો. તેથી જ આટલી વિરાટ હિંસા થવા છતા ચેટકના વ્રતોમા કોઈ વાધો આવ્યો નહિ, કે ન તો તે દુર્ગતિને માર્ગે ગયો

વાત બહુ લાંબી છે આપણે એ ઇતિહાસના ઉંડાણમા જવાની જરૂર નથી આગમ કહે છે કે આ મહાયુદ્ધમા દેવોના ઇંદ્ર શક્રેન્દ્ર તથા અસુરોના ઇન્દ્ર ચમરેન્દ્ર કોણિકને સહાય કરતા હતા ગૌતમ સ્વામી પ્રશ્ન કરે છે. "ભગવંત ! શક્રેન્દ્ર અને ચમરેન્દ્ર માનવીની મદદ માટે ધરતી પર કેમ આવ્યા ? અને તેમણે અન્યાયના યુદ્ધમા ભાગ કેમ લીધો ? " સર્વજ્ઞ ભગવાન મહાવીરે કહ્યું "ગૌતમ ! મૈત્રી તેમને ખેંચી લાવી શક્રેન્દ્ર પૂર્વ ભવમા કાર્તિક શેઠ હતા અને ચમરેન્દ્ર પૂર્ણ તાપસ હતા ત્યારે કોણિકને તે બન્નેની સાથે ગાઢ મૈત્રી હતી દેહ બદલાવા છતા પણ મૈત્રી ન બદલાઈ એ મૈત્રીનો તાર હતો કે જેને લીધે બન્ને ઇન્દ્રોને ઇચ્છા ન હોવા છતા, યુદ્ધમા અન્યાયના પક્ષને મદદ કરવી પડી "

જીવનની અર્ધી મધુરતા મૈત્રીમા છે પારકાને પોતાના કરવાની કળાનું બીજુ નામ મિત્રતા છે જે આ કળામા જેટલો વધુ નિપુણ હોય છે તેટલો તે મિત્ર બનાવવામા વધુ નિપુણ હોય છે જીવનનો વિજય જ આ છે કે બીજાને તમારા બનાવી લો એટલે જ કહેવાય છે કે ભાઈ કરતા ભાઈબંધ વધે તે ખોળે લીધેલા ભાઈ જેવો છે ઘણી જગાએ એવો રિવાજ છે કે જેને પુત્ર ન હોય તે બીજા કોઈના પુત્રને ખોળે (દત્તક) લે છે તેને પોતાની સંપત્તિનો વારસ બનાવે છે આ એક નામનો મોહ છે

નામ અમર રાખવા માટે વ્યક્તિ આ બધા પ્રયત્નો કરે છે પણ કોનું

# ૧૪ મૈત્રીભાવ

સંસારની યાત્રામાં આપણે એકલા આવીએ છીએ પણ સાથી વિના યાત્રા સૂની બની રહે છે. એ યાત્રામાં હંમેશા એક સાથીની જરૂર રહે છે. જેની આગળ આપણે આપણું સુખદુઃખ કહી શકીએ. સહયોગીના અભાવે આપણે પૂરેપૂરી પ્રસન્નતાનો અનુભવ કે દુઃખના ભારને હળવો કરી શકતા નથી. આપણો હર્ષ પણ અપૂર્ણ રહે છે અને આંસુઓ પણ અપૂર્ણ રહે છે. આપણા હર્ષ અને શોકમાં ભાગ લેનાર સાથી તે જ મિત્ર છે. મનુષ્યને સંસારના સર્વ સંબંધોમાં સૌથી મોટો સંબંધ મિત્રતાનો છે, કેમકે તેમાં બે હૃદયોનું મિલન છે. જેનાથી કોઈ વાત છુપાવાય નહિ. અંતઃકરણનો પડદો રખાય નહિ. જેની સામે હૃદય ખુલ્લું કરી દઈ શકાય. એવો મિત્ર એ એક જ સ્થળ છે કે જ્યાં વ્યક્તિ કોઈ પણ ભેદ રાખી શકતી નથી. મિત્રતા એ બે આત્માઓને જોડનારો પુલ છે. શરીરનું મિલન તે કોઈ મિલન છે! જ્યાં સુધી જીવ ન મળે ત્યાં સુધી એક આસને બેસવા છતાં પણ આપ એકબીજાની નજીક આવી શકતા નથી. પરંતુ એક વખત જીવ મળ્યા પછી, ભલે આપ હજારો માઈલ દૂર હો, તો પણ અંતર જણાશે નહિ. કારણ કે સ્થળનું અંતર આત્માના અવ્યક્ત સંદેશને પણ રોકી શકતું નથી.

દેહ મરી શકે છે પણ મિત્રતા મરી શકતી નથી, કારણ કે તે તો દેહાતીતની સાથે હોય છે. એટલે દેહ ન રહેવા છતાં પણ મિત્રતા તો રહેશે જ. શ્રી ભગવતીજી સૂત્રનાં પાનાં ઉઘાડીને જોશો તો તેમાં આવા દેહાતીત મૈત્રીનું જ્વલંત ઉદાહરણ મળશે. વીતરાગ મહાપુરુષ ભગવાન મહાવીર ચતુર્યીની મહામુનિ શ્રી ગૌતમને કહે છે– ગૌતમ! તારો અને મારો આ સ્નેહ આ દેહ પૂરતો જ મર્યાદિત નથી. તે પાછલા કેટલાય જ ભવોથી અખંડ રીતે ચાલ્યો આવે છે. જીવન આવ્યાં અને ગયાં. જીવનનાટકના કોઈ

પડદા બદલાયા, પરતુ જીવન જયની યાત્રા ન બદલાઈ દૃશ્ય બદલાવા છતા દ્રષ્ટા એના એ જ રહ્યા એથી જ પ્રેમની ધારા સૂક્ષ્મરૂપે આજ તારામા વહી રહી છે ”

જરા આગળ વધો ભગવતી સૂત્રના સાતમા શતકના નવમા ઉદ્દેશામાં ચેડા અને કોણિકના ભયાનક યુદ્ધનુ દૃશ્ય આવે છે અત્યાચારને રોકવા માટે ગણાધિપ ચેટકે ધનુષ્ય ઉઠાવ્યુ હતુ જો કે ચેટક વ્રતધારી શ્રાવક હતો એક કીડીની હિંસાથી પણ તેનો આત્મા ધ્રૂજી ઊઠતો પણ એ જ ચેટક, એક બાણમા કોણિકના ભાઈઓને વીંધી નાખતો એક કીડીની હિંસાથી ડરનાર, એક કરોડ ને એશી લાખ મનુષ્યોના સહારથી ન ડર્યો તેનુ કારણ તપાસતા જણાશે કે ત્યા સ્વાર્થનો નહિ પણ નીતિના રક્ષણનો પ્રશ્ન હતો. તેથી જ આટલી વિરાટ હિંસા થવા છતા ચેટકના વ્રતોમા કોઈ વાધો આવ્યો નહિ, કે ન તો તે દુર્ગતિને માર્ગે ગયો

વાત બહુ લાબી છે આપણે એ ઇતિહાસના ઉડાણમા જવાની જરૂર નથી આગમ કહે છે કે આ મહાયુદ્ધમા દેવોના ઇદ્ર શક્રેન્દ્ર તથા અસુરોના ઈન્દ્ર ચમરેન્દ્ર કોણિકને સહાય કરતા હતા ગૌતમ સ્વામી પ્રશ્ન કરે છે. “ભગવત ! શક્રેન્દ્ર અને ચમરેન્દ્ર માનવીની મદદ માટે ધરતી પર કેમ આવ્યા ? અને તેમણે અન્યાયના યુદ્ધમા ભાગ કેમ લીધો ? ” સર્વજ્ઞ ભગવાન મહાવીરે કહ્યુ “ગૌતમ ! મૈત્રી તેમને ખેચી લાવી શક્રેન્દ્ર પૂર્વ ભવમા કાર્તિક શેઠ હતા અને ચમરેન્દ્ર પૂર્ણ તાપસ હતા ત્યારે કોણિકને તે બન્નેની સાથે ગાઢ મૈત્રી હતી દેહ બદલાવા છતા પણ મૈત્રી ન બદલાઈ એ મૈત્રીનો તાર હતો કે જેને લીધે બન્ને ઈન્દ્રોને ઇચ્છા ન હોવા છતા, યુદ્ધમા અન્યાયના પક્ષને મદદ કરવી પડી ”

જીવનની અર્ધી મધુરતા મૈત્રીમા છે પારકાને પોતાના કરવાની કળાનુ બીજુ નામ મિત્રતા છે જે આ કળામા જેટલો વધુ નિપુણ હોય છે તેટલો તે મિત્ર બનાવવામા વધુ નિપુણ હોય છે જીવનનો વિજય જ આ છે કે બીજાને તમારા બનાવી લો એટલે જ કહેવાય છે કે ભાઈ કરતા ભાઇબધ વધે તે ખોળે લીધેલા ભાઈ જેવો છે ઘણી જગાએ એવો રિવાજ છે કે જેને પુત્ર ન હોય તે બીજા કોઈના પુત્રને ખોળે (દત્તક) લે છે તેને પોતાની સપત્તિનો વારસ બનાવે છે આ એક નામનો મોહ છે

નામ અમર રાખવા માટે વ્યક્તિ આ બધા પ્રયત્નો કરે છે પણ કોનુ

નામ અમર રહ્યું છે ! આ બધો ખોટો મોહ છે કોઈને દૂધ લેવામાં સુખ કેટલું છે એ તો તમે જેણે દૂધ ચીકરો ચાખ્યો હોય તેને પૂછો. તેના અંતરમાં તો આશ ભભુકતી હોય છે અને કેટલીક વખત તે બહાર પણ આવે છે તેમના સંબંધો કેટલીક વખત કડવા પણ બને છે પરંતુ દૂધ ભાઈ જેવા મિત્રના સંબંધમાં આમ બનતું નથી કે સંબંધમાં કડવાશ પણ આવતી નથી. કારણ એટલી કે તેમાં બનાવટ સજાવટ કે દેખાવ ન હોવો જોઈએ સામાન્ય રીતે જીવનમાં સેંકડો સાથીઓ આવે છે ને જાય છે જો તમારી પાસે પૈસા હોય તો તમારે મિત્રોને શોધવા જવું નથી પડતું પણ એવાઓની મિત્રતા કેટલી ટકવાની ! સંપત્તિ હોય તે વખતે તમારી આજુબાજુ એ શું ફરનાર હશે કે ઝાડનાં પાંદડાં બનીને છાંયો કરશે એવા ઘણા મળી રહેશે. પરંતુ બીજ બનીને તમારા જીવનમાં પ્રવેશ કરનાર તો આંગળીના વેઢે ગણાય એટલા પણ ભાગ્યે જ મળશે.

કેટલાક મિત્રો સરોવરનાં પક્ષી જેવાં હોય છે જ્યાં સુધી તમારા જીવનમાં સંપત્તિનું સરોવર છલકાતું હશે ત્યાં સુધી તેઓ તમને છોડશે નહિ પરંતુ જ્યારે સંપત્તિનું સરોવર સુકાવા માંડશે કે તેમાંનું એક પણ પક્ષી દેખાશે નહિ. એવા સરોવરનાં પંખીઓની મિત્રતા ન બાંધો. જો મિત્રતા બાંધવી હોય તો માછલી જેવા મિત્રો બનાવો જેમનું જીવવું અને મરવું બન્ને સરોવરમાં જ છે જ્યાં સુધી પાણી છે ત્યાં સુધી તેનું જીવન છે પાણી સુકાઈ જતાં તે પોતાના પ્રાણ તજી દેશે પણ ત્યાંથી ખસશે નહિ. કદાચ તેની સામે દૂધ ધરવામાં આવશે તો પણ તેને ઠોકરે મારશે. માછલીને કહેવામાં આવે કે—અરે માછલા ! પાણીમાં તું આટલી લીન કેમ છે ! ચાલ તને દૂધના તળાવમાં લઈ જાઉં તો તે શું કહેશે ! તે કહેશે કે ભલે કિંમતની દૃષ્ટિએ દૂધ પાણી કરતાં વધારે કિંમતી હોય પણ મારા માટે તો પાણી એ જ જીવન છે

સરોવરનાં પંખી સરોવર સુકાતાં ઊડી જશે પણ ગરીબ માછલી ક્યાંય પણ નહિ જાય. એવા માછલી જેવા મિત્રોની પાછળ તમે લાખો રૂપિયા ખરચી તો પણ તેમની મૈત્રીની ગણતરીએ તે ઓછા પડશે. તેઓ તમારા પતનનાં નહિ પણ ઉત્થાનનાં સ્વપ્નો જોશે તેમની આંખો તમારો વિકાસ જોવા ચાહશે વિનાશ નહિ. વિનાશના માર્ગે તમારો પગ મંડાતો જોશે તો તે તુરત તમને રોકશે. એવા સાથીઓ હંમેશાં મીઠી મીઠી વાતો નહિ કરે ક્યારેક ક્યારેક કડવાં વેણ પણ સંભળાવશે. જો તમે એમ માનતા હો કે

જે હમેશા મીઠી મીઠી વાતો નથી કરતો તે તમારો સાચો સાથી નથી, તો તમે ભૂલ કરો છો હમેશા પ્રિય એવી જ વાત કરનાર મિત્રના વેશમાં છુપાયેલ આપનો સૌથી મોટો શત્રુ છે.

એક વિચારક કહે છે કે ખુલ્લી તલવારની માફક સાફ દેખાતા દુશ્મનથી એટલા ડરવાની જરૂર નથી, જેટલા મિત્રના વેશમાં છુપાયેલા દુશ્મનથી સાવધાન રહેવાની જરૂર છે એવો મિત્ર તોફાન વખતે નાવ છોડીને ભાગી જશે તિરૂવલ્લુર, દક્ષિણના એક મોટા કવિ થઈ ગયા. તેમણે એકવાર કહ્યું હતુ કે–જે વ્યક્તિ દુ ખના સમયમા દગો દે છે, જેને આપણા માન્યા હોય તે જ જ્યારે મુશીબત વખતે ધક્કો મારી ભાગી જાય છે, ત્યારે હૃદયને કેટલુ દુ ખ થાય છે! વિછીનો ડ ખ, માનવી ચાર દિવસમા ભૂલી જાય છે, પણ જેને પોતાના માન્યા હોય, તેમનો ડ ખ તો મૃત્યુની છેલ્લી ઘડી સુધી પણ ભુલાતો નથી જેને ફૂલનો હાર સમજી ગળામા ધારણ કરવા ગયા અને તે જ જ્યારે નાગ બની ડ ખ દેવા આવે ત્યારે કેટલી પીડા થાય? હુ માનુ છુ કે હજારો વિછીના ડ ખની વેદના કરતા પણ એ પીડા વધારે દાહક હશે

મિત્રની પસદગીમા આપ ખૂબ સાવધાની રાખો અધિક મિત્રો બનાવવા કરતા એક મિત્ર એવો બનાવો કે જે જીવનની અ ધારી રાતમાં તમને સાથ આપે, જીવનના અ ધકાર સમયે જે તમને પ્રેમભાવે પ્રકાશ આપે તેવો એક જ મિત્ર બસ છે

બે ચીનાઓ ચર્ચા કરતા હતા કે ચ દ્ર અને સૂર્ય બેમાથી સૃષ્ટિને માટે વધારે ઉપયોગી કોણ? જો કે બન્ને પ્રકાશમય છે, છતા એક શાત છે અને બીજાની પાસે ક્રાતિની પ્રભા છે પહેલાએ કહ્યુ કે, "મારી દષ્ટિએ સૂર્ય વધારે ઉપયોગી છે કેમકે તે પ્રકાશનો દેવતા છે દરરોજ તેના પ્રથમ કિરણો માનવીને માટે જાગૃતિનો સ દેશ લાવે છે ચ દ્રનો પ્રકાશ તેજરહિત છે. સૂર્યની દિવ્ય-પ્રભા, તેના કિરણો આપણા ખેતરોમા ધાન્ય પકાવે છે"

બીજાએ કહ્યુ "ભાઈ! એ સાચુ છે કે ચ દ્ર કરતા સૂર્યમા વધારે તેજ છે પણ જેઠ માસના ધુમ તડકામા જ્યારે ધરતી અને આકાશ તપી જાય છે, માનવીના તન અને ક્યારેક મન પણ તપી જાય છે, ત્યારે આપણને ચ દ્રની શાત અને શીતળ ચાદની જ મધુર લાગે છે અને બન્ના કરતા વધારે અગત્યની વાત તો એ છે કે સૂર્ય તો માત્ર દિવસે જ પ્રકાશે છે, અને રાતના

પણ પોતાનુ અસ્તિત્વ મિટાવી દે છે ત્યારે તો તેનુ મોં ફાટી જાય છે. પરંતુ જાન આપીને મિત્રતાને નિભાવનાર મિત્રો બહુ ઓછા મળશે

વિશાળ સમુદાયરૂપી માનવ ખજાનામાથી મિત્રની પસંદગી કરવી તેથી" વધુ કોઈ કિંમતી સંગ્રહ બીજો નથી આજનો માનવી પૈસાના સંગ્રહની કલા જાણે છે પુસ્તકોનો સંગ્રહ પણ તે કરી શકે છે પણ માનવનો સંગ્રહ તે કરી શકતો નથી અમેરિકાના એક પત્રકારે, શ્રી હેનરી ફોર્ડને, તેમના અંતિમ દિવસોમા એક પ્રશ્ન પૂછતા શ્રી હેનરી ફોર્ડ અમેરિકાની એક મોટી મોટર કંપની ફોર્ડ મોટર કંપનીના માલિક હતા દુનિયાના પુંજીપતિઓમા તેમની ગણત્રી થતી હતી પત્રકારે તેમને કહ્યુ–" આપને જીવનમા સર્વ સુખ મળ્યા છે આપની પાસે વિપુલ સંપત્તિ પણ છે જડ સંપત્તિની સાથે, સજીવ સંપત્તિ–ખ્યાતિ પણ પુષ્કળ મળી છે દીર્ઘ જીવનયાત્રામા આપે મોટા ગૌરવપ્રદ કાર્યો કર્યા છે આ બધી સફળતાઓની વચ્ચે એવી કોઈ ખામી છે કે જે આપના મનમા ખટકતી હોય ?" શ્રી હેનરી ફોર્ડે કહ્યુ, "મને સંપત્તિ અને સુયશ બધુ તો પુષ્કળ મળ્યુ છે, પરંતુ એક બહુ જ મોટી ચીજ હુ મેળવી શક્યો નથી અને તે દુનિયાની ,સૌથી વધુ કિંમતો ચીજ છે–" મિત્ર " જેનુ મૂલ્ય હીરાથી પણ થઈ શકતુ નથી ધન અને ધનના નશાએ મને લોકોના દિલ સાથે મળવા નથી દીધો જ્યારે મે મળવા કોશિશ કરી ત્યારે ધનનો અહંકાર દિવાલ બની અમારી વચમા ખાડો થઈ ગયો "

" તે સમયે તો નહિ, પરંતુ આજ મારુ હૃદય આ ખામીનો અનુભવ કરી રહ્યુ છે કે જીવનમા મિત્રનો અભાવ કેટલો મોટો અભાવ છે ! આજે મારી આખી સંપત્તિના ભોગે પણ મિત્ર મેળવવા મારો આત્મા તલસે છે. વાસ્તવમા જીવનનો સાચો સાથી મિત્ર છે જો કદાચ જીવનનો આ ઇતિહાસ ફરીથી રચવાનો પ્રકૃતિ તરફથી મને અવસર મળે, તો હુ આ શોધ કરીશ "

આવી જ કહાણી અમેરિકાના વિશ્વવિખ્યાત ધનકુબેર કાર્નેગીની છે તે કહે છે–" મારી બધી જ સંપત્તિ લઈ લો અને તેના બદલામા મને ફક્ત એક મિત્ર–સાચો મિત્ર આપો "

આ છે મિત્રતાનુ મૂલ્ય પણ યાદ રાખજો કે ધન આપીને તમે મિત્ર મેળવી શકશો નહિ મિત્ર તો તમે તમારી જાત અર્પણ કરીને જ મેળવી શકશો.

માટુંગા, તા ૨૬–૭–૫૯.

આપણને ઘોર અંધકારમાં છોડી જતો રહે છે જ્યારે ચંદ્ર તો આપણો સાચો સાથી છે કે જે આપણને ઘોર અંધારી રાતોમાં પ્રકાશ આપે છે. અંધારામાં અજવાળું કરે તે જ સાચો મિત્ર છે સુયોગ્ય સાથીની મિત્રતા સંબંધી સંસ્કૃતમાં એક કવિ સુંદર યુક્તિ રજૂ કરે છે –

**आरंभ गुर्वी क्षयिणी क्रमेण लघ्वी पुरा वृद्धिमती च पश्चात्**
**दिनस्य पूर्वार्ध परार्ध भिन्ना छायेव मैत्री खलसज्जनानाम् ।**

દુષ્ટ જનોની દોસ્તી પૂર્વ દિશાના સૂર્યની છાયા જેવી હોય છે શરૂઆતમાં તે ખૂબ લાંબી હોય છે અને ધીમે ધીમે ઘટતી જાય છે પરંતુ સજ્જનોની દોસ્તી એથી ઊલટી હોય છે તે બપોરના તડકાની માફક શરૂઆતમાં ઓછી જણાય છે પણ ધીમે ધીમે વધતી જાય છે બીજા શ્લોકમાં તે કહે છે —

**इक्ष्वारेऽग्रात क्रमशः पर्वणि यथा रसविशेषः**
**तद्वत् सज्जन मैत्री विपरीतानां तु विपरीता ।**

શેરડીના ઉપરના ભાગમાં મીઠાશ ઓછી હોય છે પણ જેમ જેમ નીચે મૂળ તરફ આવીએ તેમ તેમ મીઠાશ વધતી જાય છે એવી જ વાત સજ્જન મિત્રની છે જે શરૂઆતમાં કાંઈક ફીકી દેખાય છે પણ જેમ ઊંડા ઊતરતા જઈએ તેમ તેમાં પ્રીતિનું માધુર્ય એવું જણાય છે કે ? પછી છોડવાનું મન થતું નથી અને એવા મિત્રો વિપત્તિના ભયાનક અંધારમાં પણ છોડી જવાનો પ્રયત્ન કરતા નથી તેઓ દરેક મુશ્કેલીના વખતે આપણી સાથે રહે છે

સહયોગની ભાવનાનો ઊંચામાં ઊંચો વિકાસ મિત્રતામાં દેખાય છે શરીરના રક્ષણને માટે બંને હાથ હંમેશાં તૈયાર રહે છે કોઈ પણ જગ્યાએ પીડા થતી હોય તો તરત જ હાથ ત્યાં પહોંચી જાય છે જો નજરની સામે કાંઈ ભય દેખાશે તો આંખોની રક્ષા માટે બન્ને હાથ આગળ આવી જશે. રામે સુગ્રીવ સાથે મિત્રતા બાંધી. સર્વ પ્રથમ તેમણે વાલીનો વધ કર્યો અને મિત્રનું દુઃખ દૂર કર્યું તે માટે તેમને કપટીનું કલંક મળ્યું પરંતુ મિત્રને માટે તે પણ સહન કરવા તૈયાર હતા બીજી બાજુ સુગ્રીવે મિત્રની રક્ષા માટે પોતાની વાનરસેનાને યુદ્ધના મેદાનમાં ઉતારી. મિત્રને માટે સર્વ દુઃખો હસતાં હસતાં સહન કરવાની કળા જાણવી જોઈએ. ખરી મિત્રતા તો પાણી અને કાદવની છે મિત્ર પર કષ્ટ આવ્યું પાણી સુકાઈ ગયું તો કાદવ

પણ પોતાનુ અસ્તિત્વ મિટાવી દે છે ત્યારે તો તેનુ મો ફાટી જાય છે. પરતુ જાન આપીને મિત્રતાને નિભાવનાર મિત્રો બહુ ઓછા મળશે

વિશાળ સમુદાયરૂપી માનવ ખજાનામાંથી મિત્રની પસદગી કરવી તેથી વધુ કોઈ કિમતી સગ્રહ બીજો નથી આજનો માનવી પૈસાના સગ્રહની કલા જાણે છે પુસ્તકોનો સગ્રહ પણ તે કરી શકે છે પણ માનવનો સગ્રહ તે કરી શકતો નથી અમેરિકાના એક પત્રકારે, શ્રી હેનરી ફોર્ડને, તેમના અતિમ દિવસોમા એક પ્રશ્ન પૂછતા શ્રી હેનરી ફોર્ડ અમેરિકાની એક મોટી મોટર કપની ફોર્ડ મોટર કપનીના માલિક હતા દુનિયાના મુજીપતિઓમાં તેમની ગણત્રી થતી હતી પત્રકારે તેમને કહ્યુ–"આપને જીવનમા સર્વ સુખ મળ્યા છે આપની પાસે વિપુલ સપત્તિ પણ છે જડ સપત્તિની સાથે, સજીવ સપત્તિ–ખ્યાતિ પણ પુષ્કળ મળી છે દીર્ઘ જીવનયાત્રામા આપે મોટા ગૌરવપ્રદ કાર્યો કર્યાં છે આ બધી સફળતાઓની વચ્ચે એવી કોઈ ખામી છે કે જે આપના મનમા ખટકતી હોય?" શ્રી હેનરી ફોર્ડે કહ્યુ, "મને સપત્તિ અને સુયશ બધુ તો પુષ્કળ મળ્યુ છે, પરતુ એક બહુ જ મોટી ચીજ હુ મેળવી શકયો નથી અને તે દુનિયાની સૌથી વધુ કિમતી ચીજ છે–"મિત્ર" જેનુ મૂલ્ય હીરાથી પણ થઈ શકતુ નથી ધન અને ધનના નશાએ મને લોકોના દિલ સાથે મળવા નથી દીધો જ્યારે મે મળવા કોશિશ કરી ત્યારે ધનનો અહકાર દિવાલ બની અમારી વચમા ખાડો થઈ ગયો"

"તે સમયે તો નહિ, પરતુ આજ મારુ હૃદય આ ખામીનો અનુભવ કરી રહ્યુ છે કે જીવનમા મિત્રનો અભાવ કેટલો મોટો અભાવ છે! આજે મારી આખી સપત્તિના ભોગે પણ મિત્ર મેળવવા મારો આત્મા તલસે છે. વાસ્તવમા જીવનનો સાચો સાથી મિત્ર છે જો કદાચ જીવનનો આ ઇતિહાસ ફરીથી રચવાનો પ્રકૃતિ તરફથી મને અવસર મળે, તો હુ આ શોધ કરીશ."

આવી જ કહાણી અમેરિકાના વિશ્વવિખ્યાત ધનકુબેર કાર્નેગીની છે તે કહે છે–"મારી બધી જ સપત્તિ લઈ લો અને તેના બદલામા મને ફક્ત એક મિત્ર–સાચો મિત્ર આપો"

આ છે મિત્રતાનુ મૂલ્ય પણ યાદ રાખજો કે ધન આપીને તમે મિત્ર મેળવી શકશો નહિ મિત્ર તો તમે તમારી જાત અર્પણ કરીને જ મેળવી શકશો.

માટુગા, તા ૨૬–૭–૫૯.

છે, અને મનમા અનાર્ય કર્મને માટે ક્ષુબ્ધતા છવાઈ જાય છે. ભારતની સરકાર પણ તેનો વિરોધ કરતી નથી આમ તો અહિંસાની ખૂબ મોટી ઘોષણાઓ કરવામા આવે છે પ્લેટફોર્મ ઉપરથી અહિંસાના સૂત્રો પોકારવામા આવે છે અને સારાયે વિશ્વને અહિંસાનો સદેશો આપવામા આવે છે, પણ અહિંસાનો સદેશો આપનાર ભારતમા હિંસામય ક્રૂર-કૃત્યો છડેચોક થઈ રહ્યા છે સરકાર તો તેને પ્રોત્સાહન આપે છે મત્સ્યોદ્યોગની ખીલવણી એ તેનુ પ્રતિક છે

સાભળવા પ્રમાણે, દિલ્હી, મુબઈ, કલકત્તા વગેરે મોટા શહેરોમા ભારત સરકાર કરોડો રૂપિયાના ખર્ચે વિશાળ કતલખાના બાધવાની છે. તેનો હેતુ એ છે કે વધારેમા વધારે પશુઓ એકી સાથે સરળતાથી કાપી શકાય આ છે આપણી અહિંસક સરકારની અહિંસાને માર્ગે પ્રગતિ! ભગવાન મહાવીર, ગૌતમ બુદ્ધ અને મહાત્મા ગાધીના દેશમા શુ આવુ જ બધુ થવાનુ છે! એટલુ તો અવશ્ય કહેવું પડશે કે અહિંસાના પોકારો પહેલા કરતા કઈક વધારે જોરથી થવા માડ્યા છે અહિંસાનુ શુદ્ધ સ્વરૂપ એટલુ જ ઘટતુ જતું રહ્યુ છે અને હિંસાનો દાવાનળ પ્રતિક્ષણે તેજ થતો રહે છે

—હા, તો તે સૂવ્વર, હરિજનની રસીના બધનથી છૂટવા માટે વ્યાકુળતાથી ભાગી રહ્યુ હતુ હરિજન પણ હેરાન થઈ ગયો હતો છેવટે મુશ્કેલીથી પકડમા આવ્યુ હરિજને તેને પકડી અને બાધી દીધુ તે વખતે ત્યાથી બે મુસલમાનો પસાર થઈ રહ્યા હતા. તેમણે આ દૃશ્ય જોયુ તેઓ સૂવ્વરને ઉદ્દેશીને બોલ્યા—"આ બહુ બદમાશ છે તેને કેટલો હેરાન કર્યો?" તમે જ વિચાર કરો કે બદમાશ કોણ છે? બિચારુ બધનથી જકડાયેલુ સૂવ્વર બદમાશ કે તેને પકડનાર ક્રૂર-હૃદયી હરિજન?

પણ હૃદયહીન વ્યક્તિના હૃદયમા કરુણા જ્યારે વિદાય થઈ જાય છે ત્યારે તેને પીડિત ક્રૂર જણાય છે અને પીડનાર શાત!

જો બીજાને પીડાતા જોઈને આપણુ હૃદય દુખથી ભરાય નહિ, પણ, બીજાના દુખથી આપણને આનદ આવે, હૃદયમા ગલગલિયા થાય તો સમજી લેવુ કે શેતાનિયત ગઈ નથી

ગધેડો કોઈને લાત મારીને માફી માગતો નથી તેવી જ રીતે જો આપણે પણ કોઈને દુખ દઈને તેની ક્ષમા ન યાચીએ, અથવા દુખી

## ૧૫ હૃદયનું માધુર્ય—કરુણા

જેને કારણે બીજાના સુખની ખાતર આપણા સુખનો ભોગ આપવાની આપણને પ્રેરણા મળે છે તે કરુણા કહેવાય છે બીજાના સુખે સુખી થવું એ મૈત્રી છે અને બીજાના દુખે દુખી થવું તે કરુણા છે

એક પ્રશ્ન પૂછી લઉં તમે બીજાના દુખે દુખી થાઓ છો કે બીજાના સુખે દુખી થાઓ છો? બીજાના દુખને જોઈને જો આપને પીડાનો અનુભવ થતો હોય તો સમજજો કે તમારા હૃદયમાં માનવતાનો દીવડો ઝગમગી રહ્યો છે પરંતુ આજે ઊંધી ગંગા વહી રહી છે આજનો માનવી બીજાના સુખથી દુખી થઈ રહ્યો છે બીજાના સુખ આનંદ અને ઉન્નતિને જોઈને હૃદયમાં આનંદ ન થતો હોય તો સમજી લેજો કે હૃદયમાં ઈર્ષ્યાનિર્દયતાનો વાસ છે. આજે બધી જગ્યાએ આ જ વૃત્તિ કામ કરી રહી છે ગામનો કસાઈ જો લક્ષાધિપતિ બન્યો તો તેના ગરબા ગાવામાં આવે છે પણ જો ગામનો કોઈ સ્વધર્મી સારી સ્થિતિએ પહોંચે તો ત્યારે એનું દેવાળું નીકળે તેને માટે પ્રાર્થના કરાય છે કારણ કે કોઈને સારી સ્થિતિમાં જોવા માટે આપણી આંખો તૈયાર નથી. આ જ વાત સમાજની છે કોઈ નવા બુદ્ધિમાન મુનિ આવે અને નવી જ વાણીમાં નવી જ વાત કરે તો સમાજ નૂતન ભાષાશૈલીનો સ્વર વધુ પસંદ કરે છે એટલે જૂની સ્થાપિત ગાદીઓ ધરતીકંપથી ધ્રૂજે તેમ ધ્રૂજી ઊઠે છે તેવા મુનિને, દરેક પ્રકારે લાંછિત અને અપમાનિત કરવાની ચેષ્ટાઓ થાય છે મલીન લેખિનીના નવા અક્ષરો ઉપર નાખી મોઢાં કડવાં કરી ઊઠે છે અને પછી તે શ્રદ્ધા અને આચારની દુહાઈ દઈને સમાજમાં તેની રોશની પ્રત્યે વિરોધનો વંટોળ જગાવવા પ્રયત્ન કરે છે પરંતુ, આ બધું શું છે? જરા ઊંડા ઊતરીને જુઓ કે શ્રદ્ધા અને આચારની રક્ષા ક્યાં અને કેવી રીતે થઈ રહી છે। મેલાં કપડાં અને મહાની [illegible]

પાડવાથી શ્રદ્ધાની રક્ષા કદી પણ થઈ નથી પણ આ બધુ અસ્વસ્થ માનવતાનુ પ્રતિક છે

જ્યારે બીજાને કષ્ટ પડતુ જોઈને આપણને પોતાને પીડાનો અનુભવ થવા માડે, ત્યારે જ સમજજો કે આપણામા માનવતા આવી છે કેમકે બીજાનુ દુ ખ આપણુ ત્યારે જ બને છે કે જ્યારે આપણામા હૃદયની વિશાળતા હોય, વિચારોની પવિત્રતા હોય પવિત્ર હૃદયવાળી વ્યક્તિની વિચારધારા કેટલી ઉદ્દાત હોય છે તે માટે એક પક્તિમા કવિ કહે છે કે—

દયામય એસી મતિ હો જાય.

અપના દુ ખકો સહલુ કિન્તુ, પર દુ ખ દેખા ન જાય

આ સતહૃદયનો સ્વર છે તે બોલે છે કે–પ્રભો ! એવુ હૃદય હો કે મારા પોતાના દુ ખ તો હસતા હસતા સહન કરી લઉ, પરતુ, બીજાનુ દુ ખ જોઈને મારુ હૃદય દ્રવે હૃદયની આવી વિશાળતા એ જ જીવનનો આદર્શ છે હવામા ઊડીને મનુષ્ય પોતાને ખૂબ ઊચો માનવા લાગ્યો છે એરોપ્લેન એ તેની સફળતાનુ સીમાચિહ્ન સમજે છે પરતુ હવામા ઊડવુ એમા કાઈ મોટો ચમત્કાર નથી, કારણ કે ગદી માખી પણ હવામા ઉડી શકે છે પુલ વિના કે નાવ વિના નદી પાર કરવી એ પણ કોઈ મોટી ચમત્કારની વાત નથી કુતરાઓ કોઈ પણ જાતના સાધન વગર તે પાર કરી શકે છે જો માનવજીવનનો કોઈ ચમત્કાર હોય, તો તે એ જ છે કે માનવ બીજાના દુ ખ જોઈને તેને નિવારવાનો પ્રયત્ન કરે દુ ખીને જોઈને આપણુ હૃદય ખરેખર કરુણાથી ઊભરાઈ જાય અને તે કરુણા શબ્દોમા ઊતરી દુ ખી પ્રત્યે સહાનુભૂતિ પ્રદર્શિત કરે અને વર્તનમા ઊતરી, આપણા હાથ તેની સેવા કરે તે સિવાય આપણે માત્ર સહાનુભૂતિના શુષ્ક ગીત ગાઈએ છીએ જેમા આપણા હૃદયનો રસ નહિ હોય તેમા બીજા કેવી રીતે ભીજાઈ શકશે ?

સેવા અને સહાનુભૂતિના ટનબધી ઉપદેશ કરતા એક તોલા જેટલી સહાયતા કરવી એ શ્રેષ્ઠ છે પણ આજનો માનવી સેવાની વાતો કરે છે, સેવા નહિ મોટી વ્યાસપીઠ ( Platform ) ઉપરથી હજારો માનવીઓની વચમા, કલાકો સુધી સેવા અને સહાનુભૂતિના ઉપદેશો અપાય છે, પણ જો બે મિનિટની પણ સેવા કરવાનો પ્રસગ ઉપસ્થિત થાય, તો તે વક્તામહોદય ચાલતી પકડે છે આનો અર્થ તો એ થયો કે તેનો ઉપદેશ માત્ર ઉપદેશ દેવા પૂરતો જ હતો તે ફક્ત **परोपदेशे पांडित्यम्** હતુ તેમા સ્વાર્પણનો કોઈ ભાવ નહોતો

કરુણા ઉપદેશ નહિ પણ આચરણ માગે છે. કરુણાની વર્ષાનાં બે બિંદુઓ શુષ્ક જીવનમાં લીલીવાડીની સૌરભ લાવે છે. ભાવકનો ધર્મ એ કોમળતાનો છે. કોમળતા એ જીવનના આનંદનું ઝરણું છે. જ્યારે નિર્દય હૃદય એ સૂકી રેતી છે, જ્યાં સ્નેહ, સહાનુભૂતિ, સરળતા અને તરલતાનો અભાવ છે. જીવનનું માધુર્ય સહાયતામાં રહેલું છે. જે દિવસે પ્રાણીના હૃદયમાંથી દયા અને સ્નેહની સરિતા સુકાઈ જશે તે દિવસે સંસાર નર્કસમો બની જશે. જે દિવસે માતાના હૃદયમાંથી દયા પણ પલાયન થઈ જશે તે દિવસે તેના નાનાં બાળકોની શી હાલત થશે! માતાએ આપણી રક્ષા શાથી કરી છે? કરુણાથી! જો તેના હૃદયમાં દયા ન હોત તો તે આપણો એવી રીતે નાશ કરી નાખત કે જેવી રીતે નાગણ પોતાના ઇંડાનો અને કૂતરી પોતાનાં ગલુડિયાંનો કરે છે.

ક્રૂરતા જીવનનું કલંક છે, કરુણા જીવનનું માધુર્ય છે. પહેલામાં વિદ્વેષની આગ છે, બીજામાં શાંતિનો સ્વર છે. એકમાં જીવનનો અંધકાર છે તો બીજામાં આત્માનો પ્રકાશ છે. એટલા માટે વીતરાગ દેવે અનુકંપાને આત્મિક ગુણમાં ગણી છે. સમ્યક્ત્વનાં પાંચ ચિહ્નોમાં અનુકંપા પણ એક છે. કેટલાક લોકો અનુકંપાના પણ સાવદ્ય અને નિરવદ્ય એવા ભેદ કરે છે, પણ આ માત્ર દર્શનની ભ્રાંતિ છે. વાસ્તવિક રીતે અનુકંપાના ભેદ સંભવી જ શકતા નથી. કારણ કે અનુકંપામાં દીન, દુર્બળ પ્રત્યે દયાનું ઝરણું વહી રહ્યું છે. પીડિતની પીડા દૂર કરવાની પ્રશસ્ત કામના રહેલી છે. અને દયા તથા અહિંસા એ આત્માના ગુણ છે. શું આત્માના નિજગુણ પણ ક્યારેય સાવદ્ય હોઈ શકે છે? આ અનુકંપા એ જ ચારિત્રની જનની છે. અનંત અનંત પ્રાણીઓ પ્રત્યે મનમાં જ્યારે કરુણા જાગૃત થાય છે ત્યારે તો આત્મા અવિરતિપણામાંથી વિરતીપણા તરફ આગળ વધે છે.

જ્યારે માનવીના હૃદયમાંથી કરુણાનો પ્રવાહ સુકાઈ જાય છે ત્યારે તે જ્યોત વિનાના દીપક જેવો છે. જે દીવામાંથી જ્યોત બુઝાઈ જાય છે તે દીવો દીવો ન રહેતાં માટીનું કોડિયું ગણાય છે. તેવી જ રીતે દયાહીન માનવી માટીના પિંડ સરખો છે. પીડિતોને જોઈને તેનું હૃદય કરુણાથી ભીંજાતું નથી.

પૂર્વ ખાનદેશના આમોદા ગામની એક વાત છે. એક હરિજન સૂવરને પકડી રહ્યો હતો. એ પણ એક અમાનુષિ કાર્ય છે. બિચારાં પશુઓને નિર્દયતાથી પકડવામાં આવે છે. તેમના કરુણ ચિત્કારો નાગરિકોને વીંધી

છે, અને મનમા અનાર્ય કર્મને માટે લુબ્ધતા છવાઈ જાય છે ભારતની સરકાર પણ તેનો વિરોધ કરતી નથી આમ તો અહિંસાની ખૂબ મોટી ઘોષણાઓ કરવામા આવે છે પ્લેટફોર્મ ઉપરથી અહિંસાના સૂત્રો પોકારવામા આવે છે અને સારાયે વિશ્વને અહિંસાનો સદેશો આપવામા આવે છે, પણ અહિંસાનો સદેશો આપનાર ભારતમા હિંસામય ક્રૂર-કૃત્યો છડેચોક થઈ રહ્યા છે સરકાર તો તેને પ્રોત્સાહન આપે છે મત્સ્યોદ્યોગની ખીલવણી એ તેનુ પ્રતિક છે

સાભળવા પ્રમાણે, દિલ્હી, મુબઈ, કલકત્તા વગેરે મોટાં શહેરોમાં ભારત સરકાર કરોડો રૂપિયાના ખર્ચે વિશાળ કતલખાના બાધવાની છે. તેનો હેતુ એ છે કે વધારેમા વધારે પશુઓ એકી સાથે સરળતાથી કાપી શકાય આ છે આપણી અહિંસક સરકારની અહિંસાને માર્ગે પ્રગતિ! ભગવાન મહાવીર, ગૌતમ બુદ્ધ અને મહાત્મા ગાધીના દેશમા શુ આવુ જ બધુ થવાનુ છે। એટલુ તો અવશ્ય કહેવુ પડશે કે અહિંસાના પોકારો પહેલા કરતા કઈક વધારે જોરથી થવા માડ્યા છે અહિંસાનુ શુદ્ધ સ્વરૂપ એટલુ જ ઘટતું જતુ રહ્યુ છે અને હિંસાનો દાવાનળ પ્રતિક્ષણે તેજ થતો રહે છે

—હા, તો તે સૂવર, હરિજનની રમીના બધનથી છૂટવા માટે વ્યાકુળતાથી ભાગી રહ્યુ હતુ હરિજન પણ હેરાન થઈ ગયો હતો છેવટે મુશ્કેલીથી પકડમા આવ્યુ હરિજને તેને પકડી અને બાધી દીધુ તે વખતે ત્યાથી બે મુસલમાનો પસાર થઈ રહ્યા હતા. તેમણે આ દૃશ્ય જોયુ તેઓ સૂવરને ઉદ્દેશીને બોલ્યા—"આ બહુ બદમાશ છે તેને કેટલો હેરાન કર્યો?" તમે જ વિચાર કરો કે બદમાશ કોણ છે? બિચારુ બધનથી જકડાયેલુ સૂવર બદમાશ કે તેને પકડનાર ક્રૂર-હૃદયી હરિજન?

પણ હૃદયહીન વ્યક્તિના હૃદયમા કરુણા જ્યારે વિદાય થઈ જાય છે ત્યારે તેને પીડિત ક્રૂર જણાય છે અને પીડનાર શાત।

જો બીજાને પીડાતા જોઈને આપણુ હૃદય દુખથી ભરાય નહિ, પણ, બીજાના દુખથી આપણને આનદ આવે, હૃદયમા ગલગલિયા થાય તો સમજી લેવુ કે શેતાનિયત ગઈ નથી

ગધેડો કોઈને લાત મારીને માફી માગતો નથી તેવી જ રીતે જો આપણે પણ કોઈને દુખ દઈને તેની ક્ષમા ન યાચીએ, અથવા દુખી

પ્રત્યે સમવેદનાના બે શબ્દો પણ જીભેથી ન ઉચ્ચારીએ તો સમજવું કે માનવતાની જ્યોતિથી આપણું હૃદય ઝગમગતું નથી. દયા, માનવતાને પારખવા માટેની સાચી કસોટી છે. જો દયા છે તો માનવતા છે. જે હૃદયમાં દયા છે તે જ જીવિત હૃદય છે. હૃદય આમ તો એક માંસનો ટુકડો છે પણ આપણને જીવતા રાખવા માટે પ્રત્યેક ક્ષણે તે રક્તને પરિભ્રમણ કરાવે છે. તે એકલું જ નહિ, પણ આખા શરીરનું કેન્દ્ર છે. તે લોહીને ગતિ આપે છે, તેને શુદ્ધ બનાવે છે. એ રક્તમાં જો કરુણાના બે બિન્દુઓ ભળે તો તે સજીવ બની જાય છે. કરુણા વિના એ માંસના ટુકડાની કોઈ કિંમત નથી.

એક કવિ કહે છે :

दया हीन पाथरिया होरा जनम गमाय,
कि पत्थरसे दिलको क्यों न फूल बनाय,
कोमलताका भाव न मनमें,
फिर क्या सुंदरता तनमें जीवन विष बरसाय।

દયા વિના જીવન એ ઉજ્જડ બાગ છે. ફૂલ છે પણ તે એવું કે જેમાંથી સુગંધ મરી પરવારી હોય. દયાના અભાવમાં જીવન સહરાના રેતીના રણ જેવું છે. હૃદયમાં જો નાનું સરખું દયાનું ઝરણું ફૂટે છે તો આખું જીવન ખીલી ઊઠે છે. તેનામાં માનવતાની હરિયાળી કુંજો જણાઈ જાય છે.

વૈદિક દર્શનમાં એક નાનું રૂપક છે. જ્યારે વિશ્વકર્માએ સર્વ સૃષ્ટિનું નિર્માણ કર્યું અને પોતાની બનાવેલી સુંદર સૃષ્ટિ ઉપર એકવાર નજર ફેરવી તો તે પોતાની કળા ઉપર વારી ગયા. પણ એક વિચાર તેમના મનમાં આવ્યો કે આ સૃષ્ટિનો ઉપભોગ કરનાર તો કોઈ છે નહિ, પછી તેનો આનંદ કોણ માણશે? ત્યારે વિશ્વના સર્વશક્તિમાન માનવીનું નિર્માણ કરવાનો સંકલ્પ કર્યો.

આ શુભ સંકલ્પની જાણ જ્યારે અસત્યને થઈ ત્યારે તે વિશ્વકર્મા પાસે આવ્યું અને બોલ્યું : ભગવન્! આવી ભૂલ ન કરશો. એ પ્રાણી દંભ અને બેઈમાની ફેલાવીને અસત્યને જન્મ આપશે અને આપની શુભ સૃષ્ટિને અશુભ બનાવવાનો પ્રયત્ન કરશે. ન્યાયને પણ ખબર પડી. તેણે કહ્યું— ભગવન્! માનવ નામનું પ્રાણી કેવળ સ્વાર્થી જ બનશે. જ્યારે તેનો સ્વાર્થ જોખમાતો જણાશે ત્યારે તે પોતાનાં માતા પિતા ભાઈ સુદ્ધાંને મારી નાખશે. શાંતિએ જ્યારે વિશ્વકર્માના માનવની રચના કરવાના નિશ્ચયની વાત જાણી ત્યારે તેણે કહ્યું— હે નાથ! માનવી સત્ય અને ન્યાય એ બન્નેથી

પાછળ તો લઠ્ઠ લઈને પડવાનો એ બે ગયા તો પછી હુ કયા રહીશ ? આખી સૃષ્ટિમા એ પ્રાણી સહારનુ સાધન બનશે ત્યારપછી, વિશ્વકર્માની સૌથી નાની પુત્રી દયા આવી. તેણે કહ્યુ "પિતાજી ! એ પ્રાણીનુ તમે જરૂર નિર્માણ કરો જો આપના બધા દૂતો સુધારવામા નિષ્ફળ નિવડશે તો હુ તેને સુધારવા પ્રયત્ન કરીશ" પછી, દયાના અનુરોધથી, વિશ્વકર્માએ માનવીની રચના કરી

ખરેખર, દયાનો નજીવો, સાધારણ સ્પર્શ પણ હૃદયને કોમળ અને મધુર બનાવી દે છે એટલા માટે તો આગમમા અનુકપાને સ્થાન છે. એ અનુકપા જ પશુને માનવી અને માનવીને દેવ બનાવી શકે છે.

જ્ઞાતા સૂત્રમા જુઓ પહેલા અધ્યયનમા જ કરુણાની વાત સભળાવી છે મગધ સમ્રાટ શ્રેણિકના પુત્ર રાજકુમાર મેઘ, ભગવાન મહાવીરની અમૃત-વાણીનુ પાન કરી, રાજભવનની જીવિત લક્ષ્મીનો ત્યાગ કરી, મુનિ બને છે પહેલી રાત્રે, જ્યારે દીક્ષા મહોત્સવની શરણાઈઓના સૂર હજી કાનમાં ગુજી રહ્યા હતા, ત્યારે સુકુમાર મેઘમુનિને આખી રાત ઉઘ ન આવી ક્યા ફૂલોની સુકોમળ શૈય્યા અને ક્યા જમીન પર એક વસ્ત્રનુ બિછાનુ ! આ શૈય્યા અને મુનિઓના સ્વાધ્યાય તથા મુનિઓની થતી અવરજવર એ બન્નેએ મળીને નવદીક્ષિત મુનિના મહેલની યાદ તાજી કરાવી તેના મનમા થયુ કે હુ કેવો ભોળવાઈ ગયો ! રાજમહેલનો સ્વર્ગીય વૈભવ છોડીને અહી આવી ફસાયો ! કેટલી મોટી ભૂલ કરી ?

તેની મમતાળુ માતાએ કેટલોય સમજાવ્યો હતો પણ દીક્ષાની પણ એક ધૂન હતી છેવટે તેણે વિચાર કરતા કરતા નિશ્ચય કર્યો કે સવારમા ભગવાન મહાવીર પાસે ઉતાવેત જવુ અને સયમના બધા સાધનો તેમને સોપી દઈ, ઘેર ચાલ્યા જવુ અને કહી દેવુ કે સાધનાનો ભાર આ કોમળ શરીર સહન કરી શકતુ નથી

અને આમ રાજભવનોના સ્વપ્ના સેવતા, મેઘકુમાર સવાર પડવાની રાહ જોતા હતા સવાર પડ્યુ સૂર્યના પ્રથમ કિરણો દેખાતા જ તે ભગવાન મહાવીર પાસે પહોચ્યા વદન કર્યા ત્યારે ભગવાન મહાવીરે કહ્યુ—"મુનિ મેઘ ! રાત્રીના મુનિઓના સ્વાધ્યાય અને અવરજવરથી તમે વિચલિત થઈ ગયા ! ભૂમિની શૈય્યાએ તમને મહેલોની સુકોમળ શૈય્યાની યાદ દેવરાવી ! અને તમે મનમા સવારે મારી આજ્ઞા લઈ, મહેલમા જવાનો નિશ્ચય કર્યો . પણ મેઘ ! જરા તમે તમારી પાછલી વાતોનુ સ્મરણ કરો જ્યારે તમે

વિશાળકાય હાથીનો દેહ ધારણ કર્યો હતો. તમે એક હાથીના ટોળાના આગેવાન હતા. તમે તમારા પરિવાર માટે વનમાં એક વિશાળ મંડપ બનાવ્યો હતો. એક વખત વનમાં પ્રચંડ દાવાનળ લાગ્યો અને તમે એ મંડપમાં તમારા ટોળાં સાથે સહુના પ્રાણની રક્ષા માટે પહોંચ્યા.

જેમ જેમ આગ વધતી ગઈ તેમ તેમ વનનો એક એક ખૂણો તેમાં સપડાતો જતો હતો. પ્રચંડ પવનને લીધે આગ વધતી જતી હતી. ત્યારે વનનાં બીજાં પ્રાણીઓ પણ આત્મરક્ષા માટે તમારા તે મંડપમાં આવ્યાં. અને તમે પ્રેમથી સહુને જગા આપી. આ આગને લીધે જ જગત વેર પણ ભૂલાઈ ગયાં. સિંહ અને બકરી પણ તમારા મંડપમાં એકબીજાની નજીક બેઠાં હતાં. ખરેખર દુ:ખની સમાન અવસ્થા આત્મીયતાને ગાઢ બનાવે છે. જેવી રીતે અંધારામાં દરેક નાની મોટી વસ્તુ પોતાનો ભેદભાવ ભૂલી એક સરખી બની જાય છે તેવી જ રીતે દુ:ખના અંધકારમાં પ્રાણીઓ પોતાનાં વેર ભૂલી જાય છે.

તમારા મંડપમાં વનનાં બધાં પ્રાણીઓ મહેમાન બન્યાં હતાં. તે વખતે એક નાનું સસલું ત્યાં આવ્યું. પરંતુ આખોય મંડપ બધાં પશુઓથી ચિક્કાર ભરાઈ ગયેલો હતો. આ નાના સરખા સસલા માટે પણ તેમાં જગા રહી ન હતી. તે વખતે તમારા શરીરે ખંજવાળ આવવાથી તમે એક પગ ઊંચો કર્યો. તે વખતે સસલાએ ત્યાં જગા ખાલી જોઈ અને ત્યાં આવી બેસી ગયું. તમે જોયું કે પગ નીચે મૂકવાની જગા નહોતી. અને મેઘકુમાર! એ વખતે ગજેન્દ્રરૂપ તમે વિચાર કર્યો કે આ નાનું પ્રાણી મારા શરણમાં આવ્યું છે. જો મારો પગ હું નીચે મૂકીશ તો એક ક્ષણ માત્રમાં તેના પ્રાણ નીકળી જશે. તમારું મન કરુણાથી ભરાઈ ગયું. તમે તમારો પગ જમીન પર ન મૂકતાં અદ્ધર રાખ્યો. તે વખતે તમારા હૃદયની કરુણાને કારણે તમે મનુષ્ય ગોત્ર બાંધ્યું.

આગમ આ વાતની સાક્ષી આપે છે :

**तएणं तुमं मेहा ! ताए पाणाणुकंपियाए, भूयाणुकंपियाए,**
**जीवाणुकंपियाए सत्ताणुकंपियाए, संसारे परीत्तीकए माणुस्साउए निबद्धे**

—જ્ઞાતા ધર્મકથાંગ સૂત્ર અ. ૧

મહાશ્રમણ ભગવાન મહાવીર બોલ્યા-પ્રાણ, ભૂત, જીવ અને સત્ત્વની આ અનુકંપાથી જ તમે સંસારને સીમિત કર્યો અને મનુષ્યનું આયુષ્ય બાંધ્યું.

ત્રણ દિવસ વીત્યા. દાવાનળ શાંત થયો. પશુપક્ષીઓ પોતપોતાને

સ્થાનકે પહોચ્યા ગજેન્દ્રરૂપ તમે જગા ખાલી જોઈ જમીન પર પગ મૂકવા માડચો પણ ત્રણ દિવસથી અદ્ધર રહેવાને લીધે પગમા ખાલી ચઢી ગઈ હતી ચોથે દિવસે પગ જમીન પર મૂકવા જતા આખુ શરીર જમીન પર પડી ગયુ અને પ્રાણ નીકળી ગયા આ હાથીના જીવે રાજા શ્રેણિકના મહેલમા રાજકુમાર તરીકે જન્મ લીધો

પૂર્વજન્મની આ વાત સાભળતા મેઘકુમારની વિચારધારાએ નવો વળાંક લીધો તે સયમમા સ્થિર થયા, અને ગમે તેવા કષ્ટોનો સામનો કરવા માટે તે તૈયાર થયા

આ કરુણાનો સ્પર્શ પશુમાથી માનવ અને માનવમાથી દેવ બનાવે છે એટલે એક વિચારક કહે છે—રૂપ શુ જુઓ છો ? ગુણ જુઓ કુળમા શુ જોવાનુ છે ? શીલને જુઓ અધ્યયન જોવા કરતા પ્રતિભાનો ચમત્કાર જોવો જોઈએ ભાષણમા શુ જોવુ ? આચરણ જોવુ જોઈએ તપ જોવા કરતા સહનશીલતા જુઓ ધર્મમા દયા જુઓ કેમકે, રૂપ અને કુળ તો બાહ્ય આખોને માટે છે, જ્યારે ગુણ અને શીલ તો આતરિક સૌન્દર્ય છે અધ્યયન અને ભાષણ માનવીનુ મૂલ્યાકન કરવાના સાધન ગણાય છે, પણ તેમા કોઈક વખત ભૂલ થવાનો સભવ છે વિશાળ અધ્યયન કરનાર અને લાબા ભાષણો કરનારના અતર જુઓ તો કેટલી વખત તદ્દન ખાલી જ હોય છે

એટલે, જીવનનુ મૂલ્યાકન અધ્યયન અને ભાષણથી નહિ, પ્રતિભા અને આચરણથી કરો તપથી દેહ દુર્બળ બની શકે છે પણ આપણે દેહને નહિ, વાસનાને દુર્બળ બનાવવી છે શરીર તો અનેકવાર જન્મ્યુ છે, અનેકવાર મર્યું છે પણ આપણે તો મનને મારવુ છે જો તપની સાથે સહનશીલતા આવી તો સમજો કે હીરો સોનાની વીટીમા જડાઈ ગયો તમે ધર્મની તુલના માત્ર ક્રિયાકાડોથી ન કરશો તમે એ જુઓ કે તમારા હૃદયમા દયા અને કરુણાની લાગણીઓ છે કે નહિ જો તે ન હોય તો ધાર્મિક ક્રિયાઓ સૂકી રેતી જેવી છે માત્ર કરુણા જ એ સૂકી રેતીને સ્નિગ્ધતા અર્પી શકે છે

પ્રેમની આ ત્રણ ધારાઓ સક્ષેપમા આપની સમક્ષ રજૂ કરી ગયો છુ ભક્તિ, મૈત્રી અને કરુણાની ત્રિવેણી, આપના ઉરમા સદૈવ વહેતી રહે અને જનગણમનના તાપને ધોતી રહે એ જ કલ્યાણની કામના છે

તા ૨૭-૭-૫૯ જૈન ઉપાશ્રય, માટુંગા.

# મનનું માધુર્ય-વિનમ્રતા

મનની કોમળતા જીવનની મિઠાશ છે. મધની મિઠાશ જ્યારે વાણીમાં ઉતરે છે ત્યારે તે વિનમ્રતા કહેવાય છે. ફૂલોની કોમળતા જ્યારે હૃદયમાં આવે છે ત્યારે જીવનમાં વિનય પ્રવેશ કરે છે અને ત્યારે જ જીવનની પ્રત્યેક ક્રિયાઓમાં તે સાકાર થાય છે. અહંકાર દેવતાને શૈતાન બનાવે છે ત્યારે વિનમ્રતા શૈતાનને દેવ બનાવે છે. વિનમ્રતા એ દેવતાઈ પાંખ છે, જે જીવનને ઊંચે લઈ જાય છે.

જીવનનો કુદરતી એવો નિયમ છે કે માનવી નમીને જ આગળ વધી શકે છે. જે ઘડો પાણીમાં નમે છે તે જ ભરાય છે. કૂવામાં ઘડો નાખીએ અને જોઈએ તો જણાશે કે ઘડો પોતે પાણીમાં છે તેની ચારે બાજુએ પાણી છે પરંતુ તે તો ખાલી જ હોય છે. તેમાં એક ટીપું પણ પાણી ભરાતું નથી. જ્યારે તે એક બાજુ નમે છે ત્યારે જ તેમાં પાણી ભરાય છે. તેવી રીતે જો જીવનના ઘડાને જ્ઞાનથી ભરવો હોય તો નમવું પડશે. જો નમન કરતાં ન શીખ્યા તો પછી ભલે આપ કોઈ પણ સંતની પાસે જાઓ, કોઈ વિદ્વાનની પાસે ભલે જાઓ, કોઈ દર્શનશાસ્ત્રના પ્રોફેસર કે ઈતિહાસ, ભૂગોળ કે સાયન્સના નિષ્ણાત હોય તેની પાસે જઈ આપ આપની જાતને વિદ્યાના મહાસાગરમાં જોઈ શકશો પરંતુ હૃદયમાં વિનમ્રતા નહિ તો તેની પાસેથી જ્ઞાનની પૂર્ણ પ્રકાશ પ્રાપ્ત નહિ થાય.

વિનમ્રતાના અભાવમાં વિરોધક પણ તમારી સામે પોતાનું દિલ નથી ખોલી શકતો, કારણ કે શિષ્યની બેશિસ્ત અને ઉદ્ધતતા તેના મનમાં ભિન્નતા પેદા કરે છે અને આ ભિન્નતા હૃદયના ખુલતા દરવાજાને બંધ કરી દે છે.

આજના વિદ્યાર્થીવર્ગમાં જ્ઞાનનું ઊંડાણ જોવામાં આવતું નથી. તેમજ

ક્ષેત્ર વિસ્તૃત છે, પુસ્તકો પુષ્કળ છે, કોલેજો વિશાળ છે, વ્યવસ્થા સુદર છે, છતા વિદ્યાર્થીની જ્ઞાનની ઝોળી ખાલી છે જ્યારે કોઈ ગહન પ્રશ્ન થાય છે ત્યારે તે દિવાલ તરફ આખો કરી બેસી જાય છે તેનામા સત્યને સ્પર્શવાનુ સાહસ પણ જણાતુ નથી કેમ ? આ બધાનો વિચાર કરશો તો જણાશે કે વિદ્યાર્થીવર્ગમા એવી કોઈક ત્રુટિ છે જે તેને જ્ઞાનના ઊડાણમા પહોચવા દેતી નથી જ્ઞાનની ધારા વહે છે તે ઉપર ઉપરથી વહી જાય છે, પરતુ અદર પ્રવેશ કરી જીવનને ભીજાવી શકતી નથી, કારણ કે આજના વિદ્યાર્થી-જીવનમા વિનમ્રતાની માટીની કમી છે માટીને સ્થાને પથ્થર જડાયેલ છે પથ્થરમા ચમક છે, ચળકાટ છે અને હજી વધુ ચમક લાવી પણ શકાય તેમ છે પણ પથ્થરમા પલળવાની શક્તિ નથી એ શક્તિ તો માટીમા જ છે કે જે એક એક કણને ભીજાવી, નરમ બનાવી તેમાથી અકુરો ફોડી શકે છે. આ માટીમા જ એ શક્તિ છે કે એકમાથી હજાર બીજ ઊગી શકે છે પથ્થર પર પડેલા અનાજના દાણા નાશ જ પામે છે પથ્થર અને માટી બન્ને અનાજના દાણાઓનુ અસ્તિત્વ મિટાવી દે છે, પણ પથ્થરથી કાઈ નવુ સર્જન થતુ નથી, જ્યારે માટીનો પ્રત્યેક કણ બીજના એક એક અણુમા નવચેતના લાવે છે અને એકમાથી અનેક કણો સર્જાય છે આમ માટીના સયોગે એકના હજારો થાય છે, જ્યારે પથ્થર કોરો ને કોરો જ રહી જાય છે

માટે હૃદયને પથ્થર જેવુ કઠોર નહિ, પણ માટી જેવુ કોમળ બનાવો તો જ તેમા જ્ઞાનના અકુરો ફૂટી શકશે એટલે જ તત્ત્વવેત્તાઓ કહ્યુ છે કે જો ગુરુની પાસે ખાલી જશો તો ગુરુને પણ ખાલી કરીને આવશો જો મન-રૂપી ઘટ પહેલેથા જ અહકાર, મદ અને મત્સરની વિકૃતિઓથી ભરેલો હશે તો તેમા જ્ઞાનનુ અમૃત કયાથી ભરાશે ? જો કદાચ પરાણે તેમા અમૃત રેડ-વાનો પ્રયત્ન કરશો તો, અમૃત ઉપરથી ઢોળાઈ ચાલ્યુ જશે અને જ્ઞાનનો સ્પર્શ થવાથી અહકાર ખીલી ઊઠશે અહકાર ઉપર જ્ઞાનની પાખડી બેસશે જે ભયકર નીવડશે પછી એવો પડિત 'અધૂરો ઘડો છલકાય'ની કહેવત સાચી પાડશે

જીવનનો કુભ જો જ્ઞાનના અમૃતથી ભરવો હોય તો પહેલા તેમાથા અહના વિષને કાઢી નાખવુ જોઈએ તે સિવાય તે જ્ઞાનને પણ વિષમય બનાવી દેશે ઝેરનુ એક ટીપુ વાસણમા ભરેલા દૂધને ઝેર બનાવી દે છે, તો તે પણ ઝેર જ બની જાય

જ્યા સુધી સોનુ નરમ ન થાય ત્યા સુધી તેના ઘાટ ઘડી શકાતા

નથી. તેવી રીતે જ્ઞાનના ઘાટ ઘડવા માટે હૃદયરૂપી સુવર્ણને નરમ બનાવવું જોઈએ. આથી જ જીવન અને જગતના જ્ઞાતા ભગવાન મહાવીરે પાવાપુરીમાં અંતિમ પ્રવચનનો પ્રારંભ કરતાં સર્વ પ્રથમ વિનય ધર્મને જ સ્થાન આપ્યું છે કરુણાવતાર મહાત્મા બુદ્ધે આપેલ ઉપદેશોને તેમની પછીના શિષ્યોએ વિનય પિટક ને નામે સગૃહિત કર્યા છે

પાશ્ચાત્ય જગતના વિદ્વાન હેનરી કહે છે કે જો આપણે સ્વર્ગમાં જવુ હશે તો નમવુ પડશે. કારણ કે સ્વર્ગની છત તો ઊંચી છે પણ દરવાજો નાનો છે માટે આપણે નમવુ પડશે. ભગવાનના સમવસરણમાં દેખાતાં ચામરો પણ આપણને એ જ સંદેશ આપે છે કે અમે નીચે ઝૂકીને ઊંચે ચઢીએ છીએ.

નમવુ એ જરૂરી છે પરંતુ કેવળ શરીરથી નમવુ તે વિનય નથી. કાકાનો ગાળો તો ઘણીયે વાર ઝૂકે છે આપણે આપણા સ્વાર્થ માટે રાત દિવસ ઝૂકીએ છીએ આવા ઝૂકવાનો કોઈ અર્થ નથી. એમ તો કસરત કરતી વખતે આખુ શરીર વળે છે નમે છે પણ કસરતનું નમન વંદન નહિ કહેવાય. કેમકે રોજ દોઢ કલાક કસરત કરી પસીનો ઉતારનાર યુવક પોતાને સન્માન આપવા ખુરશીમાંથી બેઠો પણ થવાની તસ્દી લેતો નથી ગુરુના ચરણે પડવામાં તે શરમ અનુભવે છે ખરી વાત એ છે કે વિનયમાં મન નમવુ જોઈએ. તનની સાથે મન નમે ત્યારે જ વિનયની મધુરતા મળી શકે છે

મનને નમાવવાની પહેલી શરત છે અહંકારનુ ગળી જવુ જ્યાં સુધી મનનુ અહં ગળતુ નથી ત્યાં સુધી ગુણીજનોના ગુણો જોઈને નમન કરવાની ભાવના થતી નથી મનના અહંકારનો નાશ કરવા માટે આપણે આપણી જાતને નાની માનીએ. મનની લઘુતા જીવનની સરળતાની નિશાની છે જ્યાં લઘુતા છે ત્યાં લોકપ્રિયતા પણ છે

આધ્યાત્મયોગી કવિશ્રી આનંદઘનજી એક પદમાં લઘુતાના માધુર્યનુ વર્ણન કરે છે

> લઘુતા મેરે મન માની લઈ ગુરુગમ જ્ઞાન નિશાની.
> સિદ્ધરાજ ધામમે જાવે સપ્રિયાં ફિલમિલ લાડ લડાવે.
> બડો હોય તો નન ન પાવે જો જાવે તો શિષ કટાવે.

આધ્યાત્મિક યોગીસંત લઘુતાનુ માર્મિક ચિત્ર પ્રસ્તુત કરે છે લઘુતા કેટલી મોહક છે! નાનુ બાળક દરેકને પ્રિય હોય છે શત્રુનુ બાળક હોય

તો પણ તેને ખોળામા લેવાનુ દિલ થાય છે માણસની વાત તો ઠીક પણ કૂતરીના પણ નાના ગલુડિયા પ્રિય લાગે છે નાના છોકરાઓ તેમને ઉપાડીને ફરે છે નાના બાળકો રાજાના મહેલમા ઘૂસી જાય તો પણ તેમને કોઈ રોકી શકતુ નથી રોકવાની વાત તો શી પણ રાણી–મહારાણી પણ તેમને ખોળામા બેસાડી દે છે તેનુ પણ વાત્સલ્ય જાગી ઊઠે છે પ્રેમથી તેને ખવડાવશે, પીવડાવશે, તેનુ મન રજન કરશે અને વાત્સલ્ય–રસમા પોતાની બધીયે ચિતાઓ થોડા વખત માટે ભૂલી જશે

વર્ષો વીત્યા પછી બાળકમાથી કિશોર અને કિશોરમાથી તરુણ બન્યો. હવે જો એ યુવક કદાચ રાજમહેલમા જવા માગે તો તેને કોણ જવા દેશે? કદાચ દુર્વાસના સાથે તેણે બળપૂર્વક પ્રવેશ પણ કર્યો તો તેની સલામતી પણ જોખમમા આવી પડશે અને જીવતો બહાર નીકળી શકશે કે કેમ તે પણ એક પ્રશ્ન રહેશે

જેના જીવનમા, જેટલે અશે લઘુતા હોય તેટલે જ અશે દુનિયા તેને પૂજે છે અસત્યનો સામનો પણ તે જ કરી શકે છે અધ વિશ્વાસોમા ભટકતી જનતાને તે પ્રકાશ પણ આપે છે અને ખોટી પરપરાઓને વળગી રહેતી દુનિયાને તે લપડાક પણ લગાવે છે, છતા જનતા તેની વાતને પ્રેમપૂર્વક સાભળે છે સત્ય વાત એ છે કે દુનિયાની સામે ઊભા રહેવાની શક્તિ નમ્રતામા જ છે

ભગવાન મહાવીર, ઈસુ ખ્રિસ્ત, મહાત્મા બુદ્ધ, ભકત પ્રહલ્લાદ, શ્રીકૃષ્ણ વગેરે મહાપુરુષો દુનિયાની સામે થઈ રહ્યા હતા કારણ કે તેઓ નમ્રતાના સાક્ષાત અવતાર હતા જનપ્રવાહની સામે થવાની શક્તિ તેમણે નમ્રતામાથી જ મેળવી હતી જગતની સામે સફળતાપૂર્વક એકલા ઊભા રહેવાની શક્તિ નમ્રતા વિના અસભવિત છે

નમ્રતાના ત્રણ લક્ષણો છે —

૧ કડવા પ્રશ્નનો મીઠો ઉત્તર આપવો
૨ ક્રોધના ભડકા વખતે ચુપ રહેવું
૩ અપરાધીને દડ દેતી વખતે પણ ચિત્તને કોમળ રાખવુ

કડવી વાતનો કડવો ઉત્તર તો પશુઓ પણ વાળે છે જો કદાચ તમે આવેશમા આવી જઈ તેને તિરસ્કારો છો તો તે પણ ગરમ થઈ જાય છે પણ માનવ! તુ પશુઓ કરતા ઉચ્ચ સ્થાને છે પશુઓ નીચુ મો રાખી

ગુરુ આવ્યા છતા ઊભો પણ થતો નથી ! આવી ભાવના હોય, અથવા મોટાનુ જેટલુ વધારે સન્માન કરીશુ તેટલા તે વધારે પ્રસન્ન થશે અને બીજા જોનારા પણ મારી નમ્રતાને વખાણશે, આવી બન્ને ભાવનાઓથી કરવામા આવતો વિનય તે લોકોપચાર વિનય છે

**૨. ભય વિનય :** અપરાધી, ન્યાયાધીશનો ખૂબ જ વિનય કરે છે. તે જાણે છે કે જો તેમનુ સન્માન નહિ કરુ અને તે નારાજ થશે તો સજા વધારે કરશે વિદ્યાર્થીના હાથે ભૂલ થઈ જવાથી તે પણ ક્યારેક ક્યારેક શિક્ષકનુ ખૂબ સન્માન કરે છે આ રીતે શિક્ષકને સતોષીને, ઓછી સજા પ્રાપ્ત કરે છે શિષ્ય પણ અપરાધમા આવે ત્યારે આચાર્યનું વધુ સન્માન કરે છે તે આચાર્યનુ સન્માન એ માટે નથી કરતો કે તેમની પાસે આચાર-ધર્મની પરપરા સુરક્ષિત છે અથવા તે સઘના નાયક છે અથવા તો તે સયમના રસ્તા ઉપરથી ભટકતા સાધુઓને સન્માર્ગે ચઢાવે છે પણ અપરાધી શિષ્ય, તેમના આત્મિક ગુણોથી આકર્ષાઈને નહિ પણ પ્રાયશ્ચિતથી બચવા માટે આચાર્ય પ્રત્યે વિનયનુ પ્રદર્શન કરે છે આવી જાતનો જે વિનય તે ભય વિનય છે

**૩. અર્થ વિનય :** કલાર્ક મેનેજરનુ સન્માન કરે છે. મેનેજર પેઢીના માલિકનુ સન્માન કરે છે. મુનીમ શેઠનુ સન્માન કરે છે અને શેઠ પ્રધાનોનું સન્માન કરે છે આ બધાની પાછળ એક નાની સરખી ચીજ-પૈસા કામ કરે છે વિનય રાખવો જોઈએ માટે આમા વિનય રાખવામા આવતો નથી. પણ પોતાના કરતા વધુ સપત્તિશાળી છે મ ટે તેમને નમવુ જરૂરી છે, એમ માની ઝૂકે છે જો વિનયનુ સાચુ સ્વરૂપ હૃદયમા વસ્યુ હોય તો માલિકની પાસે બકરી જેવો બની જતો મેનેજર, કલાર્કની સામે કેમ સિહ જેવો બની જાય છે ? અને પ્રધાનોને નીચા વળીવળીને સલામો કરનાર શેઠ, મુનીમની જરાક ભૂલ થતા કેમ રાતાપીળા થઈ જાય છે ?

તેનુ કારણ એ છે કે આ વિનયમા તેનુ અસલ સ્વરૂપ નથી પણુ વિનયના સ્વાગમા પૈસા છુપાયેલા છે આને અર્થ વિનય કહેવામા આવે છે.

**૪ કામ વિનય**-જેના હૃદયમાં વાસના ભરેલી છે તે પણુ નમે છે તે તો એટલો નમે છે કે નાના બાળકને પણ પ્રણામ કરવા તૈયાર થઈ જાય છે નાના માણસોના પગમા પોતાનુ મસ્તક મૂકવા પણુ તૈયાર થાય છે પણુ ક્યારે ? કે જ્યારે વાસનાનુ પાપ પહાડ પર ચઢી પોકારવા માડતું

સામે છે ત્યારે તું ઊંચે મોઢે, છાતી કાઢીને ફરે છે એટલે ઝેરનો ઉત્તર ઝેરથી વાળવામાં માનવતાની કાંઈ કિંમત નથી. તું તો ઝેરનો ઉત્તર અમૃતથી આપ. વાદળ, પૃથ્વી ઉપરના ખારા પાણીમાંથી પાણી ખેંચે છે પણ મીઠા પાણીના રૂપમાં પૃથ્વી ઉપર વરસે છે તો તમે સાગર નહિ વાદળ બનો. સાગર પાસે અસીમ જળ છે તે રત્નાકર કહેવાય છે છતાં તે પૃથ્વીથી ઊંચે ચઢી શકતો નથી. તેનો મોટામાં મોટો દોષ એ છે કે મીઠા પાણીને ખારું બનાવી દે છે તો તમે પૃથ્વીના પેટાળ પર, પેટે ઘસડાનારા કીટ નહિ પણ આકાશની સ્વતંત્ર હવામાં શ્વાસ લેનાર વાદળ બનો અને કડવાશને મીઠાશમાં પલટાવવાની કળા શીખો.

વિનયનું બીજું લક્ષણ છે ક્રોધના ભડકા વખતે શાંત રહેવું. ભડકતી સળગતી જ્વાળાઓમાં પેટ્રોલ છાંટવાનું કાર્ય કોઈ બુદ્ધિમાનનું કાર્ય નથી. જો આપનાથી બની શકે તો આગ વખતે પાણીનું કામ કરો નહિ તો તમારી જાતને બચાવી અલગ થઈ જાઓ.

ત્રીજી વાત અપરાધીને દંડ દેતી વખતે પણ ચિત્ત કોમળ રહેવું જોઈએ. કોઈ સાધુના જીવનમાં દોષ લાગે છે તો આચાર્ય તેને પ્રાયશ્ચિત આપે છે તેમ છતાંય આચાર્યના મનમાં શિષ્ય પ્રત્યે કેટલી કોમળ ભાવના હોય છે માતા ઘણી વખત બાળકને શિક્ષા કરતી હોય છે કઠોર શિક્ષા કરતી વખતે તેમાં ક્રૂરતા દેખાતી હોય છે જોનારને કેટલીક વખત એમ પણ લાગે કે શું બાળક પર અસીમ મમતા રાખનાર આ જ માતા છે ! કે જેની વાત્સલ્યની ધારા બીલકુલ સુકાઈ ગઈ છે અને માત્ર રેતી જ બાકી રહી હોય એમ લાગે છે પણ બહારથી જોનારને શી ખબર પડે કે આ કઠોર દેખાવા આવરણ નીચે વાત્સલ્યનું કોમળ ઝરણું વહી રહ્યું છે। તેવી રીતે શિક્ષા કરતી વખતે હાથ ભલે કઠોર બને પણ મન કઠોર ન બને તે જો જો. એટલે જ શિષ્યની ભૂલ વખતે કઠોર શિક્ષા કરનાર આચાર્યને પણ વિનયની પ્રતિમૂર્તિ કહેવામાં આવેલ છે અને આગમોમાં તેમની વિનમ્રતાની ગાથાઓ ગવાઈ છે આ લોકમાં માનવે વિનયી રહેવાનું છે પણ વિનયની પાછળ બસ અગર સ્વાર્થ પણ કામ કરે છે

તત્ત્વવેત્તાઓએ વિનયના પાંચ રૂપ બતાવ્યાં છે :

૧ લોકોપચાર વિનય આ જાતના વિનયમાં અંતરની પ્રેરણા વિના માત્ર બહારનો દેખાવ હોય છે મોટાઓ આવ્યા અને સ્વાગત નહિ કરીએ તો લોકોમાં ખરાબ દેખાશે. લોકો કહેશે કે કેટલો અવિનયી છે !

ગુરુ આવ્યા છતા ઊભો પણ થતો નથી ! આવી ભાવના હોય, અથવા મોટાનુ જેટલુ વધારે સન્માન કરીશુ તેટલા તે વધારે પ્રસન્ન થશે અને બીજા જોનાર પણ મારી નમ્રતાને વખાણશે, આવી બન્ને ભાવનાઓથી કરવામા આવતો વિનય તે લોકોપચાર વિનય છે

**૨. ભય વિનય :** અપરાધી, ન્યાયાધીશનો ખૂબ જ વિનય કરે છે. તે જાણે છે કે જો તેમનુ સન્માન નહિ કરુ અને તે નારાજ થશે તો સજા વધારે કરશે વિદ્યાર્થીના હાથે ભૂલ થઈ જવાથી તે પણ ક્યારેક ક્યારેક શિક્ષકનુ ખૂબ સન્માન કરે છે આ રીતે શિક્ષકને સતોષીને, ઓછી સજા પ્રાપ્ત કરે છે શિષ્ય પણ અપરાધમા આવે ત્યારે આચાર્યનુ વધુ સન્માન કરે છે તે આચાર્યનુ સન્માન એ માટે નથી કરતો કે તેમની પાસે આચાર-ધર્મની પરપરા સુરક્ષિત છે અથવા તે સઘના નાયક છે અથવા તો તે સયમના રસ્તા ઉપરથી ભટકતા સાધુઓને સન્માર્ગે ચઢાવે છે પણ અપરાધી શિષ્ય, તેમના આત્મિક ગુણોથી આકર્ષાઈને નહિ પણ પ્રાયશ્ચિતથી બચવા માટે આચાર્ય પ્રત્યે વિનયનુ પ્રદર્શન કરે છે આવી જાતનો જે વિનય તે ભય વિનય છે

**૩. અર્થ વિનય :** કલાર્ક મેનેજરનુ સન્માન કરે છે. મેનેજર પેઢીના માલિકનુ સન્માન કરે છે મુનીમ શેઠનુ સન્માન કરે છે અને શેઠ પ્રધાનોનુ સન્માન કરે છે આ બધાની પાછળ એક નાની સરખી ચીજ-પૈસા કામ કરે છે વિનય રાખવો જોઈએ માટે આમા વિનય રાખવામા આવતો નથી. પણ પોતાના કરતા વધુ સપત્તિશાળી છે મટે તેમને નમવુ જરૂરી છે, એમ માની ઝૂકે છે જો વિનયનુ સાચુ સ્વરૂપ હૃદયમા વસ્યુ હોય તો માલિકની પાસે બકરી જેવો બની જતો મેનેજર, કલાર્કની સામે કેમ સિહ જેવો બની જાય છે ? અને પ્રધાનોને નીચા વળીવળીને સલામો કરનાર શેઠ, મુનીમની જરાક ભૂલ થતા કેમ રાતાપીળા થઈ જાય છે ?

તેનુ કારણ એ છે કે આ વિનયમા તેનુ અસલ સ્વરૂપ નથી પણ વિનયના મ્યાનમા પૈસા છુપાયેલા છે આને અર્થ વિનય કહેવામા આવે છે.

**૪ કામ વિનય**-જેના હૃદયમાં વાસના ભરેલી છે તે પણ નમે છે તે તો એટલો નમે છે કે નાના બાળકને પણ પ્રણામ કરવા તૈયાર થઈ જાય છે નાના માણસોના પગમા પોતાનુ મસ્તક મૂકવા પણ તૈયાર થાય છે પણ ક્યારે ? કે જ્યારે વાસનાનુ પાપ પહાડ પર ચઢી પોકારવા માડતુ

હોય છે ત્યારે તે વખતે તે એ પણ નહિ જુએ કે તે કોની સામે ઝૂકી રહેલ છે એટલે વખતે બધી જ વાતો તે હસતાં હસતાં સાંભળી લેશે. આવી પણ વિનયનો માત્ર દેહ છે આત્મા નથી

પોતાના પ્રેમપાત્રની પ્રસન્નતા અને તેની એક હાસ્યલહરી માટે તે પોતાનું સર્વસ્વ સમર્પણ કરવા તૈયાર રહે છે પણ આવો માણસ, જેના ચહેરા ઉપર સંયમનો પ્રભાવ છે તપનું તેજ છે તેવા કોઈ સંત મળી જતાં તેમને નમન કરવા તૈયાર નહિ થાય.

૫ આત્મ વિનય—આ જાતનો વિનય મુમુક્ષુ આત્માઓમાં જ જોવા મળે છે તેઓ ન તો સ્વાર્થ માટે નમે છે કે ન તો ભય કે પ્રલોભનો સામે ઘૂંટણીએ પડે છે તેઓ નમે છે માત્ર સાધુઓની સામે કે જ્યાં કોઈ ગુણશીલ વ્યક્તિ દેખાય છે

પછી તેને વેશનો મોહ કે પંથનો પ્રેમ રહેશે નહિ તેને એવો આગ્રહ નથી હોતો કે અમુક પ્રકારનો વેશ હશે તો જ હું નમીશ અગર અમુક જાતના ક્રિયાકાંડ કે અમુક પંથમાં વિશ્વાસ રાખનારને જ હું નમીશ. આવો કોઈ આગ્રહ તેના મનમાં નહિ હોય. તે પંથ અગર વેશને નહિ પણ ગુણીઓની સામે જ પોતાનું શિર ઝુકાવશે. જ્યાં તેને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની સાધના દેખાશે ત્યાં તેનું ગુણપૂજક મસ્તક નમી પડશે.

આર્હતી પરંપરામાં માત્ર વિનયનો જ સ્વીકાર કરવામાં આવ્યો છે. ફક્ત ત્યાં જ વિનયનો આત્મા દેખાશે. બાકી બીજાં સ્થાનમાં તો વિનયનો દેહ છે વિનયનો વેશ છે પણ વિનયનો આત્મા નથી.

વિનયના આત્માને પારખનાર મહાસંતોએ જૈન જીવનમાં સ્થાન મેળવ્યું છે એટલા જ માટે મહાન વિનયવંત ગૌતમસ્વામી જેવા સંતનું નામ બધાયની જીભ ઉપર વસે છે

જૈનના ઘરમાં જન્મેલ એવી ભાગ્યે જ કોઈ વ્યક્તિ મળી આવશે કે જેને ગૌતમસ્વામી શાલિભદ્ર કે અભયકુમારના નામની ખબર ન હોય. તમને તો જરૂર યાદ હશે જ કેમ ન હોય! દિવાળીના દિવસે શારદા પૂજન વખતે મંગળ મુહૂર્તમાં આજ મહાપુરુષોનાં નામ તમારા ચોપડામાં સર્વપ્રથમ લખો છો. ગૌતમસ્વામીને માટે તો એક દોહરો લોકોની જીભે યાદ હોય છે જેને યાદ કરાવવાની જરૂર નથી કે—

અંગુઠે અમૃત વસે, લબ્ધિ તણા ભંડાર,
જય ગુરુ ગૌતમ સમરીએ, મનવંછિત દાતાર

આ દોહરો માંગલિકને અંતે જોડવામાં આવે છે અને આપને ખૂબ જ પ્રિય છે ઘણી જ આનંદની વાત છે કે આપ ભગવાન મહાવીરના પ્રથમ શિષ્ય અને એક પવિત્ર સંત પ્રત્યે આટલી શ્રદ્ધા અને સ્નેહ રાખો છો, પણ આ શ્રદ્ધાની પાછળ હેતુ શો છે?

આની પાછળ બે હેતુ હોઈ શકે છે પહેલો તો એ કે તે જ્યાં અંગુઠો રાખે છે તે વસ્તુ ક્યારે પણ ખલાસ થતી નથી જેવી રીતે ખીરના પાત્રમાં અંગુઠો રાખતાં ખીર અખૂટ બની ગઈ તેમ તમો પણ વિચાર કરતા હશો કે તમારી પાસે પણ કોઈ એવી લબ્ધિ આવી જાય કે તમે જ્યાં અંગુઠો રાખો તે વસ્તુ કદિ પણ ખૂટે નહિ આવી લબ્ધિ જો મળે તો તમે તેનો પ્રયોગ ક્યાં કરશો? મુહપત્તિ પર કે માળા ઉપર? ના ના તમે એટલા ભોળા નથી પહેલો પ્રયોગ તો ઝવેરાતની તિજોરી ઉપર કરશો કે અંગુઠો અડતાં જ લક્ષ્મી અક્ષય થઈ જાય

ગૌતમસ્વામીના સ્મરણનો બીજો હેતુ તેમના જીવનની પવિત્રતા, સરળતા, વિનમ્રતા અને તપોનિષ્ઠા આપણા જીવનમાં આવે તે છે

બેમાંથી તમને કયો હેતુ પસંદ છે? પહેલો કે બીજો? તમે ભલે પહેલો હેતુ પસંદ કરો, પરંતુ જૈન શાસન તો બીજા હેતુને લક્ષમાં લઈને જ તેમની અર્ચના કરે છે

ગૌતમ પ્રભુના હૃદયમાં કેટલી સરળતા અને કેટલી વિનમ્રતા હતી, તેનું એક દૃષ્ટાંત તમારી સામે રજૂ કરું છું વીતરાગ પ્રભુ મહાવીરે, ગૌતમસ્વામીને કેટલીવાર શિક્ષા આપી છે દરેક વખતે તે કહેતા, "સમયં ગોયમ મા પમાયએ"-હે ગૌતમ! એક સમય માત્રનો પ્રમાદ કરીશ નહિ" ઉત્તરાધ્યયન સૂત્રના દસમા અધ્યયનમાં એક વાર નહિ, બે વાર નહિ, પણ ઓગણત્રીસ વાર આ પદ આવે છે

એક વ્યક્તિને એક વખત શિખામણ આપવામાં આવે તો તે સાંભળી લેશે બીજી વખત કહેતાં તે મનમાં સમસમી રહેશે અને ત્રીજી વાર કહેવા જશો તો ત્રાડ પાડશે-બસ, હું જ તમારી નજરમાં આવું છું દુનિયાભરની શિખામણ મને જ આપ્યા કરો છો બધા દોષ મારામાં જ ભર્યા છે?

પણ વિનય અને નમ્રતાના અવતાર ગૌતમપ્રભુ, ભગવાન મહાવીરના એકેક શબ્દને કેટલા આદરસહિત સાંભળતા હતા! તે કહેતા કે એક પિતાને પુત્ર પ્રત્યે કેટલું વાત્સલ્ય હોય છે! પણ તે જ વાત્સલ્ય પિતાને મોહથી પુત્રને પ્રેરણા આપે છે પિતાના એ વાત્સલ્ય કરતાં પણ પ્રભુનું મારા ઉપર અત્યંત વિશુદ્ધ વાત્સલ્ય છે તેથી જ વારંવાર પ્રભુ મને જ સંબોધન કરે છે

જો વિનયનો અભાવ હોત તો તો તે એમ જ કહી દેત કે દરેક વખતે મને જ પ્રશ્ન કરે છે આખો વખત મારું જ નામ લીધા કરે છે શું હું આખો વખત સૂઈ જ રહું છું? રાત દિવસ આ શિખામણ કેવી! શું હું હજુ પણ અબોધ બાળક છું? મારામાં પણ વિવેક છે જ્ઞાન છે ચાર જ્ઞાન અને ચૌદ પૂર્વોનો મે અભ્યાસ કરેલો છે આટલા મોટા સમુદાયનો હું અધિષ્ઠાતા છું

પણ આ શબ્દો નીકળે શેના! અહંકાર તો તેમને અડકી પણ નહોતો. પદ અને સત્તાનો મોહ તો તેમનાથી દૂર ભાગી ગયો હતો. તેમના પવિત્ર આત્મામાં કેવળ વિનય રૂપી દીપકની શિખા જલતી હતી. એથી જ આજે અઢી હજાર વર્ષ વીતવા છતાં જનતા તેમના જેવી વિનયની મૂર્તિને ભૂલી શકી નથી

તા. ૧૮-૭-૫૪ માટુંગા (મુંબઈ)



# ૧૭. સરળતાની પગદંડી

**ભારતનો** ધ્વજ સીધી લાકડી પર લહેરાય છે વાંકીચૂકી લાકડી ધ્વજ ફરકાવવા માટે કોઈ પસદ કરતુ નથી તેના ભાગ્યમા તો ચૂલામા જઈ ચહા ગરમ કરવાનુ જ લખાયેલુ હોય છે જેના જીવનમા જેટલી સરળતા હોય છે તેટલો જ તે લોકપ્રિય બની શકે છે જીવનની વાંકીચૂકી લાકડી સદ્દગુણો રૂપી ધ્વજ ફરકાવવાનો ઈન્કાર કરે છે એટલા માટે ભગવાન મહાવીર કહે છે કે વક્રતા અને માયાથી દૂર થઈ સરળ બનો

હૃદયની વક્રતાનુ નામ જ માયા છે તમે કષાય વિજય ઉપર પ્રવચનો સાભળી રહ્યા છો તેમા માયાનુ સ્થાન ત્રીજુ છે માયા, આત્માની સરળતાનો નાશ કરે છે જ્યા હૃદયમા કુટિલતા હોય ત્યા ધર્મનુ બીજ રહી જ કેમ શકે ? ભગવાન મહાવીર, પાવાપુરીની અતિમ દેશનામા સાધુઓને ચેતવણી આપે છે કે —

**सोही उज्जुय भूयस्स, धम्मो सुध्दस्स चिट्ठई।**
**निव्वाण परम जाई, घयसित्ति व पावए॥**

ઉ સૂત્ર, અ ૩,

જેણે સરળતા અપનાવી છે તે જ અધ્યાત્મ માર્ગનો યાત્રી બની શકે છે સરળ આત્મામા જ ધર્મ ટકી શકે છે કોઈ વાસણમા દૂધ ભરીએ પણ જો તેમા મીઠુ ભરેલુ હોય તો દૂધ સારુ રહી શકતુ નથી દૂધ ભરવુ હોય તો પહેલા તેમાથી મીઠુ કાઢી નાખી વાસણ સાફ કરી નાખવુ જોઈએ તેમ જ, જો જીવનમા અધ્યાત્મની જ્યોત જગાવવી હોય તો પહેલા માયા અને વક્રતાની ક્ષાર ભૂમિને સાફ કરી નાખવા જોઈએ જીવનમા સરળતા આવશે તો શુદ્ધિ પણ આવશે શુદ્ધિ આવી તો ધર્મ આવી જ ચૂક્યો

સમજે, કારણ કે ધમ આત્માની શુદ્ધ સ્થિતિની નજીક રહેનાર છે એવો શુદ્ધ-બુદ્ધ આત્મા નિર્વાણરૂપી પરમપદને પામી શકે છે

સરળતામય શુદ્ધ જીવનની સુવાસ સર્વત્ર ફેલાશે. જેવી રીતે ઘી રેડવાથી અગ્નિ ધૂમાડા વિનાનો ભડકાબંધ સળગે છે તેવી રીતે સરળતાથી કરવામાં આવતી ધાર્મિક ક્રિયાઓ દંભ અને પ્રવંચનાથી રહિત હોય છે

આલોચના જીવનનું અમૃત છે સાધુ, પોતાના ગુરુદેવ સમક્ષ આલોચના કરે છે અને તે દોષિત આત્મા, દોષના બોજાથી વિમુક્ત થઈ હળવો થાય છે

દુઃખીને કોઈ સ્વજન મળે તેના ઉપર કોમળતાથી હાથ ફેરવે અને સ્નેહપૂર્વક બે મીઠાં વચનો કહી તેની કરુણ કહાણી પૂછે તો કરુણતાનો સ્પર્શ થતાં જ જેમ વાદળ વરસે તેમ તેની આંખોમાંથી આંસુ વહેવા માંડે છે દુઃખી વ્યક્તિ હમદર્દીની આગળ પોતાનું દુઃખ વ્યક્ત કરી હળવાપણું અનુભવે છે એ જ પ્રમાણે સાધુ આલોચના કરીને અપરાધોના બોજાથી મનને હળવું બનાવે છે સાથે જ પ્રાયશ્ચિત વડે શુદ્ધ પણ બને છે

આગમમાં ફરમાવ્યું છે કે જે સાધક નિષ્કપટ અને સ્વચ્છ અરીસા જેવું હૃદય રાખી આલોચના કરે છે તેને અલ્પ પ્રાયશ્ચિત આવે છે જો તે કપટ રાખી આલોચના કરે તો તેને બમણું પ્રાયશ્ચિત લાગે. વ્યવહાર સૂત્રનું પહેલું પાનું ઉઘાડતાં જ આપને સ્પષ્ટ આભાસ થશે. આચાર્ય કહે છે કે –

> जे भिक्खु मासियं परिहारं ठाणं पडिसेवित्ता
> आलोएज्जा अपलिउंचिय आलोएमाणस्स
> मासियं, पलिउंचिय आलोएमाणस्स दो मासियं ।
>
> વ્યવહાર સૂત્ર ઉ. ૧ સૂ. ૧

જે ભિક્ષુ એક માસના પ્રાયશ્ચિતને યોગ્ય દોષનું સેવન કરે છે પછી આચાર્ય સમક્ષ આલોચના લે છે તે આલોચના જો નિષ્કપટ ભાવે કરે તો એક માસનું પ્રાયશ્ચિત આવે પણ જો તે સકપટ આલોચના કરે તો તેને બે માસનું પ્રાયશ્ચિત આવે છે

કપટ એ એવું ઝેર છે કે જે આલોચનારૂપી અમૃતને ઝેર બનાવે છે આલોચનાના આટલી લાંબી પહોળી વિગતમાં ઊતરવાનો આ વિષય નથી પણ ગમે તેની વિગતોમાં એટલા માટે ઊતરવું રહ્યું કે તમે આપના ઝરને ઓળખી શકો બે સાધુઓનો દોષ એક સરખો છે બન્ને આલોચના

પણ કરે છે તેમા એક સરળતાપૂર્વક કરે છે અને બીજો દંભવૃત્તિ રાખીને કરે છે, જેથી તેનુ પ્રાયશ્ચિત બમણુ થઈ જાય છે

એ પણ નક્કી છે કે જો રોગી વૈદ્યની સાથે છળ કરશે, તેના પ્રશ્નોના સીધા જવાબ નહિ આપે, તો તેથી વૈદ્યને તો કાંઈ નુકસાન થવાનુ નથી, તેને તો લાભ જ થવાનો છે રોગ વધશે, સાથે વૈદ્યની કમાણી પણ વધશે. છતા કોઈ પણ પ્રામાણિક વૈદ્ય એવી ઇચ્છા રાખશે નહિ પરતુ રોગીની છળવૃત્તિ જ રોગને વધારશે અને તેની સાથે વૈદ્યની કમાણી પણ વધવાની જ.

શિક્ષણના ક્ષેત્રે, શિક્ષકની સાથે છળ કરીને કોઈ વિદ્યાર્થી આગળ વધી શકયો નથી તેમ જ વકીલ સાથે છળપૂર્વક વર્તીને કેસમા સફળ થવાની આશા રાખવી તે પણ વ્યર્થ છે

વ્યવહારિક જીવનમા છળથી કઠિનાઈ પેદા થાય છે ત્યારે આધ્યાત્મિક જીવનમા કપટ ખૂબ જ મોટી વિડબણા લાવે છે

સાધુજીવનની પહેલી શર્ત છે કે જીવનમા સરસતા હોય કારણ કે સરળતાના અભાવમા પવિત્રતા ટકી શકતી નથી હૃદયની સરળતા સિવાય કરવામા આવતી તમામ સાધના માત્ર કાયક્લેશ બની રહે છે ભગવાન મહાવીરના શાસનમાં દંભવૃત્તિને કોઈ સ્થાન નથી શ્રમણ જીવનની તો વાત શી, પણ તે સિવાયનાને શ્રાવક કે સમ્યક્ત્વી તરીકે પણ સ્વીકારવામા આવેલ નથી ભગવાન મહાવીરની ભાષામાં માયાવત પ્રાણી મિથ્યાદષ્ટિ છે આપને યાદ હશે કે —

**"मायी मिच्छा दिट्ठी, अमायी सम्म दिट्ठी"**

છળ અને દંભથી મુક્ત આત્મા જ સમ્યક્ત્વરૂપી પ્રકાશના કિરણોને પામી શકે છે હૃદયની પવિત્રતા અને સરળતા વિનાની તમામ સાધનાઓ નિષ્પ્રાણ છે, ભલે તેથી સ્વર્ગના ભોગોની પ્રાપ્તિ થય પણ જન્મ અને મૃત્યુના ચક્રવાળી ભવપરપરાનો નાશ કરવામા તેની સાધના કામમા આવી શકતી નથી, સૂત્રકૃતાગ સૂત્રમા વીતરાગ પ્રભુ મહાવીર ફરમાવે છે કે

**जइ विय नगिणो किसे चरे, जइ विय भुंजिय मास मंतसो ।**
**जे इह मायाइ मिज्जई, आगच्छन्ति गब्भायणत सो ॥**

સૂત્રકૃતાગ સૂ ૧ અ ૨

સાધનાના ક્ષેત્રમા પ્રગતિશીલ સાધક વસ્ત્રમાત્રનો પરિત્યાગ કરી અચેલક-

સ્વીકાર કરે છે વર્ષો સુધી તપસાધના કરીને જેણે દેહમાંથી રક્ત અને માંસ સુકવી નાખ્યા હોય મહિના-મહિના સુધી નિરાહાર રહીને કઠોર સાધના કરી હોય છતાં જો આ બધી સાધનાની સાથે માયાની ગ્રંથીને છોડી ન હોય તો એક વાર નહિ, અનંત વાર ગર્ભમાં આવવું પડશે. સરળતાના અભાવમાં તેની ગમે તેવી કઠોર સાધના પણ તેને જન્મમરણના ફેરામાંથી છોડાવી શકતી નથી.

પરંતુ આજે તો સાધનામાં પણ દંભ ચાલી રહ્યો છે બહાર એક અને અંદર બીજો જ રંગ જણાય છે ભોળા લોકો મેલા કપડામાં સાધુતા માની બેસે છે તેને શી ખબર પડે કે મેલા કપડામાં કપટનો મેલ છુપાઈ રહ્યો છે! સાધુજીવન હોય કે ગૃહસ્થજીવન, પણ સરળતાના અભાવમાં ગંદકી અસત્ય જન્મ લે છે દરેક પ્રયત્નોમાં એ જ ભાવના કામ કરતી હોય છે કે તેની અસલ વાત બહાર ન આવે એટલા માટે દંભ અને માયાના પડદા પાછળ તેને છુપાવવામાં આવે છે

ગૃહસ્થવર્ગ પણ માયાના ક્ષેત્રમાં પાછળ રહી ગયો નથી. તેની આજે એ હાલત છે કે ઉપાશ્રયમાં આવતાં ત્રણ વખત તિક્ખુત્તો આયાહિણ કરશે. પરંતુ ઉપાશ્રયની સીડી ઊતરતાં એ જ મુનિઓની ટીકા કરવી શરૂ કરશે. આ શું દંભ નથી! જો તમને મુનિજીવન ઉપર વિશ્વાસ ન હોય તો શું કરવા તેમના પગમાં પડો છો! મેં જાતે અનુભવ કર્યો છે કે એક ભાઈ જે મુનિની રોજ કલાક સુધી ટીકા કરતો હતો, તે, તે જ મુનિની પાસે પહોંચતાં વળીવળીને વંદના કરતો હતો સાચી વાત એ છે કે પાઘડીઓના આંટા તો બધા તેને કેટલું ટોપી આવી ગઈ પણ હૃદયના આંટા અમણા વધી ગયા!

યાદ રાખો કે આ વક્રતા અશુભ બંધ બાંધે છે અશુભ નામ પ્રકૃતિના બંધના હેતુઓમાં વક્રતાને ગણાવેલ છે કાયાની વક્રતા ભાષાની વક્રતા, ભાવની વક્રતા અને વિષમવાદ. આ ચારે અશુભ નામ પ્રકૃતિઓનો બંધ કરે છે તેનો વિપાકોદય અશુભ વર્ણ-ગંધ-રસ સ્પર્શ આદિમાં થાય છે.

એવી વ્યક્તિ કદાચ પ્રેમપૂર્વક કાંઈ બોલે તો પણ એમ લાગે છે કે જાણે લડી રહી હોય. તેની હિતભરેલી વાત પણ કોઈને પ્રિય લાગતી નથી તેનો સ્વર એવો કઠોર બને છે કે સાંભળનાર, ઇચ્છે છે કે તે ક્યારે પોતાની સ્પીચ બંધ કરે.

તમારે મધુર કંઠ જોઈએ છે બીજાનાં દિલ હરી લે તેવી વાણી

જોઇએ છે, પણ જ્યા સુધી વક્રતા નહિ જાય, ત્યા સુધી માધુર્યનો ગુણ આપ નહિ મેળવી શકો અને ત્યા સુધી તમારી વાણી જનતાના દિલને ડોલાવી શકશે નહિ સાથેસાથ મનની આ વક્રતા, દેહને પણ વક્ર બનાવે છે આ વક્રતાનુ પ્રમાણ જોવુ હોય તો પશુઓના દેહ જુઓ પશુઓના દેહ વક્ર હોય છે તેમની ગણના તિર્યંચ યોનિમા થાય છે તિર્યંચનો અર્થ જ વાકાપણુ છે તિર્યંચ યોનિની પ્રાપ્તિ માયા વડે જ થાય છે હવે તમે સારી રીતે સમજી ગયા હશો કે મનની વક્રતા શરીરને પણ વક્ર બનાવે છે જેના જીવનમા અહી વક્રતા છે, તે અહીથી વિદાય થશે ત્યારે તેની વક્રતા પણુ તેની સાથે જ જશે. તે આગામી ભવમાં સાકાર બને છે. માટે વાચક ઉમાસ્વાતિ મહારાજ તત્ત્વાર્થ સૂત્રમા તિર્યંચ યોનિના હેતુ બતાવે છે.

**माया तैर्यग्योनस्य**

તત્ત્વાર્થ સૂત્ર અ ૬, સૂત્ર ૧૭.

જો દેહની વક્રતાથી બચવુ હોય તો મનની વક્રતાથી બચો.

પણ આજે તો જેટલો માણુસ કપટબાજ હોય, તેટલો તે હોશિયાર ગણાય છે તમારો દીકરો કોઈ પ્રપચ રચી, કોઈકનુ ખિસ્સુ ખાલી કરી આવે અને આવીને તમારી સામે આખી વાત કહી સભળાવે, તો તમે તેની પીઠ થાબડશો અને હસતા હસતા તેની માતાને કહેશો કે—જોયુ ? આપણો દીકરો કેવો હોશિયાર થઈ ગયો છે !" આને જ તમે હોશિયારી માનો છો શુ જૈન-કુળમા જન્મ લેનાર વ્યક્તિ, કપટથી કરેલ કમાણીથી પ્રસન્ન થાય ? ખરુ પૂછો તો તેવે વખતે તમારી આખોમાથી આસુ વહેવા જોઈએ, કે—મારો પુત્ર નૈતિકતા અને સરળતા ખોઈને માયા પ્રત્યે જઈ રહ્યો છે

તમે માનો છો કે છળ અને ધોકાબાજીથી કમાણી સારી થાય છે એક રૂપિયાની ચીજ કદાચ આઠ આનામા લઈ આવ્યા, તો હૃદય નાચી ઊઠે છે. તમે સમજો છો કે આઠ આના બચી ગયા એક ચીની વિદ્યાર્થીને કોઈકે પૂછ્યુ કે એક માણુસ ઘેરથી એક રૂપિયો લઇને નીકળ્યો એક રૂપિયાની શાકભાજી ખરીદ કરી પણ ચાલાકી કરી આઠ આના પાછા લઈ ઘેર આવ્યો, તો તે શુ કમાયો ?

વિદ્યાર્થીએ જવાબ આપ્યો—"સાહેબ ! તે કમાયો નથી તેણે ગુમાવ્યુ છે. આઠ આના માટે તેણે પોતાની કરોડો રૂપિયાની મોઘી માનવતા ગુમાવી છે"

જેના જીવનમા દભ અને કપટનુ સામ્રાજ્ય છે, તે બોલે છે ડાઈ, ને ચાલે છે ડાઈ તેની વાણી મોરના જેવી હોય છે મોરનો કેકારવ ઘણો પ્રિય

ત્વનો સ્વીકાર કરે છે વર્ષો સુધી તપસ્સાધના કરીને જેણે શરીરમાંથી રક્ત અને માંસ સુકવી નાખ્યાં હોય મહિના-મહિના સુધી નિરાહાર રહીને કઠોર સાધના કરી હોય છતાં જો આ બધી સાધનાની સાથે માયાની ગ્રંથિને છોડી ન હોય તો એક વાર નહિ, અનંત વાર ગર્ભમાં આવવું પડશે. સરળતાના અભાવમાં તેની ગમે તેવી કઠોર સાધના પણ તેને જન્મમરણના ફેરામાંથી છોડાવી શકતી નથી.

પરંતુ આજે તો સાધનામાં પણ દંભ ઘૂસી ગયો છે બહાર એક અને અંદર બીજો જ રંગ જણાય છે ભોળા લોકો ભેખ કપડામાં સાધુતા માની બેસે છે તેને શી ખબર પડે કે ભેખ કપડામાં હૃદયનો મેલ છુપાઈ શકે છે! સાધુજીવન હોય કે શ્રાવકજીવન, પણ સરળતાના અભાવમાં બન્નેનું અસલપણું જતું રહે છે દરેક પ્રયત્નોમાં એ જ ભાવના કામ કરતી હોય છે કે તેની અસલ વાત બહાર ન આવે એટલા માટે દંભ અને માયાના પડદા પાછળ તેને છુપાવવામાં આવે છે

ગૃહસ્થવર્ગ પણ માયાના ક્ષેત્રમાં પાછળ રહી ગયો નથી. તેની આજે એ હાલત છે કે ઉપાશ્રયમાં આવતાં ત્રણ વખત "તિક્ખુત્તો આયાહિણં" કરશે. પરંતુ ઉપાશ્રયની સીડી ઊતરતાં એ જ મુનિઓની ટીકા કરવી શરૂ કરશે. આ શું દંભ નથી? જો તમને મુનિજીવન ઉપર વિશ્વાસ ન હોય તો શું કરવા તેમના પગમાં પડો છો? મેં જાતે અનુભવ કર્યો છે કે એક શ્રાવક જે મુનિની રોજ કલાક સુધી ટીકા કરતો હતો. તે તે જ મુનિની પાસે પહોંચતાં લળીલળીને વંદના કરતો હતો સાચી વાત એ છે કે પાઘડીઓના કાંટા તો ગયા તેને ઠેકાણે ટોપી આવી ગઈ પણ હૃદયના કાંટા બમણા વધી ગયા!

યાદ રાખો કે આ વક્રતા અશુભ બંધ બાંધે છે અશુભ નામ પ્રકૃતિના બંધના હેતુઓમાં વક્રતાનો સમાવેશ છે કાયાની વક્રતા ભાષાની વક્રતા, ભાવની વક્રતા અને વિષમવાદ. આ ચારે અશુભ નામ પ્રકૃતિઓનો બંધ કરે છે તેનો વિપાકોદય અશુભ વર્ણ-ગંધ-રસ સ્પર્શ આદિમાં થાય છે

એવી વ્યક્તિ કદાચ પ્રેમપૂર્વક કાંઈ બોલે તો પણ એમ લાગે છે કે જાણે લડી રહી હોય. તેની હિતભરેલી વાત પણ કોઈને પ્રિય લાગતી નથી. તેનો સ્વર એવો કઠોર બને છે કે સાંભળનાર, ઇચ્છે છે કે તે ક્યારે પોતાની સ્પીચ બંધ કરે.

તમારે મધુર કંઠ જોઈએ છે બીજાના દિલ હરી લે તેવી વાણી

આસ્તે વીણી વીણીને મારો વંશ ખતમ કરી નાખ્યો છે આ સાધનાનું રહસ્ય પૂછવુ હોય તો મને પૂછો

બહારના માણસો પાસે બહાર દેખાતી વસ્તુ જોવાની જ શક્તિ હોય છે, તે માત્ર ઉપરનો દેખાવ જ જોઈ શકે છે પણ માયાનું આ સ્વરૂપ, સાધકજીવનને બદનામ કરનારુ છે સાધુના વેશમા રહીને જેઓ ભ્રષ્ટાચાર ફેલાવે છે, તેઓ સાધુજીવનનુ અપમાન કરી રહ્યા છે તેઓએ બને તેટલો જલ્દી, ઉપરનો વેશ દૂર કરી, પોતાના અસલ સ્વરૂપમા આવી જવુ જોઈએ. આવી વ્યક્તિઓ માત્ર પોતાના જ ચારિત્ર્યનુ પતન કરે છે એમ નહિ, પણ આખા સમાજને બદનામ કરનાર પૂરવાર થાય છે

આ બહુ જ મોટુ નુકસાન છે માત્ર સમાજને જ નહિ પણ પોતાની જાતને પણ એ નુકસાન પહોચાડનાર છે કે જેના બાહ્ય જીવનમા સાધના અને આતરજીવનમા વાસના રહેલી છે એવાઓથી સાવધાન રહો તેઓના માટે પણ એ જ સારુ છે કે ને સાધનાનો દેખાવ છોડી દે સાધનાને, વાસનાનું સાધન બનાવવા કરતાં બીજુ કોઈ મોટુ પાપ નથી

ગૃહસ્થ વર્ગમા તમને ઘણા એવા મળી આવશે કે જે પોતાનાં પાપોને ઢાકવા માટે ધાર્મિક ક્રિયાઓ કરે છે દુકાને અનૈતિક આચરણ અને ઉપાશ્રયમા સામાયિક, આ તો સામાયિકની વિડબણા છે આવાઓ જ્યારે ઉપાશ્રયમા સામાયિક કરીને બેસે છે ત્યારે લોકો કહે છે કે બગભગત બેઠા છે.

દભવૃત્તિ જીવનમા જ નહિ, પરિવારમા પણ અશાતિ ઉત્પન્ન કરે છે. એક વિચારકે કપટી વ્યક્તિની સરખામણી કબરની સાથે કરી છે કબર ઉપરથી ઢકાયેલી હોય છે જોનારને તે પવિત્ર ભૂમિ જેવી દેખાય છે, પરંતુ, એ ઉપરથી સફેદ જણાતી ભૂમિને થોડીક જ ખોદવામા આવતા તેની નીચે શુ મળે છે? ગળીને સડી ગયેલા હાડકા અને દુર્ગંધ ફેલાવતુ માસ નજરે પડશે

એટલે તમે નિષ્કપટ બનો તમને જીવનમા સફળતાના દર્શન થાઓ તમારા આચારમા અને વિચારોમા નિષ્કપટતા પ્રગટ થાઓ આ સરળતા પવિત્રતાને જન્માવશે અને પવિત્રતાની સાથે શાતિ તમારુ સ્વાગત કરશે

માટુંગા, તા. ૧૪–૮–'૫૮

લાગે છે પણ યાદ રાખો કે મીઠો ટહુકાર કરનાર મોર સર્પ જેવા ભયંકર વિષધર પ્રાણીને પણ મારી નાખે છે એવી રીતે કપટી માણસની મધ જેવી મીઠી વાણીમાં મીઠાશ ખરેખર કેટલી છે તે તો તે પોતે જ જાણે છે અથવા તો તેનો જેને પરિચય થયો હોય તે જાણી શકે છે. દૂર રહેનાર તો માત્ર ઉપરનો ચળકાટ જોઈ અંજાઈ જાય છે. પણ તેને અંદરની વાતનો ક્યાંથી પત્તો લાગે! એથી તો કેટલીક વખત અજાણ્યા માણસ એવાઓની પ્રશંસા પણ કરે છે તેની આંખો ભીતરનો ભેદ પામવા માટે અસમર્થ હોય છે

એક વાર મર્યાદા પુરુષોત્તમ શ્રી રામ તેમના ભાઈ લક્ષ્મણ સાથે વન-વિહાર માટે ગયા ત્યાં માર્ગમાં એક સરોવર આવ્યું સરોવરમાં ખીલેલાં કમળો અને તેના ઉપર ભમરાઓને ગૂંજતા જોઈ તેમની આંખો સ્થિર થઈ ગઈ તેવામાં એક બગલો તેમની નજરે પડ્યો. તેની પાંખો જાણે સ્ફટિક માટીથી ધોયેલી હોય તેવી સફેદ હતી ખૂબ જ મંદ ગતિએ તે ચાલી રહ્યો હતો. જાણે કે કોઈ સંત ઈર્યાસમિતિનું પાલન કરતા ચાલી રહ્યા હોય. આવા યોગીને જોઈને રામે પોતાના ભાઈ લક્ષ્મણને કહ્યું

पश्य लक्ष्मण पंपायां बकः परम धार्मिकः
शनैः शनैः पदं धत्ते जीवेषु वध शंकया ।

ભાઈ! જો તો કેવો યોગી ઊભો છે જાણે કે પ્રભુસ્મરણમાં લીન કોઈ ભક્ત! અને ચાલે છે ત્યારે કેવી સાવધાનીથી પગ ઉપાડે છે! વિવેક તો સાક્ષાત દેખાઈ રહ્યો છે તેને ભય છે કે ક્યાંય પગ નીચે કોઈ જીવ ચગદાઈ જાય સાચેસાચ કોઈ મોટું સત્વશીલ પક્ષી લાગે છે ચાલો તેનાં દર્શન કરી નેત્ર પવિત્ર કરીએ.

રામ આ પ્રમાણે ભાવભીની, પોતાના ભાઈ પાસે પ્રશંસા કરતા ઊભા રહ્યા હતા ત્યાં સરોવરમાંથી એક અવાજ આવ્યો. રામનું ધ્યાન તે તરફ ગયું અવાજ માછલીનો હતો. તે કહી રહી હતી કે—

बकः किं वर्ण्यते राम येनाहं निष्कुली कृता ।
सहवासी विजानाति चरित्रं सहवासिनाम् ॥

હે ભગવન્ રઘુ રામ! તમારું રૂપ જેવું સુંદર છે તેથી તમે ભગવાન, દિલની ચોરી જાણો છો. પણ તમે આ ભૂલ કરો છો. આ ઉજ્જ્વળતા માત્ર ઉપરની છે. અંદરનું રહસ્ય તમે જાણી શક્યા નથી! ન તો ? સાથે રહે તે જ જાણી શકે. આ તમારા યોગીએ તો મારો વંશ પૂરેપૂરો ખાધો

આસ્તે વીણી વીણીને મારો વંશ ખતમ કરી નાખ્યો છે આ સાધનાનું રહસ્ય પૂછવુ હોય તો મને પૂછો

બહારના માણસો પાસે બહાર દેખાતી વસ્તુ જોવાની જ શક્તિ હોય છે, તે માત્ર ઉપરનો દેખાવ જ જોઈ શકે છે પણ માયાનું આ સ્વરૂપ, સાધકજીવનને બદનામ કરનારુ છે સાધુના વેશમા રહીને જેઓ ભ્રષ્ટાચાર ફેલાવે છે, તેઓ સાધુજીવનનુ અપમાન કરી રહ્યા છે તેઓએ બને તેટલો જલ્દી, ઉપરનો વેશ દૂર કરી, પોતાના અસલ સ્વરૂપમા આવી જવુ જોઈએ. આવી વ્યક્તિઓ માત્ર પોતાના જ ચારિત્ર્યનુ પતન કરે છે એમ નહિ, પણ આખા સમાજને બદનામ કરનાર પૂરવાર થાય છે

આ બહુ જ મોટુ નુકસાન છે માત્ર સમાજને જ નહિ પણ પોતાની જાતને પણ એ નુકસાન પહોચાડનાર છે કે જેના બાહ્ય જીવનમા સાધના અને આતરજીવનમા વાસના રહેલી છે એવાઓથી સાવધાન રહો તેઓના માટે પણ એ જ સારુ છે કે તે સાધનાનો દેખાવ છોડી દે સાધનાને, વાસનાનું સાધન બનાવવા કરતાં બીજુ કોઈ મોટુ પાપ નથી

ગૃહસ્થ વર્ગમા તમને ઘણા એવા મળી આવશે કે જે પોતાના પાપોને ઢાકવા માટે ધાર્મિક ક્રિયાઓ કરે છે દુકાને અનૈતિક આચરણ અને ઉપાશ્રયમાં સામાયિક, આ તો સામાયિકની વિડબણા છે આવાઓ જ્યારે ઉપાશ્રયમા સામાયિક કરીને બેસે છે ત્યારે લોકો કહે છે કે બગભગત બેઠા છે.

દભવૃત્તિ જીવનમા જ નહિ, પરિવારમા પણ અશાતિ ઉત્પન્ન કરે છે. એક વિચારકે કપટી વ્યક્તિની સરખામણી કબરની સાથે કરી છે કબર ઉપરથી ઢકાયેલી હોય છે જોનારને તે પવિત્ર ભૂમિ જેવી દેખાય છે, પરતુ, એ ઉપરથી સફેદ જણાતી ભૂમિને થોડીક જ ખોદવામા આવતા તેની નીચે શુ મળે છે? ગળીને સડી ગયેલા હાડકા અને દુર્ગંધ ફેલાવતુ માસ નજરે પડશે

એટલે તમે નિષ્કપટ બનો તમને જીવનમા સફળતાના દર્શન થાઓ તમારા આચારમા અને વિચારોમા નિષ્કપટતા પ્રગટ થાઓ આ સરળતા પવિત્રતાને જન્માવશે અને પવિત્રતાની સાથે શાતિ તમારુ સ્વાગત કરશે

માટુગા, તા ૧૪–૮–'૫૮

કષાય વિજય ઉપર તમે રોજ પ્રવચન સાંભળી રહ્યા છો. જેનાથી ભવપરંપરાને પોષણ મળે છે તે આત્માની અશુદ્ધ દશાઓને કષાય કહેવાય છે. તમે જાણી ચૂક્યા છો કે કષાયના ચાર વિભાગ છે. તેમાં બે રાગજન્ય અને બે દ્વેષજન્ય છે. જરા આપણે ઊંડાણથી જોઈએ તો આપણામાં રહેલી રાગવૃત્તિ જ દ્વેષને જન્માવે છે. જ્યારે કોઈ ખાસ વસ્તુ પર આપણા મનમાં રાગવૃત્તિ ઉત્પન્ન થાય છે ત્યારે આપણા બધા પ્રયત્નો તેને પ્રાપ્ત કરવા માટે જ હોય છે.

ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિમાં જે અંતરાયભૂત બને છે તેના ઉપર આપણી રાગવૃત્તિ ફુંફાડો મારે છે અને આ વિઘ્નો ટાળવા માટે ક્રમે લાગી જાય છે. પોતાની તમામ તાકાત ક્રમે લગાડી, અંતરાયોને દૂર કરી ઇચ્છિત વસ્તુ તે પ્રાપ્ત કરવા મથે છે. પછી તે અંતરાયો પ્રકૃતિજન્ય હોય કે માનવસર્જિત હોય, તેના પ્રત્યે મનમાં રોષ જાગૃત થાય છે. આજ દ્વેષની જન્મભૂમિ છે.

હવે તમે જોઈ શકો છો કે હૃદયમાં પહેલા વસ્તુ તરફ રાગવૃત્તિ પેદા થાય છે. પછી તેની પ્રાપ્તિ અને સંરક્ષણમાં બાધારૂપ વિરોધી શક્તિઓ પ્રત્યે દ્વેષ થાય છે. અર્થાત્ આત્માને વિભાવદશા તરફ ધકેલનાર મૂળ વૃત્તિ રાગાત્મક છે.

રાગાત્મક વૃત્તિનું કાર્ય છે લેવાનું. ? મનને ગમ્યું તે ગમે તેમ કરીને પણ લેવું. પછી એ નથી જોવાતું કે તે લેવા માટે કેટલું ખોવું પડશે. આ લેવાની વૃત્તિ તે જ લોભની માતા છે. જેના મનમાં આ લેવાની વૃત્તિ બળવત્તર છે તેને ઉચિત અનુચિતતાનું કાંઈ મહત્ત્વ નથી હોતું. તે માત્ર સંગ્રહ કરવા જ ઇચ્છે છે. પણ, તે એ વિચાર પણ નહિ કરે કે તેની આ

સગ્રહવૃત્તિને કારણે હર્યાભર્યા ઘરો ઉજ્જડ બની જશે, લીલી કલાર જેવી ફૂલવાડીઓ ઉજ્જડ વન સરખી જઈ જશે, કેટલાયે હસતી આખોમાથી આસુઓ વહેશે

આ લેવાની વૃત્તિવાળો ક્યારેય એ પણ વિચાર નહિ કરે કે મારી જરૂરિયાતો માટે કેટલુ જમા કરવુ જરૂરી છે સગ્રહ હોય, પણ, તેની કોઈ સીમા હોવી જોઈએ જરૂરિયાતો વધે છે, પણ ક્યા સુધી તેને વધારવી? સગ્રહ અને જરૂરિઆતોની સીમારેખા તેની પાસે હોતી નથી તે તો માત્ર લઈને તેની રખેવાળી જ કરી જાણે છે

એક પ્રાચીન અર્હતાર્ષિ સંગ્રહશીલ હૃદયનુ ચિત્ર દર્શાવતા કહે છે–

**आयाण रक्खी पुरिसे परं किंचि न जाणति ।**
**असाहु कम्म कारी खलु अयं पुरिसे ॥**

ઋષિભાષિત સૂત્ર અ ૬–૧

આદાનરક્ષી પુરુષ લેવુ અને સરક્ષણ કરવું એથી ત્રીજી કોઈ વાત જાણતો નથી એવો માણસ હલકામા હલકુ કાર્ય કરતાં પણ અચકાશે નહિ જો કદાચ તેની જાણમા આવે કે અમુક માણસની ખોપરી સોનાની છે, તો સોનાની પાછળ પાગલ બનેલ પુરુષ, તે માણસની ખોપરી પણ કાઢી લેશે

સપત્તિની પ્રાપ્તિ માટે માનવ જાતનુ દમન પણ ઓછુ નથી કરતો. એક યોગી આત્મસાધના માટે જેવી રીતે તપ કરે છે, ભૂખ, તરસની પરવા કર્યા વિના, સાધનામા દેહને કષ્ટ આપે છે, ખરુ પૂછો તો સાધનાની તન્મયતામા તેને ભૂખ–તરસની ખબર જ પડતી નથી તેવી જ રીતે લોભીની સાધના પણ યોગીની સાધના કરતા જરાયે કમ હોતી નથી રૂપિયાના રણુ-કારમા તેની ભૂખ અને તરસ મટી જાય છે

દુકાન પર ગ્રાહકોની ભીડ જામી હોય, સમય થઈ ગયો હોય, પત્ની વારવાર બહાર આવી જોતી હોય કે અત્યાર સુધી જમવા કેમ ન આવ્યા? છેવટે અકળાઈને છોકરાને દુકાને મોકલે છે તે કહે છે બાપુજી ચાલો, જમવાનુ ઠડુ થઈ જાય છે"

ખરુ કહો, આ વખતે તમે શો જવાબ આપશો?

અહી ઉપાશ્રયમા તો ઘડિયાળનો કાંટો સાડાનવ ઉપર બે મિનિટ પણ આગળ જશે તો તમારુ મન મુબઈ દોડી જશે. મનમા થશે કે કદાચ દસની ગાડી જતી રહેશે

પરંતુ દુકાન ઉપર ઘડિયાળમાં અગિયારને બદલે બાર પણ વાગી ગયા હોય, છતાં છોકરાને કહેશો કે— જા તું અને તારી મા બન્ને જમી લો. મને જમવાનો વખત નથી. પછી ભલેને પેટમાં ઉંદરડા કુદાકુદ કરતા હોય! ગ્રાહકોની ભીડ આગળ, પેટમાં ઉંદરડા શું શું કરતા હોય તેનો અવાજ સંભળાતો નથી. કેટલું દમન છે આ!

ભૂખ-તરસ માત્ર નહિ, ઘણીયે વાર ક્રોધને પણ દબાવવો પડે છે. માલ બતાવતાં ગ્રાહકને તે પસંદ આવતો નથી. તમે તેની સામે તાકાના તાકા લાવી ઢગલો કરી દો છો છતાં ન લે તો તમારી આંખો જરા તેજ થઈ જાય છે પણ એ ગ્રાહક તમારે ત્યાંથી મોટા જથ્થામાં માલ ખરીદનાર છે અને એ બેચાર કડવી મીઠી સંભળાવે પણ છે છતાં તેની વાતો તમે પ્રેમથી સાંભળી લો છો. એક શબ્દ પણ બોલતા નથી. તમે કેટલા ક્ષમાશીલ બની જાઓ છો! જાણે કે ભગવાન મહાવીરની આદર્શ ક્ષમા તમારા હૃદયમાં ઊતરી ગઈ હોય! ખરી વાત તો એ છે કે તમે એ જાણો છો કે જો બગાડીશું તો હંમેશનો ઘરાક છૂટી જશે.

સંગ્રહવૃત્તિ માનવીમાં લોભની ભાવના પેદા કરે છે. જો સંગ્રહની પાછળ જરૂરિયાતો સંતોષવાનો હેતુ હોય તેની તો કોઈ સીમા જરૂર હોય છે કેમકે માનવની જરૂરિયાતોની હદ હોય છે પણ ઈચ્છાઓ હંમેશાં અનંત છે. તે તો દ્રૌપદીનાં ચીરની માફક અનહદ હોય છે. દુઃશાસનના હાથ થાકી ગયા પણ દ્રૌપદીની સાડીનો છેડો ન આવ્યો. આ તો એક વાર્તા છે પણ વાર્તાને બાજુએ રાખી તેનો સાર કાઢો તો જણાશે કે દુઃશાસન એ બેરરસ્તે ચઢેલું મન છે જેની સત્તા દુષ્ટ છે. ત્યારે આત્માનું શાસન શુભ છે. મનનું શાસન હંમેશાં દુષ્ટ જ રહેવાનું કારણ કે તેની વૃત્તિઓ વિકારી છે. એ જ દુઃશાસન આંતર વૃત્તિરૂપ દ્રૌપદીનાં ચીર ખેંચે છે. અનંત તૃષ્ણાની સાડી આ દુઃશાસન થાકી જાય ત્યાં સુધી ખેંચે જાય પણ તેનો છેડો આવવાનો નથી. એ માટે જ આગમ કહે છે—

**इच्छा हु आगास समा अणंतिया**

ઈચ્છા આકાશની માફક અનંત છે.

આકાશમાં અસંખ્ય પક્ષીઓ ઊડે છે તે ઊડી ઊડીને પાછાં આવે છે પણ આકાશનો છેડો કોઈ કાઢી શક્યું નથી. ઈચ્છાનું આકાશ પણ એવું જ છે. મનરૂપી પંખી રોજ તેમાં ઊડ્યા કરે છે. તેની પાંખો થાકી જાય છે અને તે પાછું આવે છે પણ તેનો અંત શોધી શકાતો નથી.

તૃષ્ણાની પૂર્તિ ક્ષિતિજને ભેટવા જેવી છે તમે સૂના જગલના ખૂણામા ઊભા રહીને જુઓ કેટલેક દૂર, તમને જમીન અને આસમાન ભેગાં થતા જણાશે આ જમીન અને આસમાનનુ મિલન, તે ક્ષિતિજ કહેવાય છે. પણ કોઈને ઇચ્છા થાય કે હુ આ ક્ષિતિજની મુલાકાત લઈ આવુ અને તે ઊડવા માડે તો તમે માનો છો કે તે ક્ષિતિજને મળીને પાછો આવી શકશે? આ જન્મમા તો શું પણ અનત જન્મો વીતી જવા છતા પણ તે પાછો આવી નહિ શકે કારણ? કારણ કે ક્ષિતિજ જેવી કોઈ વસ્તુ જ નથી એ માત્ર આંખોની ભ્રમણા છે અહીથી તમને જેટલે દૂર ક્ષિતિજ દેખાય છે તેટલે જ દૂર ત્યા પહોચ્યા પછી પણ દેખાશે

ક્ષિતિજ એ આંખોનો ભ્રમ છે તેવી જ રીતે ઇચ્છાની પૂર્તિ, એ મનનો ભ્રમ છે એ એક મનનુ ક્ષિતિજ છે જેટલુ આપ તેને ભરતા જશો તેટલુ તે ખાલી થતુ જશે કારણ કે મનની ઇચ્છા પૂરી કરનાર દરેક ઇચ્છા, પોતાની સાથે નવી ઇચ્છાઓને જન્મ આપે છે કોઈ બાઈને બાળક ન હોય તો તેને બાળકની ખૂબ જ ઇચ્છા થાય છે કારણ કે તેનુ સ્ત્રીત્વ બદલાઈ જવા ઝખતુ હોય છે. દરેક સ્ત્રી માતા બનવામા એક જાતની મીઠાશ અનુભવે છે પુત્ર પ્રાપ્તિ માટે કોણ જાણે કેટલાય દેવદેવીઓના ચરણે મસ્તક ઢાળે છે તમને ખબર હશે કે દીકરા–દીકરીઓ માટે માતાઓએ એક સ્વતત્ર દેવી પણ બનાવી છે તેના પૂજન માટે એક દિવસ પણ નક્કી કર્યો છે આ દિવસને માટે અઠવાડિયા પહેલેથી તૈયારી ચાલે છે પૂજાના દિવસે તે પોતે ટાઢુ ખાય છે અને આખા કુટુબને ટાઢુ ખવરાવે છે

આટલુ કરવા છતા પણ આ દેવીઓ દીકરા–દીકરી આપે જ, એવું કાઈ નથી સદ્ભાગ્યથી, કાગનું બેસવુ અને તાડનુ પડવુ એમ કદાચ પુત્રનો જન્મ થયો, વર્ષોની કામના ફળી, તો શુ તમે એમ માનો છો કે પુત્રજન્મની સાથે જ માતાની ભાવના પૂરી થઈ જાય છે? પુત્રજન્મની સાથે બીજી અનેક ઇચ્છાઓ જન્મ લે છે. પુત્રના લાલન–પાલન, તેની શિક્ષા–દીક્ષાથી માડીને કે તેને માટે સુદર વહુ લાવવાના સ્વપ્નો પણ તેના મનમા આવે છે.

હા તો ઇચ્છા પણ ક્ષિતિજ છે તેનો પાર તમે કદી પામી શકવાના નથી

ઠાણાગ સૂત્રમા ચોથે ઠાણે કહ્યુ છે કે ચાર સ્થાન હમેશા અપૂર્ણ રહે છે. તેમા ગમે તેટલુ ભરવામા આવે તો પણ તે ખાલી જ રહેશે

પરંતુ દુકાન ઉપર મધ્યાહ્નમાં અતિથિને બદલે ભાર પણ વાગી ગયા હોય છતાં છોકરાને કહેશો કે– જા તું અને તારી મા જમી લો. મને હમણાં વખત નથી. પછી ભલેને પેટમાં ઉંદરડા કુદાકુદ કરતા હોય! ગ્રાહકોની ભીડ આગળ, પેટમાં ઉંદરડા ચું ચું કરતા હોય તેનો અવાજ સંભળાતો નથી. કેટલું દમન છે આ!

ભૂખ-તરસ માત્ર નહિ, ઘણીયે વાર ક્રોધને પણ દબાવવો પડે છે. માલ બતાવતાં ગ્રાહકને તે પસંદ આવતો નથી. તમે તેની સામે તાકાના તાકા લાવી ઢગલો કરી દો છો છતાં ન લે તો તમારી આંખો જરા તેજ થઈ જાય છે. પણ એ ગ્રાહક તમારે ત્યાંથી મોટા જથ્થામાં માલ ખરીદનાર છે અને એ બેચાર કડવી મીઠી સંભળાવે પણ છે છતાં તેની વાતો તમે પ્રેમથી સાંભળી લો છો. એક શબ્દ પણ બોલતા નથી. તમે કેટલા ક્ષમાશીલ બની જાઓ છો! જાણે કે ભગવાન મહાવીરની આદર્શ ક્ષમા તમારા હૃદયમાં ઉતરી ગઈ હોય! ખરી વાત તો એ છે કે તમે એ જાણો છો કે એને નારાજ કર્યો તો હંમેશનો ઘરાક તૂટી જશે.

સંગ્રહવૃત્તિ માનવીમાં લોભની ભાવના પેદા કરે છે. જે સગવડની પાછળ જરૂરિયાતો સંતોષવાનો હેતુ હોય તેની તો કોઈ સીમા જરૂર હોય છે. કેમકે માનવની જરૂરિયાતોની હદ હોય છે. પણ ઇચ્છાઓ હંમેશાં અનંત છે. તે તો દ્રૌપદીના ચીરની માફક અનહદ હોય છે. દુઃશાસનના હાથ થાકી ગયા પણ દ્રૌપદીની સાડીનો છેડો ન આવ્યો. આ તો એક વાર્તા છે. પણ વાર્તાને બાજુએ રાખી તેનો સાર કાઢો તો જણાશે કે દુઃશાસન એ ચેતરસ્તે ચડેલું મન છે. જેની સત્તા દુષ્ટ છે ત્યારે આત્માનું શાસન શુભ છે. મનનું શાસન હંમેશાં દુષ્ટ જ રહેવાનું. કારણ કે તેની વૃત્તિઓ વિકારી છે. એ જ દુઃશાસન, આંતર વૃત્તિરૂપ દ્રૌપદીના ચીર ખેંચે છે. અનંત વસ્ત્રાની સાડી, આ દુઃશાસન થાકી જાય ત્યાં સુધી ખેંચે જાય પણ તેનો છેડો આવવાનો નથી. એ માટે જ આગમ કહે છે–

इच्छा हु आगास समा अणंतिया

ઇચ્છા આકાશની માફક અનંત છે.

આકાશમાં અસંખ્ય પક્ષીઓ ઊડે છે. તે ઊડી ઊડીને પાછાં આવે છે. પણ આકાશનો છેડો કોઈ કાઢી શક્યું નથી. ઇચ્છાનું આકાશ પણ એવું જ છે. મનરૂપી પક્ષી રોજ તેમાં ઊડ્યા કરે છે. તેની પાંખો થાકી જાય છે અને તે પાછું આવે છે. પણ તેનો અંત શોધી શકતું નથી.

તૃષ્ણાની પૂર્તિ ક્ષિતિજને ભેટવા જેવી છે તમે સૂના જંગલના ખૂણામા ઊભા રહીને જુઓ કેટલેક દૂર, તમને જમીન અને આસમાન ભેગાં થતા જણાશે આ જમીન અને આસમાનનુ મિલન, તે ક્ષિતિજ કહેવાય છે. પણ કોઈને ઇચ્છા થાય કે હુ આ ક્ષિતિજની મુલાકાત લઈ આવુ અને તે ઊડવા માંડે તો તમે માનો છો કે તે ક્ષિતિજને મળીને પાછો આવી શકશે? આ જન્મમા તો શું પણ અનત જન્મો વીતી જવા છતા પણ તે પાછો આવી નહિ શકે કારણુ? કારણુ કે ક્ષિતિજ જેવી કોઈ વસ્તુ જ નથી એ માત્ર આખોની ભ્રમણા છે. અહીથી તમને જેટલે દૂર ક્ષિતિજ દેખાય છે તેટલે જ દૂર ત્યા પહોચ્યા પછી પણ દેખાશે

ક્ષિતિજ એ આખોનો ભ્રમ છે તેવી જ રીતે ઇચ્છાની પૂર્તિ, એ મનનો ભ્રમ છે એ એક મનનુ ક્ષિતિજ છે જેટલુ આપ તેને ભરતા જશો તેટલુ તે ખાલી થતુ જશે કારણુ કે મનની ઇચ્છા પૂરી કરનાર દરેક ઇચ્છા, પોતાની સાથે નવી ઇચ્છાઓને જન્મ આપે છે કોઈ બાઈને બાળક ન હોય તો તેને બાળકની ખૂબ જ ઇચ્છા થાય છે. કારણુ કે તેનુ સ્રીત્વ બદલાઈ જવા ઝખતુ હોય છે દરેક સ્ત્રી માતા બનવામા એક જાતની મીઠાશ અનુભવે છે પુત્ર પ્રાપ્તિ માટે કોણ જાણે કેટલાય દેવદેવીઓના ચરણે મસ્તક ઢાળે છે તમને ખબર હશે કે દીકરા-દીકરીઓ માટે માતાઓએ એક સ્વતત્ર દેવી પણ બનાવી છે તેના પૂજન માટે એક દિવસ પણ નક્કી કર્યો છે આ દિવસને માટે અઠવાડિયા પહેલેથી તૈયારી ચાલે છે પૂજાના દિવસે તે પોતે ટાઢુ ખાય છે અને આખા કુટુબને ટાઢુ ખવરાવે છે

આટલુ કરવા છતા પણ આ દેવીઓ દીકરા-દીકરી આપે જ, એવું કાઈ નથી સદ્ભાગ્યથી, કાગનુ બેસવુ અને તાડનુ પડવુ એમ કદાચ પુત્રનો જન્મ થયો, વર્ષોની કામના ફળી, તો શુ તમે એમ માનો છો કે પુત્રજન્મની સાથે જ માતાની ભાવના પૂરી થઈ જાય છે? પુત્રજન્મની સાથે બીજી અનેક ઇચ્છાઓ જન્મ લે છે પુત્રના લાલન-પાલન, તેની શિક્ષા-દીક્ષાથી માડીને કે તેને માટે સુદર વહુ લાવવાના સ્વપ્નો પણ તેના મનમા આવે છે.

હા તો ઇચ્છા પણ ક્ષિતિજ છે તેનો પાર તમે કદી પામી શકવાના નથી

ઠાણાગ સૂત્રમા ચોથે ઠાણે કહ્યુ છે કે ચાર સ્થાન હમેશા અપૂર્ણ રહે છે. તેમા ગમે તેટલુ ભરવામા આવે તો પણ તે ખાલી જ રહેશે

૧ પહેલો સાગર. ગંગા-જમુના જેવી સઘળી નદીઓ પ્રત્યેક ક્ષણે તેમાં લાખો ટન પાણી રેડે છે. હજારો વર્ષ વીતી ગયાં, તેમનો જળજથ્થો પ્રવાહ સાગરમાં મળી જાય છે. પણ હજારો વર્ષમાં એક પણ દિવસ એવો નથી આવ્યો કે જ્યારે સાગરે એમ કહ્યું હોય કે હવે મારે આ પાણી નથી જોઈતું.

૨. બીજું સ્મશાન. સ્મશાનનો ખાડો ક્યારે પણ પુરાવાનો નથી. હજારો બાળક, યુવક, પ્રૌઢ, વૃદ્ધ, સ્ત્રી, પુરુષ, બળવાન કે નિર્બળ, સત્તાધિશ કે શાસિત, ચક્રવર્તી કે વાસુદેવ બધા જીવો અંતે સ્મશાનમાં જઈ પહોંચે છે. હજારો-લાખો વર્ષોથી આ ક્રમ ચાલે છે. કંઈ કરોડો ને અબજો માણસો ત્યાં પહોંચ્યા અને બે ચાર કલાકમાં રાખ થઈ ગયા. પણ સ્મશાનની આગ આજ સુધી તૃપ્ત થઈ નથી.

૩ ત્રીજું પેટ. આખી જ વાત પેટની છે. પેટનો ખાડો સવારે પૂર્યો ને બપોરે ખાલી. પથારીમાંથી ઊઠતાં જ ચાની માગણી થાય છે. ચાની સાથે નાસ્તો પણ જોઈએ છે. એ પણ પેટમાં જાય છે. અગિયારેક વાગતાં સુધીમાં ફરી માગે છે રોટલી, દાળ, ભાત, શાક કે મિષ્ટાન્ન બધું પણ. બે વાગતાં તો પાછું ખાલી. વળી પાછી ચા-નાસ્તાની માગણી. સાંજના છ વાગ્યા કે પાછી ખીચડી ને કઢી જોઈએ. રાતના દૂધનો ગ્લાસ પણ ખરો જ. આવો આ પેટનો ખાડો ક્યારેય ભરાતો નથી. ગમે તેટલી વાર ભરો, બે કલાક ગયા કે પાછો ખાલી.

૪ ચોથી તૃષ્ણા. પણ તૃષ્ણાનો ખાડો તો બધાં કરતાં ઊંડો છે.

પેટનો ખાડો બશેર અનાજથી ભરાઈ જાય. બે કલાક માટે તો પેટ બરાબર ભરાય. પેટ ભરાયા પછી અમેને ગમે તેવી ભાવતી વસ્તુ મળે, તો પણ મન એક વખત તો ખાવા માટે ઇન્કાર કરશે. પણ મનનો ખાડો એવો ઊંડો છે કે તેને મેરુ પર્વત પણ પૂરી શકે નહિ. જેટલો આપ ભરતા જશો તેટલો જ તે વધુ ખાલી બનતો જશે.

એક વાર સિકંદર, કોઈ પહોંચેલ યોગી પાસે ગયો. આજના જમાનામાં પહોંચેલનો અર્થ એવો થાય છે કે જે કોઈ ચમત્કાર જાણતો હોય. આવા ચમત્કારોના ચક્કરમાં ઘણા લોકો ભોળા થઈ જાય છે અને કેટલાક તેમાં ફસાય છે પણ યોગીઓની વચ્ચે ચમત્કારવાળા પોતાની શક્તિની ખાતરી આપે તો પણ ચમત્કારોનું ચક્કર ચાલુ જ હોય છે

તમે ચારિત્રને નમો ચમત્કારોને નહિ એની બે બદામની વિદ્યા તો બાજીગર પણ જાણે છે જો તમે લેવાનુ જાણતા હો કે લેવાનુ ચાહતા હો તો સદાચારની સૌરભ લો જ્ઞાનનો પ્રકાશ લો, સરળતાની સુવાસ લો

સિકંદર યોગીની સેવા કરવા મડ્યો ખરી રીતે આ સેવા યોગીની નહિ, તેના ચમત્કારોની હતી મનમા સ્વાર્થ ભરેલો હોય તો તેને તપ કે ત્યાગની ઉપાસના ન કહેવાય મનમાં ચાદીના ટુકડાની લાલસા જાગી છે અને સતની સેવામા પહોચે છે! આ સતની નહિ, દ્રવ્યની ઉપાસના કહેવાશે. કારણ કે આપના મનમા સતનુ નહિ, પણ સતની સેવાથી મળનાર સપત્તિના ટુકડાનુ મૂલ્ય છે. તમારુ લક્ષ્ય સપત્તિમા છે, ચારિત્રમા નથી જો કદાચ બીજે સપત્તિ મળે તેમ હશે તો સેવાનો રસ્તો છોડી પણ દેશો

એક દિવસ યોગીએ સિકંદરને કહ્યુ—"તારી સેવા પણ ગજબની છે. મારુ હૃદય આજ ખૂબ જ પ્રસન્ન છે બોલ તારે શું માગવુ છે?"

સિકંદરને આ જ જોઈતુ હતુ આવા દિવસને માટે તો તેણે પરસેવો પાડ્યો હતો તેણે કહ્યુ—"યોગીશ્વર! હુ શુ ઇચ્છુ? મારી એક નાની સરખી માગણી છે તે એ કે આખી પૃથ્વી ઉપર મારી સત્તા ચાલે"

કેટલી નાની માગણી છે! લોભીહૃદયને માટે તો સારી દુનિયાનું સામ્રાજ્ય પણ ઓછુ પડે છે સતે જોયુ કે મનની તૃષ્ણા કેટલી વિશાળ છે. આ તો સુરસાના મો જેવુ છે જેમ જેમ તમે અદર જતા જશો તેમ તેમ તે મોટુ થતુ જશે

આ સાડાત્રણ હાથની કાયા માટે કેટલી જગા જોઈએ? દેહ તો માત્ર સાડાત્રણ હાથ જ માગે છે પણ મન? ખરુ પૂછો તો જેને એક ઇચ પણ જમીનની જરૂર નથી, તેવાઓ વિશાળ પૃથ્વીના ખડથી પણ સતોષ પામતા નથી! કદાચ દુનિયાભરનુ સામ્રાજ્ય પણ મળી ગયુ, સમગ્ર પૃથ્વી ઉપર એકચક્રી સત્તા પણ મળી, પણ જ્યારે જીવનયાત્રા સમાપ્ત થશે તે વખતે કેટલી જગા મળશે? ફક્ત સાડાત્રણ હાથ અને તે પણ ઇસ્લામ સસ્કૃતિમાં જન્મેલાને જ બીજા જૈન કે હિન્દુ કુળમા જન્મેલાને તો તે પણ નસીબમાં નથી આ બધુ જાણતા છતા પણ માનવનુ મન કેમ સગ્રહની પાછળ પાગલ છે?

માનવશરીરની સમસ્યા તો ચાર રોટલીથી પતી જશે રહેવાની સમસ્યા સાડાત્રણ હાથ જમીનથી ઉકલી જશે પણ મનની સમસ્યા કઈક મુશ્કેલ છે.

ત્યારે મન અનાજ અને અમુલખી સોનુ મળવા છતાં મનની સમસ્યા ઉકલી શકતી નથી

યોગીએ જોયુ કે સિકંદરનો કોયડો તનનો નહિ પણ મનનો છે એટલે તેનો ઉકેલ પણ બીજી રીતે જ કરવો પડશે. યોગી અંદર ગયા. પોતાની ઝોળીમાંથી એક મનુષ્યની ખોપરી કાઢી સિકંદરને આપી અને કહ્યું કે આને અનાજથી ભરી દે જો કહ્યું તે અનાજથી ભરાઈ જશે તે જ ક્ષણે આખી પૃથ્વી ઉપર તારું સામ્રાજ્ય થઈ જશે.

સમ્રાટ સિકંદરના આનંદની હદ નથી. મહેલમાં જવાની જ વાર છે બે મિનિટમાં જુવારના દાણાથી ભરી દેવાશે અને સમગ્ર પૃથ્વી ઉપર સિકંદરનું સામ્રાજ્ય થઈ જશે. સિકંદર મહેલમાં ગયો. તેણે એક શેર-પૂરી એક શેર જુવાર ખોપરીમાં નાખી પણ જોયુ તો ખોપરી ખાલી! ગુણીઓની ગુણીઓ ઠાલી તેમા નાખી પણ ખોપરી ખાલી જ રહી. સિકંદરના આશ્ચર્યની હદ ન રહી. તે સમજી ગયો કે આ કોઈ ચમત્કારિક ખોપરી છે

પાછા પગે તે યોગી પાસે પહોંચ્યો. બધી વાત કહી સંભળાવી હસતાં હસતાં યોગીએ કહ્યું– સિકંદર! જાણતો નથી કે આ માનવીની ખોપરી છે! આખું મોટુ રાજ્ય પણ તેને ન ભરી શક્યુ તો જુવારના દાણાથી તે કેમ ભરાશે? સિકંદર સમજી ગયો. તમે બધા પણ સમજી ગયા હશો કે મનુષ્યની આ ખોપરી ભરવી એ કેટલું કઠણ કામ છે!

સાચી વાત એ છે કે સંગ્રહમાં શાંતિને શોધવી એ જ મોટી ભૂલ છે. જે એમ માને છે કે પૈસા આવવાથી મનમાં સ્થિરતા આવે છે એ ભૂલ જ મોટી ભ્રમણામાં છે તેઓ ધનને સમજ્યા છે પણ મનને નહિ. મનની ગતિને સમજનાર એવી ભૂલ કદી ન કરે

તમે સારી રીતે જાણો છો કે વિલાસ અને વૈભવનાં જે સાધનો મધ્યયુગના સમ્રાટ અકબર પાસે નહોતાં તે આજે એક સામાન્ય માણસ પાસે હોય છે પરંતુ મધ્યયુગના સાધારણ માનવીને જેટલી શાંતિ હતી તે આજે મોટા ધનવાનના નસીબે પણ નથી. શાંતિ વિલાસનાં સાધનો કે સંપત્તિના સંગ્રહમાં નથી પણ મનના સંતોષમાં છે

માટુંગા તા. ૧૫-૮-’૫૮ જૈન ઉપાશ્રય

## ૧૯. સહયોગ ધર્મ

અહિંસા ધર્મના ઘણા ગાણાં તમે ગયા છે સત્ય ધર્મનો જયઘોષ પણ જોરથી કર્યો છે હિન્દુ અને મુસ્લિમ ધર્મની સ્થાપના પણ કરી છે તેને માટે લડ્યા પણ છો, ઝઘડ્યા પણ છો પણ કોઈ દિવસ સહયોગ ધર્મને ઓળખ્યો છે? જે તમારી નજીકમા છે, અને આજુબાજુમા વસનારાઓ પાસેથી જ શીખી શકાય છે! ભલે તો આજે આપણે સહયોગ ઉપર વિચાર કરીશુ

માનવ સામાજિક પ્રાણી છે તે સમાજમા જીવે છે, સમાજ પાસેથી કાઈક લે છે, તો સમાજને કાઈક આપે પણ છે જે ફક્ત આપે જ છે તે દેવ છે અને જે માત્ર લેતા જ શીખ્યો છે તે દાનવ છે માનવ આ આપ અને લેની વચ્ચે જીવે છે માનવીના જીવનનો આધાર સહયોગ ઉપર જ છે. માનવી તો શુ પણ દુનિયાના કોઈપણ પ્રાણી એક બીજા વિના જીવી શકતા નથી એકલુ કોઈ રહી શકતુ નથી યોગીઓને માટે કહેવાય છે તે બધાના સહયોગનો ત્યાગ કરી હિમાલયની ગિરિ-કદરાઓમા જીવે છે, પણ તે યોગીને પણ ફળાહારના સહયોગની જરૂર રહે છે સભવ છે કે કોઈ તપસ્વી સાધક આહારનો પરિત્યાગ કરી દે છતા તે પણ પાણી અને હવાનો સહયોગ તો છોડી શકતો નથી

પશુઓની દુનિયા કે જેને આપણે અસામાજિક કહીએ છીએ અને જેની કોઈ સમાજવ્યવસ્થા નથી, તે પણ સહયોગધર્મ તો જાણે જ છે. તે ટોળા બાધીને રહે છે ગાય, ગાય સાથે લડશે છતા પણ રહેશે તો પોતાના ટોળામા જ ભેસ, ભેસથી લડશે છતા સાજ પડતા તે પોતાના ટોળામા ભળી જશે કેમકે, તે જાણે છે તેને ત્યા જ સહયોગ મળશે પશુ-સસાર,

સહયોગ લે છે અને વખત આવે આપે પણ છે આમ તો આપણને લાગે છે કે પશુઓમાં વળી સહયોગ કેવો! દરેક પોતપોતાના પેટની ફિકરમાં છે પિતાને પુત્રની ચિંતા નથી અને બેટાને પિતાની ફિકર નથી. પિતા પુત્ર જેવો સંબંધ રહે છે જ ક્યાં! પુત્ર માતાની પણ કોઈ સેવા ક્યાં કરે છે!

મા કેટલા સ્નેહથી પોતાનાં બચ્ચાંને પાળે છે વાંદરી પોતાનાં બચ્ચાંને હંમેશાં છાતીએ વળગાડેલાં રાખે છે તેને પૂછો કે— ઓ વાંદરી! તું જેને દૂધ પીવડાવે છે અને છાતીએ વળગાડી રાખે છે તે મોટો થઈને તારું પેટ ભરવાનો છે? ઉપર ઉપરથી એમ લાગે છે કે પશુઓમાં સહયોગની ભાવના નથી પણ ના એક ક્ષણ જરા ઊંડા ઊતરીને વિચાર કરો તો તમને પશુ-જગતની સહયોગની ભાવના સ્પષ્ટ જણાશે. તે એમ ને એમ નહિ જણાય.

કોઈ વાંદરીની પાસેથી તમે તેનું બચ્ચું ઝૂંટવી લો અને પછી જુઓ કે તેનામાં સહયોગની ભાવના છે કે નહિ! થોડી જ વારમાં વાનરોનું મોટું ટોળું તમારી પાછળ પડશે અને તમને તમારા પ્રાણ બચાવવા પણ મુશ્કેલ થઈ પડશે. તમને એવી રીતે ઘેરી લેશે કે તેના બચ્ચાને પાછું આપી દઈને જ તમે તમારો જીવ બચાવી શકશો.

વાંદરાઓમાં જ નહિ, ગાયો અને ભેંસોમાં પણ સહયોગની ભાવના છે ભયનો અનુભવ થતાં જ તે ટોળામાં ભેગી થઈ જાય છે. અને શત્રુનો સામનો કરે છે હરણાં જેવા કોમળ સ્વભાવનાં પ્રાણીઓથી માંડીને જંગલી ભેંસો અને ગેંડાઓ જેવાં કઠોર સ્વભાવનાં પ્રાણીઓમાં પણ ટોળાં જોવામાં આવે છે ટોળાબંધી એ સહયોગ ભાવનાનું પ્રતીક છે આફ્રિકામાં બન્યું છે કે—વાંદરાઓનું એક ટોળું કોઈ કાંટાવાળી ઝાડીમાંથી પસાર થયું પરિણામે તેમના શરીરમાં કાંટા પેસી ગયા. પસાર થયા પછી દરેક વાનરે પોતાની ડાળી પર સૂવા માંડ્યું એક સૂઈ જાય અને બીજો તેના કાંટા કાઢતા જાય. કેપ્ટન સ્ટેન્સબરીએ અમેરિકાની એક ખારી ઝીલ (બે પર્વતો વચ્ચેની જગ્યા) માં એક વૃદ્ધ અને આંધળી હવાઈ સીગલને જોઈ હતી જેને તેના સાથીઓ ભોજન કરાવતા હતા તેથી તે ખૂબ જ હૃષ્ટપુષ્ટ હતી.

પશુજીવનમાં સહયોગની ભાવના જીવિત છે તો પછી પોતાને પશુ કરતાં શ્રેષ્ઠ માનનાર માનવમાં સહયોગ ન હોય તો તે એક ક્ષણ પણ જીવી ન શકે રાજમાર્ગ ઉપર ચાલતાં આપણે સેંકડો મજૂરોની સેવા લઈએ છીએ. એક કોળિયો અન્ન ગળામાં ઉતારતાં આપણે ખેડૂત, બળદ અને જમીનની સેવા લઈએ છીએ. કેમકે આપણને સેવા લેવાનો અધિકાર છે ત્યારે સાથે

સાથે એ પણ ન ભૂલવુ જોઈએ કે સેવા લેવાના અધિકારની સાથે સહયોગ આપવાની ફરજ પણ આપણા ઉપર આવી પડે છે એ ભૂલી જશો તો નહિ ચાલે જે માણસ પોતાના અધિકાર માટે જાગૃત હોય અને પોતાની ફરજો અદા કરવાનો ઇન્કાર કરે, તે જીવનનો કલાકાર બની શકતો નથી

જો તમારામાં શક્તિ હોય તો બીજાને સહયોગ આપવાની ફરજ છે—આપવાનુ કર્તવ્ય છે તે વિના યાદ રાખજો કે જરૂર પડે તમને પણ કોઈ સહકાર આપનાર નહિ મળે આપણુને કોઈ દિવસ કોઈના સહકારની જરૂર નહિ પડે એનુ અભિમાન રાખવુ એ ખોટુ છે જિદગીમા કયે વખતે સપત્તિનો તડકો, વિપત્તિના છાયડામા ફેરવાઈ જશે એ કહી શકાય તેમ નથી. માનો કે કોઈની પાસે સપત્તિ છે, તો શુ તેને કોઈના પણ સહયોગની જરૂર નથી ? પૈસા જરૂરિયાતો મેળવી આપી શકે છે પણ તે તો જડ છે ચૈતન્ય-મય માનવીનુ સ્થાન તે કયારેય પણ લઈ શકે તેમ નથી આ વાત પૈસા-વાળાઓ નોધી રાખે.

એક નાનુ ગામ હતુ તેમા સમાજના પચાસેક ઘર હશે તેમા એક પૈસાવાળો હતો તેની પાસે જેટલુ ધન હતુ તેના કરતા તેનો ગર્વ વધારે હતો ગામમા કોઈ મરણ પામે, તો તે ઘોડા ઉપર બેસીને સ્મશાનયાત્રામાં જાય લોકો તેને કહે પણ ખરા કે, આ કોઈ શુભ પ્રસગ નથી આવા પ્રસગે ઘોડા ઉપર બેસીને આવવુ એ સારુ નથી દેખાતુ પણ તે કોઈનુ માનતો નહિ તે કહે કે મારી પાસે ઘોડો છે તો બેસુ છુ નહિ તો તેનો ઉપ-યોગ શો ?

આવા કેટલાય પ્રસગોમા તે ઘોડા ઉપર બેસીને ગયો હશે એક વખત તેના ઘરમા તેનો બાપ ગુજરી ગયો તેની જ્ઞાતિના બધા લોકોએ વિચાર કર્યો કે આજે એને પાઠ શીખવવાનો મોકો મળ્યો છે જેમની પાસે ઘોડા હતા, તે બધા ઘોડા ઉપર બેસીને ગયા, અને જેમની પાસે ઘોડા નહોતા, તે બધા ભાડે લઈ આવ્યા બધા ઘોડે ચઢીને તેને ત્યા ગયા તેના ઘરની સામે ઘોડેસ્વારોની લાઈન થઈ ગઈ તે ઘરમાથી બહાર આવ્યો અને બધાને કહેવા લાગ્યો કે—"તમે બધાએ આ શી મશ્કરી માડી છે ? શુ કાઈ વરઘોડો કાઢવાનો છે ? મારા પિતાજીને બાધીને ખભે ઉપાડી લઈ કોણ જશે ?" લોકોએ કહ્યુ કે—"એમા શુ ? ભાડેથી માણસો લઈ આવો અમે ઘોડા ઉપરથી ઉતરવાના નથી"

હવે તેને પોતાની ભૂલનુ ભાન થયુ. તેણે કહ્યુ —"સમાજના બધા

ભાઈઓની હું માડી જાયું છું અને હવે પછી કોઈ પણ દિવસ, કોઈને પણ ત્યાં પેટે અડીને નહિ જાઉં

જ્ઞાતિના આગેવાનોએ વિચાર કર્યો કે ગમે તેમ પણ છેવટે તો તે પણ આપણો જ ભાઈ છે તેના બાપને આટલી માણસો ઉપાડીને લઈ જાય એ સમાજ માટે સારું નહિ દેખાય. છેવટે બધા ધોમ ઉપરથી ઉતર્યા અને સત્કાર આપ્યો.

આજે માનવી દુનિયાના બધા ધર્મોને માને છે પણ સહયોગ ધર્મને ભૂલતો જાય છે પહેલાંના વખતમાં સાસુ માંદી પડતી તો વહુ તેની સેવા કરતી અને વહુ માંદી પડે તો સાસુ તેની ચાકરી કરતી.

જ્યારે શ્રીરામને વનવાસ મળ્યો ત્યારે સીતાદેવી પતિના પગલે ચાલી, વનવાસ જવા તૈયાર થયાં તે વખતે સાસુ કૌશલ્યાની આજ્ઞા માગતાં તે કહે છે

**सेवा समय दैव बन दीना मोर मनोरथ पूरा न कीना ।**

હે મારી સ્નેહભરી સાસુ! તમારી સેવાને વખતે દૈવે મને વનનો માર્ગ આપ્યો તમારા આશીર્વાદથી વન ઉપવન બની જશે. પણ તમારી સેવા નહિ કરી શકું આ વાત મને ખટકતી રહેશે.

આ તો એ સમયની વાત છે આજે તો નવા જમાનાના નવા રંગે રંગાયેલી વહુને સાસુની સેવા કરતાં શરમ આવે છે એટલા માટે સેવા કરવા માટે પરિચારિકા (Nurse) ને બોલાવવી પડે છે જો કદાચ પરિચારિકા ન આવી અને સાસુની સેવા કરવાનો ભાર વહુને માથે આવી પડ્યો, તો વહુ પહેલાં તો પોતાનાં કપડાંનું ધ્યાન રાખશે. વખતે છે ને કપડાં ખરાબ ન થઈ જાય! જેટલી કપડાંની ફિકર હશે તેટલી માણસની નહિ!

મનુષ્યના શરીરમાં ચૈતન્યની જ્યોત ઝગમગી રહી છે તેની સેવા કરતાં જડવસ્ત્રો આડે આવતાં હોય તો સમજવું પડશે કે તમને ચૈતન્ય કરતાં જડની કિંમત વધારે છે શરીરને માટે વસ્ત્રો છે પણ વસ્ત્રોને માટે શરીર નથી. પણ આ જ પરિસ્થિતિ એ છે કે વસ્ત્રો પહેલાં અને સહયોગ પછી.

ઘેર અને બહાર બધે જ આ જ વાત છે બજારમાં ફરતાં કોઈ ભૂલથી કેળાંની છાલ પગ નીચે આવવાથી લપસી પડે, તો તે જોઈને તમે ખડખડાટ હસી પડો છો આ ખડખડાટ હાસ્ય તમારા હૃદયમાં સહયોગભાવને બદલે સ્વાર્થભાવનું સામ્રાજ્ય છે એ બતાવી આપે છે બીજાને પડતા જોઈને જે

તમને મઝા આવતી હોય તો મારે કહેવુ પડશે કે તમે રોમન સમ્રાટ (નીરો) ના વંશજ છો, કે જે રોમ સળગતુ હતુ ત્યારે આનંદથી બંસરી બજાવતો હતો.

શકિત હોવા છતાં પણ જેના હાથ બીજાની મદદ માટે લાંબા થતા નથી તે પથ્થરહૃદયી છે તેવો માણસ, માણસ નહિ, માટીનો પિંડ છે. કોઈની વેદનાના આર્તનાદ કાને પડવા છતા હૃદયમા સહાનુભૂતિ અને સંવેદનાના સૂરો રણકે નહિ, તો તેવા માણસમા અને સીનેમાના ચિત્રોમા ફરક શો? પડતાને જોઈને, જે માણસ જોતો જ રહે છે, તે પશુ છે તેવે વખતે તેના હાથ તેની મદદ માટે આગળ આવે તો જ તે માણસ કહેવાય

સહયોગ વિના આગળીઓ જરા પણ કાંઈ ઉઠાવી શકતી નથી અગ્નિમા પ્રચંડ શકિત છે હજારો મણ લાકડાંને તે જોતજોતામા બાળીને રાખ બનાવી દઈ શકે છે તે અગ્નિ પણ વાયુના સહયોગ વિના કાંઈ કરી શકતો નથી. તેને પણ વાયુના સહયોગની જરૂર પડે છે તે સિવાય તે કાંઈ સળગાવી શકતો નથી સહયોગધર્મ ભારતીઓની સરખામણીમા વિદેશીઓ વધારે શીખ્યા છે અમેરિકામા ચિકિત્સા-વિજ્ઞાને (Surgery) એટલી પ્રગતિ કરી છે કે ડોકટરો, એક તંદુરસ્ત માણસની આખો કાઢી બીજા જન્માન્ધને લગાડે અને તેથી અંધ દેખી શકે છે પણ તે આખોમા થોડુ સરખુ પણ જીવનતત્ત્વ બાકી રહ્યુ હોવુ જોઈએ મૃત શરીરની આખોમાનુ જીવનતત્ત્વ નાશ પામ્યુ હોય તો તે કામ આપી શકતી નથી આથી જ્યારે કોઈને એમ લાગે છે કે હવે તેનુ મૃત્યુ સમીપમા છે, ત્યારે, તે ડોકટરને બોલાવીને પોતાની આંખો કાઢી લેવા કહે છે અથવા તે વસિયતનામુ (Will) કરે છે અને તેમા તે પોતાની આખોનુ દાન કરતો જાય છે જેથી તેના મૃત્યુ પછી આખોમાથી ચેતન નાશ પામે તે પહેલા, ડોકટર તે કાઢી લે છે અને તે બીજા માણસને લગાડે છે અગર ચક્ષુભંડાર (Eye Bank) મા રાખે છે. જે જરૂર વખતે બીજાને લગાડી શકાય છે આવા માણસોના મનમા એ ભાવના હોય છે કે મારી આખો મારા દેશબંધુને કામ લાગે, મારી આખો બીજાઓની આખોને પ્રકાશ આપે એથી વધારે મારુ સદ્ભાગ્ય કયુ? આ કેવુ સહયોગનુ જ્વલંત ઉદાહરણ છે!

ભારતમાં જો સહયોગની ભાવના હોય તો દેશની બેકારી અને ગરીબીનો પંચોતેર ટકા ભાગ ખતમ થઇ જાય એક ગલીમા પચીસ ઘર હોય દરેક ઘરમા છ માણસ હોય જો દરેક વ્યકિત બે કોળીયા જેટલે જ ખોરાક માત્ર

ભાઈઓની હું માફી માગું છું અને હવે પછી કોઈ પણ દિવસ, કોઈને પણ ત્યાં ઘોડે ચડીને નહિ જાઉં"

જ્ઞાતિના આગેવાનોએ વિચાર કર્યો કે ગમે તેમ પણ છેવટે તો તે પણ આપણો જ ભાઈ છે તેના બાપને બાપુની આબરૂ ઉપાડીને લઈ જાય એ સમાજ માટે સારુ નહિ દેખાય. છેવટે બધા ઘોડા ઉપરથી ઉતર્યા અને સત્કાર આપ્યો.

આજે માનવી દુનિયાના બધા ધર્મોને માને છે પણ સહયોગ ધર્મને ભૂલતો જાય છે પહેલાના વખતમાં સાસુ માંદી પડતી તો વહુ તેની સેવા કરતી અને વહુ માંદી પડે તો સાસુ તેની ચાકરી કરતી.

જ્યારે શ્રીરામને વનવાસ મળ્યો ત્યારે સીતાદેવી પતિના પગલે ચાલી, વનવાસ જવા તૈયાર થયાં. તે વખતે સાસુ કૌશલ્યાની આજ્ઞા માગતાં તે કહે છે

**सेवा समय दैव बन दीना मोर मनोरथ पूरा न कीना ।**

હે મારી સ્નેહમય સાસુ! તમારી સેવાને વખતે દૈવે મને વનનો માર્ગ આપ્યો. તમારા આશીર્વાદથી વન ઉપવન બની જશે પણ તમારી સેવા નહિ કરી શકું આ વાત મને ખટકતી રહેશે.

આ તો એ સમયની વાત છે આજે તો નવા જમાનાના નવા રંગે રંગાયેલી વહુને સાસુની સેવા કરતાં શરમ આવે છે એટલા માટે સેવા કરવા માટે પરિચારિકા (Nurse) ને બોલાવવી પડે છે જો કદાચ પરિચારિકા ન આવી અને સાસુની સેવા કરવાનો ભાર વહુને માથે આવી પડ્યો, તો વહુ પહેલાં તો પોતાનાં કપડાનું ધ્યાન રાખશે. વખત છે ને કપડાં ખરાબ ન થઈ જાય! જેટલી કપડાની ફિકર કરી તેટલી માણસની નહિ!

મનુષ્યના શરીરમાં ચૈતન્યની જ્યોત ઝગમગી રહી છે તેની સેવા કરતાં જડવસ્ત્રો આડે આવતાં હોય તો સમજવું પડશે કે તમને ચૈતન્ય કરતાં જડની કિંમત વધારે છે શરીરને માટે વસ્ત્રો છે પણ વસ્ત્રોને માટે શરીર નથી. પણ આ જ પરિસ્થિતિ એ છે કે વસ્ત્રો પહેલાં અને સહયોગ પછી.

ઘેર અને બહાર બધે જ આ જ વાત છે બજારમાં ફરતાં કોઈ ભૂલથી કેળાંની છાલ પગ નીચે આવવાથી લપસી પડે તો તે જોઈને તમે ખડખડાટ હસી પડો છો. આ ખડખડાટ હાસ્ય તમારા હૃદયમાં સહયોગભાવને બદલે સ્વાર્થભાવનું સામ્રાજ્ય છે એ બતાવી આપે છે. બીજાને પડતા જોઈને જો

તમને મઝા આવતી હોય તો મારે કહેવુ પડશે કે તમે રોમન સમ્રાટ (નીરો)ના વંશજ છો, કે જે રોમ સળગતુ હતુ ત્યારે આનંદથી બંસરી બજાવતો હતો

શકિત હોવા છતા પણ જેના હાથ બીજાની મદદ માટે લાંબા થતા નથી તે પથ્થરહૃદયી છે તેવો માણસ, માણસ નહિ, માટીનો પિંડ છે. કોઈની વેદનાના આર્તનાદ કાને પડવા છતા હૃદયમા સહાનુભૂતિ અને સંવેદનાના સૂરો રણકે નહિ, તો તેવા માણસમા અને સીનેમાના ચિત્રોમા ફરક શો? પડતાને જોઈને, જે માણસ જોતો જ રહે છે, તે પશુ છે તેવે વખતે તેના હાથ તેની મદદ માટે આગળ આવે તો જ તે માણસ કહેવાય

સહયોગ વિના આગળીઓ જરા પણ કાંઈ ઉઠાવી શકતી નથી અગ્નિમા પ્રચંડ શકિત છે હજારો મણ લાકડાને તે જોતજોતામા બાળીને રાખ બનાવી દઈ શકે છે તે અગ્નિ પણ વાયુના સહયોગ વિના કાંઈ કરી શકતો નથી. તેને પણ વાયુના સહયોગની જરૂર પડે છે તે સિવાય તે કાંઈ સળગાવી શકતો નથી સહયોગધર્મ ભારતીઓની સરખામણીમા વિદેશીઓ વધારે શીખ્યા છે અમેરિકામા ચિકિત્સા-વિજ્ઞાને (Surgery) એટલી પ્રગતિ કરી છે કે ડોકટરો, એક તંદુરસ્ત માણસની આંખો કાઢી બીજા જન્માન્ધને લગાડે અને તેથી અંધ દેખી શકે છે પણ તે આંખોમા થોડુ સરખુ પણ જીવનતત્ત્વ બાકી રહ્યુ હોવુ જોઈએ મૃત શરીરની આંખોમાનુ જીવનતત્ત્વ નાશ પામ્યુ હોય તો તે કામ આપી શકતી નથી. આથી જ્યારે કોઈને એમ લાગે છે કે હવે તેનુ મૃત્યુ સમીપમા છે, ત્યારે, તે ડોકટરને બોલાવીને પોતાની આંખો કાઢી લેવા કહે છે અથવા તે વસિયતનામુ (Will) કરે છે અને તેમા તે પોતાની આંખોનુ દાન કરતો જાય છે જેથી તેના મૃત્યુ પછી આંખોમાથી ચેતન નાશ પામે તે પહેલા, ડોકટર તે કાઢી લે છે અને તે બીજા માણસને લગાડે છે અગર ચક્ષુભંડાર (Eye Bank) મા રાખે છે. જે જરૂર વખતે બીજાને લગાડી શકાય છે આવા માણસોના મનમા એ ભાવના હોય છે કે મારી આંખો મારા દેશબંધુને કામ લાગે, મારી આંખો બીજાઓની આંખોને પ્રકાશ આપે એથી વધારે મારુ સદ્‌ભાગ્ય કયુ? આ કેવુ સહયોગનુ જ્વલંત ઉદાહરણ છે!

ભારતમાં જો સહયોગની ભાવના હોય તો દેશની બેકારી અને ગરીબીનો પંચોતેર ટકા ભાગ ખતમ થઇ જાય એક ગલીમા પચ્ચીસ ઘર હોય દરેક ઘરમા છ માણસ હોય જો દરેક વ્યકિત બે કોળીયા જેટલે જ ખોરાક માત્ર

ઓછાં થે તો તેથી કોઈ મરણ નહિ પામે. શાસ્ત્રની દૃષ્ટિએ તેમને ઉણોદરી તપનો લાભ થશે. સ્વાસ્થ્યની દૃષ્ટિએ તેમના શરીરમાં સ્ફુર્તિ રહેશે. વધુ ખાવાથી જે આળસ અને બીજા રોગો થાય છે તેનાથી મુક્ત રહેશે. અને આમ બે કોળીયા ભોજન ઓછું કરવાથી દસ આંધળાં કે ક્ષુધિતને ભોજન કરાવી શકાશે. તે રીતે તેમના પેટનો પ્રશ્ન ઉકલી જશે. એ જ રીતે એક ભણેલી બહેનમાં સહયોગની ભાવના જાગે, તો તે પોતાના પડોશમાં અને મહોલ્લામાં રહેતાં બાળકોને ભણાવે અને ધાર્મિક શિક્ષણ આપે, તો કેટલાં બાળકો સામાયિક પ્રતિક્રમણ શીખી શકે અને તેમનામાં ધર્મના સંસ્કારો રેડાય !

પણ આજે તો સહયોગ આપવાની જગ્યાએ પણ સહયોગ પ્રદાન કરવામાં મનચોરી કરાય છે. લગ્નસમારંભોમાં જાનૈયા બની જવાય છે. વરઘોડા અને જાનો લઈ જવાનો રિવાજ એટલા માટે હતો કે વરના પિતાને બીજાઓનો સહયોગ મળે. પરંતુ આજે તો તેને સહયોગ કરવાને બદલે તેને જાનૈયાઓને સહયોગ આપવો પડે છે. જાનૈયાઓ માટે ચાહ, નાસ્તો શરબત આઇસ્ક્રીમ ઉપરાંત પાન બીડી, સીગારેટ વિના વ્યવસ્થા કરવી પડે છે. તેમ જ બહારગામ જાનમાં જનારાઓને માટે પાણી, હજામ અને બુટપોલીશ વાળાની પણ સગવડ રાખવી પડે છે આ બધું કરવા છતાં પણ જો જમવાનું કદાચ કોઈ વખત જરાક મોડું થાય, કે શાકમાં જરા મીઠું ઓછુંવત્તું પડે તો તેઓ કરેલી બધી વસ્તુઓ ઉપર પાણી ફરી વળે છે જાનમાં તમે, આધાર બનીને જાઓ છો કે ભાર બનીને ? આ તો તમારે વિચારવાનો વિષય છે

એક પ્રશ્ન છે કે સહયોગના કામની શરૂઆત ક્યાંથી થાય ? તેને અપેક્ષા સમાજમાં કરવો જાતિમાં કરવો કે ઘરમાં કરવો ? કેટલાક લોક સમાજથી તેની શરૂઆત કરવા ઇચ્છે છે તેઓ સમાજની સેવા કરે છે સામાજિક કાર્યને માટે અડધી રાતે ઉંઘમાંથી ઊઠીને દોડવા જશે. પણ ઘેર જો બાળક બિમાર હોય અને તેની દવા લાવવાની હશે તો તેમના પગ દુઃખવા માંડશે. બીજાઓને માટે દોડાદોડી કરીને દવા લાવનાર, પોતાના બાળકને માટે કેમ ઉપેક્ષાભાવ રાખે છે ?

તમે કહેશો કે પોતાના બાળકોની સેવા તો બધાય કરે છે બીજાનાં બાળકની સેવા કરવી તે જ સાચી સેવા છે આવો વિચાર જો ખરેખર હોય તો તે આદરણીય છે પણ અહીં તો કોઈ જુદી જ ભાવના કામ કરી રહી

હોય છે બીજાઓની સેવા કરીશુ તો આગળ આવી શકાશે, સમાજમાં પ્રતિષ્ઠા મળશે લોકો કહેશે કે આ ખૂબ સેવાપરાયણ વ્યક્તિ છે, જ્યારે ઘરના બાળકની સેવા કરવામા કોણ કઈ કહેવાનુ છે !

દેશમા જ્યારે આઝાદીની લડત ચાલતી હતી, ત્યારે દેશના નવયુવકો હાથમા ઝાડુ લઈ, સડકો સાફ કરવા નીકળી પડતા દેશસેવા માટે આ રીતે નીકળી પડનારા, એ જ યુવકો, જો તેમની માદી માતા, ઘરમા સાફસફાઈ કરવાનુ કહે તો છેડાઇ પડતા ! જે સડક સાફ કરવા તૈયાર થાય, તે ઘર સાફ કરવાની વાતમા કેમ છેડાઈ પડે છે ? કારણ સાફ કરનારના ફોટા વર્તમાનપત્રોમા છપાય છે અને ઘર સાફ કરવાનુ કોઇ નામેય પૂછતું નથી આનો અર્થ એ થયો કે આ જાતની સેવા, સેવાને માટે નહિ, પણ દેખાવ કરવા પૂરતી કરવામા આવે છે

સેવાનો ક્રમ પણ જાણવો જોઈએ પહેલા માતપિતાની સેવા કરો, પછી કુટુબની, મહોલ્લાની, સ્વધર્મીની ત્યારપછી, ગ્રામ, પ્રાન્ત, દેશ અને રાષ્ટ્રની

માતા–પિતા, તમારા સૌથી વધુ અને નિકટના ઉપકારી છે એટલા માટે દુ ખ વખતે તે યાદ આવે છે તેમની સેવા કરવી, એ તમારુ કર્તવ્ય છે ત્યારપછી, સ્વધર્મીની સેવા એ તમારી સેવાભાવનાનો મહત્ત્વનો માર્ગ છે કારણ કે તેની સાથે તમારો ઘણો ગાઢ સબધ છે તેમની સાથે તમારે દૈહિક અને આત્મિક બન્ને સબધ છે દૈહિક એટલા માટે કે તમે બધાની વચમા રહો છો તમારી પુત્રોના લગ્ન તમે તેમની સાથે કરો છો, અને પુત્રીઓને પુત્રવધૂ તરીકે તમારા ઘરમા લઈ આવો છો, સ્વધર્મીનો સબધ માત્ર વિવાહ પૂરતો જ મર્યાદિત નથી કારણ કે એ સંબધ તો સસારવૃદ્ધિનું કારણું છે સ્વધર્મીની સાથેઆત્મિક સબધ પણ છે સ્વધર્મી, એ પ્રભુના શાસનનુ પ્રતિક છે તેનુ દર્શન, એ જિનેશ્વરના શાસનનુ દર્શન છે તેમની અને તમારી વચમા પ્રભુનો સબધ છે એટલે સ્વધર્મીનુ મિલન, વીતરાગદેવની પાવન સ્મૃતિ તાજી કરે છે

સ્વધર્મીને જોતા મનમા એક પ્રકારનો ઉલ્લાસ આવવો જોઈએ તેના પ્રત્યે સ્નેહ અને સહાનુભૂતિનો પ્રવાહ વહેવો જોઇએ હું તમને જરા પુછુ છુ કે તમારા મનમા સ્વધર્મીને જોઈને ઉલ્લાસ આવે છે કે કોઈ લક્ષ્મીનદનને જોઈને ? જો કદાચ કોઈ ધનવાન વ્યાખ્યાન સાભળવા આવે છે તો હાથના ઈશારા ચાલુ થઇ જાય છે–“ આગળ પધારો ” તમે પણ થોડાક

આઘાપાછા થસો છો પણ જો કોઈ ગરીબ સ્વધર્મી આવે, અને કમભાગ્યે તે ઓછું સાંભળતો હોય અને આગળ બેસવા ઇચ્છતો હોય તો તેને માટે શું લાગણીના ઉદ્ગારો થશે! તેને માટે પણ " આગળ પધારો " ના અવાજ થશે! ખસીને તેને જગા આપવાની તસ્દી તમે લેશો! ના ના એ તો તેના ભાગ્યમાં ક્યાં છે! તેને તો કહેવામાં આવશે– એય! આગળ ક્યાં જાય છે! અહીં બેસી જા. આગળ બેસવાનો શોખ હતો તો વહેલા આવવું હતું ને!

આટલું અંતર શા માટે! પહેલા આવેલા (ધનિક) ભાઈને માટે આગળ પધારોના અવાજો થાય છે બીજા ભાઈને માટે એ અવાજો કેમ બદલાઈ ગયા! પહેલા માટેના અવાજો શું સ્વધર્મીને માટે હતા! જો કદાચ તમે કહેશો કે એ સ્વધર્મીનું સન્માન હતું તો એ વાત તમારો પોતાનો જ આત્મા કબૂલ નહી કરે. સ્વધર્મી તો બન્ને છે. ધાર્મિક શ્રદ્ધા અને જ્ઞાનમાં પહેલાની સરખામણીમાં બીજો કદાચ બે ડગલાં આગળ હશે પણ અવાજમાં પલટો લાવનાર શક્તિ કોઈક જુદી જ છે. પહેલા ભાઈની પાસે નાણાનું જોર છે રૂપિયાનો રણકાર છે અને સરસ મજાની લીલી મોટરમાંથી ઉતરીને આવે છે એનું સન્માન, એ સ્વધર્મીનું સન્માન નથી. એ તો રૂપિયાનું અને તેની મોટરગાડીનું સન્માન છે

જેના હૃદયમાં સમ્યગ્દર્શનનો દીવડો ઝગમગતો હોય તે કદી પણ ચાંદીના ટુકડાઓની ખાતર કોઈનું પણ સન્માન ન કરે. તે તો સત્યનિષ્ઠા અને ધર્મવત્સલતાને જ માન આપશે. તે જ્યાં જ્યાં સમાનધર્મી વ્યક્તિને જોશે ત્યાં ત્યાં તેના હૃદયમાં પ્રસન્નતા ઉભરાશે. તમારા હૃદયમાં સ્વધર્મીને જોઈને પ્રસન્નતા ઉભરાય છે! તમે રેલ્વેમાં મુસાફરી કરતા હો ત્યારે કોઈ સ્ટેશને આવી ઉભી રહીને કોઈ તમારા ડબ્બામાં ચઢવા માટે આવે અને તમે જાણતા હો કે એ તમારો સ્વધર્મી છે તો તમે તેને જોઈને પગ લાંબા કરશો કે તેનું સ્વાગત કરવા હાથ પહોળા કરશો! જો તમે પગ લાંબા કરશો અને વધારે જગા રોકી રાખશો તો એમ માનવું પડશે કે સ્વધર્મી પ્રત્યે જે વાત્સલ્યના જોઈએ તેનો તમારામાં અભાવ છે. કદાચ તમે કાપડ ખરીદ કરવા માટે અમદાવાદ જતા હો અને રસ્તામાં કોઈ સ્વધર્મી મળે અને તમને પૂછે કે તમે ક્યાં જાઓ છો! તો તમે ખરેખર બતાવશો કે પછી અમુક ભાઈને મળવા માટે બોરીબંદર જાઓ છો એમ કહેશો! ઘણા ભાઈઓ આ પ્રમાણે કરે છે કેમ જાણે તમને શો ડર લાગે છે! કદાચ

એમ પણ થતુ હોય કે તે પણ એમ કહેશે કે ચાલો, હુ પણ સાથે આવું છુ અને કદાચ ખરીદીમા પણ ભાગ લે આવી ભાવના સ્વધર્મી વાત્સલ્યના રસને સુકાવી નાખે છે

આવી વાતો હૃદય સકુચિત હોય, તેના જ મનમા આવે છે વિશાળ હૃદયવાળો માનવી જો તેના ઉપર લક્ષ્મીની કૃપા હોય, તો કદી આવો વિચાર નહિ કરે તે તો તે કૃપાના થોડા કણો પોતાના સ્વધર્મી બધુઓને વહેચ્યા વિના રહેશે નહિ તમારે ત્યા કોઈ શુભ પ્રસગ હોય અને તમે તમારા સગા-વહાલાને નોતર્યા હોય, તેમા કદાચ કોઈ નાનો જમાઈ કોઈ કારણસર ન આવી શકે તો તેની ગેરહાજરી તમારા મનમા ખટકશે તમે કહેશો કે બધા આવ્યા અને તે ન આવ્યા પણ ગામનો કોઈ ગરીબ સ્વધર્મી ન આવ્યો હોય તો તેની ગેરહાજરી તમારા મનમા ખટકે છે ખરી ?

ઘરમા મિષ્ટાન્ન બનાવ્યુ હોય, અને પુત્ર અમેરિકા ગયેલો હોય તો દરેક કોળીયો ગળામા ઉતરતા તેની યાદ આવે છે તમે ઘરમા શ્રીમતીજીને કહેશો કે, જુઓ એ તો અમેરિકા છે અને આપણે અહી દૂધપાક ઉડાવીએ છીએ! ત્યા એને ક્યાથી દૂધપાક મળતો હશે? **દૂધપાક ખાતી વખતે દીકરો યાદ આવે છે. પણ કોઇ દિવસ પડોશનાં ગરીબ સ્વધર્મીનાં બાળકો યાદ આવ્યાં? કોઇ દિવસ તમે એ વિચાર કર્યો કે તેની આર્થિક સ્થિતિ સારી નથી તેનાં બાળકોને સવારમાં દૂધ પણ નહિ મળ્યું હોય.** જો તેવો વિચાર ન કર્યો હોય તો પછી તમારા હૃદયમા સસારની વાત્સલ્યતા છે કે ધર્મની ?

મને એક વાત યાદ આવે છે કે તમારા સૌરાષ્ટ્રમા જ બની છે. સૌરાષ્ટ્રના શામળશેઠનુ નામ તો તમે સાભળ્યુ હશે તેમને ત્યા એક વખત તેમના દીકરાની વહુના સીમતનો પ્રસગ હતો ગામની સ્ત્રીઓથી હવેલી ભરાઈ ગઈ હતી ચારે બાજુ મગળ ગીતો ગવાઇ રહ્યા હતા, કેમકે દરેક ઘેર મોકલવાના હતા

શામળશેઠે પોતાના પુત્રને કહ્યુ કે–"જો મોટી મોટી હવેલીઓમા રોજ મિષ્ટાન્ન ઊડે છે એ તો મિઠાઇથી ધરાઈ ગયેલ છે પણ સમાજના એવા ઘરોનો ખ્યાલ પહેલો રાખજે કે જે આર્થિક ભીસમા દબાયેલા છે અને કુળની પ્રતિષ્ઠાને કારણે કોઈની આગળ મો ઉઘાડી શકતા નથી ઉપરથી પોતાના કપડા ઊજળા રાખે છે, પણ ઘરમા મહિનાઓ સુધી ગળપણના દર્શન પણ થતા નથી મોટી હવેલીઓવાળા એક બે ઘર કદાચ ભુલાઇ

આઘાપાછા ખસો છો પણ જો કોઈ ગરીબ સ્વધર્મી આવે, અને કમભાગ્યે તે ઓછું સાંભળતો હોય અને આગળ બેસવા ઇચ્છતો હોય તો તેને માટે શું હાથના ઇશારા થશે! તેને માટે પણ "આગળ પધારો" ના અવાજ થશે! ખસીને તેને જગા આપવાની તસ્દી તમે લેશો! ના ના એ પણ તેના ભાગ્યમાં ક્યાં છે! તેને તો કહેવામાં આવશે— એય! આગળ ક્યાં જાય છે! અહીં બેસી જા. આગળ બેસવાનો શોખ હતો તો વહેલા આવવું હતું ને!

આટલું અંતર શા માટે? પહેલા આવેલા (ધનિક) ભાઈને માટે આગળ પધારોના અવાજો થાય છે બીજા ભાઈને માટે એ અવાજો કેમ બદલાઈ ગયા! પહેલા માટેના અવાજો શું સ્વધર્મીને માટે હતા! જો કદાચ તમે કહેશો કે એ સ્વધર્મીનું સન્માન હતું તો એ વાત તમારો પોતાનો જ આત્મા કબૂલ નહીં કરે. સ્વધર્મી તો બંને છે. ધાર્મિક શ્રદ્ધા અને જ્ઞાનમાં પહેલાની સરખામણીમાં બીજો કદાચ બે ડગલાં આગળ હશે પણ અવાજમાં પલટો લાવનાર શક્તિ કોઈક જુદી જ છે. પહેલા ભાઈની પાસે નાણાંનું જોર છે રૂપિયાનો રણકાર છે અને સરસ મજાની લીલી મોટરમાંથી ઉતરીને આવે છે એનું સન્માન એ સ્વધર્મીનું સન્માન નથી. એ તો રૂપિયા અને તેની મોટરગાડીનું સન્માન છે

જેના હૃદયમાં સમ્યગ્દર્શનનો દીવડો ઝગમગતો હોય તે કદી પણ ચાંદીના ટુકડાઓની ખાતર કોઈનું પણ સન્માન ન કરે તે તો સત્યનિષ્ઠા અને ધર્મવત્સલતાને જ માન આપશે. તે જ્યાં જ્યાં સમાનધર્મી વ્યક્તિને જોશે ત્યાં ત્યાં તેના હૃદયમાં પ્રસન્નતા ઉભરાશે. તમારા હૃદયમાં સ્વધર્મીને જોઈને પ્રસન્નતા ઊભરાય છે! તમે રેલ્વેમાં મુસાફરી કરતા હો ગાડી કોઈ સ્ટેશને આવી ઊભી રહીને કોઈ તમારા ડબ્બામાં ચઢવા માટે આવે અને તમે જાણતા હો કે એ તમારો સ્વધર્મી છે તો તમે તેને જોઈને પગ લાંબા કરશો કે તેનું સ્વાગત કરવા હાથ પહોળા કરશો! જો તમે પગ લાંબા કરશો અને વધારે જગા રોકી રાખશો તો એમ માનવું પડશે કે સ્વધર્મી પ્રત્યે જે વાત્સલ્યના જોઈએ તેનો તમારામાં અભાવ છે કદાચ તમે કાપડ ખરીદ કરવા માટે અમદાવાદ જતા હો અને રસ્તામાં કોઈ સ્વધર્મી મળે અને તમને પૂછે કે તમે ક્યાં જાઓ છો! તો તમે ખરેખર બતાવશો કે પછી અમુક ભાઈને મળવા માટે મોરીબંદર જાઓ છો એમ કહેશો! ઘણા ભાઈઓ આ પ્રમાણે કરે છે કેમ નહીં તમને શો ડર લાગે છે! કદાચ

આવી શકે. તે સિવાય, ફક્ત તિજોરીમાં બંધ કરી રાખવામાં આવેલ સોનું અને પથ્થર બન્ને એકસરખાં છે જે સોનુ કદી પણ તિજોરીના બહાર જ ન આવે તેની શી કિંમત છે? જો માત્ર રાખી જ મૂકવુ હોય તો એટલા જ વજનના પથ્થરો પણ રાખી શકાય છે તમને થેલીને અંદર રાખી મૂકવામા આનંદ આવે છે કે તેનો સદુપયોગ કરવામા? જુઓ, શામળશેઠ લક્ષ્મીને કેટલી સફળ બનાવે છે!

થેલીમાથી સોનામહોરો કાઢી, દરેક લાડવામા બબ્બે મહોરો નાખી દે છે અને તેને બગબગ હતા તેવા કરી દે છે

આનો હેતુ કાંઈ સમજ્યા? અરે! તમે ન સમજો એમ કાંઈ હોય?, મુંબઈ જેવા શહેરમા રહેનારા અને દરરોજ લાખો રૂપીઆની ઉથલપાથલ કરનારાઓની સમજમા આવી વાત ન આવે એ કાંઈ બનવાજોગ છે? અહી આપણને શામળશેઠની કુશળતાનો પરિચય મળે છે તમે જાણો છો કે સારા ઘરની બહેનો કદી કોઈની પણ સામે મદદ માટે હાથ લંબાવતી નથી તે ભૂખી રહેવાનુ પસંદ કરશે પણ કદી કોઈની પણ સામે હાથ લાંબો નહિ કરે એટલુ જ નહિ, પણ તે વિના મહેનતનુ કાંઈ લેશે પણ નહિ એવુ આપવુ પણ ઠીક નથી કારણ કે એવી રીતે આપવામા તેમનુ સ્વાભિમાન હણાય છે, તેમ જ આપનારનો અહંકાર વધે છે.

દાનનો આદર્શ એ છે કે જમણા હાથે અપાય, તેની ડાબા હાથને ખબર ન પડે, અને ડાબા હાથે અપાય, તેની જમણા હાથને ખબર ન પડે. શામળશેઠ, આ આદર્શને અપનાવી રહ્યા હતા પણ તમે આવા આદર્શને પસંદ કરો છો? એક બીજો આદર્શ પણ છે આજે કોઈ ફંડમા નાણા આપ્યા, તો બીજે દિવસે છાપામા ફોટો અને નામ આવવા જોઈએ તમને કયો આદર્શ છે? તેના ઉપર અત્યારે ટીકા કરતો નથી પણ શામળશેઠને પહેલો આદર્શ પસંદ હતો તેમણે લિસ્ટ મુજબ બધાના ઘેર લાડુ પહોચાડયા. તેમા એક ઘરમા માતા બહુ મમતાવાળી હતી તે તેના દીકરા વિના શી રીતે ખાય? સાંજના પાંચેક વાગે તેનો દીકરો ભણીને નિશાળેથી આવ્યો.

માતાએ તેને કહ્યુ—"બેટા! લે આ તારા માટે લાડવા આવ્યા છે તે ખા" જેને મહિના સુધી ગોળની કાંકરી પણ ન મળી હોય, તેને લાડવાના એક કકડાની પણ કેટલી કિંમત હોય! તેણે ખૂબ ઉત્સાહથી લાડુનો કકડો મોંમા મૂક્યો ચાવવા જતા, કોઈક કઠણ વસ્તુ તેના દાતમા લાગી, તેણે તરત બહાર કાઢી માને કહ્યુ—"આ શુ છે? મા સમજી ગઈ કે આ પીળું શું

જાય તો મને બહુ ચિંતા નથી પણ, દીકરા! જો કોઈ ગરીબનુ એક પણ ઘર ભુલઈ જાય તો મને એ લાડવા મીઠા નહિ લાગે અને જરા જો, કબાટ માંથી એ લિસ્ટ પણ કાઢજે જેમાં વિધવાઓનાં નામો લખેલાં છે. તેમની વ્યવસ્થા તો હું મારી જાતે જ કરીશ

ગામમાં કેટલી વિધવાઓ છે કેટલાં સાધનસંપન્ન ઘરો છે કેટલાં દુ:ખી છે કેટલાં ઘરોમાં ધનના ઢગલા છે અને કેટલાં ઘરમાં રાતના તો શું પણ દિવસના પણ શોધવા છતાંય કાંઈ પણ મળે તેમ નથી છતાં પણ જે અભાવનાં આંસુઓ લૂછી નાખી મોંનો મલકાટ જાળવી રાખે છે ને સુખી સુખી રોટલી ખાઈને પણ જે સત્ય અને શીલને નિભાવે છે જેમણે સમાજ અને રાષ્ટ્રના ગૌરવને જાળવી રાખ્યું છે જે પોતે પાપડ અને વડીઓ બનાવી પોતાનાં નાનાં ફૂલ જેવાં બાળકોનુ પોષણ કરે છે પણ કોઈની સામે હાથ લાંબો કરતાં નથી એવાઓનો ખ્યાલ તમે કોઈ દિવસ કર્યો છે?

શામળશેઠનો પુત્ર એવી નિરાધાર બહેનોની યાદી કબાટમાંથી લઈ આવ્યો. તે શેઠ આવી યાદી પોતાની પાસે રાખતા હતા તમારી પાસે પણ આવી યાદી હશે ને! ગામમાં કેટલા લક્ષાધિપતિ છે તેનુ લિસ્ટ તો તમારી પાસે જરૂર હશે પણ ગરીબ વિધવાઓનુ લિસ્ટ કોણ રાખે છે? વિધવા બહેનો એ સમાજરૂપ સરોવરની માછલીઓ છે તેને તમે કદી પણ ભૂલશો નહિ. સંતો તો સમાજ-સરોવરનાં પક્ષી છે એક સરોવર સુકાયું તો પક્ષીને માટે બીજા ઘણાં સરોવરો છે પણ જો સરોવરનું પાણી સુકાઈ જશે તો બિચારી માછલીઓ ક્યાં જશે! તેમનું તો જીવવું અને મરવું બધુંય એ જ સરોવરમાં છે

સંઘ સરોવર છે તેમાં ઉભરાતું જળ હંમેશાં રહેવું જોઈએ. તો જ તેનું ગૌરવ જળવાઈ રહે છે શામળશેઠની પાસે સંપત્તિનું સરોવર ભરેલું છે તેની સાથે સાથે તેમના હૃદયમાં સેવા અને સહયોગનો સાગર પણ છલકાય છે

તેઓ પુત્રની પાસેથી લિસ્ટ લે છે તેઓ લિસ્ટ પ્રમાણે દરેક ઘર માટે ચાર ચાર લાડવા લઈને, અંદરના ઓરડામાં જાય છે તિજોરી ઉઘાડી અંદરથી પૈસા બહાર કાઢે છે પૈસાને માટે કાંઈ વધારે કહેવાની જરૂર નથી કેમકે તમે બધા પૈસાવાળાઓ જ છો! (સભામાં હસાહસ.)

એ જ પૈસાની કિંમત છે જે ગરીબોના દુ:ખમાં કંઈક કામ

આવી શકે. તે સિવાય, ફક્ત તિજોરીમાં બંધ કરી રાખવામાં આવેલ સોનું અને પથ્થર બન્ને એકસરખાં છે જે સોનુ કદી પણ તિજોરીના બહાર જ ન આવે તેની શી કિમત છે? જો માત્ર રાખી જ મૂકવુ હોય તો એટલા જ વજનના પથ્થરો પણ રાખી શકાય છે તમને થેલીને અદર રાખી મૂકવામા આનદ આવે છે કે તેનો સદુપયોગ કરવામાં? જુઓ, શામળશેઠ લક્ષ્મીને કેટલી સફળ બનાવે છે!

થેલીમાથી સોનામહોરો કાઢી, દરેક લાડવામા બબ્બે મહોરો નાખી દે છે અને તેને બરાબર હતા તેવા કરી દે છે

આનો હેતુ કાંઈ સમજ્યા? અરે! તમે ન સમજો એમ કાંઈ હોય? મુબઈ જેવા શહેરમા રહેનારા અને દરરોજ લાખો રૂપીઆની ઉથલપાથલ કરનારાઓની સમજમા આવી વાત ન આવે એ કાંઈ બનવાજોગ છે? અહી આપણને શામળશેઠની કુશળતાનો પરિચય મળે છે તમે જાણો છો કે સારા ઘરની બહેનો કદી કોઈની પણ સામે મદદ માટે હાથ લબાવતી નથી તે ભૂખી રહેવાનુ પસદ કરશે પણ કદી કોઈની પણ સામે હાથ લાબો નહિ કરે એટલુ જ નહિ, પણ તે વિના મહેનતનુ કાંઈ લેશે પણ નહિ એવુ આપવુ પણ ઠીક નથી કારણ કે એવી રીતે આપવામા તેમનુ સ્વાભિમાન હણાય છે, તેમ જ આપનારનો અહકાર વધે છે.

દાનનો આદર્શ એ છે કે જમણા હાથે અપાય, તેની ડાબા હાથને ખબર ન પડે, અને ડાબા હાથે અપાય, તેની જમણા હાથને ખબર ન પડે. શામળશેઠ, આ આદર્શને અપનાવી રહ્યા હતા પણ તમે આવા આદર્શને પસદ કરો છો? એક બીજો આદર્શ પણ છે આજે કોઈ ફડમા નાણા આપ્યા, તો બીજે દિવસે છાપામા ફોટો અને નામ આવવા જોઈએ તમને કયો આદર્શ છે? તેના ઉપર અત્યારે ટીકા કરતો નથી પણ શામળશેઠને પહેલો આદર્શ પસદ હતો તેમણે લિસ્ટ મુજબ બધાના ઘેર લાડુ પહોચાડયા. તેમા એક ઘરમા માતા બહુ મમતાવાળી હતી તે તેના દીકરા વિના શી રીતે ખાય? સાજના પાચેક વાગે તેનો દીકરો ભણીને નિશાળેથી આવ્યો.

માતાએ તેને કહ્યુ—"બેટા! લે આ તારા માટે લાડવા આવ્યા છે તે ખા" જેને મહિના સુધી ગોળની કાકરી પણ ન મળી હોય, તેને લાડવાના એક કકડાની પણ કેટલી કિમત હોય! તેણે ખૂબ ઉત્સાહથી લાડુનો કકડો મોમા મૂકયો ચાવવા જતા, કોઈક કઠણ વસ્તુ તેના દાતમા લાગી, તેણે તરત બહાર કાઢી માને કહ્યુ—"આ શુ છે? મા સમજી ગઈ કે આ પીળુ શું

છે. માએ કહ્યું– ભાઈ! લાડુ ખાઈ જા અને એને ધોઈને એક બાજુ મૂકી દે. આમ એક એક કરતાં ચારે મહોરો બહાર આવી. માએ દીકરાને કહ્યું– 'ભાઈ! તેં શામળદાસ શેઠનું ઘર તો જોયું છે ને? દીકરાએ કહ્યું– હા, મા! પેલી મોટી હવેલી છે તે જ ને?" માએ કહ્યું– હા બેટા. ત્યાં જા અને આ ચારે મહોરો શેઠને આપી આવ. સંભવ છે કે લાડવા વાળતી વખતે તેમના ખિસ્સામાંથી પડી ગઈ હોય.

દીકરો તૈયાર થઈ ગયો. માએ ચારે મહોરો કાગળમાં પડીકું વાળીને આપી. દીકરો ગયો અને જઈને શામળદાસશેઠના હાથમાં આપતાં બોલ્યો– મારી માએ આ મોકલ્યું છે. શેઠે પડીકું ખોલ્યું અને જોયું તો ચકિત થઈ ગયા. ગરીબ પણ કેટલી પ્રામાણિક છે! જેની પાસે લાખોની મૂડી છે એ પણ આ પીળીપીળી મહોરો જોઈને ડોલી જાય છે, તેમનું પણ મન લોભાય છે. પણ આ તો પાપડ વેચીને પેટ ભરે છે અને બાળકને ભણાવે છે છતાં તેનું હૃદય કેટલું પ્રામાણિક છે! આ પ્રામાણિકતાએ શેઠના હૃદયને આનંદિત કર્યું. તેમણે બાળકને ખોળામાં લીધો અને કહ્યું– તું એવી માનો પુત્ર છે કે જેની પાસે પૈસાનો અભાવ હોવા છતાં જેને પ્રામાણિકતા ખોઈ નથી. પોતાની પાસેથી બીજી ચાર મહોર તે પડીકામાં મૂકી અને કહ્યું–"બેટા, માને કહેજે કે આ બધી તમારી જ છે. શેઠ તે પાછી નહિ લે. બાળકને ભણવામાં મદદરૂપ રહેશે.

આ એક સહયોગ ધર્મનું જીવંત ઉદાહરણ છે. પોતાના મોજશોખ માટે હજારોનો ધુમાડો કરનારા આ દાખલા ઉપરથી કંઈક શીખે. જ્યારે પણ કોઈ સ્વધર્મીની સેવાનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે તમે દુનિયાભરની મુસીબતો યાદ કરો છો. વેપાર ઘટી ગયો છે. ઘરમાં આટલી હજુ દીકરીઓ છે તેને પરણાવવાની છે. પાંચ પાંચ હજારનો કરિયાવર કરવો પડશે. માગનાર બે આંસુ પાડશે તો આપનાર હજાર આંસુ પાડતો જશે. પણ જ્યારે ઘેર દીકરાના લગ્નનો પ્રસંગ હશે અને કોઈ કહેશે કે જોજો નાણું વધારે ખર્ચ ન કરશો. થોડામાં જ પતાવજો. ત્યારે જવાબ આપશો કે પૈસા તો હાથનો મેલ છે. કમાઈએ છીએ તે કામનું શું છે! એ વખતે, પાંચ રૂપિયા આપતાં પાંચ હજાર મુસીબતોને યાદ કરી રોદણાં રોનાર, એટલો ઉદાર કેમ બની જાય છે? કારણ કે તે દીકરાને પોતાનો સમજે છે અને સ્વધર્મીને પરાયો.

દિવાળીને દિવસે તમે દીવા કરો છો અને વરસભરનો હિસાબ કરો છો–

ત્યારે જરા વિચાર કરજો કે ખર્ચ ખાતામા જે મોટી રકમ વપરાઈ છે, તેમાથી કેટલા પોતાના કુટુબ-પરિવારની પાછળ ખર્ચ્યા અને સ્વધર્મીની સહાયતામા કેટલો ખર્ચ કર્યો? પોતાના દીકરાને અમેરિકા સુધી ભણવા મોકલનાર, પાડોશી સ્વધર્મીના બાળકને ભણાવવાના પ્રશ્ન ઉપર ચુપકીદી જાળવે છે કારણ કે એક પોતાનો અને બીજો પારકો છે

"**मित्तिमे सव्व भूएसु**"નો પાઠ બોલનારા તમે જો આવી એક દીવાલ પણ ન ઓળગી શકયા તો આગળ કેમ વધી શકશો?

મેઘકુમારે હાથીના ભવમા એક સસલાની રક્ષા માટે અઢી દિવસ સુધી પગ ઊચો રાખ્યો તો સસલા કરતા તો સ્વધર્મી જાય તેમ નથી। તે તો તેની જાતનુ પણ ન હતુ જો હાથી એક પ્રાણીની રક્ષા માટે અઢી દિવસ સુધી ત્રણ પગે ઊભો રહી શકે છે, તો તમે તો માણસ છો, અને તેમાય પાછા ભગવાન મહાવીરના ઉપાસક છો ફોટોગ્રાફરની પાસે તો તમે ઘણી વખત ગયા હશો ફોટો લેતી વખતે તે શુ કહે છે તેના તો તમે અનુભવી છો. તે કહે છે કે-મો જરા હસતુ રાખજો બાકીનુ બધુ હુ સભાળી લઈશ

તમારી પાસે કોઈ સ્વધર્મી વીલે મોઢે આવે તો તેનું મો ખીલી ઊઠે છે કે ખીલેલુ હોય તો કરમાઇ જાય છે? ઓછામા ઓછુ તમે ફોટોગ્રાફરની વાત જેટલુ તો શીખી લો કે જે કોઈ પણ મારી પાસે આવે તે હસતુ રહે. બાકીની વ્યવસ્થા હુ કરી લઈશ તમે તેને કહો કે સામાયિકના સાધનો, પારણા વગેરેની વ્યવસ્થાથી માડીને તેના ધધારોજગાર અને છોકરાના ભણતર સુધીની વ્યવસ્થા હુ યથાશક્તિ કરતો રહીશ પણ તમે તમારુ મો ઊતરેલુ ન રાખશો

સહયોગ ધર્મને ઓળખો સ્વધર્મી પછી, આગળ સમાજ અને રાષ્ટ્રની સેવાના ક્ષેત્રો ખુલ્લા પડયા છે કોઈ પણ સીમા સુધી તમે જઈ શકો છો, જો તમારામા શક્તિ હોય તો સ્વધર્મી-સેવા ઉપર તો મે એટલા માટે ખાસ ભાર મૂક્યો છે કે તે તમારી નજીક છે તેનો અર્થ એ નથી કે સ્વધર્મીની સેવા એ એક જ પુણ્ય છે અને બીજા બધા કાર્યો પાપ છે. શુભ ભાવથી કરવામા આવતા દરેક ક્રિયા શુભ છે હુ તો એટલે સુધી કહુ છુ કે સેવાના ક્ષેત્રમા આ સપ્રદાયની દીવાલોને બધનકારક ન બનાવશો. દુનિયાના દરેક પ્રાણીમા તમે તમારુ પોતાનુ પ્રતિબિબ જુઓ તેમનામા આત્મીયતા પ્રસારો **હું પ્રાણી માત્રનો છુ અને પ્રાણી માત્ર મારાં છે**-આવી મગળમય ભાવના તમારી સહયોગભાવનાને જીવત રાખશે

તા ૬-૮-'૫૯ જૈન ઉપાશ્રય, માટુગા

છે માએ કહ્યું– ભાઈ! થાકું ખાઈ જા અને એને ધોઈને એક બાજુ મૂકી દે બાબ, એક એક કરતા ચારે મહોરો બહાર આવી. માએ દીકરાને કહ્યું– ભાઈ! તેં શામળદાસ શેઠનું ઘર તો જોયું છે ને? દીકરાએ કહ્યું– હા મા! પેલી મોટી હવેલી છે તે જ ને? માએ કહ્યું– હા બેટા. ત્યાં જા અને આ ચારે મહોરો શેઠને આપી આવ. સંભવ છે કે ચાલતા વાળતી વખતે તેમના ખીસામાંથી પડી ગઈ હોય.

દીકરો તૈયાર થઈ ગયો. માએ ચારે મહોરો કાગળમાં પડીકું વાળીને આપી. દીકરો ગયો અને જઈને શામળદાસશેઠના હાથમાં આપતાં બોલ્યો– મારી માએ આ મોકલ્યું છે. શેઠે પડીકું ખોલ્યું અને જોયું તો ચકિત થઈ ગયા. ગરીબ પણ કેટલી પ્રામાણિક છે! જેની પાસ લાખોની મૂડી છે એ પણ આ પીળી પીળી મહોરો જોઈને ડગી જાય છે. તેમનું પણ મન લોભાય છે. પણ આ તો પાપડ વેચીને પેટ ભરે છે અને બાળકને ભણાવે છે છતાં તેનું હૃદય કેટલું પ્રામાણિક છે! આ પ્રામાણિકતાએ શેઠના હૃદયને આનંદિત કર્યું. તે બાળકને ખોળામાં લીધો અને કહ્યું– તું એવી માનો પુત્ર છે કે જેની પાસે પૈસાનો અભાવ હોવા છતાં જેને પ્રામાણિકતા ખોઈ નથી. પોતાની પાસેથી બીજી ચાર મહોર તે પડીકામાં મૂકી અને કહ્યું– લે અને કહેજે કે આ બધી તમારી જ છે. શેઠ તે પાછી નહિ લે. બાળકને ભણવામાં સહાયક રહેશે.

આ એક સહયોગ ધર્મનું જીવંત ઉદાહરણ છે. પોતાના મોજશોખ માટે હજારોનો ધુમાડો કરનારા આ દાખલા ઉપરથી કંઈક શીખે. જ્યારે પણ કોઈ સ્વધર્મીની સેવાનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે તમે દુનિયાભરની મુસીબતો યાદ કરો છો. વેપાર ઘટી ગયો છે. ઘરમાં આટલા સ્વજન દીકરીઓ છે તેને પરણાવવાની છે. પાંચ પાંચ હજારનો કરિયાવર કરવો પડશે. માગનાર બે આંસુ પાડશે તો આપનાર હજાર આંસુ પાડતો જશે. પણ જ્યારે ઘેર દીકરાના લગ્નનો પ્રસંગ હશે અને કોઈ કહેશે કે જોજો નાણું વધારે ખર્ચ ન કરશો. થોડામાં જ પતાવજો. ત્યારે જવાબ આપશે કે પૈસા તો હાથનો મેલ છે. કમાઈએ છીએ તે કામનું શું છે? એ વખતે, પાંચ રૂપિયા આપતા પાંચ હજાર મુસીબતોને યાદ કરી રોદણાં રોનાર, આટલો ઉદાર કેમ બની જાય છે? કારણ કે તે દીકરાને પોતાનો સમજે છે અને સ્વધર્મીને પારકો.

દિવાળીને દિવસે તમે દીવા કરો છો અને વરસભરનો હિસાબ કરો છો.

સદ્‌અસદ્‌નો પણ વિવેક ગુમાવ્યો છે, અને ખરુ પૂછો તો શક્તિ મેળવવાનો આ સાચો રસ્તો પણ નથી—છતા પણ જો શક્તિ મળી ગઈ તો તેનો ઉપયોગ કઈ રીતે કરશો? શક્તિનો ઉપયોગ તમે સ્વાર્થમા કરશો કે સેવામા? બીજાને જાળમા ફસાવવા માટે કરવાના છો કે કોઇને ફસામણમાથી બહાર કાઢવામા?

શક્તિ તો દુર્યોધન અને દુ શાસનને મળી હતી તેવી જ ભીમ અને અર્જુનને પણ મળી હતી પણ પહેલાના નામો ઇતિહાસમા કાળા અક્ષરે લખાયા ત્યારે બીજાના ઈતિહાસમાં સુવર્ણાક્ષરે લખાયા શક્તિ હનુમાનજીને પણ મળી હતી અને રાવણને પણ મળી હતી પણ એકના પ્રત્યે જગત ઘૃણાની દૃષ્ટિએ જુએ છે તો બીજાના ચરણો પર શ્રદ્ધાના પુષ્પો સમર્પણ કરે છે તેનુ કારણ? કારણ એ જ કે તેમણે શક્તિ તો મેળવી પણ તેને વાપરવાની રીત ન જાણી શક્તિનો સુદર ઉપયોગ વિકાસનો માર્ગ છે, તો તેનો ગેરઉપયોગ એ પતનનો માર્ગ છે

શક્તિના સદ્‌વ્યયની રીત જાણો તે જાણવા માટે તમે ચારિત્રશીલ વ્યક્તિઓની નજીક આવો, તેમનો પરિચય કરો, તેમના જીવનનુ બારીકાઈથી નિરીક્ષણ કરો માત્ર નિરીક્ષણ જ નહિ પણ તેનુ અનુકરણ કરો સારા પ્રાસગિક સસ્કાર શક્તિને સારા માર્ગે વાળશે

સમ્રાટ અશોકનુ જીવનવૃતાત તમે જાણતા હશો રાજ્યશાસનની શરૂઆતનુ તેનુ જીવન, રાજ્યનો વિસ્તાર વધારવાની તેની ભાવનાનુ ચિત્ર ખડુ કરે છે સામ્રાજ્યના વિસ્તારની લોલુપતાને લીધે હજારો વીરોના ખૂનની નદીઓ તેણે વહાવી પૃથ્વીના ટુકડાની ખાતર ઘાસની માફક માનવીઓને કપાવી નાખ્યા પણ તેજ અશોક, કલિગવિજય વખતે બદલાઈ ગયો. તેના જીવનને નવો વળાક આપવામા મહાત્મા બુદ્ધની વાણીનો પ્રભાવ છે.

જે અશોક સામ્રાજ્યના વિસ્તારની ખાતર હજારો માનવીઓનુ બલિદાન આપતા અચકાતો નહોતો, તે જ અશોક પાછલી ઉમરે એટલો કોમળ હૃદયી બની ગયો, કે એક નાના સરખા પશુની હત્યા પણ તેને ગમતી નહોતી. એટલા માટે તેણે ઠેરઠેર શિલાલેખો કોતરાવ્યા. અને રાજ્યમા ઠેરઠેર ઊભા કરાવ્યા જેમા તેણે પ્રજાને પ્રાણી માત્ર તરફ પ્રેમવૃત્તિ રાખવાનો સદેશો આપ્યો એટલુ જ નહિ પણ તેણે બૌદ્ધ ધર્મના પ્રચાર માટે પોતાના પ્રિય પુત્ર અને પુત્રીને પણ વિદેશોમા મોકલ્યા

યુરોપના ઇતિહાસમા એક ચમકતી વ્યક્તિ આવી હતી તેનુ નામ હતુ સેન્ટ પોલ ધાર્મિક ક્ષેત્રે તે એક લબ્ધપ્રતિષ્ઠ વ્યક્તિ હતી તે પ્રસિદ્ધ

જૈન દર્શન આત્મવાદી દર્શન છે. તે દરેક આત્માની અનંત શક્તિને માને છે. કીડીના આત્મામાં પણ એટલી જ શક્તિ છે, જેટલી હાથી અને સિદ્ધના આત્મામાં છે. આવરણના કારણ તેને ઓળખવાની જ તમારામાં શક્તિ મોજૂદ છે. તમારી વાત તો શી પણ નાની જરાક સરખી કીડીમાં પણ એટલી મોટી તાકાત છે કે તે મોટા હાથીને પણ હેરાન કરી શકે છે. નાગ જેવા ઝેરી પ્રાણીના દેહને પણ તે કોરી નાખે છે. પરંતુ વાત અહીં અટકતી નથી. શક્તિ મળી જવાથી કોઈ સમસ્યા હલ થતી નથી. શક્તિ પ્રાપ્ત થયા પછી તમે તેનો ઉપયોગ કઈ રીતે કરો છો એ પ્રશ્ન છે.

એમ તો પૈસા પેદા કરવામાં પણ બુદ્ધિની જરૂર રહે છે, પરંતુ પેદા કરવા કે ભેગા કરવા કરતાં તેને ખર્ચવામાં વધારે બુદ્ધિકૌશલ્ય જોઈએ છે. તમે આશ્ચર્ય પામતા હશો કે ખર્ચ કરવામાં તે કોઈ બુદ્ધિ જોઈતી હશે! પણ હા જરૂર. જો ખર્ચ કરવાની કળા ન આવડી તો તમે હજારો રૂપિયા ખર્ચ કરવા છતાં એટલો આનંદ નહિ પામી શકો, જેટલો તે કળાનો જાણનાર માત્ર થોડા ખર્ચમાં જ મેળવી શકે છે. ઘણા માણસો હજારો રૂપિયા ખરચવા છતાં પણ લોકપ્રિય બની શકતા નથી. કેમકે તે રૂપિયા તો આપે છે પણ તે આપવાની કળા જાણતા નથી. જ્યારે કેટલાક બહુ જ ઓછા ખર્ચે ઘણા લોકપ્રિય થઈ શકે છે, કારણ કે તે કેમ ખર્ચ કરવું તે જાણે છે.

આ જ વાત શક્તિ માટે છે. શક્તિ પ્રાપ્ત કરવા માટે ઘણા પ્રયત્નો કરવામાં આવે છે. શક્તિને માટે કેટલાક શનિવારે હનુમાનને તેલ ચઢાવે છે, કેટલાક વીટામીનની ગોળીઓ ખાય છે તો કેટલાક વળી શક્તિ માટે ઈંડાં અને મચ્છીના તેલ (Kodliver Oil)નું સેવન કરે છે. શક્તિ પાછળ પાગલ બનનારાઓને હું પૂછું છું કે જે શક્તિને પ્રાપ્ત કરવા માટે તમે

જે શક્તિ પતનાભિમુખ થઈ રહી છે તેને સેવાના માર્ગે વાળી, વિકાસનો માર્ગ ખુલ્લો કરે છે, તે સ્વાર્થના વૃક્ષ પર સેવાની એવી કલમ લગાડે છે કે જીવનવૃક્ષની ખટાશ, મિઠાશમા પરિણત થઈ જાય છે તમને ખબર છે કે લીબુ ખાટુ હોય છે પણ માળી લીબુના વૃક્ષને નારગીના વૃક્ષની કલમ જોડી દે છે, ત્યારે લીબુ પણ મીઠા થઈ જાય છે. પછી તેનુ નામ પણ બદલાઈ જાય છે અને તે સતરા કહેવાય છે

નારગીના સહવાસથી લીબુમાં મિઠાશ આવી તેમ મહાપુરુષોના સહવાસથી જીવનમા પ્રેમની મિઠાશ આવે છે ભલાઈ અને બુરાઈ, એ બન્ને સસર્ગજન્ય ગુણો છે જેવી પ્રકૃતિના મનુષ્યોના સહવાસમા તમે રહેતા હો, તેમના વિચાર, આચાર અને ઉપચાર, એ ત્રણેનો પ્રભાવ તમારા જીવનમા આવ્યા વિના રહેતો નથી એક માણસ પ્રતિદિન સામ્યવાદ (Communism) સમર્થક વ્યક્તિઓની નજીક રહેતો હોય, એક સમાજવાદી (Socialist)ની નજીક રહેતો હોય, તો તેમના વિચારોની છાયા તે માનવી ઉપર પડ્યા વિના રહેશે નહિ

વિચારોની સાથે આચાર–વ્યવહાર પર પણ પ્રાસગિક સંસ્કારોની છાપ પડે છે જે વિદ્યાર્થી તદ્દન નિરામિષાહારી (Vegetarian) છે, પણ તેનો સાથી કે જે માસાહારમા પાપ માનતો નથી તેની સાથે હમેશ ફરે છે, કૉલેજમા અને કાલેજની બહાર, ઘરમા કે હોટલોમા ફરે છે તે ઉચિત નથી. તેમા તેની સ્વતત્ર વિચારશક્તિ નાશ પામશે પછી સાથીની મજાક અને કટાક્ષોની સામે ટકી રહેવાની તેની શક્તિ ખૂટી જશે છેવટે માસાહાર પ્રત્યે ઘણાથી જોનાર તે પોતે જ ધીમે ધીમે પોતાના માસાહારી સાથીની હરોળમા બેસી જશે

એક કહેવત છે કે–"થાય તેવા થઈએ તો ગામ વચ્ચે રહીએ". તેની માફક જે વ્યક્તિની સાથે તમે વસતા હો, તેના જેવા બનીને જ તમારે રહેવુ પડશે તે સિવાય તમારી દોસ્તી ટકી નહિ શકે કૃપણની સાથે કૃપણ અને ઉદારની સાથે ઉદાર બન્યા વિના રહેશો તો તે કામ નહિ આવે આપ મુસાફરીએ નીકળો અને તેમા તમારો જોડીદાર જો કજૂસ હોય તો તેની અસર તમારી ઉપર પણ પડવાની આ એક મનોવૈજ્ઞાનિક નિયમ છે કે–એક વ્યક્તિ ખર્ચ કરે પણ બીજો જો તેની સાથે સાથે જરાપણ ખર્ચ ન કરે તો પોતાનુ હૃદય તરત જ બોલી ઊઠશે કે હુ શા માટે ખર્ચુ ? શું બધા જ ખર્ચની જવાબદારી મે એકલે જ લીધી છે? એથી ઉલટુ, જો

દેવળ (Church)ના અધિષ્ઠાતા હતા. આજ પણ તેમના નામે ધણીયે ઈસાઈ (Christian) ધાર્મિક સંસ્થાઓ ચાલી રહી છે. તેમનું જીવન-ચરિત્ર એમ કહે છે કે એક દિવસ તે યુરોપના ખૂબ જ મોટા લુંટારા-માંનું હતા.

ભારતીય ઋષિ વાલ્મીકિમાં પણ સે ટપોશના જીવનચરિત્રનું પ્રતિબિંબ જણાય છે. જૈન ઇતિહાસમાં અર્જુન માળી, રાજા પ્રદેશી જેવી વ્યક્તિઓ પણ આવી જ કહાની છે. પહેલાં તેમનાં જીવન કાળાં કુકર્મોથી ભરેલાં હતાં. પરંતુ, એક મહાપુરુષના પરિચયમાં આવતાં તેમના જીવનનો અંધકાર દૂર થઈ પ્રકાશ ફેલાયો.

સત્પુરુષોનો સંગ ઘનવતા પ્રત્યે વહેતી શક્તિનો પ્રવાહ માનવતા તરફ વાળે છે. જીવન જે વાતાવરણમાં હોય છે તેની છાયા મન ઉપર જરૂર પડે છે. હવા જો ઉદ્યાનમાંથી આવતી હોય, ગુલાબનાં ફૂલોને સ્પર્શ કરીને આવતી હોય તો તે ગુલાબનાં ફૂલોની મધુર સુવાસ લઈને જ આવશે, અને જો તે ગંદી ગટરનો સ્પર્શ કરીને આવતી હશે તો બદબો ફેલાવશે. બરાબર એ જ પ્રમાણે, જો તમારું જીવન સજ્જન પ્રકૃતિના મહાપુરુષોની પાસે વીતતું હશે તો તમારામાં તેમના ચારિત્રની, તપની અને ત્યાગની સુવાસ આવશે. જો દુર્જન પ્રકૃતિવાળી વ્યક્તિઓની સમીપમાં તમો વસતા હશો તો જીવનમાં દોષની, અસત્યની અને દુરાચારની બદબો પ્રવેશ કરશે.

કુશળ વૈદ્યના હાથે ચઢેલું વિષ પણ અમૃત બની જાય છે. નૌકાનો આધાર પામીને પથ્થર પણ પાણી ઉપરથી તરી જાય છે. જો કે વિષનો સ્વભાવ મારવાનો અને પથ્થરનો સ્વભાવ ડુબાડવાનો છે, છતાં પણ સજ્જનતાના સ્પર્શને કારણે તેના સ્વભાવમાં પરિવર્તન આવે છે. જીવનનું પણ એમ જ છે. અશુભ વૃત્તિઓનું વિષ કુશળ વૈદ્યરૂપી સત્પુરુષના હાથમાં આવે તો તેનો સદુપયોગ થાય છે. તે અશુભ તરફ વહેતી ધારાને વાળીને શુભ તરફ ગતિશીલ બનાવે છે. જીવનના પ્રવાહને અશુભમાંથી શુભમાં અને શુભમાંથી શુદ્ધમાં ફેરવવાની કળા તે જ અર્થમાં કળા છે.

ચોમાસામાં વરસાદ મન મૂકીને પડે છે. પાણી વરસે છે. પાણીનો પ્રવાહ સાગરમાં ભળીને પોતાની મિઠાશ ખોઈ નાખે છે. કુશળ એન્જિનેર (Engineer) નદીમાં બંધ બાંધી એ જ જળપ્રવાહનો ઉત્તમ માટે ઉપયોગ કરે છે. સંતો પણ એવા જ કલાકાર છે કે જે જીવનની ધારા જે વાસનામાં વિનષ્ટ થઈ રહી છે તેને સંયમમાં પલટાવી દે છે. સદાચાર

જે શક્તિ પતનાભિમુખ થઈ રહી છે તેને સેવાના માર્ગે વાળી, વિકાસનો માર્ગ ખુલ્લો કરે છે, તે સ્વાર્થના વૃક્ષ પર સેવાની એવી કલમ લગાડે છે કે જીવનવૃક્ષની ખટાશ, મિઠાશમા પરણિત થઈ જાય છે તમને ખબર છે કે લીબુ ખાટુ હોય છે. પણ માળી લીબુના વૃક્ષને નારંગીના વૃક્ષની કલમ જોડી દે છે, ત્યારે લીબુ પણ મીઠા થઈ જાય છે પછી તેનુ નામ પણ બદલાઈ જાય છે અને તે સતરાં કહેવાય છે

નારગીના સહવાસથી લીબુમા મિઠાશ આવી તેમ મહાપુરુષોના સહવાસથી જીવનમા પ્રેમની મિઠાશ આવે છે ભલાઈ અને બુરાઈ, એ બન્ને સસર્ગજન્ય ગુણો છે જેવી પ્રકૃતિના મનુષ્યોના સહવાસમા તમે રહેતા હો, તેમના વિચાર, આચાર અને ઉપચાર, એ ત્રણેનો પ્રભાવ તમારા જીવનમા આવ્યા વિના રહેતો નથી એક માણસ પ્રતિદિન સામ્યવાદ (Communism) સમર્થક વ્યક્તિઓની નજીક રહેતો હોય, એક સમાજવાદી (Socialist)ની નજીક રહેતો હોય, તો તેમના વિચારોની છાયા તે માનવી ઉપર પડ્યા વિના રહેશે નહિ

વિચારોની સાથે આચાર-વ્યવહાર પર પણ પ્રાસગિક સંસ્કારોની છાપ પડે છે જે વિદ્યાર્થી તદ્દન નિરામિષાહારી (Vegetarian) છે, પણ તેનો સાથી કે જે માંસાહારમા પાપ માનતો નથી તેની સાથે હમેશ ફરે છે, કૉલેજમા અને કૉલેજની બહાર, ઘરમા કે હોટલોમા ફરે છે તે ઉચિત નથી તેમા તેની સ્વતત્ર વિચારશક્તિ નાશ પામશે પછી સાથીની મજાક અને કટાક્ષોની સામે ટકી રહેવાની તેની શક્તિ ખૂટી જશે છેવટે માસાહાર પ્રત્યે ઘણાથી જોનાર તે પોતે જ ધીમે ધીમે પોતાના માસાહારી સાથીની હરોળમા બેસી જશે

એક કહેવત છે કે-"થાય તેવા થઈએ તો ગામ વચ્ચે રહીએ". તેની માફક જે વ્યક્તિની સાથે તમે વસતા હો, તેના જેવા બનીને જ તમારે રહેવુ પડશે તે સિવાય તમારી દોસ્તી ટકી નહિ શકે કૃપણની સાથે કૃપણ અને ઉદારની સાથે ઉદાર બન્યા વિના રહેશો તો તે કામ નહિ આવે આપ મુસાફરીએ નીકળો અને તેમા તમારો જોડીદાર જો કજૂસ હોય તો તેની અસર તમારી ઉપર પણ પડવાની આ એક મનોવૈજ્ઞાનિક નિયમ છે કે-એક વ્યક્તિ ખર્ચ કરે પણ બીજો જો તેની સાથે સાથે જરાપણ ખર્ચ ન કરે તો પોતાનુ હૃદય તરત જ બોલી ઊઠશે કે હુ શા માટે ખર્ચું ? શું બધા જ ખર્ચની જવાબદારી મે એકલે જ લીધી છે? એથી ઉલટુ, જો

મુસાફરીમાં તમારો સહપ્રવાસી ઉદાર હૃદયનો હોય તો તમારે થોડુંપણ તો ખર્ચ કરવું જ પડશે. પછી ભલે તે તમે ઇચ્છાથી કરો કે અનિચ્છાથી કે પછી કચવાઇને કરો કે શહેરમાં આવીને પણ કરવું તો જરૂર પડશે જ

આ તો ખાસ યાદ રાખો કે આપ જેની સાથે ચાલતા હો તેના જેવા થઈને જ ચાલવું પડશે. એક યુવક પોતાના સસરાની સાથે ચાલે છે તે જ યુવક ક્યારેક પોતાના પિતાની સાથે જતો હોય છે તો ક્યારેક તે પોતાના મિત્રની સાથે પણ ફરતો હોય છે ત્રણેની સાથે ચાલતાં તે કાંઈ દૂર રહીને ચાલતો નથી. છતાં તે ત્રણે ચાલમાં અંતર હોય છે કે નહિ ! તમે તો અનુભવ પણ કર્યો હશે. જ્યારે તે પોતાના સસરાની સાથે જતો હોય ત્યારે તેના ચાલવામાં બોલવામાં અને દરેક બાબતમાં વિવેક રહેલો હોય છે તે સમજે છે કે જો જરા પણ અવિવેક દેખાયો તો પરખાઈ જઈશું ! એટલા માટે તે વખતે તો જોવામાં પણ સંયમ હશે, વાત કરવામાં પણ સંયમ હશે અને ચાલવામાં પણ સંયમ હશે. માનો કે ઇર્યાપથની પૂરી યતનાથી ચાલી રહ્યો છે

પિતાની સાથે ચાલવામાં જો કે થોડો સંયમ તો જરૂર હોય છે જ પરંતુ તે સસરા જેટલો નહિ. કારણ કે ત્યાં પરીક્ષાનો પ્રશ્ન ઉપસ્થિત જ બનતો નથી અને મિત્રની સાથે ચાલવામાં ? ત્યાં તો પૂછવું જ નહિ. પગ કોઈ બીજો જ રસ્તો માપી રહ્યા હશે આંખો કાંઈક જુદું જ જોઈ રહી હશે અને હાથ પણ સીધા નહિ રહેતા હોય. પછી જીભ તો ક્યાં મૌન રહે તેવી છે ! તેને માટે તો હંમેશાં પંદરમી ઓગસ્ટ (સ્વાતંત્ર્ય દિન) જ છે હસવાનો ખડખડાટ હશે તો ક્યારેક કોઈ નટ ( Actor ) ની કે નૃત્ય ( Dance ) ની વાત ચાલી રહી હશે. ( હસાહસ )

ત્રણ જુદી જુદી વ્યક્તિઓની સાથે ચાલવામાં કેટલો ફરક પડ્યો ! જેની સાથે રહેશો તેના ગુણદોષ જરૂર તમારામાં આવશે. વિચાર કરતી વખતે એક વખત મેં મારી નજરે એક દૃશ્ય જોયું છે એક વખત એક પુલ ઉપરથી અમે જઈ રહ્યા હતા તે વખતે એક રબારી પોતાને પાણી પીવરાવવા નદી પાસે આવ્યો છે ! પાણી પીતાં હતાં. તેવામાં તે રબારીને પણ પાણી પીવાની ઇચ્છા થઈ એક બાજુ વળ્યો વળી તે પણ પાણી પીવા મંડ્યો. પ[illegible]ના ખોબામાં લઈને નહિ પણ મોં પાણીને લગાડીને તે પાણી પીતો. [illegible] મારા સાથેના મુનિઓને કહ્યું કે જુઓ આ સંગનો રંગ ! રાત-

દિવસ ઘેટાની સાથે રહેવાથી, તે પાણી પીવાની રીત પણ ઘેટાઓ જેવી જ શીખ્યો છે !

જુદા જુદા પ્રાતોના બે રહેવાસીઓ એકબીજાની પડોશમા રહેતા હશે, તો તેમની રહેણી–કરણી, આચાર–વ્યવહાર ઉપર એકબીજાની અસર જરૂર પડવાની ખાવા પીવાની રીતો પણ કેટલેક અ શે તેઓ એકબીજાની અપનાવશે મદ્રાસીની સાથે રહેનાર ઈડલી, ઢોસા વગેરે ખાતા શીખી જશે, એટલુ જ નહિ, પણ તેમની ભાષામા પણ એકબીજાના શબ્દોની આપલે થશે જો બન્ને કુટુબોમા સ્નેહ અને સૌજન્ય હશે તો બન્નેના બાળકો સહેલાઇથી બન્ને ભાષાઓ શીખી જશે બે ભાષાઓના મિશ્રણવાળી એક નવી ભાષા પણ જન્મશે ભાષાવિજ્ઞાનના વિદ્યાર્થીઓ આ વિષયથી ઘણા પરિચિત છે

ભારતની ત્રણ સ સ્કૃતિઓ હજારો વર્ષોથી સાથે ચાલી રહી છે જૈન, બૌદ્ધ અને બ્રાહ્મણ સ સ્કૃતિઓ, ઈડા, પિ ગલા અને સુષુમણાની માફક ભારતભરમા વ્યાપેલી છે હજારો વર્ષોના સહવાસથી એક બીજી ઉપર એક બીજીનો ઘણો પ્રભાવ પડ્યો છે વિચાર અને આચારના ક્ષેત્રોમા તેમણે એકબીજાના ઘણા ગુણદોષો અપનાવ્યા છે

જૈન સ સ્કૃતિની અહિ સાએ બ્રાહ્મણ સ સ્કૃતિને વધુમા વધુ અહિ સક બનાવી છે યજ્ઞોમા થતી હિ સાને જો કોઈ રોકનાર હોય તો તે જૈન સ સ્કૃતિની અહિ સા જ છે બીજી તરફ જૈન ધર્મ જેવા જ્ઞાતિવાદના વિદ્રોહી ધર્મમા સ્પર્શાસ્પર્શના સ સ્કારો, એ બ્રાહ્મણ સ સ્કૃતિની પર પરાના સ સર્ગને લીધે આવ્યા છે મૂર્તિપૂજા અને મૂર્તિપૂજામા સજીવ વસ્તુઓનો ઉપયોગ એ પણ એ જ સ સર્ગનુ પરિણામ છે બૌદ્ધદર્શન જો કે ભારત કરતા વિદેશોમા વધારે ફાલ્યુ છે, છતા તેના આચાર–વિચાર જૈન ધર્મ સાથે મોટે ભાગે મળતા છે તેમના સાધુઓ પણ ભિક્ષા લાવે છે માગલિક સ ભળાવવાની જેવી પર પરા જૈન સમાજમા છે તેથી જરાક જુદા રૂપે પણ તેવી જ પર પરા તેમનામા પણ છે

બે નિર્જીવ વસ્તુઓ જો એક બીજાની નજીકમાં રહે છે તો તેમા પણ કઈક પરિવર્તન થાય છે અજમાના ફૂલ, પીપરમિન્ટના ફૂલ અને કપૂર એક બીજાની નજીક આવે તો તેમા કેટલુ પરિવર્તન થાય છે? ત્રણે એકત્ર થતા એક બીજાનો ઘનસ્વભાવ ત્યાગીને પ્રવાહીરૂપ બની જાય છે અને એક

મુસાફરીમાં તમારો સહપ્રવાસી ઉધરસનો હોય તો તમારે થોડું પણ તો ખમ કરવું જ પડશે. પછી ભલે તે તમે ઇચ્છાથી કરો કે અનિચ્છાથી કે પછી કમને કરો કે શહેરમાં આવીને પણ કરવું તો જરૂર પડશે જ

હા તો આટલું યાદ રાખો કે આપ જેની સાથે ચાલતા હો તેના જેવા થઈને જ ચાલવું પડશે. એક યુવક પોતાના સસરાની સાથે ચાલે છે તે જ યુવક ક્યારેક પોતાના પિતાની સાથે જતો હોય છે તો ક્યારેક તે પોતાના મિત્રની સાથે પણ ફરતો હોય છે ત્રણેની સાથે ચાલતાં તે કોઈ દૂર રહીને ચાલતો નથી. છતાં તે ત્રણે ચાલમાં અંતર હોય છે કે નહિ ! તમે તો અનુભવ પણ કર્યો હશે. ત્યારે તે પોતાના સસરાની સાથે જતો હોય ત્યારે તેના ચાલવામાં બોલવામાં અને દરેક બાબતમાં વિવેક રહેલો હોય છે તે સમજે છે કે જો જરા પણ અવિવેક દેખાડ્યો તો પરખાઈ જઈશ ! એટલા માટે તે વખતે તો જોવામાં પણ સંયમ હશે. વાત કરવામાં પણ સંયમ હશે, અને ચાલવામાં પણ સંયમ હશે. આનો કે ઈર્યાપથની પૂરી યતનાથી ચાલી શકો છો

પિતાની સાથે ચાલવામાં જો કે થોડો સંયમ તો જરૂર હોય છે જ પરંતુ તે સસરા જેટલો નહિ. કારણ કે ત્યાં પરીક્ષાનો ભય ઉપસ્થિત જ થતો નથી અને મિત્રની સાથે ચાલવામાં ! ત્યાં તો પૂછવું જ નહિ પગ કેમ બીજે જ રસ્તો માપી રહ્યા હશે આંખો કોઈક જુદું જ જોઈ રહી હશે અને હાથ પણ સીધા નહિ રહેતા હોય. પછી જીભ તો ક્યાં મૌન રહે તેવી છે ! તેને માટે તો હમેશાં પંદરમી ઓગસ્ટ (સ્વાતંત્ર્ય દિન) જ છે હસવાનો ખડખડાટ હશે તો ક્યારેક કોઈ નટ (Actor) ની કે નૃત્ય (Dance) ની વાત ચાલી રહી હશે. (હસાહસ)

ત્રણે જુદી જુદી વ્યક્તિઓની સાથે ચાલવામાં કેટલો ફરક પડ્યો ! જેની સાથે રહીએ તેના ગુણદોષ દૂર તમારામાં આવશે વિહાર કરતી વખતે એક વખત મેં મારી નજરે એક દૃશ્ય જોયું છે એક વખત એક પુલ ઉપરથી અમે જઈ રહ્યા હતા. તે વખતે એક રબારી પોતાનાં પ્રાણી પીવરાવવા નદી પાસે આવ્યો ઘેટાં પાણી પીતાં હતાં. તેવામાં તે રબારીને પણ પાણી પીવાની ઇચ્છા થઈ એક બાજુ વાંકો વળી તે પણ પાણી પીવા માંડ્યો. પણ વાસણના ખોબામાં લઈને નહિ પણ મોં પાણીને લગાડીને તે પાણી પીતો હતો. મેં મારી સાથેના મુનિઓને કહ્યું કે જુઓ આ સંગનો રંગ ! શાવ-

એક કલાકાર માટીના પિંડને સુંદર કળશનું રૂપ આપે છે, અણઘડ પથ્થરને છીણી અને હથોડા વડે સુંદર હસતી મૂર્તિનું રૂપ આપે છે તેમ સંત પણ એક કળાકાર છે તે માટી કે પથ્થરના નહિ, પણ જીવનના કળાકાર છે તે જીવનમાંથી બુરાઈઓને કાઢી દૂર કરી, ભલાઈની મૂર્તિનું સર્જન કરે છે

જીવનમાંથી બુરાઈઓને દૂર કરવી હોય તો સારા વાતાવરણમાં રહો. સારાની સાથે રહેશો તો સારાપણું આવશે અને નઠારાની સાથે રહેશો તો જીવનમાં ખરાબીઓ આવશે, જો બગીચામાં બેસશો તો સુગંધ પામશો, પણ જો ઉકરડા પાસે બેસશો તો દુર્ગંધનો જ અનુભવ થશે

વાતાવરણની અસર માનવના મન પર જરૂર પડે છે ગાય અને ઘોડો વર્ષો સુધી એકબીજાની સાથે રહેવા છતાં એકબીજાનું અનુકરણ નહિ કરે પણ માનવીના સંબંધમાં એમ કહી શકાય તેમ નથી કારણ કે તે અનુકરણશીલ છે તે બીજાના ગુણોને પણ લઈ શકે છે અને દોષોને પણ તે બીડી પીનારની સાથે રહેશે તો બીડી પીતા શીખશે અને અફીણ ખાનારની સાથે રહેશે તો અફીણ ખાતા પણ શીખશે

કંજૂસની સાથે રહેશો તો તમારામાં કંજુસાઈ આવશે અને નિંદાખોરની સાથે રહેશો તો નિંદાખોરી આવશે, ઉડાઉની સાથે રહેશો તો ઉડાઉપણું આવશે અને ખાઉધરાની સાથે રહેશો તો ખાઉધરાપણું આવશે પછી આખો દિવસ ખાવાની અને ઉડાવવાની વાતો જ યાદ આવશે મતલબ કે જેની પાસે કે જેની સાથે રહેવાનું હોય તેના જીવનની પહેલાં પરીક્ષા કરો અને પછી તેનો સંગ કરો

એક વખત લખનૌની બલરામ હોસ્પિટલમાં એક છોકરાને રાખવામાં આવ્યો હતો તે ફક્ત માંસ જ ખાતો અને પશુઓની માફક કરડવા માટે દોડતો હતો તેની ચાલ પણ વિચિત્ર હતી મનુષ્યની માફક પગે ચાલતાં પણ તેને આવડતું ન હતું તે હાથ અને પગ વડે, પશુઓની માફક ચાલતો હતો તે બોલી શકતો જ નહોતો તે ક્યારેક ઘૂરકતો અને ક્યારેક ચીડાતો હતો આનું કારણ એ હતું કે જન્મ પછી, થોડા વખતમાં કોઈ હિંસક પશુ તેને ઉપાડી ગયું હતું અને ત્યાર પછી લગભગ બાર વરસ સુધી તે ત્યાં પશુઓની સાથે ઉછર્યો હતો, પરિણામે તેનામાં મનુષ્યને બદલે પશુની પ્રકૃતિ આવી ગઈ મનુષ્યની એક પણ વાત તેનામાં ન આવી

કેટલાક દિવસ તેને મનુષ્યોના સંપર્કમાં રાખવામાં આવ્યો તો તેનામાં

બીજામાં મળી જાય છે તો પછી ચૈતન્યશીલ બે આત્માઓ એકબીજાની નજીક વસે તો તેમાં કોઈ પરિવર્તન ન આવે એમ કેમ સંભવે!

બે પેટીઓ બાજુ બાજુમાં ટાંગેલી હતી. એકમાંથી લસણની ગંધ આવતી હતી અને બીજીમાંથી કેસરની સુવાસ મહેકતી હતી. એક ભમરો ગુંજારવ કરતો ત્યાં આવ્યો. તેણે પહેલી પેટીને પૂછ્યું કે તમે બન્ને એક જ જાતના કપડામાંથી બનેલી છો છતાં તમારી બન્નેની વાસમાં આટલો બધો ફેર કેમ છે? ત્યારે તેણે કહ્યું: આ તો સંગનો રંગ છે. મેં લસણનો સંગ કર્યો હતો. કેટલીક વખત મારામાં લસણ ભરેલું હતું જ્યારે મારી બહેને કેસરનો સહવાસ કર્યો હતો. તેના ફળ રૂપે બન્નેની વાસમાં ભિન્નતા છે. એકમાંથી મધુર સુવાસ આવે છે ત્યારે બીજાની ગંધ કોઈને ગમતી નથી.

વસ્તુ એક હોવા છતાં પણ સંગતિએ તેમાં કેવો ફેરફાર થાય છે! જળનાં બિંદુઓ એક સરખા જ હોય છે. સ્વાતિ નક્ષત્રમાં પડતાં વર્ષાનાં બિંદુઓ સર્પના મુખમાં પડે તો ઝેર બની જાય છે. કેળના પાન પર પડે તો કપૂર બને છે અને એ જ બિંદુ જો છીપના સંબંધમાં આવે તો તેમાંથી મોતી બને છે. માનવ પણ જેવા સંસ્કારોમાં પોષાય છે તેવા સંસ્કારોની અસર નીચે જ તેના જીવનનો વિકાસ થાય છે.

દીપકમાં તેલ પણ છે, વાટ પણ છે, પણ જ્યાં સુધી જ્યોતિર્મય પ્રદીપનો સંયોગ થતો નથી, ત્યાં સુધી તેમાં જ્યોત પ્રગટ થતી નથી. એવી જ રીતે માનવીમાં જ્ઞાન છે, વિજ્ઞાન છે, પણ જ્યાં સુધી સત્પુરુષનો સમાગમ થતો નથી, ત્યાં સુધી તેનું જ્ઞાન, સમ્યક્જ્ઞાન રૂપે પરિણમતું નથી. એટલા માટે તે માત્ર જ્ઞાન કહેવાય છે. જેવી રીતે પારસમણિના સ્પર્શથી લોઢું સુવર્ણમાં પલટાઈ જાય છે, તેવી રીતે અજ્ઞાન પણ સમ્યક્ત્વનો સ્પર્શ પામીને સમ્યક્જ્ઞાનમાં પરિણત થાય છે.

સમ્યગ્દર્શન જ્ઞાનમાં વૃદ્ધિ કરતું નથી. જ્ઞાન તો એટલું જ રહે છે. પણ પહેલાં એ જ્ઞાન અજ્ઞાનરૂપ હોય છે. તેમાં સ્વરૂપને ઓળખવાની કે સમજવાની શક્તિ નથી હોતી. તેમજ સત્યને સમજવાની તેની તૈયારી પણ હોતી નથી. એટલા માટે તે અજ્ઞાન કહેવાય છે. પરંતુ જ્યારે કોઈ સત્યદૃષ્ટા સત્પુરુષની પાસે જઈ પહોંચે છે ત્યારે તેની દૃષ્ટિ બદલાઈ જાય છે. દૃષ્ટિ બદલાતાં સૃષ્ટિ પણ બદલાય છે. મિથ્યાજ્ઞાન સમ્યક્જ્ઞાન બની જાય છે. સમ્યગ્દર્શનની પ્રાપ્તિમાં સત્પુરુષનો સમાગમ એ પણ એક મહત્ત્વનું કારણ છે.

એક કલાકાર માટીના પિંડને સુંદર કળશનું રૂપ આપે છે, અણઘડ પથ્થરને છીણી અને હથોડા વડે સુંદર હસતી મૂર્તિનું રૂપ આપે છે તેમ સંત પણ એક કળાકાર છે તે માટી કે પથ્થરના નહિ, પણ જીવનના કળાકાર છે તે જીવનમાંથી બુરાઈઓને કાઢી દૂર કરી, ભલાઈની મૂર્તિનું સર્જન કરે છે

જીવનમાંથી બુરાઈઓને દૂર કરવી હોય તો સારા વાતાવરણમાં રહો. સારાની સાથે રહેશો તો સારાપણું આવશે અને નઠારાની સાથે રહેશો તો જીવનમાં ખરાબીઓ આવશે, જો બગીચામાં બેસશો તો સુગંધ પામશો, પણ જો ઉકરડા પાસે બેસશો તો દુર્ગંધનો જ અનુભવ થશે

વાતાવરણની અસર માનવના મન પર જરૂર પડે છે ગાય અને ઘોડો વર્ષો સુધી એકબીજાની સાથે રહેવા છતાં એકબીજાનું અનુકરણ નહિ કરે પણ માનવીના સંબંધમાં એમ કહી શકાય તેમ નથી કારણ કે તે અનુ-કરણશીલ છે તે બીજાના ગુણોને પણ લઈ શકે છે અને દોષોને પણ તે બીડી પીનારની સાથે રહેશે તો બીડી પીતા શીખશે અને અફીણ ખાનારની સાથે રહેશે તો અફીણ ખાતા પણ શીખશે

કંજૂસની સાથે રહેશો તો તમારામાં કંજુસાઈ આવશે અને નિંદાખોરની સાથે રહેશો તો નિંદાખોરી આવશે, ઉડાઉની સાથે રહેશો તો ઉડાઉપણું આવશે અને ખાઉધરાની સાથે રહેશો તો ખાઉધરાપણું આવશે પછી આખો દિવસ ખાવાની અને ઉડાવવાની વાતો જ યાદ આવશે મતલબ કે જેની પાસે કે જેની સાથે રહેવાનું હોય તેના જીવનની પહેલા પરીક્ષા કરો અને પછી તેનો સંગ કરો

એક વખત લખનૌની બલરામ હોસ્પિટલમાં એક છોકરાને રાખવામાં આવ્યો હતો તે ફક્ત માંસ જ ખાતો અને પશુઓની માફક કરડવા માટે દોડતો હતો તેની ચાલ પણ વિચિત્ર હતી મનુષ્યની માફક પગે ચાલતા પણ તેને આવડતું ન હતું તે હાથ અને પગ વડે, પશુઓની માફક ચાલતો હતો તે બોલી શકતો જ નહોતો તે ક્યારેક ઘૂરકતો અને ક્યારેક ચીડાતો હતો આનું કારણ એ હતું કે જન્મ પછી, થોડા વખતમાં કોઈ હિંસક પશુ તેને ઉપાડી ગયું હતું અને ત્યાર પછી લગભગ બાર વરસ સુધી તે ત્યાં પશુઓની સાથે ઉછર્યો હતો, પરિણામે તેનામાં મનુષ્યને બદલે પશુની પ્રકૃતિ આવી ગઈ મનુષ્યની એક પણ વાત તેનામાં ન આવી

કેટલાક દિવસ તેને મનુષ્યોના સંપર્કમાં રાખવામાં આવ્યો તો તેનામાં

અનુરૂપ બનશે કે ન તો પાણીને અનુરૂપ તે તો સર્વ બીજોનુ બીજ બની, સર્વનો સહયોગ લઈ પોતાનુ સ્વતત્ર અસ્તિત્વ ટકાવી રાખશે અને વૃક્ષરૂપે આગળ વધતુ જશે

આ જ વાત વિશિષ્ટ આત્માઓની હોય છે જે ખરાબ વાતાવરણમાં રહેવા છતા ખરાબીઓને પોતાનામા પ્રવેશ કરવા દેતા નથી પણ પોતાના સારાપણાના પરમાણુઓ દ્વારા ખરાબ વાતાવરણને સારુ બનાવે છે ગોશાલક મહાવીર સમીપે રહ્યો, તેથી તેની અશુભ વૃત્તિની અસર ભગવાન મહાવીર પર ન પડી પરતુ ભગવાન મહાવીરની શુદ્ધતાના કારણે, ગોશાલક, જીવનના અત સમયે બદલાઈ ગયો આ વાત એ વિશિષ્ટ આત્માઓની છે કે જેમણે વાસના પર વિજય મેળવ્યો છે પણ સર્વ સાધારણને માટે તો એ જરૂરી છે કે તે કુસસ્કારો અને કુસોબતથી બચે કારણ કે દુર્બળતાનો લાભ ઉઠાવો તે બહુ શીઘ્રતાથી આક્રમણ કરી શકે છે દૂધમા સાકરનો સયોગ થાય તો તે ગળ્યુ થાય છે જ્યારે મીઠાના સયોગે તે ફાટી જાય છે વાતાવરણમા રહેલા સુસસ્કારો જીવનમા સાકરનુ કામ કરે છે, તે આપણા જીવનને મધુર બનાવે છે, સુવાસિત બનાવે છે

આપ જાણો છો કે કોયલા વેચનારના હાથ કાળા જ રહે છે અને દૂધ વેચનારના હાથ સુવાસિત જેવા કાર્ય અને જેવુ વાતાવરણ હશે, તેવો જ રગ જીવનમા આવશે મુબઈના કુશળ નાગરિકો સુસસ્કાર અને સત્પુરુષના સમાગમરૂપો સુવાસિત અત્તર વડે પોતાના જીવનને સુવાસિત બનાવે એ જ શુભ કામના

તા. ૨–૮–૫૯ જૈન ઉપાશ્રય,- માટુગા.



## ૨૧. વિચારશુદ્ધિ

આચારશુદ્ધિ પહેલા વિચારશુદ્ધિની આવશ્યક્તા છે કાર્યની પવિત્રતા તે પાછળ રહેલા વિચારોની પવિત્રતા ઉપર આધાર રાખે છે આજે આચારશુદ્ધિ જાળવવા માટે ઘણા પ્રયત્નો કરવામા આવે છે લાંબી પહોળી સાધના, મોટી મોટી તપસ્યાઓ એ બધુ જ આ આચારશુદ્ધિ માટે છે, પરતુ આચાર પહેલા વિચાર આવે છે કોઈ પણ ક્રિયા કરતા પહેલા માનવી પોતાના મનમા એક લક્ષ્ય ધારી લે છે તેના પર વિચારવિમર્શ કરે છે પછી જ એના આધારે ચાલે છે; માટે વિચાર જ કાર્યની ભૂમિ છે

વહાણ વડે હજારો માણસો નદી પાર કરે છે પણ ઘણી વાર તમને એમ સાંભળવા મળ્યુ હશે કે, વહાણ ઊધુ વળી ગયુ અને તેમાના મુસાફરો પાણીમાં ડૂબી મર્યા આવી બીના તમે અનેક વાર સાંભળી હશે તો આનો અર્થ એ થયો કે તરાવનાર છે તે જ વહાણ ક્યારેક ડૂબાડનાર પણ બને છે. તો આ દુર્ઘટનાની જવાબદારી કોના પર આવે છે? જે સાધન આત્માને સિદ્ધિ તરફ લઈ જાય છે તે જ ક્યારેક ક્યારેક વચ્ચે જ જળપ્રવાહમાં ડૂબાડી દે છે તો એ માટે જવાબદાર કોણ? નાવનો નાવિક જો કુશળ ન હોય, એનુ લક્ષ્ય સ્થિર ન હોય તો નૌકા ઊંધી વળી જાય છે તેમ આત્મા જો અસાવધાન હોય, વિચારોના તરગોમા એણે પોતાની નૌકાને છોડી દીધી હોય, તો એ ભટકાઈ પડવાનો જ

દાન અને તપની સાધના શ્રેષ્ઠ સાધના છે પરતુ શુ ક્યારે ય પણ તમે એવુ બન્યુ સાભળ્યુ છે કે, માણસ દાન દેવા છતા યે નરકમા ગયો હોય? તમારો આત્મા આ માટે શુ કહે છે? આગમના પાના ઉથલાવો. તમને તેમાથી જાણવા મળશે કે દાન દેનાર પણ કોઈ કોઈ નરકે ગયા છે. તપસ્વી સાધકની ગાડી પણ ક્યારેક ઊધી વળી જાય છે. તમને સદેહ થતો

લાગે છે! કારણ કે આજ સુધી તમે સાંભળતા આવ્યા છો કે દાનથી તો સ્વર્ગના દ્વારે પહોંચાય છે તે આજે આ મહારાજ શું કહી રહ્યા છે! પણ મારી વાત સાચી છે નાગશ્રીએ દાન કર્યું હતું ને! એક મહાન તપસ્વી સાધક એને દ્વારે આવ્યા. એ ઇચ્છત તો એ પવિત્રતમ સંતને પૂજી પોતાની જાતને ધન્ય બનાવી લેત. ત્યાગની પવિત્ર ગંગામાં પાપની કાલીમાને ધોઈ શકત. પરંતુ એની અશુભ વિચારધારા જ એને પુણ્યપથે જતાં રોકી રહી. એણે દાન દીધું મુનિના પાત્રમાં કડવી વસ્તુ નાખી. કડવો પદાર્થ તો વેર પણ આપે જ છે! શું કોઈ વેળા કોઈ મુનિ મહારાજને કડવું પ્રસાદ નહીં આપ્યું હોય! જરૂર આપે છે પણ તેથી શું તે નરકનો પથિક બની જશે ખરો! કદાપિ નહિ. વસ્તુમાં કડવાશ ભલે હોય પણ હૃદયમાં તો મીઠાશ જ હોય.

નાગશ્રી પાસે હૃદયની મીઠાશનો અભાવ હતો. એના અશુભે સંતને સંતરૂપે પિછાણ્યા નહીં તે પોતાની ભૂલને છુપાવવા ખાતર તેમનો ઉપયોગ કરવા ચાહતી હતી. તેણે તૂંબડાનું શાક બનાવ્યું હતું તેમાં મસાલો પણ પડ્યો નાખ્યો હતો તાજું ઘી પણ રેડ્યું હતું પણ શાક તૈયાર થતાં તેણે ચાખ્યું તો જણાયું કે તૂંબડું તો કડવું છે બસ આ જ એની ભૂલ હતી. પહેલાં વસ્તુ તૈયાર કરી લીધી પછી ચાખવા બેઠી તમે તો કદી આવી ભૂલ કરતા નથી ને! પહેલાં કોઈ અંગે ખોટો ભાવ મનમાં સ્થાપી લેવો અને પછી એના આધારે ચર્ચા કરવી, એ પણ એક એવી જ ભૂલ છે પરિક્ષા અને પરીક્ષા વિના કોઈના અંગે પૂર્વગ્રહ બાંધી લેવો તે પણ બુદ્ધિમત્તાનું કામ નથી. પહેલાં ખોટી ધારણા બનાવી લેવી અને પછી એ આધારે વાત કરવી તે અયોગ્ય છે કારણ કે મનમાં પહેલેથી જ ખોટી ધારણા બેઠેલી છે આવી સ્થિતિમાં કોઈ પણ વસ્તુનો સાચો નિર્ણય થઈ શકાય નહિ. પહેલાં જોવું અને પછી નિર્ણય કરવો.

નાગશ્રીએ વિચાર્યું તો તેને પોતાની ગંભીર ભૂલ થઈ જણાઈ તેને થયું પરિવારના લોક જમવા આવવાના છે આ શાક તેમના ભાણામાં જશે તો સૌની સામે મારું અપમાન પ્રદર્શન થશે. તે જ સમયે પધાર્યા તપસ્વી સાધક ધર્મરુચિ! આ રે એમની એક મહિનાની તપશ્ચર્યાનું પારણ હતું નાગશ્રીએ જોયું કે આ સારી તક છે સાધુ આવી ગયા છે બધું જ શાક એમના પાત્રમાં ઠાલવી નાખું કચરો ફેંકી આવવો. સંતને સંતરૂપે નહિ જોતાં એક કચરાપેટીની રૂપરૂપે એમનો ઉપયોગ કરવા ધાર્યો. પરિણામે

નાવડી ઊલટી ગઈ જેનો આશરો લઈ તે મુક્તિ ભણી પેગલું ભરી શકતી હતી તે હવે આ કૃત્યથી નરકના દ્વારે પહોંચી ગઈ.

તરવાના સાધનો જેમને મળ્યા, તે સૌ શું તરી ગયા છે ખરા? તરનાર તો અનંત છે, તો તરવાના સાધનો મેળવ્યા છતા ડૂબી મરનારાઓની સંખ્યા પણ કંઈ ઓછી નથી કારણ શું? કારણ કે તેઓને સાધન તો મળ્યા પણ તરવાની કળા તેઓ શીખ્યા નહિ •

જે ક્રિયા જોડે પુનિત ભાવનાનો સંબંધ જોડાઈ જાય છે તે ક્રિયા પણ પવિત્ર બની જાય છે મનના પવિત્ર સંકલ્પો આસપાસના વાતાવરણને પવિત્ર બનાવે છે. તળાવમા એક કાંકરો ફેંકો તો એની લહેરો ઊઠે છે અને એક પછી એક તે કિનારા સુધી પહોંચે છે તેની જ રીતે આપણા મનના પરમાણુઓ પણ સમાજમા લહેરો બની આગળ વધે છે આ જ કારણ છે કે તીર્થંકર-દેવના સમવશરણમા સિંહ અને બકરી સાથે સાથે બેસી શકતા હતા બકરીના મનમા ભય રહેતો નહોતો કે સિંહ તેને ભરખી જશે, તેમ સિંહના મનમા એ ક્રૂર ભાવ ઉત્પન્ન થતો નહોતો કે હુ બકરીને ખાઈ જાઉં। બકરીના મનમા ભય નથી તેથી સિંહ પણ પોતાની ક્રૂરતા ભૂલી ગયો છે આ છે એક પવિત્ર વ્યક્તિના પવિત્ર વિચારોનો પ્રભાવ

તીર્થંકર-દેવનુ સમવશરણ તો તમારે માટે બહુ દૂરની વસ્તુ છે પરંતુ આ તો તમારા અનુભવની વાત છે કે જ્યારે તમે તમારા પુત્રને પ્યારથી એક થપાટ મારી દો છો, ત્યારે થપાટ ખાઈને પણ તમારુ બાળક હસતું રહે છે, એને ક્રોધ આવતો નથી તેમ તે રોતુ પણ નથી ઊલટું કદી કદી તો તે પ્રેમના આવેગમા તમને બાઝી પડે છે પરંતુ તમે જો ક્રોધે ભરાઈ એના કાનને પણ સ્પર્શ કરી લેશો તો જોરથી રડી પડશે કારણ કે પહેલા તમારા દિલમા પ્રેમ હતો, જ્યારે આ વખતે ક્રોધે એનુ સ્થાન લઈ લીધું છે. વિચારોમા રહેલા પરિવર્તને કેટલો ફેરફાર લાવી મૂક્યો। પહેલા થપાટ ખાઈને પણ બાળક તમને ચોંટી પડ્યુ હતું અને હવે ફક્ત અંગુલી-સ્પર્શથી તે ચીસ પાડી ઊઠ્યુ અને દોડી જઈને એની માતા પાસે ફરિયાદ કરી દીધી "મા, બાપુજી સારા નથી તે તો મને મારે છે" એની ફરિયાદ પરથી તો કદી દેવીજી તમારા પર નોટીસ બજાવી દે છે કે જુઓ હવેથી બાળકને મારશો નહિ આપણે કંઈ દસ-વીસ દીકરા નથી શુ તમને આ એક પણ ગમતુ નથી? બસ, જુઓ કેવુ સ્વરૂપ લઈ લીધુ આ વાતે?

એ વિચારોનુ ઊતરાણુ-ચઢાણુ એવુ હોય છે કે, પ્રસન્નચન્દ્ર રાજર્ષિ

કે તે કોઈ સંપ્રદાયનો માણસ નથી પણ વિશ્વનો માનવી હોય છે. તારક મહાપુરુષ ભગવાન મહાવીરના કાનોમાં એક અજ્ઞાન વ્યક્તિએ ખીલા ઠોક્યા હતા એ વાતને આજે અઢી હજાર વર્ષ વીતી ગયા તેમ છતાંય તે વાત આજ જીવિત છે અને જ્યારે તે સાંભળવામાં આવે છે ત્યારે તે મહાન ક્ષમાશીલ પ્રત્યે સાધકનું મન શ્રદ્ધાથી નમી પડે છે. સાંભળનારનું દિલ દુઃખ અને કરુણા વડે ભરાઈ જાય છે પરંતુ શું અઢી હજારના લાંબા કાળ-પ્રવાહમાં આવી બીના ફરી ક્યારેય બની નહિ હોય? ના, આવી અનેક બીનાઓ બન્યા કરે છે. રતલામમાં એક બહેનને કોઈએ મસ્તક પર ખીલા ઠોક્યા હતા પણ એને કોઈ પણ યાદ કરતું નથી, અને ભગવાન મહાવીરને જ દુનિયા શા માટે યાદ કરે છે? શા કારણે એ કરુણ કથા સામે આવતા ભાવુક મનવાળી વ્યક્તિઓની આંખો ભીની થઈ જાય છે? એનો એક જ જવાબ હોઈ શકે કે તે વિરાટ પુરુષના પવિત્ર વિચારોનો જ એ પ્રભાવ છે.

એક પ્રશ્ન છે, વિચાર તો સૂક્ષ્મ છે તે બહારના વાતાવરણને કોઈ રીતે પ્રભાવિત કરી શકે છે? તમારો પ્રશ્ન ઠીક છે પણ તમે જાણો છો વિચારોના પરમાણુ હોય છે અને તે શુભ અથવા અશુભ ગમે તે જાતમાં હોય પણ એ વિચારો જ્યારે મનમાં ઊઠે છે ત્યારે તો આપણાં શરીરને તથા બહારના વાતાવરણને પ્રભાવિત કરી જાય છે. વૈજ્ઞાનિકોએ આ અંગે શોધ કરી છે તેમણે બતાવ્યું છે કે, હૃદયમાં જ્યારે કોઈ ભાવની તીવ્રતા આવે છે, ત્યારે એમાંથી જુદા જ પ્રકારની ગંધ ફેલાય છે આપણે એને જાણી શકીએ નહિ કારણ કે, ઘ્રાણ-શક્તિ એટલી તીવ્ર નથી પરંતુ જે જે પ્રાણીઓને તીવ્ર ઘ્રાણ-શક્તિ પ્રાપ્ત છે તેઓ તો એને તરત ગ્રહણ કરી લે છે. જ્યારે આપણા મનમાં ભયનો ભાવ આવે છે ત્યારે શરીરમાંથી એક પ્રકારની તીવ્ર ગંધ નીકળે છે, જે પશુઓ માટે અસહ્ય બની જાય છે એ જ કારણ છે કે જો ભયભીત બની કોઈ પશુની પાસે પહોંચે તો એ ભડકી ઊઠે છે ને ક્યારેક તો મારવા પણ તૈયાર થઈ જાય છે પણ તમે જો નીડર બની તેમની પાસે જશો તો તેઓ ચૂપચાપ ઊભા રહેશે, એમનામાં કશી વિશેષ પ્રકારની હિલચાલ નહિ દેખાય. તમે સાંભળ્યું હશે કે જે વ્યક્તિઓ બહુ જ બચી બચીને ચાલતી હોય છે, તેમને ક્યાંક ને ક્યાંક સાપ વીંછીનો ભેટો થઈ જાય છે।

એ તો તમારા અનુભવની વાત છે કે, જ્યારે મનમાં ભયની ભાવના તીવ્ર રૂપ લે છે ત્યારે હૃદયના ધડકવાનો વેગ વધી જાય છે, રૂંવાડા ઊભા થઈ

જાય છે અને પરસેવો જ છૂટે છે આ છે આપણા વિચારોની શરીર પરની પ્રતિક્રિયા. જો ક્રોધની ભાવના કરી તો પણ શરીરમાં વિકૃતિ આવી જાય છે. આંખો લાલ થઈ જાય છે વાણી અસ્થિર બની જાય છે તેમાં કંપારી છૂટે છે ઈર્ષ્યાની ભાવના અંગે ડૉક્ટરોનું કહેવું છે કે જ્યારે આ ભાવના મનમાં આવે છે ત્યારે પિત્તાશયની થેલીમાં એક જાતની [illegible] થઈ જાય છે અને એ ગ્રંથીમાંથી રસ ઝરવા લાગે છે

વીસમી સદીના વૈજ્ઞાનિક યંત્ર દ્વારા શોધ કરીને આ રહસ્ય બતાવે છે પરંતુ ભારતના ઋષિઓ હજારો વર્ષો પૂર્વે ધ્યાન અને નિદિધ્યાસન વડે અંતરની ભાવનાઓને જાણી લેતા હતા. ઋગ્વેદમાં ઋષિઓએ બતાવ્યું છે કે મનુષ્યના ચિત્તમાં જ્યારે કોઈ ભાવના બળવાન બને છે ત્યારે શરીર માંથી એક પ્રાણસૂત્ર બહાર આવે છે આ જ કારણ છે કે રાત્રે ચોરને દેખતાં જ કૂતરાં ભોં-ભોં કરવા લાગે છે ઘરના છાપરે બેસી કોઈ કાગડો બોલે છે ત્યારે તમે વિચારવા લાગો છો કે આજે કોઈ પ્રિયજન આવવાના છે. કોઈ અતિથિ આવે અથવા ન આવે પરંતુ સ્નેહીનું પ્રાણસૂત્ર તમારા મનને આકર્ષી જાય છે આ આજની જ નહિ પણ પ્રાચીન યુગની વાત છે આજે તો પત્ર અથવા તાર આવી જાય કે અમુક તારીખે અમુક ટ્રેનમાં દેશમાંથી સગાસંબંધીઓ આવવાના છે તો મન કંપી ઊઠે છે કે એ પાછા ક્યારે જશે અને તેઓ જો ઓપરેશન કરાવવા આવતાં હોય તો તમે વિચારો છો કે તાર લખી નાખું કે હમણાં મારું સારું નથી, ઘરમાં બહુ ઘટે છે ડૉક્ટર કહે છે કે હમણાં ઓપરેશન કરવું ઠીક નથી આવી સો-સો વાતો લખી પણ નાખશો કે જેથી આવવાનું નામ જ ન લે.

પણ પ્રાચીન યુગમાં કાગડાનો શબ્દ સાંભળીને મન બોલી ઊઠતું કે કોઈ મહેમાન આવવાના છે તેમના આગમનના સમાચારથી મન પ્રસન્નતા અનુભવતું હતું પછી સ્નેહી ભલે આવે કે ન આવે પણ તેમના પ્રાણ-સૂત્રો તમને આકર્ષે છે તમે એ જાણો છો કે કાચબો પોતાના ઈંડાંનું પોષણ સ્વયં કરતો નથી. પરંતુ તેમને કાંઠાની રેતીમાં રાખી આંતરિક પ્રભાવ વડે તેમનું પોષણ કરે છે કાચબાને જો ત્યાંથી ઉઠાવી લેવામાં આવે તો ઈંડાં નિર્જીવ બની જશે. કાચબાની સ્નેહ-ધારા જ એમનું પોષણ કરતી હોય છે.

કોઈ સભામાં જો થોડો કોલાહલ મચી રહ્યો છે નોકર આવે છે તે બૂમ પાડી કહે છે શાંતિ રાખો. પણ એનો અવાજ પેલા કોલાહલમાં સમાઈ જાય છે એની કશી અસર થતી નથી. સ્વયંસેવક આવે છે અને

શાંતિ જાળવવા માટે વિનવે છે. લોકો સાભળે છે પણ કોલાહલ તો તેવો જ ચાલુ રહે છે પછી નેતા આવે છે તેમણે તો ફક્ત આગળી વડે સકેત કર્યો ને સૌ કોઈ શાત થઈ ગયુ અધ્યક્ષ આવે છે ને તેમને જોઈને વધુ સ્તબ્ધતા છવાઈ જાય છે એટલે એ નિશ્ચિત છે કે પહેલી વ્યક્તિએ તીવ્ર ક્રિયા કરી તો પણ શાતિ ન થઈ, બીજા-ત્રીજાએ અલ્પ ક્રિયાઓ કરી જ્યારે ચોથાએ સૂક્ષ્મ ક્રિયા કરી પણ પ્રભાવ તો ક્રમે ક્રમે વિશિષ્ટ જ રૂપે પડતો રહ્યો આનુ કારણ એ છે કે, જેની ભાવનાઓ શુદ્ધ હોય છે તેનુ જ વ્યક્તિત્વ જનસમુદાયના હૃદય ઉપર પ્રભાવ પાડી શકે છે

આધ્યાત્મિક ક્ષેત્રે વિચારશુદ્ધિનુ મહત્ત્વપૂર્ણ સ્થાન છે તમારે આત્માના રાજ્યમા પહોચવુ હશે અને તે તમે બધુ તમારી સાથે લીધુ હશે, પણ જો વિચારશુદ્ધિનો અભાવ હશે તો તમે અધ્યાત્મનો રસ માણી નહિ શકો સાચી રીતે વિચારવામા આવે તો વિચારશુદ્ધિ વિના ધર્મ ટકી શકે નહિ એક ચિત્રકાર પાસે રગની પીછી છે અને તે કળાવિદ્ પણ છે તેના ચિત્રો જાણે સજીવ છે આવો ચિત્રકાર પણ તેની કુશળતા ગમે તેટલી હોય પણ તે ગદા-મેલા કપડા ઉપર પોતાની હથોટી બતાવી શકશે નહિ કુશળ કળાકાર કદી આવુ કામ કરવા તૈયાર નહિ થાય અને તેમ છતાં ય એ જો એવુ દુસાહસ ખેડશે તો એનો બધો જ શ્રમ અને કળા વ્યર્થ નીવડશે: કારણ કે એનો આધાર શુદ્ધ નથી તેવી જ રીતે માણસના મનની ભાવના જો પવિત્ર નહિ હોય તો તેના પર રચાતુ ધર્મનુ ચિત્ર પણ કદી સુદર બની શકશે નહિ શ્રમ કર્યો, ઉપવાસ કર્યા તેમ કઠોર સાધના પણ કરી, પરતુ મનનુ જો પરિમાર્જન કર્યુ નહિ હોય તો બધી જ સાધના અર્થહીન નીવડશે

તમે વાસણ ઉટકો-માજો છો આપણી મુબઈની માતાઓ તો આ ઝઝટથી મુક્ત બની ગઈ છે! આ કામને ઝઝટ માનો છો પણ રોટલા ખાવા એ ઝઝટ નથી વાસણ માજવા એને ઝઝટ માનો છો એટલે ઘાટી એક દિવસ જો હડતાલ પાડે તો તમારા માથે મોટો પહાડ ઊતરી પડ્યો હોય એવુ તમને થાય છે હા, તો તમે અથવા તમારો ઘાટી વાસણ એવા માજે છે કે બસ, મોઢુ જ જોઈ લો અને દિવાળીના દિવસોની તો વાત જ કાઈ ઓર, વાસણ માજ્યા અને કપડા પણ શુદ્ધ કર્યા જરા ગદુ થયુ કે, સનલાઈટ સાબુ ઘસ્યો જ છે આ બધુ સાફ કર્યુ પણ મનને માજ્યુ કે નહિ? કે એને અશુદ્ધ જ રહેવા દીધુ?

જવાબ વાળ્યો કે, 'જંગલીઓમાં નિંદા કરનારાઓ અને પાળેલામાં મસ્કાપોલીશ ખુશામત કરનારાઓ.''

રાવણના આવા ખુશામતખોર સાથીઓએ એના વિચારનું સમર્થન કર્યું. કારણ આવા માણસો પાસેથી દરેક સારા અથવા ખરાબ વિચારોનું સમર્થન જ મળે છે. કોઈ સિદ્ધાન્ત પ્રત્યેની વફાદારીને તો તેઓ જાણતા હોતા જ નથી. વ્યક્તિ પ્રત્યે તેમની વફાદારી ત્યાં સુધી જ રહે છે કે, જ્યાં સુધી તેની દ્વારા એમનો સ્વાર્થ પોષાતો રહે. એ પણ યાદ રાખવું જોઈએ કે ચાપલુસી અને વફાદારી એ બન્ને જુદી જુદી ચીજો છે. વફાદાર સાથી તમારા સારા વિચારોનું સમર્થન કરશે, પરંતુ જ્યારે એ જોશે કે તમે ખોટા માર્ગે જઈ રહ્યા છો ત્યારે એ તમારો વિરોધ પણ કરશે.

રાવણના સાચા વફાદાર સાથીઓએ એના આ વિચારનો વિરોધ કર્યો. પોતાનો રોટલો મહીસલામત છે તો પછી બીજાનો રોટલો શા માટે છીનવવો જોઈએ? મનુષ્યનો એ સ્વભાવ છે કે જ્યારે એના હાથમાંનો રોટલો કોઈ ઝૂટવી લે ત્યારે તે ખૂણે બેસી રડે છે, પરંતુ જ્યારે એ પોતે જ બીજાનો રોટલો ઝૂટવી લે છે ત્યારે તે આનંદથી હસે છે. સત્તાના નશામાં ભાન ભૂલેલો રાવણ પોતાના સાચા સાથીઓના વિચારને શા માટે ગણકારે? એણે કહ્યું, 'તમારા જેવા નામર્દોની સલાહ પ્રમાણે ચાલું તો, હું ત્રણ દિવસ પણ રાજ્ય કરી શકું નહિ.'

અને એ તો લંકા પર વિશાળ સેના લઈ દિગ્વિજય કરવા નીકળી પડ્યો. વીરતા અને ઉત્સાહઘેલી સેના જ્યાં જ્યાં ગઈ ત્યાં ત્યાં એને વિજય મળ્યો. સર્વત્ર રાવણની વિજયપતાકા લહેરાવા લાગી. રાવણની મદોન્મત્ત સેનાએ ઉત્તરે આવેલી કૂબેરની રાજધાની અલકા ઉપર છાપો માર્યો. રાવણની સેના સામે કૂબેરની સેના ટકી શકી નહિ. પોતાના સૈનિકોને હતોત્સાહ જોઈ કૂબેરે પોતાના સેનાપતિને બોલાવી સેનાને પાછા ફરવાનો આદેશ આપ્યો.

કૂબેરની પાસે અશાલિકા વિદ્યા હતી. એના વડે એણે અલકાની ચારેય બાજુ અગ્નિનો કિલ્લો ઊભો કરી દીધો. કોઈની તાકાત નહોતી કે આ જ્વાલાના કિલ્લાને પાર કરી આગળ વધી શકે. પરિણામે રાવણની સેનાએ હથિયાર હેઠાં મૂક્યાં.

રાવણે સેનાનો ઉત્સાહને મંદ થતો જોયો ને એ ચિંતામાં પડી ગયો. તે વિચારવા લાગ્યો કે હજુ સુધી તો મેં સર્વત્ર વિજયપતાકા જ લહેરાવી છે અને અહીં જો આમ પરાજય મળશે તો પહેલાં મેળવેલો વિજય પણ

પરાજયમાં પરિણમ્યા. તમે એવી રીતે કદી વિચાર્યું છે ? કેટકેટલી ભૂમિ પર વિજય મેળવ્યા બાદ તમે અહીં સુધી પહોંચ્યા છો. તમે નિગોદ પર વિજય મેળવ્યો ત્યાંથી બાદરમાં આવ્યા. એકેન્દ્રિયથી બેઇન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરેન્દ્રિયમાં આવ્યા. ત્યાંથી વળી અસંજ્ઞી પંચેન્દ્રિય પર આવી તે પર વિજય પ્રાપ્ત કરી સંજ્ઞી પંચેન્દ્રિયમાં આવ્યા. સંજ્ઞી પંચેન્દ્રિયમાં ચરીદ-પરીદ બધાં આવે છે ત્યાંથી પણ આગળ વધી તમે મનુષ્યભૂમિ ઉપર આવ્યા. મનુષ્યમાં પણ કેટલીક એવી જાતિઓ છે જે ઉંદરોનું અથાણું બનાવી ખાતી હોય છે. તેના પર પણ વિજય પ્રાપ્ત કરી તમે આર્યત્વ મેળવ્યું છે. આજ જૈન ઘેર અવતર્યા છો. હવે જો અહીં હારશો તો સમગ્ર વિજય પરાજયમાં પલટાઈ જશે. આગમ વાણી છે કે આત્મા ત્રસ રૂપે બે હજાર સાગરથી વધુ રહેતો નથી. આવી સ્થિતિમાં જો તમે વિકારો ઉપર વિજય મેળવી લેશો તો પછી તમે સર્વત્ર વિજયી જ બનશો. નહીંતર ફરી સ્થાવરની ભૂમિ પર જવું પડશે.

એક ભક્ત કવિએ કહ્યું છે કે

अब न बनी तो फिर न बनेगी
नरतन बारंबार नहीं मिलता
तेरी जवानी भरम मे भुलानी
गुरु पितु मात की बात न मानी
ममनी तोरी तोहे फिर न बनेगी ॥ अब न बनी तो

મહાકવિ સુરદાસ સંકેત કરી રહ્યા છે માનવદેહના મૂલ્યને તમે નહિ જાણો તો ખરેખરની હાર થશે. જીવનમાં જો સદ્ગુણોની સુવાસ ભરી હશે તો આ માટી સોના કરતાં પણ મોંઘી બનશે. નહીંતર પરાજયનાં આંસુ સિવાય બીજું કશું બાકી રહેશે નહિ.

રાવણ વિચારે છે સર્વત્ર વિજય-દુંદુભી બજાવી પણ હવે પરાજયની વેળા સામે આવી ઊભી છે. પરંતુ વિચારવાનું તો એ છે કે રાવણના મન ઉપર દુઃખનો આ ભાર કોણે મૂક્યો છે ? કહેવું પડશે કે એના મનની તૃષ્ણાએ જ આ દુઃખને આમંત્રણ આપ્યું છે. નહીં તો શું એને ખાવાના રોટલાનો તોટો હતો ? રોટલા તો શું એ બદામ અને પીસ્તા પણ ખાતો હોત તો ય કદી કમી નહોતી. તનની ભૂખ તો શાંત હતી તે કશું માગતી નહોતી પણ મન ભૂખ્યું હતું. મનની ભૂખ કંઈક એવી વિચિત્ર છે કે તે જેમ જેમ

તમે એને પૂરતા જશો તેમ–તેમ એમા વધુ ને વધુ ખાડો પડતો જશે. કોઈની પાસે જો સો રૂપિયા હશે તો મન બોલી ઊઠશે, સોથી શુ બનશે, હજાર મળી જાય તો એકાદ નાની એવી હાટડી માડી દઉં કમી કેટલાની છે? નવસોની

હજાર જો મળી જાય તો મન માગશે, હજારથી શુ થાય, પચાસ હજાર હોય તો દુકાન પણ સરખી ચાલે હવે કમી કેટલાની છે? ચાલીસ હજારની છે પચાસ હજાર પણ જો મળી જાય તો મન કહેશે, લાખ થઈ જાય તો સારો એવો બગલો લઈ લઈએ, એક મોટર પણ લઈ લઇએ. હવે કમી છે પચાસ હજારની મનની માગણી જેટલી તમે પૂરી કરતા જશો તેટલો જ ખાડો તેમા વધુ પડતો જશે હા, એક જ વસ્તુ એને પૂરી શકે છે, અને તે છે ઇચ્છાનિરોધ ઇચ્છા પર અકુશ રાખશો અને પરિગ્રહને સીમિત બનાવશો તો પછી મન તમારી પાસે કશુ ય નહિ માગે

રાવણ પાસે અસીમ સપત્તિ હતી, પણ એની પાસે સતોષરૂપી સપત્તિ નહોતી તેથી તે ચિતાની લહરોમા અટવાઈ પડ્યો હતો

આ બાજુ કુબેરની પત્ની હેમા બાળપણથી રાવણરાજ પ્રત્યે સ્નેહભાવ રાખતી હતી એણે શરમ તજી પોતાના પિતા પાસે પોતાની આતરિક ઇચ્છા પણ રજૂ કરી હતી એના પિતાએ રાવણરાજની પાસે હેમાના લગ્નનો ઠરાવ લઈને દૂત પણ મોકલ્યો હતો, પરતુ તે વખતે રાવણ દિગ્વિજયની તૈયારીમા હતો તેથી તેણે ના પાડી દીધી એટલે વિવશ બની હેમાના પિતાએ એનો સબધ કૂબેર જોડે બાધ્યો હતો, હેમા રાણી બની કૂબેરના મહેલમાં આવી હતી, છતા ય રાવણને વિસરી શકી નહોતી એટલે રાવણને નગરીની બહાર આવેલો જાણી મહારાણી હેમાના મનમા એક દુર્ભાવના પેદા થઈ આવી એણે વિચાર્યું, રાવણ અત્યારે કઠોર પરિસ્થિતિમા સઘર્ષ કરી રહ્યો છે જો આવે વખતે હુ એને સહાય કરુ તો તે મને પોતાની રાણીઓમા સ્થાન આપવા તૈયાર થઈ જશે

એણે પોતાની દાસીને બોલાવી અને કહ્યુ 'હુ આજે તને એક એવી વાત કહેવા માગુ છુ કે મે આજ સુધી કોઈ ને ય કહી નથી' આ સાભળી દાસી બોલી 'મારા વહાલા સ્વામિની, જે વાત કોઈ ને કહી નથી તેવી વાત મને પણ કહેશો નહિ' આ પણ મનની પવિત્રતા છે

દાસી ભણેલીગણેલી નહોતી છતા કેવો સુદર જવાબ આપ્યો એણે !

કવિ મોહની ચોરની સાથે તુલના કરે છે કુશળ ચોર ચોરી કરવા માટે ઘરમા પ્રવેશે છે ત્યારે એનું પ્રથમ કાર્ય હોય છે, દીવાને ઓલવવાનુ, જેથી તે અંધારામાં પોતાનું કામ કરી શકે આ મોહ પણ ચોરનો ભાઈ છે. જ્યારે એ મન-મંદિરમા પ્રવેશ કરે છે ત્યારે સર્વ પ્રથમ તો એ જ્ઞાનદીપકને ઓલવે છે, પછી સદાચારરૂપી દોલત-ધનને ચોરે છે

રાણીનો વિવેક-દીવડો રામ થઈ ગયો હતો એણે ધમકાવીને દાસીને કહ્યું 'હુ તારી પાસેથી ઉપદેશ લેવા બેઠી નથી તારે જો આ કામ ન કરવુ હોય તો ના પાડી દે પણ યાદ રાખજે, તારો આ નકાર તને બહુ ભારે પડી જશે તું અને તારુ આ બાળક આ દુનિયામા વધુ દિવસ ટકી શકશો નહિ!' સત્તા અને ભયની સામે દાસી નમી પડી, અને ગઈ રાવણ પાસે. રાવણ પોતાના મુકામ પર બેઠો-બેઠો વિજયની થરથરતી દીવાલોના ભાવિ ઉપર વિચારી રહ્યો હતો

દાસીએ અભિવાદન કરતા કહ્યુ 'આપ જ લંકાના સમ્રાટ રાવણરાજ છો ને?' રાવણે સ્વીકૃત સૂચક માથુ હલાવ્યુ દાસી આગળ વધી 'એમ જણાય છે આપ બહુ ચિંતામા છો મને લાગે છે કે આપની ચિંતાનું કારણ છે આ અલકાનગરીની ચારેય બાજુ સળગતી અગ્નિ-જ્વાલાઓ, જે આપને વિજયના સંદેહમા ભમાવી રહી છે હુ ઇચ્છુ છુ કે તમને હું આ બાબતમા મદદ કરુ એક ક્ષણમા આ અગ્નિ કિલ્લો શાંત થઈ શકે છે અને આપનો પરાજય વિજયમા પરિણમી શકે છે, પણ એ માટે આપે મારી એક શરત સ્વીકારવી પડશે''

રાવણને આ નારીની વાતમા કંઈક તથ્ય જણાયુ વિજય એના મગજમા શાસન જમાવી બેઠો હતો વિભીષણ સમા રાજનીતિજ્ઞની બુદ્ધિ પણ જ્યા હાર પામી હતી ત્યા આ એક નારી વિજયનો રાહ બતાવી રહી હતી, તેથી રાવણને એ વાતમા વિશ્વાસ બેસતો ન હતો છતાય ઉત્સુકતા ખાતર એણે પૂછ્યુ 'વિજયનુ વરદાન લઈને આવનાર તું કોણ છે? તારો જરા પરિચય તો આપ તારી શરતનુ રૂપ કેવુ છે એ સ્પષ્ટ કર શું કૂબેરરાજ વતી કોઈ સંધિ-પત્ર લઈને આવી છો?''

દાસીએ કહ્યુ 'હુ કૂબેરરાજની રાણી હેમાની દાસી છુ અને તેમની વતી જ આવી છુ. હુ સંધિ-પત્ર લઈને આવી નથી સમર્પણ-પત્ર લઈને આવી છુ સમસ્ત અલકાનગરી તમારી થઈ શકે છે, પણ શરત એ છે કે

અલકાની પહેલાં અલકાની રાણીને તમારે પહેલાં તમારી રાણી બનાવવી પડશે. તમે જો એનો સ્વીકાર કરશો તો વિજય તમારા ચરણોમાં હશે."

રાવણે બધું સાંભળી લીધું. એણે કહ્યું: ભોળી દાસી, રાવણની જોડે આવી વાત કરતાં તને શરમ નથી આવતી? યાદ રાખ, અલકા તો શું સમગ્ર પૃથ્વી ચાલી જાય અને મારે રાજ્ય છોડી વન-વગડામાં જવાનો પ્રસંગ આવે તોય રાવણ એને મંજૂર કરશે. પરંતુ મહર્ષિઓ દ્વારા બનાવેલી સદાચારની રેખાનું ઉલ્લંઘન કરવા રાવણ કદી તૈયાર નહિ થાય. તું જઈ શકે છે અને તારી મહારાણીને રાવણની આ પ્રતિજ્ઞાની જાણ કરજે.

દાસી નાનું-શું મોઢું લઈ પાછી વળી. એની ગતિમાં વિષાદ હતો. વિભીષણ સામેથી આવી રહ્યો હતો. એ કળી ગયો કે આ નારી જતી વેળા પ્રસન્ન હતી અને હવે વળતી વખતે ઉદાસ મન લઈ જઈ રહી છે. રાવણ રાજે સત્તાના મદમાં ક્યાંક નારી-જાતિનું અપમાન તો નહિ કર્યું હોય ને? તે પાસે આવ્યો અને દાસીને પૂછ્યું. દાસીએ વિતક સંભળાવ્યું. વિભીષણે જોયું કે હું તો સંત બની અહીં આવ્યો નથી. વિજય મેળવવો છે તો રાજનીતિનો આશ્રય લેવો જ પડશે. તેણે હસતાં હસતાં કહ્યું: હું રાવણ રાજાનો ભાઈ વિભીષણ છું અને એમનું બધું કામ મારા પર રહે છે. દુનિયાની વાત તેઓ ટાળી શકે છે પરંતુ વિભીષણની વાત એમણે આજ સુધી કદી ટાળી નથી. તું ચિંતા ન કર, અને તારી મહારાણીને કહેજે કે તમારું કામ બની ગયું છે. વિભીષણ તમને આજથી જ પોતાની ભાભી માનવા લાગ્યો છે. પણ આ આશાલિકાના ઉપશમનનો મંત્ર તમારે મોકલવો પડશે.

ભોળી દાસી વિભીષણના વાક્ચાતુર્યને સમજી ન શકી. કાર્યસિદ્ધિની પ્રસન્નતા મેળવી એ મહેલમાં ગઈ અને રાણીને કહ્યું: સફળતા મેળવીને આવી છું. વિભીષણ તમને ભાભી માની બેઠો છે. રાણીનાં સ્વપ્નાં ફળ્યાં. એણે દાસીની સાથે આશાલિકાના ઉપશમનનો મંત્ર રાવણ પાસે મોકલાવી આપ્યો. બીજે જ ઘડીએ રાવણની સેનાએ અલકા ઉપર આક્રમણ કર્યું અને કુબેરરાજને કેદ કર્યો. અલકાનાં ભવનો ઉપર રાવણની વિજયપતાકા લહેરાઈ. કુબેરના હૃદય પર વીજળીના કડાકાની જેમ આ બીનાની અસર થઈ. તેણે વિચાર્યું: આશાલિકાના ઉપશમનનો મંત્ર મારી રાણી સિવાય બીજું કોઈ જાણતું નથી. મારું ઘર જ ફૂટ્યું તો દોષ આપવો કોને? જેને પોતાના માન્યા છે તે જ પોતાને મિટાવી દેવા તત્પર થાય તો એની ફરિયાદ કોને

કરવી ? સાચી વાત તો એ છે કે આપણને બહારનો કોઈ ભય નથી, ભય છે તો પોતાના કહેવાતા હોય એનો જ કારણ કે પોતાનો જ માણસ પોતાને પાડવા કોશિષ કરતો હોય છે

એક કવિએ કહ્યુ છે.

"દુનિયા મહી ના છે છરી,
જે કાચને કાપી શકે, જુઓ કાચની હીરાકણી,
પોતાતણુ પોતે હણે
નહી અન્ય ધાતુ કાષ્ઠ કે પાષાણ કાપે લોહને,
જુઓ છીણી લોખંડની, પોતાતણુ પોતે હણે"

કવિએ કેટલુ સુદર કહ્યુ છે! અનુભવની એરણે કસાયેલી વાણી બોલે છે દુનિયામા એવી કોઈ ચીજ નથી જે કાચને સીધુ કાપી શકે, પરતુ કાચની હીરાકણી જ કાચને કાપી શકે છે લોઢાને કાપવા માટે લાકડુ કે પથ્થર કામમા આવતા નથી, લોઢાની છીણી જ લોઢાને કાપે છે સાચી વાત તો એ છે કે પોતાનો પોતાને મિટાવે છે ગામનો કસાઈ જો લાખોપતિ બની જાય તો કોઈ વાણિયો જ માળા ફેરવતો હશે કે હે ભગવાન, આનુ દિવાળુ કે દિ' નીકળશે!

વ્યાખ્યાન બહુ કડવુ થઈ ગયુ છે, પણ ક્વીનાઈન પણ કડવી જ હોય છે ને! પણ મેલેરિયાનો તાવ જ્યારે ૧૦૫ ડિગ્રી સુધી પહોચી જાય છે ત્યારે ગળી ગોળીઓ કામ લાગતી નથી એના માટે તો ક્વીનાઈન જ કામ લાગશે. કોઈકે સાચુ જ કહ્યુ છે કે—

**यह व्याख्यान नही, ये गोलियाँ है,**
**जो रोगी को दी जाती है।**
**ये खाने में कड़वी लगती है,**
**पर सारा ही रोग मिटाती है।**

દવા કડવી હોય છે તો પણ તમે એ લ્યો છો જ. ઈંજેકશન તીખા-તીખા હોય છે તો પણ તમે તે લ્યો છો મારી વાત કડવી ભલે લાગે પણ તેમા સત્ય છે આજે આપણા સમાજમા આવુ જ જોવામા આવે છે, કે જ્યારે કોઈ આગળ આવે છે, કોઈ વિચારક મુનિ કાંઈક લખવા બેઠો, એની કલમે કંઈ જાદૂ કર્યો કે પુરાણપંથીઓની દુનિયામા જાણે ધરતીકંપ જ આવી જશે સમાજના કહેવાતા રક્ષકો એને નીચે પાડવાની જ કોશિષો

કરશે, એને મિથ્યાત્વી-ભ્રષ્ટાચારી કહેશે. એનું કારણ છે મનની ઈર્ષ્યા-જે કોઈની પ્રગતિને જોઈ શકતી નથી.

સમય ઘણો થઈ ગયો છે પશ્ચિમ કહે છે હવે બસ કરો. હા તો કુબેર વિચારે છે જેને મેં પોતાના માન્યા હતા તેણે જ મારી નાવડી ડુબાડી. હવે કોને પોતાના કહેવાં ! આ બાજુ હેમા વિભીષણ પાસે પહોંચી અને કહ્યું 'તમારું કામ થઈ ગયું છે હવે મારા કામમાં વિલંબ શા માટે ! વિભીષણે કહ્યું કેવી જે સલાહ હું મારા દુશ્મનને નથી આપી શકતો તે તમને શી આપી શકું ! સદાચારની પવિત્ર રેખાનું ઉલ્લંઘન કરી કોઈ પણ આજ સુધી શાંતિ પ્રાપ્ત કરી શક્યું નથી. વળી બીજી વાત એ છે કે રાવણના મહેલમાં તમે તે સન્માન પણ નહિ પામો જે તમને અલકામાં મળ્યું છે. ચાર નારીઓ વચ્ચે મોં ઉઠાવી વાત કરવા લાયક પણ તમે નહિ રહો માટે તમે ત્યાં જ રહો જ્યાં તમે હતાં. હેમા આ સાંભળી ખિન્ન થઈ બોલી- તમે વીર છો. તમે વચન આપ્યું હતું તેનું શું ! વિભીષણે હસતાં હસતાં કહ્યું હું મારા વચન પર આજે પણ મક્કમ છું. મેં તમને મારા ભાભી બનાવ્યાં છે કુબેરને મારો ભાઈ બનાવીશ. તેથી તમે મારાં ભાભી બની ચૂક્યાં છો.

વિભીષણ કુબેર પાસે પહોંચ્યો. કુબેર કારાગારમાં લોખંડની સાંકળે બંધાયેલો હતો. વિભીષણે કહ્યું ભાઈ કુબેર કેમ છો ! કુબેરે જવાબ આપ્યો ભાઈની આંખો ભાઈને જ્યારે કારાગારમાં બંધ જુએ છે ત્યારે આ કારાગાર અને આ હાથસાંકળો એની આંખોને ગમે છે ને ! કેમ ભાઈ શબ્દની વિડંબના કરી રહ્યા છો !'

વિભીષણે કહ્યું "કુબેરરાજ વધુ શરમાવો નહિ. એણે તે જ ક્ષણે કુબેરની સાંકળો છોડી નાખી, એનું રાજ્ય એને પાછું વાળ્યું અને પોતાની વાણીના પ્રભાવથી બે હૃદયો વચ્ચે જે દ્વેષ ઊભો થયો હતો તેને પણ વિભીષણે દૂર કરી દીધો. વાત અહીં સમાપ્ત થાય છે પરંતુ આપણે હવે એ જોવાનું છે કે રાણી હેમાના જીવનમાં આવી વિડંબના કેમ ઊભી થઈ ! એનો જવાબ છે એની અપવિત્ર વિચારધારાએ એના જીવનની શાંતિ ભંગ કરી હતી. બીજી બાજુ તમે જોયું કે રાવણને વિજય સાંપડ્યો અને તે સફળતા મેળવી પામ્યો છતાં પણ તે જ રાવણ રામથી શા માટે પરાજય પામ્યો હતો ! એનું એકમાત્ર કારણ એ છે કે અલકામાં એની પાસે વિચારોની જે પવિત્રતા

હતી તે રામની સામે રાખી નહિ એના વિચારો દૂષિત થયા પરિણામે એને રામને હાથે પરાજિત થવુ પડયુ

માટે જેવા કાર્યો હશે તેવુ પરિણામ આવશે. તેથી કહેવાયુ છે કે. "**परिणामे बन्ध**"। જેવા પરિણામ હશે તેવા જ આત્માબધ કરશે. શ્રાવકના અહિસા–અણુવ્રતમાના અતિચારમા "**बन्धे वहे**" પાઠ આવે છે જેનો અર્થ છે બાધવુ અને મારવુ તો શુ કદી કોઈ શ્રાવક પોતાના તોફાની બાળકને બાધે છે અથવા કદી લાફો લગાવી દે છે તો શુ તેને અતિચાર લાગશે? આગમ કહે છે, ના–નહિ, કારણ કે તે સમયે તેવા પરિણામ હોતા નથી માટે બાધવા અને મારવા છતા પણ, "**बन्धे वहे**" નો અતિચાર લાગતો નથી માટે વિચારોની પવિત્રતા જાળવો, વિચારોની પવિત્રતા આચારમા ઊતરશે પવિત્ર વિચાર અને પવિત્ર આચાર વડે જ તમે શાતિના દર્શન કરી શકશો

દિનાક ૧૬–૭–૧૯૬૦ — જૈન ઉપાશ્રય કાદાવાડી, મુબઈ



## સતસાહિત્ય

૧ સસારસમુદ્રમાં સાહિત્ય એક દ્વીપ સમાન છે

૨ સાહિત્ય આત્માનો રોગ દૂર કરવાનુ અદ્ભુત ઔષધ છે.

૩ ઊચુ સાહિત્ય ઘરનો ઉપદેશક છે

૪ પહેલો નબર ઉત્તમ સ્નેહ રાખનારનો, અને બીજો નબર ઉત્તમ સાહિત્યનો છે.

૫ સાહિત્ય સત્ય અને સૌદર્યથી ભરેલા જહાજ સમાન છે.

૬ સાહિત્ય યુવાવસ્થામા માર્ગદર્શક છે, અને વૃદ્ધાવસ્થામા આનદદાયક છે

## ૨૨ વિચારનો પ્રભાવ

આજના પ્રવચનનો વિષય છે વિચારનો પ્રભાવ. માનવ, વિચારશીલ પ્રાણી છે. વિચારની શક્તિ જ તેને પશુજગતથી જુદો પાડે છે, કારણ કે પશુઓની પાસે તેમના કોઈ સ્વતંત્ર વિચાર હોતા નથી અથવા તો તે વિચાર અનુસાર ચાલતાં પણ નથી. તે ચાલે છે માત્ર કુદરતને આધારે. પણ માનવી વિચારવાન છે. તેનામાં મનન કરવાની શક્તિ છે એટલા માટે તેને માનવનું પદ મળ્યું છે. માનવ શબ્દની વ્યાખ્યા કરતાં પ્રાચીન ઋષિ કહે છે કે—

"मननात् मनुष्य ।"

મનન કરવાની વિલક્ષણ શક્તિમાં જ માનવની મહાનતા રહેલી છે. માણસ જેવો વિચાર કરે છે તેવો બને છે અને જેવા તેના વિચારો હોય, તેવા બીજાને બનાવે પણ છે. એક કુંભાર ઘડો બનાવતાં પહેલાં ઘડાનો વિચાર કરે છે. પછી વિચાર મુજબ વસ્તુનું નિર્માણ કરે છે. એક ચિત્રકાર ચિત્ર બનાવવા માટે પીંછી હાથમાં લે છે તે પહેલાં તેના મનમાં ચિત્રની કલ્પના આવે છે ત્યાર પછી જ તે ચિત્રમાં રંગ ભરવા લાગે છે. સ્થૂળ આંખોને માટે ભલે ચિત્ર બન્યું હોતું નથી પણ સૂક્ષ્મ દૃષ્ટિએ ચિત્ર ત્યારે જ બની ચૂક્યું છે કે જે ઘડીએ તેની કલ્પના તેના મનમાં ઉદ્ભવી. ભગવાન મહાવીરના "परिणामे बन्ध" ના સિદ્ધાન્તનું આ જ રહસ્ય છે.

ચિત્રકારના માનસમાં કરુણા ભરી છે કે મોહનું જે ચિત્ર હશે તે જ પ્રમાણે તે, તેની પીંછી અને રંગ વડે સાકાર બનશે. એટલે જેવા વિચાર હોય છે તેવું બનાવે છે. તેવી જ રીતે જેવા વિચાર હોય છે તેવો માનવ બને પણ છે. સાચું પૂછો તો માનવને બનાવનાર તેના વિચાર જ છે. તેના જીવનની ભલાઈ અને બુરાઈ તેના વિચારની ભલાઈ અને બુરાઈ પર આધાર

રાખે છે તમે સારા છો? એ મને ન પૂછશો તમારા વિચાર સારા હોય તો તમે સારા છો સારા હોવા માટે આખની પણ એટલી જરૂર નથી તેમ જીભની પણ જરૂર નથી કેમકે આધળા અને મૂગાં માનવીઓ પણ ભલાઈના ક્ષેત્રમા ઘણા આગળ વધી ગયા છે. ભક્તિરસના મહાન કવિ સુરદાસ પણ અધ જ હતા છતા કાવ્યકલા અને વાત્સલ્યના તેમના ચિત્રો અજોડ છે ભલાઈને માટે વિચારોની પવિત્રતા જરૂરી છે

વિચારોની પવિત્રતા જ કાર્યને પવિત્ર બનાવે છે તે સિવાય, પવિત્ર ગણાતી ક્રિયાઓ પણ અપવિત્ર જ જણાશે. શિકારની ક્રિયા કેટલી સુદર દેખાય છે! તે માટે પક્ષીઓને એટલુ અનાજ નાખવામા આવે છે કે તેઓ ખાતા ખાતા થાકી જાય છે શિકારી પોતે તેમની નજીક પાચુ જતો નથી, જરા અવાજ પણ થવા દેતો નથી અને બીજા રાહદારીઓને પણ, ધીરે ધીરે ચાલવાનુ કહે છે અને તે પણ માત્ર હાથના ઈશારાથી બીજાની સાથે વાત પણ ખૂબ ધીમેથી કરે છે કેટલી સાવધાની છે આ? છતા આજ સુધી કોઈએ પણ શિકારીને દયાળુ કહ્યો નથી તેની ક્રિયામા દયા અને અહિસા છે, પણ તેના વિચાર દયારસથી વિહીન છે તેમા તો કઠોરતા અને ક્રૂરતાનું સામ્રાજ્ય છે એટલા માટે ક્રિયા પવિત્ર હોવા છતા પણ ભાવનાની અપવિત્રતાને લીધે ક્રિયા પણ અપવિત્ર કહેવાય છે

વિચાર પવિત્ર હશે, તો આચરણ પણ પવિત્ર રહેશે કારણ કે આચરણ શુ છે? તે માત્ર વિચારોનો છાયા જ છે વિચાર, બીજ છે અને આચરણ ફળ છે દાડમના બીમાથી દાડમ થશે અને નારગીના બીમાથી નારગીનું ઝાડ થશે. બીજ, અનુકૂળ તત્ત્વોને ગ્રહણ કરી તેને પોતપોતાને અનુરૂપ રીતે તૈયાર કરે છે તેજ પ્રમાણે વિચારના કણો પણ પોતાને અનુરૂપ તત્ત્વોનો આધાર લઈ, આચારણના સ્વરૂપમા વિકસિત થાય છે વિચારની સરળતા, જીવનને સરળ બનાવે છે, એ વાતની આગમો સાક્ષી પૂરે છે મનુષ્ય સીધો ઊભો રહી શકે છે તેને એ સરળતા કોણ આપી? જૈન સિદ્ધાતોને પૂછો તો કહેશે કે તેના વિચારોની સરળતાએ જ તેના દેહને સરળતા અપી છે. પશુઓની દેહરચનામા વક્રતા છે તેમનુ મસ્તક પણ ક્યારેય સીધુ રહી શકતુ નથી કારણ કે પૂર્વજીવનના વક્ર વિચારોએ તેમના શરીરની સૌમ્યતાને હણી નાખી છે

કેટલા કુતરાઓ મોટરમા ફરે છે, તેમને દૂધ પણ મળે છે ડબલરોટી પણ મળે છે, કે જે કેટલાય માનવના બાળકોના ભાગ્યમા પણ હોતી નથી.

છતાં પણ તેમને દેહ વાન મળ્યો છે તેનું કારણ એ જ છે કે પૂર્વજીવનમાં સતત તેમણે ગરીબોની સેવા કરી હતી. અનાથોનાં આંસુ લૂછ્યાં હતાં પણ સેવા કરતી વખતે વિચારોમાં વક્રતા રહી ગઈ હતી. પરિણામે સેવાનાં ફળ તેને ભીખ સ્વરૂપે મળ્યાં પણ વિચારોની વક્રતાએ એની સરળતા છીનવી લીધી. કોયલને કંઠની મધુરતા મળી છે તેનો અવાજ મનને મોહ પમાડે તેવો હોય છે તેનું કારણ એ હતું કે તે પૂર્વજીવનમાં બધાંની સાથે મીઠું બોલતી હતી. તે જીભની મીઠાશથી તેનો કંઠ આ ભવે પણ સાકર જેવો છે પરંતુ એ મીઠાશમાં ભાવોની વક્રતા રહી હતી તેથી જ તેને કાળો રંગ મળ્યો છે

દૂષિત વિચારો ઝેરનાં કીટાણુઓ થઈને આવે છે તે જેના હૃદયમાં પહોંચે છે તેને ઝેરી બનાવે છે સુવિચારનાં મધુર કિરણોની મધુરતા કમળની મધુરતા કરતાં જરા પણ ઓછી નથી. તે પરિમાણમાં ભલે મર્યાદિત હોય પણ તેની કામ શક્તિ મર્યાદિત નથી હોતી. રૂપકની ભાષામાં કહું તો દુર્વિચાર પારસ્લેટ તેવા છે કે જેનાં બે ટીપાં પણ જો અત્તરની શીશીમાં નાખવામાં આવે તો સુગંધ, દુર્ગંધમાં પલટાઈ જશે. સુવિચારના કણ ગુલાબના એસેન્સ જેવા છે જેનાં બે ટીપાં દૂધમાં નાખતાં દૂધનો સ્વાદ સોરમ અને તેનું નામ પણ બદલી નાખે છે તેના મૂલ્યમાં અને માપમાં પણ ફેર/થઈ જાય છે. પણ આ મૂલ્ય વસ્તુનું નહિ, તેમાં પડેલી સોરમનું છે

વસ્તુ ભલે નાની હોય, પ્રમાણમાં ભલે ઓછું હોય પણ જો તેમાં પવિત્ર વિચારોની સૌરભ મળી જાય તો તે વસ્તુની કીમત વધી જાય છે. ભલે મોટા મોટા વેપારીઓ છો રોજ હજારો ચેક પણ લખો છો. માનો કે કોઈએ પાંચ હજારનો ચેક લખ્યો તો પાંચ હજારની કીમત કયાં છે? કાગળ અને શાહીની કીમત તો પાંચ હજાર નથી જ ત્યારે કીમત કયાં છે? કોઈએ ચેક લખ્યો તેમાં આંકડો પણ લખ્યો અને નામ પણ લખ્યું અને નીચે સહી ન કરી તો શું નાણું મળી જશે? ના તે કીમત માત્ર સહીમાં જ છે એ જ પ્રમાણે વસ્તુની કીમત તેની પાછળ રહેલા વિચારોમાં સમાયેલી છે

એક યુવક પરદેશમાં ભણવા માટે ગયો પહેલાંના વખતમાં પૂર્વની વિદ્યા પ્રાપ્ત કરવા માટે વિદેશોના વિદ્યાર્થીઓ ભારત આવતા હતા. નાલંદા અને તક્ષશિલાના વિદ્યાલયોમાં ભારતીય સંસ્કૃતિ જીવંત હતી વિદેશીઓ અહીં આવીને પૂર્વની વિદ્યાની સાથે અહીંની સંસ્કૃતિનો પણ

અભ્યાસ કરતા હતા આજે તમે તમારા છોકરાઓને વિદેશોમા મોકલો છો. તેની પાછળ તમારુ ધ્યેય શુ છે? વિદેશોમા શુ તે ભારતીય સસ્કૃતિ કે જૈન દર્શનના પ્રચાર કરશે? નહિ, નહિ **ધનવાનના પુત્રોને ધર્મ કે સંસ્કૃતિની ક્યાં પડી છે!** એ તો વિચારે છે કે અમારો દીકરો અમેરિકાનુ ધન લઈ આવે, પણ ધ્યાન રાખજો કે અમેરિકાની લક્ષ્મીની સાથે ત્યાની સસ્કૃતિ પણ સાથે ન લેતો આવે

જે યુવક અમેરિકા ગયો છે તેનો મિત્ર તેને પત્ર લખે છે દસ પાનાં ભરીને તે કાગળ લખે છે છેવટમા તેની માતા પણ પોતાના અતરનાં હેતથી ઉભરાઈને ચાર લીટી લખે છે કાગળ, પક્ષીની માફક ઊડતો અમેરિકા જાય છે અને તે યુવકના હાથમા પહોચે છે તે પત્ર જોઈને, તેને પોતાની માતૃભૂમિની યાદ તાજી થાય છે મિત્રનો પત્ર વાચે છે છેવટની ચાર લીટીઓ પર તેની નજર પડે છે તો તેનુ હૃદય તેની માતાના વાત્સલ્ય અને અનુરાગથી ભરાઈ જાય છે ક્યારેક ક્યારેક, તેના કરૂણામિશ્રિત આસુઓ બની, તેની આખમાથી વરસે છે

આ શુ? મિત્રે દસ પાના ભરીને લખ્યા છે તેમા સમય પણ ખૂબ ખર્ચ્યો છે, ભાષા પણ સરસ છે, અક્ષરો પણ સુદર છે જ્યારે, માતાએ વાકીચૂકી ચાર લીટી લખી છે પણ તે ચાર લીટી તેના હૃદયમા કોતરાઈ જાય છે જ્યારે, દસ પાનાનો કાગળ હવામા ઊડી જાય છે તેનુ રહસ્ય શુ છે? માની લખેલી ચાર લીટીઓમા તેનુ હૃદય બોલી રહ્યુ છે, જ્યારે મિત્રના પત્રમા તેનો અભાવ છે તે માતાનુ હૃદય ક્યાથી લાવશે? એ પણ યાદ રાખો કે હૃદયમાથી નીકળેલી વાત જ હૃદય સુધી પહોંચે છે. પાણીની ટાકી જેટલી ઊચી હશે તેટલી ઊચાઈ સુધી (નળ મારફતે) પાણી પહોચી શકે છે જે વિચારનો ઉદ્ભવ મસ્તકમા થયો છે, તે મસ્તક સુધી જ રહી જશે પણ જે હૃદયમાથી નીકળે છે તે જ હૃદયને સ્પર્શે છે માના હૃદયમાથી નીકળેલી ચાર લીટીઓ પુત્રના હૃદયને સ્પર્શી જશે—ભલે તે ચાર જ હોય.

શ્રી કૃષ્ણ વાસુદેવ હતા તે રાજકુળમા જન્મ્યા હતા. મોટા મોટા રાજાઓની સાથે બેસીને તેમણે ભોજન કર્યા હશે પણ સુદામાના તાદુલમાં તેમને જે આનદ આવ્યો, તે રાજમહેલોના રાજસી ભોજનમા નહોતો આવ્યો કેટલી કિમતના આ તાદુલ હતા? અને તે પણ રાધેલા નહિ, કાચા ચોખા હતા, તેની આમ તો કિમત, બે પૈસા પણ નહિ હોય કારણ કે એ વખતે મોઘવારી નહોતી, તેમ વિદેશોમાથી ચોખા, મગાવવા પણ

નહોતા પાડતા. તમારી નજરે એ ચોખાની ભલે કાંઈ કિંમત ન હોય પણ તેનું મૂલ્ય જાણવું હોય તો કૃષ્ણને પૂછો. તે કહેશે કે–તેની કિંમત તમે નહિ આંકી શકો અને તમે તેનો સ્વાદ પણ નહિ ઓળખી શકો. કેમકે તમારી પાસે એવું મિત્રનું હૃદય નથી કે જે સુદામાની મિત્રતાને સમજી શકે.

ક્રિયાની પાછળ સદ્વિચારનો યોગ હોય તો તેમાં માધુર્ય રહેશે. ક્રિયાને આપણે અનાજ કહીએ તો સદ્વિચારને મીઠું કહેવું પડશે. મીઠા વિના તમને કોઈ પણ વસ્તુમાં સ્વાદ નહિ લાગે. ઘરમાં દાળ બનાવી હોય, તેમાં મરચું, ધાણા, હળદર, લીલાં મરચાં, કોથમીર, મીઠા લીમડાનાં પાન બધું નાખ્યું પણ મીઠું નાખવું ભૂલી ગયા હોઈએ અને તમે દાળ ખાવા શરૂ કરો તો પહેલે જ કોળીએ તમારું માથું ગરમ થઈ જશે. ક્રોધ પર કાબૂ રાખનારા પણ આવા પ્રસંગે કેટલીક વખત એવા બેકાબૂ બની જાય છે કે થાળી પછાડીને ઊભા થઈ જાય છે. તમારા જેવા કોઈક કુળવાન હશે તો ઉપરથી કાંઈ નહિ બોલે પણ મનમાં તો જરૂર થશે કે આટલો વખત થયો પણ રાંધતાં ન આવડ્યું!

એક માત્ર મીઠા વિના બધો સ્વાદ ફિક્કો પડી જાય છે એટલા માટે ગુજરાતી ભાષામાં તેને મીઠું કહે છે જો કે તેનો સ્વાદ ખારો છે અને એથી જ મહેલથી માંડીને ઝૂંપડી સુધી તેનું સ્થાન છે. ઉપકારનો બદલો અપકારથી ચૂકવનારાઓને કોઈ મરચાં–હરામ કે સાકર–હરામ કહેતું નથી પણ નીમકહરામ કહે છે. કોઈ ઈમાનદાર નોકરને કોઈ દુર્જન વ્યક્તિ તેના શેઠની સામે થવા કહે છે તો તે કહે છે કે "મેં તેનું નમક ખાધું છે." તો શું તેણે, માત્ર મીઠું જ ખાધું છે? તેણે શું મીઠાના જ રોટલા ખાધા છે? ઘઉં કે બાજરીના નહિ? પણ મીઠું જ–લૂણ, એ સંસ્કૃતિનું પ્રતીક બની ગયું છે. પ્લેટો લખે છે કે–મીઠું જ દેવતાઓનો સૌથી પ્રિય પદાર્થ છે. યુનાનના વાલ્મીકિ હોમરે મીઠાને દિવ્યરસ કહ્યો છે. દક્ષિણના રામાનુજ તેને રામરસ કહે છે. બૌદ્ધો તેને જીવનરસ કહે છે.

ભોજનમાં મીઠું અનિવાર્ય છે તો સદાચારમાં સદ્વિચાર આવશ્યક છે. ભલે ગમે તેટલી સાધના કરવામાં આવે, ગમે તેટલાં વ્રત કે ઉપવાસ ભલે કરવામાં આવે, પણ જો તેમાં તમારી ભાવધારા ન રહી તો તેમાં રસ નહિ આવે. તમારો પોતાનો આત્મા જ તેમાં માધુર્ય નહિ અનુભવે. ઉપવાસ કરવા છતાં પણ તેનો આધ્યાત્મિક આનંદ તમને નહિ આવે. ભાવ વિનાની લાંબી તપ–સાધના કરી ચાલીસ કે પચાસ જેટલા ઉપવાસ સુધી પહોંચ્યા,

જોનારાઓ તમારા તરફ શ્રદ્ધાથી જોવા લાગ્યા, તમારાં તપસ્વી ચરણોમાં મસ્તક ઝુકાવવા લાગ્યા—આ બધુ ભલે હોય, પરતુ જ્યા સુધી તેમા તમારો આત્મા મળ્યો નથી, ત્યા સુધી, તમે તેને ભૂખમરો સમજજો, અથવા તેને પ્રસિદ્ધિનુ સાધન માનો તો ભલે તમને પ્રસિદ્ધિના પુષ્પો મળી શકશે લોકોની વાહવાહ ભલે મળે, પણ આત્માને તેમાથી પ્રકાશ નહિ મળે

હુ તો કહુ છુ કે, વાહવાહ માટે કરવામા આવતી તપશ્ચર્યા તમારે માટે મોઘી પડી જશે જે તપ વડે તમે તમારા અનત જન્મોના વિકારોને દૂર કરી શકો છો, તેનાથી માત્ર લોકોની વાહવાહ મેળવીને અટકી જવુ એ કોઈ બુદ્ધિવાળાનુ કામ નથી આ તો રસગુલ્લા માટે હીરાની વીટી આપી દેવા જેવુ છે તમારો છોકરો હીરાની વીટી આપી આવે અને શેર બશેર રસગુલ્લા લઈ આવે તો શુ તમે તેને ધન્યવાદ આપશો? કોઈ પણ સમજુ બાપ પોતાના પુત્રના આ કામને વખાણશે નહિ

આ જ વાત દાનની છે **માનને માટે આપવામાં આવતું દાન એ દાન નહિ, પણ એક જાતનો વેપાર** છે તેવા દાનથી તમે આરસની તકતીઓ ચોટાડાવી શકશો, પ્રમુખપદની ખુરશીઓ પણ મેળવી શકશો, ગળામા ફૂલના હાર પણ પહેરી શકશો, અને ફોટાઓ છપાવી શકશો પણ તેમા દાનનુ જે માધુર્ય છે તે તમને નહિ મળી શકે

દેખાવને માટે પાળવામા આવતા શીલની પણ એ જ વાત છે જે ઉદ્દેશને માટે તમે કરો છો, તે જરૂર સફળ થાય છે દેખાવને માટે તમે સદાચારનુ વ્રત લીધુ હોય તો દેખાવ જરૂર થઈ શકે છે, તો પછી તેનાથી વધારે તમારે શું જોઈએ? પણ ખરેખર જો આમ હોય તો તે દુખની વાત છે મને એ વાતનુ દુખ નથી કે તમારા ગળામા પુષ્પહાર પરોવાય છે કારણ કે મને તમારી ઈર્ષ્યા નથી, એ વાત તો તમારો આત્મા પણ કબૂલ કરશે દુખ તો એ વાતનુ છે કે તમારી મહાન સાધના એળે જઈ રહી છે એ સાધનાનુ તેજ કમી ન થવુ જોઈએ.

આ બધાનુ કારણ શુ છે? વાત દીવા જેવી સ્પષ્ટ છે આ બધાની પાછળ, તમારી સાચી વિચારધારા કામ નથી કરતી હુ કહુ છુ કે તમે કલાકાર બનો તમારી પાસે એવી કળા છે કે જેના વડે અણુમાથી સુમેરૂ અને સુમેરૂમાથી અણુ બનાવી શકાય છે સત્કૃત્યની અનુમોદના કરીને તમે અણુ જેવા કાર્યને સુમેરૂ બનાવી શકો છો શાળીભદ્રની વાત તો તમે સાભળી છે સાભળતા સાભળતા તમારા વાળ પણ ધોળા થઈ ગયા તેમણે એવુ જ

કર્યું હતું. સુપાત્રને ખીર વહોરાવી હતી. ખીર તો તમે પણ અનેકવાર
પાત્રમાં વહોરાવી હશે. પણ શાલીભદ્રે અણુનો સુમેરુ બનાવી દીધો. તેની
પાછળ સુંદર ભાવના કામ કરી રહી હતી. મુનિજીવન પ્રત્યે ઉત્કટ અનુરાગ
વહેતો હતો. એ શુભ ભાવનાના પ્રવાહે નાના સરખા બીજને વિશાળ વૃક્ષનું
રૂપ આપ્યું અને પુણ્યનું કલ્પવૃક્ષની છાયા તેને મળી અને તેનાં મીઠાં ફળ પણ.

સત્કૃત્યની માત્ર અનુમોદના પણ જીવનમાં નવી ચમક લઈ આવે છે.
તમે જાણો છો કે બળભદ્ર મુનિની સાથે હરણ પણ પાંચમા દેવલોકમાં ગયું.
તેણે ન તો શ્રાવકનાં કોઈ વ્રત (દેશવિરતિ)નો સ્વીકાર કર્યો હતો છતાં
પણ તે સ્વર્ગમાં જઈ શક્યું. આજે અણુને સુમેરૂ બનાવવાની કળા છે.

દુષ્કૃત્યની પાછળ પશ્ચાત્તાપની ભાવધારા સુમેરુ જેટલાં પાપને અણુ
જેટલાં બનાવી શકે છે. રાજા પ્રદેશીના જીવનની વાત તો તમારાથી અજાણી
નથી. કાજળ શાહી જેવું જીવન આરસ જેવું ઉજળું બની ગયું. અશુભ
કર્મોની બેડીઓ શુભમાં ફેરવાઈ ગઈ કેમકે તેને સુમેરુને અણુમાં બદલવાની
કળા સાધ્ય હતી.

સત્કૃત્યની પાછળ રહેલી સુવિચારની ધારા અણુનો સુમેરુ બનાવે છે.
પછી વસ્તુ ગૌણ બની છે. વ્યક્તિનું હૃદય જોવાય છે.

એક વખતની વાત છે. મહાન કમાલ પાશા જ્યારે તુર્કી (Turkey)
ના રાષ્ટ્રપતિ હતા ત્યારે એક વખત દેશમાં રાષ્ટ્રપતિની જયંતિ સમારોહ
ઉજવવામાં આવતો હતો. દેશના ધનવાન નાગરિકોએ પોતાના રાષ્ટ્રપતિને
ચરણે લાખો રૂપિયા ધર્યા. સારાયે પાટનગરમાં ધમધમાટ થઈ ગયો હતો. ચારે
તરફ ઉત્સવનું વાતાવરણ હતું. ઉત્સવ પૂરો થયા પછી રાષ્ટ્રપતિ, પોતાના
ભવનમાં ચાલી ગયા. મોડા વખત પછી, એક જર્જરિત શરીરવાળો વૃદ્ધ
રાજભવનની નજીક આવ્યો. તે અંદર જતો હતો. ત્યાં પોલીસે તેને દરવાજે
રોક્યો. તેણે કહ્યું — સાહેબ, હું આપણા રાષ્ટ્રપતિ માટે જન્મદિનની કંઈક
ભેટ ધરવા આવ્યો છું.

પોલીસે કહ્યું — દેખતો નથી કેટલી રાત થઈ ગઈ છે? સમારંભ તો
ક્યારનો ય પૂરો થઈ ગયો. હવે તું ક્યાંથી આવ્યો?

વૃદ્ધ, ધ્રુજતો ધ્રુજતો બોલ્યો — સાહેબ, માફ કરજો. હું વીસ માઈલ
દૂરથી પગે ચાલતો ચાલતો આવ્યો છું. એટલે મોડું થઈ ગયું.

પોલીસે કહ્યું — મારે એ જોવાનું નથી કે તું કેટલા માઈલથી આવ્યો
છે. જા અહીંથી.

વૃદ્ધની પવિત્ર ભાવનાના મૂલ્યની પોલીસને શી ખબર પડે? કોઈના હૃદયની પવિત્રતાની ખબર લાલ-ચબરખી શાહી (Red Tapism) પાસે નથી. તેના મનથી કિંમત છે કાર (Motor car) વાળાઓની. એક્કાવાળાની તેની શી કિંમત હોય!

આજે પણ કારવાળાઓની જ કિંમત છે. તમે પણ મોટરોવાળાઓનું જ સન્માન કરો છો. તમે દુકાને બેઠા હો અને કોઈ મોટરમાંથી ઊતરીને દુકાન તરફ આવે તો તમે ઊભા થઈ જશો અને હાથ લાંબા કરશો. પણ કોઈ ગરીબ આવે તો હાથ લંબાવશો? નહિ. કેમકે એ નકામું છે.

આ વૃદ્ધ પણ કાર વિના આવ્યો હતો. એટલા માટે તો તેને રાજ-ભવનમાં પ્રવેશ નહોતો મળતો. પણ બારીમાં ઊભા ઊભા રાષ્ટ્રપતિ આ બધું સાંભળી રહ્યા હતા. વૃદ્ધની વાત સાંભળતા જ તે તુરત સીધા ઊતરીને નીચે આવ્યા. તેમણે તે વૃદ્ધના શરીર તરફ ન જોયું, તેના મેલા કપડાં તરફ પણ ન જોયું. તેમણે તેની અંદર રહેલ આત્માને ઓળખ્યો. ખૂબ સ્નેહથી તેને ભેટ્યા અને પૂછ્યું-'શું લાવ્યા છો આ સેવકને માટે?'

રાષ્ટ્રપતિના સ્નેહનો સ્પર્શ પામીને તે વૃદ્ધ આનંદિત થઈ ગયો. તેણે માટીનું એક કાળું હાંડલું આગળ ધર્યું અને કહ્યું-'હું અમારા રાષ્ટ્રપતિને માટે તાજું મધ લાવ્યો છું.'

રાષ્ટ્રપતિએ તેમાંથી એક આંગળી ભરીને જીભ ઉપર મૂક્યું, અને બીજી આંગળી ભરીને તે વૃદ્ધના મોંમાં મૂક્યું. પછી તેને પોતાની મોટરમાં બેસા-ડીને તેના ઘર સુધી મૂકી આવ્યા.

મધ કેટલું મીઠું હશે? પણ એ મીઠાશ, મધની નહિ, હૃદયની છે, જેમાં મધ કરતાં પણ વધારે મીઠા પવિત્ર ભાવો રહેલા છે. મૂલ્ય પણ ભાવનું છે. ગોડાઉનમાં માલ ભર્યો હોય અને બજારમાં ભાવ વધી જાય, તો નાણાં, બમણાં કે ચારગણાં થઈ જાય છે. ચહેરા ઉપર નવી રોનક આવે છે. પણ જો માલ ભર્યો હોય અને ભાવ બેસી જાય તો ચહેરાનું નૂર ઊડી જાય છે. તેની જ રીતે ધાર્મિક સાધનાઓમાં પણ ભાવનું જ મૂલ્ય છે. ભાવસહિત કરવામાં આવતી ધાર્મિક ક્રિયાઓ, દાન, શીલ, તપ ત્રણે અલ્પ ભલે હોય પણ તેની કિંમત છે. પણ જો તેની સાથે સદ્‌વિચારોનો સુમેળ ન હોય, તો તે પાણી વિનાના મોતી છે. મોતી હોય પણ તેમાં પાણી ન હોય તો પછી ઝવેરી તેની કેટલી કિંમત આંકશે?

દાનાદિ ત્રણ તો બળાત્કારે પણ થઈ શકે છે પણ ભાવ ઉપકાર ધર્મ છે તે કદી બળાત્કારથી થઈ શકતો નથી. સાચું પૂછો તો ધર્મ બળાત્કારથી બનતો જ નથી, તે તો અંતરની ચીજ છે અને અંતરની પ્રેરણાથી જ તેનો જન્મ થાય છે.

દાન આપ્યું ખરું પણ જો તે આપવાની ભાવનાથી ન હોય તો તે દાન નથી. એમ તો કડછી પણ આપે છે તો પછી તેને પણ નિર્જરા થવી જોઈએ. પણ તેને કદી નિર્જરા થઈ શકતી નથી કારણ કે તે જડ છે તેમ, જડ મનથી કરવામાં આવેલ દાન પણ કડછીના દાન જેવું છે. દાનની સાથે લક્ષ્મીની મમતાનો પણ ત્યાગ થવો જોઈએ. દાન આપનારને પૂછો કે—તમને લક્ષ્મી ત્યાજ્ય (તજવા યોગ્ય) લાગે છે કે નહિ! બ્રહ્મચર્યનું પાલન કરનારને પૂછો કે—તમને વિષય વિષના જેવો લાગે છે કે નહિ! તે વિના વાસનાનો વેગ તમને બાળી રાખશે અને તપસ્વી આત્માને પૂછો કે ઓ, તપસ્વી! દેહ ઉપરની તમારી આસક્તિ ઘટી કે નહિ! પૌદ્ગલિક સુખોની રમણીયતા તમારે માટે ઓછી થઈ કે નહિ! તે વિનાનું તપ માત્ર કાયકષ્ટ બની રહેશે. **દેહ ઉપરથી મમતાનો સંબંધ તોડી–છોડી દેહાતીત સાથે સમતાનો સંબંધ જોડવો એ જ તપનો પ્રાણ છે. તે વિના તપ તેજહીન બનશે.**

સંસારમાં રહેનાર વ્યક્તિ લક્ષ્મીની જરૂરિયાત અનુભવે એ સંભવિત છે. ચારિત્ર મોહના ઉદયને લીધે ભોગોનો ત્યાગ દુષ્કર લાગે એ પણ સંભવિત છે. તો ક્ષુધા વેદનીય સહન ન થઈ શકવાથી તપની સાધના કઠોર લાગે એ પણ સંભવિત છે. પણ જોવાનું એ છે કે તેની પાછળ તમારું માનસ શું કહે છે? જો તમારો આત્મા તેમાં તમારી દુર્બળતા માનતો હોય તો તો જૈનશાસનમાં તમારું સ્થાન છે. પરંતુ, જો તમે એમ માનતા હો કે તપ કરવું એ ભૂખે મરવા જેવું છે, જૈનશાસનમાં તમને ક્યાંય પણ સ્થાન નથી. કારણ કે આ વિચાર જ તમારા તપના તેજને ખાઈ જાય છે.

લક્ષ્મીનો મોહ દાનની ભાવનાનો નાશ કરે છે ત્યારે શીલનો સુવાસિત ભાવ લાલસાને ભેદી નાખે છે. સ્વાદની લોલુપતા તપના પ્રભાવને ખતમ કરી નાખે છે. કોઈ ફંડમાં સો રૂપિયા આપવાનો વિચાર થયો પરંતુ સંપત્તિની મમતા આડે આવી અને લંબાતા હાથ રોકાઈ ગયા એમ જ્યારે, વિચારનાં પુષ્પ જ કરમાઈ ગયાં પછી સત્કૃત્યનાં ફળ ક્યાંથી મળશે!

એક દીવો બુઝાઈ ગયો હતો કોઈ વાટને માટે દોડ્યું કોઈ તેલને માટે દોડ્યું તો કોઈ ઘીની વાટકી લઈ આવ્યું પણ જ્યોતિ ક્યાંથી આવે!

કારણ કે તે આવે તે પહેલા શકોરૂ ફૂટી ગયુ હતુ તેમ જ્યારે ભાવનુ શકોરૂ જ ફૂટી ગયુ હોય તો સત્કૃત્યની જ્યોત ક્યાથી ઝગમગે? જો ભાવનાનુ પાત્ર સાજુ હોય, તો તેમા વાણીનો સ્નેહ પૂરનાર પણ મળી રહેશે અને પ્રેરણાનો પ્રકાશ પણ મળી જશે ઓછામા ઓછુ ભાવનાનુ પાત્ર તો ફૂટવા ન દેશો નહિ તો, પ્રકાશની માત્ર કલ્પના જ રહેશે

પ્રતિક્રમણ કર્યું તેની બધી જ વિધિ પણ કરી ધ્યાનના વખતે ધ્યાન પણ કર્યું, વદણા આવસ્યકના સમયે વદણા પણ કરી ઊભા પણ થયા અને ડાબા જમણા ઢીચણ પણ જેમ જોઈએ તેમ રાખ્યા, તેમ જ પાઠ પણ કડકડાટ બોલી ગયા તેના તાલ, પદ, લય, વિન્યાસ બધુ બરાબર જાળવ્યું. ઉચ્ચારમા એક માત્રનો પણ ફેર ન પડવા દીધો—આ બધુ હોવા છતા ય જો તેમા આત્મા ન પરોવાયો, હૃદયનો રસ તેમા ન રેડાયો તો હુ નહિ "અનુયોગ દ્વાર સૂત્ર" કહે છે કે તે દ્રવ્યાવશ્યક જ કહેવાશે, ભાવાવશ્યક નહિ. તેનાથી પુણ્યનો બધ ભલે પડે, પણ તે નિર્જરાનો હેતુ બની શકશે નહિ. કેમકે, પ્રતિક્રમણનુ ખોખુ જ છે, તેનુ સત્ત્વ નથી એ માત્ર એક શિરસ્તો જાળવી રાખ્યો સવત્સરિનો દિવસ છે આજે જો ઉપાશ્રયમા ન ગયા અને પ્રતિક્રમણ ન કર્યું, તો જૈનના પત્રક (Register)માથી નામ નીકળી જશે. એવા ઉદ્દેશથી કરેલ પ્રતિક્રમણમાથી તમે વધારે શી આશા રાખી શકશો?

**બે કલાક સુધી બેઠા. "મિચ્છામિ દુક્કડં" દેતા દેતાં ગળું સુકાઈ ગયું. પણ એક પળ માત્ર પણ અંતરનું ચિંત્વન ન કર્યું, પાપ પ્રત્યે ઘૃણા ન જન્મી, હૃદયમાં પશ્ચાતાપની એક રેખા પણ ન જાગી તો તે પ્રતિક્રમણ દ્રવ્ય પ્રતિક્રમણ નહિ તો બીજું શું?**

સવત્સરિ પ્રતિક્રમણ કર્યું ખમત ખામણા કર્યા આજે તો આ બધુ માત્ર પરપરા નિભાવવાના ઉદ્દેશ જેવુ થઈ ગયુ છે. મિત્રોની ક્ષમા માગે છે, પણ જેની સાથે વરસ સુધી એક શબ્દ પણ બોલ્યા નથી, અને જેના તરફ હૃદયમા દ્વેષની આગ સળગી રહી છે, તેની ક્ષમા માગવાની જરૂર જોતા નથી! ખરૂ ક્ષમા માગવાનુ સ્થાન તો તે છે

કદાચ બીજાઓને બતાવવા માટે તેની પાસે ગયા, તો તુરત જ કહી દેશે કે "ખમાવુ છુ" અગર તો બીજાની પાસે કહેવડાવશો કે "તે તમને ખમાવે છે" આવી ક્ષમાપનાની શી કિમત છે, જેમા હૃદયમા પડેલી ગાઠ છૂટતી ન હોય ક્ષમા માગી પણ ક્ષમાનો ભાવ ન આવ્યો, ઈર્ષ્યા અને દ્વેષની ભઠ્ઠી ચાલુ રહી, તો તે ક્ષમાપના નહિ, ક્ષમાપનાનો દેખાવ માત્ર છે.

પાયેરની કેરી હોય પણ તેને દબાવીને કાપતાં એક ટીપે પણ રસ ન નીકળ્યો તો તેવી કેરીની કિંમત શી? વર્ષો સુધી સાધના કરી, પણ તેમાં તોલા જેટલો સમભાવ—રસ ન આવ્યો તો પછી તે સાધનાની કિંમત શી? એવી સાધના—ભાવ વિનાની ક્રિયાની એટલી જ કિંમત છે જેટલી માખણ કાઢી લીધેલા (Seperated) દૂધની છે જો કે તે દૂધ પણ સફેદ તો છે જ પણ તેમાં સત્ત્વનો અભાવ છે કોઈ માટલી ઉપર સુવર્ણ ભરેલું લેબલ ચોંટાડ્યું હોય, પણ અંદર કોડીની ભસ્મ ભરેલી હોય તો તેના વેચનાર ઉપરથી વિશ્વાસ ઊઠી જશે. આ જ વાત ભાવ વગરની સાધનાની છે. તેનું બહારનું લેબલ તો સુશોભિત છે પણ અંદરથી પોલું છે.

કૃષ્ણ વાસુદેવ, પ્રભુ નેમનાથનાં વંદન કરવા ગયા રોજની માફક આજે પણ તે ભગવાનનાં દર્શન કરી બેઠા હતા. ત્યાં તેમના હૃદયમાં એક સુવિચાર આવ્યો. પ્રભુના અઢાર હજાર શિષ્યો છે તે બધા તપ અને ત્યાગની મૂર્તિઓ છે તેમને પણ વંદન કરું તો કેમ? અને બીજી જ પળે તે વિચાર તેમણે અમલમાં મૂક્યો અને સમગ્ર સાધુ વૃન્દને યથાવિધિ વંદન કરવા લાગ્યા. તેમની સાથે તેમનો સેવક વીર સાળવી હતો. તે પણ સાથે સાથે મુનિઓને વંદન કરવા માંડ્યો.

વંદનવિધિ પૂરી થયા પછી તે પ્રભુ પાસે આવ્યા. પ્રભુએ કહ્યું કે તમારો પુરુષાર્થ સફળ છે તે નિર્જરાનો હેતુ છે પરંતુ વીર સાળવીનો પુરુષાર્થ માત્ર કાયાકષ્ટ બનીને રહી ગયો.

વાસુદેવે પૂછ્યું પ્રભુ! એમ કેમ?'

પ્રભુએ કહ્યું તેનું કારણ એ છે કે તમે વંદન કરતા હતા તેમાં ત્યાગ પ્રત્યે અનુરાગ હતો, સંયમી જીવન પ્રત્યે શ્રદ્ધા ઊભરાતી હતી. પરંતુ જ્યારે વીર સાળવી વંદન કરતો હતો ત્યારે તેના મનમાં એવો વિચાર હતો કે—મારા માલિક નમસ્કાર કરે છે એટલે મારે પણ કરવા જોઈએ. આથી તેની મહેનત માત્ર અનુકરણ જ રહી."

બન્નેનો એક સરખો શ્રમ હોવા છતાં ભાવભેદને લીધે તેના ફળમાં ફેર પડ્યો.

રામ, ઝાડની નીચે બેસતા હતા અને તેમના સેવક વાનરો, ઝાડની ઉપર બેસતા હતા છતાં તે (વાનરો) તેમના (રામના) આજ્ઞાંકિત સેવક કહેવાતા. કારણ કે તે વાનરોના હૃદયમાં વિનયનો ભાવ ભરેલો હતો. ભાવનો

ચમત્કાર જોવો હોય તો લાબે શુ કરવા જાઓ છો. તમારા ઘરમાં જ જુઓ. હૃદયના પ્રેમથી તમે બાળકના મો ઉપર હળવી લપડાક લગાવશો તો પણ તે હસતુ રહેશે પણ જો હૃદયમા ક્રોધ ભર્યો હશે ને જરાક આગળી પણ લગાડશો તો તે રડવા માંડશે

તમારુ ભવિષ્ય ઘડનાર તમારા વિચારો છે પુત્રે પૂછ્યુ–'પિતાજી! શુ કાલ પણ જોઈ શકાય તેવી છે?'

પિતાએ કહ્યુ–'હા,' વિચારોરૂપી ક્ષ–કિરણો (X–Ray)થી તમે આવતી કાલને જોઈ શકો જો આજે તમારા વિચાર સારા હોય તો તમારી આવતી કાલ સુખી છે

પરિણામની ધારા, આત્મદશાને માપવાની પારાશીશી છે જો પરિણામની ધારા અશુભ તરફ જતી હોય, તો તમારો આત્મા અશુભનો અનુગામી છે. એટલા માટે તો આગમ કહે છે કે–શુભ પરિણામ, શુભ બધ પાડે છે અને અશુભ પરિણામોથી, અશુભ પ્રકૃતિનો બધ પડે છે પરિણામનો ચમત્કાર જુઓ તે બધને પણ સવરમાં પલટાવી દે છે એટલા માટે આચારાગ સૂત્ર કહે છે –

**जे आसव्वा ते परिसव्वा**
**जे परिसव्वा ते आसव्वा ।**

વિચારોના પરિણામો, આસ્રવને સવરમા અને સવરને આસ્રવમાં બદલી નાખી શકે છે અરિસામા તમે પણ તમારુ પ્રતિબિબ જુઓ છો, અને ભરત ચક્રવર્તીએ પણ જોયુ સમ્રાટ ભરતને તો અરિસામા જોતા જોતા કેવળજ્ઞાન થઈ ગયુ તમને થયુ કે નહિ? પણ કહેવુ પડશે કે એ દૃષ્ટિ જ કોઈ નિરાળી હતી તેની પાછળ, શુદ્ધ પરિણામોની ધારા વહેતી હતી અને એ જ, કેવળજ્ઞાનનો પ્રકાશ લઈ આવી

એ નક્કી જ છે કે જેવા પરિણામ, તેવો બધ શ્રાવકના પહેલા વ્રતના અતિચારમા "**बन्धे वहे**" અતિચાર પણ છે જે શ્રાવકને માટે ત્યાજ્ય ગણાવ્યા છે અર્થાત્, શ્રાવક બાધે નહિ અને ભારે (ભાર ભરે) પણ નહિ. પણ તેનો જ છોકરો, જો ભણતો ન હોય તો ક્યારેક મારે પણ છે અને બાધે પણ છે છતા તેને અતિચાર દોષ લાગતો નથી કારણ કે ક્રિયા અશુભ હોવા છતા, પરિણામો અશુભ નથી માટે તે અતિચાર નથી

વ્યાખ્યાન વખતે કોઈએ પચ્ચખાણ કરાવવા માગણી કરી બે આગ-

બીઓ જોઈને મહારાજે બંનાં પચ્ચખાણ કરાવ્યાં ત્યારે માવાએ કહ્યું – મેં તો બે સામાયિકનાં પચ્ચખાણ માગ્યાં હતાં હવે માવા બંને કરે કે બે સામાયિક કરે? નિયમ કહે છે કે તે બે સામાયિક કરે પ્રત્યાખ્યાન ગમે તેવાં કરાવ્યાં હોય પણ તેના મનમાં ભાવ કયો હતો? પ્રત્યાખ્યાન શબ્દાનુસારી નહિ, ભાવાનુસારી હોય છે

મનુષ્ય જેવા વિચારો કરે છે તેવાં જ પરમાણુઓ તેની તરફ આકર્ષાય છે જો તમે હસશો તો હસવાનાં પરમાણુઓ તમારી પાસે આવશે જો રડશો તો રુદનયોગ્ય પરમાણુઓ તમારી તરફ આકર્ષાશે. એ જ પ્રકારે શુભ અધ્યવસાય શુભ પુદ્ગલોને આકર્ષે છે અને અશુભ અધ્યવસાય અશુભ પુદ્ગલોને. એટલે તમે વિચારોના જાદુને સમજો અને મનમાં અશુભ વિચારો પ્રવેશ ન કરે તેને માટે એટલા જ સાવધાન રહો જેટલા ક્ષણનાં જતુઓથી રહો છો મનમાં શુભ વિચારોનો સંચાર કરો કે જે તમારા જીવનને સુવાસિત બનાવે.

તા ૫–૯ ૫૯ જૈન ઉપાશ્રય માટુંગા



૧ જેમ્સ ટી રિચાર્ડ નામનો માણસ એક ખૂનના કેસમાં પકડાયો અને તેને પૂછ્યું — ભાઈ! તારા જીવનમાં આવી ઘટના કેમ બની?

ઉત્તરમાં બાળક બોલ્યો — મેં બાળપણમાં ખૂન અને એવાં જ ભયંકર કાર્યોથી ભરેલાં પુસ્તકો વાંચ્યાં હતાં. એ વાચનના પ્રભાવથી મને ખૂન કરવાની પ્રેરણા મળી હતી.

૨ બિશપ પોટર કહે છે જે વ્યક્તિ જેવું પુસ્તક વાંચે છે તેવો જ બને છે વાંચનથી ઊંચી કક્ષાનો એ બની શકતો નથી

## ૨૩. જીવનનો નૈતિક વિજય

આજ દશેરા–વિજયાદશમીનો દિવસ છે તેને વિજયનું પર્વ કહેવામા આવે છે આ દિવસે ભલાઈએ, બુરાઈ ઉપર વિજય મેળવ્યો હતો. નીતિએ અનીતિને પરાજિત કરી હતી સદાચાર સામે દુરાચાર હમેશા હારતો જ રહ્યો છે જે વાતને લાખો વર્ષો વીતી ગયા તે આજે પણ જનતાના મનમા સજીવ છે જેના જીવનમા દુરાચારની બદબો હોય છે, તેને લાખો વર્ષોનો કાળનો પ્રવાહ પણ ભૂલાવી શકતો નથી

આજના દિવસ સબધમા બે વિચારધારાઓ પ્રચલિત છે કેટલાક લોકોના વિચાર પ્રમાણે, આજના દિવસે મર્યાદા પુરુષોત્તમ શ્રી રામે દુરાચારની સામે યુદ્ધ આદર્યું હતુ ત્યારે બીજા કેટલાક લોકોની માન્યતા એવી છે કે આ દિવસે તે યુદ્ધની પૂર્ણાહુતિ થઈ હતી બેમાથી ગમે તે હો, પણ એ વાત નક્કી છે કે આજનો દિવસ અનીતિની ફજેતીની કહાણી કહી જાય છે આથી જ, ઉત્તર પ્રદેશ અને મધ્ય પ્રદેશ આદિમા કેટલેક સ્થળે આ દિવસે, ગામની બહાર રાવણનુ પૂતળુ બનાવવામા આવે છે સધ્યા વખતે લોકો સજાવટ કરીને નીકળે છે આઠ આઠ વર્ષના નાના બાળકો પણ નવા કપડા અને નવા બુટ પહેરીને નીકળી પડે છે, તેમને પૂછો કે–"ભાઈ ક્યા જાઓ છો ?" તો ગર્વથી કહેશે કે–"રાવણને મારવા જઈએ છીએ"

બધા ગામની બહાર આવે છે ત્યા રાવણનુ મોટુ પૂતળુ વિશાળ અને વિકાળ સ્વરૂપ ધારણ કરી ઊભેલુ હોય છે તેની ચારે તરફ માણસોની ભીડ હોય છે આ ભીડમા નાના બાળકો પણ ઘૂસી જાય છે દરેક જણ એકેક પથ્થર લઈ મારે છે અને ચાલી જાય છે જો કદાચ તે રાવણ જરાક મો ફાડે તો તેમાનો એક પણ ઊભો નહિ રહે પણ આ તો બિચારુ કાગળનુ પૂતળુ. પોતાની બદીવાન સ્થિતિ ઉપર આસુ સારતુ ચુપચાપ ઊભુ

ણીઓ. જોઈને મહારાજે છઠના પચ્ચખાણ કરાવ્યાં ત્યારે મહારાજે કહ્યું – બે તો બે સામાયિકનાં પચ્ચખાણ માગ્યાં હતાં હવે બાવક છઠ કરે કે બે સામાયિક કરે ? નિયમ કહે છે કે તે બે સામાયિક કરે પ્રત્યાખ્યાન ભલે તેવાં કરાવ્યાં હોય, પણ તેના મનમાં ભાવ કયો હતો ? પ્રત્યાખ્યાન શબ્દાનુસારી નહિ, ભાવાનુસારી હોય છે

મનુષ્ય જેવા વિચારો કરે છે તેવાં જ પરમાણુઓ તેની તરફ આકર્ષે છે જો તમે હસશો તો હસવાનાં પરમાણુઓ તમારી પાસે આવશે. જો રડશો તો દુઃખયોગ્ય પરમાણુઓ તમારી તરફ આકર્ષાશે. એ જ પ્રકારે શુભ અધ્યવસાય શુભ પુદ્ગલોને આકર્ષે છે અને અશુભ અધ્યવસાય અશુભ પુદ્ગલોને. એટલે તમે વિચારોના વહુને સમજો અને મનમાં અશુભ વિચારો પ્રવેશ ન કરે તેને માટે એટલા જ સાવધાન રહો જેટલા ક્ષમનાં જંતુઓથી રહો છો મનમાં શુભ વિચારોનો સત્કાર કરો કે જે તમારા જીવનને સુવાસિત બનાવે.

તા ૫-૯-૫૯ જૈન ઉપાશ્રય માટુંગા



૧ જેમ્સ ટી હિકજ નામનો માણસ એક ખૂનને કેસમાં પકડાયો અને તેને પૂછ્યુ — ભાઈ! તારા જીવનમાં આવી ઘટના કેમ બની ?

ઉત્તરમાં બાળક બોલ્યો — મેં બચપણમાં ખૂન અને એવાં જ ભયંકર પ્રસંગોથી ભરેલાં પુસ્તકો વાંચ્યાં હતાં એ વાંચનના પ્રભાવથી મને ખૂન કરવાની પ્રેરણા મળી હતી.

૨. મિલ્ટન પોપ કહે છે જે વ્યક્તિ જેવું પુસ્તક વાંચે છે તેવો જ બને છે વાંચનથી ઊંચી કક્ષાનો એ બની શકતો નથી

વીસ લાખ જૈનો તેમા સ્વર પુરાવશે શ્રીકૃષ્ણ કે રામની જય બોલાવશો તો ભારતના લાખો હિંદુઓ તેમા સાથ પુરાવશે પણ કોઈએ રાવણની જય બોલાવી તો ? તેમા તમારો સ્વર ભળશે ખરો ? નહિ કેમકે તમારો આત્મા તે વાતને સ્વીકારતો નથી તેનુ કારણ એ છે કે તેણે નૈતિક જીવનની ઉપેક્ષા કરી હતી

મનુષ્ય પોતાના સતાનનુ નામ પશુ જેવુ રાખવા તૈયાર થાય છે. પણ જેણે અનીતિના માર્ગે ડગલુ ભર્યું હોય, તેવાનુ નામ રાખવા કદી તૈયાર થતો નથી ઘણા માણસોના નામ પોપટભાઈ કે સુખલાલ હોય છે. કીરચદ નામના માણસો પણ મળી આવશે મહિલાઓમા મેનાબાઈ કે કોકિલાકુમારી મળી આવશે પશુઓ તો શુ પણ માટી અને કચરાના નામ પણ પોતાના પુત્રોને માણસોએ આપ્યા છે કચરાભાઈ અને પુજાભાઈ ઘણાના નામ હોય છે પણ અજ સુધી કોઈએ રાવણ કે દુર્યોધનનુ નામ આપ્યુ નથી તેમ જ સ્ત્રીઓમા કોઈ કૈકેયી કે મથરા નામની બાઈ નહિ મળે તેનુ કારણ એ છે કે તેમણે નીતિના નિયમોને ઠોકરે માર્યા હતા

નૈતિકતાની સીમારેખાનુ ઉલ્લઘન કરવાની મૂળ પ્રેરણા કરનાર અસદ્-વૃત્તિઓ છે પહેની વાસના, બીજી અપ્રમાણિકતા એકમા રૂપની લાલસા છે તો બીજીમા રૂપિયાનો લોભ છે એ બન્ને વૃત્તિઓ, જ્યા સુધી મર્યાદામા રહી છે, ત્યા સુધી નીતિની સીમારેખામા ગણાય છે ત્યા સુધી સમાજ પણ સમાધાનકારક છૂટ આપે છે મનની વાસનાને નૈતિક રીતે સતોષવા માટે, સમાજે લગ્નપ્રથા ચાલુ કરી છે પરતુ જ્યારે માનવીનુ મન રૂપનુ લોલુપ બની જ્યા ત્યા ભટકતુ ફરે છે, ત્યારે તે નીતિની મર્યાદાની બહારની વસ્તુ બની જાય છે

રાવણ, પદ્મોત્તર અને કીચક, આ જ અનૈતિક વાસનાના શિકાર બન્યા હતા તેમણે પોતાની પત્નીઓ ઉપરાત, પારકી સ્ત્રીઓ ઉપર વિકારભરી નજર નાખી હતી વાસનાની એક ઝાપટે સોનાની લકાને બળી મૂકી અને તે પોતે પણ નાશ પામ્યો અને જતા જતા પોતાની દુર્વાસનાને ત્યા જ મૂકતો ગયો.

નૈતિક પતનનુ બીજુ કારણ છે, અપ્રમાણિકતા તેનો જન્મ લોભની ભૂમિ ઉપર થાય છે ચાદીના થોડાક સિક્કાઓને માટે પણ માનવી ક્યારેક ક્યારેક નૈતિકતાની હદ છોડી દે છે તેની પાછળ બે હેતુઓ હોય છે પહેલો અભાવને કારણે સ્વભાવનો નાશ બીજો ધનને વધુ પડતુ મહત્ત્વ આપવુ તે. ભૂખથી સતાવતી ગરીબાઈ પણ કેટલીક વખત બીજાના ખિસ્સા પર હાથ

રહે છે તે નાના ધર્મ કરતાં બાળકોને પૂછો કે– ક્યાં જઈ આવ્યા!" તો ઉત્તર મળશે કે રાવણને મારી આવ્યા. મહા બળવાન વાસુદેવ લક્ષ્મણને તો રાવણનો સંહાર કરતાં ૭ માસ લાગ્યા હતા અને આજના આ નાના નાના બહાદુરો તો બે મિનિટમાં રાવણને પૂરો કરીને પાછા આવ્યા!

આ બધું શું છે? આ બધી અનીતિની ફજેતી જ જોઈ નીતિ મર્યાદાની બહાર કદમ ભર્યું તેની ફજેતી ચોક્કસ થવાની જ છે અને એટલું પણ લખી રાખજો કે એવાની કબર તેની દુંઠા ઉપર બે આંસુ પાડનાર પણ કોઈ માનવ નહિ મળે. જો જીવનમાં ભલાઈ હશે તો હજારો સાથીઓ મળી રહેશે. પણ જો ખરાબી હશે તો સગો ભાઈ પણ તેને છોડી જશે. રાવણના જીવનની વાત આ વાતની સત્યતાનો પુરાવો છે જ્યારે તે સીધા રસ્તે ચાલતો અને સદાચારની મર્યાદામાં હતો, ત્યારે તેણે આખા ભારત ઉપર વિજય પ્રાપ્ત કર્યો હતો. સેંકડો રાજાઓના મુગટ, તેના ચરણોમાં નમતા હતા. હજારો તેની કૃપાની ભિક્ષા માગતા ખડે પગે ઊભા રહેતા હતા. તે વખતે તે જ્યાં જતો ત્યાં વિજયમાળ તેનું સ્વાગત કરતી.

પણ એ જ વિજયવંત રાવણ, રામની સામે કેમ હારી ગયો? તેનો ઉત્તર બહાર ખોળવા જવાની જરૂર નથી. પહેલાં તે નીતિની મર્યાદાની અંદર હતો. એટલા માટે તે જ્યાં પણ જતો ત્યાં માત્ર જનતા જ નહિ મોટા મોટા સમ્રાટો પણ તેનું સ્વાગત કરતા પરંતુ જે દિવસે તેણે સદાચારની સીમા ઓળંગી તે દિવસે તેના દિવસો પલટાઈ ગયા બીજા તો શું પણ તેનો સગો ભાઈ વિભીષણ પણ તેને છોડી ગયો.

જેના જીવનમાં સૌરભ છે તેના નામ ઉપર, પોતાના પ્રાણ કુરબાન કરનારા તેને મળી રહેશે પરંતુ જેનું જીવન બદબોઈઓની દુર્ગંધથી સડી રહેલું છે તેનું નામ પણ કોઈ લેશે નહિ. સવારના પહોરમાં કોઈ ભગવાન મહાવીરનું નામ લે તો સાંભળનાર પણ ખુશી થશે રામનું નામ લેશે તો પણ ખુશી થશે. પણ જો રાવણનું નામ લેશો તો સાંભળનાર કહેશે–સવારના પહોરમાં તેનું ક્યાં નામ લીધું! આખો દિવસ રોટલાય નહિ મળે. રોટલા તો ભાગ્યમાં હશે તો મળવાના જ છે પરંતુ, એવાનું નામ સાંભળનારને આનંદ નહિ થાય અને બોલનારને પણ એક મિનિટ પશ્ચાત્તાપ થશે.

જો કોઈ ભગવાન મહાવીરની જય બોલશે તો તેના જયઘોષમાં તમારો સ્વર પણ મળી જશે. તમારો એકલાનો જ નહિ પણ ભારતભરના

વીસ લાખ જૈનો તેમા સ્વર પુરાવશે શ્રીકૃષ્ણ કે રામની જય બોલાવશો તો ભારતના લાખો હિંદુઓ તેમા સાથ પુરાવશે પણ કોઈએ રાવણની જય બોલાવી તો ? તેમા તમારો સ્વર ભળશે ખરો ? નહિ કેમકે તમારો આત્મા તે વાતને સ્વીકારતો નથી તેનુ કારણ એ છે કે તેણે નૈતિક જીવનની ઉપેક્ષા કરી હતી

મનુષ્ય પોતાના સતાનનુ નામ પશુ જેવુ રાખવા તૈયાર થાય છે. પણ જેણે અનીતિના માર્ગે ડગલુ ભર્યુ હોય, તેવાનુ નામ રાખવા કદી તૈયાર થતો નથી ઘણા માણસોના નામ પોપટભાઈ કે સુખલાલ હોય છે. કીરચદ નામના માણસો પણ મળી આવશે મહિલાઓમા મેનાબાઈ કે કોકિલાકુમારી મળી આવશે પશુઓ તો શુ પણ માટી અને કચરાના નામ પણ પોતાના પુત્રોને માણસોએ આપ્યા છે કચરાભાઈ અને પુજાભાઈ ઘણાના નામ હોય છે પણ અ જ સુધી કોઈએ રાવણ કે દુર્યોધનનુ નામ આપ્યુ નથી તેમ જ સ્ત્રીઓમા કોઈ કૈકેયી કે મથરા નામની બાઈ નહિ મળે તેનુ કારણ એ છે કે તેમણે નીતિના નિયમોને ઠોકરે માર્યા હતા

નૈતિકતાની સીમારેખાનુ ઉલ્લઘન કરવાની મૂળ પ્રેરણા કરનાર અસદ્-વૃત્તિઓ છે પહેલી વાસના, બીજી અપ્રમાણિકતા એકમા રૂપની લાલસા છે તો બીજીમા રૂપિયાનો લોભ છે એ બન્ને વૃત્તિઓ, જ્યા સુધી મર્યાદામા રહી છે, ત્યા સુધી નીતિની સીમારેખામા ગણાય છે ત્યા સુધી સમાજ પણ સમાધાનકારક છૂટ આપે છે મનની વાસનાને નૈતિક રીતે સતોષવા માટે, સમાજે લગ્નપ્રથા ચાલુ કરી છે પરતુ જ્યારે માનવીનુ મન રૂપનુ લોલુપ બની જ્યા ત્યા ભટકતુ ફરે છે, ત્યારે તે નીતિની મર્યાદાની બહારની વસ્તુ બની જાય છે

રાવણ, પદ્મોત્તર અને કીચક, આ જ અનૈતિક વાસનાના શિકાર બન્યા હતા તેમણે પોતાની પત્નીઓ ઉપરાત, પારકી સ્ત્રીઓ ઉપર વિકારભરી નજર નાખી હતી વાસનાની એક ઝાપટે સોનાની લકાને બળી મૂકી અને તે પોતે પણ નાશ પામ્યો અને જતા જતા પોતાની દુર્વાસનાને ત્યા જ મૂકતો ગયો.

નૈતિક પતનનુ બીજુ કારણ છે, અપ્રમાણિકતા તેનો જન્મ લોભની ભૂમિ ઉપર થાય છે ચાદીના થોડાક સિક્કાઓને માટે પણ માનવી ક્યારેક ક્યારેક નૈતિકતાની હદ છોડી દે છે તેની પાછળ બે હેતુઓ હોય છે પહેલો અભાવને કારણે સ્વભાવનો નાશ બીજો ધનને વધુ પડતુ મહત્ત્વ આપવુ તે. ભૂખથી સતાવતી ગરીબાઈ પણ કેટલીક વખત બીજાના ખિસ્સા પર હાથ

રહેશે ઘીમાં વનસ્પતિ (Vegetable) મેળવવી એ તો આજે ઠેરઠેર છે. દૂધમાં પાણી મેળવવું એ પણ એટલુ જરૂરી થઈ ગયુ છે, કે જેટલુ જમ્યા પછી પાણી પીવુ જરૂરી બને છે પાચ વર્ષ પહેલા દૂધમા પાણી ભેળવાતું. આજે પાણીમા દૂધ ભેળવાય છે!

આ બધુ છે શુ? માનવીના મનની અનૈતિકવૃત્તિ કેટલી હદ સુધી પહોંચી ગઈ છે! ભાવમા તો જરા પણ સરખાપણુ રહ્યુ નથી જ્યારે સૂર્ય ફરે છે, ચદ્ર ફરે છે, ગ્રહો અને ઉપગ્રહો ફરે છે, ભૌતિક વિજ્ઞાન મુજબ પૃથ્વી ફરે છે ત્યારે ભાવ કેમ સ્થિર રહે! દરેક ગ્રાહક સાથે નવો ભાવ થશે મને એક ભાઈએ કહ્યુ–ભાવ શો? જેવો ગ્રાહક તેવો ભાવ જરા કોઈ સુધરેલો (Upto-date) આવ્યો, અને તમને લાગે કે આની પાસે કઈ દાળ ગળે તેમ નથી, તો જે સાચો ભાવ હશે તે કહેશો તેના ગયા પછી કોઈ બિચારો ભલો ભોળો ગામડીયો ખેડૂત આવ્યો, અને જાણ્યુ કે આ ઠીક પક્ષી જાળમા આવ્યુ છે, તો તેજ વસ્તુના બમણા કે ચાર ગણા બતાવશો. આ છે આજની વ્યાપારનીતિ!

ભારતના મોટા મોટા શહેરોમા કોઈ પણ ઠેકાણે જાઓ, દરેક જગાએ વ્યાપારની નીતિનુ આ કહ્યુ તેવુ જ ચિત્ર જોવા મળશે હવે યુરોપની વાત, કે જેને તમે અનાર્ય, મિથ્યા દૃષ્ટિ કે ન જાણે શુ શુ કહો છો શ્રી કૌશિકજીનો એક નિબધ છે, દિલ્હી અને લડન તેમા તેમની લડનયાત્રાનુ વર્ણન કરતા તે કહે છે કે–"જ્યારે હુ ઇગ્લાડની રાજધાની લડનમા એક દુકાન ઉપર ગયો, ત્યારે તે વેપારીએ મારુ સ્વાગત કર્યું મે તેને કહ્યુ કે–મારે એક વરસાદી કોટ (Rain coat) જોઈએ છે તેણે કહ્યુ–પહેલે માળે, જમણી બાજુ પહોચી જાઓ આટલુ કહી તે બીજા ગ્રાહકો તરફ વળ્યો

હુ તેણે બતાવેલી જગાએ પહોચ્યો એક રેઈનકોટ લીધો અને તેના પૈસા ચુકાવી આપ્યા મે પછી, વેપારીને પૂછ્યું કે તમારે ત્યા એક જ ભાવ છે

તેણે કહ્યુ કે–એક ભાવ છે? એટલે તમે શુ કહેવા માગો છો? માફ કરજો, તમારા કહેવાની મતલબ હુ સમજી શક્યો નથી જેવી ચીજ તેવા ભાવ છે

એ સેકન્ડ પછી તે મારા કહેવાનો ભાવાર્થ સમજ્યો તેણે કહ્યુ–જુઓ, રેઈન કોટની કિમત બધી જગાએ એક સરખી જ છે હા બનાવનાર કપનામા ફેર હોઈ શકે છે હુ કોટ લઈને બહાર નીકળ્યો મને વિચાર થયો કે લડન

યુરોપનું બજાર છે તો દિલ્હી ભારતનું બજાર છે ત્યાં દિલ્હીમાં ફુવારા (Fountain)થી ફતેહપુર સુધી આવતાં આવતાં માથાના દુખાવાની ગોળીની કિંમત પણ એક માથાના દુખાવા જેટલી જ થઈ જાય છે

જાતી છે તેમના જીવનની સ્વચ્છતા જે આપણા લેખકો અને સાહિત્યકારોને પણ આકર્ષે છે તેમના જીવનની નૈતિકતાનો એક બીજો દાખલો આપું ઇંગ્લાંડ અને અમેરિકામાં છાપાં વેચવાની પદ્ધતિ કાંઈક જુદા પ્રકારની છે ત્યાં સમાચારપત્રો વેચનાર ફેરીઆઓ ફરી ફરીને બૂમો નથી પાડતા તેમ ન તો તે વેચવા માટે કોઈ જગાએ બેસી રહે છે રસ્તા ઉપર, અમુક જગાએ તે અખબારોનો ઢગલો કરી તેના ઉપર વજન મૂકી દે છે કે જેથી તે ઊડી ન જાય. એક પાટીયા ઉપર તેની કિંમત લખેલી હોય છે પેપરવાળો સવારમાં બધું ગોઠવીને જાય છે સાંજે તે આવે છે અને જુએ છે તો પૈસા અને પેપરનો મેળ, બરાબર મળી રહે છે એક પૈસો પણ ઓછો નીકળતો નથી જો કદાચ ભારતમાં આવો પ્રયોગ કરવામાં આવે તો પેપરો તો નહિ જતાં રહેશે, પણ પૈસા કેટલા રહેશે ! સાંજ સુધી જો ખાલી પેટી પણ રહે તો સારુ અગર સત્તર રૂપિયાના અખબારોના બદલામાં સત્તર નયા પૈસા પણ મળે તો સમજવું કે તમારું તકદીર તેજ છે

આ એ જ ભારતની ધરતીની વાત છે કે જેને સંતો અને ઋષિમુનિઓએ પોતાના રક્તનાં જળ વડે સીંચેલી છે અને સતનો રંગ ચડાવ્યો છે જે ભૂમિ ઉપર સત્યની અગ્નિપરીક્ષા માટે હરિશ્ચંદ્રે પોતાનું રાજ્ય, પ્રિય પત્ની તારામતિ અને નાના કિશોર રોહિતને છોડ્યાં હતા આજ, એ જ ભારતની ભૂમિના રહેવાસીઓ બે પૈસા ખાતર સત્ય અને પ્રમાણિકતાને છોડી દે એ કેટલા દુઃખની વાત છે ! આનો અર્થ એ નથી કે હું યુરોપનાં ગીત ગાઉં અને ભારતને અપમાનિત કરું ? ધરતી ઉપર જન્મ લીધો તેને ખોટા આક્ષેપોને કારણે તિરસ્કારવી એ કેટલું કૃતઘ્નતાભરેલું કાર્ય છે !

પણ ભારતની નૈતિક સ્થિતિનો હ્રાસ થતો જોઈને ક્યા ભારતવાસીને દિલ નહિ લાગે ? યુરોપ પાસેથી તમે પણ શીખ્યું છે ઉંચા હોદ્દા સાથેના સહવાસથી તમે તેમની ઘણી વસ્તુઓ શીખ્યા છો. કોટ-પાટલુન પહેરતાં, ટેબલ પર બેસી છરી કાંટા અને ચમચા (Knives forks and spoons) થી ખાતાં અને હાથે પકડી અને છરી રાખતાં શીખ્યા ભોંઓ ઉપાડે માથે ફરતાં શીખ્યા. ન શીખવા જેવું તો પણ શીખ્યા પણ

શીખવા જેવુ શુ શીખ્યા ? ન શીખ્યા તેમના વેપારની પ્રમાણિકતા ન શીખ્યા તેમનો રાષ્ટ્રપ્રેમ કે ન શીખ્યા તેમની સમયની નિયમિતતા

જો વિદેશીઓની નૈતિકતા ન શીખ્યા તો કાઈ ફિકર નહિ પણ તમે તમારી નૈતિકતા પણ જાળવો તો સારુ એવુ નથી કે નૈતિકતા માત્ર વિદેશોમા જ છે અને ભારતમા તે હતી જ નહિ લાખે કયા જાઓ છો ? હમણા હમણાની થોડાક વર્ષ પહેલાની જ વાત છે સુલતાન શાહરૂખનો એલચી અબ્દુલ રઝાક, સને ૧૯૪૨મા ભારતના પ્રવાસે આવ્યો હતો તેણે પોતાના પુસ્તક "મુતાલુસ્ન સાદીન"મા લખ્યુ છે કે "ભારતમા દરેક જાતનો માલ બજારોમા ખુલ્લો પડયો રહે છે માલિક નજીકમા ન હોવા છતા પણ કોઈ તેને હાથ સુદ્ધા લગાડતુ નથી '

આ છે વિદેશીઓના મોઢે આપણા ભારતની વ્યાપારિક નૈતિકતાની પ્રશસા અને જુઓ, કર્નલ સ્લીમેને લખ્યુ હતુ કે "ગામડાના રહેવાસીઓ ગ્રામપચાયતો સમક્ષ દઢતાપૂર્વક સત્યને સાથ આપે છે મારી નજર સમક્ષ સેકડો દાખલા એવા બન્યા છે, જેમા એક બાજુ માણસની સામે સપત્તિ, સ્વાધીનતા અને પ્રાણરક્ષાનો પ્રશ્ન હતો, અને બીજી બાજુ સત્યની રક્ષાનો પ્રશ્ન હતો પરતુ અમારા બધાના આશ્ચર્ય વચ્ચે તેણે સપત્તિ અને સ્વાધીનતાને ઠોકરે મારી, પણ સત્યનો પલ્લો ન છોડયો

વિદેશીઓએ તે વખતે કરેલી ભારતની પ્રશસાના ચિત્ર સાથે આજના ભારતની સરખામણી કરો અનૈતિકતાની પાછળ દોડવામા કોઈ વર્ગ પાછળ રહી ગયો નથી માત્ર વેપારીવર્ગની વાત નથી સરકારી નોકરો પણ ક્યાં પાછા પડે તેમ છે ? ત્યા પણ લાચ અને રુશ્વતખોરીનુ બજાર તેજ છે. નાના કારકુન (Clerk) થી માડીને મોટા અમલદાર (Officer) સુધી બધાય હોશિયાર છે જેના હાથે જેટલુ ચઢ્યુ, તેટલુ લેવાનુ તે કદી ભૂલે તેમ નથી અરજી ઑફિસર સુધી પહોચાડવી હોય, તો જ્યા સુધી પટાવાળાના હાથમા રૂપિયો નહિ મૂકો ત્યા સુધી, અરજી આગળ જ વધશે નહિ. તેને ચાપાણીના પૈસા આપી આગળ વધશો, પછી મોટા અમલદારનું તો મો પણ મોટુ જ હોય છે ને ? એ કહેશે કે અરજી ઉપર કઈક વજન (Paper weight) મૂકો, નહિ તો ઊડી જશે બિચારો કોઈ સીધો સાદો માણસ, પથ્થર ઉપાડીને તેના ઉપર મૂકે તો તે બુધ્ધુ જ ઠરશે. તેના ઉપર મૂકવાનુ વજન કયુ છે તે તો તમે જાણતા જ હશો તેમા વધારે કહેવાની જરૂર નથી તમે પોતે જ તેનો અનુભવ કદાચ કરી ચૂક્યા હશો.

ન્યાયવિભાગમાં પણ આ સ્થિતિ છે ? ત્યાં પણ ભેટ ધરવી પડે. આજે તો આ બહુ સામાન્ય વાત થઈ ગઈ જેના ખીસામાં પૈસાનું જોર હોય તે અપીલમાં જઈ શકે છે તેની અપીલ આગળ પણ વધે છે ન્યાયનું પલ્લું પણ કદાચ તેની તરફ ઢળશે કે જે બાજુ વજન વધારે હોય. કોઈના હાથે ગંભીર ગુનો થઈ ગયો અને નિરપરાધી સાબિત થવું હોય તો કોઈ હોશિયાર વકીલને શરણે જાય. તેની ભેટ પૂજા બરાબર કરે. પછી જુઓ, કેવી સફાઈથી તે તમને બચાવે છે કહેવું કે ચાવી તો તેના ખીસામાં જ હોય છે સૌથી પહેલાં તો તે શીખવાડશે કે કોર્ટમાં ગુનાની કબૂલાત ન કરશો.

આજે તો વકીલ બોલ્યો કે ભગવાન બોલ્યો. તે જેટલા અક્ષર શીખવાડશે તેટલા જ બોલવાના એક અક્ષર આઘોપાછો નહિ. કારણ કે એટલા પૂરતો તો તે કારણ કૃપાળ છે તે આરોપીને કહે છે કે सर्वान् परित्यज्य मामेकं शरणं व्रज અપરાધીની દૃષ્ટિમાં ભગવાન તો ભગવાન છે જ પણ વકીલ પણ ભગવાનથી અંશમાત્ર પણ ઊતરતો નથી વૈદિક દર્શન અનુસાર કહેવાય છે કે હજારો પાપો કરીને પણ જો ભગવાનના શરણે આવી જશો તો તે બધાં પાપો (અપરાધ) માફ કરી દેશે. અહીં પણ બસ આ જ વાત છે વકીલના અનુગ્રહથી સર્વ અપરાધવાળો કદાચ એક દિનમાં નિર્દોષ ઠરી સિદ્ધ થશે. જરૂર પડે ડૉક્ટરનું પ્રમાણપત્ર (Certificate) પણ મળી જશે પણ ત્યાં સુધી તો ખરચી કરવી પડશે. પછી તો તે તમારી સેવામાં તૈયાર જ છે

અહીં તો કોઈ વકીલ કે ડૉક્ટર નથીને ? નહિ તો તેમને એમ થશે કે આજે આખું વ્યાખ્યાન અમારા ઉપર જ આપવા માંડ્યું છે (સભામાં હસાહસ) પણ હું કોઈની વ્યક્તિગત ટીકા કરતો નથી. કે તેમાં ઊતરવા માગતો નથી. પરંતુ આ જે ઈમાનદારીનો અભાવ દેખાઈ રહ્યો છે તેનાથી ખરેખર દુઃખ થાય છે વકીલો જો તેમના કાર્યમાં સફળ થવા ઇચ્છતા હોય તો તેમણે, ગાંધીજીના આદર્શને પોતાનો આદર્શ બનાવી લેવો જોઈએ. ગાંધીજીએ શરૂઆતમાં વકીલાતનો ધંધો કર્યો હતો ત્યારે તે મહાત્મા નહોતા બન્યા. પછી તેમણે એવો નિયમ લીધો કે ભલે એક પૈસો પણ ન મળે પણ કોઈ ખોટો કેસ હાથમાં નહિ લઉં કેમકે જ્યારે ખોટો કેસ લડવા માટે કોર્ટમાં ઊભો રહીશ. ત્યારે મારો આત્મા કહેશે કે— ગાંધી ! તું ખોટો છે —જૂઠો છે તો તે વખતે હું [illegible] પણ ચૂકી જઈશ. તેમના [illegible]

સત્ય પ્રત્યે કેટલી નિષ્ઠા ભરેલી હતી ? સત્ય પ્રત્યે તેમને અડગ શ્રદ્ધા હતી તે કહેતા કે ઈમાનદારી એ સાચુ સોનુ છે, તેને જેટલુ કાવે તેટલુ તપાવો

તિરૂલ્લુવર એ બહુ જ મોટા વિચારક થઈ ગયા તેમણે એક વખત કહ્યુ હતુ કે–"**દગાબાજીથી ધન એકઠું કરવું એ કાચા ઘડામાં પાણી ભરવા જેવું છે**" એ કેટલો વખત ટકશે ? પણ આજે તો બધા પ્રયત્નો એ જ દિશામાં થઈ રહ્યા છે ધર્મ સુદ્ધાને તેમા ઘસડવામાં આવે છે તેનો ઉપયોગ પાપને ઢાંકવા માટે થઈ રહ્યો છે પણ યાદ રાખજો કે ધર્મ અને અનીતિ, બન્ને એકબીજાની વિરૂદ્ધ દિશાના પ્રવાસીઓ છે ધર્મ, બધુ સહી લેશે પણ અનીતિ બરદાસ્ત નહિ કરી શકે એ પણ નક્કી જ છે કે જો વ્યક્તિનુ નૈતિક જીવન સુદર ન હોય તો, તેની ધાર્મિક ક્રિયાઓની છાપ જનતા પર બરાબર નથી પડી શકતી એક માણસ ચાલતી ટ્રેને ખીસુ કાતરે અને મદિરમા જઈને પ્રાર્થના કરે કે ઉપાશ્રયમા આવીને સમાયિક કરે તો એ પ્રાર્થના કે સામાયિકની શી કિમત છે ?

નીતિ વિનાનો ધર્મ, એ પાયા વિનાનો મહેલ છે, એક મહાન છે, સાત માળની ભવ્ય હવેલી છે ફરસબધી ચળકતો છે, દિવાલો પણ રગ-રોગાનથી ચળકી રહે છે, દરિયાની ઠડી હવા પણ તેમા આવે છે જો તે દસ હજારમા વેચાતું હોય તો તમે લેવા તૈયાર થશો ? જ્યા દસ હજાર તો એક બ્લોકની પાઘડી આપવી પડે છે ત્યા આખુ મકાન દસ હજારમાં મળતુ હોય, તો તમે જરા પણ વિલબ નહિ કરો પણ પછી તમને ખબર પડે કે મકાન તો સુદર છે પણ તેનો પાયો માત્ર દોઢ ફૂટ જ છે, તો શુ પછી તમે તે ખરીદ કરશો ? ખરીદવાની વાત તો બાજુ પર રહી પણ એવું પાયા વિનાનુ મકાન મફતમા કોઈ આપે તો પણ તમે લેવા તૈયાર નહિ થાવ

આ તો મકાનની વાત થઈ હવે જરા જીવનની વાત સાભળો ધર્મનો મહેલ ઊભો કર્યો વ્રત અને ઉપવાસની તેમા સજાવટ કરી દાનની ચળકતી-ફરસબધી બનાવી સામાયિકનો મજલો પણ બાધ્યો પરતુ તેમા નૈતિક જીવનનો પાયો એક ફૂટ પણ ઊડો ન ગયો ! તો એવા મહેલની શી કિમત મળશે ?

કપડુ ગદુ હોય તો તેના ઉપર રગ સારી રીતે કેમ ચઢી શકે ? સારો રગ ચઢવવા માટે, પહેલા કપડાને સ્વચ્છ કરવુ પડશે જીવનને પણ આધ્યાત્મના રગે રગવા માટે પહેલા સ્વચ્છ બનાવો નૈતિકના જળ વડે તેને સાફ

કરો. ધર્મને માટે નૈતિકતા એ પહેલી શરત છે જો પ્રાથમિક જરૂરિયાતની ઉપેક્ષા કરીને તમે આગળ વધવા જશો તો તમને ભાગ્યે જ સફળતા મળશે.

નીતિ વિનાનો ધર્મ લોકમાં ક્યારેય પણ આદર પામી શકતો નથી. મોટા પ્રમાણમાં પ્રીતભોજન ગોઠવવામાં આવ્યું હોય જાતજાતનાં મિષ્ટાન્નો હોય પણ જો શાકમાં મીઠું ન હોય તો લોકો કહેશે કે કેવી રસોઈ બનાવી! કોઈ મઝા ન આવી બરાબર એ જ રીતે ધાર્મિક ક્રિયાઓ દમધાનપ કરી સામાયિકો કરતાં કરતાં મોં ઉપર મુહપત્તીની દોરીની રેખાઓ પડી ગઈ હોય પણ જો નૈતિક જીવન ઉજ્જ્વળ ન હોય તો લોકો કહેશે- જાણો છો! પૂરો બગભગત છે! કારણ કે જનતા સિદ્ધાંતને નહિ, આચરણને જુએ છે જનતા તમને એ નહિ પૂછે કે તમારા આદર્શ કેટલા ઊંચા છે તે તો એ જોશે કે એ આદર્શોને તમે જીવનના વ્યવહારમાં કેટલા ઉતાર્યા છે! 'સિદ્ધાંત બનાવી લેવામાં કોઈ વાર નથી લાગતી. વાર તો તેને આચરણમાં મૂકતાં લાગે છે

સિદ્ધાંત જ્યારે આચરણમાં ઊતરે છે ત્યારે વ્યક્તિની શક્તિની પરીક્ષા થાય છે તે વિના જીભેથી બૂમો પાડી સિદ્ધાંતોની વાતો કરવી એની શી કિંમત છે! નિયમ ભલે નાનો બનાવો પણ સંપૂર્ણ નિષ્ઠાથી તેનું પાલન કરો. તે સિવાય તમારું વ્યાવહારિક જીવન પણ સુંદર નહિ બની શકે. નીતિના ભલે પણ નિયમને, જીવનમાં ઉતારીને જુઓ કે કેવો આનંદ થાય છે માનવ —નીતિની મર્યાદાથી એક ડગલું પણ આગળ ભરવામાં હજાર હજાર વિપત્તિઓને આમંત્રણ આપવાનું છે કોઈક વખત ક્ષણિક સ્વાર્થને સંતોષવા માટે માણસ અનીતિના માર્ગે ડગલું ભરે છે પણ એ ડગલું ભયંકર વિનાશનું સાધન બનીને આગળ જતાં તેને જ નડે છે

એક વખતની વાત છે એક ભાઈએ સપ દંશની અકસીર દવા શોધી કાઢી વૈજ્ઞાનિક રીતે તેનો પ્રયોગ કર્યો અને તેમાં તેમને સફળતા પણ મળી. પછી તેમણે તેનાં ઇન્જેક્શન કાઢ્યાં તેની કિંમત સોળ રૂપિયા હતી જ્યાં લોકોમાં તેની ખપત વધી ગઈ કારણ કે એ ઇન્જેક્શનથી, મરવા પડેલા બેઠા થઈ જતા હતા. સોળ રૂપિયામાં જીવ બચી જાય તો એ મોંઘો કંઈ મોંઘો નથી

ત્યારે એ કંપનીની ખ્યાતિ પ્રસરવા માંડી મોટા પ્રમાણમાં ઓર્ડરો આવવા લાગ્યા ત્યારે બીજા વેપારીએ જોયું કે આ તો સરસ આવક (Income) છે તેણે તે ઇન્જેક્શનની એક શીશી ખરીદ કરી. તે પ્રમાણે તે જ

આકાર અને પ્રમાણના ઇન્જેકશન તૈયાર કર્યા લેબલ પણ એવુ જ હતુ. પરંતુ, દવાના નામે, તેમા રંગીન પાણી જ ભરેલુ હતુ. ઉપરનાં લેબલ તો બધે સારા હોય છે પણ અંદર શુ ભર્યું છે? લેબલ તો સામાયિકનું લગાડ્યુ છે પણ અંદર સમભાવનું તત્ત્વ છે કે ખાલી પાણી, તે તો તમે જ વિચારજો

પૈસાની પિપાસા શુ શુ નથી કરાવતી ! નવી કંપનીએ ઈન્જેકશન તૈયાર કર્યા અને આઠ રૂપિયે વેચવા શરૂ કર્યા દુનિયાને તો સસ્તુ પણ જોઈએ છે. એક વસ્તુ આઠ રૂપિયામા મળતી હોય તો તેના સોળ ખર્ચવા એ તો મૂર્ખાની ગણત્રીમા નામ નોંધાવા જેવુ છે. આની હરીફાઈ (Competition)મા જૂની કંપનીને હારી જવુ પડ્યુ કારણ કે તેને આઠ રૂપિયામા વેચવાનુ પરવડે તેમ નહોતુ તેમ, સોળ રૂપિયામા કોઈ ખરીદનાર નહોતુ છેવટે નવી કંપની ચાલી અને જૂની કંપની બેસી ગઈ

બહારની દુનિયા, ફક્ત લેબલ જુએ છે તમે પણ લેબલ જ જુઓ કે તેની અંદરનુ તત્ત્વ પણ જુઓ છો? લેબલના ચળકાટમા તમારી આંખો ભૂલાવામા ન પડી જાય તેનુ ધ્યાન રાખજો તમે લેબલના નહિ, તત્ત્વના ગ્રાહક બનો એ લેબલ અને રંગીન પાણી ઝેરને ઉતારી નહિ શકે એનાથી તો જનતાની સાથે દગો થાય છે કોઈ બિચારાના બાળકને સાપ કરડ્યો હોય અને તે આવુ ઈન્જેકશન લાવે અને અપાવે, તો એ રંગીન પાણી શુ સાપનુ ઝેર ઉતારી, જીવ બચાવી શકશે? તે બિચારો પિતા પોતાના ભાગ્યને દોષ દઈ આસુઓ પાડ્યા કરશે

આ કેટલુ મોટુ પાપ છે? ભેળસેળ તો દરેક વસ્તુની ખરાબ છે પરંતુ, તેમાય દવાઓમા આવી જાતની દગાખોરી કરવી, એ બહુ જ મોટુ પાપ છે બિચારા દર્દીના મનમા એમ હોય છે કે તે દવા લેતો રહે છે, પણ ખરેખર તો તેના પેટમા દવાને બદલે ચાકના ટુકડા જતા હોય, પછી રાખનો આરામ થાય? આવી દગાબાજી તેના પ્રાણ હરી લે, તેની જવાબદારી કોની રહેશે? પૈસાના ગુલામો આવા પાપની તરફ પણ કદી જોશે?

એક કહેવાત છે કે "**अर्थी दोषो न पश्यति**" અર્થાત્-લોભીને મનથી કોઈ પાપ નથી એક દિવસ, એ કંપની ઉપર એક વ્યક્તિનો ફોન (Telephone) આવ્યો- "ઇન્જેકશનની જલ્દી જરૂર છે કોઈની સાથે જલ્દી મોકલી આપો" શેઠનો દીકરો ઈન્જેકશન લઈ ત્યા પહોચી ગયો.

તેણે જોયું તો એક બાવીસ વર્ષનો જુવાન પડેલો હતો. તેને નાગે ડંખ આપ્યો હતો. તુરત જ ડોક્ટરને બોલાવ્યા.

પિતાને આશા હતી કે હમણાં દીકરો આંખ ઉઘાડશે. પણ દીકરાએ હંમેશને માટે આંખો મીંચી દીધી. દીકરાને મરતો જોઈને મા પછાડો ખાઈને રોઈ પડી. બીજી તરફ તેની તુરતની પરણેલી પત્ની પછાડ ખાઈ પડી. આ બાજુ તેના પિતાની આંખમાંથી આંસુ વહી રહ્યાં હતાં. શેઠના દીકરાએ આ કરુણ વાતાવરણ જોયું તો તેનું દિલ દ્રવી પડ્યું. તેણે ઘેર આવી બાપને કહ્યું– બાપા! આ ધંધો તો બહુ ખોટો છે. આ મૂકી દો. આપણા જેવા સરખા સ્વાર્થને લીધે કોઈના પ્રાણ જાય એ તો ભયંકર અપરાધ ગણાય." બાપે કહ્યું દીકરા! તને હજુ ખબર નથી કે પૈસો કેમ કમાવાય છે. આવી ધર્મની વાતો તું ક્યાંથી શીખી આવ્યો? કાલથી ઉપાશ્રયમાં જઈશ નહિ. અને ધર્મ તો તેના ઠેકાણે કરવાની વસ્તુ છે. જો રાત અને દિવસ ધર્મ કર્યો કરીશ તો ભૂખે મરવાના દહાડા આવશે.

બાપની સામે બેટાનું કાંઈ ન ચાલ્યું. એક દિવસ એ જ છોકરો પોતાના મિત્રોની સાથે સહેલગાહ (Picnic) માટે ગયો હતો. સાંજના આવતી વખતે તેના પગે કોઈએ ડંખ માર્યો. બેટરી (Battery)થી જોયું તો કાળો ઝેરી સાપ દર ઘૂસીને જઈ રહ્યો હતો. તેના મિત્રો ગભરાયા. તેને ઉપાડીને ઘેર લઈ આવ્યા. બાપે પોતાના એકના એક દીકરાની આ હાલત જોઈને તે અવાચક થઈ ગયો. તે દોડતો જૂની કંપનીમાં ગયો અને કહ્યું– "સોળ રૂપીઆ લો અને મને એક ઈન્જેક્શન આપો. મારા દીકરાને સાપ કરડ્યો છે. જૂની કંપનીના માલિકે કહ્યું– બીજાના છોકરાને સાપ કરડે તો તમે ઈન્જેક્શન આપો છો અને તમારા દીકરાને માટે ઈન્જેક્શન લેવા તમે અહીં કેમ આવ્યા? ખરી વાત તો એ છે કે તમારી કંપનીની હરિફાઈને લીધે અમારો માલ ચાલી ન શક્યો. એટલે અમે બનાવવાનું બંધ કર્યું છે."

શેઠે કહ્યું– જોઈએ તો બત્રીસ લો પણ એક બાટલી મને ગમે તેમ કરીને પણ આપો. પેલાએ કહ્યું– તમે બત્રીસસો આપો તો પણ હું આપી શકું તેમ નથી. કારણ કે મારી પાસે સ્ટોકમાં જ નથી.

નવી કંપનીના માલિક પાસે આવ્યો. તેની દુકાનમાં સેંકડો બાટલીઓ પડી હતી. પણ તે બીજાને માટે હતી. એમ દુનિયા ન જાણે પણ તે પોતે તો જાણતો જ હતો કે તેમાં રંગીન પાણી જ ભરેલું છે. તે શા કામની? છેવટે ૭ કલાકમાં તેનો પુત્ર દેહ છોડી ગયો.

કુદરતે તેને જબરી લપડાક લગાવી હતી જેના ઘરમા અનીતિનાં પગલા પડયા, તે કયારેય સૂખે સુઇ શકે ? બીજાને રડાવનાર, પોતે કયા સુધી હસતો રહી શકે ? એક કવિએ કહ્યુ છે –

જેવી કરે છે કરણી, તેવી તુરત ફળે છે,
બદલો ભલા બુરાનો, અહી ને અહી મળે છે

ડુંગળી ખાઈને કોઈ એલચીના ઓડકાર લાવવા ઇચ્છે તો શું તે બની શકે ? આગ પર હાથ રાખી, પછી ભગવાનને પ્રાર્થના કરે કે જોજે મારો હાથ ન બળે। ખોટા કામ કરીને માણસ એમ ઇચ્છે કે તેનાં કડવાં ફળ ન મળે, તો એ કદી પણ બનવાનુ નથી મકાન ચણનાર ઊચે ચઢતો જાય છે, અને કૂવો ખોદનાર નીચે ઊતરતો જાય છે તમે જ નિર્ણય કરો કે તમારે કયે રસ્તે જવુ છે

હાલ્લામાં જે ઓર્યું છે, તે જ કડછીથી નીકળવાનુ છે બાજરીનો લોટ નાખી પછી ભાત કાઢવાની આશા રાખે, તે કયાથી સફળ થશે ? જીવનમાં બુરાઈનો આટો ભેળવી પછી તમે પુણ્યના મીઠા ભાતની આશા રાખો તો તે આકાશકુસુમવત્ છે કુડામા મીઠુ ભરી તેમા ગુલાબનો છોડ રોપનાર બુદ્ધિશાળી નહિ કહેવાય તેની જ રીતે, બીજાના હક્ક, હિતોને કચડી નાખી તેમા ધર્મનો છોડ ઉગાડવાની ઇચ્છા રાખનાર કયાનો બુદ્ધિમાન છે ?

સમય ખૂબ થઈ ગયો છે ઘડિયાળ આગળ વધે છે છતા એક વાત પૂછવાનું મન થાય છે વીછી ઝેર એકઠુ કરે છે અને દુનિયાને ઝેરી ડખ દે છે મધમાખી, મધ એકઠુ કરે છે, તે દુનિયાને મિઠાશ આપે છે હવે શુ કરવુ ? વીછોની માફક ઝેર જમા કરવુ કે મધમાખીની માફક મધ એકઠુ કરવુ ? મને ખાત્રી છે કે તમને પહેલી વાત પસદ નહિ હોય. હુ એ જ ઇચ્છુ છુ કે તમે જીવનમા નૈતિકતાના મધનો સગ્રહ કરો અને દુનિયામા તેની મિઠાશનો ફેલાવો કરો

તા ૧૧–૧૦–૫૯, જૈન ઉપાશ્રય, માટુગા.



પશુની તરફ રોટલીનો ટુકડો નાખશો તો તે ખાઈને ચાલ્યું જશે પણ માનવીના સંબંધમાં એમ નથી. તેની તરફ એ રીતે રોટલીનો ટુકડો નાખશો તો તે ભૂખે મરવાનું પસંદ કરશે પણ એવી રીતની રોટલી તો શું પણ મિષ્ટાન્ન સુદ્ધાંને ઠોકરે મારશે. થાળીમાં સારી રીતે પીરસાઈને વ્યવસ્થિત રીતે ભોજન આવશે, તો જ તે ખાવા બેસશે. કારણ કે તેને સૌંદર્ય પ્રિય છે. સૌંદર્યમાં પણ એક આકર્ષણ છે જે હૃદયમાં પરિવર્તન લાવે છે.

મુનિનું સૌંદર્ય ધર્મસ્થાન અને ધર્મોપકરણનું સૌંદર્ય જૈન ધર્મની પ્રભાવના કરે છે. આગમ આ વાતનાં સાક્ષી છે. એનાથી મુનિનાં સૌંદર્ય મગધ સમ્રાટ શ્રેણિકના જીવનની અંધારી ગુફામાં સત્યનાં કિરણોને પ્રવેશ કરાવવામાં બીજા કારણોની સાથે અનાથી મુનિનું સૌંદર્ય પહેલું નિમિત્ત છે. જે શ્રેણિકને જોઈને સાધુ અને સાધ્વીઓના મનમાં એક [illegible] પેદા થઈ ગયો હતો. જે સૌંદર્યની તેમણે માત્ર આશા જ નહિ, પરંતુ તેવા સૌંદર્યની પ્રાપ્તિ માટે સંકલ્પ (નિયાણું) સુદ્ધાં કર્યો હતો અને તેના [illegible]માં પોતાની અમૂલ્ય સાધનાઓને પણ ખાક કરવા તૈયાર થઈ ગયા હતા. તે જ સમ્રાટ મુનિના સૌંદર્યને જોઈને ચકિત થઈ ગયો હતો. તેના કંઠમાંથી સ્વર નીકળે છે —

अहो वण्णो अहो रूवं अहो अज्जस्स सोमया ।
अहो खंती अहो मुत्ति अहो भोगे असंगया ॥

— ઉત્તરાધ્યયન સૂત્ર અ. ૨ ગા. ૬

રાજા કહે છે કે—અહો! આ મુનિનો કેવો વર્ણ છે કેવું રૂપ છે કેવી

સૌમ્યતા છે। તેમની ક્ષમા, નિર્લોભતા અને ભોગો પ્રત્યેની અસગત, ખરે ખર, ચકિત કરી નાખે તેવી છે મહામુનિના આ સૌંદર્યમા કુદરતી સ્વાભાવિક્તા છે, લીપસ્ટીક અને પાવડરની બનાવટી ચમક નથી, કે જેની પાછળ આજે મુબઈ ઘેલુ થયુ છે કુદરતી સૌંદર્યને જો ખોઈ નાખ્યુ તો પછી, નકલી કયા સુધી ચાલશે? આ વાસ્તવિક સૌંદર્ય હતુ, જેણે સમ્રાટને આકર્ષિત કર્યો હતો

આગમોમા, આચાર્યપદ કોને આપવુ તેનુ વર્ણન આવે છે તેને માટે યોગ્ય પાત્ર ખોળી કાઢવાનો આદેશ છે તેની બધી યોગ્યતાઓમાં એક યોગ્યતા એ પણ છે કે તે "रुव संपन्ने" અર્થાત્ સૌંદર્યશાળી હોય તેનુ કારણ એ છે કે આચાર્ય, સઘના નિયામક છે બહારનુ કોઈ પણ આવે તો તેને સૌથી પહેલો પરિચય તેમનો થાય છે વ્યક્તિની આખો સીધી હૃદય ઉપર પડતી નથી પહેલા તે શરીર ઉપર પડે છે ત્યા જો તેને કાંઈ આકર્ષણ જેવુ જણાય, તો પછી તે હૃદય સુધી પહોચવાનો પ્રયત્ન કરશે તે સિવાય, પહેલી જ ક્ષણે જો તેના મનમા ઘૃણા થઈ, તો તે આગળ શી રીતે વધશે?

પ્રદેશી રાજા જેવા ક્રૂર રાજાને પણ, મહામુનિ કેશીકુમારનુ સૌંદર્ય આકર્ષતુ હતુ જરા યાદ કરો તમે રાયપસેણીય સૂત્ર તો સાભળી ચૂકયા છો, જ્યારે ચિત્ત સારથી, તેના રથને ઉદ્યાન તરફ વાળતો હતો ત્યારે, તે માત્ર તેના રથનો જ નહિ, જીવનનો પણ સારથી હતો તેણે તેના જીવન-રથને એવો વાળ્યો કે તેનો કાયાકલ્પ થઈ ગયો પ્રદેશી રાજા, વિશ્રામ લેવા માટે જ્યારે રથમાથી ઊતર્યો ત્યારે ઉદ્યાનમા મહામુનિ કેશીકુમારને વિશાળ જનસમુદાયની સમક્ષ પ્રવચન કરતા જોયા પહેલા તે તેમને માથુ મુડાવેલ અને મૂર્ખ સમજે છે પણ પછી, તેમના શરીર તરફ નજર પડતા, તેના વિચારના વહેણ બદલાઈ જાય છે તે વિચાર કરે છે કે—"કેટલો સુદર આનો દેહ છે, કેટલો તેજસ્વી છે। તે શુ ખાતો હશે? રાજા પ્રદેશીના જીવનને નવો વળાક આપવામાં, આમ, કેશીકુમારનો અલૌલિક તેજથી ભરેલો દેહ, પહેલો હેતુ બને છે મુનિમા સૌંદર્યની સાથે સ્વાભાવિક્તા પણ છે કૃત્રિમતા તેમને જરા પણ સ્પર્શી નથી સૌંદર્યના કૃત્રિમ સાધનો અપનાવવાને માટે જૈન ધર્મ જરા પણ છૂટ આપતો નથી ફેશનને માટે તે ઈન્કાર કરે છે તે કહે છે –

**"विमूसा वत्तियं भिक्खु कम्मं बंधई चिक्कणं ।"**

**दसवे० सूत्र**

અર્થાત્—વિભૂષા એટલે શરીરની સાજસજાવટમાં રહેનાર સાધુ ચીકણાં કર્મ બાંધે છે—તેને કર્મનાં પ્રગાઢ બંધન થાય છે. તેની સજાવટ ચંચળ મનની લોલુપવૃત્તિને પ્રગટ કરે છે. કારણ કે દેહ પ્રત્યે જો અનુરાગ હશે, તો જ તેની સજાવટ માટે પ્રયત્ન કરશે.

જૈન ધર્મ કહે છે કે દેહ સાથે નહિ, દેહાતીતની સાથે પ્રેમ કરો. હાડકાના માળખા સાથે કરવામાં આવતો પ્રેમ વિશુદ્ધ અને સ્થાયી નથી હોતો. આ દેહ એક દિવસ તો રાખ બનવાનો જ છે. પછી તેની સાથે પ્રેમ કરીને કોઈ શું મેળવશે? જો પ્રેમ કરવો હોય તો આત્માની સાથે કરો કે જેનો શાશ્વત આનંદ ક્યારે પણ મ્લાન થતો નથી.

ફેશન તો ક્યાં પણ ન જોઈએ. પછી ધાર્મિક ઉપકરણોની તો વાત જ ક્યાં! તે તો તદ્દન સાદાં અને સાફ હોવાં જોઈએ. તેમાં પણ ફેશન દાખલ થઈ તો પછી કહેવાનું શું રહ્યું! જે મોહથી બચવા માટે, મોહોત્પાદક વેશનો ત્યાગ કર્યો અને સાધુતામાં આવ્યા પછી તેજ ઉપકરણોને શણગારી, તેમાં મોહ પામવાનો કોઈ અર્થ નથી. આ તો એવું થયું કે ઉપવાસ માટે અનાજનો ત્યાગ કર્યો કર્યો પણ તેના બદલે મીઠાઈ બમણી ખાધી!

આ વાત આપણી માતાઓ અને બહેનોને વધારે લાગુ પડે છે. મરુ પ્રદેશમાં ઘણી બહેનો મુહપત્તી ઉપર જરીના વેલબુટ્ટા ભરે છે. તેની ચારે બાજુ ચળકતી પટ્ટી (Border) પણ લગાડે છે. તે એટલા માટે કે મુહપત્તીની સાથે સામાયિકમાં પણ ઝળહળાટ આવે. પ્રમાર્જનિકા (પૂંજણી)ને પણ વિવિધ રંગો વડે રંગે છે. પછી તેના ઉપર એટલી મમતા થાય છે કે તેની રક્ષા માટે તેના ઉપર નાની ઘાઘરી પણ પહેરાવે છે. પૂંજણી તો જીવોની રક્ષા માટે છે પણ હવે તો પૂંજણીની રક્ષાની તેને ચિંતા થાય છે!

આનો અર્થ એ નથી કે ધાર્મિક ઉપકરણોને ગંદાં રાખવાં. જૈન ધર્મ એક બાજુ સાધુને ફેશનથી બચવાનું કહે છે તો બીજી તરફ ગંદકીથી પણ દૂર રહેવાનું કહે છે. જૈન ધર્મ ફેશનમાં નથી માનતો તેનું કારણ એ છે કે તે ગંદો પણ નથી. આગમોના જાણકારો તો શું પણ દરરોજ પ્રતિક્રમણ કરનારને પણ આ તથ્યનો સારી રીતે પરિચય હશે, સંમૂર્છિમ જીવોની ઉત્પત્તિનાં ચૌદ સ્થાન બતાવ્યાં છે તેમાં મોટે ભાગે એવા પદાર્થો છે કે ? ગંદાં હોય છે અને છેવટમાં તો એક પદ આવે છે "સવ્વ અસુઈ ઠાણે સુ વા" એટલે કે જેટલાં પણ ગંદકીનાં સ્થાન છે તે બધાં, ઉત્પત્તિનાં

સ્થાન છે સાચા સાધુને જીવહિંસાથી બચવા માટે, આ બધા સ્થાનોથી બચવુ પડશે આમ છતા, **"જૈન ધર્મ ગંદો છે" એમ કહેવું એ "સૂર્ય અંધકારમય છે" એમ કહેવા બરાબર છે.**

ગંદા રહેવુ એ નુકસાનકારક છે તેમ, સૌંદર્યની પાછળ દીવાના બનવું એ એથી ઓછુ નુકશાનકારક નથી પણ આજના માનવીની આખો સૌંદર્ય પાછળ ઘેલી છે માટે તો પૈસા ખરચીને પણ બનાવટી સૌંદર્યનાં સાધનો ખરીદ કરે છે જેટલુ તેલ વાળમા નાખે છે, તેટલુ કદાચ પેટમા નહિ નાખતા હોય મો ઉપર સ્નો અને પાઉડર લગાડવા નખોને રંગવા અને હોઠો ઉપર લાલી (Lipstick) લગાડવી આ બધું સૌંદર્યનુ પ્રદર્શન નહિ, તો શુ છે?

આ દેશની નારીઓએ પોતાનુ રૂપ બીજાને ન બતાવવા માટે સળગતી આગમા બળી મરવાનુ પસંદ કર્યું હતુ ચિતોડનો જ્વલંત ઈતિહાસ તમારી યાદદાસ્તમાથી ખસી તો નહિ ગયો હોય વીર પદ્મિનિ સામે, માત્ર અરિસ્સામા અલ્લાઉદ્દીનને પોતાનુ સૌંદર્ય બતાવવાનો પ્રશ્ન હતો તેને માટે બીજો રસ્તો માત્ર અગ્નિમા કુદી પડીને તે સૌંદર્યની રાખ કરી નાખવાનો હતો તેણે બીજો રસ્તો પસંદ કર્યો અને જીવતી, ચિતામા પ્રવેશ કરી બળીને મરી ગઈ પણ પોતાના સૌંદર્યનુ પ્રદર્શન કરવાની વાતનો સ્વીકાર ન કર્યો આજ દેશમા આજે છડેચોક સૌંદર્યનુ પ્રદર્શન થાય છે સૌંદર્યની પ્રતિયોગીતા થાય છે કેટલી લજ્જાની વાત છે કે નારી પોતાની લજ્જાનો ત્યાગ કરી રહી છે।

ભારત, આચાર-પ્રધાન દેશ છે તપ અને ત્યાગના ક્ષેત્રમા તે વધારે આગળ પડતો રહ્યો છે સ્ત્રીઓએ તેમા મહત્ત્વપૂર્ણ ફાળો આપ્યો છે ભારતના સાંસ્કૃતિક ઈતિહાસના અનેક પાનાંઓ, ભારતના સ્ત્રીરત્નોની શીલનિષ્ઠાથી શોભી રહ્યા છે તેમણે સદાચારના મૃત્યુ કરતા, પોતાના મોતને વધારે મહત્ત્વ નથી આપ્યુ સદાચારને માટે તો તેમણે પોતાના હાથે જ મોતનુ સ્વાગત કર્યું પણ શીયળભ્રષ્ટ હાથોને તો તિરસ્કારની નજરે જ જોયા છે જ્યારે શીલ અને સૌંદર્ય એ એની વચ્ચે પસંદગી કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેમણે સૌંદર્યનુ બલિદાન દઈ શીલની રક્ષા કરી

જૈન ઈતિહાસ કહે છે કે જ્યારે, બ્રાહ્મીના સૌંદર્યને જોઈને, ચક્રવર્તી સમ્રાટ ભરતનુ હૃદય આકર્ષિત થવા માડયુ, ત્યારે, દેવી બ્રહ્મીએ કઠોર તપની સાધના કરી અને એ તપની જ્વાળામા સૌંદર્યની આહુતિ

આપી. આજે એ આફ્રીની ઉત્તરાધિકારિણી (વારસદાર) બહેનોને શરીર શણગારવામાં રોજ દોઢ કલાક જોઈએ છે!

સૌંદર્યનું બિનજરૂરી પ્રદર્શન, હમેશાં વાસનાને ઉત્તેજિત કરવાનું કામ કરે છે ચોખ્ખા શબ્દોમાં કહું તો આ જાતનું પ્રદર્શન જ ગુનેગીરીને પ્રોત્સાહન આપે છે આજે શહેરોમાં બનતા ગુનેગીરીના બનાવોને માટે વિકૃત માનસ તો જવાબદાર છે જ પણ ફેશન પણ તે માટે ઓછી જવાબદાર નથી એક છાપામાં મે વાંચ્યુ હતુ કે એક છોકરી કૉલેજમાં જતી હતી. તેણે એકદમ બારિક સાડી પહેરી હતી. મોં ઉપર પાઉડર અને લિપસ્ટીક લગાડેલી હતી. તે ઉપરાંત એક વાત તેણે કમાલની કરી હતી. તેણે પોતાના વાળમાં વીજળીના દીવા (Bulb) લગાડ્યા હતા. તેના ખીસામાં બેટરી હતી તે ચાલે ત્યારે થોડેક વખત બલ્બ ચમકે અને થોડી વારે બુઝાઈ જાય.

હવે તમે જ કહો કે આ બધાની પાછળ તેની કઈ ભાવના કામ કરી રહી હશે! સૌંદર્યનુ પ્રદર્શન નહિ તો આ બીજુ શુ છે! એટલું જ નહિ પણ સૌંદર્યપિપાસુઓને આ મૂક–આમંત્રણ છે

કુદરતી સૌંદર્ય શણગારો નથી માગતુ એટલા માટે તે પ્રમાણમાં વધુ વખત ટકી રહે છે કૃત્રિમ સૌંદર્યનો ઝળકાટ બહુ જ ઓછું આયુષ્ય લઈને જ મે છે તમે મુંબઈના નાગરિકો છો. મુંબઈનું નામજ મોહમયી છે તે ભારતનાં સુંદરમાં સુંદર નગરોમાંનુ એક ગણાય છે પણ તેની સુંદરતા સ્વાભાવિક છે કે બનાવટી! તમારે કહેવું પડશે કે આ સુંદરતામાં કૃત્રિમતા જણાય છે જગતનુ સૌંદર્ય સહજ અને સ્વાભાવિક છે એટલા માટે તો રવિવારે તમારી મોટરગાડીઓ નાસિક અને પુના તરફ દોડતી હોય છે કે જેથી તમે ત્યાંની વનરાજીના કુદરતી સૌંદર્યનો આનંદ લઈ શકો. એટલું તો નક્કી છે કે બનાવટી વસ્તુ માનવમનને વધારે વખત સુધી આકર્ષિત નથી રાખી શકતી. એટલે જ તે કુદરતી વસ્તુને શોધે છે

સૌંદર્યની સાથે સહજતા અને સદ્ગુણ હોય તો તે લક્ષ્ય સ્વર્ગ બની જાય છે પણ તેમાં કૃત્રિમતા અને દુર્ગુણ ભળે તો તે આત્મઘાતક છે તો તમે સૌંદર્યને પારખવાની દૃષ્ટિ કેળવો સૌંદર્યનો સાચો પરીક્ષક કાળાધોળા રંગ ઉપર વિશ્વાસ રાખતો નથી તે ચામડીના રંગને નથી જોતો હૃદયના રંગને સૂએ છે તે ઉપર ઉપરથી નહિ. ઊંડે ઊંડે સુધી સૂએ છે માત્ર ઉપરછલ્લી રીતે જોનાર, કાળાધોળા રંગમાંજ અટવાઈ જાય છે

પણ તે ભૂલી જાય છે કે કાળા કેશ, શિરની શોભા વધારે છે, આંખની કીકી પણ કાળી છે, છતા તે પસદ છે કે નહિ ? શરીરનો કાળો વર્ણ પાપના ઉદયથી મળે છે અને ગૌર વર્ણ પુણ્યના ઉદયથી, એમ તમે માનો છો ? પણ એવી કોઈ વાત નથી કાળા વર્ણવાળા માનવીઓ પણ ઝળકયા છે. જેમની પાસે પ્રબળ પુણ્યનો સચય હતો, એવા તીર્થંકરો પણ કાળા વર્ણ-વાળા થયા છે

અર્હંત અરિષ્ટનેમિ શ્યામવર્ણના હતા, મર્યાદા પુરુષોત્તમ શ્રી રામ પણ શ્યામવર્ણના હતા અને ભારતના રાષ્ટ્રપતિ ડા રાજેન્દ્રપ્રસાદ પણ શ્યામવર્ણના છે શ્રી કૃષ્ણ પણ કાળા હતા છતા આખુ વ્રજ તેમના ઉપર મુગ્ધ હતુ તમે રૂપની જાળમા ન ફસાતા ગુણના પરીક્ષક બનો રૂપ સર્વત્ર અને સર્વને માટે પૂજ્ય બનશે એવુ કાઈ નથી પણ ગુણો તો સર્વ જગાએ પૂજાશે કહ્યુ છે કે–"**गुणा सर्वत्र पुज्यते**।"

પૈસાવાળો તો પોતાના સગા, સબધી કે કુટુબ પરિવારમા પૂજાય છે, પણ ગુણવાન તો સર્વ જગાએ પૂજાયા છે હરિકેશી મુનિ ચાડાળના કુળમા જન્મ્યા હતા અને તેમના રૂપને માટે કહ્યુ છે કે તેમના દેહનો રગ કાળો મેશ જેવો હતો, શરીરની રચના પણ વિચિત્ર હતી. કોઈ જાતની પણ સુદરતા નહોતી, છતા દેવતાઓ સુદ્ધા તેમની ઉપાસના કરતા હતા કારણ કે તેમની પાસે આત્માનુ સૌંદર્ય હતુ જો કદાચ તે મહામુનિ સદેહે અહીં આવી જાય તો, આપણા રૂપના ઉપાસકો તો દોડીને ભાગી જશે પણ હુ તો તેમને શ્રદ્ધાસહિત વદન કરીશ

કાળા રગથી ડરવાનુ શુ છે ? કાળી રાતે જ તારાઓ ચમકે છે કાળાં અધારામા જ રેડીયમનો ચળકાટ વધે છે સોનામાં ચળકાટ છે, તેનો રગ પીળો છે, પણ ગરમીના દિવસોમા તમને ખૂબ તરસ લાગી હોય, હોઠ સુકાઈ જતા હોય, તે વખતે કોઈ તમને સોનાની માટલીમાથી પાણી લાવીને આપે તો તમને ચીડ ચઢશે પણ જો કાળી માટીની માટલીમાથી પાણીનો એક ગ્લાસ મળશે તો તમારુ દિમાગ તર થઈ જશે તમે રૂપના નહિ, ગુણના ઉપાસક બનો આજના દિવસને રૂપ ચતુર્દશી કહેવાય છે અને આજે તમે રૂપની ઉપાસના પણ કદાચ કરશો અહીની તો મને ખબર નથી, પણ મધ્ય ભારતમા તો આજના દિવસે રૂપને શણગારવામા આવે છે શરીરને ચોળી–મસળીને ધૂવે છે, પછી નવા કપડા પહેરે છે પણ હુ તો કહુ છુ કે રૂપને શુ કરવા, ગુણને સજાવોને.

પુણ્યના પ્રભાવે જેને સૌંદર્ય પ્રાપ્ત થયુ છે, તે એ જુએ કે ક્યાય

કુરૂપોનો કાળો રંગ તો માત્ર સ્વરૂપને વિકૃત નથી કરતો. તેમ જેને સૌંદર્ય સાથે સદ્‌ગુણો નથી મળ્યા તે અભાગી છે તો જેણે સૌંદર્યના અભાવે સદ્‌ગુણો ભર્યાં છે તે ઓછા ભાગ્યશાળી નથી.

કાળો વર્ણ એવો ખરાબ નથી, જેવો તમે માની બેઠા છો અને જો કે તું તો ખરીત કે કાળા કરતાં ગોરાપણે વધારે બુરાઈઓ પેદા કરી છે. ઈતિહાસનાં પાનાં ઉઘાડીને જુઓ કે ગોરવર્ણે કેવા અત્યાચારો કરાવ્યા છે? તેને માટે બે રાજ્યો સામસામે ટકરાયાં અને હજારો વીરો બળી મરી. સંયુક્તાહરણની વાત શું તમે ભૂલી ગયા? એ ગોરા રંગે તો સીતાને રડાવી નાખી હતી અને એને જ માટે પદ્મિનીને સળગતી આગમાં ઝંપલાવવું પડ્યું હતું.

આ રૂપની જ્વાળામાં ભાઈઓનો ભ્રાતૃભાવ પણ સળગી ગયો. બે સગા ભાઈ જેમની વચમાં નિર્મળ પ્રેમની ધારા વહેતી હતી, એક રૂપની રેખા તેમની વચમાં આવી અને ભાઈના પ્રાણ લીધા. મણિરથ અને યુગબાહુની વાત તમે ભૂલી નહિ ગયા હો. દુનિયાના તમામ સંઘર્ષોના મૂળમાં ઊતરીને જોશો તો તમને જણાશે કે બધા ઝઘડાઓ માત્ર બે જ ચીજોને લઈને થયા છે: રૂપ અને રુપિયા. રુપિયાની પાછળ પાગલ બનેલાઓએ જુલમો ગુજાર્યા છે તો રૂપની પાછળ દીવાના બનેલાઓએ પણ કાંઈ કમ અત્યાચારો કર્યા નથી. સતીઓના જીવનની કથાઓ આ વાતનો સ્વીકાર કરે છે.

રૂપનો તરસ્યો માનવી સિંહથી પણ ભયંકર છે. સિંહ શિકારી સૌંદર્યને ખાઈ જાય છે પણ શીલને ખાતો નથી પણ આ સૌમ્ય કહેવાતો માનવી તો સૌંદર્ય અને શીલ બન્નેને ખાઈ જાય છે. એટલે રુપિયાની તૃષ્ણાની સાથે સાથે તમે રૂપની તૃષ્ણા પર પણ નિયમન (Control) કરો.

સૌંદર્ય જ સર્વ કાંઈ છે એવું કાંઈ નથી. દુનિયામાં એવી વ્યક્તિઓ પણ પૂજાઈ છે જે બહારથી બેડોળ હતી પણ તેની પાસે અંતરનું સૌંદર્ય હતું. મહાકવિ બિલ્હણ, જેમનું સાહિત્ય ભારતને માટે ગૌરવ લેવા જેવી વસ્તુ છે. માત્ર ભારતમાં જ નહિ પણ વિદેશોમાં પણ જેના સાહિત્યની પ્રતિષ્ઠા છે. આજે જેના નામ ઉપર મોટાં મોટાં સ્મારકો ઊભાં કરવામાં આવે છે તેની આ પ્રતિષ્ઠાનો આધાર ક્યાં સૌંદર્ય ઉપર છે? રૂપ તો એમનું એવું હતું કે તેમની પોતાની પત્ની વિવાહમાંજ તેમને નીરખી પાછી ઠેલ

હતા છતા આજે તે ભારતીય સાહિત્યમા જીવત છે, તેનુ કારણ તેમનુ રૂપ નહિ, તેમની કાવ્યપ્રતિભા છે

કસ્તુરી પણ કાળી હોય છે પણ છતા કોઈએ તેને ખરાબ નથી કહી. તમે તો ઊચો ભાવ આપી તે ખરીદ કરો છો કોયલની પાસે કયુ સૌંદર્ય છે કે જે ભારતીય કવિઓની કાવ્યધારામા ચમકી ઊઠી છે? કવિઓના મનમા તેણે જે સ્થાન મેળવ્યુ છે તે તેના રૂપના જોરે નહિ, પણ પોતાના કંઠની મધુરતાને કારણે પ્રાપ્ત કર્યું છે

આજ સુધીના ઇતિહાસમા એક પણ વ્યક્તિ રૂપના જોરે ઊચે ચઢી શકી નથી કારણ કે રૂપ એ કોઈ વિકાસ માટેનુ અનિવાર્ય સાધન નથી છતા શ્યામ વર્ણના માનવીઓની વાત તો સાંભળો

એક છોકરો રગે જરા શ્યામ હતો જ્યારે તે બીજા છોકરાઓ સાથે રમવા જતો, ત્યારે બધા તેને ના કહેતા કોઈ તેની સાથે રમવા તૈયાર થતુ નહોતુ ઉલટી બધા તેની મજાક ઉડાવતા અને તે પણ ખોજાઈ જતો આ અપમાનથી તેનુ દિલ રડી પડતુ તેને જોઈને બધાના મો ચઢી જતા

એક હબસી (Negro)એ કહ્યુ છે કે–હુ ખાઉ છુ, કમાઉ છુ, લઉ છુ, આપુ છુ, સાભળુ છુ, સભળાવુ છુ, કોઈને હુ મારુ છું તો કોઈની એ ખાઈ પણ લઉ છુ મારે પણ આંખ, કાન, નાક બધુ છે. મારી સામેના બગલામા મુલતાની કુટુબ છે. પડોશની ઑફિસમા ગૌરવર્ણના લોકો છે જ્યારે હુ તેમની સામે જાઉ છુ ત્યારે તેમના નાકના ટેરવા ચઢી જાય છે કારણ કે હુ કાળો છુ, કાળાની બધા નફરત કરે છે પણ કાળી દ્રાક્ષ અને કાળા જાબુ તેમના ગળામા જલ્દીથી ઊતરી જાય છે કાળા મરીની તમારે જરૂર પડે છે અને લખવા માટે કાળી શાહીનો ઉપયોગ થાય છે

કાળી વસ્તુઓ પ્રિય છે પણ કાળા માણસો પસદ નથી! એટલા માટે તો તેમનો ઉપહાસ કરવામા આવે છે

હા તો તે કાળા બાળકની બધા હાસી કરતા એક દિવસ એક ફુગ્ગાવાળો રગબેરગી ફુગ્ગાઓ લઈ ફુટપાથ ઉપર ઊભો હતો તેના હાથમાથી પીળા રગના ફુગ્ગાની દોરી તૂટી ગઈ અને તે આકાશમા ઊચે જવા લાગ્યો. છોકરાઓ તાળીઓ પાડતા હતા. પછી તેને લાલ રગના ફુગ્ગામા ગેસ ભર્યો અને તેને છોડ્યો તો તે પણ ઊડવા માડ્યો પછી કાળા રગનો ફુગ્ગો લઈ તેમા ગેસ ભર્યો, તો તે પણ ઊડવા માડ્યો બાજુમા ઊભેલા તે કાળા

તેની સાથે રહી શાંતિની ક્ષણોમાં અને અશાંતિની જ્વાળાઓમા પણ તેમણે તેનો સાથ ન છોડ્યો

ઈન્સાન મરે છે. પણ તેના સદ્ગુણો મરતા નથી. કારણ કે તે તેની સ્વભાવ-દશા છે. ઈમર્સન કહે છે-"કબરની માટીમા મારુ શરીર દફનાવાશે, મારા ગુણો નહિ" સદ્ગુણનુ મૃત્યુ સૌથી મોટુ મૃત્યુ છે જેનામાથી સદ્-ગુણ મરી ગયા પછી તેનુ બીજુ મોત કયું હશે! ફૂલમા જ્યા સુધી સુગંધ હને ત્યા સુધી તે ગળામા શોભશે પરતુ જે ઘડીએ તેની સૌરભ ખલાસ થઈ, પછી તેનુ સ્થાન પણ કયા હોય છે? મ્યુનિસિપાલિટીની કચરાની પેટીમાં.

એક શિષ્યે આચાર્યને પૂછ્યું-"ગુરુદેવ! મનુષ્ય શું છે?" આચાર્યે જવાબ દીધો-"મનુષ્ય એ એક માટીનુ ઢેફ છે ન જાણે કયા અને કયારે વિખરાઈ જાગે કે તેનો પત્તો પણ નહિ લાગે," શિષ્યે પાછો પ્રશ્ન કર્યો-"તો પછી દુનિયા, મહાવીર, બુદ્ધ, ઈસુ, રામ, કૃષ્ણ અને ગાધીને કેમ પૂજે છે? તે પણ માણસ જ હતા" આચાર્યે કહ્યુ-"તેઓ માનવ નહિ, મહામાનવ હતા તેમનામા એક સૌરભ હતી, જેણે તેઓને મનુષ્યના મ્રાતત્વમાથી ઉપાડી, દેવતાઓના અમરત્વમા પ્રતિષ્ઠિત કર્યા તેઓ એટલા ઊંચે ચઢ્યા કે દેવત્વ પણ નાનુ બની ગયુ અને મહામાનવની પંક્તિમા બેસી ગયા"

દુનિયા, કપડાની પૂજારી નથી, તે ગુણોની પૂજારી છે જો કપડાંની પૂજા જ તેને પ્રિય લાગતી હોત, તો નાટકના પાત્રો જે રામ અને કૃષ્ણનો પાઠ ભજવે છે, તે તેમને માટે વંદનીય બની જાત પણ જ્યા નાટક પુરું થયું કે કોઈ તેમને તે નામે પણ બોલાવતુ નથી પછી પૂજાની તો વાત જ કયા?

તમે કપડાનાં પૂજારી છો કે ગુણોના? જવાબ મળશે કે અમે ગુણના પૂજારી છીએ જીભે તો બરાબર બોલો છો પણ આચરણ શું કહે છે? સાધુનાં કપડા જોયા ત્યા નમી પડયા! કોઈ વખત એ પણ જોવાનો પ્રયત્ન કર્યો કે કપડાં મુનિના છે, પણ આચાર મુનિના છે કે નહિ? બીજી તરફ બીલકુલ ભપકાબંધ કપડામા કોઈ તમારી પાસે આવે છે તો તુરત તેનું સ્વાગત કરવા તમે હાથ લંબાવો છો એ કદી જોવાની ચેષ્ટા કરી કે કપડાં તો ઊજળા છે પણ આચરણ ઉજળું છે કે નહિ? એવુ કાઈ નથી કે વસ્ત્રો જ સજ્જનતાની કસોટી છે

સ્વામી વિવેકાનંદ, જ્યારે અમેરિકા ગયા ત્યારે ભગવાં વસ્ત્રો, સાથે

સાફો હાથમાં દંડ અને ખભે ચાદર લઈને સ્વામીજી શીકાગોની સડક પર ચાલ્યા જતા હતા. તેમનો પહેરવેશ અમેરિકનોને વિચિત્ર લાગતો હતો. તેઓ તેમનો ઉપહાસ પણ કરતા હતા. એક મહિલાએ પોતાની સાથેની વ્યક્તિને કહ્યું- જોયું! કેવો અજબ પોશાક છે! સ્વામીજી આ વાત સાંભળી ગયા. તેમણે મીઠાશથી જવાબ આપ્યો કે- આ દેશમાં તો કપડે જ સજ્જનતાની કસોટી છે પણ જે દેશમાં હું રહું છું ત્યાં સજ્જનતાની કસોટી કપડાંથી નહિ પણ ચારિત્રથી થાય છે."

પણ આજે તો માનવી વિચારે છે કે પેટમાં ખાધું તે કોણે જોયું! કપડાં તો સારાં હોવાં જોઈએ. કારણ કે તેનાથી ઈજ્જત મળે છે. પરંતુ કે ચારિત્રની કસોટી કપડાં છે? પણ રાવણને કેટલી ઈજ્જત મળી! શું તેની પાસે કપડાં નહોતાં! કપડાં શું રાજાશાહી પોશાક તેના શરીર ઉપર રહેતો હતો, અને ગળામાં મોતીઓના હાર પણ હતા છતાં તેને કેટલી ઈજ્જત મળી! ઈજ્જત કપડાંથી નહિ, ચારિત્રથી વધે છે.

ધન સત્તા અને વિદ્યામાં પણ ભભક છે. દુનિયા તેનો આદર પણ કરે છે પણ તે કામની નથી. ધનવાનનો આદર તેજ કરશે, જેને તેની પાસેથી કંઈક લાભ ઉઠાવવો છે. સત્તાધીશોના સ્વાગત પણ કંઈક ભય અને કંઈક સ્વાર્થથી પ્રેરાઈને કરવામાં આવે છે. વિદ્વાનું સન્માન પણ ત્યાં સુધી જ છે જ્યાં સુધી તેની સાથે વિનય વસેલો છે. પણ સદ્‌ગુણનું સન્માન સર્વત્ર થાય છે. તેમાં નથી હોતી સ્વાર્થની સાધના કે નથી હોતી ભયની ભાવના. સદ્‌ગુણી પુરુષોને દુનિયા ખરા હૃદયથી ચાહે છે. જ્યારે બીજાઓને લાભ ખાતર પ્રયોજનને કારણે.

સ્વામીજી જેલમાં ગયા હતા અને માનસિંહ ડાકુ પણ ગયો હતો. પણ સ્વામીજીના જેલ જવાના સમાચાર સાંભળતાં જ જનતામાં એક તોફાન મચી ગયું. જ્યારે માનસિંહને જેલમાં લઈ ગયા તો કોઈએ પણ વિરોધ ન કર્યો. આ સદ્‌ગુણની પૂજાની જ વાત છે. સંપત્તિથી પણ સદ્‌ગુણની પ્રતિષ્ઠા મહાન છે.

તમારે રૂપ, સત્તા અને સૌંદર્ય બધું જોઈએ છે પણ કદી એમ વિચાર કર્યો કે જ્યાં સુધી સદાચાર ન આવે, ત્યાં સુધી મારે સત્તા નથી જોઈતી. હૃદયમાં ઉદારતા ન આવે ત્યાં સુધી મારે સંપત્તિ નથી જોઈતી. જ્યાં સુધી હૃદયમાં સહનશીલતા ઉપશાંતતા અને ક્ષમાશીલતા ન આવે ત્યાં સુધી મારે રૂપ નથી જોઈતું. તેમ જ જ્યાં સુધી આંખોમાં સંયમ ન આવે,

ત્યા સુધી સૌદર્ય પણ મારે ન જોઈએ એ પણ કદી નક્કી કર્યું છે કે કદાચ આ બધી યોગ્યતા આવ્યા વિના, આ બધા પદાર્થો મને મળશે, તો પણ મને આનદ નહિ થાય ?

બળમા સત્તાનો અહકાર, માન અને વિજિગિષા (વિજયેચ્છા) છુપાયેલ છે. જ્યારે ગુણમા, સેવા, દયા, દાક્ષિણ્ય અને સૌજન્ય, છુપાયેલા છે એક વિચારકે ઠીક જ કહ્યુ છે કે રૂપને શુ જુઓ છો ? શીલને જુઓ કારણ કે સારા કુળમા, ખરાબ માણસો પણ નીકળે છે અધ્યયનને નહિ, પ્રતિભાને જુઓ એમ એ સુધી ભણેલાઓ બે શબ્દો પણ બોલી શકતા નથી, જ્યારે સાધારણ ભણેલો માણસ મેદાન મારી જાય છે મતલબ કે અધ્યયન કરતા પ્રતિભા વધારે કિમતી છે તપને નહિ, સહનશીલતાને જુઓ મહિનાઓ સુધી તપ કર્યું. તપ કરીને કાયા દુર્બળ બની ગઈ પણ કષાય દુર્બળ થયા કે નહિ તે જોવાનુ છે તે સિવાય આજે તો મોટે ભાગે તપોગુણ અને તમોગુણ બન્ને સાથે જ જોવા મળે છે

ઘણા લોકો કહે કે તપની સાથે તેજ તો આવે જ છે. તેજ તો આવશે જ કારણ કે તપ જાતે જ એક તેજ છે પણ એ તેજ સાત્ત્વિક હશે કે તામસિક ? તામસિક તેજ તો તપનુ દૂષણ છે, તપના સત્ત્વને ખાઈ જનારુ છે તપને નહિ, પણ તેની સહનશીલતાને જુઓ, કે તપની સાથે સમતા કેટલે અશે આવી છે સાથે સાથે એક વાત બીજી પણ કહી દઉ ભાષણને નહિ, આચરણને જુઓ. ક્ષમા ઉપર કલાકો સુધી પ્રવચન કર્યું, પણ જરા કાઈ ઇચ્છાથી વિરૂદ્ધ થયુ કે આખો લાલ થઈ ગઈ, સેવા ઉપર લાબુ લચ્ચ ભાષણ આપી દીધુ પણ જ્યા સેવા સક્રિય રીતે કરવાની વાત આવી કે અગીયારા ગણી ગયા આ શુ કામનુ ? એ ભાષણ શા કામનુ કે જેના ઉપર વક્તાને જ વિશ્વાસ નથી ? આ પોપટીયુ રટણ નહિ તો બીજુ શુ ?

અત આપ સૌદર્યના નહિ, સદ્દગુણના ઉપાસક બનો સદ્દગુણ, એવુ અત્તર છે કે જે તમારી પાસે હશે તો તમને તો સુવાસિત કરશે જ, પણ તમારી આસપાસના બીજાઓને પણ તે સૌરભ આપશે

તા ૩૦-૧૦-૫૯ જૈન ઉપાશ્રય, માટુગા



## ૨૫ કર્તવ્ય–પાલન

આજનું પ્રવચન કર્તવ્ય-પાલન સાથે સંબંધ ધરાવે છે. જીવનમાં તેજ વ્યક્તિ સફળતાને વરે છે કે જેણે પોતાના કર્તવ્યને પીછાણ્યું છે. આ યુગનો માનવી પક્ષીની માફક આકાશમાં ઊડવા શીખ્યો છે. માછલીની જેમ પાણીમાં તરતાં શીખ્યો છે અને સર્પની જેમ પૃથ્વી પર દોડતાં શીખ્યો છે. એરોપ્લેન (વિમાન) પનડુબ્બી અને (ટ્રેન) વડે એણે જળ, થલ અને નભને માપી લીધાં છે.

વિજ્ઞાને માનવને આકાશમાં ઊડવાની કળા શીખવી છે પણ એ વિજ્ઞાને આ પૃથ્વી ઉપર માનવને જીવન જીવવાની કળા શીખવી છે ખરી કે નહીં? માનવીએ દૂરની વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે પરન્તુ એ પોતાની નિકટની વસ્તુઓને ભૂલી ગયો છે. એક વિદ્યાર્થી સામે નકશો ધરો અને પૂછો કે એમાં હિમાલય ક્યાં છે? વિદ્યાર્થી આંગળી ઉપાડી ઝટ બતાવશે કે આ રહ્યો હિમાલય. તમે એને ગંગા સિંધુ નદી માટે પૂછશો તો તે પણ બતાવશે. પણ જો એને પૂછીએ કે તારા શિક્ષકનું ઘર ક્યાં છે તો એ આસપાસ જોવા લાગશે. અર્થાત્ હિમાલયને ગંગા બતાવનાર વિદ્યાર્થી પોતાના શિક્ષકનું ઘર બતાવી શકશે નહીં. શિક્ષકનું ઘર નજીક છે કે હિમાલય? પણ આજના માનવીએ દૂરની વસ્તુ જોઈ છે નજીકની નહીં.

ઇતિહાસના વિદ્યાર્થીને પૂછશો કે સિકંદર ક્યારે મૃત્યુ પામ્યો? તો એ તમને તારીખ અને વર્ષ પણ બતાવશે પણ તમે એને પૂછશો કે તારા દાદા ક્યારે મૃત્યુ પામ્યા તો એ નહીં બતાવી શકે. એના દાદાને મર્યે વધુ સમય થયો કે સિકંદરને? આપણે દૂરસ્થિત વસ્તુને જોઈએ છીએ પણ આપણી જ નજીકની વસ્તુને ભૂલતાં જઈએ છીએ.

આજનો મનુષ્ય બધુ શીખ્યો છે પણ કર્તવ્ય-ફરજ-ને ભૂલ્યો છે. શુ હુ કર્તવ્યને પત્નીની ઉપમા આપી શકુ છુ ? પત્ની છાયાની જેમ પતિનુ અનુસરણ કરે છે સીતા રામની સાથે ચૌદ વર્ષ સુધી જગલમા ભટકી, જો કે વનવાસ તો રામને મળ્યો હતો, સીતાને નહી. પરતુ એણે દુખના દિવસોમા પણ પતિનો સગાથ ન છોડયો એમ કર્તવ્ય પણ પત્નીની જેમ માનવની પરિચર્યા કરે છે પરન્તુ આજનો યુગ છુટાછેડાનો છે પતિ-પત્નીને પરસ્પર ન બન્યુ તો છૂટાછેડા લઈ શકે છે પતિ-પત્નીને તજી શકે છે પણ શું કર્તવ્યને તજી આપણે જીવી શકીએ ખરા ? ના, એ કદી સભવ નથી કર્તવ્યની તુલના એક જ પ્રાણી સાથે કરી શકાય અને તે છે માતા. માતાનો સ્નેહ અને પ્યાર કદી શુષ્ક ન બની શકે અને આ સબધ પણ અભેદ્ય છે માતાને પુત્ર વચ્ચે જો ભયકર ઝઘડો થાય અને પુત્ર માતાને મારી નાખવાના સકલ્પ પર આવી જાય ત્યારે પણ એને જો એની માતા અગે પૂછવામા આવે તો એ માતાને માતા જ બતાવશે એમ કર્તવ્યનો સબધ મા-વત્ પવિત્ર છે માતાની જેમ એમા રક્ષણની સ્નેહભરી સદ્દકામના છે તેમ માતાની જેમ એના સબધમા સ્થાયીપણુ પણ છે। એટલે કર્તવ્યને આપણે છોડી શકીએ નહી એના વિના આપણે જીવી શકીએ નહી જીવનની ચમક-દમક તો એમા જ વસેલી છે

રામ નથી રામાયણમા, કૃષ્ણ નથી ગીતામા અને ભગવાન મહાવીર નથી ભગવતી સૂત્રમા, આ મહાપુરુષો તો વસે છે પોતપોતાના કર્તવ્યની સીમારેખમા એમને મહાપૌરુષના ગૌરવદાયી ચળકતા શિખરે આરુઢ કરાવનાર તો તેમનુ 'કર્તવ્ય' જ છે ફરજ-કર્તવ્યને બજાવતી વ્યક્તિના જીવનમા એ તેજ વહેતુ હોય છે કે જે વિશ્વના ઇતિહાસને બદલી શકે છે

ભારતીય એક કહેવત છે '**सांप किसका बाप और अग्नि किसकी मा**" અગ્નિ કોઈની માતા થતી નથી એક બાળક જો એનો સ્પર્શ કરશે તો એ પણ દાઝશે અને વૃદ્ધ અડશે તો એને પણ એ અગ્નિ દઝાડશે જ તેમ પવિત્ર વિચારધારી માનવી પણ જો એને સ્પર્શ કરશે, તો એ પણ દાઝશે જ પરતુ ભારતીય સાહિત્ય કહે છે કે, આ નિયમમા પણ એક અપવાદ છે રામાયણના પાના ઉથલાવો ત્યા તમને અગ્નિ પણ માતા થતી જોવા મળશે સતી સાધ્વી સીતા માટે અગ્નિની જ્વાલા પણ પાણી બની જાય છે જે કર્તવ્યની જીવિત મૂર્તિ છે એમને માટે અગ્નિ પણ પાણી બની શકે છે અને સાપ પણ બાપ બની શકે છે.

જે વ્યક્તિને પોતાના કર્તવ્યનું ભાન નથી એ મનુષ્ય સમાજમાં રહેવા છતાં પશુ સમાન છે અને જે પશુએ કર્તવ્યને જાણી લીધું છે તે પશુ સમાજમાં રહેતો હોવા છતાં માનવ સમાન છે જટાયુ પક્ષી હોવા છતાં પણ રામાયણનાં પૃષ્ઠોમાં અમર થઈ ગયો. કારણ કે એણે એક નારીના રક્ષણ કાજે પોતાના પ્રાણો ખપાવી દીધા હતા. એક રાક્ષસના હાથે પડેલી સતીને બચાવવા સારુ એ લડ્યો. એ રાક્ષસી શક્તિ સામે તે નિ:શસ્ત્ર વૃદ્ધ એક પક્ષી હતો પણ કર્તવ્યની પ્રેરણા એનામાં જોશ પૂરી રહી હતી. રાવણના હાથે એ મરાયો સ્થૂળ દષ્ટિમાં તો એ મરાયો પણ જીવનના કર્તવ્ય-ક્ષેત્રમાં એ સર્વદા માટે અમર જ રહેશે. એટલે જેણે કર્તવ્યને ઓળખ્યું છે તે પશુ-જગતમાં રહેવા છતાં પશુતાથી ઉપર ઊઠ્યો છે અને જેણે માનવ-જીવનમાં કર્તવ્યના દર્શન કર્યાં છે તે મહા-માનવ છે

વિશાળ-કાય ગ્રંથોને વાંચીને પણ જેણે કર્તવ્યનો પાઠ વાંચ્યો નથી તે જાગતા છતાં સૂતેલો છે પગ હોવા છતાં પંગુ છે કાન હોવા છતાં બહેરો છે આંખો હોવા છતાં સુરદાસ છે

હવે આપણે વિચારીએ, કર્તવ્ય શું છે ? એમ તો કર્તવ્યની સેંકડો વ્યાખ્યાઓ છે માનવીનું પ્રત્યેક ઉચિત-સારુ-કાર્ય કર્તવ્યની અંદર આવી જાય છે પણ એ પરિભાષાઓમાં કર્તવ્યનું સાચું રૂપ શોધવું મુશ્કેલ છે. એક નાની એવી પરિભાષામાં સરળતા એક કવિએ બતાવી છે

## "आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत्" ॥

જે વસ્તુ આપણા મનને માટે પ્રતિકૂળ છે તે બીજાઓ માટે પણ આપણે વ્યવહારમાં ન લાવીએ. આ છે કર્તવ્યની સંક્ષિપ્ત વ્યાખ્યા આ અંગે આપણે જરા વિસ્તારપૂર્વક વિચારીએ. કર્તવ્ય તે છે કે આપણે બીજાઓ સાથે તેવો જ વ્યવહાર કરીએ જેવો કે આપણે બીજાની પાસેથી અપેક્ષા રાખીએ છીએ. બીજાઓ પાસેથી જો આપણે સરળ-સત્ય વ્યવહારની આશા રાખીએ છીએ તો ત્યારે આપણી પણ એ ફરજ છે કે આપણે પણ તેવો જ નિષ્કપટ વ્યવહાર તેમની જોડે રાખીએ. કારણ કે જે તમારા માટે અનિષ્ટ છે તે બીજાઓ માટે પણ અનિષ્ટ છે તમે જો મધુ-ગંધાતુ પાણી પી શકતા નથી તેમ બીજો પણ નહી પી શકે કોઈ આપણને ગાળો ગલોચ કરે તો એ આપણને કડવી લાગે છે તેમ ગાળી-ગલોચ બીજાને મીઠી લાગે કોઈ શકે !

કર્તવ્યની સીધી-સાદી વ્યાખ્યા એ છે કે જે વસ્તુ તમને ખરાબ જણાય છે તેનો બીજાને માટે પ્રયોગ ન કરો કારણ કે જેમ તમારા આત્મામા જ્યોતિ ચળકી રહી છે તેમ દરેક માનવીમા તેવી જ આત્મ-જ્યોતિ ચળકી રહી છે જીવનની પ્રથમ આવશ્યકતા છે માનવ કર્તવ્ય-ફરજનું જ્ઞાન મેળવે કર્તવ્યની મૂર્તિઓ તે સદૈવ પ્રસન્ન ચિત્ત રહે છે ફરજ બજાવનાર વ્યક્તિ કોઈ પણ ક્ષેત્રમા કામ કરવા જાય તો દુનિયાની કોઈ તાકાત એનો વિરોધ નહી કરે સૂર્ય અથવા ચદ્રનો કોઈએ વિરોધ કર્યો છે વારુ ? નહી. કારણ એ અવિરામ ગતિએ પોતાના કર્તવ્ય-પાલનમા નિમગ્ન છે. તેવી જ રીતે પૃથ્વી, વાયુ, જલ અને અગ્નિ બધા પોતપોતાની ફરજમા રત છે. માટે જ તો દુનિયાના ખૂણે-ખૂણે એમનુ સ્વાગત થાય છે

જેઓ કર્ત ય-વિમુખ બન્યા છે, જેમણે કર્તવ્યને જોયો-જાણ્યો નથી અથવા જોયા-જાણ્યા છતા એના પરિપાલન વખતે ભાગેડુ વૃત્તિ અપનાવી છે, એવી વ્યક્તિઓના ચિહ્ન પણ તમને ક્યાય શોધ્યો નહી જડે પછી ભલેને તમે હાથમા ફાનસ લઈ દુનિયાનો ખૂણે-ખૂણો શોધી કાઢો રાવણ પાસે વિશાળ વૈભવ હતો લાબુ-પહોળુ સામ્રાજ્ય હતુ સ્વર્ણમયી નગરી લકા પર એનુ રાજ હતુ પણ આજે જો તમે એના વૈભવની નિશાનીઓ ખોળવા જશો તો તમને શુ મળશે ? અરે, એની સોનાની લકા તો એની આખોની સામે જ રાખ બની ગઇ હતી. પણ એના ઈતિહાસની કાળી રેખાઓ આજે પણ ધોવાઈ શકી નથી હજારો વર્ષ વીત્યા પણ જનસમુદાયના મનની ઘૃણા સમાપ્ત થઈ નથી

એક પ્રશ્ન પૂછી લઉ ? સભ્યતાનો એક નિયમ છે કે બે વ્યક્તિઓની લડાઈમા ત્રીજાએ હસ્તક્ષેપ ન કરવો જોઈએ અને કેટલીક વખતે તમે પણ કહેતા હો છો કે બીજાઓની ખટપટમા-લડાઈમા આપણે શા માટે વચ્ચે પડવુ ! વાત તો ઠીક છે તો પછી રામ ને રાવણની લડાઈમા તમે શા માટે પડો છો ? રાવણ રામની સીતાને હરી ગયો તેમા તમારુ તો કાઇ નુકસાન થયુ નથી, તો પછી તમારે મન એના પ્રતિ આટલો બધો આક્રોશ અને તિરસ્કાર શા માટે છે ? શા માટે દર વર્ષે રાવણનુ પૂતળુ બનાવી જલાવો છો ? કહેવુ પડશે કે એ રાવણની નહી પણ કર્તવ્ય-વિમુખતાની લડાઈ છે. જેણે પોતાના કર્તવ્યનો પરિત્યાગ કર્યો છે અને જે દુરાચારને પથે અગ્રેસર થયો છે તેના પ્રત્યે, તેના નામ પ્રત્યે જનતામા યુગ-યુગ સુધી તિરસ્કાર જ રહે છે

### કર્તવ્ય-પાલનમાં મનોબળ

કર્તવ્ય પાલન માટે સુદૃઢ મનોબળની જરૂર છે. ઘણી વ્યક્તિઓ પોતાના કર્તવ્યને જાણે છે પરંતુ કર્તવ્યનું ક્ષેત્ર જ્યારે સામે આવે છે અને કસોટીનો વખત હોય છે ત્યારે તેઓ કર્તવ્ય-મેદાનમાંથી નાસી છૂટે છે. ભારતીય પૌરાણિક યુગનો એ સમ્રાટ તારો હરિશ્ચંદ્ર કર્તવ્યની સજીવ મૂર્તિ છે. ફરજના રક્ષણ કાજે એણે પોતાના વિશાળ સામ્રાજ્યનો ત્યાગ કર્યો. પત્ની તારાને તજી અને કુમળા નાનકડા બાળકને પણ તજ્યો. એક દિન એવો પણ સમય આવે છે કે જ્યારે હરિશ્ચંદ્રને કર્તવ્ય-કસોટી પર ચડવું પડે છે.

કિશોર રોહિત ઉદ્યાનમાં ફૂલ ચૂંટવા જાય છે અને કાળો નાગ એ નાના બાળના પગને આવીને ડંસે છે. એના બાળ-સાથીઓ દોડી જઈ એની માતા તારાને આ ખબર પહોંચાડે છે. પુત્ર-વિયોગના સમાચાર તારા માટે વજ્રાઘાત બને છે. એ ઉદ્યાનમાં આવે છે. રોહિતના શબને જોઈ માતાનું હૃદય ફાટી ઊઠે છે. આંખોમાંથી ચોધાર પાણી વહી રહ્યાં તો હૃદય હજાર ધારાએ રડ્યું. પણ એ શબને ઢાંકવા માટે કફનનો એક ટુકડો પણ એની પાસે નહોતો. આથી સાડીના ટુકડામાં પોતાના બાળને લઈ સ્મશાને જાય છે. તે બળતી અન્ત્યેષ્ટિ ક્રિયા માટે જ્યાં લાકડાં ભેગાં કરવા જાય છે કે પાછળથી આવી કોઈએ એને રોકી. પહેલાં ભાડીનો વેરો ચૂકવવો પડશે પછી જ સરસ્મર ક્રિયા કરી શકશે. તારાએ એક ક્ષણ સામે જોયું. મધ્ય રાતના ઘનઘોર અંધકારમાં એક પુરુષ સામે ઊભો હતો. કરુણ સ્વરમાં એણે જવાબ વાળ્યો: "તમારી પાસે એક માતાનું હૃદય હોત તો તમને મારી હૃદય-વ્યથાનો અનુભવ થાત. મારા કાળજાનો આ ટુકડો જમીન પર પડ્યો છે. એના શબને ઢાંકવા સારુ પૂરું કફન પણ નથી પણ એક દી એના પણ ભાગ્ય ચમકતાં હતાં. રાજમહેલમાં જ રમ્યો, સોનાના પારણિયે ઝૂલ્યો કે જ્યારે એના પિતાનું ભાગ્ય સૂર્યની જેમ ચમકતું હતું. પણ કોને ખબર હતી કે આ સૂર્ય-કુળના રાજકુમારને કફનનો ટુકડો પણ આજે નસીબમાં નહીં હોય!" સામે ઊભેલ વ્યક્તિએ પૂછ્યું:

પ્રિયે! તારું નામ તારા છે!

અને તમે સૂર્યવંશના સમ્રાટ હરિશ્ચંદ્ર! તારાએ વળતો પ્રશ્ન કર્યો અને તે જ વખતે વીજળી આકાશમાં ચમકી. બંનેએ એકબીજાને જોયા. વર્ષોથી વિખૂટાં પડેલાં બે આત્મા મળ્યાં, પણ કેવી કરુણ પળોએ!

સામે પુત્રનુ મડદુ જોયુ ત્યાં તો હરિશ્ચદ્રનુ દિલ દ્રવી ગયુ. ગળતા અવાજે એ બોલ્યો. " દેવી મારુ હૃદય તૂટતુ જાય છે પણ કર્તવ્ય મારા સામે છે હું મારા અધિકારની વસ્તુને છોડી શકુ, પણ આ મારા સ્વામીના અધિકારનો પ્રશ્ન છે. એને હુ છોડી શકતો નથી."

આ છે સુદૃઢ મનોબળ, જેના વડે વિપત્તિની ભીષણ ક્ષણોમા પણ હરિશ્ચદ્ર પોતાની ફરજને ભૂલી શકયો નહિ કર્તવ્ય-નિષ્ઠ પુરુષ અન્ય ક્ષણોમા કુસુમની જેમ કોમળ હોય છે પણ કર્તવ્યનિષ્ઠ વ્યકિત માટે કર્તવ્યનુ મૂલ્ય હોય છે, પ્રાણોનુ નહી. એક વખતે થોડાક વહાણો આટલાટિક મહાસાગર ઓળગી રહ્યા હતા જ્યારે બરમદા દ્વીપની સમીપે પહોચ્યા ત્યા સમુદ્રમાં તોફાન ચડી આવ્યુ. એમાનુ એક વહાણુ ડૂબવા લાગ્યુ. એટલે રક્ષણ માટે નાની આગબોટો પણ આવી ગઈ પરંતુ આગબોટો ઓછી હતી અને યાત્રીઓ વધુ હતા વહાણુના ૩૫ કાર્યકર્તાઓએ નિશ્ચય કર્યો કે જ્યા સુધી યાત્રીઓના પ્રાણોનુ રક્ષણુ ન થાય ત્યા સુધી અમે આગબોટમા નહી બેસીએ

કર્તવ્યમા પણુ એક આનદ છે પરતુ એ આનદનો અનુભવ તો કર્તવ્ય-પાલન કરનાર જ લઈ શકે છે એક મજૂર બાર આનાનું કામ કરીને સુખની નિદ્રા લઈ શકે છે એક વૈદ અથવા ડૉકટરની પાસે જ્યારે રોગી જાય છે અને એ ઔષધિ વડે એની ચિકિત્સા કરે છે. અને રોગીને સ્વાસ્થ્ય લાભ મળતો જુએ છે ત્યારે એના-ડૉકટરના મનને એક જાતનો આનદ મળે છે એક આચાર્યનો શિષ્ય જ્યારે વિદ્યામા પારગત બને છે ત્યારે એ આચાર્યનુ મન પ્રફુલ્લિત બને છે પાણીમા ડુબતાને બચાવી લઈને તરવૈયો પોતાને ધન્ય માને છે આ આનદ બહાર શોધ્યો જડશે નહી કારણ કે કર્તવ્યની પરિનિષ્ઠામા જ એ રહેલો છે જીવનની સફળતા ફરજ બજાવવામા જ રહેલી છે એક કવિએ કહ્યુ પણ છે કે -

**सफल उन्हीं का जीवन है, जो निज कर्त्तव्य निभाते है ।**
**ऐसे तो पशु-सम जीकर के, लाखों नर मर जाते है ॥**

જીવનની સુરભિ-સુગધ કર્તવ્ય-પાલનમા છે કર્તવ્ય-વિહીન જિન્દગી તો પશુ-જિન્દગી છે, કે જેની ચારેય બાજુ મડદાલ નિરાશા છવાઈ રહે છે કર્તવ્ય-નિષ્ઠ પુરુષ મહેકતા ગુલાબ કાટાથી ભરેલી ડાળ પર પણ મલકતો હોય છે કર્તવ્ય-નિષ્ઠ માનવી કષ્ટમય કાટામાં પણુ પોતાની મલક છોડતો નથી ગુલાબ ખીલે છે નિર્જન વનમા એ મહેકે છે એને એવી અપેક્ષા

નથી હોતી કે એની સમર્થ-પુરુષનો આનંદ કોઈ ગાઈ રહ્યું છે કે નથી કોઈ એની સ્તુતિનાં ગીતો લખી રહ્યું છે કે નહીં ! તેમ કર્તવ્ય-નિષ્ઠ વ્યક્તિ સાવ એકાન્તમાં પણ પોતાના કર્તવ્યનું પાલન તેવી જ દૃઢતા ને મક્કમતાથી કરતી હોય છે જેવી કે હજારો માનવીઓ વચ્ચે એ કરતી હોય છે. એને એની ચિંતા નથી કે સ્તુતિ-પ્રશંસાની પુષ્પમાળા એના ગળે પડે કે નિંદા કરવા ચૂંટી એને ઉતારવા પડે.

જે દેશની દરેકે દરેક વ્યક્તિ પોત-પોતાના કર્તવ્યનું ભાન રાખે છે અને એનું સાચે જ પરિપાલન કરે છે તો એ દેશ કેટલો ભાગ્યશાળી છે, એની તમે કલ્પના પણ નથી કરી શકો. તમે કોઈ પણ સ્થાને રહો કોઈ હોદ્દા-પદ પર રહો, તમે ઓફિસર બનો અથવા મિનિસ્ટર-પ્રધાન બનો, ઊંચામાં ઊંચી ખુરશીએ તમે બેસો પણ તમે પોતાને તો ન જ ભૂલો. તમારી કર્તવ્ય-નિષ્ઠા ધ્રુવ-તારાની જેમ તમારો પથનિર્દેશ કરતી રહેશે.

નાગરિક જો પોતાના નાગરિકત્વનાં કર્તવ્યોને બરાબર જાણી લે અને પોતાની મર્યાદાનું ધ્યાન મેળવી લે તો હું માનું છું કે નગરની ઘણી-ખરી અસુવિધાઓ એક દિવસમાં જ સમાપ્ત થઈ શકે છે. એક વેપારી છે, તો એણે વેપારમાં પોતાના કર્તવ્યને યાદ રાખવું જોઈએ. માપ અને ઈમાનદારીને ખોવી ગુમાવવી ન જોઈએ. નાણાંના વટોળમાં અપ્રમાણિકતા ન કરવું જોઈએ. એનું ફળ તેઓ જરૂર આસ્વાદે પણ એના મૂળને તો ન જ ઉખેડે. વેપારીએ એ ખ્યાલમાં રાખવું જોઈએ કે ગ્રાહકના દિલમાં એના પ્રત્યેનો વિશ્વાસ ઓછો ન થાય. સાથે જ એ વિશ્વાસને લીધે વેપારીએ એનો અનુચિત નાજાયજ લાભ પણ ન લેવો જોઈએ.

વસ્તુના ઉચિત-યોગ્ય વિનિમય ( લેવડ-દેવડ ) ની જવાબદારી વેપારી-વર્ગ ઉપર છે સાથે જ એના પર પ્રજાના સ્વાસ્થ્ય આરોગ્યની જવાબદારી પણ આવી જાય છે. વસ્તુના વિનિમય વખતે વેપારીના મગજમાં જો તૃષ્ણા પ્રવેશી જાય અને ખાદ્ય પદાર્થોમાં અનુચિત મિશ્રણ-મિલાવટ કરે છે અને અખાદ્ય વસ્તુઓને સારાં-સુંદર લેબલો લગાવી વેચે છે તો સમજવું જોઈએ કે એણે પોતાનું વ્યાપારિક કર્તવ્ય નિભાવ્યું નથી અને પરિણામ એ આવશે કે બગડેલી વસ્તુ જનતાના પેટમાં જશે અને સ્વાસ્થ્ય-ધન નષ્ટ થશે. આ એક મોટી હિંસા છે. અહિંસાના ઉપાસક આ હિંસા જાણી પણ કઈ રીતે કરી શકે !

એક વ્યક્તિ ડૉક્ટરના પદે છે રોગી પ્રત્યે ઈમાનદાર રહેવુ એ એનું પ્રથમ કર્તવ્ય છે કોના ચક્કરમા-લોભમા જો એ રોગને લબાવે છે તો સમજવુ જોઈએ કે, એ રોગી સાથે અન્યાય કરી રહ્યો છે કોઈ વકીલ હોય તો એનાં પણ કર્તવ્યો છે અસત્યના પક્ષની પુષ્ટિ ન કરે, કાયદાની ગૂચ-વણોમા એ ન્યાયને અટપટાવે નહી ન્યાયના રક્ષણની જવાબદારી વકીલો ઉપર છે પરન્તુ ચાદીના ચમકારામાં એના હાથે ન્યાયની હત્યા જ વધુ થતી હોય છે પણ એણે એની જવાબદારીમાંથી દૂર નાસી જવુ ન જોઈએ

એક મત્રી અને નેતા પ્રજા-હિતને દૃષ્ટિમા રાખી દેશની પ્રગતિ સાધે કારણ કે પ્રજાએ દેશનુ ભાગ્ય-ઘડતર એમના હાથોમા સોપ્યુ છે નેતા જો પાછો પડે છે તો સારોય દેશ પાછો પડશે માટે એના ઉપર ઘણી જવા-બદારીઓ છે સાવધાની સાથે એને નભાવીને ચાલવુ પડશે એણે ઘર ભર-વાની નીતિથી દૂર રહેવુ જોઈએ પોતાના હિતને કોટિ-કોટિ પ્રજાના હિતમાં મેળવીને જ અગ્રગામી બનવુ પડશે અને ત્યારે જ એ પોતાના કર્તવ્યનું ઠીક-ઠીક પાલન કરી શકશે

કોઈ જો માલિક હોય તો એણે પોતાના આશરા હેઠળ રહેનારાઓના હિતની પૂરેપૂરી સભાળ અને સરક્ષણ રાખવુ જોઈએ વિનિમયના ક્ષેત્રમા ઈમાનદારીની નીતિ અપનાવશે તો જ એ પોતાની ફરજ બજાવી શકશે

હવે આપણે પારિવારિક કર્તવ્ય અગે વિચાર કરીએ એક પરિવારમા માતા હોય છે, પિતા પણ હોય છે અને પુત્ર પણ હોય છે જ્યારે પુત્રના લગ્ન થાય છે ત્યારે પત્ની રૂપે એક નારી ઘરમા પ્રવેશ કરે છે અને ત્યારે માતા સાસુ બને છે

પરિવારના પ્રત્યેક સભ્ય પાછળ કઈક કર્તવ્યો રહેલા છે પરિવારનો દરેક સદસ્ય જો પોતપોતાના કર્તવ્યનું બરાબર પાલન કરે તો એ પરિવારમા કદી અશાતિની ચિનગારી ફૂટતી નથી એ ઘરમા કદી કલહ પ્રવેશ નહીં કરી શકે પ્રત્યેક કર્તવ્યનિષ્ઠ પરિવારમા પ્રેમની ગગા વહે છે

હવે આપણે પરિવારના પ્રત્યેક સભ્યના શા શા કર્તવ્યો છે તે અગે વિસ્તારથી વિચારીએ એક પરિવારના સદસ્યોમા પહેલુ સ્થાન આવે છે માતાનુ "એક શિક્ષિત માતા સો શિક્ષકોની ગરજ સારે છે" કારણ કે બાળક સૌથી વધુ અનુકરણ માતાના જીવનનુ કરે છે માતાના જીવનમા જો ઉદારતા હશે તો એ સસ્કાર પુત્રના જીવનમા પણ જરૂર ઊતરશે જ માતામા

જો કૃપણતા કરી તો બાળક પણ વિશેષરૂપે લોભી જ નીકળશે. માતાનું એ કર્તવ્ય છે કે બાળકને વીર બનાવે. એનામાં ઉદારતાના સંસ્કારો સીંચે. પુત્રને કાયર બનાવનાર માતા પોતાના બાળકનું સૌથી મોટું અહિત કરે છે.

માતાનું કર્તવ્ય શીખવું હોય તો મદાલસાનો દાખલો લ્યો કે જેણે પુત્રોમાં વૈરાગ્યના એ સંસ્કારો સીંચ્યા કે મોટા થતા છએ પુત્રો વિરક્ત તત્ત્વવેત્તા સંત બન્યા. આજની માતાઓ પોતાના પુત્રને સંત ન બનાવે તો તેની કશી ચિંતા નથી પણ ઓછામાં ઓછું એને વિશાળદિલી માનવ તો જરૂર બનાવે.

પરિવારમાં પિતાનું સ્થાન પણ સર્વોપરિ છે. એ પરિવારને વડા મુખી છે. પુત્રની કેળવણીનો ભાર ને જવાબદારી એના પર જ છે. પૈસા બચાવવાના વિચારથી જો એ પુત્રને કેળવણીથી વંચિત રાખે છે તો એને કર્તવ્ય-પાલક કહી શકાય નહીં. પિતાનું એ કર્તવ્ય છે કે પોતાના પુત્રને વિદ્વાનોની પહેલી હરોળમાં બેસવા લાયક બનાવે. પિતાનું કર્તવ્ય શીખવું હોય તો એલિફનો દાખલો લ્યો કે જેણે પોતાના પુત્ર પ્રત્યે કેવું વાત્સલ્ય રેડ્યું. પોતાના નાના પુત્રના અંગૂઠાનું ઝેર ચૂસી થૂંકી નાખ્યું. માતા-પિતા પોતાનાં બાળકોને મનોરંજનનું સાધન ન માને. અને ત્યારે બહુ દુઃખ થાય છે કે જ્યારે માતા-પિતા મનોરંજન ખાતર પોતાના માસૂમ નાનાં બાળકોને લગ્નની વાત પૂછ્યા કરે છે. બાળક જ્યારે પોતાની તોતડી ભાષામાં કંઈક બોલી નાખે છે ત્યારે મા ને બાપ બન્ને હસી પડે છે. પરંતુ આ બે ક્ષણની હસી બાળકના બ્રહ્મચર્યના પાયાને પણ નબળો બનાવી દે છે.

પરિવારના સંબંધોમાં પતિ અને પત્નીનું મહત્ત્વપૂર્ણ સ્થાન છે. એમનાં પણ કંઈક કર્તવ્યો છે. પત્ની ફક્ત ઘરમાં રોટલા ઘડવા સારુ જ આવી નથી. એ ઘરની સ્વામિની છે. ઘરની આબરૂ રાખવી એના હાથમાં છે. ઘરને સ્વર્ગમાં ફેરવી નાખવું એ પણ એના હાથમાં છે તેમ સ્વર્ગીય ઘરને નરકાગાર બનાવવાનું પણ એના જ હાથમાં છે. પણ પત્ની બનતી નારીઓને હું કહીશ કે તમે જો બનાવી શકો તો ઘરને સ્વર્ગ બનાવો, પ્રેમની એવી ગંગા વહાવો કે જેમાં બધા દ્વેષ, ઈર્ષ્યા અને કલહ-કંકાસ ધોવાઈ જાય.

ઘરની સુવ્યવસ્થા સિવાય સ્ત્રી માટે બીજાં પણ કર્તવ્યો છે. જો એ કોઈ વકીલની સ્ત્રી હોય તો તેણે એ જોવું જોઈએ કે એનો પતિ ક્યાંક જૂઠા કેસો તો લેતો નથી ને! કોઈના લોભે ક્યાંક ન્યાયનું તો ખૂન કરતો નથી ને! ચાંદીના ચળકાટમાં કોઈ અન્ય તો સુજનતા-સુશીલતામાં

મૂકાતો તો નથીને? મારી નાઈલોનની સાડી બદલ્ પેલી બાજુ તો કોઈ મારી જ બહેન ઉઘાડી થતી નથી ને?

કોઈ બહેન જો કોઈ વેપારીની પત્ની હોય તો એણ જોવુ જોઈએ કે એનો શાહુકાર પતિ હજારો ખેડૂતોને લુટી જો એના માટે સોનાનો નેકલેસ લાવે તો એણે એ પહેરવો ન જોઈએ ગરીબોના મોએથી કોળીઓ ઝૂટ વીને જો આપણા રસોડે પકવાનો પકાવાય છે તો એ આપણા માટે વિષવત્ લેખાવુ જોઈએ મારી માતાઓ બરફીનો કકડો મુખમા મૂકતા પહેલા શું કદી તમે આમ વિચાર્યુ હતુ ખરુ? સારોયે દા'ડો સજાવટ પાછળ રહેવુ એ તમને શોભતુ નથી બ્રાહ્મી, સુદરી, સીતા અને સાવિત્રીને તમારે તમારા આદર્શ તરીકે ગણવા જોઈએ તમારી વિચારશકિતમા અભિવૃદ્ધિ થવી જોઈએ ઘરની ચાર દીવાલોમા કેદ રહી જીવન વિતાવવુ એ બ્રાહ્મી અને સુદરીનાં સતાન માટે શોભાયમાન નથી

તો તમે પૈસાને નહી પણ પૈસાના આગમનદ્વાર ભણી જુઓ આવતી લક્ષ્મી, પૈસો, પ્રમાણિકતા-પૂર્વક તમારા ઘેર આવે છે કે અપ્રામાણિકતા-પૂર્વક? પ્રામાણિકતાની સાથે આવતા પૈસાનો તમે જરૂર સદુપયોગ કરો, પણ જો એ પૈસા અયોગ્ય રીતે તમારા ઘરમા પ્રવેશતા હોય તો એને માટે તમે તમારા દ્વાર બધ કરી દો.

વેપારીઓની પત્નીઓની સાથે-સાથે મીલ-માલિકોની પત્નીઓને પણ હુ કઈક કહીશ તમે વિચારો-તમારે ઘેર ચમકતી-દમકતી મોટરો આવે છે પણ તમે જરા જુઓ કે આ મોટરો મજૂરોનુ શોષણ કરીને તો આવતી નથી ને? ગરીબોની કાળી મહેનતની કમાણીમાથી ઝૂટાઈને ઘરમા લક્ષ્મીના ઢગ થાય છે તો તમે એનો વિરોધ કરો તમે સાફ કહી દો કે મોટરો નહીં હશે તો અમે પગે ચાલીશુ-ચાલી શકીએ છીએ અમારા આરાધ્ય દેવ અરિહત પણ પગપાળા ચાલતા હતા અને અમારા ગુરુ પણ પગપાળા જ ચાલે છે એટલે અમને પગે ચાલતા શરમ આવતી નથી-આવશે નહી, પણ અમારી ગરીબ બહેનોનુ થતુ શોષણ અમે સહન કરી શકતી નથી બહેનોની જાગૃત વિચાર-શક્તિ દેશમા ચાલતા અન્યાય અને શોષણને રોકી શકે છે. આથી ઘરમા ક્રાતિ આવશે

સાથે જ સ્ત્રીઓને ઘર ચલાવવાની કળા પણ આવડવી જોઈએ પતિની આવકને અનુરૂપ જ ખર્ચ થવુ જોઈએ નહીતર બિચારો પતિ મહિને રૂા ૧૫૦ કમાતો હોય અને પત્ની રૂા ૭૫ની સાડી માટે લડે તો એ ઘરમા

અશાંતિ જ સ્થાન લેશે. ઘરની ઘણી-ખરી આવક સ્ત્રીઓને ફેશનેબલ પ્રસાધનો જૂટવવા પાછળ સમાપ્ત થઈ જાય છે

ચીનના ઘણા યુવકો અવિવાહિત રહેવા લાગ્યા ત્યારે એક વ્યક્તિએ એમને એનું કારણ પૂછ્યું એક યુવક બોલ્યો કે અમારી પાસે એટલા પૈસા નથી કે અમે પત્ની માટે એની ઈચ્છિત ફેશનેબલ સાધનો જુટાવી શકીએ. આ ફેશનની બલાથી તંગ આવીને અમે વિવાહ કરવાનો વિચાર જ માંડી વાળ્યો. અને એમ કરીને અમે ઘરમાં રોજબરોજ થતા સંઘર્ષોથી મુક્ત બન્યા છીએ.

તો નારી જ્યારે ફેશનની ગુલામડી બને છે ત્યારે પુરુષ માટે એ એક પ્રશ્નરૂપ બની જાય છે ભારતીય નારીએ તો સાદાઈનો શણગાર સજાવવો જોઈએ. શિવનાથ શાસ્ત્રી એક બહુ મોટા પંડિત થઈ ગયા. સરસ્વતી એમના ઉપર પ્રસન્ન બની હતી, પરન્તુ લક્ષ્મી રુષ્ટ હતી. જીવનની જરૂરિયાતનાં સાધનો પણ તેઓ સરળતાપૂર્વક જુટાવી શકતા નહોતા. નાણાંના અભાવે અરીસા જેવી નાની-શી વસ્તુ પણ તેઓ વસાવી શક્યા નહોતા. એક દિવસ એમની પત્ની વાળ ઓળવા બેઠી સામે પાણી ભરેલી કૂંડી રાખેલી હતી. એમાં પ્રતિબિંબ પડતું હતું અને એના વડે એ વાળ ઓળી રહી હતી. શાસ્ત્રીજીએ જોયું તો વિદુષી પત્નીની સાદાઈ-પ્રિયતા ઉપર ગદ્ગદ થઈ ગયા. શું મારી માતાઓ આ વાતથી કાંઈ શીખશે ? જ્યાં સાદાઈ છે ત્યાં સંયમ છે ફેશનનાં ખર્ચાળ સાધનોને તજી તમે સાદાઈ અપનાવશો તો ઘર મંગળમય બની શકશે.

પત્નીના કર્તવ્યનું વિશ્લેષણ કરતાં હું ઘણું કહી ગયો. પત્નીનાં કર્તવ્યો છે તેમ પતિ માટે પણ કર્તવ્યો છે કર્તવ્યોની બધી જ જવાબદારી એકલી (સ્ત્રીઓની) નથી એમાં મોટો ભાગ તમારો પણ છે પતિએ વિચારવું જોઈએ કે મારી વૃત્તિ-ભાવનાથી પત્નીને આંસુડાં સારવાનો વખત તો આવતો નથી ને ? એણે મારા સારુ પોતાના પિતાનું ઘર છોડ્યું છે માતાનો મમતાળુ ખોળો છોડ્યો છે ભાઈનો પવિત્ર પ્રેમ મારા ખાતર છોડ્યો છે માટે મારા જીવનથી એના હિતને ઠેસ પહોંચવી ન જોઈએ.

ભારતીય નારી ત્યાગ ને સેવાની મૂર્તિ છે જીવિત શરીર પ્રત્યે પ્રેમ રાખનારી સ્ત્રીઓ તો સર્વત્ર મળશે પણ મૃત્યુ પછી પણ પ્રેમની જ્યોત જલતી રાખનાર સ્ત્રીઓ દુનિયાના બીજા કોઈપણ ભાગમાં તમને જોવા નહીં મળે. ભારતનો ઈતિહાસ બતાવે છે કે હજારો સ્ત્રીઓ પતિના નામે સતી થઈ ગઈ

પણ એક વાત પૂછું ? પતિ પાછળ મરનાર સ્ત્રીઓનાં નામ ઇતિહાસમાં તો આજે પણ મળે છે પરન્તુ પત્ની પાછળ મરનાર પતિ કેટલા છે ? કહેવું પડશે કે સ્ત્રીઓએ પ્રાણાર્પણ કરી પ્રેમને ટકાવ્યો છે જ્યારે પુરુષોએ તો સ્ત્રીઓ સાથે કપટ જ કર્યું છે

પતિનુ કર્તવ્ય શીખવુ છે તો પવનજયને અનુસરવો પડશે. દુર્ભાગ્યે પવનજયને અજનાના શીલ પ્રત્યે ખોટી શકા થઈ આવી હતી અને એ બાર વર્ષ સુધી અજના સાથે બોલ્યો નહી પણ યાદ કરો કે પવનકુમાર એક રાજકુમાર હતો એ ઇચ્છે તો દસ રાજકુમારીઓ સાથે વિવાહ કરી શકત, પણ એને બીજુ લગ્ન સ્વીકાર્યું નહોતુ આ છે પતિનુ કર્તવ્ય

અને જુઓ જૈન કથા-સાહિત્યમા ચમકતી દપતી વિજયકુમાર ને વિજયાકુમારીને ઇતિહાસના કોઈ પાને આવી જોડી શોધ્યે નહી જડે પ્રથમ પરિચય વખતની એ પહેલી ઘડી કેટલી પવિત્ર છે કે જ્યારે વિજયકુમાર કહે છે 'મારે શુકલપક્ષનુ બ્રહ્મચર્ય-વ્રત છે,' અને ત્યારે જ વિજયાકુમારી પણ બોલી 'મારે વદ (કૃષ્ણ) પક્ષનુ વ્રત છે' આ સાંભળી વિજયકુમાર કહે છે 'આ તો વધુ પ્રસન્નતાની વાત છે શું ભાઈ-બહેનના પ્રેમમાં ઓછી મધુરતા છે ?' વિજ્યા બોલી 'દેવ, કુળપરપરા કેમ ચાલશે ? તમે બીજા લગન કરી લો" આ સાભળી વિજયકુમારે જે જવાબ આપ્યો તે હજારો વર્ષ વીત્યા છતા ભૂલાયો નથી એણે જવાબ આપ્યો "તો પુત્રપરપરાના આધારે કોણ અમર થઈ શકયુ છે, દેવી ? અને જો એક સ્ત્રી બ્રહ્મચારિણી બનીને રહી શકે છે તો શુ પુરુષ આટલુ પણ ન નિભાવી શકે ?" આ છે આદર્શ દાપત્યજીવન।

આ સિવાય પારિવારિક જીવનના અન્ય સબ્યો, ભાઈ, બહેન, પિતા, પુત્ર, સાસુ, વહુ એમનાં પણ કર્તવ્યો છે પણ ઘડિયાળ હવે વધુ બોલવા સ્વીકૃતી આપતી નથી તેથી પછી ક્યારેક અવસર મળ્યે આપણે આ વિષય પર વિચાર કરીશુ.

પરિવારનો પ્રત્યેક સભ્ય જો પોતાના કર્તવ્ય-ફરજ પ્રત્યે સચેત-સાવધાન રહે તો તમારા ઘરમા પ્રેમગગા જ પદાર્પણ કરશે દેશનો પ્રત્યેક નેતા અને નાગરિક પોતપોતાના કર્તવ્યને જાણી સાચી દિશાએ કાર્ય કરે તો હું માનુ છુ કે શાતિ દૂર નહી હોય-સમીપ જ હશે

॥ ૐ શાન્તિ ॥

દિનાંક જૈન ઉપાશ્રય,
તા. ૨૪-૮-૧૯૫૮. કોટ મુબઈ-૧.

જે માલ માગે છે તે મારી પાસે નથી સો સો જાતના વિચાર તમે એને વિશે કરો છો, પરતુ જીવનની આ દુકાન કઈ રીતે ચાલી રહી છે, એમાં કમાણી કેમ થતી નથી, એ અગે તમે કદી વિચાર્યુ છે ? આ પર્યુષણપર્વ એ જ બધુ કરવા માટે પ્રેરણા આપી રહ્યા છે વિશ્વશાતિના પથદર્શક ભગવાન મહાવીરે કહ્યુ હતુ "સાધક, તુ તારો રસ્તો શોધી લે. તારે કઈ બાજુ જવુ છે" આગમવાણીમા કહ્યુ તો–

"अकप्पं परियाणामि कप्पं उवसंपवज्जामि ।"

સાધક પ્રતિજ્ઞા કરે છે કે, હુ અકલ્પ અર્થાત્ અનાચરણી તત્ત્વનો પરિત્યાગ કરુ છુ અને કલ્પ–આચરણીય વસ્તુનો સ્વીકાર કરુ છુ આપણે વિચારવુ છે કે, મુનિનો કલ્પ શુ છે અને ભગવાન મહાવીરે કહ્યુ હતુ: શ્રાવકનો કલ્પ શુ છે ? મુનિ પચમહાવ્રતધારી છે સાવદ્ય અને સદોષ વસ્તુ એને કલ્પતી નથી. જે વસ્તુ મનને ચચળ બનાવે અને જે સાધકને સયમપથ પરથી વિચલિત કરે તેવી કોઈ પણ વસ્તુ એને કલ્પતી નથી. મુનિ પોતાના વ્રત અને પ્રતિજ્ઞા પ્રત્યે વફાદાર રહે, જે વસ્તુ એના વ્રતનો ભગ કરે અને એના આત્માના વિકાસને અવરોધે, તેનો તે દૃઢતાપૂર્વક ઈન્કાર કરી દે પરતુ સાથે જ હુ એ પણ કહીશ કે અનાચારણીય વસ્તુ માટેનો એનો આ ઈન્કાર લોકોને દેખાડવા ખાતર ન રહે. સુયોગ્ય અને આગમના જાણકાર શ્રાવકની સામે તે અમુક વસ્તુ માટે ઈન્કાર કરી દે અને અન્ય, ભોળા ભક્તોની ભવુકતાને જોઈ પ્રતિજ્ઞાને ભૂલી જાય, તેવો સાધક પોતાના પ્રત્યે વફાદાર રહેતો નથી જ્યા સુધી સાધક સત્યભક્ત બની શકતો નથી ત્યા સુધી એના સાધનાના વૃક્ષને ફળ આવતા નથી

એક વ્યક્તિ આબો રોપે છે બાર વર્ષ સુધી એમા ખાતર અને પાણી પૂર્યા કરે છે, એના મૂળીયાને એણે પાણીથી નહી પણ જાણે શ્રમ બિદુઓ વડે સીચ્યો છે, પરતુ બાર વર્ષના કઠોર શ્રમ પછી પણ જો એના પર ફળ આવે નહી, તો એને અવશ્ય ચિતા થશે, કારણ કે, શ્રમ અને સમયને વ્યર્થ જતો જોઈને કોને દુ ખ નહી થાય ? તો મુનિ અને શ્રાવક પણ વર્ષો સુધી સાધના કરે છે, શ્રમબિદુઓ વહાવે છે પરતુ જોવાનુ તો એ છે કે, સાધનાના એના વૃક્ષ પર ફળ લાગ્યાં છે કે નહી ? તે સાધનાનુ ફળ કયુ છે ? અનુયાયીઓની વિશાળ ગિરદી જામે છે, કરોડાધિપતિઓથી હમેશા ચારે બાજુથી ઘેરાયેલો રહે છે અને સર્વત્ર પ્રશસાના એ પુષ્પો વરસતા રહે છે ! આ સર્વ શું આ સાધનાનુ ફળ છે ?

એ એવું વિચારવાનું છે હું તો કહીશ આ સાધનાનું ફળ નથી. અને તમે જો સાધનાનું ફળ માનશો તો હું કહીશ કે તમે ભ્રાંતિમાં છો. અનુયાયીઓની ભીડ, સિદ્ધિ અને પ્રશંસાનાં પુષ્પો એક રાજનૈતિક નેતાને પણ મળે છે હું કહીશ કે તમારે જો આવું જ જોઈતું હોય તો તમે જેમની પસંદગીમાં ભૂલ ખાધી છે તમને ધર્મ કરતાં રાજનીતિમાં ઘણું જ સરળતાપૂર્વક આથી પણ વધુ અનુયાયીઓ મળી શકશે અને પ્રશંસાનાં ફૂલો પણ તમે વધુ વીણી શકશો.

વસ્તુતઃ તો આ સાધનાનું ફળ નથી. સાધનાનું ફળ તો છે કષાયનું મંદત્વ, અંતર અને બાહ્યની એકતા, જીવનની પવિત્રતા. સાચા અર્થમાં આ જ સાધનાનાં ખરાં ફળ છે. સાધના રૂપી વૃક્ષની આ વાત આવી છે ત્યારે મને મારા પાવન ગુરુદેવ શ્રી કિશનલાલજી સાની યાદ આવે છે. સાધનાનાં ફળ તો તેમની પાસે દેખાતાં હતાં. શું એમની સરળતા હતી, અને શું એમની સમતા હતી! એ મારા સદ્ગુરુદેવે પોતાની જિંદગીમાં કદી છળકપટ આચર્યું નથી. એકને કંઈ કહેવું અને બીજાને કંઈ એ છળ અને દંભની વૃત્તિ એમને સ્પર્શી પણ શકી નહોતી. પ્રપંચ શું છે એ તેમણે જાણ્યું સુદ્ધાં નહોતું. હું જાણું છું ત્યાં સુધી એમણે પોતાના સમગ્ર જીવનમાં એક કાર્ડ પણ લખાવ્યું નથી. અંતર અને બાહ્યની આવી એકતા બીજે ઠેકાણે શોધવા જતાં પણ ક્વચિત જ જોવા મળશે.

કષાયની મંદતા, સરળતા અને અંતર–બાહ્યની એકતા જ્યાં સુધી આચરણમાં આવતી નથી ત્યાં સુધી સાધનાના આંબા વૃક્ષ પર ફળ આવતાં નથી. પછી ભલેને મેલાં વસ્ત્રો પહેર્યાં ન હોય કે આકરી ક્રિયાઓ કરતી કે કરી ન હોય! હાં તો હું મુનિના કલ્પની વાત કરી રહ્યો હતો. મુનિ પોતાના વ્રતની મર્યાદામાં સ્થિર રહે. મહાવ્રતોની એણે જે પ્રતિજ્ઞા લીધી છે એને દૃઢતાપૂર્વક નભાવે. એક બીજી વાત પણ અહીં કહી દેવા ઇચ્છું છું. મુનિને કલ્પ ઉત્તર અને મૂળ ગુણોને કારણે જ સુરક્ષિત રહે છે. ઉત્તર ગુણ પણ મૂળ ગુણોનો પોષક છે અને જ્યારે ત્યાં ગરબડ થાય છે ત્યારે મૂળને પણ આઘાત પહોંચે છે અને તમે જાણો છો કે નાની એવી ખામી પણ વિશાળ કામ ધજને અટકાવી દે છે માટે સાધુ ઉત્તર ગુણો પ્રત્યે પણ સાવધ રહેવું જોઈએ અને જો દૃઢતાપૂર્વક ઉત્તર ગુણોને સંપૂર્ણપણે નિભાવી ન શકે તો સરળતાપૂર્વક પોતાની દુર્બળતાનો સ્વીકાર કરી લે. એની આ દુર્બળતા ક્ષમાને પાત્ર બની શકે છે પરંતુ મૂળમાંની ભૂલ તો કદી ક્ષમ્ય થઈ શકે નહિ. મહાવ્રતના ભંગની ઉપેક્ષા કરવી જોઈએ નહિ. આ વ્રતની ઉપેક્ષા

અને ખોટો બચાવ સાધકના આત્માને અને સધને વિકૃત બનાવે છે આંતર-શુદ્ધિના માર્ગમા શિષ્યમોહ અથવા સપ્રદાયમોહને કદી પણ બાધક બનવા દેવા જોઈએ નહિ

અકલ્પનો પરિત્યાગ કરી કલ્પમા સ્થિત રહેવાની વાત ચાલી રહી છે. મુનિના કલ્પ સબધે તો હુ થોડુક કહી ગયો છુ. મુનિના કલ્પને તમે પણ સારી રીતે જાણો છો મુનિને શું કલ્પે છે અને શુ નહિ એનુ તમને સારુ જ્ઞાન છે એક નાનુ બાળક પણ જાણે છે કે સાધ્વીજી તેમને સ્પર્શી શકતાં નથી એટલે જ્યારે પણ કોઈ સાધ્વીજી ઘરમા પ્રવેશ કરે છે અને તે દરવાજે ઊભો હશે તો તે ત્યાથી દૂર ચાલ્યો જાય છે એવી જ વાત છોકરીની છે. એ જ્યારે મુનિને જોશે કે તે પણ દૂર ઊભી થઈ જશે તમારા છોકરા-છોકરીઓને પણ મુનિના આચારનુ પરિજ્ઞાન છે પરતુ તમને તમારા આ-ચારની જાણકારી છે કે નહિ ! શ્રાવક શુ કલ્પે છે અને શુ નહિ ? તમે કહેશો, અમે તો ગૃહસ્થ છીએ અને ગૃહસ્થ સ્વતત્ર હોય છે ચાહે તે કરી શકે છે પણ એમ માનવુ તે ભૂલ છે શ્રાવક માટે પણ તેનો આચાર છે, તેને માટે પણ તેની મર્યાદા છે ગૃહસ્થ થવાનો એ અર્થ નથી કે તે ચાહે તે કરી શકે શ્રાવકનો કલ્પ છે કે તે નિર્ગ્રન્થોના પ્રવચનો પ્રત્યે આસ્થાવાન બને શ્રમણ નિર્ગ્રન્થ કે મુનિઓને જુએ કે એના હૃદયમા પ્રેમસ્રોત વહી ઊઠે. બીજી બાજુ તે મહારભનો પરિત્યાગ કરે, એની આજીવિકા અલ્પારભથી ઉત્પન્ન થાય છે. પોતાની અલ્પ એવી જિદગી સારુ મહારભ કરવો તે શ્રાવકને કલ્પે નહિ બીજી બાજુ શ્રાવકે દુર્વ્યસનોના પરિત્યાગી બનવુ જોઈએ. આજે તો જે વ્યસનોમા ગળા સુધી ડૂબેલા છે, રાત્રે બાર વાગે પણ જેને બીડી અને સિગારેટ જોઈએ છે, તેવો માણુસ પણ પોતે આનદજી, કામદેવજી, સમો શ્રાવક હોવાનો દાવો કરતો હોય છે

શ્રાવક અલ્પારભથી જીવવાની કળા શીખે એ એનુ કલ્પ છે તમે શ્રાવક છો તમે ઘણુખરુ જાણ્યુ છે શીખ્યા છો, શાસ્ત્ર ભણ્યા છો, થોકડા-બધ વિષયો શીખ્યા છો ઈતિહાસ, ભૂગોળ, ગણિત શીખ્યા વ્યાકરણ અને કાવ્યશાસ્ત્ર પણ શીખ્યા હવે એક ચીજ બીજી જાણી લો, શીખી લો, તે કાઈ લાબુ પહોળુ શાસ્ત્ર નથી કારણ હુ જાણુ છુ કે લાબા શાસ્ત્રો શીખવા માટે તમારી પાસે અવકાશ નથી એક નાનકડો શબ્દ છે બહુ મોટો નહિ, ફક્ત એક જ અક્ષરનો તે છે 'ના' તમે 'ના' કહેતા શીખી જાઓ

જેણે આ નાનકડુ સૂત્ર શીખી લીધુ છે, એણે જીવનની ઘણી મોટી

સમસ્યા ઉપર વિજય મેળવી લીધો છે. વ્યવહારમાં પણ એમ જ કહેવાય છે કે ના પાડી દેવી તે સારું છે. પહેલેથી ના પાડી દેવી એ સારો વિચાર કે પહેલાં હા પાડવી અને પછી ના પાડવી એ વિચારો તો અહીં સુધી કહ્યું છે કે અંગ્રેજી શીખવા કરતાં તમે ના કહેતાં શીખી લો. એક માણસ કોર્ટમાં ઊભો છે. જજ એને પૂછે છે તેં આ અપરાધ કર્યો છે? જો તે હા કહે છે તો જજ એને સજા આપે છે. પણ જો તે ઈન્કાર કરે તો જજ સજા દઈ શકતો નથી. કોઈ તમને કહે કે ચોપડામાં તમારા નામે હજાર રૂપિયા લખી લઉં અને તમે હા પાડી દેશો તો તમારે હજાર રૂપિયા ભરવા પડશે અને ના પાડી દેશો તો એ મુશ્કેલીમાંથી ઉગરી જશો ને! આ તો હું તમારા કામની વાત કરી રહ્યો છું અને હું માનું છું કે આની વાત તમારે ગળે બહુ જલદી ઊતરી જાય છે (સભામાં ખળભળાટ)

પરંતુ આ ના નો મંત્ર બધી જગ્યાએ કામમાં ન લેવાય. શુભ કાર્યોમાં ના નામનું કામ કરી જાય છે માટે ત્યાં તે સારો નથી. પરંતુ અશુભ અને પાપનાં કામોમાં ના નો મંત્ર અવશ્ય અપનાવો જ જોઈએ. આવો સદા પાપ માટે ના કહી દેવી જોઈએ. આ એક ના તમને સેંકડો બુરાઈઓથી બચાવી લેશે. કૈકેયીએ જો મંથરાની સલાહ લેવા માટે ના કહી દીધી હોત તો એનો યશ વિશ્વમાં કાયમ માટે રહી જાત. જ્યારે રાવણના મનમાં સતી-સાધ્વી સીતાને પંચવટીમાંથી ઉપાડી લાવવાનો પાપભર્યો વિચાર આવ્યો અને તે જ ક્ષણે એણે એ માટે જો ના કહી દીધી હોત તો એનો ફજેતો પણ ન થાત. આજે હજારો વર્ષો વીતી જવા છતાં પણ એનો એ અપજશ ધોવાઈ શક્યો નથી. અને જે સમયે રાવણે પોતાના પાપમાં સહાયક બનવા માટે મારીચીને બોલાવ્યો ત્યારે તેણે તે જ સમયે રાવણને જો દૃઢતાપૂર્વક એક જ શબ્દ ના કહી દીધો હોત તો એનો ઉજ્જ્વળ યશ પણ દુનિયામાં કાયમ માટે રહી જાત.

આ વાતો તો તમે અનેક વાર સાંભળી ચૂક્યા હશો. ભારતમાં કૈકેયી, રાવણની આ વાતો કેવી રીતે સંભવિત બની. એના પ્રત્યે ઘૃણા અને તિરસ્કારનું વાતાવરણ એટલા માટે ઊભું થયું કે એમણે ના નો મંત્ર અપનાવ્યો નહોતો.

ના નો મંત્ર તો અપનાવ્યો હતો સતી સીતાએ. રાવણ દ્વારા હજારો પ્રલોભનો અને વિપત્તિઓની વીજળીઓ વરસી છતાં એ ના ના મંત્ર પર અડગ રહી. ના નો મંત્ર અપનાવ્યો હતો સતી રાજમતીએ. રાજમતીનું અપ્રતિમ

સૌંદર્ય જોઈને ગિરનારની ગુફામાં ધ્યાનસ્થ બેઠેલો યોગી રથનેમિ સાધના-પથેથી ચલિત થયો અને તે સતી રાજમતીની પાસે જઈ બોલ્યો 'હે રાજમતી, સાધનાના કાંકરિયા પથ પર ચાલવા માટે તમારા કોમળ કદમ નથી મારી વાત માનો અને ભોગોની દુનિયામાં થોડાક દિવસો વિતાવો પછી આપણે પાછા ત્યાગપથ પર ચાલી નીકળશું' સતી સાધ્વીએ દૃઢ સ્વરમાં એક જ શબ્દ કહી દીધો "નહીં" તે સાધ્વી પથભ્રષ્ટ થયેલા સાધકને ફિટકારતા કહે છે

**धिरत्थु ते ऽजसो कामी, जो तं जीविय कारणा**
**वन्त इच्छसि आवेऊ सेयं ते मरणं भवे ॥**

હે સાધક, તને ધિક્કાર છે, આ વિષભર્યા વિષયો માટે તું તારા ઉજ્જવળ યશને માટીના મૂલે વેચી રહ્યો છે ઓકી કાઢેલી વસ્તુ માટે ફરી હાથ પસારતા તને શરમ નથી આવતી ? એથી સારું તો એ છે કે તું મૃત્યુને જ ભેટી લે

નારીનો આ ફિટકાર લપસી પડેલા સાધકને પુન. સાચે રસ્તે લઈ આવ્યો સૂતેલું વીરત્વ જાગી ઊઠ્યું નારીને નાગણ બનાવનારાઓ આ જ્વલંત દૃષ્ટાંતથી કંઈક શીખશે શું આ સાંભળ્યા પછી પણ તમે નારીને નરકની ખાણ માનશો ?

હા, તો આ "ના" એ બે સાધકોને સાધના-પથ પર પુન સ્થિર કર્યા. નહીં તો તેમને લપસી પડવામાં વાર જ ક્યાં હતી ?

કેટલાક લોકો કહે છે કે ચંદ્રબિંદુયુક્ત 'હાં' શબ્દ ઘણો જ રમણીય છે તમારી સામે કોઈ ગ્રાહક આવીને ઊભો રહે છે તમે પૂછો છો કે શું માલ ખરીદવો છે ? રોકડા પૈસા લાવ્યો છે'ને ? ત્યારે એના જવાબમાં જ્યારે એના મોએથી 'હાં' શબ્દ નીકળે છે ત્યારે તમને કેટલો આનંદ થાય છે ! એક હજારનો માલ ખરીદવો છે અને તે પણ રોકડા નાણાં દઈને, ત્યારે તમારા આનંદમાં કોઈ ખામી રહે ખરી ? "હા" શબ્દ તમને મીઠો તો લાગે છે, પણ ક્યારેક એ પણ મુશ્કેલીમાં મૂકી દે છે માની લો કે ધર્મસ્થાનકના ભવન-નિર્માણના ખરડામાં એક માણસે દસ હજાર આપવાની "હા" ભણી દીધી અને એના ભરોસે કામ પણ શરૂ થઈ ગયું, પણ જ્યારે તમે એની પાસે રૂપિયા લેવા ગયા ત્યારે એણે ઈન્કાર કરી દીધો આવે વખતે મુશીબત ઊભી થઈ કે નહિ ? તમે કહેશો કે તેણે પહેલેથી જ "ના" કહી દીધી હોત તો સારું થાત

તમારે મોઢેથી જો પહેલેથી જ "ના" નીકળી જશે તો તમે એને સત્તાપૂર્વક "હા"માં બદલાવી શકો છો. પરંતુ "હા" કહ્યા બાદ "ના" કહેશો તો દુશ્મનાવટ વધી જશે. એક ભાઈ તમારી પાસે કાંઈ લેવા આવે અને તમારી તેને તે દેવાની ઇચ્છા ન હોય તો તમારે એ માટે તરત જ ઇન્કાર કરી દેવો જોઈએ જેથી તે પોતા માટે બીજી વ્યવસ્થા કરી લે. પરંતુ પહેલાં તમે ખોટી "હા" પાડી એ વખતે તે રાજી પણ થઈ જશે પણ જ્યારે પ્રસંગ આવે તમે "ના" પાડી દો તો તે તમારો શત્રુ બન્યા વગર રહેશે ખરો? હા કહ્યા પછી "ના" કહેવામાં હજાર બહાનાં શોધવાં પડશે. ઉપરાંત ખાખોર અને કપટીની ઉપાધિ પુરસ્કારમાં મળે તે જુદી. જે કરવામાં તમે અસમર્થ છો તે માટે તમે "ના" જ પાડી દો. તમે કોઈ કિંમતી વસ્તુ ખરીદવા માગો છો પણ પૈસા નથી તો પહેલેથી "ના" પાડી દો. કોઈના નિમંત્રણ ઉપર તમે જો સમયસર પહોંચી શકો તેમ ન હો તો એને સ્પષ્ટ રૂપે "ના" જ કહી દો. આ નાનકડો એવો શબ્દ "ના" તમને અનેક ઉપાધિઓથી ઉગારી લેશે.

હું પણ તમને એ જ કહી રહ્યો છું કે તમે પાપ માટે "ના" કહેવાનું શીખી લો. કારણ પાપનો પ્રારંભ પ્રાતઃકાળની જેમ ચમત્કાર હોય છે પરંતુ એનો અંત રાત્રીની જેમ અંધકારપૂર્ણ હોય છે. લીમડાનાં ફૂલોમાં મીઠી ફોરમ આવે છે પણ એને ચાખશો તો તે કડવાં લાગશે. બસ એવું જ પાપનું પણ છે. એનાં ફૂલોમાં સૌરભ છે પરંતુ જ્યારે એનું આસ્વાદન લેવામાં આવે છે ત્યારે મોં કડવું થયા વિના રહેતું નથી.

કુંભાર લાકડી વડે ચાકને ફેરવે છે અને પછી પેલી લાકડીને જુદી કાઢી લે છે પરંતુ પેલું ચાક તો વેગને લઈને ફરતું જ રહે છે. તેવી જ રીતે આત્મા પાપકર્મ કરે છે અને એના વેગને લઈને ચતુર્વિધ સંસારમાં પરિભ્રમણ કરતો રહે છે. પાપની પરિણતિ આત્માના સ્વભાવને વિકારવાળી થઈ જાય છે. આત્માનો સ્વભાવ ઊર્ધ્વગતિ કરવાનો છે. આગમ કહે છે:

**ऊर्ध्व गति धर्माणो जीवा ॥**

ત્યારે પ્રશ્ન એ થાય છે કે આત્માનો સ્વભાવ ગતિ કરવાનો છે તો નરક તો અધોલોકમાં છે ત્યારે પેલો ઊર્ધ્વગતિ કરનાર આત્મા અધોગતિ કેવી રીતે કરે છે? એના જવાબમાં વીતરાગ ભગવાન મહાવીર જ્ઞાતા ધર્મકથાંગ સૂત્રમાં એક સુંદર રૂપક દેતાં ફરમાવે છે:

मह मिउल्लेवा लितं गरुयं तुम्बं अहो वयइ एवं।
आसव कायं कम्म गुरु जीवा वच्चन्ति अहरगइ ॥
—જ્ઞાતા ધર્મકથા અ. ૬

અર્થાત્ જેમ તૂબડાનો સ્વભાવ પાણીમા તરવાનો છે પરંતુ એ તૂબડાને જો માટીનો લેપ લગાવી દેવામા આવે તો આ ડૂબી જશે તેવી જ રીતે આત્માનો સ્વભાવ ઉર્ધ્વગતિ કરવાનો છે, પરંતુ પાપ પરિણતિ વડે આત્માને અધોગતિ કરવી પડે છે.

પાપ કર્મ દ્વારા આત્મા ભારી બને છે શ્રીમદ્ ભગવત્ સૂત્રમા આત્માના ભારે થવા અંગે એક રોચક પ્રશ્નોત્તરી આવે છે

प्रश्न—समण भगवं महावीर वन्दित्ता नमंसित्ता एवं वयासी
कहण्ण भन्ते! जीवा गरुयत्त हव्व मागच्छन्ति?

उत्तर—जयन्ति! पाणाइवाइ वाएणं जाव मिच्छा दसण सल्लेणं
एवं खलु जीवा गुरुयत्ते हव्व मागच्छन्ति।—

જયંતી શ્રમણોપાસિકા ભગવાન મહાવીર પ્રભુ પાસે પ્રશ્ન કરી રહી છે. નારી જાતિ માટે આ ગૌરવ લેવા જેવી વાત છે કે એક નારી આવા મહાપુરુષ જેમની સામે સ્વર્ગનો ઇંદ્ર પણ એક સસલાની જેમ નમ્ર બની બેસે છે, અને જેમના તેજ સામે ઈન્દ્રો અને ચક્રવર્તીઓનુ તેજ પણ ફીકકું બની જાય છે, એવા તારક ભગવાન મહાવીર સ્વામીને પ્રશ્ન કરી શકે છે. આ વીર નારી સુશ્રાવિકા જયંતીએ જે પ્રશ્નો પૂછ્યા છે તે જ બતાવી આપે છે કે એ યુગની નારી પણ કેવી ભણેલી–ગણેલી હતી. આજની આપણી માતાઓ પણ જ્ઞાનના ક્ષેત્રે આગળ વધશે ખરી?

હા, તો જયંતી શ્રાવિકા પ્રભુને વંદના કરી પૂછી રહી છે "પ્રભો, આ આત્મા ભારે કઈ રીતે બને છે?" આ કેટલો માર્મિક પ્રશ્ન છે! પ્રશ્નનો જવાબ આપતા વીતરાગદેવ કહે છે 'હે જયંતી, પ્રાણાતિપાત અને મિથ્યાદર્શનના શલ્યરૂપ અઢાર પાપો દ્વારા આત્મા ભારે થાય છે"

પાપની પરિણતિ આત્માને ભારે કરે છે અશુભ પરિણતિ વડે એના ઉપર અનંત–અનંત કર્મના પરમાણુ આવીને ચોટી જાય છે અને તમે જાણો છો કે ભારે વસ્તુ હંમેશા નીચે જ જાય છે કર્મના ભારથી આત્મા પણ અધોગતિ કરે છે જેમ માત્ર એક સાપના ડસવાથી માણસ મૃત્યુ પામે છે; મારવા માટે એકથી વધુ સર્પોની જરૂર રહેતી નથી તેવી રીતે મનુષ્યને

નરકમાં પહોંચાડવા માટે ક્યારેક ક્યારેક તો એક પાપ જ પર્યાપ્ત બને છે. જે પાપની પરિણતિમાં તીવ્ર રસ આવે છે તે વધુ પ્રગાઢ બંધન કરે છે. નાગશ્રીએ તો એક જ પાપ કર્યું હતું એવું એક સંતને કડવા તુંબડાનું શાક વહોરાવ્યું હતું એ પાપે એને કેટલી વાર નરકના અગ્નિમાં શેકાવું પડ્યું હતું

દુનિયામાં પેદા થતાં તમામ ફળો જ્યારે કાચાં હોય છે ત્યારે ખાટાં હોય છે પણ જ્યારે એ પાકે ત્યારે તેમાં મીઠાશ આવે છે પરંતુ પાપ આ એક એવું ફળ છે કે જ્યાં સુધી એ કાચું રહે છે ત્યાં સુધી એમાં મીઠાશ રહે છે પરંતુ પાકતાં એમાં કડવાશ આવે છે એની કડવાશ કેવી છે? તમે જાણો છો? ખાવા મળતું નથી અને મળે છે તો પચતું નથી. કોઈક આશા તોય ગ્રાસ હાથી મળે છે અને ભૂખ્યા રહી શકાતું નથી જીવનની આ તો કેવી વિડંબના છે? પણ તમે જ મને બતાવો કે આ વિડંબના કોણે પેદા કરી છે? જવાબ એ જ હશે કે આ વિડંબના તે પાપની પરિણતિને કારણે જ

એટલા માટે હું કહું છું કે તમારી પરિણતિ માટે તમે ઈમાર કરી દો. એક વિચારકે કહ્યું છે કે જીવનનિર્માણના ચાર માર્ગ છે પહેલો છે- હમેશ થાય તેવું બોલવું નહીં એક કાંકરો સો ઘડાને ફોડી શકે છે તેમ એક વ્યક્તિના શબ્દથી સમાજની સેંકડો વ્યક્તિઓની શાંતિનો ભંગ થઈ જાય છે. સભામાં સેંકડો માણસો હાજર છે એક વક્તા બોલવા ઊભો થાય છે સારીય સભા હસી-હસીને લોથ-પોથ થઈ જાય છે બીજો માણસ ઊભો થાય છે ભાષણની શરૂઆતમાં જ એ એક એવો શબ્દ ઉચ્ચારે છે કે સભામાં અશાંતિ છવાઈ જાય છે ચારેય બાજુ તોફાન શરૂ થાય છે બધાંય અશાંત બની જાય છે આ શું થયું? શાંતિની લહેરમાં આ અશાંતિ ક્યાંથી આવી ગઈ? એનું કારણ એ જ કે બોલતાં આવડ્યું નહીં બધું શીખ્યા પણ બોલતાં શીખ્યા નહીં

હાં તો પહેલું સત્ર છે હમેશ થાય તેવું બોલો નહીં બીજું છે રોગ થાય તેવું ખાઓ નહીં " ભોજન સ્વાસ્થ્ય માટે છે પરંતુ ભોજન એવું હેતુ છે કે જમ્યા પછી તરત જ પથારીમાં પડવું પડે. ચટાકેદાર પદાર્થ જોતાં મન હાથમાં રહી શકતું નથી પેટની સીમાનું અતિક્રમણ કર્યું અને ત્રર કરવા વધારે ખાધું તો સમજી લેવું કે આપણે ભોજન ખાતા નથી પરંતુ ભોજન આપણને ખાઈ ગયું છે મરચાં-મસાલાના તમતમાટભરી

મોહમા આપણે તણાવુ ન જોઈએ સ્વાદના પ્રવાહમા સ્વાસ્થ્ય બગડે નહી, એ માટે સાવધાન રહેવુ જોઈએ

જીવનનિર્માણનુ ત્રીજુ સૂત્ર છે "કરજ થાય તેટલુ ખર્ચ કરો નહી." "**ऋणं कृत्वा घृतं पिबेत्**" વાળી કહેવત આપણે ચરિતાર્થ કરવી નથી. તમારા દૈનિક અનાવશ્યક ખર્ચો તમારે ઓછા કરવા જોઈએ સિનેમા, ચહા, અને બીડી-સિગારેટનો શોખ તમારા માથે કરજનો ભાર વધારે છે

ગરીબાઈમા વ્યસન તે કોઢમાં દરાજ સમાન છે સગપણ લગ્નના ઉમગે જરૂર કરતા વધુ ખર્ચ કરવો એ ઠીક નથી લગ્નનો ઉમગ એ એક પ્રકારનો નશો છે. તે વખતે ખબર પડતી નથી એ સમયે કોઇ જો કહે કે, વધુ ખર્ચ કરશો નહી. ત્યારે ઉમગઘેલો મનુષ્ય બોલી ઊઠશે 'અરે સાહેબ, પૈસો તો હાથનો મેલ છે' પણ તો પછી જ્યારે કોઈ સ્વધર્મને કઈક આપવાની વાત આવે છે ત્યારે એ જોશ શા માટે ઠડો પડી જાય છે? એનો અર્થ એ થયો કે મનુષ્યને રાગમા એટલો રસ આવી ગયો છે કે ત્યાગની વાત એને રુચતી નથી હા, તો મતલબ એ છે કે વ્યવહારમા માણસ એટલો અનુરક્ત બની જાય છે કે બધુ જ ભૂલી જાય છે, પરતુ માનવીએ દરેક સમયે વિવેક રાખવો જોઈએ, કારણ કે અતિ ખર્ચ કરી કરજનો ભાર વધારવો અનુચિત છે.

જીવનનિર્માણનુ ચોથુ સૂત્ર છે "પાપ થાય તેવુ કાર્ય કરવુ નહી" કરુણાશીલ મહાત્મા બુદ્ધે પોતાના પ્રવચનમા કહ્યુ હતુ

**वणिजो मभयं मग्ग अप्पसत्थो हिद्धनो ।**
**विस जीवितु कामो पापानि परिवज्जए ॥**

—ધમ્મપદ

બહુ ધન ધરાવતો ધનિક જ્યારે ધન કમાઈને સ્વદેશ તરફ પાછો ફરે છે ત્યારે તે ભયભર્યો માર્ગને છોડી દે છે કારણ કે, ત્યા એને લૂટાઈ જવાનો ભય છે અને જીવવાની ઈચ્છા રાખનાર જેમ વિષને તજી દે છે તેવી જ રીતે વિચારશીલ પુરુષ પાપને છોડી દે છે

પરતુ આજનો માણસ તો પાપને છોડવાનો નહી ઊલટુ એને છુપાવવાનો પ્રયત્ન કરતો ફરે છે એક ચોર ચોરી કરતા જ્યારે પકડાઈ જાય છે ત્યારે એ વિચારતો નથી કે તેણે ચોરી કરી છે એટલે પકડાયો છે, પરતુ એમ વિચારતો હોય છે કે તેણે ચોરી કરતા સાવધાની રાખી નહી ગફલતના લીધે જ હુ પકડાઈ ગયો છુ"

જ્ઞેયને જાણે એવુ ન બને કે ઉપાદેયને તજી દો અને હેયને ગ્રહણ કરી લો. નહીતર મોટી વિટબણા પેદા થઈ જશે

હા, તો એણે તરબૂચમા સોનુ છૂપાવી દીધુ અને પોતાની કુશળતા ઉપર મનમા ને મનમા મલકાવા લાગ્યો પોતાના આઠ વરસના બાળકને લઈને તે સ્ટેશને ઊપડયો નાકેદારે એને રોકયો સામાન બતાવવા માટે કહ્યુ, તો એણે ખૂબ ઉલ્લાસની સાથે આખો ટ્રન્ક બતાવી દીધો કપડા સિવાય બીજુ કશુ ય મળ્યુ નહી હાથમા તરબૂચ હતુ એટલે તેને નાકેદારે આગળ વધવા ઈસારો કર્યો સકેત મળતા જ એ તો ત્યાથી ચાલી નીકળ્યો સ્ટેશને પહોચ્યો ત્યારે ગાડી આવી ગઈ હતી. ડબ્બામા બેસવાની તે તૈયારી કરી રહ્યો હતો ત્યા બાળકે હઠ લીધી તરબૂચ મારા હાથમા આપો તો જ હુ ડબ્બામા ચઢીશ. પિતાએ ઘણુ ઘણુ સમજાવ્યુ કે, તુ પહેલા ડબ્બામા ચઢી જા પછી તરબૂચ તને આપીશ પણ તેણે એ કઈ સાભળ્યુ નહી આ રકઝકમા એન્જીને સીટી મારી આખરે વિવશતાપૂર્વક તેણે બાળકને હાથમા પેલુ તરબૂચ મૂકયુ

તરબૂચ લઈને જેવો એ બાળક ડબ્બામા પેસવા જાય છે કે, એના નાના હાથ તરબૂચના ભારને ખમી શકયા નહી અને તરબૂચ છૂટી પ્લેટ ફોર્મ ઉપર પડી ગયુ અને પડતાની સાથે જ એના ટુકડા થઈ ગયા પેલી સોનુ ભરેલી ડબ્બી એક બાજુ જઈ પડી આ બાજુ પોલીસના માણસો પણ ત્યા જ ઊભા ઊભા જોઈ રહ્યા હતા સોનાની ડબી જોતા જ તેમણે એને પકડી લીધો હિદુસ્તાન આવવાને બદલે એ જેલની કોટડીમા પહોચી ગયો. પાપને છૂપાવવા માટે એણે કોઇ ઊણપ રાખી નહોતી પરતુ હુ કહુ છુ કે, પાપને છૂપાવી શકાતુ જ નથી વિશ્વમા હજારો વણકરોએ કપડા વણ્યા છે, જેનાથી શરીર ઢાકી શકાય છે પરતુ આજ સુધી એવો એકપણ વણકર પાકયો નથી કે જેણે એવો કોઈ પડદો વણી આપ્યો હોય કે જેના વડે પાપને ઢાકી શકાય

મનુષ્ય પાપના પ્રતિફળથી અને એ વડે થનાર બદનામીથી જેટલો બચવા માગે છે તેટલો જો તે પાપથી બચવાનો પ્રયત્ન કરે તો આ દુનિયા સ્વર્ગ સમી બની જાય એક વિચારકે કહ્યુ છે કે, એક સાઢની આગળ તમે ચાલતા હો ત્યારે તમારે સચિત રહેવાનુ છે, અને એક ગધેડાની પાછળ ચાલી રહ્યા હો ત્યારે પણ સચિત રહેવાનુ છે તેમ પાપમા જો આગળ વધી રહ્યા હો તો પણ ચિતા કરવાની છે અને જો ધર્મ અને સવરના ક્ષેત્રે પાછળ રહ્યા હો તો પણ તે ચિતાનો જ વિષય છે તમે કયારેય વિચાર્યુ છે કે, હુ

જ્ઞેયને જાણે એવુ ન બને કે ઉપાદેયને તજી દો અને હેયને ગ્રહણ કરી લો. નહીતર મોટી વિટબણા પેદા થઈ જશે

હા, તો એણે તરબૂચમા સોનુ છૂપાવી દીધુ અને પોતાની કુશળતા ઉપર મનમા ને મનમા મલકાવા લાગ્યો પોતાના આઠ વરસના બાળકને લઈને તે સ્ટેશને ઊપડ્યો નાકેદારે એને રોકયો સામાન બતાવવા માટે કહ્યુ, તો એણે ખૂબ ઉલ્લાસની સાથે આખો ટ્રન્ક બતાવી દીધો કપડા સિવાય બીજુ કશુ ય મળ્યુ નહી હાથમા તરબૂચ હતુ એટલે તેને નાકેદારે આગળ વધવા ઈસારો કર્યો સકેત મળતા જ એ તો ત્યાથી ચાલી નીકળ્યો સ્ટેશને પહોચ્યો ત્યારે ગાડી આવી ગઇ હતી ડબ્બામા બેસવાની તે તૈયારી કરી રહ્યો હતો ત્યા બાળકે હઠ લીધી તરબૂચ મારા હાથમા આપો તો જ હુ ડબ્બામા ચઢીશ. પિતાએ ઘણુ ઘણુ સમજાવ્યુ કે, તુ પહેલા ડબ્બામા ચઢી જા પછી તરબૂચ તને આપીશ પણ તેણે એ કઈ સાભળ્યુ નહી આ રકઝકમા એન્જીને સીટી મારી આખરે વિવશતાપૂર્વક તેણે બાળકને હાથમા પેલુ તરબૂચ મૂકયુ.

તરબૂચ લઈને જેવો એ બાળક ડબ્બામા પેસવા જાય છે કે, એના નાના હાથ તરબૂચના ભારને ખમી શકયા નહી અને તરબૂચ છૂટી પ્લેટ ફૉર્મ ઉપર પડી ગયુ અને પડતાની સાથે જ એના ટુકડા થઈ ગયા પેલી સોનુ ભરેલી ડબ્બી એક બાજુ જઈ પડી આ બાજુ પોલીસના માણસો પણ ત્યા જ ઊભા ઊભા જોઈ રહ્યા હતા સોનાની ડબી જોતા જ તેમણે એને પકડી લીધો હિદુસ્તાન આવવાને બદલે એ જેલની કોટડીમા પહોચી ગયો. પાપને છૂપાવવા માટે એણે કોઇ ઊણુપ રાખી નહોતી પરતુ હુ કહુ છુ કે, પાપને છૂપાવી શકાતુ જ નથી વિશ્વમા હજારો વણકરોએ કપડા વણ્યા છે, જેનાથી શરીર ઢાકી શકાય છે પરતુ આજ સુધી એવો એકપણ વણકર પાકયો નથી કે જેણે એવો કોઈ પડદો વણી આપ્યો હોય કે જેના વડે પાપને ઢાકી શકાય

મનુષ્ય પાપના પ્રતિફળથી અને એ વડે થનાર બદનામીથી જેટલો બચવા માગે છે તેટલો જો તે પાપથી બચવાનો પ્રયત્ન કરે તો આ દુનિયા સ્વર્ગ સમી બની જાય એક વિચારકે કહ્યુ છે કે, એક સાઢની આગળ તમે ચાલતા હો ત્યારે તમારે સચિત રહેવાનુ છે, અને એક ગધેડાની પાછળ ચાલી રહ્યા હો ત્યારે પણ સચિત રહેવાનુ છે તેમ પાપમા જો આગળ વધી રહ્યા હો તો પણ ચિતા કરવાની છે અને જો ધર્મ અને સવરના ક્ષેત્રે પાછળ રહ્યા હો તો પણ તે ચિતાનો જ વિષય છે તમે કયારેય વિચાર્યુ છે કે, હુ

પાપમાં આગળ વધી રહ્યો છું કે નિર્જનના ક્ષેત્રમાં ? યાદ રાખો કે પાપના ક્ષેત્રે આગળ વધ્યા તો પાપ તમારા માર્ગમાં પથ્થર બની ઊભું થઈ જશે. ગાડી ચાલતા ચાલતા થંભી જાય છે ત્યારે સમજવું કે માર્ગમાં મોટો પથ્થર આવી ઊભો છે. તેવી જ રીતે જીવનના સુખ અને શાંતિમાં વિઘ્ન આવે છે અને જીવન-રથ અટકે છે તો સમજવું જોઈએ કે પાપનો ઉદય થયો છે.

હું કલ્પની વાત કરી રહ્યો હતો. તમે આકલ્પને છોડી કલ્પ તરફ વળો. એમ તો ભાવકનું કલ્પ વિસ્તૃત છે. એની પૂરી વ્યાખ્યા આપવા સારુ આજે સમય નથી. પરંતુ ટૂંકમાં તમારો કલ્પ બતાવું તો તે છે. એટલે જ કહું કે, પાપ માટે તમારે ના પાડી દેવી. જ્યાં પણ અને જ્યારે પણ પાપની પ્રવૃત્તિનો પ્રશ્ન આવે ત્યારે તમારે ઇન્કાર કરી દેવો. કારણ કે છુપાઈને પાપ કરવું તે કાયરતા છે તો ખુલ્લી રીતે પાપ કરવું તે અમાનવતા છે. આઇસ્ક્રીમના ગાંગડાને એક ખૂણેથી ચોરી છુપાઈને ખાશો તો તે ઠંડું અને બીજે ખૂણેથી ખાશો તો તે પણ ઠંડું જ લાગશે અને વળી કોઈ જોઈને લઈને એનો સ્વાદ લેશો તોય તે ઠંડું જ લાગશે. તેવી જ રીતે પાપની પ્રવૃત્તિ જ્યારે અને જ્યાં પણ કરાય ધર્મને નામે, સમાજને નામે અથવા રાષ્ટ્રને નામે ગમે તે કારણે થાય તે તો સર્વત્ર જ ખરાબ જ છે. હું તો કહીશ કે નરકમાં પડેલા નારકીઓ નરકમાંથી છૂટવા માટે ઇચ્છા કરે છે જ્યારે પાપમાં સદૈવ લિપ્ત રહેતા જીવો પણ એવી જ રીતે નરકમાં જવા માટે પ્રયાસ કર્યા કરે છે.

ભાવક કદી એવી પ્રવૃત્તિ ન કરે કે જે એને માટે નરકનું કારણ બને. નરકનાં કારણોનો ભાવક પરિત્યાગ કરે છે. મારો કહેવાનો આશય એટલો જ છે કે તમે પાપપ્રવૃત્તિઓથી અળગા રહો. પાપમાં ફસાઈ જવું તે માનવોચિત છે કારણ જીવનમાં સ્વાર્થ અને લોભ એને પાપ માટે પ્રેરિત કરે છે પરંતુ પાપમાં લિપ્ત રહેવું તે શેતાનનું કામ છે. થયેલા પાપ માટે દુઃખ પ્રગટ કરવું તે સંત જેવું કામ છે કારણ સંત તપ અને ત્યાગની સાધનામાં પાપને ધોઈ નાખવા માગે છે. તે પાપ કરતો નથી. પરંતુ થઈ જાય છે પણ તેને માટે તેના મનમાં પશ્ચાત્તાપ જ મુનિનું મુનિપણું પ્રગટ કરે છે. એટલે પાપને સર્વથા છોડી દેવું એ ઈશ્વરી શક્તિનું કામ છે. જે પાપની પરિસ્થિતિથી સર્વથા અળગો રહી જાય છે તે જ સમયે તે સંપૂર્ણ કર્મોને

પાપમાં આગળ વધી રહ્યો છું કે નિર્જરાના ક્ષેત્રમાં ? યાદ રાખો કે પાપના ક્ષેત્રે આગળ વધ્યા તો પાપ તમારા માર્ગમાં પથ્થર બની ઊભું થઈ જશે. ગાડી ચાલતા ચાલતા થંભી જાય છે ત્યારે સમજવું કે માર્ગમાં મોટો પથ્થર આવી ઊભો છે તેવી જ રીતે જીવનના સુખ અને શાંતિમાં વિઘ્ન આવે છે અને જીવન-રથ અટકે છે તો સમજવું જોઈએ કે પાપનો ઉદય થયો છે.

હું કલ્પની વાત કરી રહ્યો હતો. તમે આકલ્પને છોડી કલ્પ તરફ જાઓ. એમ તો આવશ્યક કલ્પ વિસ્તૃત છે એની પૂરી વ્યાખ્યા આપવા જેટલો અત્રે સમય નથી પરંતુ ટૂંકમાં તમારો કલ્પ બતાવું તો તે એટલો જ થશે કે, પાપ માટે તમારે ના પાડી દેવી. જ્યાં પણ અને જ્યારે પણ પાપની પ્રવૃત્તિનો પ્રશ્ન આવે ત્યારે તમારે ઇન્કાર કરી દેવો. કારણ કે છુપાઈને પાપ કરવું તે કાયરતા છે તો ખુલ્લી રીતે પાપ કરવું તે અમાનવતા છે. અફીણના ગાંગડાને કોઈ ખૂણેથી થોડુંક લઈને ખાશો તો તે કડવું અને ભી? ખૂણેથી ખાશો તો તે પણ કડવું જ લાગશે અને વળી કોઈ વચ્ચેથી લઈને એનો સ્વાદ લેશો તો પણ તે કડવું જ લાગશે. તેવી જ રીતે પાપની પ્રવૃત્તિ જ્યારે અને જ્યાં પણ કરાય ધર્મને નામે સમાજને નામે અથવા રાષ્ટ્રને નામે ગમે તે કારણે થાય, તે તો સર્વત્ર જ ખરાબ જ છે. હું તો કહીશ કે નરકમાં પડેલા નારકીઓ નરકમાંથી છૂટવા માટે પ્રયત્ન કરે છે જ્યારે પાપમાં સદૈવ લિપ્ત રહેતા જીવો પણ એવી જ રીતે નરકમાં જવા માટે કોલાહલ કર્યો કરે છે.

આવક કદી એવી પ્રવૃત્તિ ન કરે કે જે એને માટે નરકનું કારણ બને નરકનાં કારણોનો આવક પરિત્યાગ કરે છે મારો કહેવાનો આશય એટલો જ છે કે તમે પાપપ્રવૃત્તિઓથી અળગા રહો. પાપમાં ફસાઈ જવું તે માનવોચિત છે કારણ જીવનમાં સ્વાર્થ અને લોભ એને પાપ માટે પ્રેરિત કરે છે પરંતુ પાપમાં લિપ્ત રહેવું તે શેતાનનું કામ છે. થયેલા પાપ માટે દુઃખ પ્રગટ કરવું તે સંત જેવું કામ છે કારણ સંત તપ અને ત્યાગની સાધનામાં પાપને ધોઈ નાખવા માગે છે તે પાપ કરતો નથી પરંતુ થઈ જાય છે પણ તેને માટે તેના મનમાં પશ્ચાત્તાપ જ મુનિનું મુનિત્વ પ્રગટ કરે છે. એટલે પાપને સર્વથા છોડી દેવું એ ઈશ્વરી શક્તિનું કામ છે જે પાપની પરિસ્થિતિથી સર્વથા અળગો રહી જાય છે તે જ સમયે તે સંપૂર્ણ કર્મોને

સમાપ્ત કરી દે છે, અને કર્મથી મુક્ત થનાની સાથે જ આત્મા અનંતજ્ઞાન અને અનંતદર્શનની સાથે શુદ્ધ–બુદ્ધ બની જાય છે

હા, તો તમે શ્રાવક છો અને અમે મુનિપદે છીએ આપણા બન્નેનું લક્ષ્ય આત્માની શુદ્ધ દશા પ્રાપ્ત કરવાનુ છે. અને એ દશાને મેળવવા માટે આપણે પાપપ્રવૃત્તિઓથી પાછા ફરવુ પડશે કારણ કે, આ પ્રવૃત્તિઓ અશુભ છે અને અશુભને તજી શુભ ભણી પ્રયાણ કરતા આપણે શીખીએ શુભથી શુદ્ધમા પહોચવુ એ જ આપણુ લક્ષ્ય છે એ કલ્પમા આપણે સ્થિત બનીએ અને શુદ્ધ સ્થિતિ પ્રાપ્ત કરીએ એ જ કામના છે

ભાદરવા વદ
અમાસ

જૈન ઉપાશ્રય,
કાંદાવાડી મુંબઈ.



## હલકું સાહિત્ય

૧ ખરાબ સાહિત્ય સમાન બીજો કોઈ લૂટારો નથી.

૨ તમે તમારુ જીવન સફલ અને તેજસ્વી બનાવવા ઈચ્છતા હો, તો ગંદા પુસ્તકોને હાથ ન લગાડજો! નહિતર એ ગંદુ સાહિત્ય તમારા જીવનને ધૂળધાણી બનાવી દેશે!

# ૨૭ ચાર પુરુષાર્થ (૧)

પુરુષાર્થ એ સફળતાનું પ્રથમ સોપાન છે પુરુષાર્થ પરત્વે તમે સાંભળ્યું છે પણ મને લાગે છે કે પુરુષાર્થનો વિષય હજુ અધૂરો છે તે હજુ વધારે વિચાર માગે છે એક પ્રસિદ્ધ અંગ્રેજ લેખક જોન્સે કહ્યું છે કે સફળતાની પ્રાપ્તિ માટે દસ ટકા આત્માપ્રેરણાની જરૂર છે મગજમાં વિચાર હોય. નવી સ્ફુરણા હોય લખવાની કળા પણ હોય છતાં જો હાથ ન હલાવે તો વિચાર કલ્પનાલોકમાંથી ઊતરીને વાસ્તવિક લોકમાં આવી શકતા નથી.

પણ જરા વિચાર કરવો પડશે કે કયો પુરુષાર્થ છે કે જે આપણને સફળતાની નજીક પહોંચાડી શકે છે અનંત અનંત યુગ એવા વીતી ગયા જેમાં એક ક્ષણ પણ એવી નથી ગઈ કે જ્યારે આત્માએ પુરુષાર્થ ન કર્યો હોય. કારણ કે વીર્યાન્તરાયનું ક્યારે પણ પૂરું આવરણ આવતું નથી હમેશાં તેનો ક્ષયોપશમ રહે છે જ ભલે આત્મા ગમે તે યોનિમાં હોય ગમે તે ગતિમાં હોય એકેન્દ્રિય દ્વિન્દ્રિય નરક અને નિગોદ બધી યોનિઓમાં આત્માની પુરુષાર્થની ક્રિયા ચાલુ જ રહે છે

અનંત અનંત કાળના અવિરત પ્રયત્ન પછી પણ આત્મા પોતાના લક્ષ્યની નજીક નથી પહોંચ્યો, ત્યારે એ વિચારવું જરૂરી થઈ પડશે કે તેણે આજ સુધી જે પુરુષાર્થ કર્યો તે સત્પુરુષાર્થ હતો કે અસત્પુરુષાર્થ ! એક દીકરી સવારમાં ઊઠીને આખા ઘરમાંથી કચરો સાફ કરે છે પછી તે એક જગ્યાએ ભેગો કરી રાખે છે પછી તેની બહેન આવી તે પૂંજાને હાથમાં લઈ ઘરમાં વેરે છે આમ પુરુષાર્થ બન્ને બહેનો કરે છે કચરો સાફ કરવો એ એક કામ છે તેમ કચરો વેરવો એ પણ એક કામ છે પરંતુ એકનો પુરુષાર્થ સાધક છે બીજીનો નિરર્થક છે

ભારતીય સંસ્કૃતિમાં ચાર પુરુષાર્થ બતાવેલા છે ધર્મ અર્થ, કામ અને મોક્ષ જેમાં બે સાધન છે કામ-પુરુષાર્થ માટે અર્થ એ સાધન છે અને મોક્ષ-પુરુષાર્થ માટે ધર્મ એ સાધન છે આધ્યાત્મિક દૃષ્ટિએ બે હેય (ત્યાગવા યોગ્ય) અને બે ઉપાદેય ( ઉપાર્જન કરવા યોગ્ય ) છે

અર્થ અને કામ એ જો કે પુરુષાર્થ કહેવાય છે અને વાસના-વિદૂષિત આત્મા, અનંત યુગોથી તેને વળગેલો છે, છતાં પણ તે અસત્પુરુષાર્થ છે તે આત્માને અવળે રસ્તે ચઢાવે છે જો કે ચાલવાનું તો તે પણ શીખવે છે, પણ ખરે ઠેકાણે પહોંચાડવાનું તેનું કાર્ય નથી. તે તો પોતાના સ્થળે પહોંચાડે છે અને રસ્તામાં હજારો સંકટો આવવા છતાં એ બધાની સાથે સંગ્રામ ખેડી, તેના અંતિમ લક્ષ્ય તરફ લઈ જાય છે ત્યાં પહોંચતા યાત્રીને એમ લાગે છે કે તે ધારેલે ઠેકાણે આવી ગયો છે પણ આ ખરું અંતલક્ષ્ય નથી

જે મુસાફર સંકટો, કંટકો, ભૂખ, તરસ બધું ભૂલી જઈ વીસ માઈલની મુસાફરી કરી એક ઠેકાણે આવી પહોંચે, હજી પગનો થાક પણ ઉતર્યો ન હોય, અને બીજી જ ક્ષણે તેને ખબર પડે કે તે ખોટે રસ્તે ચાલ્યો છે, તેને જ્યાં જવું હતું તે જગા તો વીસ માઈલ પાછળ રહી ગઈ છે અને હવે તેને વીસને બદલે ચાલીસ માઈલ ચાલીને જવું પડશે અને તો જ તેને તેની ધારેલી જગા મળશે, તો એવે વખતે તેને કેટલું દુઃખ થશે!

જો તમારો પથદર્શક ( Guide ) આવી ભૂલ કરી બેઠો હોય તો તમો તેના ઉપર ચિડાયા વિના રહેશો નહિ મને પોતાને પણ આવો અનુભવ થઈ ચૂક્યો છે આજથી લગભગ સત્તર વર્ષ પહેલાં અમે ઈંદોરથી કરી-કસ્બા તરફ જઈ રહ્યા હતા એક બહેન દીક્ષા લેવા ઈચ્છતી હતી હું મારા ગુરુદેવની સાથે હતો માર્ગદર્શક તરીકે એક ભાઈ અમારી સાથે હતા તેમણે કહ્યું કે સડક પરથી જવામાં બહુ ચક્રાવો ખાવો પડશે તેને બદલે આ ટેકરી ઉપરથી ઉતરી જઈએ તો સીધા ગામની નજીક પહોંચી જઈશું લગભગ છ માઈલ થશે ટૂંકા રસ્તાની આશાએ અમે સીધો રસ્તો પડતો મૂક્યો પહાડની ટેકરીને રસ્તે અમે ઉતર્યા ખૂબ ભયંકર પગદંડી પસાર કરી અમે નીચે આવ્યા ચાલતા ચાલતા અમને ચાર કલાક લાગ્યા પણ ગામનો પત્તો ન લાગ્યો તડકો ખૂબ ચઢી ગયો હતો તરસથી ગળું સુકાઈ રહ્યું હતું પણ ગામનો પત્તો નહોતો અમે એ ભાઈને (માર્ગદર્શકને) કહ્યું—ભાઈ! સવારથી અગિયાર વાગ્યા સુધી ચાલ્યા છતાં હજુ તારા છ માઈલ પૂરા નથી થયા?

તેણે કહ્યું—મહારાજ! હું જાતે રસ્તો ભૂલી ગયો છું

દિવ્ય ચૌદ રત્નો અને નવનિધાનો તમારી સાથે આવવાના છે? શો ઉત્તર આપશે એ ચક્રવર્તીઓ? કહેવાય છે કે જગતશેઠની પાસે એટલુ બધુ ધન હતુ કે તેની ઇચ્છા હોત તો તે ગગા અને યમુના બન્ને નદીઓના કિનારે સોનાની ઇંટોથી આરા બધાવી શકત પણ આજે તેમના જ વશવારસો, નોકર માટે ફાફા મારી રહ્યા છે તે વખતે તો સિક્કાઓ ચોરસ હતા ત્યારે આજના ચકરડીની માફક ફરતા ગોળ, સફેદ રૂપિયાને રગડી જતા વાર કેટલી? આમ તો તમે બહુ જલ્દી સમજી જાઓ છો પછી આ તો તમારા લાભની વાત છે. (હસાહસ)

રૂપિયાને રગડતા કદાચ થોડી વાર લાગે, પણ પેલા કાગળીયાને ઊડી જતાં કેટલીવાર લાગશે? લખવાના કાગળોની આ વાત નથી આ તો પેલા લાલ અને લીલી રીઝર્વ બેન્ક ઓફ ઈન્ડીયાની છાપવાળા કાગળની વાત કરુ છુ, જે તમે તમારી છાતી ઉપર અદરના ખિસ્સામા સાચવીને રાખો છો! આ ગોળ પૈસા કેવો રગડે છે, કેવા ઢળે છે' કોહીનુર હીરો–જન્મ્યો ભારતમા અને પહોચ્યો સમુદ્રપાર–ઇગ્લાડમા.

કહેવાય છે કે કોહીનુર હીરો, કૃષ્ણા નદીને તીરે પડેલા એક ખેડૂતને મળ્યો હતો ખેડૂતના હાથમા એ તાકાત ક્યા હતી કે તેને પકડી રાખે? તે હિંદુ રાજાઓની પાસે આવ્યો. ત્યા પણ રહી ન શકયો. સામ્રાજ્ય બદલાયાં તેની સાથે કોહીનુરના સ્વામીઓ પણ બદલાયા તે મોગલ સમ્રાટોના તાજને શોભાવતો હતો ત્યા પણ તેને આરામ ક્યા હતો? અગ્રેજો આવ્યા અને મોગલ સમ્રાટોના પતનની સાથે તેમના તાજ પણ ડુલ થઈ ગયા એટલે કોહીનુર પણ ત્યાથી નીકળી અગ્રેજો સાથે સાગર પાર કરી લડન પહોચ્યો. હવે તેને ક્યા ક્યા ફરવાનુ બાકી છે તે તો કોઈ જ્યોતિષી જ કહી શકે.

પૈસો ગોળ અને ઢળકણો છે તેની સાથે રહીને માનવીએ પણ એવી વૃત્તિ અપનાવી લીધી છે જ્યા પૈસા હોય છે ત્યા માનવી ઢળતો જાય છે. ન્યાયની ખુરશી પર બેસી કાયદાની બારીકીઓ ખોળનારા અને ન્યાયની રક્ષાનો દભ કરનારા ન્યાયાધીશો પણ તેની સામે નમી પડ્યા, તેમજ ધર્મના સિહાસને બેસીને આત્મા અને પરમાત્માની શોધ કરનારા પણ તેની સામે ઢળી પડ્યા. તે પણ લક્ષ્મીપુત્રો તરફ દષ્ટિ રાખવામાં જ પોતાના સિહાસનની સ્થિરતા માનવા લાગી ગયા સત્યના ઉપદેશકો આજે સોનાના ઉપાસકો બની ગયા છે અપરિગ્રહના પ્રચારકો આજે પરિગ્રહના ઇશારે નાચી રહ્યા છે આ કેટલી અપરિગ્રહની હાર છે!

વાણીઓ પણ તેની સામે ઝૂકે છે અને તે તો બહુ જ જલદીથી ઝૂકે છે જેમ ત્રાજવામાં વજન વધારે તે જ પણ સાચો મનાતો પછી ભલેને કોઈ ખૂન કરીને પણ કેમ નથી આવતો! ત્યારે વેપારીઓ પણ ક્યાં પાછા પડે તેમ છે? તે તો આઠે પહોર તેની પૂજામાં જ લાગે છે. ભલે ઉપાશ્રયમાં બેઠા હોય ત્યાં સુધી ભલે અપરિગ્રહનો ઉપદેશ સાંભળતા જાય અને "જી" "જી" કરતા જાય પણ દુકાન પર પહોંચતાં જ પોતાના આરાધ્ય (પૈસા) ની પૂજા અર્ચનામાં લીન થઈ જશે. ત્યાં તે બધું જ ભૂલી જશે. તે પૈસાની આરાધનાના સમયમાં કોઈ ગરીબ અનાથ પોતાની આંસુભરી કથની કહેશે, તો તેને તે પોતાનો બધાથી મોટો વિઘાતક સમજશે.

આ કહેનારા લોકો સંપત્તિના સ્વામી નહિ, તેના ગુલામો છે. સંપત્તિના સ્વામી હોવું તે એક વાત છે અને ગુલામ હોવું તે બીજી વાત છે. તમે ઘોડા ઉપર સવાર હો તો ધારેલે સ્થળે પહોંચી શકો છો. તે ઘોડાની લગામ તમારી પાસે હોય ત્યાં સુધી તો ચિંતા નથી. તે તમારા ઈશારા પર દોડશે, પણ જો તમારી લગામ તેના હાથમાં પહોંચી અને તેના ઈશારે તમે ચાલતા થઈ ગયા તો તે તમારી કેટલી મોટી હાર થશે!

એકાંતના સમયમાં વિચાર કરજો કે સંપત્તિ ઉપર તમારી માલિકી છે કે તમારા મન ઉપર સંપત્તિનો અધિકાર છે? સંપત્તિની લગામ તમારા હાથમાં હશે તો તમે ખોટે રસ્તે નહિ જઈ શકો. પૈસા તમને ખોટે રસ્તે લઈ જવા ચાહશે તો પણ તમે ઈન્કાર કરશો અને કહેશો કે નહિ, એવા પૈસા મારે નથી જોઈતા જે મારી ઈમાનદારીને લૂંટતા હોય. જો તે માત્ર ન્યાય અને નીતિને માર્ગે મળતા હશે તો જ હું સ્વાગત કરીશ. તે સિવાય તેને માટે મારાં ઘરનાં બારણાં બંધ છે. આપણું માન સદૈવ જાગૃત રહે. સંપત્તિ તમારી માનવતાને કચડી ન નાખે. હંમેશાં દરેક રીતે લક્ષ્મીની ઉપાસના ઉચિત હોતી નથી.

એકવાર ગાંધીજીએ અમેરિકા માટે સંદેશો મોકલતાં કહ્યું હતું કે "મને લાગે છે કે અમેરિકાનું ભવિષ્ય ઉજ્જ્વળ છે પરંતુ જો તે ધનની જ પૂજા કરતું રહેશે તો તેનું ભવિષ્ય અંધકારમય હશે."

ધન અંત સુધી કોઈની સાથે રહ્યું નથી. એ તો હંમેશાં બેવફા દોસ્ત જ સાબિત થયું છે. પૈસાનું મહત્ત્વ સાધન તરીકે ભલે હોય પરંતુ તેને સાધ્ય ન બનાવશો. ખરું પૂછો તો પૈસો જિંદગીની સાચી જરૂરિયાત

પણ નથી વગર પૈસે પણ કામ થાય છે પણ જરા પૈસા છોડીને તો જુઓ. ઘણી વાર રાગનો આનંદ તો લીધો છે હવે એક વાર ત્યાગનો આનંદ તો લઈ જુઓ!

એક અંગ્રેજ તત્ત્વવેત્તાએ કહ્યું છે કે ધન તો સોપારી જેવું છે સોપારી કાતરતાં સેંકડો જણાની આંગળીઓ કપાઈ ગઈ હશે પણ સોપારીથી કોઈનું પેટ ભરાયું નથી માનવી તો ધનથી પેટ ભરવાનો વિચાર કરી રહ્યો છે જો કે તે જાણે છે કે પૈસો એ કોઈ ખાવાની ચીજ નથી છતાં તે ખાઈ જાય છે, પચાવી એ જાય છે અને એવું પચાવે છે કે એક ઓડકાર આવતો નથી કોઈ બિચારી ગરીબ ડોશી, વિશ્વાસ રાખીને કોઈને ત્યાં પોતાની જિંદગીની મૂડી સાચવવા મૂકે પછી તે રૂપિયા હજમ થઈ જાય છે, કે નહિ? હા કેમ નહિ? એ તો બહુ જલ્દી હજમ થઈ જાય છે કારણ કે તેની પાછળ લડનાર કોણ છે?

એકવાર એક ભાઈ બીજાને કહી રહ્યા હતા—તું મારા રૂપિયા ખાઈ ગયો ગરીબોના પૈસા ખાઈ જતાં તને શરમ નથી આવતી? પાસે એક ગાય ઊભી હતી તેણે સાંભળ્યું અને વિચાર કર્યો—રૂપિયા તે કાંઇ ખાવાની ચીજ છે? મે ઘાસ ખાધું, કડબ ખાધી, રોટલી ખાધી અને ક્યારે એઠવાડ પણ ખાધો પણ રૂપિયા તો કદી પણ ખાધા નથી જો પ્રસંગ મળે તો રૂપિયા પણ ખાવા જોઈએ

એક દિવસ શેઠ રૂપિયા ગણી રહ્યા હતા ઢગલો પડ્યો હતો ગાય ચરીને આવી રહી હતી અંદર જતાં તેણે રૂપિયા જોયા તેનું મન રોકી ન શકી અને તેણે રૂપિયાના ઢગલામાં મોં ઘાલ્યું, એક વખતમાં લગભગ પચીસેક રૂપિયા તે ગળી ગઈ હશે પણ બે મિનિટ પછી, તેના પેટમાં ભયંકર પીડા થવા લાગી તેણે કહ્યું રૂપિયા તો બહુ ભારે છે તેને ખાવામાં તો કાંઈ સ્વાદ ન આવ્યો અને હવે તો પેટમાં કુદાકુદ કરે છે હે ભગવાન! એ તો માનવની જ શક્તિ છે કે જે રૂપિયા હજમ કરી શકે છે અમારાથી તો એ હજમ થઈ રહ્યા.

આ પૈસાની પાછળ ઘેલી બનેલી દુનિયાએ પ્રમાણિકતા અને ઈમાનદારીનો તો નાશ જ કરી નાખી છે જે સોનાને તમે પકડવા ઇચ્છો છો તે સોનું એવી તો ખરાબ વસ્તુ છે કે જ્યારે તે આવે છે, ત્યારે, માનવીની ઊંઘ હરામ થઈ જાય છે તેનો રંગ આંખોમાં આવે છે ત્યારે, આખું શરીર મડદા જેવું થઈ જાય છે જ્યારે આંખોમાં તેનો વાસ થાય છે ત્યારે, ખરી

વસ્તુને ખરા સ્વરૂપે જોઈ શકાતી નથી. પછી જેની આંખોમાં માત્ર અર્થ પુરુષાર્થ જ સમાયેલો છે તે સત્યને ક્યારે ઓળખી શકશે ! ગોલ્ડસ્મીથ કહે છે કે—જે દેશમાં લક્ષ્મીનો સંગ્રહ વધવાથી મનુષ્યો વૈભવશાળી બની જાય છે તે દેશનું પતન પણ નક્કી જ હોય છે. પૈસાને સાચાપણાનો નાણું માનવો એ બધાથી મોટી ભૂલ છે અને તે એવી ભૂલ છે કે જે આજે બધા કરે છે. એથી જ આજે બધાના મગજમાં પૈસા રમી રહ્યા છે અને બધા અર્થ પુરુષાર્થ તરફ જ દોડી રહ્યા છે.

### કામ-પુરુષાર્થ

હું પહેલાં કહી ચૂક્યો છું કે અર્થ પોતે સાધ્ય નથી. તે તો સાધન માત્ર છે. તેનું સાધ્ય છે કામ. પૈસાથી વસ્તુ મળે છે માટે જ પૈસાની કિંમત છે. તમે તો શું પણ નાનાં બાળક પણ જાણે છે કે આ નાના કાગળના કટકાઓથી મોટી મોટી ચીજો મેળવી શકાય છે. એટલે તો તે નોટ લેવાનું પસંદ કરે છે. જે દિવસે પૈસાની કિંમત ખલાસ થઈ જશે અને બજારમાં તેના બદલામાં કોઈ વસ્તુ નહિ મળે ત્યારે મને લાગે છે કે તમારી આ નોટો પડીકાં બાંધવામાં કામ લાગશે.

અર્થનું સાધ્ય કામ છે એટલા માટે અર્થ ઓછો કરવામાં આવે છે. અર્થપુરુષાર્થને સમાપ્ત કરવા માટે કામ પુરુષાર્થને સમાપ્ત કરવો જોઈએ. કેમકે પદાર્થો પ્રત્યે મનમાં વાસના ભરી હોય છે તો જ તેને પ્રાપ્ત કરવા માટેનાં આવશ્યક સાધન તરીકે અર્થનું મહત્ત્વ રહે છે. એટલે વાસનાઓને ખતમ કરો. પદાર્થો તરફની આસક્તિનો નાશ કરો.

આ પદાર્થો ઉપરની વાસના, જ્યાં સુધી તમે તેનું ખરું સ્વરૂપ નહિ જાણો ત્યાં સુધી તમારા મનને વિચલિત કરતી રહેશે. લીમડાની વાસ મીઠી હોય છે પણ તેનો સ્વાદ કડવો હોય છે. એ પ્રમાણે વાસનાનો રંગ સુંદર હોય છે તે મનને આકર્ષિત કરે છે પણ જ્યારે તેને પ્રાપ્ત કરવા જાઓ ત્યારે કટુતાનો અનુભવ થાય છે. ચાલતી વખતે જેમ જમણા પગની સાથે ડાબો હાથ આગળ જાય છે તેમ ભોગની સાથે રોગ પણ જાગે છે. જો કદાચ મારી વાત ઉપર વિશ્વાસ ન આવતો હોય તો બ્રહ્મદત્ત ચક્રવર્તીને પૂછો. સાતસો વર્ષોના ભોગોએ તેને શું આપ્યું ! તેત્રીસ સાગરોપમની નરકની આગ !

સ્વાદની વાત છે ને. સ્વાદ તો કુપથ્યમાં પણ હોય છે પરંતુ એ ક્ષણભરનો સ્વાદ રોગને ઘણો વધારે છે. એ પ્રમાણે વાસનાનો સ્વાદ દુઃખોની પરંપરાને ઘટાડી નહિ પણ હજારગણી વધારી મૂકે છે. વાસનાના એક

બિન્દુને લીધે રાવણ જેવો રોળાઈ ગયો. માટીમા મળી ગયો તો પછી બીજા-ઓની તો વાત જ શી કરવી ?

ભોગોની વિડબણાનો ચિતાર આપતા, વીતરાગ દેવ, ભગવાન મહાવીર કહે છે —

**कामाणु गिद्धिप्पभव खु दुक्खं,**
**सव्वस्स लोगस्स सदेवगस्स ।**
**जे काइयं माणसियं च किंचि,**
**तस्संतगं गच्छई वीय रागो ॥**

ઉત્તરાધ્યન સૂત્ર, અધ્ય ૩૨, ગા ૧૮

દુનિયામા તમામ દુ ખોનુ જન્મસ્થાન વાસના છે આ દુ ખોની પરપરા માત્ર માનવ સુધી જ નહિ, પણ સ્વર્ગમા રહેનારા દેવતાઓ સહિત સમગ્ર લોકમા વ્યાપેલી છે અહી દેવોના ખાસ ઉલ્લેખ કરવામા આવ્યો છે. કારણ કે, નારકી અને તીર્યચના દુ ખો તો જલ્દી સમજી શકાય છે, કેમકે તે સ્પષ્ટ છે, જ્યારે, દેવતાઓના સબધમા માનવીની કલ્પના એવી છે કે તે અત્યત સુખમા છે આ ભ્રાતિજનક કલ્પનાના નિવારણ માટે અહી દેવતાઓનો ખાસ ઉલ્લેખ કરવામા આવ્યો છે સ્વર્ગની દિવ્ય ભૂમિ ઉપર વસનારા દેવતાઓ જો કે ભૂખ અને તૃષાના દુ ખથી મુકત છે, છતા વાસનાની પીડા તો ત્યા પણ છે તેઓ પણ વાસનામા લપટાયેલા છે એથી ત્યા કાયિક નહિ પણ માનસિક પીડા છે વાસના હમેશા અતૃપ્ત જ રહેનારી છે

વાસના છાયડામા, તડકા અને વરસાદથી રક્ષણની આશા રાખવી એ જેમ ખોટુ છે, તેમ, વાસનાથી સુખની આશા રાખવી એ પણ ખોટુ છે. તેની પાસે પીડા છે–માત્ર પીડા જ છે ભલે તમે તેને મીઠી માનો એ જુદી વાત છે આ કાયિક અને માનસિક પીડાથી કોઈ પણ બચી શકયુ હોય તો તે ફકત વીતરાગ વીતરાગ સ્થિતિ પ્રાપ્ત કરવા પછી શરીરની જન્મવેદના કદાચ હોઈ પણ શકે, છતા તે વેદના મનની નહિ હોય અને તે મનને પીડી નહિ શકે

હા, તો બધુ પીળુ પીળુ હોય તે સોનુ ન સમજશો બહારની ચમકઝમકથી ખુશી ન થશો, તેનો અત પણ જુઓ માનવી ભોગોને માખણ માનીને ગ્રહણ કરે છે સફેદાઈમા તો માખણ જેવા લાગે છે પણ તેને ગ્રહણ

વસ્તુને ખરા સ્વરૂપે જોઈ શકાતી નથી. પછી જેની આંખોમાં માત્ર અર્થ પુરુષાર્થ જ સમાયેલો છે તે સત્યને ક્યારે ઓળખી શકશે ! ગોલ્ડસ્મીથ કહે છે કે—જે દેશમાં લક્ષ્મીનો સંચય વધવાથી મનુષ્યો વૈભવશાળી બની જાય છે તે દેશનું પતન પણ નક્કી જ હોય છે પૈસાને સાધ્યસ્થાને [illegible] માનવો એ બધાથી મોટી ભૂલ છે અને તે એવી ભૂલ છે કે જે આજે બધા કરે છે એથી જ આજે બધાના મગજમાં પૈસા રમી રહ્યા છે અને બધા અર્થપુરુષાર્થ તરફ જ દોડી રહ્યા છે

## કામ-પુરુષાર્થ

હું પહેલાં કહી ચૂક્યો છું કે અર્થ પોતે સાધ્ય નથી. તે તો સાધન માત્ર છે તેનું સાધ્ય છે કામ. પૈસાથી વસ્તુ મળે છે માટે જ પૈસાની કિંમત છે તમે તો શું પણ નાનાં બાળકો પણ જાણે છે કે આ નાના કાગળના કટકાઓથી મોટી મોટી ચીજો મેળવી શકાય છે એટલે તો તે નોટ લેવાનું પસંદ કરે છે જે દિવસે પૈસાની કિંમત ખલાસ થઈ જશે અને બજારમાં તેના બદલામાં કોઈ વસ્તુ નહિ મળે, ત્યારે મને લાગે છે કે તમારી આ નોટો પડીકાં બાંધવામાં કામ લાગશે.

અર્થનું સાધ્ય કામ છે એટલા માટે અર્થ એકઠો કરવામાં આવે છે. અર્થપુરુષાર્થને સમાપ્ત કરવા માટે કામ પુરુષાર્થને સમાપ્ત કરવો જોઈએ. કેમકે પદાર્થો પ્રત્યે મનમાં વાસના ભરી હોય છે તો જ તેને પ્રાપ્ત કરવા માટેનાં આવશ્યક સાધન તરીકે અર્થનું મહત્ત્વ રહે છે એટલે વાસનાઓને ખતમ કરો પદાર્થો તરફની આસક્તિનો નાશ કરો.

આ પદાર્થો ઉપરની વાસના જ્યાં સુધી તમે તેનું ખરું સ્વરૂપ નહિ જાણો ત્યાં સુધી તમારા મનને વિચલિત કરતી રહેશે. લીમડાની વાસ મીઠી હોય છે પણ તેનો સ્વાદ કડવો હોય છે એ પ્રમાણે વાસનાનો રંગ સુંદર હોય છે તે મનને આકર્ષિત કરે છે પણ જ્યારે તેને પ્રાપ્ત કરવા જાઓ ત્યારે કડવાશનો અનુભવ થાય છે આવતી વખતે જેમ જમણા પગની સાથે ડાબો હાથ આગળ જાય છે તેમ ભોગની સાથે રોગ પણ જાગે છે જો કદાચ મારી વાત ઉપર વિશ્વાસ ન આવતો હોય તો બ્રહ્મદત્ત ચક્રવર્તીને પૂછો. સાતસો વર્ષોના ભોગોએ તેને શું આપ્યું ! તેત્રીસ સાગરોપમની નરકની આગ !

સ્વાદની વાત છે કે સ્વાદ તો કુપથ્યમાં પણ હોય છે પરંતુ, એ કુપથ્ય-આહારનો સ્વાદ રોગને ભભક્યો વધારે છે એ પ્રમાણે વાસનાનો સ્વાદ તો એની પરંપરાને ઓછી નહિ પણ હજારગણી વધારી મૂકે છે વાસનાના એક

નબર જરૂર લગાડશે અને પછી ટીકીટ લેવા માટે અઢી કલાક તડકામાં કેમ નથી ઊભા રહેવુ પડતુ ! આ કામ પુરુષાર્થની કહાણી છે પણ તે જીવનના શાશ્વત સૌદર્યનો નાશ કરી કૃત્રિમ સૌદર્ય પાછળ પાગલ બનાવે છે. અને એમ બનવુ પણ નક્કી જ છે કે જ્યારે અસલી હીરા ઓછા થયા ત્યારે કૃત્રિમ (Imitation) હીરા બહાર આવ્યા

આ માટે વાસનાના પ્રભાવને રોકવો જોઈએ, નહિ તો એક દિવસ તે આપણને ક્યા તાણી જશે તે કહી શકાય નહિ એ પ્રવાહને રોકવા માટે મનને શુભ કાર્યોમા કામે લગાડવુ જોઈએ કે જેથી મન વાસના પ્રત્યે જાગૃત ન થાય સ્વામી રામતીર્થે એક જગાએ કહ્યુ છે કે **કામની દવા કાર્ય છે** મતલબ કે શ્રમજન્ય કાર્યોમા તન્મયતા સાધવાથી માનવનુ મન વિષયોથી દૂર વાળી શકાય છે

એક વખત વનસ્પતિશાસ્ત્રના મહાન તત્ત્વવેત્તા અક્ષયકુમાર દત્તને તેમના સાથીઓએ પૂછ્યુ કે–" તમે લગ્ન કેમ નથી કરતા ? " તેમણે હસતાં હસતા કહ્યુ કે–' મારા લગ્નની તમને શી ઉતાવળ છે ? ખરી વાત એ છે કે આજ સુધી મને લગ્ન સબધી વિચાર કરવાની ફૂરસદ જ મળી નથી. હુ મારા કામમા એટલો રોકાયેલો રહુ છુ કે બીજા વિષયો તરફ મારુ લક્ષ્ય જ જતુ નથી '

બગાળના એક લેફ્ટેનન્ટ જનરલ શ્રી દત્તની પાસે શીખવા માટે આ યા કરતા હતા પણ જ્યારે પણ તે આવતા, ત્યારે, તે શ્રી દત્તને તેમના કામમા પરોવાયેલા જોતા અવાજથી તો તેમની એકાગ્રતાનો ભગ થઈ શકતો નહોતો ક્યારેક ક્યારેક તો લેફ્નેનન્ટ સાહેબ તેમની પાસે જઈ પકડીને હલાવતા, ત્યારે જ તેમને ખબર પડતી કે કોઈ આવ્યુ છે

હૃદયમાથી વાસનાને દૂર કરવા માટે વિષયોમા વિષમિશ્રિતતાનો અનુભવ થવો જોઈએ મનની ગતિને અસત્માથી સત્ય પ્રત્યે વાળવી એનુ જ નામ ધર્મ છે

તા ૧૭–૮–૫૯ જૈન ઉપાશ્રય, માટુગા



કર્યો પછી તે માખણનું નહિ, પણ ચુનાનું કામ કરે છે પણ વાત એવી છે કે જેમ આંખો સામે આવેલી વસ્તુને જોઈ શકતો નથી, તેમ કામી વ્યક્તિ સામે આવતાં દુઃખોને જોઈ શકતી નથી આંખો બંધ કરીને ન ચાલો વાસનાના જાદુને સમજો. તેનાં પરિણામોનો વિચાર કરો.

વાસનાત્મક પદાર્થો સાથે ભલે તમે ગમે તેટલાં વર્ષો વીતાવો, પણ એક દિવસ તે એવી રીતે છોડી જશે કે જેવી રીતે ફળ વિનાના વૃક્ષને પક્ષીઓ છોડી જાય છે છોડવાનું તો જરૂર છે જ પણ જો તે તમને છોડી જશે તો તમારી આંખમાંથી આંસુ વહેશે, તેને બદલે, જો તમે તેને છોડશો તો અનંત આનંદ આવશે. જેવી રીતે રૂપિયા ચોરાઈ જતાં માનવી રડતા બેસે છે પણ દાનમાં આપી દેતાં આનંદ આવે છે સંપત્તિ અને વૈભવ એમ ને એમ ચાલી જશે તો દુનિયા કહેશે કે બિચારાનું બધું જતું રહ્યું કદાચ મરતી વખતે સુખ સામગ્રી અને સંપત્તિ છોડી જવાની થશે ત્યારે દુનિયા કહેશે કે આજ બિચારો બધું છોડીને ચાલી ગયો પણ જો તમે તમારી જાતે જ બધું છોડી દેશો અને આસક્તિનો ત્યાગ કરશો તો દુનિયા કહેશે કેવો મર્દ આદમી હતો! પોતાની જાતે બધું ત્યાગીને નીકળ્યો હવે તમે જ નિર્ણય કરી લો કે તમારે શું બનવું છે

પરંતુ, આજે વાસના છોડવાની વાત જ ક્યાં છે! ત્યાગનો ઉપદેશ તો ગાંડપણમાં ગણાય છે આજે તો દરેક વાતમાં વાસના ઘૂસી ગઈ છે આજે કોઈ પણ વસ્તુ કોઈક સ્ત્રીના ચિત્ર વિના વેચી શકાતી નથી. વાસનાભરી આંખો બધામાં સૌંદર્ય શોધે છે આજે તો પુસ્તકો પણ એવાં જ વધુ વેચાય છે કે જેનાં પૂંઠા ઉપર કોઈ સીનેતારિકા (Actress)નું ચિત્ર હોય! જેટલું ચિત્ર આકર્ષક હોય તેટલી જ તેની માગણી વધારે રહેશે. કપડાં પણ અભિનેત્રિઓના નામે જ ચાલે છે સાબુની જાહેરાત અને તારીખીઆં (Calender) માટે પણ તેમનાં ચિત્રોની જરૂર પડે છે

આજનો પહેરવેશ પણ સીનેમાને અનુરૂપ હોય છે ફિલ્મમાં નાયિકા (Heroine) જેવી સાડી પહેરે તેવી સાડી સારા ઘરની સ્ત્રીઓને પણ જોઈએ છે આપણો વિદ્યાનો ઉપાસક ગણાતો વિદ્યાર્થીવર્ગ પણ આજે સૌંદર્યનો ઉપાસક બની ગયો છે!

સાધુઓનાં દર્શન કરવા જવા માટે તમને સમય નથી મળતો, કારણ કે ગુણાનુરાગ ભર નડે છે પણ અભિનેતાઓનાં દર્શન કરવા માટે તેને સમયની કમી નથી! નવી ફિલ્મ શરૂ થતાં પહેલાં શો (Show)માં તેનો

નબર જરૂર લગાડશે અને પછી ટીકીટ લેવા માટે અઢી કલાક તડકામાં કેમ નથી ઊભા રહેવુ પડતુ ! આ કામ પુરુષાર્થની કહાણી છે પણ તે જીવનના શાશ્વત સૌદર્યનો નાશ કરી કૃત્રિમ સૌદર્ય પાછળ પાગલ બનાવે છે અને એમ બનવુ પણ નક્કી જ છે કે જ્યારે અસલી હીરા ઓછા થયા ત્યારે કૃત્રિમ (Imitation) હીરા બહાર આવ્યા.

આ માટે વાસનાના પ્રભાવને રોકવો જોઈએ, નહિ તો એક દિવસ તે આપણને ક્યા તાણી જશે તે કહી શકાય નહિ એ પ્રવાહને રોકવા માટે મનને શુભ કાર્યોમા કામે લગાડવુ જોઈએ કે જેથી મન વાસના પ્રત્યે જાગૃત ન થાય સ્વામી રામતીર્થે એક જગાએ કહ્યુ છે કે **કામની દવા કાર્ય** છે મતલબ કે શ્રમજન્ય કાર્યોમા તન્મયતા સાધવાથી માનવનુ મન વિષયોથી દૂર વાળી શકાય છે

એક વખત વનસ્પતિશાસ્ત્રના મહાન તત્ત્વવેત્તા અક્ષયકુમાર દત્તને તેમના સાથીઓએ પૂછ્યુ કે–" તમે લગ્ન કેમ નથી કરતા ? " તેમણે હસતાં હસતા કહ્યુ કે–' મારા લગ્નની તમને શી ઉતાવળ છે ? ખરી વાત એ છે કે આજ સુધી મને લગ્ન સબધી વિચાર કરવાની ફૂરસદ જ મળી નથી. હુ મારા કામમા એટલો રોકાયેલો રહુ છુ કે બીજા વિષયો તરફ મારુ લક્ષ્ય જ જતુ નથી '

બગાળના એક લેફ્ટેનન્ટ જનરલ શ્રી દત્તની પાસે શીખવા માટે આ યા કરતા હતા પણ જ્યારે પણ તે આવતા, ત્યારે, તે શ્રી દત્તને તેમના કામમાં પરોવાયેલા જોતા અવાજથી તો તેમની એકાગ્રતાનો ભગ થઈ શકતો નહોતો ક્યારેક ક્યારેક તો લેફ્ટેનન્ટ સાહેબ તેમની પાસે જઈ પકડીને હલાવતા, ત્યારે જ તેમને ખબર પડતી કે કોઈ આવ્યુ છે

હૃદયમાથી વાસનાને દૂર કરવા માટે વિષયોમા વિષમિશ્રિતતાનો અનુભવ થવો જોઈએ મનની ગતિને અસતમાથી સત્ય પ્રત્યે વાળવી એનુ જ નામ ધર્મ છે

તા ૧૭–૮–૫૯ જૈન ઉપાશ્રય, માટુગા



### ધર્મ-પુરુષાર્થ

અર્થ અને કામ એ બે પુરુષાર્થ ઉપર આપણે વિચાર વિનિમય કરી ગયા છીએ. તેમાં સમય અને શક્તિનો વ્યય તો થાય છે જ પણ તેના પરિણામની જે સુંદર કલ્પના માનવીના મગજમાં રચાયેલી હોય છે તે ઠગારી નીવડે છે કેમકે તેની પાછળ નથી તો ભાવધારા શુદ્ધ કે નથી આચરણ સારું. બન્ને અશુભ હોવાને લીધે તેનું પરિણામ પણ સારું નથી હોતું એથી જ એ બન્નેથી નિરાશ થયેલો મનુષ્ય ધર્મનું શરણ લે છે.

ધર્મ શું છે? શુદ્ધભાવ સહિત કરવામાં આવતી શુદ્ધ ક્રિયા તેનું નામ ધર્મ છે. ભાવ અને ક્રિયા બન્નેને એટલા માટે સાથે મૂકવામાં આવેલ છે કે કેટલીક વખત વ્યક્તિની ક્રિયાઓ સુંદર હોય છે પણ તેમાં ભાવના પવિત્ર નથી હોતી. એ પણ યાદ રાખો કે નિષ્ઠાની પવિત્રતા વિના, ક્રિયા પવિત્ર ક્યાંથી દેખાશે! માતા પોતાના બાળકને ગલીપચી કરીને હસાવે છે. જગતમાં જ્યારે મનુષ્યને કોઈ વખત રીબવવું મળી જાય છે તો તે પણ તેને પકડીને ગલીપચી કરે છે અને હસાવે છે.

હવે જરા ઊંડાણથી વિચાર કરો કે બન્નેમાં કેટલું અંતર છે! જેટલું અંતર અંધકાર અને પ્રકાશની વચમાં છે તેટલું જ અંતર એ બે વચ્ચે છે. મા બાળકને હસાવીને તેના મનને આનંદ પમાડે છે. ત્યારે રીબવનાર મનુષ્યને હસાવીને તેનો જીવ લે છે.

વસ્તુ પોતે તો શુભ પણ નથી અને અશુભ પણ નથી. તેની પાછળ રહેલી ભાવના જ તેનામાં શુદ્ધતા કે અશુદ્ધતાનો પરિચય કરાવે છે. કેટલીક વખત શુભ વસ્તુ અશુભ ભાવના વડે જન્મે છે તો ક્યારેક અશુભ વસ્તુનો શુભ ભાવનાથી થતો હોય છે.

)

ઉપાશ્રય જેવા ધાર્મિક સ્થળોના નિર્માણનુ કાર્ય પણ કેટલીક વખત ભાવોની અપવિત્રતાથી અપવિત્ર બની જાય છે એક માણસ વિચાર કરે છે કે જો ઉપાશ્રય થશે તો લોકોની ધાર્મિક ભાવનાઓને ઉત્તેજન મળશે, ત્યા સામાયિક વગેરે ધાર્મિક ક્રિયાઓ થશે–આમ વિચાર કરી તે ઉપાશ્રય બધાવે છે બીજો માણસ એમ વિચાર કરે છે કે ઉપાશ્રય મારા ઘરની નજીક હોવો જોઈએ ઉપાશ્રય માટે ફડ થતુ હોય ત્યારે તે કહે છે કે અમુક જગાએ થશે તો જ હુ પૈસા આપીશ

આ ઉપાશ્રયને ઘરની નજીક બનાવવાનો આશય શો છે? શુ એવો આશય છે કે ઉપાશ્રય નજીક હશે તો જવાઆવવામા સગવડ પડશે? ના. આમા તો બીજી જ ભાવના કામ કરે છે જો ઉપાશ્રય ઘરની નજીકમા હશે તો સઘની વ્યવસ્થા મારા હાથમા રહેશે, ઉપાશ્રયની ચાવી મારી પાસે રહેશે, આવતાજતા મહેમાનોને ત્યા ઉતારવા કામ લાગશે, જ્યારે મારી દીકરીના લગ્ન વખતે જાન આવશે તો ત્યા ઊતારી પણ શકાશે, સભાઓ વગેરે માટે પણ સારુ સ્થાન બનશે તો આ તે શુ ઉપાશ્રય બનાવવાનો છે કે ધર્મશાળા? આવી ભાવનાની અપવિત્રતા કાર્યની પવિત્રતાને સહીસલામત રાખતી નથી

ભાવ અને ક્રિયાનો સમન્વય હોવો જોઈએ એક માણસ સામાયિકના સ્વરૂપને સમજીને સામાયિક કરે છે અને બીજો પોતાના ધર્મીપણાનુ પ્રદર્શન કરવા માટે સામાયિક કરે છે એ બેની વચમા કાઈ અતર ખરૂ કે નહિ? એક માણસ જિજ્ઞાસાની પૂર્તિને માટે પ્રશ્ન કરે અને બીજો પોતાની પડિતાઈનું પ્રદર્શન કરવા માટે પ્રશ્ન કરે–આ બન્નેની વચમા બહુ મોટો ફેર છે

બે મુનિઓ પ્રવચન કરે છે. બન્ને આચારશાસ્ત્ર ઉપર પ્રવચન કરે છે. એકનુ લક્ષ્ય આચારશુદ્ધિ છે. શ્રાવકો પોતાના આચાર સમજે, મુનિવર્ગ તેમના આચારને ઓળખે અને બન્ને દૃઢતાપૂર્વક પોતપોતાના આચારનું પાલન કરે, આ પહેલા પ્રવચનકારનુ લક્ષ્ય છે બીજા મુનિ પણ આચારશાસ્ત્ર ઉપર જ પ્રવચન કરે છે પણ તેમનુ લક્ષ્ય જુદુ છે તે એટલા માટે આચારશાસ્ત્રનુ પ્રવચન કરે છે કે જેથી શ્રોતાઓ એમ માને કે તે મહાન આચારવાન છે અને તેમની સરખામણીમા બીજાઓ શિથિલાચારી છે

પહેલામા સર્વના કલ્યાણની ભાવના રહેલી છે, ત્યારે, બીજામા પોતાની પ્રતિષ્ઠાની ભાવના છૂપી રીતે કાર્ય કરી રહેલી છે હવે તમે સમજી ગયા હશો કે એક જ જાતની ક્રિયા ભાવનાના ભેદથી, પવિત્રતા અને અપવિત્રતાને ધારણ કરે છે.

પવિત્ર વિચારોની સાથેનો પવિત્ર આચાર એ જ ધર્મ છે જો ક્રિયાની સાથે તમારો ઉદ્દેશ પવિત્ર હોય તો તમારી ક્રિયાઓ ધર્મમાં સમાય છે તે સિવાય ઉદ્દેશની અપવિત્રતા ધર્મને પણ પાપમાં ફેરવી નાખી શકે છે એ ધર્મનું શરણ પવિત્ર બનવા માટે જ લો. ધર્મનું શરણ એટલા માટે લેવામાં આવે છે કે બૂરા કર્મનું ફળ આલોક ને પરલોકમાં ન મળે.

જો જીવનની ગંદકીને છુપાવવા માટે ધર્મનો ઉપયોગ કરશો તો તે ધર્મની સાથે અન્યાય થશે. આ તો ફૂલોના ઢગલાથી ગંદકીને ઢાંકવા જેવું કામ બની રહેશે. અને તેમ કરનાર, ગંદકીને તો સૌરભયુક્ત નહિ બનાવી શકે પણ ફૂલ તો જરૂર ગંદાં થશે જ એવી જ રીતે લોકોએ ધર્મને બદનામ કર્યો છે તેઓ બહારથી ધાર્મિક ક્રિયાઓ કરે છે પરંતુ અંતરનો સ્વાર્થ એક ક્ષણ પણ તેમનો સાથ છોડતો નથી ઉપાશ્રયમાં કરવામાં આવતી ધાર્મિક ક્રિયાઓના રસનું એક પણ બિંદુ જીવનમાં ન ઊતર્યું તો જીવન શુષ્ક અને નિષ્પ્રાણ બની જશે.

અંતરમાં ધર્મનો રસ ઊતરે તેની અસર જીવનના રોજબરોજના વ્યવહારમાં પણ મળી જોઈએ. કેરી જો પાકેલી હોય તો તેની અંદરનો કેસરી રંગ બહાર જણાયા વિના રહેતો નથી. અંતરમાં ધર્મરસ ઊતર્યો છે કે નહિ તેની પરીક્ષા તેના નૈતિક જીવનથી જ થઈ શકે છે જેના હૃદયમાં ધર્મ હોય તેનું જીવન નીતિયુક્ત હોવું જોઈએ. તે વિના તો એમ જ વિચારવું પડશે કે આપણે જે કાંઈ કરીએ છીએ તે ધર્મ છે કે કાંઈ જુદું જ છે!

એક મુસલમાન એક વખત પોતાના પૈસા માટે મસાલા લેવા એક દુકાને ગયો રાતનો વખત હતો. તેણે દુકાનદારને કહ્યું કે પૈસા ભલે વધારે લે પણ મસાલા સારા આપજે માનવનું મન સારી વસ્તુનું ચાહક છે તમે પણ જ્યારે કાંઈ ખરીદ કરવા જાઓ ત્યારે કહો છો કે ભાઈ! ભલે પૈસા વધારે લાગે પણ માલ સારો આપજે પણ કેટલાક વેપારીઓ એવા મનોવૃત્તિના હોય છે કે સારી વસ્તુના નામે પૈસા સારા (વધારે) લે છે છતાં, માલ સારો નથી આપતા આ કેટલી ખરાબ વાત છે!

સારી વસ્તુ બતાવીને ખરાબ વસ્તુ આપવી—એ શ્રાવકધર્મની વિરુદ્ધ છે ભગવાન મહાવીરે આવાં કાર્યોને જીવનના બહુ જ મોટા દોષ તરીકે ગણાવ્યા છે શ્રાવકોને તેનાથી બચવા માટે પ્રેરણા જ નહિ નિર્દેશ પણ કર્યો છે

તેમણે કહ્યું છે કે—શ્રાવક! તું તારા નૈતિક જીવનનો પાયો સુદૃઢ નહિ

રાખે તો તારા અધ્યાત્મનો મહેલ એક દિવસ તૂટી પડશે એ અતિચાર છે. જો તેનાથી નહિ બચે તો તારા વ્રતોને તે દુષિત કરી નાખશે

હા, હવે આપણે વાત આગળ ચલાવીએ તે મુસલમાનભાઈએ પૈસા વધારે આપીને વસ્તુ સારી માગી પણ શેઠે તો મેં ઉપર કહ્યુ છે તેવુ જ કર્યું તેણે પૈસા તો વધારે લીધા પણ ચણા ખરાબ આપી દીધા તે ચણા લઈને ઘેર આવ્યા અને ખોલીને જોયુ તો તેમા કેટલા જીવડા ખદબદી રહ્યા હતા તેવી જ રીતે તેનુ મન પણ ખદબદી રહ્યુ હતુ. તેણે તે ચણા કપડાના કકડામા બાધી દીધા. બીજે દિવસે તે ઉપાશ્રય તરફ આવ્યો તેણે જોયુ કે પૂજ્યશ્રી ખુબચદજી મહારાજ પ્રવચન આપી રહ્યા હતા તે શેઠ મોઢે મુહપત્તી બાધીને આગળ બેઠા હતા, અને જીકારો દઈ રહ્યા હતા તે મુસલમાનભાઈ ઘેર પાછો ગયો અને ચણાની પોટલી લઈ આવ્યો અને વ્યાખ્યાન પૂરુ થતા તેણે ચણાની પોટલી ખોલી અને બધાને બતાવ્યા, અને બોલ્યો–સારા માલનો ભાવ લઈ તમારા દયાધર્મી શેઠે કેવા ચણા આપ્યા છે તે જુઓ! કેટલા જીવડા છે આમાં!

ધર્મ જ્યારે આવી વ્યક્તિઓના હાથમા આવે છે, ત્યારે તે સ્વય કલકિત થઈ જાય છે દૂધ મીઠુ હોય છે પણ કોઈ તેને કડવા તુબડામા ભરે તો તે બગડશે જ ધર્મ એ શુદ્ધ દૂધ છે પણ જ્યારે તેને સ્વાર્થી મન રૂપી કડવા તુબડામા ભરવામા આવે છે ત્યારે તેમા કડવાશ આવ્યા વિના રહેતી નથી

ધર્મ સ્વાર્થરહિત મનમા જ ટકી શકે છે. જેના જીવનમા ધર્મ પુરુષાર્થ કામ કરી રહ્યો છે, તેના સાક્ષી તો તેના શત્રુઓ પણ આપી શકશે એક વિચારકે કહ્યુ છે કે–જો કદાચ તમારો મિત્ર તમને સારા માનતો હોય તો હુ તમને સારા માનતા અચકાઈશ પણ જો તમારો દુશ્મન તમને સારા માનતો હશે તો હુ અચકાયા વિના તમને સારા માની લઈશ. જેમના જીવનમા ધર્મનો રસ ઊતર્યો હોય છે, તેમના શત્રુઓના મનમા પણ તે સ્થાન પામે છે

ગૌશાલક ભગવાન મહાવીરના શત્રુરૂપે જ રહ્યો આખી જિદગી, પ્રભુ પ્રત્યે દ્વેષ અને ઈર્ષ્યાની આગ વરસાવતો રહ્યો પણ જીવનના અત સમયે તે જ ગોશાલક બદલાઈ ગયો અને તે પણ એટલો બદલાઈ ગયો કે કાળો ભમ્મર મટીને સફેદ આરસ જેવો બની ગયો તે વખતે તેણે જે શબ્દો કહ્યા છે તે ઉપરથી ભગવાન મહાવીરની મહાનતા જાણી શકાય છે. તેણે

પવિત્ર વિચારોની સાથેનો પવિત્ર આચાર એ જ ધર્મ છે. જો ક્રિયા સાથે તમારો ઉદ્દેશ પવિત્ર હોય તો તમારી ક્રિયાઓ ધર્મમાં સમાય છે. તે સિવાય, ઉદ્દેશની અપવિત્રતા ધર્મને પણ પાપમાં ફેરવી નાખી શકે છે. જો ધર્મનું શરણું પવિત્ર બનવા માટે જ લો. ધર્મનું શરણું એટલા માટે લેવામાં આવે છે કે બૂરા કામનું ફળ આલોક ને પરલોકમાં ન મળે.

જો જીવનની ગંદકીને દબાવવા માટે ધર્મનો ઉપયોગ કરશો તો તે ધર્મની સાથે અન્યાય થશે. આ તો ફૂલોના ઢગલાથી ગંદકીને ઢાંકવા જેવું કામ બની રહેશે. અને તેમ કરનાર ગંદકીને તો સૌરભયુક્ત નહિ બનાવી શકે પણ ફૂલ તો જરૂર ગંદાં થશે જ. એવી જ રીતે લોકોએ ધર્મને બદનામ કર્યો છે. તેઓ બહારથી ધાર્મિક ક્રિયાઓ કરે છે પરંતુ અંતરનો સ્વાર્થ એક ક્ષણ પણ તેમનો સાથ છોડતો નથી. ઉપાશ્રયમાં કરવામાં આવતી ધાર્મિક ક્રિયાઓના રસનું એક પણ બિંદુ જીવનમાં ન ઊતર્યું તો જીવન શુષ્ક અને નિષ્પ્રાણ બની જશે.

અંતરમાં ધર્મનો રસ ઊતરે તેની અસર જીવનના રોજબરોજના વ્યવહારમાં પણ થતી જોઈએ. કેરી જો પાકેલી હોય તો તેની અંદરનો કેસરી રંગ બહાર જણાયા વિના રહેતો નથી. અંતરમાં ધર્મરસ ઊતર્યો છે કે નહિ તેની પરીક્ષા તેના નૈતિક જીવનથી જ થઈ શકે છે. જેના હૃદયમાં ધર્મ હોય તેનું જીવન નીતિયુક્ત હોવું જોઈએ. તે વિના તો એમ જ વિચારવું પડશે કે આપણે જે કાંઈ કરીએ છીએ તે ધર્મ છે કે કાંઈ બીજું જ છે!

એક મુસલમાન એક વખત પોતાના પીર માટે મધ લેવા એક દુકાને ગયો. રાતનો વખત હતો. તેણે દુકાનદારને કહ્યું કે પૈસા ભલે વધારે લે પણ મધ સારું આપ? માનવનું મન સારી વસ્તુનું ચાહક છે. તમે પણ જ્યારે કાંઈ ખરીદી કરવા જાઓ ત્યારે કહો છો કે ભાઈ! ભલે પૈસા વધારે લાગે પણ માલ સારો આપજે. પણ કેટલાક વેપારીઓ એવી મનોવૃત્તિના હોય છે કે સારી વસ્તુના નામે પૈસા સારા (વધારે) લે છે છતાં, માલ સારો નથી આપતા. આ કેટલી ખરાબ વાત છે!

સારી વસ્તુ બતાવીને ખરાબ વસ્તુ આપવી—એ માનવધર્મની વિરુદ્ધ છે. ભગવાન મહાવીરે આવાં કામોને જીવનના બહુ જ મોટા દોષ તરીકે ગણાવ્યા છે અને તેનાથી બચવા માટે પ્રેરણા જ નહિ નિર્દેશ પણ કર્યો છે.

તેમણે કહ્યું છે કે—માનવ! તું તારા નૈતિકજીવનનો પાયો સુદૃઢ કરી

જ્ઞાનવત તો અપરિગ્રહમા વિશ્વાસ રાખે છે એક બાજુ પાપ કરીને પૈસા ભેગા કરવા અને પછી તેનાથી ધર્મ કરવો એ તો એવુ થયુ કે કોઈ કાદવમાં પગ નાખે અને પછી ધોવા બેસે ખરી વાત તો એ છે કે પૈસાનો સગ્રહ એજ અર્થ પુરુષાર્થનું લક્ષ્ય છે અને તે સગ્રહ કામનાં પ્રસાધનોને કરવા માટે જ કરવામા આવે છે પૈસાના તોફાનમાં ધર્મનુ પાદડુ તો ટકી શકતુ જ નથી તે તો શાતિના સમયમા શાત મનમા જ ટકી શકે છે

કેટલાક લોકોને એમ કહેતા પણ સાભળ્યા છે કે ધર્મ પુરુષાર્થ અર્થ અને કામને આપનાર છે આનો અર્થ તો એવો થયો કે જેને છોડીને આપણે ચાલવુ છે તે જ સામે આવે છે પછી એ ત્યાગનો કાઈ અર્થ જ રહેતો નથી તેમની દલીલ એવી છે કે ધર્મ એ શુભ પરિણતિ છે અને પરિણતિથી પુણ્યનો સચય થાય છે તેના મીઠા ફળોને ભોગવવા માટે સ્વર્ગમા જાઓ અને પુણ્યક્ષય થાય એટલે પાછા અહી આવો જે કામપુરુષાર્થનો તમે વિરોધ કર્યો તે સ્વર્ગમા વિપુલ પ્રમાણમા ઉપલબ્ધ છે પછી એ ત્યાગનો કોઈ અર્થ નથી અર્થપુરુષાર્થને એટલા માટે ત્યાજ્ય બનાવ્યો હતો કે એ કામનો સહાયક છે પણ અહી તો અર્થની અપેક્ષાએ ધર્મ જ કામનો અધિક સહાયક બન્યો !

હા, વાત ઠીક છે જો કોઇ સ્વર્ગને માટે ધર્મનો આશ્રય લે અને આ દુનિયાના ભોગોનો તેને માટે ત્યાગ કરે, કે સ્વર્ગમા હજારગણા વધારે પ્રમાણમા તેનુ ફળ મળે તો તો તમારી વાત બરાબર છે પણ એવા ધર્મનુ અધ્યાત્મના ક્ષેત્રમા કાઈ મૂલ્ય નથી જૈનદર્શન, એવા ધર્મનો ધર્મ તરીકે સ્વીકાર કરતું નથી તે તો કહે છે કે—સ્વરૂપમા રમણતા એનુ નામ જ ધર્મ છે વિભાવદશામાથી સ્વભાવદશામા આવવુ, તે ધર્મ કહેવાય છે

પણ વાત અધૂરી છે સ્વગને માટે કરવામા આવતી ધર્મસાધનાનો જૈન ધર્મ ઉચ્ચ પ્રકારની સાધના નથી માનતો એટલુ જ નહિ, તે તો તેને નિદાનકૃત કહે છે અને સાધુઓને તેનાથી બચવા કહ્યુ છે નિર્જરાની સાથે પુણ્ય થાય છે એ વાતનો ઈન્કાર પણ કરી શકાતો નથી આગમમાં વર્ણન આવે છે કે શુભ પરિણતિથી શુભ કર્મોનો સચય થાય છે પણ એટલુ ન ભૂલશો કે નિર્જરાની સાથે પુણ્ય થાય અને પુણ્યને માટે સાધના કરવી —એ બેમાં ઘણો ફેર છે પહેલી વાતમાં પુણ્યની કામના નથી, એ આવી જાય તે જુદી વાત છે તમે ચોખાની ગુણીઓ ખરીદ કરો છો, તે વખતે તમે ચોખા ખરીદ કરો છો, ગુણીઓ નહિ કેળા અને નારગી ખરીદ કરી લાવો

ગરમ લવિંગના ઉકાળાની જરૂર નથી હોતી છતા કોઈ તમને તેનો પ્યાલો આપે તો તે તમને દુ ખરૂપ થઈ પડશે ઠડી ઋતુમા આપનું મન આઇસ્ક્રીમ ઇચ્છતું નથી જો કદાચ કોઈ રકાબીમા આપે તો તમને મુશીબત થશે, કેમ કે તમારે તે વસ્તુઓની જરૂર નથી.

બરાબર એ જ પ્રમાણે સિદ્ધક્ષેત્રમાં દુનિયાની કોઈ વસ્તુની જરૂર પડતી નથી જ્યારે ભૂખ હોય ત્યારે ખાવાના પદાર્થની જરૂર પડે છે અને જ્યારે ચાહની ઇચ્છા હોય ત્યારે પ્યાલો યાદ આવે છે પણ ત્યાં તો અશાતિના મૂળ જેવી ઇચ્છા જ સમાપ્ત થઈ ગઈ હોય છે. બીજું એ કે ત્યા મૃત્યુ પણ નથી સૌથી મોટુ સુખ તો એ જ છે જે મૃત્યુ-મોતને નામે દુનિયા આખીને થથરાટી છૂટે છે તે મોતનો ત્યા અભાવ છે કોઈ તમને એમ કહે કે હું એવી નગરીમા રહું છુ, જ્યા ભૂખ પણ નથી અને મૃત્યુ પણ નથી, તો તમે જશો એવી નગરીમા ?

જો કહેનાર ઉપર તમને વિશ્વાસ હશે તો તમે ત્યા જવા માટે, વિના વિલબે તૈયાર થઈ જશો પછી ભલેને ત્યા જવા માટે મુબઈ જેવી મોહક નગરી પણ કેમ ન છોડવી પડે ! મોક્ષ તો એ નગરી છે, કે જ્યાં આ બધી (જન્મ, જરા, મૃત્યુ, ભૂખ-તૃષા આદિ ) વસ્તુઓનો અભાવ છે. જ્યા જન્મ છે, ત્યા મોત પણ છે જે જન્મે છે તે મરે છે અને જે મરે છે તે જન્મવાનો જ છે ? ના. જૈનદર્શન કહે છે કે અહી અનેકાન્ત છે જન્મ લેનાર તો મરશે જ એમાં બે મત નથી પણ જે મર્યો તે જન્મશે જ તેમાં સદેહ છે જે મર્યો છે, પણ મોતને મારીને મર્યો છે તેને જન્મ નહિ લેવો પડે.

સિદ્ધ સ્થિતિમા પહોચી ગયા પછી તે આત્માનો મોત પીછો પકડી શકતુ નથી કાળ પણ ત્યા પહોચી શકતો નથી કારણ કે ત્યા આત્માનુ પોતાનુ ઘર છે તમને તમારુ પોતાનુ ઘર પસદ છે કે ભાડાનુ ? કહેવાની જરૂર જ નથી કે દરેકને પોતાની માલિકીનુ જ ઘર પસદ હોય છે તેમાં ય મુંબઈની વાત જ ન પૂછો અહી તો જેની પાસે પોતાની માલિકીના મકાન છે તે તો લક્ષાધિપતિ છે પોતાની માલિકીના ઘરનુ મોટામા મોટુ સુખ તો એ છે કે, ત્યાથી કોઈ તેને કાઢી શકતુ નથી, ખાલી કરાવી શકતુ નથી.

હા, તો હવે કહો કે ચોરાશી લાખ જીવયોનિ—એ આત્માના પોતાના ઘર છે કે પારકા ? કહેવુ પડશે કે એ બધા પારકા ઘર છે, ઘરના ઘર નથી. એટલા માટે તો ત્યાથી નીકળવુ પડે છે ભલે તેત્રીસ સાગરોપમ સુધી કેમ

લો ત્યારે તેની સાથે છોતરાં પણ આવે છે છતાં કોઈ એવો તો બુદ્ધિશાળી નહિ નીકળે કે જે છોતરાંને માટે કેળાં કે નારંગી ખરીદ કરે ! ધર્મની સાથે અર્થ અને કામ આવે કે નિર્જરાની સાથે પુણ્ય આવે તેને ખાસ મહત્ત્વ ન આપશો. તેમ તેની પ્રાપ્તિને પણ મહત્ત્વ ન આપશો.

બીજી વાત એ છે કે ધર્મની સાથે પુણ્યનો સંબંધ હમેશાં હોય એવું કોઈ નથી કારણ કે ક્ષમા માર્દવ આદિ દસ વિધ ધર્મ સંવર છે સંવર, શુભ કરતાં શુદ્ધની વધારે નજીક છે શુદ્ધ પરિણતિમાં પુણ્યનો પણ ક્ષય થાય છે અને ત્યારે જ મોક્ષ સંભવે છે તે સિવાય શુદ્ધની સાથે પુણ્યનો સંબંધ માનશો તો મોક્ષનો સંભવ જ નહિ રહે. પુણ્ય, શુભ સુધી જ સીમિત રહે છે ત્યારે સંવર શુદ્ધ સુધી પહોંચાડે છે

## મોક્ષ–પુરુષાર્થ

આત્માની શુદ્ધ સ્થિતિની પ્રાપ્તિ માટે કરવામાં આવતો પુરુષાર્થ એ જ મોક્ષ–પુરુષાર્થ છે જેમાં આત્મા બધી વિભાવદશાને છોડીને સ્વભાવમાં આવે છે તે જ મુક્તાવસ્થા છે મોક્ષનો અર્થ ફક્ત સ્થાન વિશેષ ન કરશો. સિદ્ધશિલાને મુક્તિશિલા કહી છે પણ તે તો દ્રવ્ય મોક્ષ છે ત્યાં જવા માત્રથી કામ નહિ આવે એમ તો આત્મા અનંતવાર ત્યાં પહોંચી ગયો છે. પૃથ્વીકાયના રૂપે ત્યાં ઉત્પન્ન પણ થયો છે અને ત્યાં મર્યો પણ છે પણ તે એકેન્દ્રિયાદિ જીવ મુક્ત નથી કહેવાતા. કારણ કે તે કર્મ બંધનથી બંધાયેલા છે કર્મની જંજીરોથી મુક્ત થવું એ જ સાચી મોક્ષાવસ્થા છે.

તમે પણ મુક્ત થવા માટે સાધના કરતા રહો. આ બધાં વ્રત, ઉપવાસ, સામાયિક વગેરે મોક્ષની પ્રાપ્તિને માટે છે પણ હું જરા પૂછી લઉં ? મોક્ષની પ્રાપ્તિ માટે તમે આટલા આતુર છો તેમાં એવું શું છે ! ત્યાં ખાવાનું નથી પીવાનું નથી સૂવાનું નથી. સવારમાં ઊઠતાં જે તમને હમેશાં યાદ આવે છે તે લિપ્ટનની ચાહ તમને ત્યાં મળવાની નથી ત્યાં બીડી નથી સિનેમા નથી ફરવા માટે ચોપાટી પણ નથી એવી સૂની નગરીમાં જવા માટે તમે કેમ તૈયાર થઈ ગયા છો ! (હાસ્યરસ)

તમારો જવાબ પણ છે માની લીધું કે દુનિયાની આ બધી કોઈ ભૌતિક વસ્તુઓ ત્યાં નથી. તો એ પણ છે કે ત્યાં તેવી વસ્તુઓની કોઈ જરૂર પણ નથી. જરૂર હોય અને વસ્તુ ન મળે તો દુઃખ થાય. પણ જરૂર ન હોય અને વસ્તુ મળે તો તે એક દુઃખરૂપ થઈ પડે છે ગરમીના દિવસમાં તમને

ગરમ લવિંગના ઉકાળાની જરૂર નથી હોતી છતા કોઈ તમને તેનો પ્યાલો આપે તો તે તમને દુ ખરૂપ થઈ પડશે ઠ ડી ઋતુમા આપનુ મન આઇસ્ક્રીમ ઈચ્છતુ નથી જો કદાચ કોઈ રકાબીમા આપે તો તમને મુશીબત થશે, કેમ કે તમારે તે વસ્તુઓની જરૂર નથી.

બરાબર એ જ પ્રમાણે સિદ્ધક્ષેત્રમાં દુનિયાની કોઈ વસ્તુની જરૂર પડતી નથી જ્યારે ભૂખ હોય ત્યારે ખાવાના પદાર્થની જરૂર પડે છે અને જ્યારે ચાહની ઈચ્છા હોય ત્યારે પ્યાલો યાદ આવે છે પણ ત્યા તો અશાતિના મૂળ જેવી ઈચ્છા જ સમાપ્ત થઈ ગઈ હોય છે બીજુ એ કે ત્યા મૃત્યુ પણ નથી સૌથી મોટુ સુખ તો એ જ છે જે મૃત્યુ–મોતને નામે દુનિયા આખીને થથરાટી છૂટે છે તે મોતનો ત્યા અભાવ છે કોઈ તમને એમ કહે કે હું એવી નગરીમા રહુ છુ, જ્યા ભૂખ પણ નથી અને મૃત્યુ પણ નથી, તો તમે જશો એવી નગરીમા ?

જો કહેનાર ઉપર તમને વિશ્વાસ હશે તો તમે ત્યા જવા માટે, વિના વિલબે તૈયાર થઈ જશો પછી ભલેને ત્યા જવા માટે મુબઈ જેવી મોહક નગરી પણ કેમ ન છોડવી પડે ! મોક્ષ તો એ નગરી છે, કે જ્યા આ બધી (જન્મ, જરા, મૃત્યુ, ભૂખ–તૃષા આદિ) વસ્તુઓનો અભાવ છે જ્યા જન્મ છે, ત્યા મોત પણ છે જે જન્મે છે તે મરે છે અને જે મરે છે તે જન્મવાનો જ છે ? ના જૈનદર્શન કહે છે કે અહી અનેકાન્ત છે જન્મ લેનાર તો મરશે જ એમા બે મત નથી પણ જે મર્યો તે જન્મશે જ તેમા સ દેહ છે જે મર્યો છે, પણ મોતને મારીને મર્યો છે તેને જન્મ નહિ લેવો પડે

સિદ્ધ સ્થિતિમાં પહોચી ગયા પછી તે આત્માનો મોત પીછો પકડી શકતુ નથી કાળ પણ ત્યા પહોચી શકતો નથી કારણ કે ત્યા આત્માનુ પોતાનુ ઘર છે તમને તમારુ પોતાનુ ઘર પસદ છે કે ભાડાનુ ? કહેવાની જરૂર જ નથી કે દરેકને પોતાની માલિકીનુ જ ઘર પસદ હોય છે તેમાં ય મુબઈની વાત જ ન પૂછો અહી તો જેની પાસે પોતાની માલિકીના મકાન છે તે તો લક્ષાધિપતિ છે પોતાની માલિકીના ઘરનુ મોટામા મોટુ સુખ તો એ છે કે, ત્યાથી કોઈ તેને કાઢી શકતુ નથી, ખાલી કરાવી શકતુ નથી

હા, તો હવે કહો કે ચોરાશી લાખ જીવયોનિ–એ આત્માના પોતાના ઘર છે કે પારકા ? કહેવુ પડશે કે એ બધા પારકા ઘર છે, ઘરના ઘર નથી. એટલા માટે તો ત્યાથી નીકળવુ પડે છે ભલે તેત્રીસ સાગરોપમ સુધી કેમ

ન રહે પણ એક દિવસ કાળનો દંડ તેને તે ઘર ખાલી કરવા વિવશ બનાવે છે પણ મોક્ષ એ આત્માનું પોતાનું ઘર છે કોઈની તાકાત નથી કે તેને ખાલી કરવાનું કહી શકે

પણ ત્યાં પહોંચવા માટે પારકા ઘરની બધી વસ્તુઓ છોડવી પડશે ત્યારે જ તમે ત્યાં પહોંચી શકશો. જન્મ લીધા પછી આજ સુધીમાં તમે જેટલી વસ્તુઓ ભેગી કરી છે તે બધી સ્વની છે કે પરની ? જો તમારી પોતાની હોય તો અહીંથી જતી વખતે તે બધી સાથે લઈ જવી જોઈએ. જરાક જરા બતાવો કે કઈ કઈ વસ્તુઓ સાથે લઈ જશો ? મોક્ષની વાત તો દૂર રહી પણ પરલોકમાં પણ તમે અહીંની કોઈ પણ વસ્તુ સાથે નહિ લઈ જઈ શકો મુક્તિના રાજ્યમાં પહોંચવા માટે તમારે આપના રાજ્યની બધી જ વસ્તુઓ છોડવી પડશે. આ ધર્મને પણ તમારે છોડવો પડશે. કારણ કે તે પણ આ દુનિયાની જ વસ્તુ છે

તમને જરા આશ્ચર્ય થશે કે અત્યાર સુધી તો મહારાજ કહેતા હતા કે ધર્મ મોક્ષનો સહાયક છે અને હવે કહે છે કે તેને છોડવો પડશે ! એટલી વારમાં આટલું પરિવર્તન !

ધર્મ મોક્ષનો સહાયક છે એમ તો હું અત્યારે પણ કહું છું એ તો નક્કી જ વાત છે કે આત્માને મોહનગરીમાંથી મોક્ષનગરીમાં પહોંચાડનાર ધર્મ છે જે લક્ષ્ય સુધી પહોંચાડવામાં સહાયક હોય તેને લક્ષ્યસ્થાને પહોંચ્યા પછી છોડવું જ પડે છે

ઘોડો તમને જ સભામાંથી ઘર સુધી પહોંચાડે છે ઘરના બારણાં સુધી તે પહોંચાડી શકે છે પણ ત્યાં પહોંચ્યા પછી તો તમે તેની પીઠ ઉપરથી નીચે ઉતરી જાઓ છો એ જ પ્રમાણે જે સાધના અને ક્રિયાઓ મોક્ષની પ્રાપ્તિમાં મદદકર્તા હોય છે તેની આવશ્યકતા ત્યાં પહોંચતાં સુધી જ છે ત્યાં પહોંચ્યા પછી તો તેને છોડી જ દેવી પડશે.

બીજા શબ્દોમાં કહું તો ધર્મ અને મોક્ષનો સંબંધ ભૂખ અને રોટલીનો છે રોટલી બનાવવા માટે તવો જોઈએ આ બધું જરૂરી છે એ બધી ચીજો વગર રોટલી થઈ શકતી નથી છતાં ખાવાના કામમાં તો તેમાંની એક પણ વસ્તુ આવી શકતી નથી તેમજ ભોજન તૈયાર કરવા માટે અગ્નિ આવશ્યક સાધન છે પણ ભોજન તૈયાર થઈ ગયા પછી અગ્નિ સળગાવનાર પોતાની જાતે ઠારી નાખે છે પણ તેનો અર્થ એ નથી કે તે વિચાર

કરતો રહે, કે અગ્નિ બુઝાવાનો જ છે, ભોજન તૈયાર થયા પછી તેને શાંત કરવાનો જ છે, એટલે પહેલેથી જ ચૂલામા લોટો ભરીને પાણી રેડી દે તો તો એકાદશી જ કરવી પડે–ભૂખે જ મરવુ પડે

સાધનાના સમય દરમ્યાન, સાધનોને પકડી રાખવાં એ જેટલુ જરૂરી છે, એટલુ જ સિદ્ધિ મેળવ્યા પછી તેને છોડવુ જરૂરી છે સિદ્ધ સ્થિતિમાં પહોંચવા માટે તમારે સસારની સમસ્ત વાસનાઓનો ત્યાગ કરવો પડશે. સસારી અવસ્થાની નાની સરખી રેખા પણ છોડવી પડશે ચૌદમુ ગુણસ્થાન કે જે અયોગી કેવળી ગુણસ્થાન છે, તેનો પણ સિદ્ધ થતીવખતે ત્યાગ કરવો પડશે ત્યારે જ આત્મા સપૂર્ણ શુદ્ધ સ્થિતિને પ્રાપ્ત કરી શકે છે તે જ મોક્ષ–પુરુષાર્થ છે

તમે તમારા આત્માને અશુભમાંથી વાળીને શુભમા લાવો અને શુભમાથી શુદ્ધ તરફ અભિયાન કરો પણ તેને માટે પુરુષાર્થ તો અનિવાર્ય રીતે આવશ્યક છે શુદ્ધ સ્થિતિને પુરુષાર્થથી જ મેળવી શકાય છે **કેટલાક લોકો કહે છે કે પુરુષાર્થ અનાવશ્યક છે કેમકે કાળ પાકશે, ત્યારે જ આપણે મુક્ત થઈ જઈશું પરંતુ આ સિદ્ધાંત ભગવાન મહાવીરનો નથી, ગોશાળાનો છે.** ભગવાન મહાવીર પોતે કટ્ટર પુરુષાર્થવાદી હતા. તે જાણતા હતા કે–"મારુ આયુષ્ય બોતેર વર્ષનુ છે ત્યારપછી, હુ જરૂર મોક્ષે જવાનો છુ" છતા તેમણે શુ કરવા દીક્ષા લીધી અને કઠોર તપ–સાધના કરી? તેનો અર્થ એ છે કે તે એકલા નિયતિવાદી નહોતા, પુરુષાર્થવાદી પણ હતા તે જાણતા હતા કે–"હુ મોક્ષમા તો જઈશ," પણ તે એ પણ જાણતા હતા કે "તે માટે આટલી સાધના પણ કરવી જ પડશે"

નિયતિવાદ પૂર્ણ જ્ઞાનીઓને માટે છે ત્યા મારી અને તમારી લાયકાત નથી આપણી પાસે તો પુરુષાર્થ છે તે મારફતે જ આપણે વિકાસના ધ્યેય સુધી પહોચી શકીશુ પણ તે પુરુષાર્થ સમ્યક્ હોવો જોઈએ આપ સર્વના આત્મામા સમ્યક્ પુરુષાર્થ જાગૃત થાય અને તે આપના ચરમલક્ષ્ય સુધી પહોચાડવામા સહાયક થાય, એ ઈચ્છા સાથે વિરમુ છુ

તા ૧૮–૮–૫૯ જૈન ઉપાશ્રય, માટુંગા



## ૨૯ મોહ અને પ્રેમ

મોહ અને પ્રેમને આજની દુનિયામાં લગભગ સમાનાર્થી ગણ્યા છે અને જ્યારે આ શીર્ષક રાખવામાં આવ્યું તો કેટલાક ભાઈઓ તેથી જ કહેવા લાગ્યા કે આ બન્ને તો એક જ છે મેં કહ્યું : આ બન્નેમાં એટલો ફેર છે એટલો ફેર છે જેટલો કે ગાય અને આકડાના દૂધમાં ફેર હોય છે. નામ અને રંગની દૃષ્ટિએ બન્ને એક જેવા છે પણ શું ગુણ-દૃષ્ટિમાં પણ એક જેવા છે ખરા ! નહીં. બન્નેમાં દિવસ-રાતનો ફેર છે. પહેલું (ગાયનું દૂધ) પ્રાણપોષક છે ત્યારે બીજું (આકડાનું દૂધ) પ્રાણહારક છે. ગાયનું દૂધ નાના બાળકથી લઈને સો વર્ષના વૃદ્ધને પણ હિતકારક છે એટલા માટે જ તો ગાયને માતા કહી છે પણ ભેંસનું દૂધ આટલું સ્વાસ્થ્યપ્રદ નથી અને આકડાનું દૂધ તો પ્રાણ-ઘાતક છે. પ્રેમ એ ગાયનું દૂધ છે તો મોહ એ આકડાનું દૂધ છે.

આગમમાં જ્યાં શ્રાવક-જીવન અંગેનું વર્ણન આવે છે ત્યાં એને “પ્રેમાणुराग रत्ता” વિશેષણ અપાયું છે સાથે જ “धम्माणुराग रत्ता” એ પાઠ પણ આવે છે પણ મોહાણુરાગ રત્તા એવો પાઠ ક્યાંય આવતો નથી. કારણ કે પ્રેમ જીવનનો પ્રકાશ છે તો મોહ અંધકાર છે. પ્રેમ ઉત્થાનનો માર્ગ છે તો મોહ પતનની પ્રેરણા છે તેથી જ મોહને કર્મ બંધનનું મૂળ કારણ બતાવ્યું છે.

> रागो य दोसो वि य कम्मबीयं कम्मं च मोहप्पभवं वयंति।
> कम्मं च जाईमरणस्स मूलं दुक्खं च जाई मरणं वयंति॥

(ઉત્તરા. અ. ૩૨ ગા. ૭)

રાગ અને દ્વેષ કર્મના બીજો છે અને કર્મ મોહનો પુત્ર છે મોહની ચિકાશ જ આત્મા ઉપર કર્મ ચોટવાનુ પ્રમુખ કારણ બને છે આ કર્મ ભાવ–પરપરાના બીજો છે આના વડે જ આત્મા જન્મ અને મૃત્યુના ચક્રને ગતિ આપે છે. દુખ શું છે? જન્મ અને મૃત્યુનો પર્યાય જ તો છે

## દુખનુ મૂળ–મોહ

આત્મા દુખથી બચવા ચાહે છે પણ દુખના કારણથી બચવા ઈચ્છતો નથી એ તાપથી બચવા માગે છે પણ સૂર્યના કિરણોના મોહને પણ છોડવા માગતો નથી પરતુ એ પણ નિશ્ચિત છે કે જ્યાં સુધી કારણ હાજર છે ત્યા સુધી કાર્ય–પરપરા ચાલુ રહેવાની જ કાર્યની સમાપ્તિ માટે પહેલા કારણને સમાપ્ત કરવુ પડશે દુખને સમાપ્ત કરવા માટે તો આપણે ચાલી નીકળ્યા પણ એનો રસ્તો જ જોયો–જાણ્યો નહી તો આપણા પ્રયત્નો નિષ્ફળ નીવડશે. દુખથી મુક્તિ પામવાનો સાચો રાહ તો અઢી હજાર વર્ષ પહેલા પાવાપુરીના છેલ્લા પ્રવચનમા વીતરાગ આત્મા ભગવાન મહાવીર બતાવી ગયા છે

**दुक्खं हयं जस्स न होई मोहो ॥**

આ સોનેરી સૂત્રને તમે સૌ યાદ રાખો. વિશ્વના દુખોના ઉપરની છાલને તોડીને જોશો તો ત્યા તમને મોહનુ બીજ દેખાશે એક મિનિટ જરા ઊડા ઊતરી જુઓ તો ખરા કે દુખ એ શુ છે? અને તે કયા છે? તમે માનો છો કે વિયોગની ક્ષણો એ દુખની ક્ષણો છે એ ક્ષણો કયારેક એટલી કરુણ હોય છે કે કદી–કદી તો વિયોગનુ દુખ આખોમા આસુ વહાવી દે છે. આ વિયોગ પછી સપત્તિનો હોય કે સબધીનો હોય, પણ એ માનવ મનને દ્રવિત કરી દે છે અને આ બધા વિયોગોમા પુત્ર–વિયોગની વાત સૌ કરતા વધુ કરુણ હોય છે, એ વિયોગનો સર્વાધિક પ્રહાર માતાના મમતાળુ હૃદય ઉપર પડે છે.

મુબઈ તો વિરાટ નગરી છે લાખોની સખ્યામા અહી માણસો વસે છે. અહી ઓછામા ઓછા પચાસથી સો માણસો પ્રતિદિન મૃત્યુ પામતા હશે પણ શું એ બધાનુ દુખ તમારા મનને પીડા પહોચાડે છે? જવાબ આવશે, કે નહી જો મૃત્યુ જ દુખનુ એક માત્ર કારણ હોય તો દુનિયામા પ્રતિક્ષણ મૃત્યુ પામતા હજારો માનવીઓ તમને શા સારુ પીડા દેતા નથી? જો મૃત્યુ દુખ હેતુ નથી તો કોઈની પ્રિય વ્યક્તિ જ્યારે સસાર–યાત્રા સમાપ્ત કરી વિદાય લે છે ત્યારે શા માટે એ કલાકો સુધી આસુ વહાવ્યા કરે છે? દુખનુ અસલી રૂપ તમે જાણવા માગશો તો દુખ કોઈના જીવવા અથવા મરવામા નથી જો એમ જ હોત તો ઓછામા ઓછુ તો

તો એમા મોહ જ દેખ શે પછી ભલેને એ રૂપનો મોહ હોય કે પછી રૂપિયા-પૈસાનો સુદરી અને સપત્તિને લઈને જ મોટા મોટા યુદ્ધો રમાયાં છે પશ્ચિમી દેશોમા થયેલા બે-બે વિશ્વયુદ્ધોની પાછળ જુઓ, ત્યા પણ તમને મોહનો ઈતિહાસ જ મળશે

હા, તો જ્યા મોહ છે ત્યા મારા-પોતાપણુ છે અને આ પોતાપણુ જ તો બધી પીડાઓનુ મૂળ છે એક સમળી માસનો ટુકડો લઈ આકાશમા ઉડી રહી હતી બીજી સમળીઓએ આ જ્યારે જોયુ તો એ એના ઉપર ઝપટી એ માસના ટુકડા માટે સમળીઓ આપસ-આપસમા લડી પડી પરતુ પેલી સમળી જેવી બદલો વાળવા એના ઉપર વાર કરવા ગઈ કે લાગલો જ એના મોમાથી પેલો માસનો ટુકડો છૂટી પડયો નીચે તળાવ હતુ. માછલીઓ મો ફાડી તૈયાર જ હતી માસના ટુકડો ત્યા પહોચતા જ ત્યા પણ સઘર્ષ શરૂ થઈ ગયો પણ સમળી હવે શાત હતી આ વાત સસારના બધા જ મોહવૃત્ત પ્રાણીઓની છે જ્યાં સુધી મોહ છે ત્યા સુધી સઘર્ષોની પરપરા સમાપ્ત થશે નહી લોઢામા જ્યા સુધી અગ્નિ રહે છે ત્યા સુધી એણે ઘણુ-પ્રહાર પણ સહેવા પડશે, તેવી જ રીતે આત્મામા જ્યા સુધી મોહની જવાલા છે ત્યા સુધી એ એને બાળતી જ રહેશે

એક વાત મને યાદ આવે છે એક વાર એક શેઠ મેળામા ગયા મેળો એક એવી જગ્યાએ છે કે જ્યા અનેક સસ્કૃતિઓ ભેળી થાય છે દૂર દેશના રહેવાસીઓ એક-બીજા જોડે મળે છે શેઠે મેળામા માલ ખરીદ્યો, સામાનને પેટીમા બધ કરી ખીલીઓ લગાડાવી દસ મજૂરો બોલાવ્યા. સાત-સાત પેટી પ્રત્યેક મજુરના માથે મૂકી શેઠ ઘર ભણી ચાલી નીકળ્યા. રસ્તો લાબો, જેઠ મહિનાનો સૂર્ય તો ભર જુવાનીમા હતો સહસ્ર કિરણો વડે તે પૃથ્વીને તપાવી રહ્યો હતો આવા સમયમાં તો ખાલી હાથે પણ ઘરની બહારે નીકળવું મુશ્કેલ બને છે ત્યારે આ મજૂરો તો સાત-સાત પેટીઓ માથે મૂકી ધોમ-ધખતા તડકે રસ્તો કાપી રહ્યા હતા ભાર અને ગરમીને કારણે મજૂરોના શરીરમાથી પરસેવાની ધારાઓ નીતરી રહી હતી

આખરે મજૂરોના ધૈર્યે જવાબ આપી દીધો. તેઓ કહેવા લાગ્યા કે હવે તો ચલાય તેમ નથી ચાલવુ અને ભાર લઈને ચાલવુ એ બની શકે તેમ નથી હવે તો એક એક ડગલુ કષ્ટ-પ્રદ બને છે જો આવી જ સ્થિતિ ચાલુ રહેશે અને ભાર ઓછો કર્યા વગર આગળ વધશુ તો સભવ છે કે આપણે અહી જ ઢગલો થઈ જઈશુ, શેઠે મજૂરોની આ વાત સાભળી તો

પાડોશીના પુત્રના મૃત્યુથી તમને જરૂર દુઃખ થાત. વાસ્તવમાં તો એવું બનતું નથી. દુઃખ તો મારાપણામાં વસે છે આપણું પોતાનું કોઈ પ્રિયજન મરતું જાય તો જ એનો વિયોગ આપણને ખટકે છે પુત્ર મૃત્યુ પામ્યો એનું દુઃખ નથી પરંતુ તે પોતાનો હતો અને તેથી જ તો માતાની મમતા આક્રંદ કરી જાય છે દુઃખ થાય છે પાડોશીમાં કોઈ મરી પણ જાય તો એના મોં પર એક દુઃખની રેખા પણ ફરકતી નથી.

કલ્પના કરો એક આદમીએ પચાસ હજાર રૂપિયા રોકી એક બંગલો બાંધ્યો. એના હૃદયમાં એ બંગલા પ્રત્યે કેટલો મોહ હશે! એમાં કાંઈ પણ થોડું–ઘણું નુકસાન થાય તો એના હૃદયને ઠેસ પહોંચે છે પરંતુ પરિસ્થિતિ વશ એને એ બંગલો વેચી દેવો પડ્યો. એના એને સાઠ હજાર રૂપિયા ઉપજ્યા થોડા દિવસ બાદ એને સમાચાર મળે છે કે બંગલાની પાસે આગ લાગી અને તમારા ભવ્ય બંગલાના સ્થાને હવે ફક્ત બળેલી–અધબળી દીવાલોના ખંડેરો ઊભા છે શું આ સમાચારથી એ સજ્જનને કંઈ દુઃખ થશે? નહિ. પ્રશ્ન એ થાય છે કે એવું શા માટે બને છે? પહેલાં તો બંગલાને થતું જરા સરખું નુકસાન એના હૃદયમાં આઘાત લગાડતું પણ હવે જ્યારે બંગલો રાખનો ઢગલો બની ગયો તેમ છતાંય તેને દુઃખ–અનુભૂતિ થતી નથી. એનું કારણ છે પહેલાં બંગલો પોતાનો હતો માટે દુઃખ થતું હતું હવે એ બીજાની માલિકીનો છે એના રૂપિયા એ ગણી ચૂક્યો છે તેથી એને એનાથી થતા હાનિ-લાભની સાથે હવે કોઈ સંબંધ રહ્યો નથી. આ પોતાપણું ગયું કે સાથે જ દુઃખ પણ ગયું પરંતુ મોહમયી આત્મા આ તથ્યનો સ્વીકાર કરતો નથી. ભગવાન મહાવીર આચારાંગ સૂત્રમાં ફરમાવે છે

'इण मेव णाव बुज्झति जे जणा मोह पाउडा ॥

આચારાંગ સૂત્ર

મોહગ્રસ્ત આત્મા સત્યનો પ્રકાશ મેળવી શકતો નથી મોહની આંધી જ્યારે હૃદયમાં પ્રબળ રૂપે પ્રવેશે છે ત્યારે એનો પહેલો પ્રહાર વિવેકની દીપશિખા ઉપર પડે છે વિવેક પોતે જ પ્રકાશ છે પરંતુ મોહ અંધકાર ફેલાવે છે એ પોતાના ભાવિ જીવન પ્રત્યે સાવધાન થતો નથી તેમ એના પરિણામ તરફ પણ એનું ધ્યાન જતું નથી. સીતા સોનાના મૃગ ઉપર મોહિત થઈ. રામાયણકાળમાં થનાર એ મહાયુદ્ધના મૂળમાં આ મોહ જ છુપાયેલો રહ્યો છે. સુવર્ણ મૃગનો મોહ પણ યુદ્ધની એક ચિનગારી બનીને રહ્યો છે એના પછી આવે છે રાવણનો સીતા–મોહ. આમ પ્રત્યેક યુદ્ધના મૂળમાં ઊંડા ઉતરશો

તો એમા મોહ જ દેખશે પછી ભલેને એ રૂપનો મોહ હોય કે પછી રૂપિયા-પૈસાનો સુદરી અને સપત્તિને લઈને જ મોટા મોટા યુદ્ધો રમાયા છે પશ્ચિમી દેશોમા થયેલા બે-બે વિશ્વયુદ્ધોની પાછળ જુઓ, ત્યા પણ તમને મોહનો ઈતિહાસ જ મળશે

હા, તો જ્યા મોહ છે ત્યા મારા-પોતાપણુ છે અને આ પોતાપણુ જ તો બધી પીડાઓનુ મૂળ છે એક સમળી માસનો ટુકડો લઈ આકાશમા ઉડી રહી હતી બીજી સમળીઓએ આ જ્યારે જોયુ તો એ એના ઉપર ઝપટી એ માસના ટુકડા માટે સમળીઓ આપસ-આપસમા લડી પડી પરતુ પેલી સમળી જેવી બદલો વાળવા એના ઉપર વાર કરવા ગઈ કે લાગલો જ એના મોમાથી પેલો માસનો ટુકડો છૂટી પડયો નીચે તળાવ હતુ. માછલીઓ મોં ફાડી તૈયાર જ હતી માસના ટુકડો ત્યા પહોચતા જ ત્યા પણ સઘર્ષ શરૂ થઈ ગયો પણ સમળી હવે શાત હતી આ વાત સસારના બધા જ મોહવૃત્ત પ્રાણીઓની છે જ્યા સુધી મોહ છે ત્યા સુધી સઘર્ષોની પરપરા સમાપ્ત થશે નહી લોઢામા જ્યા સુધી અગ્નિ રહે છે ત્યા સુધી એણે ઘણ-પ્રહાર પણ સહેવા પડશે, તેવી જ રીતે આત્મામા જ્યા સુધી મોહની જ્વાલા છે ત્યા સુધી એ એને બાળતી જ રહેશે

એક વાત મને યાદ આવે છે એક વાર એક શેઠ મેળામા ગયા મેળો એક એવી જગ્યાએ છે કે જ્યા અનેક સસ્કૃતિઓ ભેળી થાય છે દૂર દેશના રહેવાસીઓ એક-બીજા જોડે મળે છે શેઠે મેળામા માલ ખરીદ્યો, સામાનને પેટીમા બધ કરી ખીલીઓ લગાડાવી દસ મજૂરો બોલાવ્યા. સાત-સાત પેટી પ્રત્યેક મજુરના માથે મૂકી શેઠ ઘર ભણી ચાલી નીકળ્યા. રસ્તો લાંબો, જેઠ, મહિનાનો સૂર્ય તો ભર જુવાનીમા હતો સહસ્ર કિરણો વડે તે પૃથ્વીને તપાવી રહ્યો હતો આવા સમયમાં તો ખાલી હાથે પણ ઘરની બહારે નીકળવુ મુશ્કેલ બને છે ત્યારે આ મજૂરો તો સાત-સાત પેટીઓ માથે મૂકી ધોમ-ધખતા તડકે રસ્તો કાપી રહ્યા હતા ભાર અને ગરમીને કારણે મજૂરોના શરીરમાથી પરસેવાની ધારાઓ નીતરી રહી હતી

આખરે મજૂરોના ધૈર્યે જવાબ આપી દીધો. તેઓ કહેવા લાગ્યા કે-હવે તો ચલાય તેમ નથી. ચાલવુ અને ભાર લઈને ચાલવુ એ બની શકે તેમ નથી હવે તો એક એક ડગલુ કષ્ટ-પ્રદ બને છે જો આવી જ સ્થિતિ ચાલુ રહેશે અને ભાર ઓછો કર્યા વગર આગળ વધશુ તો સભવ છે કે આપણે અહી જ ઢગલો થઈ જઈશુ, શેઠે મજૂરોની આ વાત સાભળી તો

એમનું હૃદય દ્રવી ઊઠ્યું. મજૂરોની મનઃસ્થિતિને એ સમજતો હતો. ગરીબાઈની પીડા એણે અનુભવી હતી. એટલે જ તો એ મજૂરોના કષ્ટને સમજી શક્યો. એક કવિએ કહ્યું છે કે —

જેને વીતી હોય તે જાણે રે અજાણ્યો કાંઈ ન જાણે રે
કાંટો ખરે ખર બોરડી કેરો હાથમાં વાગ્યો હોય,
વાગ્યા વિનાની વેદના રે જાણી શકે નહીં કોય.

જે એના ઉપર વીતે છે તે જ જાણી શકે છે. હંમેશાં મોટરોમાં ફરે છે એને શું ખબર કે પગે ચાલવું કેવું હોય છે? જે હંમેશાં રસગુલ્લાં ખાય છે અને વિશાળ આરસ પથ્થરના મહેલોમાં વસે છે એને શું ખબર કે ગરીબોની જિંદગી કેવી હોય છે! ફૂટપાથ ઉપર સૂનારને કેવી વીતે છે! નળ તળે બેસી નહાનાર શું જાણે કે કૂવામાંથી પાણી ખેંચીને નહાવું કેવું હોય છે! જે માણસ જે પરિસ્થિતિમાંથી પસાર થઈ ચૂક્યો છે તે પોતાના જેવા દુઃખીઓના દુઃખને પિછાની શકે છે.

આ તો શેઠે મજૂરોની મનઃસ્થિતિ જાણી લીધી અને કહ્યું કે "જેટલો ભાર ઉપાડીને આરામથી ચાલી શકો તેટલો જ ભાર ઉપાડો અને બાકીનો અહીં જ મૂકી દો. મને એનું કોઈ દુઃખ નહીં લાગે. તમારું કષ્ટ તે મારું કષ્ટ છે કારણ કે તમારા સૌમાં હું મારા જ આત્માનાં પ્રતિબિંબ જોઉં છું. આ જડ દ્રવ્ય કરતાં તમારામાં રહેલા ચૈતન્ય પ્રત્યે મારા આત્માને વિશેષ પ્રેમ છે." શેઠનાં મધુર વચનોથી મજૂરોને કંઈક આશ્વાસન મળ્યું. એમણે તો ચાર ચાર પેટીઓ ઉતારી દીધી.

ફક્ત એક મજૂર એવો હતો જેણે વિચાર્યું કે આ શ્રમ તો તેમ સમજે અમારી સામે આવ્યો હતો. જ્યારે અમે શેઠને ઘેર આ પેટીઓ પહોંચાડવાનું વચન આપ્યું હતું. હવે અમે જો પેટીઓ ફેંકી દઈએ તો શેઠને કેટલું નુકસાન થશે! આ જાણું અમે અમારાં વચનોથી પાછા ફરીએ છીએ. આમ વિચારી એ તો સાતેય પેટીઓ માથે મૂકી ચાલતો રહ્યો. છેવટે મંજિલ આવી પહોંચી. હવે બધા મજૂર ભાર-વહનથી મુક્ત થઈ પોતાને ઘેર જવા ઉત્સુક હતા. તેઓ જેવા પેટીઓ ઉતારવા લાગ્યા કે શેઠ બોલ્યા, "આ કષ્ટ શા માટે કરો છો. જેની પાસે જેટલી પેટીઓ છે તે તે લઈને પોતપોતાને ઘેર જઈ શકો છો. આ બધું તમારે માટે જ છે." આ સાંભળતાં જ મજૂરોએ ધરતીકંપનો આંચકો અનુભવ્યો. વિચારવા લાગ્યા: "અમને શી ખબર હતી, નહીંતર બધી પેટીઓ આપણે ઉપાડી લાવત."

જે પેટીઓ ફેંકીને મજૂરોએ શાન્તિનો શ્વાસ લીધો હતો, હવે એ જ પેટીઓ માટે એમની આંખોમાં આંસુ ચાલી નીકળ્યાં કારણ ત્યારે તો પેટીઓ બીજાની હતી અને હવે એ પોતાની થઈ ગઈ, પહેલાં એના પર પોતાની માલિકી-પોતાપણું નહોતું એટલે માલ ભરેલી પેટીઓ ફેંકવામાં શાન્તિ માની હતી હવે એ પેટીઓ પર પોતાપણું-મારાપણું આવ્યું એટલે ભારથી હલકા હોવા છતાં પણ દુ:ખની શિલા એમની છાતી પર લદાઈ ગઈ છે. માટે જ ભગવાન મહાવીર બતાવે છે જ્યાં મારાપણું છે, મમત્વ છે, ત્યાં દુ:ખ રહેશે જ.

મોહ અંગે હું ઘણું બોલી ગયો છું. હવે આપણે પ્રેમ અને મોહ બન્ને ઉપર તુલનાત્મક વિચાર કરીશું મોહ બહિરંગ છે તો પ્રેમ અંતરંગ છે પ્રેમ અને મોહમાં તેટલો જ ફરક છે જેટલો કે હીરા અને કાચમાં હોય છે. ચમક તો કાચને પણ છે અને કદી-કદી તો ભોળા માણસની આંખને થાપ આપી એ હીરાના ભાવમાં પણ વેચાઈ જતો હોય છે તો પણ કાચ અને હીરાના મૂલ્યમાં ઘણો મોટો ફેર છે, તેમ એમના ચળકાટમાં પણ ફરક છે હા, તો તેવી રીતે મોહ પણ કદી-કદી પ્રેમનો પોષાક પામી પ્રેમનું મૂલ્ય મેળવી જાય છે, પરંતુ એના અસલીપણાને જેણે પીછાની લીધું છે તે બન્નેને એક માનવાની ભૂલ કદી નહી કરી શકે

પ્રેમ આત્મધર્મ છે તો મોહ દેહ-ધર્મ છે મોહ બીજાને ઉજાડવા માગે છે તો પ્રેમ બીજા માટે સ્વયં બરબાદ થવામાં આનંદ માને છે કારણ કે મોહશીલ આત્મા પોતાના જ સુખને જુએ છે, જ્યારે પ્રેમશીલ માનવ સૌના સુખમાં પોતાનું સુખ જુએ છે પ્રેમની પુષ્ટિ વિયોગમાં થાય છે અને મોહ સંયોગોમાં પુષ્ટ બને છે પ્રેમ દિલમાં વસે છે તો મોહ ફક્ત આંખોમાં વસે છે. મોહ વિકારશીલ છે ત્યારે પ્રેમ વિચારશીલ છે, માટે પ્રેમ ત્યાગ ચાહે છે જ્યારે મોહ રાગ અને ભોગનો ભિખારી છે પ્રેમ નિત્ય છે તો મોહ અનિત્ય છે પ્રેમ અસલી છે તો મોહ નકલી છે પ્રેમને રૂપ અને વયની અપેક્ષા રહેતી નથી જ્યારે મોહ તો રૂપનો તરસ્યો છે રૂપના ખસવાની સાથે જ મોહ પણ ત્યાંથી ખસી જશે એટલા માટે જ પ્રેમ પ્રતિદિન વધે છે તો મોહ સમય જતાં ઘટતો જાય છે પ્રેમ સદા યુવક રહે તો મોહ વૃદ્ધ થતો જાય છે

એ મોહની જ તો પ્રેરણા હતી ને કે સુરિકાંતા પોતાના પતિને ઝેર દેવા માટે તૈયાર થઈ ગઈ હતી ચુલ્લણી પોતાના પુત્ર બ્રહ્મદત્તને મારી નાખવા માટે તૈયાર થઈ ગઈ, ત્યાં પણ મોહની જ વાત હતી. આજે અધિકાંશ યુવકો સીનેમા-સંસાર શોખીન છે ફિલ્મોમાં પ્રેમ-કહાણીઓ જુએ છે અને સંગી-

બીજો લેવા માગે તો એની સાથે લડાઈ–ઝઘડો કરવા તૈયાર થઈ જઈએ તો સમજવુ જોઈએ કે એ ફૂલ પ્રત્યેનો આપણો મોહ છે

જેના પ્રત્યે આપણો પ્રેમ હોય છે તેના સારુ ત્યાગ, ઉત્કર્ષ તથા સેવાના વિચારો જાગૃત થાય છે પરતુ મોહમા સેવા આપવાની નહી લેવાની ભાવના રહે છે પ્રેમી પોતે કષ્ટ વેઠી લેશે અને બીજાનુ તનિક કષ્ટ પણ એના માટે ભારરૂપ બની જશે ત્યારે મોહશીલ વ્યક્તિ તો 'હુ' અને 'મારા'ને સદા બચાવવાની ચેષ્ટા કરતો ફરશે પોતાના કષ્ટોને એ બીજા ઉપર જ લાદવાનો પ્રયાસ કરશે

એક માતાનો પુત્ર શાળાએ ભણવા ગયો માતાની એના પર અસીમ મમતા હતી તેથી એ પણ સાથે ગઈ શિક્ષકને પોતાના પુત્ર અગે સૂચના આપતી કહેવા લાગી "માસ્તર સાહેબ, મારા દીકરાને તમે કઈ ન કહેશો. કદાચિત જો એ તોફાન કરે અને તમારે એને ડરાવવો હોય તો તમે એની પાસે બેઠેલા છોકરાના ગાલ ઉપર જોરથી તમાચો મારજો એ તમાચાથી એ ડરી જશે આ માતાનુ હૃદય છે એની આખો પોતાના બાળકને સદા સુખી અને હસતુ જોવા માગે છે આ એનો સ્નેહ છે પણ પોતાના બાળ-કને બચાવવા માટે જ્યારે એ બીજા બાળકના ગાલ ઉપર તમાચો મારવાની સૂચના કરે છે તો સમજી લેવુ જોઈએ કે એ પ્રેમ નથી, પણ મોહ છે.

પ્રેમથી મોહ, મોહથી વાસના અને વાસનાથી પતન એ અધોગામી પ્રેમ છે પ્રેમથી સેવા, સેવાથી ત્યાગ, ત્યાગથી આત્મશુદ્ધિ એ પ્રેમની ઊર્ધ્વ-મુખી ચેતના છે પહેલો પ્રેમ છે અને બીજો મોહ છે આ મોહ જીવનને પતનના રસ્તે ઘસડી જાય છે તમે પ્રેમથી મોહ ભણી જઈ રહ્યા છો કે સેવા ભણી ? એ તો તમારુ આત્મ–નિરીક્ષણ જ બતાવશે

હા, તો તમે પ્રેમ અને મોહમા વિવેક રાખો જો કે ઉપરથી બન્ને એક સરખા જ દેખાય છે, પરતુ બન્નેમા તેટલો જ ફરક છે જેટલો કે ચાપલુસી (મસ્કા પોલીશ) અને વિનયમા ચાપલુસી વિનયમા જ ઘૂમે–ફરે છે પરતુ એ પિશાચિની છે, જ્યારે વિનય દેવતા છે તે તો આત્માનો પોતીકો ગુણ છે એક ચૂનો છે તો બીજૂ માખણ સફેદી બન્નેની એક જેવી છે પણ એક સ્વાસ્થ્યકારક છે તો બીજો પ્રાણનાશક છે માટે તમે મોહ અને પ્રેમમા ઠીક ઠીક વિવેક રાખો અને પ્રેમના પ્રકાશમા આગળ વધો ઊર્ધ્વમુખી પ્રેમ તમાર આત્માને ઊર્ધ્વગામી બનાવશે.

॥ૐ॥ શાતિ

દિનાક
૧૯–૧૦–૫૮

જૈન ઉપાશ્રય,
કોટ, મુબઈ

મનુષ્યપણુ પ્રાપ્ત થવુ એ જીવનનો દ્રવ્ય વિકાસ છે પણ ભાવવિકાસની વાત જુદી છે કષાય અને સ્વાર્થના ભારથી જેટલો હલકો બની આત્મા ઉપર ઊડે છે, આધ્યાત્મિક પરિભાષામાં એને ભાવ-વિકાસ કહે છે

દ્રવ્ય-વિકાસની અપેક્ષાએ મનુષ્યથી દેવો આગળ વધી જશે, કારણ ભૌતિક વૈભવ અને સુખની દૃષ્ટિએ દેવ માનવ કરતા મહાન છે, પણ અતુલ સંપત્તિનો સ્વામી એ દેવ કષાય અને વાસનાનો પોટલો બાંધીને ફરતો હોય છે સ્વર્ગની સુકોમળ પુષ્પ-શય્યા ઉપર પણ એને શાંતિ નથી ત્યાં પણ ઈર્ષ્યાની જ્વાળા જલી રહી છે એ નીરખે છે કે મારા કરતા પણ આ લોકો પાસે મકાનો વધુ છે અપ્સરાઓ અને રત્નો માટે પણ ત્યાં સંઘર્ષ થતા હોય છે માટે કહેવુ જોઈએ કે દ્રવ્ય-વિકાસની દૃષ્ટિએ દેવ ઘણો આગળ વધેલો હોવા છતા ભાવ-ક્ષેત્રે એ પાછળ છે વિશાળ સ્વર્ણ સિંહાસન મળ્યુ હોવા છતા પણ એના મનનુ દારિદ્ર મટયુ નથી ભાવસંપત્તિ દેવ કરતા એક એકેન્દ્રિયની પાસે વધુ હોઈ શકે છે જે હીરા માટે દેવો પણ સંઘર્ષ કરે છે, એ એકેન્દ્રિય જ તો છે જેના સારુ સંઘર્ષ થાય છે તે સંઘર્ષ કરનારાઓ કરતા શ્રેષ્ઠ ગણાવો જોઈએ છે બીજી બાજુ, એકેન્દ્રિય એક-ભવી હોઈ શકે છે દ્રવ્ય સંપત્તિથી તેઓ હીન-રહિત છે પણ ભાવ સંપત્તિ એટલી વિશાળ છે કે કેવળ એક ભવ પછી જ સીધુ મોક્ષ જઈ શકાય છે

એકેન્દ્રિયના જીવન-વિકાસનુ એક રહસ્ય એ પણ છે કે એનો દેહ અન્ય પ્રાણીઓના ઉપયોગમા આવે છે જેનુ જીવન જેટલુ વધારે બીજાના ઉપયોગમા આવે છે, એ તેટલો જ લોકપ્રિય બને છે એમ તો સામાન્ય કેવળી અને તીર્થંકરના જ્ઞાન અને દર્શનમા કોઈ ફરક નથી જેટલુ વિશિષ્ટપૂર્ણ કેવળજ્ઞાન અને કેવળ દર્શન તીર્થંકરના આત્મામા છે તેટલુ જ એક સામાન્ય કેવળીમા પણ હોય છે છતા પણ તીર્થંકરના પંચકલ્યાણક ઉજવવામા આવે છે એમના જન્મદીક્ષા વગેરે કલ્યાણકોમા દેવ અને દેવેન્દ્ર હાજર થાય છે જ્યારે સામાન્ય કેવળીના કેવળજ્ઞાન મહોત્સવમા પણ સદૈવ દેવો હાજર થતા નથી આ ભેદનુ કારણ શુ છે? આત્મિક ગુણોના વિકાસની પરિધિમા બન્ને સમક્ષ હોવા છતા પણ આ ભેદનુ રહસ્ય છે તીર્થંકર, નામકર્મ પણ એ વિચારવુ જોઈએ કે તીર્થંકર નામકર્મના આત્મા કઈ રીતે ઉપાર્જન કરે છે? આગમ સાક્ષી પૂરે છે કે જે આત્મા પ્રાણીમાત્રની સેવાનો વિરાટ સંકલ્પ લઈને ચાલે છે, સાધના-રસમા સેવાનો રસ ભેળવી દે છે, એ તીર્થંકર નામ

કર્મનું ઉપાર્જન કરે છે ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ મા અધ્યાયમાં પ્રશ્નોત્તરમાં એનું સુંદર નિરૂપણ થયેલ છે

**प्र० वेयावच्चेणं भन्ते ! जीवे किं जणयइ ?**

**उ० वेयावच्चेणं तित्थयरनाम गोत्तं कम्मं निबंधइ ॥**

મહામુનિ ગૌતમ મહાશ્રમણ ભગવાન મહાવીર પાસે પ્રશ્ન રજૂ કરે છે કે પ્રભો, આત્મા સેવા વડે કઈ વસ્તુને પ્રાપ્ત કરે છે ?

પ્રભુ જવાબ આપે છે વૈયાવૃત્ય અર્થાત્ સેવા વડે આત્મા તીર્થંકર પદને પ્રાપ્ત કરે છે નિષ્કામ સેવા અને જનસમુદાયના મનમાં શાંતિ અને આનંદ-ધારા વહાવવાની પવિત્ર વિચારશ્રેણી જ એને તીર્થંકરપણાના વિરાટ પદ પર લઈ જાય છે

હૃદયના પવિત્ર સંકલ્પો એક દિવસે સાકાર બને છે અને તીર્થંકરપદ પ્રાપ્ત મહાપુરુષ સ્વકલ્યાણ પછી અનંતાનંત પ્રાણીઓને દુઃખ અને અશાંતિના અંધકારમાંથી ઉગારવા માટે વાણીનો પ્રકાશ પાથરે છે તેથી સામાન્ય કેવળી કરતાં જ્ઞાન અને દર્શનની જ્યોતિ સમાન હોવા છતાં પણ તીર્થંકર વધુ વંદનીય બને છે એ જ કારણ છે કે આજનો ચોર કાલે કેવળી બની શકે છે પણ આજનો એ ચોર કાલે તીર્થંકર બની શકતો નથી કારણ કે તીર્થંકર થવા માટે પાછલા અનેક જન્મોની સાધનાની અપેક્ષા રહે છે.

એક મહત્ત્વપૂર્ણ વાત એ પણ છે કે એ નિશ્ચિત છે કે તીર્થંકર નામ કર્મનો બંધ સમ્યક્ત્વ દશામાં જ થાય છે પરંતુ એ નિશ્ચિત નથી કે બધાં ક્ષાયિક સમ્યક્ત્વીઓ તીર્થંકર ગોત્રનું ઉપાર્જન કરે જ છે બધા જ ઔપશમિક અથવા ક્ષાયોપશમિક સમ્યક્ત્વી તીર્થંકર ગોત્રનું ઉપાર્જન કરે એમ પણ હોતું નથી. પરંતુ ત્રણેયમાં પણ સમ્યક્ત્વશીલ આત્મા જ્યારે વિશિષ્ટ લોકોત્તર સેવા-ભાવનો વિકાસ કરે છે ત્યારે જ તેઓ તીર્થંકરપદ પ્રાપ્ત કરે છે આ જ સેવા-ભાવના માનવીને મહાનતા ભણી દોરી લઈ જાય છે

જીવન ભલે નાનુ-અમથું હોય પણ એમાં જો સેવાની સુવાસ હશે તો એ આગળ વધી શકશે. એક કેળના પાન ઉપર એક ઝાકળ-બિંદુ પડેલું હતું સૂરજનાં સોનેરી કિરણો પામી એ હીરાવત્ ચળકી રહ્યું હતું એની જ પાસે એક હીરો પણ ચળકી રહ્યો હતો એક પંખી ઊડીને ત્યાં આવ્યું ચળકતા તુષાર-બિંદુ તરફ ઇશારો કરતાં એ બોલ્યું શું આ તમારું સગપણ છે ? એટલામાં હીરો કોપે ભરાઈ બોલ્યો શું એક તુષાર-બિંદુની સાથે મારી તુલના સંભવ છે ? બસ તે જ વખતે એક ચાતકીને ત્યાં આવી અને તેણે પેલા હીરા ઉપર ચાંચ મારી પણ એને તો ફક્ત નિરાશા

જ સાપડી આ જોઈ પેલુ નાનકડુ તુષાર-બિદુ બોલ્યુ 'બહેન, મારી જિદગી નાની-અલ્પ છે, પણ આ જીવન જો તમારા ઉપયોગમા આવે છે તો હુ પોતાને ધન્ય માનીશ'

પ્રશ્ન એ નથી કે જીવન કેટલુ મોટુ છે? સપત્તિ કેટલી વિશાળ છે? પ્રશ્ન એટલો જ છે કે આ જીવનનો કેટલો અશ પરહિતમા ઉપયોગી બન્યો છે? વિશાળ સપત્તિનો કેટલો અશ પર-સેવામા વપરાયો છે? ઘણીવાર સપત્તિ વિશાળ હોવા છતા માણસ કઈ આપી શકતો નથી જ્યારે સાધારણ સ્થિતિવાળો ઘણુ બધુ કરી જાય છે લાબે જોવાય તો મધ્યમ સ્થિતિ વાળો વધુ ઉત્સર્ગ કરે છે જો કે એની આવક સીમિત હોય છે છતા એનુ દિલ અમીર હોય છે એ પોતાની પ્રતિષ્ઠા કાયમ રાખવા માટે પણ પોતાની સ્થિતિથી વધુ કરી જાય છે, જ્યારે ઊચી સ્થિતિવાળા પોતાની મસ્તીમા મસ્ત રહે છે એમને વધુ દરકાર પણ હોતી નથી કારણ તેઓ જાણે છે કે બીજાનુ સ્વાગત થશે તોય ઠીક છે અને ન થાય-કરાય તોય ઠીક છે સપત્તિની સુગધ છે તો ભ્રમરોનો ગુજારવ પણ કાયમ રહેવાનો છે જ, પછી શા માટે નકામુ ખર્ચ ગળે નખાય!

સાચુ પૂછો તો નાના-નાના પ્રાણીઓનુ જ જીવન આપણા માટે વિશેષ ઉપયોગી બને છે સ્થાનાગ સૂત્રમા ભગવાન મહાવીરે એની પૂરી વિગતો આપી છે જીવન ઉપર કોનો કેટલો ઉપકાર છે, આગમ એનો સાક્ષી છે. મનુષ્ય ઉપર ષટકાયિક જીવોનો અનત ઉપકાર છે પવનને જ લ્યો, કેટલો ઉપકાર છે એનો આપણા ઉપર! એના અભાવે આપણે એક દિવસ તો શુ પણ એક કલાક પણ આપણે જીવી શકીએ નહી શુ આ ઉપકારનો બદલો વાળવા માટે પણ તમે કદી વિચાર્યુ છે? લેણદાર ભલે ન માગે પણ પ્રમાન-દાર શાહુકારનુ શુ કર્તવ્ય છે? અને વિચારો કે જો સમસ્ત સૃષ્ટિમા એક પણ માનવ ન હોય તો પવનને શુ ચિતા થશે? પાણીનુ શુ બગડશે? પણ જો હવા અને પાણી ન રહે તો મનુષ્યને ચિતા થશે કે નહી? અરે, ચિતાની તો વાત જ ક્યા રહી, મનુષ્ય એના વિના જીવી પણ નહી શકે નળમા પાણી થોડુ મોડુ આવે અથવા સમય કરતા વહેલા બધ થઈ જાય ત્યારે પણ માણસ કેટલો અધીર બની જાય છે? ત્યારે એનો-પાણીનો પૂર્ણ અભાવ તો પ્રલયનુ જ દશ્ય ઉપસ્થિત કરશે

હા, તો આ નાના જીવોનો કેટલો ઉપકાર છે! પૃથ્વી આપણો આધાર છે કરોડો, અબજો મનુષ્ય એના વક્ષસ્થલ ઉપર ઘૂમી રહ્યા છે. છતા એને

એનો તનિક પણ રોષ નથી. તમારા શરીર ઉપર નાની-શી કીડી ફરે તો એનું ચમચમ-કરવું તમને ગમશે નહીં આટલું હોવા છતાં પૃથ્વી પોતાનું કર્તવ્ય મૂકી દે તો કેવાં જોખમ આવશે ! તમને યાદ હશે કે કચ્છમાં પૃથ્વીએ બે મિનિટ માટે પણ પોતાની ફરજનું પાલન કરવામાં ઢીલ કરી તો ત્યાંના રહેવાસીઓની શી સ્થિતિ થઈ હતી ! ધરતીકંપના બે સેકંડના ધક્કામાં મનુષ્ય-સૃષ્ટિ કંપી ઊઠે છે

પૃથ્વી આધાર છે અને પાણી પેય છે અગ્નિ મનુષ્યનો પ્રમુખ સહાયક છે એના અભાવે મનુષ્ય ધાન-અન્ન સ્વાસ્થ્યને ગુમાવશે. અને પવન તો આપણું જીવન છે એટલે જ તો એનું બીજું નામ પ્રાણ રાખવામાં આવ્યું છે વનસ્પતિ માનવીનો આધાર છે એ પૃથ્વીમાંથી રસ તત્ત્વ લઈને આપણને આપે છે એક નાનકડી વેલ પૃથ્વીમાંથી નીકળી વૃક્ષ ઉપર ચઢે છે જળ અને પૃથ્વીના પરમાણુઓને ગ્રહણ કરે છે પણ એ લઈને પણ પોતાની પાસે એ સંગ્રહ કરતી નથી. એ જળ અને પૃથ્વીનાં ગંધતત્ત્વોને ફૂલ-પુષ્પરૂપે અર્પે છે એ સુગંધમય ફૂલોનો આનંદ ન એ વેલ લે છે તેમ નથી લેતું વૃક્ષ પણ ઊલટું એ મધમાખીને આમંત્રે છે કહે છે ફૂલોનો પરાગ લે અને મનુષ્ય માટે મધનું નિર્માણ કર. ફૂલો પછી એ રસતત્ત્વ વડે ફળોનું નિર્માણ કરે છે તે પોતે પણ ફળ ન ખાતાં તમને જ એ અર્પણ કરે છે

આ સૌનો કેટલો ઉપકાર છે આપણા ઉપર ! એ અંગે તમે કદી વિચાર્યું હતું ખરું ! ધાનના એક દાણાની સાથે કેટલી વ્યક્તિઓનો શ્રમ આપણે એકી સાથે આપણા ગળામાં ઉતારી જઈએ છીએ ! દરેક દાણામાં ખેતરના રૂપમાં પૃથ્વીનો જ આપણે ઉપયોગ કરીએ છીએ. ખેડૂતે પોતાના શ્રમ-બિંદુઓ નીતાર્યાં છે બેલા બળદોનો એમાં પુરુષાર્થ રહ્યો છે ત્યારે ભૂમિનું બલિદાન એમાં રહ્યું છે અને પાણી તેમ જ પવનનો એમાં સંયોગ રહ્યો છે વનસ્પતિના ઉપકારોની આ કથની તો અસીમ છે મનુષ્યસમાજ ઓક્સીજન ગ્રહણ કરે છે અને એના બદલામાં કાર્બોનિક ગેસ (વાયુ) છોડે છે પણ તમને ખબર છે કે એ કાર્બોનિક ગેસ હવામાં ભળી જો સમસ્ત સંસારમાં ફેલાઈ જાય તો સમસ્ત મનુષ્યસૃષ્ટિ એક દિવસમાં સમાપ્ત થઈ જાય. પણ વનસ્પતિ જગત કાર્બન વાયુને લઈ લે છે અને એ બદલામાં ઓક્સીજન છોડે છે. મનુષ્ય પ્રાણવાયુ ગ્રહણ કરે છે અને વિષવાયુ છોડે છે પરંતુ વનસ્પતિ જગત મનુષ્યને દયા રાખી વિષવાયુ જ ગ્રહણ કરે છે અને પ્રાણવાયુ આપે છે

સાચે જ જીવનના બલિદાનમા જ જેણે જીવનનો આનદ માન્યો છે તે જ જીવનનો સાચો કળાકાર છે પરોપકાર માટે જે એક ડગલુ પણ આગળ વધ્યો નથી, તે પગ હોવા છતા પગુ છે માનવ હોવા છતા પણ જેણે સારીય જિદગીમાં એક પણ માણસનુ રક્ષણ કર્યું નથી, એના કરતા તો પેલા બાવળના કાટા શ્રેષ્ઠ છે કે જેના વડે ખેતરનુ રક્ષણ તો કરી શકાય છે.

બીજાના રક્ષણ કાજે જે હાથ લબાવે છે તે જ બીજાઓ માટે પ્રિય પણ થાય છે એક ગરીબ ડોમીમા હતી. એ ડોસીમાનુ એક નાનુ-સરખુ ઘર હતું ગરીબોને તો ઝૂપડુ પણ એ મહેલ છે. જ્યા સાજની વેળાએ આશ્રમ-વિશ્રામ એમને પ્રાપ્ત થાય છે એક દા'ડો રસોઈ કરતા અગ્નિ જરા તેજ થયો અને એની ઝૂપડીને આગ લાગી ગઈ બિચારી ગરીબ વૃદ્ધા આગ ઠારવા માટે લોકોને વિનતી કરવા લાગી સેકડો માણસો એ રસ્તેથી પસાર થઈ રહ્યા હતા એક વિદ્યાર્થી તો આગનો પ્રકાશ જોઈ ત્યા જ પુસ્તક ખોલી વાચવા લાગી ગયો બીજા સજ્જનો પણ ત્યાથી પસાર થઈ રહ્યા તેઓ સિગરેટના શોખીન હતા એમણે વિચાર્યું અહી અગ્નિ છે ચાલોને, એકાદ સિગારેટ જ પેટાવી લઈએ એક-બે દિવાસળીની બચત થશે કોઈ વ્યક્તિ વળી આવી જે ચહાની શોખીન હતી એણે વિચાર્યું આગ તેજ છે વળી બળતણ પણ ઘણુ છે તેથી ચહા જલ્દી બની જશે એણે તો વદ્ધાના બળી રહેલા ઘરના દરવાજાને ચૂલો બનાવી ચહા બનાવવી શરૂ કરી પણ ચોથી વ્યક્તિ એક સજ્જન માણસ હતી. એના હૃદયમા માનવતા છલોછલ ભરી હતી એણે પોતાના જોડીદારોને બોલાવ્યા અને આગની જ્વાલાઓને સહીને પણ આગ શમાવવામા મદદ કરી

ઉપરના ચારેય જાતની વ્યક્તિઓ તમારી સામે છે એકે પુસ્તક વાચ્યુ, બીજાએ સિગરેટ સળગાવી, ત્રીજાએ ચહા બનાવી અને ચોથાએ ગરીબ વૃદ્ધાની ઝૂપડી બચાવી હવે તમે પેલી વૃદ્ધાને પૂછશો કે તને એ ચારેયમાથી કોણ પ્રિય છે ? તો એ શું કહેશે ? પહેલા ત્રણના હૃદયમા સહૃદયતા તથા સ્નેહાભાવ છે તેઓ તો ફક્ત પોતાના સ્વાર્થોમા જ રાચતા રહ્યા-સીમિત રહ્યા પણ ચોથો તો દેહની દિવાલથી ઉપર ઊઠ્યો તેથી એ પ્રિય બન્યો

આ જીવનની ખૂશબુ-સુગધ-સૌરભ જ બાકી રહેશે મૃત્યુ તો સૌને એક ને એક દિવસે તો સમાપ્ત કરી જ દેશે કાળક્રમે સ્મૃતિ પણ ધોવાઈ જાય છે પરતુ દુનિયાના માનસ-પટળ પર તેમની જ સ્મૃતિ-રેખા ગેપ રહી જાય છે જેઓ દુનિયાના હિતમા કઈક કરીને જાય છે દુનિયા પૈસાદારોને

યાદ કરતી નથી. તેમ નથી કરતી સત્તાધીશોને. ભારતના ઇતિહાસમાં મોટા-મોટા ભૂમિપતિઓ થઈ ગયા, જેમના મહેલો ગગનને સ્પર્શતા હતા, જેમના મહેલોમાં લક્ષ્મી નૃત્ય કરતી હતી, સેંકડો નોકરો જેમના હુકમની પ્રતીક્ષા કરતા ઊભા રહેતા હતા, પરંતુ જરા શોધો તો ખરા કે દુનિયાના કયા ખૂણામાં એમનું સ્મૃતિચિહ્ન છે! ફાનસ લઈને ફરી વળશો તોય તમને એમનું નામોનિશાન નહીં મળી શકે.

સત્તાસંપન્ન વ્યક્તિઓની જીવનયાત્રા પણ સાગરની યાત્રા સમાન છે. તેઓ આગળ વધતા ગયા પણ પાછળનાં એમનાં ચરણચિહ્નો પણ ભૂંસાતાં ગયાં. આ પૃથ્વી ઉપર મોટા-મોટા ચક્રવર્તીઓ આવી ગયા, જેઓ ગર્વ કરતા કે મારું એક બાણ લાખ વ્યક્તિઓને મોતના ખોળે સુવડાવી શકે છે. બળવાન વાસુદેવ આવ્યા, જે પોતાના સારંગ ધનુષ વડે પૃથ્વીને કંપાવી દેતા. મોટા-મોટા બળવાન યોદ્ધા અને સેનાપતિઓ એના નામથી એવી રીતે ધ્રુજી ઊઠતા જેમ પવનના ઝોકથી પીપળાનાં પાંદડાં કંપી ઊઠે છે. પરંતુ તેઓ પવન વેગે દુનિયાની સામે આવ્યા, તેમ જ દુનિયા પણ એમના બળ અને સત્તાની સામે ઝૂકી પણ ગઈ, પરંતુ એમની આંખો બંધ થતાંની સાથે જ દુનિયાએ પણ એમના ભણીથી આંખો મીંચી લીધી.

ઇતિહાસકારો ભલે એમના ઇતિહાસની કડીઓ શોધતા ફરે, પરંતુ જનસાધારણ એમને કદી યાદ કરતો નથી. જનતા તો એમને જ યાદ કરે છે જેઓએ એના માટે કંઈક કર્યું છે. અઢી હજાર વર્ષ પહેલાં પૂર્વ મગધમાં સમ્રાટ શ્રેણિક પણ થઈ ગયા. એની પાસે, આગમકારો કહે છે, મગધનું સામ્રાજ્ય હતું, સોનાના બાવન કાંગરા હતા. હજારો નર-નારીઓ એના ચરણની ધૂળ લેવા ઊભાં રહેતાં. જે બાજુથી એ નીકળતા કે જયકાર થતો, ત્યાં જય-જયના શબ્દોથી રાજગૃહના ભવનો ગુંજી ઊઠતા હતા.

બીજી બાજુ એ જ મગધ ભૂમિ પર અધ્યાત્મ જગતના સમ્રાટ ભગવાન મહાવીર પણ આવ્યા. એમણે રાજ-પરિવારમાં જન્મ લીધો હતો. એમના પિતા પણ યશસ્વી રાજા હતા. એમના મામા ગણતંત્રના નાયક હતા. પણ શું આપણે એમને એટલા માટે યાદ કરીએ છીએ કે તેઓ એક રાજકુમાર હતા! જો અહીં સુધી જ એમનો વિકાસ સીમિત રહ્યો હોત તો જનતા બીજા હજારો રાજકુમારોની જેમ રાજકુમાર વર્ધમાનને પણ ભૂલી ગઈ હોત. પણ ના, એમણે ભોગને નહીં, ત્યાગનો રાહ લીધો હતો. તેઓ સાધના-પથે આગળ વધ્યા અને એ પથ પર ચાલતી વખતે એમણે ગરીબ ભારતની ને

આગળી લગોટી પણ ન લીધી પરતુ યાદ રાખજો, એ અપરિગ્રહના ઉપાસકની ઉપાસના માટે સ્વર્ગનો ઇન્દ્ર પણ વિલાસ તજી ત્યા હાજર થતો હતો જ્યારે સમ્રાટ શ્રેણિક પાસે ઇન્દ્ર તો શુ સામાન્ય દેવ પણ હાજર થયો નહી હોય, જો કે એમના આધિપત્યમા સોનાના ડુગરો હતા આજે અઢી હજાર વર્ષ પછી પણ ભગવાન મહાવીરને તમે યાદ કરો છો દર વર્ષે વીસ લાખ જૈનો એમની જયતિ ઊજવે છે પણ શુ કોઈએ સમ્રાટ શ્રેણિકની જયતિ ઊજવી છે? અહિંસાના અવતાર ભગવાન મહાવીરના મદિરો તમને મળશે પણ સમ્રાટ શ્રેણિકનુ મદિર બનાવી એમને કોઈએ પૂજ્યા હોય એવુ સાભળવામા આવ્યુ નથી

શુ તમે કદી વિચાર્યું હતુ કે આનુ રહસ્ય શુ છે? દુનિયા શા માટે સમ્રાટો અને ચક્રવર્તીઓને વિસરી જાય છે? અને એક સતનુ નામ રટે છે અને એના પ્રત્યે શ્રદ્ધાના પુષ્પો ચઢાવે છે? એનુ રહસ્ય છે, જેણે પોતાનુ સમગ્ર જીવન જનતાની સેવામા અર્પી દીધુ, કરોડો માણસોને હિત અને કલ્યાણનો માર્ગ બતાવ્યો અને બદલામા શુ લીધુ? તાબાની એક પાઈ પણ દુનિયા પાસેથી ન લીધી જનતા એના જ ચરણોમા શ્રદ્ધાથી નત મસ્તકે રહેશે

જેની પરહિત-વૃત્તિમા સ્વાર્થના કાદવની એક પણ કાળી રેખા નથી, દુનિયા એને જ હૃદય સમર્પિત કરે છે. બીજો એક એવો છે જે થોડુ લઈને સહસ્રગણુ પાછુ આપી દે છે, એને પણ સ્વાર્થી કહી શકાશે નહી. વૃક્ષ પૃથ્વીથી રસ લે છે, હવા પ્રકાશ અને પાણી પણ લે છે તેમ છતાં કોઈએ એને સ્વાર્થી કહ્યુ નથી, કારણ એ જે લે છે, એના બદલા રૂપે સહસ્રગણુ ફળ અને ફૂલ પ્રદાન કરે છે મેઘને આજ સુધી કોઈએ સ્વાર્થી કહ્યો કે ગણ્યો નથી જો કે એ સાગરથી પાણી લે છે, તોપણ એ સ્વાર્થી નથી, કારણ ખારુ જળ એ લે છે અને એને મધુર બનાવી જનતાને એ પાછુ વાળે છે જે લઈને બદલામા પાછુ વાળે છે એને સ્વાર્થી કહી શકાય નહી સતો પણ તમારી (ગ્રહસ્થો) પાસેથી ચાર રોટલા લે છે, એના બદલે તેઓ સત્યનો રાહ બતાવે છે એટલે એમને સ્વાર્થી કહી શકાય નહી.

જે કેવળ લેવાનુ જ જાણે છે અને બદલામા કશુ જ વાળતો નથી, અથવા વાળવાનુ એના સ્વભાવમા નથી તો એ સત તો નથી જ પણ માનવ પણ નથી દેવુ અને બદલામા કઈ પણ ન લેતા દેતા રહેવુ એ દેવોની સપત્તિ છે અને લેવુ અને બદલામા કઈ પણ દીધા વિના લેતા જ રહેવુ

એ રાક્ષસોની સંપત્તિ છે. માણસ તો લે અને દે ની વચ્ચે જીવે છે. એ કંઈક દે છે તો કંઈક લે પણ છે. પણ આજનો માણસ તો ફક્ત લેવાનું જ શીખ્યો છે. દેવાની—આપવાની વાત આવે છે ત્યારે એ કહે છે અમારી પાસે છે જ શું ! અમે શું આપી શકીએ એમ છીએ ! અહીં કોઈ માગનાર આવે છે તો એ બાપડો બે આંસુ સારે છે ત્યારે દેનાર હજાર આંસુ સારતો ફરે છે. કમાણી ખલાસ થઈ ગઈ. ખર્ચો વધી ગયા. ટેક્સોનો ભાર એટલો વધી ગયો છે કે અમે તો માથું પણ ઊંચું કરી શકતા નથી. પણ આમ કહેનારા સજ્જનો સિનેમા જોવા નથી જતા શું ? કમાણી જો ઘટી જાય અને ખર્ચો વધી જાય તો સિનેમા તો પહેલાં બંધ કરવાં જોઈએ, પણ નવી ફિલ્મ આવી કે એમને તો પહેલી ટીકિટ જોઈએ. પછી ભલેને પાંચની ભલે કે દસની. મોટર ફર્નિચરનો રૂ. ૨ નો માસિક ખર્ચ આંખે ચડતો નથી પણ કોઈ ગરીબને પાંચ રૂપિયા આપવા હોય તો સારી દુનિયાભરના ખર્ચો અને ટેક્સ યાદ આવી જાય છે.

મુસાફરી કરવી હોય તો ફર્સ્ટ ક્લાસમાં જઈશું અને આઠ દિવસ અગાઉ સીટ રિઝર્વ કરાવીશું. શું કોઈ થર્ડ ક્લાસમાં બેસાતું નથી ? અરે રાષ્ટ્રપિતા બાપુ હંમેશાં ત્રીજા વર્ગમાં મુસાફરી કરતા હતા. શું એમની પાસે ફર્સ્ટ ક્લાસમાં જવા-આવવા પૈસા નહોતા. એકવાર કોઈએ એમને પૂછ્યું "બાપુ, તમે થર્ડ ક્લાસમાં શા માટે મુસાફરી કરો છો ? ભારતનો બેતાજ બાદશાહ ત્રીજા વર્ગમાં મુસાફરી કરે એ અમારા વાસ્તે શરમની વાત છે" બાપુએ શો જવાબ વાળ્યો ખબર છે તમને ? તેઓએ કહ્યું, "હું ત્રીજા વર્ગમાં એટલા માટે મુસાફરી કરું છું કે ચોથો વર્ગ નથી. ભારતની ગરીબ જનતાને ત્રીજા વર્ગમાં પણ ઊભા-ઊભા જવું પડે છે. હું તો એમનો સેવક છું. પછી ફર્સ્ટ અને સેકંડ ક્લાસમાં કેમ બેસી શકું ?

હા, તો તમે ગાંધીજીના ચીલે ચાલવા ચાહતા હો તો ફર્સ્ટ ક્લાસમાં ન બેસતાં થર્ડ ક્લાસમાં મુસાફરી કરી શકો છો. અને એમ કરવાથી બચેલો પૈસો કોઈ ગરીબને આપો તો કેવું સારું ! મારી બહેનોને કહીશ કે તમે રેશમી અને જ્યોર્જેટની સાડીઓ પહેરો છો. શરીર તો સાદાં કપડાંથી પણ ઢાંકી શકાય છે. પછી રેશમ પહેરીને જીવ-હત્યાનું પાપ શા માટે ખરીદો છો ?

તમે સાદાં કપડાં પહેરતાં શીખો. તેથી ગરીબ ભારતના ગ્રામોદ્યોગને પ્રોત્સાહન મળશે. આમ કરવાથી તમે તમારી અનાથ અને ગરીબ બહેનોને કામ અને રોજી મેળવવામાં સહાયક થઈ શકશો અને તેથી બચતો પૈસો

તમે ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવામાં વાપરશો તો તમને બમણો લાભ મળશે. પહેલો લાભ એ થશે કે જીવનમાં સાદાઈ અને અપરિગ્રહ આવશે અને બીજો એ કે તમે ગરીબ ભારતની સેવા કરી શકશો. આ સેવાના ક્ષેત્રે તમે જેમ-જેમ આગળ વધશો તેમ તેમ તમને જીવનની સાચી મધુરતા મળતી જશે. તમે આજ પર્યંત ભોગનો આનંદ લીધો છે પણ હવે ત્યાગનો પણ આનંદ લેતા શીખો.

રસગુલ્લાનો આનંદ તમે ઘણી વખત લીધો છે. હવે આવો આનંદ લ્યો કે તમે પોતે ભૂખ્યા છો અને તમારી સામે ભાણું આવ્યું કે બરાબર તે જ વખતે ત્રણ દિવસનો ભૂખ્યો કોઈ હાથ પસારી તમારી સામે આવીને ઊભો રહે. તમારો આત્મા એના કરુણા-સ્વરને પીછાને અને ભાણું આખું તમે એ ભૂખ્યાને આપી દો તો એમાં પણ એક સાત્ત્વિક આનંદ છે. ચોપાટીનો સ્વાદ માણનારા શું એક દિવસ આ સ્વાદ પણ લેશે ખરા?

તમારા જીવનની સુવાસ અને સેવાથી કોઈ વ્યક્તિની આંખોમાં કૃતજ્ઞતાનાં આંસુ ઊભરાઈ આવે તો હું માનું છું કે એની આંખોના એ મોતી, પેલા મોતીઓ કરતાં પણ વધુ કિંમતી હશે કે જે તમે પાંચ કે દશ હજાર આપી ઝવેરી બજારમાંથી ખરીદી લાવો છો અને તેનો હાર ગળે પહેરી ગૌરવમિશ્રિત આનંદનો અનુભવ કરી શકો છો.

સ્વીડનની વાત છે. ત્યાંના સમ્રાટની બહેનનું નામ રાજકુમારી યુજિની હતું. એના હૃદયમાં એટલી બધી દયા હતી કે રોગીઓને જોઈ એના હૃદયમાં કરુણા ઉભરાઈ આવતી. આ કરુણાથી પ્રેરિત થઈ રાજકુમારી યુજિનીએ પોતાના હીરા અને મોતીના આભુષણો વેચી એક ઘણી મોટી હોસ્પિટલ બંધાવી હતી. આ હોસ્પિટલમાં સુશ્રુષાનાં સમસ્ત સાધનો ઉપલબ્ધ હતા. આટલાથી રાજકુમારીને સંતોષ ન થતા એ પોતે હોસ્પિટલ જતી અને પોતાના હાથે રોગીઓની સેવા કરતી. બીજી નર્સો કહેતી, "તમે સ્વીડનના રાજકુમારી છો. સેવાનું કામ તમારું નહીં, અમારું છે." રાજકુમારી જવાબ વાળતી "આ પરિચર્યામાં મને સેવાનો એટલો આનંદ મળે છે કે તમે એ જાણી શકશો નહીં. સેવાનો આનંદ પૈસા આપીને મેળવી શકાતો નથી. એ તો સ્વ-હાથો વડે કરીને જ લઈ-મેળવી શકાય છે."

એક વાર એની હોસ્પિટલમાં એક કોઢના રોગથી પીડાતો માણસ આવ્યો. બધા એનાથી બચવા માગતા હતા. રાજકુમારીને ખબર પડી તો એ પોતે એ કોઢી માણસની પાસે પહોંચી ગઈ અને બોલી "ભાઈ, કેટલા દિવસથી આ રોગથી તમે પીડાઓ છો?" એ દર્દથી પીડાતો બોલ્યો:

માતાજી ૭ વર્ષ થઈ ગયાં. આ ભયંકર બીમારીએ ઘર ઘાલ્યું છે. આ ગેંગરીનમાં પીડા થાય છે. લોહી અને પરુ ઝરે છે. કોઈ પણ પાસે ફરકવા માગતું નથી. હવે તો ભગવાન બોલાવી લે તો જ સારું છે." રાજકુમારીની આંખોમાં આંસુ આવી ગયાં. એણે કહ્યું : "બાઈ ગભરાવ નહીં. આ પવિત્ર કામ હું કરીશ." રાજકુમારીએ પાણી ગરમ કર્યું અને પોતાના હાથે રોગીના ઘાવો ધોયા. દવા લગાવી નવા પાટા બાંધી દીધા. નોકરની પાસે થોડાં ફળ મંગાવ્યાં અને રોગીને ખવડાવ્યાં. સાત મહિના સુધી આ ક્રમ ચાલ્યો. દરરોજ રાજકુમારી આવતી. રોગીને નવડાવતી, ઘાવોને પોતાના હાથે ધોતી અને નવો પાટો બાંધી દેતી. એક એવો દિવસ આવ્યો કે રાજકુમારીની સેવા સફળ થઈ અને રોગી સ્વસ્થ-સાજો થઈ ગયો. જે સ્ત્રીએ એને જવાની ન આપી અને એ જવા લાગ્યો ત્યારે રાજકુમારીને કહ્યું : "તમે મારી ઉપર માતા છો. એક માતા પણ બાળકની આટલી સેવા નહીં કરે જેટલી કે તમે રાજકુમારી હોવા છતાં મારી સેવા કરી છે. તમારી સેવા અને મમતાએ જ રોગ મટાડ્યો છે. તમારી પરિચર્યાને આ માનવ આખી જીવનની છેલ્લી ઘડીઓમાં પણ ભૂલી નહીં શકે." અને એનો ચરણ સ્પર્શ કરતાં એની આંખોમાં આંસુનાં મોટાં-મોટાં બિંદુઓ નીતરી રહ્યાં.

આ જોઈ રાજકુમારી બોલી : "ભાઈ, આ હોસ્પિટલના નિર્માણમાં મેં હીરા ને મોતીનાં આભૂષણો આપ્યાં છે. આજે તે મોતી ઊગી નીકળ્યાં છે. તમારાં નયનોનાં મોતી પામી હું આજે ધન્ય બની ગઈ છું."

સાચું પૂછો તો આ જ જીવનની કળા છે. આંસુઓનાં મોતીઓથી માણસને તોળાય છે. જેનું મૃત્યુ દુનિયાને ખટકે, જેનું નામ લેવા પર આવતાં જ સાંભળનારની આંખો મોતીઓની ભેટ ચડાવે એ જ જીવનનો સાચો કળાકાર છે. નહીંતર જેના મૃત્યુ પર લોકો કહેવા લાગે : સારું થયું. આ રે સારાયે ગામનો રોગ ગયો, તો સમજવું જોઈએ કે એનું જીવન દિવાળિયા જેવું છે.

એક વખત એક શેઠને ત્યાં પુત્રજન્મ થયો. લાંબું ઘર ને કુમારનો જન્મ, અને વેપાર પણ એ નગરશેઠ રહ્યા. લોકો દૂર-દૂરથી વધામણી દેવા આવવા લાગ્યા. શેઠને તો આ વૃદ્ધાવસ્થાનું સંતાન હતું. એમના હરખમાં હરખ માતો નહોતો. તેઓ પણ આગળ વધી-વધીને લોકોનું સ્વાગત કરી રહ્યા હતા. સૌના મોં પર મલકાટ હતો પણ પેલું નવજાત બાળક રડી રહ્યું હતું. એના રુદનનો અવાજ પડોશમાં રહેતા શેખસાદીના કાને પડ્યો. તેઓ પણ આવ્યા અને સીધા બાળકની પાસે જઈને બોલ્યા : "આજે

તારો જન્મોત્સવ ઉજવવા દૂર-દૂરથી લોકો આવી રહ્યા છે સૌ હસે છે અને તુ રડી રહ્યો છે કોઈ ચિંતાની વાત નથી પણ તુ તારી જિંદગી એવી બનાવજે કે જ્યારે તુ સંસારથી વિદાય લે ત્યારે તુ હસતો રહેજે અને દુનિયા રોતી રહે" બસ, આજ તો જિંદગી છે.

હસવુ એ જ તો જિંદગીની જિંદાદિલી, મર્દાનગી છે રડતા અને મડદાની જેમ જીવવુ એ પણ શુ કોઈ જિંદગી છે? પણ યાદ રાખજો, સુખના મહેલોમા રહેતા ચહેરાઓ પર મલકાટ રહે, એમા કશો ચમત્કાર નથી પણ વિપત્તિની ભયાનક ઘડીઓમા જ્યારે દુઃખની અંધારી રાતમા કષ્ટોની વીજળીના કડકડાટ થઈ રહ્યા હોય ત્યારે-તેવા વખતે પણ તમારા મો પરનો મલકાટ જાય નહી-જવો જોઈએ નહી, એનુ તમે સદૈવ ધ્યાન રાખજો વળી એક વાત એ પણ છે કે પોતાના સુખમા તો હરકોઈ હસી શકે છે પણ બીજાની સેવા કરતી વેળા મુસીબતો આવી પડે, વિપત્તિઓના તોફાનો આવે તો પણ તમારો મલકાટ-સ્મિત કાયમ રહેવો જોઈએ તમારે પેલા ગુલાબની જેમ સદા ખીલ્યા રહેવુ જોઈએ, જે પથ્થરની સાથે અથડાતાં પણ પોતાની સુગંધ આપતુ રહે

એક વાર થોડા ગુલાબ પીસાઈ-દળાઈ રહ્યા હતા ઇત્રવાળો એમને ખરળમા ખાંડી રહ્યો હતો ફૂલની કળી તો શુ પણ એનો અણુએ અણુ ખંડાતો જઈ રહ્યો હતો અને સાથે જ પોતાને મૃતપ્રાય કરનારને પણ એ સુગંધિત કરી રહ્યુ હતુ એ જ વખતે એક દાર્શનિક તે બાજુથી પસાર થયો એણે પૂછ્યુ "રે મોહક પુષ્પ તારુ જીવન તો સુવાસિત જીવન છે, પછી તારા થકી એવો તે શો અપરાધ થયો છે કે તુ નિર્દય શિલા તળે પીસાઈ રહ્યો છે?" એમાના પૈકી થોડાક ફૂલો બોલ્યાં.

"અમારો તો શો અપરાધ, અમે તો દુનિયાને ખુશબુ આપવા આવ્યાં છીએ પણ અમારો અપરાધ હતો કે અમે હસી પડ્યા અને દુનિયા અમારી એ હસીને જોઈ ન શકી દુનિયા બીજાની આંખોમા આંસુ જોઈ શકે છે પણ બીજાના આંખોની હસી એ જોઈ શકતી નથી દુનિયા દુઃખીઓને જોઈ એમના પ્રત્યે દયા લાવી શકે છે પણ સુખીને જોઈ એ ઈર્ષ્યા કરવા લાગે છે" એમાના વળી બીજા ફૂલો બોલ્યા 'હે મનુ-પુત્ર, અહીં મળતી પીડાથી અમને તો કિંચિત માત્ર પણ દરદનો અનુભવ થતો નથી કારણ અમે જાણીએ છીએ કે અમારુ આ દુઃખ બીજાઓ માટે છે બીજાઓ માટે પોતાને મીટાવી દેવામા અમને દુઃખ થશે નહી અમારુ જીવન સૌરભ-સુગંધ લુટાવવા માટે જ છે. રે માનવ, અમારી જિંદગીથી તો તમે કાંઈ

શીખ્યા નથી પણ જો મોતથી કંઈ શીખશો તો આ મોત પણ જિન્દગી વરદાન બનશે." આ વિશાળ હસ્તીની પવિત્ર પ્રેરણા છે 'પરહિતાર્થે' પોતાને મિટાવી જે હસતા રહે છે મોતની છેલ્લી ઘડી સુધી એમના મોં પર સ્મિત ફરકતું રહે છે એ જ તો હસ્તીની સુવાસ છે અને એ સુવાસ એમના ગયા પછી પણ જનતાના હૃદય-પટલ પર રહી એમની સ્મૃતિને સજીવ રાખે છે

એક બીજી વાત છે બીજાને કરવામાં આવેલી ભલાઈ પ્રકારાન્તરે સ્વ ઉપકાર છે આજે જો આપણે બીજાને કામ આવીશું કાલે એ આપણા કામે આવશે. તમે કંઈક મેળવ્યું છે અને તમારી પાસે અગર અભાવથી પીડાયેલો કોઈ હાથ પસારે છે ત્યારે એના દુઃખમાં જો તમે સહયોગી બનો છો તો કાલે એ પણ તમારો સહયોગી બનશે. કારણ જીવન તો પલટો કરતો જાય છે કર્મ-સિદ્ધાંત ઉપર વિશ્વાસ ધરાવનાર કદી પોતાને સદા માટે સંપત્તિનો સ્વામી માની શકતો નથી. ક્યારેક પાસો બદલાઈ શકે છે આજનો ધનકુબેર કાલે ગલીનો ભિખારી બની શકે અને આજનો ગલીનો ભિખારી, ઘેર-ઘેર રોટલાના બે કટકા માટે હાથ લંબાવનારનું પણ ભાગ્ય જાગી શકે છે અને તેઓ નગરના ધનવાનોની શ્રેણીમાં આવી શકે છે આવા ઘણા પ્રસંગો સાંભળ્યા છે એટલું જ નહીં નજરે જોવામાં પણ આવ્યા છે કે એક દિવસે જેઓ દસ રૂપિયામાં નોકરી કરતા હતા તેઓ લાખોના સોદા કરનારા બની ગયા

આ તો બીજાની મુસીબતોમાં તમે જો ભાગ પડાવ્યો છે એમનાં આંસુ લૂછ્યાં છે તો તમારી પરિસ્થિતિ બગડતાં અને તેમનામાં માનવતાનો દીવો પ્રગટેલો હશે તો તેઓ તમારા કામમાં પણ આવશે જ

ખેડૂત પોતે કેટલો ચતુર છે એ ગામડામાં વસે છે એનામાં શહેરી-સભ્યતા વ.નો અભાવ છે તેમ છતાં ગામડાવાળાઓએ શહેરો પાસેથી કંઈક શીખવાનું છે તેમ શહેરીઓએ પણ ગામડાવાળાઓ પાસેથી કંઈક શીખવાનું-લેવાનું છે શહેરની સફાઈ અને વ્યવસ્થા ગામડાએ શીખવાની છે તો શહેરીઓએ ગામડાની સેવા, સરલતા અને નિષ્કપટપણું શીખવાની જરૂર છે

હું ગામડામાં રહેતા ખેડૂતની કુશળતાની વાત કરી રહ્યો હતો. એના ઘરમાં ઢગલાબંધ અનાજ આવે છે ભૂમિ-પુત્ર ભૂમાતાની સેવા કરી બદલામાં ધાન્યના ઢગલા મેળવે છે પણ જે કંઈ મેળવે છે બધું એ ખાઈ જતો નથી. એનો થોડો ભાગ પાછો પૃથ્વીને આપી દે છે પૃથ્વીના પેટાળ પર

વિખરેલા થોડાક દાણાના બદલામા સહસ્રગણા થઈને એને મળે છે આ જ આપણી સેવા અને સમર્પણનુ પ્રતિફળ છે

તમે પુરુષોત્તમ પાર્શ્વનાથ પ્રભુના જીવનથી સારી રીતે પરિચિત છો. કમઠ એનો હરીફ હતો એ હમેશા એમનો વિરોધી બનીને જ સામે આવ્યો. વારાણસી એ દિવસોમા કમઠ સમા તાપસોનુ તપ-કેન્દ્ર હતુ પણ એમની અજ્ઞાન સાધનામા દેહદડની પ્રધાનતા હતી હિસા-જન્ય પ્રવૃત્તિઓની પણ તેટલી પ્રધાનતા હતી પાર્શ્વનાથ ભગવાન ઉગ્ર કષ્ટ પ્રદર્શન દ્વારા જનતાને આકર્ષતા ભૂલેલા રાહદારીઓને સત્ય પથ ભણી દોરવા નીકળી પડયા. વારાણસીની બહાર તપ કરતા કમઠની પાસે તેઓ ગયા એની સાધનાને આત્મ-લક્ષ્યથી વિપરીત દર્શાવતા તેઓ બોલ્યા "હે ભોળા સાધક, તમે જે તપ કરી રહ્યા છો તે તો અન્ય પ્રાણીઓ માટે ઉત્પીડનનુ કારણ બની રહ્યુ છે. તમારી આ ધૂણીની લપેટોમા સર્પ અને સર્પિણી શેકાઈ રહ્યાં છે"

જ્યારે બળતા કાષ્ઠ—લાકડાને ચીરવામા આવ્યુ તો અર્ધ-દગ્ધ—સર્પ—સર્પિણી બહાર નીકળ્યા પાર્શ્વકુમારે એમને નવકાર મત્ર સભળાવ્યા. સર્પ—સર્પિણી ત્યાથી મરી ધરણેન્દ્ર અને પદ્માવતીના રૂપમા સ્વર્ગભૂમિમા ઉત્પન્ન થાય છે, ક્ષુદ્ર જીવો ઉપર પ્રભુનો આ ઉપકાર હતો પણ આ ઉપકાર વૃત્તિ જ એક દિવસે એમના માટે પ્રત્યુપકારમાં બદલાઈ ગઈ પાર્શ્વનાથ ભગવાન આત્મા—સાધન માટે મુનીન્દ્ર બની વનમા જ્યારે ધ્યાનસ્થ ઊભા હતા ત્યારે અસુર કમઠે પોતાના વૈરનો બદલો લેવા માટે પ્રભુને જલમગ્ન કરી દેવા સારુ પ્રલયકારી વૃષ્ટિ કરી હતી એ જલ—પ્રવાહ—પ્રભુના ગળાથી પણ ઉપર આવી ગયો હતો કે તે જ વખતે ધરણેન્દ્ર અને પદ્માવતી સર્પ——સર્પિણી રૂપે આવી છત્ર બની એમનુ રક્ષણ કર્યુ પ્રભુએ એમનુ રક્ષણ કર્યુ તો તેઓ પણ નાગ રૂપે જ પ્રભુના રક્ષણ કાજે દોડી આવ્યા હતા

આ છે ઉપકાર અને પ્રત્યુપકારની કથની, આજનો ઉપકાર આપણા માટે જ પ્રત્યુપકાર રૂપે ક્યારે કઈ ક્ષણે આપણુ રક્ષણ કરવા આવી જશે એ કહી શકાતુ નથી કોઈ પણ પ્રકારે તમે જીવનમા પરોપકારને આશ્રય આપશો તો જીવનનો રોટલો મધુરો બની જશે તમે જાણો છો કે મીઠા વિના રોટલો મીઠો લાગતો નથી તેથી જ મધ્ય—ભારત વગેરે પ્રદેશોમા રસોઈ કરતા પહેલા લોટમા મીઠુ નાખવાની પ્રથા છે આપણી બહેનો આ કળામા નિપૂણ છે ઘણા બધા લોટમા થોડુક મીઠુ પડે છે તો રોટલાનો સ્વાદ વધી જાય છે, તેમ આપણા ઢગલાબધ સ્વાર્થના લોટ—આટામા જો પરમાર્થનુ ચપટીભર મીઠુ પડી જાય તો સ્વાર્થનો રોટલો મીઠો બની જશે.

# ૩૧ જીવનના બે રૂપ-૨

આજનો માણસ સેવા અને પરોપકાર વૃત્તિને ભૂલી ગયો છે જાણે કે એ બધા જ મની વાત હોય એને તો પોતાના મતલબની વાતો યાદ છે પર-કામને કામ નહીં પણ હરામ માને છે એ તો સ્વાર્થ ભણી જ દોડતો આવ્યો જઈ રહ્યો છે પાકા ફળને જોઈ જેમ પક્ષી દોડે છે તેવી જ રીતે માણસ પૈસા તરફ દોટ લગાવી રહ્યો છે આ પૈસાની દોટ પાછળ એણે પોતાની માનવતા પણ વેચી દીધી છે પોતાની પારિવારિક જવાબદારીઓનો એણે પરિત્યાગ કર્યો છે એટલે આજે મનુષ્યને મનુષ્ય કરતાં પણ જડ પૈસો વધુ પ્રિય છે

યાદ રાખજો, પૈસાના પ્રેમે ભાઈને ભાઈનો શત્રુ બનાવ્યો. ઔરંગઝેબે પોતાના પિતા શાહજહાંને કારાગૃહમાં પૂર્યો ભાઈઓની હત્યા કરી. એને તમે પૂછો કે આવો જુલમ શા માટે કર્યો ? શું તારી પાસે ખાવા-પીવાનું કંઈ ઓછું હતું ? એની પાસે આ માટે હા નો જવાબ નહીં હોય. અને કદાચિત્ એ કહી પણ દે તો દુનિયા એના કથનનો સ્વીકાર કરી શકશે નહીં એ શાહજાદો હતો. એને સમસ્ત રાજ્યી વૈભવો પ્રાપ્ત હતા. ખાવા-પીવાની વાત તો શું આગ્રાના શાહી મહેલો પણ એને સારુ ખુલ્લા હતા, તેમ છતાં એની સ્વાર્થબુદ્ધિએ વિરામ ન લીધો અને પિતાને કારાવાસની કોટડીમાં પૂરી દીધો. શુજા અને દારા જેવા વીર ભાઈઓને પથ-અવરોધક માની હણી દઈને એમને મરાવી નાખે છે સાચું છે કે સ્વાર્થી માણસ પોતાના સ્વાર્થ માટે કયો અત્યાચાર નથી કરતો ! એક હિંદી કવિએ કહ્યું છે

> है स्वार्थ तेरी धृष्टताने बन्धुजन शत्रु किये
> दुष्कर्म है वे कौनसे जो ना किये तेरे लिये।

**तेरी परायनता चराचर विश्व में छा रही;**
**उपकार करना स्वार्थ बिन यह बुद्धि तो जाती रही ॥**

કવિ કેટલુ માર્મિક કહી ગયો છે! સ્વાર્થને ઉપાલભ દેતા કહે છે: સ્વાર્થે આપણા સ્નેહી-સબધીજનોમા વૈર અને વિદ્વેષની ખાઈ ઊભી કરી દીધી છે. પહેલા તો તેઓ એક બીજાને જોયા વિના જીવવું પણ અસભવિત માનતા, હવે તેઓ સ્વાર્થમા ભગ પડતા એક બીજાનુ મો જોવામાં પણ પાપ માને છે આ સસારના સબધો અને સગપણો સ્વાર્થના દોરા વડે બંધાયેલા છે સ્વાર્થનો દોરો કાચા સૂતરના દોરા કરતા પણ વધુ કાચો હોય છે જ્યા સુધી માણસના સ્વાર્થને પોષણ મળતુ રહેશે, ત્યા સુધી એ બીજાની સેવા પણ કરતો રહેશે એને પોતાના આરાધ્ય માની પૂજા પણ કરશે પણ સ્વાર્થની સમાપ્તિની સાથે જ એક ક્ષણમા એટલા દૂર જઈ પડશે જાણે કે કોઈ જાતની આપસમા ઓળખાણ જ ન હોય તમે જાણો છો કે મકાનના થાભલા (લાકડાના થાભલા) જ્યા સુધી ઉપરની મજિલોનો ભાર સહન કરવાની ક્ષમતા ધરાવે છે, ત્યા સુધી મકાનમાલિક એમની સુરક્ષા સારુ ચિતા રાખતો રહે છે સાફ-સફાઈ પણ કરે છે અને દિવાળીના તહેવારે તેલ ને વાર્નિશ પણ લગાડે છે પણ જે ક્ષણે એ સ્તભ (થાભલો) ભાર સહન કરવાનો ઈન્કાર કરશે-અર્થાત્ જીર્ણ બનશે ત્યારે એની શી સ્થિતિ થાય છે? પછી એને કોણ તેલ અને વાર્નિશ લગાડશે! તેલ ને વાર્નિશના દિવસો તો ગયા પણ હવે તો એના ટૂકડે ટૂકડા કરી ચૂલામા જ હોમશે પછી તો અગ્નિની જવાલામા એમનુ અસ્તિત્વ જ ભૂસાઈ જશે કારણ કે એની પ્રીતિ પણ સ્વાર્થના દોરા વડે બધાયેલી હતી

સ્વાર્થ-પ્રેમ હમેશા સાથ આપે એવુ પણ બનતુ નથી આપણુને શઠ-કપટી મનુષ્યો પસદ નથી પણ કપટ પસદ છે કારણ બદમાશ આદમી તો ધન લઈ જાય છે જ્યારે લુચ્ચાઈ તો બીજાનુ ધન અપહરણ કરી લઈ આવે છે હા, તો સ્વાર્થી સદા 'સારા'થી પ્રેમ કરતો નથી, એ તો સ્વાર્થને જ પ્રેમ કરે છે સ્વાર્થની પ્રીતિ અલ્પ-આયુ લઈને આવે છે

એક વખત કુતરાઓની કોન્ફરન્સ મળી કૂતરા-સમાજના વિકાસ અને ઉજ્જવલ ભાવિ માટે ચર્ચા-વિચારણા શરૂ થઈ એક સજ્જન કૂતરાએ ઠરાવ રજૂ કર્યો "આપણો સમાજ પરસ્પર લડવા માટે બહુ બદનામ થયો છે. આપણે આપસમા લડીએ છીએ નાનાશા રોટલાના બટકા માટે આપણે ઝનૂની બની લડી પડીએ છીએ, આ કેટલી ખરાબ વાત છે? આજે પ્રેમ અને ભ્રાતૃ-

કચરાઈ ન જાય જેને ફક્ત પોતાના હિતોની જ ચિંતા છે, તે જઘન્ય સ્વાર્થી છે બીજો છે જે પોતાના હિતની સાથે-સાથે બીજાના હિતનો પણ કાંઈક ખ્યાલ રાખે છે તેને મધ્યમ પ્રકૃતિનો માણસ કહી શકાય પરંતુ બીજા માટે પોતાના હિતોનું બલિદાન કરે તે તો મહાપુરુષ જ છે.

અથવા એમ પણ કહી શકાય કે જેટલું લે છે તેટલું પાછું પણ વાળી દે છે, તે સાધારણ ભદ્ર પુરુષ છે જેટલું લે તેના કરતા વધુ વાળી આપે એ વિશિષ્ટ પુરુષ છે, પરંતુ જેણે પોતાની સમગ્ર જિંદગી પરાર્થ કાજે સમર્પી દીધી છે તે અસાધારણ મહાપુરુષ છે તે તીર્થંકર દેવોનો મહાન આત્મા છે, જેનું સમગ્ર જીવન લોક-કલ્યાણ અર્થે છે અનંતાનંત આત્માઓને અંધારેથી પ્રકાશ ભણી દોરી લઈ જવા માટે જ એમનું જીવન છે પરંતુ આ ત્રણેયથી જુદો એક પ્રકાર બાકી રહી જાય છે ફકત લેવાનું જ જાણે છે પણ બદલામાં કંઈ દેવા માગતો નથી લેવાની કોઈ સીમા માનીને એ ચાલતો નથી

માણસ મોટામાં મોટી હિંસા સ્વાર્થથી પ્રેરાઈને જ તો કરે છે. માનવીની સ્વાર્થબુદ્ધિ જ્યારે એનો વિવેક-દીપ ઓલવે છે ત્યારે જ તો એ હિંસા માટે પ્રેરિત થાય છે ચીના લોકો કર્મોરેંટ નામનું પક્ષી પાળે છે. આ પંખી લગભગ બગલા જેવું હોય છે, એનો ઉપયોગ તેઓ માછલા પકડવા માટે કરે છે પરંતુ તે પોતે એક પણ માછલું ખાઈ ન જાય એ માટે એના ગળામાં એક ગોળી ફસાવી દે છે જુઓ, કેટલી સ્વાર્થીલી બુદ્ધિ છે માણસની ! તેની પાસેથી બીજો કોઈ કશું લઈ ન શકે તે માટે કેટલી સાવધાની રાખે છે !

ક્ષણિક સ્વાર્થ માટે માણસે હિંસાની પ્રક્રિયાને કેવું વિશાળ રૂપ આપ્યું છે ? મોટા-મોટા કસાઈ-ખાનાઓ માનવીની સ્વાર્થવૃતિની વાતો કહી રહ્યા છે અલ્પ એવા સ્વાર્થ ખાતર એણે ચીખતા-બરાડા પાડતા પશુઓની કબર પોતાના પેટમાં નિર્માણ કરી છે

'ચિકાગોમાં કસાઈખાનું છે જ્યાં દરરોજ સવારથી લઈને સાંજ સુધી અવિરત પશુઓની કત્લ થયા કરે છે એ પશુઓની કત્લથી લોહીની નદીઓ વહી રહી છે એ એક જ કસાઈખાનામાં અઢારસો મજૂરો પ્રતિદિન કામ કરે છે આ તો થઈ વિદેશની વાત પણ ભારતની જ વાત લ્યો ભગવાન મહાવીર અને મહાત્મા બુદ્ધ જેવા અહિંસાના પેગંબરો અહીં થઈ ગયા મહાત્મા ગાંધીએ અહિંસાનો સંદેશ આપી આપ્યો જે ભારતીય સરકાર વિશાળ મંચ ઉપરથી અહિંસાનો ઉદ્ઘોષ કરે છે તે જ ભારત સરકાર મુંબઈ

મદ્રાસ કલકત્તા દિલ્હી જેવા ભારતનાં પ્રમુખ નગરોમાં કરોડો રૂપિયા ખર્ચી વિશાળ કસાઈખાનાં નિર્માણ કરી રહી છે શું આ પશુઓના આરામ માટે છે ? ના નહીં વહેલામાં વહેલા વધુમાં વધુ સંખ્યામાં પશુઓની કતલ થાય એ આ નિર્માણ પાછળનો ઉદ્દેશ છે

અહિંસાની ભૂમિ ભારતમાં મત્સ્યોદ્યોગને પ્રોત્સાહન મળી રહ્યું છે કસાઈખાનાં વધી રહ્યાં છે આપણી અહિંસા દેવી ચુપચાપ આંસુ વહાવી રહી છે એનાં આંસુઓ કોણ લૂછશે ! ખાદ્ય ઉપરાંત ફેશનેબલ વસ્તુઓ માટે પણ ઘણી હિંસા થાય છે આ ચીકણા ચમકતા ચામડાના પટ્ટા અને બૂટ બધાં મહા હિંસાથી જ તૈયાર થયેલાં છે એ નિશ્ચિત છે કે ચામડાની જે વસ્તુ જેટલી વધુ મુલાયમ અને ચમકીલી હશે એના નિર્માણમાં એટલી જ વધુ હિંસા થઈ હશે.

સ નમાં એકવાર એક વર્ષમાં ૭ લાખ પશુઓનું ચામડું વેચાયું હતું એનો શું ઉપયોગ થયો હતો ખબર છે તમને ! એના વડે ચામડાની બેગો બૂટો ચંપલો વગેરે બનાવવામાં આવ્યાં હતા. મનને આનંદ પમાડનારી વસ્તુઓ માટે ૭ લાખ પશુઓની ચિત્કારો કેટલી મર્મવેધી બની હશે ! પરંતુ સ્વાર્થી મનુષ્યો પાસે એ કરુણ ચિત્કારો સાંભળવા કાન નથી ફક્ત મનોરંજન માટે થઈને અનેક પશુઓના પ્રાણ લઈ લેવામાં આવે છે ક્યારેક એમની પૂંછડી કાપી નાખવામાં આવે છે કેટલાક આદમીઓને કાપેલી પૂંછડીવાળાં પશુ પસંદ હોય છે એટલા માટે ગાય અથવા કૂતરાનું પૂંછડું કાપી નાખવામાં આવે છે પૂંછડું કાપતાંની સાથે જ લોહીની ધારા વહી નીકળે છે એમનો આત્મા કેટલો તડપતો હશે ! પણ એ મૂક પશુના તડફડાટને કોણ જુએ છે ! લોહીની ધારને બંધ કરવા માટે લોઢાને ચીપીઓ ગરમ કરી એ સ્થળે ચોંટાડી દેવામાં આવે છે એક તો ઘા અને ઉપરથી પાછો ગરમ ચીપીઓ લોહી તો બંધ થઈ જાય પણ એને કેટલી પીડા થતી હશે એની કલ્પના પણ કરી શકાતી નથી. પાછળથી કાપેલાં પૂંછડાવાળા પ્રાણીને મચ્છર પણ ઘણો ત્રાસ આપે છે કારણ કે પૂંછડાના અભાવે મચ્છરોને ઉડાડવામાં પણ તેઓ અસમર્થ બની જાય છે

આ બનાવો ક્ષુદ્ર મનોવૃત્તિની પ્રતીક છે પીડિત જોઈ મનમાં આનંદ અનુભવે છે તો સમજવું જોઈએ કે મનના ખૂણે ક્યાંક ક્રૂરતા નમી બેઠી છે પણ ક્ષુદ્ર વૃત્તિની વ્યક્તિ માટે એનો સ્વાર્થ એ મોટી ચીજ છે બીજાના પ્રાણનું કોઈ મૂલ્ય નથી. આવી સ્વાર્થી વ્યક્તિઓ દેશના અને સમાજના

ગૌરવને નષ્ટ કરે છે જ્યારે મનુષ્યની દૃષ્ટિમા દેશની પ્રતિષ્ઠા, સમાજનું ગૌરવ અને રાષ્ટ્રગરિમા એ બધા ઉપર સ્વાર્થને સ્થાન મળે છે ત્યારે તે બધાને એક ક્ષણમા તજી શકે છે કોઈ આશ્ચર્ય જેવુ નથી કે આવી વ્યક્તિઓ જ્યા રહેશે ત્યાની ફૂલવાડી જલદી જ ઉજ્જડ બની જશે કારણ જ્યા બધા જ માણસો સ્વાર્થી બની જશે ત્યા વિધ્વસ સિવાય બીજુ શુ નિર્માણ થઈ શકશે ?

એક વખત એક હસ-જુગલ ઉડતુ ઉડતુ એક એવા પ્રદેશમા પહોચ્યુ જે બિલકુલ ઉજ્જડ બની ગયુ હતુ કયાય સૌદર્ય અને સ્વચ્છતાના દર્શન થતા નહોતા સમસ્ત પ્રદેશમા ભયનુ વાતાવરણ સર્જાઈ રહ્યુ હતુ એટલે થાકયા-પાકયા પખીઓએ એક વૃક્ષની સુક્કી ડાળ પર આશ્રય લીધો પાસેની ડાળ પર બે ઘૂવડ બેઠા હતા એમને જોઈ હસે હસણીને કહ્યુ "એક દિવસે આ વનસ્થળી હરી-ભરી હતી પ્રકૃતિનુ સૌદર્ય સર્વત્ર પ્રસરી રહ્યું હતુ પણ આજે આ કેવુ ઉજ્જડ બની ગયુ છે ? એ સૌદર્ય અને સુષમા હવે કલ્પનાવત્ બની ગયા છે એનુ શુ કારણ હોઈ શકે છે, તે તુ જાણે છે !" હસણીએ ના પાડતા હસે બીજી ડાળ ઉપર બેઠેલા ઘૂવડની તરફ ઈશારો કરતા કહ્યુ "આ અહી આવી વસ્યા તેથી લીલીછમ આ વનસ્થલી ઉજ્જડ બની ગઈ આ પક્ષીઓ જ્યા આવીને વસે છે ત્યા ધ્વસ જ ધ્વસ થાય છે દેશને વેરાન થતા વાર લાગતી નથી "

ઘૂવડે હસની વાત સાભળી તો હસનુ તીર એના કાળજામા વીધાયુ. પણ એની પાસે એનો જવાબ પણ નહોતો કડવો ઘૂટડો પી-ગયુ અને બેસી રહ્યુ રાત વીતી સવારે હસ-યુગલ ઊડવા લાગ્યુ તો ઘૂવડે હસણીને રોકી લીધી અને બોલ્યુ "આને કયા લઈ જાય છે, આ તો મારી પત્ની છે" હસે કહ્યુ "એ પણ કદી સભવિત બને ખરુ ? હસણી શુ કદી ઘૂવડની પત્ની બની છે ખરી ?" ઘૂવડે કહ્યુ "શા માટે નહી, આજે તો બધુ સભવિત છે" હસ વિચારમા પડી ગયો હસણી ચીખવા લાગી ત્યારે ઘૂવડે કહ્યુ કે, "તમે જો ચાહો તો આ દેશના પચો પાસે એનો નિર્ણય કરાવી શકો છો એ પચો જે ન્યાય આપે તે સૌએ મજૂર કરવો પડશે" સૌ પચોની પાસે પહોચ્યા બને પક્ષોએ પોતપોતાની ફરિયાદ રજૂ કરી. પચોએ વિચાર્યુ હસ તો પરદેશી છે આજે એ છે ને કાલે ઊડી જશે. આપણો પાડોશી તો આ ઘૂવડ છે જો એને નારાજ કરીશુ તો એ ઠીક નહી થાય અને ઘૂવડનો પક્ષ લઈશુ તો સત્યનુ ખૂન થશે આખર સુધી પચો કોઈ નિર્ણય ન આપી શકયા

પંચોને મૌન બેઠેલા જોઈ વૃદ્ધ-ન્યાય પ્રમુખ બોલ્યા: "તમે સૌ અનુમતિ આપો તો હું આ કેસમાં હાથ નાખું." પંચો તો ઇચ્છતા જ હતા કે આ બલા કોઈ બીજાના શિરે જાય તો સારું. એટલે તો સહર્ષ સ્વીકૃતિ આપી દીધી. સ્વીકૃતિ મળતાં જ પ્રમુખે ન્યાયાસન સંભાળ્યું. પરંતુ ન્યાય દેવાની એક ક્ષણ પહેલાં પંચોને ખાનગીમાં મંત્રણા માટે જુદા લઈ ગયા. બોલ્યા: "આ તો બપોરના અજવાળાની જેમ સ્પષ્ટ છે કે હંસણી હંસની પત્ની છે. પણ આ ઇન્સાફથી દેશને પણ મોટું નુકશાન થશે. કારણ કે આ હંસ પરદેશી છે અને ઇન્સાફ મળતાંની સાથે જ હંસણીને સાથે લઈને ઊડી જશે. કોઈ પણ ઉપાયે જો હંસણીને રોકી લેવામાં આવે તો જે પ્રદેશ આજે ઘૂવડોથી ભર્યો છે તે એક દિવસે હંસોનો પ્રદેશ બની જશે." બધા પંચો ઠરાવથી સંમત થઈ ગયા કારણ દેશનું હિત સર્વોપરી હતું.

બધા બહાર આવ્યા. પ્રમુખ ન્યાયાસન પર બેઠા અને થોડી વાર પછી એમણે ફેંસલો આપ્યો: "હંસણી ઘૂવડની પત્ની છે. એ ઠીક છે કે એ હંસ જાતિની છે પણ આજના પ્રગતિશીલ યુગમાં આન્તર્જાતીય વિવાહ પણ થાય છે. ભારતીય વ્યક્તિ યુરોપીયન નારી સાથે શું લગ્ન નથી કરતો? માટે આન્તર્જાતીય લગ્ન કાયદા પ્રમાણે હંસણી ઘૂવડની પત્ની હોવામાં કોઈ જાતનો સંશય રહેતો નથી."

ફેંસલો સાંભળતાં જ હંસના હોશ-હવાસ ગુમ થઈ ગયા. હવે અપીલ માટે બીજું કોઈ ન્યાયાલય પણ નહોતું અને પંચ પ્રમુખનો ન્યાય સર્વોપરી હોય છે. આંસુભર્યા ખિન્ન મને હંસ પોતાના દેશ ભણી ઊડી ચાલ્યો. હંસણીની આંખોમાં આંસુ નીતરી રહ્યાં હતાં. હંસ હજુ થોડેક દૂર ગયો હશે કે પેલા ઘૂવડે એને પાછો બોલાવ્યો અને બોલ્યો, "હંસણીને મૂકીને ક્યાં જઈ રહ્યો છે? હંસણી શું કદી ઘૂવડની પત્ની થઈ છે? મારે બે દિલોની વચ્ચે દિવાલ બનવું નથી." હંસનો મલકાટ પાછો મોં પર ફરી વળ્યો. એ બોલ્યો: "તો પછી આ નાટક કેમ રચ્યું?" ઘૂવડે કહ્યું: "એ બધું એટલા માટે જ કે તેં ગઈ કાલે કહ્યું હતું ને કે આ ઘૂવડોના વસવાટને લીધે સમગ્ર વનસ્થળી ઉજ્જડ બની ગઈ. મારે એ જ બતાવવું હતું કે વનસ્થળી ઘૂવડોના કારણે ઉજ્જડ બની કે સભ્યતા અને સંસ્કૃતિના રક્ષક તમારા સમા સ્વાર્થીઓને કારણે!"

જ્યાં સ્વાર્થનું સામ્રાજ્ય છે ત્યાં સત્યનું ગળું ઘોંટી નખાય છે ત્યારે અહિંસા વનોમાં ભટકી ફરે છે, વિવેક પોતાના ભાગ્ય ઉપર આંસુ સારે છે

હવે જીવનના બન્ને રૂપો તમારી સામે છે એકમા સેવા છે, સમર્પણ છે, તો બીજો કેવળ લેવાનુ જ જાણે છે એકમા બીજા માટે પોતાને કુરબાન કરવાની ભાવના છે તો બીજો પોતા માટે બીજાને કચડી નાખવા માગે છે એકનુ નામ પરોપકાર છે, તો બીજાનુ નામ સ્વાર્થ છે એક કટકનો રાહ છે બીજામા ફૂલ નજરે પડે છે પણ પહેલાનુ પર્યવસાન ફૂલોની વાટિકામા છે ત્યારે બીજો રાહ કટકાકીર્ણ પથ પર લઈ જાય છે હુ આશા રાખુ છુ કે મુબઈના સુવિજ્ઞ નાગરિકો પ્રશસ્ત માર્ગ અપનાવશે એ માર્ગ જ જીવનનો શાશ્વત અને સુરમ્ય માર્ગ છે

જૈન ઉપાશ્રય, કોટ,
બઝાર ગેટ, મુબઈ



કોઈ એક યુવક વિદ્યાર્થી એક સાધુ પાસે આવ્યો. સાધુએ તેને પૂછ્યુ —"કેટલુ ભણ્યા છો ?"

ઉત્તર આપતા એ વિદ્યાર્થી બોલ્યો—"હુ છ હજાર પુસ્તકો ભણ્યો છુ !"

સાધુએ કહ્યુ—"આટલુ ભણ્યા છતા તમારા જીવનમા કોઈ સુધારો થયો કે નહિ ?"

વિદ્યાર્થી બોલ્યો—"મહારાજ! પુસ્તકોના અભ્યાસથી તો મારા જીવનમા અનેક દુર્ગુણોએ સ્થાન જમાવી લીધુ છે"

—આવુ ગદુ સાહિત્ય જીવનને ઝેર બનાવી દે છે તેનાથી દૂર રહેજો

## ૩૭ સાધકની દૃષ્ટિ

આજનું પ્રવચન દૃષ્ટિ અંગેનું છે. સાધક જીવનક્ષેત્રમાં આગળ વધે છે ત્યારે એણે શુદ્ધ દૃષ્ટિ રાખીને જ વધવું જોઈએ. દૃષ્ટિમાં ફેરફાર થતાં સૃષ્ટિમાં પણ પરિવર્તન આવે છે. ઘરમાં એક સ્ત્રી છે. પતિ એને પત્ની રૂપે જુએ છે, તો પુત્ર એને માતા રૂપે નિહાળે છે. સાસુ અને સસરા એને કુળવધુ ગણે છે, તો દિયર અને નણંદ એને ભાભી કહે છે. સ્ત્રી તો એક જ છે પણ દૃષ્ટિમાં ભેદ થવાથી એમાં રૂપ-ભેદ પણ આવી ગયો છે. એટલા જ માટે ભારતીય કહેવત છે કે 'જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ.' જે માણસ જે દૃષ્ટિ લઈને ચાલે છે વસ્તુ એને તેવા જ રૂપમાં દેખાય છે.

જૈન દર્શન પ્રમાણે પ્રત્યેક પદાર્થ અનંત ધર્માત્મક છે. કેટલાક ધર્મ વ્યક્ત રૂપે રહે છે તો કેટલાક વળી અવ્યક્ત રૂપે. જે મનુષ્ય જે દૃષ્ટિબિંદુને સામે ધરી એના પર ચિંતન કરે છે તે જ ધર્મ એની અભિવ્યક્તિ થાય છે. બે વ્યક્તિઓ બગીચામાં જાય છે. બગીચામાં ક્યારીએ ક્યારીએ ગુલાબ મહેકી રહ્યાં છે. એકે કહ્યું – "ગુલાબ કેવું મહેકી રહ્યું છે!" બીજાએ કહ્યું "ફૂલની નીચે તો કાંટા છે." આ જ દૃષ્ટિમાં ભેદ છે.

એકની દૃષ્ટિ ગુલાબની સુંદરતા ભણી છે તો બીજાની એની તળેના કાંટા ભણી. અને તત્ત્વની દૃષ્ટિમાં કાંટા પણ છે તેમ ફૂલ પણ. પરંતુ કાંટાની દૃષ્ટિ લઈને-ધરીને ચાલીશું તો કાંટા જ દેખાશે અને ફૂલોની દૃષ્ટિ રાખીને ચાલીશું તો ફૂલો જ દેખાશે. એકને માટે કાંટામાં પણ ફૂલ છે તો બીજા માટે ફૂલમાં પણ કાંટા છે.

આ જ વાત તમારી અને અમારી છે. કોઈ વ્યક્તિ પ્રત્યે આપણે દુર્ભાવ ધરાવીએ છીએ તો આપણે તરત જ એના અંગે વિપરીત ધારણા બાંધી લઈએ છીએ. પણ આપણે એના સંબંધમાં વિચારવા બેસીએ તો

આપણી દૃષ્ટિમા પેલા કાટા જ આવી જાય છે ફૂલ બધા ઓજલ થઈ જાય છે, કેમકે આપણી દૃષ્ટિ ફૂલો ઉપર નથી પણ કાટા તરફ છે તેવી જ રીતે એના પ્રત્યે આપણા મનમા સ્નેહ ને સદ્ભાવના છે અને આપણે એના તરફ રાગાત્મક દૃષ્ટિએ જોઈએ છીએ ત્યારે આપણને એક કાટોય દેખાશે નહી કારણ કે એના ફૂલો તરફ જ આપણી દૃષ્ટિ ટકાશે અને એ જ તો દૃષ્ટિનો જાદુ છે, જ્યા કાટા પણ ફૂલ બની જાય છે અને ફૂલ કાટા.

એક હોટેલમા થોડાક આદમીઓ ખુરશી પર બેઠેલા હતા. એમના માથે ધોળી ટોપીઓ હતો અને હાથમા દારૂની બાટલીઓ દારૂ પીવાઈ રહ્યો હતો અને ગપશપ ચાલી રહી હતી ત જ સમયે સડક પરથી પસાર થતી થોડાક વ્યક્તિઓની નજર એમના પર પડી એકે કહ્યુ "જોયુ, હવે તો ખાદીધારી-ખાદી ટોપીવાળા જ દારૂ પીવા લાગ્યા છે જે કોગ્રેસે દેશને આઝાદી અપાવી, જેના ચારિત્ર્યબળ ઉપર સમસ્ત ભારતને વિશ્વાસ હતો, એક દિવસ એવો હતો કે જ્યારે ગાધી ટોપી સત્ય ને સદ્ગુણનુ પ્રતિક હતી, પણ આજે એ જ ખાદીની ટોપી હેઠળ મદ્ય-પાન ચાલી રહ્યુ છે" ત્યારે બીજાએ કહ્યુ "વાત એવી નથી ખરૂ તો એ છે કે દારૂડિયા જ ગાધી ટોપી પહેરવા લાગી ગયા છે ગાધીજીની જીવન-સાધનાના જાદુનો એવો પ્રભાવ પડ્યો છે કે ભારતમા ઘેર-ઘેર ખાદીનો પ્રચાર થઈ ગયો અને એટલે હવે દારૂડિયાઓ પણ ખાદીની ટોપી પહેરવા લાગી ગયા છે" દાવ બદલાઈ ગયો ને ? આ છે દૃષ્ટિનો જાદુ

એક વખત એક કાગડાએ એક ઘૂવડને કહ્યુ "કેટલી ભયાનક રાત છે ! ચારેય બાજુ અધકાર છવાઈ રહ્યો છે મને તો કાઈ જ દેખાતુ નથી." ઘૂવડ બોલ્યુ. "કાગડારાણા, જૂઠુ ન બોલો કેટલો પ્રકાશ છે ? હજુ હમણા તો સૂર્યનો ઉદય થયો છે અને તમે બતાવો છો રાત" સાચુ તો છે કે કાગડા માટે રાત છે, તો પેલા ઘૂવડ માટે રાત પણ દિવસ છે કારણ એ રાત્રે જ જોઈ શકે છે સૂર્ય નીકળતા જ એની આખો બધ થઈ જાય છે અને પછી એને માટે સમસ્ત સૃષ્ટિ અધકારપૂર્ણ બની જાય છે.

હા, તો દૃષ્ટિ બદલાતા સૃષ્ટિ પણ બદલાઈ જાય છે આપણે જે દૃષ્ટિને લઈને ચાલીએ છીએ, તે વસ્તુ આપણે મેળવી પણ શકીએ છીએ. એક અત્તર બનાવનારની નજર ફૂલો ઉપર રહે છે કારણ એ એમાંથી જ તો અત્તર બનાવવુ છે, જ્યારે કાગડાની નજર ગદકી તરફ રહે છે એટલે

આપણે જે દૃષ્ટિ ધરીને ચાલીશું તેવા જ રૂપમાં આપણે સૃષ્ટિને પામી શકીશું. આપણે જો હંસની દૃષ્ટિથી દુનિયાને ચકાસીશું તો ત્યાં મોતી મળશે-દેખાશે. કાગડાની દૃષ્ટિએ જોઈશું તો માંસ અને એવું જ જોવા મળશે. હંસની દૃષ્ટિ મોતી પર જ રહે છે એ મોતીનો જ ગ્રાહક અને ચાહક છે એટલે એ મોતી પણ મેળવે છે પણ પેલો કાગડો તો ધૃણિત ચીજો તરફ દૃષ્ટિ રાખતો હોય છે તેથી એ માંસ ને એવી જ ગંદકીમાં ચાંચ મારતો હોય છે

દુનિયા તો એક જાતનું દર્પણ છે દર્પણમાં તમે તમારું પ્રતિબિંબ જોઈ શકો છો. જેવી આકૃતિ બનાવીને તમે એમાં જોશો તેવી જ આકૃતિ તમને જોવા મળશે. તમે એ વખતે સૌમ્ય રૂપમાં હશો તો તમારું પ્રતિબિંબ પણ સૌમ્ય જ દેખાશે. તમે ક્રોધના આવેશમાં હો તમે ક્રોધના પંજામાં હો ત્યારે એ તમારા સૌમ્ય રૂપને ભરખી જશે અને એથી મોં પર ભયંકરતા છવાઈ જશે. આવી આકૃતિ લઈને તમે દર્પણ પાસે પહોંચશો તો એની પ્રતિકૃતિ પણ ભયંકર જ દેખાશે.

મોં પરની ભયંકરતા માટે તમે દર્પણને દોષિત ઠેરવી શકતા નથી. તમે એને દોષિત ગણશો અને એના પર જ તમારો ક્રોધ ઠલવાઈ જાય તો ક્રોધમાં ને ક્રોધમાં તમે એના ટુકડા કરી શકો છો પણ એ દર્પણ તમારી પ્રતિકૃતિને બદલી શકશે નહીં તમારી પ્રતિકૃતિમાં તો ત્યારે જ પરિવર્તન આવશે કે જ્યારે તમારી આકૃતિ જ બદલો. આ તો તેવી જ રીતે દુનિયા પણ એક દર્પણ છે એમાં તેવું જ પ્રતિબિંબ પડશે, જેવા તમે હશો. સમગ્ર પ્રકૃતિ તમને એવા જ રૂપમાં દેખાશે. શૉપેન હૉવર નામનો મશહૂર પાશ્ચાત્ય જગતનો એક ઘણો મોટો વિચારક થઈ ગયો છે એનું સાહિત્ય જ્યારે પ્રગટ થયું ત્યારે એના આલોચકોનું જાણે એક પૂર જ આવી ગયું એ આલોચકોના આક્ષેપ સામે એણે એક નાનો એવો જવાબ આપ્યો મારું પુસ્તક તો એક દર્પણ છે ? એમાં ગધેડા રૂપે જોશો એને દેવદૂત દર્શનમાં કેવી રીતે થશે વારુ ! ગધેડો પોતાનું રૂપ લઈને ગયો છે ને કોઈ મનુષ્ય ત્યાં પહોંચ્યો હોત તો એને માનવીય-સૌન્દર્યનો જ આભાસ, અનુભવ થાત. એટલે કે આપણે જે રૂપ લઈને જઈશું તેવું તેવું પ્રતિબિંબ હશે.

એક રોતા મોરનું ચિત્ર હતું ચિત્રકાર પોતાના એ ચિત્રને લઈને કોઈ એક સજ્જન પાસે પહોંચ્યો પેલા દર્શક સજ્જનને એ ચિત્રને ઊંધું ઊલટ્યું તો એમાં મોરના પગ ઉપરની તરફ દેખાતા તેથી તેઓ નારાજ

ઊઠ્યા "આ તે કેવુ ચિત્ર છે ? એક ગધેડો ચારેય પગ ઉપર કરીને આળોટી રહ્યો છે" ચિત્ર જ જ્યારે ઉલ્ટુ પકડી રાખ્યુ છે તો ઘોડો ગધેડા રૂપે જ દેખાશે એટલે સર્વ પ્રથમ, દૃષ્ટિ જ ઠીક કરવાની જરૂર છે પછી જુઓ કે ઘોડો છે કે ગધેડો ? અને દોડી રહ્યો છે કે આળોટી રહ્યો છે ?

એક બહેન કોઈ એકના ઘેર રસોઇયણનુ કામ કરતી હતી પગાર કઈ એને વધુ મળતો નહો રસોઇ કરવી અને ઘરનુ બીજુ નાનુ-મોટુ કામ કરવુ અને એના બદલામા એને ખાવાનુ તથા કપડા મળતા હતા પેલુ ઘર લક્ષ્મીસપન્ન હતુ એક દા'ડો ત્યા શીરો બનાવવામા આવ્યો ઘરના બધાયે જમી લીધુ પછી એ બહેન જમવા બેઠી શીરાનો કોળિયો મોમા મૂક્યો પણ એ ગળે ઊતર્યો નહી ઘેર એનો દસ વર્ષનો દીકરો જુવારનો સૂકો રોટલો ખાતો હતો એટલે માના ગળે શીરાનો કોળિયો શે ઊતરે ?

માની મમતા જાગી ઊઠી અને એણે થોડોક શીરો કાગળમા બાધી લીધો ઘરનુ કામ જલ્દી-જલ્દી આટોપી એ પોતાના ઘર ભણી જવા નીકળી પડી, પણ હજુ ઘરના ઉંબરેથી પગ બહાર મૂક્યો નહી કે પેલુ પડીકુ હાથમાથી સરી પડ્યુ એમાથી ઘીના ટીપા ચૂઈ રહ્યા હતા દ્વાર નજીક ઊભેલી ત્રણ બહેનોની નજર એના પર પડી પહેલા બહેન બોલી "કેવી ચોર છે ? અહી ખાધુ અને હવે પોતાના ઘેર પણ લઈ જાય છે પકડો એને" બીજી બોલી "આ ગરીબાઈનુ પાપ છે"

ગરીબાઈ પોતે જ એક પાપ છે સાચુ છે કે "**बुभुक्षित्त किं न करोति पापम्**" ભૂખ્યો કયુ પાપ નથી કરતો ? દરિદ્રતા જીવનના સમસ્ત ગુણોને હરી લે છે એક ગરીબના મનની પીડા અમીર-ધનવાન જાણી શકતો નથી જેના ઘેર ચાર-ચાર મોટરો છે અને જે કદી બે ફર્લાંગ પણ ચાલ્યો નથી એ પગપાળા ચાલનારના કષ્ટનો શો અનુભવ કરશે ? તેવી જ રીતે જેને ત્યા બદામ-પિસ્તાની બરફીઓના ટીનો ભર્યા પડયા છે, જેને ખાધેલુ પચાવવા સારુ પાચન માટેની ટીકડીઓ લેવી પડે છે, એ ભૂખ્યા-ની પીડાને જાણી શકતા નથી કે સાધનોના અભાવે મનુષ્યને કેટકેટલી મુશ્કેલી-ઓનો સામનો કરવો પડે છે હા, તે બીજી બહેને કહ્યુ કે 'દોષ એનો નથી, પણ ગરીબાઈનો છે'

ત્રીજી બહેને કહ્યુ "તમે બન્ને એના રહસ્યને સમજી શક્યા નથી

આ ચોર-દૃષ્ટિ નથી તેમ ગરીબાઈનું પાપ પણ નથી. આ તો માતાની મમતા છે અને શીરો બન્યો. હવે આ શીરો આરોગે અને એનો બાળક પેટ ભરી રોટલી ચાવે એ માનું મન કેમ કરી સ્વીકાર કરે? કોળિયો એને ગળે શે ઊતરે? માની મમતાનું માપ આપણે કરી શકીએ નહીં." જેવી મમતા એક માતાને પોતાના બાળક પ્રત્યે હોય છે તેવી જ મમતા વિશ્વના સમસ્ત પ્રાણીઓ પ્રત્યે આપણા મનમાં ઉભરાઈ આવે તો આપણે પરમાત્મા બની શકીએ છીએ. માની મમતા મનુષ્ય અગર મેળવી લે તો એ મહામાનવ બની જાય. માતા પોતાના બાળક પ્રત્યે જેટલી સ્નેહધારા વરસાવે છે તેટલી દુનિયાના તમામ બેટા-દીકરાઓ પ્રત્યે વરસાવી શકે તો એ કરુણાની સાક્ષાત્ મૂર્તિ બની શકે છે. પ્રલય-કાળમાં સાગરનું વિશાળ પાણી-સમૂહ સુકાઈ શકે પણ માતાની હૃદય-મમતા તો પ્રલયકાળમાં પણ સુકાઈ શકતી નથી.

શીરો ભરેલું નાનું-એવું પાત્ર છે, ત્રણ બહેનો છે અને એમની જુદી-જુદી ત્રણ દૃષ્ટિઓ છે. પહેલી એને ચોરની દૃષ્ટિએ જુએ છે. બીજીની દૃષ્ટિમાં એ ગરીબ સ્ત્રી છે તો ત્રીજીની આંખોમાં એ એક માતા છે અને એના દિલમાં મમતાની ધારા છે. આને જ કહેવાય છે જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ. વિચારકોએ દૃષ્ટિના અનેક ભેદ-પ્રકારો બતાવ્યા છે. આપણે એ વિશે આગળનાં પ્રકરણોમાં વિચાર કરીશું.

## આસન્ન સંકુચિત દૃષ્ટિ

જેની દૃષ્ટિ ફક્ત નજીકની વસ્તુને જ જોઈ શકે છે અને દૂરની દૃષ્ટિ (દૂરદર્શિતા) નબળી હોય તેને આસન્ન [illegible] કહેવાય છે. આ થઈ વ્યવહારની ભાષામાં સંકુચિત દૃષ્ટિની વ્યાખ્યા. પરંતુ અધ્યાત્મના ક્ષેત્રે સંકુચિત દૃષ્ટિ (નિકટ દૃષ્ટિ)ની વ્યાખ્યા બીજી જ છે. જેઓ ફક્ત વર્તમાન અને વર્તમાન સુખને જ જુએ છે, વર્તમાનના ભોગો ઉપર જ જેની નજર છે, એના પછીના પરિણામને જોવા ઇન્કાર કરે છે તેને સંકુચિત (નિકટ) દૃષ્ટિ કહેવાય છે. આજે અધિકાંશ માણસો સંકુચિત દૃષ્ટિવાળા જ જોવા મળે છે. તેઓ વર્તમાનના ભોગોને જ જીવનનું પરમ લક્ષ્ય માને છે અને ભોગો પાછળ આંખ મીંચીને દોડ્યા જાય છે. વળી આજે તો ભોગોની આ દોડમાં ટેમ્પો આગળ વધી ગયો છે. એને જીવનની દોડમાં એટલો જ આગળ વધેલો માનવામાં આવે છે.

બાળકને રમકડાં પ્રિય હોય છે. કેટલાંક બાળકો રમકડાં સાથે સૂતાં

અને કચવાતા હોય છે રમકડામા બાળકોને તેટલો જ આનદ આવે છે જેટલો તમને નોટોની થપ્પીઓમા હા, તો બાળકની પાસે એક કિમતી હીરો છે અને તમારી પાસે એક રમકડુ છે પેલુ બાળક રમકડુ લેવા માગે છે એને જો એ રમકડુ પસદ આવી જશે તો એ હીરાને બદલે પણ પેલુ રમકડુ ખરીદી લેશે ચાર પૈસાના રમકડા પાછળ પેલો હજારોની કિમત-વાળો હીરો બાળક ગુમાવી શકે છે પણ તમે આવા સોદા માટે કદીયે તૈયાર નહી થાવ પણ કોઈ પચ્ચીસ વર્ષનો નવજુવાન જો આવો સોદો કરી બેસે તો તમે એને શુ કહેશો? એને તમે બુદ્ધિમાન તો નહી જ કહી શકો, તો જે વ્યક્તિ માનવજીવનને ભોગોના રમકડા બદલે વેચી નાખે છે એને શુ કહેવાશે?

કોઈ માકડુ (વાદરો) તમારો હાર લઈ જાય છે તમારે એની પાસેથી હાર પાછો મેળવવો છે પણ તમે એને જો ડરાવશો, ધમકાવશો તો સભવ છે કે એ હાર લઈને નાસી જાય અથવા હારને તોડી પણ નાખે એટલે તમારે હાર મેળવવો જ હોય તો તમે એને થોડાક ચણા બતાવો એ ચણા લઈ લેશે અને હાર ફેંકી દેશે ચણાને બદલે કિમતી હારને ફેંકી દેવાનુ કામ માકડુ (વાદરો) કરી શકે છે, મનુષ્ય નહી કરે પરતુ જે માનવ ક્ષુદ્ર વસ્તુ-ઓના બદલામા બહુમૂલી જીવનને લૂટાવી દે છે, એને માટે તમારી પાસે કયો શબ્દ છે વારુ? એ સકુચિત (નિકૃષ્ટ) દૃષ્ટિ છે કારણ એણે ફક્ત વર્તમાન સુખને જ જોયુ છે

જેને પોતાના ભાવિ—ભવિષ્ય—ઉપર વિશ્વાસ નથી તેમ ભવિષ્યની પ્રગતિ સારુ કાઈ સકલ્પ કર્યો નથી એને આપણે એક દૃષ્ટિએ અસજ્ઞી કહીશુ. અસજ્ઞીનો અર્થ આગમની ભાષામા કહીએ તો જેને ફક્ત વર્તમાનનુ સુખ પ્રિય છે, જેની વિચારશક્તિ ફક્ત વર્તમાન પૂરતી જ સીમિત છે ભૂત ને ભવિષ્ય અગે જેને વિચારવાની શક્તિ જ નથી, તેમ નથી કદી એની પાસે વિચારવા માટે એક મિનિટની ફુરસદ, એ થાય

માખીને તમે ઉડાડશો તો પણ ઊડીને પાછી શરબતના પ્યાલામા પડશે કેમકે શરબતની મીઠાશ એને પ્રિય છે આખો વડે એણે ફક્ત મીઠાશને જ જોઈ છે પણ એમા પડયા પછી શરબતની મીઠાશ માણવા એ જીવતી રહેશે કે કેમ એ અગે એ વિચારી શકતી જ નથી એટલા માટે માખીને અસજ્ઞી કહી છે તેવી જ રીતે જે મનુષ્યે ફક્ત ભોગને જ પોતાનુ જીવન-લક્ષ્ય

સમ્રાટે આપેલી થાળી યાદ આવે છે સોનાની થાળી ઉપાડી, એમા કચરો ભર્યો અને બહાર ફેંકી આવ્યો તમે હવે એને બુદ્ધિમાન કહેશો ને ? કે બીજુ કંઈ ?

વારુ ત્યારે, જુઓ, એક આદમીએ વર્ષો સુધી સાધના કરી તેથી એક દેવ એના પર પ્રસન્ન થયો અને એણે એને અમૃતનો એક ઘડો આપ્યો. કેટલો ભાગ્યશાળી છે એ ! જેને જીવનમા પાશેર દૂધેય મળ્યુ નથી એને અમૃત ભર્યો એક ઘડો મળી ગયો જેનુ એક ટીપુ પણ શરીરમા નવજીવન અર્પે છે એવા અમૃતને લઈ માણસ ઘેર આવે છે, નીચે જુએ છે તો પગ ધૂળ-ધૂળથી ભરાઈ ગયા દેખાય છે એ વિચારે છે પાણી લેવા તે કોણ જાય, આ અમૃતનો ઘડો તો ભર્યો છે જ, એનો જ પાણીને સ્થાને ઉપયોગ કરી લઉં અને એમ વિચારીને એ એ જ અમૃત વડે પગ ધોઈ નાખે છે. શુ તમે એને ચતુર કહેશો ? નહી, તમારુ મન એમ કહેવા સ્વીકૃતિ નહી જ આપે તમારી પાસે તો એવા માટે બીજો જ શબ્દ છે

ત્રીજી વ્યક્તિ એક એવી છે જેને હાથી મળ્યો છે જેણે જીવનમાં કદી પૂર્ણરૂપે ઘોડેસ્વારી કરી નથી અથવા તો જેને સાડા ત્રણ પગો ઘોડો પણ નસીબમા નથી અને હાથી મળી જાય તો સમજવુ જોઈએ કે એનુ કિસ્મત તેજ છે પણ એ શ્રીમાન હાથી મળતા એમ વિચારે કે આને માટે એક મણના રોટલા જોઈશે આનુ ખર્ચ શે પૂરુ થશે ? અને ખર્ચની પૂર્તિ સારુ એ જંગલમા જાય છે ત્યાથી લાકડા કાપી, હાથી પર લાદી શહેરમા વેચવા જાય છે વિચારે છે ચાલો સારો ધંધો મળી ગયો એકી સાથે ઘણુ બધુ બળતણ આવી જાય છે અને પોતે પણ પહેલા બેની શ્રેણીમા બેસશે.

ચોથા એક ભાઈ છે એમની વાત પણ સાભળી લ્યો વર્ષોની સાધના પછી કોઈ દેવની કૃપાથી ચિતામણી રત્ન એમને મળ્યુ એના પ્રભાવથી વિશાળ મહેલ અને સ્વર્ગીય વૈભવ એમને સાપડયુ એ વખતે જ એક કાગડો વૃક્ષની ડાળે બેસી કાવ કાવ કરી રહ્યો હતો અને પેલા ભાઈ સાહેબના આરામમા ખલેલ પડી રહી હતી એને ઉડાડવો પણ કાકરો લાવવાનો પ્રયત્ન કોણ કરે ? એમને વિચાર સ્ફૂર્યો કે શા માટે આ ચિતામણીનો જ ઉપયોગ ન કરી લેવાય ? એ તો તે જ ચિતામણી વડે કાગડાને ઉડાડે છે કાગડો તો ઊડી ગયો સાથે જ પેલો સ્વર્ગીય વૈભવ પણ સમાપ્ત થઈ ગયો.

આને પણ તમે કુશળ અને બુદ્ધિમાન નહી કહો આવી વ્યક્તિઓ માટે તમારી પાસે એક શબ્દ છે 'મૂર્ખ' બધા મૂર્ખની શ્રેણીમાં બેસશે.' હા.

સાધના કરવાની છે પરતુ મનુષ્ય તો આજે ઉલટુ કાર્ય કરી રહ્યો છે એકવાર એક ઘરમા કૂતરો આવ્યો માતાએ જોયો તો બાળકના હાથમાં લાકડી આપી અને કહ્યુ કે, જા આ લાકડી વડ પેલા કૂતરાને કાઢી આવ પરતુ એ બાળક લાકડી લઈ ને બહાર ગયો પણ કૂતરાને ન કાઢતા પોતાના નાના ભાઈને જ મારવા લાગ્યો માને આની ખબર પડતા બાળકના હાથ માંની લાકડીને એ લઈ લેશે અને પેલા બાળકને વઢશે ય ખરી આજે આમ થઈ રહ્યુ દેખાય છે પ્રકૃતિ માતાએ આપણને આ શરીર એટલા માટે આપ્યુ છે કે એના વડે આપણે આત્માના કષાય ને વાસનાને કૂતરાની જેમ બહાર કાઢીએ પણ આપણે તો ઉલટુ જ કામ કર્યુ છે કૂતરાને તો કાઢતા નથી પણ એ લાકડીનો ઉપયોગ પોતાના જ જીવનના સદ્દગુણોને સમાપ્ત કરવામા કરી રહ્યા છીએ ચન્દ્રહાસ ખેડુત–તલવાર હજારો દુશ્મનોની વચ્ચે પણ આપણુ રક્ષણ કરી શકે છે પણ એ તલવારનો ઉપયોગ દુશ્મનોના માથા વાઢવા કરતા ઘાસ કાપવામા–વાઢવામા કરવામા આવે તો એના માટે શુ કહી શકાય, વારુ !

હા, તો આ નિકટ–સકુચિત–દૃષ્ટિ છે જે ફકત દેહ અને દેહ–સુખને જ જુએ છે પણ એના કડવા પરિણામોને જોતી જ નથી

## રાગ અને દ્વેષ દૃષ્ટિ

એક રાગ દૃષ્ટિ છે, જેમા દોષ પણ ગુણ રૂપે દેખાય છે જેના પ્રત્યે રાગ હોય છે પછી એના દોષ દેખાતા જ નથી બીડીના શોખીનને એના દુર્ગુણ કદી નજરમા નહી આવે, ભલે ને તમે એને ચાહે તેટલુ સમજાવો. બીડીથી લોહી સુકાય છે, હૃદયમા જલન થાય છે હોઠ કાળા થાય છે અને સાથે જ પૈસાનો દુર્વ્યય થાય છે પરતુ જેને બીડી પ્રત્યે અનુરાગ છે તે આ મોટા–મોટા દુર્ગુણો પૈકી, એકયને સ્વીકારવા તત્પર નહી બને તેથી જ તો ખામીથી- પીડાતા કફના ગળફા કાઢવા છતાય લોકો એને (બીડીને) વળગી રહેતા હોય છે એમને જ્યારે બીડી છોડવાનુ કહેવામા આવે છે તો, તેઓ બોલી ઊઠે છે, ભાઈ એ તો હવે મર્યા પછી જ છૂટશે આવી જ રીતે અફીણ, અને મદ્યપાનના શોખીનો સામે તમે જો એ નશીલા પદાર્થોની બુરાઈ –દુર્ગુણનુ વર્ણન કરશો તો તેઓ પણ એ માનવા તૈયાર નહી થાય નશો કરનાર નશાની બુરાઈને જો ખરેખર એક વખત સ્વીકારી લેશે તો હુ માનુ છુ, જીવન પર્યંત એનો તે સ્પર્શ પણ નહી કરે

એ રાગદૃષ્ટિ છે કે ચોરને અધારી રાત પ્રિય લાગે છે, ચાદની અપ્રિય.

તો સોનાની થાળીમાં કચરો ભરીને ફેંકનાર મૂર્ખ છે. અમૃતથી પગ ધોનાર અકુશળ છે. હાથી ઉપર બળતણ વહેનાર ચતુર નથી અને ચિંતામણી રત્નથી કાગડો ઉડાડનાર પણ મૂર્ખ જ છે. તો માનવ-જીવનને ભોગો પાછળ ડુબાવનાર કેવો બુદ્ધિમાન છે! વાસના ને ભોગ જેના જીવનના લક્ષ્ય છે, જેણે એની પાછળ આત્મ ચિંતનને ખોયું છે, આત્મ-રાગના સ્થાને પદાર્થ-રાગ જેના જીવનમાં જ જામ્યો છે એ નિકટ (સંકુચિત) દૃષ્ટિવાળો મનુષ્ય છે.

ભોગને જ જો લક્ષ્ય બનાવ્યું હોય તો એ દૃષ્ટિએ માનવ કરતાં પશુ જીવન વધુ સુંદર ઠરી, કારણ કે માનવજીવન કરતાં પશુ-જીવનમાં ભોગો સહજ-સુલભ છે. મનુષ્યે જો ભોગોના સાધનો એકઠાં કરવાં હોય તો એણે નાણાં ખરચવાં પડશે. જ્યારે પશુઓને તો એક નયો પૈસો પણ ખરચવો પડતો નથી. એક માખીને જો મીઠાઈ ખાવી હશે તો એ ઊડીને સીધી કંદોઈની દુકાને પહોંચી જશે. અને એક પૈસો પણ દેવો નહીં પડે. પણ તમને મીઠાઈ ખાવાની ઈચ્છા થઈ અને તમે માખીની જેમ મીઠાઈની દુકાન ઉપર ધા નાખશો તો તમે માર જ ખાશો અને મીઠાઈનો એક કટકો તમારા હાથમાં નહીં આવે. એ મીઠાઈ માટે તો તમારે પૈસા ખરચવા પડશે.

ભલે તેઓ કોઈ બાગ સુરક્ષિત હોય, દરવાજા ઉપર સશસ્ત્ર પોલીસ પહેરો ભરી રહી હોય પણ ભ્રમર (ભમરા)ને પુષ્પની સુવાસ લેવી હશે તો વિના રોકટોક ત્યાં તે પહોંચી શકશે, એને નથી પોલીસનો ડર કે નથી જરૂરી પરવાનગી. અને તમારે જો એ સુરક્ષિત બાગમાં પહોંચવું હોય તો પાસ (પરવાનો) લેવો પડશે. વગર પરવાને અંદર પ્રવેશ કરવો જોખમભર્યું ગણાશે. મહેલોમાં સ્વચ્છંદ રૂપે ફરતી ચકલીઓ અને કબૂતર જેવાં પંખીઓ રાણીના રૂપને સ્વતંત્રતાપૂર્વક પ્રતિદિન જોઈ શકે છે. એમને કોઈ રોકી શકતું નથી પણ કોઈ મનુષ્ય જો આ રૂપ જોવાનો પ્રયત્ન કરશે તો એને તો સાંકળ જ પહેરવાનો વખત આવશે. હા, તો ભોગને જ જો જીવનનો ઉદ્દેશ બનાવી દીધો હોય તો તમે ભવની ચૂંટણી કરવામાં મોટી ભૂલ કરી ગયા છો. પછી તમારે મનુષ્યભવ નહીં પણ પશુ-ભવ જ ચૂંટવો જોઈએ. કેમ કે ત્યાં સ્વતંત્રતા છે.

વિચારવાની એ રીત જ ખોટી છે કે માનવજીવન વાસનાની પૂર્તિ અર્થે (મળ્યું) જ જીવનનું લક્ષ્ય છે આ ભવે આધ્યાત્મિક પ્રગતિ સાધીને આત્માની ઉન્નતિ. અન્ય ભવોમાં અશક્ય છે એવી ઉન્નતિ કરવા માટે આપણે

શોધતા ફરતા રહેશો પણ જ્યારે કોઈની સાથે તમારી દીકરીનુ વેવિશાળ થઈ જશે તો પછી ભલેને એ મુરતીયો દોઢ ટાગનો પણ કા ન હોય, તો પણ સાસુ ને સસરાની આંખોમા દેવકુમારથી કોઈ અ શે એ ઓછો નહી હોય.

જેની દૃષ્ટિમા પ્રેમ ભર્યો છે એને માટે સમસ્ત સૃષ્ટિ સૌન્દર્યપૂર્ણ છે સાચુ પૂછો તો સૌન્દર્ય પદાર્થોમા નહી પણ આપણી આખોમા વસે છે, આપણે જ એમા સૌન્દર્યનો રગ ભરતા હોઈએ છીએ નહીતર પદાર્થોમા તે વળી શુ ભર્યુ છે? વસ્તુમા જ જો સુદરતા ભરી પડી હોય તો એ સદૈવ સર્વને માટે સુદર હોવી જ જોઈએ, પણ એવુ બનતું નથી

હા, તો સુદરતા અને અસુદરતા બહાર નથી પણ મનુષ્યની આખોમા છે એ જ એને સૌન્દર્યપ્રદાન કરે છે સૂર્ય પોતાના સેકડો કિરણો વડે જલ, થલ અને નભ ( આકાશ ) ને પ્રકાશમાન કરે છે, કારણ કે પૃથ્વી પર્વત વગેરે બધા પોતાના સ્વરૂપમા પ્રકાશમાન નથી એમનો પ્રકાશ ઉપર સાપેક્ષ હોય છે તેવી જ રીતે પદાર્થ ન સુદર છે તેમ ન અસુદર, પરતુ માનવમનનુ સૌન્દર્ય જ પદાર્થોમા સુદરતાના રગ ભરે છે બીજા શબ્દોમા કહુ તો આજ દૃષ્ટિ તે રાગ દૃષ્ટિ છે જ્યા વસ્તુમા ફક્ત ગુણ જ દેખા દે છે, પછી ભલેને એમા હજારો દુર્ગુણો હોય અને તે એના મનમા વસી ગયો છે ત્યાં તે એના દોષો પ્રત્યે ઉપેક્ષા કરે છે.

કહેવાય છે કે નેપોલિયનના અક્ષરો અત્યત ખરાબ હતા. જ્યારે એના પત્રો મિત્રો પાસે પહોચતા ત્યારે બહુ હાસી-પાત્ર બનતા. એક વખત એના મિત્રે કહ્યુ .-"સમ્રાટ, અક્ષરો તો એવા છે કે સ્વય સરસ્વતી પણ ચશ્મા લગાવે તો પણ વાચી-ઊકેલી શકે નહી" નેપોલિયને જવાબ વાળ્યો "મારા અક્ષર કેવા છે, એ મને નહી પણ જેસોફાઇનને જઈને પૂછો." પેલો મિત્ર પત્ર લઈને જેસોફાઇન પાસે ગયો અને એને અક્ષરો અગે પૂછતા એ બોલીઃ "આનાથી વધીને વધીને બીજી સુદરતા શી હોઈ શકે? કેવા મોતી જેવા ચળકી રહ્યા છે?" આ જ તે રાગ દૃષ્ટિ છે જ્યા અસુદર પણ સુદર બની જાય છે

જેના પ્રત્યે મનમા રાગ છે એની પાછળ આવતા હજારો કષ્ટોને આપણે હસતા મુખડે સહન કરી લઈશું એમા કષ્ટો જેવુ લાગશે જ નહી કોઈ આપણી પ્રિય વ્યક્તિ બીમાર હોય તો આપણે કલાકોના કલાકો એની સેવા સુશ્રુષા કરીશુ અડધી-અડધી રાત સુધી આખોમા ઊઘ નહી હોય તેમ

ચાંદની શીતળ ચાંદની સારાયે પ્રાણીજગતને આહ્લાદિત કરે છે પરંતુ ચંદ્રના ઉદયથી ચોરનું મન ખિન્ન બને છે કેમકે અંધકાર એના સ્વાર્થને પોષે છે સાથ આપે છે તેથી જ તો શાંત–સ્નિગ્ધ મધુરી ચાંદની એને અપ્રિય થાય છે આમ જ ચોરનો એક ભાઈ ઘુવડ છે જેને પણ પ્રકાશ પ્રિય નથી સૂર્યોદયની સાથે જ કમળ ખીલી ઊઠે છે પ્રથમ કિરણનો સ્પર્શ પામી એ પ્રફુલ્લિત બની જાય છે પક્ષીઓ મંગળ ગાયન ગાઈ એનું સ્વાગત કરે છે માનવસમાજ સૂર્યના પ્રથમ કિરણથી જાગૃતિનો સંદેશ મેળવે છે પરંતુ સૂર્યનાં એ જ શુભ કિરણો ઘુવડ માટે કષ્ટદાયી બને છે કારણ કે સૂર્યના ઉદયની સાથે જ તે પોતાની દૃષ્ટિની શક્તિ ખોઈ બેસે છે એટલા માટે જ એ અંધકાર પસંદ કરે છે

જેના જીવનમાં મિથ્યાત્વનો પ્રબળ અંધકાર છવાયેલો છે એને વીતરાગ દેવની પતિતપાવન વાણી પણ ગમતી નથી જીવનજાગૃતિનાં સૂત્રોમાં—બોધમાં—એને અધઃપતનનો ભાસ થાય છે આધ્યાત્મિક વિકાસમાં વિનાશ જુએ છે અને વિનાશમાં વિકાસ કારણ કે એને ભૌતિક પદાર્થો પ્રત્યે અનુરાગ છે અને એ રાગ જ એને તે પદાર્થોમાં આનંદનો અનુભવ કરાવે છે એટલા જ માટે અશુભ પરિણામ ભોગવીને પણ સરાગ દૃષ્ટિ—આત્મા પદાર્થ–રાગમાં જ અનુરક્ત—ડૂબેલો રહે છે

બધી બહેનો બેઠેલી છે કોઈ બહેનનું બાળક પેશાબ કરી દે તો પાસે બેઠેલી બીજી બહેન મોં મચકોડશે અને બોલી ઊઠશે કેવો બાળક છે આ અહીં જ પેશાબ કરી નાખ્યો પરંતુ બીજે જ દિવસે એ જ બહેનનું બાળક એના ખોળામાં પેશાબ કરી દે છે તો એ જ મોં મચકોડનારી બહેન પોતાના બાળકને પ્યારથી ઉપાડે છે અને સાફ કરી લે છે જુઓ—પાડોશી બહેનના છોકરાએ પેશાબ કર્યો તો મોં મચકોડ્યું પણ જ્યારે એના પોતાના જ બાળકે એની કિંમતી સાડી ગંદી કરી નાખી ત્યારે એ મુસ્કરાઈ છે કારણ કે માતાની પોતાના બાળક પ્રત્યે રાગ–દૃષ્ટિ છે

માતાની દૃષ્ટિએ એનું બાળક સર્વ કંઈ છે એની નજરમાં એ કોઈ રાજકુમારથી ઓછો નથી ભલેને એનો ચહેરો કોઈ માંકડ ( વાંદરા ) જેવો કાં ન હોય! અરે સ્વયં માંકડું પણ દર્પણમાં જ્યારે પોતાનું પ્રતિબિંબ જુએ છે ત્યારે એનું હૃદય પણ પ્રસન્નતાથી નાચી ઊઠે છે આવી જ વાત કોઈ એક સાસુની છે એની આંખોમાં એનો કુરૂપ જમાઈ પણ ખૂબ સુંદર છે જ્યાં સુધી દીકરીનાં લગ્ન ન થઈ જાય ત્યાં સુધી તો તમે કેટલાય મુરતિયા

શોધતા ફરતા રહેશો પણ જ્યારે કોઈની સાથે તમારી દીકરીનુ વેવિશાળ થઈ જશે તો પછી ભલેને એ મુરતીયો દોઢ ટાગનો પણ કા ન હોય, તો પણ સાસુ ને સસરાની આંખોમા દેવકુમારથી કોઈ અ શે એ ઓછો નહી હોય.

જેની દૃષ્ટિમા પ્રેમ ભર્યો છે એને માટે સમસ્ત સૃષ્ટિ સૌ ન્દર્યપૂર્ણ છે સાચુ પૂછો તો સૌન્દર્ય પદાર્થોમા નહી પણ આપણી આંખોમા વસે છે, આપણે જ એમા સૌન્દર્યનો ર ગ ભરતા હોઈએ છીએ નહીતર પદાર્થોમા તે વળી શુ ભર્યું છે ? વસ્તુમા જ જો સુ દરતા ભરી પડી હોય તો એ સદૈવ સર્વને માટે સુ દર હોવી જ જોઈએ, પણ એવુ બનતું નથી

હા, તો સુ દરતા અને અસુ દરતા બહાર નથી પણ મનુષ્યની આખોમા છે એ જ એને સૌન્દર્યપ્રદાન કરે છે સૂર્ય પોતાના સેકડો કિરણો વડે જલ, થલ અને નભ ( આકાશ ) ને પ્રકાશમાન કરે છે, કારણ કે પૃથ્વી પર્વત વગેરે બધા પોતાના સ્વરૂપમા પ્રકાશમાન નથી એમનો પ્રકાશ ઉપર સાપેક્ષ હોય છે તેવી જ રીતે પદાર્થ ન સુ દર છે તેમ ન અસુ દર, પર તુ માનવમનનુ સૌન્દર્ય જ પદાર્થોમા સુ દરતાના ર ગ ભરે છે બીજા શબ્દોમા કહુ તો આજ દૃષ્ટિ તે રાગ દૃષ્ટિ છે. જ્યા વસ્તુમા ફક્ત ગુણ જ દેખા દે છે, પછી ભલેને એમા હજારો દુર્ગુણો હોય અને તે એના મનમા વસી ગયો છે ત્યા તે એના દોષો પ્રત્યે ઉપેક્ષા કરે છે.

કહેવાય છે કે નેપોલિયનના અક્ષરો અત્ય ત ખરાબ હતા. જ્યારે એના પત્રો મિત્રો પાસે પહોચતા ત્યારે બહુ હાસી–પાત્ર બનતા. એક વખત એના મિત્રે કહ્યું .–" સમ્રાટ, અક્ષરો તો એવા છે કે સ્વય સરસ્વતી પણ ચશ્મા લગાવે તો પણ વાચી–ઊકેલી શકે નહી " નેપોલિયને જવાબ વાળ્યો " મારા અક્ષર કેવા છે, એ મને નહી પણ જેસોફાઈનને જઈને પૂછો." પેલો મિત્ર પત્ર લઈને જેસોફાઇન પાસે ગયો અને એને અક્ષરો અ ગે પૂછતા એ બોલી: " આનાથી વધીને વધીને બીજી સુ દરતા શી હોઈ શકે ? કેવા મોતી જેવા ચળકી રહ્યા છે ?" આ જ તે રાગ દૃષ્ટિ છે જ્યા અસુ દર પણ સુ દર બની જાય છે

જેના પ્રત્યે મનમા રાગ છે એની પાછળ આવતા હજારો કષ્ટોને આપણે હસતા મુખડે સહન કરી લઈશું. એમા કષ્ટો જેવુ લાગશે જ નહી કોઈ આપણી પ્રિય વ્યકિત બીમાર હોય તો આપણે કલાકોના કલાકો એની સેવા સૂશ્રુષા કરીશુ અડધી–અડધી રાત સુધી આખોમા ઊ ઘ નહી હોય તેમ

બાક પણ નહીં જણાય. પણ કોઈ બીજી વ્યક્તિ કે જેના પ્રત્યે આપણને રાગ નથી, પ્રેમ નથી તેની પાસે એક કલાક પણ વીતાવવો આપણને ભારી થઈ પડશે.

આ જ વાત એક માતાની છે. એનું બાળક બીમાર હશે તો આખીયે રાત એને ખોળામાં રાખી વીતાવી દેશે. એની પાછળ ઉજાગરા કરશે છતાંયે પણ એના મનમાં આનંદ ઊભરાતો રહેશે. પણ એની સાસુની સેવામાં દસ મિનિટ પણ વીતાવવી પડે તો એનું માથું ચડી જશે. કેમકે બાળકમાં તો એનું આત્માનો રાગ બંધાયો છે ત્યારે સાસુ પ્રત્યે એનો રાગ પ્રેમ નથી.

તમે સિનેમા જોવા જાઓ છો. ત્યાં સ્થાનાભાવ છે. ટીકીટ માટે તમે ત્રણ-ત્રણ કલાક ઊભા રહેશો. છતાંય તમારા પગ દુખશે નહીં, થાકશે નહીં. બીજા શોમાં રાતનો એક વાગી જશે તોય તમારી આંખો ઊંઘથી ઘેરાશે નહીં. કેટલી સાધના તમારી!! અડધી રાત વીતી જાય તોય તમે જાગતા રહો છો. કેવો પ્રમાદનો પરિત્યાગ છે! ફિલ્મ ચાલુ છે. એક પછી એક ચિત્રો આવે છે ને જાય છે. એટલે એક સમય માટે પણ તમારી આંખો મીંચાશે નહીં. **समयं गोयम मा पमायए** નો ભગવાન મહાવીરનો ઉપદેશ તમે પૂરો અમલમાં મૂક્યો છે ને! પણ મારે તો કહેવું જ પડશે કે આ રાગદૃષ્ટિ છે કે જેના કારણે તમને સિનેમાનાં કષ્ટોની અનુભૂતિ જ થતી નથી.

રાગદૃષ્ટિવાળો આત્મા એ જોતો નથી કે આમાં ગુણ છે કે નહિ! ગુણની વાતને તો બાજુએ મૂકો, તે એ પણ જોતો નથી કે એમાં ચૈતન્ય પણ છે કે નહિ! એ તો બસ વળગી જ જાય. સાંભળ્યું છે કે વાંદરીઓ પોતાના મૃત બાળકને મહિનાઓ સુધી છાતીથી ચોંટાડેલા રાખે છે. એવી જ રીતે રાગદૃષ્ટિવાળો આત્મા પરરૂપને વળગેલો રહેશે. પછી તે એ નહિ જુએ કે એમાં ચેતન છે કે નહીં! એ તો રૂઢ પરંપરાનો પૂજારી છે. એ ખોટું છે કે સાચું એ જોવાની એની પાસે ફુરસદ જ નથી. પહેલાંથી ચાલ્યું આવે છે. અમારા બાપ-દાદા કરતા આવ્યા છે. બસ આવા રિવાજો એની જીવન-ગાડીને ચાલવા માટેના મજબૂત પાટા છે. જેના ઉપર તે આંખો મીંચીને દોડે છે. તે એ વિચારતો નથી કે આગળ જતાં પાટા તૂટેલા છે કે સાજા!

પોતાના વિચારો પ્રત્યે પણ માનવને મમતા થઈ આવે છે. તેથી એક વાર સત્યને નજરોમાં જોતાં પણ એને છોડવા એ તૈયાર થતો નથી. કેમકે એ એના પોતાના વિચારો છે. વિચારમોહ પણ એક રીતે રાગદૃષ્ટિ જ છે જેને કારણે પોતાના ભૂલભરેલા વિચારોને પણ એ સાચા માનતો જાય છે અને બીજાના યથાર્થ હોવા છતાં એના પર ચોકડી ફેરવી મારે છે. એ

બીજાના ગુણોને સ્વીકારવા તૈયાર નહિ પણ પોતાના દુર્ગુણો પર સદ્‌ગુણોનું લેબલ લગાડવાનો પ્રયત્ન કરશે

હિસાબનીશના હાથે શેઠના ખમીસ ઉપર શાહીનો ડાઘ પડી જશે તો શેઠજી બોલશે . " ચશ્માના નબર વધી ગયા હોય તો ચશ્મા બદલી નાખો ' પણ પોતે શેઠના દીકરાના પગના ઠેબાથી આખોય ખડિયો ઢોળાઈ જાય અને હિસાબનીશનુ નવુ-નકોર ખમીસ ખરાબ થઈ જાય તો શેઠજી બોલશે "વાહ, આજે તો સારા શુકન થયા છે તેમને ઘણો ફાયદો થવાનો લાગે છે, અને આમા બગડયુ પણ શુ છે ? આ ખમીસને આવાજ રગમા રગાવી લો બહુ સારુ લાગશે રગારો તો પૈસા લેત પણ અમે તો મફતમા જ રગી દીધુ તમે અમારા જ છો ને તો પછી તમારી પાસેથી લેવુ પણ શુ ?" બસ અહી જ ફાયદો ને કાયદો બધુ યાદ આવી જશે કેમકે પોતના પુત્રના જ હાથે આ પરાક્રમ થયુ છે એના હાથે થયેલુ બૂરુ કામ પણ ભલુ છે અને હિસાબનીશના હાથે જો કઈક થયુ હોય તો ભલુ પણ બૂરુ થઈ જાય છે આ જ સરાગ દૃષ્ટિ છે જ્યા પોતાનુ બધુ સારુ લેખાય છે

દ્વેષપૂર્ણ દૃષ્ટિ

આ દૃષ્ટિ સરાગ-દૃષ્ટિથી બિલકુલ વિપરીત છે અહી ગુણ પણ દોષ છે રાગ તો કુટુબ-શત્રુ ગણાય છે, જ્યારે દ્વેષ અગ્નિ, રાગ પદાર્થો પ્રત્યે મનને ચચળ બનાવે છે મનોરમ પદાર્થોની પ્રાપ્તિમા જે બાધક-વિઘ્નરૂપ બને છે તેના પ્રત્યે દ્વેષ પ્રગટ થાય છે રાગ આત્માને સ્વગુણમાથી વિચલિત કરે છે અને દ્વેષ એને પર-ગુણમા વિકલિત કરાવે છે, જેટલા અશે રાગ સકુચિત હોય છે તેટલા જ અશે દ્વેષ વિકસિત બને છે અને જેટલા પ્રમાણમા રાગ વિકસે છે તેટલા જ પ્રમાણમા દ્વેષ સકુચિત બને છે

શ્રીમદ્ રાજચદ્રના શબ્દોમા સસારરૂપી ગાડીના રાગ અને દ્વેષ બે બળદ છે. રાગ મીઠુ ઝેર છે તો દ્વેષ કડવુ ઝેર છે પણ બનેનુ કામ છે પ્રાણ હરવા વીજળીમા જેમ બે જાતની શક્તિ હોય છે, પહેલી શક્તિ ખેચે છે અને બીજી શક્તિ ફેકે છે ઝાટકો મારે છે પણ બને શક્તિઓ મનુષ્યના પ્રાણ હરણનુ કામ કરે છે તેવી જ રીતે રાગ ખેચે છે અને દ્વેષ ધક્કો મારે છે પણ બને આત્માની સ્વભાવ-દશાને બદલે છે તેથી જ ભગવાન મહાવીરે કહ્યુ છે

रागो य दोषो विय कम्मं बीय,
कम्मं च मोहप्पभवं वयन्ति ।

कम्मं च जाइ मरणस्स मूलं
दुक्खं च जाइ मरणं वयन्ति ॥

ઉત્તરાધ્યયન અ. ૩૨ ગા. ૮

વીતરાગ પથના પ્રદીપ ભગવાન મહાવીર સાધકને સંદેશો આપે છે. વીતરાગ પથ પર તો વીતરાગ બનીને જ ચાલી શકાય છે. જ્યાં સુધી રાગ ને દ્વેષ હસ્તિમાં હશે ત્યાં સુધી આત્મા વીતરાગ બની શકતો નથી અને ભવપરંપરા પણ સમાપ્ત થઈ શકતી નથી. કારણ કે રાગ અને દ્વેષ જ ભવપરંપરાના બીજો છે. બીજ સાનુકૂળ સાધનો પામતાં વૃક્ષરૂપે જરૂર પલ્લવિત બને છે. રાગ અને દ્વેષ કર્મબીજો છે અને કર્મ મોહ દ્વારા પેદા થાય છે. જન્મ અને મૃત્યુનું મૂળ કર્મમાં જ મળશે. અને દુઃખના મૂળમાં જન્મ અને મૃત્યુ છે. કારણ કે જન્મ પોતે દુઃખ છે અને મૃત્યુ તો યાતનાના પ્રાણરૂપે છે.

જન્મની સાથે મૃત્યુ જોડાયેલું છે. મૃત્યુને સમાપ્ત કરવું પડશે. એ નિશ્ચિત સિદ્ધાંત છે કે જે જન્મ્યો છે તે જરૂર મરશે જ. પણ જે મર્યો છે તે જન્મશે જ એવું નિશ્ચિત કહી શકાશે નહીં. કારણ કે જન્મ ધારણ કરનાર માટે તો મૃત્યુ સુનિશ્ચિત છે જ. પણ જેણે ભવ-પરંપરાનાં બીજરૂપી કર્મોનો ક્ષય કરી દીધો છે તેવો વીતરાગી આત્મા જન્મ અને મૃત્યુની જંજાળમાંથી છૂટી જાય છે. પરંતુ જ્યાં સુધી રાગ અને દ્વેષ છે ત્યાં સુધી જન્મ અને મૃત્યુની સમાપ્તિ એ ફક્ત સ્વપ્ન જ ગણાશે.

દ્વેષની પાછળ કૃષ્ણ લેશ્યા હોય છે. રૌદ્ર ધ્યાન હોય છે. તેથી જ તો તેના હૃદયમાં દ્વેષની જ્વાળા પ્રજ્વળે છે. તે આત્મા પોતાના દ્વેષ-પાત્રને સમાપ્ત કરીને જ આનંદ અનુભવશે. એ સંત મહાત્મા કે સામાન્ય માનવનો પછી વિચાર જ નથી કરે. એ દ્વેષનું જ કારણ હતું કે પરમ પ્રશાંત સ્વરૂપ મહર્ષિ જેવા પુનિત સંતને વિષ દઈને મારી નાખવામાં આવ્યા હતા. દ્વેષ બુદ્ધિ ધરાવતા મનુષ્યને સંતને સ્થાને અસંત ગણશે છે. મનુષ્યના મનમાં જ્યારે દ્વેષબુદ્ધિ આવે છે ત્યારે એ સંત જેવા પુનિત આત્માને પણ અપમાનિત કરવાનું ચૂકતો નથી. ગોશાળાની પણ તે જ દ્વેષદૃષ્ટિ હતી કે એણે ભગવાન મહાવીર જેવા વીતરાગ આત્મા પ્રત્યે પણ દ્વેષાગ્નિ પ્રગટ્યો અને એમને ખરેખર જ ભસ્મ કરી દેવા માટે તેજો લેશ્યાની જ્વાળા છોડી હતી. એમના સરળ, શાંત બે શિષ્યોને એમની આંખો સામે જ ભસ્મ કરી દીધા હતા.

સોમિલની પણ એવી જ દ્વેષદષ્ટિ હતી કે એણે ગજસુકુમાર જેવા સુંદર અને સુકુમાર સંતના માથા ઉપર બળતા અંગારા નાખ્યા હતા શો અપરાધ હતો ગજસુકુમારનો ? જેના કારણે એનો સુકોમળ દેહને અગ્નિદાહ મળ્યો ? કહેવું જ પડશે કે સોમિલની દ્વેષદષ્ટિએ જ એવું જઘન્ય કૃત્ય કરવા પ્રેરણા આપી હશે.

દ્વેષદષ્ટિ ધરાવતી વ્યક્તિ કદી-કદી પોતાના પ્રિયવરનું જ અહિત કરી બેસે છે કારણ કે એની પ્રતિદ્વેષની ભાવના હિતમાં પણ અહિતની કલ્પના કરી લે છે અને પછી એમને કષ્ટો આપવાની ક્રૂર કામના એમના દિલમાં ઊછાળા મારે છે એ દ્વેષની અગ્નિમાં આત્મા પોતે પણ દાઝે છે શાંતિ પાળવા માટે સાધકે રાગ કે દ્વેષ બંને દષ્ટિઓથી મુક્તિ મેળવવી જોઇએ



## સત્સાહિત્ય

૧ સાહિત્યનો પ્રેમ દુર્ગુણોને પકડવાનું વૉરન્ટ છે

૨ કેટલાક ગ્રન્થો 'પ્રેય' વસ્તુ તરફ પ્રેરણા અને સંચાલન કરે છે તો ગ્રન્થો 'શ્રેય' તરફ પ્રેરણા અને સંચાલન કરે છે. 'પ્રેય'નો સાધક ભોગસામગ્રીનો સંગ્રહ કરવામાં તત્પર બને છે, ત્યારે 'શ્રેય'નો સાધક આધ્યાત્મિક સામગ્રીનો સંગ્રહ કરે છે

૩ માનતાને પ્રેરણા આપનારું સત્સાહિત્ય છે

જાય છે આલોચના-ટીકા-પ્રિય વ્યક્તિને કોઈનીય સ્તુતિ કદી ભાવશે નહીં. છાણમાં જીવતા જંતુને તમે ગુલાબમાં છોડી આવશો તો એ ગુલાબની સુગંધથી એનું ગળું ઘૂંટાવા લાગશે ગુલાબની સુગંધ એ જંતુ માટે કષ્ટપ્રદ જ બનશે નિંદા કરનારાની જીભથી તો પોતે પરમાત્મા પણ બચવા પામ્યો નથી એણે તો એ વીતરાગની પણ ટીકા કરી છે તો પછી છદ્મસ્થમાં તો ભૂલો થવાનો સંભવ છે અને તેથી ટીકા કરવાનો પ્રસંગ મળી જાય તો એમાં આશ્ચર્ય જ શું છે? શાહીચૂસ (બ્લોટીંગ પેપર)નું કામ છે, શાહી ચૂસવાનું જ્યાં ક્યાંય શાહીનું ટીપું હશે, ત્યાં શાહીચૂસ લગાડવાથી એ શાહીને ચૂસી લેશે તેવી જ રીતે આલોચક ટીકાકાર વ્યક્તિ જ્યાં દુર્ગુણ જોશે, એને જ ગ્રહણ કરશે

કાગડાની સામે સુંદર ભોજનસામગ્રી મૂકશો પણ એ એને તજી કોઈ મડદાના શરીર પર જ ચાંચ મારશે કેમકે એને સુંદર ભોજનમાં તેટલો આનંદ આવતો નથી જેટલો કે મૃત પશુના શરીર પર ચાંચ મારીને એનું લોહી પીવામાં દુર્જન પ્રકૃતિના માનવની આદત પણ કંઈક આના સાથે હળે-મળે છે તે સદ્‌ગુણોના સુંદર ભોજનને છોડી દે છે અને બુરાઈઓના ઘા ઉપર ચાંચ મારીને એમનો સ્વાદ માણવામાં જ આનંદ માને છે વાત જરા કડવી જરૂર લાગે તેવી છે પણ સાચે જ આજે આપણા સમાજમાં આ જાતની ટીકા કરવાની બીમારી બહુ ફેલાયેલી છે

જેમ ભસતા કૂતરા માટે સજ્જન અને દુર્જન-બંનેય સમાન છે; બંને તરફ એ સમાન રૂપે ભસે છે તેવી જ રીતે જેઓને આલોચના ટીકા કરવાની આદત પડી ગઈ છે એમના માટે તો સંત અને દુર્જન બંનેય સમાન છે. અને મઝાની વાત તો એ છે કે બીજાની રજ જેટલી ભૂલને તેઓ ગજ બનાવી મૂકશે એમની આંખો પોતે જ એન્લાર્જ (મોટી) થઈને એમની સામે આવી જાય છે પોતાની ભૂલ તો કદી એમની નજરે આવી શકતી નથી અને જો કોઈ એનું દિગ્દર્શન કરાવે છે, તો એનો સ્વીકાર કરવામાં પોતાનું અપમાન માની લે છે, વળી કોઈ જુદી જ માન્યતામાં ભમી પોતાની ભૂલ માટે તેઓ બીજાને જવાબદાર ઠેરવવાની કળા આદરે છે.

એકવાર, કહેવાય છે કે રાવણના પાપો માટે શિક્ષા કરવા પોતે રામ લંકાના મેદાનમાં ઊતરી પડ્યા હતા આ બાજુ રાવણ પોતાના પાપ ઉપર પુણ્યની છાપ બેસાડવા તનતોડ મહેનત કરી રહ્યો હતો જ્યારે એને

સમજાવવાની શક્તિ સમાપ્ત થઈ તો પછી શસ્ત્રની શક્તિ અજમાવવામાં આવી. રામ અને રાવણની સેનાઓ રણ મેદાનમાં પહોંચી ગઈ બન્ને તરફના હજારો સૈનિકો રણ મેદાનમાં ખપી ગયા પણ યુદ્ધની જ્વાળા શમી નહીં એક દિવસ પોતે મેઘનાદ અને કુંભકર્ણ રણ મેદાનમાં આગળ આવ્યા. રાવણને પોતાના ભાઈ કુંભકર્ણની શક્તિ પર અભિમાન હતું અને મેઘનાદ તો ઇન્દ્રને પણ જીતી શકતો હતો. તેથી જ તો એણે મેઘનાદનું બીજું નામ ઇન્દ્રજિત રાખ્યું હતું અને વીરો લડ્યા. શસ્ત્રની પૂર્ણ શક્તિ હોવા છતાં ય સદાચારની શક્તિ આ વીરો કને નહોતી કેમકે સદાચારના વિરોધમાં તેઓ અસદાચાર વતી લડવા આવ્યા હતા ને ! સાચું પૂછો તો રાવણનું પાપ આ વીરોની શક્તિ પણ નષ્ટ કરી ચૂક્યું હતું અને લક્ષ્મણના તીક્ષ્ણ બાણોએ બન્ને વીરોને સદા માટે ભૂમિ ઉપર સુવડાવી દીધા હતા.

બન્ને વીરોના મૃત્યુના ખબર લંકામાં ખૂબ વેગથી પ્રસરી ગયા રાવણે અત્યંત દુઃખની સાથે આ સમાચાર સાંભળ્યા. મેઘનાદના મૃત્યુની વાતથી તો રાવણનું દિલ કંપી ઊઠ્યું એના પગ તળેની ભૂમિ ખસવા લાગી. કારણ કે એની આખી શક્તિ તો આજે સમાપ્ત થઈ ચૂકી હતી

એણે (રાવણે) વિચાર્યું સીતાના ચરણ જ અમંગળ છે જ્યાં એના પગલાં પડે છે ત્યાં સર્વનાશ થાય છે જન્મના પેર જ થી ત્યારે બિચારા પિતાને વન-વનમાં ભટકવું પડ્યું લગ્ન બાદ અયોધ્યા આવી તો ત્યાં દશરથના પ્રાણ લીધા અને પતિને ચૌદ વરસ સુધી જંગલોમાં ભટકવું પડ્યું હવે લંકામાં આવી છે જ્યારથી એનાં પગલાં આ લંકામાં પડ્યાં છે તે જ દિવસથી હમેશાં અશુભ સમાચારો જ સાંભળવા મળે છે કદી અશોક વાટિકા ઉજ્જડ બની ગઈ છે તો કદી અક્ષયકુમાર મર્યો છે આના લીધે જ સોનાની લંકા રાખનો ઢગલો બની ગઈ છે આ ? મારો વીર ભાઈ અને વહાલો પુત્ર મેઘનાદ બન્ને અસ્ત થઈ ગયા. સાચે જ સીતાનાં જ્યાં પગલાં પડ્યા ત્યાં સર્વનાશ સર્જાયો છે.

આ છે રાવણની વિચારવાની રીત. એ તે સતી સાધ્વી સીતાના ચરણને સર્વનાશ માની રહ્યો છે પણ આપણે વિચારવું તો એ છે કે સીતાના ચરણો સર્વનાશના કારણ બન્યા છે કે એની–રાવણની–દુરાચારમાં ભાન ભુલાવી બેઠેલી બુદ્ધિ ? એટલે સાચું તો એ છે કે નિંદક વ્યક્તિ પોતાના પાપો માટે પણ બીજાને જ જવાબદાર ઠરાવે છે આવી વ્યક્તિ બીજાના

દોષોનો નિર્ણય કરવા માટે ઘણી જલ્દી તૈયાર થઈ જાય છે પણ એ સારું ન થાય કે એ વ્યકિત જરા પાછા વળીને પોતા ભણી પણ દૃષ્ટિ ફેંકવાની તસ્દી લે તો? ચાળણી સોયનો નિર્ણય કરવા ચાલી, એણે કહ્યુ . "સોય, તુ શા માટે અહંકાર કરી રહી છે, તારા મો પર તો છિદ્ર છે?" સોયે જવાબ વાળતા કહ્યુ "બહેન, મારુ નાનુ-શુ છિદ્ર તને દેખાયુ પણ જરા તુ તારા પોતા ભણી નજર નાખી જો ને! મારામા તો એક છિદ્ર છે પણ તારામા તો કેટલા છિદ્ર છે એની ગણત્રી તો કરી જો" એક કવિએ કહ્યુ છે –

**पगतर जरत न जानत मूरख**
**परघर जाई वुझावे,**
**अचम्भो इन लोगन को आवे।**

ભારતના સત કવિ સુરદાસ કહે છે કવિ સુરદાસ આખે અધ હતા પણ એમને જીવનનુ દર્શન સાપડયુ હતુ. તેથી જ પ્રજ્ઞાચક્ષુએ આખવાળાઓને રાહ બતાવ્યો છે, તો કવિ કહે છે કે મનુષ્ય બીજાના ઘરની આગ બુઝાવવા દોડી પડે છે, એ બૂમો પાડે છે ત્યા આગ લાગી, પણ તે પોતાના પગ તળે બળતા આગને દેખતો નથી. જે એની જ ઝૂપડીને જ બાળી રહી છે

આજનો યુગ બીજાના ઘરની આગ બતાવવાનો છે વહુને પૂછશો તો એ સાસુનો દોષ બતાવશે એ કહેશે "માનો ખોળો છોડીને આવી છુ ત્યારથી એક દા'ડોય ચેન લઈ શકી નથી જીભ દિવસરાત કામ ને કામમાં લાગી રહુ છુ તોય સાસુની જીભ તો આખો દા'ડો કાતરની જેમ કઈને કઈ કાપ્યે જ જાય છે, એ કદી મારુ દિલ કાપે છે, તો કદી મારી માતાનો, તો કદી મારા પિતાનો જ દોષ કાઢતી ફરે છે"

તમે અગર સાસુને પૂછશો કે ઘરમા શાતિ કેમ નથી? શા માટે રાતને દિ' વઢાવઢ ચાલુ રહે છે? શા માટે રોજ-બરોજ ખાવા-પીવાનું હરામ બને છે? તો એ વહુના ગીત ગાવા બેસી જશે "શુ કહુ, અમારા ભાગ્યે તો એવી વહુ મળી છે કે બસ આખોય દિ' રેડિયા પાસે બેસી રહે છે કયારેક નાટક-ઉપન્યાસ વાચે છે પણ મારી પાસે આવવાની એને ફુરસદ જ મળતી નથી મને દરદ છે કે કઈ દુખ છે, એની એને કાઈ જ ચિતા નથી"

નોકર શેઠનો દોષ કાઢે છે એમની ફરિયાદ હોય છે કે અમારી પાસેથી વધુ કામ લેવામા આવે છે, પણ અમારી મહેનતની સામે એનુ પૂરુ પરિશ્રા-

(મિક (પ્રતિકૂળ) આપવામાં આવતું નથી. આમ શિક્ષણનું આ આખી સૃષ્ટિ છે અમે દિવસ રાત લોહીનું પાણી કરીએ છીએ તેમ છતાં પણ અમારાં બાળક બગડ્યાં સૂઝે છે ન એમને પૂરતી કેળવણીની સગવડતા છે કે નથી કોઈ વ્યવસ્થા. રાહને પૂછશો તો તેઓ કહેશે પગાર તો પૂરો આપીએ છે પણ આઠ કલાકનું કામ આઠ દિવસમાં પણ પૂરું કરતાં નથી. કહતાઓને હીપે નાકમાં દમ આવી ગયો છે

વિદ્યાર્થી શિક્ષકનો દોષ બતાવશે. પૂછવામાં આવશે તો કહેશે થે કહું માસ્તર એવા મળ્યા છે કે પૂરું ભણાવવાનું જાણતા નથી સરકાર પાસેથી હરામના પૈસા લે છે ત્યારે શિક્ષક ફરિયાદ કરશે કે વિદ્યાર્થીઓમાં સ્વચ્છંદતા વધી ગઈ છે અનુશાસન શિસ્તના નામની શિક્ષકની એક પણ વાત વિદ્યાર્થીઓ માનવા તૈયાર નથી અને કદાચિત કંઈક કહી દેવામાં આવે તો એમનું મૂપ-સમૂહ-એ શિક્ષકની રેવડી જ કરશે બધા બીજાના જ દોષો બતાવે છે પોતા તરફ કોઈ જોવા માગતું નથી.

દેશમાં આજે અશાંતિ શા માટે છે? એનો જવાબ તમે સરકાર પાસેથી માગશો તો એ કહેશે જનતાનું નૈતિક ધોરણ ઘણું નીચું પડી ગયું છે વેપારીઓમાં પ્રમાણિકતા રહી નથી રો જ-બરોજ પડતી હડતાલો દેશની પ્રગતિમાં મોટામાં મોટી બાધક છે જ્યારે જનતા કહે છે શાસક વર્ગમાં ભ્રષ્ટાચાર વધી ગયો છે કર-વેરાનો ભાર એટલો લાદવામાં આવ્યો છે કે શ્વાસ લઈ શકાતો નથી અને વેરા દ્વારા અમારી પરસેવાની કમાણીનો પૈસો એ પ્રધાન મિનિ ટરો-પ્રધાનો મોજ ઉડાવે છે

હા તો આપણી આંખની કીકી કાળી છે એટલે બીજાની કાળાશ-ઊણપ-ને જલદી નીરખી લે છે બીજાની ઉજ્જ્વળતાને જોવામાં આપણને એ થી ભૂમિ પણ નથી થતી એટલી કે કાળાશ જોવામાં ધરાતીએ છીએ. એ તે ર તો પ્રતિદિન ઊગતા સૂર્યને કોઈ જોવા જતું નથી પણ સૂર્યગ્રહણ થવાનું હોય-એટલે કે એમાં કાળાશ આવવાની હોય ત્યારે મનુષ્યો એને જોવા માટે કેટલીક વખતે વિશેષ-ખાસ-તૈયારીઓ પણ કરે છે કાચ ઉપર કાળી રંગ લગાવી એને તેવાની કે ફિકર કરે છે ઉજ્જ્વ કોઈએ જોયું નથી પણ કાળાશ જોવા સૌ દોડી પડ્યા.

ઉજ્જૈનના સમ્રાટ ભર્તૃહરીએ પિંગળાનાં પાપ પોતાની નજરે જોયાં એના મનમાં વૈરાગ્ય ઊભરાઈ આવ્યો. ? પિંગળાના જીવન ઉપર એને

પૂરો વિશ્વાસ હતો અને જેને સારુ એણે પોતાના ભાઈ વિક્રમને વનવાસ-દીધો હતો, એ જ પિંગળાનું ચારિત્ર્ય આટલું પતિત બની શકે છે! ભર્તૃહરી એની કલ્પના પણ કરી શકતા નહોતા. અન્ય કોઈએ કહ્યું હોત તો તેઓ એની વાત માનવા કદી તૈયાર ન થાત. પણ જ્યારે પોતાની સગી આંખોએ જ જોઈ લીધું તો એને ખોટું પણ કેમ માની લેવાય? એક દિવસ જે પિંગળાના ચરણોમાં સમગ્ર રાજ્ય ન્યોછાવર કરવા તૈયાર હતા, આજે એ જ પિંગળા માટે એમના મનમાં ઘૃણા અને તિરસ્કાર છે. પિંગળાના પ્રેમ પાછળ ઘેલો બનેલો ભર્તૃહરી આજે તે જ પિંગળા તરફથી પીડા પામી રહ્યો છે. વાત પણ યથાર્થ છે કે જે માનવીએ પોતાનું ચારિત્ર્ય ખોયું તે બધું જ ખોઈ ચૂક્યો છે. તેથી જ ભર્તૃહરીના મનમાં ઘૃણા પેદા થઈ, વૈરાગ્ય જન્મ્યો અને એમણે વનનો રાહ લીધો. રાજકીય-વિભૂષાને સ્થાને એમના શરીર ઉપર ભગવા રંગની કફની ફરકી રહી હતી.

એક વખત એક વૃક્ષની નીચે પાદડાની શૈય્યા અને પથ્થરનો તકિયો બનાવી તેઓ સૂતા હતા. એટલામાં ત્યાં થઈને થોડીક બહેનો પાણી ભરવા નીકળી. એક બહેનની નજર ભગવા રંગની કફની પહેરેલા રાજા ભર્તૃહરી ઉપર પડી તો એણે પોતાની સાહેલીઓને કહ્યું: "સામે સૂતેલા યોગીને તમે જાણો છો?" સાહેલીઓએ ના પાડી ત્યારે પેલી બહેને પરિચય આપતાં કહ્યું: "આ ઉજ્જૈનના નરેશ ભર્તૃહરી છે. પિંગળાના પાપથી એમને સંસારથી વૈરાગ્ય થયો છે. પણ કેવો વૈરાગ્ય છે આ? મખમલની ગાદીઓ પર સૂનાર આ રાજા આજે પાદડાની શૈય્યા પર આળોટે છે, રેશમી તકિયા જેના માથા હેઠળ રહેતા હતા ત્યાં આજે પથ્થરનું ઓશીકણું છે."

બીજી બહેન બોલી: "વાહ!, હવે રહેવા દે. તું વધુ સ્તુતિ ના ગા. રાજ્ય તો ઉપરથી છોડયું છે પણ દિલમાં તો રાજવૈભવ જેમ ને તેમ ભર્યો પડ્યો છે. રાજ્ય છોડયું પણ ગાદીનો મોહ ક્યાં છૂટયો છે? મખમલની ગાદીના સ્થાને પાદડાની ગાદી બનાવી છે. તકિયાના સ્થાને રેશમી નહીં તો પથ્થરનો તકિયો લગાવી મૂક્યો છે."

વાતો કરતી એ બહેનો આગળ વધી ગઈ. એમના શબ્દો યોગીના કાન સાથે અથડાયા. એમણે વિચાર્યું: "અરે, હા, હું પણ કેવો છું? પૂરું રાજ્ય છોડયું અને હવે આ પાદડાની ગાદીની પણ શી જરૂર છે? અને આ પથ્થરનું ઓશીકણું પણ શા માટે? બહેનો ઠીક જ કહી રહી હતી, ભૂમિ મારું બિછાનું છે અને નીલ ગગન મારી ચાદર ઓઢણું." યોગી તો ઊઠ્યા-

અને પાંદડાં એક બાજુ ફેંકી દીધાં. પથ્થર દૂર ફેંક્યો અને ભૂમિ ઉપર જ હાથનું ઓશીકું કરી સૂઈ ગયા.

પેલી બહેનો પાણી ભરીને પાછી તે જ રસ્તેથી પસાર થઈ. પહેલી બહેને જોયું તો કહેવા લાગી : કેવો મનસ્વી યોગી છે ! અમારી એક વાત સાંભળી તો પાંદડે-પાંદડું ફેંકી દીધું અને જુઓ હવે જમીન ઉપર જ લંબાવી દીધું છે. આનું નામ તો સાધના છે ને ! પનિહારીએ એક જ વખત વાત સાંભળી અને એણે પોતાના જીવનમાં પરિવર્તન આણી દીધું ત્યારે તમે મારી કેટલી વાતો સાંભળી છે ! આજે ત્રણ-ત્રણ મહિના વીત્યા. કેટ-કેટલી વાતો તમારી સામે મૂકી અપેક્ષી ગયો ને વીતરાગ વાણીનું અમૃત તમારી સામે ઢોળ્યું પણ તમારા જીવને કેટલો વળાંક લીધો વારુ ! ( સભામાં સ્મિત હાસ્ય )

હા તો પહેલી બહેનની વાત સાંભળી તો બીજી સહેલાણી બોલી : "રહેવા દે, બેન, શું યોગની વાતને તું ભાખી રહી છે. યોગી બન્યા પણ હજુ દુનિયાના શબ્દો સહન કરવાની કળા તો શીખી જ નથી. આપણે થોડુંક કહ્યું અને ક્રોધે ભરાઈ પાંદડે-પાંદડું એક તરફ ફેંકી દીધું. પથ્થર બીજી બાજુ ફેંકી દીધો. આને તે યોગી કહેવાય ! "

જેની દૃષ્ટિ ફક્ત દોષો તરફ જ હશે, એને સર્વત્ર દોષો જ જોવા મળશે. પરંતુ યાદ રાખજો, ભાઈઓ, દોષો તરફ જ જો દૃષ્ટિ રહેશે તો જીવનમાં દોષ જ આવશે અને સદ્‌ગુણો તરફ તમારી દૃષ્ટિ રહેશે તો તમે પણ સદ્‌ગુણી બની શકશો.

જૈન ઉપાશ્રય,
કોટ મુંબઈ



# ૩૪. ગુણ દૃષ્ટિ

ગુણ દૃષ્ટિ આપણને ગુણાનુરાગી બનાવે છે આપણી દૃષ્ટિ જો સદ્‌ગુણ ભણી હોય તો પછી એવુ કોઈ કારણ નથી કે આપણે સદ્‌ગુણી ન બની શકીએ ફક્ત આપણી દૃષ્ટિમા સદ્‌ગુણોને ગ્રહણ કરવાની કળા આવી જવી જોઈએ ચિત્રકાર જુદી-જુદી આકૃતિઓ જોતો હોય છે પણ એ બધામાથી થોડી થોડી સુદરતા લઈને પોતાના રગ અને કલમ વડે એ સુદર ચિત્ર ચીતરે છે જો કે એની દૃષ્ટિ તો સારા અને નરસા બન્ને જાતના ચિત્રો પર જાય છે પણ એ તો એ સૌમાથી સારુ જ ગ્રહણ કરે છે એમાથી જો એ કદરૂપ જ ગ્રહણ કરશે અને પોતાના ચિત્રમા તેવુ જ કદરૂપ લાવશે તો એનું ચિત્ર કદરૂપુ જ બની જશે પછી તો એની કળાની તો કશી કિમત જ અકાશે નહિ તેવી જ રીતે દિવસ દરમ્યાન આપણી નજરં સામે અનેક આકૃત્તિઓ પસાર થતી હોય છે એ પૈકી કેટલીક સારી અને કેટલીક નરસી પ્રકૃતિ ધરાવતી હોય છે. કેટલીક આપણા પરિચયમા પણ આવે છે. આવે વખતે જો આપણે કળાકાર હોઈએ, તેવી દૃષ્ટિ આપણામા હોય અને એમાથી આપણે અશ-અશ રૂપે પણ સારુ જ ગ્રહણ કરતા થઈશુ તો આપણા જીવનનુ સુદર ચિત્ર તૈયાર થઈ જશે

નિહાર ધૂળશોધક હોય છે એ માટીમાથી પણ સોનુ ખોળે છે. સોનાની દૃષ્ટિ સામે રાખીને ચાલે છે તેથી એ ધૂળના ઢગલામાથી પણ સોનુ મેળવે છે આપણી પાસે પણ એવી દૃષ્ટિ આવી જાય તો માટીમાથી સોનું શોધવા જઈએ તો આપણને સોનુ જરૂર મળશે પણ આજે તો સોનામા પણ માટી ભળેલી દેખાય છે જે દૃષ્ટિને લઈને ચાલશો તે જ વસ્તુ તમને મળશે સદ્‌ગુણ તરફ દૃષ્ટિ રહેશે તો તમે વિશ્વની પ્રત્યેક વસ્તુમાથી એ

ભેળવી શકશો અને દુર્ગુણ જોવાની જ દૃષ્ટિ હશે તો સર્વત્ર સિવાય પ્રત્યેક વસ્તુમાં તમને દુર્ગુણ દેખાશે.

વ્યવહારમાં તમે સારું લેવાના આગ્રહી છો. તમારી દુકાને કોઈ ગ્રાહક આવશે. તમે એને એની માગેલી વસ્તુના ગુણ બતાવશો પણ દુર્ગુણ નહીં. કોઈ અનાજનો વેપારી હોય અને ગ્રાહક જુવાર માટે એને પૂછે તો એ બતાવતાં કહેશે: આજે જુઓ તો ખરા આ જુવાર નથી પણ મોતી છે મોતી. મોતી હોય તો પછી એને કોઈ ઝવેરી પાસે લઈ જાઓ અને પાંચ-પાંચ હજારમાં વેચી નાખો. મતલબ એ છે કે દુકાન ઉપર આવેલા ગ્રાહકને એની માગેલી વસ્તુના ફક્ત ગુણ જ બતાવશો. કોઈ દુકાન ઉપર તમે જાતે જશો તો ત્યાં પણ તેવા જ ગુણ સાંભળવા મળશે. મીઠાઈ લેવા તમે કંદોઈને ત્યાં જશો ત્યાં તમે એ કંદોઈનાં કપડાં જોશો કે કેવાં ગંદાં કપડાં છે! અને ત્યાંથી મીઠાઈ ખરીદવી ન જોઈએ. અથવા તમે એની મીઠાઈ જોશો? તમારી નજર તો મીઠાઈ ઉપર જ જશે, કંદોઈનાં વસ્ત્રો પર નહીં. હા તો તમે પણ બીજાના પરિચયમાં આવો ત્યારે ત્યાં સદ્ગુણો રૂપી મીઠાઈ તરફ જ દૃષ્ટિ રહેવી જોઈએ. વસ્ત્રોની પંચાતમાં રહેશો તો મીઠાઈ જતી કરવી પડશે.

તમે તો મુંબઈના નાગરિક છો. પ્રતિદિન સેંકડો વ્યક્તિઓના પરિચયમાં તમે આવતા હો છો. એ પૈકી કેટલીક વ્યક્તિઓ સચ્ચારિત્ર્ય હોય છે તો કેટલીક ચારિત્ર્યહીન, તમારા મગજમાં જો ચારિત્ર્યહીન વ્યક્તિઓ જ ભરાઈ જશે તો એમની ચારિત્ર્યહીનતાની વાતો જ તમારા કાનોમાં ગૂંજતી રહેશે અને મન પણ જો વારંવાર એ વાતોમાં જ ગૂંથાયેલું રહેશે તો યાદ રાખજો કે એક દિવસ ચારિત્ર્યહીનતાની બુરાઈઓ તમારામાં પણ પેસી જશે. પણ તમે જો ચારિત્ર્યશીલ વ્યક્તિઓને જ તમારા મગજમાં કેન્દ્રિત કરશો તો એ સુનિશ્ચિત છે કે એમના સુવાસિત જીવનની મહેક (સુગંધ) તમને પણ સાંપડશે. તમે જેટલું વિચારશો તમારી સ્મૃતિમાં બિરાજેલા મહાપુરુષ તેટલો જ વધુ વિચારોની ખૂશ્બુ તમને દેતા રહેશે.

ગુલાબનાં ફૂલો કાંટાળી ડાળી ઉપર સ્મિત હાસ્ય વેરી રહ્યાં હતાં. તોફાની પવન ડાળ ઉપર ઝૂલેલાં ફૂલોના સ્મિત-હાસ્યને જોઈ ન શક્યો. વાયુનો એક વેગીલો ઝપાટો આવ્યો કે ફૂલો ડાળ પરથી જમીન ઉપર પડી ગયાં. થોડાંક માટી તળે દબાઈ ગયાં અને થોડાંક માટી ઉપર જ હસી રહ્યાં હતાં. રસ્તા પર પડેલાં ફૂલો રાહદારીઓના પગ તળે કચરાઈને પણ એમને મહેકાવી રહ્યાં. રાત વીતી ગઈ. પ્રભાત વેળાએ નગરનો બાદશાહ ફરવા નીકળ્યો ત્યારે

એ માટીથી હાથ ધોઈ રહ્યો હતો ત્યારે એમા એને ગુલાબની સુગ ધ આવી. એણે વિચાર્યુ આ માટીમા ગુલાબની સોડમ ક્યાથી ? લાગલુ જ ગુલાબનુ ફૂલ બોલ્યુ -રાત આખીય અમે માટીના ખોળે સૂતા હતા માટીને અમે અમારી સુવાસ આપી પણ માટીની સુવાસ અમે લીધી નથી

હા, તો માટી તળે દબાએલુ ગુલાબ કહી રહ્યુ છે તમે જનતાના સપર્કમા આવો તો તમારા જીવનની સુવાસ જન-સમૂહમા પ્રવેશવી જોઈએ પણ એના જીવનની દુર્ગંધ તમારામા પ્રવેશવી જોઈએ નહી. તમે ખરાબમા ખરાબ વાતાવરણમા પણ તમારી ખૂશબૂ આપવી છોડશો નહિ ત્યારે જ જીવનના ખરા કળાકાર બની શકો છો જુઓ તો, પેલી નાનકડી કીડીમા એટલી અક્કલ છે કે એ ધૂળના ઢગલામા પડેલા સાકરના દાણાને શોધી લે છે, તેમ તમેય ધૂળના નહી પણ સાકરના દાણાના ગ્રાહક બનજો અને ધૂળમાથી સાકરનો દાણો શોધવાનુ શીખી લેજો

લોહચુબકની આસપાસ હજારો ચીજો પડેલી છે તેમા ધનના કણ હોય કે પથ્થરના ટુકડા હોય કે માટીના કાકરા હોય પણ એમાથી એકયને પોતા તરફ આકર્ષિત નહિ કરે પરતુ એ ઢગલામા લોઢાની એક નાની પાતળી એવી સોય પણ હશે તો એને પોતા તરફ આકર્ષિત કરી લેશે તેવી જ રીતે સામા માણસમા ક્રોધના કીટાણુ હોય, અહકાર ભર્યો હોય અથવા અવિચારના અણુ હોય પણ એમાથી એકેય આપણે ગ્રહણ ન કરવુ જોઈએ પણ દુર્વિચારોના ઢગલાની વચ્ચે એક પણ સદ્‌વિચાર હોય તો એને જ આપણે ગ્રહણ કરવાનુ શીખતા થઈએ, પણ એ માટે તો આપણે ચુબક બનવુ પડશે

આવુ ચુબકીય આકર્ષણ રાષ્ટ્રપિતા ગાધીજી ધરાવતા હતા આ ચુબકીય શકિત વડે જ તો એમણે ભારતના છત્રીસ કરોડ હૃદયોને એકી સાથે પોતાના તરફ ખેચી લીધા હતા એક વાર ગાધીજી લડન જઈ રહ્યા હતા. છત્રીસ કરોડ ભારતવાસીઓના ભાગ્યનો ફેસલો કરવા એક સ્ટીમરમા યાત્રા કરી રહ્યા હતા રસ્તામા એક અગ્રેજ સાથે મહાત્મા ગાધીજીનો પરિચય થઇ ગયો પણ પેલો અગ્રેજ બાપુના હૃદયને પિછાની શક્યો નહી એની કને એવી આખો જ-દષ્ટિ જ નહોતી એણે તો એમને અગ્રેજોના શત્રુરૂપે જ જોયા, પરતુ બાપુની વૃદ્ધ કાયાની ભીતર છુપાયેલા હૃદય અને એમા પ્રાણીમાત્ર માટે વહેતી કરુણા અને પ્રેમના અસ્ખલિત પ્રવાહને એ જોઈ શક્યો નહી.

દિવસના વાસણોય સાફ કરતો—કે કરાવતો નથી ઘરમા મુશ્કેલથી અઠવાડિયામા એક વખત ઝાડુ કાઢતો હશે " લ્યો, જોઈ લ્યો, પ્રશસા કરનાર એને લઈ આવ્યો ને ધરાતળ ઉપર પહેલા સારા શબ્દોમા ભર્ત્સનાની વાત સભળાવી અતે માર્યો ધક્કો તે સારીયે પ્રશસા ધૂળમા ભળી ગઈ

મને જાતઅનુભવ છે એક ભાઈ આવ્યા અને કોઈ એક શેઠ અગે વાતચીત દરમ્યાન બોલ્યા "શુ શેઠ છે, લક્ષ્મી તો એમના ઉપર પૂર્ણરૂપે પ્રસન્ન થયા છે પેઢીઓથી એણે અહી જ વાસ કર્યો છે ચાર ચાર તો મોટરો છે કલકત્તા, દિલ્હી, મુબઈ જેવા શહેરોમા મોટા દુકાનો ચાલે છે, પાચ પુત્રરત્નો છે અને એ બધાય કમાણીની કળામા નિપુણ છે ઘરમા પ્રેમ પણ સારો છે ભર્યું ઘર છે અને ઘરમા કશી જ ખટપટ નથી બધા ભાઈઓ એક બીજા માટે મરી છૂટે છે પૈસો ઘણો પણ ઉદારતાનો અભાવ છે સમાજના કામ માટે કઈક લેવા જઈશુ તો દશ તો ચક્કર—ધક્કા ખવડાવશે અને અતે સાફ ના સુણાવી દેશે પોતાના વિલાસ પાછળ તો હજારો ફૂકી દેશે પણ ધાર્મિક કાર્ય માટે તો સો રૂપિયા પણ કાઢશે નહી "

સપત્તિ અને સપની પ્રશસા ગાઈને શેઠ પ્રત્યે કેટલી પ્રીતિ જગવી હતી અને વ્યક્તિત્વની છાપ પાડી હતી, પણ પાછળના વાક્યે એના ઉપર પાણી ફેરવી નાખ્યુ જ્યારે કોઈ વિદ્વાનની સ્તુતિ કહેશે "અહા, કેટલા વિદ્વાન છે એ! મોટા-મોટા પ્રોફેસરો પણ એમની સામે કોઈ ચીજ નથી; સસ્કૃત તો એકધારુ બોલી શકે છે પ્રાકૃત ઉપર સારો કાબૂ છે વ્યાકરણ, સાહિત્ય, કાવ્યનો એકેય ખૂણો બાકી રહ્યો નથી કે જ્યા એમણે સ્પર્શ ન કર્યો હોય દર્શન અને ફિલસૂફીમા ખૂબ ઊડા ઊતર્યા છે એમની પ્રતિભાને જોઈ દગ થઈ જવુ પડે છે જાણે કે સાક્ષાત્ સરસ્વતીના પુત્ર જ ન હોય" પણ છેલ્લે કહેશે "વિદ્વાન તો પૂરા છે પણ વ્યવહારકુશળતાનો અભાવ છે ત્રણ પૈસાનુ કાર્ડ લખશે તો એ પૈસા પણ હિસાબમા લખશે" વિદ્વાનની પ્રશસા કરી જે પ્રભાવ પાડ્યો હતો પણ છેલ્લા વાક્યે એ પ્રભાવને સમાપ્ત કરી દીધો આ છે ગુણ દોષ-દૃષ્ટિ, જેમા આદમી પહેલા ગુણો ગાય છે પણ આખરે એક એવો દોષ બતાવી દે છે કે જેથી સારાયે ગુણનો પ્રભાવ સમાપ્ત કરી નાખે છે

આવી વ્યક્તિ જ્યારે કોઈ નેતાની વાત કરશે તો કહેશે "અહા, શુ એમનો પ્રભાવ છે? જ્યા ઊભા થાય છે, વગર બોલાવ્યે પચાસ-સો આદમીઓ આવી ઊભા થઈ જાય છે, સારાયે સમાજ ઉપર એમનો પ્રભાવ

છે એક ઈશારાએ હજારો આદમીઓ જાન દેવા તૈયાર થઈ જાય છે હાથો એટલો કરવો હોય તો એમને સાથે લઈ જાઓ જ્યાં કોઈની આશા નહીં હોય ત્યાં થેલીઓ ભરી-ભરીને લઈ આવશે. એકવાર પૂરમસ્તો માટે સભા યોજવામાં આવી પૂરા દસ વકતા હતા. બધાયે એક-એકથી વધીને આપવીતી કહી પણ કોઈના ખિસ્સામાંથી એક પૈસો નીકળ્યો નહીં આખરે આ મહાશય ઊભા થયા કે ફક્ત પાંચ જ મિનિટમાં હજારો રૂપિયા ખણખણતા બહાર નીકળી આવ્યા સ્ત્રીઓએ તો પોતાના દાગીના ઉતારી-ઉતારીને ફેંકી દીધા. સમાજ ઉપર તો એમનો આવો સુંદર પ્રભાવ છે પણ ઘરમાં ભિખારી બની જાય છે શ્રીમતીજી તો માથાના મણ્યા. આ એક કહેશે તો પેલી ચાર પરમાત્મા સંભળાવશે બસ ધોવાઈ ગયો એનો બધો પ્રભાવ ! નેતાગીરીના રુઆબ જમાવ્યો અને એમની ધૂળ પણ કાઢી નાખી.

આવા ગુણ-દોષ દૃષ્ટિ ધરાવતા કોઈ આદમીને તમે કોઈ તપસ્વી સંત અંગે પૂછશો તો કહેશે કેવા એ તપસ્વી છે અમારાથી તો એક ઉપવાસ પણ થતો નથી પણ એ તો ભાઈ વીસ ત્રીસ ખેંચી કાઢે છે પાછી એમાં કોઈ જાતની ઊણપ નહીં ત્રીસમા ઉપવાસને દિવસે એમને જોશો તો એમના ચહેરા ઉપર બસ પ્રસન્નતા જ દેખાશે. જાણે કે એમને એની ખબર જ નહીં હોય કે એમને આજે ત્રીસમો ઉપવાસ છે આવા તપસ્વી શોધ્યા નહીં જડે. આ તો થયો એનો ઉજળો પક્ષ, હવે જોઈ લ્યો એનો બીજો પાસો.

આટલું તપ તો કરે છે પણ મન ઉપર પૂરો કાબૂ નથી. શરીર તપમાં રહે છે પણ મન તો ખાવામાં રહે છે તપની સાથે તેજો લેશમાત્ર પણ ઓછી નથી. નાની એવી ભૂલ થઈ કે બસ એ તો અંગારા જ વિખેરશે. આત્મા શું આવા તપથી પવિત્ર થતો હશે ! તપ શું છે એ ફક્ત ભૂખ્યો મરવાનું છે !

આ તો ગુણ-દોષ દૃષ્ટિ જેઓ ધરાવતા હોય છે તેવા આદમીઓ પણ જોખમી હોય છે એના થકી થતી પ્રશંસાથી પણ સાવધાન રહેવું ઘટે છે પહેલા તો પ્રશંસાના પુષ્પો પાથરશે અને પાછળથી એક એવો પ્રહાર એવો કરશે કે એ પુષ્પો ક્યાંય ઊડી જશે અને આવેશો-જાળેશો પ્રભાવ એક જ મિનિટમાં માટીમાં મળી જશે.

આત્મ-દૃષ્ટિ

આત્મ દૃષ્ટિનું બીજું નામ બ્રહ્મ-દર્શન, આ દૃષ્ટિ દ્વારા સાધક

પોતાને જુએ છે બહારનુ જોતાં-જોતા તો સારુ ય જીવન વીતી ગયુ. પણ જરા અ દરની તરફ પણ જોઈ લ્યો બીજાના ગુણ-દોષ તો ખોળ્યા પણ કદી પોતા ભણી જોયુ કે મારામા કયા ગુણદોષ છે ? બીજાના ચોપડાઓ તો તપાસ્યા પણ પોતાનો ચોપડો ખોલીને કદી જોયુ ? કુશળ વેપારી પ્રતિદિન પોતાનો ચોપડો તપાસી જાય છે, બીજાના ચોપડા જોનાર-તપાસનાર વેપારી આજ સુધીના ઈતિહાસમા કદી સફળ થયો હોય એવુ દેખાયુ નથી હા, તો બીજાના દોષો તરફ નહી પણ પોતાના દોષો ભણી પણ આંખોને વાળી જુઓ તો ખરા બીજાના દોષો જોવા પાછળ તો મનુષ્યની આંખો ગીધ જેવી તેજ બની જાય છે, પર તુ પોતા ભણી જોવા માટે તો એની પાસે માખીની આખ પણ નથી

દર્પણમા જ્યારે આપણે જોઈએ છીએ ત્યારે આપણુ એ લક્ષ્ય હોય છે કે એમા પોતાનુ પ્રતિબિ મ જોઈ મો પર લાગેલા કાળા ડાઘને ભૂસી નાખીએ-લૂછી નાખીએ તેવી જ રીતે આપણી દૃષ્ટિ અ તર્મુખ બનવી જોઈએ આપણે આપણી ભૂલો તરફ દૃષ્ટિ દોડવતા થઈએ જ્યારે પણ કોઈની ટીકાના શબ્દો આપણા કાન સાથે અથડાય અને આપણુ મન પણ એ ટીકામા ભળે ત્યારે તે જ ક્ષણે તમારા મનના વેગને થભાવી દો, એને પોતા ભણી વાળી લ્યો પછી મનને કહો કે બીજાનુ નહી, પોતાના દોષોનુ ગીતા ગાઓ, પોતાની ભૂલોને જ જુઓ, એનુ પરિમાર્જન કરો જ્યારે આવી આત્મ-દૃષ્ટિ તમને મળી જશે ત્યારે તમારુ મન જાતે જ કહી ઊઠશે.

રે ચેતન પોતે તૂ પાપી, પરના છિદ્ર ચિતરે રે તૂ
નિર્મળ હેય કરમ કર દમ, શુ નિજ ગુણ અબુ નિતાર રે તૂ
જેમ તેમ કરવા શોભા આપણી, આ જગ માહે દિખાવે તૂ
પ્રગટ કહાવે ધર્મનો ધોરી અ તર ભર્યો વિકાર રે તૂ ॥

ભારતનો એક સ ત કેટલુ માર્મિક ઉપરની લીટીઓમા કહી ગયો છે! એક એક શબ્દમા આત્માની આલોચના બોલી રહી છે હુ કોઈનીય નિ દા શા સારુ કરવા જાઉ ? મારો આત્મા પોતે જ દોષોના ભારથી દબાઈ ગયો છે. કવિનુ મન પશ્ચાત્તાપનાં અશ્રુબિ દુઓથી ભીંજાઈ રહ્યુ છે "અરે, ચેતન, તુ પોતે જ પાપી છે, પછી શા માટે બીજાના દોષો જોવા દોડી જાય છે? જો તુ શુદ્ધ બનીને સાધના કરે છે તો પોતાના ગુણોના પાણીને સાફ કરી શકે છે અને જેમ તેમ કરીને પણ તુ પોતાની સરસતાનુ પ્રદર્શન કરવા

આચાર્યશ્રી માધવમુનિજી મ ફરમાવે છે આચાર્યશ્રીએ પ્રત્યેક શબ્દમાં પ્રભુ સમક્ષ પોતાનુ હૃદય ખોલીને રજૂ કરી દીધુ છે હુ મતિહીન છુ, વિશિષ્ટ પ્રજ્ઞાનો મારામા અભાવ છે દૈત્ય-ભાવ મારામા ભર્યો પડ્યો છે અને સાધકનો તો ફક્ત વેશ જ મારી પાસે છે, સાધનના નામે ફક્ત વેપ-પૂજાને મે પ્રોત્સાહન આપ્યુ છે મારામાં આધ્યાત્મિક પ્રકાશનો અભાવ છે હૃદય ગુફામા પાપનો અધકાર છવાઈ રહ્યો છે

તો આલોચના કરવામા સ્વદોષના દર્શનની કામના હોવી જોઈએ પાપની આલોચના થવી જોઈએ અને પુણ્યને છુપાવવુ જોઈએ પણ આજે તો ઉલટી ગગા વહે છે દાનના શિલાલેખો લખાય છે અને પાપને એ શિલા તળે છુપાવાય છે

અષાઢી ગગનમા જ્યારે મેઘભર્યા કાળા વાદળો ઉમટી આવે છે, ત્યારે એમની જોશીલી ગર્જના સાભળી મોર કળા કરવા નાચવા લાગે છે જ્યારે દુનિયાની આખો એની રગ-બેરગી ચિતરાયેલી પાખોને નીરખે છે ત્યારે મોરની આખો ક્યા હોય છે? એની આખો હોય છે પોતાના પગ તરફ જ એ પોતાની પાખોના રગભર્યા સૌન્દર્ય પર ગૌરવ કરતો નથી, પરતુ પોતાના પગની કુરૂપતા ઉપર એનુ મન રડી પડે છે તેમ દુનિયાની આખો તમારી તરફ હોય, હજારો મોએ તમારી પ્રશસા-સ્તુતિ ગવાઈ રહી હોય ત્યારે તમારી દૃષ્ટિ પોતાની બુરાઈઓ તરફ જ રહેવી જોઈએ પોતાના દોષો તરફ જ દૃષ્ટિ રહેવી જોઈએ

એક વિચારકે કહ્યુ છે કે મનુષ્યે દોષજ્ઞ બનવુ જોઈએ દોષજ્ઞ એટલે પોતાના દોષોને જાણી લેવા તે બીજાની પીઠ જોવી તો સરળ છે પણ પોતાની પીઠ જોવી બહુ મુસ્કેલ કામ છે તેવી જ રીતે આપણે બીજાના દોષો તો ઘણી ઝડપથી જોઈ લઈએ છીએ પણ પોતાની આખે પોતાના દોષ જોઈ શકતા નથી સ્વદોષ દર્શનથી આપણને મોટામા મોટો લાભ છે કે આપણે આપણી નબળાઈનુ માપ કાઢી શકીએ છીએ એના સારુ જરૂર છે આપણે આપણી દૃષ્ટિને અતમુર્ખી બનાવતા થઈએ, પોતાને જ નિરખીએ અતર્દૃષ્ટિ મેળવીએ આતર-સૌદર્યને જ જોતા શીખીએ

એક વખતની વાત છે શ્રાવણની રૂમઝુમ વર્ષાએ પ્રકૃતિને નવુ જ સૌન્દર્ય સમર્પિત કર્યુ હતુ ચારેય બાજુ લીલુછમ દેખાતુ હતુ પૃથ્વી અને પર્વતોએ લીલી ચાદર ઓઢી હતી પર્વત-માળાઓમાથી અહી-તહી

કલ-કલ નિનાદ કરતાં ઝરણાં વહી રહ્યાં હતાં. એવી પ્રકૃતિના ખોળે એક નાનકડી ઝૂંપડીમાં અધ્યાત્મ-યોગી આનંદઘનજી સાધનામાં લીન થઈને બેઠા હતા. એમનો એક શિષ્ય બહાર ઊભો હતો પ્રકૃતિનું મનોહર સૌન્દર્ય જોઈ મુગ્ધ બની ગયો આનંદમાં ને આનંદમાં એ બોલી ઊઠ્યો ગુરુદેવ, બહાર પધારો જુઓ તો ખરા કે પ્રકૃતિનું કેવું મોહક સૌન્દર્ય છે આજે! સાધનારત આનંદઘનજીના કાને આ શબ્દો અથડાયા. એમણે કહ્યું વત્સ, અંદર આવો અને અહીંનું સૌંદર્ય જુઓ. બહારનું સૌન્દર્ય તો અનેક વાર જોઈ ચૂક્યા છીએ પણ હવે જરા અંદર ડૂબકી મારો ત્યાંનું સૌન્દર્ય જુઓ.

આ તો તમે પણ તેવી જ રીતે અંદરનું સૌન્દર્ય જોતાં શીખો. તમે તમારી જાતને તપાસો અને પરખ કરો પછી આલોચનાના આ બાણ શબ્દો તમારા ઉપર કોઈ અસર કરી શકશે નહીં. તમે જો દુનિયાના સંકેતો પ્રમાણે જ ચાલો છો અને તમારી પોતાની કોઈ જ દૃષ્ટિ નથી તો તમે તમારી શક્તિ ખોઈ બેસશો. આલોચકોના સંકેતો પ્રમાણે જ જો તમે ચાલતા રહેશો તો તમારી સ્થિતિ પેલા ઘડિયાળના પેંડુલમ જેવી ઉપર નીચે થતી રહેશે. એટલે કે તમે તમારી મનની સ્થિરતાને ખોઈ બેસશો. અમેરિકાના ભૂતપૂર્વ પ્રેસિડેન્ટ સ્વ. લિંકને પોતાના વિરોધીઓને જવાબ વાળતાં કહ્યું હતું કે જો હું મારા અંગે લખાયેલી આલોચના અને આરોપોને વાંચતો જ રહું તો આ કાર્યાલયમાં મારા માટે બીજું કોઈ કામ જ નહીં રહે. સિવાય કે હું એ બધાના જવાબ વાળતો રહું.

તો તમે અગર આત્મશાંતિ કાયમ રાખવા માગતા હો તો વિરોધીઓની આલોચનાથી ગભરાશો નહીં. મુંઝાશો નહીં. તમે આત્મરત બનો અને પોતા ભણી જ પોતાની દૃષ્ટિ વાળતાં શીખો તો આત્મ-શાન્તિનો લહેરાતો સાગર તમારી નજીક જ હશે.

જૈન ઉપાશ્રય,
કોટ મુંબઈ



## ૩૫. ઇચ્છાઓ પર બ્રેક મૂકો

**માણસના** મનમા હજારો ઇચ્છાઓ હોય છે મન તો એક વિરાટ સાગર છે, જેમા પ્રતિક્ષણ ઇચ્છાઓ રૂપી લ્હેરો આવતી જ જાય છે પણ એ ઇચ્છાઓની લહેરોને રોકતા શીખો, બ્રેક વગર તો જીવન જોખમમા મૂકાશે કલ્પના કરો કે તમે કયાક જઈ રહ્યા છો રસ્તામા ટેકસી મળી, ટેકસીને જોતા જ તમારા પગ મદ ગતિ બની જશે તેમાય મુબઈની તો વાત જ ન પૂછો અહી તો ચાર ડગલા ચાલતુ હશે તોય ટેકસી, ટ્રામ કે બસની રાહ જોશો બસની પ્રતીક્ષામા ભલેને પછી અડધો કલાક નીકળી જાય અને પગે ચાલીને જવામા તો ફકત પદર જ મિનિટનો સમય લાગે તેમ છે, આજે માણસની પુરુષાર્થ પર શ્રદ્ધા જ સમાપ્ત થઈ ગઈ છે. શહેરોની વાત બાજુએ મૂકીએ તો પણ ગામડાના ખેડૂતો, જેઓ પહેલાં ૫–૭ ગાઉ તો હસતે મોઢે ચાલ્યા જતા હતા, તેઓ પણ હવે સાઈકિલ રાખવા લાગ્યા છે

હા, તો ટેકસી ભાગી કે તમારા પગ અટકયા સકેત મળતા ડ્રાઈવરે ટેકસી થોભાવી તમે બેસવા લાગ્યા ત્યા જ પેલાએ કહ્યું કે ભાઈ, તમે ખુશીથી બેસી શકો છો પણ મોટરને બ્રેક નથી હવે તમે જ કહો કે તમે મોટરમા પગ મૂકશો કે પાછા ફરશો ? તમને જો એ મફતમા લઈ જાય તો પણ શુ તમે જવા ઇચ્છશો ? નહી તમે એની મોટરમા બેસવાનો સ્વીકાર નહી કરો, કારણ કે તમે જાણો છો કે બ્રેક વગરની મોટરમા બેસવુ જોખમ ભરેલુ છે

આજના માણસોને ઇચ્છાઓ ઉપર નિરોધ (બ્રેક) નથી એટલા માટે જ તો અકસ્માત (એકસીડેન્ટ) થયા કરે છે સામાજિક અશાતિનુ મૂળ તપાસો તો જણાશે કે એની અદર માનવ–મનની અનિયત્રિત ચાહનાઓ

જ કામ કરી રહી છે એટલા જ માટે તો એક બાજુ ધાનના ભંડારોમાં ધાન સડે છે ત્યારે બીજી બાજુ એવા પણ માનવીઓ છે જેમને બે ટંક પૂરું ખાવા પણ મળતું નથી. એક બાજુ થોડાક લોકો પાસે વસ્ત્રોના ટ્રંકો ભર્યા પડ્યા છે બહેનો પાસે એટલી બધી સાડીઓ છે કે તે વિમાસતી રહે છે કે આ રંગની સાડી પહેરું કે તે રંગની? ત્યારે બીજી બાજુ ભારતમાં એવી પણ સ્ત્રીઓ છે જેની પાસે લજ્જા ઢાંકવા માટે પણ પૂરતાં વસ્ત્રો નથી. અરે એમની પાસે બદલવા માટે બીજી સાડી કે વસ્ત્ર સુદ્ધાં નથી. આ વિષમતા કેમ આવી? જ્યારે માનવીની તૃષ્ણા અસીમ બને છે અને એક બાજુ વિપુલ સમૃદ્ધિ ઊભી થાય છે તો સ્વાભાવિક જ બીજી બાજુ તેટલો ખાડો પડવાનો જ.

દૂર ન જતાં આપણે મુંબઈને જ લઈએ. એક બાજુ વિશાળકાય —આકાશને સ્પર્શતાં ઊંચાં-ઊંચાં મકાનોની હારમાળા ઊભી છે જેમાં લક્ષ્મીના પ્રિય પુત્રોનો આવાસ રહે છે. જેમનાં ઘરનો રેડિયોના સંગીતના મધુર સ્વરો વડે ગુંજી રહ્યા છે ત્યારે બીજી બાજુ એવા પણ માણસો છે જેમને મકાનના નામે વહેલું ઘાસનું ઝૂંપડું પણ નથી. ગામડાંઓમાં જમીનદારો પાસે એટલી જમીન છે કે તેઓ એનો પૂરો ઉપયોગ પણ કરી શકતા નથી. પણ હવે તો ભારત સરકાર જાગીરદારી અને જમીનદારીને નામશેષ કરી રહી છે તેમ છતાં ય એક આદમી પાસે સેંકડો વીઘા જમીન છે ત્યારે બીજી બાજુ એવો એક ખેડૂત છે જેની પાસે ચાર પેટ પાળવા માટે ચાર વીઘા જમીન પણ નથી. સાચું કહેવામાં આવે તો ભારતનું આ ગૌરવ નથી પણ કલંક છે. એક તરફ લોકો રોટી માટે તલસી રહ્યા છે ત્યારે બીજી તરફ સોનાની ઈંટો જમીનમાં દાટી રહ્યા છે.

જ્યારે એક બાજુ અતિ સમૃદ્ધ હોય છે અને બીજી તરફ ખાડો પડે છે ત્યારે નિશ્ચિત રીતે જ ક્રાંતિની જ્વાળા ભભૂકી ઊઠે છે. સમાજ આખરે સમાજ છે. બધા માણસોને એક જ કોટિમાં મૂકી શકાય નહીં. થોડી ઘણી વિષમતા તો કાયમ રહેવાની જ. પણ એ વિષમતા અમુક મર્યાદામાં રહેવી જોઈએ. એમ તો વિષમતા આપણી આંગળીઓમાં પણ છે. કોઈ નાની છે તો કોઈ મોટી છે પણ જમતી વખતે બધી ભેગી થઈ જાય છે. કોઈની સભાધ જમવામાં બાધક થતી નથી. પણ કલ્પના કરો કે એક આંગળી પાંચ ઈંચની થઈ જાય તો ભોજન ભારે થઈ પડશે. ભોજનમાં તો બધા ભારવ

વાસીઓએ સમાન રહેવુ જોઈએ ભારતનુ એક બાળક પણ ભૂખ્યુ સૂવુ જોઈએ નહી

હા, તો તમે મનખાની દોડને સીમિત કરો અતિ સગ્રહના પરિણામ પણ બહુ ગભીર આવે છે પેલો ફુગો હવાનો સગ્રહ કરીને જ ઉપર ઊડે છે પણ જે હવાએ એને ઉપર ઊડવામા મદદ કરી, મનોરમ આકાશમા ઉડ્ડયન કરવાનુ બળ આપ્યુ તે જ હવાનો સગ્રહ જો મર્યાદા કરતા વધુ થઈ જાય તો ઉડાડનારી હવા જ એ ફુગાની જીવન-લીલા સમાપ્ત કરી નાખે છે બીજી તરફ લોટ (આટો) અને શાકમા મીઠુ નાખવુ જરૂરી છે એના વિના રોટલા ફિક્કા લાગશે અને શાકમા કાઈ સ્વાદ નહી આવે, પણ એ જ મીઠુ જો પ્રમાણથી વધુ નખાઈ જાય તો એનો સ્વાદ જ બગડી જાય છે, માટે અતિ સગ્રહ અશાતિને જ નિમત્રે છે

તમે ટ્રેન અથવા ટ્રામમા મુસાફરી કરો છો પણ તમે જો બિસ્તરો ફેલાવી ચાર આદમીની જગ્યા રોકી લ્યો તો સઘર્ષ જરૂર થવાનો જ ચાર આદમીની જગ્યા રોકી પોતે એકલા જ બેસવુ એ કાયદા વિરુદ્ધ છે, તેમ ચાર આદમીઓના રોટલા ઉપર પોતે એકલો જ અધિકાર જમાવી બેસે તો શુ એ કાનૂનસમત ગણાશે?

ઈચ્છા પર માણસનો અધિકાર રહે છે ત્યા સુધી તો કોઈ ચિતા નથી; પણ માણસ ઉપર જ્યારે ઇચ્છાઓનો અધિકાર થઈ જાય છે ત્યારે સમજી લ્યો કે ગાડી પાટા બહાર છે ધવલ શેઠની તૃષ્ણા જ્યારે મર્યાદાથી બહાર ગઈ ત્યારે એણે શ્રીપાલને સાગરની શીતળ આગમા ધકેલ્યો હતો એક દિવસ એવો પણ આવ્યો કે શ્રીપાલની હત્યા માટે એ જ્યારે આગળ વધ્યો, તો શ્રીપાલ તો બચી ગયો અને ખુદ ધવલ શેઠની જ જીવન-યાત્રા સમાપ્ત થઈ ગઇ ધવલ શેઠની હત્યા કોણે કરી? કહેવુ પડશે કે ધવલ શેઠની તૃષ્ણાએ જ એની ઇહલીલા સમાપ્ત કરી ધવલ શેઠની ઉમર ઘણી હતી એ જિદગીના સાઠેક વર્ષ પાર કરી ચૂક્યા હતા, તો પણ એની તૃષ્ણાનો પાર ન આવ્યો. જેમ જેમ મૃત્યુદ્વારે પહોચતો ગયો તેમ-તેમ એની તૃષ્ણા વધતી જ ગઈ શરીર વૃદ્ધ થઈ જાય છે પણ ઇચ્છાને વૃદ્ધાવસ્થા કદી આવતી નથી. એટલા માટે ભારતના સત કવિ સુરદાસ કહે છે

तृष्णा तू न गई मेरे मन से ।
पाके केस जन्म के साथी ज्योति गई नैनन से,

पग थाके, कर कंपन लागे छाज गई लोचनसे
री तृष्णा ! तू न गई मेरे मन से ॥

એક સંત કવિ બોલે છે મારા શરીરની બધી શક્તિઓ એક પછી એક વિદાય લઈ રહી છે બાળપણના સાથી વાળ પણ પાકી ગયા છે એક દિવસ એવો હતો કે જ્યારે કાળી કેશવાળી કાળા ભમરની પેઠે શિરની શોભામાં વૃદ્ધિ કરતી હતી. આજે ચાંદીની જેમ એ શ્વેત થઈ ગયા છે આંખોની જ્યોતિ પણ વિદાય લઈ રહી છે જે આંખો વડે પહેલાં નાની સોય પણ એક જ સેકન્ડમાં પરોવી શકાતો હતો. આજે સગો પુત્ર પણ પાસે આવે છે ત્યારે પૂછવું પડે છે કે કોણ છે? જે પગ વડે દિવસમાં વીસ-વીસ માઈલ ચાલી લેતો હતો આજે ઘરનો દરવાજો પણ ઓળંગાતો નથી. સૌને ઘડપણ આવે છે પણ રી તૃષ્ણા તારો કેવો ગજબનો છે શરીર જરાને લીધે જર્જર બને છે ત્યારે તને યુવાની આવી રહી છે

માણસ પૈસા વડે તૃષ્ણાને શાન્ત કરવા માગે છે પણ પૈસા વડે તૃષ્ણા શમાવવાનો પ્રયત્ન તેવો જ છે જેવો કે પેટ્રોલ વડે આગ બુઝાવવાનો. દુનિયાના ઇતિહાસમાં આજ સુધી પેટ્રોલથી અગ્નિ કદી બુઝાયો નથી તેમ પદાર્થો દ્વારા માનવ-મનની તૃષ્ણા સમાપ્ત બની નથી. એક વિચારકે કહ્યું છે કે તૃષ્ણાળુ માણસની આંખોને કાં તો સંતોષ ઠારશે અથવા તો પછી મસાણની માટી.

સુખ પૈસા માગતું નથી. કારણ કે પૈસામાં સુખ હોત તો તીર્થંકર અને ચક્રવર્તી એનો ત્યાગ ન કરત. આ તરફ તમે પૈસા વડે કોઈ પ્રત્યેક વસ્તુ મેળવી શકતા નથી પૈસા વડે ફાઉન્ટન પેન ખરીદી શકાશે પણ પૈસાથી લેખન-કળા નહીં ખરીદી શકો પૈસાથી તમે ચશ્મા ખરીદી શકો પણ પૈસાથી આંખ નહીં મેળવી શકો. પૈસા વડે તમે પગરખાં-બૂટ ખરીદી શકો છો પણ પૈસાથી પગ તો નહીં જ પૈસો તમને રોટલો આપશે પણ એના વડે ભૂખ કદી ખરીદી શકાશે નહીં તો પછી માનવ શા સારુ હાથ ધોઈને એની પાછળ પડ્યો છે!

પૈસા વડે માનવ પોતાની વાસનાને પૂરી કરવા માગે છે પણ તૃષ્ણાની પૂર્તિ પૈસો કરી જ શકતો નથી. હા સંતોષ તૃષ્ણાને જરૂર શાંત કરી શકે છે જેની તૃષ્ણા વિશાળ છે એના માટે સંપત્તિ સદા અલ્પ જ રહેશે. એક ભાઈ યુરોપ ગયા હતા. ત્યાંનો અનુભવ સંભળાવતાં કહ્યું કે એક અંગ્રેજ સંપત્તિસંપન્ન હતો. એ ભાઈ એને મળી આવ્યા. બીજે જ દિવસે એમણે

છાપામા વાચ્યુ કે એ સજ્જને ગોળી ખાઈને આત્મહત્યા કરી રિપોર્ટમા લખ્યુ હતુ એના ટેબલ ઉપરથી એક ચિઠ્ઠી મળી જેમા એણે પોતાની આત્મહત્યાનુ કારણ બતાવતા લખ્યુ હતુ કે મારી સમસ્ત સપત્તિ બરબાદ થઈ ગઈ મારી પાસે ફક્ત બે કરોડ પૌડ સિવાય બીજુ કાઈ બચ્યુ નહોતુ એટલે લાચાર થઈને હુ આત્મહત્યા કરવા તરફ પ્રેરાયો છુ

એના માટે બે કરોડ પણ ઓછા હતા જ્યારે ભારતીય સત માટે બે રૂપિયા પણ વધુ છે, એટલે જ તો એ એનો પણ ત્યાગ કરી અકિચનવૃત્તિ ધારણ કરે છે મહાત્મા ગાધીએ એકવાર કહ્યુ હતુ કે "જેને આવશ્યકતા પ્રમાણે મળી ગયુ છે, છતા એને સતોષ નથી તો સમજવુ જોઈએ કે એ આદતનો ગુલામ છે અને વૃત્તિની ગુલામીથી વધીને બીજી કોઈ ગુલામી નથી" એક ભિખારી છે, એ રોટી માટે ઘેર ઘેર ભટકે છે કયાયથી સૂકો રોટલો પણ એને મળી જાય તો તેથી એ સતોષ માને છે રાજી થઈ સો-સો આશિર્વાદ દેતો જશે જ્યારે અમીર-ધનવાન મીઠાઈ અને મુરબ્બો ખાવા છતા પ્રસન્ન નહી થાય દિવસે એને ચેન નથી, રાત્રે એની આખોમા સુખની નિદર નથી કારણ એને સતોષ નથી

આજે ફકીરોમાં તમને સતોષ જેવી ચીજ જોવા મળશે, જેની પાસે પૂરી સાધન-સામગ્રી પણ નથી તો પણ એમના મો પર ચમક છે-પ્રસન્નતાની રેખા છે ત્યારે બીજી બાજુએ લાખો નહી, કરોડોની સપત્તિ હોવા છતા પણ મનમા એક પીડા છે-રોગ છે, મો પર આનદનુ સ્મિત પણ નથી

એક ફકીર એક શહેરમા આટા મારી રહ્યો હતો શ્રીમતોના વિશાળ પ્રાસાદો પાસેથી પસાર થયો ત્યારે એણે એક અવાજ કર્યો કે, "ધની લોકો, જો તમારા હૃદયમા સતોષ હોત અને અમ લોકો (ભિખારીઓ)મા આત્મગૌરવ હોત તો સસારમા સ્વર્ગ હોત બીખ માગવાની પ્રથા જ રહેત નહી. પણ સત્ય તો એ છે કે ધનવાનોમા તો સતોષવૃત્તિ નથી તેમ ભિખારીઓમા આત્મગૌરવ જાગ્યુ નથી માણસને કાલનો ભય સતોષ લેવા દેતો નથી. એના મનમા ભય છે, કે જો મારી પાસે નહી હોય તો કાલે હુ ખાઈશ શુ ? જેના મનમા દાન દેતી વખતે કાલની ચિતા છે તો સમજવુ પડશે કે એને પોતાના સ્વર્ણિમ ભાવિ ઉપર વિશ્વાસ નથી અને એણે પુણ્ય અને પાપની વ્યાખ્યા ઉપર ઠીક રીતે વિચાર જ કર્યો છે

જુઓ પેલો ઝેરી ફણીધર, જેને કાઈપણ જ્યારે ખાવાનુ મળતુ નથી તો એ ફક્ત હવા ખાઈને જ પડ્યો રહે છે તો પણ એના દેહમા દુર્બળ-

એક વખતની વાત છે શેખ શાદી બહુ ભીડભરી ગભીર ઘડીઓ પસાર કરી રહ્યા હતા શેખ શાદી ફારસીના પણ મોટા શાયર હતા પણ તમે જાણો છો કે સરસ્વતી અને લક્ષ્મીને તો અણબનાવ છે જ શેખ શાદી ઉપર સરસ્વતી તો પ્રસન્ન હતી, આજે પણ એમની શાયરી દિલને હલાવી દે છે પણ લક્ષ્મીએ એમના દ્વાર કદી ખટખટાવ્યા નહોતાં

એક વખત તો તેઓ એવી તગ સ્થિતિમા આવી ગયા કે પગરખા ખરીદવા જેટલા પૈસા પણ એમની પાસે રહ્યા નહી ઈદનો દિવસ હતો. ગામના નાના–મોટા સૌ નવા પગરખા પહેરતા હતા. પણ શેખ શાદી ફારસીના તે શાયર, પોતાના ભાગ્ય ઉપર આસુ વહાવી રહ્યા હતા એ પણ એક નસીબ છે કે ગામનો માગણિયો પણ આજે નવા પગરખામા હતો પણ તેઓ પગરખા ખરીદી શકતા નહોતા વિચારોની આ ઉથલ–પાથલમા તેઓ નહાઈ રહ્યા હતા તેઓ જિન્દગીથી કટાળી ગયા એમનુ હૃદય આવા જીવન કરતા મૃત્યુને પ્રીત કરવા લાગ્યુ અને એને આલિગન કરવા માટે તેઓ ચાલી નીકળ્યા પોતાના ભગ્યને દોષ દેતા જેવા આગળ વધ્યા કે રસ્તે ચાલતા એક લૂલા તરફ એમની નજર પડી એના બન્ને પગ ઠીક નહોતા અને એ લગડાતો ઘણી મુશ્કેલીથી રસ્તો પસાર કરી રહ્યો હતો એને જોતા જ શેખ શાદીની વિચારધારાએ પલટો ખાધો તેઓ ખુદાનો લાખ લાખવાર આભાર માનવા લાગ્યા એમની ચિતાઓના વાદળા વિખેરાઈ ગયા અને પ્રસન્નતાનો સૂર્ય પ્રકાશી ઊઠ્યો એમણે વિચાર્યુ, ભલે પગરખા ન મળ્યા, પણ મારા બન્ને પગ તો સહીસલામત છે જ્યારે પેલા બિચારાને દોઢ જ ટાગ છે

હા, તો જ્યારે–જ્યારે તમારા માનસમા ચિતાની કાળી રેખાઓ ઘેરાઈ આવે અને દુખના વાદળ તૂટી પડે તો તમે નીચે જોજો નીચે જોવાના મતલબથી ભૂમિ જોવાની નથી પણ તમારા કરતા પણ વધુ નબળી સ્થિતિના લોકોને જોજો ગરીબી ગરીબના મનમા એક પ્રકારનુ હલકાપણુ લાવે છે. કારણ કે સમાન દુખીઓ વચ્ચે પારસ્પરિક સહાનુભૂતિના તાર ઝણઝણી ઊઠશે જ્યારે બે સુખી જનો વચ્ચે ઈર્ષ્યાની હરીફાઈ જામશે દુખી અગર દુખીયાને જોશે તો એના મોઢેથી તો સહાનુભૂતિના સ્વર નીકળશે પણ સુખના પારણે ઝુલતી બે વ્યક્તિઓ કદી એક બીજાને પ્રેમથી જોઈ શકતી નથી તેઓ અહકાર અને ઈર્ષ્યાની આગમા બળી જશે ઝૂપડુ અગર મહેલ ભણી જોશે તો પીડા અને વ્યથામા એ ડૂબી મરશે અને બીજા જ કોઈ ઝૂપડાને જોશે તો હમદર્દીના બે મધુર બોલ કહેશે

હા તો તમે આર્થિક અભાવની ચિંતામાં હો તો પણ નીચેનાઓને જુઓ. કેટલાક કુપુત્રની ચિંતામાં ગળાઈ રહ્યા હોય છે. બેટો તો મળ્યો પણ તે તમારી આજ્ઞાનું ઠીક રીતે પાલન કરતો નથી. એનાથી તમને તિરસ્કાર અને અપમાન મળે છે. તમારું મન એના પ્રત્યે ઘૃણાથી–તિરસ્કારથી ભરાઈ ગયું છે અને એથી તમારું હૃદય બોલી ઊઠે છે કે આવા પુત્ર કરતાં પુત્ર ન મળ્યો હોત તો શું ખોટું હતું ! આવી ચિંતાના ઘેરા અંધારા વખતે તમને દશરથના ઘરનું સ્મરણ થઈ આવે છે. રામ જેવા વિનયી પુત્રને પામી દશરથ રાજન ધન્ય બની ગયો હતો. રામે પિતાની પ્રતિજ્ઞા ખાતર અયોધ્યાનું સિંહાસન પણ તજી દીધું. જ્યારે તમારો પુત્ર તમારી આજ્ઞા ખાતર બે પૈસા છોડવા તત્પર નથી તો તમે ખિન્ન થઈ જાઓ છો. પણ અહીં તમે ભૂલ કરી રહ્યા છો. આવા સમયે તમે તમારી સ્મૃતિને દશરથના ઘર પરથી હટાવી લઈ ધૃતરાષ્ટ્રના ઘર ઉપર લઈ જાઓ. કૌરવકુળના સંહારક દુર્યોધનને યાદ કરો જેની પાછળ અંધ રાજા ધૃતરાષ્ટ્રે સો વખત આંસુ વહાવ્યાં હતાં. આવા સમયે કંસને યાદ કરો, કોણિક અને ઔરંગઝેબના ઇતિહાસને સ્મૃતિપટ પર લાવો. આ જ પુત્રોને કારણે તેમના પિતાઓને કારાગૃહની અંધારી કોટડીઓ મળી હતી.

જ્યારે આ દુર્જનોનો ઇતિહાસ તમારી નજર સામે આવશે ત્યારે એ વિચારી ખુશ થઈ જશો કે દુર્યોધન કરતાં તો મારો પુત્ર લાખગણો સારો છે. ભલે એ પૈસા ન આપે પણ કોણિક કંસની જેમ એણે મને કારાગૃહમાં તો પૂર્યો નથી. તમે જોશો કે આમ કરવાથી પુત્ર પ્રત્યેનો તમારો રોષ ઓછો થઈ જશે. ઘૃણાભાવ પ્રેમભાવમાં બદલાઈ જશે. એમાં કોઈ આશ્ચર્ય નથી રહેતું કે પ્રેમ તમારા ઘરના ઉજ્જડ વનને વળી પાછું લીલુંછમ કરી મૂકશે.

આવી જ રીતે તમે તમારી પત્નીથી હેરાન છો. એના કટુ સ્વભાવના લીધે રોજ કચ–કચ કલહ થયા કરે છે અને તમે વિચારો છો કે આના કરતાં તો દીક્ષા લઈ લેવી સારી. પણ આમ ઘેરથી નાસી જઈ દીક્ષાનો પથિક બની પણ આધ્યાત્મિક આનંદ મેળવી શકતો નથી. ચારિત્ર તો વીરોનો પથ–માર્ગ છે ભાગેડુઓનો નહિ.

હા તો આવા વખતે તમારી નજર દોડે છે રામાયણના અયોધ્યાકાંડ ઉપર. એમાં વનવાસ તો મળ્યો છે રામને, પણ સતી સુકુમારી સીતા પણ

વનની ભીષણ યાતનાઓ સહેતી-સહેતી પતિની જોડે-જોડે વને-વને ભટકી રહી છે કાટા અને કાકરાના કષ્ટોને પણ એ હસ્તે મોઢે ઝીલી લે છે. વનવાસ મળ્યો હતો રામને, સીતાને નહી પરતુ પતિ-સેવા માટે સીતાએ તો સ્વેચ્છાપૂર્વક વનનો રાહ લીધો હતો પછી સીતા સમી પત્ની પામીને રામને સારુ જગલ પણ અયોધ્યા બની જાય તો એમાં શુ આશ્ચર્ય ? હા, તો તમે વિચારો છો કે સીતા રામને સારુ અયોધ્યાનુ વૈભવભર્યું સુખ તજી શકે છે વન-વગડાના અસીમ કષ્ટો સહન કરી શકે છે તો મારી આ સીતા (પત્ની) મારા સારુ નહી સહી શકે ? અને તમારી ખીજ તો વધતી જ જાય છે

પરતુ આ ખીજનુ કારણ છે તમે ભૂલ ભરેલી પાત્ર-વરણી કરી છે. રામાયણનો અયોધ્યાકાડ ભલે તમારી સામે રાખો, પણ તમે જરા આગળ વધી ગયા એની પ્રથમ લીટીઓ વાચો કે જ્યા કૈકેયીના પુત્ર-મોહને લીધે પતિના પ્રાણ સકટમા મૂકાયા છે, દશરથના સર્વ સ્વપ્નો ભાગી પડ્યા ક્યાં તો તેઓ રામના રાજ્યાભિષેકનુ સોનેરી સ્વપ્ન નિહાળો રહ્યા હતા, રાજ-મહેલ જ નહી, પણ સમસ્ત અયોધ્યા નગરી સુખના સ્વપ્નામા હતી, પરતુ પેલી એક સ્ત્રીએ સર્વના આનદમા એક ક્ષણમા ભગ પાડી દીધો, દશરથના જીવન-મરણનો પ્રશ્ન પેદા કરનાર એ નારી હતી.

હા, તો આવી સ્થિતિમા તમે તમારી પત્નીની તુલના સીતાથી નહી અપિતુ કૈકેયી સાથે કરજો, જેણે પુત્રના મોહમા અધ બની પતિના પ્રાણની પણ ચિતા ન રાખી આવી તુલના જ તમારા મનને શાનિ પ્રદાન કરશે-અને અશાંત દૂર કરશે તમારુ મન જ બોલી ઊઠશે, આ લાખ રીતે બૂરી છે પણ કૈકેયી કરતા તો સારી છે આવા વિચારો તમારા ઘરની જે પ્રેમ ગંગા સુકાઈ ગઈ છે, એને ફરી પ્રવાહિત કરી મૂકશે માટે ચિતાની ક્ષણોમાં મનને તમે નીચેના મેદાનમા દોડાવતા શીખો એના માટે તમારે તમારી મનોકામનાઓ ઉપર બ્રેક મૂકવી પડશે ચાહના ટળી તો ચિતા પણ તે જ ક્ષણે ટળી જશે અને તમારા મનમા શાતિ-સરિતા ફરી વહેતી થશે



# અંતરનો દીપ પ્રગટાવો

પવિત્રતાની પ્રેરણા પાતા પર્વાધિરાજ પર્યુષણના દિવસો ચાલી રહ્યા છે. પર્યુષણ પર્વનો સંદેશો છે કે અંતરનો દીપ પ્રગટાવો. આજનો દિવસ કહે છે, તમારા હૃદયને માંજો. મનની વૃત્તિઓને સ્વચ્છ બનાવો. આ બધા માટે જ્ઞાનની મશાલ જગાવવી પડશે. કારણ એના વિના જીવનની અંધારી રાતે તમે આગળ વધી શકશો નહીં.

અજ્ઞાન અંધકાર છે જ્યારે જ્ઞાન પ્રકાશ છે. તે એવો પ્રકાશ છે કે જેને તેલની આવશ્યકતા નથી તેમ નથી જરૂર વાટની. જ્ઞાન સ્વતઃ પ્રકાશમાન છે. એને અન્ય પ્રકાશની જરૂર પણ નથી. હું તો કહીશ કે જ્ઞાનનો પ્રકાશ સૂર્યપ્રકાશ કરતાં પણ શ્રેષ્ઠ છે. કારણ સૂર્ય તો ફક્ત દિવસના ભાગમાં જ આપણા પથને પ્રકાશિત કરે છે, જ્યારે જ્ઞાન દિવસ તેમ જ રાતના એક સરખા પથ બતાવે છે. ક્યારેક તો વળી જ્ઞાન દિવસ કરતાં રાત્રે વધુ અજવાળું આપે છે એમ પણ કહી શકાય. કારણ દિવસની વિવિધ પ્રવૃત્તિમાં સંલગ્ન મન જ્ઞાનપ્રાપ્તિ ભણી ઓછું પ્રેરિત થાય છે જ્યારે રાત્રિના શાંત વાતાવરણમાં મન જ્ઞાન-પ્રકાશની શોધ કરતું હોય છે. તેથી કહેવામાં આવ્યું છે કે —

"या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी"

સૌ પ્રાણીઓ માટે જે અંધારી રાત છે તે જ જ્ઞાનીઓ માટે પ્રકાશથી ઝળહળતી રાત છે. બીજી બાજુ સૂર્યનો પ્રકાશ કેવળ આંખવાળાઓને જ, નહીં આંખ વગરનાને પણ પ્રકાશ આપે છે.

જ્ઞાનના અભાવે આ આત્મા અનંત-અનંત કાળથી ભમતો રહ્યો છે. દુઃખની અંધારી રાતમાં ફરી રહ્યો છે. એને સુખનાં દર્શન થતાં નથી. તારક મહાપુરુષ ભગવાન મહાવીર જીવનજ્યોતિનો સાચો રસ્તો બતાવતાં કહે છે.

**जावन्ति जविज्जापुरिसा**
**सव्वेते दुक्ख सभवा ।** —ઉત્તરાધ્યયન અ ૬

આ સસારના પ્લેટફોર્મ પર જેટલી અજ્ઞાન વ્યક્તિઓ છે એ સૌના ભાગ્યમા સુખની રેખા નથી ઘોડો ભલે સવા લાખ રૂપિયાનો હોય પણ એના ઉપર બેસનાર સવાર અધ હોય તો તે લક્ષ્ય સુધી પહોચી શકતો નથી તેવી જ રીતે ક્રિયા ચાહે તેટલી સુદર હોય, તો પણ સાધકના હૃદયમાં જ્ઞાનનો પ્રદીપ પ્રજવલિત નથી તો તે સત્યનુ દર્શન કરી શકતો નથી. અધ્યાત્મ પથ પર એ ચાલી શકતો નથી એટલા માટે આગમમા ક્રિયા પૂર્વે જ્ઞાનને આવશ્યક બતાવવા વીતરાગ દેવ ફરમાવે છે "**पढम नाणं तओ दया**" સાધનાના ક્ષેત્રે ક્રિયાની સાથે-સાથે જ્ઞાનનુ પણ મહત્ત્વપૂર્ણ સ્થાન છે.

આધ્યાત્મિક જ નહી બલ્કે વ્યાવહારિક ક્ષેત્રમા પણ જ્ઞાનનુ પહેલુ મહત્ત્વ છે વેપાર કરવા માટે પણ પહેલા વેપારનુ જ્ઞાન હોવુ જોઈએ. કાપડના વેપારી પાસે ગજ અને કાતર છે પણ જો એને કાપડના ભાવની ખબર નથી તો તે વેપારમા સફળ થઈ શકતો નથી તેલની પાસે ઘાણીના બળદ, તલ અને મગફળી છે તેમ છતા જો એને કાકરા અને મગફળીના ભેદની ખબર નથી તો એનો શ્રમ વ્યર્થ જશે તેવી જ રીતે જ્યા સુધી ઇન્દ્રિયધર્મ તેમ જ આત્મધર્મનુ જ્ઞાન નથી ત્યા સુધી તે સાધનાનો રસ મેળવી શકતો નથી આ આત્માએ અનત-અનત જન્મ અજ્ઞાનમા વિતાવ્યા છે, એવા એવા ભવો કર્યા છે જ્યા ઉદરોનુ અથાણુ બનાવી ખવાય છે. આજે પણ સેકડો એવી જાતિઓ છે જે કીડાઓનુ રાયતુ બનાવી ખાય છે.

અજ્ઞાન પાપને જન્મ આપે છે તમે જાણતા હશો અમેરિકાની રેડ ઇન્ડિયન જાતિમાં એવો રિવાજ છે કે, સ્ત્રી તેને જ પોતાનો પતિ બનાવે છે કે, જેની ઝૂપડીમા વધુમા વધુ માણસોનાં માથા લટકતા હોય સમાજમા પણ તેવા લોકો વીર અને પ્રતિષ્ઠિત ગણાય છે આફ્રિકાની જગલી જાતિઓનો એવો વિશ્વાસ છે કે કોઈના મર્યા બાદ એની કબરમા જે વસ્તુ રખાશે તે મરનારને પ્રાપ્ત થશે આ અજ્ઞાન અહી સુધી વધી ગયુ હતુ કે કોઈ રાજા કે સરદારના મરણ બાદ એમની સ્ત્રીઓ, ગુલામો અને નોકરોને પણ મારીને કબરમા દફનાવવામા આવતા હતા જેથી રાજાને તે મળી શકે આ વિટબણાનુ કારણુ અજ્ઞાન જ જણાય છે

આ અજ્ઞાને કેટલા પાપકર્મ કરાવ્યા છે તમે સાભળશો તો કપી

જશે. ઝોબી જાતિમાં દર વર્ષે થોડાક નોકરોને કેવળ એટલા માટે જ મારી નાખવામાં આવે છે કે મૃત બાદશાહને પરલોકમાં નવા-નવા અનુચરો મળતા રહે. આ લોકો મનુષ્યોની ખોપરીઓ વડે પોતાનું ઘર શણગારે છે અને એની ચોરી થતાં યુદ્ધ સુદ્ધાં કરવા તૈયાર થઈ જતા હોય છે એ તો અહીં સુધી સાંભળ્યું છે કે પહાડી મુલકોની માતાઓ દેવી અને દેવતાઓ પાસે પ્રાર્થના કરે છે એમની પાસેથી કંઈક યાચના કરે છે જેમ આપણી માતાઓ મરી-મસાણી અને જોગણીઓને મનાવે છે અને પ્રાર્થના કરે છે કે મારો દીકરો બી. એ. માં પાસ થઈ જાય, એને સારી નોકરી મળી જાય. પણ તમામ આપણા મનની નિર્બળતા છે શું દેવી અને દેવતાઓમાં એ તાકાત છે કે તેઓ સારું અથવા બૂરું કરી શકે? જો એમનામાં તાકાત હોય તો સંસારમાં કોઈ દુખી રહેત નહીં પછી તો કર્મવાદ જેવી કોઈ વસ્તુ રહેત જ નહીં

જેમ ભગવાનના કર્મસિદ્ધાંત ઉપર તમને પૂરો વિશ્વાસ નથી તેમ પોતાના પુરુષાર્થ પર ભરોસો નથી. એટલા જ માટે તો આવાં અનાચરણો કરવામાં આવે છે હાં તો હું કહી રહ્યો હતો કે પહાડી મુલકોની માતાઓ દેવી પાસે પ્રાર્થના કરતાં માગે છે કે મારો દીકરો પહેલા નંબરનો થઈ બને. આ તે કેવી પ્રાર્થના છે! મારો દીકરો સારો સંત બને, સારો વિદ્વાન બને એવું ન માગતાં પ્રથમ નંબરનો [illegible] બનાવવાની માગણી કરવામાં આવે એ બધું અજ્ઞાનનું જ કારણ છે

સામાજિક અજ્ઞાન કરતાં ધાર્મિક અજ્ઞાન વળી વધુ ભયંકર હોય છે. તે અજ્ઞાન બે-ચારની આહુતિ-ભોગ લે છે જ્યારે ધાર્મિક અજ્ઞાન હજારો લાખોનું ભક્ષણ કરી ગયું છે પ્રાચીન મેક્સિકોના નરમેધનું સ્મરણ કરીને કોને રોમાંચ પેદા નહીં થાય! કહેવાય છે કે ત્યાં દેવતા નર-રક્તના તરસ્યા રહેતા હતા. ઇતિહાસકાર કહે છે કે ત્યાં પ્રતિવર્ષ વીસ હજાર માણસોનો સંહાર થતો હતો. કેટલાક ઇતિહાસકારો તો આ સંખ્યાને પચાસ હજાર સુધીની માને છે આ બલિ તેમને મન એટલો આવશ્યક હતો કે ત્યાંના નગરોમાં એ માટે વિશિષ્ટ વેદિઓ બની હતી. એક રજીસ્ટર પ્રમાણે [illegible] અને નિયત સમયે યુદ્ધ થતું એમાં જે જાતિ પરાજિત થતી એના સૈનિકો [illegible] નરનારીઓ અને બાળકોને દેવતાની સામે બલિમાં હોમવામાં આવતા હતા.

આ રોમ રોમ ઊભા કરી દેનારા પાપો માટે પ્રેરણા આપનાર કોણ હતું ? હું કહીશ કે, આ તમામ પાપો અજ્ઞાનને લઈને થયા છે એટલા માટે જ અનંત જ્ઞાની વીતરાગ દેવોએ અજ્ઞાનને સૌથી મોટું પાપ બતાવ્યું છે એમની દેશના જ અજ્ઞાન-અંધકારને દૂર કરાવવા માટે થાય છે આગમ વાણી કહે છે

**णाणस्स सव्वस्स पगासणाओ ।**
**अन्नाण मोहस्स विवज्जणाओ ॥**

અજ્ઞાન અને મોહને દૂર કરવા માટે તેમ જ સંપૂર્ણ જ્ઞાનના પ્રકાશ માટે આવી વીતરાગ દેવની દેશના પ્રકાશિત થઈ છે, અજ્ઞાન તે અંધારી રાત છે જેમા હીરા અને કાંકરા એક સમાન દેખાય છે અંધકારમાં હીરો પણ કાંકરો દેખાય છે એનું મૂલ્ય ન જાણતા આપણે એને તજી દઈએ છીએ. અજ્ઞાન વસ્તુના સ્વરૂપનું ભાન થવા દેતું નથી મંડુક વશાંજન એક પ્રકારનું અંજન થાય છે જો એને આંખોમાં લગાવી લેવાય તો વાસ પણ સાપ દેખાય છે જેને સાપે ડસ્યો છે એવી વ્યક્તિને પાણીમાં એક વાળ નાખીને જોવાનું કહેવામાં આવે તો એને તે વાળ પણ સાપ રૂપે દેખાય છે. તેવી જ રીતે અજ્ઞાનને લીધે અસત્ય વસ્તુ પણ સત્ય દેખાય છે જે આત્માના નિજગુણ છે, અજ્ઞાની વ્યક્તિ એમનામાં પરાયાપણાનો અનુભવ કરે છે. સાચા અર્થમાં જે વિકાસના સાધનો છે તેમાં એ વિનાશનો પડછાયો જુએ છે.

અપથ્ય વસ્તુઓ સ્વાદિષ્ટ લાગે છે પરંતુ એનું પરિણામ સારું આવતું નથી. કોઈને જો સંગ્રહણીની બિમારી છે ત્યારે ડૉક્ટર એને દહીં અથવા છાશ સિવાય અન્ય બધી ચીજો ખાવા માટે ઈન્કાર કરે છે પરંતુ રોગીને તો ડૉક્ટરે ઈન્કાર કર્યો હોય તે જ વસ્તુઓ વધુ ભાવે છે તેવી જ રીતે અજ્ઞાનમાં ડુબેલો આત્મા તેવા જ પદાર્થોમાં આનંદ માને છે જે એને નુકસાન પહોંચાડનારા હોય. અજ્ઞાનમાં આત્મા હેયને ઉપાદેય અને ઉપાદેયને હેય સમજવા લાગે છે જેમ સર્પ અને અગ્નિ ભયંકર લાગે છે અને સોનું અને ચાંદી આકર્ષક અને ગ્રાહ્ય લાગે છે પરંતુ જેમ સર્પ અને અગ્નિથી તમને ભય લાગે છે, તેમ અસત્યથી કદી ડર લાગે છે ખરો ? અને ન્યાય અને સત્ય તમને સોના જેવા પ્રિય લાગે છે ખરા ?

જ્ઞાન પ્રકાશ છે અને અજ્ઞાન અંધકાર છે. પ્રકાશ વડે કાંટા, કાંકરા કે સર્પાદિના વિવિધ ભયોથી આપણે મુક્ત બની નિર્ભય બની શકીએ છીએ. પરંતુ અંધકારમાં સોનાની સાંકળ પણ સાપ સમી જ દેખાય છે.

જૈન દર્શનમાં જ્ઞાન–અજ્ઞાનની ચર્ચા આવે છે. એ કેવળ સમ્યક્ત્વ સમન્વિત જ્ઞાન સાથે સંબંધ ધરાવે છે. જે જ્ઞાન સાથે સમ્યક્ત્વ છે તે જ્ઞાન સમ્યક્ હોય છે. સમ્યક્ત્વના અભાવે જ્ઞાન અજ્ઞાન કહેવાય છે. પછી ભલેને તે અવધિજ્ઞાન પણ કેમ ન હોય. જે જ્ઞાન આત્માને વિકાસપથ ભણી દોરી જાય છે અને આત્માને નિજગુણના દર્શન કરાવે છે તે સમ્યક્ જ્ઞાન છે. હું કોણ છું? અને મારું સ્વરૂપ શું છે? એ સ્વરૂપની પ્રાપ્તિ કઈ રીતે થઈ શકે છે? આ સમસ્ત બોધ તે સમ્યક્ત્વ સમન્વિત જ્ઞાન છે. માટે એને જ્ઞાન કહ્યું છે. એવું જ્ઞાન મળતાં આત્મા સ્વ અને પરનો ભેદ સમજી લે છે. નિજ સ્વરૂપનું ભાન થતાં જડ પુદ્ગલ પરથી આત્માની આસક્તિ ઊઠી જાય છે. કિંતુ આત્મા ઉપર જ્યારે અજ્ઞાનનું આવરણ હોય છે ત્યારે તે તારક સાધનોને પામવા છતાં એમનો ઉપયોગ ખોટી રીતે કરે છે.

ગોશાલકે એવું કર્યું હતું. ભગવાન મહાવીર જેવા પરમપવિત્ર સંતને ગુરુ રૂપે પામવા છતાં એણે કષાયની પરિણતિમાં વધારો કર્યો હતો. આગમની ભાષામાં કહું તો એણે ભવભ્રમણમાં વધારો કર્યો હતો.

જ્ઞાની વ્યક્તિ આસ્રવના સ્થાને સંવરનું ઉપાર્જન કરી શકે છે. જ્યારે અજ્ઞાની સંવરના સ્થાને આસ્રવ ઉપાર્જિત કરી લે છે. તેથી ભગવાન મહાવીરે આચારાંગ સૂત્રમાં ફરમાવ્યું છે કે

जे आसवा ते परिसवा
जे परिसवा ते आसवा ॥

ચક્રવર્તી સમ્રાટ ભરત અરીસાભવનમાં ગયા હતા. તે આસ્રવનું સ્થાન છે પણ ત્યાં એમણે કેવો સંવર કર્યો! પર–પરિણતિઓથી દૂર રહી સ્વ તરફ વળ્યા. નવાં દાગીનાં [illegible] તેઓ જ્યારે [illegible] હતા ત્યારે જ અચાનક તેમના હાથમાંથી મુદ્રિકા નીકળી પડી. એમના હાથ એ વેળા [illegible] નીચે નમ્યા કે [illegible] જેને માટે તું નમી રહ્યો છે તે શું તારી પોતાની વસ્તુ છે? અને જેના પર તેં મમકાર કર્યો છે તે પણ શું તારું છે? આ સૌંદર્ય અને મોહ એ બધું તારું નથી. પરંતુ તું પુદ્ગલોની સુંદરતા પાછળ લાગી રહ્યો છે. વિચારોની આ ધારા શુભમાંથી શુભતર બનતી ગઈ. થોડી જ ક્ષણોમાં તે ધારા [illegible] અને શુક્લ ધ્યાન [illegible] બની જાય છે અને એનું પરિવર્તન કેવળ જ્ઞાનમાં થાય છે. એમનો આત્મા કેવળજ્ઞાનની જ્યોતિ વડે ઝગમગી ઊઠે છે.

ચક્રવર્તી સમ્રાટ ભરતે અરિસાના ભવનમાં કેવળજ્ઞાન મેળવ્યુ પરંતુ તેવા જ ભવનમા એક કૂતરીને પૂરી દેશો તો એની શી દશા થશે? કેવળજ્ઞાન તો દૂર રહ્યુ, જે થોડુ ઘણુ જ્ઞાન તેને હશે તે પણ જતુ રહેશે અને ભૂકી ભૂકીને તે હેરાન થઈ જશે, એક ભારતીય કવિએ કહ્યુ છે

जीवा ताकु समझ न आइ मूरख ते उमर गुमाई ।
राग द्वेष तू किनसे करत है एक ब्रह्म रह्यो छाइ ॥
जैसे श्वान कांच भुवन बीच, भुस भुस के मर जाइ ।
खबर अपनी नहीं पाई ॥

જ્યા સુધી આત્મા જ્ઞાનદશાને પ્રાપ્ત કરતો નથી ત્યા સુધી એની વિટબણાઓ સમાપ્ત થતી નથી

જ્ઞાની અને અજ્ઞાનીમા એટલો જ ફરક છે જેટલો સળગતી અને બૂઝાયેલી મીણબત્તી વચ્ચ છે સળગતી મીણબત્તી પોતાને પ્રકાશિત કરે છે અને પોતાના નિકટવર્તી પદાર્થોને પણ પ્રકાશિત કરે છે જ્યારે બૂઝાયેલી મીણબત્તી નથી પોતાને પ્રકાશિત કરતી કે નથી કરતી બીજા પદાર્થોને જ્ઞાન સ્વ અને પર બન્નેને જાણે છે હુ કોણ છુ? મારો સ્વભાવ શુ છે? આત્માના નિજ ગુણો કયા છે? જડનો ગુણધર્મ શુ છે તે જ જુએ છે કિંતુ જેનો જ્ઞાનદીપક બુઝાઈ ગયો છે તે પોતાને જોઈ શકતો નથી જૈન તર્ક ભાષા સૂત્રમા કહેવાયુ છે કે, "**स्व पर व्यवसायी ज्ञान प्रमाण**" સ્વ અને પરનુ નિશ્ચયાત્મક જ્ઞાન જ પ્રમાણ છે જ્ઞાનની આ પરિભાષા બતાવે છે કે આપણે સ્વ અને પરનો વિભેદ જાણતા શીખીએ ઓલવાયેલા હજારો દીવડા કરતા સળગતો એક દીપક શ્રેષ્ઠ છે એ જલતા દીપકે હજારો દીપકો પ્રગટાવી શકાય છે પરંતુ બૂઝાયેલો દીપક પોતે જ અંધકારમા પડ્યો છે તો એ બીજાને પ્રકાશનો રાહ બતાવી શકતો નથી એક વિદ્વાન હજારો અજ્ઞાનીઓને સત્યનો રાહ બતાવી શકે છે

અજ્ઞાની બધુ કરી શકે છે પરંતુ બુદ્ધિની વાત માની શકતો નથી મૂરખ જેની બધી વાતોનો ડગલે ને પગલે વિરોધ કરે છે, સમજવુ જોઈએ કે, તે વિદ્વાન છે, એની વાતોમા તથ્ય છે તે વિચારક છે એણે દુનિયાને વિચારોનો પ્રકાશ આપ્યો છે પરંતુ અજ્ઞાની વ્યક્તિ પોતાની પૂરી તાકાતની સાથે એનો વિરોધ કરશે જેણે સત્યનો પ્રકાશ મેળવ્યો છે તે કદી વિરોધોથી ગભરાતો નથી ઉલટો બમણા ઉત્સાહની સાથે અજ્ઞાન સામે લડાઈ ચાલુ રાખે છે

જેણે પોતાનો પ્રકાશ મેળવ્યો છે તે અંધવિશ્વાસના અન્ધકારમાં રહી શકતો નથી પરંતુ અજ્ઞાની વ્યક્તિ પ્રજ્ઞાના પ્રકાશથી એવી તો ભડકે કે જાણે ઘૂવડ પ્રકાશથી ભાગી રહ્યું હોય. તે પરંપરાઓને વળગી રહે છે એક વસ્તુ અમુક સમય માટે યોગ્ય લાગતી હોય પરંતુ તે સદૈવ તેવા જ રૂપમાં આચરવા યોગ્ય ન પણ રહે તે સમજવું જોઈએ પરંતુ અંધવિશ્વાસુ વ્યક્તિ માટે તે બ્રહ્મવાક્ય છે સદાને માટે ન બદલાતો એવો ધ્રુવ સિદ્ધાંત છે આજે આપણા સમાજમાં કેટલાય રૂઢિ-રિવાજો એવા છે જેને કારણે માણસને ઘણું કષ્ટ વેઠવું પડે છે તેમ છતાં રોતા કકળતા પણ એ નિષ્પ્રાણ રિવાજોના શબને ખભે ઉપાડી ચાલે છે જેમ વાંદરી પોતાના મૃત બચ્ચાના શબને છાતીએ વળગાડી રાખે છે તેમ અંધ વિશ્વાસુ વ્યક્તિઓ મૃત રીતિ-રિવાજોને વળગી રહે છે

જ્યાં સુધી બાળકનો છેલ્લો શ્વાસ પણ બાકી હોય ત્યાં સુધી માતા એને પોતાની છાતીથી જુદું કરતી નથી. પરંતુ જે ક્ષણે એમાંથી ચૈતન્યની જ્યોતિ વિદાય થઈ જાય છે તે જ ક્ષણે પોતાના એ લાડીલા બેટાને તે આગ તૂફાનના હાથમાં આપી દે છે જેને પોતાનું દૂધ પાયું છે જેને અનેક પ્રકારના લાડ કર્યાં છે જેનો જરા એવો રડવાનો અવાજ સાંભળી તે બધાં કામ છોડી દોડી આવે છે અડધી રાતે પોતાની ઊંઘ હરામ કરીને પણ એને હાલરડાં ગાઈ પારણે સુવડાવ્યું છે આખી આખી રાત સુધી એને ખોળામાં લઈ બેસી રહી છે પોતે ભીનામાં સૂતી છે અને એને સૂકામાં સુવડાવ્યું છે એવા બાળકને આજે તે સદાને માટે જુદું કરી દે છે બહારથી ચાર માણસો આવે છે અને માતા પિતાના હૃદયે તેમને પોતાનું બાળક સોંપી દે છે એને પારણામાં સુવડાવવા નહીં પરંતુ આગે બેઠી તેમાં સળગાવવા સોંપી દે છે

બસ એવી જ રીતે જે રીત-રિવાજોમાં જીવન છે જે સૌને માટે વરદાનનું કામ કરી રહ્યાં હોય એવી પરંપરાઓના રક્ષણ કાજે જો કંઈ નરી કરી સહેવાના આવે તો પણ તે આપણે સહીએ અને એમનું રક્ષણ કરીએ. પરંતુ જે રિવાજોમાં જીવન જ નથી સમાજ અને દેશ માટે જેમાં કોઈ વરદાન નથી. ઉલટું એને બદલે તે અભિશાપનું કામ કરતા હોય છે તો તેમને વળગી રહેવું જોઈએ નહીં યોગ્ય રિવાજોના પરિપાલનમાં જેટલી પ્રસન્નતા થાય તેટલી જ પ્રસન્નતા આપણને અયોગ્ય રિવાજો છોડવામાં પણ થવી જોઈએ.

એક ઘરમાં લગ્નનો પ્રસંગ હતો. વર-વધૂ ચોરીમાં બેઠાં હતાં. બંને

નોના મંગળ ગીતોના લગ્ન-મંડપ જ માત્ર નહીં, આખોય મહોલ્લો પડઘા પાડતો હતો. વાજિંત્રો વાગી રહ્યા હતા. વર-વધૂ ચોરીમાંથી ઊઠી ગુરુદર્શન માટે જવા તૈયારી કરી રહ્યા હતા-તે જ વેળા એક બિલાડી એ બાજુ આવી. વરના પિતાની દૃષ્ટિ એના પર હતી. એણે વિચાર્યું, અપશુકન થઈ જશે. આ પણ આપણી એક મોટી બિમારી છે. એક વ્યક્તિને બહાર જવું હોય અને કોઈ શરદીથી પિડાતી વ્યક્તિએ આવી છીંક ખાધી તો જાણે ધરતીકંપ જ થઈ જશે એમ માણસને લાગે છે. એ વખતે બહાર જવાનો બધો ઉત્સાહ ઠંડો પડી જશે. આ માનવના મનની દુર્બળતા છે.

એ જ દુર્બળતાથી પિડાતા વરના પિતાએ વર-વધૂની શુભ યાત્રાને આ અપશુકનથી બચાવવા માટે એક ઉપાય રચ્યો અને પાસે પડેલો ટોપલો એના ઉપર ઢાંકી દીધો. ઘૂંઘટ તાણેલી ઢીંગલી જેવી વહુએ આ બધું જોયું. અને વર-વધૂ ગુરુદર્શન કરવા ગયા.

વાત આમ પતી ગઈ. બંને ગૃહસ્થાશ્રમી બન્યા. એ વાતને પચ્ચીસ વર્ષ વીતી ગયા. આજે એમના દીકરાના લગ્નનો પ્રસંગ આવ્યો છે. મંગલ ગીતો વડે ઘર ગૂંજી રહ્યું છે. વર-વધૂ ચોરીમાં બેઠા છે અને ગુરુદર્શને જવાનો પ્રોગ્રામ થાય છે ત્યારે જ વરની માતાએ કહ્યું: 'ઘરના રીત-રિવાજોનો તમને ખ્યાલ સુદ્ધાં નથી.' પતિદેવ બોલ્યા: "દેવી, હવે કયો રિવાજ બાકી રહ્યો છે?" તે બોલી: "ઘરના રિવાજોને તમે પુરુષો શું જાણો? જાવ, એક બિલાડી લાવો." પતિદેવ બોલ્યા: "બિલાડીને શું કરવી છે, અને આ શુભ પ્રસંગમાં બિલાડીની શી જરૂર પડી છે?" દેવી બોલી: "તેથી જ તો કહું છું ઘરના રિવાજોની તમને ખબર નથી. મને યાદ છે કે જ્યારે આપણે લગ્નગ્રંથીથી જોડાતા હતા અને ગુરુદર્શન માટે જઈ રહ્યા હતા, ત્યારે તમારા પિતાશ્રીએ એક બિલાડીને ટોપલાં હેઠળ છૂપાવી હતી. એ આ ઘરનો ખાસ રિવાજ છે. ભલે આપણે આજે એનો અર્થ ન સમજીએ પણ આપણા વડીલો-મોટેરાઓ કરતા આવ્યા છે તે બધું કાંઈ ખોટું થોડું જ હોઈ શકે છે? શું તેઓ સૌ મૂરખ હતા! જાઓ, એક બિલાડીને પકડી લઈ આવો ત્યારે જ વર-વધૂ અહીંથી ઊઠશે."

પતિની પાસે એની શો જવાબ હોય! આખરે આસપાસના પાડોશીઓ પાસે ગયો અને પૂછ્યું, "બિલાડી છે?" લોકોએ સામો પ્રશ્ન કર્યો, "બિલાડીની શી જરૂર પડી વળી?" જે કોઈ આ સવાલ સાંભળતું તે મશ્કરી કરતું. આખરે ક્યાંક ભટકતી એક બિલાડી એને દેખાણી. એને

એ પકડવા ગયો તો તે એના ઉપર ઝપટવા લાગી. (સભામાં ખિલખિલાટ) મહામુસીબતે એ બિલાડીને મનાવી શક્યો. બિલાડી નહિ આવે તો દેવીજી ચિડાશે. આખરે બિલાડી આવી અને એને એક ટોપલા નીચે બંધ કરી ત્યારે જ વર-વધૂ આગળ વધી શક્યાં હવે તમે જ કહો આ રીતરિવાજોમાં શું છે! આવા તો અનેક રીતરિવાજ છે જેને નથી માથું કે નથી પગ. આ આપણી માતાઓ આજના ઘણા દેવ-દેવતાઓને પૂજે છે એમનો ઇતિહાસ પણ તેઓ જાણતી નહિ હોય. આ દેવીઓ જૂટમાને પૂજે છે જૂટમા તે કઈ દેવી છે! એમનો ઇતિહાસ શું છે! તેવી જ રીતે શીતળામાને પણ એ પૂજે છે ચૈત્ર વદી સાતમના દિવસે ચૂલાને ઉપવાસ કરાવી તેઓ પોતે ઠંડુ જમે છે અને સવારે થાળમાં કુંકુમ અને અન્ય સામગ્રીઓ સજાવી દેવીને પૂજવા જાય છે અને એમની પાસેથી એક દીકરો માગે છે અરે જેને અત્યાર સુધી ડઝન દીકરા-દીકરીઓ હોય તે પણ એક વધારે દીકરો માગે છે આટલા દીકરા-દીકરીઓ મેળવીને શું રોજ તૈયાર કરવી છે! સંતાનવૃદ્ધિ સામે પહેલેથી જ સરકાર બૂમો પાડી રહી છે નહેરુજી કહે છે બધી વસ્તુઓનું ઉત્પાદન કરો, પરંતુ સંતાનવૃદ્ધિ ન કરો (સભામાં હાસ્ય)

આ દેવીઓને જરા પૂછો તો ખરા કે તમારી શીતળા મા પાસે કેટલાં દીકરા-દીકરીઓ છે! અને શું તેઓ ખરેખર દીકરા-દીકરીઓ આપી શકે તેમ છે ખરાં! આ માતાઓ તે દેવીને ધૂપ ઇત્યાદિ સામગ્રી ચડાવે છે અને એમની સામે જ શ્વાન એ બધું ચટ કરી જાય છે તો જે પોતાના માલસામાનને પણ બચાવી શકતી નથી તે તમને દીકરા-દીકરીઓ કઈ રીતે આપશે! એ તો વિચારો, અને આ શીતળામાને પૂજનારી માતાઓને પૂછો તો ખરા કે આ શીતળા તે કઈ દેવી છે! એનો ઇતિહાસ શો છે! તો તેઓ શું જવાબ આપશે! (હાસ્ય)

આ બધું શું છે! આ બધો માત્ર અંધવિશ્વાસ છે અને જો આપણી માતાઓએ ચોખા કર્યો છે અંધવિશ્વાસ તે અજ્ઞાનનો પુત્ર છે જ્યાં અજ્ઞાન છે ત્યાં જ આવી નિરર્થક રૂઢિઓ જન્મ લે છે આપણા સમાજમાં ધર્મને નામે રિવાજો ચાલી રહ્યા છે એમાં કેટલું હાર્દ રહ્યું છે તેનો કદી કોઈએ વિચાર કર્યો છે!

એક ઘરની જ વાત લ્યો એની સ્થિતામાં પુરા વિચારો મળી ...ો હોય છે ...ની ઘણી મોટી થઈ હોય અને જેની આર્થિક સ્થિતિ નબળી હોય તેમના ... ની સ્થિતિના ખ્યાલ કરો એ લોકોને ... સર્વ

ચેન, નથી બેસતા ચેન, તેમ છતા કોઇનામા એવી હિંમત નથી કે આવી ગળા ફાંસા જેવી રૂઢિને દૂર કરવાની પહેલ કરે એ પરંપરાઓમા કશુ ચે જીવન નથી હોતુ, પણ આપણને ખોટી પ્રતિષ્ઠાનો મોહ આડો આવે છે, જ્યારે આવી રૂઢિઓને તોડવાની વાત ચર્ચાય છે ત્યારે સૌ એનો સિદ્ધાત તરીકે સ્વીકાર કરી લે છે, પણ જ્યારે એ જ બાબતને આચરણમા મૂકવાનો પ્રશ્ન આવે છે ત્યારે સૌ પાછા પડી જાય છે, ત્યારે તેઓ એમ વિચારે છે કે જો આપણે આ રિવાજને તોડી નાખીશુ તો લોકો આપણે માટે શુ કહેશે? સમાજમા આપણી બદનામી થશે આવી બદનામીનુ ભૂત જ માણસને તત્ત્વનો સ્વીકાર કરવા દેતુ નથી

આવી જ હકીકત રડવા-કુટવાના રિવાજની છે સો વરસનો ઘરડો ડોસો મરી જાય, તો યે બધા યે રડવુ જોઈએ જેમ જમ્યા પછી હાથ ધોવા જરૂરી છે તેમ કોઈના પણ મરણ બાદ રડવુ જરૂરી છે, પછી ભલેને આસુ એક પણ ન આવે હુ મારી જ વાત કહી દઉ જ્યારે હુ નાનો હતો ત્યારે એક વાર અમે ગાડીમા બેસી ઉજ્જૈનથી રૂઇગડા ગયા ગામની બહાર ઊતરી ગયા સૌએ વસ્ત્રો બદલ્યા ભાઈ આગળ થયા અને બહેનો પાછળ ચાલતી હતી ગામના દરવાજાની પાસે પહોચ્યા કે પાછળથી એકી સાથે સૌ બહેનોના રડવાનો અવાજ આવવા લાગ્યો હુ ગભરાયો આટલી વારમા આ શુ થઈ ગયુ? મે પાછળ ફરીને જોયુ તો ઊ ઊ ઊ . નો અવાજ તો લાબો હતો પણ આસુ તો એકેયની આખોમા નહોતા તે જ વખતે એક બહેન પાછળ રહી ગઈ અને પોતાના બાળકને પાસે બોલાવી કહેવા લાગી "જો, લાડુ લાડુ ખાજે, એકલી પૂરી ખાઇને પેટ ભરીશ નહિ" અને બાળકને આમ શીખવાડી એ પહેલી બહેનોના સમૂહમા ભળી ગઈ. અને પછી ઊં .. ઊં નુ સગીત ચાલુ કરી દીધુ (સભામા હસાહસ)

તમે હસ્યા, અને વાત પણ હસવા જેવી છે આ બધુ નાટક છે કારણ એમા કૃત્રિમતા રહેલી છે બાર-બાર મહિના સુધી ખૂણે બેસી રહેવુ, અને જ્યારે પણ કોઇ બહારનુ આવે કે ઊ ઊ નુ સગીત શરૂ કરી દેવુ, દિવાળી-દશેરા જેવા કોઈ પણ પર્વ આવે ત્યારે પાલવ પાથરી લેવો, એ બધા ખોટા રિવાજો છે જૈનકૂળમા જન્મેલી વ્યક્તિને આવુ નાટક શોભા આપતુ નથી કોઈ પ્રિયજનનુ મૃત્યુ થાય, વીસ વર્ષનો યુવાન પુત્ર જેણે હજુ યુવાવસ્થામા પહેલુ જ ડગલુ ભર્યુ હોય, અને તે બે દા'ડા બિમાર રહી મૃત્યુ પામે તો માતા-પિતાના તમામ સ્વપ્નના ચૂરેચૂરા થઈ જાય છે યુવાન

પુત્રની લાશ જોઈને એમનું દિલ ફાટી પડે છે. ઊંડો શોક એમના દિલમાં વસી જાય છે અને અંતરનો અગ્નિ આંસુ બની નીકળે છે. પરંતુ આવે વખતે પણ તમારે તમારા મનનું ધૈર્ય ખોઈ બેસવું ન જોઈએ. શોકના ઊંડા અંધારામાં ભટકતા મન માટે જ્ઞાનની મશાલ જલતી રાખતાં શીખો. દુઃખ અને શોકની અંધકારપૂર્ણ ક્ષણોમાં તમે તમારા મનને સમજાવો, જરા ઊંડા ઊતરી વિચારો. તમારો યુવાન પુત્ર ગયો પરંતુ એનો નાનો ભાઈ તો હજુ હયાત છે. કેટલાક એવા પરિવારો પણ છે જેમને ત્યાં એક પણ પુત્ર નથી. એના કરતાં તો તમારી વાડી લીલીછમ છે!

દુઃખમાંથી સુખ શોધવાની પણ એક કળા હોય છે. દુઃખની આ ક્ષણોમાં પણ તમે તમારા વિચારોને વળાંક આપો અને જરા ઊંડાણપૂર્વક વિચારવાની ટેવ પાડો તો દુઃખમાંથી પણ સુખ શોધી શકાશે. આવા દુઃખના વખતે તમે એમ વિચારવા પ્રયત્ન કરો કે પુત્ર ગયો એ તો ખોટું થયું પરંતુ સારું થયું કે દીકરાનાં લગ્ન કર્યાં નહોતાં, કેટલાંય માગાં આવતાં હતાં, સાથે પૈસાઓ પણ મળતી હતી પણ પુત્ર હજુ અભ્યાસ કરી રહ્યો છે એમ કહી સગપણની વાતને આપણે ટાળતા રહ્યા. એ સારું જ થયું નહીંતર જો ભાવિનું વિધાન હોત તે મિથ્યા થાત નહિ અને પુત્ર તો જતો રહેત, પણ પાછળ વહુ બિચારી વિધવા બનત. એની વૈધવ્ય દશા જોઈ જોઈને કેટલું દુઃખ થાત! જ્યારે જ્યારે શોકમગ્ન વહુ પર આપણી નજર પડત ત્યારે-ત્યારે હૃદયને એવો આઘાત લાગત કે જાણે વીજળી પડી હોય. એવા દુઃખથી તો બચી ગયા.

તમે જો આ પ્રમાણે તમારા વિચારોને બદલશો તો દુઃખમાંથી પણ સુખ મેળવી શકશો. જે શ્રાવકને ઘેર જન્મ્યો છે અને જેણે વીતરાગનો ધર્મ મસ્તકે ધર્યો છે તે વધુ શોક કરી જ શકતો નથી. એ તો એમ જ વિચારશે કે મારો અને એનો સંબંધ જ એટલો હતો. તે મારે ઘેર આવ્યો હતો પુણ્યનું ભાથું લઈને આવ્યો હતો તેથી તો એને શ્રાવકનું કુળ મળ્યું હતું પરંતુ તે આયુષ્ય ઓછું લઈને આવ્યો હતો. જો એનું આયુષ્ય વધારે હોત તો જિન-શાસનની પ્રભાવના કરત, સમાજની સેવા કરત.

તમે પણ શું આમ વિચારો છો? ના તમારું મન તો એમ જ કહે છે કે દીકરો મોટો થાત તો ધામધૂમથી એનાં લગ્ન ઊજવત. જાનમાં સેંકડો માણસો લઈ જાત, વહુ લાવત અને સાથે પચ્ચીસ હજારની થેલી લાવત. દીકરો મોટો થઈને વકીલ, ડોક્ટર કે એન્જિનિયર બનત અથવા દુકાનમાં

ચારગણી પ્રગતિ સાધત અને હું ઘડપણમાં આરામથી બેઠા બેઠા ખાત આ બધા વિચારો જ્ઞાનગર્ભિત નથી, પરંતુ સ્વાર્થગર્ભિત છે

જેના હૃદયમાં જ્ઞાનનો દીપક ઝગમગી રહ્યો છે તે સ્વાર્થના શુદ્ર ઘેરામાંથી ઉપર રહીને વિચારે છે, અને શોકના અંધારામાં પણ જ્ઞાનની દીપશિખા પ્રજ્વલિત રાખી આગળ વધે છે આંધળી પરંપરાઓ અને મિથ્યા વિશ્વાસોની સામે તે લડે છે અને જ્ઞાનની મશાલ હાથમાં લઈને આગળ વધે છે તમે અજ્ઞાનના ઘેરા અંધારામાં જ્ઞાનની જ્યોતિ લઈને આગળ વધો. આ પ્રકાશપંથ સ્વ-પર બંને માટે કલ્યાણકારી સિદ્ધ થશે

ભાદરવા સુદ<br>એકમ

જૈન ઉપાશ્રય,<br>કાદાવાડી, મુંબઈ



•

નાનો શો દીપક સારાયે ઘરમાં પ્રકાશ પાથરી દે છે તેમ શરીર નાનું હોવા છતાં જો એમાં સદાચારની નાની શી બત્તીનો પ્રકાશ આવી મળે તો સારા સંસારમાં તેની ખ્યાતિ ફેલાય છે

રૂપલાવણ્યની સાથે શીલસમાનતા પણ હોવી જોઈએ.

શીલ વિનાનું જીવન એટલે ગંધાઈ ગયેલી છાશ

પુત્રની લાશ જોઈને એમનું હૃદય ફાટી પડે છે ઊંડો શોક એમના દિલમાં વસી જાય છે અને અંતરનો અગ્નિ આંસુ બની નીકળે છે પરંતુ આવે વખતે પણ તમારે તમારા મનનું ધૈર્ય ખોઈ બેસવું ન જોઈએ શોકના ઊંડા અંધારામાં ભટકતા મન માટે જ્ઞાનની મશાલ જલતી રાખતાં શીખો દુઃખ અને શોકની અંધકારપૂર્ણ ક્ષણોમાં તમે તમારા મનને સમજાવો જરા ઊંડા ઊતરી વિચારો તમારો જુવાન પુત્ર ગયો પરંતુ એનો નાનો ભાઈ તો હજુ હયાત છે કેટલાક એવા પરિવારો પણ છે જેમને ત્યાં એક પણ પુત્ર નથી. એના કરતાં તો તમારી વાડી લીલીછમ છે!

દુઃખમાંથી સુખ શોધવાની પણ એક કળા હોય છે દુઃખની આ ક્ષણોમાં પણ તમે તમારા વિચારોને વળાંક આપો અને જરા ઊંડાણપૂર્વક વિચારવાની ટેવ પાડો તો દુઃખમાંથી પણ સુખ શોધી શકશો. આવા દુઃખના વખતે તમે એમ વિચારવા પ્રયત્ન કરો કે પુત્ર ગયો એ તો ખોટું થયું પરંતુ સારું થયું કે દીકરાનાં લગ્ન કર્યાં નહોતાં, કેટલાંય માગાં આવતાં હતાં સાથે થેલીઓ પણ મળતી હતી પણ પુત્ર હજુ અભ્યાસ કરી રહ્યો છે એમ કહી લગ્નની વાતને આપણે ઠેલતા રહ્યા. એ સારું જ થયું નહીંતર જો ભાવિનું વિધાન હોત તે મિથ્યા થાત નહિ અને પુત્ર તો જતો રહેત, પણ પાછળ વહુ ભિખારી વિધવા બનત. એની વૈધવ્ય દશા જોઈ જોઈને કેટલું દુઃખ થાત! જ્યારે જ્યારે શોકમગ્ન વહુ પર આપણી નજર પડત ત્યારે-ત્યારે હૃદયને એવો આઘાત લાગત કે જાણે વીજળી પડી હોય એવા દુઃખથી તો બચી ગયા.

તમે જો આ પ્રમાણે તમારા વિચારોને બદલશો તો દુઃખમાંથી પણ સુખ મેળવી શકશો. જે શ્રાવકને ઘેર જન્મ્યો છે અને જેણે વીતરાગનો ધર્મ ગ્રહણ કર્યો છે તે વધુ શોક કરી જ શકતો નથી. એ તો એમ જ વિચારશે કે મારો અને એનો સંબંધ જ એટલો હતો. તે મારે ઘેર આવ્યો હતો પુણ્યનું ભાથું લઈને આવ્યો હતો તેથી તો એને ભાવકનું ફળ મળ્યું હતું પરંતુ તે આયુષ્ય ઓછું લઈ ને આવ્યો હતો. જો એનું આયુષ્ય વધારે હોત તો જિન-શાસનની પ્રભાવના કરત, સમાજની સેવા કરત.

તમે પણ શું આમ વિચારો છો? ના તમારું મન તો એમ જ કહે છે કે દીકરો મોટો થાત તો ધામધૂમથી એના લગ્ન ઊજવત. જાનમાં સેંકડો માણસો લઈ જાત વહુ આવત અને સાથે પચ્ચીસ હજારની થેલી લાવત. દીકરો મોટો થઈને વકીલ ડોક્ટર કે એન્જિનિયર બનત અથવા દુકાનમાં

નથી જ્ઞાનાવરણ કર્મના અનત પ્રદેશો હોવા છતાં પણ જડ ચૈતન્યનો ભેદ રહે જ છે એટલે નદી સૂત્રમા કહેવામા આવ્યુ છે કે

**"अक्खरस्स अणन्तमो भागो णिच्चुग्घाडियो ।"**

નદી સૂત્ર.

અક્ષર અથવા જ્ઞાનનો અનતમો ભાગ સદૈવ અનાવૃત્ત (ખુલ્લો) રહે છે.

અનતાનત કાળ વીત્યો આત્માએ અનત જન્મ-મરણ કર્યા છે. અને એવા પણ ભવ કર્યા છે જ્યા અજ્ઞાનનુ પ્રગાઢ સામ્રાજ્ય રહ્યુ છે તેમ છતા જ્ઞાન સમાપ્ત થયુ નથી પરતુ એવો સમય જરૂર આવી શકે કે, જ્યારે આત્મા સપૂર્ણ રાગદશાને સમાપ્ત કરી વીતરાગદશા પ્રાપ્ત કરી શકે છે સોનુ અનત કાળથી ખાણમા રહે છે એના પર માટી ચઢેલી રહે છે પરતુ એક દિવસ તે ખાણની બહાર આવે છે અને પ્રયોગો દ્વારા તે શુદ્ધ થઈ જાય છે તેવી જ રીતે અનત કાળથી સાથે લાગેલી રાગદશાને ખતમ કરી આત્મા પોતાના નિજરૂપમા આવી જાય છે અને કેવળજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે

મારા કહેવાનો અર્થ એ છે કે, રાગ ખતમ થઈ શકે છે કારણ તે પર છે પરતુ જ્ઞાન સપૂર્ણ લુપ્ત થઈ શકતુ નથી કારણ તે આત્માનો નિજગુણ છે એટલા માટે જ તે સદૈવ આત્માની સાથે જ રહે છે ભગવતી સૂત્રમા ગણધર ગૌતમ સ્વામી ભગવાન મહાવીરને એક માર્મિક પ્રશ્ન કરે છે.

**"इह भविए भन्ते ! नाणे ? परभविए भन्ते ! नाणे तदुभय भविए नाणे ?" गोयमा ! इह भविए वि नाणे परभविए विनाणे तदुभय भविए विनाणे ।"**

—ભગવતી સૂત્ર-શતક-૧

પ્રભુ ગૌતમ સ્વામી વીતરાગ દેવને માર્મિક પ્રશ્ન કરી રહ્યા છે, એના પ્રશ્નમા સ્વર્ગનુ ઉદ્ઘાટન નથી તેમ નરકને પણ મપાયુ નથી આત્માથી નિકટ સબધ રાખતા તત્ત્વ અગે તેઓ પ્રશ્ન કરી રહ્યા છે "પ્રભો ! આત્માની સાથે જ્ઞાન આ જ ભવ સુધી રહે છે અથવા પરભવે પણ સાથે જાય છે અથવા બન્ને ભવોમા સાથે રહે છે ?" વીતરાગ દેવ આ પ્રશ્નનુ સમાધાન કરતા કહે છે "હે ગૌતમ ! જ્ઞાન આ ભવમા પણ આત્માની સાથે રહે છે, તેમ પરભવમા પણ, અને બન્ને ભવોમા પણ, જ્ઞાન આત્માની સાથે સદૈવ રહે છે, કારણ આત્માનો નિજગુણ જ જ્ઞાન છે પરતુ ચારિત્રની વાત જુદી છે એના અગે પણ ત્યા પ્રશ્ન પૂછાય છે

# ૩૭ આત્માનો ઝગમગતો દીપ-જ્ઞાન

પર્યુષણ પર્વ પ્રકાશનું પર્વ છે. દીપાવલીમાં તમે વીજળીઓ અને દીપમાળા વડે તમારા ઘરને સજાવો છો, પરંતુ આ પર્વ શરીરને નહીં, આત્માને સજાવવાનું પર્વ છે. એમાં દ્રવ્યપ્રકાશ નહીં, ભાવ-પ્રકાશ અપેક્ષિત છે. એને માટે દ્રવ્ય-દીપક નહીં, ભાવ-પ્રદીપની આવશ્યકતા છે અને તે આત્માનો ઝગમગતો દીપ છે-જ્ઞાન.

જ્ઞાન આત્માનો સહગુણ છે. આગમની ભાષામાં કહું તો આત્માનું સ્વરૂપ જ જ્ઞાન છે. આચારાંગ સૂત્રમાં ભગવાન મહાવીર કહે છે :

' जे आया से विण्णाया ।

આત્મા જ્ઞાન સ્વરૂપ છે, રાગ સ્વરૂપ નહીં. કારણ જ્ઞાન સદા આત્મામાં જ રહે છે. રાગની પ્રમાદ અવસ્થામાં પણ જ્ઞાન નષ્ટ થતું નથી. પછી ભલેને તે અલ્પરૂપે રહે અથવા અશુદ્ધ રૂપે, પણ રહે છે અવશ્ય. નિગોદમાં અજ્ઞાનનું ઘેરું અંધારું છે તો પણ ત્યાં જ્ઞાનનો અનંતમો ભાગ ખુલ્લો રહે છે. જ્ઞાનાવરણ કર્મના અનંતા અનંત પરમાણુ પણ આત્માને આચ્છાદિત કરી લે તો પણ તેઓ આત્માના સંપૂર્ણ જ્ઞાનગુણને ઢાંકી શકતા નથી, કારણ કે જ્ઞાન આત્માનો નિજગુણ છે. જેમ સૂર્ય ઉપર હજારો વાદળ આવી જાય, એના પ્રકાશને ઢાંકવાની ચેષ્ટા કરે તો પણ તેઓ સંપૂર્ણ પ્રકાશને ઢાંકી શકતાં નથી. એ આવરણ ન હોવા છતાં પણ એટલો પ્રકાશ તો જરૂર રહે છે જ કે જેથી દિવસ-રાતનો ભેદ દેખાઈ શકે.

તેવી રીતે કર્મનું આવરણ પણ જ્ઞાનગુણને એટલું ઢાંકી શકતું નથી કે જેને કારણે એના ચૈતન્ય ગુણ જ વિલુપ્ત થઈ જાય. નહીંતર સંપૂર્ણ આવરણ આવી જતાં આત્મા જડ બની જશે. પરંતુ એવું કદી થઈ શકતું

નથી જ્ઞાનાવરણ કર્મના અનત પ્રદેશો હોવા છતાં પણ જડ ચૈત્યનનો ભેદ રહે જ છે એટલે નદી સૂત્રમાં કહેવામાં આવ્યુ છે કે

" अक्खरस्स अणन्तमो भागो णिच्चुग्घाडियो ।"

નદી સૂત્ર.

અક્ષર અથવા જ્ઞાનનો અનતમો ભાગ સદૈવ અનાવૃત્ત (ખુલ્લો) રહે છે.

અનતાનત કાળ વીત્યો આત્માએ અનત જન્મ-મરણ કર્યા છે. અને એવા પણ ભવ કર્યા છે જ્યા અજ્ઞાનનુ પ્રગાઢ સામ્રાજ્ય રહ્યુ છે તેમ છતા જ્ઞાન સમાપ્ત થયુ નથી પરતુ એવો સમય જરૂર આવી શકે કે, જ્યારે આત્મા સપૂર્ણ રાગદશાને સમાપ્ત કરી વીતરાગદશા પ્રાપ્ત કરી શકે છે સોનુ અનત કાળથી ખાણમા રહે છે એના પર માટી ચઢેલી રહે છે પરતુ એક દિવસ તે ખાણની બહાર આવે છે અને પ્રયોગો દ્વારા તે શુદ્ધ થઈ જાય છે તેવી જ રીતે અનત કાળથી સાથે લાગેલી રાગદશાને ખતમ કરી આત્મા પોતાના નિજરૂપમા આવી જાય છે અને કેવળજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે

મારા કહેવાનો અર્થ એ છે કે, રાગ ખતમ થઈ શકે છે કારણ તે પર છે પરતુ જ્ઞાન સપૂર્ણ લુપ્ત થઈ શકતુ નથી કારણ તે આત્માનો નિજગુણ છે એટલા માટે જ તે સદૈવ આત્માની સાથે જ રહે છે ભગવતી સૂત્રમા ગણધર ગૌતમસ્વામી ભગવાન મહાવીરને એક માર્મિક પ્રશ્ન કરે છે.

" इह भविए भन्ते ! नाणे ? परभविए भन्ते ! नाणे तदुभय भविए नाणे ? " गोयमा ! इह भविए वि नाणे परभविए विनाणे तदुभय भविए विनाणे ! "

—ભગવતી સૂત્ર-શતક-૧

પ્રભુ ગૌતમ સ્વામી વીતરાગ દેવને માર્મિક પ્રશ્ન કરી રહ્યા છે, એના પ્રશ્નમા સ્વર્ગનુ ઉડ્ડયન નથી તેમ નરકને પણ મપાયુ નથી આત્માથી નિકટ સબધ રાખતા તત્ત્વ અગે તેઓ પ્રશ્ન કરી રહ્યા છે " પ્રભો ! આત્માની સાથે જ્ઞાન આ જ ભવ સુધી રહે છે અથવા પરભવે પણ સાથે જાય છે અથવા બન્ને ભવોમા સાથે રહે છે ? " વીતરાગ દેવ આ પ્રશ્નનુ સમાધાન કરતા કહે છે " હે ગૌતમ ! જ્ઞાન આ ભવમા પણ આત્માની સાથે રહે છે, તેમ પરભવમા પણ, અને બન્ને ભવોમા પણ, જ્ઞાન આત્માની સાથે સદૈવ રહે છે, કારણ આત્માનો નિજગુણ જ જ્ઞાન છે પરતુ ચારિત્રની વાત જુદી છે એના અગે પણ ત્યા પ્રશ્ન પૂછાય છે

**प्रश्न— इह भविए भन्ते! चरित्ते परभविए भन्ते! चरित्ते तदुभय भविए भन्ते! चरित्ते?**

**उत्तर—"गोयमा! इह भविए चरित्ते णो परभविए चरित्ते णो तदुभय भविए चरित्ते!**

—ભગવતી સૂત્ર પ્રથમ શતક

ગણધરદેવ શ્રી ગૌતમ સ્વામીએ ચારિત્ર સંબંધે ભગવાન મહાવીરને પ્રશ્ન પૂછ્યો પ્રભો ચારિત્ર આત્માની સાથે આ જ ભવમાં રહે છે કે પરભવ પણ સાથે જાય છે અથવા બન્ને ભવોમાં સાથે રહે છે? એનું સમાધાન કરતાં વીતરાગ દેવ ભગવાન મહાવીર પ્રભુ બોલ્યા હે ગૌતમ! ચારિત્ર આત્માની સાથે કેવળ એક જ ભવ માટે રહે છે અને તે પણ વર્તમાન ભવમાં જ

તેથી જ ચારિત્ર ગ્રહણ કરતી વખતે જ્યારે પાંચ મહાવ્રતોની પ્રતિજ્ઞા આપવામાં આવે છે ત્યારે એ વર્તમાન જીવન પર્યન્તની જ અપાય છે કારણ ચારિત્ર આગલા જીવનમાં સાથે આવતું નથી પરંતુ એક પ્રશ્ન એ ઊભો થાય છે કે જ્ઞાન આત્માનો ગુણ છે તો શું ચારિત્ર આત્માનો ગુણ નથી? જો છે તો પછી તે જ્ઞાન સમાન આત્માની સાથે બીજા જન્મમાં શા માટે જતું નથી? એનો જવાબ એ છે કે ચારિત્ર પણ આત્માનો નિજગુણ છે અને તે આત્માની સાથે જાય પણ છે આગલા જીવનમાં તો શું સિદ્ધ સ્થિતિમાં પણ તે સાથે રહે છે ચારિત્ર મોહના ક્ષયથી આત્મા ચારિત્રગુણ પ્રાપ્ત કરે છે અને તે પછી જ કેવલજ્ઞાન પ્રાપ્ત કરે છે સિદ્ધ સ્થિતિ મેળવતાં તે ગુણ સમાપ્ત થતો નથી સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શનની સાથે સમ્યક્ ચારિત્ર પણ આત્માનો નિજગુણ છે આ ત્રણેય મોક્ષના માર્ગ છે. વાચક મુખ્ય ઉમાસ્વાતિ પણ તત્ત્વાર્થ સૂત્રમાં કહે છે

**सम्यग्दर्शनज्ञान-चारित्राणि मोक्षमार्गः ।**

—તત્ત્વાર્થ સૂત્ર અ. ૧ સૂ. ૧

ત્રણેયનો ચરમ વિકાસ તે મોક્ષ છે માટે મુક્તિમાં પણ ચારિત્ર છે અને ચારિત્ર આત્માની સાથે પરભવમાં પણ જાય છે પરંતુ શ્રીમદ્ ભગવતી સૂત્રમાં ચારિત્ર પરભવમાં સાથે જતું નથી એની જે વાત કહેવામાં આવી છે તે વ્રતાચરણરૂપ ચારિત્રના સંબંધે છે સિદ્ધ સ્થિતિમાં જે ચારિત્ર કહેવાય છે તે વ્રતાચરણરૂપ ચારિત્ર નથી પરંતુ આત્મ સ્વરૂપમાં રમણતા રૂપ ચારિત્ર

છે આત્માનુ નિજ ગુણોમા રમણ કરવુ તે જ ચારિત્ર છે. એવુ ચારિત્ર મોહના ક્ષય દ્વારા મળે છે અને સિદ્ધ સ્થિતિમા પણ રહે છે. માટે ભગવતી સૂત્રમા પાચ મહાવ્રત રૂપ અગે પ્રશ્ન કરવામા આવ્યો છે અને તે ચારિત્ર પરલોકમા સાથે જતુ નથી

વાસ્તવિક રીતે તો વિકાસના ચરમ લક્ષ્ય સુધી પહોચવા માટે સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યગ્ચારિત્ર એ ત્રણેય જરૂરી છે ત્રણેમાથી એકેયને પણ જો છોડી દેવામા આવે તો મુક્તિનો સભવ નથી તમે તિપાઈને જાણો છો એના ઉપર પાણીનુ માટલુ રાખી શકાય છે એ તિપાઈનો એક પગ પણ ખસી જાય કે નીકળી જાય તો શું હાલત થશે ? માટલાના ટુકડે-ટુકડા થઈ જશે અને પાણી પણ ઢોળાઈ જશે અધ્યાત્મ રસની માટલી મૂકવા જ્ઞાન, દર્શન અને ચારિત્રની તિપાઈ હોવી જરૂરી છે એનો એક પણ પગ તૂટ્યો કે, "" डुवाणं डावियाणं " (હસાહસ)

અંજન, મજન અને રજન એ ત્રણેયને તમે જાણો છો અજન આખે અજાય છે મજનથી દાંત ચમકે છે અને રજન કહે છે આનદને જ્ઞાન, દર્શન અને ચારિત્રને હુ અજન, મજન અને રજન કહીશ જ્ઞાન આત્માનુ આજણ છે જે આત્માને પ્રકાશ આપે છે દર્શન અર્થાત્ સમ્યક્ત્વથી આત્માની ઉપર ચમક આવે છે એના પરનો શ્રદ્ધાભાવ સશયાદિ દોષોથી રહિત હોય છે આત્માની ચચળ અને અસ્થિરાવસ્થા નાબૂદ થાય છે અને ચારિત્ર રૂપી રજનથી આત્માને નિજગુણોમા રમણતા અને આનદનો અનુભવ થાય છે જેમ અગ્નિના ત્રણ ગુણ છે-પ્રકાશ, દાહકપણુ અને પાચકપણુ, તેવી જ રીતે આત્માના પણ ત્રણ ગુણ છે, જ્ઞાન દર્શન અને ચારિત્ર, જ્ઞાન પ્રકાશ સ્વરૂપ છે તો દર્શનમા ખોટી ધારણાઓ અને અધ વિશ્વાસોને ભસ્મ કરવાની ક્ષમતા છે ચારિત્ર પાચનનુ કામ કરે છે જ્યા સુધી ચારિત્ર આવતુ નથી ત્યા સુધી જ્ઞાનનુ પાચન થતુ નથી અને વગર પચેલુ જ્ઞાન હાનિકારક બને છે સુવર્ણભસ્મ લેવામા આવે કે બદામનો હલવો પણ ખાવામા આવે પરતુ એનુ પાચન થતુ ન હોય તો તે શરીરને માટે હાનિકારક બને છે વગર પચેલુ અન્ન શરીર માટે વિષ છે તેમ જ પચ્યા વગરનુ જ્ઞાન પણ આત્મા માટે વિષનુ કામ કરે છે માટે ચારિત્રથી જ્ઞાનનુ પાચન આવશ્યક છે

મુસાફરીમા ત્રણ વસ્તુની જરૂર રહે છે ૧ પાથેય-ભાથુ ૨ પૈસો અને ૩ બિસ્તરો ત્રણેમાથી એકની પણ ખામી હોય તો મુસાફરી શાતિદાયક

બનતી નથી તેવી જ રીતે મુક્તિ માર્ગની મુસાફરી માટે પણ સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્રની અપેક્ષા રહે છે જો કે સાધનાના પથ પર ત્રણેય મહત્ત્વના છે પરંતુ આપણે અહીં જ્ઞાનનો જ વિચાર કરીએ. પ્રકાશના અભાવે રોપ કરમાઈ જાય છે પાણી રોપના મૂળનું સિંચન કરે છે પરંતુ સૂર્યપ્રકાશના અભાવે એક વિકાસ કરી શકતો નથી તેવી જ રીતે જ્ઞાનના અભાવે આત્મા પ્રગતિ પંથે આગળ વધી શકતો નથી. જ્યાં સુધી વસ્તુના સ્વરૂપનું જ્ઞાન થતું નથી ત્યાં સુધી એને મેળવવાની ઇચ્છા પણ પેદા થશે નહીં જો તમે હીરાનું સ્વરૂપ જાણી લીધું હોય તો તમે એને તિજોરીમાં સુરક્ષિત રાખશો પરંતુ એનું જો તમને ભાન ન હોય તો એને કાંકરો માની ફેંકી દેશો.

બાળક હીરાની સાથે રમે છે અને તે ગુમાવી પણ શકે છે તે બે આનાના કેળાને માટે એ હજારનો હીરો પણ આપી દે છે પરંતુ આવું કામ બાળક જ કરી શકે મોટાં નહીં બાળક એવું કરે તો એને અણસમજુ કહી ક્ષમા કરી શકાય છે પરંતુ મૂછ આવી ગઈ હોવા છતાં પણ તે એમ રમતો રહે તો એની તો મશ્કરી જ થશે. અજ્ઞાની ભૌતિક દુઃખ માટે આત્મગુણોને વેચી દે તો તે ક્ષમ્ય હોઈ શકે છે પરંતુ સાધક અને સમ્યગ્દૃષ્ટિવાળા એવું કરે તો તે ઉપહાસને પાત્ર બનશે.

જ્યાં સુધી વસ્તુના સ્વરૂપનું જ્ઞાન થતું નથી ત્યાં સુધી એને મેળવવાનો વિચાર થતો નથી. ધારો કે તમારે એક સ્નેહી છે પત્રોથી એ તમારો પરિચિત છે બન્ને વચ્ચે વખતોવખત પત્ર-વ્યવહાર થયા જ કરે છે પરંતુ તમે એને જોયો નથી અને એણે તમને જોયા નથી. પણ જ્યારે તે તમારા ગામમાં આવે છે ત્યારે તમારે ઘેર પણ એ આવે છે પરંતુ જ્યાં સુધી તમે એને ઓળખી શકતા નથી ત્યાં સુધી તમારા મનમાં એના પ્રત્યે પ્રેમનો પ્રવાહ ઊભરાશે નહીં પરંતુ જે ક્ષણે તમને એ જ્ઞાત થઈ જશે કે આ તો તે સ્નેહી જ છે તો તે જ ક્ષણે તમારા હૃદયની કળીઓ ખીલી ઊઠશે. મનની પ્રસન્નતા હોઠે છવાશે આ સ્મિત હાસ્ય-ઉમળકો ક્યાંથી આવ્યો! કહેવું પડશે કે એ પ્રસન્નતા એક જ્ઞાનનું કારણ છે વ્યક્તિનો પરિચય વ્યક્તિ પ્રત્યે પ્રેમ વધારે છે તો આત્માના સ્વરૂપનું જ્ઞાન આત્મા પ્રત્યે પ્રેમ વધારે છે જેને આત્માના સ્વરૂપનું જ્ઞાન નથી તે આત્મગુણોની ઉપાસના તરફ વળી શકતો નથી. એટલા જ માટે ભગવાન મહાવીર આગમમાં કહે છે—

"जो जिवे वि न याणइ, अजीवे वि न याणइ ।
जीवा जीवे अयाणन्तो कह सो नाहिइ संजमं ॥

જે આત્માના સ્વરૂપને જાણતો નથી તેમ જડના સ્વરૂપને પણ જાણતો નથી, તે સયમપથે આગળ વધી શકતો નથી જ્ઞાન વડે આત્મા જાણે છે કે હુ કોણ છુ, મારુ પોતાનુ ઘર કયુ છે? પરતુ એને એવુ જ્ઞાન નથી તેથી અનાદિ કાળથી પરઘરમા ઘૂમી રહ્યો છે, આધ્યાત્મિક કવિ દૌલતરામજી કહી રહ્યા છે

हम तो कबहु न निज घर आये,
परघर फिरत बहुत दिन बीते ।
नाम अनेक धराये ॥
पर पद निज पद मानि मगन भये
परिणति सों लिपटाये हम तो ॥

કવિ કેટલુ સુદર કહી રહ્યા છે—'અનત અનત કાળ વીત્યો, પરતુ હે ચેતન, તુ પરઘરમા ફરી રહ્યો છે પરતુ હજુ સુધી મને સ્વઘરની ખબર નથી' તમને તમારુ પોતીકુ મકાન સારુ લાગે છે કે ભાડાનુ? એ નિશ્ચિત છે કે ભાડાનુ ઘર પરાયુ છે અને પોતાનું તે પોતાનુ! બસ, તો તેવી જ રીતે ચોર્યાસીલક્ષ જીવ-યોનિઓ આત્મા માટે પરાયુ ઘર છે એટલા માટે જ આત્મા સ્વર્ગમા તેત્રીસ સાગર સુધી રહી શકે છે પરતુ એક દિવસ એવો આવે છે કે, જ્યાર એને તે ઘર તજવુ પડે છે કારણ તે પરાયુ ઘર છે, જ્યારે મોક્ષ આત્માનુ સ્વઘર છે, માટે ત્યા ગયા બાદ કોઈની તાકાત નથી કે, એને કોઈ કાઢી શકે

પોતાના ચૈતન્યને હવે કહો કે, તારા ઘર તરફ પ્રયાણ કર એ અનાદિનો ભૂલ્યો રહી, તને તારા ઘર તરફ જવાનો વિચાર થતો નથી સાજ થતા મજૂર પણ પોતાને ઘેર પાછો ફરે છે, વિદેશ ગયેલી વ્યક્તિને પણ પોતાને ઘેર પાછા ફરવાની યાદ આવે છે પરતુ હે પથિક, તુ એક જ એવો પથિક છે કે તને તારા ઘરનુ પણ ભાન નથી જ્યા જાય છે ત્યા એને પોતાનુ ઘર માની લે છે, અને પથારી પાથરી ત્યા જ ધામો નાખી લે છે મોહ અને રાગની પરિણતિને તે તારો સ્વભાવ માની લીધો છે અને તેમા જ આનદ અનુભવી રહ્યો છે

તમને રાગમા આનદ આવે છે કે ત્યાગમા? એક માણસ તમારા

દીકરાના લગ્નની વાત લઈને આવે છે તમે એનું સ્વાગત કરો છો એને સારું કેશરીયા ભાત બને છે ત્યારે બીજો માણસ તમારા દીકરાની દીક્ષાની વાત લઈને આવે છે ત્યારે શું તમે એને કેશરિયા ભાત ખવડાવો છો ખરા ! ના આવી વાત જ કરશો નહીં દીક્ષાની વાત કરનારને એક મિનિટ પણ તમે તમારા ઘરનાં ઊભો રહેવા દેતા નથી આ રાગની પૂજા છે (સભામાં હસાહસ)

જ્યાં સુધી આત્માને પોતાના નિજરૂપનું જ્ઞાન થતું નથી ત્યાં સુધી તે પરપરિણતિમાં આસક્ત રહે છે જ્ઞાનનું મહત્ત્વ એટલા માટે જ છે કે તે આપણને નિજ ઘર બનાવે છે

હમણાં જ્ઞાન સંબંધે તમે પ્રવચન સાંભળી રહ્યા છો વિશ્વના વિચારકોએ કહ્યું છે કે જ્ઞાન વિકાસનો હેતુ છે અને તે સુખનું કારણ છે પણ હું કહીશ કે જ્ઞાન દુઃખનું કારણ પણ છે તમે વિચારમાં ડૂબી ગયા ખરું ! વાત અટપટી છે ખરી, પરંતુ જરા ઊંડા ઊતરીને વિચાર કરશો તો વાતની સચ્ચાઈ આરિસા જેવી સાફ અને સ્પષ્ટ થઈ જશે. જૈન સિદ્ધાંત પ્રમાણે એકેન્દ્રિય બે-ઇન્દ્રિય ત્રેઈન્દ્રિય ચતુરેન્દ્રિય અને અસંજ્ઞી પંચેન્દ્રિય મરીને નરકમાં જતાં નથી કારણ કે એમનામાં મતિ અને શ્રુતિ (અજ્ઞાન રૂપી) બે જ જ્ઞાન છે જ્યારે સંજ્ઞી પંચેન્દ્રિય મરીને નરકમાં જઈ શકે છે કારણ એમાં પૂર્વોક્ત જ્ઞાનનો વિકાસ વધુ હોય છે હવે તો તમે માનશો ને કે જ્ઞાન દુઃખનું કારણ છે

એક માણસ તમારો સ્નેહી છે તે વિદેશ ગયેલો છે ચાર વર્ષ પછી તે પાછા ફરી રહ્યા છે તમારી પાસે એનો ત્યાંથી રવાના થવાનો તાર પણ આવી ગયો છે તમે હર્ષાન્વિત બની ગયા છો એને મળવા માટે ઉત્સુકતા પૂર્વક રાહ જોઈ રહ્યા છો. એક-એક પળ તમને ભારે લાગે છે તમારું દિલ આનંદ-આનંદથી ભર્યું છે જેથી બાજુ તે જ વિમાન જેમાં પેલા ભાઈ સફર કરી રહ્યા હતા તે થોડે દૂર સુધી ઊડ્યા પછી એકાએક દુર્ઘટના ગ્રસ્ત બની ભૂમિ પર પડી જાય છે પૃથ્વીની સાથે ટકરાતાં જ તેમાં આગ લાગે છે અને તેમાં બેઠેલા યાત્રીઓ અને પેલો તમારો મિત્ર સહુને માટે તમને ખાતરી થાય છે પરંતુ તમને આ દુર્ઘટનાની ખબર નથી. તમે તો પહેલાં જેટલા જ આનંદ અનુભવી રહ્યા છો. પરંતુ જે સમયે એર-પોર્ટ [illegible] આ દુર્ઘટનાના સમાચાર આપે છે ત્યારે તમારો સારો આ[illegible] ખિન્નતામાં બદલાઈ જાય છે દુર્ઘટનાની આગમાં બળેલા જોયું અને વિમાનની આગમાં તમારું હૃદય બળવા લાગે છે

પરતુ હુ પૂછુ છુ કે, જ્યા સુધી દુર્ઘટનાની ખબર તમને થઈ નહોતી ત્યા સુધી તો તમારુ મો મલકાઈ રહ્યુ હતુ પરતુ એની ખબર મળતા જ મલકાટ વિષાદમા ફેરવાઈ જાય છે એનો અર્થ એ થયો કે, જ્ઞાને તમને દુખ આપ્યું હવે તો તમે માનશો ને કે જ્ઞાનથી દુખ થાય છે નહી તો

વળી એક બીજી વાત સાભળો લ્યો એક ગધેડુ કોઈ ગવર્નરના બગલાની પાસે પેશાબ કરી દે છે, તો એને કોઈ પકડતુ નથી, તેમ એને સજા પણ મળતી નથી કિતુ કોઈ વકીલે જો આવી ભૂલ કરી તો તે તરત પકડાઈ જશે એનુ કારણ એ છે કે, ગધેડામા જ્ઞાન નથી તેથી એ પકડાયો નહી જ્યારે વકીલમા એના કરતા વધુ જ્ઞાન છે, એ જ્ઞાનની જ શિક્ષા (દડ) છે કે, એને ગિરફતાર થવુ પડ્યુ

જ્ઞાનથી દુખ જ નહી, લોભ અને ભય પણ વધે છે માની લો કે તમારા દીકરાને તમે દસ સુધી ગણત્રી શીખવાડી અને એને પૂછશો કે, બોલો, બાબુ, તમને કેટલા પૈસા આપુ? તો તે કહેશે કે, મને દસ પૈસા જોઈએ અને તમે એને જો સો સુધીની ગણત્રી શીખવાડી હોય અને પૂછશો તો તે કહેશે સો રૂપિયા આપો બોલો ગણત્રીનુ જ્ઞાન વધ્યુ તો બાળકનો લોભ પણ વધ્યો

આ તો થઈ લોભની વાત હવે જાણી લો ભયની વાત તમે જો ભરનીદરમા હો અને પાસેથી વિષધર સાપ પસાર પણ થઈ જાય તો શુ તમને એનો ભય લાગશે ખરો? નહી, કારણ એ વખતે તમને સર્પનુ જ્ઞાન હોતુ નથી પરતુ અહી હમણા જ જો કોઈ એક નાગ લાવી છોડી દેવામા આવે તો સભામા ખળભળાટ મચી જશે સૌ આમતેમ નાસી જશે કારણ કે, તમને અત્યારે સર્પનુ જ્ઞાન છે સાભળ્યુ છે કે એક નાના અણસમજુ બાળકે નાગને પકડી લીધો એને પકડી એ એની સાથે રમવા લાગ્યો આ બાજુ બાળકની માતા દૂધ લઈને આવી અને બાળકને સર્પની સાથે રમતો જોયો તો તે ભયને લીધે એના હાથમાની દૂધની વાડકી પડી ગઈ તો માતાને ભય લાગ્યો પણ બાળકને નહી તે જ બાળક જ્યારે મોટુ થઈ જાય ત્યારે શું તે સર્પની સાથે રમી શકશે ખરુ? જવાબ મળશે, ના નહી કારણ હવે એને એનુ જ્ઞાન થઈ ગયુ છે એટલે જ્ઞાન ભયનુ કારણ થયુ કે નહી!

હવે તમે માની શકો છો કે, જ્ઞાન દુખ, લોભ અને ભયનુ કારણ છે. હવે તમને જ્ઞાન જોઈતુ નથી ને? અને ખરુ પૂછો તો તમને જ્ઞાનની જરૂર

જ કર્યાં છે! આજે સમાજમાં જેટલો આદર સંપત્તિસમ્પન્નોને મળે છે તેટલો જ્ઞાનીઓને નહીં. શાળાની ભીંતો ઉપર લખેલું હોય છે કે વિદ્યાધન જ સૌથી મોટું ધન છે પરંતુ જ્યારે એ જ શાળાનો દીક્ષાન્ત સમારોહ થાય છે ત્યારે એના માટે લક્ષ્મીપતિ પ્રમુખ બને છે! વિદ્યાધનનો ધનવાન કે ચાંદીના ધનનો ધનવાન! પ્રમુખપદ પર નગરનો સૌથી મોટો ધનવાન બિરાજે છે અને વિદ્યાધનનો ધનવાન તો એની સામે હાથ જોડી ઊભો રહે છે.

હા તો હું કહી ચૂક્યો છું કે જ્ઞાન દુઃખનું કારણ છે પરંતુ જરા થોભો. જલદી-જલદી કોઈ નિર્ણય કરી લેશો મા. હમણાં-હમણાં જે કાંઈ કહેવાયું છે તે ઠીક નથી. તમે સાંભળ્યું કે એકેન્દ્રિયાદિમાં જ્ઞાન અલ્પ છે તેથી તેઓ નરકમાં જતા નથી. માની લો કે એ નરકમાં જતા નથી પરંતુ તેઓ મોક્ષમાં પણ જઈ શકતા નથી. સંજ્ઞી પંચેન્દ્રિય નરકમાં જાય છે પરંતુ એનું કારણ જ્ઞાન નથી, સમ્યગ્જ્ઞાનનો અભાવ છે. જ્ઞાન અને જ્ઞાનની સાથે જોડાયેલા મહારંભ અને મહાપરિગ્રહ જ નરકનાં કારણો છે. નિશ્ચય દૃષ્ટિએ તે જ્ઞાન નથી પરંતુ અજ્ઞાન છે. પંચેન્દ્રિય જો સમ્યગ્જ્ઞાનની સાથે સમ્યક્ પુરુષાર્થ કરે તો તે મોક્ષે પણ જઈ શકે છે.

સ્નેહીને નડેલી દુર્ઘટનાના જ્ઞાનથી તમને દુઃખ થયું પરંતુ જરા ઊંડા ઊતરીને જોશો તો દુઃખ દુર્ઘટનાને કારણે નહીં પરંતુ એના પ્રત્યેના મોહને લઈને પણ. નહીંતર દુર્ઘટનાની ખબર તો તમારા પહેલાં સૂચના આપનારને મળી હતી. પરંતુ એના મોં પર તો દુઃખનું કોઈ ચિહ્ન જ દેખાતું નથી. આ દુઃખ મોહના મારથી આવ્યું છે, જ્ઞાનના મારથી નહીં.

અસીલ અને વકીલની વાત પણ લઈ લો. માની લો કે બળવંતરાયના ભગવાની પાસે પેશાબ કરવાથી વકીલ ગિરફતાર થાય છે, અસીલ નહીં. પરંતુ જજની પાસે વકીલને જ ખુરશી મળે છે, અસીલને નહીં. ગિરફતારીનું કારણ વકીલનું જ્ઞાન નહીં, અવિવેક છે.

હવે તમે બાળકની વાત લઈ લો. બુદ્ધિના જ્ઞાનની સાથે એનો લોભ વધ્યો છે. ઉપરથી તપાસતાં આ વાત સાચી છે પરંતુ સાચું જોવાય તો લોભ અને પાપનું ચિહ્ન બાળકમાં રહેલું જ હોય છે. વાસનાનાં બી ત્યાં વિશાળ વડલો સમાયેલો હોય છે. બી ત્યાં વડલો નહીં હોય તો તે આવત ક્યાંથી! બાળકમાં લોભ અને અસત્યના સંસ્કાર રહેલા છે તેથી જ મોટા થતાં તે પ્રકટિત બને છે.

હવે તો તમારો મનનો સંશય દૂર થયો કે નહીં ? જ્ઞાન આત્માનો પ્રકાશ છે તે પ્રકાશ તરફ તમે આગળ વધો એક વખત તમે વસ્તુનું સ્વરૂપ જાણી લો અને પછી એને આચરણમાં ન મૂકો અને તમે તેમાં દુર્બળતા અનુભવો તો પણ તે ખોટું નથી એવું કહેવાય છે કે, વસ્તુના સ્વરૂપને જાણ્યું અને એનો અમલ કર્યો નહીં તો તે જાણવું વ્યર્થ છે ક્રિયા નયની દૃષ્ટિએ ઠીક પણ છે પરન્તુ જ્ઞાન નયની દૃષ્ટિએ આપણે વિચારીએ તો જણાશે કે, જાણકારી થવી એ પણ એક મોટી સફળતા છે એક ઝવેરીની પાસે ઝવેરાત આવે છે ખરીદવા માટે એની પાસે પૈસા નથી પરંતુ એને ઝવેરાતની પરીક્ષાનું જ્ઞાન છે તેથી હીરાને બદલે કાચના ટુકડાને તે કદી ખરીદશે નહીં

હું તમને પૂછવા માગું છું કે ઘડિયાળ સારી છે કે ઘડિયાળ બનાવવાની કલાનું જ્ઞાન સારું છે ? ઘડિયાળની કિંમત સોથી હજારની હોઈ શકે પરંતુ જેને ઘડિયાળનું જ્ઞાન નથી એની કિંમત કેટલી હોઈ શકે ? અને તે કેટલામાં ખરીદશે ? ઘડિયાળ બગડશે તો ચિંતા કરવા લાગશો પરંતુ ઘડિયાળીને આવી ચિંતા થશે ખરી ? નહીં, કારણ તે જાણે છે કે, ઘડિયાળ બગડી જશે તો તે ફરીથી દુરસ્ત કરાવી લેવાશે તેવી જ રીતે આત્માના સ્વરૂપનું જ્ઞાન નથી, તે શરીર રૂપી ઘડિયાળના બગડી જવાથી રડવા બેસે છે પરંતુ જેને સ્વરૂપનું જ્ઞાન છે, તે એમ રડવા બેસતો નથી તે તો વિચારે છે આવતા ભવમાં આ ફરી મેળવી લેવાશે। તો પછી એને માટે રડવા શા માટે બેસવું ?

બીજી બાજુ જે વસ્તુને જાણી લે છે, તેમ છતાં પરિસ્થિતિવશ ભૂલ કરી બેસે છે ત્યારે એના મનમાં પશ્ચાત્તાપ થાય છે એક માણસ જાણે છે કે, હું અપરાધ કરી રહ્યો છું પરંતુ પરિસ્થિતિ એ માટે એને પ્રેરી રહી છે તે ગુનો કરે છે, સજા ભોગવી જેલમાંથી છૂટી પણ જાય છે પરંતુ જેને સાચા રસ્તાનું ભાન નથી, તેમ હું ભૂલ કરી રહ્યો છું એ જ્ઞાન પણ નથી તે ખરે જ પાગલ છે ગુનેગારને જેલમાંથી છૂટવા માટે કોઈ અવધિ હોય છે પરંતુ પાગલની મુક્તિ માટે શું અવધિ હોઈ શકે ? માટે જ્ઞાન દરેક ક્ષેત્રમાં સર્વ ઉપયોગી છે

નાનું બાળક હજારો આંધળાઓને રસ્તો બતાવી શકે છે તે બાળક છે જ્ઞાન, જે હજારોને પ્રકાશનો રાહ બતાવે છે, હાથમાં બેટરી હોય તો તમે નિર્ભય બની અંધારામાં ચાલી શકો છો, જ્ઞાન બેટરી રૂપ છે જે આત્માને ચારિત્રનો સુપથ બતાવે છે જ્ઞાનના પ્રકાશમાં રહી તમે આચાર-માર્ગે ગતિમાન બનો એ જ કામના છે

ભાદરવા શુદ
બીજ

**જૈન ઉપાશ્રય**
કાંદાવાડી, મુંબઈ ૪.

# ૩૮ વર્ષાવાસનો સંદેશ

પ્રિય સજ્જનો,

આજે રવિવાર નથી શુક્રવાર છે પણ ઊભરાયેલો જનસમૂહ કહી રહ્યો છે કે આજે રવિવારથી પણ વધીને કંઈક છે આજે અષાઢી પૂનમ છે બીજી પૂર્ણિમાઓ કરતાં આમાં એક મહત્ત્વપૂર્ણ વિશેષતા પણ છે આજે ચાતુર્માસનો પ્રારંભ દિવસ છે આજના દિવસે સૌ વિચરનારા સંતો નિશ્ચિત સ્થાન પર સ્થિર થઈ જશે. મુનિને વિહાર પ્રિય હોય છે અને વિહારમાં એના સંયમની સુરક્ષા પણ છે ત્યારે શ્રાવકો મુનિની સ્થિરતામાં આનંદ માને છે

મુનિ જો બિરાજતા હોય તો શ્રાવક જ્યારે સંતદર્શન પ્રાપ્ત કરી શકે છે માંગલિક સાંભળી શકે છે પ્રવચન અને સ્વાધ્યાયનો લાભ થઈ શકે છે સાથે-સાથે તે આરંભમાં વ્રતનો લાભ પણ મેળવી શકે છે પરંતુ સંતને તો વિચરણમાં જ લાભ છે વહેતી સરિતા જેમ નિકટવર્તી વૃક્ષોને તાજગી દેતી આગળ વધે છે તેમ સંત-ચરણ જ્યાં-જ્યાં ઘૂમે છે ત્યાં-ત્યાં નાગરિકોના સાધુસોને તાજગી મળે છે તેમ છતાં મુનિને પ્રભુની આજ્ઞામાં વધુ આનંદ છે વર્ષાવાસમાં જીવોની વિશેષ ઉત્પત્તિ થતી હોવાને કારણે વીર પ્રભુએ નિયમ દઈને ચાતુર્માસમાં એક જ સ્થળે સ્થિર થવાનો આદેશ આપ્યો છે

ત્રણ ચાતુર્માસિક દ્વારો છે શીત ચાતુર્માસિક દ્વાર ઉષ્ણ ચાતુર્માસિક દ્વાર અને ત્રીજું છે વર્ષા ચાતુર્માસિક દ્વાર. પરંતુ સર્વાધિક મહત્ત્વપૂર્ણ હોય તો તે છે વર્ષાવાસ જો વધુ ઠંડી ન પડે તો તેથી માનવને કંઈ નુકસાન થતું નથી તેવી રીતે ગરમી પણ વધુ ન પડે તો એથી માનવને પ્રત્યક્ષરૂપે

કોઈ નુકસાન થતું નથી પરંતુ જો વરસાદ ન પડે તો માનવસમાજના શા હાલ થશે? માનવ જ શા માટે, પશુ અને પંખી, પૃથ્વી અને પર્વત સૌ કોઈ સુષમાવિહીન બની જશે

અષાડના વાદળોને જોતાંની સાથે જ મોર એમની ગર્જના સાંભળવા ઉત્કંઠિત બની જાય છે તેવી રીતે ચાતુર્માસ સન્નિકટ આવતા જ શ્રદ્ધાળુ લોકો પ્રભુવાણી સાંભળવા ઉત્સુક બની જાય છે વર્ષાને લઈને પ્રાકૃતિક સૌન્દર્ય હજારગણું વધી જાય છે પૃથ્વી તો જાણે લીલી સાડી જ પહેરી લે છે સર્વત્ર સૌન્દર્ય સુષમા નાચી ઊઠે છે. ચાતુર્માસના દિવસોમાં પ્રવચન સાંભળ્યા બાદ જીવન રમણીય બની જવું જોઈએ—સર્વત્ર શાંત સૌન્દર્ય વિખેરાઈ જવું જોઈએ વરસાદના રીમ-ઝીમ ઝાપટા જેમ તપેલી ધરતીને શીતળ, શાંત બનાવી દે છે વરસાદ થયો અને પૃથ્વી પણ શીતળ થઈ પરંતુ જોવાનું એ છે કે શાંત-સુધા ભરેલી વ્યાખ્યાનધારા સાંભળીને પણ મનના ખૂણામાં એક શાંતિનું નાનકડું વાદળું ઊઠ્યું નહીં અને એક હલકો ઝાપટો પણ થયો નહીં અને કષાયની જ્વાળામાં મનની ધરતી તપતી રહી તો કહેવું પડશે કે વરસાદની આ કાળી વાદળીઓથી તમે કંઈ શીખ્યા નથી

વર્ષાની ધારાઓ સડકો ઉપર જામેલા ધૂળના ઢગલાઓને, ગંદી ગટરોને ધોઈ સાફ કરી નાખે છે તેમ હે ઉપાસક, તું પણ મનના દ્વાર ખોલી દે. વર્ષાની આ ધારાઓને અંદર જવા દે જ્યાં સ્વાર્થનો કચરો ભર્યો છે, વાસનાની ગટરોમાં કીડા ખદબદી રહ્યા છે તેમને આજે ધોઈ નાખો મનને શીતળ અને શાંત બનાવી દો કડવો-મીઠો ઘૂંટડો મળે તો પણ મન સમ-સ્થિતિમાં રહે તેવી સાધના હોવી જોઈએ મેઘ ગરજે છે ત્યારે એ ગર્જના સાંભળીને ખેડૂતની આંખો ઉપર ચઢે છે કે પેલી ગર્જનાની તર્જના કરતા મેઘને પણ પ્યાર કરે છે? નહીં, તે પ્યાર જ કરે છે તમે તમારા ઉપર ગર્જના કરનારથી પ્રેમ કરો છો કે એની ગર્જના સાંભળી એના તરફ આંખ કાઢો છો? અરે, મુંબઈનિવાસીઓ, તમે પેલા ગ્રામીણ પાસેથી પણ થોડુંક શીખી લેજો પોતા પર ગરજનારને પણ પ્યાર કરતા શીખો એ ગરજે ત્યારે તમારું મનડું મયૂર બની જાય મેઘની ગર્જના સાંભળી મોર પોતાની પાંખો ફેલાવીને નાચવા લાગે છે તેમ જ્યારે કોઈ અકારણે જ તમારા પર ગરજી ઊઠે ત્યારે તમે વિચારજો કે હમણાં નહીં પણ થોડા દિવસો બાદ તે પોતાની ભૂલ સમજશે અને જો તમારી ભૂલ તમને દેખાતી હોય તો તમારું

કરી નાખશે કામદેવે આનો જે જવાબ આપ્યો તે અઢી હજાર વરસ પછી પણ આજે આગમમા સુરક્ષિત છે એમણે કહ્યુ 'તમારી તલવાર શરીરને મારી શકે છે, આત્માને નહી અને શરીર તો અનત વાર મર્યું છે. આવા પાર્થિવ શરીર માટે આત્માના શાશ્વત ધર્મને કામદેવ કદી પણ અસત્ય કહી શકે નહી, ભલે મારા અણુએ અણુ જુદા થઈ જાય તેમ છતા એમાથી એક જ ધ્વનિ આવશે –

નિર્ગ્રંથ પ્રવચન--ભ મહાવીરનુ પ્રવચન સત્ય અને સર્વશ્રેષ્ઠ છે

બીજી બાજુ જ્યારે રાજગૃહ અર્જુન માળાના ભયાનક ઉપદ્રવથી પીડાયેલુ હતુ ત્યારની આ વાત છે સ્વય સમ્રાટ શ્રેણિક પણ મહેલોમા લપાઈને બેસી ગયા હતા તે વખતે રાજગૃહમા સદેશો આવ્યો કે પ્રભુ મહાવીર રાજગૃહની બહાર પધાર્યા છે સાભળ્યુ સૌએ પણ વિચાર્યું ફક્ત સુદર્શને "પ્રભુ ઉદ્યાન સુધી પધારે તેમ છતા આખોની તરસ શાત ન થાય અને અર્જુન મને મારા પ્રભુથી મળવા ન દે એ કદી બની શકે નહી અર્જુનનો આતક મારી ગતિને ચલાવા દે તો એ જીવનની બહુ મોટી હાર ગણાશે અને આ કાયરતા વીરના ઉપાસકને શોભશે નહી " આમ વિચારતાની સાથે જ એના કદમ ગુણશીલ ચૈત્ય તરફ આગળ વધ્યા વચ્ચે અર્જુન ક્રૂરતાની પ્રતિમૂર્તિ બનીને આવ્યો પણ ધૈર્યના મહાશીલા સાથે ટકરાઇને એની ક્રૂરતાના ભૂક્કેભૂક્કા ઊડી ગયા

દુ ખની અધારી રાતે તમે ચળકતા રહેજો અને જો સુખના પારણે ઝૂલતા હો તો પણ પોતાને ભૂલશો નહી શ્રાવણના ઝૂલા તો તમે જોયા હશે મુબઈમા પ્રાકૃતિક સૌન્દર્ય મળતુ નથી પણ આજે પણ ગામડાઓમા ચાલ્યા જશો તો પ્રાકૃતિક સૌન્દર્ય સર્વત્ર પથરાયેલુ જોવા મળશે શ્રાવણમા પૃથ્વી લીલી સાડી પહેરી લે છે, ચારે ય બાજુ વનસ્પતિ ખીલી ઊઠે છે બહેનો શ્રાવણના દિવસોમા પારણા–હીચકા બાધી હીચકે છે હીચકાના ઉતારચઢાણ પણ આનદદાયી હોય છે કદી અઢળક સપત્તિ વચ્ચે હો તો ફુલાવુ નહી અને વિપત્તિમા હો તો રડવા બેસવુ નહી

વર્ષાવાસનુ–અકૃત્રિમ સૌન્દર્ય બોલે છે કે હે માનવ, કૃત્રિમતાને છોડી સહજ સૌન્દર્ય તરફ આવ તમે કૃત્રિમ સૌન્દર્ય વધારો છો કે સહજ સૌન્દર્ય ? વીસમી સદી જેટલુ કૃત્રિમતાને પસદ કરે છે તેટલુ વાસ્તવિકતાને નહી

---

*" इणमेव निग्गथं पावयण सच्च अणुत्तर "

એટલા જ માટે તો સૌંદર્ય અને વેશભૂષા બધાયમાં કૃત્રિમ સૌન્દર્યને પસંદ કરાય છે. વેશભૂષા તો શું કરીએ પણ તેવી જ પસંદ કરી કે જે એક સિનેમા એક્ટ્રેસે પસંદ કરી હશે. વસ્ત્ર-ભૂષા પણ તેવી જ કરી કે જે ગોરી કળાકારો પહેરે છે પછી ભલેને ઠંડીમાં ઠરતા રહો અને ગરમીમાં બફાતા રહો. દેખાવને એવા તો જોવામાં આવ્યા છે કે ચાહે ઠંડી હોય કે ગરમી મોજાં હમેશાં એમના પગમાં હશે. ત્યાં જરૂરિયાતને પ્રમુખતા અપાતી નથી. પ્રમુખતા તો મળે છે ફક્ત ફેશનને.

આ ફેશને તો ગજબ કરી નાખ્યો છે. સ્વતંત્ર ભારતની રાજધાની દિલ્હી અને મહારાષ્ટ્રની રાજધાની મુંબઈ અંગ્રેજોના શાસન તંત્રે ભારતથી અભારતીય નહીં રહી હોય જેટલી કે આજે છે. વેશભૂષા ખાન-પાન, આચાર અને વ્યવહાર, બધાયમાં વેગથી ભારતનું વિદેશીકરણ થઈ રહ્યું છે. મુખ પર પાવડર અને હોઠે રંગ (લિપસ્ટિક) એ બધું ફેશને આપ્યું છે. પરંતુ જૈન શાસનમાં જન્મેલ વ્યક્તિઓને એમના પાર્થિવ શરીરની આ પૂજા શોભા દેતી નથી. આ ફેશનપરસ્તીનું આપણે શમન થયું છે? બીજાની આંખે આપણે સારા દેખાઈએ વાહ! ત્યારે તમે જરા જણાવો બતાવો કે તમે કપડાં શા માટે પહેરો છો? બીજાની આંખે તમે ભલા દેખાઓ એટલે કે શરીરને આરામ મળે એટલા માટે? બીજાના દિલમાં મોહ ઉત્પન્ન કરવા માટે શ્રાવક કદી કપડાં પહેરી શકતો નથી.

સાચો શ્રાવક વેશપરિધાનમાં ત્રણ બાબતને મહત્ત્વ આપે. ૧ તે આરામપ્રદ હોય ૨ સસ્તાં હોય અને ૩ સ્વચ્છ હોય. પહેલી બાબત છે વસ્ત્રભૂષા આરામપ્રદ હોય. કારણ કે શરીરની સુરક્ષા માટે જ વસ્ત્રોનો ઉપયોગ કરાય છે. એવો પોષાક શા કામનો કે જેનાથી ગળું ભીંસાતું હોય અને સ્વતંત્રતાપૂર્વક પલાંઠી મારી બેસી શકાતું ન હોય. એક વાર એક ભાઈ દર્શનાર્થે આવ્યા. તે બેસવા માગતા હતા. એમની આંખો કોઈ ચીજ ખોળી રહી હતી. મેં પૂછ્યું - શું જોઈ રહ્યા છો? તેઓએ જવાબ આપ્યો: શું અહીં કોઈ ખુરશી નથી? હું સમજી ગયો કે એમનું પહેરેલું પાટલૂન ખુરશી માંગી રહ્યું હતું. નીચે બેસશે તો એમાં સળ પડી જશે. આ પેન્ટ તમને આરામથી બેસવા દેતું નથી.

બીજી બાબત છે સસ્તી. કપડાંની બાબતમાં ધ્યાન રાખવું જોઈએ કે તે સસ્તાં હોય, સાદાં વસ્ત્રો વડે પણ શરીર ઢાંકી શકાય છે તો પછી હોડ શેની? આ નમૂનાની સાડીઓની શી જરૂર છે? પૈસા જે તિજોરીમાં સમાતા ન

હોય તો ગરીબ સ્વધર્મી ભાઈ-બહેનોને આપો તેમની સમસ્યાઓનો ઉકેલ-આવશે પાશ્ચાત્ય વિચારક વિલિયમ પેગે ખરુ જ કહ્યુ છે કે ફેશન અને પ્રદર્શનના પ્રિય લોકોની સાજસજાવટથી અનેક નગ્ન વ્યક્તિઓને વસ્ત્રવાળી બનાવી શકાય છે મને ખબર છે, એક ફેશનપ્રેમી યુવક જ્યારે પણ ક્યાય-બહાર જતો ત્યારે પોતાની જોડે પદર-પદર જોડ કપડાની લઈ જતો જરૂર છે ચાર કપડાની અને સાથે રાખે છે ચોવીસ જોડ એટલે વધારાના કપડા જો બીજાને આપી દેવામા આવે તો કેટલાય અર્ધનગ્ન વ્યક્તિઓના વસ્ત્રોની સમસ્યાનો ઉકેલ લાવી શકાશે

ત્રીજી બાબત છે કપડા સ્વચ્છ હોય જૈન ધર્મ ફેશનનો વિરોધી છે પરતુ આવશ્યક સ્વચ્છતાને એણે આશ્રય જરૂર આપ્યો છે એટલા માટે જ આગમમા જ્યાજ્યા શ્રાવકના બહિર્ગમનનુ વર્ણન આવે છે ત્યા ત્યા "**ण्हाए कय बलिकम्मे**" નુ વિધાન આવે છે માટે વસ્ત્રભૂષામા ફેશનને મહત્ત્વ ન આપવુ જોઈએ શુ તમે એમ સમજો છો કે સાજસજેલ પોષાકને લઈને લોકો તમારી તરફ વધુ આકર્ષાશે? સાજસજાવટવાળો પોષાક તો દુર્યોધન, કસ અને ઔરગઝેબ પાસે પણ હતો લોકોએ કેટલુ સન્માન કર્યુ તેમનુ ? એક વિચારકે સાચુ જ કહ્યુ છે કે 'કોઈ આદમી પોતાની સાજ-સજેલ અને છેલછબીલ પોષાકને કારણે મૂરખાઓ અને સ્ત્રીઓ અન્ય કોઈ દ્વારા સમ્માનિત થઈ શકતા નથી માટે દેહને શા માટે સજાવો છો ? સજાવવુ છે તો દિલને જ સજાવો

દિલને સજાવવાનો એ અર્થ નથી કે છાતી પાસે ગુલાબના ચાર ફૂલ લગાવી લો ગુલાબના હજાર હજાર ફૂલ ભેળા મળે તોય દિલને સજાવી શકતા નથી ઉદારતા અને સેવાના ફૂલ જ દિલને શોભાવી શકે છે શુભના-ઉદયને લઈને જે પ્રસાધનો મળ્યા છે, સ્વધર્મીઓની સેવામા તમે એમનો કેટલો ઉપયોગ કર્યો છે, વારૂ? દીકરીને ઓછુ અપાયુ છે, એ તો તમે જરૂર વિચાર્યુ હશે પરતુ શુ કદી એવુ પણ વિચાર્યુ કે મારી સપત્તિનો કેટલો ભાગ સ્વધર્મીઓના કામમા આવ્યો ? હા, તો મને જરા જલ્દી બતાવો કે તમને હાથ જોડી દેવુ સારુ લાગે છે કે હાથ જોડાવી દેવુ ? દુર્ભાગ્યનો પીડાયેલો કોઈ ગરીબ ભાઈ કઈક સહયોગની આશા સાથે તમારી પાસે આવે છે તે હાથ જોડીને માગે છે ત્યારે તમે શુ કરો છો ? તિજોરીમા હાથ નાખી જે કઈ હાથમા આવે તે આપી દો છો ખરા ? કે આખો કાઢી બોલ-

નાખો છો કે બધા ભિખારીઓ મારી જ દુકાને આવે છે પણ જ્યારે ઈન્કમટેક્સ ઓફિસર દુકાન પર આવે છે ત્યારે પણ શું તમે આંખો કાઢતાં તેવી જ તે રજૂ થાઓ છો કે જેવા કે પેલા ગરીબ ભાઈની સામે રજૂ થયા હતા ! નહીં એની સામે તો એક સજ્જનની માફક નમ્ર બની જશો. એને હાથ જોડી જોડીને આપશો. કહેશો સાહેબ આટલું લઈ લો અને રજા આપો. આજનો માનવ હાથ જોડીને દબાણે આપી શકે છે પરંતુ જે હાથ જોડીને લેવા આવે છે એને બે પૈસા પણ નહીં આપે.

જુઓ પેલો મેહુલો (મેઘ) જુએ છે પૃથ્વીના પટ પર વહેતા સરિતા અને સરોવર સુકાઈ ગયા છે ત્યારે તે દિલ ખોલીને વરસે છે તમે જરા પેલા શ્યામલ મેહુલાથી પણ થોડુંક તો શીખો જે સ્વધર્મી ભાઈઓના જીવન સરોવર સુકાઈ ગયાં છે દરિદ્રતાના ભીષણ તાપમાં જેમનું જીવન બળી રહ્યું છે ત્યાં જઈને થોડુંક પણ વરસો ! એમના દુઃખદર્દમાં પણ કંઈ કામમાં આવો. યાદ રાખો કે સંપત્તિનો જેટલો ભાગ બીજાના કામમાં પરાર્થે વાપરાયો છે તે જ તમારો છે

તમે ભાગ્યશાળી બનવા ચાહો છો તો ભાગમાંથી ભાગ આપતાં શીખો, નહીંતર ખરા અર્થમાં તમે ભાગ્યશાળી બની શકતા નથી. તમારી સંપત્તિમાં સ્વધર્મીઓનો પણ ભાગ છે વહેંચણીમાં જો તમને તમારો ભાગ નહીં ! મળે તો તમે બેચેન બની જશો. પોતાના ભાગને લેવા સારુ તમે એટલા બધા બેચેન છો કે એ સારુ તો તમે કોર્ટના બારણાં ખખડાવવા તૈયાર થઈ જાઓ છો ત્યારે સ્વધર્મીને ભાગ આપવા તમે તૈયાર છો કે નહીં ! તમે સ્વધર્મીને જો ભાગ ન આપો તો એ માટે આંસુના બે ટીપાં પાડવા જોઈએ કારણ તમારી આ ભૂલ કેટલાય ભાઈઓને ખોટો રસ્તો સ્વીકારવા વિવશ કરી મૂકશે.

ધાર શહેરની વાત છે ઉપાશ્રયમાં ચોમાસે શ્રાવકો પાક્ષિક પ્રતિક્રમણ કરવા એકત્ર થયા. પ્રતિક્રમણ એ જીવનની કંપનીનું સરવૈયું છે દરરોજ સંધ્યાટાણે તમે હિસાબ મેળવો છો જીવનનો હિસાબ પણ કરી લીધો ! આજે? કેટલું આવ્યું અને કેટલું ગયું ! આ માર્ગમાંથી ક્રોધ તરફ કેટલો ગયો ! નમ્રતાથી અહંકાર તરફ કેટલો ગયો ! સરળતાથી છળકપટ તરફ ક્યાં સુધી પહોંચ્યો ! સંતોષે લોભવૃત્તિને પછાડી છે કે લોભે સંતોષને ! રાગથી ત્યાગ ભાગી ગયો કે ત્યાગથી રાગ આગળ વધ્યો ! પુદ્ગલોના ઠાઠમાઠોનો હિસાબ રાખનાર શું આ મનની વૃત્તિઓનો હિસાબ પણ રાખશો ખરા !

આ કે પ્રતિદિન પ્રતિક્રમણ કરવું જોઈએ જો પ્રતિદિન ન થઈ શકે તો પાક્ષિક પ્રતિક્રમણને ચૂકવું જ ન જોઈએ

આશ્રવથી અળગા થઈ સંવર તરફ આવવા માટે શ્રાવકો પ્રતિક્રમણ કરી રહ્યા હતા પરંતુ દુર્ભાગ્યથી પીડિત એક ગરીબ શ્રાવક કંઈક બીજું જ વિચારતો બેઠો હતો તે આત્માનું નહીં, ઘરનું સરવૈયું કરી રહ્યો હતો. દીકરી સોળ વર્ષ પસાર કરી ચૂકી છે, પણ એના હાથ પીળા કરવા માટે બીજી પીળી વસ્તુ પણ જોઈએ એ પીળી વસ્તુને તમે જાણી જ ગયા હશો. તમે સૌએ એવા રિવાજ બનાવી દીધા છે કે એ રિવાજની જાળમાં કદી-કદી તો તમે જ ફસાઈ જાઓ છો પેલો ગરીબ શ્રાવક વિચારે છે કે નાણાંના અભાવે લગ્ન લેવાયા નથી તે જ વેળા એની દ્રષ્ટિ નગરશેઠના હાર પર પડી એને શેઠે સામાયિક કરતી વખતે ઉતારી બાજુએ મૂક્યો હતો વિચાર્યું કે આ લઈ લેવામાં આવે તો સમસ્યાનો ઉકેલ આવી જશે પરંતુ આત્મા ધિક્કારી ઉઠ્યો "તું સંવરના (ધર્મના) સ્થાને બેઠો છે અને ચોરી સમા જઘન્ય પાપ તરફ તારી વૃત્તિ જઈ રહી છે ત્યારે મન બોલ્યું લાખોનું ધન છે, હાર ચાલ્યો ગયે તો ય ચિંતાની વાત નથી અને તારી બધી સમસ્યા ઉકેલાઈ જશે

હાથ આગળ વધ્યા અને હાર લઈને સુરક્ષિત સ્થાને મૂકી દીધો વળી વિચાર્યું કે અત્યારે જ ચાલી નીકળવું તે ઠીક નથી શેઠને આ હાર ઉપર અત્યાધિક આસક્તિ હશે તો તેઓ એને ન પામતા બેચેન બની જશે જો એવી સ્થિતિ ઊભી થશે તો અન્ય શક્ય તેવા ઉપાયો વડે એ હાર પાછો આપી દેવો એ જ ઉચિત લેખાશે અને હાર ખોયાનું એમને દુઃખ નહીં થાય તો લઈ ચાલવામાં કાંઈ નુકસાન નહી, માટે શેઠની સામાયિક પૂરી ન થાય ત્યાં સુધી પ્રતિજ્ઞા કરવી જ પડશે

સામાયિકનો સમય પૂરો થયો શેઠ જ્યાં વસ્ત્ર ઉતાર્યાં હતા ત્યાં ગયા. કપડાં તો યથાવસ્થિત હતા પણ હાર ગૂમ ! આસપાસ તપાસી જોયું વિચાર્યું કોઈ પરિસ્થિતિનો માર્યો સ્વધર્મી ભાઈ આ કામ માટે વિવશ બન્યો હશે. ચાલો, ભાઈની ચીજ ભાઈને કામ લાગશે તમે પણ શું આમ વિચારો છો ખરા ? જો સડેલી છત્રી અને જૂના પૂરાણા પગરખા કોઈ લઈ જાય તો સો સો ગાળો વરસાવશો અને ઉપરથી પ્રતિજ્ઞા લેશો કે હવેથી ઉપાશ્રયે કદી જવું નહી

જો કે ધર્મસ્થાનોમાં ચોરી કરવી તે જઘન્યમાં જઘન્ય પાપ અપરાધ

છે આ એ વાતનો દ્યોતક છે કે ભારતીય જનતાનું નૈતિક સ્તરનું કેટલું અધઃપતન થયું છે એવું ધાર્મિક સ્થળ પણ ભ્રષ્ટ અને ત્યાં ચોરીથી સુરક્ષિત નથી તો એની સાથે આ સાથે એ પણ જોવું પડશે કે ચોર ચોરી કરવા શા માટે પ્રવૃત્ત થાય છે? જો તે આદતને લઈને પ્રવૃત્ત થાય છે તો તે કદી ક્ષમ્ય બની શકતો નથી. પરંતુ જો પરિસ્થિતિવશ એવું કરે છે તો તેની તેવી પરિસ્થિતિને બદલવા માટે સાધનસંપન્ન વ્યક્તિઓએ આગળ આવવું જોઈએ.

પેલા નગરશેઠ વિચારે છે ખરી તો મારી ભૂલ છે હું નગરપતિના સ્થાને છું તેમ જ્યાં મેં મારા કર્તવ્યને પીછાન્યું નથી, પોતાના સાથીઓની મેં સારસંભાળ પણ લીધી નથી. તેઓ કઈ સ્થિતિ વચ્ચેથી પસાર થઈ રહ્યા છે? એમના ઘરમાં અનાજ છે કે નહીં? એ બાજુ મારું લક્ષ જ ગયું નથી એટલા જ કારણે આજે ઉપાશ્રયમાં આ બીના બની છે અને ચોરી જેવા જઘન્ય કૃત્ય માટે વિવશ થવું પડ્યું હશે. અન્યથા મનુષ્ય પોતે એટલો ખરાબ નથી.

આ બાજુ હાર લઈ ગયો ભાઈ ઘેર તો પહોંચ્યો પણ રસ્તે એનો આત્મા એને ખટકતો રહ્યો. આ દુષ્કૃત્ય માટે હાથ આગળ કેમ વધ્યા! મોતીઓથી પણ મોંઘી માનવતા હું વેચી આવ્યો અને જડ ટુકડાને વીણી લાવ્યો. રાત આખી આળોટતો રહ્યો અને એવી સ્થિતિમાં એણે રાત પસાર કરી. સવાર થતાં જ હાર લઈ તે શેઠની દુકાને પહોંચ્યો. પણ શરમ કેમે ય કરીને બોલે નહીં કે કાલે ઉપાશ્રયેથી આપનો હાર હું લઈ આવ્યો છું. ધ્રુજતો હાથ આગળ પ્રસારતાં બોલ્યો, આ હાર રાખી લો! નગરશેઠની આંખોને પોતાનો હાર ઓળખતાં વાર લાગી નહીં. પણ તેઓ અજાણ્યા બની પૂછવા લાગ્યા. ભાઈ આ કિંમતી હાર શા માટે લાવ્યા છો? આગંતુકે ધ્રુજતા અવાજે જવાબ આપ્યો, આ રાખી લો અને એના બદલે થોડું ધન આપો જેથી એક ગરીબની સમસ્યાનો ઉકેલ આવે.

આ તો થઈ શેઠની વાત. તમને પણ વાત પૂછી લઉં. આવો જ તમારો હાર ખોવાઈ ગયો હોય અને પાછો મળે તો લાવનારને તમે પોલીસને હવાલે કરશો કે નહીં? બીજે જ દિવસે મુંબઈ સમાચારમાં ખબર છપાઈ જશે અને ઘેર ઘેર એની જ વાત કહેતા ફરશો. ઘી પચ્યું છે, શ્રીખંડ પચાવ્યો, બદામનો હલવો પણ પચાવ્યો પણ હવે જરા વાત પણ પચાવતાં શીખો. જુઓ પેલા નગરશેઠના દિલની ઉદારતા—

તેઓ બોલ્યા, "ભાઈ, તમે જૈન કૂળમા જન્મ્યા છો, હુ પણ એક શ્રાવક છું. આ મારો આત્મા કબૂલ કરતો નથી તમે ચાહો તો એમ જ રૂપિયા લઈ જઈ શકો છો આગતુક ભાઈ હાર રાખી લેવાનો અતિ આગ્રહ કરવા લાગ્યો એટલે શેઠે એક ડબ્બીમાં હાર રાખી એના ઉપર કપડુ સીવી પેલા ભાઈનુ નામઠામ લખી નાખ્યું અને કહ્યું: 'આ તમારી જ વસ્તુ છે, જ્યારે ચાહો ત્યારે લઈ જઈ શકો છો હુ તો નામનો એક રક્ષક માત્ર રહીશ, સાથે જ બે હજારની થેલી પેલા શ્રાવકના હાથમાં આપતા બોલ્યા, "આ મારી તુચ્છ ભેટ છે એ સ્વીકારો અને જરૂર પડે ત્યારે આ ભાઈને ફરિયાદ કરજો"

આવનાર ભાઈ નાણાં લઈ પાછો ફર્યો પરતુ શેઠના સદ્વ્યવહારે એના આત્મા ઉપર અમિટ છાપ પાડી રહી રહીને એમની ઉદારતાના ચિત્ર એની સ્મૃતિમાં આવી રહ્યા હતા આ બાજુ શેઠ ઘેર ગયા. પત્નીના હાથમા પેલી ડબ્બી દેતા બોલ્યા, "જિંદગીનો કશો ભરોસો નથી આને સભાળીને રાખજે આમા એક ભાઈની જિદગીની કમાણી છે જુઓ, આના ઉપર નામ લખ્યું છે, તે ભાઈ હાર આપી ગયા છે અને બદલામા થોડાક રૂપિયા લઈ ગયા છે. મે એને લાખવાર સમજાવ્યો કે હાર રાખો નહી, એમ જ રૂપિયા લઈ જાઓ, પણ તે માન્યો નહી હારની કિમત ઘણી છે પણ તે ઘણા ઓછા પૈસા લઈ ગયો છે"

શ્રાવિકા ડબ્બી હાથમા લેતા કહેવા લાગી, "આ તમને શોભતું નથી. તમે શ્રાવક છો એક શ્રાવકનો હાર ગીરવી રાખી પૈસા આપવા તે શ્રાવક માટે ઉચિત નથી એને એમ જ આપી દેત તો કાઈ કમી થવાની નહોતી. ભર્યુંભાદર્યું ઘર છે જો કોઈના દુ ખ દરદમા કામમા નહી આવીએ તો લક્ષ્મી શા કામની છે?"

શેઠે જવાબ વાળ્યો, "મે એને ઘણુ ઘણુ સમજાવ્યો, પણ સમાજનો રિવાજ જ એવો છે કે એમ જ લેવામા એને પણ શરમ આવતી હતી"

આ છે વિશાળ હૃદયનુ એક ચિત્ર મુબઈના કુશળ નાગરિકો આનાથી કઈ બોધપાઠ જરૂર લેશે લેશે નહી, પણ શીખ્યા પણ છે મુબઈવાળા વરસે છે, પરતુ કદી કદી મુબઈના મેઘ સમુદ્રમા જ વરસી પડે છે સાગરમા વરસેલુ શુ કામ આવે? જ્યારે નાના નાના છોડ તો તરસ્યા જ રહી ગયા. માટે વરસો, શ્રાવણની જેમ વરસો! અભાવની દુપહરીમાં સુકાઈ રહેલ છોડવા

માટે દિલ ખોલીને વરસો. મોંઘવારીની ચક્કીમાં પીસાઈ રહેલ સમાજના મધ્યમવર્ગી ભાઈઓ અને આ બાજુ અસહાય વિદ્યાર્થીઓ જેઓ બુદ્ધિએ કુશળ છે પરંતુ અર્થાભાવે જેમની પ્રગતિ રૂંધાઈ ગઈ છે અને વચ્ચે જ ફસાઈ પડ્યા છે તે સૌ માટે તમારાં સાધનો કામ આવે અને વળી તેવા સૌ મંગળમય બનો એવી મંગળ કામના છે.

અષાઢી પૂનમ, જૈન ઉપાશ્રય કાંદાવાડી મુંબઈ
સંવત ૨૦૧૭



બુદ્ધિમાનોનું દુનિયા સન્માન કરે છે. ચારિત્ર્યવાનનું દુનિયા અનુસરણ કરે છે.

અત્યાચારી જેવો અભાગી માણસ બીજો કોઈ નથી. કેમકે એની આપત્તિના સમયે એનો કોઈ મિત્ર હતું નથી.

એક પાશ્ચાત્ય વિદ્વાને કહ્યું છે કે સત્ય અને વિશ્વાસ સંસારનું મંદિર છે.

સત્ય અને તેલ સદા ઉપર જ રહે છે. સત્ય આરતીના ધૂપ સમાન છે.

બુદ્ધિબળથી પણ ચારિત્ર્યબળ ઉત્તમ છે.

કદાચરણને છોડવું એટલે સદાચાર. સારો સ્વભાવ એટલે શીલ.

# ૩૯. કેળવણી છે જીવનની એક ચમક

(જૈન હાઈસ્કૂલ દિલ્હીમા આપેલ એક પ્રવચન)

પ્રિય વિદ્યાર્થી બંધુઓ,

તમારામા બહુ જ મોટુ આકર્ષણ છે આ ભારતની રાજધાની દિલ્હીમા આવ્યાને મને લગભગ આ ત્રીજુ અઠવાડિયુ ચાલી રહ્યુ છે હમેશા મહાવીર ભવન કે ચાંદની ચોકમા પ્રવચન ચાલે છે પરંતુ તમારામા બહુ મોટી શક્તિ છે એ આકર્ષણ શક્તિ મને તમારા પાસે ખેચી લાવી છે જ્યારે હુ મને વિદ્યાર્થીઓની વચ્ચે આવી પડેલો જોઉં છુ ત્યારે મને બહુ જ હર્ષ થાય છે હમણા સાહિત્યરત્ન શ્રી મનોહર મુનિજી કેળવણીના વિષય પર તમને સુન્દર રીતે સંભળાવી ચૂક્યા છે ખરેખર કેળવણી એ એક બહુ જ મોટી વસ્તુ છે એ જીવનમા એક નવી જ ચમક લાવે છે માણસની સુષુપ્ત શક્તિને જગાડનાર કેળવણી જ છે કેળવણીનુ આખરી અને સાચુ લક્ષ્ય તો માનવીને સાચો માનવ બનાવવાનુ જ છે

ખેતરમા પેદા થયેલો કપાસ સીધે સીધો આપણી મર્યાદા જાળવવાનુ કામ નથી કરતો તેમ ઠંડીથી પણ એ આપણને પૂરેપૂરી રીતે બચાવી નથી શકતો એને તો જ્યારે વણકર દોરા રૂપે ફેરવી કાપડનુ રૂપ આપે છે ત્યારે જ તે આપણા કામમા આવી શકે છે ત્યારે એ આપણે પહેરી શકીએ છીએ, કે તમારા કોટ-પાટલુન એમાથી બની શકે છે જો કોઈ માણસ પોતાના આખા શરીર પર ગુંદર લગાડી કપાસ ચીટકાડી દે ને બહાર નીકળે તો તમને કેવુ લાગશે ? બીજા બધા આશ્ચર્યમા પડી જશે, પણ દિલ્હીમા તો તેની મજાક જ થશે તમે બધા એની બુદ્ધિમત્તા જોઈ હસી ઊઠશો. હા, તો આપણુ જીવન તો પેલા ખેતરમા પેદા થયેલા કપાસ જેવુ છે, તદ્દન કપાસ જેવુ.

એમાંથી આપણે ઢાંચા બનાવવું પડશે. શિક્ષણ એ કાર્ય કરે છે એ જ આપણને સમાજને ઉપયોગી બનાવે છે એટલે જ જીવનમાં કેળવણીનું ઘણું મોટું સ્થાન છે

આજનું શિક્ષણ માણસને વકીલ ડૉક્ટર, શિક્ષક વગેરે બધું બનાવે છે પણ દુઃખની વાત છે કે તે માણસને માણસ નથી બનાવતો. હ તમે ધારો નહી એવો એક સવાલ એક પરીક્ષક પરીક્ષામાં વિદ્યાર્થીઓને એકવાર પૂછ્યો હતો. એક બાળુ પોતાનો અભ્યાસ પૂરો કરી શાળા છોડી ઘાઈને જવા નીકળ્યો. નોકરીની ચિંતામાં તે બેચેન ફરતો હતો. આ વાત પણ કેવી છે કે એક મજુર રોજના ૩ રૂપિયા કમાઈ લે છે જ્યારે આપણા માણસાઈઓ નોકરી માટે આંટાફેરા માર્યા કરશે.

જે શિક્ષણ માણસને એનો રોટલો પણ મેળવી નથી આપતું તો તે બીજું શું આપવાનું! પણ આનું કારણ એ છે કે આજના શિક્ષણથી મગજ તો બહુ વધી જાય છે પણ હાથ નાના રહી જાય છે એક એવો વિદ્યાર્થી તમે જુઓ કે જેનું માથું ખૂબ મોટું હોય ને હાથ ઉંદર જેવા નાના હોય તો તમને એ દૃશ્ય કેવું લાગશે! આજકાલ હાથ નાના રહી જાય છે ને મગજ વધી જાય છે એમાં હિન્દી ગણિત ઇતિહાસ, ભૂગોળ, અંગ્રેજી કેટલુ જાણે શું શું ભણે છે પરંતુ હાથમાં કામ કરવાની તાકાત નથી રહી. કારણ શિક્ષણનો ક્રમ જ બદલાઈ ગયો છે એનો પ્રારંભ જ કૂતરાને બિલાડીથી થાય છે પહેલાં ભારતીય શિક્ષણપદ્ધતિમાં સહુ પ્રથમ બાળકને શીખવાતું હતું ( **मातृदेवो भव पितृदेवो भव** ) તેને સ્થાને આજે શિક્ષણની શરૂઆત થાય છે Dog ડૉગ એટલે કૂતરો અથવા Cat કેટ એટલે બિલાડીથી. આ ત્યાંથી ત્રણ વર્ષ પહેલાંની બાળપોથી જુઓ તો એમાં ગ ગણપતિનો હતો તે ગ આજે ગધેડો થઈ ગયો

પાશ્ચાત્ય શિક્ષણનો આપણા ઉપર એ પ્રભાવ પડ્યો કે ન આપણે પૂરા અંગ્રેજ થઈ શક્યા કે ન આપણે પૂરા ભારતીય રહી શક્યા. આપણું મન બની ગયું યુરોપિયન અને આત્મા રહ્યો ભારતીય અને શરીર પણ ભારતીય જ રહ્યું કારણ કે એને તમે યુરોપિયન જેવું ગોરું ન બનાવી શક્યા અને સ્નો પાવડરમાં પણ એવી તાકાત નથી કે જે તમારા શરીરને યુરોપિયન જેવું બનાવી દે. પણ હા તમારી વેશભૂષા તો યુરોપીય બની ચૂકી છે

આજે આપણા જીવનનું ધ્યેય જ બદલાઈ ગયું છે જીવનમાં જ્યાં સમતા સુશીલતા અને સદાચારની આવશ્યકતા છે ત્યાં માત્ર એકલી સ્વાર્થ-

રતા રહી છે. સાક્ષરતા જરૂરી છે, પણ સદાચાર વિનાની એકલી સાક્ષરતા એક વિડમ્બના છે જીવનમા સહુ પ્રથમ સદાચારનુ શિક્ષણ આવશ્યક છે. આજના નાના વિદ્યાર્થીની જીભ પર ફિલ્મી ગાયનોની તરજો રમતી હોય છે. તેઓ દેવાનદ કે ગોપના સ્વપ્ના જોતા હોય છે આવુ આપણુ ચારિત્રનુ પતન આપણને ક્યા લઈ જશે? એણે નવા ઊગતા ફૂલ જેવા વિદ્યાર્થીના મોઢા પરનુ ગુલાબી સૌંદર્ય ઝુટવી લીધુ છે.

આથી જ હુ તમને અનુરોધ કરુ છુ કે, તમારુ ચારિત્ર્ય રામ-લક્ષ્મણ જેવુ બનાવો, કારણ કે, તમે જ ભારતના ભવિષ્યના ઘડવૈયા છો. સદાચારી જ્યાં જ્યા જશે, જે સમાજમા જશે ત્યા ત્યા તે નેતા બની જશે. જે દેશમાં તે જશે તે દેશના તે પ્રિયપાત્ર બની જશે એટલે જ કેળવણી સાથે વિનય, વિનમ્રતા, સદાચાર અને સહિષ્ણુતાનુ સક્રિય શિક્ષણ મળે તો તમારુ ભવિષ્ય નિશ્ચિંત ઉજ્જવલ છે, મંગલમય છે.

હા, તો આપણી મૂળ વાત પર આવીએ શાળામાં એક પરીક્ષક પરીક્ષા લેવા આવ્યા પરીક્ષકને જોતા જ શાળામા હલચલ મચી ગઈ કારણ કે, પરીક્ષાનું નામ જ એક જ ભૂત સમાન ભયાનક છે વિદ્યાર્થીઓના વિભાગમા પુસ્તકો ફરવા લાગ્યા કોઈ ધારતુ હતું ગણિતમાથી પ્રશ્ન પૂછશે, કોઈ ઈતિહાસ ભૂગોળમાથી ધારતુ હતુ આમ બધા જુદ્દુ જુદ્દુ ધારતા હતા ત્યા પરીક્ષકે, પહેલા વિદ્યાર્થીને પ્રશ્ન પૂછ્યો, 'તમારા ભણતરનુ ધ્યેય શુ છે?' પ્રશ્ન સાભળી તે વિદ્યાર્થી ગભરાઈ ગયો એને થયુ આ પ્રશ્ન નથી ઈતિહાસનો, નથી ભૂગોળનો કે નથી ગણિતનો ગભરાટમા તે ઉત્તર ન આપી શક્યો નીચે બેસી ગયો કારણ કે ગભરાટ બહુ ખરાબ વસ્તુ છે એમા વિદ્યાર્થી પોતાના વિષયને પણ ભૂલી જાય છે બીજા વિદ્યાર્થીને પણ પરીક્ષકે એ જ પ્રશ્ન કર્યો, 'તમારા અભ્યાસનો ઉદ્દેશ શો છે? પ્રશ્ન સાભળી તે ગભરાયો નહી. તે હિંમતપૂર્વક બોલ્યો 'આપ આપના અધિકાર બહાર જઈ રહ્યા છો કારણ કે આપનો પ્રશ્ન અમારા આખાયે અભ્યાસક્રમમા ક્યાય આવતો નથી આવો પ્રશ્ન જે વિદ્યાર્થીના પાઠ્યપુસ્તક સાથે સબધ ધરાવતો હોવ નહી તે પૂછવાનો તમને કોઈ હક્ક નથી,' કેવો લાગ્યો આ જવાબ તમને? તમે સહુ આ જવાબ સાભળી હસી પડયા આ એનો ઉત્તર ઉદ્ધતાઈપૂર્વક આપવામાં આવ્યો હતો કારણ કે, આજકાલના વિદ્યાર્થીઓમા ગેરશિસ્ત સારા પ્રમાણમા વધી ગયુ છે. સરકાર પણ એ બાબત ચિંતામા પડી છે વિદ્યાર્થી તો વિનયી અને નમ્ર હોવા જોઈએ પણ આ વિદ્યાર્થી આવો શિસ્ત વગરનો હતો.

# ધર્મ અને યુવકો



પ્રિય સજ્જનો,

**આજના** પ્રવચનનો વિષય છે 'ધર્મ અને આજનો યુવક.' થોડી વાર આપણે ધર્મ અંગે વિચાર કરીએ યુવાનો, તમે ગભરાશો મા, હું ધર્મ પર બોલી તમારા ખાન-પાન પર અવરોધ નાખવા ઈચ્છતો નથી.

બજારેથી આંબા લાવ્યા, એમા થોડુક ખાવાનુ છે અને થોડુક ફેંકી દેવાનુ છે. રસ ખાવા માટે છે તો ગોટલો ને છાલ ફેંકી દેવા માટે. દાડમનું પણ તેવુ જ છે દાડમ લાવ્યા, એના બીજ તમે ખાઈ શકો પણ એની ઉપરની છાલને તો તમારે ફેંકી દેવી જ રહી પરતુ નાની મોટી દ્રાક્ષ [અગૂર] મા કશુ જ ફેંકવા જેવુ હોતુ નથી ધર્મ પણ દ્રાક્ષવત્ છે, જેમાંથી બધુ જ લેવા જેવુ છે, ફેંકી દેવા જેવુ કશુ જ નથી પાશેરનુ નાનકડું તુબડુ ત્રણ મણના દેહને નદી પાર કરાવી દે છે તેમ અઢી અક્ષરનો નાનો-શો ધર્મ શબ્દ પણ આત્માને ડુબવાથી બચાવે છે એટલા સારુ ભગવાન મહાવીર કહે છે:

**पच्छावि ते पयाया, खिप्प गच्छन्ति अमर भवणाइं ।**
**जेसिं पिओ तवो संजमो अ, खंती य बभचेरं च ॥**

(દશવૈકાલિક અ ૪ ગાથા ૨૫)

જીવનની સધ્યા ટાણે જેઓ સાધના-પથે અગ્રેસર થયા છે, તપ, સયમ અને બ્રહ્મચર્ય જેઓને પ્રિય છે, જેઓના જીવનની રગેરગમા ધર્મ પ્રત્યે શ્રદ્ધા જાગૃત છે, તેઓ નરક ને તિર્યંચની અશુભ ગતિઓમાંના ભ્રમણુથી બચી જઈ સ્વર્ગનાં દિવ્ય ભવનોને પામે છે

સમાજ બે પ્રકારનો છે પહેલો સમસ્ત વૈજ્ઞાનિક સાધન-પ્રસાધનો વડે ભરપૂર છે—જ્યાં પાંચ-પાંચ મિનિટે રેલો દોડે છે સડકો ઉપર મોટરો ફરતી હોય છે પોલીસના હાથ બતાવવા માત્રથી એક જ મિનિટમાં મોટરોની લાંબી હારમાળા ઊભી થઈ જાય છે વેપારીઓની કચેરીઓ (ઓફિસો) પર ટેલિફોનની ઘંટડી રણકાર્યા જ કરતી હોય છે રેડિયો દ્વારા મધુર સંગીત-ધ્વનિ ગૂંજતો રહેતો હોય છે

જ્યારે બીજો સમાજ આત્મ-સભ્યતામાં પળતો હોય છે જ્યાં નથી રેલગાડીઓ કે નથી ટેલિફોનનો રણકારો કે નથી તાર કે નથી રેડિયો કદાચ એનું નામ પણ સાંભળ્યું નહીં હોય. સમાજના બન્ને નકશા (ચિત્રો) તમારી સામે છે તમે કયો પસંદ કરશો? તમારી જીભ ભલે ન ઉપડે પણ તમારું દિલ તો જરૂર બોલે જ છે કે તમે વૈજ્ઞાનિક સાધનયુક્ત સમાજમાં રહેવું વધુ પસંદ કરશો. પરંતુ જો પહેલા સમાજમાં સ્વાર્થ તિરસ્કાર ઈર્ષ્યા-દ્વેષનું સામ્રાજ્ય હોય ચારેય બાજુ બીજાને પાડી ફાવવાની પોતાના જ સ્વાર્થનો રોટલો શેકાતો હોય હાથ-વારે ત્યાં લૂંટ અને મારઝૂડના કાંડ રચાતા હોય ત્યાં એવા સમાજમાં પણ શું તમે રહેવું પસંદ કરશો? નહીં આવા સમાજમાં તમે એક દિવસ પણ રહેવાનું પસંદ નહીં કરો. બીજા સમાજમાં ભલે રેડિયોના સંગીતનો અભાવ હોય પરંતુ ત્યાં આત્માનું સંગીત છે પ્રેમ અને આત્મીયતાની સેવા-ધારા વહે છે તમે આવી આત્મ-સભ્યતા ધરાવતા સમાજમાં રહેવું પસંદ કરશો યુરોપીય સભ્યતા પ્રથમ સમાજની ગણનામાં આવે છે જેઓ ત્યાં વિજ્ઞાન ઉન્નતિની ચરમ કોટી સુધી પહોંચી ચૂક્યું છે અણુઓની હોડ ચાલી રહી છે જ્યારે ભારત બીજા પ્રકારનો સમાજ છે કે જ્યાં ભૌતિક નહીં અપિતુ આધ્યાત્મિક વિજ્ઞાનનો વિકાસ થતો રહ્યો છે ધર્મ કળાનો પ્રચાર-પ્રસાર થતો રહ્યો છે અને બધી જ કળાઓ ધર્મ-કળાના અભાવે નિષ્પ્રાણ છે "सव्वकला धम्मकला जिणाइ" ।

રામના ઘેર 'ધર્મ કળા' જીવિત હતી એટલે એમને ત્યાં લેવાની નહીં પરંતુ દેવાની લડાઈ હતી રામ કહેતા અયોધ્યાનો [illegible] જ્યારે આ બાજુ ભરત કહેતો—હું નહીં લઉં

તમારા ઘેર લડાઈ લેવાની છે કે દેવાની?

ધર્મ જીવનમાં જામી ગયેલી દાનવી-વૃત્તિને દૂર કરે છે અને માનવતાનું

પુણ્ય-પ્રતિષ્ઠાન કરે છે બીજા શબ્દોમા કહુ તો ધર્મ દાનવને માનવ બનાવે છે ને માનવને દેવ

હવે એ વિચારીએ કે ધર્મનુ અસલી રૂપ શુ છે? આજે ધર્મની સેંકડો પરિભાષા થએલી આપણા જોવામા આવે છે. એની પાછળ હજારો બાળ આડબગે રહ્યા છે આજે ધર્મ એક ગીચ વન બની ગયો છે, જ્યા એનુ અસલી રૂપ પામવુ મુશ્કેલ છે એક વેશ્યા કહે છે રૂપ વેચી રૂપિયા કમાવવા એ અમારો ધર્મ છે સૈનિક શત્રુને હનન કરવામા પોતાનો ધર્મ સમજે છે ફાંસીગર અપરાધીને ફાંસીના તખ્તે ચઢાવવામા ધર્મ માને છે એક મુસલમાન કુરાનની ઓથે કાફિરોની કત્લ કરવાને ધર્મ ગણે છે સતી પતિ પાછળ બળી મરવામા પોતાનો ધર્મ માને છે તો વિધવા પતિના નામે એક વર્ષ સુધી ખૂણે બેસી રડવામા ધર્મ માને છે પાદરી સ્વર્ગના નામે હુંડી લખી આપવામા ધર્મ માને છે બ્રાહ્મણ દૂધપાક-પુરીનો ઉપભોગ કરી સવા રૂપિયાની દક્ષિણા સ્વીકારવામા ધર્મ માને છે, એક ભક્ત પોતાને માથે સાડા અગિયાર નબરનો તિલક લગાવી ભક્તિનુ પાટિયુ લગાવવામા ધર્મ માને છે આ બધુ ધર્મ નહિ પણ ધર્મનો ઉપહાસ છે જે ક્રિયાઓમા ધર્મનો આત્મા બોલતો નથી તે ક્રિયાઓ નિષ્પ્રાણ છે, ત્યા ધર્મનો આત્મા વિદાય લઈ ચૂક્યો હોય છે મૃત શરીર પડ્યુ છે, પોતે સડે છે અને સ્વસ્થ માનવીને પણ મુડદાલ બનાવે છે

જીવિત ધર્મ તો તે જ છે કે જેની રગેરગમા અહિંસા, દયા અને પ્રેમની ધારાઓ સતત વહી રહી હોય પવિત્ર જીવન જીવવાની કળાનુ નામ જ ધર્મ છે જે વિચાર અને આચાર આત્માની ચારિત્ર્યશક્તિને વિકસિત કરે, જીવનમા સદ્‌વિચાર અને સદાચારની જ્યોત જગવે એ જ ધર્મ છે જેના જીવનમા સદ્‌વિચારોની-ધર્મની જ્યોત ઝગમગે છે, એના જીવનની વિપત્તિઓ એટલી જ દૂર રહે છે જેટલી કે હરણી સિંહના ભયથી દૂર રહે છે જેના ઘેર ધર્મનો પ્રકાશ હોય તેને ત્યા રોગ પગપેસારો કરી શકે નહી, એના ઘેર મૃત્યુ કદી અસમયે આવશે નહી

એક સમયની વાત છે આચાર્ય દિગ્વિજય પાસે બનારસના ધર્મપાલનો પુત્ર પણ અભ્યાસાર્થે આવ્યો પ્રાચીન યુગે આજના જેવી ખર્ચાળ કેળવણી નહોતી, ત્યારે ન તો ફી દેવી પડતી હતી તેમ ન ચોપડીઓનો આજના જેવો ભાર તેમના પર હતો કુદરતના ખોળે, નદી તટેના આશ્રમમા વિદ્યાર્થીઓ ભણતા નાના મોટા દરેક વિદ્યાર્થીઓને આચાર્યશ્રી સમાનભાવે ભણાવતા

'પછી' ભલેને એ વિદ્યાર્થી કોઈ રાજકુમાર હોય કે શ્રેષ્ઠીપુત્ર હોય કે પછી કોઈ ગરીબ જનનો પુત્ર હોય. આચાર્યશ્રી બધા પ્રત્યે એકભાવ રાખતા. તેમ વિદ્યાર્થીઓ પણ આચાર્યશ્રી પ્રત્યે પ્રગાઢ શ્રદ્ધા ધરાવતા.

ધર્મપાલનો પુત્ર પણ કુદરતના ખોળે બેસી આચાર્યશ્રી પાસે અભ્યાસ કરતો. એક દિવસ આચાર્ય દિગ્વિજયનો આઠ વર્ષનો નાનો પુત્ર [illegible] વિદાય પામ્યો. પુત્ર-વિયોગ ઋષિના મનને ઉદ્વેગ પમાડી રહ્યો હતો. એનો સ્નેહ આંખોમાં આંસુનું રૂપ ધારણ કરી નીતરી રહ્યો હતો. વિદ્યાર્થીવર્ગમાં પણ શોક-છાયા છવાઈ રહી હતી. ધર્મપાલના પુત્રે આચાર્યશ્રીની આંખે આંસુ જોયાં. આચાર્યશ્રીને કહ્યું – ભગવન્ મને આશ્ચર્ય એ થાય છે કે નાની વયમાં આપનો પુત્ર કેમ વિદાય પામ્યો! અમારા કુળમાં તો બાળપણમાં કદી કોઈ મૃત્યુ પામતો જ નથી." આચાર્યશ્રીએ જવાબ વાળ્યો: કુદરતના ખેલ વિચિત્ર છે એનું રહસ્ય કોણ પામી શક્યું છે ભાઈ! અને મૃત્યુ ક્યારે અને કઈ ક્ષણે આવશે તે કોણ કહી શકે તેમ છે?"

વિદ્યાર્થી બોલ્યો. ગુરુદેવ ક્ષમા કરજો આપ નહીં કહી શકો પણ એટલું તો હું જરૂર કહી શકું છું કે મારા ઘેર મૃત્યુ કદી અસમયે પ્રવેશ પામી શકતું નથી." એક અઠવાડિયું પસાર થયું. આચાર્ય દિગ્વિજય બનારસ છોડી ચાલી નીકળ્યા. હાથમાં એક ઝોળી હતી જેમાં થોડી રાખ હતી. સીધા જ ધર્મપાલને ઘેર પહોંચ્યા. ધર્મપાલે આચાર્યશ્રીનું સ્વાગત કર્યું બોલ્યા કેમ પધારવું થયું? એ વાત પછી પણ પહેલાં આપ ભોજન કરો.

આચાર્યશ્રી બોલ્યા મને ભૂખ નથી. તમે પહેલાં જમી લ્યો પછી હું એનો સંદેશ આપીશ. એના માટે જ હું અહીં સુધી પગપાળો આવ્યો છું." ધર્મપાલે કહ્યું મારા આત્મામાં વિશ્વાસ છે મારા માટે એવો કોઈ સંદેશ હોઈ શકે નહીં કે જે મારી ભૂખ-તરસ ઉડાડી શકે. આચાર્યશ્રીએ ફરી એક વખત આગ્રહ કર્યો પણ ધર્મપાલના ઇન્કાર પર આંસુભરી આંખોએ બોલ્યા "ધર્મપાલ બહુ ખરાબ સંદેશો લાવ્યો છું. [illegible] જ તમારો પુત્ર અચાનક અવસાન પામ્યો છે આ જુઓ એની રાખ લઈને હું તમને આ સમાચાર પહોંચાડવા આવ્યો છું.

આચાર્યશ્રીને ખાત્રી હતી કે પુત્રના અવસાનના સમાચારથી ધર્મપાલનું મુખ પડી જશે અને આંખોમાંથી આંસુડાં દળી પડશે. પરંતુ એમની આશાથી વિપરીત પ્રસન્ન મુખે ધર્મપાલ બોલ્યો. ભગવન્, ક્ષમા કરજો,

આપ સમા આચાર્યશ્રીના મુખેથી આટલુ મોટુ અસત્ય શોભા દેતુ નથી મારો આત્મા મને કહે છે મારો પુત્ર હાલ મૃત્યુ પામી શકતો જ નથી.”

આચાર્યશ્રીએ પૃછ્યુ “તમારો આ વિશ્વાસ શેના આધારે છે?”

ધર્મપાલે કહ્યુ

धम्मं चरामो न मुसं वयामो ।
पापानि कम्मानि विवज्जयामो ॥
अनारियं च परिवज्जियामो ।
तस्माद् वयं असमय न मरामो ॥

અમારા જીવનમા ધર્મનો આત્મા બોલે છે અમે મૃષાવાદ (જૂઠુ) બોલતા નથી આયુના તાતાને તોડનાર દુષ્કર્મોથી અમારો સમગ્ર પરિવાર બચે છે, માટે જ અમોને શ્રદ્ધા છે કે મારા કુળનુ એક પણ બાળક અસમયે મૃત્યુ પામી શકે નહી ”

અત્યાર સુધી હુ ધર્મ ઉપર બોલ્યો; ઘણુ લાબુ બોલી ગયો હવે મારે જરા યુવકવર્ગને સબોધીને વાત કરવી છે ધર્મતત્ત્વ જીવનનો પ્રકાશ-સ્તભ છે ધર્મ આત્માનો પોતાનુ સ્વરૂપ છે ભારતના બધા જ સતોએ, ઋષિ અને મહર્ષિઓએ ધર્મ ઉપર ભાર મૂકયો છે તો પછી એ જ માટી-માથી જન્મેલા ભારતીય યુવકો ધર્મ-ભાવનાથી શા માટે દૂર નાસી રહ્યા છે? આજે ઉપાશ્રયોમા કે મદિરોમા પ્રૌઢો અને વૃદ્ધો જ વધારે જોવામા આવે છે, પરતુ કાળા વાળવાળા બહુ ઓછા-જૂજજાજ-જ દેખા દે છે બાપ આવીને કહે છે ‘મહારાજ, છોકરાને કહીએ છીએ કે, જા ઉપાશ્રયે, મહારાજશ્રીના દર્શન કરી આવ, માગલિક સાભળી આવ, બને તો સામાયિક કરી આવ, પણ એ તો કેરમ રમવા બેસી જશે ઉપાશ્રયે નહી આવે ” આમ કેમ બને છે એ વસ્તુ પર જ આપણે જરા ઊડાણથી વિચાર કરવાનો રહે છે અધ્યયનમા, સીનેમામા, ફિલ્મી સિતારોને જોવામા કે ફિલ્મ શુટીગ જોવામા, પિકનીક-પાર્ટીઓમા, હોટલો અને કલબોમા યુવકો હમેશા આગળ પડતા રહેતા હોય છે, તો ધર્મક્ષેત્રે પાછળ શા માટે? શુ એના આ પછાત-પણામા આપ લોકો (પ્રૌઢ વર્ગ)ની તો કયાય ભૂલ છુપાયેલી તો નથી ને? જરા એક મિનિટ પોતા ભણી પણ નજર નાખી જુઓ યુવકવર્ગને સુધારતા પહેલા તમારે સુધરવુ પડશે કારણ કે બાળકોમા માતા-પિતાના જ સસ્કારોનુ સિચન થાય છે કેટલીક વાર માતાઓ જ બાળકોમા એવા

સંસ્કાર નાખતી હોય છે કે જેથી ભવિષ્યમાં એ (બાળક) સંતો કે સંત સંસ્કૃતિ સમીપે જાય જ નહીં.

મારો પોતાનો અનુભવ છે. એક વખત ગોચરી (આહાર) માટે હું ઘેર ગયો. બાળક રડી રહ્યો હતો. માની પુચકારીઓ અને રમકડાં વ' એનું મન જીતવાની પેરવી નિષ્ફળ જતી હતી. મને આવતો જોઈ એ બોલી: બાબા, રડીશ નહીં. નહીંતર જો આ મહારાજ સાહેબ આવ્યા છે ને, એ તને પકડીને લઈ જશે. તો શું અમે બાળક પકડનાર છીએ? (સભામાં હસાહસ) એક બાજુ તો માતાઓ ભિક્ષુકોના પ્રત્યે વંદના કરે છે તો બીજી બાજુએ બાળકના કોમળ હૃદયમાં ઝેરી સંસ્કારો રેડતી હોય છે. જ્યારે એ મોટો થાય છે ત્યારે આવા સંસ્કારો પણ વિકાસ પામે છે. બાળક વિચારતો થાય છે કે આ કોઈ પકડનારા છે એટલે એમની પાસે જવું ન જોઈએ. પછી માતા કહે કે જા વ્યાખ્યાન સાંભળવા જાવ, પણ એ એને રખડવાને કે રમવા બેસે તો એમાં નવાઈ શી? માતાઓ પાસે ફરિયાદ લાવે, પણ માતાઓ આ સંસ્કારો તો તમે જ રેડ્યા છો.

યુવકવર્ગમાં આજે પણ ધર્મના શુદ્ધ રૂપ ઉપર વિશ્વાસ છે. અહિંસા, દયા, ક્ષમાને કોઈ પણ યુવક ખરાબ નથી કહેતો. હા, રૂઢિગત ક્રિયાકાંડો પર, અમુક પ્રકારના વિશેષ રીતિ-રસમો ઉપર એના મનમાં એટલી શ્રદ્ધા છે. એની પાછળ પણ એક કારણ છે. આજનો આપણો વક્તાવર્ગ ઉપાશ્રયમાં ધર્મની ઊંચી ઊંચી વાતો કરે છે. મહારાજ: સંસાર અસાર છે, સર્વ મિથ્યા ભ્રમ છે. પાઈ પણ સાથે નહીં આવે. ધર્મની આવી ઊંચી ઉડ્ડયનો ભરે છે અને જાણે એમ લાગે છે કે આજના યુગના જંબૂકુમાર, શાલિભદ્ર તો આ લોકો જ છે. પરંતુ દુકાને પહોંચ્યા, ત્યાંની ખટપટ થવા લાગી કે બધા જ વૈરાગ્યનો રંગ કોણ જાણે ક્યાં અદૃશ્ય થઈ જાય છે! પૈસાને મિથ્યા બતાવનાર એક નવો પૈસો પણ છોડવા તૈયાર નથી થતા. (સભામાં હસાહસ) એનો અર્થ એ થયો કે ધર્મ ફક્ત ઉપાશ્રયમાં છે, બજારની એને હવા લાગતાં જ એ છૂમંતર થઈ જાય છે. આજનો બુદ્ધિવાદી યુવક આ બધું પોતાની નજરે નિહાળે છે અને જાણે છે કે ઉપાશ્રયમાં રંગ એક છે, જ્યારે બજારમાં કંઈ બીજો જ. તમારા જીવનનું આ બહુરૂપીપણું યુવકના મનમાં ધર્મ ઉપર કેમ કરી વિશ્વાસ જામવા દે?

બીજી બાજુ એક વૃદ્ધા માતા સામાયિક કરે છે, પણ અડતાલીસ મિનિટની સમભાવનાની સાધનામાં એનું મન એમાં (સાધનામાં) ચોંટતું

નથી એની આખો ફરતી ફરે છે વહુ શુ કરી રહી છે, છોકરો શુ કરી રહ્યો છે? સામાયિક પૂરી થતા જ એનો પ્રથમ ઘા વહુ ઉપર થતો હોય છે. આમ કેમ કર્યુ, તેમ કેમ કર્યુ પાસે ઊભેલો યુવક આ જુએ છે, માજીએ એક કલાક ધર્મસાધના કરી કે કરિયાદોની હારમાળા ઊભી કરી?

આ જ કારણે છે કે આજનો યુવક રૂઢ ધાર્મિક ક્રિયાઓથી પીછેહઠ કરી રહ્યો છે

બીજી બાજુ આજની કેળવણીમા પણ કેટલાક એવા તત્ત્વો છે જે યુવકોને ધર્મ-વૃત્તિથી પાછળ ધકેલે છે આજની કેળવણીમા ભારતીય સસ્કૃતિની છાયા નથી તે યુરોપથી આવી છે એમા પાશ્ચાત્ય સભ્યતાની બોલબાલા છે ભારતીય સસ્કૃતિમા કેળવણીનો પ્રારભ ત્રણ વાક્યોથી થાય છે— **"માતૃ દેવો ભવ, પિતૃ દેવો ભવ** અને **આચાર્ય દેવો ભવ"** આચાર્ય શિષ્યના માનસમા સસ્કારોના બી રોપતો તારી માતા તારા માટે દેવ સ્વરૂપ છે, તારા પિતા તારા માટે દેવ સ્વરૂપ છે, તેમ જ તારા આચાર્ય પણ તારા માટે દેવ સ્વરૂપ છે આ બીજ-અકુરો એવા છે જે પલ્લવિત થતાની સાથે માતા, પિતા અને આચાર્ય પ્રત્યે બાળકના મનમા શ્રદ્ધા અને વિનય પેદા કરે છે, પરતુ પાશ્ચાત્ય કેળવણીનો પ્રારભ થાય છે Dog ડોગ અને Cat કેટથી કૂતરા-બિલાડાથી પ્રારભ થતી કેળવણીમા વડીલો પ્રત્યે સન્માન, ગુરુજનોનો આદર અને ધર્મ પ્રત્યે શ્રદ્ધાનો અભાવ હશે જ! (હસાહસ)

બીજી તરફ આ કેળવણી આદમીને ફક્ત પેટપૂર્તિ સુધી જ સીમિત બનાવી દે છે વધુમા વધુ પૈસા એકઠા કરવા અને પોતાના વૈભવવિલાસમા વૃદ્ધિ કરવી એ જ એક માત્ર જીવનનો ઉદ્દેશ્ય બની ગયો છે કેળવણીનો ધ્યેય પણ આજ બની ગયો છે વિદ્યાર્થી વિચારે છે કે તે જ કેળવણી ઉત્તમ છે જે સારામા સારી નોકરી અપાવે પૈસાનુ આકર્ષણ જ્ઞાનમા ઊડા ઊતરવાને રોકે છે એટલે જ આજનો કેળવાયેલો વર્ગ થોડા પૈસા ભલે જોડી લે, પરતુ જ્ઞાનનો પ્રકાશ એની પામે નહી હોય

વિદ્યાર્થીના મગજમા પૈસા પ્રત્યે આટલુ આકર્ષણ પેદા કરનાર પણ તમે જ બધા છો અને જે સમાજમા સપત્તિશાળીનુ માન છે પૈસા માનવનુ ઉપજીવન છે પણ એ જીવન બની શકે નહી એ સાધન ભલે હોય પણ એ સાધ્ય બની શકે નહી પૈસા હાથમા રહે છે ત્યા સુધી એ પાપ નહી બને પરન્તુ જ્યારે એ હૃદયમા પેસે છે ત્યારે એ પાપ બની જાય છે હાથમા

રહેલો પૈસો સમાજ અને રાષ્ટ્રના વિકાસમાં ઉપયોગી પણ બની શકે છે પરંતુ હૃદયમાં પેઠેલો પૈસો ભૂખથી વ્યાકુળ માટે પણ કામમાં આવી શકતો નથી. પરંતુ આજે તમે પૈસાવાળાઓને જેટલો આદર આપો છો તેટલો એક ત્યાગી, કે તપસ્વી કે વિદ્વાનને આપતા નથી. તો પછી એ આશા કેમ રાખી શકાય કે સમાજમાં ત્યાગી અને સેવાભાવી યુવકો પેદા થાય?

આ બાજુ શ્રીમંતોનાં દુષ્કૃત્યો પૈસા વડે ઢાંકી દેવાય છે પૈસાથી પાપ ઢંકાય છે પણ પાપ ધોવાતાં નથી. એક ધનવાનને એક પત્ની હોવા છતાં ય બીજી વાર લગ્ન કરે છે એના જીવન પ્રત્યે જનસમુદાયમાં તિરસ્કાર વછૂટી રહ્યો હોય તો પણ કોઈ સંસ્થાના ઉદ્ઘાટનમાં દસ હજારની થેલી ભેટ કરે કે એ સમારોહનો પ્રમુખ બની જાય છે અને એ જ સમારોહમાં શેઠ સાહેબને સમાજના અગ્રણી બનાવી એમની સ્તુતિ પાછળ કલાકો વિતાવી દેતા હોય છે દૈનિક પત્રોમાં એમના ફોટાઓ સાથે મોટા ટાઈપોમાં એમનો પરિચય છપાય છે એ સમાજનો લોકપ્રિય બની જાય છે પણ પેલી અભાગ પત્ની જે એક ખૂણે બેસી સિસકારા મારી રહી છે એનાં આંસુ કોણ લૂછે?

પરંતુ આ પૈસાની કટારી યુવકો ઉપર બહુ ભારી અસર નાખે છે. એમનો જીવનધ્યેય એક માત્ર પૈસો જ બની જાય છે તો પછી ધર્મનો પગ પૈસારે ત્યાંથી ઉપડી જાય તો તેમાં નવાઈ પણ શી?

હા તો યુવક-વર્ગને જો ધર્મ તરફ આકર્ષિત કરવો હોય તો પોતાના ધાર્મિક જીવનના બહુરૂપીપણાને દૂર કરો કેળવણીમાં આમૂલ પરિવર્તન આણો અને પૈસાના પ્રભુત્વને ઓછું કરો ત્યારે જ આપ જોઈ શકશો કે ધાર્મિક કાર્યક્ષેત્રે યુવકવર્ગ તમારા કરતાં મોખરે રહેશે.

દિનાંક
૬ જુલાઈ ૧૯૫૮

જૈન ઉપાશ્રય
કોટ મુંબઈ ૧.



## ૪૧. સત્યશ્રવણ

**સત્યશ્રવણ** એ વિકાસની પહેલી સીડી છે નદીના કિનારા ઉપરનાં વૃક્ષો લીલાછમ રહે છે, કારણ કે તેમને નદીના પાણીમાથી તાજગી મળે છે. તે આપણા જ્ઞાનને પુષ્ટ બનાવે છે હજાર વાતો જ્યારે કાન ઉપર પડે છે, ત્યારે સો વાતો યાદ રહે છે, અને સોમાથી દસ પણ જો આચરણના ક્ષેત્રમા પહોચી તો જીવનમા નવી ચમક આવે છે

એટલા માટે પ્રાચીન ઋષિઓ પોતાના શિષ્યોને કહ્યા કરતા કે પહેલા કાનને ભોજન આપો, પછી જીભને કાનને ભોજન આપવાનો અર્થ એ નથી કે જમણનો કોળીઓ મોને બદલે કાનમા નાખવો કાનને ભોજન આપવાની મતલબ કે સત્યનુ શ્રવણ કરવુ

ભારતીય સસ્કૃતિમા બે પરપરાઓ મહત્ત્વપૂર્ણ રહી છે પહેલી સ્વાધ્યાય અને બીજી શ્રવણ પ્રાચીન ગૃહસ્થો સવારમા ઊઠીને શાસ્ત્ર-સ્વાધ્યાય કરતા અથવા કોઈ ઋષિ કે સત પાસે જઈ તેમના મુખેથી બે શબ્દો સાભળતા આજે તો યુગ પલટાઈ ગયો છે, સસ્કૃતિ બદલાઈ ગઈ છે એ પરપરાઓને બદલે બે નવી પરપરાઓ દાખલ થઈ ગઈ છે પથારીમાથી ઉઠતાવેત જ પહેલુ કાર્ય ચાહદેવીનુ સ્વાગત કરવાનુ અને બીજુ વર્તમાનપત્ર (News paper) વાચવાનુ

પ્રાચીન યુગની સસ્કૃતિની છાયા આગમોમા જોવા મળે છે તે જમાનાના રહન-સહન, આચાર-વ્યવહારના રેખાસૂત્રો વિખરાયેલા મળી આવે છે. કથાનુયોગ જોઈએ તો તેમા જણાય છે કે ભારતીય સસ્કૃતિ શ્રવણને કેટલુ મહત્ત્વ આપતી હતી જ્યા ત્યા વર્ણન આવે છે કે અમુક શહેર કે નગરમા ભગવાન મહાવીર પધાર્યા કે અન્ય કોઈ સત પધાર્યા, તેમના આગમનની ખબર શહેર કે નગરમા હવાની માફક ફેલાઈ જતી ચારે તરફ રાજમાર્ગ

અને ઉપમાર્ગ બધી બાજુ એક પ્રકારની ધમાચકડ(?) મચી જતી. ઘરઘરમાં સખીઓ વાતો કરતી કે આજ પ્રભુ પધાર્યા છે ચાલો તેમનાં દર્શન કરીએ. તેમની જીવનસ્પર્શિની વાણીના બે શબ્દો કાન ઉપર પડશે. અને ચારે બાજુ જનપ્રવાહ ઊભરાતો. આ તેમની સત્પ્રભાવની ઊભરાતી ભાવનાનો પરિચય કરાવે છે.

આજે પણ જનપ્રવાહ ઊભરાય છે પણ ક્યાં? સંત આવે ત્યારે? એ તો યુગ વીત્યો તેમ તે વાત પણ વીતી ગઈ. આજ તો શહેર કે ગામના ચલચિત્રગૃહ (Cinema)માં કોઈ નવું ચિત્ર (Film) આવે છે ત્યારે, નગરમાં એક જાતની ધમાચકડ મચે છે પણ કાનને આત્મવિકાસની વાતો પ્રિય લાગે છે કે ફિલ્મી સંગીત? જો ફિલ્મી ગીતો પ્રિય લાગે તો વિચારવું પડશે કે મનમાં કેટલી વાસના ભરી છે! અંતરની વાસના જ વાસનાત્મક ગીતો પસંદ કરે છે પણ જો કદાચ મનને જીવનના વિકાસની વાતો પ્રિય લાગતી ન હોય તો સમજજો કે હૃદયમાં વિકૃતિ આવી ગઈ છે. શરીરમાં વિકૃતિ આવી હોય, તાવ આવ્યો હોય ત્યારે દૂધપાક કડવો લાગે છે અને પાણી મીઠું લાગે છે. કોઈને સાપ કરડ્યો હોય ત્યારે તેને લીમડાનાં કડવાં પાંદડાં વાટીને પીવરાવવામાં આવે છે. તે કડવાં પાંદડાં તેને મીઠાં લાગે છે કારણ કે તેના શરીરમાં ઝેર ફેલાયેલું છે એ ઝેરની વિકૃતિને લીધે જ કડવાશમાં મીઠાશનો અનુભવ થાય છે.

તમે કાનને મીઠું લાગે તેવું નહિ, પણ જે જીવનને માટે મીઠું હોય તેને સાંભળો. સત્શ્રવણથી હૃદય વિવેકની જ્યોતને પામે છે.

એ માટે વીતરાગ પરમાત્મા ભગવાન મહાવીર ફરમાવે છે કે:

**सोच्चा जाणइ कल्लाणं सोच्चा जाणइ पावगं ।**
**उभय जाणइ सोच्चा जं सेय तं समायरे ॥**

દશવૈકાલિક સૂત્ર અ. ૮–૧૧

સત્શ્રવણથી આત્મા ઓળખી શકે છે કે કલ્યાણનો માર્ગ કયો છે અને પાપનો માર્ગ કયો છે. શ્રવણથી વિકાસનો રાહ અને વિનાશનો માર્ગ બન્ને સમજાય છે. શ્રવણનું કામ માર્ગ બતાવવાનું છે. કયા રસ્તે ચાલવું તેની પસંદગી તો તમારે કરવાની છે. એ તો માત્ર દૃષ્ટિ આપે છે. ચાલવાનું કામ તો મનનું છે. પણ એક વાત છે કે શ્રવણ, ગાંઠ પડી ગયેલી ગ્રંથિને પણ ધૂંટડા(?) ખૂબીપૂર્વક ખોલી આપે છે. જ્યાં મોટા મોટા રાજનીતિજ્ઞોની મતિ

પણ મુઝાઈ જાય છે ત્યા એક સામાન્ય માનવીની સાધારણ વાત પણ તેની ગુચ ઉકેલવામા સહાયભૂત નીવડે છે.

એક વખત સમ્રાટ ચદ્રગુપ્ત મૌર્ય અને ચાણક્ય ફરતા હતા મૌર્ય-યુગ એ ભારતનો સુવર્ણયુગ કહેવાય છે. ચાણાક્ય તો ભારતના ઇતિહાસના વહેણને નવો વળાક આપનાર છે સાથે જ તે ઘણો મોટો કુશળ નીતિ-નિર્માતા પણ હતો

બન્ને કોઈ મહત્ત્વભરી યોજના લઈ ચાલી રહ્યા હતા ત્યા સુધી હજુ નદવશની જડ હાલી ન હતી ફરતા ફરતા એક ગામમા પહોચ્યા અને એક વૃદ્ધાના ઘર પર આવ્યા

ગ્રામ્યજીવનમા પૈસાનો અભાવ હોય છે પણ તેની પાસે હૃદયની સપત્તિ વિશાળ હોય છે એટલા માટે તે અપરિચિત અતિથિનુ પણ પ્રેમપૂર્વક સ્વાગત કરે છે આ વાત તો તમે અમને પૂછો કે ગ્રામ્યજીવન કેટલુ સરળ હોય છે! કેટલીક વખત એવી ભાવુક વ્યક્તિઓ મળી આવે છે કે માત્ર બે જ મિનિટના પરિચયમા તે આપણુ મન હરી લે છે તેની પાસે જે કાઈ લુખીસુકી રોટલી હોય છે તે ખૂબ પ્રેમથી આપે છે પણ તેની લુખીસુકી રોટલી પર સ્નેહની સ્નિગ્ધતા એટલી બધી હોય છે કે શુદ્ધ ઘીની ચિકાશ પણ તેની સામે કાઈ વિસાતમા નથી

આ વૃદ્ધ માતાનુ મકાન તો નાનુ સરખુ હતુ, પણ તેનું હૃદય ઘણું વિશાળ હતુ એટલા માટે તેણે પ્રેમપૂર્વક એ બન્ને જણાને પોતાના ઘરમા રહેવા દીધા તેને એ ખબર પણ ન હતી કે આ બન્ને ભારતના ભવિષ્યના ભાગ્યનિર્માતા છે તેણે તો માત્ર તેમને અતિથિરૂપે જોયા અને અતિથિસત્કારની ભાવનાથી જ તેમનો સત્કાર કર્યો સાંજના સમયે તે વૃદ્ધાનો છોકરો ખેતરમા મહેનત મજૂરી કરી આવ્યો દિનભરના પરિશ્રમથી તેના પગ થાકેલા હતા.

આવતાની સાથે જ તેણે માને કહ્યુ કે–ખૂબ ભૂખ લાગી છે ખાવાનુ થવાની કેટલી વાર છે? ભૂખની સૌથી સારી દવા શ્રમ છે શહેરોમા શારીરિક શ્રમનો અભાવ છે એટલે ભૂખ લાગવા માટે ચૂર્ણો અને દવાઓ લેવા પડે છે છતા પણ કહે છે કે ભૂખ લાગતી નથી

વૃદ્ધ માતાએ વાત્સલ્યથી કહ્યુ –બેટા! કંઈ વાર નથી ખીચડી તૈયાર છે તુ બેસી જા, હુ પીરસી દઉ તે બેસી ગયો અને માતાએ તેના ભાણામા ખીચડી પીરસી

ક્ષુધથી આકુલ પુત્રે જલ્દીથી ખીચડી વચમાથી લઈ ખાવા માટે તેમા

હાથ નાખ્યો. બીજી જ ક્ષણે તે એકદમ ચીસ પાડી ઊઠ્યો. કારણ કે તેનો હાથ ગરમ ખીચડીને અડતાં દાઝી ગયો માએ કહ્યું કે તું પણ પેલા ચાણક્ય અને ચંદ્રગુપ્ત જેવો મૂર્ખ છે

ચાણક્યના કાને આ શબ્દો પડતાં તે ચમકી ઊઠ્યો. આશ્ચર્ય અને ઉત્સુકતાભરી આંખો તેણે ચંદ્રગુપ્ત તરફ ફેરવી. ભારત નીતિનિર્માતાઓને એક સામાન્ય વૃદ્ધા મૂર્ખ કહેતી રહી હતી! આનું કારણ શું છે તે જાણવા માટે બન્ને જણા વૃદ્ધ માતાની પાસે ગયા અને પૂછ્યું—માતાજી! હમણાં તમે તમારા પુત્ર પાસે ચાણક્ય અને ચંદ્રગુપ્તને મૂર્ખ કહેતી રહ્યાં હતાં તો એ બે જણે શી મૂર્ખાઈ કરી? આમ તો બન્ને જણા ઘણા બુદ્ધિમાન ગણાય છે

વૃદ્ધાએ કહ્યું—બેટા! દરેક વસ્તુને ગ્રહણ કરવાની રીત હોય છે તેને તેની રીતે પ્રાપ્ત કરવી જોઈએ ચાણક્ય અને ચંદ્રગુપ્ત, નંદનુ સામ્રાજ્ય કબજે કરવા માગે છે પણ તેમણે મોટી ભૂલ કરી છે આસપાસની સીમાઓને કબજે કર્યા વિના તેમના સૈન્યને વચ્ચે ઉતાર્યું અને પાટલીપુત્ર ઉપર આક્રમણ કર્યું પરિણામ એ આવ્યું કે ચારે બાજુથી ઘેરાઈ ગયા આવી જ મૂર્ખતા મારો દીકરો કરી રહ્યો હતો. આજુબાજુથી ખીચડી ઠારીને તેણે ખાધી હોત તો હાથ દાઝત નહિ. પણ તેણે તો એકદમ વચમાં જ હાથ નાખ્યો એટલે હાથે દાઝી ગયો.

ચાણક્ય અને ચંદ્રગુપ્તે એકબીજાની સામે જોયું એક ઘરડી ગામડીયણે તેમને વિજયનું રહસ્ય સમજાવી દીધું હતું!

હા તો તમે સાંભળો સાંભળવામાંથી જ તમને આવી વાતો મળશે જે તમારી મુંઝવણ ભરેલી સમસ્યાઓને એક મિનિટમાં ઉકેલી આપશે. મનુષ્યત્વના વિકાસમાં શ્રવણનું જેટલું મહત્ત્વ છે તેટલું જ આધ્યાત્મિક જીવનમાં પણ છે શ્રી ભગવતી સૂત્રમાં ભગવાન મહાવીર કહે છે કે —

**' सवणे णाणे य विन्नाणे पच्चक्खाणे य संजमे "**
**अणण्हए तवो चेव वोदाणे अकिरिया सिद्धि ॥**

ભગવતી સૂત્ર શ. ૨-ઉ-૫

જ્ઞાન અને વિજ્ઞાનની પહેલી ભૂમિકા શ્રવણ છે સાંભળ્યા પછી જ આત્મા જ્ઞાનના ક્ષેત્રમાં આગળ વધે છે જ્ઞાનથી વિજ્ઞાનને માર્ગે વધે છે વિજ્ઞાન એટલે આપ સાયન્સ (Science) ન સમજશો. વિનિશ્ચિતાત્મક જ્ઞાન

એ વિજ્ઞાન છે અથવા જે જ્ઞાન, તત્વવિનિશ્ચયનો હેતુ હોય, તે વિજ્ઞાન છે. તત્ત્વનિશ્ચય પછી જ આત્મા ત્યાગાભિમુખ થાય છે કારણ કે જડ અને ચેતન એ બેના ભેદનું વિજ્ઞાન થયા પછી, જડ પ્રત્યે અનાસક્તદશા પ્રાપ્ત થવી અનિવાર્ય છે પ્રત્યાખ્યાન છે ત્યા સયમ છે સયમ અને તપ નિર્વાણનો હેતુ છે આ પ્રમાણે સાધનાની ભૂમિકામા ભગવાન મહાવીરે શ્રવણને મહત્ત્વ આપ્યુ છે

શ્રવણની સાથે મનન પણ ચાલવું જોઈએ તે વિના શ્રવણનો રસ નહિ બને સાભળવા છતા પણ જો સમ્યગ્જ્ઞાન ન આવ્યુ તો વિચાર કરવો પડશે રોટલા ખાધા અને પેટ જો ન ભરાયુ તો બીજા પૂછશે કે તમે તે રોટલા ખાધા કે બીજુ કાઈ ખાધુ ? રોટલા ખાઈએ તો પેટ ભરાવુ જ જોઈએ તેમ, શ્રવણની સાથે જ્ઞાન પણ મળવુ જ જોઈએ

રોટલી ખાવા માત્રથી કામ ચાલતુ નથી તેનુ એકરસ થઈ શરીરમાં પાચન થવુ પણ જરૂરી છે તેનો રસ બને અને શરીરના એકે એક અણુએ અણુ સુધી પહોચે ત્યારે જ તે ઉપયોગી થાય છે એ જ રીતે શ્રવણની સાથે મનન કરો, ચિતન કરો અને આચરણ કરો, ત્યારે જ તેનો રસ બની જીવનના અણુએ અણુમા પહોચશે અને ત્યારે જ તે શક્તિ આપશે

ઘરમાથી બહાર નીકળતા પહેલા તમે વાળ ઓળીને દર્પણમા જુઓ છો કે કોઈ ડાઘ તો નથી રહી ગયો તેવી રીતે, સત્યશ્રવણ એ જીવનનું દર્પણ છે તેમા તમારા આત્માનુ પ્રતિબિબ પડે છે તેમા તમે જુઓ કે ખરાબી ક્યા છે ? જીવનમા કોઈ કાળો ડાઘ તો નથી ? દર્પણનુ કામ તો માત્ર ડાઘ બતાવવાનુ છે સફાઈ તો તમારે જાતે જ કરવાની છે દર્પણ કાઈ સફાઈ કરવા આવવાનુ નથી જો દર્પણે તમને ડાઘ બતાવ્યો અને છતા તમે તેને સાફ ન કર્યો, તો તેમા દર્પણનુ કાઈ બગડવાનુ નથી પરતુ દર્પણમા જોવાનો કોઈ અર્થ સરશે નહિ આ જ વાત સત્ય શ્રવણની છે. સાભળ્યુ છતા જીવનમા પરિવર્તન ન આવ્યુ, અસત્યમાથી સત્ય તરફ ન આવ્યા, સ્વાર્થ અને દ્વેષના કાળા ડાઘ જો સાફ ન કર્યા, તો શ્રવણ નિષ્ફળ જશે

સતોનુ જીવન અરિસા જેવુ છે તેમા સમાજનુ પ્રતિબિબ પડે છે. પણ સતો જડ આયના જેવા નથી તેમા ચૈતન્યની જ્યોતિ હોય છે એટલે જો તેમને ખરાબી નજરે ચઢે છે, તો તેને દૂર કરવાના પ્રયત્નો પણ તે કરે છે પોતાની વાણીના જળથી સમાજમા ઘુમેલી વિકૃતિઓને સાફ કરવા

તેઓ પ્રયત્નો કરે છે વર્ગવિગ્રહમાં સ્વાર્થ વૃત્તિનાં ઊંડે સુધી જડ ઘાલી બેઠેલાં મૂળિયાંનો નાશ કરવાનું મોટું કામ સંતો કરે છે સમાજમાંની સંપત્તિની ઉપાસનાની વૃત્તિને દૂર કરી સદ્‌વૃત્તિ અને સદ્‌ગુણોની ઉપાસનાને પ્રોત્સાહન આપવાનું કામ પણ તેમનું છે પણ જ્યારે સમાજના વિકારો પ્રત્યે સંતો અંગુલીનિર્દેશ કરે છે ત્યારે સમાજનો એક ભાગ ખળભળી ઊઠે છે કેમકે તેમને તેમના સ્વાર્થની જામેલી જડ હલતી જણાય છે-સમાજની વિકૃતિઓ બતાવનાર સાધુ તેમને પ્રિય પણ લાગતા નથી

ત્યારે ખાદી અને ગાદીની લડાઈ ચાલતી હતી મહાત્મા ગાંધી ઘરઘરમાં ખાદીની પ્રતિષ્ઠા કરવા ઇચ્છતા હતા ત્યારે એક જણે કહ્યું-બાપુ ! સફેદ ખાદી કરતાં કાળી ખાદી સારી હોય છે ત્યારે તેમણે હસતાં હસતાં કહ્યું-કેમ ! સફેદ ખાદીમાં એવો કયો અવગુણ છે !

ત્યારે પેલા ભાઈએ જવાબ આપ્યો કે તેને મેલ જલદી લાગતો નથી અને સફેદ ખાદી જલદી મેલી થઈ જાય છે ત્યારે ગાંધીજીએ કહ્યું-ત્યારે કાળી ખાદીમાં કાંઈક ચમત્કાર છે ! ખરી વાત તો એ છે કે ખાદી કાળી હોય કે સફેદ મેલ બન્નેને લાગે છે પણ વાત એ છે કે કાળી ખાદી મેલને છુપાવે છે કેમકે તે જાતે જ કાળી છે જ્યારે સફેદ ખાદી મેલ બતાવે છે આ જ વાત સંતજીવનની છે તેમનું જીવન સફેદ ખાદીનું જીવન છે સત્તા અને સંપત્તિની કાલિમા તેમની પાસે નથી એટલે ખરાબીનો મેલ તે જલદી બતાવે છે

સંતશ્રમણ પણ એક શ્વેત વસ્ત્રધારી સંત છે જે જીવનની ખરાબીઓને બહુ જલદી દર્શાવે છે પણ તેમનું કામ માત્ર બતાવવાનું છે તેને દૂર કરવાનું કામ તમારું પોતાનું છે પરંતુ આજના આમારા શ્રોતાઓ માત્ર શ્રોતાઓ છે શ્રાવક નથી. તમે અહીં સાંભળવા જ આવો છો કે કંઈક લેવા પણ ?

મને તો લાગે છે કે તમે શ્રાવક છો અને શ્રાવક શબ્દને ચરિતાર્થ કરી રહ્યા છો. પણ શ્રાવકનો અર્થ છે શ્રવણ કરીને કરનાર." માત્ર સાંભળતા રહે અને કાંઈ તે અનુસાર વર્તન ન કરે, તો કહેવાય છે કે આ તો કાંઈ સાંભળતા જ નથી આપ કહેતા રહે અને બીજો કામ ન કરે તો આ ન કહેશે કે હું કહું છું તે સાંભળે છે કે નહિ ! માને તે માનવ." આપ સંતની કેટલી વાતો માનો છો ! તમે તો માત્ર સાંભળવા આવો છો, અને તે પણ મીઠી મીઠી વાતો કે જે કાનને પ્રિય લાગે. જીવનમાં જાગૃતિ

લાવે અને હૃદયના વિકારોને દૂર કરે એવી વાતો આપને પસદ નથી. પણ યાદ રાખો એકદમ મીઠી અને ગળી દેખાતી વસ્તુઓ પરિણામે ઝેર જેવી હોય છે. તે શરીરના બગાડને દૂર નથી કરી શકતી તેમા વૃદ્ધિ ભલે કરી શકે. પરતુ, વિકારને દૂર કરવાની શક્તિ તો કડવી ચીજોમા હોય છે એટલા માટે તો જ્યારે તાવ ૧૦૫ અશ (Degree) જેટલો ચઢયો હોય છે, ત્યારે તમે દૂધપાકને યાદ નથી કરતા કદાચ માતા પ્રેમની ઘેલછામાં દૂધપાકનો વાટકો લઈને આવે તો પણ પુત્ર કહેશે કે મારી નજર સામેથી દૂર હટાવો તેના તરફ જોવાથી પણ મને ઊલટી થવા જેવું થાય છે. પણ તે સમયે તમે કડવુ કરિયાતુ કે કવીનાઈન (Quinine)ની ગોળીઓ સહેલાઈથી કઠે ઉતારી જાઓ છો

જીભને માત્ર ગળી અને ગળપણવાળી ચીજો આપવી તે નુકસાનકારક છે તેવી રીતે કાનને પણ માત્ર કર્ણપ્રિય મીઠી ચીજો આપવી તે પણ હાનિકર્તા છે

આમ તો હુ તમારી શ્રવણ કરવાની જીજ્ઞાસાનુ સ્વાગત કરું છુ. અને આપણો સમાજ સાભળવાનો શોખીન પણ છે આ સાભળવાનો શોખ પણ એટલી હદે પહોચ્યો છે કે ગામમા સત આવે તો વ્યાખ્યાન જરૂર જવુ જ જોઈએ જમ્યા પછી મો ધોવુ જરૂરી છે તેમ ગામમા સાધુ આવે ત્યારે વ્યાખ્યાન થવુ પણ જરૂરતું છે કેટલીક વખત તો આ શ્રવણની પિપાસા કમાલ કરે છે

એક વખત લગભગ નવ માઈલ જેટલું ચાલીને અમે એક ગામમાં પહોંચ્યા ગરમીના દિવસો હતા, શરીર પરસેવાથી તરબોળ થઈ ગયુ હતુ. ઘડિયાળમા સાડાનવ વાગ્યા હતા અમે ખભેથી સામાન નીચે મૂકયો ત્યા એક જિજ્ઞાસુ શ્રાવક આવ્યો અને બોલ્યો–આપ વ્યાખ્યાન ફરમાવશો ? હજુ વખત છે કહો તો લોકોને બોલાવી લાવું

ગજબની શ્રવણ–પિપાસા છે ! મને લાગે છે કે કોઈ સાધુનો અતકાળ નજીકમા હોય તો પણ ભક્તો કહેશે કે–જુઓ મહારાજ ! વ્યાખ્યાન આપીને પછી જજો (હસાહસ)

આ શ્રુતિપિપાસાને માટે તો ધન્યવાદ ઘટે છે પણ તેની સાથે આચરણની પિપાસા પણ રાખતા રહો સાભળવાની સાથે બદલાવાનુ પણ શીખો એક મકોડો હોય અને તે પથારી તરફ આવતો હોય, ત્યારે જરાક

હાથ કપાકારો કે તેના ધડાકા સાથે તે પોતાનો રસ્તો બદલે છે પણ મનુષ્ય! બરાડી બૂમો પાડીને કહેવા છતાં પણ રસ્તો બદલવા તૈયાર થતો નથી. સેંકડો પ્રવચનો સાંભળ્યાં, માથાના વાળ બદલાઈ ગયા, તે તો કાળામાંથી ધોળા થયા. પણ આપણે તો એ જોવું છે કે હૃદય કેટલું ઉજ્જવળ બન્યું? આજે વાત એવી થઈ છે કે ધર્માત્માઓના પગથી ઉપાશ્રયનાં પગથિયાં ઘસાઈ ગયાં પણ કષાયની વૃત્તિઓ ન ઘસાઈ

બે મિત્રો સાયકલ ઉપર જઈ રહ્યા હતા. સાયકલને જરા કાંઈ ધક્કો લાગ્યો ત્યારે પાછળની જગ્યા (Carrier) પર બેઠેલા મિત્રે પૂછ્યું—ગાડી કેમ ઉછળી પડી? ત્યારે આગળ બેઠેલાએ જવાબ આપ્યો કે ખાડો હતો. ત્યારે પાછળ બેઠેલાએ કહ્યું કે ઘંટડી કેમ ન વગાડી!

જો ચૈતન્યવાળો માનવી હોત તો ઘંટડીનો અવાજ સાંભળી દૂર ખસી જાત. સાંભળવા છતાં પણ જીવનનો માર્ગ બદલાય નહિ એક ઇંચ પણ એકથી બીજી બાજુ ખસાય નહિ, તો પછી શું સમજવું? હું એમ નથી કહેતો કે તમારામાં ચેતન નથી. તમે બધા ચૈતન્યની જીવંત મૂર્તિઓ છો. પણ એટલું જરૂર છે કે જડના વધુ પડતા સહવાસથી કાંઈક જડતા આવી ગઈ છે. આટલાં પ્રવચનો સાંભળ્યા પછી પણ જીવનમાંથી જડતા કેમ ખસતી નથી એ જોવું પડશે અને તેનું કારણ ખોળવું પડશે. ભૂલ ક્યાં છે એ શોધી કાઢવું પડશે. એક ગુજરાતી કવિએ કહ્યું છે

જુઓ ધમ ક્યો જાગી મારા સંતો
જુઓ ધમ ક્યો લાગી રે

નદી કિનારે કોઈ નર ઊભો તરસ્યા નહિ શમાણી રે

કાં તો અગમજ આળસુ એનું
કાં તો સરિતા સુકાણી રે

કાયર તમે કોઈ નર બેઠો સુધા ખૂબ પીધાણી રે
નહિ કાયર એ આળસીયો, કે ભાગ્યરેખા ભૂંસાણી રે.

નદીના તીરે કોઈ વ્યક્તિ ઊભી છે તૃષાથી તેના હોઠ સુકાઈ રહ્યા છે તેનાં બે કારણો હોઈ શકે કાં તો તે વ્યક્તિ એવી આળસુ હોય કે નદીમાં નીચા વળીને બે ઘડા પાણીની મહેનત ન કરતી હોય અથવા બીજું કારણ

એ પણ હોઈ શકે કે નદીમા પાણી સૂકાઈ ગયુ હોય! કલ્પવૃક્ષની નીચે બેસીને કોઈ ભૂખ્યો રહે તો સમજવુ કે કા તો તે કલ્પવૃક્ષની નીચે નહિ પણ બાવળીયા નીચે બેઠો છે, અને ભૂલથી તેને કલ્પવૃક્ષ માની બેઠો છે. અથવા બીજુ કારણ એ પણ હોય કે તેની ભાગ્યરેખાઓ જ અવળી હોય.

આટલા પ્રવચનો પછી પણ જો સમાજ એક તસુ પણ આઘોપાછો થવા તૈયાર ન બને, તો અમારે વિચાર કરવો પડશે કે કયા કઈ વિકૃતિ આવી છે કા તો સતના જીવનની સયમસરિતા સુકાઈ ગઈ છે અને માત્ર શુષ્ક વિધિવિધાન અને ક્રિયાકાડની રેતી જ રહી ગઈ છે, જે રેતીના સુકા કણો નથી તો નદીમા પાણી લાવી શકતા કે ન તે તેને તીરે આવનારની તૃષા શાત કરી શકતા

બીજો વિકલ્પ છે ગૃહસ્થજીવનનો પ્રમાદ અને રાગપ્રત્યેની આસક્તિ. આજનો યુગ ત્યાગનો યુગ નથી, રાગનો યુગ છે એથી તો તમને લોકોને રાગદ્વેષની વાતો યાદ રહે છે બે વરસ પહેલા કોઇને ત્યા જમવા માટે ગયા હો અને સ્વાગતમા દૂધપાક-પુરી થાળીમા આવ્યા હોય તો તેને તમારી યાદદાસ્ત ભૂલશે નહિ કદાચ ભજિયામા મીઠુ ઓછુ હોય તો તે પણ તમે નહિ ભૂલો બે વરસ પછી પણ ભજિયાનો સ્વાદ તમને યાદ રહેશે

અરે! આ માતાઓની પણ સ્મરણશક્તિ કાઈ કમજોર નથી કોઈ પડોસણ એક વાટકી ચણાનો લોટ ઊછીનો લઈ ગઈ અને એક મહિના સુધી પાછો ન આપી ગઈ તો તે પણ ભૂલશે નહિ (હસાહસ) એક વાટકી લોટ છ મહિના સુધી ભૂલી શકાતો નથી લગ્ન જેવા પ્રસગે કોઈ સગા કે સબધી ન આવ્યા હોય તો ચાર વરસ પછી, તેમને ત્યા પ્રસગ આવશે ત્યારે કહેશે કે અમારે ત્યાં ન આવ્યા તો અમે તેમના ઘેર શેના જઈએ? ચાર વરસ થયા પણ વાત ભૂલાઈ નથી ગઈ પણ જો ગઈ કાલના વ્યાખ્યાનની વાત આજે પૂછો તો ભૂલાઈ ગઈ હશે! સાચી વાત એ છે કે રાગદ્વેપની વાતો યાદ રહે છે પણ વીતરાગત્વની નથી રહેતી વીતરાગત્વની વાતો યાદ રાખવા માટે રાગદ્વેષની વાતો દૂર કરો

એક બીજી પણ વાત છે છીપ નદીમા પણ હોય છે અને સમુદ્રમાં પણ હોય છે પરતુ તમે જાણો છો કે નદીની છીપમા મોતી પાકતાં નથી. મોતી તો સમુદ્રમાની છીપમા જ થાય છે આનુ કારણ શુ? તમે બતાવી શકશો? નદીની છીપને હમેશા મીઠુ પાણી મળે છે પણ સમુદ્રમાં રહેતી

હાથ પસારે કે તેના મગજ સાથે તે પોતાનો રસ્તો બદલે છે પણ મનુષ્ય! બરાડી બૂમો પાડીને કહેવા છતાં પણ રસ્તો બદલવા તૈયાર થતો નથી. સેંકડો પ્રવચનો સાંભળ્યાં, માથાના વાળ બદલાઈ ગયા, તે તો કાળામાંથી ધોળા થયા. પણ આપણે તો એ જોવું છે કે હજુ કેટલું ઉજ્જવળ બન્યું! આજે વાત એવી થઈ છે કે ધર્માત્માઓના પગથી ઉપાશ્રયનાં પગથિયાં ઘસાઈ ગયાં પણ કષાયની વૃત્તિઓ ન ઘસાઈ.

બે મિત્રો સાયકલ ઉપર જઈ રહ્યા હતા. સાયકલને જરા કોઈ ધક્કો લાગ્યો ત્યારે પાછળની જગા (Carrier) પર બેઠેલા મિત્રે પૂછ્યું—ગાડી કેમ ઉથલી પડી? ત્યારે આગળ બેઠેલાએ જવાબ આપ્યો કે ખાડો હતો. ત્યારે પાછળ બેઠેલાએ કહ્યું કે ઘંટડી કેમ ન વગાડી!

જો ચૈતન્યવાળો માનતી હોત તો ઘંટડીનો અવાજ સાંભળી દૂર ખસી જાત. સાંભળવા છતાં પણ જીવનનો માર્ગ બદલાય નહિ એક ઇંચ પણ એકથી બીજી બાજુ ખસાય નહિ તો પછી શું સમજવું? હું એમ નથી કહેતો કે તમારામાં ચેતન નથી. તમે બધા ચૈતન્યની જીવંત મૂર્તિઓ છો. પણ એટલું જરૂર છે કે જડના વધુ પડતા સહવાસથી કાંઈક જડતા આવી ગઈ છે. આટલાં પ્રવચનો સાંભળ્યા પછી પણ જીવનમાંથી જડતા કેમ ખસતી નથી એ જોવું પડશે. અને તેનું કારણ ખોળવું પડશે. ભૂલ ક્યાં છે એ શોધી કાઢવું પડશે. એક ગુજરાતી કવિએ કહ્યું છે

જૂનો ધર્મ ક્યો જાણી મારા સંતો
જૂનો ધર્મ ક્યો જાણી રે
નદી કિનારે કોઈ નર ઊભો તરસ્યા નહિ સમાણી રે
કાં તો અંગ જ આળસુ એહનુ
કાં તો સરિતા સુકાણી રે
કલ્પતરુ તળે કોઈ નર બેઠો ક્ષુધા ખૂબ પીડાણી રે
નહિ કલ્પતરુ, એ બાવળીયો, કે ભાગ્યરેખા ભૂંસાણી રે.

નદીના તીરે કોઈ વ્યક્તિ ઊભી છે તૃષાથી તેના હોઠ સુકાઈ રહ્યા છે. તેનાં બે કારણો હોઈ શકે કાં તો તે વ્યક્તિ એવી આળસુ હોય કે નદીમાં વાંકા વળીને બે ઘૂંટડા પીવાની મહેનત ન કરતી હોય. અથવા બીજું કારણ

## ૪૨. અશાંતિનાં મૂળ

દુનિયાના ત્રણ અબજ મનુષ્યોમા એક પણ મનુષ્ય એવો નહિ મળે કે જે શાતિ ન ચાહતો હોય મનુષ્ય માત્ર જ નહિ, પણ દુનિયાના દરેક પ્રાણીઓ સુખ અને શાતિને ઝખે છે. પછી ભલે તે સ્વર્ગનો અધિપતિ ઇંદ્ર હોય કે છાણમાનો કીડો હોય દરેકનો આત્મા સુખની અભિલાષા રાખે છે. શાતિના અમર દેવતા ભગવાન મહાવીર, જીવનના આ અમર સત્યનુ ઉદ્‌ઘાટન કરતા કહે છે કે.

**" सव्वे सुहसाया दुक्ख पडिक्कूला "** ।

આચારાંગ સૂત્ર

આત્મા શાંતિનો ઇચ્છુક છે શાતિ માટે તે પ્રયત્ન કરે છે એક જન્મથી નહિ, અનત યુગોથી તે આ દિશામા અવિરત પ્રયત્ન કરતો આવ્યો છે પણ વિચારવાનુ એ છે કે તેને આ પ્રયત્નોમા કયા સુધી સફળતા મળી છે ?

આ પ્રશ્નના ઉત્તરમાં જ્યારે આપણે આત્માના શાતિ માટેના પ્રયાસોની લબાણ પરપરાને લક્ષ્યમા રાખી તેના પરિણામોની તુલના કરીએ છીએ ત્યારે આપણને માત્ર શૂન્ય જ દેખાય છે આનો અર્થ એ છે કે આપણે અત્યાર સુધી અશાતિના વૃક્ષની ડાળીઓ–પાખડીઓ કાપવાનો પ્રયત્ન કર્યો છે, પરતુ તેના મૂળ તરફ આપણુ ધ્યાન ગયુ નથી જ્યા સુધી મૂળ નાશ પામતુ નથી ત્યા સુધી તેમા નવા નવા અકુરો ફૂટે જવાના અને એ અકુરોમા વળી પાછુ એક દિવસ વિશાળ વૃક્ષ ઊભુ થવાનુ અને તેમા પાછી અનેક ડાળીઓ–પાખડીઓ ફાલવાની

અશાતિના મૂળ છે ક્રોધ, માન, માયા અને લોભ–આ ચાર કષાયો અશાતિની જડ છે અનત જ્ઞાનીઓ કહે છે કે

છીપ તે ફક્ત સ્વાતિ–નક્ષત્રનું જ પાણી લે છે. સ્વાતિ નક્ષત્રમાં પડતાં વર્ષાનાં બિંદુઓ તેમાં મોતી નીપજાવે છે. જ્યારે નદીની છીપને હજારો ટન મીઠું પાણી મળવા છતાં તેમાં મોતી ઉત્પન્ન થતાં નથી.

મને લાગે છે કે અમારા શ્રોતાઓ પણ નદીની છીપ જેવા છે. તેમને દરરોજ મીઠું પાણી મળે છે. અનાવૃષ્ટિને કારણે દુકાળ પડે છે તો અતિવૃષ્ટિ પણ પાકને બગાડે છે. તો આ અતિવૃષ્ટિ તો નથી થતીને!

વ્યાખ્યાનને તમે ભોજન તરીકે નહિ પણ દવા તરીકે ગ્રહણ કરો. ભોજન તો પેટ ભરીને ખાવાનું હોય છે પરંતુ દવા પેટ ભરીને ખાવાની હોતી નથી. ઉપદેશ તમે દવા તરીકે તેની માત્રામાં–પ્રમાણમાં લો.

જાપાનની એક પ્રાચીન પરંપરા છે. ત્યાં જ્યારે કોઈ ભાષણ આપવા ઊભું થાય છે ત્યારે તેને કહેવામાં આવે છે કે તમે એક પગે ઊભા રહીને બોલો. તેનો મતલબ એ છે કે જેટલી વાર એક પગ ઉપર ઊભા રહીને બોલી શકાય એટલું જ બોલો–એટલો જ ઉપદેશ આપો. લાંબા ચોડાં ભાષણો કરનારને માટે આ કેટલી સરસ સજા છે!

શ્રવણની સાથે આચરણનો શોખ રાખો. શ્રવણ પણ કંઈક છે જરૂર, પણ તે સર્વસ્વ નથી. અગ્નિ પર લખેલ નિબંધ વાંચવાથી ઠંડી દૂર નથી થઈ શકતી. ઠંડી તો અગ્નિના સાંનિધ્યથી દૂર થાય છે. તેમ ખાલી શ્રવણ કે વાંચનથી આત્મવિશ્વાસ થતો નથી. આત્મવિશ્વાસ માટે આચરણના અગ્નિનું સાંનિધ્ય જોઈએ. ત્યારે જ જીવનમાં ચમક આવે. શ્રવણ આચરણમાં ઊતરીને જ જીવનનાં રહસ્યોને સમજાવી શકે.

તા. ૨–૯–૫૪ જૈન ઉપાશ્રય માટુંગા



## ૪૨. અશાંતિનાં મૂળ

**દુનિયાના** ત્રણ અબજ મનુષ્યોમા એક પણ મનુષ્ય એવો નહિ મળે કે જે શાતિ ન ચાહતો હોય મનુષ્ય માત્ર જ નહિ, પણ દુનિયાના દરેક પ્રાણીઓ સુખ અને શાતિને ઝખે છે. પછી ભલે તે સ્વર્ગનો અધિપતિ ઇન્દ્ર હોય કે છાણમાનો કીડો હોય દરેકનો આત્મા સુખની અભિલાષા રાખે છે. શાતિના અમર દેવતા ભગવાન મહાવીર, જીવનના આ અમર સત્યનુ ઉદ્ઘાટન કરતા કહે છે કે.

**" सव्वे सुहसाया दुक्ख पडिकूला "।**

આચારગ સૂત્ર

આત્મા શાતિનો ઇચ્છુક છે શાતિ માટે તે પ્રયત્ન કરે છે એક જન્મથી નહિ, અનત યુગોથી તે આ દિશામા અવિરત પ્રયત્ન કરતો આવ્યો છે પણ વિચારવાનુ એ છે કે તેને આ પ્રયત્નોમા કયા સુધી સફળતા મળી છે ?

આ પ્રશ્નના ઉત્તરમાં જ્યારે આપણે આત્માના શાતિ માટેના પ્રયાસોની લબાણ પરપરાને લક્ષ્યમા રાખી તેના પરિણામોની તુલના કરીએ છીએ ત્યારે આપણને માત્ર શૂન્ય જ દેખાય છે આનો અર્થ એ છે કે આપણે અત્યાર સુધી અશાતિના વૃક્ષની ડાળીઓ-પાખડીઓ કાપવાનો પ્રયત્ન કર્યો છે, પરતુ તેના મૂળ તરફ આપણુ ધ્યાન ગયુ નથી જ્યા સુધી મૂળ નાશ પામતુ નથી ત્યા સુધી તેમા નવા નવા અકુરો ફુટે જવાના અને એ અકુરોમા વળી પાછુ એક દિવસ વિશાળ વૃક્ષ ઊભુ થવાનુ અને તેમા પાછી અનેક ડાળીઓ-પાખડીઓ ફાલવાની

અશાતિના મૂળ છે ક્રોધ, માન, માયા અને લોભ-આ ચાર કષાયો અશાતિની જડ છે અનત જ્ઞાનીઓ કહે છે કે

**वमे चत्तारि दोसा इच्छन्तो हिय मप्पणो ।**

—દશવૈકાલિક સૂત્ર.

સોનાના અક્ષરે લખી રાખવા જેવું આ સુવર્ણ મન છે તમે તમારી નોટબુકમાં લખી લો. કોઈની પાસે નોટબુક છે ? પણ દુ:ખની વાત છે કે જીવનને પ્રકાશમય બનાવનાર આવાં સોનેરી સૂત્રો લખવા માટે કોઈની પાસે નાની સરખી નોટબુક પણ નથી !

જડ વસ્તુઓના હિસાબને માટે દોઢ દોઢ હાથ લાંબા ચોપડાઓ અને ખાતાંઓ રાખો છો. તેને લખનાર મોટા પગારના મુનિમો રાખો છો પરંતુ ચૈતન્યના વિકાસને માટે એક નાની સરખી નોટબુક પણ રાખતા નથી !

માતા મોહનાં હાલરાં ગાઈ બાળકને સુવાડે છે એવી રીતે અનંત જ્ઞાન દર્શનશીલ વીતરાગ દેવો જ્ઞાનનાં હાલરડાં ગાઈ આત્માને મોહની નિદ્રામાંથી જાગૃત કરે છે

વીતરાગદેવ શાંતિનાં સ્વરૂપનું દર્શન કરાવતાં કહે છે કે —

ઓ શાંતિના શાશ્વત માર્ગી ! જો તારે આત્મશાંતિ પ્રાપ્ત કરવી હોય તો આ ચારે દોષોનું નિવારણ કર. જ્યાં સુધી આ દોષો તારા હૃદયમાં ભરેલા હશે ત્યાં સુધી શાંતિ મળવાની નથી. એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના તેનું વમન કર.

મોસંબીનો રસ પીધો અને પેટમાં ટકે નહિ અને દશ મિનિટમાં ઉલટી થઈ જાય તો ડૉક્ટર પાસે જાઓ છો. જો કોઈએ આવેશમાં આવી ઝેર પીધું હોય તો તેને પણ હૉસ્પિટલમાં લઈ જવામાં આવે છે ડૉક્ટર રોગીને તપાસે છે પહેલાને મોસંબીનો રસ પેટમાં ટકી રહે અને પાચન થાય તેવું ઔષધ આપે છે બીજાને ઉલટી થઈ અને ઝેર બહાર નીકળી જાય તેવી દવા આપે છે ડૉક્ટર કહેશે કે જેટલી જલ્દી ઉલટી થઈ ઝેર બહાર નીકળી જશે તેટલો જલ્દી દરદીને આરામ થશે.

આપણે પાચનની દવા જોઈએ છે કે વમનની ? આજે તો ઉલટો પ્રવાહ ચાલી રહ્યો છે ઉપાશ્રયમાં આવી સમભાવની સાધનાના અમૃતનાં પાન કરો છો અને ઘેર જઈ ઓકી નાખો છો. કષાયવિજયનો રસ પીધો અને ઑફિસમાં જઈ ઓકી નાખ્યો અને જે કષાયભાવને કાઢી નાખવાનું કહેવામાં આવે છે તેને હૃદયપાત્રે સ્થાન આપો છો ! આ તો એવી વાત થઈ કે અમૃત પચતું નથી અને ઝેર નીકળતું નથી ! પછી તંદુરસ્તી શી રીતે મળે !

જ્યાં સુધી કષાય ઓછા ન થાય ત્યા સુધી શાતિના તમામ બહારના પ્રયત્નો નકામા નીવડવાના ચૂલા ઉપર દૂધ ગરમ કરવા મૂક્યુ હોય, નીચે દેવતા સળગતો હોય, દૂધ ગરમ થતા તેમાં ઊભરો આવે તો એકદમ ઊભરાઈ ન જાય તે માટે તેમા બેચાર પાણીના ટીપા નાખો છો પાણીના ટીપાથી ઊભરો બેમી જાય છે પરતુ કેટલીવાર? વળી પાછો બે પાચ મિનિટમા ફરીથી ઊભરો આવે છે આમ કેટલી વાર એમ પાણીના છાટા નાખ્યા કરશો? સાચો રસ્તો તો તેની નીચે રહેલ અગ્નિને દૂર કરવાનો છે જ્યા સુધી નીચે અગ્નિ હશે ત્યા સુધી તે ઊભરાયા જ કરશે

માણસ પણ અકળાય છે જરાજરામા તે ઊકળી ઊઠે છે ઉપદેશના છાટા નાખી તેને શાત કરવામા આવે છે, પરતુ ઘેર ગયા અને જરાક નિમિત્ત મળ્યુ કે વળી ઊકળે છે ઉપદેશના છાટા નાખી નાખીને કયા સુધી તેને શાત રાખી શકાય? જો ખરેખર અતરનો ઉકળાટ દૂર કરવો હોય તો પહેલા કષાયરૂપી અગ્નિના ઇધન જે અનત યુગથી સળગી રહ્યા છે તેને દૂર કરવા જોઈએ તે સિવાય તો મનની સાથે તન પણ તપતુ રહેશે અને કદિક એ આગ બહાર આવી સાગ ઘરને, કદિક પૂરા પરિવારને અને અને કોઈક વખત સારાયે સમાજ, દેશ કે રાષ્ટ્રને સળગાવી દેશે

પણ યાદ રાખજો કે ક્રોધની મશાલ લઈ જે કોઈ બીજાના સુખને સળગાવવાની કોશિષ કરે છે તેણે એ મશાલ મારફતે પોતાની માનવતાને સળગાવી દીધી છે ક્રોધ એક આગ છે જે જલાવે છે પણ તે એક એવી આગ છે કે જે પહેલા તો બીજાને નહિ પરતુ પોતાને જ જલાવે છે બીજાને સળગાવતા પહેલા તો પોતાની જાતે જ સળગી જવુ પડશે બીજા તો જો તેમા સળગાવનારુ તત્ત્વ ભર્યું હશે તો જ સળગશે ક્રોધથી ક્રોધ ટકરાય છે જો અજાણપણે કોઈને પગ અડકી જાય છે તો ક્રોધ નથી ચઢતો પણ જો કોઈ આવેશમા આવી સભાનપણે ઠોકર મારે છે તો મગજનો પારો ઊચે ચઢચા વિના રહેતો નથી

ક્રોધની આગથી બચવા માટે એ જરૂરનુ છે કે આપણે મનને શાત બનાવીએ, કષાયોને મદ પાડીએ જ્યા સુધી દોરાનો છેડો પાતળો અણીદાર થતો નથી ત્યા સુધી તે સોયના નાકામાથી પસાર થતો નથી એટલા માટે જ્યારે બહેનો સીવવા બેસે છે ત્યારે પહેલા દોરાને વળ દઈને પાતળો અણીદાર બનાવે છે અને સોય પરોવે છે એ નાનો દેખાતો દોરો અને સોય અનેક ગરીબ વિધવાઓને રોટલા અપાવે છે જેવી રીતે સોયના નાકામાથી

**वमे चत्तारि दोसा इच्छंतो हिय मप्पणो ।**

—દશવૈકાલિક સૂત્ર

સોનાના અક્ષરે લખી રાખવા જેવું આ સૂત્ર છે. તમે તમારી નોટબુકમાં લખી લો. કોઈની પાસે નોટબુક છે? પણ દુઃખની વાત છે કે જીવનને પ્રકાશમય બનાવનાર આવાં સોનેરી સૂત્રો લખવા માટે કોઈની પાસે નાની સરખી નોટબુક પણ નથી!

જડ વસ્તુઓના હિસાબને માટે દોઢ દોઢ હાથ લાંબા ચોપડાઓ અને ખાતાંઓ રાખો છો, તેને લખનાર મોટા પગારના મુનિમો રાખો છો પરંતુ ચૈતન્યના વિકાસને માટે એક નાની સરખી નોટબુક પણ રાખતા નથી!

માતા મીઠાં હાલરડાં ગાઈ બાળકને સુવાડે છે, એવી રીતે અનંત જ્ઞાન દર્શનશીલ વીતરાગ દેવો જ્ઞાનનાં હાલરડાં ગાઈ આત્માને મોહની નિદ્રામાંથી જાગૃત કરે છે.

વીતરાગદેવ શાંતિનાં સ્વરૂપનું દર્શન કરાવતાં કહે છે કે—

ઓ શાંતિના શાશ્વત ભોગી! જો તારે આત્મશાંતિ પ્રાપ્ત કરવી હોય તો આ ચાર દોષોનું નિવારણ કર. જ્યાં સુધી આ દોષો તારા હૃદયમાં ભરેલા હશે ત્યાં સુધી શાંતિ મળવાની નથી. એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના તેનું વમન કર.

મોસંબીનો રસ પીધો અને પેટમાં ટક્યો નહિ અને દસ મિનિટમાં ઊલટી થઈ જાય તો ડૉક્ટર પાસે જાઓ છો. જો કોઈએ આવેશમાં આવી ઝેર પીધું હોય તો તેને પણ હોસ્પિટલમાં લઈ જવામાં આવે છે. ડૉક્ટર રોગીને તપાસે છે. પહેલાને મોસંબીનો રસ પેટમાં ટકી રહે અને પાચન થાય તેવું ઔષધ આપે છે. બીજાને ઊલટી થઈ અને ઝેર બહાર નીકળી જાય તેવી દવા આપે છે. ડૉક્ટર કહેશે કે જેટલી જલદી ઊલટી થઈ ઝેર બહાર નીકળી જશે તેટલો જલદી દર્દીને આરામ થશે.

આપણે પાચનની દવા જોઈએ છે કે વમનની? આજે તો ઊલટો પ્રવાહ ચાલી રહ્યો છે. ઉપાશ્રયમાં આવી સમભાવની સાધનાના અમૃતનાં પાન કરો છો અને ઘેર જઈ કાઢી નાખો છો. કષાયવિજયનો રસ પીધો અને ઓફિસમાં જઈ કાઢી નાખ્યો અને જે કષાયભાવને કાઢી નાખવાનું કહેવામાં આવે છે તેને ટકાવવાનો પ્રયત્ન ચાલે છે! આ તો એવી વાત થઈ કે અમૃત પચતું નથી અને ઝેર નીકળતું નથી! પછી તંદુરસ્તી શી રીતે મળે!

આવેશની ક્ષણોમા તે ગુરુને ગુરરૂપે જોતી નથી. રાજા અને દેવતાઓ સુદ્ધાનો તિરસ્કાર કરી બેસે છે ક્રોધ એવા અધ બનાવે છે કે તે વખતે એ પણ વિચાર નથી આવતો કે વહુ દીકરીઓ બેઠી છે તેમની સામે આ શબ્દો બોલવા ઉચિત છે કે અનુચિત સભ્યતા અને શિષ્ટતાની મર્યાદા ખોવાઈ જાય છે. કેટલીક વખત તો તે પોતાને માટે પણ એવા અનુચિત શબ્દો બોલે છે કે જો બીજાએ તેને માટે તેવા શબ્દો વાપર્યા હોય તો લડવા કે મરવા તૈયાર થઈ જાય.

મને એક અનુભવ છે એક માનવી આવેશમા બોલી રહ્યો હતો કે હું એવો નાગ છુ કે જો ડખીશ તો પાણી પણ પીવા નહિ પામો મને થયું કે દેહ તો માનવનો મળ્યો છે પણ હજી અદર સર્પયોનિના સસ્કાર રહી ગયા છે. એક ભાઈ સાહેબ કહેતા હતા કે હુ સો ગુડાનો એક ગુડો છું. આખા શહેરમા મારા ગુડાપણાની ધાક છે કોઈની તાકાત નથી કે મારી સામે જુએ મારા મનમા થયુ કે હુ તો આ ભાઈને સજ્જન વ્યક્તિ સમજતો હતો પણ મારી એ ભૂલ હતી કારણ એ પોતે જ પોતાના ગુડા પણાનો સ્વીકાર કરે છે!

ક્રોધનો આવેશ મનુષ્યને કર્તવ્યથી ભ્રષ્ટ કરે છે માતા પ્રત્યે ક્રોધ કરનાર પુત્ર, ખરેખર પુત્ર તરીકેનુ કર્તવ્ય ચૂકે છે, જો તેને કર્તવ્યનુ સતત ભાન હોય તો ક્રોધ તેને પાગલ નથી બનાવી શકતો. પણ ક્રોધ પવનની આંધીની માફક આવે છે જ્યારે તે આવે છે ત્યારે વિવેકનો દીવો તો બધાયથી પહેલો બુઝાઈ જાય છે દીવો બુઝાયા પછી જેમ અધકાર વ્યાપે છે તેની રીતે વિવેક ગયા પછી અનિષ્ટો ફેલાય છે ક્રોધથી અધ વ્યક્તિને શુ વિતશે તે તો ક્રોધનો નશો ઊતર્યા પછી જ ખબર પડે છે

મુબઈ શહેરમા રસ્તા ઉપર એક બહેન ફૂટપાથ ઉપર જઈ રહ્યા હતા સાથે તેમની એક છએક વર્ષની દીકરી હતી થોડેક દૂર એક ફુગ્ગા વેચનાર ઊભો હતો તેની પાસેના રગબેરગી ફુગ્ગાઓ જોઈ છોકરી અટકી ગઈ. ફુગ્ગાની કિમત માત્ર બે પૈસા હતી પણ બે પૈસાની કિમત આપના મનથી ભલે ખાસ ન હોય, પરતુ ગરીબોને તો બે પૈસા પણ બે રૂપિયા જેવા થઈ પડે છે તમને પણ પૈસાની કિમત તો છે જ કોઈ ગરીબ કે અનાથ સામે આવે અને હાથ લબાવે ત્યારે બે પૈસા પણ કાઢતા હાથ સકોચ અનુભવે છે, છતા એ જ માણસ પોતાનો ભોગવિલાસ માટે સેકડો રૂપિયા બરબાદ

પસાર કરવા માટે દોરાને પાતળો બનાવવો જરૂરી છે તેવી જ રીતે સંસાર સાગરને પાર કરવા માટે કષાયરૂપી દોરાને પાતળો પાડવો આવશ્યક છે જ્યાં સુધી કષાયોની તીવ્રતા છે ત્યાં સુધી ભવપરંપરાની વૃદ્ધિ અટકી શકતી નથી.

ઉપરાંત આત્મા ભગવાન મહાવીર કહે છે—

**कोहो य माणो य अणिग्गहिया**
**माया य लोभो य पवड्ढमाणा ।**
**चत्तारि एए य कसिणा कसाया**
**सिंचन्ति मूलाइ पुणब्भवस्स ॥**

—દશવૈકાલિક સૂત્ર

જ્યાં સુધી ક્રોધ અને માન અનિગ્રહિત છે અને માયા તથા લોભ ઉપર આપણું નિયંત્રણ નથી ત્યાં સુધી કષાયોની વિષવેલ વધતી જ રહેશે અને ભવપરંપરાથી કદી છૂટવાના નથી

એટલે આપ હંમેશાં જાગૃત રહો. એકાન્તની ક્ષણોમાં જ્યારે બેઠા હો ત્યારે વિચાર કરો કે આપનો ક્રોધ પર અધિકાર છે કે ક્રોધનો આપના પર અધિકાર છે? જ્યારે ક્રોધ આગલા દરવાજેથી પેસે છે ત્યારે વિવેક પાછલા દરવાજેથી ભાગી જાય છે તે વખતે આપના ઉપર આપનું નહિ પણ શેતાનનું શાસન રહે છે વિવેકનું શાસન ગયું એટલે પ્રકાશ ગયો. પછી માણસ એ પણ વિચાર નથી કરતો કે હું કોની સામે બોલું છું મારી સામે મારા આદરણીય પૂજ્ય પિતા ઊભા છે જે મહાન માતા છે કે જેણે વર્ષો સુધી મને કેડમાં ઉપાડી ફેરવ્યા કર્યો છે ખવરાવ્યું છે અથવા મારી સામે મારા ગુરુ છે જેમણે હૃદયની અંધારી ગુફામાં પ્રકાશ પાથર્યો છે જેના કલ્યાણ હસ્તસ્પર્શથી મારા જીવનની માટી સોનું બની ગઈ છે એમનો તિરસ્કાર કરવા તે તૈયાર થઈ જાય છે

તારાયણ અર્હતર્ષિ જીવનના આ સત્યને એક ગાથામાં રજૂ કરે છે

**कोवाविद्धाण पाणम्मि मातरं पितरं गुरु ।**
**अधिक्खिवन्ति साधु य रायाणो देवयाणि य ॥**

ઋષિ ભાષિત સૂત્ર અ. ૩૬ ગા. ૧૪

ઋષિભાષિત સૂત્રમાં તારાયણ અર્હતર્ષિ ક્રોધાવિષ્ટ વ્યક્તિનું ચિત્ર દોરે છે જ્યારે શરીરના પ્રત્યેક અંગમાં ક્રોધનું તોફાન થાય છે ત્યારે તેની આંખો અંધ થઈ જાય છે પછી તે માતાપિતાને જોઈ શકતી નથી.

પતી ગયુ હતુ પોતાના હાથે જ પોતાની પુત્રીની હત્યા થએલી જોઈ માતા પગથી માથા સુધી કપી ગઈ એ પણ જોરથી આક્રદ કરવા મડી તેના અવાજમા તેના હૃદયની વેદનાઓ વ્યક્ત થતી હતી

ત્રણ મિનિટમા બધુ બની ગયુ પણ ત્રણ મિનિટના આવેશે કેવો ગજબ કરી નાખ્યો હતો! તો પછી જેના હૃદયમા હમેશા ક્રોધની જ્વાળાઓ સળગતી રહે છે તેમની તો વાતજ શી કરવી? ક્રોધનો કાં તો તદ્દન ત્યાગ કરી દેવો જોઈએ કે કાં તો તેને એકદમ ઓછો કરી નાખવો જોઈએ આખી જિદગી ક્રોધની જ્વાળામા સળગતા રહેવુ એ તો આપણા સદ્ગુણોની રાખ કરવા જેવુ છે, જ્યા સુધી ક્રોધની આગ હૃદયમા જલતી રહે છે ત્યા સુધી આત્મા સત્યાસત્યનો વિવેક રાખી શકતો નથી સત્ય તરીકે સ્વીકાર કરવાની તેનામા હિમત જ રહેતી નથી તેની પાસે નથી હોતો પ્રેમનો પ્રવાહ કે શાતિના શીતળ જળ તેની પાસે હોય છે માત્ર આગ જે જ્યા પહોચે ત્યા સળગાવવાનુ કાર્ય જ કરે છે જેણે જિદગી સુધી સળગાવવાનુ જ કાર્ય કર્યુ છે તેને આપ માનો છો કે સ્વર્ગના પુષ્પ મળશે? તેના નસીબમા તો નર્કની આગ જ લખાએલી છે

અનત અનુબધ કરનારા ક્રોધને જૈન પરિભાષામા અનતાનુબધી કહેવાય છે તે અનત અનત જન્મ અને મૃત્યુની પરપરામા વૃદ્ધિ કરે છે આત્માને સમ્યકત્વથી દૂર કરી નર્કની જ્વાળાઓ તરફ ધકેલે છે તમે તો વેપારી છો જે ઘરાક આપની પાસેથી માલ લઈ બદલામા પૈસને બદલે પત્થર આપે તેવા ઘરાકને આપ કદિ પસદ નહિ કરો અનતાનુબધી ક્રોધ પણ એ ઘરાક જેવો છે જે તમારી પાસેથી સમ્યકત્વ રૂપી માલ લઈ આપને નર્કના પત્થર આપે છે છતા આપ એવા ઘરાક સાથે કેમ સબધ રાખો છો?

અનતાનુબધી જાય તો ભવપરપરાનુ મૂળ કપાઇ જાય અને જેનુ મૂળ કપાઇ ગયુ, વિનાશ પામ્યુ તે વૃક્ષ કેટલા દિવસ ટકી રહેવાનુ? જીવનમા જો સદ્દવિવેકની જ્યોત જગાવવી હોય તો અનતાનુબધીના અધકારને દૂર કરો ચાર પ્રકારના ગોળા છે એક માટીનો, બીજો લાકડાનો, ત્રીજો પત્થરનો અને ચોથો લોખડનો, ચારેની ઉપર સૂર્યના પ્રખર કિરણો એક સાથે પડે છે ચારે ગરમ થાય છે પરતુ સૂર્ય અસ્ત થયા પછી ચારે ઠડા થવા માડે છે, ત્યારે માટીનો ગોળો સૌથી પહેલા ઠડો થાય છે, લાકડાના, પત્થરના અને લોખડના ગોળાને ઠડા થતા અનુક્રમે બમણો વખત લાગે છે

ઠડા થવામા જેને વધુ વખત લાગે છે તેનામા ગરમીના તત્ત્વો વધુ પ્રવેશેલા છે એ સમજજો, એવી જ રીતે બાહ્ય વાતાવરણ એક સરખુ હોવા

કરે છે બે પૈસા શું ચાર કે આઠ આના તો ફૂ કે ફૂ માં પૂરા કરે છે બે પૈસા શું ચાર કે આના તો ફૂ કે ફૂ માં પૂરા થઈ જાય છે ફૂ અને થુ અને પાન ચાવીને થૂકી નાખવું તે ફૂ બીડીએ તો પાયમાલ કરી નાખ્યું છે તેણે કેટલું ખોદી બાળ્યું છે કેટલા સુંદર ચહેરાઓને શ્યામ બનાવ્યા છે તેનો તો કોણ હિસાબ ગણે છે!

ધુમ્રપાન તો રસ્તુની માફક આખા ભારતવર્ષમાં ફેલાઈ ગયું છે. ઝૂંપડીથી માંડીને મહેલો સુધી તેની ગતિ કોઈ રોકી શક્યું નથી એક ખેડૂત ખેતર ઉપર જાય છે ત્યારે ચાર આનાના ચણા નહિ લઈ જાય. પણ ચાર આનાની તમાકુ અને ચલમ લઈ જવાનું ભૂલતો નથી. એવી જ રીતે શિક્ષિત માણસો ઓફિસે જતી વખતે બદામ કે પિસ્તા ખીસામાં નથી નાખતા પણ સીગારેટનું પાકીટ તો હંમેશ સાથે જ રાખે છે

ગરીબો પણ આવાં દુર્વ્યસનોની પાછળ કેટલાં નાણાં બરબાદ કરે છે! એક બાજુ ગરીબીની ફરિયાદ કરે છે અને બીજી બાજુ સૌંદર્ય અને સંપત્તિનો નાશ કરનાર આવાં વ્યસનો ગળે વળગાડીને ફરે છે!

હા તો ફૂટપાથ ઉપર ચાલતી માતાની પાસે બે પૈસા નહોતા નહિ તો કઈ અભાગણી મા હશે કે જે છતાં સાધને પોતાનાં નાનાં બાળકોના માસની સાથી ઓછી થવા દે! તેની નાની બાળકીને શું ભાન હોય કે તેની માની પાસે બે પૈસા પણ નથી! તેની જીદ વધતી ગઈ તેણે ફુગ્ગો લેવા માટે કજીઓ કરવા માંડ્યો. રસ્તા ઉપરથી જોરથી રડવા માંડી. તેને શાંત કરવા માટે તેની માતાએ બધા ઉપાયો કર્યા. પણ એકે કામ લાગ્યો નહિ. આ જોઈ આજુબાજુના રાહદારીઓ ભેગા થયા અને તે માતાને ઠપકો આપવા લાગ્યા કે કેમ ફુગ્ગો અપાવતી નથી! બે પૈસામાં શી મોટી વિસાત છે! આટલી કંજુસ શું કરવા થાય છે!

રાહદારીઓની વાત તેના દિલને ચોટ લગાવી ગઈ દારિદ્ર અને દુઃખથી તેની સમજશક્તિ નાશ પામી. મનની શાંતિને સ્થાને ધમધમાટ થવા માંડ્યો. આ બાજુ બાળકીએ જોરથી બે હાથ તાણવા માંડ્યા. આથી માતાએ આવેશમાં આવી જઈ જોરથી એક ધક્કો માર્યો અને છોકરી રસ્તા ઉપર પડી ગઈ અને પાછળની બાજુ ૮ સનસનાટ કરતી એક મોટર ત્યાંથી પસાર થતી હતી તે તેની ઉપર ફરી વળી. લોહીનું ખાબોચીયું ભરાઈ ગયું એક ચીસની સાથે તે છોકરી હંમેશને માટે સુઈ ગઈ આ નીચે વળીને જુએ ત્યાં તો ગયું.

કહી રહ્યુ છે તેણે કહ્યુ 'શુ કહી રહ્યા છો, વરુણ દેવ, કઈ સમજણમા આવતુ નથી!' પાણીએ જવાબ વાળ્યો, 'કહેવાના દા'ડા તો ગયા; હવે તો શેકાવાના દા'ડા છે તેમ છતા તમે સાભળવા ઇચ્છો છો તો સાભળો. 'નીચે અગ્નિ તપી રહ્યો છે, પણ એની તે શી તાકાત છે કે તે મને બાળી શકે હુ એક મિનિટમા જ એને ઠડો કરી શકુ છુ પણ અફસોસ છે કે વચ્ચે આ વાસણ પડ્યુ છે બસ, એના જ કારણે આજે મારો અણુએ અણુ તપી રહ્યો છે'

આ એક રૂપક છે પાણીની વાત તમે સાભળી તેવી જ છે આત્માની કથની તે અડતાળીશ મિનિટમા અશાતિના અગ્નિને સદા સારુ ઓલવી શકે છે પરતુ વચ્ચે પડેલુ છે આવરણ, તે આવરણ જ તેને દેહાશક્તિના દાવાનલમા તપાવી રહ્યુ છે એ પુત્ર પરનો રાગ જ હતો કે જેને કારણે ધૃતરાષ્ટ્રની આધળી આખોને સો વખત રડવુ પડ્યુ એ રાગ-દશા જ હતી કે, એક નટકન્યાની પાછળ ગાડા બનેલા ઈલાયચીકુમારે પોતાના વૃદ્ધ માતા-પિતાને તજ્યા

રાગ કેટલો કઠોર હોય છે, એ પણ તમે જાણી લ્યો. અનેક સસરાઓએ પોતાના જમાઈના શિરે પાઘડી બધાવી હતી પરતુ ઇતિહાસમાં એક જ સસરો એવુ કઠોર હૃદય લઈને આવ્યો હતો કે, જેણે પોતાના જમાઈને-માથે, ધગધગતા અગારા મૂકયા હતા જૈન જગતનો ઉજ્જવળ ત્યાગી ગજસુકુમાર તમારી સ્મૃતિમા આવ્યો હશે સોમિલની સુદરી કન્યા જોડે એનો વિવાહ નક્કી થયો અને ભોગમા પડેલો રાજકુમાર ત્યાગના પથે વિચર્યો સવારનો ભોગી, સાજનો જોગી બની મહાકાળ સ્મશાને પહોચી જાય છે અને ત્યા જ આવે છે તેમનો સસરો પણ તે પ્રેમ નહી પરતુ પ્રતિશોધ-બદલાની ભાવના લઈને આવે છે અને જુવાન જોગીના માથે ધગધગતા અગારા મૂકતા એના હાથ જરા સરખાય કપ્યા નહી આ હતો પુત્રી પ્રત્યેનો રાગ જેણે આવુ કઠોર કર્મ બાધવા પિતાના હાથને પ્રેરિત કર્યો.'

છતાય આશ્ચર્ય તો એ છે કે, આવા કઠોર કર્મ કરનાર રાગને તમે છોડી શકતા નથી તેને જ તમે લાડ અને પ્યારથી પોષો છો વારુ, ત્યારે તમે જલ્દી બતાવો કે, તમે રાગને લાડ કરો છો કે ત્યાગને? અરે, વર અને વહુને શણગાર્યાં ત્યારે રાગને જ લાડ કર્યાં હતા ને? તમને રાગની વાતો ગમે છે કે, વિ રાગની? એક વ્યક્તિ તમારા પુત્રના વેવિશાળ માટે આવે

પરંતુ રાગના ડંખથી બચવા માટે કંઈ કરે છે ખરી ? જી નહિ, કશું જ નહિ. કારણ ? કારણ કે એનો ડંખ તીક્ષ્ણ લાગતો નથી. પરંતુ યાદ રાખજો કે વેદનીય કર્મનો ડંખ એ વિંછીનો ડંખ છે જે થથરાવી મૂકે છે પણ પ્રાણ લેતો નથી. તે આત્માના સદ્ગુણોને મારતો નથી જ્યારે રાગનો ડંખ સર્પનો ડંખ છે જે મનુષ્યને થરથરાવતો નથી. પણ બેભાન કરી મૂકે છે યાદ રાખજો વીંછી કરતાં સાપનો ડંખ ભયંકર છે એની મૃત્યુ સુધી પણ ખબર પડતી નથી માટે વેદનીય કર્મથી બચવા માટે પણ પહેલાં રાગને સમાપ્ત કરવો પડશે.

રાગ-દશા શુભને પણ અશુભમાં ફેરવી નાખે છે એ એક સિદ્ધાંત છે કે શુભ ક્રિયાનું શુભ પ્રતિફળ હોય છે પરંતુ રાગ-ભાવને લઈને શુભ ક્રિયા કરશો તો તે પણ અશુભ ફળદાયી બનશે ! દાન એ શુભ ક્રિયા છે. શ્રેયાંસકુમારે આદીશ્વર પ્રભુને ઇક્ષુરસનું દાન કર્યું અને ભવપરંપરાને સીમિત કરી લીધી. દુઃખમાં પડેલી રાજકુમારી ચંદનબાળાએ પ્રભુ મહાવીરને સૂકાં અડદના બાકળાનું દાન કર્યું અને જીવનની સફળતા પ્રાપ્ત કરી પરંતુ ભગવાન મહાવીરની સામુએ એમને મોતીઓ વડે વધાવ્યા. ખૂબ જ પ્રસન્નતાપૂર્વક એમને દાન દીધું છતાં આમ કરવાથી એની તો ભવ-પરંપરામાં વધારો થયો. કારણ કે સતી ચંદનબાળાએ એમને દીર્ઘ તપસ્વી મહાન સંત જાણી દાન દીધું હતું જ્યારે સામુએ પોતાનો જન-માતા માની દાન દીધું હતું પહેલામાં ત્યાગની દ્રષ્ટિ હતી ત્યારે બીજામાં રાગ-દ્રષ્ટિ હતી. આ રાગ-દ્રષ્ટિ જ મિથ્યા-તત્ત્વને ભરખી જાય છે જેમ ઉધઈ સુંદર મૂર્તિઓને કાતરી નાખે છે તેમ જ રાગદૃષ્ટિ ધર્મ અને વૈરાગ્યની દ્રષ્ટિને ખાલીખમ કરી નાખે છે

મોહ-ઘરમાં બેસી મોહનને ભજવું અસંભવ છે ! કારણ કે એ આત્માની દ્રષ્ટિને વિકૃત કરી મૂકે છે એ એક જાતનું આવરણ છે જેને લઈને નિર્મળ વસ્તુને પણ જોઈ શકાતી નથી આવા જ આવરણમાં ફસાઈ અનંત શક્તિશાળી આત્મા પણ ક્રૂર અને શુદ્ર રૂપે ભટકતો ફરે છે આધિ-વ્યાધિ અને ઉપાધિના ભયાનક અગ્નિમાં એ શેકાય છે.

એક વાસણમાં પાણી ઊકળતું હતું નીચે રહેલો તેજ અગ્નિ પોતાની પાણીને ગરમ કરી રહ્યો હતો તે જ વખતે પાણીમાં ખદ-બદનો અવાજ થવા લાગ્યો પાસે બેઠેલી વ્યક્તિને તે સાંભળ્યો તેને લાગ્યું પાણી કંઈક

અથવા મોક્ષને પામે છે આ છે ત્યાગનુ મહત્ત્વ જે નરકથી ઉગારી સ્વર્ગ અથવા મોક્ષ અપાવે છે

હવે તો તમે ત્યાગનુ મહત્ત્વ સમજી શક્યા હશો ભોગ હમેશા ત્યાગની સામે નમ્યો છે શક્રેન્દ્ર પાસે કેટલો વૈભવ છે, એના મુકુટ પર અમૂલ્ય રત્નો જડેલા છે જેના તેજથી એનુ મુખ દીપી ઊઠે છે. ચક્રવર્તીનુ સપૂર્ણ રાજ એના રત્નને ખરીદી શકતુ નથી તેવો બત્રીસ હજાર વિમાનોનો સ્વામી શક્રેન્દ્ર પોતાના સિહાસન પર બિરાજે છે ત્યારે સિહની જેમ ગર્જના કરે છે, પરતુ તેજ ઈન્દ્ર જ્યારે ત્યાગના દેવ–તીર્થંકર દેવની સામે આવીને બેસે છે ત્યારે એક સસલાથી પણ વધુ નમ્ર બની જાય છે

હજુ સુધી તો તમે ત્યાગનુ મહત્ત્વ જ સાભળ્યુ છે પરતુ ત્યાગનો આનદ કદી લીધો છે કે નહી ? રાગનો આનદ તો તમે કેટલીય વાર લીધો છે, હવે જરા ત્યાગના આનદને પણ માણી લ્યો, જુઓ, એમા પણ કેટલો આનદ ભર્યો છે ! પરતુ ભોગના આસને બેસી ત્યાગનો આનદ કદી લઈ શકાતો નથી, જબુ જેવો યુવક આઠ–આઠ પત્નીઓનો સહવાસ તજી એક દિવસમા સુધર્મ ગણધરના ચેલો બની ગયો એ હતો ત્યાગનો આનદ ત્યાગનો રસ માણ્યો'તો શાલિભદ્રે ! જે પન્નાના એક કિટકારે બત્રીસ-સુકુમારીઓને તજી ત્યાગના પથે સચર્યો

ત્યાગમા પણ એક આનદ છે પણ એનો આસ્વાદ તો જેણે ત્યાગનો પથ અપનાવ્યો હોય તે જ લઈ શકે છે સરોવરમા કમળ ખીલ્યા છે, એમા ભમરા છે તેમ દેડકા પણ પરતુ કમળની સુવાસનો આનદ ભમરો લઈ શકે છે, દેડકો એ આનદને શુ જાણે ? ત્યાગનો આનદ અતિમુકતે લીધો હતો નવ વર્ષની ઉમરે, આ અવસ્થા તો છે રમવા અને ખાવા-પીવાની અને એક તૃષ્ણાભર્યા વ્યક્તિને જેટલુ ધન ગમે છે એટલુ જ બાળકને રમવુ ગમે છે પરતુ જ્યારે ત્યાગી સત ગૌતમ પ્રભુને અતિમુકતે જોયા ત્યારે તે રમતનુ સ્થાન છોડી ત્યાગની ભૂમિ (ઉપાશ્રય)મા આવી પહોચ્યો તમે સૌ પણ વેપારની ભૂમિ છોડી ત્યાગની ભૂમિ–ઉપાશ્રયમા આવ્યા જ છો ને ? (સભામા હસાહસ)

જન્મ અને મૃત્યુ જ ત્યાગના સૂચક છે. જન્મ્યા હતા ત્યારે પણ કઈ સાથે લાવ્યા નહોતા અને સસારથી વિદાય લઈશુ ત્યારે પણ સાથે શુ લઈ જવાના ? તમે, લોહીનુ પાણી કરીને જે વસ્તુઓ એકઠી કરી છે એમને જરા પૂછી લ્યો કે એમાથી કઈ વસ્તુ તમારી સાથે આવવાની છે ! તે હજારો વસ્તુઓમાથી એક પણ સાથે આવશે ખરી ? તમારો આત્મા શો જવાબ

છે તે પણ સાથે વજનદાર ઝોળી લઈને જ આવે છે. વજનદાર ઝોળીનો અર્થ તમે સમજી ગયા હશો. તમે તમારા સ્વાર્થની વાતને બહુ જલદી જ સમજી લ્યો છો.

બીજી વ્યક્તિ તમારા પુત્રની દીક્ષાની વાત કરવા આવે છે. જરા જલદી બતાવો કે બન્નેમાં દુઃખ કે સુખ આપે? દીક્ષાની વાત કરનાર કે વેવિશાળની કરનાર? પણ આજના યુગમાં ત્યાગની વાત કરનાર કોઈને ગમતો નથી.

તમને ગમે કે ન ગમે, અમે તો ભાઈ ત્યાગની જ વાતો કહેવાના. વિકાસમાં ત્યાગ એ પહેલી શરત છે. જ્યાં સુધી બીજ પોતાને માટીમાં એકરૂપ કરી લેતું નથી ત્યાં સુધી પૃથ્વીને ભેદીને ઉપર આવી શકતું નથી. જ્યારે બીજ પોતાનું વિસર્જન કરી નાખે છે ત્યારે જ એકને બદલે હજારનું વરદાન લઈ તે આગળ વધે છે.

આ જ વાત પેલા મહાપુરુષોની છે કે જેઓ એક દિવસ તમારી અને અમારી જેવા જ હતા, પરંતુ જ્યારે તેમણે પોતાની ઇચ્છાઓ અને અરમાનોનું બલિદાન કર્યું. બીજાના હિતમાં પોતાને ખપાવી દીધા ત્યારે જ તેઓ મહાપુરુષોની હરોળમાં આવી શક્યા. દુનિયાએ એમને જોયા અને તે એમની પાસે નમી પડી. વર્ધમાન રાજકુમારે ત્રીસ વર્ષની ઊગતી ભર-જુવાનીમાં રાજ-પ્રાસાદોને ઠોકર મારી વનનો રાહ લીધો ત્યારે તેઓ ભગવાન મહાવીરના સ્વરૂપમાં પૂજાયા. બુદ્ધ અને ગાંધી બધા મહાપુરુષો ત્યાગના બળે જ આગળ વધ્યા હતા.

દુનિયાએ ભોગીઓનો દેખાવ જોયો છે પણ તે નમી છે તો ફક્ત ત્યાગીઓના ચરણોમાં જ. ભારતની ભૂમિ પર જેમ ચક્રવર્તીઓ થયા છે તેમ અનેક ત્યાગીઓએ પણ અહીં જન્મ ધારણ કર્યો છે. ત્યાગીઓના મંદિર તો તમે આજે પણ મોજૂદ રહેલાં જોઈ શકશો પરંતુ ચક્રવર્તીનું એક પણ મંદિર ક્યાંય તમને દેખાશે નહીં. આ ત્યાગીની દેન છે. હજારો દેવો ચક્રવર્તીની સેવામાં રહે છે પરંતુ એક પણ દેવ તેમને નમસ્કાર કરતો નથી. પણ જ્યારે તે ચારિત્ર-ધર્મનો સ્વીકાર કરે છે ત્યારે તેઓ નમસ્કાર કરે છે. બીજી વાત આગમમાં વર્ણન આવે છે કે ચક્રવર્તી જો ચક્રવર્તી સ્વરૂપે મરણ પામે છે તો એને ખરે જ નરકમાં જવું પડે છે. ચક્રવર્તીનું સિંહાસન તજીને તે ત્યાગના સિંહાસન પર બિરાજે છે તો તે સ્વર્ગ

અથવા મોક્ષને પામે છે આ છે ત્યાગનુ મહત્ત્વ જે નરકથી ઉગારી સ્વર્ગ અથવા મોક્ષ અપાવે છે

હવે તો તમે ત્યાગનુ મહત્ત્વ સમજી શકયા હશો ભોગ હમેશા ત્યાગની સામે નમ્યો છે શક્રેન્દ્ર પાસે કેટલો વૈભવ છે, એના મુકૂટ પર અમૂલ્ય રત્નો જડેલા છે જેના તેજથી એનુ મુખ દીપી ઊઠે છે. ચક્રવર્તીનુ સપૂર્ણ રાજ એના રત્નને ખરીદી શકતુ નથી તેવો બત્રીસ હજાર વિમાનોનો સ્વામી શક્રેન્દ્ર પોતાના સિહાસન પર બિરાજે છે ત્યારે સિહની જેમ ગર્જના કરે છે, પરતુ તેજ ઈન્દ્ર જ્યારે ત્યાગના દેવ—તીર્થંકર દેવની સામે આવીને બેસે છે ત્યારે એક સસલાથી પણ વધુ નમ્ર બની જાય છે

હજુ સુધી તો તમે ત્યાગનુ મહત્ત્વ જ સાભળ્યુ છે પરતુ ત્યાગનો આનદ કરી લીધો છે કે નહી ? રાગનો આનદ તો તમે કેટલીય વાર લીધો છે, હવે જરા ત્યાગના આનદને પણ માણી લ્યો, જુઓ, એમા પણ કેટલો આનદ ભર્યો છે। પરતુ ભોગના આસને બેસી ત્યાગનો આનદ કદી લઈ શકાતો નથી, જબુ જેવો યુવક આઠ—આઠ પત્નીઓનો સહવાસ તજી એક દિવસમા સુધર્મ ગણધરના ચેલો બની ગયો એ હતો ત્યાગનો આનદ ત્યાગનો રસ માણ્યો'તો શાલિભદ્રે। જે ધન્નાના એક ફિટકારે બત્રીસ-સુકુમારીઓને તજી ત્યાગના પથે સચર્યો

ત્યાગમા પણ એક આનદ છે પણ એનો આસ્વાદ તો જેણે ત્યાગનો પથ અપનાવ્યો હોય તે જ લઈ શકે છે સરોવરમા કમળ ખીલ્યા છે, એમા ભમરા છે તેમ દેડકા પણ પરતુ કમળની સુવાસનો આનદ ભમરો લઈ શકે છે, દેડકો એ આનદને શુ જાણે ? ત્યાગનો આનદ અતિમુક્તે લીધો હતો નવ વર્ષની ઉમરે, આ અવસ્થા તો છે રમવા અને ખાવા—પીવાની અને એક તૃષ્ણાભર્યા વ્યક્તિને જેટલુ ધન ગમે છે એટલુ જ બાળકને રમવુ ગમે છે પરતુ જ્યારે ત્યાગી સત ગૌતમ પ્રભુને અતિમુક્તે જોયા ત્યારે તે રમતનુ સ્થાન છોડી ત્યાગની ભૂમિ (ઉપાશ્રય)મા આવી પહોચ્યો તમે સૌ પણ વેપારની ભૂમિ છોડી ત્યાગની ભૂમિ—ઉપાશ્રયમા આવ્યા જ છો ને ? (સભામા હસાહસ)

જન્મ અને મૃત્યુ જ ત્યાગના સૂચક છે જન્મ્યા હતા ત્યારે પણ કઈ સાથે લાવ્યા નહોતા અને સસારથી વિદાય લઈશુ ત્યારે પણ સાથે શું લઈ જવાના ? તમે, લોહીનુ પાણી કરીને જે વસ્તુઓ એકઠી કરી છે એમને જરા પૂછી લ્યો કે એમાથી કઈ વસ્તુ તમારી સાથે આવવાની છે। તે હજારો વસ્તુઓમાથી એક પણ સાથે આવશે ખરી ? તમારો આત્મા શો જવાબ

આપે છે! જવા દો જડ ચીજો શું જવાબ વાળશે! પરંતુ ચૈતન્ય પરિ આને જ પૂછી લ્યો. તે તો જવાબ આપશે ને! તેમનો જવાબ સ્વીકાર-સૂચક હશે કે નકાર સૂચક! એ નિશ્ચિત છે કે જે કાંઈ એકઠું કર્યું છે તે સર્વ કાંઈ અહીં જ છોડીને ચાલ્યા જવું પડશે. હિન્દીના એક કવિએ પણ કહ્યું છે કે:

मेरा मेरा जो तू कहता है वह कुछ भी काम न आयगा
तू बंधी मुट्ठि आया है और खाली हाथों जायगा ॥"

જ્યારથી ભાન આવ્યું છે ત્યારથી અજ્ઞાન બોલે છે કે આ મારું છે તે મારું છે આ હું — મારું જ સર્વ સંઘર્ષનાં મૂળ છે. મમતાની મહોર મારી જે કાંઈ એકઠું કર્યું છે તે તારા જીવનની છેલ્લી ઘડીઓમાં-પળોમાં મૃત્યુની કાળી બલાથી તને ઉગારી લેવામાં અસમર્થ છે. તું આવ્યો ત્યારે મુઠ્ઠી બાંધીને આવ્યો હતો. તમે જોયું હશે કે જ્યારે બાળક અવતરે છે ત્યારે એની મુઠ્ઠી વાળેલી હોય છે. જ્યારે તું આંખો મીંચી લઈશ ત્યારે આ બધું પરાયું થઈ જશે. તું તો ખાલી હાથે જ દુનિયામાંથી વિદાય થઈશ.

એમનું તો નિશ્ચિત છે જ પણ ભેગું કરવાની પણ રીત હોય છે. એક માણસ લોહીનું પાણી-પરસેવો કરીને આખી જિંદગી સુધી પૈસા ભેગા કરી કરે છે. ખાતો ય નથી ને ખરચતો ય નથી. પરંતુ મૃત્યુના એક જ ઝપાટે સર્વ કાંઈ તજી ચાલી નીકળે છે ત્યારે લોકો બોલે છે — બાપડો બધું છોડીને ચાલી ગયો. બીજો માણસ પણ છે જે બુદ્ધિબળે હજારો-લાખો રૂપિયા કમાયો છે પણ તેમાંથી તેણે ખાધું અને કોને ખરચ્યું છે. પોતાના ગરીબ ભાઈ-બહેનોને માટે હજારો રૂપિયા તેણે આપ્યા હોય છે. જ્યારે આવો માણસ મૃત્યુ થતાં ચાલી નીકળે છે ત્યારે દુનિયા કહે છે — બહુ બહાદુર હતો. જીવન જીવવાની કળા એણે જાણી હતી. તે ધનનો કીડો નહોતો. ફક્ત ભેગું કરીકરીને મરી જનારાઓમાંનો તે નહોતો. તેણે કમાઈ જાણ્યું તેમ વાપરી પણ જાણ્યું. વાર, ત્યારે હવે જલ્દી ફેંસલો આપો કે તમારે ભિખારી-બાપડો બનવું છે કે બહાદુર! હું માનું છું કે કોઈપણ બાપડો બનવાનું પસંદ નહીં કરે. કામ-ધામ કરીને કમાવું અને રોતાં-રોતાં છોડીને ચાલી નીકળવું એ બહાદુરોનું નહીં પણ કાયરોનું-ભિખારીઓનું કામ છે.

બહાદુર બનવું છે તો મનને વિશાળ બનાવો. બીજા માટે કંઈક ત્યાગ કરતાં શીખો. મનને એવું તો ચાપો કે જ્યારે સંપત્તિના વિભાજનનો પ્રશ્ન આવે ત્યારે પણ તમે કહી શકો કે: તમે લ્યો. મારે કંઈ નહીં જોઈએ."

આ શબ્દોમા તમને વિશાળ હૃદય જોવા મળશે સકુચિત દિલનો માણસ-આવી તદ્દન વિપરીત મનોવૃત્તિ ધરાવતો હોય છે તે કહેશે, "હુ જ લઈશ; તને નહી આપુ" આ નીતિ પર ચાલીને કૈકેયીએ અયોધ્યાને નરક બનાવી મૂકી હતી રામ તો વનમા સીધાવ્યા ભરતને અન્તસ્તાપ થયો દશરથનુ પ્રાણપખેરુ ઊડી ગયુ અને અયોધ્યાનગરી સૂની બની ગઈ

જીવનનો વિકાસ વિલાસમાં નહી, ત્યાગમા છે નબળાઈને, દુર્બળતાને, સજ્જનતા માનવી એ ભૂલ છે અને કાયરતાને અહિસા માનવી એ પણ એવી જ એક ભૂલ છે અને એમ વિલાસમા વિકાસ માનવો એ તેથી પણ ગભીર ભૂલ છે વિલાસી વ્યક્તિ કદી વિકાસ કરી શકતી નથી એક કવિએ કહ્યુ છે

ત્યાગ નહી, જેને ગાદી ગમે,
જેના હૈયામા વાસ કર્યો કુકર્મે,
જેના રોમે રોમે સ્વાર્થ રમે,
મેલુડા માનવી તે જરીએ
જેને સ્થાનક માટે અવકાશ નથી
એવા પાપી વિલાસીના મદિરમા,
મારા દીન દયાળુનો વાસ નથી"

જેને ત્યાગથી વાત પ્રિય નથી, જેનો શ્રમ જોઈતો નથી, સેવા નહી પણ સત્તાની જેને ભૂખ છે, જેને સત્ય નહી પણ સ્વાર્થ પ્રિય છે જેને સીનેમા જોવા જવા સમય છે, પણ ધર્મસ્થાનકે આવવાની ફૂરસદ નથી, એવા વિલાસી કાદવમા ખૂપેલાના મન-મદિરમા આત્મા કદી સ્વસ્થ રહી શકતો નથી તેને તો ત્યાગની મધુર ખૂશબોની જરૂર છે જ્યારે હૃદયમા ત્યાગનો દેવ બિરાજેલો હોય છે ત્યારે મન બોલશે, 'હુ એકલો ખાઈ શકતો નથી તમે ખાશો ત્યારે જ ખાઈશ" ઉપનિષદ્મા પણ કહેવાયુ છે કે

**"तेन त्यक्तेन भूञ्जिथा ।**
**मा गृद्धः कस्यस्विद्धनम् ॥**

"બીજાને આપ્યા પછી જ આરોગો કોઈની સપત્તિ ઉપર મમત્વ ન રાખો"

જ્યારે મનમા અનાસક્તભાવ જાગે છે અને તે સમયે પદાર્થનો જે ત્યાગ કરવામા આવે છે તે સાચા અર્થમા ત્યાગ છે આ આત્માએ મોહ-દશામા રહી અનેકવાર ત્યાગ કર્યો છે તમે પણ અનેકવાર એવા ત્યાગ કર્યા

છે અમુક વસ્તુ મળશે તો આટલા ઉપવાસ કરીશ. છોકરો ઘેર ફરશે તો પાંચ આયંબેલ કરીશ. આમાં ત્યાગ તો છે પણ તે રાગમિશ્રિત ત્યાગ છે. ક્રોધમાં પણ ત્યાગ કર્યો છે. આવેશમાં આવીને લાત મારી ચાલી નીકળ્યા અને ત્રણ દિવસ સુધી એક કણ પણ ખાધું નહી તો શું એને આમ તપ માની શકાશે ખરું? વીતરાગ દેવ આવા તપને તપરૂપે સ્વીકારતા નથી.

લોભી મનની વ્યક્તિ પણ ત્યાગ કરે છે. દુકાને ગીરદી જામી છે. ઘેરથી બાળક આવ્યું અને કહેવા લાગ્યું : ચાલો બાપુ, ઠંડુ થઈ રહ્યું છે. આ ભજુ બાર વાગ્યા છે અને પેટમાં ભૂખ લાગી છે. તેમ છતાં ઘરાકોની ગીરદીને જોઈ જવાનું મન થતું નથી. તે કહી દે છે કે "જા, તું જમી લે? અને તારી બાને કહેજે કે તે પણ જમી લે. મને હમણાં ભૂખ લાગી નથી! ભોજનનો અહીં ત્યાગ કર્યો છે પણ તેમાં આત્મ-દ્રષ્ટિ નથી. ભૌતિક પદાર્થોના રાગમાં અનેકવાર આપણે ત્યાગ કર્યો છે. કઠોરમાં કઠોર પ્રતિજ્ઞાઓ પણ કરી છે. પરંતુ જે ત્યાગમાં જ્ઞાનદૃષ્ટિ ન મળે તે ત્યાગને સાચા અર્થમાં ત્યાગ કહી શકાય નહી.

બિકાનેરના મહારાજાના ભાઈનું નામ પૃથ્વીરાજ હતું. તેમનાં લગ્ન લાલદે નામની સુંદર રાજકુંવરી સાથે થયેલાં. એકવાર લાલદે બીમાર પડી. તેની અસ્વસ્થતા જોઈ પૃથ્વીરાજ બેબાકળા થઈ ગયા. સર્વશ્રેષ્ઠ ચિકિત્સકોનો ઉપચાર પણ કારગત ન નીવડ્યો. સાચી વાત તો એ હતી કે આયુષ્યનો તાંતણો એટલો નાજુક છે કે જ્યારે તે તૂટે છે ત્યારે એને સાંધનાર કોઈ મળતું નથી. એક શાયરે કહ્યું છે કે

કળીઓના દર્દને કનાવનારુ કોણ છે!
દોરી તૂટી આયુષ્યની તો સાંધનારુ કોણ છે!

જીવન-દીવડો જ્યારે ઓલવાય છે ત્યારે દુનિયાની કોઈ તાકાત એવી નથી કે એને ફરી પ્રદીપ્ત કરી શકે. પૃથ્વીરાજના સર્વ પ્રયત્નો વ્યર્થ ગયા અને લાલદેએ એક દિવસ સદાને માટે આંખો મીંચી લીધી. જે દિવસે બિકાનેરના રાજમહેલમાંથી લાલદેની અર્થી બહાર નીકળી તે દિવસે પૃથ્વીરાજની આંખોમાંથી અશ્રુધારા વહી નીકળી અને એનો આત્મા તો વળી હજાર-હજાર ધારાઓમાં રડી પડ્યો. છેવટની વિદાય દેવા પૃથ્વીરાજ પણ સ્મશાનભૂમિ સુધી ગયો. ચંદન-ચિતા ઉપર લાલદેના મૃતદેહને મૂકવામાં આવ્યો. જોત-જોતામાં અગ્નિની જ્વાળાઓમાં ભૌતિક દેહ ભસ્મ થવા લાગ્યો.

એ દ્રશ્યને નિહાળી પૃથ્વીરાજનુ દિલ જાણે છાતીમા ગોળી લાગવાથી મૃત્યુ અનુભવી રહેલુ પખી પોતાની પાખો ફફડાવતુ હોય એમ ફફડી ઊઠ્યુ. વિયોગની વેદનામા બળતાં હૃદયે પૃથ્વીરાજ બોલ્યો

**" तो रांध्यो नही खावशु रे वासदे निसड,**
**मो देखत ही बालियो लाल दहदां हड्ड ॥**

અરે ઓ નિર્લજ્જ અગ્નિ ! મારી આખો સામે જ મારી પ્રિય લાલદેના કોમળ દેહને બાળીને ભસ્મ કરી નાખ્યો આજથી હુ તારા ઉપર પકવેલી કોઈ વસ્તુ ખાઈશ નહી

કેટલો મોટો ત્યાગ છે ! અગ્નિ પર પકાવેલી વસ્તુ ના ખાવી એ બહુ મોટો ત્યાગ છે ! તેણે મીઠાઈથી માડી રોટલા સુદ્ધા ખાવાને છોડી દીધુ આટલો મોટો ત્યાગ છે પણ જરા થોભો, આપણે હજુ ઊડા ઊતરીને જોવાનુ છે આ ત્યાગની પાછળ આત્મવિજ્ઞાન કહે છે કે એક નારી પરનો મોહ છે એ નિશ્ચિત છે કે અહી આત્મ-જ્ઞાન બોલતુ નથી પણ દેહ પરની મમતા બોલી રહી છે, એટલે વીતરાગના ઘરમા આવા ત્યાગની કોઈ કિમત નથી મનમા રાગને સ્થાપી ત્યાગ કરી લેવાનો કોઈ અર્થ નથી માટે પહેલા રાગને તજો અને પછી પદાર્થને તજો, આવો નાનો એવો ત્યાગ પણ આત્માને શાશ્વત શાતિ તરફ લઈ જશે

જૈન ઉપાશ્રય,
ભાદરવા સુદ ૩ કાદાવાડી, મુબઈ.



## “ सपूर्णं कुम्भो न करोति शब्द ”

## ૪૪ ભરેલો ઘડો અવાજ કરતો નથી

કષાયવિજયના સંબંધમાં આપણો વિચાર-વિનિમય ચાલી રહ્યો છે. કાલે મેં માનવિજય સંબંધમાં વિચારો રજૂ કર્યા હતા. આપણે વિચાર કરવો છે કે માન કેવી વ્યક્તિને થાય છે. માન હંમેશાં અધૂરાને થાય છે. બહેનો અનાજ દળે છે તે તમે જોયું છે? હવે તો 'છે' ના બદલે 'હતી' કહેવું જોઈએ. કારણ કે હાથે દળવું એ તો ગરીબાઈનું ચિહ્ન થઈ ગયું છે. કોઈ પણ ન કરવું એ શ્રીમંતાઈની નિશાની ગણાય છે. પછી ભલે એવા આળસુ જીવનથી ગમે તેટલી બિમારીઓ ચાલી આવે! ક્યારેક માથું ભારે થાય છે ક્યારેક પેટ ભારે થાય છે કોઈ વખત કબજિયાત થાય છે તો વળી કોઈ વખત ઊંઘ નથી આવતી. રોજ રોજ ડૉક્ટરને ત્યાં દોડો. એને ફી આપો, પેટમાં દવાઓ નાખે જાઓ અને ઈન્જેક્શનો ભોંકાવો. આવી શ્રીમંતાઈ કે જે બે રોટલી પણ શાંતિથી ખાવા ન દે. તેના કરતાં ગરીબાઈ શું ખોટી છે? ગરીબી, ભલે રોટલી સાથે ઘી ન આપે, જાતજાતની ચટણી-અથાણાં ન આપે પણ તંદુરસ્તી તો સારી રાખે છે. રોજ રોજ ત્યાં ઈન્જેક્શનોથી શરીરમાં કાણાં તો નથી પાડવા પડતાં. અને ગરીબોની પાસે એવા વધારાના પૈસા પણ ક્યાં છે? ખરું પૂછો તો તેમની પાસે બિમારીઓ વધુ જતી પણ નથી. કારણ કે તે જાણે છે કે ત્યાં તેનું ઝાઝું સન્માન થવાનું નથી. આ તો તમે લોકોએ તેની સાથે પ્રીતિ બાંધી રાખી છે. મોસંબીનો રસ તેને તમારે ત્યાં મળે છે. પછી ગરીબોની ઝૂંપડીમાં તે શું કરવા જાય!

ગામડાની બહેનો આજે પણ હાથે ઘંટીએ દળે છે. એટલે તેમને

ચોખ્ખો લોટ મળે છે અને તે પણ વીટામીનવાળો કારણ કે હાથઘટી વીટામીનને બાળી નાખતી નથી જ્યારે મશીનની ઘટી અનાજના સત્ત્વનો નાશ કરે છે, એથી તમારે વીટામીનની ગોળીઓ શોધવી પડે છે

જ્યારે બહેનો ઘટીમા દળે છે ત્યારે જો અનાજ પાણીમા પલળેલુ હોય તો અવાજ થતો નથી પણ જો અનાજ સૂકુ હોય તો કડકડાટ અવાજ થાય છે

તેવી રીતે જેનામા જ્ઞાનની ભીનાશ છે, તે અવાજ ઓછો કરે છે પણ જે સૂકા છે તે વધુ અવાજ કરે છે એટલે, એટલુ સત્ય સમજજો કે જેના જીવનમા ગભીરતા છે, વિચારોમા પ્રૌઢતા છે, તે તેટલુ જ ઓછુ પ્રદર્શન કરે છે

અગ્રેજ વિચારક માર્કટવેઈન કહે છે કે—માત્ર બે ઈંડા મૂકનાર મુરઘી એટલો ફડફડાટ કરે છે કે જાણે તેણે કોઈ નક્ષત્રને જન્મ આપ્યો હોય અધૂરો આદમી જ્યારે કપડા પહેરે છે, ત્યારે એમ જ સમજે છે કે તે કોઈ દિવસ નગ્ન રહ્યો જ નહિ હોય જ્યારે તેની પાસે બે પૈસા ભેગા થાય છે ત્યારે તે એમ સમજે છે કે જાણે તેણે કોઈ દિવસ ગરીબી જોઈ જ નથી જ્યારે તે ચાર અક્ષર ભણે છે ત્યારે તો તે બૃહસ્પતિ સાથે પણ ચર્ચા કરવા તૈયાર થઈ જાય છે અહથી ભરેલો આદમી જ્યારે બે પાનાનો નિબધ લખી નાખે છે, ત્યારે તે પોતાની જાતને એક મહાન સાહિત્યકાર માની લે છે.

એટલા માટે એક સસ્કૃત કવિ કહે છે કે—

यदा किंचिज्ज्ञोऽहं द्विप इव मदान्ध समभवम्
तदा सर्वज्ञोऽस्मीत्यभवदलिप्तं मम मन ।
यदा किंचित्किंचिद्बुधजन सकाशादवगतं ।
तदामूर्खोऽस्मीति ज्वर इव मदो मे व्यपगत ।

પિગળાની પાપકહાણીએ જેના અતરને અજવાળ્યુ, એવા ભર્તૃહરિ કહે છે—જ્યારે હુ કાઈક જાણતો હતો ત્યારે, મારુ અહકારી મન એમ કહેતુ કે હુ બધુ જ જાણુ છુ આ અહકારે મારો જ્ઞાનદીપક બુઝાવી નાખ્યો હવે જ્યારે હુ અધારામા ડૂબીને શોધવા મડ્યો, ત્યારે જ્ઞાનનો પ્રકાશ મને મળ્યો પણ જ્યારે હુ કેટલાક વિદ્વાનોના પરિચયમા આવ્યો, તેમની જ્ઞાનધારાના થોડાક બિન્દુઓ પ્રાપ્ત કર્યા, ત્યારે મને સમજાયુ કે આજ સુધી હુ જે કાઈ શીખ્યો, જે કાઈ વિચાર્યુ અને જે કાઈ સમજ્યો

હતે. તે જ્ઞાન નહિ પણ અજ્ઞાન હતું અને તેને હું જ્ઞાન માની બેઠો હતો. તેથી મારા મનમાં અહંકાર આવ્યો. આજે હું સમજી શક્યો છું કે હું કેટલા અંધારામાં છું! જ્ઞાનરૂપી પ્રકાશનાં કિરણોનો હજારમો ભાગ પણ મેં મેળવ્યો નથી.

જે ઊંડી નદીઓ હોય છે તે શાંત હોય છે પણ છીછરાં નાળાં એવો અવાજ કરે છે કે જાણે પાણીનો અખૂટ ભંડાર હોય. વર્ષાઋતુમાં તો ઘણી વખત તે એવો દેખાવ કરે છે કે પૂછો જ નહિ. આજુબાજુની નાની ઝૂંપડીઓ અને ઝાડોને પણ તે ખેંચી જાય છે.

એ નદીનું જોર ત્રણ દિવસમાં ઊતરી જશે. પણ તેણે જે વિનાશ સર્જ્યો હશે તે માનવીના મનમાંથી ત્રણ વર્ષે પણ દૂર નહિ થાય. જ્યારે તે તેની નજીક જશો ત્યારે તેની કહાણી કહેશે કે અમુક વર્ષમાં આ નદીમાં એવું મોટું પૂર આવ્યું હતું કે તેમાં અમારા ગામની તમામ સંપત્તિ તણાઈ ગઈ હતી. કેટલાં દૂધ પીતાં બાળકો મરી ગયાં. કેટલા કુટુંબો અને પશુઓ તણાઈ ગયા. જેનો આજ દિન સુધી પત્તો નથી. કેટલી જમીન ધોવાઈ ગઈ, વાવેતર સાફ થઈ ગયું. ઢોરો તણાઈ ગયાં.

આવી જ રીતે સંપત્તિ અને વૈભવનાં પૂર પણ ત્રણ દિવસમાં ઊતરી જશે. પણ એ પૂરમાં માનવીએ કરેલાં મેલાં કામની યાદ તો હમેશને માટે રહી જશે. કેટલા હસતાંને રડાવ્યા, ગરીબોના રોટલા છીનવી લીધા એવી કાળી કહાણીઓ માનવીના મનમાંથી વર્ષો સુધી જશે નહિ.

પરંતુ અહંકારી વ્યક્તિના પ્રયત્નો જ એવા ચાલતા હોય છે કે તે બીજાને નીચે પાડી પોતે ઊંચા આવવા ઇચ્છે છે. પણ અહંકારી પોતે જ પોતાનું પતન લાવે છે. અહંકાર શું છે? તે છે માત્ર મનનો ભાર. જો વજન કરીએ તો એક તોલાભાર પણ નથી. પણ તેનો ભાર એટલો છે કે તે આત્માને ઉચ્ચ કક્ષાએ જવા નથી દેતો. તે આપણી ઊંચે ઊડવાની પાંખને કાપી નાખી પતનના માર્ગે પટકે છે. જો શાંતિ જોઈતી હોય તો પહેલાં આ મનના ભારને દૂર કરો. ખરું માન તે કે મનમાંથી માનનો નશો ઉતારી નાખ્યો. ત્યારે તમને એટલું હળવાપણું લાગશે કે જાણે માથા પરથી મણનો ભાર ઊતરી ગયો. માનત્યાગનો લાભ જપ કરતાં વધુ છે. ગૌતમ પ્રભુ [illegible] વિનયથી આ વર્ધમાનને પ્રશ્ન કરે છે.

**प्र०—'माण विजएणं भन्ते ! जीवे किं जणयई !**

૭૦—माण विजयेणं भदंते जणयइ । माण वेयणिज्जं कम्मं न बन्धइ । पुव्व बुद्धं च निज्जरेइ ।

ગૌતમ સ્વામી પૂછે છે—ભગવન્ત! માનવિજયથી આત્માને શો લાભ થાય?

કેટલો માર્મિક અને જીવનને સ્પર્શતો આ પ્રશ્ન છે! નથી તેમા સ્વર્ગની ઊંચી ઊડાન કે નથી તેમા નર્કની પાતાળયાત્રા

ઘણા મુમુક્ષુઓ આવે છે પ્રશ્નો કરે છે પણ તેમના પ્રશ્નો આકાશમા ઊડતા હોય છે કે પાતાલને ફોડતા હોય છે પણ આ પૃથ્વીની કોઈ વાત નથી હોતી કે જ્યા આપણે રાતદિવસ રહીએ છીએ જાણે કે આ દુનિયાના તમામ સવાલો ઊકલી ગયા! પછી ભલેને ક્રોધની ગાંઠ ઘરમા ડકળતા હોય, ખાવાનામાં જરા જેટલુ મીઠુ વધારે પડતા, ઘરમા મહાભારત જગાવતા હોય અને આખા કુટુબને ગેકી નાખતા હોય, પણ ઉપાશ્રયમા આવશે ત્યારે આસમાનની જ વાતો કરશે

કયા ઉપાય વડે મનની આગ બુઝે, કષાય મદ પડે, કૌટુબિક જીવનમા કેમ શાતિ આવે, જીવનની નાનીમોટી સમસ્યાઓ કેવી રીતે શાતિપૂર્વક ઉકલે, બીજાની ભૂલોને પ્રેમપૂર્વક કેવી રીતે સુધારી શકાય, સ્વર્ગ આકાશમા નહિ પણ જીવનમા કેવી રીતે ઊતરે, આ બધા પ્રશ્નો સાથે આજના તત્ત્વજ્ઞાનપ્રિય પિપાસુઓને જાણે કે કાઈ લાગતુવળગતુ જ નથી તેમની સામે તો હમેશા સ્વર્ગ અને નરકની તસ્વીરો જ નાચતી હોય છે

પણ મહાન સાધક પ્રભુ ગૌતમ જીવન અને જગતના રહસ્યના જ્ઞાતા ભગવાન મહાવીરને જીવનને સ્પર્શતો પ્રશ્ન કરે છે

પ્રભુ! આત્મા માનનો ભાર ઉતારીને ફેકી દે છે ત્યારે તેને શો લાભ મળે છે? આ લાભને તમે ચળકતા ચાદીના ટુકડાનો લાભ ન સમજશો

તમારે શુ જોઈએ? ચમકતી ચાદીનો લાભ કે આત્માની ઉજ્જ્વળતાનો લાભ? આજનો માનવી ચાદીના ચળકાટમા એટલો લોભાઈ ગયો છે કે આત્માની ઉજ્જવળતાનો તેણે નાશ કરી નાખ્યો છે પણ અહી ભૌતિક લાભનો પ્રશ્ન નથી, પણ આત્મિક સૌદર્ય અને નિજગુણની પ્રાપ્તિનો પ્રશ્ન છે આત્મિક સાધના દ્વારા, ભૌતિક લાભના ટુકડાની ભીખ માગવી એ બુદ્ધિમત્તાથી દૂર છે

વિનયવંત આત્મા માનના બોજાને ઉતારીને ફેંકી દે છે પછી માનને પરિણામે વેઠવા પડતા કર્મોનો બંધ તેને થતો નથી એનો અર્થ એવો છે કે તેના કાર્યો એટલા કોમળ હશે કે ભવિષ્યના જન્મોમા પણ અહંકાર, તેની નજીક નહિ આવે કારણ કે તેનામા બહાર વિનય છે તેવો અંદર પણ વિવેક છે એવી નિરભિમાન વ્યક્તિ પરોક્ષ રીતે પણ અહંકાર વ્યકત થતો હોય એવા પ્રયત્નોથી દૂર રહેશે તે મહાપુરુષોનુ સ્વાગત કરશે પણ તેમના અપમાનથી દૂર રહેશે.

એક માણસ ટોકીયોના બજારમાં ફરી રહ્યો હતો એકાએક તેની નજર તેના એક ફોટા તરફ ગઈ તે જરા અટકી ગયો કાઈક વિચાર કર્યો અને ફોટો લટકાવેલો હતો તે સ્ટુડીયોમાં ગયો ત્યા જેટલા ફોટા તેના હતા તે બધા તેણે ખરીદી લીધા અને ફોટોગ્રાફરની સામે જ તેમા દીવાસળી ચાપી દીધી ફોટોગ્રાફર સ્તબ્ધ થઈ ગયો આશ્ચર્યચકિત થઈ તેણે પૂછ્યુ. "આ તમે શુ કર્યું ?"

તેણે પૂછ્યુ–"તમને ખબર છે આ કોનો ફોટો છે?"

ફોટોગ્રાફરે કહ્યુ–'હા બરાબર ખબર છે, આ અમારા જાપાનના મુખ્ય સેનાપતિનો ફોટો છે, જેના ઉપર દેશની સ્વતંત્રાની ખૂબ જ મોટી જવાબદારી રહેલી છે પણ તમે કહો કે તમે આટલા પૈસા ખર્ચ્યા અને તેના ફોટાઓને સળગાવી દીધા, તો શુ તમે વિદેશી "

"શુ કહ્યુ ? વિદેશી જાસુસ ? વિદેશી નહિ, પણ વિદેશીઓને માટે જરૂર જાસુસ છુ "

ફોટોગ્રાફર આગળ કાઈ પણ બોલે તે પહેલા પેલા આવનારે કહ્યુ

"તમે મને ઓળખી શકયા નથી આ ફોટાઓ મારા જ છે હું જ તેં જાપાનનો મુખ્ય સેનાધિપતિ છુ જુવાનીના સમયમા હુ લશ્કરમા જોડાયો હતો આજે તો હુ ખૂબ બદલાઈ ગયો છુ અને મે ફોટા સળગાવી દીધા તેનુ કારણ જાણવુ હોય તો સાભળો જાપાનના લોકો પોતાના લાકડાનાં મકાનોને શણગારે છે, મારા ફોટો પણ તેમા લગાડશે પણ તેમા મારો એકલાનો ફોટો નહિ હોય મારી સાથે અનેક મહાપુરુષોના હશે એ બધી અહિંસા અને વિશ્વપ્રેમી મૂર્તિઓની સાથે મારો ફોટો કેટલો શરમાશે ! કયા કરુણામય સંત અને મહાપુરુષો અને કયા બીજાઓના ખૂનથી ખેલનારો હુ ! એમની વચમા બેસતા કેટલી શરમ આવશે ! હુ નથી ચાહતો કે સંત અને

બધ થઈ જાય છે પછી પ્રશ્ન ન્યાયાન્યાયનો ન રહેતા વ્યકિતગત પ્રતિષ્ઠાનો બની જાય છે વ્યકિતગત માન પાછળ અધ બનેલો માનવી શુ નથી કરતો ?

પણ અહકાર જ તેના પતનનુ કારણ બને છે તે બધી ભલાઈઓને દડો મારીને કાઢી મૂકે છે અહકારીને કોઈની સાચી શિખામણ પણ સાભળવામા અપમાનનો આભાસ થાય છે પછી માનવાની તો વાત જ ક્યા રહી ? પછી તેના જીવનમા રહેલા સદ્‌ગુણો, પહાડ ઉપરના ઝરણાની માફક સમાપ્ત થઈ જાય છે, પાણીનો સ્વભાવ છે કે તે હમેશા ઉપરથી નીચેની તરફ વહે છે, એવી રીતે સદ્‌ગુણ પણ નીચે ઊતરતા જાય છે જેના જીવનને અહકારનો સ્પર્શ થયો છે, તેનામા સદ્‌ગુણનુ પાણી ટકી શકતુ નથી, એટલે મનમાથી અહકારને કાઢી નાખી તેમા સદ્‌ગુણોને ભરવાનો પ્રયત્ન કરો

પરતુ, માન જેટલી અનાવશ્યક વસ્તુ છે, તેટલુ જ સ્વાભિમાન આવશ્યક છે તમે નમ્ર બનજો, પણ દીન ન બનશો સદ્‌ગુણો ની સામે નમવામા નમ્રતા છે, પણ સ્વાર્થ સામે નમવામા દીનતા છે કોઈ સદ્‌ગુણી વ્યકિતને તમે હજાર વાર નમો તમારુ ગૌરવ વધશે પરતુ સ્વાર્થના પ્રલોભન અને ભયની સામે એક વાર પણ મસ્તક નમાવશો નહિ ત્યા નમવાનો અર્થ સ્વાર્થ અને અન્યાયને ઉત્તેજન આપવા જેવો થશે

ભગવાન મહાવીર, પાવાપુરીની અતિમ દેશના-ઉત્તરાધ્યયન સૂત્રમાં સૌથી પહેલા અધ્યયનમા, વિનય ગુણ ખીલવવાની પ્રેરણા આપે છે તે જ ભગવાન બીજા અધ્યયનમા પોતાના સાધુઓને દીનતાનો પરિત્યાગ કરવાનુ પણ ફરમાવે છે ભગવાન કહે છે -

સાધકજીવનની લાબી યાત્રામા તારે ભૂખ અને તૃષાના સકટો પણ સહન કરવા પડશે કારણ કે સાધુજીવનનો માર્ગ ફૂલોથી નહિ પણ કાટાથી પથરાયેલો છે, પરતુ એ માર્ગ પર ચાલતા તારા જીવનમા દીનતાનો જરા સરખી છાટ પણ ન આવે, ભલે ભૂખ તારા શરીરને દુર્બળ બનાવે પણ તે મન ઉપર આક્રમણ ન કરે એ જોજે

તનની દુર્બળતા મનમા ન પેસે તે માટે વીતરાગ પ્રભુ ચેતવણીરૂપે કહે છે–

"कालो पव्वंग सकासे, कीसे धमणि सतए ।
मायन्ने असण-पाणस्स अदीणमणसो चरे" ॥

ઉત્તરાધ્યયન અ ૨.

ભૂખ અને તરસને કારણે તારો દેહ કાગડાના પગ જેવો કૃશ થઈ જાય છતાં તું મનમાં દીનતા ધારણ કર્યા વિના સાધક જે ભિક્ષા તારું ઉપજીવન છે છતાં તેને માટે તું કોઈની પ્રશંસા ન કરીશ. ધર્મકથા સ્વાધ્યાયનું એક અંગ છે અને એ તપ પણ છે. મુનિજીવનમાં સ્વાધ્યાયનું મહત્ત્વપૂર્ણ સ્થાન છે, છતાં પણ સાધક! તું ભિક્ષા માટે સ્વાધ્યાય ન કરીશ. નહિ તો સામાન્ય જનતા તેનો સીધો અર્થ એવો કરશે કે આટલું ગાયું, આટલો ઉપદેશ દીધો એ બધું માત્ર બે રોટલા માટે હતું. આ વૃત્તિ તારા સ્વાભિમાની જીવન માટે શોભાસ્પદ નથી તેમ જ જૈન શાસનને માટે લાંછનરૂપ છે.

તમે નમ્ર બનો પણ દીન નહિ. એવી જ રીતે સ્વાભિમાની બનો પણ અભિમાની નહિ. અભિમાન અને સ્વાભિમાનમાં એટલું અંતર છે કે જેટલું તાવની ગરમી અને સ્વાસ્થ્યસૂચક ગરમીમાં છે.

તંદુરસ્ત માનવીના શરીરમાં ગરમી હોય છે. જો ગરમી ન હોય તો તો મોતનું વોરંટ જ આવે. પણ જો ટેમ્પરેચર સાધારણ કરતાં ઉપર જાય તો તે ચિંતાનું કારણ બનશે. તેને માટે ઈન્જેક્શન પણ લેવું પડશે.

બરાબર એવી જ રીતે, સ્વાભિમાન શરીરની જરૂરી ગરમી છે. વ્યક્તિને પોતાના દેશનું, પોતાના ધર્મનું, પોતાના સમાજનું ગૌરવ હોવું જોઈએ. જો કોઈ મનુષ્ય થોડાક પૈસાની ખાતર રાષ્ટ્રના હિતનો નાશ કરવા તત્પર થાય તો જાણવું કે અપ્રત્યક્ષરૂપે રાષ્ટ્રને મોટું નુકસાન કરી રહ્યો છે.

તમારામાં આત્મગૌરવ હોવું જોઈએ. ગાંધીજી એટલા વિનમ્ર હતા કે તેમની વિનમ્રતા એ ભારતનો આદર્શ છે. પોતાની ભૂલ જો જણાતી તો એક નાના બાળકને નમવામાં પણ તેમને શરમ નહોતી આવતી. પણ આફ્રિકાની મુસાફરીમાં એક અંગ્રેજે તેમને ગાડીમાંથી જગા ખાલી કરવા કહ્યું તો તેઓ જરાયે ખસ્યા પણ નહિ. જો કદાચ કોઈ રૂપે તેમને કહ્યું હોત તો તેને જગા આપવામાં એક ક્ષણનો પણ વિલંબ ન કર્યો હોત. પરંતુ આ પ્રશ્ન જુદો હતો. જો તેમણે જગા ખાલી કરી હોત તો સમગ્ર ભારતનું સ્વાભિમાન ગયું રહેત. એટલા માટે તેઓ તે અંગ્રેજની ગાળો અને માર ખાઈને પણ જગા ઉપર બેસી રહ્યા. કારણ કે આ સ્વાભિમાનનો સવાલ હતો.

આત્મગૌરવ કોને નથી? ધૂળ જેવી વસ્તુ પણ કોઈનો તિરસ્કાર સહન કરી શકતી નથી. ઠોકર મારવામાં આવે છે તો તે ઠોકર મારનારના માથે ચડીને બેસી જાય છે.

હા તો તમે સ્વાભિમાનની રક્ષા કરો પણ તેને માટે તમારે અહંકારને તો વિદાય આપવી જ પડશે અહંકાર ગયા પછી ધ્યેયની પ્રાપ્તિમા એક સેકન્ડની પણ વાર લાગવાની નથી સ્વામી વિવેકાનંદના શબ્દોમા કહું તો–

"જો તમારો અહંકાર ઓગળી ગયો તો કોઈ પણ ધર્મપુસ્તકની એક લીટી પણ વાચ્યા સિવાય મંદિરનુ એક પણ પગથિયુ ચઢયા સિવાય, જ્યા બેઠા હશો ત્યાથી જ મોક્ષ મેળવી શકશો."

તા. ૧૮–૭–૫૯ જૈન ઉપાશ્રય, માટુંગા.



દ્વેષી માનસ સદા ભયભીત રહે છે

પૃથ્વીની રક્ષા સમુદ્ર કરે છે, ઘરની રક્ષા ચાર દિવાલો કરે છે, રાષ્ટ્રની રક્ષા શાસક કરે છે, તો મનુષ્યની રક્ષા ચરિત્ર કરે છે

જેમ મયૂરની શોભા એની પાખોથી અને પાખોની શોભા મયૂરથી છે તેમ વ્યક્તિ અને સમાજની શોભા પરસ્પરના પ્રેમસંબંધથી છે

વેરથી વેર વધે છે, આપણા હૃદયનુ વેર શત્રુના વૈરાગ્નિને માટે ઇંધનરૂપ છે જો આગમા ઇંધણ ન પડે તો તે બુઝાઈ જાય છે

# ૪૫ દર્પનો સર્પ

દરેક માનવીના મનમાં એક મહત્ત્વાકાંક્ષા હોય છે કે તે મહાન બને. તેના દરેક પ્રયત્નો મહાન બનવાની દિશામાં જ હોય છે. પણ જેમ જેમ તે આગળ વધવાનો પ્રયત્ન કરે છે તેમ તેમ તેના મનનો અહંકાર તેના માર્ગમાં અટકાયત કરતો ઊભો રહે છે. ઉછળવાની સાથોસાથ માનવમનમાં અહં જન્મે છે. તે અહં તેની પ્રગતિને રૂંધે છે. મનના અહંકારને એક અંગ્રેજ વિચારકે ટાંકણીની ઉપમા આપી છે. ટાંકણી કાગળમાં પેસે છે પરંતુ તેનું માથું તેને આગળ જવા દેતું નથી, એ જ પ્રમાણે અહંકારથી ગર્વોન્નત બનેલ વ્યક્તિનું મસ્તક તેની પ્રગતિને અટકાવે છે.

અહંકારી વ્યક્તિની એક ભાવના હોય છે કે તે પોતાના જ કાર્યોને સર્વશ્રેષ્ઠ માને છે. તેનું મન હંમેશાં પોતાની પ્રશંસા સાંભળવા જ ઉત્સુક હોય છે.

અહંકાર એ ક્રોધનું બીજું રૂપ છે. આપ ક્રોધના સંબંધમાં સાંભળતા આવ્યા છો. આ પહેલાં તમે મનની જ્વાળા ક્રોધ કામના સંબંધમાં સાંભળ્યું છે. આજે મન પર વિચાર કરીએ.

એક પ્રશ્ન થાય છે કે તે આવે છે શા માટે? એક માણસ શાંત અને સ્વસ્થ બેઠો છે. તેની પાસે જરાક વાત થઈ કે તેના હૃદયમાં છૂપી આગ ભભૂકી ઊઠે છે. તે શાંતચિત્ત પ્રસન્ન આદમી એકદમ લાલપીળો થઈ જાય! એ શત્રુ એવું શું કામ કરે છે કે જેથી દબાયેલો ક્રોધ જાગી જાય છે? આપ જરા ઊંડાણથી જુઓ. ક્યારે પણ એકાન્તમાં ચિત્તને શાંત રાખી આ સંબંધમાં વિચાર કર્યો છે? મચ્છરો અને અન્ય જંતુઓનો નાશ કરવાની યોજનાઓ થાય છે. કોઈ શરીરનાં જંતુઓ જે શરીરમાં ઘૂસી ગયાં

હોય તો તેનો નાશ કરવા તમે કેટલા આતુર બનો છો ? તુરત જ ડૉકટર પાસે જઈ ઈન્જેકશન લો છો

હોશિયાર ડૉકટર શરીરમા પ્રવેશેલા રોગના જતુઓનો નાશ કરતાં પહેલા, તેની ઉત્પત્તિના કારણો શોધે છે તમે પણ કુશળ ડૅાકટર બનો અને જુઓ કે ક્રોધના ઝેરી જતુઓ કેવુ આક્રમણ કરે છે જરા બારીકાઈથી જુઓ તો જણાશે કે ક્રોધના જતુઓ અહકારમા પેદા થાય છે ક્રોધનુ મૂળ અહકાર છે, જ્યારે માનવ મનના અહકાર પર આઘાત થાય છે, ત્યારે તે ઉછળે છે, આ ઊછળતા અહકારનુ નામ ક્રોધ છે

જ્યારે કોઈ કાઈ કડવી વાત કહે છે તો તે બોલી ઊઠે છે-મને જાણો છો હુ કોણ છુ ? આ " હુ " ઉપર ચોટ લાગી કે ઊભરો ચડયો આ અહ કેટલીક વાર કુટુબ પરિવાર સુધી વિસ્તરે છે, તો કેટલીક વાર પોતાની જાતિ કે વશપરપરા સુધી ફેલાય છે આથી કેટલીક વખત કોઈના મોઢે પોતાના કુટુબ કે પરિવારને હલકા પાડે તેવી વાત સાભળી આખો લાલ થઈ જાય છે તેની વશપરપરાને કોઈ નીચી કે હલકી કહે તો તે સહન કરી શકતો નથી. આ બધુ શું છે ? અહકારના જ આ બધા રૂપાતર છે

શરીર ઉપર ઘા પડે તે માણસ હસતો સહન કરી શકે છે, પણ તેના અહ ઉપર ઘા પડે ત્યારે તે ધુધવાઈ ઊઠે છે અહ પર થયેલ ઘા તેના તન, મન અને પ્રાણને ઘાયલ કરી નાખે છે અહ ઉપર થયેલો ઘા એવો હતો કે જેને પરિણામે આખુ કૌરવસૈન્ય નાશ પામ્યુ દ્રૌપદીએ માત્ર એક જ વાકય ઉચ્ચાર્યુ કે, " આધળાના દીકરા પણ આધળા જ હોય " આ વાકય દુર્યોધને સાભળ્યુ અને તેનુ અહ ઘવાયુ અને તે ઘામાથી અઢાર અક્ષૌહિણી સેનાના રુધિર વહ્યા યાદ રાખો કે માનવ મનના સુપ્ત અહકાર પર ચોટ લાગે છે, ત્યારે ક્રોધ ઉભરાય છે

તો એ પણ ન ભૂલશો કે જ્યા સુધી હૃદયમા અહકાર ભર્યો છે ત્યાં સુધી તેના પર ચોટ લાગવાની જ એક વાર ફુટબોલને કોઈએ પૂછ્યુ કે દુનિયા તને કેમ ઠોકર મારે છે ? તુ ઠોકરો ખાવા છતા પગ ઉપર ઊછળે છે માટે જગતે તારુ સન્માન કરવુ જોઈએ, તેના બદલે તારે તો ઠોકરો ખાવી પડે છે આ બાજુ આવે તો પણ લાત અને સામી પાર્ટી પાસે જાય તો ત્યા પણ લાત

ફુટબોલે કહ્યુ-વાત તો સાચી છે મને પણ આ તિરસ્કાર પર રોષ ચઢે છે જ્યા જાઉ ત્યા લાતે ચઢુ છુ, પણ તેનુ કારણ એ છે કે મારા

પેટમાં અહંકારની હવા ભરેલી છે તે મને ઠોકરો ખવરાવે છે જ્યાં સુધી એ હવા રહેશે ત્યાં સુધી દુનિયાની ઠોકરો ખાવાનું ચાલુ રહેશે.

અહંકારના આવેશમાં ભલે માનવી પોતાને મહાન માને પણ દુનિયાની નજરમાં તે નીચે પડતો જાય છે એ નક્કી છે કે જો તમે બીજાઓને નીચા માનશો તો તેઓ નિર્ધન હોય કે ગરીબાઈથી દબાયેલા હોય, તમારા અહંકાર સામે વિરોધનો સૂર ભલે ન કાઢે પરંતુ તેને ઠોકર તો જરૂર લાગે છે યાદ રાખો કે અનંતકાળ સુધી કાયમને માટે કોઈ કોઈને ગુલામ રાખી શક્યું નથી અનંતકાળની વાત જવા દો પણ જો શુભકર્મનો ઉદય અને તેનાં ફળ મળવા મટી તો થોડાક જ દિવસ તેનું કિસ્મત બદલાઈ જાય છે અને તેના આશ્રયદાતાનું કિસ્મત તેની આગળ ફિક્કું પડી જાય છે તમે એ જોયું હશે અને અનુભવ પણ કર્યો હશે કે જેમનાં કિસ્મત મધ્યાહ્નના સૂર્યની માફક ચમકતાં હતાં જેમના મહેલોમાં ઘી કે તેલને બદલે અત્તરના દીવાઓ બળતા હતા. તેમનાં કિસ્મત એવાં તો બગડી ગયાં કે તેમના ઘરનાં વાસણો સુદ્ધાં વેચાઈ ગયાં અને તેમના ઘરની વહુ અને દીકરીઓ કે જેમણે કોઈ દિવસ એક પાણીનો લોટો પણ ભર્યો નહોતો કે તેમ કરવામાં પાપ માનતી તેમને પારકે ઘેર દાસીઓ બની વાસણ માંજવાનાં કામ પણ કરવાં પડ્યાં

બીજી બાજુ મુંબઈમાં એવી એક નહિ અનેક વ્યક્તિઓ મળી આવશે કે જેમના જીવનનો ઈતિહાસ જુઓ તો આપને આશ્ચર્ય થશે. તેમના જીવનના ઈતિહાસનો પ્રારંભ ગરીબીથી થાય છે અને તે એવા આગળ વધ્યા છે કે આજે મિલમાલિકોની પંક્તિમાં બેસે છે માનવીએ પોતાના ભાગ્યનું અભિમાન ન કરવું જોઈએ વૈભવના ઝગારા મારતા તડકામાં ઊભા રહી કોઈના દુર્ભાગ્યના અંધકારની મશ્કરી કરશો નહિ. બીજી વાત માનવીની પાસે એવી કઈ વસ્તુ છે કે જેનો તે ગર્વ કરે ? ને કદાચ વૈભવનો ગર્વ મનમાં આવતો હોય તો જરા એ ચક્રવર્તી સમ્રાટોને યાદ કરો કે જેમની પાસે ભારતભરનું વિશાળ સામ્રાજ્ય હતું અને જૈન કથા સાહિત્યમાં ઝગમગતા રત્ન શાલિભદ્રની સંપત્તિને યાદ કરો અને તેમની સાથે તમારી સંપત્તિની સરખામણી કરી જુઓ.

સંપત્તિનો ગર્વ આવતો હોય તો નિરાશ્રિતો તરફ નજર કરો. જેઓ ગઈ કાલ સુધી વરસો મોટરમાં મહાલતા હતા અને આજે આશ્રય પરવારી જતા એકેક પૈસા માટે બીજાની તરફ નજર કરે છે અમીરી એક રાતમાં ગરીબીમાં પલટાઈ ગઈ

સંપત્તિ સિવાય માનવીની પાસે શકિતનુ બળ પણ છે, કદી કદી તેને સત્તાનો અહંકાર પણ આવી જાય છે એવો અહંકાર મનમા આવે તો નેપોલિયન, હિટલર કે મુસોલિની તરફ નજર કરો તેમના સત્તાશાળી જીવન તરફ જુઓ તેઓ એક દિવસ દુનિયાભરના સામ્રાજ્યના સ્વપ્ના જોતા હતા. સમ્રાટ નેપોલિયન તો છાતી ઠોકીને કહેતો કે મારી ડિકશનેરીમા "અસંભવિત" જેવો કોઈ શબ્દ જ નથી આવા આત્મવિશ્વાસ સાથે જે દિશામા તે પગ ઉપાડતો તે દિશાનો પૃથ્વી થરથરી ઊઠતી જનતાના પ્રાણ કંપી ઊઠતા તે ગર્વની સાથે કહેતો કે આખી દુનિયાને એક દિવસ મારી ઘુટણીયે પડવુ પડશે પણ તેનુ કિસ્મત એવુ બદલાયુ કે તેને મરતા કફન પણ ન મળ્યુ પૃથ્વીના પ્રાણને કંપાવનાર યોદ્ધો એક નાના સરખા ટાપુ ઉપર કેદીની હાલતમા મર્યો હજારો વીરોના લોહી વહાવી મેળવેલો વિજય તેની સામે જ પરાજયમા પલટાઈ ગયો

મદાંધ મુસોલિની ઉપર રાક્ષસીવૃત્તિ એવી જોર કરતી હતી અને પોતાની વાયુસેના ઉપર તેને એટલો ગર્વ હતો કે તે અભિમાનભર્યા અવાજે કહેતો કે યુદ્ધ તો વિશ્વની અનિવાર્ય આવશ્યકતા છે નાના સરખા એબિસિનિયાને તેણે કેટલા જંગલીપણાથી કચડી નાખ્યુ હતુ! નાનાસરખા દેશના આધુનિક શસ્ત્રસજાવટથી વિહીન નાગરિકો પર ઝેરી ગેસ છોડયો પણ યુદ્ધને અનિવાર્ય કહેનાર મુસોલિનીનુ ગર્વોન્નત મસ્તક યુધ્ધે જ નીચુ નમાવ્યુ લશ્કરના પડાવમા જ તેની જીવનલીલા સમાપ્ત થઈ ગઈ

અને હિટલર! તેનુ નામ જ આતંકનુ પ્રતિક બની ગયુ હતુ વિશ્વ વિજયની ધૂનમા તેણે માનવતાને ગુલામ બનાવવાનો આતંક ફેલાવ્યો હતો એક હાથમા હાથકડી અને બીજા હાથમા બોમ્બ લઈ દુનિયાને પડકારી રહ્યો હતો કા તો આપ ચુપચાપ હાથકડી પહેરી લો કા તો તમારા ઉપર બોમ્બ પડે તમારા મહેલો ઉપર બોમ્બ પડે અને તમારા અરમાનો ધુમાડો થઇ ઉડી જાય પણ એક દિવસ એવો આવ્યો કે હિટલરના પોતાના અરમાનોની રાખ થઈ ગઈ, માત્ર તેના અરમાનો જ નહિ, પણ તેનો પ્રિય દેશ જર્મની પણ ખંડિયેરોમા પલટાઈ ગયો વીજળીના ઝબકારા જેવો તે જગતની રંગભૂમિ પર આવ્યો અને તે જ રીતે નાશ પામ્યો અને તેના શબનો પણ પત્તો ન લાગ્યો

જો સત્તા જ ટકવાની નથી તો એવી સત્તાનો મદ શી રીતે ટકશે? આપની નજર સામે જોતજોતામા ભારતના સાતસો રાજા રજવાડાઓની-

સત્તા છિનવાઈ ગઈ સદીઓથી ચાલી આવેલી પુરાણી રાજાશાહી પર ત્યાં ખતમ થતાં બે મહિના પણ ન લાગ્યા.

ક્યારેક ક્યારેક માનવીને પોતાના સૌંદર્યનું પણ અભિમાન આવે છે. પણ સૌંદર્ય કેટલો વખત ટકવાનો છે? વ્યાધિની ઉપાધિ તેની પાછળ પડેલી જ છે. જો મારી વાત ઉપર વિશ્વાસ ન આવતો હોય તો મુંબઈની હૉસ્પિટલોમાં જઈને ખાતરી કરો. ચાર દિવસ પહેલાંનું સુંદર સુકુમાર બાળક આજે ચામડીના રોગથી એવું પીળું જોવામાં આવશે કે તેના સામું પણ જોવું તમોને નહિ ગમે. કદાચ વ્યાધિથી બચશો તો સૌંદર્યના દુશ્મન જેવી વૃદ્ધાવસ્થા તો આવશે જ. આ જ વાત બળની છે. જે ચક્રવર્તીઓ એક બાણ વડે એક લાખ યોદ્ધાઓને મારી શકતા હતા તેઓ પણ સદાને માટે સૂઈ ગયા. લોખંડની બેડીઓને કાચા સુતરના તાંતણાની માફક તોડી નાખવાની શક્તિ ધરાવનાર બહાદુરો કાચા સુતરથી એવા બંધાઈ ગયા કે પાસું ફેરવવાનું પણ મુશ્કેલ બન્યું.

એક ચીજ બીજી પણ છે કે ક્યારેક ક્યારેક માનવીને તેનું પણ અભિમાન જાગે તે છે તેની જ્ઞાનશક્તિ. જ્યારે કોઈ ક્ષુદ્ર હૃદયવાળા મનુષ્યને ચાર અક્ષર આવડે છે ત્યારે તે પોતાની જાતને સર્વજ્ઞની કોટિમાં જ મૂકે છે. બે ચાર શ્લોક આગમથી કે તેમથી મોઢે કર્યા પછી જ્યારે કોઈ સાધુ સંત પાસે ગયા ત્યારે તે શ્લોકો એવી ઢબથી ઉચ્ચારે છે કે જાણે કવિ કાલિદાસ જ બોલી રહ્યા હોય અને જરાક પાછળ જોશે. કેમ જાણે એમ બતાવતો હોય કે હું પણ એક વિદ્વાન છું.

આગમ કે થોકડામાંથી બેચાર પ્રશ્નો યાદ કરી લીધા. પછી જો કોઈ સાધુ કે સાધ્વી ગામમાં આવે તો તેમની સામે તે આ પ્રશ્નો કરશે. જો કોઈ પ્રજ્ઞાવંત મુનિ બરાબર ઉત્તર આપશે તો કહેશે કે મારું ધારવું પણ એમ જ છે. કદાચ કોઈ એવો પ્રસંગ આવ્યો કે કોઈ અલ્પમતિ સાધુ કે સાધ્વી મળી ગયાં તો પછી તેના અહંકારની માત્રા એકદમ વધી જવાની. વારંવાર પ્રશ્ન કરશે અને તેનો ઉત્તર નહિ મળે તો ગૌરવભરી રીતે ગરદન ઊંચી કરશે. હસતે મોઢે પ્રશ્નનું સમાધાન કરશે અને આજુબાજુ બેઠેલાઓ તરફ એવી રીતે નજર કરશે કે જાણે કોઈ મોટો વિજય પ્રાપ્ત કર્યો હોય. પણ જો કદાચ કોઈ પહોંચેલ સાધુસંત તેને એ થોકડામાંથી જ વચ્ચેથી પ્રશ્ન પૂછે તો રંગ બદલાઈ જશે અને તે સાવ પહેલેથી જ ગણવા બેસી જશે.

હા તો આ વાત ક્ષુદ્ર હૃદયની છે. જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી

થોડુ જ્ઞાન પ્રાપ્ત થયુ તો તેને આચરણમા ઉતારો તેનુ પ્રદર્શન કરી તમારા અહકારને ન પોષો

તમને ખબર છે કે જે ઊચી જાતના વૃક્ષો હોય છે તે પોતાના ફળોને ઢાકીને રાખે છે તેના ઉપર કઠણ કોટલુ હોય છે બદામ, નાળિયેર વગેરે ઊચી જાતના ફળો છે તે બધા ઉપર કઠણ કાચલી હોય છે કારણ કે તેના વડે તે પોતાની મોટાઈ ઢાકી શકે, પણ હલકી જાતના ફળો પર આવુ એક પણ આવરણ હોતુ નથી જમરૂખ જુઓ તેના ઉપર કાઈ હોતુ નથી હા, તો સદ્ભાગ્યથી જ્ઞાનનુ ફળ પ્રાપ્ત થયુ હોય તે ઢાકીને રાખો. ગૌરવને પ્રગટ કરવાથી તેનુ સત્વ નાશ પામે છે જે બી ઉપર માટી પડે છે તે જ ઊગી શકે છે જો તેના ઉપરથી માટી કાઢી નાખવામા આવે તો ગમે તેટલુ સરસ બી હોય, ગમે તેવુ ખાતર નાખ્યુ હોય પણ તે ઊગી શકતુ નથી તેવી જ રીતે જ્ઞાનના બીજને ખુલ્લુ ન કરો તેની જાહેરાત ન કરો જ્ઞાન જાહેરાતની વસ્તુ નહિ, પણ આચરણની વસ્તુ છે તેની જાહેરાત કરવી તે તેના ઉપર બળાત્કાર કરવા જેવુ છે

જો કદાચ આપને આપના જ્ઞાનનો અહકાર જાગે તો આપ વિશિષ્ટ જ્ઞાનશીલ મહાપુરુષો કે ચૌદ પૂર્વધારીઓના જ્ઞાનનુ સ્મરણ કરો અને વિચાર કરો એ અનતજ્ઞાનીઓના જ્ઞાન સાથે તમારા જ્ઞાનની સરખામણી કરો અને જુઓ કે તેમની સરખામણીમા તમારુ જ્ઞાન કયા સુધી પહોચ્યુ છે! હુ માનુ છુ કે આ તુલના જ્ઞાન–અહકાર રૂપી રોગને માટે પાવરફુલ ઈન્જેકશનનુ કામ આપશે

ઉપાધ્યાય યશોવિજયજીનુ નામ તમે સાભળ્યુ હશે જૈન સમાજના તેઓ એક ઘણા મોટા વિદ્વાન થઈ ગયા જૈનદર્શનની સાથેસાથ તેમણે અન્ય દર્શનોનો પણ ઊડો અભ્યાસ અને ચિતન કર્યા હતા બાર વર્ષ સુધી કાશીમા રહી તેમણે અધ્યયન કર્યુ હતુ તે વખતના વિદ્વાનો ઉપર તેમની વિદ્વતાની છાપ હતી કેટલીયે સભાઓમા તેમણે વાદવિવાદમા ભાગ લીધો હતો જે સભામા જતા તે સભામાથી વિજય મેળવીને જ આવતા સ્થળે સ્થળેથી મળતા આ વિજયોની સાથે તેમને ન્યાયવિશારદની પદવી પણ મળી હતી

એક વાર એક વિદ્વત્સભા મળી હતી આ સભામા વિદ્વાનો કોઈ એક વિષય ઉપર શાસ્ત્રાર્થ કરતા અને એક નિર્ણાયક જય–પરાજયનો નિર્ણય કરતો આવી સભાઓનો ઉદ્દેશ એ હતો કે વિદ્વાનો ભેગા મળી કોઈ તર્ક

કે શાસ્ત્ર પર તેમના મૌલિક વિચારો રજૂ કરે નવી શોધ અને નવા વિચારો જનતા સમક્ષ સામૂહિક રૂપે રજૂ થાય સામા પક્ષની ખોટી ખોટી ધારણાઓ દૂર થઈ તેમનામાં જ્ઞાનનો પ્રકાશ ફેલાય. પણ જ્યારે આ વાદ થાય ત્યારે તેમાંથી સત્ય જ્ઞાનનો પ્રકાશ ફેલાય. પણ ત્યારે આ વાદ થાય ત્યારે તેમાંથી સત્ય તો દૂર જ ભાગી જતુ અને વ્યક્તિગત અહં કામ કરવા મંડી પડતુ જ્યારે વાદમાંથી સત્ય જતુ રહે છે અને અહંમ્મતાનો પૂર્વગ્રહ પ્રવેશે છે ત્યારે વાદ વાદ ન રહેતાં વિવાદ બની જાય છે પછી સત્યની શોધ અને રક્ષાનો સવાલ ન રહેતાં વ્યક્તિગત માન અને પ્રતિષ્ઠાનો વિષય બનાવવામાં આવે છે જેનુ ધ્યેય માત્ર બીજાને પરાજય આપી પોતાની પ્રતિષ્ઠાનુ સ્થાપન કરવાનુ રહે છે જય-પરાજયની આ સ્પર્ધામાં સત્ય ખોવાઈ જાય છે

કા તો આ વિદ્વત્સભામાં શાસ્ત્રાર્થનુ આયોજન થયુ વિજેતાને સભાએ પાંચસો ધજાઓ આપવાનુ નક્કી કર્યું કે જે તેની વિજયની નિશાની બની રહે શાસ્ત્રાર્થની શરૂઆત થઈ ઉપાધ્યાય યશોવિજયજીએ તેમાં ભાગ લીધો. વિદ્વતા અને પ્રતિભાના જોરે તેઓ વિજયી નીવડ્યા નિયમ મુજબ સભાએ તેમને પાંચસો ધજાઓની ભેટ આપી જ્યારે તેઓ એક સ્થળેથી બીજા સ્થળે વિહાર કરતા ત્યારે આ પાંચસો ધજાઓ તેમની યશપતાકાઓ બની આગળ ચાલતી. આ ધજાઓ જોઈને તેઓ ગૌરવાન્વિત બનતા. જ્યારે તેઓ વિચરતાં વિચરતાં ગુજરાત તરફ જતા હતા ત્યારે રસ્તામાં આધ્યાત્મિક યોગી આનંદઘનજીનો ભેટો થયો બન્ને પૂર્વના સ્નેહીઓ હતા

યોગી આનંદઘનજીએ ધજાઓ જોઈ અને તે આચાર્યની મનોદશા પામી ગયા પોતાના સાથીના મનનો અહંકાર ગાળવા તેમણે પ્રશ્ન કર્યો–

આચાર્ય ! તમે સર્વશ્રેષ્ઠ જ્ઞાની કોને માનો છો ?"

આચાર્ય યશોવિજયજીએ કહ્યું– મારી દૃષ્ટિએ કેવળ જ્ઞાની મહાપુરુષ સર્વશ્રેષ્ઠ જ્ઞાનના ધારક છે કે જેમનો આત્મા અનંત જ્ઞાનના તેજથી પ્રકાશમય છે

જ્ઞાનની કક્ષામાં તેમનાથી ઓછા જ્ઞાનવાળા કોણ છે ? યોગીરાજે બીજો પ્રશ્ન કર્યો

તેમનાથી બીજે નંબરે ચૌદ પૂર્વધરો આવે. જિનેશ્વરની પછી તેમનો નંબર આવે." આચાર્ય યશોવિજયજી બોલ્યા.

પ્રશ્ન પૂર્વધર પછી ?

ઉત્તર સિદ્ધસેન દિવાકર

પ્રશ્ન -તેમની પછી ?

ઉત્તર આચાર્ય હેમચદ્રસૂરિ

આટલી ચર્ચા પછી આનદઘનજીએ આનદ પામી ફરી પ્રશ્ન કર્યો. “અચ્છા, હવે આપ બતાવો કે વિશિષ્ટ જ્ઞાનીઓની પકિતમા આપનુ જ્ઞાન કયા સ્થાન પામે છે ?”

આચાર્ય યશોવિજયજીએ કહ્યુ “તેમની સરખામણીમા તો મારુ જ્ઞાન ટકી જ શકે નહિ ક્યા તે વિશિષ્ટ જ્ઞાની અને ક્યા હુ અલ્પજ્ઞ ?”

“તો પછી એ કહો કે એ અનત જ્ઞાનીઓની આગળ કેટલી ધજાઓ ફરકતી હતી ?”

આ પ્રશ્નના ઉત્તરમાં આચાર્ય મૌન હતા હવે તેમને તેમની ભૂલ જણાઈ અને તે જ વખતે તેમણે તેમની ભૂલ સુધારી લીધી

આ તો આચાર્ય યશોવિજયજીની વાત છે હવે થોડી તમારી વાત કરુ ? ખોટુ તો નહિ લાગે ને ?

તેમણે તો ભૂલ જોઈ તેનો સ્વીકાર કર્યો અને સુધારી પણ લીધી. પણ આજે જો ભૂલ બતાવવામા આવે તો તે ભૂલ બતાવનારની જ ટીકા કરવાનુ શરૂ થઈ જાય છે અચ્છા, હવે તમે એ બતાવો કે તમે અહીં તમારી ભૂલો તપાસવા આવો છો કે તમારી પ્રશસાના ગીત સાભળવા આવો છો ? “તમે ઉદાર હૃદયવાળા છો સમાજની તમે ઘણી સેવા કરી છે તમારા જેવાઓ તો સઘનુ ગૌરવ છે સઘની પ્રગતિ માટે ઘણી સેવાઓ આપી છે” આપના કાન આવી પ્રશસા સાભળવા આતુર છે કે ભૂલોને તપાસવા અને સુધારવા ? તમે જે કરો છો તેના ગુણગાન સાભળવા ઉપાશ્રયમા આવો છો કે જે કરવાનુ છે અને નથી કરતા તે કરવાની પ્રેરણા લેવા આવો છો ?

જો પ્રશસાના પુષ્પ જ પ્રિય હોય તો યાદ રાખો કે પ્રગતિ રુધાયેલી જ પડી છે આચાર્ય યશોવિજયજીએ ભૂલ જોઈ તો સહજ ભાવથી તેનો સ્વીકાર કર્યો અને સુધારી લીધી તથા ભૂલ બતાવનાર તરફ જરા પણ રોષ-દ્વેષ તેમના મનમા પણ ન આવ્યો એ જ ક્ષણે તેમના મનમાથી જ્ઞાનનો અહકાર નાશ પામ્યો

જ્ઞાનનો હેતુ વિકાસ છે પણ તેનો અહંકાર તો ઉત્થાનને બદલે પતન જ લાવે છે. ચન્દન ઠંડુ હોય છે પણ તેની આગ ઠંડી નથી હોતી. આગનો ગુણધર્મ ઉષ્ણતા છે એટલે તે તો સળગાવવાનું જ કામ કરશે. પછી ભલે તે આગ લાકડાની હોય કોલસાની હોય કે ચંદનની પણ તે દઝાડ્યા વિના રહેશે નહિ.

આગની માફક જ અહંકારનો સ્વભાવ પણ દઝાડવાનો જ છે તે હંમેશાં મનની શાંતિને સળગાવ્યા કરે છે વિનયના ગુણને નાશ કરે છે પછી ભલે તે અહંકાર દેહનો હોય સંપત્તિનો હોય, બળનો હોય જ્ઞાનનો હોય કે ક્રિયાનો હોય પણ તે આત્માના ગુણોને તો ખતમ કરી નાખશે.

ઘણા માણસોમાં પોતાની ધાર્મિક ક્રિયાઓ કે ધર્મસ્થાનોનો અહંકાર જાગે છે કે મેં આટલી સામાયિક કરી આટલા ઉપવાસ કર્યા આટલી ક્રિયા કરી બીજા શું કાંઈ કરી શકશે! પણ અરે! ભાઈ ભલા માણસ ઠીક છે તેં વ્રત કર્યા સામાયિક કરી ઉપવાસ કરી દેહને કૃશ કર્યો. પણ તારા મનનો અહંકાર કૃશ થયો કે નહિ! તે સિવાય તારી આ બધી સાધનાઓ, મનનો છૂપો ચોર—અહંકાર, ગળી જશે અને તું પાછો કોરો જ રહી જઈશ.

મનનો અહંકાર સાધનાના દૂધમાં ઝેર ભેળવે છે ઝેરવાળું દૂધ તંદુરસ્તીનું રક્ષક નહિ, પણ ભક્ષક હોય છે એટલે જો તમો સાધનાના દૂધને અહંકારના ઝેરથી મુક્ત રાખશો તો પછી સર્વત્ર બધાને માટે સુખદ નીવડશે.

તા. ૧૭-૭-૫૯ જૈન ઉપાશ્રય, માટુંગા



# ૪૬. ભક્તિનું માધુર્ય

સંસારની આસક્તિ વાસના કહેવાય છે અને પ્રભુની આસક્તિ, ભક્તિ કહેવાય છે ઇન્દ્રિયોને આપણી તરફ ખેંચવાનો પ્રયત્ન, તે ભક્તિ છે ભક્તિમા ભક્ત, પોતાના અંતરમા ભગવાનને શોધે છે, જ્યારે આત્મા સસારના પદાર્થોમા પોતાનો રાગાત્મક સબધ જોડે છે ત્યારે તે રાગ આત્માને માટે પતનનુ કારણ બને છે, કારણ કે તેના મોહ છે મોહ પોતે એક બધન છે જ્યા સુધી પદાર્થો પ્રત્યેની આસક્તિ મટી નથી જતી ત્યા સુધી વીતરાગતા તરફ મનનુ આકર્ષણ નથી થતુ

મોહની સ્થિતિ સીત્તેર કોડાકોડી સાગરોપમની છે તેમાથી જ્યારે અગણોતેર કોડાકોડી ક્ષય થાય છે ત્યારે આત્માને 'નમો અરિહંતાણ' બોલવાની ભાવના જાગૃત થાય છે.

જ્યાં સુધી ભૌતિક પદાર્થોનુ આકર્ષણ મનને ખેચતુ રહેશે ત્યા સુધી, તેમા ભક્તિના અકુરો ફૂટી જ નહિ શકે દેહાસક્તને માટે દેહાતીતની ઉપાસના સભવિત નથી દેહાસક્તિ લઇને કદાચ દેહાતીતની પાસે પહોચશે તો ત્યા પણ તેની મોહમય દૃષ્ટિ, ભૌતિક દ્રવ્યોને જ શોધશે પદાર્થો સાથેનો આત્માનો રાગસબધ અનાદિ કાળનો છે માટે તેના ઉપરથી આસક્તિ દૂર કરવા માટે પુષ્કળ સાધનાની જરૂર છે એ રાગને ત્યાગવા માટે પ્રભુમા પ્રેમ જોડવો પડશે એટલા માટે જૈન દર્શનમા અપ્રશસ્ત રાગને હઠાવવા માટે પહેલા પ્રશસ્ત રાગનો આશરો લેવામા આવે છે પરતુ, તે પ્રશસ્ત રાગ પણ છોડવા માટે જ છે તેને માટે એક આચાર્યે ઘણી સુદર ઉપમા આપી છે **कंटकनेव कंटकम्**-પગમા કાટો વાગ્યો હોય તેને કાઢવા માટે તેના કરતા પણ વધુ અણીદાર કાટો ભોકવામા આવે છે, પરતુ તેનુ કાર્ય પૂરુ થતા તેને પણ કાઢી નાખવામા આવે છે એવી જ રીતે અશુભની અનાદિ

કાળની વૃત્તિને ફેરવવા માટે શુભમાં લાવવી જરૂરી છે. જિનેશ્વરના ગુણોનું વર્ણન આ મનોવૃત્તિ પેદા કરે છે. ક્યારેક એ શુભ ભાવ, શુદ્ધનું કારણ બની શકે છે.

જેવી રીતે સાધારણ વસ્તુ નદીના પ્રવાહમાં ભળીને, સમુદ્ર સુધી પહોંચી શકે છે તેવી રીતે ભક્તિના પ્રવાહમાં તણાવાવાળો આત્મા પ્રભુમય બની જાય છે. ચિત્તશુદ્ધિ માટે તપ, જપ, દાન, ધ્યાન વગેરે અનેક કર્મ છે. તે બધાં સાધનોને સોડા, સાબુ, ખારો ઇત્યાદિની ઉપમા આપીએ તો ભક્તિને પાણીની ઉપમા આપવી પડે. સોડા, સાબુ વગેરે સફાઈ માટે વધારે કામ કરે છે પણ જો પાણી ન હોય તો એ બધાનો કોઈ ઉપયોગ નથી. બીજું, જો સોડા સાબુ વગેરે ન હોય તો એકલા પાણીથી પણ કપડાં ધોઈ શકાય છે. આ જ વાત તપ–જપની સાથે પરમાત્મ–ગુણોમાં તન્મયતાની છે. સાચી તન્મયતા આત્માના મેલને ધોઈ શકે છે.

પણ આ સ્તુતિસ્તવ અંતઃપ્રેરિત હોવો જોઈએ. તેમાં અંતરનો અવાજ હોવો જોઈએ. જેમાં આત્મા ન બોલતો હોય એવી વસ્તુ માત્ર બહારનો આડંબર છે. જો દુકાનમાં માલનો સ્ટોક ન હોય તો માત્ર શો–કેસો વેપારમાં સહાયક થઈ શકતાં નથી. માત્ર સૈનિકનાં કપડાં પહેરી લેવાથી કોઈ સૈનિક બની શકતું નથી. જેઓ હંમેશાં સુકુમાર શૈયા ઉપર સૂતા રહે છે, બંદૂકનો અવાજ સાંભળીને ભય પામે છે, રણભૂમિના નામથી જેમને ધ્રુજારી છૂટે છે, તલવાર પકડતાં પણ જેમને આવડતું નથી, એવા સૈનિકો કોઈ ઇતિહાસના પાને અમર થઈ શક્યા હશે! આવી જ વાત બાહ્ય ક્રિયાની છે. અમુક પ્રકારની વિશેષ ક્રિયાઓ કરવી તે પ્રકારનાં વસ્ત્રો જેવું સાધનનું સાધન છે. પરંતુ સ્તુતિસ્તવની તન્મયતા કંઈક જુદી જ ચીજ છે. તેનો સંબંધ બહારથી એટલો નથી જેટલો અંતરથી છે. સૈનિકનો સંબંધ જેટલો વીરતાથી છે એટલો તેના ગણવેશમાં નથી. વીરતા ન હોય તો ગણવેશની કિંમત કેટલી? સૈનિકનાં વસ્ત્રો તો એક માટીનાં પૂતળાને પણ પહેરાવી શકાય છે.

આ તો સાધના અને ભક્તિમાં વસ્ત્રો અને માળાઓ એટલી ગંભીર અસર નથી કરતી કે જેટલી અંતરની તન્મયતા કરે છે. અંતરની તન્મયતાના અભાવે સાધના નિષ્પ્રાણ બની જશે. તેમાં સચ્ચાઈ અને સજીવતાનો અભાવ હશે. સચ્ચાઈ વિના કોઈપણ વસ્તુની કિંમત નથી. જે અસલ વસ્તુ હોય તો પ્રમાણમાં ઓછી હોવા છતાં તેનું મૂલ્ય વિશેષ હોય છે. સાંભળવામાં

આવે છે કે રેડિયમ ધાતુ દુનિયાની સર્વ ધાતુઓમા અધિક કિમતી છે, તેની એક તોલાની કિમત લગભગ ચાર કરોડ રૂપિયા જેટલી થાય છે તેનો એક કણ પણ મહા કિમતી છે, પરતુ શરત એ છે કે તે અસલી હોવી જોઈએ ભલે એક કણ હોય, જો અસલ રેડિયમનો [illegible] તો તે ચમકશે, પણ જો અસલ નહિ હોય તો એક તોલો શુ દસ તોલા એકઠુ કરશો તો પણ તેમા જરાય ચમક નહિ આવે આવી જ વાત સાધના અને પ્રાર્થનાની છે જો તેમાં હૃદયનો રસ ન હોય, સચ્ચાઈની ચમક ન હોય, તો પછી તેનુ પ્રમાણ ગમે તેટલુ હોય, તેની કિમત કાઈ નથી તેવી સાધના વડે આત્મકલ્યાણની ઇચ્છા રાખવી એ એટલુ જ નકામુ છે, કે જેટલુ લોઢાની નાવમા બેસી સાગર પાર કરવાની ઇચ્છા રાખવી તે તરશે નહિ પણ તળીયે જરૂર પહોચાડશે

સુવર્ણભસ્મ તમે ખાઓ છો મહિના સુધી સેવન કરવામા આવે તો જરૂર તેની અસર થશે તમે નવી તાજગી અને સ્ફુર્તિનો અનુભવ કરશો, તમારા લોહીમા નવુ બળ દેખાશે, પણ મહિનાઓ સુધી ભસ્મનુ સેવન કર્યુ શરીરમા તલમાત્ર ફેર ન પડ્યો, સ્ફુર્તિને બદલે જડતા આવી, શક્તિ જરા પણ ન આવી, તો પછી તમે એ ભસ્મ આપનાર વૈદ્યને પૂછશો કે "વૈદ્ય રાજ, આ તો તમે સુવર્ણભસ્મ ખવડાવી કે બીજી કોઈ ભસ્મ ?" એવી જ રીતે વર્ષો સુધી જપ કર્યા, સાધનાની માળાઓ ફેરવી, છતા મનમા પવિત્રતાનુ એક કિરણ પણ ન આવ્યુ, અરિહતની ઉપાસના કરતા કરતા વર્ષો વીતી ગયા છતા પણ કામ અને ક્રોધરૂપી દુશ્મનો ઉપર જરા પણ વિજય ન મળ્યો, થોડા પણ કારણ ગળતા ક્રોધ તમારા આત્મા ઉપર સ્વાર થઈ ગયો, વીતરાગને રટતા રટતા, એક ઇચ જેટલો પણ રાગ ઘટ્યો નહિ, તો પછી વિચારવુ પડશે કે સુવર્ણભસ્મના રગ જેવી કોઈ બીજી ભસ્મ તો નથી લઈ લીધી! અથવા તો તેનુ બીજુ કારણ એમ પણ હોય કે શરીરમા કોઈ છૂપો વિકાર હોય કે જે સુવર્ણભસ્મની શક્તિને ખાઈ જતો હોય જ્યા સુધી પેટમા વિકાર હોય ત્યા સુધી સુવર્ણભસ્મની કાઈ અસર થતી નથી તેમ જ, મનમા વિકૃતિઓ છે ત્યા સુધી, વીતરાગતા કાઈ અસર પેદા કરી શકતી નથી, કારણ કે સરાગ–દૃષ્ટિ તમને તેની તરફ ખેચી રાખે છે

તમારે દવા જોઈતી હોય તો સારામા સારી લો, ભલે તે ગમે તેટલી કિમતી કેમ ન હોય, છતા જો પરેજી ન પાળો તો દવાથી લાભ નહિ થાય. તે જ પ્રમાણે તમે સાધનાના ઔષધનુ સેવન કરો પણ તેની સાથે વિચાર

૩ **જિજ્ઞાસુભક્તિ** આ પ્રકારની ભક્તિમા, ભક્તના મનમા નથી તો દુ ખના દાવાનળ, નથી કોઈ વસ્તુના અભાવે કષ્ટની પીડા કે નથી તેના મનમા કોઈ પ્રકારનુ પ્રલોભન તેની ઉપાસનાનુ એક માત્ર લક્ષ્ય હોય છે ઈશ્વરીય સ્વરૂપનુ જ્ઞાન આત્મા અને પરમાત્માના ભેદનુ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે જ તે ઉપાસના કરે છે.

૪ **તન્મયભક્તિ** આ ભક્તિમાં માનવી પ્રભુમય બનવા ઈચ્છે છે કોઈ પીડાની મુક્તિથી તેને સતોષ થતો નથી, ચાદીના ટુકડાઓથી તેના મનની પ્યાસ બુઝાતી નથી, ન તો તે માત્ર ઈશ્વરીય સ્વરૂપને જાણીને સતોષ પામે છે તે દહી, દૂધ કે છાશથી સતોષ પામનારો નથી તે તો માખણનો ગ્રાહક છે તે આત્માને પરમાત્મામય બનાવવા ચાહે છે, એવો ભક્ત સોપાધિક ભક્તિમા શ્રદ્ધા રાખતો નથી તે નિરૂપાધિક ભક્તિનો ગ્રાહક હોય છે

અધ્યાત્મયોગી આનદઘનજી તેમની કવિતામા સુદર વ્યાખ્યા આપે છે

> પ્રીત સગાઈ જગમા સૌ કરે, પ્રીત સગાઈ ન કોય,
> પ્રીત સગાઇ નિરૂપાધિક કરી, સૌપાધિક ધન ખોય.

અધ્યાત્મના પ્રખર કવિ કહે છે-પ્રીતિ તો દુનિયાના બધા પ્રાણી કરે છે પણ પ્રીતની રીત કોણે જાણી છે? પ્રીતના બે પ્રકાર છે એક સોપાધિક અને બીજો નિરૂપાધિક જે સ્વાર્થથી પ્રેરાયેલી અને જેની પાછળ મોહ રહેલો છે તે સોપાધિક છે તેમા સ્થાયિત્વ (ટકવાપણુ) ઓછુ હોય છે. સ્વાર્થના તતુ વડે બધાયેલી પ્રીતિનુ આયુષ્ય બહુ ઓછુ હોય છે તે સાસારિક પ્રીતિ હોય છે અને સસારની વૃદ્ધિને માટે હોય છે નિરૂપાધિક ભક્તિ આત્માથી પરમાત્મા સાથે હોય છે તેમા સ્વાર્થનુ શોપણ નહિ, પવિત્રતાનો પ્રકાશ હોય છે તેમા છીછરી નદીનો છણછણાટ નહિ, પણ સાગરની ગભીરતા હોય છે ને દેહને નહિ, પણ દેહાતીતને ચાહે છે તે રૂપનો પ્રેમ નહિ, પણ રૂપાતીતના શરબતી સૌદર્યનુ પાન કરે છે એટલે તેમા સ્થિરતા હોય છે. નિરૂપાધિક ભક્તિ, આપવા જ ચાહે છે સ્વાર્થ હશે તો પણ આપશે અને સ્વાર્થ નહિ હોય તો પણ આપશે સોપાધિક ભક્તિની દૃષ્ટિમા સ્વાર્થનુ મહત્ત્વ છે જ્યા સુધી સ્વાર્થ સધાતો રહેશે ત્યા સુધી તે આપશે પરતુ સ્વાર્થમા જરાપણ કાઈ ખામી આવી કે તે દુશ્મન બની જશે

એક વાર ગાધીજી સૂરત ગયા તેમની પ્રાર્થના સભામા હિદુ મુસ્લિમ -બધાય સાપ્રદાયિક ભેદો ભૂલીને ભેગા થતા હતા જે વિચારોને વ્યક્ત કરવામા

જેટલો ઉચ્ચ છે તેટલો જ તે પુરુષ વિરાટ છે તેની સમક્ષ પ્રાણીઓ પોતાનાં જ મજાત વેર પણ ભૂલી જાય છે વીતરાગ દેવ–અરિહંતની સામે વાઘ-બકરી સાથે બેસે છે ત્યાં વાઘ પોતાની ક્રૂરતા ભૂલી જાય છે અને તેથી બકરીના હૃદયમાંથી ભય ભાગી જાય છે એવી રીતે વિરાટ પુરુષોની સમક્ષ હિન્દુ અને મુસ્લિમ પોતાના સાંપ્રદાયિક ભેદ ભૂલી જાય તેમાં કાંઈ આશ્ચર્ય નથી.

ગાંધીજીના પ્રાર્થના પ્રવચનોમાં હિન્દુ અને મુસ્લિમો વચ્ચેની દિવાલને તોડવાનો પ્રયત્ન થતો રહેતો તેમાં તેમને ઘણે ભાગે સફળતા પણ મળતી હતી. જેમ સારું અને સ્વચ્છ દિલ લઈને એક હિન્દુ તેમની પાસે આવતો તેવી જ હૃદયની પવિત્રતા લઈ એક મુસ્લિમ વહોરા આવતા. વહોરાસમાજના હૃદયમાં પણ તે ખૂબ જ ઘર કરી ગયા હતા. એક વહોરાજી પ્રાર્થના-પ્રવચન પછી ગાંધીજી પાસે પહોંચ્યા તેમણે પચાસ રૂપિયા ભેટ આપ્યા અને કહ્યું કે તમે તો ખરેખર પયગંબર છો જ્યારે મને તાવ આવ્યો ત્યારે આપનું સ્મરણ હૃદયમાં થયું મેં મનથી નક્કી કર્યું કે જો તાવ ઊતરી જશે તો આવતી કાલે પચાસ રૂપિયા ગાંધીજીને ભેટ ધરીશ ખરેખર, આપના નામમાં જાદુ છે કાલે રાતના જ મારો તાવ ઊતરી ગયો એટલે હું આપને ભેટ આપવા આવ્યો છું

ગાંધીજીએ કહ્યું– ભાઈ! આ રૂપિયા મારે ન જોઈએ. એ તો ઠીક છે કે તમે મને યાદ કર્યો અને તાવ ઊતરી ગયો એટલે રૂપિયા ભેટ ધરો છો. પણ જો કદાચ તાવ ન ઊતર્યો હોત તો ગાંધીજીને ગાળો દેવા પણ તૈયાર થયા હોત. એટલે આવી ભેટ મારે જોઈતી નથી

આ સોપાધિક ભક્તિ છે જ્યાં સુધી સ્વાર્થ સધાતો રહેશે ત્યાં સુધી તે રહેશે અને સ્વાર્થ પૂર્ણ થતાં તે પણ ખતમ થઈ જશે ભક્તિનું ફળ છે તૃષ્ણાનો નાશ, વાસનાનો ક્ષય અને ઇચ્છાઓની નિવૃત્તિ. જો જરાક પણ હૃદયમાં લાલસા હોય તો સમજો કે હજુ સાચી ભક્તિએ આપના હૃદયમાં પ્રવેશ કર્યો નથી. ભક્તિ અને લાલસા બન્ને એક જગ્યાએ રહી શકતી નથી કેમકે એક દૂધ છે તો બીજી છાશ. છાશ અને દૂધ કાંઈ એક વાસણમાં રહી શકે?

આપણે માનીએ છીએ કે ભક્તિથી વાસના પૂરી થશે તૃષ્ણા સંતોષાશે અને કાર્યો સફળ થશે પરંતુ આ તો ભક્તિનું શોષણ છે તમે કેમ જ ઊંધા સમજ્યા છો ખરી રીતે ભક્તિ લાલસા તૃષ્ણા અને ઇચ્છાઓનો સમૂળો નાશ કરે છે અંધકાર અને પ્રકાશ બન્ને એક સાથે રહી શકતાં નથી એક આવે છે ત્યારે બીજાને જવું પડે છે એવી રીતે આસક્તિ વિષય

ઇચ્છે છે, જ્યારે ભક્તિ ઈશ્વરને ઇચ્છે છે આસક્તિ પ્રભાવ ઈચ્છે છે, અને અનાસક્તિ પ્રભુને ઇચ્છે છે ઐશ્વર્ય મળ્યુ તો શુ થયુ ? ઇશ્વર મળવો જોઈએ. પ્રભાવ માટે યાચના નહિ પણ પ્રભુને માટે ઇચ્છા હોવી જોઈએ હનુમાનની ભક્તિમા સીતાના મુક્તાહારને સ્થાન ન હોય, તેને રામ જોઈએ હરામ નહિ.

એકલી શક્તિથી માનવી શેતાન બને છે, તો એકલી ભક્તિથી હેવાન બને છે અને એકલુ જ્ઞાન ઈન્સાન બનાવે છે પણ ભગવાનમા શક્તિ, ભક્તિ અને જ્ઞાન એ ત્રણે હોવાં જોઈએ એથી જ કહેવામા આવે છે કે તીર્થંકર-દેવોની સ્તુતિથી સાધકને આધ્યાત્મિક બળ મળે છે, મરી ગયેલી શ્રદ્ધા સજીવન થાય છે અને ત્યાગ થતા વૈરાગ્યનો પ્રકાશમય આદર્શ આખો સામે તરે છે. પરતુ સ્તુતિમા હૃદયનો અવાજ હોવો જોઈએ તે સિવાય તો ખાલી હોકારા દેકારા છે કોઈ માણુસ ચાર દિવસોનો ભૂખ્યો હોય, પેટમા બડબડીયા બોલતાં હોય, છતા પોતાની શાન બતાવવા ખોટા ઓડકાર ખાય તો તેથી શુ તેની ભૂખ છુપાવી શકાય છે ? નહિ કદાપિ નહિ, કેમકે ભૂખ્યાના ઓડકાર અને ધરાયેલના ઓડકારના પ્રકાર જુદા હોય છે આવી જ વાત અસલી અને નકલી ભક્તિની છે સાચી ભક્તિની છે સાચી ભક્તિની તલ્લીનતા જુદી હોય છે અને નકલી ભક્તિનો તન્મયતાનો દેખાવ જુદો હોય છે ભાવોનો પ્રવાહ અને ભાર તેની પાસે કયાથી હોય ?

જો હૃદયની તન્મયતા હોય તો કોઈ પણ સ્થાન, સાધના માટે બાધક નથી થતુ એકવાર પજાબ કેસરી રણજીતસિહજી અદર બેઠા જપ કરી રહ્યા હતા તેમના એક મિત્ર અમુઉદ્દીન બહાર બેસી માળા ફેરવી રહ્યા હતા. ત્યારે રણજીતસિહજીએ પોતાના સાથીને પૂછ્યુ—" મિત્ર પ્રવાર ! એ તો કહો કે બહાર બેસીને માળા ફેરવવી એ ઉત્તમ કે અદર બેસીને ? " અમુઉદ્દીને કહ્યુ—" માળા ફેરવવાના બે ઉદ્દેશ હોય છે સદ્‌ગુણોને ગ્રહણ કરવા અને દુર્ગુણોને છોડવા તમે અદર બેસી સદ્‌ગુણોને ગ્રહણ કરી રહ્યા છો અને હુ બહાર બેસી દુર્ગુણોને કાઢી રહ્યો છુ

ભક્તિનો ઉદ્દેશ છે સદ્‌ગુણોનુ ગ્રહણ એ માટે તો આપણે ઉપાસ્યનુ માનસચિત્ર આપણા હૃદયમા રાખીએ છીએ

**ભક્તિ અને જ્ઞાન**

ભક્તિથી જ જ્ઞાનની કિમત છે ભક્તિશૂન્ય જ્ઞાનશૂન્ય જ છે કાગળ ઉપર સરકારની છાપ લાગી છે માટે જ તેનુ માન છે અને નોટની કિમત છે તે સિવાય તો તે કોરો કાગળ જ છે કાગળની કિમત અને નોટની કિમતમા

કેટલો મોટો ફેર છે તે તો તમે સારી રીતે જાણો છો જ. તો તેવી જ રીતે જ્ઞાન ઉપર ભક્તિની છાપ લાગે છે ત્યારે જ તેની કિંમત વધે છે. મદ્ય વાસણમાં દૂધ જો રાખીએ તો તે ખરાબ થઈ જાય. તેવી રીતે ભક્તિશૂન્ય ચિત્તમાં જ્ઞાન પણ વિકૃત થઈ જાય. ભક્તિ વિનાનું જ્ઞાન પાંગળું છે. જેમ સાસરામાં જતાં પતિની બધી મિલ્કત ઉપર પત્નીનો હક થઈ જાય છે તેવી રીતે ભક્તિમાર્ગમાં પ્રવેશ કરતાં માનવની સમસ્ત આધ્યાત્મિક શક્તિઓ ઉપર ભક્તનો અધિકાર થઈ જાય છે. સાથે સાથે જેમ સાસરે આવતાં વહુનાં પીયેરનાં નામ ગોત્ર વગેરે જતાં રહે છે તેમ ભક્તિયોગમાં પહોંચતાં સંકુચિત બુદ્ધિ અને દુર્ભાવનાભરી વાસના પણ નાશ પામે છે. શેરડી ભલે કાળી હોય કે વાંકી પરંતુ તેનો રસ મીઠો જ હોય છે તેવી રીતે ભક્ત ગમે તે જાતિ, વંશ કે પરંપરાનો હોય તે જનતાને માટે તો આદરણીય રહેશે.

આદુ આ તા. ૨૫-૭-૫૯



જીવનમાં બુદ્ધિમાનીની ચાવી જો હોય તો એકાગ્રતા છે. જો એમાં ખરાબી હોય તો આપણી શક્તિને વિખેરી દે છે.

પ્રસિદ્ધ નવલકથાકાર ચાર્લ્સ ડિકન્સ કહે છે કે ધ્યાન એક ઉપયોગી, નિરાપદ, નિશ્ચિત અને પ્રાપ્ત કરવા યોગ્ય ગુણ છે.

જો ચિત્તમાં એકાગ્રતા હોય તો ૭૦ વર્ષનો વૃદ્ધ પણ ખૂબ ઉત્સાહપૂર્વક કામ કરી બતાવશે.

જે કાર્યમાં તન્મય થઈ જાય છે એને કાર્યનો બોજ લાગતો નથી અને જે કામમાં પ્રેમ નથી એ અતિ અલ્પ દામ જેવા ભારે બોજરૂપ લાગે છે.

# ૪૭. સ્વાધ્યાય પણ એક તપ છે

આપણે સ્વાધ્યાય સબધી વિચાર કરીશુ સ્વાધ્યાય, એક અતરનુ તપ છે બાહ્ય તપના ક્ષેત્રમા આજનો આપણો સમાજ ખૂબ આગળ છે બાહ્ય તપની તરફ તે જેટલો આગળ વધ્યો છે, તેના પ્રમાણમા અભ્યતર તપ પ્રત્યે તેનુ લક્ષ્ય તેટલુ જ ઓછુ ગયુ છે

ઘણાઓને એ પણ ખબર નહિ હોય કે સ્વાધ્યાય પણ એક તપ છે કેમકે અણસણ, વ્રત, ઉપવાસ વગેરેના સબધમા તમે ઘણી વખત સાભળ્યુ છે જ્યારે પણ તપની વાત નીકળે છે ત્યારે આપણી નજર સામે ઉપવાસ અને વ્રત આવે છે એટલે જ જૈન સમાજમા મોટા મોટા તપસ્વીઓ બેઠા છે શ્રમણવર્ગમા મોટા તપસ્વીઓ છે તેવી જ રીતે શ્રાવકોમા પણ એવા તપસ્વીઓ પડયા છે, જે માત્ર ઉકાળેલા પાણીના આધારે પચાસ કે સાઠ દિવસો સુધી રહી શકે છે, છતા તેમના ચહેરા ઉપરથી પ્રસન્નતા જતી નથી આજે તમારી સામે એક તપોનિષ્ઠ વ્યક્તિ આવે છે, જેમને આજે છત્રીસમો ઉપવાસ છે

ગયે વર્ષે તેમણે પચાસ ઉપવાસ કર્યા હતા આ વર્ષે પણ તેમની ઇચ્છા બાવન ઉપવાસ સુધી પહોચવાની છે તેમનુ આત્મબળ અને તપોનિષ્ઠા ખરેખર વધાવવા લાયક છે

બહેનો પણ તપસાધનામા ખૂબ આગળ છે કેટલીકને છઠ-છઠના વર્ષીતપ ચાલે છે, તો કેટલીકને પાચમો ઉપવાસ છે, કેટલીકને સાતમો છે. કેટલીકને સાતમો છે. જો કે પર્યુષણ હજી દૂર છે જૈન શાસનની તપસાધના ખરેખર મહાન છે તેનુ કારણ છે જૈન શાસનના અન્તિમ તીર્થંકર ભગવાન મહાવીરની કઠોર તપસાધના અને એટલા માટે જ તેમને દીર્ઘ તપસ્વીના

નામે ઓળખવામાં આવે છે તપ અને ત્યાગની પ્રતિમૂર્તિ-ભગવાન મહાવીરની ઉગ્ર તપસાધનાના પગલે પગલે જૈન સમાજ ચાલી રહ્યો છે તેમની તપસાધના સાચેસાચ વંદનીય છે

સાથોસાથ એ પણ ભૂલવાનું નથી કે ભગવાન મહાવીરે તપની મીમાંસા કરતાં તેના બે ભેદ બતાવ્યા છે એક છે બાહ્ય તપ અને બીજું અભ્યંતર-બાહ્ય તપની સાધના અભ્યંતર તપની પોષક બને ત્યારે જ તે સમાદરણીય બનશે.

તપનું લક્ષ્ય છે મનની સાધના. બાહ્ય તપ મનની બહિર્મુખ વૃત્તિઓને વાળે છે તો અભ્યંતર તપ મનને અંતર્મુખતાથી જોડે છે સ્વાધ્યાય પણ અંતરનું તપ છે જે મનને આત્માની સાથે એકતાન કરે છે મનની એકાગ્રતા સ્વાધ્યાયથી તમે જેટલી સાધી શકો છો તેટલી બીજી કોઈ પ્રવૃત્તિથી સાધી શકશો નહિ.

મનની એકાગ્રતા માટે માળાનો આશરો પણ લેવાય છે પણ માળા, ક્યાં સુધી મનને નક્કી રાખી શકશે? માળાના મણકાની સાથે સાથે તમારા મનના મણકા પણ ફરતા રહે છે મનની એકાગ્રતાને માટે માળા કરતાં સ્વાધ્યાય ઉત્તમ સાધન છે સ્વાધ્યાયથી બે લાભ છે

પહેલો લાભ છે મનની એકાગ્રતા કોઈપણ સાહિત્ય તમે વાંચતા હો પણ જ્યાં સુધી તેમાં તન્મયતા નહિ આવે ત્યાં સુધી તેનો ખરો રસ આપ માણી નહિ શકો

સ્વાધ્યાયનો બીજો લાભ છે જ્ઞાનપ્રાપ્તિ. જ્યારે આપણે સ્વાધ્યાય કરીએ છીએ ત્યારે તે વિચારોમાં રમીએ છીએ. હજારો વર્ષોમાં મહાપુરુષોએ જે ચિંતન અને મનન કર્યું છે જીવન અને જગત સંબંધી ચિંતનને જે વિચારસૂત્રો આપ્યાં છે તેનાથી આપણે પરિચિત થઈએ છીએ સ્વાધ્યાય હજારો વર્ષોનાં મનનનું માખણ આપણને આપે છે જે આપણા જીવનના પ્રવાહને નવો ઓપ આપવામાં ઉપયોગી નીવડે છે

હું માળાને ખરાબ નથી માનતો. જપના અભ્યાસ માટે તે પણ આવશ્યક છે જે વૃદ્ધો અક્ષરજ્ઞાનથી વંચિત છે તેમને માટે તો માળા એક માત્ર સાધન છે પણ જેઓ અક્ષરજ્ઞાન સહિત છે તેમણે તો માળા કરતાં સ્વાધ્યાય તરફ વિશેષ લક્ષ્ય આપવું જોઈએ.

ભારતીય સંસ્કૃતિમાં સ્વાધ્યાયનું મહત્ત્વપૂર્ણ સ્થાન છે જ્ઞાન અને

વિજ્ઞાનનો જે પ્રકાશ આપણે પામ્યા છીએ, જેના બળ ઉપર આપણે ગૌરવ અનુભવીએ છીએ અને કહીએ છીએ કે 'ભારતની પાસે વિશ્વ માટે સદેશો છે,' તે જ્ઞાન સ્વાધ્યાય દ્વારા જ પ્રાપ્ત થયેલુ છે જ્ઞાનના દીપકને જલતો રાખવા માટે તેમા સ્વાધ્યાયનુ તેલ પૂરવુ પડશે તો જ તે જ્યોતિ કાયમ રહી શકશે

જૈન આગમો આજે ઉપલબ્ધ છે હજારો વર્ષોનો કાળનો પ્રવાહ વહી ગયો ભારતના ઈતિહાસમા મોટા મોટા સામ્રાજ્યો આવ્યા, અને કાળના પ્રવાહમા તણાઈ ગયા પણ આગમો આજે પણ જીવિત છે તેને જીવિત રાખનારી કોઈ શક્તિ હોય તો તે સ્વાધ્યાય છે એટલા માટે ભગવાન મહાવીરે સાધુઓને પોતાની દિનચર્યાનો અર્ધો સમય સ્વાધ્યાયમાં વીતાવવાનો નિર્દેશ કર્યો છે

**पढम पोरिसी सज्झायं बीय झाणं झियायइ ।**
**तइयाए भिक्खायरियं पुणो चउत्थी सज्झायं ॥**

ઉત્તરાધ્યયન અ ૨૬ ગા ૧૨

સાધક પહેલા પહોરમા સ્વાધ્યાય કરે, બીજામા તેનુ ધ્યાન કરે, ત્રીજા પહોરમાં ભિક્ષાચરી માટે જાય અને ચોથા પહોરે ફરીથી સ્વાધ્યાયમા પ્રવૃત્ત થઈ જાય જોકે કાળના પ્રવાહમા આ વિધાન, તેના મૂળ સ્વરૂપમા જળવાઈ રહ્યુ નથી ભિક્ષાચરીનો સમય, આચાર્ય શ્રી ભદ્રબાહુ સ્વામીના સમયમા જ બદલાઈ ગયો "**तइयाए भिक्खायरियं**" ને સ્થાને "**काले कालं समायरे**" નુ વિધાન આવી ગયુ છતા સ્વાધ્યાયની પરપરા ઓછેવત્તે અશે આજ પણ ચાલુ છે

જે આગમો વિચ્છિન્ન થઈ ગયા, તેનુ જો મૂળ કારણ જોઈએ તો ત્યા પણ સ્વાધ્યાયનો અભાવ જ જણાશે ઈતિહાસ કહે છે કે બાર વર્ષના લાગટ દુકાળના વખતમા મુનિઓના આહાર–વિહાર અવ્યવસ્થિત થઈ ગયા પરિણામે સ્વાધ્યાયમા ભગ પડતો ગયો અને આગમો સ્મૃતિ–મજૂષામાથી બહાર જતા રહ્યા

એટલા માટે ભારતીય ઋષિઓએ સ્વાધ્યાયને જીવનનુ અમૃત માન્યુ છે જ્યારે શિષ્ય ગુરુની પાસે વિદ્યા મેળવી ઘેર પાછો ફરે છે ત્યારે ગુરુદેવ તેને છેલ્લા આશીર્વાદ વખતે જીવનનો મહામત્ર આપતા કહે છે કે–

**स्वाध्याये मा प्रमद**

અર્થાત્ હે વત્સ ! સ્વાધ્યાયમાં જરા પણ પ્રમાદ કરીશ નહિ. કારણ પ્રમાદ સ્વાધ્યાયનો સૌથી મોટો દુશ્મન છે

સ્વાધ્યાય જીવનનું નંદનવન છે તેમાં વિચારો રૂપી કેટકે પુષ્પો ખીલે છે આચારોનાં મધુર ફળો પણ તેમાં દેખાય છે જેવી રીતે નંદનવનમાં જ્યાં દૃષ્ટિ જાય છે ત્યાં મનોરમ્ય દૃશ્યો નજરે પડે છે તેવી રીતે સ્વાધ્યાય માં એક પછી એક મનોરમ્ય દૃશ્યો દેખાય છે કોઈક જગ્યાએ મહાપુરુષોની જીવનગાથાનાં રંગીન ચિત્રો તો કોઈક જગ્યાએ તેમના વિચારોની સૌરભ મળે છે

ભગવાન મહાવીર સ્વાધ્યાયના કદર સમયક હતા. તેઓ ભોજન ત્યાગી શકતા હતા પણ સ્વાધ્યાય નહિ. એક બે દિવસ નહિ, પણ મહિનાના મહિનાઓ સુધી તેમણે ભોજનનો ત્યાગ કર્યો છે પરંતુ સ્વાધ્યાયને એક દિવસ પણ છોડયો નથી એક વખત તેમના પ્રથમ શિષ્ય ગણધર ગૌતમે પ્રશ્ન કર્યો કે—

प्र० सज्झाएण भन्ते जीवे किं जणयई ?

उ० 'सज्झाएण णाणा वरणिज्जं कम्मं खवेइ ।

અર્થાત્—હે પ્રભુ ! સ્વાધ્યાયથી આત્માને કયો ગુણ પ્રાપ્ત થાય છે ? ત્યારે ભગવાન તેનો ઉત્તર દેતાં કહે છે કે—સ્વાધ્યાયથી આત્મા જ્ઞાનાવરણીય કર્મને ખપાવે છે

કારણ કે સ્વાધ્યાય જ્ઞાનનાં અવરોધક તત્ત્વનો નાશ કરે છે દૂર શું કરવા જઈએ ! સ્વાધ્યાયનું રૂપ એટલું જલદી અને સહેલી રીતે મળે છે કે જેટલું રોટલી ખાવાથી રોટલી ખાધી અને પેટ ભરાઈ ગયું એવું તો નથી [illegible] પણ કે રોટલી આજે ખાઓ અને પેટ મહિના પછી ભરાય. એવી [illegible] રીતે સ્વાધ્યાયનું ફળ પણ તુરત [illegible] મળે છે આપ સ્વાધ્યાય કરો અને બીજી [illegible] ક્ષણે આપને તેનું જ્ઞાન મળે છે

આજ રીતે સ્વાધ્યાય વાણીનું તપ છે તે આત્માને મહાત્મા અને મહાત્માને પરમાત્મા સાથે જોડનારી કડી છે એ બરાબર છે કે સ્વાધ્યાય વાણી સાથે સંબંધ રાખે છે જ્યાં તેને માત્ર વાણી સુધી [illegible] સીમિત રાખવાની ભૂલ ન કરો [illegible] પોપટની માફક પાઠ બોલી જવા કે તેનું ગાયન [illegible] એ સ્વાધ્યાય નથી એ તો સ્વાધ્યાયનું પહેલું પગથિયું

છે. પાઠ બોલ્યા પછી, તમે તેને સમજવાનો પ્રયત્ન કરો જ્યા સુધી કોઈ પણ વસ્તુનો અર્થ સમજવામા નથી આવતો ત્યા સુધી, તે રસદાયક બની શકતી નથી, તેમા આપણુ મન ચોટતુ નથી તે મન ઉપર એક ભાર જેવી બની રહે છે આજ આપણા સમાજમા અર્થહીન મુખપાઠોને સ્વાધ્યાયના નામે મહત્ત્વ આપવામા આવે છે તે સ્વાધ્યાય નથી પણ ફક્ત દિમાગની કસરત છે

સ્વાધ્યાયનુ અતસ્થળ છે સ્વનુ અધ્યયન અને ચિતન અર્થાત્ જે કાઈ આપણે શીખીએ તેમા આપણા જીવનનુ પ્રતિબિમ્બ જોતા જઈએ. કોઈપણ શાસ્ત્ર કે સાહિત્યનુ વાચન કરો તે પહેલા તેનુ હાર્દ જાણવાનો પ્રયત્ન કરો તેની સાથે આપણા મનમા આપણા જીવનનુ ચિત્ર પણ દોરાતું જશે આપણે આપણા મનનુ માપ કાઢતા જઈએ કે તે સાહિત્યમા બતાવેલ આદર્શ આપણામા આવ્યા છે કે નહિ ? જો ન આવ્યા હોય તો તેમા બાધક શક્તિઓ કઈ છે ? આપણે તે આદર્શોની તુલનાએ કેટલા પાછળ છીએ અને કયા સુધી પહોચવાનુ છે ? વાચનની સાથે સાથે આ પ્રક્રિયા પણ આપણા માનસમા ચાલવી જોઈએ આવુ ચિતન, એ જ સાચો સ્વાધ્યાય છે

આગમમા સ્વાધ્યાયના પાચ ભેદ બતાવ્યા છે —

૧ વાચના

૨ પૃચ્છના

૩ પર્યટના

૪ અનુપ્રેક્ષા

૫ ધર્મકથા

**૧ વાચના**—વાચન તો સ્વાધ્યાયની પહેલી શરત છે વાચનની સાથે ચિતન પણ હોવુ જોઈએ

**૨ પૃચ્છના**—વાચનની દરેક લીટી, હેતુ અને પ્રશ્નની સાથે વાચો. વાચનની સાથે જેટલા વધુ પ્રશ્નો તમારા મનમા ઊભા થશે તેટલા જ વધુ રહસ્યોને તમે સમજી શકશો પ્રશ્ન, ચિતનની કસોટી છે પ્રશ્ન સમાધાન માગે છે એટલે સ્વાધ્યાય–સમયે એ પ્રશ્નો તમે નોધી ગખો પછી, કોઈ અનુભવી અને ઊડા ઉતરેલાની પાસે તેનુ સમાધાન મેળવવાની કોશિશ કરો.

તમે પ્રશ્ન કરો તેમાં જિજ્ઞાસાબુદ્ધિ હોય, વિજિગીષુ વૃત્તિ નહિ. બીજાને હરાવવાની ભાવના જો પ્રશ્ન કરતી હોય તો તમે સમાધાન નહિ મેળવી શકો. તમે પ્રશ્ન કરો તો સાચી જિજ્ઞાસાથી કરો.

૩ પર્યટન—પ્રશ્ન અને પ્રત્યુત્તરો દ્વારા જે જ્ઞાન તમે મેળવો તેને સ્થિર રાખવા માટે તેનું પર્યટન ચાલુ રાખો. પર્યટન (રિવિઝન)ના અભાવે તમારું જ્ઞાનધન વિલીન થઈ જશે. પછી ભૂલાઈ ગયેલા જ્ઞાન માટે તમને એટલું દુઃખ થશે કે જેટલું દરિદ્રને રૂપિયા મેળવ્યા પછી તેને ખોઈ નાખતાં થાય છે. મતલબ કે પઠિત જ્ઞાનની આવૃત્તિ પણ જરૂરી છે.

૪ અનુપ્રેક્ષા—અનુપ્રેક્ષા એ સ્વાધ્યાયનો પ્રાણ છે. અનુપ્રેક્ષાનો અર્થ છે તેના ઉપર ચિંતન અને મનન કરવું. જે કંઈ તમે વાંચ્યું હોય પ્રશ્નોત્તરોથી જે જ્ઞાનનો વિસ્તાર વધાર્યો હોય તેના ઉપર ફરીથી વિચાર કરો. આત્મા સંબંધી તમે જૈનદર્શનનાં પુસ્તકો વાંચ્યાં હોય, બૌદ્ધદર્શનનાં વાંચ્યાં હોય, તો તેમાં શું આવ્યું છે? બન્નેમાં કેટલું સામ્ય છે? ક્યાં તેમાં મતભેદ છે? મતભેદ હોય તો કેટલે અંશે છે? શા માટે છે? બન્નેની ચિંતનશૈલીમાં ક્યાં વિભેદ છે? એ વિભેદની પાછળ શો હેતુ કામ કરે છે?

કોઈ પણ પુસ્તક તમે વાંચો તેમાં તેના લેખકનું હાર્દ તપાસો. પુસ્તક ઉપર તે સમયના અન્ય લેખકોનો કેટલો પ્રભાવ પડ્યો છે? તત્કાલીન પરિસ્થિતિએ લેખકને કેટલો પ્રભાવિત કર્યો છે? શુભ ભાવનાઓને સાકારરૂપ આપવામાં તે કેટલો સફળ થયો છે?

આ બધી વાતોનો વિચાર તે અનુપ્રેક્ષા છે.

૫. ધર્મકથા—ધર્મકથા સ્વાધ્યાયનો પાંચમો ભેદ છે. કથાનુયોગ જીવનમાં પ્રેરણા આપે છે. સાધનાના માર્ગે દોરનાર [illegible] આગળ વધનારા મહાપુરુષોના જીવનની કથાઓ આપણા જીવનમાં સમય પ્રસંગે આગળ વધવામાં પ્રેરણાદાયી છે. આપણા પણ તત્ત્વજ્ઞાનના જિજ્ઞાસુઓ કહે છે કે કથામાં શું [illegible]? પણ એ યાદ રાખો કે કથામાં આત્માનો ઇતિહાસ જીવતો પડ્યો છે. [illegible] કથાઓને કાઢી નાખવામાં આવે તો ઇતિહાસની કડીઓ [illegible] ભગવાન મહાવીરનો [illegible] પણ એક કથા જ છે અને [illegible] ઇતિહાસ પણ [illegible] છે. જો આ વાતોને [illegible] નાખીએ તો આપણો ઇતિહાસ રહેશે શું? બીજું જૈન આગમોનો [illegible] કથાનુયોગ [illegible] વિચાર કરો તો પણ કથા કહેતાં [illegible] પણ તત્ત્વને [illegible] કે વાર્તાના રૂપમાં રજૂ કરાય તો

શ્રોતાઓ તેને બહુ જલ્દીથી સમજી શકશે દરેક વાર્તાનુ એક ધ્યેય હોય છે કે કોઈ એક સત્યનો પરિચય આપવો વાર્તા એ માધ્યમ છે, એટલે લક્ષ્ય પર ન પહોચતા માત્ર વાર્તામા જ આનદ માનવો એ પણ બરાબર નથી.

આગમમા વર્ણવેલા સ્વાધ્યાયના ભેદો ટૂકમા મે તમારી સામે મૂકયા છે હવે સ્વાધ્યાય માટે જરૂરી વાતો તરફ તમારુ ધ્યાન ખેચુ છુ તે આ પ્રમાણે છે

૧ **એકાગ્રતા**–સ્વાધ્યાયના સમયે આપણુ ધ્યાન શાસ્ત્રો કે ગ્રથોના શબ્દો અને તેના અર્થો તરફ હોવુ જોઈએ જો મનમા અસ્થિરતા હશે તો આપણે માત્ર તેના શબ્દો બોલતા રહીશું, પણ તેના અર્થ આપણા સમજવામા નહિ આવે એટલે સ્વાધ્યાય વખતે મનને બીજી બધી બાજુઓથી છૂટુ કરી, તેમા જ પરોવવુ જોઈએ, તે માટે મનને ચલિત કરે તેવા પ્રસાધનોથી બચવુ જોઈએ સ્વાધ્યાય માટે સ્થાનની પસદગી કરતી વખતે પણ એ વાત લક્ષમા રાખવી જોઈએ કે ત્યા મનને ચચળ બનાવે તેવુ વાતાવરણ કે ચિત્ર ન હોય

૨ **નિયમિતતા**–સ્વાધ્યાય માટે બીજી જરૂરી વસ્તુ છે નિયમિતતા. ચાર દિવસ વાચ્યુ અને બે દિવસ નહિ આ રીત સ્વાધ્યાયમા વિક્ષેપ કરે છે ઘણા લોકો આરભે શૂરા હોય છે મોટા ગ્રથો લઈને બેસે છે ચાર પાના વાચે અને પછી ચાર મહિના સુધી તેને અડે પણ નહિ ! પરિણામે, સ્વાધ્યાયનો રસ ઊડી જાય છે

૩. **વિષયોપરતિ**–સ્વાધ્યાયની ત્રીજી જરૂરિયાત છે વિષયોપરતિ. સ્વાધ્યાય માટે પુસ્તકોની પસદગી કરતા બહુ જ સાવધાની રાખવી જરૂરી છે ચેપી રોગોથી બચવા માટે તમે જેટલા પ્રયત્નો કરો છો તેટલા જ મનની વાસનાને ઉત્તેજનારા કચરા સાહિત્યથી બચવા માટે પ્રયત્ન કરવા જરૂરી છે સાહિત્યને નામે અજે એવા પુસ્તકો બહાર પડે છે કે તેને સાહિત્ય કહેવુ એ સાહિત્યનુ અપમાન કરવા જેવુ છે

સાહિત્યનો અર્થ છે–જેમા સર્વનુ હિત સમાયેલુ હોય, પણ જેના વાચનથી તમારુ અહિત થાય તેને બીજુ ગમે તે કહો, પણ સાહિત્ય તો ન જ કહેવાય

સાહિત્યનુ લક્ષ્ય છે મનને વાસનામાથી ઉપાસનામા લઈ જવાનુ, અસત્યમાથી સત્ય તરફ દોરવાનુ અને અધકારમાથી પ્રકાશને શોધવાનુ

વાસનાના રગે રગાયેલુ સાહિત્ય આપણુને સન્માર્ગે લઈ જઈ શકે

નહિ. કારણ લેખકનું હૃદય વાસનાના રંગમાં ડૂબેલું છે ત્યાં ઉત્પન્ન થતી કલ્પના વાસનાને ભડકાવે છે. ટૉલ્સ્ટૉય કહે છે—ગંદુ સાહિત્ય ઝેરથી પણ વધારે ભયંકર છે કેમકે ઝેર શરીરને મારે છે પણ ગંદુ સાહિત્ય તો સદ્વૃત્તિને મારી નાખે છે.

એવી જ રીતે પુસ્તકની પસંદગીમાં ખુલ્લા મને કામ લેવું જોઈએ. સાંપ્રદાયિક વૃત્તિઓ મનમાં રાખીને જો બીજાના સાહિત્યને જોશો તો તે આપણને ખરાબીના પ્રકાશ જેવું લાગશે. અમુક પુસ્તક સમ્યક્ છે કે અમુક મિથ્યા છે તેનો એકદમ નિર્ણય કરવો એ અવિવેક દર્શાવે છે. વાસ્તવમાં સમ્યક્ અને મિથ્યાત્વ દૃષ્ટિમાં સમાયેલાં છે. શ્રી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણ, શ્રી નંદી સૂત્રમાં આ સત્યને રજૂ કરતાં કહે છે—

**सम्मदिट्ठिस्स सम्म सुयाइ । मिच्छादिट्ठिस्स मिच्छा सुयाइ ।**

સમ્યક્ દૃષ્ટિ રાખનારને માટે મિથ્યા શાસ્ત્રો પણ સમ્યક્ છે અને મિથ્યાદૃષ્ટિ રાખનારને માટે સમ્યક્ શાસ્ત્ર પણ મિથ્યા બને છે. મતલબ કે અમુક સંપ્રદાય સિવાયનું બીજું સાહિત્ય મિથ્યા છે એવી વિચારણાની સંકીર્ણતા તમને મહાપુરુષોના તત્ત્વચિંતનથી વંચિત રાખશે.

ખુલ્લા મને અને સ્વસ્થ ચિત્તે તમે સ્વાધ્યાયના ક્ષેત્રમાં પ્રવેશ કરો. તેની સાથે તમારા જીવનની કિતાબ પણ વાંચો તો સ્વાધ્યાય તમારી દૃષ્ટિને નવો માર્ગ ખોલશે અને જીવનમાં પ્રકાશની નવી રેખા મળશે.

માટુંગા. તા. ૨૦-૮-૫૯



## ૪૮. જીવનમાં પ્રાર્થનાનું સ્થાન

આજના પ્રવચનનું મથાળું એ કહે છે કે હું તમારી સામે પ્રાર્થના અંગે કંઈક કહું પણ પ્રાર્થના અંગે શું કહેવાય ? પ્રાર્થના પોતે જ આત્માનું સંગીત છે આત્માને પરમાત્માનો પ્રકાશ દેનાર પ્રાર્થના છે એક પ્રશ્ન એ થાય છે કે પ્રાર્થનાનું જીવનમાં શું સ્થાન છે ? જેમ માછલી માટે પાણીનું મહત્ત્વ છે તેટલું જ અને તેવું જ જીવનમાં પ્રાર્થનાનું સ્થાન છે. માછલીનું જીવન જ પાણી છે પાણીમાં જ એ જન્મ લે છે અને પાણીમાં જ એ મરે છે માછલીને એમ કહેવામાં આવે કે હું તને દૂધના તળાવમાં મૂકી આવું પાણીનું તો એની સામે મૂલ્ય જ શું છે ? શકિત અને કિંમત બન્ને દૃષ્ટિએ પાણી કરતાં દૂધમાં વિશિષ્ટતા છે પણ તમારા આ પ્રલોભનભર્યાં આકર્ષણમાં એ ફસાશે નહીં એ તો કહેશે કે તમારા દૂધના તળાવ કરતાં મારું પાણીનું તળાવ શ્રેષ્ઠ છે તેમ છતાંય એના પર બળપ્રયોગ કરશો તો એ પાણીથી જુદા થતાંની સાથે જ પોતાના પ્રાણ અર્પી દેશે પાણીમાં શું આનંદ છે ? એ જાણવું હોય તો જઈને માછલીને પૂછો એનો આનંદ આપણે જાણી શકતા નથી.

બસ, તેવી જ રીતે પ્રાર્થનાનો આનંદ ભકત–હૃદય જ જાણી શકે છે માછલીના જીવનમાં પાણીનું જે સ્થાન છે, તેવું જ સ્થાન ભકતના હૃદયમાં પ્રાર્થનાનું છે શરીર માટે કસરત જરૂરી છે કસરતથી શરીરને નવ–સ્ફુર્તિ (તાજગી) મળે છે એથી શરીરમાંના ખરાબ તત્ત્વો પરસેવારૂપે બહાર નીકળી જાય છે અને એમનું સ્થાન આરોગ્ય દેનાર તત્ત્વો લઈ લે છે તેમ પ્રાર્થના પણ એક આધ્યાત્મિક કસરત છે શારીરિક કસરત શરીરની ચરબી ઘટાડી સ્વસ્થ રકતનો સંચાર કરે છે, તો પ્રાર્થના આપણા જીવનમાંની બુરાઈઓને દૂર કરી સ્વસ્થ સુંદર વિચારોનો જીવનમાં સંચાર કરે છે

શરીર માટે ભોજનનું જે સ્થાન છે આત્મા માટે પ્રાર્થનાનું તેવું જ સ્થાન છે ભોજન-ખોરાક વિના આપણું શરીર ઝાઝા દિવસ ટકી શકે નહીં તો પછી પ્રાર્થના વિના ક્યાં સુધી ટકી શકશો! ભોજનમાં એક જાતની તેજી છે એક તાકાત છે એક દિવસ પણ જો અન્ન ન મળે તો ગુલાબની જેમ હસતું મોં પણ કરમાઈ જશે. તેમ પ્રાર્થના આત્માનો ખોરાક છે શરીરને એનો ખોરાક નહીં મળે તો તે દુર્બળ બની જશે તો આત્માને પણ તેનો ખોરાક નહીં મળે તો શું એ નિર્બળ નહીં બની જાય! આજનો માનવી શરીરને ખોરાક દેવા માટે આઠ-આઠ કલાક અવિરત શ્રમ કરે છે પણ આત્માના ખોરાકને એ વિસરી ગયો છે

પ્રાર્થના અંગે એક વખત ગાંધીજીએ કહ્યું હતું કે મારા માટે ખાવા કરતાં પ્રાર્થના ખોરાક ઘણી ઉપયોગી છે ખાવાનું ભલે છૂટી જાય પણ પ્રાર્થના છૂટવી ન જોઈએ અને પ્રાર્થના જો છૂટી જાય તો મનુષ્યે દિલમાં એનું દુ:ખ થવું જોઈએ પ્રાર્થના કરવી રહી જાય તો મહાત્માજીને દુ:ખ થતું હશે પણ તમને પણ શું દુ:ખ થાય છે! ઘેર ચ્હા મોડી બને અને તમને ચ્હા લીધા વગર જ ઓફિસે જવું પડે તો દુ:ખ થશે! હા કેમ ન થાય! જરૂર તમને ચ્હા વિના ઓફિસે જવું દુ:ખપ્રદ બનશે અને એ બદલ શ્રીમતીજીને બે દસ વાતો પણ સાંભળવી પડશે. એક દિવસ ચ્હા છૂટવાથી તમને જેટલું દુ:ખ થાય છે પ્રભુ પ્રાર્થના છૂટી જવાથી તેટલું દુ:ખ શું થાય છે ખરું!

તમે પાન લેવા માટે પાનવાળાની દુકાને ગયા એને તમે બે આની આપી. એક આનાનું પાન લીધું અને મોંમાં મૂકી ચાવી ગયા. પણ એ પાનના સ્વાદમાં પેલો બાકી રહેલો એક આનો લેવાનું ભૂલી ગયા. ઘેર આવતા જ તમને એક આનો યાદ આવ્યો અને તેથી તમને દુ:ખ થશે! હા તો આનો ભૂલી જવાથી તમારા મનમાં દુ:ખ થાય છે તેમ એક દિવસ પ્રભુ-પ્રાર્થના ભૂલી ગયા તો શું એનું દુ:ખ થાય છે! ત્યાં તો તમારા દિમાગમાં પ્રભુ-પ્રાર્થના કરતાં પણ પૈસા એક આનાની કિંમત વધી જાય છે પરંતુ સંતના હૃદયમાં પ્રભુ બિરાજેલા છે તે એને કદી ભૂલી શકે ખરો! સંત એક દિવસ ખાવાનું છોડી શકે છે અરે એક દિવસ જ શા માટે તપસ્વી તો મહિના અને બે-બે મહિના સુધી ભોજનને છોડી દે છે પણ તેઓ ભજનને છોડતા નથી શરીર કરતાં આત્માનું મૂલ્ય વધારે છે તો એ

નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે ભોજન કરતા ભજનનુ મૂલ્ય પણ વધુ છે, કારણુ કે પહેલા ભજન છે અને પછી ભોજન છે

ગાંધીજીએ પ્રાર્થના અંગે એક બીજી મહત્ત્વપૂર્ણ વાત કહી છે એમણે બતાવ્યુ છે કે "હુ સંસારમા વ્યભિચારી થતા બચ્યો છુ તો તે રામ-નામનો જ પ્રતાપ છે વાનરસેનાએ રાવણને માર્યો, હનુમાને પર્વત ઊચકી લીધો, સીતાનુ સતીત્વ રખોપાયુ અને ભરત ચૌદ વર્ષ પર્યંત પ્રાણ ધારણ કરી શક્યો એ બધાનુ કારણુ એ જ હતુ કે એમના મુખેથી 'રામ' શબ્દ જ નીકળતો હતો મારા પાસે પણ રામ શબ્દ ન હોત હુ સ્ત્રીઓને બહેન કહેવા યોગ્ય ન હોત જ્યારે-જ્યારે મુજ પર સંકટો આવ્યા છે, મે રામનુ નામ લીધુ અને હુ બચી ગયો છુ તથા અનેક સંકટો વખતે તો રામ નામે જ મારુ રક્ષણ કર્યું છે"

હા, તો ગાંધીજી પરમ આસ્તિક હતા એમના મનના ખૂણે ખૂણામાં હિંદુ સંસ્કૃતિ રમતી હતી તેથી જ પ્રત્યેક સમય એમની જીવ્હા ઉપર રામ બિરાજતા હતા એટલા માટે જ પ્રભુ-પ્રાર્થનામા એમને દૃઢ વિશ્વાસ હતો. પ્રતિદિન સંધ્યાટાણે પ્રાર્થના યોજાતી હતી અને પછી તેઓ પ્રવચન કરતા હતા

પ્રાર્થના એ કોઇ અંધ વિશ્વાસ નથી નવા ચીલે દોડનારાઓ માટે પ્રાર્થના એક વહેમ અને ઢોંગ માત્ર બની ગઇ છે તેથી જ્યારે પણ નવી પેઢી સામે પ્રાર્થનાનો પ્રશ્ન આવે છે ત્યારે તેઓ વહેમ બતાવી એની મશ્કરી કરે છે, પરંતુ જરા અંદર ડોકીને જુઓ, જેને અન્તર્દર્શન થયા છે, તેને આત્મા ઉપર વિશ્વાસ છે, પણ જેને આત્મા ઉપર વિશ્વાસ નથી, એને પરમાત્મા ઉપર શો વિશ્વાસ હશે વારુ ? એના માટે ધર્મ, કર્મ, આત્મા અને પરમાત્મા બધુ જ વહેમ માત્ર જ બની જશે પરંતુ જેને આત્મા ઉપર વિશ્વાસ રાખ્યો છે, એકાંતની શાંત ક્ષણોમા જેણે આત્માનુ સંગીત શ્રવણ કર્યું છે, એના માટે આત્માનુ સંગીત-પ્રાર્થના-એટલી જ સત્ય છે જેટલુ કે હરવુ-ફરવુ, ખાવુ અને પીવુ

પ્રાર્થના તો સંતજીવનનુ અમૃત છે પ્રભુ-પ્રાર્થના એવી જ રીતે વગર દગાની વસ્તુ છે જેવુ કે અમૃત સ્વપ્નમા કોઈ દેવે પ્રસન્ન થઈને તમને અમૃતનો ઘડો દીધો અને પેલા દેનાર પર તમને વિશ્વાસ છે, વળી અમૃત ઉપર પણ વિશ્વાસ છે તો તમે એને સપ્રસન્ન બની પીજશો અમૃત જો કે વગર દગાની વસ્તુ છે, પરંતુ દેનારની બૂરી ભાવનાથી અથવા પીવાના

પરિમાણની માહિતીના અભાવે એ પણ કદીક નુકસાન પહોંચાડી શકે છે પરંતુ પ્રભુપ્રાર્થના તો એ અમૃત છે જ્યાં-જેમાં દગાબાજીની સંભાવના કદી દેખાતી જ નથી

પ્રાર્થના કહેવાની નથી કરવાની વસ્તુ છે એનો આનંદ શબ્દોમાં વ્યક્ત કરી શકાય તેમ નથી. આનંદનો મધુર અનુભવ તો એ જ હૃદયને થઈ શકે છે જે પ્રાર્થનાના સંગીતથી રંગાયેલો છે

સંધ્યાવેળાએ ગાય ઘાસ ચરીને ઘર ભણી પાછી ફરે ત્યારે એનું વાછરડું માની રાહે ઉત્સુકતાપૂર્વક દ્વાર ભણી નજર નાખે છે પોતાની જનનીને આંગણે આવતી જોઈએ ત્યારે પગે ઊછળી-ઊછળીને નાચવા લાગે છે અને હર્ષ-આનંદ વ્યક્ત કરે છે પણ દોરડા વડે એ હજુ બંધાયેલું છે માલિક જ્યારે એ દોરડાના બંધનમાંથી મુક્ત કરે છે ત્યારની એની પ્રેમ વિહ્વળતા તમે કદી જુઓ તો ખરા! પૂરા વેગથી એ માતા તરફ દોડી અને જ્યારે એ સ્તન-પાન કરે છે તે વખતનો એનો દુગ્ધપાનનો પરમ આનંદ શું પાસે ઊભેલો ગોવાળ-ભરવાડ માણી શકશે ખરો! ના નહીં પેલા સ્તનને પણ કેટલો આનંદ નહીં આવે કે જ્યાંથી પેલા વાછરડા માટે અમૃતધારા વહી રહી છે એ પરમ આનંદ માટે તો પેલા વાછરડાના હૃદયને જ પૂછો હા તો તેવી જ રીતિ પ્રાર્થનાનો આનંદ ન તો શબ્દોમાં આ શકાય તેમ છે તેમ ન એ પ્રાર્થનાના કોઈ પુસ્તકમાં છે કે ન એ એના સંગીતમાં જ છે એની અનુભૂતિ તો ફક્ત કોઈ ભક્ત હૃદય જ કરી શકે છે

હા એક વાત પણ છે મીઠાઈનો આનંદ સૌ કોઈ લઈ શકે છે પરંતુ પુસ્તકનો આનંદ ફક્ત શિક્ષિતો અને રસિકો જ લઈ શકે છે તેમ પ્રાર્થનાનો આનંદ પણ ફક્ત પ્રાર્થના કરનારાઓ જ લઈ શકે છે બીજા ન તો માત્ર દર્શક જ રહી જાય છે આનંદની લહેરો એમના હૃદયને સ્પર્શી શકતી નથી તેમ ન શબ્દો દ્વારા કહેવાયેલું વક્તવ્ય પણ એમને આ આનંદની અનુભૂતિ કરાવી શકે છે

એટલા જ માટે વિશ્વના પ્રત્યેક ધર્મમાં પ્રાર્થનાને મહત્ત્વ અપાયું છે જો કે સિદ્ધાન્તોમાં ધર્મ ધર્મ વચ્ચે ઘણો મતભેદ પ્રવર્તે છે છતાંય પ્રભુ-પ્રાર્થના સંબંધે તો લગભગ બધા ધર્મોમાં એક મત રહ્યો છે હિંદુ ધર્મ તો પ્રાર્થનાનું મહત્ત્વ દર્શાવતાં કહે છે " राम से अधिक राम कर नामा " અર્થાત્ રામ કરતાં પણ રામ નામમાં વધુ શક્તિ છે મુસ્લિમ ધર્મ અને હિંદુ ધર્મ વચ્ચે ન કે ઊંડી ખીણ જેટલો તફાવત છે અને બિલકુલ વિપરીત દિશાની

પથિક છે, તેમ છતા પણ પ્રભુ-પ્રાર્થના અગે એમનામા એકમત જોવા મળશે

એમની નમાજ પણ એક પ્રકારની પ્રાર્થના જ છે જો કે એમની ભાષા ફારસી છે, ઉપરાંત એના ઉપર મુસ્લિમ સસ્કૃતિનો પ્રભાવ છે, તો પણ શબ્દ અને શૈલી-ભેદને એક બાજુ રાખી તમે એમા ઊડા ઊતરશો તો ત્યાં પણ તમને ઈશ્વર પ્રત્યે ઊભરાતો અનુરાગ જ દેખાશે

ખ્રિસ્તી ધર્મ કે જેનો વધુ પડતો વિકાસ પશ્ચિમના દેશોમાં થયો છે, તેમા પણ પ્રાર્થનાને સ્થાન અપાયુ જ છે તમે જોતા હશો કે રવિવારના દિવસે ઇસુ ખ્રિસ્તને માનનાર બાળક દેવળમા શાત-શબ્દહીન પ્રાર્થનામાં તલ્લીન ઊભેલુ દેખાશે જૈન દર્શન જો કે આત્મામા જ પરમાત્માની સત્તા સ્વીકારીને ચાલે છે, ઈશ્વરને સૃષ્ટિના નિર્માતા રૂપે એ સ્વીકાર કરતા નથી છતાય કર્તા નહી પણ પ્રેરણા દેનારને રૂપે જૈન દર્શને ઈશ્વરની ઉપાસના કરી છે અને તેથી જ ચોવીસી સ્તવન અને સ્તવન-સ્તુતિ રૂપે અરિહત તથા સિદ્ધ ભગવાનની પ્રાર્થના માટે એ વિધાન કરે છે

અત્યાર સુધી આપણે જીવન અને ધર્મના વિવિધ ક્ષેત્રોમા પ્રાર્થનાના પ્રસાર વિષે વિચાર કર્યો હવે આપણે એ વિચારીશુ કે પ્રાર્થના શુ છે અને એ શા માટે કરવી જોઈએ ?

## પ્રાર્થના શું છે?

પ્રાર્થનાનુ બીજુ નામ છે અહકારરહિત પ્રયત્ન અર્થાત્ અસત્યથી સત્ય ભણી જવા માટે નિરહકારી પ્રયત્ન કરવો એ પ્રાર્થના છે પ્રાર્થના અન્તકરણનુ પરિમાર્જન, સ્ફૂર્તિ અને બળ છે પ્રાર્થનામા પ્રયત્નવાદ અને દૈવવાદનો સમન્વય છે દૈવવાદમા પુરુષાર્થને સ્થાન નથી એટલે તે પાગળો છે, જ્યારે બીજી બાજુ પ્રયત્નવાદમા પુરુષાર્થનુ તેજ છે છતા નિરહકાર વૃત્તિ રહેતી નથી એટલે ત્યા ગર્વ આવી જાય છે એટલે બન્ને ગ્રહણ કરી શકાય નહી પરતુ બન્નેને છોડી પણ શકાય તેમ નથી, પુરુષાર્થના દૈવવાદ (ભાગ્યવાદ)ના અભાવે જીવી શકતો નથી તો પુરુષાર્થના અભાવમા તે જડ બની જશે જીવનની ગાડી પ્રયત્નવાદ અને ભાગ્યવાદના પાટા ઉપર જ દોડશે મનુષ્ય દૈવવાદ ભાગ્યવાદમા એક નમ્રતા છે જે આપણને વિનયશીલ બનાવે છે. પ્રયત્નવાદમાં પરાક્રમ છે જે આપણને ગતિ દે છે અને પ્રાર્થના બન્નેને જોડવાનો એક સેતુ-પૂલ છે.

## પ્રાર્થનાથી થતા લાભ

હવે પ્રાર્થનાથી થતા લાભો વિષે વિચારીએ. પીપળ નાની હોય છે એનું મૂલ્ય પણ બહુ અલ્પ છે પરંતુ એ નાની પીપળને ખરળમાં ચોસઠ પ્રહર સુધી ઘૂંટશો તો એનો ગુણ પણ વધી જશે અને સાથે-સાથે એનું મૂલ્ય પણ વધી જશે. તેવી જ રીતે પ્રભુપ્રાર્થનાનો શબ્દ જો આપણા આત્મામાં રમે છે પ્રાર્થનાના સુમધુર સંગીતધ્વનિથી જેનું હૃદયભૂમિ ગુંજી ઊઠ્યું છે તે શબ્દનું રટણ આત્માની પવિત્રતામાં અભિવૃદ્ધિ કરે છે જેવી રીતે ધમણી અગ્નિ પરની રાખને દૂર કરી એને વધુ પ્રદીપ્ત કરે છે તેવી જ રીતે પ્રભુસ્મરણ જીવનના અજ્ઞાન અને મોહની રાખને દૂર કરી એની ચમકમાં સો ગણી વૃદ્ધિ કરે છે

ઘરમાં રાતના અંધારું હોય ત્યારે ઉંદરડાની રમઝટ ચાલુ થઈ જાય છે સૂનારની ઊંઘ હરામ કરી નાખે છે તમે એનાથી મુક્તિ પામવા માગો છો અને એક નાનો એવો દીવડો ચેતાવીને ઘરમાં મૂકી દો છો તો બધાં ઉંદરડાં ક્યાંય જાણે ક્યાંય નાસી જશે. એવી જ રીતે જ્યાં સુધી ભક્તિનો દીવડો જીવનમાં પ્રકાશવંત બનતો નથી ત્યાં સુધી કષાયની દોટદોટ (રમઝટ) ચાલુ રહેશે અને તે તમારા મનની શાંતિને હરામ કરવા રહેશે. તેથી તમે મનના ખૂણામાં પણ પ્રભુના નામનો દીવડો ચેતવી દો છો તો કષાય અને વાસના રૂપી ઉંદરડાં નાસી જ જશે.

વડલાનું બીજ જો કે રાઈના દાણા કરતાં પણ નાનું હોય છે પણ તે અલ્પ બી / ઉપર માટી ઓઢી થઈ જાય છે અને એને પાણીનું સિંચન મળે છે તો એ જ નાનું બીજ એક દિવસ વિશાળ વડલાનું રૂપ ધારણ કરી લે છે તેવી જ રીતે પ્રભુના નામનું બીજ જો તમારી હૃદયભૂમિમાં વાવ્યું છે અને એના ઉપર નિરહંકારરૂપી માટી નાખી પ્રેમરૂપી પાણીથી એનું સિંચન કરો છો તો તમારા જીવનમાં એક દિવસે ખરેખર ઈશ્વરીયતા પ્રગટશે. તમારા મનમાં રગ-રગમાં ઈશ્વરપણાનો જ્યોત શુભ પ્રકાશ પ્રસરી જશે. તમે પોતે તમારામાં એક વિશિષ્ટ જ્યોતિનું દર્શન કરશો. રૂપની ભાષા છોડી સાચી ભાષામાં કહું તો તમે પોતે ઈશ્વરરૂપ બની જશો. હું તો તમો સર્વેમાં ઈશ્વરનો પડછાયો જોઉં છું જો કે આજે ભલે એ સૂક્ષ્મરૂપે હોય પરંતુ એનું અસ્તિત્વ તમારામાં જરૂર છે / હવે ફક્ત જરૂર છે એને જાગૃત કરવાની.

તે જેવી રીતે અક્ષર પ્રાઈ આપવાને તમે શીખો છો ત્યારે એના શબ્દો

ગોખી-ગોખીને પણ તમે એક દિવસ એ ભાષા ઉપર સારો એવો કાબૂ મેળવી લો છો તેવી જ રીતે પ્રભુસ્મરણ કરતા-કરતાં તમે તમારામા છુપાયેલી એ ઇશ્વરીય જ્યોતિને જગવી શકશો એક કવિએ કહ્યુ છે.

आतम परमातम पद पावे,
जो परमातमसे लयको लगावे, सुनके शब्द कीट भृन्गीको,
निज तन मन की सुध विसरावे।
देखहु प्रगट ध्यान की महिमा,
सो ही कीट भृन्गी हुई जावे ॥

આધ્યાત્મિક કવિ આનદઘનજી કહે છે એમને જૈન સસારમા યોગી આનદઘનજીના નામથી પણ ઓળખે છે એમણે સમાજ અને સપ્રદાયની રૂઢી પરપરાઓને તોડી એકાન્ત વનમા સાધના કરી હતી એમણે કેટલાય વર્ષો આત્મ-સાધના પાછળ વીતાવ્યા હતા તેથી જ એમના પદોમા સાધનાનો રસ નીચોવાઈ આવે છે અને સાધક આત્માભિમુખ બની જાય છે તેઓ ફરમાવે છે કે સાધક અગર સાચી અને ખરી તન્મયતાપૂર્વક પરમાત્માની સાથે ભળી જાય છે તો એક દિવસ તે પોતે જ પરમાત્મ-દશા પ્રાપ્ત કરી લે છે કેટલાક દર્શનો એ તથ્ય માનવા ઇન્કાર કરે છે કે કોઈપણ આત્મા પરમાત્મા થવાની ક્ષમતા-સામર્થ્ય રાખતો નથી, ભલેને તે ચાહે તેટલા વ્રતો ઉપવાસાદિ અનુષ્ઠાન કરે જ્યારે જૈન દર્શન પ્રમાણે તો ભકતમા ભગવાન બનવાની ક્ષમતા છે. આત્મા જ પરમાત્મા છે એવો દિવ્ય સદેશ એણે વિશ્વને આપ્યો છે

જૈન દર્શનની એ જ વાતમા સૂર પૂરાવતા આધ્યાત્મિક કવિ આનદઘનજી કહે છે

**आतम परमातम पद पावे, जो परमातमसे लय को लगावे**

'अप्पा सो परमाप्पा' નો નાદ આ સ્વરોમા સભળાય છે કવિ એના માટે સુદર રૂપક આપે છે ભમરીના શરીરમા જ્યારે ગરમી પેદા થાય છે ત્યારે એ ભીની માટીથી પોતાનુ ઘર બનાવે છે અને સાથે જ એક કીટક-કીડો લાવી એની સામે ભૂ-નો શબ્દ ગૂજવે છે અને એ ભમરીના શબ્દથી પેલો પેટ ઘસીને ચાલનાર કીડો ૧૭ દિવસમા આકાશમા ઊડતી ભમરી બની જાય છે આ શબ્દશકિતનો પ્રભાવ છે

આ એક કવિએ પ્રસિદ્ધ કરેલી કહેવત છે પણ એમા એક સૈદ્ધાતિક ભેદ એ આવે છે કે એક એકેન્દ્રિય જીવ ચતુરેન્દ્રિય કેવી રીતે બની શકે?

સાચું તો એ છે કે ભમરી જ્યારે ઇંડાં મૂકે છે ત્યારે ઇંડાંની સુરક્ષા માટે અને એમના ખોરાક માટે એ કીડો લઈ આવે છે. આમ સત્તર દિવસ સુધી ઇંડાંને સેવ્યા બાદ ઇંડું ફૂટી જાય છે. એમાંથી ભમરો નીકળે છે અને ઊડી જાય છે. પણ અહીં કવિ યોગી આનંદઘનજીએ કઈ દૃષ્ટિએ આ રૂપક મૂક્યું છે તે આજે સમજી શકાય તેમ નથી. તો પણ કવિજીનો મુખ્ય ઉદ્દેશ તો પ્રાર્થનાનું મહત્ત્વ બતાવવાનો છે કે પ્રાર્થના વડે આત્મા પરમાત્મા બની શકે છે. દહીંના મંથનથી જેમ માખણ મેળવાય છે તેમ પ્રભુ નામના મંથનથી આત્મા ઈશ્વરીય જ્યોતિ મેળવે છે.

પ્રભુ નામ તો મેઘ છે જે પાપના પ્રખર તાપને શાંત કરે છે. જેઠ માસના પ્રખર તાપમાં જ્યારે ધરતી અને આકાશ તપવા લાગે છે, સૂર્ય જ્યારે આગના ગોળા વરસાવી રહ્યો હોય છે ત્યારે આરસ પથ્થરના મહેલો પણ તપી ઊઠે છે. ત્યારે માનવ હૈયું ઠંડક માગતું હોય છે. અષાઢી ગગનમાં જ્યારે શ્યામવર્ણાં વાદળાં ઊભરાય છે અને રૂમઝુમ વરસાદ પડે છે ત્યારે તાપ શમે છે. પૃથ્વી પણ શાંત બને છે. તેમ આકાશ પણ શાંત બને છે. બફારો ને ઉકળાટ આપતા મહેલો પણ હવે તો ગમવા લાગે છે. બસ, આવી જ શક્તિ પ્રભુના નામમાં પણ છે. જ્યારે મનમાં કષાયની જ્વાળા જાગી રહી હોય છે, વાસનાનાં તોફાન જાગ્યાં હોય છે તે વેળાએ પ્રભુનું નામ મેઘનું કામ કરે છે અને કષાયોની જ્વાળા શાંત બને છે. વાસનાનાં તોફાન શમી જાય છે.

સાચે જ પ્રભુનું નામ અશાંત મન માટે પ્રશાંત મેઘ છે. અશાંત સાગર માટે વહાણ પણ છે. ભક્ત માટે તે એટલો જ પ્રિય છે જેટલું કે ડૂબતા વહાણમાંના માણસો માટે નાની એવી નૌકા. જ્યારે ચારે બાજુ અસીમ જળ-રાશિ (પાણી જ પાણી) દેખાય અને કિનારો શોધની આંખો લહેરોની સાથે અથડાઈને પાછી ફરે અને જીવન-સાથી વહાણ પણ દગો દેવા લાગે છે તેવા સમયે અગર એક નાની એવી નૌકા પણ મળી જાય તો એથી મનુષ્યને એટલી પ્રસન્નતા થશે કે જાણે ડૂબતા પ્રાણ પાછા આવ્યા. તેવી જ રીતે સંસારના અસીમ સાગરમાં દુઃખ અને અશાંતિની ઊંડી અગ્નિમાં જ્યારે તમારો આત્મા ગોથાં ખાતો હોય ત્યારે તમે પ્રભુ નામની નૌકામાં સવાર થઈ જશો તો એ તમને કિનારે પહોંચાડશે—પાર ઉતારશે.

**શબ્દ-શક્તિ**

પ્રાર્થનાના ઊંડાણમાં ઊતરશો તો ત્યાં તમને શબ્દ-શક્તિનું કોઈ

તત્ત્વ કામ કરતુ દેખાશે શબ્દમા પણ ઘણી મોટી શક્તિ છે–તાકાત છે. કેટલાક શબ્દો એવા છે જે સભાળતા જ તમારા મનમાં પ્રસન્નતા સચારિત થશે કેટલાક શબ્દો એવા છે જે હૃદયની પ્રસન્નતાને હરી લે છે તમે કોઈને ઘેર ગયા. એણે ખૂબ સ્નેહની સાથે તમને દૂધ પાયુ દૂધ પણ જેવુ–તેવું નહો, સ્વાદિષ્ટ હતુ બદામ કેસરવાળુ હતુ તમે ખૂબ આનદથી બે પ્યાલા ગટગટાવી ગયા પણ દૂધ પીને જેવા તમે બહાર નીકળ્યા ત્યારે જ દોડતો–હાફતો તમારો મિત્ર આવી જાય છે કઈક ગભરાતા અવાજે એ તમને કહે છે "અરે, તમે જે દૂધ પીધુ એમા તો થોડુક ઝેર ભળેલુ હતુ " બસ, થઈ રહ્યુ ઝેર શબ્દ કાન સાથે અથડાતા જ તમારા મનમા ઉછળકૂદ મચી જાય છે કયા તમે દૂધનો સ્વાદ લઈ આનદથી નીકળી રહ્યા હતા અને હવે તો તમારા મનની બધી પ્રસન્નતા છૂમતર થઈ ગઈ આ શબ્દની જ તો શકિત છે

એક માતા અહી બેઠી છે શાત મનથી એ પ્રભુ પ્રાર્થનામા લીન છે. અચાનક કોઈએ આવી એને કહ્યુ કે તમારુ બાળક કૂવામા પડી ગયુ બસ આટલુ સાભળતા જ એ માતાના દિલમા તોફાન જાગી ઊઠશે સર્વ પ્રસન્નતા ગૂમ થઈ જશે પ્રભુ પ્રાર્થનાના શબ્દો હોઠો પર જ રહી જશે અને એ રડી પડશે "અરે, મારો બેટો કયા ગયો ?" એક શબ્દે જ એના મનની સારીયે શાંતિનો ભગ કરી દીધો બીજી જ ક્ષણે બીજો કોઈ આવી એને કહે છે કે કૂવામા જે બાળક પડ્યું હતુ એ તમારુ નહિ પણ કોઈ હરિજનનુ હતુ આ સાળળતા જ એના મનની વ્યાકુળતા સમાપ્ત થઈ જશે એનુ મન શાત બનશે એક શબ્દે એની શાતિ હરી લીધી, જ્યારે બીજા શબ્દે એને પાછી વાળી દીધી

રામ શબ્દ પદર કરોડ હિદુઓ માટે પ્રિય છે શ્રીકૃષ્ણ અને બુદ્ધનું નામ લેતા જ ભારતવાસીઓના મનમા શ્રદ્ધા જાગી ઊઠશે ભગવાન મહાવીરનુ નામ લાખો જૈનોના હૃદયોને હલાવી દે છે પરતુ મુસ્લિમ ધર્મમા વિશ્વાસ ધરાવનાર માટે આ શબ્દોની કાઈ જ કિમત નથી એમની સામે અલ્લાહ અથવા પેગબર–મોહમ્મદને યદ કરશો તો તેઓ શ્રદ્ધા સાથે નમી પડશે. તેવી જ રીતે ઈસુને માનનરા કરોડો ખ્રિસ્તીઓ ઈસુનુ નામ સાભળતા જ તરગિત બની જશે આ બધુ શુ છે ? કહેવુ જ જોઈએ કે શબ્દની શક્તિ છે

શબ્દ હસાવી પણ શકે છે અને રોવડાવી પણ શકે છે. કોઈએ તમારી સ્તુતિભર્યા બે શબ્દો કહ્યા તો તમારું મોં ગુલાબના ફૂલની જેમ ખીલી ઊઠશે. પણ કોઈ અપમાનભર્યો શબ્દ કહેશે કે જેમાં તમારા પ્રત્યે તિરસ્કાર અને ઘૃણા ભરી છે તો તેથી તમારી મુખાકૃતિ ગંભીર બની જશે.

રણમેદાનમાં જ્યારે યુદ્ધની ભેરીઓ ગૂંજી ઊઠે છે ત્યારે વીરોના મનમાં વીરતાની ભાવના જાગી ઊઠે છે. ભેરી વાજીંત્રોમાં પણ એક શબ્દ જ તો કામ કરી રહ્યો છે. વાજીંત્રોમાં પણ ભેદ હોય છે. લગ્નના પ્રસંગે પણ શરણાઈઓ વિ. વાજીંત્રો વગાડાય છે. સો વર્ષના વૃદ્ધકાય કોઈ શેઠ કાની દુનિયાથી વિદાય લે છે ત્યારે પણ વાજીંત્ર બજે છે. આ બંને પ્રકારમાં કાંઈ ભેદ જણાય છે? હા, ઘણો મોટો તફાવત દેખાય છે. પહેલા પ્રસંગે વગાડાતાં વાજીંત્રોને ધ્વનિ તમારા હૃદયમાં આનંદ ભરી દેશે. જ્યારે બીજા પણ પ્રસંગનો ધ્વનિ તમારામાં ગમગીની પ્રસરાવશે. તમારા ખિસ્સામાંથી એક રોકડ રૂપિયો પડી જશે તો એનો રણકારો તમારા હૃદયમાં ગલીગલી ઊભી કરશે, જ્યારે વરસાદની પ્રેમ રમઝટ અને તોફાનમાં પાડોશમાંની કોઈ કાચી ભીંત ભૂમિગત થશે અને ત્યારે જે શબ્દ તમને સંભળાશે એમાં તમને મધુરતા નહીં લાગે જેટલી તમે પેલા રૂપિયાના રણકારમાં અનુભવી હતી.

સંગીતમાં પણ એક શબ્દ-શક્તિ રહેલી છે. કુશળ સંગીતજ્ઞ વીણાના તાર ઉપર જ્યારે સુરીલા અવા ત્યાં તાન વહેતી મૂકે છે ત્યારે શ્રોતાજનોના હૃદયો ડોલી ઊઠે છે. સંગીતમાં હૃદયને આકર્ષિત કરવાની ઘણી મોટી તાકાત—શક્તિ છે. તેથી જ એને જીવતો જાદુ કહેવાય છે. મલ્હારનો સંગીતકાર જ્યારે મેઘ રાગનો આલાપ કરતો ત્યારે વાદળોમાંથી છાંટા વરસી જતા. ભારતના પ્રસિદ્ધ સંગીતજ્ઞ તાનસેનની વાત તો પ્રખ્યાત છે. એવું કહેવાય છે કે તેલ અને વાટથી મુક્ત ઓલવાયેલા દીવાની હારમાળા સજાવી જ્યારે એ દીપક—રાગની તાન છેડતો ત્યારે પેલા ઓલવાયેલા દીવડા જગી જતા.

એમ સંગીત હૃદયની પીડાને હળવું બનાવી દે છે. પણ એમાં આશ્ચર્ય જેવું કાંઈ નથી. સંગીત વડે ક્રૂર પશુઓની હિંસક વૃત્તિમાં પણ પરિવર્તન આણી શકાય છે તો માનવ હૃદય એથી હર્ષોન્વિત બની જાય એમાં તે શું આશ્ચર્ય છે વારુ! અને પશ્ચિમના દેશોમાં તો સંગીત વડે કેટલાક રોગો પણ મટાડવામાં આવે છે.

ઇટાલી દેશની વાત છે. તેરમા સૈકામાં ત્યાં એક વિચિત્ર રોગ દેખાયો હતો. એને નાચ-રોગ કહેતા હતા. શરીર ઉપર જ્યારે એ રોગનું આક્રમણ

થતુ ત્યારે સૂતેલો આદમી પણ મધમાખીના ડખની પીડા અનુભવતો અને પછી તરત ઊઠીને બહાર આવી નાચવા લાગતો આવા કેટલાક રોગીઓને તો વસ્ત્રોનુ પણ ભાન રહેતુ નહો કેટલાક લોકો તો બહાર આવી વસ્ત્રો ફેંકી દેતા અને અશ્લીલ શબ્દો બકવા લાગતા અને જ્યારે વધુ પડતી બેચેની જણાય કે ગામડી ડુક્કરની જેમ ગદા સ્થાનોમાં આળોટવા લાગતા પણ આશ્ચર્યની વાત તો એ હતી કે ઈટાલીના ડૉકટરો પાસે આ રોગ માટે કોઈ દવા નહોતી–કોઇ ઈલાજ નહોતો સૌ હેરાન હતા એમને રોગનુ મૂળ જ સમજમા આવતુ નહી તો પછી એનો ઉપચાર તો શે શોધી શકાય? ત્રીસ–વર્ષ સુધી આ રોગ ચાલતો રહ્યો એક વખત ડૉકટર ફાર્ડિનાન્સ પાસે એક કેસ આવ્યો તે વખતે તેઓ વીણા–વાદન કરી રહ્યા હતા સગીતનો મધુર ધ્વનિ પેલા આવનાર રોગીના કાનોમા પડયો એની આશ્ચર્યજનક અસર એના શરીર પર થઈ ધીમે ધીમે મધમાખીના ડખ જેવી પીડા ઓછી થવા લાગી અને એનો બેચેનીભર્યો નાચ પણ ઓછો થવા લાગ્યો થોડીક ક્ષણોમાં તો એ તદ્દન સ્વસ્થ બની ગયો ત્યાર પછી તો ડૉકટરે કેટલાય રોગીઓ ઉપર સગીતનો પ્રયોગ કર્યો અને એમા એમને સફળતા મળી એમની આ સફળતા સારાયે ઈટાલીમા સ્તુતિ–પાત્ર બની અન્ય ડૉકટરોએ પણ સગીતના પ્રયોગ કર્યા અને તેઓ પણ એમા આશ્ચર્યજનક સફળ થયા પછી તો સગીત જ એ નાચરોગનો ઉપચાર–ઔષધ બની ગયુ આવી જ રીતે એ નાચ–રોગ ઉપર કાબૂ મેળવી શકાયો

સગીતની સ્વર–લહેરોથી હૃદય આનદ અનુભવે છે, પ્રાર્થનામા શબ્દ અને સગીતનો જ સુમેળ છે પરતુ પ્રાર્થનાની જન્મભૂમિ કઠ નહી, હૃદય છે કઠ વડે ફક્ત સગીતના સ્વરો ફૂટે છે પણ એમા હૃદયને ડોલાવી દેનાર શક્તિ તો ત્યારે પેદા થાય છે કે જ્યારે એની સાથે હૃદય એકતાર–એકયોગ બની જાય પ્રાર્થના પરથી હૃદય જ્યારે ઉઠી જાય છે ત્યારે તે નિષ્પ્રાણ બની જાય છે અને મનુષ્ય–શરીરમાથી હૃદય જ નીકળી જાય તો પછી શુ બાકી રહેશે? એની જીવન–યાત્રા બે ડગલા પણ આગળ વધી શકશે નહી

પ્રાર્થનાના ક્ષેત્રમા પગની આવશ્યકતા નથી કારણ કે કેટલાક લૂલા [પગુ] મનુષ્યો પણ આત્મા–કલ્યાણ સાધી ગયા છે પ્રાર્થના માટે હાથ પણ કાંઈ જરૂરી નથી પ્રાર્થનાના ક્ષેત્રમા જીભની પણ જરૂરત નથી મૂગો માનવી પણ આત્મ–સાધનાના ક્ષેત્રમા આગળ વધી શકે છે પ્રાર્થનાના ક્ષેત્રમા આખોની પણ અનિવાર્યતા નથી ભારતના ભક્ત કવિ સૂરદાસ પોતાની પાસે આખોનો

પ્રકાશ ન હોવા છતાં પણ ભક્તિના ક્ષેત્રે અમર થઈ ગયા છે એ ક્ષેત્રમાં તો ફક્ત નાનું એવું દિલ જોઈએ હૃદય અમર પ્રેમથી પરિપૂર્ણ છે અને તમે એક શબ્દ પણ બોલશો તો તે પ્રકાશની રેખા બની જશે.

સમયને સજીવ બનાવવા માટે તમે પ્રાર્થના જરૂર કરો સમય નષ્ટ કરવા માટે નહીં કેટલીક વખતે માણસ એવું વિચારે છે કે ચાલો અત્યારે ફુરસદ છે પ્રાર્થના કરી લઈએ. એ સાચું છે કે તમે કામવાળા છો પણ પ્રાર્થના પણ કોઈ કામની વસ્તુ નથી શું ? તમે શું એના માટે નકામો સમય વીતાવો છો ? કોઈ અતિથિને જેમ સડેલ ફળ આપી શકાતું નથી તેવી જ રીતે પ્રાર્થનામાં ફુરસદનો વખત પણ આપી શકાય નહીં તમારા હૃદયમાં પ્રાર્થના પ્રત્યે મધુરતા પેદા થવી જોઈએ પ્રાર્થનાના પ્રત્યેક શબ્દથી હૃદયમાં આનંદ ઊભરાવવો જોઈએ પ્રાર્થનાના પથમાં મનને જોડી દેવું જોઈએ. એમાં જો મનને ન જોડ્યું તો એ પ્રાર્થના દ્રવ્ય-પ્રાર્થના ગણાશે જેનું જીવનમાં કોઈ મૂલ્ય નથી.

ભોજન અને ભજન બન્નેનો સંબંધ જીભ સાથે છે કેમ કે ભોજનનો સ્વાદ જીભ જ લઈ શકે છે અને ભજનની મધુરતા પણ જીભથી જ મેળવી શકાય છે પરંતુ ફક્ત જીભ ન તો પૂરો ભોજનનો આનંદ લઈ શકે છે તેમ ન ભજનનો રસ. જ્યાં સુધી એમાં મનનો સંયોગ નહીં થાય ત્યાં સુધી આનંદ અનુભવાતો નથી કારણ કે એનો સંબંધ જીભ અને મનની સાથે છે. તેવી જ રીતે પ્રાર્થના પણ જીભ અને મનથી થવી જોઈએ એન્જીન અને ડબ્બા જુદા-જુદા થઈ જાય તો ગાડી નક્કી સ્થાને પહોંચી શકતી નથી. તેવી જ રીતે મન અને વચન બંને અગર જુદા-જુદા રહે છે તો પ્રાર્થના ફળ દેનાર બની શકતી નથી. એની સફળતા તો મન અને વચન બંનેના સમન્વયમાં વસે છે

ફક્ત નામ લેવા માત્રથી એક વ્યક્તિનો ભૂતપૂર્વ ઈતિહાસ આંખો સામે તરી આવે છે માતાનું નામ લેતાં જ મમતા કરુણા અને સેવાનું ચિત્ર સામે આવી જાય છે કસાઈનું નામ લેતાં જ છરી ચાકુ અને લોહીની ધારાનું દૃશ્ય ગમગીનીભર્યું દૃશ્ય નજર સામે આવી ઊભું થઈ જાય છે તેવી જ રીતે સંતનું નામ લેવામાં આવશે તો એની અહિંસા દયા ક્ષમાનું ચિત્ર સાકાર બની આવશે. અને વીતરાગ દેવનું નામ લેવાથી વીતરાગતા આવી જાય છે વીતરાગ દેવની આધ્યાત્મિક શક્તિઓ એમની પવિત્રતા અનંત જ્ઞાન વગેરે બધા જ આપણી સ્મૃતિમાં આવી જાય છે વીતરાગપણું ધરાવતું એક માનસ-ચિત્ર જેવું ખેંચાઈ આવે છે

ભગવાન મહાવીરનુ નામ લેતા જ એમના જીવનનો સમગ્ર ઈતિહાસ ચમકી ઊઠે છે એમની બાર બાર વર્ષ સુધીની કઠોર સાધના! અનુકૂળ અને પ્રતિકૂળ ઉપસર્ગ અને પરિષહોની વચ્ચે પણ એમનુ અડિગ વ્યક્તિત્વ નજર સમક્ષ આવી અ કાઈ જાય છે એ વિરાટ વ્યક્તિત્વ આપણા જીવનની દુર્બળતાઓને સબળતામા પલટાવે છે મુશ્કેલીઓથી ભરેલી ઘડીઓમા જ્યારે આપણે સાહસ અને ધૈર્ય હારી બેસીએ છીએ, ત્યારે ભવિષ્ય ફક્ત અધકાર-મય જ દેખાય છે જીવનની એ અ ધારી રાતમા એમનુ પ્રકાશવ ત જીવન આપણી સામે પ્રકાશના કિરણો પાથરી જાય છે એ પ્રકાશપુ જથી આપણે પ્રેરણા મેળવતા રહીએ, વાવાઝોડા અને તોફાનો વચ્ચે દૃઢતાપૂર્વક પગલુ ભરતા થઈએ એ જ પ્રાર્થનાનો ઉદ્દેશ છે.

આજે પણ ઘણા લોકો પ્રાર્થના કરે છે પર તુ તેઓ કહેતા હોય છે કે અમને પ્રાર્થનાનો આન દ આવતો નથી માળાના મણકા ગણતાં અને પ્રાર્થના કરતા વર્ષો વીતી ગયા પણ પ્રાર્થનાનો આન દ મળ્યો નહી પણ એનુ ય કઈક કારણ હશે એ કહેવુ ખોટુ જ ઠરશે કે એનો આન દ પર-લોકમાં મળશે એ તો એના જેવુ થયુ કે રોટલા અહી ખાવા અને ભૂખ મટશે પરલોકમાં રોટલા ખાધા પણ ભૂખ શમી નહી એમ કહેનાર માટે કહેવુ પડશે કે તમે રોટલા ખાધા જ નથી અથવા તો ખાવાની રીત જાણી નથી તેવી રીતે પ્રાર્થનાનો આન દ આવતો નથી તો સમજવુ જોઈએ કે તમે કા તો પ્રાર્થના કરી નથી અથવા તો પ્રાર્થનાની રીત જ જાણી નથી.

## પ્રાર્થનાનો ઉદ્દેશ્ય

એક વિચારકે કહ્યુ છે કે પ્રાર્થના–મ દિરમા પરમાત્મભાવ સિવાય અન્ય કોઈ વસ્તુ માગવી એ ભૂલ છે ઇશ્વર પાસેથી તે ઐશ્વર્ય શુ માગવુ! માગવુ જ હોય તો ઈશ્વરત્વ માગો વીતરાગના આગણે પહોચીને પણ મનમાં જો રાગની ઇચ્છા રહી ગઈ તો તમે વીતરાગ–મ દિરમા પ્રવેશ કરવાના સાચા અધિકારી જ નથી કેટલાક લોકોએ પ્રાર્થનાને લાચ રૂશ્વતનુ રૂપ આપી દીધુ છે તેઓ વિચારે છે જીવનમા ચાહે તેટલા પાપ થાય પણ સધ્યા વખતે પ્રભુ પાસે ક્ષમા માગી લ્યો એટલે બસ બધુ માફ પ્રભુ તો અન ત કરુણાશીલ છે એના હૃદયમા ભક્તો પ્રત્યે અસીમ સ્નેહ–સાગર વહે છે. એટલે તે તમને ક્ષમા કરી દેશે પાપ કરીને એના ફળથી બચવાની પ્રાર્થના કરવી એના જેવુ છે કે કલકત્તા મેલમા બેસી પ્રભુને પ્રાર્થના કરી કે ભગવાન્ મને મદ્રાસ પહોચાડી દે અરે ભાઈ, મદ્રાસ જવુ

હતું તો કસાઈના વેશમાં બેઠો જ શા માટે? તેમ પાપના ફળથી બચવું હોય તો પાપથી બચો. એક ઉર્દુ શાયરે કહ્યું છે કે **यदि इबादत करना है तो आदत से बचो। क्योंकि आदत और इबादत दोनों साथ नहीं रह सकती** અર્થાત્ ઇબાદત કરવી હોય તો આદતથી બચો. કારણ કે આદત અને ઇબાદત બન્ને સાથે રહી શકતાં નથી.

સ્વાર્થબુદ્ધિને લઈને કરવામાં આવેલી પ્રાર્થના પ્રાર્થના કહેવાતી નથી. બીજા વિશ્વયુદ્ધમાં જર્મની લોકો દેવળમાં જઈ ઈશ્વરને પ્રાર્થના કરતા કે ઇંગ્લાંડ સમાપ્ત થઈ જાઓ" ત્યારે આ બાજુ ઇંગ્લાંડમાં અંગ્રેજો દેવળમાં જઈ પ્રાર્થના કરતા કે ભગવન્ અમારા દુશ્મન જર્મનીને સમાપ્ત કરી દે. હવે તમે જ બતાવો ઈશ્વર કોનો પક્ષ લે? ખરેખર પ્રાર્થનાની આ રીત જ ભૂલભરેલી છે હું તો આની રીત–રસમને સાંચ જ કહીશ. પ્રાર્થનામાં તમે તમારા પાપોની આલોચના કરો. આલોચનાપ્રધાન પ્રાર્થના સુંદર કહી શકાય. એક કવિએ કહ્યું છે કે

> પરનિંદા મનથી સુણી મારું હૃદય કરમ્યો અપારો
> સુખી જનોના ગુણ નથી જોયાં દીધાં મેં આળ હજારો નાથ,
> વીર પ્રભુ હવે તારો
>
> નિજ સ્વાર્થે તન મન ધન દીધું પરમારથ નથી પ્યારો
> દુખી જનોની કરુણા ન કીધી દીધાં મે કષ્ટ અપારો નાથ
> વીર પ્રભુ હવે તારો

જે પ્રાર્થનામાં પોતાના અંતર મનને ખોલીને મૂકી દેવામાં આવે તે જ ખરી પ્રાર્થના છે સાથે જ પ્રાર્થના દરમ્યાન આપણી દૃષ્ટિ ભૌતિક દુઃખો તરફ જવી જોઈએ નહીં તેમ ન આપણે સાંસારિક બેડોળ દુઃખ માટે પ્રભુ સામે હાથ ટેકવા જોઈએ. પરંતુ એમના જીવનનો ઉજ્જ્વળ ઇતિહાસ જોઈ એમના જીવનનાં પ્રકાશકિરણો મેળવતાં શીખવું જોઈએ. એ જ પ્રાર્થનાનો સાચો ઉદ્દેશ છે

## પ્રાર્થના કરવાની રીત

દરેક વસ્તુને પોતાની એક રીત હોય છે અને એ રીતે કરવાથી જ એમાં સુરભિ આવે છે સામગ્રી તો તે જ હોય છે પરંતુ રીતની ભિન્નતાને

લીધે વસ્તુમા ઘણો મોટો ફેર આવી જાય છે લોટ [ આટો ] અને મેદો બન્ને એક જ વસ્તુ છે અને એક જ વસ્તુના બને છે, પણ બનાવટની રીતમા ફેર પડવાથી એમાથી બનતી વસ્તુઓમા ઘણો ફેર પડી જાય છે સવત્સરીના પારણા વખતે તમે શિરો અને રાબ પીધા હશે બન્નેમા એક જ જાતની સામગ્રી રહે છે પણ એ બનાવવાની રીતમા ભિન્નતા હોય છે એટલે બન્નેના સ્વાદમા અને સમ્માનમા પણ ભિન્નતા આવે છે

તમે લગ્ન, વિવાહાદિ પણ વિધિવત્ જ કરો છો એની પાછળ કેટલા રીત-રિવાજો છે! પણ જો કોઈપણ જાતની વિધિ વિના શ્વસુર-ગૃહે (સાસરે) જઈ કન્યાને ઉપાડી લાવે તો તમે એને શું કહેશો? જો કે લગ્નનો ઉદ્દેસ્ય પણ આ જ છે, બીજાની કન્યાને વહુ બનાવી પોતાને ઘેર લઈ આવવી, પણ વગર વિધિએ આમ લઈ આવવી તે રાવણની રીત કહેવાય

પાણીનો સ્વભાવ તો ડુબાડવાનો છે પણ જો તરવાની રીત આવડતી હોય તો તેમાથી પણ પાર પહોચી શકાય છે નદી-કિનારે ઊભેલો એક માનવી સામા કાઠે જવા ઇચ્છતો હતો નદીનો પ્રવાહ વેગીલો હતો પાણી પણ ઊડુ હતું એણે પાસે ઊભેલા એક બીજા સજ્જન પાસે સામા કાઠે જવા અગે સલાહ માગી પેલા સજ્જને કહ્યુ 'હવા વડે તમે પાર પહોચી શકો છો ' પેલો માણસ વિચારવા લાગ્યો 'હવા તો ઘણી ફુકાઈ રહી છે મારા મો અને પેટમા પણ ઘણી હવા ભરી છે એટલે સામે પાર પહોચતાં શી વાર લાગશે?' આમ વિચારી એ તો એકદમ નદીમા કૂદી પડ્યો પણ સામે પાર પહોચવાને બદલે એ તો વચ્ચે જ ડૂબવા લાગ્યો કાઠે ઊભેલા અન્ય લોકોએ એને ઘણી મુશ્કેલીએ બહાર કાઢી ઉગારી લીધો સામે પાર પહોચવાની સલાહ દેનારા પેલા સજ્જન પણ ત્યા આવી પહોચ્યા સામે કાઠે જવા ઇચ્છતો માણસ એને જોઈને બળી ઊઠ્યો કહેવા લાગ્યો ' ડૂબી મરવાનો સારો ઉપાય તમે મને બતાવ્યો! એ તો ઠીક થયુ કે આ લોકોએ મને ઉગારી લીધો, નહીતર તો હુ અત્યારે સ્વર્ગધામ પહોચી ગયો હોત ' પેલા સજ્જને જવાબ વાળ્યો ' ભાઈ, આટલા ઉકળો નહી મે તો તમને સાચી રીત બતાવી હતી મશકમા હવા ભરી દો અને એના સહારે તમે સામે પાર તરી શકશો પણ તમે તો રીત જ જાણી નહી '

હા, તો તેવી જ રીતે પ્રાર્થના કરવાની પણ રીત હોય છે તમે એ રીતે જ કરશો તો જ તેમા મધુરતા આવશે અને જો ફક્ત દશ-પદર મિનિટ

પોતાની સહેલીઓ સાથે હાસ્યવિનોદ પણ કરતી જતી હોય છે પણ એમનુ ધ્યાન ક્યા હોય છે, એ તમને ખબર છે ? હાસ્ય-વિનોદમા નહી પણ શિરે રહેલા પેલા જળ-ભરેલા ઘડા તરફ અને પેલી નટ-કન્યા જેનુ નૃત્ય જોવા હજારો માણસો એકઠા થયા છે તે બન્ને બાજુએ બે વાસ ખોડી વચ્ચે લોહ-તાર બાધી એના ઉપર ચાલે છે, નૃત્ય કરે છે લોકો તાળીઓ પાડે છે. હજારો માણસોની નજર એના તરફ હોય છે પણ એની દૃષ્ટિ ક્યા હોય છે, શુ લોકો તરફ ? ના, એ તો ફકત જુએ છે પેલા તારને જેના ઉપર એને નૃત્ય કરવુ છે એની તન્મયતા પેલા તારમા જ પરોવાયેલી હોય છે જેમ પાણી લાવનાર માતાની તન્મયતા શિરે રહેલા ઘડા તરફ હોય છે તેમ સાધકની તન્મયતા પ્રાર્થનાના સ્વરોમા હોય છે

પ્રાર્થના કરતા-કરતા એવી તન્મયતા આવી જવી જોઈએ કે એમા મન ને પ્રાણ બન્ને એકરૂપ બની જાય ફૂલની સુગધ સારી હોય છે પણ ફૂલ જ્યારે એકદમ નજીક હોય તેમ એની ખૂશ્બુ ખાસ આનદપ્રદ હોય છે. તેવી જ રીતે જીભ આત્માની નજીક હોય ત્યારે જ પ્રાર્થનામા માધુર્ય આવી શકે છે હૃદયના સ્વર જેમ ગૂજી ઊઠે તે જ સાચી પ્રાર્થના છે ફકત દાત અને હોઠ વચ્ચે થતી પ્રાર્થના એ નકલી પ્રાર્થના છે એમા તન્મયતા આવતી નથી નકલી વસ્તુથી દુનિયાને રાજી કરી શકાય છે પણ આત્મા એનાથી કદી આનદ પામી શકતો નથી નકલી હાર પહેરીને બજારે નીકળો, દુનિયા એ હારની ચમક-દમકથી અજાઈ જાય અને એ અજાપામા દુનિયા એને કદાચ કરોડપતિ પણ કહી બેસે પણ એનો આત્મા શુ કહેશે ? શુ એ પણ પોતાને કરોડાધિપતિ માનવા તૈયાર થશે ?

હા, તો જે પ્રાર્થનામા તન્મયતા નથી, એના વડે તમે આસપાસ ઊભેલાઓના દિલમા છાપ કદાચ પાડી શકશો પણ એની છાપ આત્મા ઉપર તો પડશે જ નહી જ્યા સુધી તમે પોતાને એમા ભૂલી ન જાઓ ત્યા સુધી એનો લહાવો પણ લઈ શકશો નહી

એક ફકીર એક શહેરમા આટા મારી રહ્યો હતો અચાનક એના પગમા એક તીણી ખીલી ભોકાઈ ગઈ આ પણ નાગરિકતાનુ પાપ છે જ્યા સુધી નગરવાસીઓમા નાગરિકપણાએ સાચી રીતે પ્રવેશ કર્યો નથી ત્યા આવી બીનાઓ રોજ બનતી જ રહેની હશે કદી કોઈ કેળાની છાલથી લપસી પડે છે ત્યારે કા તો કોઈના પગનુ હાડકુ ભાગે છે અથવા તો કોઈને કમરમા

રીતે પ્રાર્થનાની ક્ષણોમાં પણ આપણામાં એટલી તન્મયતા આવી જાય કે આપણે પોતાને પણ વીસરી જઈએ.

સાથે જ જપની સફળતા માટે તપ પણ જરૂરી છે. જેમ મેલા વસ્ત્રોને ધોવા માટે પાણી જોઈએ તેમ સાબુ પણ જોઈએ, અને ત્યારે જ વસ્ત્રો સ્વચ્છ થાય છે તેમ આત્મ-શુદ્ધિ માટે જપ અગર જળ છે તો તપ સાબુનું કામ કરે છે. તપથી જીવન પવિત્ર બને છે અને જપથી બળ આવે છે. માટે તન વડે તપ કરતા રહો અને મન વડે જપને ચાલુ રાખો.



સ્થિર જળમાં જેમ આપણું પ્રતિબિંબ દેખાય છે તેવી રીતે સ્થિર મનમાં ઈશ્વરીય તત્ત્વ દેખાય છે.

[illegible]

[illegible]

[illegible]

આજનું પ્રવચન મનોનિગ્રહથી સબંધ રાખે છે તમારી સાધના મનને વશ કરવા સારુ જ છે લક્ષ્મીને વશ કરવાની રીત તમે જાણો છો. ગોદરેજની તિજોરી અને વળી એના પર મજબૂત તાળુ તમે મારો છો છતાંય ભય જેવું હોય—અનુભવ હોય તો નીચે ઇલેક્ટ્રીક વાયર (તાર) લગાવી દો છો. આ તો તમે લક્ષ્મીને વશ કરી ચૂક્યા છો પણ મનની વાત ન્યારી છે એ તમારા વશમાં નથી તમે એને વશ છો લોકો કહે છે મન ચપળ છે

દુનિયામાં સૌ કરતાં વધુ ચપળ પ્રાણી વાનર છે પરંતુ રાત્રે તો એ પણ શાંત બને છે પરંતુ ચપળ મન રાત ને દિ અવિરામ ગતિથી દોડતું રહે છે એક રતુ પૂમડું જ લ્યો આ બાજુથી દોરડી અને બીજી બાજુથી હવા આવી તો તે બાજુ દોડશે. બસ મન પણ એ રૂના પૂમડા સમાન છે, વાસનાના ઝપાટા ખાતું ડોલતું રહે છે મનની આ ચપળતા જોઈ મહામુનિ કેશીકુમાર મહાશ્રમણ ગૌતમ સામે એક પ્રશ્ન કરે છે આ બાજુ ગીતામાં અર્જુન શ્રીકૃષ્ણ પાસે પોતાની અંતર-વ્યથા રજૂ કરે છે

**चचलं हि मन कृष्ण! प्रमाथि बलवदृढम् ।**
**तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥**

યોગીન્દ્ર કૃષ્ણ! મનની ચપળતા દુર્ગમ્ય છે આ મનની બળવાન શક્તિ માનવના વિચારોને મથનાર છે આપણા જેવા માટે એનો નિગ્રહ વાયુને મુઠ્ઠીમાં બંધ કરવા જેમ છે

આ તે અર્જુન મનની ફરિયાદ લઈને શ્રીકૃષ્ણ પાસે પહોંચ્યા છે હું પણ જ્યારે આપણી મુંબઈ આવ્યો ત્યારે વચ્ચે આવતું રોકાણ એવું સમા

ગયું હશે કે જ્યાં કોઈએ મારી સામે મન અંગે ફરિયાદ ન કરી હોય અને મન છે પણ માખી જેવું માખી કદી પણ મીઠાઈ પર જઈ બેસે છે તો કદી ગંદકી પર આ મન પણ કદી તો સાહિત્યના સુંદર પુષ્પોનો રસ લે છે તો ક્યારેક વાસનાની ગંદકી તરફ દોડી જાય છે

સિનેમાના દૃશ્યો સ્થિર હોતા નથી તમને તો એનો સારો અનુભવ છે એક દૃશ્ય આવ્યું અને એ સેકંડ પણ પૂરી નહી થઈ હોય કે તરત બીજું દૃશ્ય આવી જાય છે મનની ફિલ્મમાં હમણાં એક દૃશ્ય ચાલે છે તો બીજી ક્ષણે કોઈ નવું જ દૃશ્ય આવી જશે મનને બદલતા દૃશ્યોની ફિલ્મ મનુષ્યને એક ક્ષણમાં ક્યાંયને ક્યાંય લઈ જાય છે

રાજર્ષિ પ્રસન્નચંદ્ર રાજગૃહની બહાર અડોલ ધ્યાનમાં ઊભા હતા સમ્રાટ શ્રેણિક આધ્યાત્મિક જીવનના કળાકાર ભગવાન મહાવીરના દર્શને આવે છે વચ્ચે રાજર્ષિ પર નજર જાય છે એમની નિશ્ચલ સાધના જોઈ એમનું મન શ્રદ્ધા સાથે ઋષિના ચરણોમાં ઢળી પડે છે સમવસરણમાં પહોચ્યા. શાંતિના અમરદેવ ભગવાન મહાવીરને વંદણા કરે છે પરન્તુ મન-પટલ પર રાજર્ષિની સાધનાના ચિત્રો અંકાઈ ગયા હતા પૂછ્યું જો આ સમયે એમની આયુદોરી તૂટી જાય તો, ભગવાન, તેઓ ક્યાં જાય ?' પ્રભુ વર્ધમાન શાંત ચિત્તે બોલ્યા "સાતમા નરકમાં"

"શું કહ્યું ભગવાન્ ? સાતમું નરક ?" કાનો પર વિશ્વાસ બેસતો નથી "આવો સાધક જો સાતમા નરકે જશે તો અમ જેવા ભોગી કીટકો ક્યાં ટકશે ?"

પણ સર્વજ્ઞની વાણી સંદેહોથી પર-દૂર-હોય છે વિકલ્પને ત્યાં સ્થાન હોતું નથી પણ મનનું સમાધાન હજુ બાકી હતું થોડીક ક્ષણો થોભી શ્રેણિકે પોતાના પ્રશ્નનું પુનરાવર્તન કર્યું

"પહેલું નરક" ભગવાન મહાવીરે સમ્રાટને જવાબ આપ્યો હજુ મનનું પૂરું સમાધાન થયું ન હતું સંદેહ-સાગરમાં ડૂબતા-ઉતરતા સમ્રાટે ફરી પૂછ્યું, 'ભગવન્, જો રાજર્ષિની આયુ-દોરી હમણાં તૂટે તો ?'

"હવે એ સ્વર્ગના પથિક છે પહેલા સ્વર્ગમાં" ભગવાને જવાબ વાળ્યો

શ્રેણિક હજુ વિચારી જ રહ્યા હતા કે આકાશમાં દેવદુન્દુભિનો ગડગડાટ શરૂ થયો દેવોનું આગમન શરૂ થઈ ગયું, શ્રેણિકે ફરી પૂછ્યું "ભગવન્, આ અસામયિક ગડગડાટ કેમ થઈ રહ્યો છે ?"

ભગવાન બોલ્યા : સમ્રાટ રાજર્ષિ પ્રસન્નચન્દ્ર સર્વજ્ઞ બની ગયા છે. દેવતાઓ એવા જયઘોષ કરી રહ્યાં છે અને એમના માટે જ આ દેવ-દુંદુભિઓ ગાજી રહી છે. હા, આ તે જ રાજર્ષિ છે જેમની નિશ્ચલ સાધના પર તમારું મન શ્રદ્ધાનુગત બની ગયું હતું અને જેમના વિષે હમણાં-હમણાં તમે મને પ્રશ્નો પૂછ્યા હતા.

સમ્રાટ બોલ્યા : પણ ભગવન્ ! હું કંઈ સમજી શકતો નથી ભગવન્ ! આ કોયડો ઉકેલી શકતો નથી. થોડીક મિનિટો પહેલાં સાતમું નરક હતું અને હમણાં જ કેવળજ્ઞાન ! ભગવન્, જરા સ્પષ્ટ કરી મને સમજાવશો ?"

પ્રભુ બોલ્યા : શ્રેણિક ! જે ક્ષણે રાજર્ષિને વંદન કરી તમે આવી રહ્યા હતા તે ક્ષણે એમનું તન તો મુનિ-સાધનામાં હતું પણ મન ! તમે એની ગતિને પકડી નહીં શક્યા. તે એ ક્ષણે ભીષણ સંહાર કરી રહ્યું હતું. પોતાના નાના પુત્ર પર રાજ-ભાર નાખી તેઓ પ્રસન્નચન્દ્ર મુનિ બન્યા. આ બાજુ શત્રુઓએ દુર્બળતાનો લાભ લઈ ચઢાઈ કરી હતી. યુદ્ધ ખેલાઈ રહ્યું હતું. રસ્તે પસાર થતાં કોઈ વ્યક્તિએ રાજર્ષિ તરફ ઈશારો કરતાં કહ્યું : પિતા મુનિ બન્યા પણ પુત્રને માટે રાજ્ય વિપત્તિ થઈ આવ્યું. શત્રુની વિશાળ સેના દ્વારા નવા સમ્રાટ ઘેરાઈ ગયા છે.

આ શબ્દો રાજર્ષિના કાને અથડાયા અને એમનામાં વિદ્વેષનો અગ્નિ ભભૂકી ઊઠ્યો. મન યુદ્ધના મોરચે જઈ પહોંચ્યું અને બાણોથી ભીષણ પ્રહારો થઈ રહ્યા હતા. કષાયની જ્વાલામાં સળગતું મન અશુભની તીવ્રતમ પરિણતિ દ્વારા સાતમા નરકના દળો એકઠા કરી રહ્યું હતું. આ તે જ ક્ષણે થઈ રહ્યું હતું કે જ્યારે તમે પ્રશ્ન કર્યો હતો અને મેં મન સ્થિતિની પરીક્ષા કરતાં તમને જવાબ વાળ્યો હતો. બાહ્ય શરીર સાધનામાં હતું પણ અન્તર્મન શત્રુઓના શિરો સાથે ક્રીડા કરી રહ્યું હતું.

હા, કથા હજુ અધૂરી છે. યુદ્ધ પૂરજોશમાં હતું. હજારો વીરો કપાઈ ચૂક્યા હતા. શત્રુદલ પણ સમાપ્ત થવા આવ્યું હતું. શસ્ત્ર-સામગ્રી પણ સમાપ્ત થવા આવી હતી કે અચાનક સમ્રાટ પ્રસન્નચન્દ્રનો ક્રોધ ઊભરાઈ આવ્યો અને એક ઘાએ શત્રુ-સમ્રાટની જીવનલીલા સમાપ્ત કરવા માટે એ શસ્ત્ર શોધવા લાગ્યા. પણ બધાં શસ્ત્રો કામમાં આવી ચૂક્યાં હતાં. સમ્રાટે વિચાર્યું : માથે મુકુટ જ ખરો. એક જ પ્રહારે શત્રુ-શિર જમીન સાથે અફળાવીશ અને જ્યાં હાથ ઉપાડે છે તો મુંડન કરેલું શિર હતું. ક્યાં હતો મુકુટ !

બસ, તેજ ક્ષણે વિચારધારા બદલી અરે, હુ તો મુનિ છુ કેવો શત્રુ ને કેવુ યુદ્ધ ? કયાથી કયા પહોચી ગયો અને હવે તો પશ્ચાત્તાપની પુનિત ગગામા પાપને ધોવા લાગ્યા અને તેજ વખતે તમારો પ્રશ્ન ફરી ગયો હતો

થોડીક જ ક્ષણોમા શુભ પરિણતિએ શુદ્ધિની ધારામા મળી રાગ અને દ્વેષ પરિણતિનો ક્ષય કરી નાખ્યો અને રાજર્ષિ કેવળ જયોતિ પ્રાપ્ત કરી શકયા

આ કથા જરા લાબી જરૂર થઈ છે પણ જૈન દર્શનની આ લઘુ કથા એ સકેત કરે છે કે મનનુ વહેણુ જો ઉપર ઊડે છે, મનુષ્યને એ નિર્વાણ નજીક પહોચાડી દે છે અને નીચે વહે છે તો એ સાતમા નરકની અધારી ગુફામા ધકેલી દે છે એટલે એક કવિએ કહ્યુ છે કે—

"અજબ છે વેગ આ મનનો, ગજબ છે શક્તિ પણ ભારી,
ઘણા જ્ઞાની અને ધ્યાની, ગયા મન શત્રુથી હારી"

મનનો વેગ (ગતિ) વિદ્યુત-વેગ કરતા પણ તીવ્ર છે એરોપ્લેન, રૉકેટ અને તમારો નવો ઉપગ્રહ પણ એને પકડી નહી શકે

પરતુ મનની આ ચપળતા સફળ થવામા વિઘ્નરૂપ બને છે અસ્થિર મનવાળી વ્યક્તિ કોઈ એક કામમા પોતાને લગાવી શકતી 'નથી તે તો પ્રતિદિન નવુ કામ બદલશે અને પરિણામ સ્વરૂપે એક પણ કામ એ પૂરુ નહી કરી શકે આવો આદમી સાહિત્યવાચન માટે બેસશે, તો એક દિવસમાં દસ પુસ્તકોને સ્પર્શશે પણ એકનેય પૂરુ વાચી શકશે નહી

ડૉ એસ ડી કાલરેજ બહુ પ્રતિભાશાળી હતા એ પ્રબળ સાહિત્યકાર હતા એ હમેશા પોતાની સામે એક નવો નિશ્ચય, નવો વિચાર લાવતા. જ્યારે એ આ સસારથી વિદાય પામ્યા, ત્યારે એમની ફાઈલોમાથી ૪૦ હજાર લેખો મળ્યા પણ દુર્ભાગ્યે બધા જ અધૂરા કારણ કે મન શક્તિ પર એમનો કાબૂ નહોતો જ્યારે તેઓ લખવા બેસતા, થોડીક લીટીઓ લખી કે એમના મસ્તિષ્કમા કોઈ નવી જ કલ્પના જાગતી એ એમા પરોવાઈ જતા. પહેલો લેખ અધૂરો જ રહેતો અને આ જ અસ્થિરતામા તેઓ ચાલીસ હજારમાથી એક પણ લેખ પૂરો કરી શકયા નહી

માનવીએ પોતાની શક્તિને કેન્દ્રિત કરવી જોઈએ વિખરાયેલી શક્તિ વિખરાયેલા કિરણો છે કિરણોમા જો તેજ લાવવુ હોય તો એમને એકઠી

શક્તિ કરવી પડશે. આઇન્સ્ટાઇનના કાચમાંના કેન્દ્રિત કિરણોમાં તેજ પ્રગટ કરી શકાય છે આ અગ્નિતત્ત્વ કાચ બહાર આવ્યું નથી, પણ એમાં જ સમાયેલું છે સૂર્યનાં સહસ્રકિરણો એક ચિનગારીનું કામ કરી શકતાં નથી પરંતુ એમને જ્યારે એક કાચમાં કેન્દ્રિત કરી લેવાય છે ત્યારે જ એમાંથી ચિનગારી ચેતાય છે.

શક્તિને વિખેરવી એ અસફળતાને નોતરવા સમાન છે એક ખેડૂતે ખેતરે કૂવો ખોદવો શરૂ કર્યો. પચ્ચીસ હાથ સુધી ખોદ્યો પણ પાણી ન નીકળ્યું એનું મન ઉદાસ થઈ ગયું બીજી જગ્યાએ એણે નવો ખાડો ખોદ્યો પચ્ચીસ હાથ સુધી ત્યાં પણ ખોદ્યું પણ પાણીનું એક ટીપુંય ન નીકળ્યું તેમ એણે વળી ત્રીજે ઠેકાણે પણ પચ્ચીસ હાથ સુધી ખોદતા પાણી ન નીકળવાથી ચોથે ઠેકાણે ખોદવું શરૂ કર્યું ત્યાં પણ એણે પચ્ચીસ હાથ ઊંડુ ખોદ્યું પણ ત્યાંય પાણીનું ટીપું નસીબમાં ન હતું પચ્ચીસ-પચ્ચીસ હાથના ચાર કૂવા જુદા-જુદા ન ખોદતાં એક જ જગ્યાએ સો હાથ ખોદ્યું હોત તો એને પાણીનાં દર્શન જરૂર થાત ચંચળ મન જ એની અસફળતાનું મૂળ છે

નીરના નાનાં ટીપાં પણ જો ધારા રૂપે એક જ વસ્તુ પર સતત પડતાં રહે તો પથ્થર જેવી કઠોર વસ્તુને પણ કોરી શકે છે પરંતુ તેજ ગતિથી વહેતું પાણી અને તેનો પ્રવાહ ફક્ત અવાજ કરીને વહી જાય છે એના અસ્તિત્વને બતાવનાર કોઈ ચિહ્ન પણ બાકી રહેતું નથી

પ્રખ્યાત વિચારક ઇમર્સન બોલે છે જીવનમાં બુદ્ધિમાની એકાગ્રતામાં છે અને જીવનની મોટામાં મોટી બુરાઈ પોતાની શક્તિઓને વિખેરવામાં રહેલી છે

મનની એકાગ્રતામાં મહાન શક્તિ છે કિન્તુ પ્રશ્ન એ છે કે એને કઈ રીતે મેળવી શકાય કેટલાક લોક કહે છે મનોનિગ્રહ વડે મોટી-મોટી સિદ્ધિઓ મેળવી શકાય છે પણ મનની ચંચળ ગતિને રોકવી એ તો મહાન યોગીઓનું કામ છે અમારા જેવા લોક માટે એ અસંભવ છે મનની પ્રચંડ શક્તિને કેન્દ્રિત કરવી અશક્ય છે આમ તે લોકો કહેતા હોય છે કે જેઓ વાસનાના ગુલામ છે આત્મ-દર્શી સાધકોને પૂછશો તો એ કહેશે મન જેવું સરળ તત્ત્વ દુનિયામાં બીજું કોઈ નથી. કારણ કે એના પર આપણા વિવેકનું સદ્વિચારોનું શાસન છે એ આપણો ગુલામ છે આપણે એના નથી

## મનોનિગ્રહના ઉપાય

એક વાર સમ્રાટ સેન કરુણાવતાર ભગવાન બુદ્ધ પાસે ગયા અને મનની ચપળતાની વાત એમને કહેતા કહ્યુ "ભગવન્, અમારા જેવા પ્રાણી શું મનોનિગ્રહના ક્ષેત્રમા પ્રવેશ કરી શકે છે? અમે સાધના કરવા ઇચ્છીએ છીએ પણ એ માટે સમયનો અભાવ છે ચારેય બાજુનુ વાતાવરણ પણ અમોને પ્રવૃત્તિમાર્ગ ભણી ઘસડી જાય છે નિવૃત્તિમાર્ગ ગ્રહણ કરવો એ અમારા જેવા માટે અસભવ નહી તો અશક્ય તો જરૂર છે માટે એવી સાધના બતાવો કે જેમા અમે ગૃહસ્થની જવાબદારી પણ અદા કરી શકીએ અને મન પરની નિરકુશતા પણ દૂર કરી શકીએ"

હા, તમે પણ એવી જ સાધના ચાહો છો કે ઘર પણ છોડવુ ન પડે ઓફિસ પણ ચાલતી રહે અને સાધના પણ ચાલતી રહે ભગવાન બુદ્ધે જવાબ વાળ્યો "સમ્રાટ, હા, એવી પણ સાધના છે કે જેના વડે માનવી સસારને છોડયા વગર પણ મનની સ્થિતિ પર વિજય પ્રાપ્ત કરી શકે છે પ્રતિદિન જો એ ચાર વિચારોનુ ચિતન-મનન કરતો રહે તો એ પારિવારિક જવાબદારી નભાવવાની સાથે-સાથે મન પર સયમ રાખી શકે છે એ ચાર વિચારો આ પ્રમાણે છે

(૧) હુ જરા (વૃદ્ધત્વ) ધર્મી છુ

(૨) હુ વિયોગ ધર્મી છુ

(૩) હુ રોગ ધર્મી છુ

(૪) હુ મરણ ધર્મી છુ

### જરા ધર્મી.

મનુષ્યના મગજમા એક ચિતન ચલતુ રહેવુ જોઈએ કે "હુ જરા (વૃદ્ધત્વ) ધર્મી છુ" મને એક દિવસ ઘડપણ આવવાનુ છે એ જેમ ઝૂપડામા પ્રવેશ કરે છે તેમ મહેલોમા પણ જાય છે ખુલ્લી તલવારો સાથે દરવાજે ઊભેલા ચોકીદારો પણ એને મહેલમા પ્રવેશતા રોકી શકતા નથી ચક્રવર્તીનુ ચક્ર દુશ્મનોનો સહાર કરી શકે છે પરન્તુ વૃદ્ધાવસ્થાનો સહાર કરવો એ એની શક્તિની બહારની વાત છે

જૈન આગમોમા ચક્રવર્તીના ભોજનનુ વિશદ વર્ણન આવે છે એમના ભોજન સારુ ત્રણસો ને સાઠ બ્રાહ્મણ માલમસાલા તૈયાર કરે છે એમની

ખીર એ શી શક્તિ ધરાવે છે કે એને ચક્રવર્તી જ પચાવી શકે જ્યારે એ જમીને ઊઠે છે ત્યારે એમની દાસી એમનું વધેલું એઠું ખાય છે અને કહેવાય છે કે એથી એનામાં એટલી બધી શક્તિ આવી જાય છે કે ચક્રવર્તી જ્યારે દિગ્વિજય માટે નીકળે છે ત્યારે એ દાસી હીરાને પોતાની ચપટીમાં ચૂર કરી એનો ચક્રવર્તીના કપાળે ચાંલ્લો કરે છે તમે જ કલ્પના કરો કે જ્યારે એઠું ખાનાર દાસીમાં આટલી–શક્તિ છે તો ક્ષીરભોજન કરનાર ચક્રવર્તીમાં કેટલી શક્તિ હશે!

તેમ છતાં આવા બળવાન ચક્રવર્તીને વૃદ્ધાવસ્થા આવે છે કે નહી! જવાબ મળશે જરૂર આવે છે શક્તિના અક્ષય ભંડાર સમા ચક્રવર્તી પણ વૃદ્ધાવસ્થાના આક્રમણથી બચી શકતા નથી તો બીજાની તો વાત જ શી કરવી! આ પ્રકૃતિનો અટલ નિયમ છે એને કોઈ તાકાત બદલી શકતી નથી.

વૃદ્ધાવસ્થાના આક્રમણ બાદ શરીરની શી સ્થિતિ થશે વારુ! જરા એક ક્ષણ માટે વિચારો તો ખરા શરીરની બધી શક્તિઓ જવાબ આપી દેશે મનુષ્ય પોતા પરથી નિયંત્રણ ગુમાવી બેસશે આપણે બોલવા ચાહીશું કંઈ અને હોઠ ઉચ્ચારશે કોઈ બીજા જ શબ્દો આ? આપણી જાતિમાં વેર છે ચાલમાં અક્કડપણું છે પણ જરા (વૃદ્ધત્વ)નું આક્રમણ પગ પર થશે તો કદમ મૂકવા જશો સીધા પણ પડશે અને વાંકાચૂંકા પણ. ઉર્દૂના એક શાયરે પણ કહ્યું છે કે

**और चल फिर के जरा तन तन के य बाकि सर्दा,**
**चार दिन के बाद तेरी टेढ़ी कमर हो जायगी "**

ઘડપણનું આક્રમણ થશે કે બધી અક્કડ સમાપ્ત થઈ જશે હવાની સાથે વાસ એક બીજા સાથે અથડાય છે તેમ ઘડપણમાં તમારા પગ પણ પરસ્પર અથડાશે. વાણી રુક્ષ બની જશે અને એવા શબ્દો નીકળશે જાણે કહેવા વાસનો અવાજ હોય તે સમયે પરિવાર પણ એ માનવનો તિરસ્કાર કરવા લાગે છે જેમ વેલ કરમાઈ ગયેલાં ફૂલોનો પરિત્યાગ કરે છે તેમ પરિવાર પણ વૃદ્ધ વ્યક્તિનો સ્નેહ છોડે છે કારણ કે એ પરિવારને ઉપયોગી વ્યક્તિ રહેતો નથી

હા આ વ્યા–યમનું ચિંતન માનવીના સૌંદર્યનો અહંકાર સમાવી દે છે દરરોજ સ્નો ને પાવડર ખરડનારાઓ એ વિચારે કે આખરે આ સૌન્દર્ય ક્યાં સુધી ટકી રહેવાનું છે! મનુષ્યને પોતાના સૌન્દર્યનો નશો હોય છે

અને આ અહંકારે જિન્દગી બરબાદ કરી છે આ રૂપાસક્તિએ મનુષ્યને અત્યાચાર કરવા તરફ પ્રેરિત કર્યો છે આ રૂપની પાછળ પાગલ બનતા માણસોએ ક્ષણિક રૂપની આસક્તિ સારુ હજારોની જિન્દગીઓ લઈ લીધી છે.

પણ આ વૃદ્ધાવસ્થા રૂપ ને બળના અહંકારને ચેલેંજ આપે છે એક દિવસ આ શરીરના સૌન્દર્યનો પ્રવાહ વહી જશે અને સૂકી રેત જ બાકી રહી જશે તો પછી અહંકાર કોના પર કરવો? વૃદ્ધાવસ્થાનુ ચિંતન માનવીને રૂપાસક્તિ બચાવે છે

ભગવાન બુદ્ધને સાધના માટે જે-જે વસ્તુઓથી પ્રેરણા મળી હતી એમાં જરા પણ એક હતી એક દા'ડો રાજકુમાર સિદ્ધાર્થ જ્યારે શહેરથી બહાર જઈ રહ્યા હતા ત્યારે વૃદ્ધત્વથી જર્જરીત શરીરવાળા કૃશકાય માણસને હાથે લાકડીનો સહારો લઈને ચાલતો જોયો પોતાના સારથિને પૂછ્યુ . "આ શું છે?" સારથિએ કહ્યુ -જરા (વૃદ્ધત્વ) છે" તો રાજકુમાર સિદ્ધાર્થ પૂછે છે -"શુ આ જરા સુકુમાર સુંદરી યશોધરાને પણ આવશે?" સારથિએ કહ્યુ "હા, રાજકુમાર, એ જરૂર આવશે" "અને શુ મને પણ?" રાજકુમારે ફરી પ્રશ્નનુ પુનરાવર્તન કર્યું

સારથિએ સ્વીકૃતિ રૂપે કહ્યુ -"જરૂર" રાજકુમારે વળતો પ્રશ્ન કર્યો 'તો શુ એથી બચવાનો કંઈ ઉપાય છે?' જવાબ ન મળ્યો અને રાજકુમાર સિદ્ધાર્થનુ હૃદય સૌન્દર્યમયી દુનિયાથી ઊઠી ગયુ

## વિયોગ ધર્મી

અનાસક્તિનુ બીજુ રૂપ છે "હુ વિયોગ ધર્મી છુ" મનુષ્યે વિચારવુ જોઈએ કે જેટલા સંયોગો છે, તે એક દિવસે વિયોગમા બદલાઈ જવાના છે સંયોગના સૂત્રો (દોરા) કાચા છે, ગમે તેટલી મજબૂતીથી બાંધો, એ એક દિવસે તૂટી જ જવાના છે એક આચાર્યે કહ્યુ છે કે

**"સંયોગાસ્તે વિયોગાન્તા "**

સંયોગનો અંત વિયોગમા જ થવાનો છે જ્યા સંયોગ છે ત્યા વિયોગ અવશ્યભાવી છે મનુષ્ય સંયોગો જોડવા પ્રયોગો પ્રયત્ન કરે છે અને એમા સફળતા મેળવતા એ પ્રસન્નતા અનુભવે છે અને વિયોગમા એ રોવા બેસે છે પણ એણે એ યાદ રાખવુ જોઈએ કે સંયોગ વિયોગ માટે જ છે.

સંયોગ બે પ્રકારના છે. પહેલો જડ સંયોગ અને બીજો તે ચૈતન્ય-સંયોગ. મહેલની પ્રાપ્તિ, સંપત્તિનો લાભ એ જડ-સંયોગ છે. પત્ની પુત્ર-પરિવાર એ ચૈતન્ય સંયોગ છે. પરંતુ સંપત્તિ શાશ્વત નથી, પુત્ર અને પરિવાર અમર નથી. દુનિયાની જે-જે વસ્તુઓ સાથે તમે તમારો સંબંધ બાંધી રહ્યાં છો પણ એ બધાયને છો તો જુઓ કે તમને એ છોડી તો નહી જાય. દૂર ન જાઓ. શરીરના અંગો આંખ કાન નાક વગેરેને જ પૂછી જુઓ ને કે એ તો સાથે આવશે ને!

મનુષ્ય પોતાના મનને સમજાવે છે, ધન સ્ત્રી પરિવાર પર મારું સ્વામીત્વ છે કારણ કે એ મારી પાસે છે. પરન્તુ માત્ર પાસે હોવાને લીધે એના સ્વામી કંઈ તમે બની શકતા નથી. વિયોગનો પ્રસંગ આવે ત્યારે મનુષ્ય આંસુ વહાવે છે. રોવું એ ગુલામીનું ચિહ્ન છે. એક નોકરને આખિર જ્યારે કાઢી મૂકે છે ત્યારે એ આંસુ એની ગુલામી સિદ્ધ કરે છે. માટે તમે વસ્તુના સ્વામી નહીં પણ સેવક છો. પરન્તુ મનુષ્ય પાસે જ્યારે કોઈ ચીજ આવે છે ત્યારે એ એનો સ્વામી બની બેસે છે અને તે પણ અનંત અનંત કાળ સુધી. તમે જ્યારે કોઈ મકાન ખરીદો છો અને એનું રજિસ્ટ્રેશન કરાવો છો ત્યારે એમાં લખાવો છો — જ્યાં સુધી સૂર્ય અને ચંદ્ર રહેશે ત્યાં સુધી આ ભૂમિ ઉપર મારો અધિકાર રહેશે. પણ ઓ ભોળા માનવી! આ રજિસ્ટ્રેશન કરાવતાં પહેલાં તું એ તો વિચારી લે કે સૂર્ય અને ચંદ્ર જ્યાં સુધી રહેશે ત્યાં સુધી તું પણ રહીશ ને!

સાચે જ સંપત્તિ સ્વપ્નવત્ અને લક્ષ્મી પુષ્પ સમાન છે. એક કવિએ કહ્યું છે।

**जिनके महलों में हज़ारों रंग के फानूस थे**
**झाड़ उनकी कब्र पर है, और निशां कुछ भी नहीं ॥**

દુનિયાના રંગમંચ પર મોટા-મોટા સમ્રાટો અને બાદશાહો આવ્યા ને ચાલ્યા ગયા. એમનો સાચો ઇતિહાસ કહેનાર આજે કોઈ રહ્યું નથી. બાદશાહ શાહજહાન અંગે કહેવાય છે કે એના જમાનામાં એના ખજાનામાં વૈભવ નૃત્ય કરતો હતો. આજનો ઇતિહાસકાર એની સંપત્તિનો આંક કાઢી શકતો નથી. રોમ અને ઈરાન રાજ્યની સંયુક્ત સંપત્તિ કરતાં એની સંપત્તિ વધુ હતી. એક દિવસે રોશનઆરાએ શાહજહાંને ખજાનો જોવા માટે દિવાઓ પ્રદીપો કરાવવા કહ્યું કારણ કે સંપત્તિ જોવા માટે એ ત્યારે હવે નાની

પત્ની હતી શાહે એ એના [illegible] માટે 'તખ્તતાઉસ" બનાવ્યો, જેનું મૂલ્ય એ જમાના પર કરોડ ગણું હતું અને એમાં કિંમતી હીરા જવાહરો જડવામાં આવ્યા હતા એ તખ્તતાઉસમાં [illegible] ભાગ સોનું ઉપયોગમાં લેવાયું હતું અને જડેલા હીરા-જવાહરોનું વજન હતું [illegible] ગણું રાજ્યના કુશળ કારીગરોએ સાત વર્ષમાં એ તૈયાર કર્યું હતું

આજે જરા જોઈએ તો ખબર એ શાહજહાન અને એના તખ્તતાઉસને આગ્રાનો કિલ્લો એની ઝાંખી-ઝાંખી કથા ભલે સંભળાવે શાહજહાન સમાપ્ત થયા અને સાથે જ એની સંપત્તિ પણ સમાપ્ત થઈ

માટે માનવીએ ચિંતન કરવું જોઈએ કે 'હું વિયોગ ધર્મી છું" આ ચિંતન એના મન પરથી સંપત્તિનો અહંકાર દૂર કરશે, કે જે સંપત્તિ પાછળ માનવી આજે હાથ ધોઈને પડ્યો છે

સંપત્તિના ટુકડા સાથે ભાઈને ન જોયો જે સંપત્તિ માટે માનવીએ પોતાની માનવતા વેચી, ઈમાનદારી વેચી, પ્રમાણિકતાને વેચી થોડાક ટુકડા ભેગા કર્યા એ બધા અહીં જ રહી જવાના છે માટે વિયોગ ધર્મનું ચિંતન માનવીની પદાર્થ-જન્ય આસક્તિ દૂર કરે છે

## રોગ ધર્મી :

મનોનિગ્રહ માટે ત્રીજો વિચાર છે, "હું રોગ ધર્મી છું" આ ચિંતન દેહ પ્રત્યેની આસક્તિ દૂર કરે છે જો આ ચિંતનનો પ્રત્યક્ષ અનુભવ મેળવવો હોય તો તમે હૉસ્પિટાલમાં જાઓ ત્યાં કોઈના પગે ઓપરેશન થયું હશે અને એ ચીખો રહ્યો હશે, કોઈનો પગ કપાઈ ગયો છે, તો કોઈની આંખે પાટા બાંધ્યા છે કોઈ દર્દને લીધે સીસકારા મારી રહ્યો છે તો કોઈ બૂમો પાડી રહ્યો છે આ બધું જોશો તો દેહાભિમાન દૂર થશે નંદન મણિયાર પાસે કરોડોની સંપત્તિ હતી આગમોમાં એની સંપત્તિનું વિશદ વર્ણન આવે છે પરંતુ જ્યારે એ એકી સાથે સોળ રાજરોગોથી ઘેરાયો અને એથી એના અણુ-અણુમાં જે વેદના થઈ રહી હતી, તે એનાથી ન સહેવાતાં એણે ઘોષણા કરાવી કે જે મારા રોગોનું શમન કરી દેશે એને મારી બધી સંપત્તિ આપી દેવા હું તૈયાર છું

અનાથી મુનિની વાત ઉત્તરાધ્યયન સૂત્રમાં આવે છે સ્વયં ભગવાન મહાવીર પોતાના છેલ્લા પ્રવચનમાં એ વાર્તાનું નિરૂપણ કરે છે સમ્રાટ શ્રેણિકને સાચું અનાથપણું બતાવતા અનાથીમુનિ પોતાનો જીવન-ઈતિહાસ

એમની સામે રજૂ કરી દે છે. મહામુનિ બોલ્યા : "મારી આંખોમાં જ્યારે પીડા ઊપડી ત્યારે મારા પિતાશ્રીએ વૈદ્યોઓનાં મોટાં ખુરસા કરી દીધા. કુશળમાં કુશળ વૈદો આવ્યા. દિવસ રાત મારી ચિકિત્સા પણ કરી. પણ સમ્રાટ પિતાશ્રીની અખૂટ સંપત્તિ અને વૈદોની લાંબી ચિકિત્સા પણ મને રોગથી મુક્ત કરી ન શક્યાં. એ જ વેદનાએ મને મુક્તિનો રાહ બતાવ્યો છે."

રોગ પણ માનવીનો એક મિત્ર છે. પણ તે એવો મિત્ર છે જે લોકોની નીતિને પસંદ કરે છે. ત્યાંય તે જાગૃતિ આપે છે. વિલાસ-વૈભવના સાગરમાં ડૂબેલો માણસ પરિજનોની ઉપેક્ષા કરે છે. સંપત્તિ હોય ત્યારે મિત્રો એને શોધતા આવે છે. જ્યારે બીમારી વખતે એ મિત્રોને શોધતો ફરે છે. બીમારીમાં આત્મીયતાનો તાંતણો જરા સખત છે. અસ્વસ્થ હાલતમાં જ્યારે કોઈ આપણી સેવા-શુશ્રૂષા કરે છે ત્યારે એ આપણા મનમાં સહેજે વસી જાય છે. આપણે એના પ્રત્યે કૃતજ્ઞ બનીએ છીએ. કેટલીક વખતે એવું બને છે કે એક જ પરિવારની બે વ્યક્તિઓમાં મનભેદ હોય અને એમાંથી એક જણ બીમાર પડે અને બીજો એની સેવામાં લાગી જાય છે ત્યારે વર્ષોનો એ મનભેદ ધોવાઈ જાય છે અને એ વખતે બીમારી પણ એક વરદાન બની જાય છે.

"હું રોગ ધર્મી છું" એ ચિંતન માનવીની સૌ દર્શશક્તિને ઓછી કરે છે. એક સુંદર બાળક છે. જ્યારે ઓરી-અછબડા એના શરીર ફૂટે છે અને એના મોં પર ચાઠાં-ચિહ્ન છવાઈ જાય છે ત્યારે એનું સૌંદર્ય સમાપ્ત થઈ જાય છે. માટે જ્યારે આપણને આપણામાં જ રૂપનો અહંકાર થઈ આવે ત્યારે એ ચિંતવું જોઈએ કે "મને રોગો પીડિત કરી શકે છે અને આધિ-વ્યાધિ મારા સૌંદર્ય તેમ જ શક્તિને પણ હરખી શકે છે." આ ચિંતન જો તમારામાં સદા જાગતું રહેશે તો તમે શરીરમોહથી પાછા ફરશો અને આત્મા ભણી જવાનો તરફ પ્રયાસ કરશો. દિવસ-રાત ચાલતી શરીર સેવામાં આત્મસેવાને ત્યારે જ સ્થાન મળશે.

**મરણ ધર્મી**

મનોનિગ્રહનો ચોથો ઉપાય છે મૃત્યુનું ચિંતન. મૃત્યુ જીવનનો મોટામાં મોટો પરાજય છે. કોઈની પાસે જો પુરુષાર્થ હશે તો રોગો એની પાસે ફરકશે નહીં. માતા મરુદેવીનું જીવન એનું સર્વશ્રેષ્ઠ દૃષ્ટાંત છે. જીવનની લાંબી યાત્રામાં માતા મરુદેવીને એક દાઢ પણ માથું દુખવા આવ્યું નહોતું. પરંતુ મૃત્યુના બંધનમાંથી તો એ પણ બચી શકી નહીં.

આ નિયમ-મધન સમ્રાટને માટે પણ તેટલો જ લાગુ થાય છે જેટલો કે સડક પર રઝળતા એક ભિખારીને આગમમા વર્ણન આવે છે, વાસુદેવ અર્ધ ચક્રવર્તી થાય છે, આઠ હજાર દેવો એમની સેવામા રહે છે એમની પાસે સુદર્શન ચક્ર છે, જે શત્રુઓનો શિરચ્છેદ કરે છે અપ્રતિમ સારગ ધનુષ છે કૌમુદી ગદા છે યુદ્ધના મેદાને એ દસ હજાર વીરોને એકીસાથે રણભૂમિમા સુવડાવી શકે છે પરન્તુ એ વાસુદેવ પોતે પણ એક દિવસે તો સદાને માટે સૂઈ જ જાય છે

નવ તત્ત્વો અગે આચાર્યોમાં મતભેદ છે પુણ્ય હેય છે કે ઉપાદેય એ અગે પણ મતભેદ છે કેળા ને એલચીના પ્રશ્ન પર પણ આચાર્યો એક મત ધરાવતા નથી સવત્સરીના પ્રશ્ન પરત્વે પણ સમાજમા એક મત પ્રવર્તતો નથી કોઈ ભાદરવા મહિનાના પક્ષને બળ આપે છે તો કોઈ શ્રાવણને જ વળગી રહ્યા છે બધા પ્રશ્નોમા મતભેદ છે પણ જરા એ આચાર્યોને પણ પૂછી તો લો કે મરવામા પણ કોઈને મતભેદ છે? મૃત્યુ સબધે તો કોઈના બે મત હોઈ શકે જ નહી

એક વિચારક કહે છે-"તને મિત્ર જોઈએ તો એ માટે ઈશ્વર (ધણી) પૂરતો છે સાથી જોઈએ તો વિધાતા ઘણા છે માન જોઈએ તો દુનિયા ઘણી છે, શાન્તવના જોઈએ તો ધર્મ પુસ્તક ઘણુ છે અને ઉપદેશ જોઈએ તો મૃત્યુ ઘણુ છે મૃત્યુ ભયની નહી પણ કેળવણીની વસ્તુ છે. મનુષ્ય માટે મૃત્યુ જ મોટામા મોટો એનો ઉપદેશક છે

જીવનથી એ કઈ શીખી શકશે નહી, પણ મૃત્યુથી એ જરૂર શીખી શકશે જે લોકો પોતાના જીવન દરમ્યાન ઝળક્યા નથી તેઓ એવા મૃત્યુને પામ્યા છે કે ઈતિહાસના પૃષ્ઠોમા અમર થઈ ગયા છે મૃત્યુ જેવી કોઈ નિશ્ચિત વસ્તુ કોઈ બીજી નથી. પરતુ માનવી જેવો ભૂલકણો પણ કોઈ નથી જાણે એને એ વિશ્વાસ જ નથી કે એ કદી મરવાનો પણ છે માનવીને જો પોતાના મૃત્યુ પર વિશ્વાસ હોત તો એ એને માટે તૈયાર જ રહેત, જેમ ટ્રેન-આવવા પહેલા યાત્રી તૈયાર રહેતો હોય છે તેમ મૃત્યુ માનવને પ્રતિક્ષણ સચેત-સાવધાન-રાખે છે

મનુષ્ય જ્યારે પણ અન્યના શોષણમા પ્રવૃત્ત બને છે ત્યારે એ માની લે છે કે તે અમર રહેવા માટે આવ્યો છે અને અનત કાળ સુધી એ સપત્તિ પણ એકત્રિત કરવા ચાહે છે પરતુ એને જો તે જ ક્ષણે એના મસ્તિષ્કમા મૃત્યુની સ્મૃતિ થઈ આવે કે મારે માટે પણ એ દિવસ નિશ્ચિત

જ છે અનંત-અનંત યુગ સુધી જીવવા માટે હું આવ્યો નથી મારી પાસે અલ્પ અને સીમિત જિંદગી છે તો પછી આ અલ્પ-શા જીવન માટે પાપની આ વિશાળ ભારી શા માટે! હું માનું છું કે અત્યાચાર ભણી આગળ વધતા હાથોને મૃત્યુની આ સ્મૃતિ આગળ વધતાં અટકાવશે, અને તેમ થતાં માનવમાંની માનવતા સજીવ થશે!

મૃત્યુની યાદદાસ્ત મનુષ્યને મૃત્યુના ભયથી નિર્ભય બનાવે છે જેણે મૃત્યુને નિશ્ચિત માની લીધું છે તે કદી એનાથી ડરશે નહીં જીવનક્ષેત્રે મૃત્યુ પગલે ને પગલે નૃત્ય કરતું દેખાય છે દુર્બળ મનનો મનુષ્ય મૃત્યુને સામે જોઈ આગળ વધવાની હિંમત કરી શકતો નથી પણ જેના સ્મૃતિ-પટલ પર મૃત્યુનું ચિંતન છે એના પગ કદી પાછા પડશે નહીં

ચીનમાં મરણ પહેલાં જ પોતાને રાખવા માટે એક પેટી ખરીદી લેવાય છે અને એ પેટી પોતાના સાથીઓ પરિજનોને ખૂબ ઉમંગ સાથે દેખાડાય છે પુત્ર પોતાના માતા-પિતાને એ પેટી પ્રેમ સાથે ભેટ કરે છે પરંતુ આત્માને અમર માનનાર ભારતમાં મૃત્યુ નામથી દિલ થડકવા લાગે છે.

આ તો મૃત્યુનું ચિંતન માનવોને અત્યાચાર અને અન્યાય ભણી જતાં રોકશે. સાથે જ એ મૃત્યુથી નિર્ભય બની જીવન-ક્ષેત્રમાં આગળ વધી શકશે.

આ ચારેય ચિંતન જીવનમાંની આસક્તિને દૂર કરે છે જ્યાં સુધી આસક્તિ છે ત્યાં સુધી મનની ચંચળતા દૂર થઈ શકશે નહીં ચંચળતાના મૂળ આસક્તિ પર પ્રહાર કરો અને મનની ચંચળતાને દૂર કરવા માટે જ્ઞાનનો અંકુશ લગાવો

નાનો શો અંકુશ વિશાળકાય હાથીને પણ વશમાં રાખી શકે છે તો જ્ઞાનનો અંકુશ મન પર નિગ્રહ શા માટે નહીં કરી શકે! પરંતુ આ મનનો નિગ્રહ કોઈ એક જ દિવસમાં થઈ જશે નહીં એને માટે દીર્ઘ-કાલીન સાધનાની આવશ્યકતા છે સાધના ચાલુ રાખો. વાસના દૂર કરો પછી મન તમારું સ્વામી નહીં પણ તમે મનના સ્વામી બનશો અને ત્યારે સફળતા પણ તમારી સાથે જ હશે.

દિનાંક                                                  જૈન ઉપાશ્રય,
તા. ૧-૮-૧૯૫૮                                        કોટ મુંબઈ-૧

## ૫૦. પ્રકૃતિની વિકૃતિ-ક્રોધ

સ્વભાવનું વિભાવમા પરિવર્તન કરનાર ક્રોધ છે સ્વભાવદશામા આત્મા સ્વસ્થ હોય છે, પરંતુ જ્યારે આત્મા સ્વભાવમાથી વિભાવ તરફ જાય છે ત્યારે, તેમા વિકાર પેદા થાય છે આ વિકારોમાના કેટલાક રાગાનુપ્રેરિત હોય છે તો કેટલાક દ્વેષાનુપ્રેરિત હોય છે દ્વેષાનુપ્રેરિત વિકારોમા સર્વથી પ્રથમ સ્થાન ક્રોધનુ છે સ્વભાવને વિભાવમા પલટાવનાર ક્રોધ છે ક્રોધ પોતે જ પ્રકૃતિની વિકૃતિ છે અને તે પોતાની સાથે અનેક વિકૃતિઓને લાવે છે.

ક્રોધ વિકૃતિનો જન્મદાતા છે અને ક્રોધને કારણે મનુષ્યને ઘણી વાર નુકસાન વેઠવુ પડે છે ક્રોધને કારણે, ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરેલ સુયોગ્ય વ્યક્તિઓએ ઘણા ઊંચા સ્થાનો ગુમાવ્યા છે અને નીચી પાયરીએ ઊતરી ગયેલ છે કોઈને પૂછીએ કે-ભાઈ! પંચોતેરના પગારમા કેમ પડ્યા છો? ત્યારે તે કહે છે કે-શુ કરીએ? પહેલા તો ઘણી સારી જગાએ હતો દોઢસો રૂપિયા મળતા હતા, પણ એક દિવસ મેનેજર સાથે બોલાચાલી થઈ એટલે બીજે દિવસે રાજીનામુ આપ્યુ પછી નવી નોકરીની શોધમા નીકળ્યો પરન્તુ છ મહિના સુધી ઘણી ઘણી ઓફિસો અને પેઢીઓમા ફર્યો, પરંતુ જ્યા જાઉં ત્યા એક જ ઉત્તર મળતો કે જગા નથી પછી એક જગાએ મેનેજરના ભાઈના સાળાની લાગવગ લગાડી ત્યારે જગા મળી પહેલા સાઠ મળતા અત્યારે પંચોતેર થયા છે

જરા સરખી બોલચાલે જીવનમા કેટલી વિટંબણા ઊભી કરી! આપ મુંબઈના રહેનારા છો આપે આવી એક નહિ, અનેક વાતો સાભળી હશે એવી કેટલીયે વ્યક્તિઓના પરિચયમા પણ આવ્યા હશો કે જેમણે વર્ષો સુધી મહેનત કરી, કેટલી લાગવગો લગાડી, મોટા જવાબદારીભર્યાં સ્થાન મેળવ્યા હોય, ઊંચો હોદ્દો અને આબરૂ જમાવી હોય, પણ એક ક્ષણના

ક્રોધની ચિનગારીએ તેમની એ સર્વ વસ્તુઓને ખાકમાં મિલાવી દીધી હોય. જે વસ્તુને પ્રાપ્ત કરતાં વીસ વર્ષ લાગે છે તેને ખોવામાં વીસ મિનિટ પણ લાગતી નથી.

એક માનવીને હું ઓળખું છું. તેના પર મોટા મોટા સત્તાધીશોની હંમેશાં કૃપા ઊતરતી રહી છે અને તેણે ઘણી મોટી જગાઓ મેળવી છે પરંતુ દુર્ભાગ્ય કહો કે ગમે તે કહો, પણ તે કોઈ પણ જગાએ ત્રણ મહિનાથી વધારે ટકી શક્યો નથી. કાર્યશક્તિ અને આવડતવાળો માણસ ભટકતો રહે એ શું ઓછી શરમની વાત છે! પ્રતિભાશાળી અને શક્તિશાળી વ્યક્તિઓને આમ ભટકતી જોઉં છું ત્યારે મારા હૃદયમાં ચિંતા થાય છે. તંદુરસ્ત અને શક્તિવાળો માણસ પોતાના કુટુંબના પોષણ માટે પોતાના મિત્રો અને સગાસંબંધીઓની ગુલામી કરતો ફરે અગર દાતાઓ તરફ હાથ લંબાવે એ શું ઓછી ચિંતાની વાત છે!

પણ આ બધા દુ:ખનું મૂળ છે ક્રોધની જરા સરખી ચિનગારી, કે જે માનવીની બધી ઇચ્છાઓ અને અરમાનોને ભસ્મિભૂત કરી નાખે છે. એમ ન માનશો કે ક્રોધની આગ બીજાને સળગાવે છે. બીજા તો બળે જ છે પરંતુ ક્રોધ કરનારનું હૃદય પણ એ આગના ભડકાથી બળતું જ રહે છે. એક મિનિટના આવેશને કારણે માનવી પર જે વીતે છે તે તેને જીવનભર યાદ રહી જાય છે. એટલા માટે એક તત્ત્વવેત્તા કહે છે કે ક્રોધની શરૂઆતમાં મૂર્ખતા હોય છે અને અંતમાં પશ્ચાત્તાપ.

શું તમે એમ માનો છો કે જેણે હોદ્દો ગુમાવ્યો છે તેને કોઈ દુ:ખ નહિ થયું હોય! હોદ્દાની પ્રાપ્તિથી જે પ્રસન્નતા હૃદયમાં ઉત્પન્ન થાય છે તે તો કોઈ હોદ્દા પર બેઠેલ વ્યક્તિને પૂછો ત્યારે ખબર પડે. એક વખત ખુરશી મળ્યા પછી કંઈ વરસો સુધી તેના પર ચીટકી રહેવાનાં તે વ્યક્તિ સ્વપ્નાં સેવતી હોય છે. પ્રબલ પુરુષાર્થ બાદ સફળતા મેળવીને પ્રાપ્ત કરેલ ખુરશીને તે મરતાં સુધી છોડવા તૈયાર નથી હોતી ભલે તે તેને માટે લાયક હોય કે ન હોય. પણ ખુરશી તો ત્યારે જ છોડશે કે જ્યારે જીવનની આશા છૂટશે.

જે દિવસે હોદ્દો છૂટે કે નિવૃત્તિ લેવામાં આવે તે વખતે તે વ્યક્તિનો ચહેરો જોજો. લાગે કે તેના પરનું કોઈ માનવી મરી પરવાર્યું હોય એવો ભાવ તેના ચહેરા ઉપર જોવા મળશે. જેણે ક્ષણિક આવેશમાં પોતાનું સર્વસ્વ ગુમાવ્યું છે તેના મનમાં જીવનના ઇતિહાસનું એક અદ્ભુત ચિત્ર ખડું થઈ જાય

છે ભૂતકાળની જાહોજલાલી અને વૈભવોનુ દશ્ય તેના દિલને એક ઘેરી ચોટ લગાવે છે પોતે કેટલો મહત્ત્વાકાક્ષી અને કઠોર પરિશ્રમી છે, આગળ વધવા માટે તે મહેનત કરે છે તેનામા શક્તિ પણ છે પરતુ હવે તે શક્તિનો ઉપયોગ કરી પોતાના સ્વપ્નાને સાકાર કરવાની તેનામા લાયકાત રહી નથી. પોતાની નિરાધાર અવસ્થાને લીધે તેને શરમ આવે છે તેને થાય છે કે પોતાના પ્રયત્નમા અડધે રસ્તે રહી જવાને બદલે તેણે ટોચ સુધી પહોચવુ હતુ તેનાથી અડધી પણ કુશળતા ન હોય તેવાઓ લહેર કરતા હોય છે. ભૌદ્ધિક રીતે જેઓ તેનાથી ઘણા પાછળ છે, તેમની નેતાગીરી સ્વીકારવાને બદલે તેને પોતાને નેતા બનવુ હતુ, કારણ કે તેનામા નેતાગીરી માટે જોઈતી કુશળતા છે અને પોતાનાથી ઓછી શક્તિવાળાની આજ્ઞા હેઠળ રહેવુ એ તો મોતથીય વધુ રે ભયાનક લાગે છે તેની દરેક આજ્ઞા, દરેક હુકમ, વીછીના ડખ જેવા લાગે છે પણ તેના સિવાય અન્ય કોઈ ઉપાય નથી પોતે પોતાની જાતે જ બધુ ગુમાવ્યુ છે

આવી વ્યક્તિઓની મનોદશાની સરખામણી નશો ઊતરી ગયેલા શરાબીની સ્થિતિ સાથે થઈ શકે તેમ છે દારૂની બાટલી લઈ તેને ગટગટાવી જવામા આનદ આવે છે દારૂનો કેફ ચઢે ત્યારે એમ લાગે છે કે તેનામા ખૂબ જ શક્તિ આવી ગઈ છે, પરતુ જ્યારે કેફ દૂર થાય છે ત્યારે શક્તિનુ પૂર પાછુ ઓસરી જાય છે આવી જ હાલત ક્રોધીની હોય છે ક્રોધની શરૂઆતમા અહકાર હોય છે આવેશ વખતે તે પોતાને પૂરો શક્તિશાળી માને છે અને બીજાને એકદમ કમજોર, પણ જ્યારે ક્રોધ ઊતરી જાય છે ત્યારે તે એવો ઠડો થઈ જાય છે કે જાણે ટાઈફોઈડમાથી ઊઠ્યો હોય સસારમા કોઈપણ માણસ એવો નહિ હોય કે જે ક્રોધ કરીને પસ્તાયો ન હોય.

એટલા માટે જ કહેવામા આવ્યુ છે કે ક્રોધમા ગેરસમજ છે, કમસમજ છે એટલે ક્રોધી બીજાનો નહિ પણ પોતાનો જ વિનાશ કરે છે. આપે જોયુ હશે કે ક્રોધમા માણસ કાચનો પ્યાલો ફેકે છે પણ તેને પૂછો કે ભાઈ! પ્યાલો ફૂટ્યો તેમા નુકસાન કોનુ થયુ ? અને તમારી આત્મિક શાતિની કેટલી બરબાદી થઈ?

એક કલાકાર વર્ષો સુધી મહેનત કરી હાથમા છીણી અને હથોડી લઈ આરસની મૂર્તિ બનાવે છે તેમા તે પોતાનાની કલ્પનાને મૂર્ત સ્વરૂપ આપે છે પરતુ તેમા કોઈ જોનાર ભૂલ કાઢે છે જોનારનો તો ભૂલ કાઢવાનો

ખપી છે આ વસ્તુને તૈયાર કરવામાં કેટલી મહેનત પડી છે ! કેટલી બુદ્ધિ વાપરવી પડી છે ! કેટલો સમય લાગ્યો છે ! આ બધી વાતનો વિચાર કરવાની તો વિવેચકને ફુરસદ હોતી નથી તે તો ફક્ત ભૂલ ક્યાં છે તે જ જુએ છે હજાર સારી વસ્તુઓની વચમાં એક જરા ખામી હોય તો ટીકાકાર સારી વસ્તુઓ તરફ નજર ન કરતાં ખામી જ પહેલી જુએ છે. જ્યારે આમ ટીકાકાર ખામી બતાવે છે ત્યારે કલાકારનો મિજાજ ગરમ થઈ જાય છે અને તે મૂર્તિ પર હથોડો મારી તોડી નાખે છે આમ જે વસ્તુ તૈયાર કરતાં ત્રણ વર્ષ લાગ્યાં હોય તેને તોડી નાખતાં પૂરી ત્રણ મિનિટ પણ લાગતી નથી.

મને પોતાને એક અનુભવ થયો છે એક ભાઈને એક રાજ્યની નકશો તૈયાર કરવા કહ્યું લગભગ એક મહિનામાં તે ભાઈ કાર્ય પૂરું કરીને લાવ્યા તે જોઈને એક ભાઈએ કહ્યું કે બીજું તો ઠીક છે પણ લિપિ જરા અશુદ્ધ છે બસ આટલું કહેતાંની સાથે જ પેલા ભાઈનું મગજ ગરમ થઈ ગયું અને તે નકશાના મારી નજર સામે જ ટુકડે ટુકડા કરી નાખ્યા.

ઘણા માણસો નાજુક મિજાજના હોય છે પોતાની વિરુદ્ધ જવાબ સાંભળવા માટે તેમના કાન તૈયાર હોતા નથી. તેમના લેખની કે તેમના કથનની જરા પણ ટીકા કરી તો ગાડી પાટા ઉપરથી જાય છે આવા ક્ષુદ્ર સ્વભાવવાળી વ્યક્તિઓની સાથે વાત કરવામાં આપણે ખૂબ સાવધ રહેવું જોઈએ.

## ક્રોધનો ખોરાક

માનવી ખાધા વિના જીવી શકતો નથી તેમ ક્રોધ પણ તેના ખોરાક વિના વધી શકતો નથી આપને થશે કે શું ક્રોધ તે કાંઈ માનવી છે કે ખોરાક જોઈએ ! ક્રોધ માનવી નથી અને તે માનવીને પણ માનવી રહેવા દેતો નથી છતાં ય તે ખાય છે જરૂર તે પોતાનો ખોરાક બહારથી લેતો નથી પણ તે ખોરાકનું અપહરણ કરે છે હવે હું આપનો વધુ વખત સંશયમાં રાખવા માગતો નથી ક્રોધનો ખોરાક છે પ્રીતિ વિનય અને વિવેક ક્રોધ હંમેશાં માનવીના આ ત્રણે ગુણોને ખાઈ જાય છે ક્રોધી મનુષ્ય હંમેશાં દુખી રહે છે કારણ કે કાયમ તે અંદરથી બળ્યા કરે છે તેની વાણીમાં તેજ વસ્તુ નથી મનોબળ તો તેની પાસે હોય છે જ ક્યાં ! આવેશની દશામાં મનોબળ નાસી જાય છે

માનવીના ત્રણે ગુણો નાશ પામવા છતાં તે ક્રોધનો ત્યાગ કરતો નથી.

આપ આપના કાર્ય માટે દિવસમા સત્તર વાર ક્રોધ કરો છો પણ ક્ષમાથી એક વાર પણ કામ લેતા નથી કારણ કે ક્ષમા પર વિશ્વાસ નથી હા, ક્ષમાની મૂર્તિઓને વદન જરૂર કરો છો, તેનુ પૂજન કરો છો તેની માળાઓ પણ ફેરવો છો તેમના નામની જય બોલાવો છો તેમના જન્મદિને મોટા મોટા સરઘસો કાઢો છો પણ જ્યારે જીવનમા ક્ષમા પ્રાપ્ત કરવાનો અવસર આવે છે ત્યારે તેને ધક્કો મારી બહાર ફેકી દો છો અને ક્રોધને માટે આપના દ્વાર હમેશા ખુલ્લા હોય છે ક્રોધ આપના બારણે સ્વાગત પામે છે ત્યારે ક્ષમા બિચારી બહાર આગણામાં ઊભી ઊભી આસુ સારે છે.

આગ ઉપર ઠડુ પાણી પડવાથી આગ બૂઝાઈ જાય છે તેમજ ગરમ પાણી પડવાથી પણ બૂઝાય છે એમ આપણે માનીએ છીએ છતા દુનિયાની ત્રણ અબજની વસતિમાથી એક પણ એવો બુધ્ધુ નહિ મળે કે જે આગ લાગે ત્યારે ઓલવવા માટે પાણી ગરમ કરવા બેસે ક્રોધની આગ લાગી છે તે ક્ષમાથી પણ શાત થાય છે અને કયારેક ક્રોધથી પણ તે દબાઈ જાય છે પણ તે થોડા વખત પૂરતી જ કાયમની શાતિ ક્રોધની પાસે કયા છે? છતા જો કોઈ ક્રોધને દબાવવા પોતે જ ક્રોધનો આશ્રય લે તો તે આગ બૂઝાવવા પાણી ગરમ કરવા જેવુ છે ક્ષમા ઠડુ પાણી છે તો ક્રોધ ઊકળતુ પાણી છે

આજ સુધી કોઈ એવો માણસ નથી મળ્યો કે જેણે ક્રોધને ધિક્કાર્યો ન હોય, છતા પ્રશ્ન એ છે કે કોણે તેને છોડયો છે? જે વીતરાગ પરમાત્મા-ઓએ-સર્વથા કષાયનો ત્યાગ કરી અકષાયી અવસ્થા પ્રાપ્ત કરી છે તેમની વાત બાજુ પર રાખો તે તો મહામાનવ હતા, પરતુ હુ તો એમની વાત કરુ છુ કે જેઓ આપણી આખ સામે છે અને જેમણે ક્રોધને એક વાર નહિ અનેક વાર ધિક્કાર્યો છે જ્યારે જ્યારે ક્રોધ ઉપર વ્યાખ્યાનો સાભળ્યાં છે ત્યારે ત્યારે ધિક્કાર દર્શાવ્યો છે જ્યારે જ્યારે કોઈ પણ મહાપુરુષની વાત તેમની સમક્ષ મૂકાઈ છે ત્યારે ત્યારે તેમણે ક્રોધને ધિક્કાર્યો છે પણ માત્ર ધિક્કાર શબ્દોમા વ્યક્ત કરવાથી વાત પૂરી થતી નથી તેને છોડવો પડશે જો આપણે ખરા દિલથી ક્રોધને ખરાબ માનતા હોઈએ તો કોઈ પણ કારણે કે સજોગોમા આપણને ક્રોધ આવવો ન જોઈએ ક્રોધને ધિક્કારતા પણ જઈએ અને તેનો ઉપયોગ પણ કરતા રહીએ તો તો માનવુ જ પડશે કે, આપણા હૃદયના કોઈક ખૂણામા ક્રોધ પ્રત્યે આદર રહેલો છે.

માનવીને જેટલો વિશ્વાસ ક્રોધ પર છે તેનો એક ટકો પણ ક્ષમા પર નથી. એથી જ તેને ખરાબ કહેવા છતાં પણ તેને તે વળગી રહે છે

વ્યક્તિનો જ નહિ પણ સમાજનો ઇતિહાસ પણ ક્રોધની આસપાસ ફરી રહ્યો છે ઇતિહાસ શું છે ? એક માનવીના ક્રોધે ઇતિહાસનાં પાનાંઓ રંગી નાખ્યાં છે એક માનવી પોતાના ક્રોધને સંભાળી ન શક્યો તો તેણે હજારો માનવીઓની લાશો ઢાળી દીધી. મોટાં મોટાં યુદ્ધો અને મહાયુદ્ધો એ માનવીના ક્રોધની જ કથાઓ છે માનવીઓએ ક્રોધને એટલું સન્માન આપ્યું છે કે દેવતા બનાવી પૂજ્યો છે હાથમાં ત્રિશૂળ, તલવાર, વિશાળ આંખો અને બિભત્સ બિહામણા રૂપની મૂર્તિઓ બનાવી તેની સામે માનવી પોતાનું મસ્તક ઝુકાવે છે! આ ક્રોધની પૂજા નહિ તો બીજું શું છે !

અનંત કાળ થયો આત્મા ક્રોધને અપનાવતો આવ્યો છે સિંહ અને ચીત્તાના ભવમાં તેણે ક્રોધને પોતાનું હથિયાર બનાવ્યો સાપ અને વીંછીના ભવમાં તેણે ક્રોધ વડે કામ લીધું આ અનંત જન્મોનો સંસ્કાર શ્વાસો આવે છે અને એથી જ મનુષ્ય ક્રોધથી ઘેરાયેલો રહે છે તેને ક્રોધ છોડવાની વાત કરીએ તો પણ તે ક્રોધે ભરાય છે તે સંપત્તિને ત્યાગી શકે છે કરોડોના વૈભવ-વિલાસને ઠોકરે મારી શકે છે વૈભવભર્યો આલિશાન ઇમારતો એક ક્ષણમાં ત્યાગી શકે છે સમસ્ત કુટુંબ પરિવારને તે મૂકી શકે છે સ્નેહભરી પત્ની અને કુમળાં બાળકોની મમતા છોડી શકે છે પણ ક્રોધને ત્યાગી શકતો નથી. અને તેથી જ ગૃહત્યાગીઓમાં પણ ક્રોધની જ્વાળાઓ જલતી જ હોય છે

પણ યાદ રાખો—ક્રોધને ઉત્પન્ન કરવો એ જેટલું સહેલું છે તેના કરતાં તેને શમાવવો એ ઘણું વિકટ છે કેમના રસ્તે ચાલવું સહેલું છે પણ રોકવું મુશ્કેલ છે આમ તો તમે ઘણા ચતુર છો મુંબઈ જેવા શહેરમાં રહેનાર છો જરાક ઇશારામાં સમજે તેવા છો આ તમારી મોટર ગાડી પૂર ઝડપે જઈ રહી છે અને પોલિસ રોકવાનો ઇશારો કરે છે તો આપ એકદમ ગાડી થોભાવી દો છો. પોલીસ બોલતો નથી ચીસતો નથી, માત્ર હાથ જ ઊંચો કરે છે અને આપ ગાડી થોભાવી દો છો ત્યારે હું વારંવાર ગણું એમ નાનતેવા સાદ પાડીને સમજાવું છું તો શું તમે સમજશો ! તમે સમજશો કેમ આગ તરફ કદમ ભરતાં નથી અનંત જ્ઞાનીઓ વારંવાર કહે છે કે હે ભો ! ક્રોધના પંથે આગળ ન વધો કારણ કે એ રસ્તો સમાધાન નથી. તો તમે થોભો છો કે નહિ એ / વિચારવાનું છે

એક સ્ટેશન પર એક એન્જિન ઊભેલું હતું ગાડી આવી ગઈ હતી અને એન્જિન છૂટી ગયું હતું ડ્રાઈવર એન્જિનનો અવાજ અને ગરમીથી રાહત મેળવવા પ્લેટફોર્મ પર ઝાડની ખુલ્લી હવામાં ફરી રહ્યો હતો એવામાં તેનો એક ૭ વર્ષનો છોકરો એન્જિન ઉપર ચઢી ગયો અને એક પછી એક ચાવીઓ ફેરવવા લાગ્યો થોડી વારમાં તેનો હાથ એન્જિન ચાલુ કરવાની ચાવી ઉપર ફર્યો અને એન્જિન પાટા ઉપર દોડવા લાગ્યું ડ્રાઈવરના કાન ઉપર એન્જિન ચાલુ થયાનો અવાજ આવ્યો તેણે ફરીને જોયું તો તેનો પોતાનો જ છોકરો અંદર ઊભો હતો ડ્રાઈવરે તેને બૂમ પાડીને કહ્યું કે એન્જિન રોક, નહિ તો મરી જઈશ છોકરાએ કહ્યું કે રોકવાની ચાવી કઈ છે તે મને ખબર નથી ત્યારે પિતાએ કહ્યું કે નીચે કૂદી પડ ત્યારે પુત્રે કહ્યું કે—કૂદી પડવાનું જિગર ચાલતું નથી ચાલુ એન્જિનમાંથી નીચે કૂદી પડવા માટે પણ સાહસિકતાની જરૂર છે

હવે તમે જ બતાવો કે આવા છોકરાની શી દશા થશે? થોડેક દૂર જતાં જ એન્જિન અથડાયું, એન્જિનના ટુકડે ટુકડા થઈ ગયા અને છોકરાનાં તો હાડકાં પણ હાથ ન આવ્યાં

જેઓ કષાયના પાટા ઉપર દોડવાનું જ શીખ્યા છે અને રોકવાનું નહિ, તેમની પણ આ જ વાત છે ક્રોધને ઉત્પન્ન કરવાની, પ્રજ્વલિત કરવાની અને ઉપશાંત થયેલ ક્રોધને ફરીથી જગાવવાની કળા જેઓ જાણે છે, પણ રોકવાની કળા જાણતા નથી તેમની શી ગતિ થશે?

ક્રોધને પાર ચાલવા કરતાં તેને રોકવાની કળા પહેલાં શીખો, ચલાવતાં તો બધાને આવડે છે, જરાક શબ્દ બહાર નીકળ્યો કે ચાલુ પણ તેનાં પરિણામોને સમજો, માત્ર વર્તમાન નહિ, પણ ભવિષ્ય તરફ દૃષ્ટિ કરો વૈરમાંથી અવૈર તરફ જાઓ ક્રોધમાંથી ક્ષમા તરફ આગળ વધો એ જ સાચો શાંતિનો માર્ગ છે

તા ૧૫-૭-૫૯ જૈન ઉપાશ્રય, માટુંગા



## આવશ્યકની આવશ્યકતા

અથવા

## ૫૨ જીવનમાં પ્રતિક્રમણનું સ્થાન

આજનું પ્રવચન આવશ્યકની સાથે સંબંધ ધરાવે છે. જીવનની જે ક્રિયા જેના અભાવે આપણે આગળ વધી શકતા નથી એને આવશ્યક કહે છે. જીવવા માટે શ્વાસ લેવો જરૂરી છે. તેવી જ રીતે આધ્યાત્મિક ક્ષેત્રે જીવનશુદ્ધિ માટે જે ક્રિયા અનિવાર્યરૂપે જરૂરી છે એને આગમમાં આવશ્યકની સંજ્ઞા અપાઈ છે. આત્મશુદ્ધિ માટે બહારના ક્રિયા-કાંડ એટલા જરૂરી નથી જેટલી કે આત્મઆલોચના. આપણે પોતાનું નિરીક્ષણ કરીએ અને પરખીએ. આપણી દૃષ્ટિ બીજાને જોવામાં નિષ્ણાત-પટુ છે પણ જ્યાં પોતાને જોવાનો પ્રશ્ન આવે છે ત્યાં આપણે સૂર થઈ જઈએ છીએ. અધ્યાત્મના ક્ષેત્રમાં બીજાને જોવાનું એટલું મહત્ત્વ નથી જેટલું કે પોતાને જોવું. એટલા માટે આત્મ-નિરીક્ષણની પ્રક્રિયાને પ્રતિક્રમણ કહેવાય છે.

પ્રતિક્રમણનો શાબ્દિક અર્થ છે "પાછા વળીને આવવું." આત્માની વૃત્તિઓ જે અશુભ બાજુ ગઈ છે એમને પાછી વાળીને શુભ સ્થિતિમાં કરવાનો ભાર એ પ્રતિક્રમણ છે. સાધક પોતાના દૈનિક જીવન ઉપર નજર ફેરવે છે. વાસના અને કામની દુર્ભાવનાઓએ આત્મ-સ્થિતિમાં કેટલા વિક્ષેપ નાખ્યો છે? આત્માની શુદ્ધ સ્થિતિમાં અશુદ્ધતાએ ક્યાં સુધી પ્રવેશ કર્યો છે? મનના આ ચોરો ઉપર સાધકે સૂક્ષ્મદૃષ્ટિ રાખવી જોઈએ. વેપારીના ઘરમાં ચોર ઘૂસી આવે ને એને એની ખબર પણ ન રહે તો કેટલું મોટું નુકસાન એને સહેવું પડે! વેપારી જો જાગૃત હોય અને ચોર કદાચિત આવી પણ જાય તો પણ ચિંતા ઓછી છે કારણ કે ચોરોને એની જાગૃતાવસ્થાનું ભાન

થતા એ એમને નસાડી મૂકવામા સક્ષમ બનશે હા, તો એટલા માટે પ્રતિ-ક્રમણમા પોતાના મનમા સતાયેલા ચોગે ઉપર સાધકે નજર રાખવી જોઈએ.

સધ્યા વેળાએ આપણે આપણી ભૂલોનું સ્મરણ કરીએ કારણ કે જીવનમા થયેલી ભૂલ ક્યારેક ભયકર શૂળ પણ બની જાય છે ભૂલને ભૂલ-રૂપે સ્વીકાર કરી લીધા પછી સાધક એનુ પરિમાર્જન કરે છે પણ ભૂલને ભૂલ જ ન માનવી, એથી મોટી ભૂલ બીજી કઈ હોઈ શકે વારુ ?

એક ડૉક્ટરને પૂછવામા આવ્યુ કે સૌથી મોટો રોગ કયો છે ? એમણે કહ્યુ 'રોગને રોગ ન માનવો એ સૌથી મોટો રોગ છે' ક્ષય-કેન્સર વગેરેને રાજરોગ કહેવાય છે પણ રોગનુ નિદાન થઈ જતા એની ભયકરતા ઓગળી જાય છે જ્યા સુધી રોગની પરીક્ષા થતી નથી ત્યા સુધી એ કાયમ રહે છે રોગ ત્યારે વળી વધુ ભયકર બને છે જ્યારે રોગી રોગના અસ્તિત્વનો જ સ્વીકાર ન કરે

હા, તો ભૂલોનુ જ્ઞાન, ભૂલ સુધારવાની દિશામા પહેલુ પગથિયુ છે અને પ્રતિક્રમણ આપણને આપણી ભૂલોનુ જ્ઞાન કરાવવાનો સુઅવસર પ્રદાન કરે છે એટલા માટે જ જૈન શાસનમા પ્રતિક્રમણનુ બહુ મોટુ સ્થાન છે સાધુ ને શ્રાવક માટે સાજે અને સવારે કર્મરૂપે કરવા માટે એ અનિવાર્ય ગણાયુ છે

હવે આપણે આવશ્યક-સૂત્રના અધ્યયનો ઉપર થોડા વિસ્તારથી વિચાર કરીશુ આવશ્યક સૂત્રના છ અધ્યયનો છે —

(૧) સામાયિક

(૨) ચતુર્વિંશતિસ્તવ

(૩) વદણા

(૪) પ્રતિક્રમણ

(૫) કાયોત્સર્ગ

(૬) પ્રત્યાખ્યાન

**સામાયિક** હવે આપણે સામાયિક આવશ્યક ઉપર વિચાર કરીશું. સમભાવનો સાધક દરેક પ્રત્યે સમતા, સમત્વ આચરતો હોય છે સુસ્વાદિષ્ટ પદાર્થો ભણી એના મનમા લોભ-ભાવના જાગતી નથી તેમ અરુચિપ્રદ પદાર્થો

સામે આવતાં એ ધૃણા-ભાવ દાખવતો નથી. કટુ પ્રસંગ નજર સમક્ષ આવતાં એના ચિત્તમાં કોઈના પ્રત્યે કદી દુર્ભાવના જન્મતી નથી.

આવા સાધક જીવનમાં સમભાવની ધારા વહી રહી છે. એને લાભ-નુકસાનમાં પણ સમભાવ જ હોય છે. હજારો-લાખોનો લાભ થવા છતાં એને અહંકાર સ્પર્શી શકતો નથી તેમ નુકસાન એની પ્રસન્નતાને છીનવી શકતું નથી. શાકભાજી વેચનારનો કાંટો કદી ઊંચો કદી નીચો થતો હોય છે પણ ઝવેરીનો કાંટો સમ રહેતો હોય છે.

તમે શાક-ભાજી ખરીદવા બજારમાં ગયા. વેચનાર બાઈએ શાક-ભાજી તોલ્યાં. એ બાપડી થોડુંક વધારે જ તોળે છે તો પણ તમે એને થોડું વધુ નાખવા-તોળવા કહો છો. એ બિચારી થોડું વળી વધુ નાખે છે. તેમ છતાંય તમે ખોટી જીદ કરો છો. આટલી લોભી કેમ બની ગઈ છો! થોડીક ભાજી હજુ નાખ. એ બિચારી સૌના ડરને લીધે ત્રાજવામાં વળી થોડુંક ઉમેરે છે અને પછી તમારી થેલીમાં ભરી દે છે. અને તમે ઘેર પાછા આવવા જાઓ છો. હવે એકદા તમારા ઘેર લગ્ન પ્રસંગ આવે છે. કન્યાને આણામાં આપવા માટે તમને સોનાની જરૂર પડે છે. કારણ કે આણા વગર તો આજે લગ્ન થવા જ બહુ મુશ્કેલ બની ગયાં છે. પહેલાં દીકરીઓ વેચાતી હતી, હવે દીકરાઓ વેચાવા લાગ્યા છે. તમારા આ સામાજિક સંબંધો હવે પૈસાના તાંતણે બંધાવા લાગ્યા છે. એમાં પ્રેમની મીઠાશ નથી પણ પૈસાની પૂજા જ છે.

હા, તો તમે સોનું ખરીદવા સરાફને-સોનીને ત્યાં જાઓ છો. દસ તોલા સોનું ખરીદ્યું. સરાફ એ સોનું કાંટે ચઢાવે છે ત્યારે શું તમે એમ બોલો છો ખરા કે થોડું સોનું હજુ ઉમેરો! ના નહીં. ત્યાં તમે એક શબ્દ પણ બોલશો તો તમારી ચતુરાઈનું માપ નીકળી જશે અને તમે મૂઢ ગણાશો.

શાકભાજી વેચનાર બાઈ પાસે તમે થોડુંક ઉમેરવા કહો છો. પણ સરાફની દુકાને તમે કંઈ જ કહેતા નથી. કારણ કે પેલી બાઈનાં ત્રાજવાં ઘડીકમાં ઊંચાં-નીચાં થઈ જાય છે જ્યારે સરાફનો કાંટો-ત્રાજવાં સમ રહે છે. વારુ, તો હવે તમે બતાવો કે તમારે પેલી બાઈનાં ત્રાજવાં બનવું છે કે પેલા સરાફનાં? હું માનું છું પેલી બાઈનાં ઊંચાં-નીચાં થતાં ત્રાજવાં જેમ બનવાનું તમે પસંદ નહીં કરો. તો સમદૃષ્ટિ ધરાવતો આત્મા સંપત્તિ અને વિપત્તિમાં સમ રહે છે. એની સામે જીવનનું સોહામણું હાસ્ય હોય અથવા મોતની કાળી છાયા,

તેમ છતાય એ કદી પાછળ નહી હટે પ્રશસાના પુષ્પો એને લલચાવી શકશે નહી તેમ નિદાના કાટા એને પદભ્રષ્ટ નહી કરી શકે સન્માનના મધુર પ્યાલા માટે જે પ્રસન્નતા સાથે એ હાથ લબાવશે, અપમાનના કડવા ઘૂટડાને એ જ પ્રસન્નતા સાથે એ ગળે ઉતારી લેશે

આપણે સમભાવની સાધના તો કરી, પણ કષાયનો પ્રસગ આવતા આપણે જો એ સમભાવને વીસરી જઈએ છીએ તો એ જ વાત ચરિતાર્થ થઈ ગણાશે કે શત્રુના આવવા સુધી તો આપણે શસ્ત્રોની તૈયારી રાખી પણ શત્રુને આવતો જોતા જ શસ્ત્રો ફેકી નાસી છૂટયા આ કાયરતા ગણાય એ જ રીતે ક્રોધનુ નિમિત્ત આવતા આપણે જો સમભાવનુ શસ્ત્ર ફેકી દઈએ તો એ એક કાયરતા જ લેખાશે તો, સામાયિક સમભાવની એક શાળા–સ્કૂલ છે, જ્યા આપણે શાતિ, સહિષ્ણુતા અને ક્ષમાનો પાઠ શીખવો છે. આ પાઠ તો શીખ્યા પણ ઘેર જતા જ ભૂલી ગયા આપણા બાળકો શાળામા-ગણિત શીખે છે પણ ઘેર આવતા જ એ ભૂલી જાય છે તો શુ તમે એના એવા ભણતર પ્રત્યે રાજી થશો ? કદાપિ નહી તેવી રીતે તમે ઉપાશ્રયે આવ્યા, એક કલાક સુધી સમભાવનો પાઠ શીખ્યા પણ ઘેર અથવા દુકાને સમભાવ–સાધનાની એક લીટી પણ તમે યાદ ન રાખી શક્યા તો એ અભ્યાસ કેવો ગણાશે ? જ્યા સુધી ઉપાશ્રયમા રહો છો, સમભાવની વાતો કરો છો પણ દુકાનની હવા લાગતા જ સમભાવ તો કોણ જાણે કયા દૂર થઈ ગયો ?

યાદ રાખો, તમે પણ સમભાવના સાધક છો મુનિ–મર્યાદાથી એક ડગલુ તમે પાછળ છો મુનિ છઠ્ઠા ગુણસ્થાને છે તો તમે પાચમા ગુણસ્થાને છો સાધુની સામાયિક સર્વ સામાયિક છે તો શ્રાવકોની સામાયિક દેશ સામા-યિક છે શ્રાવક મુનિ-પથનો જ એક નાનકડા સાથી છે એનુ લક્ષ્ય પણ એ જ છે કે જે પેલા વિરાટ–આત્મા સન્તનો છે પણ સન્તની સામાયિક જીવન માટે છે ત્યારે તમારી સામાયિક બે ઘડીની છે

હા, એક વાત એ છે કે તમે સામાયિક દરમ્યાન ભોજન કરતા નથી, સૂતા પણ નથી જ્યારે અમે તો સામાયિકમા બન્ને ટાઈમ ગોચરી પણ કરીએ છીએ, સૂઇએ પણ છીએ અને વિહાર પણ કરીએ છીએ તોય શુ અમારી સામાયિક તમારા કરતા ઊની થઈ ? ના, વાત એમ નથી. શાળામા જે વિદ્યાર્થી છ કલાક ભણે છે, એને એક કલાક ખાવાપીવા આરામ માટે પણ મળે છે પણ જે વિદ્યાર્થી ફક્ત એક જ કલાક ભણે છે,

એને કેટલા સમયની રજા મળશે ? તો મુનિને યાવત્-જીવનની સામાયિક છે માટે એને પણ ભોજન વગેરેની રજા છે જ

સાથે જ યત્ના (જયણા) પૂર્વક જમવામાં સામાયિક દૂષિત થતી નથી. જ્યારે અયત્નાની ક્રિયા થાય છે ત્યારે જ દોષ લાગે છે મુનિનો આહાર સંયમમાં બાધા પહોંચાડનાર નહીં પણ સંયમ-સહાયક હોય છે સંયમની લાંબી મજલમાં સમાધિપૂર્વક આગળ વધવા માટે આહાર જરૂરી છે જ્યારે શ્રાવકની સામાયિકસાધનાની મર્યાદા બે ઘડીની છે આટલા અલ્પ-કાળની સાધનામાં ખાવા-પીવાની રજા દેવાનો કોઈ પ્રશ્ન જ ઊઠતો નથી

આ તો સામાયિક એક ઘણી મોટી આત્મ-સાધના છે સામાયિકની સાધના સાધુ કરે છે તો એ આત્માની સમરસતા મેળવે છે અને શ્રાવક કરે છે તો એને પણ સમરસતા મળે છે પછી ભલેને એ અલ્પ કાળ માટે જ હોય ને ! સાકર-ખાંડનો એક કણ પણ તમે ચાખશો તો એ પણ ગળી જ લાગશે પછી ભલેને એ એનો-ખાંડનો અંશ જ હોય ને ! એ અલ્પ કણ પણ જો તમને ગળપણ નહીં આપે તો એ કદી સાકર-ખાંડ કહેવાશે જ નહીં

સામાયિકની સાધના અંગે મહામુનિ ગૌતમ પ્રભુ તારક-મહાપુરુષ શ્રમણ ભગવાન મહાવીર પ્રભુ પાસે પ્રશ્ન કરે છે —

> प्र० सामाइयेण भन्ते जीवे किं जणयइ ?
> उ० सामाइयेणं सावज्ज जोग विरइं जणयइ ॥

ઉત્તરાધ્યયન અ. ૨૯ સૂ. ૮

કેટલો માર્મિક પ્રશ્નોત્તર છે ! જીવનને સ્પર્શતો આ પ્રશ્ન છે એમાં સ્વર્ગમાં જવાનું પ્રલોભન નથી તેમ નરકને પણ બતાવ્યું નથી જીવનની સમભાવ સાધના અંગેનો આ પ્રશ્ન છે જે આત્માએ સમતાની અમૃત-બિંદુઓનું પાન કર્યું છે એ કેવો આનંદ મેળવે છે ! પ્રશ્નમાં ગંભીરતા દેખાય છે તો ઉત્તર એથી પણ વધુ ગંભીર છે

ગૌતમ સામાયિક વડે આત્મા સાવદ્ય-યોગની પ્રવૃત્તિથી વિરક્ત બને છે આત્માની વૃત્તિઓ દિવસ-રાત અશુભ તરફ દોડી રહી છે સામાયિક એમને અશુભ તરફથી વાળી શુભમાં જોડે છે અને શુભથી શુદ્ધિ તરફ દોરી જાય છે પછી આત્મા નિર્બંધ બને છે જે બંધિત રજકણોને ખપાવી નાખી દે છે પછી એમના માટે ભવનો ભય રહેતો નથી એવી જ રીતે

સમભાવનો સાધક અશુભ વૃત્તિઓને સામાયિક વડે બાંધી દે છે, પણ વિકારો ભણી એમનો દોડી જવાનો ભય રહેતો નથી બસ, આજ શારીરિક અને માનસિક સાવદ્ય વૃત્તિઓને વિરક્તિ તરફ લઈ જવાનુ સામયિકનુ લક્ષ્યબિંદુ છે સામયિકનો અર્થ ફક્ત શારીરિક ક્રિયાઓને જ રોકવી એ નથી, પરંતુ માનસિક ક્રિયાઓને પણ રોકવાનો છે

સામાયિકની મુખ્ય આધાર-ભૂમિ મન જ છે જ્યા સુધી મનમાં સામાયિક આવતી નથી ત્યા સુધી તનની સામાયિકનુ કાઈ મહત્ત્વ નથી. રાજર્ષિ પ્રસન્નચદ્રનુ શરીર તો સામાયિકમા હતુ પણ મન વિષમ-ભાવોમાં ગૂથાયેલુ હતુ તન સમભાવમા હતુ તો મન સહારમા પ્રવૃત્ત હતુ પણ મનની આ અસ્થિરતાના યોગે એમણે સાતમા નરકના ગુણો એકત્ર કર્યા હતા પણ જ્યારે તનની સાથે મન પણ સમભાવમા પ્રવૃત્ત બન્યું ત્યારે તેઓ સકળ કર્મો ખપાવી મોક્ષ પણ મેળવી શક્યા

સામાયિકનુ બીજું રૂપ છે સ્વરક્ષણની ભાવનાને સર્વ-રક્ષણમાં પરિવર્તિત કરી દેવુ વિશ્વના પ્રત્યેક પ્રાણીમા સ્વરક્ષણની ભાવના રહેલી જ છે એક નાનકડી કીડી પણ આત્મ-રક્ષણ માટે સાવધાન-સચેત રહે છે. થોડોક આઘાત પામતા જ એ પોતાનો રસ્તો બદલી નાખે છે તો આ સ્વરક્ષણની ભાવનાને સર્વ-રક્ષણમા ફેરવી નાખવાનુ નામ જ સામાયિક છે.

સર્વ-રક્ષણની ભાવના ત્યા સુધી મનમાં જાગી શકતી નથી જ્યા સુધી દેહાસક્તિ તને પુદ્ગલાસક્તિ ઓછી થતી નથી જેના માનસમા સમતાની અન્તર્સ્ફુરણા જાગી છે, એના જીવનમા પદાર્થો પ્રત્યેની આસક્તિ સમાપ્ત થઈ જશે ઈન્દ્રિયો એ માટે સ્વીકૃતિ આપે અથવા ન આપે તોપણ એનું મન તો સમતામા લીન જ રહેશે

એક વખતની વાત છે એક વૃદ્ધ મુનિ કફથી પીડાતા હતા એટલે તેઓ ચહા લેતા હતા નાના મુનિજી ચહા લઈને આવ્યા વૃદ્ધ સતે ચહા લીધી અને પાતરુ સાફ કરી જ રહ્યા હતા ત્યા એક બહેન દોડતી-દોડતી આવી એનો ચહેરો વ્યાકુળ હતો એણે કહ્યુ "મહારાજ, ચહા હજુ પીધી તો નથી ને?" નાના મુનિજીએ કહ્યુ "શા માટે એમ પૂછો છો? એનો ઉપયોગ તો થઈ ચૂક્યો" એ બોલી "માફ કરજો, મહારાજ ભૂલ થઈ ગઈ ચહેરામા સાકર-ખાડની જગ્યાએ મીઠુ નખાઈ ગયુ હતુ." નાના મુનિજીને વિશ્વાસ ન બેઠો કારણ કે મોટા મુનિજી જ્યારે ચહા લઈ રહ્યા

હતા ત્યારે નાના મુનિજી પાસે જ હતા પણ એમના મોં પર એક પણ કરચલી પડેલી જોઈ નહોતી

હવે તે (નાના મુનિજી) પાછા મોટા મહારાજશ્રી પાસે ગયા. એમને પૂછ્યું ગુરુદેવ, ચહામાં મીઠું હતું કે ખાંડ? ગુરુદેવ હસતા-હસતાં જવાબ વાળ્યો રોજ-રોજ ગળી ચહા પીએ છીએ. એક દા'ડો ખારી પી ગયા તો એમાં શું નુકસાન થઈ ગયું વળી? ગુરુદેવના જવાબથી શિષ્ય ચકિત બની ગયો. આ છે સમભાવની સાધના જેના વડે સાધક કડવાશને પણ મીઠાશમાં ફેરવી નાખવાનો અભ્યસ્ત બની જાય છે જીવનમાં કડવા-મીઠા ઘૂંટડા હસતાં-હસતાં ઉતારી શકે છે ત્યારે જ સમતાના દર્શન પામી શકાય છે

## ચતુર્વિંશતિ-સ્તવન

(ચોવીસી-સ્તવન)

ચતુર્વિંશતિ-સ્તવન એ આવશ્યકનું બીજું અધ્યયન છે પ્રતિક્રમણમાં પહેલાં સામાયિક આવશ્યક છે બીજામાં વીતરાગની સ્તુતિનો ક્રમ રાખવામાં આવ્યો છે આલોચનાના ક્ષેત્રમાં પહોંચ્યા પૂર્વે સાધકની ક્ષેત્ર-શુદ્ધિ થવી જરૂરી છે સાધક પહેલાં સમભાવમાં સ્થિર બને પછી ગુણાધિક પુરુષોની સ્તુતિ કરે મહાપુરુષોનું ગુણ-કીર્તન એના જીવનને પ્રેરણાપાત્ર છે એટલા માટે જ ચતુર્વિંશતિ-સ્તવન કરે સાધક સામર્થ્યના પાયાનું ચિંતન કરે છે

માનવ-મનને જ્યાં સુધી પ્રભુ-પ્રાર્થનાનો પ્રકાશ મળતો નથી ત્યાં સુધી અજ્ઞાન અંધકાર પ્રવર્તે છે અને જ્યાં અંધારું છે ત્યાં સ્વાર્થ વાસના અને મોહના વરુઓ જ ઊભા કરશે. એમને તે દૂર કરવા હશે તો તમે માનવ-મંદિરમાં પ્રભુ પ્રાર્થનાની જ્યોતિ જગાવો એક કવિએ કહ્યું પણ છે -

पाप पराल का पुंज बन्यो अति मानहुं मेरू आकारो ।
ते तुम नाम हुतासन सेती प्रजलत लागे न वारो ॥
परम प्रभु पावन नाम तिहारो ॥

કવિ વિનયચંદજી બોલે છે એમના શબ્દોમાં ભક્તોની સ્વર લહેરીઓ ગૂંજી રહી છે એમાં કોરું સંગીત જ નથી વસ્તુ અધ્યાત્મની લહરી છે સાધનાના ક્ષેત્રમાં શબ્દોનું સંગીત એ કંઈ મહત્ત્વનું નથી પણ ત્યાં તો હૃદયનું સંગીત જોઈએ એક વૈદિક કવિના શબ્દોમાં કહું તો એ કે જેટલું હૃદય બોલે છે તેટલું પરમાત્મા સાંભળે છે અને હૃદય જે

મૌન-ચૂપ છે તો ત્યા પરમાત્મા પણ બહેરો બની જાય છે હા, તો કવિ પ્રાર્થનાનો આધ્યાત્મિક ચમત્કાર બતાવે છે ઘાસના વિશાળ ઢગલામા જો એક નાનકડી ચિનગારી પહોચી જાય તો એ સારોયે ઢગલો થોડાક જ કલાકોમા બળી ભસ્મ થઈ જશે, પણ એ ચિનગારી હોવી જોઈએ બળતી-અગ્નિમય, ઠરેલી ચિનગારી કઈ કામમા આવશે નહી ઠરેલા મણ કોયલા પણ એ કામ નહી કરી શકે જે એક જલતી નાની-શી ચિનગારી કરી જશે તેવી જ રીતે પાપના વિશાળ ઢગલાને સમાપ્ત કરવા માટે પ્રાર્થનાની એક નાની-શી ચિનગારી બસ-પ્રર્યાપ્ત થશે પણ એમા આત્માની ચમક હોવી જોઈએ, હૃદયની ઉષ્મા હોવી જોઈએ, ત્યારે જ એ પાપ-પરાળ (ઘાસ)ને ભસ્મ કરી શકશે નહીતર ઠરેલી ચિનગારી પાપ-પરાળમા ભળી જઈ એના સમૂહને વધુ વધારશે જ પાપ-પરાળને ઘટાડવા માટે એની પાસે તેજ પણ નથી

પ્રાર્થનાના શબ્દોમા હૃદયનો અવાજ હોવો જોઈએ અને ત્યારે જ જીવત શબ્દો કહેવાશે અને જીવિત જ કઈક કામ કરી શકે છે, કારણ કે એમા તેજ રહેલુ છે કસ્તુરીમા જયા સધી સુગધ-તેજ છે ત્યા સુધી જ એની કિમત છે એક ભાઈ એમ કહે કે મારી પાસે મણ કસ્તુરી છે હુ એ સસ્તા ભાવે તમને આપી શકીશ પણ એમા તેજ-સુગધ નથી, નકલી છે શુ તમે એ ખરીદવા તૈયાર થશો? નહી કદી નહી

બીજી બાજુ બીજો જણ એમ કહે કે મારી પાસે ફક્ત પાચ તોલા કસ્તુરી છે એનુ તેજ એટલુ છે કે શીતના પ્રબળતમ રોગીને પણ જો એ આપવામા આવે તો એકવાર ગરમી પેદા કરી શકે છે પણ એ છે મોઘી. હવે તમે જ બતાવો કે તમે સસ્તા ભાવે ઝાઝી કસ્તુરી ખરીદવા તૈયાર થશો કે મોઘા ભાવે મળની થોડી કસ્તુરી? અરે, તમે તો કુશળ વેપારીઓ છો. લાખોની ઉથલ-પાથલ તમે કરી છે નિસ્તેજ કસ્તુરી માટીના મૂલેથી પણ ગઈ ગુજરી છે તમે તેજવાળી કસ્તુરીના ગ્રાહક છો, પછી ભલેને એનુ મૂલ્ય વધારે કેમ ન હોય!

હા, તો અધ્યાત્મ-ક્ષેત્રમા તેજહીન પ્રાર્થનાનું કોઈ મહત્ત્વ નથી-મૂલ્ય નથી જે પ્રાર્થનામા આત્માનુ તેજ નથી, જે પ્રાર્થનામા અક્ષરોની લીટીઓ અને સ્વરલહેરીઓ સખ્યામા ચાહે તેટલી વધુ હોય, પણ છતાં ય એની કશીજ કિમત અકાશે નહી. એટલે જીવનમાં સપ્રાણ પ્રાર્થનાનુ મહત્ત્વ છે આ અગે શિષ્ય પ્રશ્ન કરે છે કે:

**प्र० चउव्वीसत्थएणं भन्ते जीवे किं जणयइ,**
**उ० चउव्वीसत्थएणं दंसण विसोहिं जणयइ ॥**

ઉત્તરાધ્યયન. અ. ૨૯ સૂ. ૯

ચઉવ્વિસત્તિ-સ્તવનનું જીવનમાં શું સ્થાન છે ભગવન! જીવનમાં સ્તવન-સ્તુતિનો પ્રકાશ આવે છે ત્યારે આત્મા ક્યા આધ્યાત્મિક ગુણસ્થાનને મેળવે છે?

શિષ્યની જિજ્ઞાસાના જવાબમાં ભગવાન ફરમાવે છે પ્રાર્થનાનો પ્રકાશ આત્માના દર્શન જ્ઞાનને વિશુદ્ધ બનાવે છે મિથ્યાત્વનો અંધકાર દર્શન-ગુણની પ્રતિભાને નષ્ટ કરે છે પણ વીતરાગની સ્તુતિ આપણને મિથ્યાત્વથી સમ્યક્ત્વ ભણી લઈ જાય છે કારણ કે પ્રાર્થના દ્વારા આપણે પ્રભુને મળીએ છીએ. એમના વીતરાગ જીવનનો સાક્ષાત્કાર કરીએ છીએ અને પછી એમના દેદીપ્યમાન જીવનને સામે ધરી આપણે આપણા જીવનની વાસના તેમ જ ગંદકીને દૂર કરવા પ્રયત્ન કરીએ છીએ.

એટલે પ્રાર્થના દ્વારા આત્મા વીતરાગના જીવન અને એમની વાણી પ્રત્યે અનુરક્ત બને છે મનમાં શ્રદ્ધા જાગે છે આત્મ દર્શન-વિશુદ્ધિ પામે છે અને વીતરાગના શરણે જવાનો શુભ સંકલ્પ પણ કરે છે જીવનનું શાશ્વત શરણ પણ આખરે તો એ જ છે ને! ત્યાં જ આત્મા અભય બની શકે છે જે શત્રુઓથી રક્ષણ કરી શકે તે જ શરણ છે નહીતર બીજાં શરણાં તો વિડંબણા માત્ર છે

એક વખતની વાત છે એક કુંભાર માટી ખોદવા ગયો. જે ખાણેથી માટી ખોદી રહ્યો હતો ત્યાં જ એક સાપનો રાફડો હતો અને કુભાગ્યે કુંભારની કુહાડી પાવડો પેલા સાપની પૂંછડી સાથે અથડાયો. ફૂંફાડા કરતો સાપ રાફડામાંથી બહાર નીકળ્યો એની વિકરાળ કાયાને જોઈ કુંભારના હાથમાંથી પાવડો-કુહાડી છૂટી પડ્યાં અને પ્રાણ બચાવવા એ નાસી છૂટ્યો. પણ સાપથી ડરેલો. દૂર જઈ પહોંચ્યો એટલે એક ક્ષણ માટે અટક્યો. પાછળ નજર કરી તો મોત મોં ફાડી પાછળ-પાછળ આવી રહ્યું હતું એ પ્રાણના મોહને લઈ દોડ્યે જતો જ હતો કે વચમાં જ એક ગરુડે એને પોકાર કર્યો "શા માટે નાસી રહ્યો છે? મારી પાસે આવી જા અહીં તારા માટે નિર્ભય સ્થાન છે મોત તારો પીછો કરી રહ્યું છે અને તારા આ નાનકડા પગ ક્યાં

સુધી દોડતા જશે ?" પણ પેલા ભોળા માણસને ખાત્રી ન થઈ. એણે ગરૂડની વાત માનવા ના પાડી

કુંભારે દોટ મૂકી હજુ થોડેક જ દૂર પહોચ્યો હતો કે એના પગ જવાબ દેવા લાગ્યા પરંતુ પાછળ પડેલો લાલ આંખવાળો સાપ પાછળ જ દોડયો-ચાલ્યો આવતો હતો થાકેલો માણુસ-કુંભાર-બિચારો હવે શરણું શોધવા લાગ્યો તે જ વખતે પાસેના ખાબોચિયામાં એક દેડકો ડ્રાઉં-ડ્રાઉં કરતો દેખાયો. પેલો કુંભાર એ દેડકા પાસે પહોચ્યો અને કહેવા લાગ્યો. "દેડકારાણા, રક્ષણ કરો, તમારા શરણે આવ્યો છું ત્યા જુઓ, કાળમુખુ મોત મો ફાડી ચાલ્યુ આવે છે" હવે તમે જ કહો,-પેલો દેડકો એનુ શું રક્ષણ કરશે ? એ બાપડો પોતે જ પોતાનુ રક્ષણ કરી શકતો નથી ત્યા શરણે આવેલાનુ એ શું રક્ષણ કરી શકશે ?

એવી જ રીતે આજે માનવ સ્વરક્ષણ કાજે દોડી રહ્યો છે કાળ એની પાછળ મો ફાડી ચાલ્યો આવે છે વચ્ચે વીતરાગનો ધર્મ ગરૂડના રૂપે એને મળે છે, એ કહે છે મારુ શરણુ સ્વીકારો, આધિ, વ્યાધિ અને ઉપાધિના સર્પો તને દશી શકશે નહી, પણ ભોળા માણસને એમની વાતોમા વિશ્વાસ બેસતો નથી એ જાય છે ડૉકટરને શરણે, વકીલોને શરણે અને ધન તથા સત્તાને શરણે પણ યાદ રાખજો, એમનુ શરણુ સ્વીકારતા પહેલા એ વિચારી લેજો કે શું એ પોતાનુ રક્ષણ કરવા સમર્થ છે ? કયાય તમે પણ દેડકાનુ શરણુ લેતા નથી ને ? હુ કહીશ કે ભાઈઓ તમે ભૌતિક પદાર્થોમા શરણુ ન શોધો તમે એ પરમ પિતા પરમાત્માનુ શરણુ શોધો. એમા પોતાનો શ્રદ્ધા-સૂર જોડો ચતુર્વિંશતિ સ્તવન આ જ કહે છે-શીખવે છે તમે પુત્ર, નારીનુ શરણુ તજી વીતરાગને શરણે આવો વર્તમાન ચોવીસીમા આધ્યાત્મિક જીવનના જે ચોવીસ કળાકારો થઈ ગયા છે એમનુ શરણુ લ્યો અને એમની અધ્યાત્મ-કળા શીખો એમના જેવુ શાંત વીતરાગ-જીવન અપનાવો

**વંદણા-આવશ્યક**

વંદણા એ ત્રીજો આવશ્યક છે આલોચનાના ક્ષેત્રમા પ્રવેશતા પહેલા નમ્રતા અને ગુરુદેવ પ્રતિ ભક્તિ હોવી આવશ્યક છે એટલા માટે જ સાધક તીર્થંકરની સ્તુતિ પછી ગુરુદેવને વંદન કરે છે કારણ કે એ એમની સામે પોતાના પાપોની આલોચનાની તૈયારી કરે છે જેમની સામે રહી પોતાનાં પાપોની આલોચના કરી જીવનને અણિશુદ્ધ બનાવવુ છે એમના પ્રત્યે જીવનમા

શ્રદ્ધા તો જાગતી જ રહી. એમ ન કરવાથી એમની સામે એ મનની ગાંઠને પૂરી ખોલી જ નહી શકે. એટલા માટે સાધક વંદન માટે પણ ગુરુની અનુમતિ મેળવે છે ઇચ્છામિ ખમાસમણો આ જ વસ્તુનું પ્રતિપાદન કરે છે સાધક પૂછે છે ક્ષમા શ્રમણ, જો આપની સમાધિમાં આપના જ્ઞાન ને ચારિત્ર્ય–સાધનામાં વિક્ષેપ ન પડતો હોય તો હું વંદણા કરવા માટે આપના અવગ્રહમાં પ્રવેશ કરવા માગુ છુ–ઇચ્છુ છુ

વંદણા એ કોમળ–હૃદયની કેળવણી છે જ્યાં સુધી હૃદયમાં નમ્રતા આવતી નથી ત્યાં સુધી આ માથું નમતું પણ નથી અને વંદણામાં હૃદયથી નમવું જ વધુ મહત્ત્વ ધરાવે છે હાથ જો બીડાયેલા રહે પણ એમાં મન ન ભળ્યુ તો હાથનુ જોડાવાનુ–બીડાવાનુ શુ મૂલ્ય છે ! એમ તો કેદી પણ હાથ જ જોડે છે ને ! એક ગુલામ પણ પોતાના માલિક પ્રત્યે હાથ જોડે છે પણ એમા નમ્રતા ટપકતી નથી અંતર–હૃદયની શ્રદ્ધા એમાં સાથ પૂરતી નથી.

વંદણામાં મનનો અહંકાર ગળી જવો જોઈએ ગુણીજનો પ્રત્યે શ્રદ્ધા ભાવ પેદા થવો જોઈએ. ગુણીજન પાસે જવુ છે તો નમ્રતા અને વિનમ્રતા લઈને જ જશો ત્યારે જ તમે કંઈક એમની પાસેથી મેળવી શકશો ઘડામાં પાણી ભરવુ છે એટલે એને કૂવામાં નાખ્યો પણ જ્યાં સુધી એ નમતો નથી ત્યાં સુધી એમાં પાણીનુ એક ટીપુ પણ ભરાશે નહી ગુરુ પાસેથી જ્ઞાન મેળવવુ છે તો પહેલાં નમવુ જ પડશે એક પાશ્ચાત્ય વિદ્વાને કહ્યુ છે કે જો તમારે સ્વર્ગમાં જવુ હશે તો તમારે નમવુ પડશે કારણ કે સ્વર્ગનુ આંગણુ ઊંચુ છે પણ એનુ પ્રવેશ–દ્વાર નાનુ છે

જ્યાં સુધી જીવનમાં નમ્રતા આવતી નથી ત્યાં સુધી જ્ઞાન કેવું ! જ્ઞાન મેળવવાની આશાએ તમે ગુરુ–દ્વારે પહોંચ્યા છો તો વિનયનો ઉપહાર–ભેટ સાથે લઈ જવો ભૂલશો નહી એમને પહેલાં વંદણાની ભેટ ધરવાનુ ચૂકશો નહી રાજા પ્રદેશી જ્યારે મહામુનિ કેશીકુમાર સામે જાય છે અને વંદણા કર્યા વિના જ પ્રશ્ન શરૂ કરી દે છે ત્યારે મહામુનિ કેશીકુમાર કહે છે – રાજન્, કોઈ વેપારી વેપાર માટે માલ લઈને આવે છે પણ એ વેરો ભરતો નથી તો એની સાથે તારો વ્યવહાર કેવો રહેશે ? પ્રદેશી બોલ્યો હું એને દંડીશ અને એને વેપાર કરવાની પરવાનગી પણ નહી મળે કારણ કે એ ચોર છે

હા તો રાજન્ તેમ તું પણ મારી ચોર છે કારણ કે મારી પાસે

જ્ઞાન મેળવવા આવ્યો છે પણ બદલામા વિનય અને વદણાની ભેટ ધરવા ઈચ્છતો નથી" ગુરુના દ્વારે હાથ ખાલી હોય તો ચિંતા નહી પણ મન ખાલી ન હોવુ જોઈએ; એ તો વિનય, વિવેક અને નમ્રતાપૂર્ણ હોવુ જોઈએ.

વદણાનાં પણ બે રૂપ છે. પહેલો તે સ્વાર્થ-સાધના માટે કરવામા આવેલી વદણા અને બીજી તે ગુણપૂજાની વદણા પહેલા પ્રકારમા વદણા માનવ-મનના લોભનુ કામ કરે છે આવો માનવી સ્વાર્થ-સાધના માટે જ બીજાની સામે માથુ નમાવે છે બીજી ગુણપૂજક વદણા છે જે ગુણાનુરાગને પ્રગટ કરે છે ગુરુ-ચરણોમા એટલા માટે માથુ નમાવવામા આવે છે કે તેઓ ગુણોના ઉત્કર્ષમા અમારા કરતા આગળ વધેલા છે અને એમના ગુણોને આપણે પ્રાપ્ત કરવા છે આવી વદણામાં સર્વ સમર્પણ હોય છે. સાથે એ પણ જોવુ જરૂરી છે કે વદણા પોતાના કરતા વધુ ગુણશીલ વ્યક્તિના ચરણોમા જ થવી જોઈએ સ્વાર્થ અને લોભથી પ્રેરિત વદણા એ ક્ષુદ્ર જીવોની વદણા છે. વીર આવી વદણામા કદી વિશ્વાસ રાખતો હોતો નથી.

સોળમી શતાબ્દિનો ઇતિહાસ બતાવે છે અકબરે પોતાનુ સામ્રાજ્ય ફેલાવ્યુ, અને એ સમ્રાટ બન્યો પણ એના દિલમા રાણા પ્રતાપનુ ગૌરવ કાંટાની જેમ ભોકાતુ હતુ ભારતના લાબા-પહોળા ભૂખડ ઉપર વિજય મેળવી લીધા છતા પણ મેવાડના વિજયનુ સ્વપ્ન અધૂરુ જ રહ્યુ હતુ. જ્યા સુધી પ્રતાપની પાઘડી નમે નહી ત્યા સુધી મેવાડનો વિજય કેવો ? અકબરે પ્રતાપને નમાવવા માટે સેકડો ઉપાયો કર્યા એણે પ્રતાપને સદેશો પાઠવ્યો કે એ જો એને બાદશાહ તરીકે સ્વીકારી લે અને એકવાર નમસ્કાર કરી લે તો એ ફક્ત મેવાડ રાજ્ય જ નહી પણ એની સાથે-સાથે એ એના રાજ્યનો છઠ્ઠો ભાગ પણ એને આપી દેશે

પણ રાણાનો જવાબ હતો. "જ્યા પગ મૂકવાભર જગ્યા મળશે એ જ મારુ રાજ્ય છે હુ એક મોગલ-જેણે ભારતની આઝાદીને છૂંદી નાખી છે. મેવાડ-ભૂમિને રગદોળી છે, એની સામે કદી નમી શકતો નથી. બાદશાહને નમસ્કાર કરવાનો મતલબ છે ગુલામીને સ્વીકારવી પૃથ્વીના ટુકડા માટે આ મસ્તક કદી નમી શકે નહી. ગુલામોની બેડીઓમા જડાઈ સોનાના સિહાસન ઉપર બેસવા કરતા આ પ્રતાપ વનવગડા ખૂદવાનુ વધુ પસદ કરે છે ગુલામીની મીઠાઈ કરતા આઝાદીના સૂકા ઘાસના રોટલા મને વધુ આનદ પમાડશે"

રાણાની સામે એક તરફ સામાન્ય હતુ સોનાનુ સિંહાસન હતુ સુખ ને ચેનની જિન્દગી હતી ત્યારે બીજી બાજુ માત્ર શીશ માથુ નમાવવાનુ હતુ પણ એમણે સામાન્યને ઠોકર મારી અને અકબર સામે અણુનમ રહ્યા, તો શું તમે રાણાને અહંકારી માનશો ? નહી વિનય અને નમ્રતા તો એમને ગળથૂથીમાં જ મળ્યા હતા. પ્રતાપ ગુરુજનોની આગળ વંદન કરવા હમેશાં આગળ રહ્યા હશે પણ અહીં તો પ્રશ્ન જ બીજો હતો. અહીં વંદણા નમવાનો અર્થ હતો સ્વાર્થ અને લોભને વશ બની ઝૂકવું એટલા માટે જ રાણાએ વંદણાની જગ્યાએ વનનુ આલિંગન કર્યું

જે વંદણા પોતાથી ગુણાધિક ગુરુજન પ્રત્યે કરાય છે તે જ આત્માને વિકાસ ભણી લઈ જાય છે જુઓ ઉત્તરાધ્યયન સૂત્રમાં વંદણા અંગે થયેલા સુંદર પ્રશ્નોત્તરનો ઉલ્લેખ આવે છે

प्र० वन्दणएणं भन्ते जीवे किं जणयइ ?

उ० वन्दणएणं नीयं गोयं कम्मं खवेइ । उच्चं गोयं कम्मं निबन्धई । सोहग्गं च णं अपडिहयं आणाफलं निव्वत्तेई दाहिण भावं च णं जणयइ ॥

ઉત્તરાધ્યયન અ. ૨૯ સૂ. ૧૦

શિષ્ય પ્રશ્ન કરે છે ભગવન્, વંદણા દ્વારા આત્મા કયા આત્મિક ચરો પ્રગટ કરે છે ?' શિષ્યના આ પ્રશ્નના જવાબમાં ભગવાન ફરમાવે છે વંદણા દ્વારા આત્માના નીચ ગોત્ર રૂપે બંધાતા વિપાક કર્મ ખપે છે અને ઉચ્ચ ગોત્ર બંધાય છે અને તે સૌભાગ્ય તથા અપ્રતિહત આજ્ઞાફળ પામે છે અર્થાત્ એની વાણીમાં એટલુ તેજ આવે છે કે દુનિયાનો કોઈ માનવી એના શબ્દોને ઓળંગી શકતો નથી. નમ્રતા અને વિવેક સાથે ચાલતો માનવી લોકપ્રિયતા મેળવે છે અને એટલા માટે જ એની વાણી કદી નિષ્ફળ જતી નથી. સાથે-સાથે વંદણા તો આત્માના દાક્ષિણ્યભાવ તથા આર્જવને પ્રગટ કરે છે તો કહેવાનો આશય એ છે કે વિનયપૂર્ણ વંદણા આત્માને નીચ ગોત્રથી ઉગારીને ઉચ્ચ ગોત્ર તરફ દોરી જાય છે,

એક વખત સમ્રાટ શ્રેણિક ભગવાન મહાવીરને વંદણા કરે છે એની સાથે સાથે હાજર રહેલા અન્ય મુનિ-વરોને પણ વંદણા કરે છે એ વંદણામાં આત્માનો તે શુભ કર્મ બંધાય છે જે મહાવ્રતના ગુણોને સ્પર્શે છે અને તે સાતમા નરકના ઓઝિત થયેલાં કર્મોને ખપાવી ફક્ત પ્રથમ નરકના

ક્રમોંમા પરિણતિ લાવી દે છે. ક્ષમક સમ્યકત્વ દ્વારા આ સમ્રાટ જ આગામી ચોવીસીમા પહેલા તીર્થંકર બનશે હા, તો નમસ્કાર—નમન વ્યક્તિત્વના અહંકારને ગાળે છે અને ગુણાનુરાગથી થતા પ્રમોદભાવને પ્રગટાવે છે ઉદ્દેશ્યની વિભિન્નતાને લીધે નમસ્કારના ચાર ભેદ બતાવવામા આવ્યા છે

## (૧) અશુદ્ધ નમસ્કાર

આ ભૌતિક સુખોની પ્રાપ્તિ માટે કરવામાં આવે છે એમા મનમાં રહેલો સ્વાર્થ બોલે છે આવી વ્યક્તિ જ્યા સ્વાર્થ હશે ત્યા નમી—નમીને વંદણા કરતી રહેશે પણ જ્યા એને સ્વાર્થસાધનાની લેશમાત્ર આશા નહીં હોય ત્યા એ બિલકુલ નમશે નહી, પછી ભલેને કોઈ ગુણી સંત પુરુષ જ એની સમક્ષ કેમ ન હોય

## (૨) અશુભ નમસ્કાર

આ બીજાને રાજી કરવા માટે કરાય છે એમા પણ પ્રત્યક્ષ નહીં પણ પરોક્ષરૂપે સ્વાર્થ નિહિત—રહેલો છે એ બીજાને ખુશ કરી પોતાનુ કામ કાઢી લે છે

## (૩) શુભ નમસ્કાર

કર્તવ્ય—ભાવનાથી પ્રેરાઈને જે નમસ્કાર કરાય છે એ શુભ નમસ્કાર છે એમા સ્વાર્થ—ભાવના નથી તો ગુણાનુભાવ પણ નથી નમસ્કાર કરવા ખાતર એ નમસ્કાર કરતો હોય છે

## (૪) શુદ્ધ નમસ્કાર

પરમાત્મ—ભાવથી પ્રેરાઈને જે નમસ્કાર કરવામા આવે છે તે છે શુદ્ધ નમસ્કાર એમા ગુણી—જનો પ્રત્યે અનુરાગ છે અને શ્રદ્ધા ને ભક્તિની ભાવના એમા અભિપ્રેત છે આવો જ નમસ્કાર જીવનને શુદ્ધ—દિશાએ પહોચાડે છે

## પ્રતિક્રમણ આવશ્યક

વ્રતમા લાગેલા અતિચારોની શુદ્ધિ માટે પ્રતિક્રમણની આવશ્યક્તા છે કાંટાથી ભરેલા માર્ગે ચાલતી વખતે કાંટાથી બચવા જેટલી કાળજી રખાય છે તેટલી જ કાળજી—સાવધાની સાધકે અતિચારો પ્રત્યે રાખવી જોઈએ. અસાવધાનીને લીધે કદાચિત કાંટો વાગી જાય તો તમે એની ઉપેક્ષા કરતા નથી કાટો લાગતા જ તમે ત્યા જ બેસી જશો એને પગમાથી કાઢ્યા વિના તમે એક ડગલુ પણ આગળ નહી વધો એને કાઢવા માટે કાંટાથી પણ વધુ

તીક્ષ્ણ સોયથી તમે પગમાં ખોતરશો એથી તમને પીડા થશે કદાચિત લોહી પણ નીકળશે છતાં પણ તમે એની ચિંતા નહીં કરો. પગમાં વાગેલા કાંટાને કાઢવા માટે તમે જેટલા સાવધાન-સતત રહો છો શું એટલી સાવધાની તમે જીવનના કાંટા કાઢવા માટે રાખો છો ખરા!

શ્રાવક ગૃહસ્થજીવનમાં રહે છે છતાંય એનું લક્ષ્ય ત્યાગમાં રહે છે. એ સંસારમાં રહે છે પણ સંસારને હૃદયમાં ભરતો નથી. ચતુર બહેન રોટલી પકે છે એને અંગારે-આંચે-શેકે છે કારણ કે આંચે શેક્યા વગર એ પાકતી પણ નથી. બસ, આવી જ રીતે શ્રાવક સંસારની આગ સાથે ખેલે-રમે-છે જ્યાં સુધી ગૃહસ્થાવસ્થામાં છે ત્યાં સુધી બીજો માર્ગ પણ નથી. પણ એ અંગારા સાથે રમવા-ક્રીડા કરવા-છતાંય જીવનમાં ડાઘ લાગવા દેતો નથી તેમ જ્યાં અસાવધાનીને લીધે અગર ડાઘ લાગી પણ જાય તો એને ધોવા માટે એ સદા તૈયાર રહે છે

તમે કોટ પહેર્યો છે અને સભામાં જઈ રહ્યા છો ત્યારે કોટ પર કદાચ પણ મોટી એવી કાળી રેખા અથવા કંઈક કચરો પડ્યો હોય તો પહેલાં એને સાફ કરો છો અને પછી જ ઘર બહાર નીકળો છો. હા તો વસ્ત્ર પરના ડાઘની ચિંતા છે તેમ આત્મા પરના ડાઘની પણ ચિંતા છે ને! કષાય અને વાસનાઓના કેટલા ડાઘા લાગ્યા એ અંગે તમે કદી વિચાર્યું પણ ખરું! પગમાં વાગેલા કાંટાને કાઢવા માટે તમે જાગ્રત છો તેમ મિથ્યાત્વના કાંટાને કાઢવા માટે પણ આટલી સાવધાની રાખો છો ને! વ્રતોમાં અતિચારના કાંટા જાગ્યા છે એ તરફ પણ તમારું લક્ષ્ય ગયું છે ખરું!

વ્યવહારની વાતોમાં મનુષ્ય પૂરી સાવધાની રાખે છે ક્યાં? તમે રોજ હિસાબ કરો છો. આજે કેટલું કમાયા ને કેટલું ખોયું! એ માટે તમે નામા-પડાના ચોપડા રાખો છો. સો-હજારોના વ્યાપારે તમે મુનિમો રાખો-રોકો-છો પણ એમ જો પૂછવું કે જીવનનું સરવૈયું કાઢવા માટે એક નાની-શી ડાયરી-રોજનીશી-પણ રાખી છે ખરી! તમે એનો શો જવાબ વાળશો! હું માનું છું-એનો જવાબ નકારમાં જ આવશે. પણ આત્માની-સાધકની-વાત કંઈક બીજી જ છે જેમ વેપારી પ્રતિદિન સાંજે દીપકના પ્રકાશમાં આવક-જાવકનું સરવૈયું કાઢે છે એવી જ રીતે અધ્યાત્મનો પથિક પણ સાંજે-સંધ્યા ટાણે-ગુરુના જ્ઞાન-દીપકના પ્રકાશમાં પોતાના જીવનનું સરવૈયું કાઢે છે

આજે આત્મા ગતથી જગતમાં કેટલો ભમે! આજે કષાયની જ્વાળા

કેટલી વાર ઉદ્ભવી ? જો આવી તો શા માટે ? એની પાછળ ન્યાય હતો કે વ્યક્તિગત ક્ષુદ્ર સ્વાર્થ ? અને તેમાય આ કષાય અનંતાનુબંધી હતો કે, અપ્રત્યાખ્યાનનો હતો કે પ્રત્યાખ્યાનના વરણનો હતો કે પછી સંજ્વલનનો ? એ ક્રોધની જ્વાલામા બીજાના હિતને કેટલુ નુકસાન થયુ, એના હૃદયને કેટલી ઠેસ પહોચી ? ક્રોધના આવેગમા મે જે શબ્દો વાપર્યા હતા તે ઉચિત હતા કે અનુચિત ? એમા ભૂલ કોની હતી-મારી કે સામા પક્ષની વ્યક્તિની ? પહેલ કોણે કરી ? આ બધાનુ સરવૈયુ કાઢવુ એનુ નામ જ તે પ્રતિક્રમણ છે

એક-એક નયા પૈસાનો હિસાબ રાખનાર શુ કદી મનના અહંકારનો પણ હિસાબ રાખે છે ? મારા અહંકારની શિલા બીજાની જીવનયાત્રામા પથાવરોધરૂપ તો બનતી નથી ને ? ક્યાય બીજાના જીવનની દુર્બળતાને જાણી એને સહાયક-પીઠબળ દેવાને બદલે એની મશ્કરી તો નથી કરી ને ? સામાજિક પ્રગતિમા વ્યક્તિગત અહંકારને પોષી સંઘર્ષનુ બીજારોપણ તો નથી કર્યુ ને ? મનમા કેટલુ કપટ ભર્યુ છે, લોભ કેટલો જામેલો છે, ઈર્ષ્યાની કેટલી આગ જલી રહી છે, વાસનાના કેટલા તોફાનો છુપાયેલા છે, વિકારોએ આત્માની સ્વભાવદશાને કેટલી વિકૃત કરી છે, દ્વેષે કેટલીકવાર આક્રમણ કર્યુ છે અને રાગે કેટલીવાર આત્માને હેઠો પછાડયો છે ?

સાધક આ રીતે પોતાની દિન-ચર્યાને યાદ કરે એટલા માટે પ્રતિક્રમણના પ્રથમ આવસ્યકમા ધ્યાનનો ક્રમ મૂકયો છે એના વડે સાધક એકાગ્ર બની પોતાના દૈનિક જીવન ઉપર દૃષ્ટિપાત કરે છે અને પોતાની પ્રતિજ્ઞાઓનુ સ્મરણ કરે છે સાથે-સાથે એક-એક વ્રતનુ પુનરાવર્તન કરી એમા લાગેલા અતિચારોનુ સ્મરણ કરે છે પછી સાધક ગુરુદેવને વંદણા કરી એમની સામે પાપોની આલોચના કરે છે આ આલોચના જ પ્રતિક્રમણનો પ્રાણ છે. ફક્ત પાઠોને ગોખી જવા-રટણ કરી લેવુ-એ પ્રતિક્રમણ નથી એ તો એનુ શરીર થયુ જ્યા સુધી એમા પાપો પ્રત્યે પશ્ચાત્તાપ વહેતો નથી ત્યા સુધી એમા જીવન પણ આવતુ નથી.

કેટલાક એમ વિચારતા હોય છે કે દિવસ દરમ્યાન જેટલા પાપો થશે, સાજે "મિચ્છામિ દુક્કડ" કરી લઈશુ એટલે બધા પાપો ધોવાઈ જશે આપણામાના કેટલાકની એવી ધારણા હોય છે કે વર્ષમા જેટલા પાપ થાય, તેટલા ભલે થાય, સાવત્સરિક પ્રતિક્રમણ કરીશુ અને "મિચ્છામિ દુક્કડ" કરીશુ કે બધા પાપો આપમેળે ધોવાઈ જશે બહુ દૂરદર્શિતા વાપરી ? પણ

આની વિચારધારા ધરાવનાર એ વાતનું સ્મરણ કરાવે છે કે જેઓ એવો વિશ્વાસ રાખે છે કે આખી જિન્દગી પાપમાં રચ્યા-પચ્યા રહો અને ગંગામાં એક ડૂબકી મારી લીધી કે બસ બધાં પાપો ધોવાઈ જશે.

પણ યાદ રાખજો ભાઈઓ પાપનો રંગ કંઈ એવો હલકો-કાચો નથી કે એક વખતના મિચ્છામિ દુક્કડં'થી એ સાફ થઈ શકે અથવા તો ગંગામાં ડૂબકી મારી કે બધું ધોવાઈ જશે. નહીંતર જો આ માન્યતા સાચી ઠરતી હોય તો તો ગંગામાં નિરંતર તરતી રહેતી માછલીઓ અને મગરો તો ક્યારનાય મોક્ષમાં ચાલી ગયાં હોત કારણ કે એમનું તો સમસ્ત જીવન જ ગંગામાં વીતે છે પણ આ બધી વાતો તો ઠોકીમાની વાતો હોય છે આવી વાતોથી મન પડી મનોરંજન થાય છે પણ એમાં કંઈ જ સત્ય નથી.

પાપની કાળાશને નહીંતું સેંકડો મણ પાણી ધોઈ શકતું નથી પણ પ્રાયશ્ચિત્ત-પશ્ચાત્તાપના આંસુનાં બે ટીપાં એને એ મિનિટમાં ધોઈ શકે છે. પશ્ચાત્તાપના અશ્રુબિંદુઓ સદ્ગુણોને ઉજ્જ્વળ કરે છે. પશ્ચાત્તાપ એ પવિત્રતાનું ચિહ્ન છે પણ પશ્ચાત્તાપનો અર્થ છે ફરી-બીજી વખત એ પાપ ન કરવાની પ્રતિજ્ઞા કરવી. જે પ્રાયશ્ચિત્તમાં આ જાતની પ્રતિજ્ઞા હોતી નથી એનો અર્થ એવો જ થશે કે પાપ કરતા જાઓ અને મિચ્છામિ દુક્કડં પણ કરતાં જાઓ. આ તો પેલા કુંભારના મિચ્છામિ દુક્કડં જેવું છે એનું કંઈ મૂલ્ય નથી.

પ્રતિક્રમણમાં સાધક પોતાની ભૂલોનું સ્મરણ કરે છે અને એ બાબતે પશ્ચાત્તાપનાં આંસુડાં સારે છે એક વિચારકે કહ્યું છે જે ભૂલ કરે છે તે માનવ છે પણ ભૂલો પર અહંકાર કરવો એ રાક્ષસનું કામ છે ભૂલ થવી સ્વાભાવિક છે પણ એ ભૂલો ઉપર ગૌરવ અનુભવવું અને ભૂલોને ફૂલ માની બેસવું એ જ મોટામાં મોટી ભૂલ છે એ જ જીવનમાં આગળ શૂળ બની જાય છે

કેટલાક લોકો એમ વિચારતા હોય છે કે જો હું મારી ભૂલનો એકરાર-સ્વીકાર કરી લઈશ તો બધા સામે મારું અપમાન થશે, પણ આમ વિચારવું એ ભૂલ છે કારણ કે ખૂલી ગટર કરતાં બંધ ગટર વધુ દુર્ગંધમય હોય છે પ્રગટ કરેલા પાપ કરતાં છૂપું રખાયેલું પાપ વધુ અધઃપતન કરાવે છે પાપોને દબાવવાનો-છુપાવવાનો પ્રયત્ન જ પાપને વધારે છે કારણ કે એક ભૂલને સંતાડવા માટે બીજી ભૂલ કરવી પડે છે એથી વળી બીજા દશ

પાપ આચરવા પડે છે માટે મનુષ્યે પોતાથી થયેલા પાપને છુપાવવુ ન જોઈએ પણ એવો પ્રયત્ન કરવો જોઈએ કે જે પાપ થઈ ગયુ છે, હૃદયથી એ માટે પશ્ચાત્તાપ કરી લે આ પશ્ચાત્તાપનો અગ્નિ એ પાપને ભસ્મ કરી નાખશે રસોઈ બનાવતી બહેનને રસોઈ બનાવતી વેળાએ કોયલાને પણ અડવુ પડે છે હાથ પણ કાળા થાય છે પણ કામ આટોપાતા એ હાથ ધોઈ સાફ કરી નાખે છે એ જ રીતે સમ્યકત્વી આત્માને કદી પાપાચાર કરવો પડે છે, પરિસ્થિતિ એને વિવશ–લાચાર–બનાવી દે છે પણ સત્યશોધક સાધક કાર્ય પૂર્ણ થતા જ પશ્ચાત્તાપના જળબિદુઓ વડે થયેલા પાપને ધોઈ નાખે છે

એક વખત બગદાદના ફકીર કઈક ઉદાસ મને બેઠા હતા એમની મુખ–મુદ્રા પર ખિન્નતા છવાયેલી હતી એમનુ પડી ગયેલુ મો જોઈ એમના એક ભકતે પૂછ્યુ "આજે આપ ઉદાસ કેમ છો ? સતનુ જીવન તો મસ્તીનુ જીવન હોય છે દુનિયાની ઉપાધિઓ તજી દીધી, તેમ છતા ફકીરમાં પાછી ફિકર બાકી રહી ગઈ ?" સતે જવાબ વાળ્યો "વત્સ, સાચુ પૂછો તો સતના જીવનમા આનદ–સરિતા વહે છે ત્યા તો રોજ દિવાળી હોય છે અને હમેશા વસતનો આનદ હોય છે પણ અત્યારે તો મારુ મન પશ્ચાત્તાપના-અગ્નિમા શેકાઈ રહ્યુ છે હુ પ્રભુને ધન્યવાદ દેવાનો પશ્ચાત્તાપ કરી રહ્યો છુ"

ભકતે વિસ્મય બની ફરી પૂછ્યુ "ભગવન્, ધન્યવાદનો તે વળી પશ્ચાત્તાપ હોય ? અને તે પણ ઈશ્વરને અપાયેલો ધન્યવાદ ? એનુ પણ શુ કદી પ્રાયશ્ચિત્ત હોઈ શકે છે ?" ફકીર બોલ્યા 'વત્સ, હા જ્યારે પ્રભુ–પ્રાર્થના વખતે પણ સ્વાર્થ આપણો પીછો છોડતુ નથી, ત્યારે આપણે આત્માની નહી પણ સ્વાર્થની વાત પ્રભુ પાસે કરતા હોઈએ છીએ તો એના માટે એનો વૃત્તિ માટે પણ પશ્ચાત્તાપ કરવો જ જોઈએ"

એ ફકીર આગળ બોલ્યો "એક વાર જ્યારે મે ફકીરી અપનાવી નહોતી, ત્યારની એક દુખદ ખીના વાત મને યાદ આવે છે બગદાદ શહેરમા આગ લાગી હતી શહેરની બજારોમાની દુકાનો આગમા ભસ્મ થઈ રહી હતી; કેટલીયે દુકાનો બળીને રાખ થઈ ગઈ હજારો–લાખોનુ નુકસાન થયુ મારી પણ દુકાન ત્યા જ હતી હુ ચિતામગ્ન બેઠો હતો તે જ વખતે અચાનક કોઈએ આવી મને ખબર આપી કે તમારી દુકાન બચી ગઈ છે મે ખુશ થઈ, ખુદાનો ઉપકાર માન્યો અને એને અનેક ધન્યવાદ આપી રહ્યો પણ આજે જ્યારે એ દૃશ્યનુ સ્મરણ થઈ આવે છે ત્યારે મારુ મન રોઈ પડે છે અતરાત્મા બોલી ઊઠે છે, કેટલી સ્વાર્થ–વૃત્તિ ભરી છે તારામા ? જ્યારે

તારા જ ભાઈઓની દુકાનો આગમાં ભસ્મીભૂત થઈ રહી હતી એમનો રોટલો ઝૂંટવાઈ ગયો હતો એ બિચારા આંસુ વહાવી રહ્યા હતા ત્યારે તારું મન તારી દુકાન બચવાથી ખુશ થઈ રહ્યું હતું કેટલો સ્વાર્થ ભર્યો છે આ મનમાં! ભાઈઓની આંખોમાં આંસુ નીતરતા હતાં અને હું પ્રભુને ધન્યવાદ આપી રહ્યો હતો. બસ એ જ પાપ આજે મારા મનને પીડિત કરી રહ્યું છે

આ તો બગદાદના સંત ફકીરની વાત તમારી સામે મૂકાઈ છે એના જીવનમાં હૃદયની પવિત્રતા બોલી રહી છે કારણ કે એના મને સ્વાર્થને ધિક્કાર્યો છે એ પાપ ઉપર આંસુડાં સાર્યાં છે

તેવી જ રીતે પ્રતિક્રમણમાં આપણે છૂપાયેલી સ્વાર્થ-વૃત્તિને શોધવી છે બીજાની બરબાદી-વિનાશની વાતથી મન હર્ષાન્વિત થાય છે તો સમજવું કે મનમાં હજુ દુષ્ટતા બાકી છે અને એ દુષ્ટતાને ધોવા જ પ્રતિક્રમણનો ક્રમ યોજાયો છે

પ્રતિક્રમણ શું છે? આત્માની સાથે એનો શો સંબંધ છે? ઉત્તરાધ્યયન સૂત્રમાં એના અંગે વિશદ ચિંતન રજૂ કરવામાં આવ્યું છે શિષ્ય પ્રશ્ન કરે છે

**प्रश्न** पडिक्कमणेणं भन्ते! जीवे किं जणयइ?

**जवाब** पडिक्कमणेणं वयछिद्दाणि पिहेइ,
पिहिय वय-छिद्दे पुण-जीवे निरुद्धासवे
असबल चरित्ते अट्ठसु पवयणमायासु
उवउत्ते अपुहत्ते सुप्पणिहिए विहरइ।

ઉત્તરાધ્યયન અ. ૨૯ સૂ. ૧૧

પ્રશ્ન ભગવન્ પ્રતિક્રમણ કરીને આત્મા ક્યા વિશિષ્ટ ગુણને જગાવે છે?

શિષ્યના મનની જિજ્ઞાસાનું સમાધાન કરતાં ભગવાન ફરમાવે છે પ્રતિક્રમણ દ્વારા સાધક વ્રતના છિદ્રોને ઢાંકે છે પ્રમાદવશ વ્રતમાં જે સ્ખલન થયું હોય, સાધક પ્રતિક્રમણ દ્વારા એને દૂર કરે છે ઉંદરડા વગેરે મકાનમાં-ઘરમાં ક્યાંય પણ નાનું એક છિદ્ર કરે છે તો તમે ચિંતા કરવા લાગો છો. તમે એ પૂરવા માટે પ્રયત્ન કરો છો પણ વ્રતોમાં છિદ્રો પડી જાય છે ત્યારે તો તમે અસાવધ રહો છો. તમે વિચારતા હો છો કે આ તો નાની એવી ભૂલ છે પણ યાદ રાખજો, ભાઈઓ નાની એવી ભૂલ પણ જીવન-

નૈયાના છિદ્રવત્ છે નાવ-વહાણમા છિદ્ર પડ્યુ છે નાવિક એની ઉપેક્ષા-કરે ને કહે અરે, આ તો નાનુ શુ છિદ્ર છે આવી આવીને તે વળી કેટલુ પાણી આવશે ? પણ એ ઉપેક્ષિત છિદ્ર જ કદી આખા વહાણને લઈ ડૂબે-છે એટલા માટે સાધકે તો વ્રતોમા પડતા છિદ્રો પ્રત્યે ખૂબ સવાધ રહેવુ ઘટે એને પૂરવાનો પ્રયત્ન કરવો જોઈએ કારણ કે આજે છિદ્રો દ્વારા આશ્રવને પ્રવેશવાની તક મળે છે વ્રતોમા પડતા છિદ્રો બધ થતા જ કર્મોનો આશ્રવ પણ થતો બધ થાય છે

પ્રતિક્રમણનો બીજો લાભ છે ચારિત્રમા રહેલી શબળતાને દૂર કરવી-શબળતા એટલે ચિત્ર-વિચિત્રતા જે ગાય ચિત્ર-વિચિત્ર હોય છે એને શબળાગો કહેવામા આવે છે આ ચિત્ર-વિચિત્રતા જ્યારે જીવનમા આવે છે ત્યારે એ બહુરૂપિયાપણુ કહેવાય છે, કે જેના મનમા કઈક છે, વાણીમા કઈ બીજુ જ છે અને કર્મમા પણ વળી કઈ ત્રીજુ જ છે જે આપને કઈક કહે છે અને મારી પાસે કઈ બીજી જ વાત કરે છે, જન-સમૂહમા એનુ જીવન જુદુ હોય છે ત્યારે એકાત-ક્ષણોમા એના જીવનની ગતિ વળી એથી જુદી જ જોવા મળે છે આ બધુ જ બહુરૂપીયા જેવુ છે આવુ જીવન સાધક-પથ પરથી અધ પતન કરાવે છે પ્રતિક્રમણ જીવનના આ બહુરૂપીપણાને દૂર કરે છે સાથે જ સાધક પ્રતિક્રમણ દ્વારા અષ્ટ પ્રવચનની આરાધનામા વિશેપ પ્રયત્નશીલ બને છે

પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ અષ્ટ પ્રવચન કહેવાય છે આ છે પ્રતિક્રમણનુ સ્વરૂપ હવે આપણે પાચમા આવશ્યક અગે વિચાર કરીશુ

## કાયોત્સર્ગ આવશ્યક

પ્રતિક્રમણ આવશ્યક પછી કાયોત્સર્ગનુ સ્થાન આવે છે. સાધક પાપોની આલોચના કરીને આતરિક ભૂલોથી શુદ્ધ બને છે કાયોત્સર્ગ એ અગિયારમુ તપ છે એનો અર્થ છે દેહ પ્રત્યેની મમતાને દૂર કરવી જ્યા સુધી દેહ પ્રત્યે મમત્વ-ભાવ છે ત્યા સુધી સાધક જીવનના મેદાનમા દૃઢતાપૂર્વક આગળ વધી શકતો નથી

એક સૈનિક યુદ્ધ-મેદાને જાય છે એના મનમા જો દેહ પ્રત્યે મમતા છે તો મોતનો ભય એના મન ઉપર છવાયેલો રહેશે. રણુ-મેદાને મોતને સામે જોતા જ એ નાસી છૂટશે સાધનાના ક્ષેત્રમા પણ સાધકના મનમાં-દેહ પ્રત્યે મમતા છે તો ત્યા પણ એને સફળતા મળતી નથી સાધક-જીવન

ફૂલોનો નહીં પણ કંટકાકીર્ણ રાહ છે જ્યાં ડગલે ને પગલે હજારો કષ્ટો છે વિહાર–યાત્રામાં ગરમી–ઠંડીના સેંકડો પરિષહો સહેવા પડે છે એટલે જો સાધકના મનમાં દેહ પ્રત્યે આસક્તિ હશે તો એ સાધના કરી શકશે નહીં

દેહ પરની આસક્તિ સમાપ્ત ન થાય તો આધ્યાત્મિક જીવન સુંદર બની શકતું નથી. પોતાના ધાર્મિક વિશ્વાસ પર મનુષ્ય ત્યારે જ સ્થિર થઈ શકે છે જ્યારે દેહ પ્રત્યેનો એનો આસક્તિ–ભાવ સમાપ્ત થઈ ગયો હોય છે કામદેવ શ્રાવકના મનમાં જો દેહાસક્તિ હોત તો શું એ આટલાં કષ્ટોને સહી શકત ખરા ! શરીરના ટુકડે ટુકડા કરવામાં આવે છે શરીરનો અણુ–અણુ વેદનાથી પીડા પામી રહ્યો છે પેલો પિશાચ આકૃતિમાં રહેલો દેવ બોલે છે કામદેવ શા સારુ પીડાઓ છો ! કહી દોને કે ભગવાન મહાવીરનો ધર્મસિદ્ધાન્ત મિથ્યા છે આ બે શબ્દો માત્ર કહેવાના જ એક મિનિટમાં તમારી વેદનાનો અંત આવી જશે એક બાજુ અસીમ વેદના છે બીજી બાજુ ફક્ત બે શબ્દો ઉચ્ચારવાના છે પણ કામદેવે તો વેદના–પીડા સહેવાનું સ્વીકાર્યું પરંતુ ભગવાન મહાવીરના ધર્મને મિથ્યા ન કહ્યો કારણ કે કામદેવની દેહાસક્તિ ઓગળી થઈ ચૂકી હતી.

આવી જ વાત ગજસુકુમારની છે માથે અગ્નિ ભભૂકી રહ્યો છે અગ્નિ જ્વાળામાં લોહી ને માંસ તપીતપીને બળી રહ્યાં છે પણ આગની જ્વાળા મન સુધી પહોંચી શકી નહીં ત્યાં તો ક્ષમાને શાંતિનો સાગર લહેરાઈ રહ્યો છે કારણ એ જ કે એમની દેહાસક્તિ સમાપ્ત થઈ ચૂકી છે તેઓ જાણે છે કે જે બળે છે તે મારું નથી અને જે મારું છે તે કદી ભસ્મ થઈ શકે નહીં પ્રલયકાળની–દાવાનળની જ્વાળા પણ ભસ્મીભૂત કરી શકતી નથી. દેહ પરનો મમત્વભાવ દૂર થયો ત્યારે જ તો ગજસુકુમારનો આત્મા પ્રાણઘાતક શત્રુને પણ ક્ષમા આપી શક્યો કાયોત્સર્ગ અંગે શિષ્ય પ્રશ્ન કરે છે

प्रश्न : काउस्सग्गेणं भन्ते जीवे किं जणयइ ?

समाधान : काउस्सग्गेणं तीय पडुप्पन्नं पायच्छित्तं विसोहेइ, विसुद्ध पायच्छित्ते य जीवे निव्वुयहियए ओहरियभरुव्व भारवहे पसत्थ झाणोवगए सुहंसुहेणं विहरइ।

ઉત્તરાધ્યયન અ. ૨૯ સૂ. ૧૫

પ્રશ્ન ભગવન્, કાયોત્સર્ગ દ્વારા આ આત્મા કયા આધ્યાત્મિક આનંદનો અનુભવ કરે છે? જવાબમા ભગવાન ફરમાવે છે "કાયોત્સર્ગ દ્વારા આત્મા ભૂતકાળના અને વર્તમાન કાળના પ્રાયશ્ચિત્તથી વિશુદ્ધ બને છે ભૂત અને વર્તમાનમા જીવનની દુર્બળતાઓને લીધે થયેલાં પાપો માટે સાધકને જે પ્રાયશ્ચિત્તનો યોગ સાપડ્યો છે, એની વિશુદ્ધિ વિના આત્મા અતિચારોને દૂર કરી શકતો નથી અતિચારોથી શુદ્ધ થયા પછી સાધકના મનમા એટલો જ આનંદનો અનુભવ થાય છે, જેટલો કે એક મજૂરને માથેથી ભાર ઉતરે છે ત્યારે જે આનંદ એને મળે છે

ભારે વજન ઊચકી ચાલતા મજૂરની મનસ્થિતિને મોટરકારોમા ઘૂમતા શેઠો–શાહુકારો જાણી શકતા નથી જેણે જીવનમા કદી પાચ શેર પણ વજન ઊચક્યુ નથી તે મણ ભારથી હળવા થવાનો આનંદ જાણી શકતો નથી માથાનો ભાર તો હળવો હોય છે એના કષ્ટોને પણ આપણે સમજી શકીએ પરંતુ અતિચારોનો પણ એક ભાર હોય છે પ્રત્યેક વિભાવ દશા પોતે એક ભાર છે એ ભારનો તોલ–માપ કાંઈ નહી હોય પણ એ છૂપો ભાર છે, જેના વડે આત્મા ભાર–મય બને છે આ ભાર જ આત્માને અધઃપતન તરફ ખેચી જાય છે અને દુર્ગતિદ્વારે લાવી ઊભા કરી દે છે

હા, તો જે ક્ષણે આત્મા અતિચારોને હરી લે છે, પ્રાયશ્ચિત્ત દ્વારા દોષોના ભારથી મુકત બને છે ત્યારે એને એક જાતનુ હળવાપણુ અનુભવાય છે એના મન પરનો ભાર ઓછો થાય છે અને ત્યારે જ એ પ્રશસ્ત ધ્યાનનો યોગ મેળવી શકે છે ધર્મ અને શુકલધ્યાન પ્રશસ્ત–ધ્યાયવા યોગ્ય છે પ્રાયશ્ચિત્ત પહેલા મનની સ્થિતિ સકલ્પ–વિકલ્પમા રાચે છે પણ જ્યારે દોષોનુ પ્રાયશ્ચિત્ત લેવાઈ જાય છે ત્યારે મનના વિકલ્પો–સમાપ્ત થાય છે અને પ્રશસ્ત ધ્યાન ભણી આગળ ધપે છે.

**પ્રત્યાખ્યાન આવશ્યક :**

અતીત (ભૂતકાળના)ના અતિચારોની આલોચના પછી સાધક પ્રાયશ્ચિત્ત રૂપે કાયોત્સર્ગ કરે છે અને અતીતના દોષોથી મુક્તિ પામે છે પરંતુ ભવિષ્યના દોષોને રોકવાનુ કાર્ય પ્રત્યાખ્યાન કરે છે જીવનમા પ્રત્યાખ્યાનનુ મહત્ત્વનુ સ્થાન છે ભારતીય સંસ્કૃતિનુ લક્ષ્ય ત્યાગ તરફ છે એ ભોગમા નહી, પણ ત્યાગમાં વિશ્વાસ ધરાવે છે એ ભોગીનુ નહી પણ ત્યાગીનુ જ સન્માન કરવાનુ શીખવે છે.

એનું કહેવું છે લક્ષ્મીપુત્રો કરતા સરસ્વતીના પુત્રોનું સન્માન કરો કારણ કે લક્ષ્મી કરતાં સરસ્વતીનું સ્થાન ઊંચું છે લક્ષ્મી તો આજે છે, કાલે નથી જ્યારે સરસ્વતી તો જીવન પર્યંત સાથે જ રહે છે અને આ જીવન સુધી જ નહીં પણ આગામી જીવનમાં પણ એ સાથ આપે છે—આપી શકે છે પણ શ્રમણ-સંસ્કૃતિ કહે છે જ્ઞાન કરતાં ત્યાગનું સ્થાન મહાન છે તીર્થંકર જ મની સાથે જ ત્રણ જ્ઞાન ધરાવતા હોય છે પરંતુ જ્યાં સુધી તેઓ ગૃહસ્થ-દશામાં હોય છે ત્યાં સુધી મુનિઓ એમને વંદણા કરતા નથી. આ જૈનાગમનો સિદ્ધાન્ત છે મુનિમાં બે જ્ઞાન છે જ્યારે તીર્થંકર જ્ઞાનની શ્રેણીમાં મુનિ કરતાં આગળ છે પણ જ્યાં સુધી તેઓ ચારિત્ર-ગ્રહણ કરતાં નથી ત્યાં સુધી મુનિઓ એમને વંદણા કરી શકતા નથી, અને બીજું તો ઠીક પણ જ્ઞાનક્ષેત્રે એક દેવ પણ મુનિ કરતાં આગળ છે પણ એનામાં પ્રત્યાખ્યાનનો અભાવ હોય છે એટલા માટે જ મતિ-અને શ્રુતિજ્ઞાનના ધારક મુનિ વંદનીય છે પરંતુ અવધિજ્ઞાનનો ધારક દેવ વંદનીય નથી.

જૈનાગમની એક બીજી વાત એવી છે કે જે જીવનમાં પ્રત્યાખ્યાનના આદર્શને અપનાવે છે એક બાજુ ચક્રવર્તી છે બીજી બાજુ ચક્રવર્તીનો સેવક છે જે બેઉ હાથ જોડી ચક્રવર્તીના હુકમની રાહમાં ઊભો છે પણ એ જ સેવક ને ચારિત્ર-ધર્મ અંગીકાર કરે છે અને એના બીજે જ દિવસે પોતે ચક્રવર્તીના મનમાં વૈરાગ્યની ભાવના જાગે છે અને એ પણ વિશાળ સામ્રાજ્ય ત્યજી મુનિ બને છે ચોવીસ કલાક પહેલાં એમના જ સેવકે દીક્ષા ગ્રહણ કરી છે એટલે એક બાજુ સેવક છે અને બીજી બાજુ સમ્રાટ છે પણ ચમત્કારની વાત તો એ છે કે સમ્રાટ સેવકના ચરણોમાં નમે છે કારણ કે આટલા દિવસો બન્નેને એ ભિખારી બની સમ્રાટના દ્વારે ભટકતો હતો પણ આજે તો એ આત્માનો ચક્રવર્તી છે ત્યાગ અને વૈરાગ્યનું વિશાળ સામ્રાજ્ય એની પાસે છે આ છે પ્રત્યાખ્યાનનો પ્રભાવ વર્ષો સુધી જે ચરણોમાં ઝૂકતો રહ્યો ગુલામીમાં આખી જીન્દગી વીતાવી પણ આજે એ ચક્રવર્તી છે અને ચક્રવર્તી એને વંદતા એના ચરણોમાં ઝૂકે છે

જ્યાં સુધી ચારિત્ર-મોહનો ક્ષયોપશમ થતો નથી ત્યાં સુધી એક નવકારસી જેવું પ્રત્યાખ્યાન પણ આત્મા કરી શકતો નથી. અંતરમાં—હૃદયમાં પ્રત્યાખ્યાનાવરણનું ઉપશમન, ક્ષય અથવા ક્ષયોપશમ થાય છે ત્યારે જ મનમાં પ્રત્યાખ્યાન તરફ અભિરુચિ જાગે છે પ્રત્યાખ્યાન અંગે શિષ્ય પ્રશ્ન કરે છે –

प्रश्न ' पच्चक्खाणेण भन्ते जीवे किं जणयइ ?
ज० पच्चक्खाणेणं आसव दाराइं निरुंभइ,
पच्चक्खाणेण इच्छा निरोहं जणयइ ।
इच्छा निरोहं गणए णं जीवे सव्वदव्वेसु विणीय तण्हे
सीइ भूए विहरइ ॥

ઉત્તરાધ્યયન સૂત્ર અ ૨૯ સૂ ૧૩

પ્રશ્ન —" ભગવન્, પ્રત્યાખ્યાન દ્વારા આત્મા ક્યા આત્મગુણને પ્રગટ કરે છે ?"

શિષ્યની જિજ્ઞાસાનુ સમાધાન કરતા ભગવાન ફરમાવે છે "પ્રત્યાખ્યાન દ્વારા આત્મા આશ્રવદ્વારોને રોકે છે જ્યા સુધી આવતા આશ્રવોને રોકાતા નથી ત્યા સુધી કર્મોનો પ્રવાહ આત્મામા આવ્યા જ કરે છે જ્યા સુધી કોઈ વસ્તુ માટે પ્રત્યાખ્યાન કરવામા આવતો નથી, પરથી આસકિત દૂર થતી નથી ત્યા સુધી કર્મરજ આવતી જ રહેશે"

પિતાએ કોઈ વસ્તુ વ્યાજ ઉપર લીધી છે તો પુત્રે પણ એનુ વ્યાજ આપવુ જ પડશે તેવી જ રીતે કોઈ યોનિમા રહે અથવા ન રહે પણ એ વસ્તુ દ્વારા કર્મોનો આશ્રવ તે ચાલુ જ રહેશે એમ તો આત્મા જ્યારે શરીરનો ત્યાગ કરે છે ત્યારે ત્યાની હજારો વસ્તુઓમાથી એકને પણ સાથે લઈ જતો નથી પણ હા, વસ્તુઓનો મોહ સાથે લઈ જાય છે પદાર્થો તજ્યા છે પણ પદાર્થો પ્રત્યેની આસક્તિ દૂર થઈ નથી માટે જ્યા સુધી આસક્તિ સમાપ્ત થતી નથી ત્યા સુધી ક્રિયા થતી જ રહેશે

પણ અહી એક પ્રશ્ન થાય છે જે વસ્તુનો આપણે ઉપયોગ જ કરતા નથી શું એની ક્રિયા પણ લાગશે ? હા, કારણ કે જ્યા સુધી પ્રત્યાખ્યાન થતુ નથી ત્યા સુધી ક્રિયા જરૂર લાગશે જ માની લ્યો કે તમારી પાસે બે મોટરો ને ત્રણ સાઈકલો છે તમે ફક્ત એક મોટર અને બે સાઈકલોનો જ ઉપયોગ કરો છો પણ તમારે ટેકસ તો પાચેયનો ભરવો જ પડે છે તમે એમનો ઉપયોગ કરો છો અથવા નહી એ સવાલ નથી, પણ સવાલ તો છે માલિકીનો જ્યા સુધી વસ્તુઓ પરથી તમે સ્વામીત્વ—માલિકીપણુ—દૂર કર્યું નથી ત્યા સુધી તમારે ટેક્સ ભરવા જ પડશે બસ, આધ્યાત્મિક ક્ષેત્રમા પણ એ જ વાત છે.

એક વાત એમ પણ છે તમે મુંબઈમાં એક મકાન ભાડે લીધું અને પછી દેશમાં ચાલ્યા ગયા ત્યાંથી બે વર્ષ પછી પાછા મુંબઈ આવ્યા. મકાન માલિક તમારી પાસેથી ભાડું માગશે તમે કહેશો ભલા આદમી, હું તો એક દિવસ પણ આ મકાનમાં રહ્યો નથી તો એનું ભાડું કેવું ! એ કહેશે, તમે રહો અથવા ન રહો એનો કોઈ પ્રશ્ન નથી બે વર્ષ સુધી તો તમે એના માલિક રહ્યા છો જુઓ તો ખરા કે આ તાળું તમે મારેલું છે અને વાત પણ સાચી જ છે કે તમે તમારું સ્વામીત્વ કાયમ-ચાલુ રાખ્યું છે તો તમારે એનું ભાડું પણ આપવું જ પડશે. આવા સ્વામીત્વને-માલિકીપણાને જ તો આધ્યાત્મિક ક્ષેત્રમાં આવા આસક્તિ કહે છે અને આ આસક્તિનો જ્યાં સુધી પરિત્યાગ કર્યો નથી ત્યાં સુધી આશ્રવ ચાલુ જ રહેશે. પ્રત્યાખ્યાન જ એ આશ્રવદ્વારને રોકી શકે છે

સાથે જ પ્રત્યાખ્યાન ઇચ્છાનો નિરોધ કરે છે કારણ કે ઇચ્છાને મર્યાદિત કર્યા વિના પ્રત્યાખ્યાન સંભવી શકતું નથી. એટલે પ્રત્યાખ્યાનદ્વારા જ આત્મા ઇચ્છાઓ પર કંટ્રોલ કરી શકે છે પછી જે પદાર્થોનો એણે પરિત્યાગ કર્યો છે એ એના મનમાં કદી લોભ-લાલચ કે આસક્તિ પેદા કરી શકશે નહીં એથી સૌથી મોટો લાભ એ થાય છે કે મનની તૃષ્ણા-જન્ય ચંચળતા સમાપ્ત થઈ જાય છે અને સાધક આત્મ-સંતોષી બની શકે છે

## ઉપસંહાર

આ રીતે પ્રતિક્રમણમાં આપણે આપણી આલોચના કરીએ છીએ અતીતના દોષોને સાવધાનીપૂર્વક દૂર કરીએ છીએ એનું પ્રાયશ્ચિત કરીએ છીએ અને ભવિષ્યમાં એમના નિરોધ માટે તૈયાર થઈએ છીએ પ્રતિક્રમણના છ આવશ્યકોનો ક્રમ પણ વૈજ્ઞાનિક ઢંગે રાખવામાં આવ્યો છે પહેલો સામાયિક આવશ્યક જીવનમાં સમભાવની સાધના શીખવે છે સમભાવ આવ્યા વિના સદ્ગુણો પ્રત્યે પ્રેમ જાગૃત થતો નથી તેમ દુર્ગુણોથી વિરક્તિ પણ થતી નથી. સમભાવનો સાધક જ ગુણાનુરાગી બની શકે છે એટલા માટે જ સામાયિક પછી ચોવીસી સ્તવનનો ક્રમ આવે છે ગુણ-પૂજક બન્યા પછી જ માનવી ગુણીની પૂજા કરે છે અને ત્યારે જ ગુરુજનોના ચરણે નમે છે એટલા માટે જિન-સ્તુતિ પછી ગુરુવંદનાનો ક્રમ રાખ્યો છે

જેનાં મન, વચન ને કર્મમાં નમ્રતા છે તે અનાચારોથી દૂર રહે છે

અને અતિચારો પ્રત્યે સજાગ રહે છે પ્રમાદવશ પણ જો એમા સ્ખલન થઇ જાય છે અને વ્રતોમા દોષ લાગે છે તો એ દોષોને પશ્ચાત્તાપના વારિથી ધોવા માટે કૃતનિશ્ચયી બને છે અને એટલા માટે જ વદણા પછી પ્રતિક્રમણનુ સ્થાન રાખવામાં આવ્યુ છે. ભૂલોના સ્મરણ સારુ મન, વચન ને કાયામા સ્થિરતા થવી જરૂરી છે માટે જ પાચમો આવશ્યક કાયોત્સર્ગનો આવે છે એટલે કે દોષોની આલોચના પછી પ્રાયશ્ચિત્ત રૂપે કાયોત્સર્ગનો નિયમ છે અને સ્થિર યોગવાળી વ્યક્તિ જ પ્રત્યાખ્યાન કરી શકે છે એટલા માટે કાયોત્સર્ગ પછી પ્રત્યાખ્યાન કરીને સાધક ભવિષ્યના દોષોની સભવિતતાને રોકી દે છે અને આત્મામા પૂર્ણ લીન બનીને સ્વભાવ-દશામા પાછો આવે છે અને વિભાવ-સ્થિતિમાંથી સ્વભાવ-સ્થિતિમા પાછુ આવવુ એ જ પ્રતિક્રમણ છે

જૈન ઉપાશ્રય,
કોટ, મુબઈ

દિનાક
તા ૧૪-૯-૧૯૫૮



અહિસા એ ભારતીય સસ્કૃતિનુ જીવનભૂત તત્ત્વ છે ભારતીયોના રોમે રોમમા એનુ તત્ત્વ ભરેલુ પડેલુ છે ભારતીય હવા એટલે અહિસાની હવા ! ભારતીય ઈતિહાસ એટલે અહિસાનો ઈતિહાસ

ધર્મનો નીચોડનુ બીજુ નામ છે અહિસા

આપના મનને એક માત્ર દયારૂપી ખૂબસૂરત આભુષણથી સજો

# ૫૨ આત્મશક્તિનો સ્રોત–સંયમ

અધ્યાત્મ સંસ્કૃતિના પ્રતીક સમા પવિત્ર દિવસોમાં તમે આધ્યાત્મ સંદેશો શ્રવણ કરી રહ્યા છો, તમે રેડિયો–સંદેશા સાંભળો છો અમેરિકા અને જાપાનના સંદેશાઓ સાંભળવા તમારા કાન આતુર રહે છે. મોટા–મોટા નેતાઓના સંદેશા તમે સાંભળ્યા છે. પ્રધાનમંત્રીનો સંદેશો સાંભળવા માટે ચોપાટી તરફ લાખોની સંખ્યામાં તમે ભેગા થાઓ છો અને ઘણા પ્રેમથી એમનો સંદેશો ઝીલો છો. પણ હું પૂછું છું કે આત્માનો સંદેશો તમે સાંભળ્યો છે કદી કે નહિ ! આત્માનો સંદેશો જેણે સાંભળી લીધો છે એને દુનિયાનો કોઈ સંદેશો સાંભળવાની જરૂર રહેતી નથી.

થોડા જ સમય પહેલાં તમારી સામે ગજસુકુમારની પવિત્ર વાત આવી હતી. તે ત્યાગ અને બલિદાનભરી વાત મારા સાથી મુનિશ્રી પાસેથી તમે સાંભળી ચૂક્યા છો. તે મહાન સાધક જૈનજગતનું જ્યોતિર્ધર નક્ષત્ર છે એ પણ એક બળ હતું જેણે પોતાના સુકુમાર ભાઈના માથે ધગધગતા અંગારા મૂકી દીધા. તો સામે પણ એવું એક અદ્ભુત બળ હતું ? એ ધગધગતા અંગારાને સમભાવપૂર્વક સહી લઈ શક્યું. એ જ્વાળામાં તન બળી રહ્યું હતું. રક્ત અને માંસ બળી રહ્યાં હતાં પરંતુ એની આગ મન સુધી પહોંચી શકી નહિ. તે મનને બાળી શકી નહિ. કારણ તે સાધક સાધનાની એવી સ્થિતિએ પહોંચી ગયેલો કે જ્યાં તનને તપાવનાર આ જ્વાળાઓ પહોંચી શકે નહિ. અને આ બધુ એટલા જ કારણસર સંભવિત બની શક્યું કે એમણે આત્માનો સંદેશો સાંભળી લીધો હતો. સંયમ અને ધ્યાનની એવી સ્થિતિમાં તેઓ લીન થઈ ગયા હતા કે જ્યારે એમને એ

ભાન પણ રહ્યું નહોતું કે કોઈ એને બાળી રહ્યું છે તેથી કોણ બળી રહ્યું છે એની એમને ખબર સુદ્ધા પડી નહિ.

આ સાધનાની ચરમ સ્થિતિ છે આ સ્થિતિએ પહોચવા માટે સયમનો પથ સ્વીકારવો પડશે મન અને ઇંદ્રિયોને વશમા લેવા પડશે સયમ શક્તિનો સ્રોત છે સ્ટીમ-વરાળ જ્યારે પાવર નળીમા સયમિત બની જાય છે ત્યારે વિશાળ એન્જિનને ગતિ આપે છે અને એને કારણે હજારો-લાખો ટન ભાર એક સ્થળેથી બીજે સ્થળે લઇ જઈ શકાય છે આવી શક્તિ ક્યાથી આવી? કહેવુ પડશે કે એ સયમની જ શક્તિ છે એટલા માટે જ શાસ્ત્રકારોએ ઈંદ્રિય-નિગ્રહ અને આત્મસયમ ઉપર ભાર આપ્યો છે મન ચારે બાજુ ફરતુ રહે, ઇંદ્રિયો વાસના તરફ દોડતી ફરે અને પછી આપણે ઇચ્છીએ કે સાધનામા રસ આવે તો એ સભવિત નથી તમને તો રસ પડે છે ઓફિસમાં બેસી રૂપિયા ભેળા કરવામા જેવો રસ ત્યા છે એવો આત્મસાધનામા છે ખરો? જ્યા સુધી ઈંદ્રિયો વિપથગામિની છે ત્યા સુધી અધ્યાત્મની વાતોમાં રસ આવી શકશે નહિ

ઇંદ્રિયો શુ છે? ઋષિઓએ આત્માને ઇંદ્ર બનાવ્યો છે-"**इन्द्रो वै आत्मा**" આ ઇંદ્રરૂપી આત્મા માટે જે સહાયક છે, તેમને ઈંદ્રિય કહેવાય છે લખવા માટે પેન્સિલ અથવા પેન સાધન છે તેવી જ રીતે ઇંદ્રિયો પણ આત્મા માટેના સાધન છે આત્મા ધારે તો ઈંદ્રિયો વડે સસારભ્રમણને સીમિત કરી શકે છે, અને તે ધારે તો તે જ ઇંદ્રિયો વડે ભવભ્રમણમાં વૃદ્ધિ કરી શકે છે

પેન્સિલની અણી કાઢવા માટે અપાયેલા ચાકુ વડે જો કોઈ બીજાની આગળીને છોલી નાખે તો તે ચાકુનો દુરુપયોગ જ થયો કહેવાશે સાધન સાધન છે, તેનો તમે સદુપયોગ પણ કરી શકો છો તેમ દુરૂપયોગ પણ જે દર્પણને નિમિત્ત માની ભરત ચક્રવર્તીએ કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું હતુ, તે જ દર્પણ વડે અભયકુમારે કૂકડાને લડતા શીખવાડ્યુ ચક્રવર્તી સમ્રાટે જે જે નિમિત્તને મેળવી અનત-અનત કર્મોનો ક્ષય કર્યો હતો, તે જ નિમિત્ત દ્વારા કૂકડા અને એના સ્વામીએ અનત-અનત નવા કર્મો બાધી લીધાં.

એમ તો તમે બહુ કુશળ છો દરેક ચીજનો પૂરેપૂરો સદુપયોગ કરવા માગો છો બે આનાની એક દિવાળીની પેટી આણી, દીવાબત્તી કરતી વેળા જો એક દીવાસળી પણ નીચે પડી ગઇ હશે તો તેને શોધી ફરી પાછી તે

જ ડબીમાં મૂકી દો છો. એવી જ રીતે એક આનાની ૨૪ સોય લાવ્યા, એમાંથી એક પણ સોય ખોવાઈ જાય છે તો તેને પણ શોધી કાઢો છો. ૫-૧૦ મિનિટ એની શોધ પાછળ ગુમાવી દો છો પણ એને જતી કરતા નથી અને બીજું તો શું ચોપડા લખતી વખતે શાહી સુકવવા માટે જે રેતી અક્ષરો ઉપર નાખવામાં આવે છે તેની પણ તમારા દિમાગમાં કિંમત છે આજે ફાઉન્ટનપેનનો યુગ આવી ગયો છે પરંતુ આજથી પચ્ચીસ વર્ષ પહેલાં દરેક કલમને કાળી શાહીથી લખાતું હતું અને એને સૂકવવા માટે રેતીનો ઉપયોગ કરાતો હતો. અક્ષરો ઉપર રેતી નાખ્યા બાદ એ રેતીનું શું થતું ! શું એને ફેંકી દેતા હતા ! જી નહિ. ખૂબ જ સાવધાની સાથે એને ફરી તે જ ડબીમાં નાખી દેતા હતા. એ રેતીને પણ નકામી જવા દેતા નહોતા વારુ, તો બતાવો કે એની કિંમત શું હતી ! બે-ચાર પૈસામાં તો પૂરી ડબી ભરાઈ જાય છે પરંતુ એનો પણ તમે સદુપયોગ કરો છો.

નાની નાની વસ્તુઓનો તમે પૂરો સદુપયોગ કરો છો. કેરીની મોસમમાં તમે કેરી લાવ્યા બે રૂપિયા આપ્યા અને પેટી ભરીને ઘેર આવ્યા. તમે ખ્યાલ રાખો છો કે પેટીમાંની કેરીઓ બગડે નહિ-પિલાય નહિ. એના બગડી જવા પહેલાં જ તમે એનો ઉપયોગ કરી લો છો. તમે એનો કેવો ઉપયોગ કરો છો શું તે પણ મારે બતાવવું પડશે ! તમે સારી રીતે એ જાણો છો. અનેક વાર એનો રસ કાઢ્યો હશે, સૌથી પહેલાં કેરીને ધોઈ લેવામાં આવે છે પછી લૂછી લેવાય છે ઉપરનું ડીટીયું કાઢી સાફ સ્વચ્છ કાચવાળા વાસણમાં રસ કઢાય છે પૂરી તાકાતથી એનો રસ કાઢી લેવાય છે અને એનાં છોતરાંને એક બાજુ રાખી લેવામાં આવે છે પછી વારો આવે છે ગોટલીઓનો એમાંથી પણ ઘસીઘસીને રસ કાઢી લેવાય છે પછી શું એને ફેંકી દો છો ! ના ભાઈ હજુ તો પણ બાકી છે ભેગાં કરી કરીને છોતરાં અને ગોટલાને ધોવાય છે કેટલીક વખતે એક વાર તો કેટલીક વખતે બે કે ત્રણ વખત પાણીમાં ધોવાય છે ક્યાંક દૂધમાં પણ ધોવાનાં હોય છે પહેલાં પાણીને રસમાં ભેળવી દેવાય છે અને બીજા પાણીનો ફજેતો બનાવાય છે શા સારુ બીજાનો ફજેતો કરો છો ! ( સભામાં હસાહસ )

હવે તો કોઈ ખાસ ગોટલો ય રસ એમાં રહેવા દીધો નથી. હવે તો ફેંકી દેશો ને ! ના ભાઈ ના હજુ નહિ કેમ કોઈક ઘરોમાં જોવામાં આવ્યું છે કે પેલાં છોતરાંનું શાક બનાવી પિંજરાપોળમાં નાખી દે છે પિંજરાપોળનો અર્થ તો તમે સમજી જ ગયા છો ને ! હા-પેટમાં. હવે રહી

વાત ગોટલાની એને પણ ફેંકી દેતા નથી તેને સૂકાવી નાખવામાં આવે છે, પછી એને તોડી શિલસપ્તમીને દિવસે ગોટલીનું પણ શાક બનાવી લેવામાં આવે છે અને ઉપરની છાલની ઇંધનરૂપે વપરાશ થાય છે હવે તમે બતાવો કે આમાંની કઈ વસ્તુ તમે નકામી જવા દીધી

બે આનાની કેરીનો તમે આટલી બધી રીતે સદુપયોગ કરી જાણો છો, પરંતુ મને બતાવો કે આ ઇંદ્રિયો તમને મળી છે, એમનો તમે કેટલો સદુપયોગ કરો છો ? હા, તો બતાવો એની શું કિંમત હોય છે ? એક માણસ તમારે ઘેર આવી તમને કહી જાય કે હું એક લાખ રૂપિયા આપીશ, તમે તમારી એક આંખ મને આપો, તો શું તમે આવા સોદા માટે તૈયાર થઈ જશો ? નહિ કદી નહિ એનો અર્થ એ થયો કે તમારી એક આંખ એક લાખથી પણ વધુ કિંમત ધરાવે છે, પરંતુ મને બતાવો કે તમે એનો સદુપયોગ કરો છો કે દુરુપયોગ ?

કાન વડે તમે આધ્યાત્મિક સંગીત પણ સાંભળી શકો છો અને એ જ કાનો વડે ફિલ્મી સંગીત પણ પહેલું કામ મનની વાસનાને શાંત કરે છે ત્યારે બીજું કામ મનની સૂતેલી વાસનાને ઉત્તેજિત કરે છે વાસનાભર્યું સંગીત સાંભળવું તે કાનનો દુરુપયોગ છે જ્યારે મનને વાસનાથી વાળી અધ્યાત્મ ભણી લઈ જતું ગીત સાંભળવું તે કાનનો સદુપયોગ છે

કાન વડે તમે બીજાની નિંદા પણ સાંભળી શકો છો, તેમ બીજાની સ્તુતિ પણ વારુ, ત્યારે સચું બતાવો કે કોઈની નિંદા થતી હોય ત્યારે તેમાં તમને વધુ રસ પડે છે કે કોઈ સદ્ગુણી મહાપુરુષનું ગુણ-કિર્તન થતું હોય તેમાં રસ પડે છે ? જ્યારે ગુણીજનોની સ્તુતિની વાત આવી ત્યારે કહી ઊઠો છો કે હા, ઠીક છે પણ અંદરથી કોને જોયો છે, વધુ થશે તો કહેશો મને સમય નથી પરંતુ કોઈની નિંદાની વાત કાને આવશે તો કહી ઊઠશો ભાઈ મને તો આજે જ ખબર પડી કે તે આવો છે હું તો એને ઘણો સારો સમજતો હતો પણ હા, એમ બની શકે છે કે તે બહારથી ઊજળો હોય પણ અંદરથી મેલો નિંદાની વાત સોળ આના સાચી માની લો છો અને એમાં એટલો રસ આવે છે કે જ્યાં વિકથા થઈ રહી હોય છે, ત્યાં માણસ એવો તો બેસી જાય છે કે જાણે ગુંદર વડે ચોંટી ગયો હોય કલાકો વીતી જાય પણ ત્યાંથી હલવાનું નામ નહિ લે

અરે, કેટલાય માણસોને ટેલિફોન ( કાન ) સદા નિંદાત્મક વાતો સારું

તૈયાર જ રહેતા હોય છે. તેઓ ધ્યાન રાખે છે કે ક્યાં કઈ નવી વાત બની અને જ્યારે પણ એમના હાથમાં કોઈ એવી વાત આવી જાય છે ત્યારે તો એનું પૂછવું જ શું! કોઈ પણ મળશે ત્યારે પણ બસ તે જ વાત હશે. મળતાંની સાથે જ પૂછશે : કઈ નવી વાત સાંભળી કે? આપણા સમાજમાં આજે આ રોગ એટલો તો ફેલાયો છે કે એની કોઈ સીમા રહી નથી. ધર્મસ્થાન પણ એથી અળગાં રહ્યાં નથી. કેટલાક લોકો તો એટલા માટે જ આવે છે કે કોઈ નવી વાત જાણવા મળી જાય. તેઓ આવશે, મુનિને હાથ જોડશે પણ એમની આંખો ચારે બાજુ ફરતી રહેશે—જોશે કે ક્યાં શું થઈ રહ્યું છે? સામાયિકમાં પણ સમભાવની સાધનાના સ્થાને આવી જ સાધના થાય છે. પેલાએ આમ કર્યું અને ફલાણાએ તેમ કર્યું. મુનિની પાસે આવશે ત્યારે પણ એમની એ જ રેકોર્ડ ચાલુ રહેશે.

એક વખતની વાત છે. હું ઉપાશ્રયે રહ્યો હતો. એક ભાઈ બહાર ગામથી આવ્યા. મને જોતાં જ થેલી એક બાજુ ફેંકી દીધી અને વંદના કરી. વંદના પૂરી થઈ નહિ કે એ બોલ્યા : મહારાજ! એક નવી વાત આપે સાંભળી? હું સમજી ગયો હતો કે એ શું કહેવા માગે છે. મેં કહ્યું : કોઈ પણ વ્યક્તિ દેવસ્થાન અથવા ધર્મસ્થાન તરફ જાય છે ત્યારે ચઢાવવા માટે સુગંધિત પદાર્થ લઈ જાય છે. તમે ધર્મસ્થાનકે આવ્યા છો. કોઈ સુગંધભરી વાત લઈને આવ્યા હો, કોઈના સદ્‌ગુણોની સુવાસ લઈને આવ્યા હો તો મને સંભળાવો. જો કોઈની બૂરાઈની વાત હોય તો તેની દુર્ગંધ મહેરબાની કરી અહીં ચઢાવશો નહીં. આ સાંભળતાંની સાથે જ એણે ચરણ પકડી લીધાં અને બોલ્યો : મહારાજ! આપે મારી આંખો ખોલી દીધી છે ખરેખર, હવેથી હું ધર્મસ્થાનમાં સુગંધિત વાત લઈને જ આવીશ.

આ તો મારા કહેવાનો અર્થ એ છે કે તમે આવક છો. તમારી દૃષ્ટિમાં, તમારી વાણીમાં અને તમારા મનોમાં સર્વત્ર પવિત્રતા હોવી જોઈએ. ધર્મસ્થાનમાં આવો તો પવિત્ર દૃષ્ટિ લઈને આવો અને સદ્‌ગુણોની સુગંધ ભરી વાતો લઈને આવો અને તેવી જ સુગંધિત વાતો લઈને જાઓ. કાન વડે સદ્‌ગુણ ગ્રહણ કરવો તે એનો સદુપયોગ છે અને નિંદા સાંભળવી તે કાનનો દુરુપયોગ છે.

ચક્ષુ-ઇન્દ્રિય-શ્રોત્ર પછી ચક્ષુ ઇન્દ્રિયનું સ્થાન છે. આંખ કેમેરા કરતાં પણ શ્રેષ્ઠ છે. કેમેરા સામે આવેલી વસ્તુનો ફોટો લે છે. આંખ પણ એવું

જ કરે છે પરંતુ કેમેરામાં નવા નવા રોલ નાખવા પડે છે, ત્યારે આ આંખના પડદા પાછળ કેટલાયે રોલો સમાયા હશે એની ખબર નથી એ કેમેરા વડે ફોટો લેવા માટે પ્રકાશની જરૂર પડે છે પરંતુ આંખનો કેમેરો તો અલ્પ પ્રકાશમાં પણ ફોટો લઈ લે છે પેલો કેમેરો તમને બસો અથવા બે હજારમાં મળી શકે છે, પરંતુ આંખનો આ કેમેરો તમને કેટલામાં મળ્યો, એની કોઈ કિંમત છે ખરી ? હજારો-લાખોનો ખર્ચ કરવા છતાં તમે આંખો મેળવી શકતા નથી પરંતુ તમે તેનો કેવો ઉપયોગ કરી રહ્યા છો ? કેમેરામેન ફોટો લેવામાં સાવધાની રાખે છે, સુંદર દશ્યોનો જ એ ફોટો ખેંચે છે, તમે તમારી આંખોરૂપી કેમેરા વડે પણ સારા દશ્યોનો જ ફોટો ખેંચજો

મેઘાવતી લક્ષ્મણની વાત તમે સાંભળી હશે જ્યારે રાવણ મર્યાદા ઓળંગી પંચવટીથી સીતાને ઉપાડી ગયો ત્યારે સતી પોતાને આતતાયીના પંજામાં જોઈ વ્યાકુળ બની ગઈ એણે છૂટવાનો પ્રયત્ન કર્યો પરંતુ જ્યારે એમાં એને સફળતા ન મળી એટલે એ પોતાના આભૂષણો ઉતારી એક પછી એક રસ્તામાં નાખતી ગઈ જેથી મર્યાદા પુરુષોત્તમ રામ એ રસ્તાને જાણી શકે આ બાજુ શ્રી રામ અને લક્ષ્મણ જ્યારે પંચવટીએ પાછા આવ્યા અને ત્યાં ઝૂંપડી ખાલી જોઈ તો સીતાના વિરહમાં રામ ઉદ્વિગ્ન બની ગયા અને તેઓ પોતાના ભાઈ સાથે સીતાની શોધમાં નીકળી પડ્યા વૃક્ષ અને પાંદડે પાંદડાને પૂછવા લાગ્યા, તમે સીતાને જોયા ? આ એક દામ્પત્યનો આદર્શ હતો જ્યારે રસ્તે વિખરાયેલા આભૂષણો જોયા તો તેમણે લક્ષ્મણને કહ્યું "ભાઈ શોકની અંધકારપૂર્ણ રજનીએ મારા મનને ઘેરી લીધું છે, એટલે હું જોઈ શકતો નથી કે આ આભૂષણો કોના છે ? હવે તું જ પરીક્ષા કરી લે કે આ આભૂષણ તારી ભાભીના જ છે કે બીજા કોઈના આ સાંભળી શ્રી લક્ષ્મણે જે કહ્યું છે તે ઇતિહાસનું અમર વાક્ય છે આંખોનો સંયમ જાણે બોલી રહ્યો છે મહર્ષિ વાલ્મીકિએ પોતાની લેખનીમાં એને અંકિત કરી લીધું છે તે આ છે

**केयूरं नैव जानामि नैव जानामि कुण्डलम् ।**
**नुपूरमेव जानामि नित्यं पदाभिवन्दनात् ॥**

હે ભાઈ, હું કેયૂર જાણતો નથી; તેમ નથી જાણતો કુંડળને કારણ આજ સુધી આંખ ઉઠાવીને મેં ભાભીનું મોં જોયું નથી હા નુપૂરને જરૂર જાણું છું અને એનું કારણ છે, હું જ્યારે ભાભીને દરરોજ વંદન કરતો હતો ત્યારે મારી દૃષ્ટિ એમના નુપૂર પર જરૂર પડતી હતી

આંખોના સંયમનો પાઠ તમારે શીખવો છે તો તે તમે અહીં શીખી શકશો. પણ આજે નેત્ર-સંયમની વાત ભાઈઓ દૂર ચાલી ગઈ છે. આજે તો જેમ રસમુખો ખાવા માટે જીભ સળવળે છે તેમ સૌંદર્ય જોવા માટે આંખો ટળવળતી હોય છે ચારેકોર સડક ઉપર અને આંખો રહે છે સીનેમાના રંગીન પોસ્ટરો ઉપર. આંખોનો સંયમ ગયો એટલે જ તો ભીંતિમાની રાણીઓને જોવા માટે ગિરદી જામે છે પણ આ માટે સૌંદર્ય પર પતંગિયું બનનારા જ નહિ, પરંતુ સૌંદર્યનું પ્રદર્શન કરનારા પણ ઓછા જવાબદાર નથી. સિનેમાનાં પોસ્ટરો જોવા પાછળ ઠોકર ખાનાર ભૂલ કરી બેસે છે, તેમ સિનેમાનાં ગંદાં પોસ્ટરો લગાવનારાની પણ એક ભૂલ જ છે.

સૌંદર્ય પ્રત્યેની આસક્તિ આંખની વ્યાપક શક્તિને સીમિત કરી દે છે. રાવણ સીતાના સૌંદર્યમાં એટલો આસક્ત બન્યો કે તે એના સિવાય બીજું કશું જોઈ શક્યો નહિ. એ સૌંદર્ય પ્રત્યેના રાગનું જ પરિણામ હતું કે ગુણાવલી વીરમતીની સાથે કનકધ્વજના લગ્ન જોવા માટે વિમલાપુરી ગઈ અને પરિણામે રાજા ચંદને કૂકડો બનવું પડ્યું. પોતાના પતિ મહારાજને કૂકડાના રૂપમાં જોઈ ગુણાવલીનું હૃદય કેટલું રોયું હશે. ચંદરાજાનો રાસ સાંભળનારાઓ આ વાત સારી રીતે જાણતા હશે. ભક્ત તુકારામ મહારાષ્ટ્રના પ્રસિદ્ધ સંત થઈ ગયા છે. એમણે એક વખત પ્રભુને પ્રાર્થના કરતાં કહ્યું હતું કે —

पापाची वासना नको देव डोळा ।
त्यांहून आंधळा बराच मी ॥

હે પ્રભો, તારી મુજ પર કૃપા હોય તો એટલું જ કરજે કે મારી આંખોમાં પાપ વસે નહિ. એ જો ન થઈ શકે તો સારું એ છે કે હું અંધ બની જઉં. અધારહીનની આંખોમાં જો વિકાર ન આવત તો સિનેમાની રાણીઓને અભિસ્નાન કરી પોતાના સૌંદર્યને ખાખ બનાવવા વિવશ થવું પડત નહિ.

શ્રીમતીજી જો બજારમાં જશે અને ત્યાં સુંદર રંગીન સાડીઓ જોશે તો તેનાની સાથે જ મન એમાં ફસાઈ જશે. લેવા માટે હાથ તૈયાર થઈ જશે. પણ પાસે એટલા પૈસા ન હોવાને લીધે હાથ ઘસી જશે. સાંજે ઘેર આવશે કે બસ સાડી લેવા આદેશ અપાઈ જશે. એમણે જો

એમ બનાવી તો શ્રીમતીજીનું મોઢું ચઢી જશે અને પછી તો ઘરની શાંતિનો પણ ભંગ થઈ જશે ચાનું સારું કારણ આંખો જ હતી

તમારી આંખ એ એક અણમોલ નિધિ છે, અને તે એવો નિધિ છે કે તમામ વૈજ્ઞાનિક આવિષ્કાર પણ એની શક્તિને પરાજિત કરી શકતો નથી અમેરિકન વૈજ્ઞાનિકોએ એક આશ્ચર્યકારક યંત્ર તૈયાર કર્યું છે, જે બમો ઇંચનું છે અને એને તૈયાર કરવામાં પૂરા અગિયાર વર્ષ લાગ્યા, અને એના નિર્માણ પાછળ બે કરોડ અને આઠ લાખ રૂપિયા ખર્ચાયા તે દસ લાખ આંખો જેટલો પ્રકાશ ગ્રહણ કરે છે એનો દૂર જોવાની શક્તિ એટલી છે કે વીસ હજાર માઈલ અંતર પર રખાયેલી મીણબત્તીને એની શક્તિ વડે જોઈ શકાય છે આટલું બધું હોવા છતાં પણ હું પૂછું છું કે જો તે દૂરબીન કોઈ આંધળાના હાથમાં મૂકવામાં આવે તો એનો શું અર્થ નીકળશે? આંખ છે તો પેલી બે કરોડની દૂરબિનનું મહત્ત્વ છે સાથે જ હું એ પણ કહી શકું છું કે વૈજ્ઞાનિકો વીસ હજાર માઈલના અંતર પરનું જોઈ શકાય તેવું દૂરબીન બનાવી શકે છે, પરંતુ તમે એમને કહેશો કે બે ફર્લાંગ સુધીના અંતર પરનું જોઈ શકાય તેવી એક આંખ તો બનાવી આપો, તો એ માટે ઈન્કાર કરવા સિવાય બીજો કોઈ જવાબ તેમની પાસેથી નહિ મળે એટલે એનો અર્થ એ થયો કે તમારી આંખ બે કરોડવાળા દૂરબીનથી પણ વધુ કિંમતી છે પણ મારો પ્રશ્ન તો એટલો જ છે કે તમે એનો ઉપયોગ કઈ રીતે કરી રહ્યા છો? દુનિયાના ત્રણ અબજ આદમીઓમાં પણ એક એવો નહિ હોય કે જે સૂર્યના પ્રકાશમાં વ્યર્થ જ વીજળીનો ઉપયોગ કરે સૂર્યના પ્રકાશમાં વીજળી ચાલુ રાખવી તે દુરુપયોગ છે તો આંખની શક્તિને સિનેમા વગેરે પાછળ ખર્ચ કરવી તે શું આંખોનો દુરુપયોગ નથી?

ચક્ષુ ઈન્દ્રિય પર સંયમ રાખી તમે અનેક વિકારો ઉપર વિજય મેળવી શકો છો, પરંતુ એની સાથે સાથે ઘ્રાણેન્દ્રિય; રસનેન્દ્રિય, સ્પર્શેન્દ્રિય અને મનના સંયમની પણ અપેક્ષા રહે છે ગુલાબની મધુરી સુવાસ માટે તમારે ઘ્રાણેન્દ્રિય ઉપર સંયમ રાખવો જોઈએ. હજારો ફૂલોનો સંહાર આ જ નાસિકા (નાક) માટે જ તો થાય છે એક ઔંસ અત્તર તૈયાર કરવા માટે આઠ હજાર સાતસો બાવન રતલ ગુલાબની જરૂર પડે છે અત્તરો પાછળ થતું લાખો ફૂલોનું બલિદાન પણ ઘ્રાણેન્દ્રિયના અસંયમીઓ માટે જ છે એક માણસ બગીચામાં ગયો, અને ત્યાં ડાળ પર ઝૂલતું એક સુંદર

પાંખડીઓવાળું ગુલાબનું ફૂલ જોયું અને તે ચૂંટી લીધું અને સૂંઘવા લાગ્યો. પરંતુ સૂંઘતાંની સાથે જ એણે બૂમ પાડી કારણ કે ફૂલમાં એક કીડો પડેલો હતો. તે ફૂલ સૂંઘતાંની સાથે જ એ માણસના નાકમાં પૂરી ગયો. તમાકુ-છીંકણી વગેરે વ્યસનાત્મક વસ્તુઓને સૂંઘવી એ પણ ઘ્રાણેન્દ્રિયનો દુરુપયોગ છે. જેને તે ઇચ્છતી નથી એને બળપૂર્વક એમાં ઘૂસાડવી તે પણ એક ભૂલ છે.

જીભને વશ થઈને પણ માનવી કંઈ ઓછું પાપ કરતો નથી. હજારો પશુઓની હત્યા જીભ માટે જ થાય છે. અનંતકાય કંદનું સેવન પણ એટલા માટે જ થતું હોય છે. આખા ભીંડાને ચાકુ વડે ચીરી એમાં મસાલો મરચું ભરી સેકવામાં આવે છે અને એનું શાક જ્યારે થાળીમાં આવે છે ત્યારે જીભ બોલી ઊઠે છે વાહ કેવું સરસ શાક બન્યું છે! આ રસના (સ્વાદ) ખાઈ અને બોલી એમ બંને બગાડે છે. કોઈ માણસે પાંચ હજારનો ખર્ચ કરી પ્રીતિભોજન આપ્યું અને ગુલાબજાંબુ, ટોપરાપાક અને બરફી વ. અનેક જાતની મીઠાઈ પીરસી પણ જો રાંધવામાં થોડું મીઠું ઓછું પડ્યું હશે તો હોહા થઈ જશે. એના ખર્ચ કરવા પર તમે પાણી ફેરવશો. ઘરમાં દાળમાં જો મીઠું ઓછું પડ્યું તો કેટલાક એવા પણ ભલા માણસો મળશે કે થાળી ફેંકીને ચાલતા થઈ જશે.

રસના-ઇન્દ્રિય પર વિજય મેળવવા માટે આયંબિલનું વિધાન કરવામાં આવ્યું છે. આયંબિલનો અર્થ જ એ છે કે સ્વાદ એના રાગમાં સરી જાય છે તેમ રોટલાનો લૂખો કોળિયો પણ સીધો ગળે ઉતરી જવો જોઈએ. પણ આજે તો આ જીભ આયંબિલમાં પણ ઓછા નાચ કરતી નથી. પહેલાં ખાખરા-ટોપરાથી ચાલતું હતું પણ હવે તો એની ચીજો બનવા લાગી છે કે ગણતરી કરવા બેસીએ તો અડધો કલાક થાય. અને મીઠાના સ્થાને હવે પાપડિયા મીઠાનો ઉપયોગ થવા લાગ્યો છે. એટલું હોવા છતાં પણ આ લાલ બાઈ (જીભ)ને શાંતિ વળતી નથી અને તે બોલી પડે છે: ગરમાગરમ ઢોકળાં લાવો ને! (સભામાં હસાહસ)

જીભની લોલુપતા એટલી બધી વધી ગઈ છે કે માણસ આજે દરેક ચીજમાં રસ શોધે છે. મરચાં-મસાલાનો વધુ ઉપયોગ આ જ રસના (જીભ) માટે થતો હોય છે. પેટ ના પાડે છે તો પણ જીભને સારું લાગે છે એટલે તે ખાતો રહે છે. આંખો દુઃખતી હોય અને છતાં વધુ મરચાં-

મસાલા ખાવાની ના પાડી હોય તો પણ મસાલેદાર કચોરી ખાધા વગર રહી શકાતુ નથી જો રોગનુ નિદાન યોગ્ય થયુ હોય, ડોક્ટર કુશળ હોય, દવા પણ સારી હોય, અને હવા પણ સ્વાસ્થ્યવર્ધક હોય, છતા પણ જો રોગ મટે નહિ તો સમજવુ કે જીભ વશમા નથી.

યાદ રાખો કે મોટાને જે સારુ લાગે છે, તે સદૈવ પેટને પણ સારું લાગતુ હોય, તેવુ નથી આજે બધી બાબતોમા રસ જોઈએ છે વ્યાખ્યાનમા પણ રસ જોઈએ વક્તા વિદ્વાન હોય, જીવનને ઊચે લઈ જાય તેવી વાત કહેતો હોય, તો પણ શ્રવણ કરનાર કેટલીક વાર કહી બેસે છે કે મહારાજે વ્યાખ્યાન તો સારુ આપ્યુ પણ રસ આવ્યો નહિ એમા પણ રસ જોઈએ. માણસ આજે કેટલો ચટોરો થઈ ગયો છે રાષ્ટ્રપિતા મહાત્મા ગાધીએ એક વાર કહ્યુ હતુ કે ખાવા અને બોલવામા જેણે પોતાની જીભની ચપળતાને વશ કરી લીધી છે, એણે બધાયને પોતાને વશ કરી લીધા છે

અન્ય ઇન્દ્રિયોની જેમ રસના ( જીભ ) ઇન્દ્રિયનો પણ સદુપયોગ અને દુરુપયોગ બને થઈ શકે છે જ્યારે તમે જીભના ગુલામ થઈ જાઓ છો, ત્યારે તમે એનો દુરુપયોગ કરો છો અને જીભ જ્યારે તમારા કાબૂમા છે ત્યારે સમજવુ કે તમે એનો સદુપયોગ કરી રહ્યા છો ભોજનવેળા ભક્ષ્ય-અભક્ષ્યનો વિવેક જાળવો છો, અલ્પારભ અને મહારભનો વિચાર રાખો છો, સ્વાદ નહિ પણ સ્વાસ્થ્યનુ લક્ષ્ય રાખો છો ત્યારે તમે રસનેન્દ્રિયમા સયમ રાખો છો એમ કહી શકાય

સાથે જ જમતી વેળા બોલવામા પણ વિવેક રાખવો જોઈએ, એને કારણે તમે રોતાને હસાવી શકો છો અને હસતાને રોવડાવી શકો છો મધુર શબ્દો વડે તમે બીજાને લાગેલા ઘાને રુઝવવાનુ કામ કરો તે જીભનો સદુપયોગ છે અને જીભ દ્વારા વહુની સાત પેઢીઓને વખોડતા ફરો, એના માતા-પિતાને દરિદ્રી કહી વહુનુ કાળજુ બાળવુ એ જીભનો દુરુપયોગ છે. જીભ વડે મહાપુરુષોના ગુણ-કિર્તન કરાય છે, તે પણ એને સદુપયોગ છે, પરતુ બીજાની નિદા અને આલોચના પાછળ તમારી જીભ ચાલુ રહે તો સમજવુ કે તમે જીભનો દુરુપયોગ કરો છો

તેવી જ રીતે તમારે સ્પર્શેન્દ્રિયમા પણ સયમ કેળવવો જોઈએ શરીરને કોમળ લાગતી વસ્તુઓ લગભગ વિશેષ હિસા વડે તૈયાર થયેલી હોય છે. રેશમી સાડીઓનો સ્પર્શ શરીરને ગમે છે પણ હે માતાઓ, એ તમારી

રેશમી સાડીઓ પાછળ કેટલા કીડાનો સંહાર થયો છે એની તમને ખબર લાગતી નથી. આ રેશમમાં ત્રસ જીવોની હિંસા પણ છે આ બધું પાપ કોના માટે છે? જે રેશમનો ઉપયોગ કરે છે તે જ એ પાપનો ભાગીદાર બને છે તેથી જ એક ગુજરાતી કવિ કહે છે –

> લાખો હજારો હાથી હણાય, પણ દાંતની ચૂડી પહેરનારા
> કીડા કરોડો મરે કપાય પણ, રેશમ વસ્ત્ર ધરનારા
> શ્રાવક નામ ધરનારા, જરી જુઓ ને તપાસી કામ તારા

ગુજરાતી કવિ વલ્લભદાસ શ્રાવકોને ફટકારતાં કહે છે કે ઓ શ્રાવક જરા તું તારી જાતને જો. તું કઈ તરફ જઈ રહ્યો છે? તું શ્રાવક છે વીતરાગનો ઉપાસક છે તારું જીવન કેટલું ઊંચું હોવું જોઈએ. અપાર જાગૃત જીવન જીવવાની કળા તારી પાસે હોવી જોઈએ. બહારની ચમક દમક ઉપર તું શા માટે લોભાઈ રહ્યો છે? આ ચમક-દમક પાછળ કેટલા પ્રાણી એનો સંહાર થઈ રહ્યો છે એનો તેં કદી વિચાર કર્યો છે? દાંતની બંગડીઓ માટે હજારો હાથીઓનો સંહાર થાય છે રેશમી વસ્ત્રો માટે કરોડો કીડા મારવામાં આવે છે તેમ છતાં તું એવી ચીજોનો ઉપયોગ કરે છે અને પાછો પોતાને શ્રાવક પણ કહેવડાવે છે શું આ દુ:ખ જનક વાત નથી!

આ તો માતાઓ માટે વાત થઈ અને એ સાંભળી તમે મનમાં જ હરખાયા પણ તમારા બુટ-બૂટમાં પણ કોઈ ઓછું પાપ થતું નથી. તમારે પણ રેશમી બુટ જોઈએ છે અને નરમ પોચા અને ચળકતા બૂટ જોઈએ છે પણ આ ચમક લાવવા માટે કેટલા પશુઓનો વધ થાય છે એ કદી વિચાર્યું છે તમે? અહીં સુધી સાંભળવામાં આવ્યું છે કે વધુમાં વધુ નરમ અને ચમકદાર ચામડું મેળવવા માટે ગર્ભવતી ગાયને મારવામાં આવે છે અને એના ગર્ભસ્થ શિશુ ચામડી વડે દીવાલ છે ત્યારે જ તે ચામડામાં વધુમાં વધુ નરમાઈ અને ચમક આવે છે

આ રોમાંચક વાત તમે જાણતા નહિ હો, પણ આ તમામ પાપ ચમકદાર બૂટ પહેરનારાઓ માટે થાય છે સ્પર્શેન્દ્રિયના સુખ માટે પણ મનુષ્ય કંઈ ઓછું પાપ કરતો નથી આ બલાત્કારીપણું અને દુરાચારી એમાંથી જ જન્મ્યાં છે એને માટે કંઈ ને સતીઓનું સતીત્વ લૂંટાયું અને સુંદરીઓને મેળવવા માટે જે લાખો વીરોના લોહીની નદીઓ વહાવવામાં આવી તે શું હતું? આ તમામ ઇન્દ્રિયોનો જ રાગ હતો.

પેલો વનમાં ઘૂમતો મદોન્મત્ત હાથી હાથણીના પુતળાને જોઈને જ ખાડામાં પડે છે અને પછી સાત સાત દિવસ સુધી ભૂખ અને તરસનો માર્યો તરફડતો રહે છે આ ઇન્દ્રિયોના દાસત્વનું જ પરિણામ છે એક સંસ્કૃત કવિ કહે છે

> दासत्वमेति वितनोति विहीन-सेवाम्
> धर्मं धिनोति विदधाति विनिन्द्यकर्म ।
> रेफश्चिनोति कुरुते विरुप वेश
> किंवा हृषीक वश स्ततनुते न मर्त्यं ॥

ઇંદ્રિઓનો દાસ તે સારી દુનિયાનો દાસ હોય છે તે દાસત્વ સ્વીકાર કરે છે નીચ પુરુષોની સેવા કરે છે ધર્મથી વંચિત રહે છે પાપદલનો સંચય કરે છે અને વિરૂપ વેશ ધારણ કરે છે સાચું છે કે જે ઇંદ્રિયોના રાજમાં રહેશે તે રંજના રાજમાં મરશે ઇંદ્રિયોના વિષયોમાં આસક્ત બનેલો માણસ મહાપુરુષની આજ્ઞાને વિસરી જાય છે. ત્રિપૃષ્ઠ વાસુદેવની વાત એ જ કહી જાય છે વાસુદેવ સમક્ષ મોટા મોટા સંગીતજ્ઞો સંગીતની ધૂન જમાવી રહ્યા હતા, અને નગરની શ્રેષ્ઠ નાચનારીઓ નૃત્ય કરી રહી હતી વાસુદેવે શૈયાપાલકને આદેશ આપ્યો કે મને ઊંઘ આવી જાય ત્યારે ગીત બંધ કરાવી દેજે. થોડીક જ વારમાં સંગીતની મધુરતાએ વાસુદેવને મીઠી નિંદરમાં સુવડાવી દીધા, પરંતુ શૈયાપાલક એ મધુર ધ્વનિમાં તન્મય બની ગયો એણે વિચાર્યું સ્વામી હજી હમણા જ સૂતા છે થોડી વાર પછી બંધ કરાવી દઈશ ને એમ હજુ ફરી વાર કરતા-કરતા રાત્રિનો ચોથો પહોર પણ ખલાસ થવા આવ્યો અને ઉષાકાળ થતા વાસુદેવ જાગી ગયા જોયુ તો હજુ સંગીતનો કાર્યક્રમ તો ચાલુ જ છે

શૈયાપાલકની સામે વાસુદેવની આંખો ફરી, એણે કહ્યું "ક્ષમા કરો પ્રભુ! ગીત મીઠું લાગી રહ્યું હતું, એટલે બંધ કરવાનો આદેશ આપી શકયો નહિ" વાસુદેવે કહ્યું "હા, ઠીક તો તમને મારી આજ્ઞા કરતા પણ આ ગીતો વધુ મીઠા અને સારા લાગે છે, એનો દંડ તમારે ભોગવવો પડશે" તે જ વખતે એમણે બીજા અનુચરોને આદેશ આપ્યો કે એના બંને કાનમાં ગરમ સીસું રેડવી દો હવે તમે જોઈ શકો છો કે શ્રવણેન્દ્રિયની આસક્તિએ કેટલા ભયંકર દુ:ખને નિમંત્રણ આપ્યું શ્રવણના રસને લીધો વાસુદેવની આજ્ઞા પળાઈ નહિ અને પરિણામે અસીમ દુ:ખને નિમંત્રણ મળ્યું એટલે

પાંચે ઇંદ્રિયોમાં વિવશ બનેલો માણસ વીતરાગદેવની આજ્ઞાનું ઉલ્લંઘન કરી, અનંત-અનંત દુઃખોનાં દ્વાર ખોલી દે તો એમાં આશ્ચર્ય શું કરવું !

એક કવિ કહે છે

जिया तोहे समझायो सो सो बार ।
विषय भुजंग सों दुःख पायो पुनि तिन सौं लिपटायो ।
स्व पद विसार रच्यो पर पदमें मदरत ज्यौं बोरायो ॥
तन धन स्वजन नहीं तेरे नाहक नेह लगायो ।
क्यों न तजे भ्रम चाख समामृत जो नित संत सुहायो ॥

કવિ કેટલું સુંદર કહી રહ્યો છે તે પોતાના મનને કહે છે તને કેટલી વાર સમજાવ્યું કે તું વાસનામાં ફસાઈશ નહીં પરંતુ તારી આદત જ એવી પડી ગઈ છે કે મને એટલી વાર સમજાવું છું પણ તે બધું એમ જ જાય છે આ મનની આદત ભૂંડ જેવી પડી ગઈ છે ભૂંડને જે બાજુ જતો રોકવામાં આવે છે તે જ બાજુ તે જાય છે તેવી જ રીતે મનને વાસના તરફ ન જવા કેટલીવાર સમજાવવામાં આવે છે, તેટલી જ વાર તે એ જ તરફ દોડી-દોડીને જાય છે માતા બાળકને નવડાવી-ધોવડાવી સ્વચ્છ કપડાં પહેરાવે છે પણ બાળક બહાર જઈ પાછું ગટરમાં રમવા લાગે છે બસ તેવી જ રીતિ તમે પણ પેલા બાળક જેવું કામ તો નથી કરતા ને ! ઉપાશ્રયમાં મુનિ મહારાજ વીતરાગ-વાણીના જળ વડે નવડાવી-ધોવડાવી સ્વચ્છ કરે છે અને તમે બજારમાં જઈ પાછા હતાં તેવાં ને તેવાં જ બની જાઓ છો (સભામાં હસાહસ)

બીજાને ઠોકર ખાતાં જોઈ જે સાવધાન બની જાય છે તેને કુશળ કહેવાય છે પરંતુ ઇંદ્રિયોની ગુલામીમાં જકડાયેલો બીજાને પડતો જોઈને પણ સભાન થતો નથી પતંગિયું બીજા પતંગિયાને દીપકથી પ્રેમ કરતું જુએ છે અને એને અગ્નિમાં બળતાં પણ જુએ છે તો પણ તે દીપકની બળતી વાટ સાથે પ્રેમ કરવાનું છોડતો નથી વીતરાગ દેવ ભગવાન મહાવીર પોતાની છેલ્લી દેશનામાં આ તથ્ય સામે રાખી ફરમાવે છે

रूवेसु जो गिद्धि मुवेई तिव्वं अकालियं पावइ से विणासं
रागाउरे से जहवा पयंगे आलोय लोले समुवेइ मच्चुं ॥
ઉત્તરાધ્યયન અ. ૩૨

જેમ દીપકની ઝળકતી વાટમાં આતુર બનેલું પતંગિયું મૃત્યુને પ્રાપ્ત કરે છે તેમ રૂપના મોહમાં તીવ્ર અનુરક્તિ રાખનાર પ્રાણી વિનાશના ખાડામાં જઈ પડે છે, હિંદનો એક કવિ પણ કહે છે.

**दुनिया की झूठी प्रीति करो मत, प्रीति करी वो क्या फल पाये। मीन मृगा अही महा भयंकर, प्रीति से वो भी पिटारे मे आये। प्रीति के कारण देखो पतंगा दीपक में पड प्राण गमाये॥ दुनिया.**

હિંદીનો આ કવિ દુનિયાની પ્રીતિને જૂઠી ઠેરવે છે પણ તમે તો એને સાચી માનો છો ને! અરે, આ મનડાને કહો કે હે મન! તું કેટલું હઠીલું બની ગયું છે! અનંત-અનંત જ્ઞાનીઓએ જે સંસારને અસત્ય અને અસાર કહ્યો છે, એને તું સત્ય માની બેઠો છે માછલીએ લોટની ગોળી સાથે પ્રેમ કર્યો ને પોતાનું ગળું વીંધાવી લીધું મદારીની બંસીના મધુરા તાન સાથે પ્રેમ કર્યો તો તે પણ પટારીમાં કેદ થઈ ગયો ઇન્દ્રિયોના વિષયો તો કાચા સૂતરના પલંગ પર બેસવા સમાન છે જે કાચા સૂતરના પલંગ પર બેસશે તેના શા હાલ થશે એ તો તમે જાણો જ છો ખરે જ, ઇંદ્રિયોના વિષયોએ ચારિત્ર્યના ટુકડા કરી નાખ્યા છે

જીવનની સાચી શાંતિને પ્રાપ્ત કરવી હોય તો ઇંદ્રિયો પર વિજય પ્રાપ્ત કરતા શીખો પણ ઇંદ્રિયો પર વિજય પામવાનો એ અર્થ નથી કે તમે ઇંદ્રિયોને નષ્ટ કરી નાખો ભારતમાં થોડાક એવા પણ સાધકો થઈ ગયા છે જેઓ મનને સ્થાને ઇન્દ્રિયોને મારવામાં રત રહ્યા બિલ્વ-મંગળની વાર્તા આવે છે એમની આંખો વિકાર તરફ ગઈ તો એમણે આંખો ફોડી નાખી અનાધિકારના ફળો તરફ હાથ વધ્યા તો હાથ કાપી નાખ્યા પણ આ રીત ખોટી છે આ તો મનની શૈતાનિયતની શિક્ષા ઇન્દ્રિયોને કરવા જેવું થયું માટે ઇન્દ્રિયોને મારો નહીં પણ એમને સાધો એને માટે પહેલાં મન ઉપર વિજય મેળવો એના પર વિજય મળતા જ ઇન્દ્રિયો પરનો તમારો વિજય નિશ્ચિત છે જ ગણધર દેવશ્રી ગૌતમ સ્વામી મહામુનિ કેશીકુમાર સામે આ રહસ્ય બતાવતા કહે છે

**एगे जिए जिया पंच पंचजिए जिया दस।**
**दसहा उ जिणित्ताणं सव्व सत्तू जिणा महं॥**

—ઉત્તરાધ્યયન અ ૨૩

એક મનને જીતી લેતા પાંચે ઇંદ્રિયો પર તમારો વિજય થઈ જાય છે.

અને પછી ઇન્દ્રિયો પર વિજય મેળવી લીધા બાદ પાંચે પ્રમાદો અને પાંચે અવ્રતો પર પણ તમે વિજય પ્રાપ્ત કરી શકો છો. આ રીતે તમે તમારા અંતરની દુનિયાના તમામ શત્રુઓ ઉપર વિજય પ્રાપ્ત કરી લો છો. ઇન્દ્રિયોને તમારે કેળવવી જોઈએ. નયનને કહેજો, જ્યાં જ્યાં તારી દૃષ્ટિ જાય ત્યાં ત્યાં તું છુપું સત્ય ખોળજે. મનને કહેજો, જે જે તું સાંભળે છે એમાંથી જીવન માટે પ્રકાશનું કિરણ લેજે. વાણીને કહેજો, જ્યારે તું બોલ ત્યારે ત્યારે એમાં સાકરની મીઠાશ મેળવજે. કાયાને કહેજો તું જ્યાં જાય ત્યાં સેવાની સુગંધ ફેલાવજે.

તમે તમારી ઇન્દ્રિયોને જો આ રીતે કેળવશો તો તમે નિયમ-સંયમના પથ પર આગળ વધી શકશો. સાધક-જીવનનું લક્ષ્ય જ સંયમ છે. શ્રીમદ્ રાજચંદ્રજી કહે છે "આ દેહ હોય તો સંયમને માટે છે." તમે પણ આ પવિત્ર દિવસોમાં આવી પ્રતિજ્ઞા લેજો.

**असंजमं परियाणामि संजमं उवसंपज्जामि ।'**

હે પ્રભો ! હું અસંયમનો રાહ છોડી સંયમ તરફ આવું ! જ્યારે જીવનમાં સંયમ આવે છે ત્યારે શાંતિ પોતે જ સામે ચાલીને તમારી પાસે આવે છે. એક વિચારકે કહ્યું છે: પ્રેમ જો પવિત્ર છે તો વૈભવનું શું કામ છે ! જીવન જો અમૂલ્ય છે તો પૈસાનું શું કામ છે ! મન જો શુદ્ધ છે તો મૂર્તિની શી આવશ્યકતા છે ! અને જીવનમાં જો સંયમ છે તો કાનૂન-કાયદાની શી આવશ્યકતા છે ! જીવનમાં જો સંયમ હોય તો કાયદા-કાનૂનની જરૂર જ નહીં પડે. તો આ પવિત્ર દિવસોમાં તમે અસંયમથી પાછા ફરો અને તમે જેટલા સંયમ તરફ વળશો તેટલી જીવનની સાચી શાંતિ તમારી નિકટ આવતી જશે.

॥ ૐ શાંતિ શાંતિ ॥

આસો સુદ
ચોથ

જૈન ઉપાશ્રય,
કાંદાવાડી મુંબઈ



જૈનદર્શનનું

# ૫૩. નિવૃત્તિ અને પ્રવૃત્તિ દર્શન

**પ્રિય સજ્જનો અને શ્રીમતી માતાઓ,**

પર્યુષણ પર્વના પાવન દિવસો ચાલી રહ્યા છે અધ્યાત્મ સાધનાનુ આ પર્વ આપણને સદેશ આપી રહ્યુ છે કે આપણે ભૌતિકતાથી પાછા ફરીએ અને આત્મ-સાધના તરફ વળીએ દુનિયાની રાહે ચાલતા અનત યુગો વીત્યા, હવે આપણે સાધના-પથ પર ચાલતા થઈએ અધ્યાત્મક જીવન વિતાવવાનો પવિત્ર સકલ્પ આપણી સામે છે આજની ભૌતિકતા-પ્રધાન દુનિયાને આપણે અધ્યાત્મનો સદેશ આપવો છે આપણે કહીએ છીએ કે આપણી પાસે દુનિયાને દેવા માટે ઘણો મોટો અધ્યાત્મસદેશ છે પરતુ જ્યા સુધી તમે પોતે એ પ્રમાણે નહિ ચાલો ત્યા સુધી દુનિયા તમારા એ સદેશાઓને નહિ સાભળે

ભાષણ કરતા આચરણ વધુ મહત્ત્વ ધરાવે છે તમે કહો તો હુ એક કલાક સુધી વીતરાગ અવસ્થા અગે ભાષણ આપી શકુ છુ પરતુ પૂર્ણ વીતરાગ અવસ્થા મેળવતા કેટલો સમય લાગશે એ કોણ જાણે છે? મોટા મોટા નેતાઓ સેવા અને સહયોગ ધર્મ ઉપર કલાકો સુધી લિજ્જતદાર ભાષણ આપી શકે છે, એમના ભાષણ ઉપર શ્રોતાજનો મુગ્ધ પણ બની જાય છે, તાળીઓના ગડગડાટ દ્વારા એમના ભાષણન સ્વાગત પણ થાય છે પરતુ એ ભાષણકર્તાને કહેશો કે તમારી માતા ઘેર ખાટલે પડી છે-બીમાર છે, એમની પાસે આજે રાત આખી જાગતા બેસી રહેવાનુ છે, તો તરત એ જવાબ વાળશે કે એ મારાથી થઈ નહિ શકે તમે બીજુ કામ બતાવો એમને કહેશો કે પાડોશીનુ બાળક બીમાર છે એને સારુ દવા

લાગતી છે તો કહેશો મારી પાસે સમય નથી. નોકરને મોકલી આપીશ. ભાષણમાં જે સેવા જાદુ બતાવી રહી હતી તે આચરણમાં આવતાં જ લંગડી કેમ બની ગઈ! વાત એ જ છે એક શાયરના શબ્દોમાં કહું તો

**हमें कहना आता है करना नहीं आता,**
**हमें बोलना आता है चलना नहीं आता ॥**

કહેવામાં વાર લાગતી નથી કે મનુષ્ય એક મિનિટમાં હિમાલયને માપી શકે છે પણ તાકાત તો ચાલવામાં લાગે છે ચઢાણ પર ચઢતાં એક એક કદમે પરસેવાનાં ટીપાં પડવા લાગે છે ત્યારે હિમાલયની કંદરાઓ પાર થાય છે આધ્યાત્મિક કંદરાઓ પાર કરવી હોય તો આચરણમાં પ્રગતિ કરવી પડશે ત્યારે જ આપણે જીવનના લક્ષ્ય સુધી પહોંચી શકીએ છીએ.

પાવન પુરુષ ભગવાન મહાવીરે જે આધ્યાત્મિક લક્ષ્યો બતાવ્યાં છે તે અંગે તમે પ્રવચન સાંભળી રહ્યા છો. ત્રણ પ્રવચન તમે સાંભળી ચૂક્યા છો આજે આપણે જીવનના ચોથા લક્ષ્ય સંબંધી વિચાર-વિનિમય કરીશું. તારક મહાપુરુષે જીવનનું ચોથું લક્ષ્ય એ બતાવ્યું છે કે –

" **अकिरियं परियाणामि किरियं उवसंपज्जामि ।**

અર્થાત્ અક્રિયા કે નિષ્ક્રિયતાને તજી આપણે સક્રિય બનીએ. આજે આપણા જીવનમાં નિષ્ક્રિયતા આવી ગઈ છે. નિષ્ક્રિયતા એ પોતે જ જડ છે જૈનદર્શન એ જડનો નથી પણ ચૈતન્યનો ઉપાસક છે. માટે જીવનમાં પ્રવેશેલી જડતાને ત્યાગી સક્રિય બનો. કારણ કે ચૈતન્યનો ગુણ છે સદા ક્રિયાશીલ રહેવું. ચાહે નિગોદની અંધકારપૂર્ણ દશા હોય, અથવા સિદ્ધની સ્વરૂપસ્થિતિ હોય બંનેમાં આત્મા સદા સક્રિય રહે છે. કારણ કે જૈન સિદ્ધાંત પ્રમાણે અંતરાય કર્મનો કદી પણ પૂર્ણ ઉદય થતો નથી તે સદા ક્ષયોપશમરૂપે રહે છે એટલે નિગોદમાં પણ આત્મા ક્રિયાશીલ તો રહે જ છે. પછી એ વાત ન્યારી છે કે એની ક્રિયા આત્માને તેના નિજ ગુણોથી દૂર ખેંચી લઈ જાય. સિદ્ધ સ્થિતિમાં અંતરાય કર્મનો સર્વથા ક્ષય છે અને તેથી જ ત્યાં આત્મા નિજ ગુણોમાં સદા પરિણમનશીલ રહે છે

એવું કહેવાય છે કે જૈનદર્શન નિવૃત્તિપૂરક દર્શન છે અને એના ઉપર એવો આક્ષેપ મુકાય છે કે એણે તો સદા નિષ્ક્રિયતા જ શીખવી છે પરંતુ હું કહીશ કે જેમની આવી ધારણા છે તેઓએ જૈનદર્શનનું અંતરહૃદયને પારખ્યું જ નથી. જૈનદર્શને કદી પણ કોઈ એક બાબત પરત્વે

આગ્રહ સેવ્યો નથી, કારણ કે આગ્રહમા એકાતની દુર્ગંધ છે જ્યારે જૈન-દર્શનનો આતર-પ્રાણ અનેકાતમા વસે છે એ સાચુ છે કે જૈનદર્શન નિવૃત્તિ-પૂરક છે તે ભૌતિક-પ્રગતિમા વધુ વિશ્વાસ રાખતો નથી પરતુ એનો અર્થ એ નથી કે તે નિષ્ક્રિયતાનો ઉપાસક છે નિવૃત્તિનો અર્થ થાય છે, પાછુ ફરવુ તો શેનાથી પાછુ ફરવુ ? શુ પોતાના શુભ ભાવોથી પાછુ ફરવુ ? શુ આત્મિક સદ્ગુણો અને શુદ્ધ વૃત્તિઓથી પાછા ફરવુ ? નહિ, પીછેહઠ કરવામા પણ વિવેક જાળવવો પડશે

પીછેહઠનો અર્થ એટલો જ થાય છે કે આપણે વિકારોથી પાછા ફરીએ વાસનાઓ અને અશુભવૃત્તિઓથી પાછા ફરીએ એક આચાર્ય જૈનદર્શનની નિવૃત્તિ અને પ્રવૃત્તિનુ દર્શન કરાવતા કહે છે કે

**असुहादो विणिवित्ति, सुहे पवित्ति जाण चरित्तं,**
**वदसमिति गुत्ति रूवं ववहारणयादुजिण भासियं ॥**

**द्रव्यसंग्रह-४५**

દ્રવ્ય સગ્રહના શ્લોકાર્ધમા સિદ્ધાત ચક્રવર્તી આચાર્ય નેમચદ્રજી જૈન-દર્શનની નિવૃત્તિ અને પ્રવૃત્તિની વ્યાખ્યા બતાવી રહ્યા છે, અશુભથી નિવૃત્તિ અને શુભમા પ્રવૃત્તિ એ જ ચારિત્ર છે અશુભથી-આત્મવિકારોથી પાછા વળવુ તે ચારિત્રનુ એક અગ છે તો શુભમા પ્રવૃત્તિ કરવી તે ચારિત્રનુ બીજુ અગ છે જૈનદર્શનને કેવળ નિવૃત્તિવાદી કહેવો તે અર્ધસત્ય છે, અશુભથી નિવૃત્તિ લેવી જેટલી જરૂરી છે તેટલી જ શુભમા પ્રવૃત્તિ કરવી જરૂરી છે.

આ જ નિવૃત્તિ અને પ્રવૃત્તિનુ અન્તર્દર્શન જ અક્રિયા અને ક્રિયાનુ રહસ્ય છે અક્રિયાનો અર્થ અહી અશુભ ક્રિયા છે. અને તેનાથી પાછા વળવાનુ છે કારણ અક્રિયાનો અર્થ તદ્દન ક્રિયાશૂન્યતા નથી હમણા જ મે ઉપર જણાવ્યુ તેમ આત્મા કદી નિષ્ક્રિય રહેતો જ નથી અનત કાળથી આત્મા ક્રિયા કરતો રહ્યો છે પરંતુ તે ક્રિયા તેને પોતાના લક્ષ્યથી દૂર હઠાવી રહી છે કલ્પના કરો, એક બહેન સવારે વહેલી ઊઠી પોતાને હાથે ઘરનો કચરો વાળે છે જો કે આજે આ કામને હલકુ ગણવામા આવે છે પરતુ મુનિ માટે જેટલુ પ્રતિલેખન અને પ્રમાર્જન જરૂરી છે તેટલુ જ ગૃહસ્થો માટે આ કામ જરૂરી છે કચરો સાફ નહિ થાય તો જાળા બાઝી પડશે અને તેમા જીવોત્પત્તિ થયા બાદ એને દૂર કરવો એ સાચા જૈનનું લક્ષણ નથી.

આજે તો ઘણાંય સંપન્ન ઘરોમાં નોકર દ્વારા આ કામ થતું હોય છે પરંતુ નોકર તે શી ભાવના રાખશે? તેને જીવોની શું દયા હશે? જેના દિલમાં અનુકંપા નથી જેને તત્ત્વનો બોધ નથી એવા પાસે જયણા અને દયાની શી આશા રાખી શકાય? હા તો એક બહેન કચરો વાળી એક ખૂણામાં એકઠો કરી દે છે એણે પણ ક્રિયા તો કરી જ છે બીજી બહેન આવી અને એણે પેલા કચરાને ઉપાડી બહાર ફેંકવાને બદલે ફરી ઘરમાં વીખેરી દીધો. ક્રિયા તો બનેએ કરી છે પરંતુ પહેલી બહેનની ક્રિયા તે સાર્થક ક્રિયા છે જ્યારે બીજી બહેનની ક્રિયા તે નિષ્ફળ ક્રિયા છે તેવી જ રીતે મિથ્યાત્વ અને અજ્ઞાન અવસ્થામાં આત્મા જે કંઈ ક્રિયા કરે છે તે આ બીજી બહેને કરી હતી, તેવી ક્રિયા છે તે કચરાને બહાર ફેંકતી નથી અપિતુ વિષયને વાસનારૂપી કચરો પાછો ઘરમાં ફેલાવે છે એટલા માટે એને અશુભ ક્રિયા કહેવાય છે ત્યારે આપણે તો શુભ ક્રિયા કરવી છે

તમે અશુભમાંથી શુભ તરફ ગમન કરો. તમારે વિચારવું જોઈએ કે તમારી ક્રિયા શુભ તરફ જાય છે કે અશુભ તરફ? તમારા મનની પ્રવૃત્તિ, વાણીની પ્રવૃત્તિ તેમ શરીરની પ્રવૃત્તિ શુભમાં છે કે અશુભમાં? મન વડે તમે પરહિત માટે કેટલું ચિંતન કરો છો? હું માનું છું, અહિત ચિંતનમાં તમારું મન જતું નહિ હોય કારણ તમે શ્રાવક છો ભગવાન મહાવીરના ઉપાસક છો પરંતુ તમારા પાડોશીની દુકાને ગિરદી થાય છે અને તમારી દુકાને એક પણ ગ્રાહક આવતો નથી ત્યારે તમારું મન શું બોલે છે? હે ભગવાન્ આની દુકાન ઉપર ગ્રાહકો શા માટે જાય છે? એની દુકાન બંધ થઈ જાય તો સારું આ અશુભ વિચારો છે એમની રીતે તોડી પાડવાની ક્રિયા તે અશુભ ક્રિયા છે. તમારા થકી કોઈનું ભલું થાય તો કરજો પણ કોઈને તોડી પાડશો તો નહિ જ પાણી મૂળિયાને જમીન સાથે સ્થિર કરે છે અને પ્રચંડ હવા એ મૂળિયાંને ઉખાડી દે છે એટલે હવે તમે વિચારી લો કે તમારે શું બનવું છે? હવા કે પાણી?

હું તો તમને સલાહ આપીશ કે હવા નહીં પણ પાણીનું કામ કરજો. બીજાના પગ મજબૂત કરજો. પાડવું સહેલું છે પણ જમાવવું મુશ્કેલ છે આ મકાનના નિર્માણમાં એક વર્ષ લાગ્યું હશે પણ એને તોડી પાડવા માટે તો ફક્ત દોઢ જ દિવસ પર્યાપ્ત થશે સમયમાં બધું આવ્યા કોઈ પણ માનવબંધુ તમારો સહારો લઈને ઊભા થવાની કોશિશ કરે તો તમે એને ટકાવવામાં મદદ કરજો. અરે પેલી આ આત્મારૂપી ગાડી પણ ચલાવવામાં અને આગળ

વધવામા મદદ કરે છે, ત્યારે તમે તો વળી ચેતનામય છો, પચેન્દ્રિય છો અને મનુષ્ય છો, પછી બીજાને આગળ વધવામા મદદ ન કરો એવુ કદી સભવે ખરુ ?

વારુ તો આજે તમે જ્યારે ઘેર જાઓ ત્યારે વિચાર કરજો કે હુ અને મારી સપત્તિ બીજાના વિકાસમા કેટલા સહાયક થઈ રહ્યા છીએ ? યાદ રાખજો, પુણ્યના સુયોગે તમને જે સાધનો મળ્યા છે, એ વહેતી ગગામા કોઈ હાથ ધોવા આવે તો ઈન્કાર કરશો નહિ આમ કરશો તો પુણ્યની ગગા વહેતી જ રહેશે, પરતુ જ્યારે સ્વધર્મીઓની સહાયતાથી હાથ સકોચાશે ત્યારે પૂણ્યની ગગા પણ સકુચિત બનતી જશે

હુ આપીશ તો ખાઈશ શુ ? મારા બાળકો ભૂખ્યાં મરશે સહાય કરવાના ટાણે આ જાતના વિચારો જેના મનમાં આવે છે તેને પુણ્યના તત્ત્વ પર શ્રદ્ધા જ નથી એમ હુ તો કહુ હસવાથી આનદ ખૂટતો નથી- તેમ દેવાથી સપત્તિ ખૂટતી નથી હા, પણ ઈન્કાર કરવાથી જરૂર તે ઘટી જાય છે

એક શહેરની વાત છે એક સપત્તિસપન્ન બહેન એક સાધ્વીજીના દર્શન કરવા સારુ આવી લગભગ પચ્ચીસેક હજારની મોટરકારમાંથી તે નીચે ઊતરી એના હાથે અને માથે મોતી જડ્યા આભૂષણો હતા, તે ઉપર ગઈ અને સાધ્વીજીને વદના કરી સપત્તિસપન્નની વદના પણ જરા જોવા લાયક હોય છે તે વધુ નમી શકતા નથી કારણ વધુ નમવા જતા જરા કપડાની ઈસ્ત્રી બગડી જવાનો ડર રહે છે અને એમા વળી થોડો પૈસાની ગરમી પણ વિનમ્રતા અને કોમળતાને ઓછી કરી દે છે

હા, તો શેઠાણીજીએ તેરી જ લટકેદાર વદના કરી, અને નીચે બેઠી ગઈ પાસે જ એક ગરીબ વિધવા બહેન બેઠી હતી એની આર્થિક સ્થિતિ કથળેલી હતી તે અઠમ-અઠમના પારણા કરતી હતી સાધ્વીજીએ એના તરફ સકેત કરતા કહ્યુ આ ગરીબ બહેન છે, ધાર્મિક જીવન વ્યતિત કરે છે કઈક મદદ કરી શકો તો સારુ પુણ્યપ્રકૃતિએ તમને દીધુ છે, તો એનો આવા શુભ કામોમા ઉપયોગ થાય તો તે શુભ ફળ જ આપશે

મહાસતીજીની વાત સાભળીને પેલી શેઠાણી બોલી મહારાજ, ઊટની ગરદન લાબી છે તો તે શુ કાપી નાખવા માટે છે ? વધુ પૈસા છે પણ તે વહેચી નાખવા માટે નથી અને એક પૈસો પણ તેના હાથમાથી સર્યો

નહિ થોડી વાર તે ત્યાં બેઠી પછી તે મોટરમાં બેસી પોતાને ઘેર આવી ગઈ આ બીના બન્યાને હજુ ૭ દિવસ પણ વીત્યા નહિ હોય કે તે બાઈનો પુત્ર કાળા બજારને અંગે પકડાઈ ગયો અને તે પણ એવા સકંજામાં કે છૂટવાની કોઈ જગ્યા રહી નહિ. એના કેસ પાછળ રૂપિયા દસ હજાર ઊડી ગયા અને આબરૂ પણ માટીમાં મળી ગઈ ઊલટની ગરદન એક જ ઝપાટે કપાઈ ગઈ

આજે તમે વિચારો કે તમારી સંપત્તિનો કેટલો ભાગ શુભ ખાતે વપરાય છે અને કેટલો અશુભ ખાતે? પોતાના વૈભવ અને વિલાસમાં સંપત્તિની કમી નથી. તમારે રેલયાત્રા કરવી હશે તો ફર્સ્ટ ક્લાસની ટિકિટ લેશો. સિનેમાઘરમાં પાંચની ટિકિટ નહિ મળે તો દસની લેશો. પણ કોઈ ગરીબે પોતાની લજ્જા બાજુએ મૂકી હાથ ફેલાવ્યો તો તમામ ઈન્કમટેક્ષ, સેલ્સટેક્ષ યાદ આવી જશે અને જ્યારે સભામાં કોઈ કામ આવશે તો કહી દેશો કે સાહેબ હજુ તો ૭ દીકરીઓને પરણાવવાની છે શુભ કાર્યમાં સો-સો બહાનાં યાદ આવી જાય છે શુભ કાર્ય માટે જ્યારે દિલ સંકુચિત બને છે તો સમજી લેવું જોઈએ કે હજુ શુભ અને અશુભનો ભેદ સમજાયો નથી! નવતત્ત્વમાં પુણ્ય અને પાપ તત્ત્વનું રટણ કરતાં-કરતાં ઘણું સમજ્યું પરંતુ જીવનના મેદાને જ્યારે આ પ્રશ્ન આવ્યો ત્યારે નાસી જ ગયા!

જૈનદર્શન ફરમાવે છે કે તમે અશુભમાંથી શુભમાં પ્રવૃત્ત થાઓ અને શુભમાંથી શુદ્ધતા તરફ જાઓ પાપ પરિણતિ તે અશુભ છે પુણ્ય શુભ છે તો નિર્જરાની પરિણતિ શુદ્ધ છે તે તો શાકો રૂપિયો છે અશુભને સમાપ્ત કરવા માટે શુભ પરિણતિ અપનાવવામાં આવે છે કારણ કે કાંટા વડે કાંટો કાઢી શકાય છે સંસારના રાગને નિવારવા માટે ત્યાગનો રાગ આવશ્યક છે અને ત્યારે ત્યાગનો પણ રાગ સમાપ્ત થાય છે ત્યારે વીતરાગ અવસ્થા પ્રાપ્ત થાય છે

તમારી અને મારી તમામ સાધના વીતરાગ દશા પ્રાપ્ત કરવા માટે છે એક કવિએ પ્રાર્થના કરતાં કહ્યું છે કે:

प्रभु वीतराग स्वामी यह भावना हमारी
हम निज स्वरूप पायें पायें दशा तुम्हारी ॥

આપણી પ્રાર્થનાનું લક્ષ્ય છે વીતરાગ ભાવ જેવાની એની સાધના

માટે આપણે સાધના ક્ષેત્રમા ઝપલાવવુ પડશે તમે વિચાર્યુ તો ઘણુ છે, પણ હવે આચરવુ પડશે એ ખરુ છે કે લક્ષ્ય વિના નીકળી પડવુ પણ ખોટુ છે, પરંતુ કેવળ જાણી લેવા માત્રથી મઝીલ આવી જતી નથી એને સારુ તો ચાલવુ પડશે કસવાથી સોનાની પરીક્ષા થાય છે તો સોનાથી એરણની પરીક્ષા થાય છે જે એરણ એ બતાવી શકે કે આ સોનુ છે કે પિત્તળ છે તે એરણ નથી, એ છે કાળો પથ્થર! એવી જ રીતે જ્ઞાનથી ક્રિયાની જાણ થાય છે, અને ક્રિયાથી જ્ઞાનની વિવેકયુક્ત ક્રિયાને જોઈએ બોધ થાય છે કે એણે જ્ઞાન મેળવ્યુ છે.

ક્રિયા જ્ઞાનને વેગ આપે છે એના અભાવે જ્ઞાન પાગળુ રહે છે આચાર્ય માધવ-મુનિજી મહારાજ પ્રભુ પાર્શ્વનાથની સ્તુતિ કરતા ફરમાવે છે કે,

> **लंघत बढ़त नाथ प्रति छिन ये**
> **पर्वो विषम पहारो ।**
> **चरण रूप देवो चरण कृपा कर,**
> **तो नही लंघत वारो**
> **शरण मैं लीनो तुम चरणारो ।**

આચાર્ય માધવ મુનિજી મહારાજ કે જેને માટે એ કહેવત રચાઈ છે કે, "સો સાધુ અને એક માધવ" અને જેમની સિંહગર્જનાની સામે વિરોધીઓના પ્રાણ કપતા હતા—તેઓ પ્રભુની સ્તુતિ કરતા કહી રહ્યા છે. "આ સંસાર એક પર્વત છે અને એ પર્વત એવો તો વિષમ છે કે એના પર જેમ જેમ હુ ચઢતો જાઉ છુ તેમ તેમ એ વધતો જ જાય છે પરંતુ હે પ્રભુ, ચારિત્રરૂપી ચરણ (પગ) મળી જાય તો એને ચઢવામા કશી વાર લાગશે નહિ"

ચારિત્ર અર્થાત્ જ્ઞાનયુક્ત ક્રિયા ભવ-ભ્રમણને સમાપ્ત કરી છે સિક્કો એક બાજુથી ઘસાયેલો હોય તો બજારમા તે ચાલતો નથી એવી જ રીતે જ્ઞાન-શૂન્ય ક્રિયા પણ લક્ષ્ય સુધી પહોચાડી શકતી નથી જ્ઞાનરહિત ક્રિયા આંધળી ક્રિયા છે તો નિષ્ક્રિય જ્ઞાન પંગુ છે બને પોત-પોતામા અધૂરા છે હજાર લૂલા એકઠા થઈ જાય તો પણ એક પૂર્ણ વ્યક્તિનુ કામ કરી શકતા નથી જે જ્ઞાન આચરણમા આવ્યુ નથી તે કેવળ એક જાતનો ભાર જ બની રહે છે

આચાર્ય ભદ્રબાહુ સ્વામી ક્રિયારહિત જ્ઞાનને ભારરૂપ બતાવતા કહે છે

जहा खरो चन्दण भारवाही
भारस्स भागी न हु चन्दणस्स ।
एवं खु नाणी चरणेण हीणो
नाणस्स भागी न हु सोग्गइए ॥

विशेषावश्यक भाष्य

ચંદન એક સુગંધિત ચીજ છે. એનું એક ટીપું તાપથી તપતા શરીરને શીતળતા પ્રદાન કરે છે. મનુષ્ય તો શું, વિષધર સાપ એની સુવાસમાં પોતાને ભૂલી જાય છે. પરંતુ ચંદનને જો ગધેડા પર લાદવામાં આવે તો તે શું એની સુગંધનો આનંદ માણી શકશે? એ તો વિચારશે કે હું ક્યારે મારા સ્થાન પર પહોંચું અને મારી પીઠ પરથી આ ભારથી મુક્ત બની હળવો થાઉં. આગમવેત્તા આચાર્ય ભદ્રબાહુ કહે છે કે બસ આ જ રીતે જેણે જ્ઞાન મેળવ્યું છે પણ એનો એક અંશ પણ આચરણમાં ઉતાર્યો નથી તેવા લોકો આ ગધેડા જેવા જ્ઞાનના ભારવાહક માત્ર છે. એનો આનંદ એમના નસીબમાં નથી.

જ્ઞાન હોય કે ધન હોય, બંને જ્યારે ઉપયોગમાં આવતાં નથી ત્યારે એ કેવળ ભારરૂપ જ બની રહે છે. ધન ભેગું કરવા માટે પરસેવો વહાવ્યો, સવારથી સાંજ સુધી દોડધામ કરી અને ઘણું ભેગું કર્યું. પરંતુ જ્યારે ભૂખ લાગી ત્યારે એમાંથી ખાધું નહિ કે કશોય ઉપયોગ કર્યો નહિ. એવા એવા લક્ષાધિપતિઓ જોવામાં આવ્યા છે કે જેઓ સવારે પોતાનાં બાળકોને દૂધ તો શું પણ ચાનું પાણી પણ પાતા નથી. સંપત્તિ હોવા છતાં એનો ઉપયોગ ન કરનાર આવા જ લક્ષાધિપતિઓ છે. તેવા લોકો માટલામાં પાણી ઘણું હોવા છતાં તરસે મરનાર જેવા છે.

જ્ઞાનની વાત પણ એવી જ વરવી છે. ગ્રંથો ભેગા ભેગા કરીને શીખ્યા, સવારે વહેલાં ઊઠી એનું અધ્યયન કર્યું, મોડી રાત સુધી જાગીને એને યાદ કર્યું. પણ જ્યારે એને જીવનમાં ઉતારવાનો સમય આવ્યો ત્યારે ત્યાં શૂન્ય. એનો અર્થ એ જ થયો કે એણે નમૂના જેવું જાણ્યું છે. પુસ્તક પુસ્તક ગોખી-ગોખીને ઘણું જાણ્યું છે પણ એ ગ્રંથો ઉપરથી જ્યારે મમતાભાવ દૂર કરવાની વાત આવી, સ્વધર્મીને મદદ આપવાની વાત આવી, ત્યાગ સંતોષના લાભ્યા આમ જ વાતનું હોય તો પછી એ બધું શીખવાનો અને રટણ કરવાનો શો અર્થ ?

માહિતી મેળવવી એ એક ચીજ છે અને વસ્તુને ગ્રહણ કરવી તે બીજી ચીજ છે એક હીરાની કિંમત જાણી લેવી તે સરળ છે, કિંતુ હીરાને ખરીદી લેવો તે કઠિન છે પાસે રૂપિયા હોય તો જ ખરીદી શકાય છે. ઈતિહાસ લખવામા વાર લાગતી નથી પરંતુ ઈતિહાસ બનતા વાર લાગે છે એક લેખક ભગવાન મહાવીરનો ઈતિહાસ બે દિવસમા લખી શકે છે પરંતુ એ પતિત પાવન પુરુષોત્તમ ભગવાનનો ઈતિહાસ બનવામા કેટલો સમય લાગ્યો ? બાર-બાર વર્ષ સુધી કઠોર તપશ્ચર્યા કરી એ ભયાનક કષ્ટોને સહન કર્યા પછી જ તેઓ ભગવાન બની શકયા એની વાત સાભળતાની સાથે જ કાયરોનુ હૃદય થરથરી જાય છે. ત્યારે એ કથનીના નિર્માણમા કેટલી સાધના અને સયમની જરૂર પડી હશે ?

ચિત્તોડનો ઈતિહાસ લખવામા શુ વાર લાગવાની છે ? પરંતુ તેની રચનામા કેટલા સાહસ અને વીરતાની આવશ્યકતા પડી હશે, એ કોણ નથી જાણતુ, વારુ ? પેલી સુકુમાર રાણીઓ જેમના પગ તળે ફૂલોની પાદડીઓ રહેતી હતી તેઓ સતીત્વના રક્ષણ કાજે ધગધગતી ચિતામા કૂદી પડી કેટલું સાહસ હશે એમનામા ? હા, તો સાભળવા અને જાણવામા વાર લાગતી નથી પણ વાર તો ત્યા અને ત્યારે જ લાગે છે કે જ્યારે એ રસ્તે ચાલવાનો પ્રશ્ન આવે છે મુબઈનુ નામ સાભળી લેવા માત્રથી કે તમે એનો રસ્તો જાણી લેવા માત્રથી હુ કાઈ મુબઈ પહોચી શકયો નથી, એને સારુ થઈને તો ચાલવુ પડયુ, ભયકર ગરમી સહીને પણ ચાલવુ પડયુ રસ્તે પગસેવાના દીપા ચાલી નીકળ્યા હતા ત્યારે જ તમારી મુબઈનગરીમા હુ પહોચી શકયો છુ.

જાણી લેવાથી અડધી સમસ્યાનો ઉકેલ આવે છે, પરતુ મઝીલ સુધી તો આપણે ચાલવા માડીએ તો જ પહોચી શકીએ છીએ એટલે કહેવામા આવ્યુ છે કે

**ज्ञान क्रियाभ्यां मोक्ष ॥**

મોક્ષની મઝીલ સુધી પહોચવા માટે જ્ઞાન જોઈએ કે ક્રિયા ? માની લો જ્ઞાન વિના ચારિત્ર આવતુ નથી, અને કેવળ જ્ઞાન વિના મોક્ષ પ્રાપ્ત થઈ શકતો નથી પરતુ યથાખ્યાત ચારિત્ર વિના કેવળજ્ઞાન થઈ શકતુ નથી. મોક્ષ માટે કેવળજ્ઞાન જરૂરી છે પરતુ કેવળજ્ઞાન થયા પછી પણ જ્યા સુધી આત્મા સર્વ સવરરૂપ સપૂર્ણ ચારિત્ર અને શૈલેશી અવસ્થા પ્રાપ્ત કરતો

નથી ત્યાં સુધી આત્મા મોક્ષ પ્રાપ્ત કરી શકતો નથી. મોક્ષનું સૌથી નિકટવર્તી કારણ તે ચારિત્ર જ છે. ચારિત્ર વિના આનંદ પણ આવતો નથી. કલ્પના કરો એક માણસ પ્રીતિભોજનમાં ગયો. ભાણામાં પુરીઓ આવી અને લાડુ પણ આવ્યા. તે લાડુ ખાવાને બદલે ખિસ્સામાં ભરવા લાગ્યા. હવે તમે જ બતાવો. શું એને લાડુ ખાવાનો આનંદ મળશે ખરો? લાડુને ખિસ્સામાં ભરવાથી નહિ ખાવાથી આનંદ આવે છે. તેવી જ રીતે કેવળ વસ્તુનું સ્વરૂપ જાણી લેવા માત્રથી નહિ પરંતુ એને જીવનમાં ઉતારવામાં આનંદ આવે છે.

તમે જે કાંઈ સાંભળ્યું છે અને જે કાંઈ જાણ્યું છે તેને તમે જીવનમાં ઉતારો. ચારિત્ર તરફ ભરવા માંડેલાં પગલાં જ તમને તમારા શાશ્વત લક્ષ્ય સુધી પહોંચાડી શકશે.

ૐ શાંતિ શાંતિ

શ્રાવણ વદ ચૌદશ | જૈન ધર્મસ્થાનક
વિક્રમ સંવત ૨૦૧૬ | કાંદાવાડી મુંબઈ



આલોક ને પરલોકના સુખ જ્ઞાની દશા પર નિર્ભર છે.

પશુને ખાવાથી પેટ ભરાઈ જવાના સમયનું જ્ઞાન હોય છે જ્યારે મૂર્ખ મનુષ્યને પેટના પરિણામનું ભાન હોતું નથી.

આજનું વ્યાખ્યાન દર્શનવિશુદ્ધિ નામથી છે દર્શન-વિશુદ્ધિને સમજવા, પહેલા આપણે દર્શનને સમજવુ પડશે દર્શનનો એક અર્થ છે જોવુ, જે સામાન્ય રીતે પ્રચલિત છે દર્શનનો એક અર્થ તાત્ત્વિક સિદ્ધાંત પણ છે અમુક ખાસ પ્રકારની વિચારધારા પણ આપણે ત્યા દર્શનના નામે ઓળખાય છે જેમ કે જૈનદર્શન, બૌદ્ધદર્શન, સાંખ્યદર્શન વગેરે દર્શનનો એક બીજો પણ અર્થ છે, જે શ્રદ્ધાના અર્થમા વપરાય છે તત્ત્વનો નિર્ણય એ પણ દર્શનની એક પરિભાષા છે આપણે અહી છેલ્લા અર્થમા દર્શનનો પ્રયોગ કરવાનો છે

જ્યા સુધી દર્શન પ્રાપ્ત થતુ નથી, ત્યા સુધી સત્યનુ દર્શન નથી થઈ શકતુ. વસ્તુને તેના સાચા સ્વરૂપમા જોવી તે શુદ્ધ દર્શન છે હેય (ત્યાજ્ય) વસ્તુને હેયરૂપે, જ્ઞેય (જાણવા યોગ્ય) ને જ્ઞેય અને ઉપાદેય (પ્રાપ્ત કરવા જેવી) ને ઉપાદેય તરીકે ઓળખવી તેનુ નામ દર્શન છે

સમ્યગ્દર્શન એક બીજ છે જે એક દિવસ ચારિત્રના વિશાળ વડલામા પલટાઈ જઈ, સસારના અનત અનત પ્રાણીઓને માટે શાતિ આપનાર બને છે તે સાધનાના ભવ્ય મહેલનો પાયો છે પાયા વિના—મજબૂત પાયા વિના, રેતી ઉપર ચણાયેલો મહેલ કેટલો વખત ટકી શકે ? અતરમા જ્યા સુધી સમ્યક્ત્વનો પ્રકાશ પ્રાપ્ત નથી થતો, ત્યા સુધી, કેવળ ઉપરના ક્રિયા-કાડો, આત્માને ભવપરપરાના ચક્કરમાથી મુક્ત કરી શકતા નથી ભલે તેનાથી સ્વર્ગના મહાન સુખો મળે પણ જન્મમરણના ફેરા જરા પણ ઘટતા નથી

સમ્યગ્દર્શનના અભાવે કરવામાં આવતી સાધનાની કિંમત, એકડા-

વિનાનાં મીંડાં જેટલી છે જો પહેલાં એકડો હોય અને પછી મીંડાં મૂકવતાં જાઓ, તો દરેક મીંડું તેની કિંમત દસગણી વધતી જાય છે જેટલાં મીંડાં વધારતાં જાઓ તેટલા દરેક વખતે તેની કિંમત દસ દસગણી વધતી જશે. પરંતુ જો એકડો કાઢી નાખવામાં આવે, તો પછી તે મીંડાની શી કિંમત રહેશે ! એ જ રીતે સાધનાને માટે સમ્યક્ત્વ એકડાનું કામ કરે છે

સમ્યગ્દર્શનની આ વિશાળ ગુણગાથાની પાછળ એક રહસ્ય છે તે આપણને નવી દૃષ્ટિ આપે છે તેની પ્રાપ્તિ પછી જીવન અને જગતને જોવાની રીત બદલાઈ જાય છે તમે તમારા મિત્રને ત્યાં ગયા અને તેના ઘરમાં એક સોનાની વીંટી પડેલી જોઈ તમારા ગયા પછી કોઈ બીજો માણસ આવ્યો અને તેણે પણ જોઈ જોઈ બન્નેએ પણ બન્નેના જોવામાં ફેર છે. એક મિત્રની દૃષ્ટિએ જુએ છે અને બીજો ચોરની દૃષ્ટિએ. તમે જોઈ તો તમને વિચાર થયો કે તમારો મિત્ર ભૂલી ગયો છે તેણે ભૂલ કરી છે સોનાની વસ્તુ આમ રખડતી ન રાખવી જોઈએ. એ આવે તો હું તેને વાત કરું બીજા જે ભાઈ આવેલા છે તે બીજો જ વિચાર કરે છે તે વિચારે છે કે જો આ જરા ખસી જાય તો હું વીંટી હાથ કરી લઉં

સમ્યગ્દર્શન સંસારને જોવાની દૃષ્ટિ આપે છે તે સંસારના સર્વ જીવો પ્રત્યે મિત્ર દૃષ્ટિ આપે છે તેમાં વિકારી ભાવનાનો નાશ થઈ અધિકારની દૃષ્ટિ આવે છે વિશ્વના પ્રાણીમાત્ર પ્રત્યે તેના હૃદયમાં સમભાવની ધારા પ્રગટ થાય છે સાથે જ તેનામાં અનાસક્તિભાવ પણ પ્રગટે છે જેથી તે સંસાર ની વાસનાઓનો હૃદયમાં પ્રવેશ થવા દેતો નથી. વહાણ પાણીમાં ચાલે છે તેની ચારે તરફ પાણી હોય છે તેનો અમુક ભાગ પાણીની અંદર હોય છે તેની નીચે અથાગ પાણી છે છતાં તે ડૂબતું નથી કારણ કે તે પાણીને તેની અંદર પેસવા દેતું નથી તેમ, સમ્યક્ત્વી પણ સંસારની અંદર રહે છે તેની ચારે તરફ વાસનાનો સાગર છે ઉર્મિઓ અને દ્વેષના મગરમચ્છો ફરતા હોય છે છતાં તે તેમાં ડૂબતો નથી કેમકે તેને તરવાની કળા આવડે છે

કુશળ તારો તળાવ અને સમુદ્રમાં તરે છે ઊંડે સુધી ડૂબકી મારે છે. ક્યારેક ઊભેલ વ્યક્તિને ચિંતા થાય છે કે આ તો છેક નીચે ગયો ઉપર આવી શકશે કે નહિ ! પણ થોડી જ વારમાં તરનારો ઉપર આવી જાય છે સમ્યગ્દર્શનવાળો આત્મા સંસાર સમુદ્રના ઊંડાણમાં ડૂબકી મારે છે છતાં તે ડૂબતો નથી. કારણ કે સંસારની વાસનાને તે અંતરમાં પ્રવેશ કરવા દેતો નથી.

આવી અનાસક્તિ પ્રાપ્ત કરવા માટે અંતરમાથી મોહની ભાવના દૂર થવી જોઈએ જ્યા સુધી મોહની ભાવના છે ત્યા સુધી સંસારની ભાવના મીઠી લાગશેજ લીંબડો કડવો હોય છે પરંતુ જેને સાપ કરડયો હોય અને જેના શરીરમા તેનુ ઝેર ફેલાયેલુ હોય, તેને કડવા લીંબડાના પાન પણ મીઠા લાગે છે પણ ઝેર ઉતરી જતાં લીંબડાનો કડવો સ્વાદ જણાઈ આવે છે. એ પ્રમાણે જ્યા સુધી આત્મામા મિથ્યાત્વનુ ઝેર ફેલાયેલુ હોય છે ત્યા સુધી ભૌતિક પદાર્થોમા મીઠાશનો અનુભવ થતો રહે છે અધ્યાત્મનુ અમૃત પણ તેને અપ્રિય લાગે છે મોહનીય કર્મની સ્થિતિ સિત્તેર ક્રોડાક્રોડીથી સાગરોપમની છે તેમાથી અગનોતેર ક્રોડાક્રોડીથો પણ કાઈ વધુ ક્ષય થાય છે ત્યારે તો આત્મામા **ણમો અરિહંતાણ** કહેવાની ભાવના જાગૃત થાય છે

## સમ્યકત્વપ્રાપ્તિનો ક્રમ

હવે આપણે જરા સમ્યકત્વપ્રાપ્તિના ક્રમ ઉપર વિચાર કરીએ જેવી રીતે નદીના પાણીમા પડેલો પથ્થર, નદીના પાણી વડે અથડાઈ, ઘસાઈને, સ્વાભાવિક રીતે, ગોળ બની જાય છે, તેવી રીતે આત્મા, સંસારની ઠોકરો ખાઈને અકામ-નિર્જરા દ્વારા, કર્મબંધનથી હળવો બને છે, ત્યારે રાગ-દ્વેષની ગ્રંથિને ભેદીને, સમ્યકત્વની અભિમુખ બને છે ત્યાર પછી, તેની આંતર-ઉત્ક્રાંતિ ચાલુ રહે છે પરિણામોની વિશુદ્ધિ દ્વારા દર્શન સપ્તકનુ ઉપશમન, ક્ષય અથવા ક્ષયોપશમ કરે છે ત્યારેજ આત્મા સમ્યકત્વના અસીમ પ્રકાશનો અનુભવ કરે છે

આ હુ એકી સાથે કહી ગયો છુ પણ તે વધારે વિવેચન માગે છે તમારા મનમા થશે કે દર્શનસપ્તક શુ છે, તેનુ ઉપશમન કેવી રીતે કરી શકાય છે. ક્ષય અને ઉપશમ શું છે?

**૧ અનંતાનુબંધી ક્રોધ** **૨ અનંતાનુબંધી માન**
**૩. અનંતાનુબંધી માયા** **૪ અનંતાનુબંધી લોભ**
**૫ મિથ્યાત્વ મોહનીય** **૬ મિશ્ર મોહનીય** અને
**૭. સમ્યકત્વ મોહનીય**

આ સાત દર્શન-સપ્તક કહેવાય છે અનંતાનુબંધી ચતુષ્ટય ઉપર તો તમે સાભળી ચૂકયા છો કષાયવિજય સંબંધી બોલતી વખતે તેના ઉપર હુ પૂરતુ કહી ચૂકયો છુ મિથ્યાત્વીના સંબંધમા, આચાર્યોએ પૂરતુ વિવેચન કર્યું છે

વિનાનાં મીંડાં જેટલી છે. જો પહેલા એકડો હોય અને પછી મીંડાં મૂકવતાં જાઓ, તો દરેક મીંડે તેની કિંમત દસગણી વધતી જાય છે. જેટલાં મીંડાં વધારતાં જાઓ તેટલા દરેક વખતે તેની કિંમત દસ દસગણી વધતી જશે. પરંતુ જો એકડો કાઢી નાખવામાં આવે, તો પછી તે મીંડાની શી કિંમત રહેશે ! એ જ રીતે સાધનાને માટે સમ્યક્ત્વ એકડાનું કામ કરે છે.

સમ્યગ્જ્ઞાનની આ વિશાળ ગુણગાથાની પાછળ એક રહસ્ય છે. તે આપણને નવી દૃષ્ટિ આપે છે. તેની પ્રાપ્તિ પછી જીવન અને જગતને જોવાની રીત બદલાઈ જાય છે. તમે તમારા મિત્રને ત્યાં ગયા અને તેના ઘરમાં એક સોનાની વીંટી પડેલી જોઈ. તમારા ગયા પછી કોઈ બીજો માણસ આવ્યો અને તેણે પણ જોઈ. જોઈ બન્નેએ પણ બન્નેના જોવામાં ફેર છે. એક મિત્રની દૃષ્ટિએ જુએ છે અને બીજો ચોરની દૃષ્ટિએ. તમે જોઈ તો તમને વિચાર થયો કે તમારો મિત્ર ભૂલી ગયો છે. તેણે ભૂલ કરી છે. સોનાની વસ્તુ આમ રખડતી ન રાખવી જોઈએ. એ આવે તો હું તેને વાત કરું. બીજા જે ભાઈ આવેલા છે તે બીજો જ વિચાર કરે છે. તે વિચારે છે કે જો આ જરા ખસી જાય તો હું વીંટી હાથ કરી લઉં.

સમ્યગ્જ્ઞાન સંસારને જોવાની દૃષ્ટિ આપે છે. તે સંસારના સર્વ જીવો પ્રત્યે મિત્રદૃષ્ટિ આપે છે. તેમાં વિકારી ભાવનાનો નાશ થઈ અધિકારની દૃષ્ટિ આવે છે. વિશ્વના પ્રાણીમાત્ર પ્રત્યે તેના હૃદયમાં સમભાવની ધારા પ્રગટ થાય છે. સાથે જ તેનામાં અનાસક્તિભાવ પણ પ્રગટે છે. જેથી તે સંસારની વાસનાઓનો હૃદયમાં પ્રવેશ થવા દેતો નથી. વહાણ પાણીમાં ચાલે છે. તેની ચારે તરફ પાણી હોય છે. તેનો અડધો ભાગ પાણીની અંદર હોય છે. તેની નીચે અથાગ પાણી છે છતાં તે ડૂબતું નથી. કારણ કે તે પાણીને તેની અંદર પેસવા દેતું નથી. તેમ, સમ્યક્ત્વી પણ સંસારની અંદર રહે છે. તેની ચારે તરફ વાસનાનો સાગર છે. ઊર્મિ અને દ્વેષના મગરમચ્છો ફરતા હોય છે છતાં તે તેમાં ડૂબતો નથી. કેમ કે તેને તરવાની કળા આવડે છે.

કુશળ તારો તળાવ અને સમુદ્રમાં તરે છે. ઊંડે સુધી ડૂબકી મારે છે. કિનારે ઊભેલ વ્યક્તિને ચિંતા થાય છે કે આ તો ઊંડે નીચે ગયો. ઉપર આવી શકશે કે નહિ ! પણ થોડી જ વારમાં તરનારો ઉપર આવી જાય છે. સમ્યગ્જ્ઞાનવાળો આત્મા સંસાર સમુદ્રના ઊંડાણમાં ડૂબકી મારે છે છતાં તે ડૂબતો નથી. કારણ કે સંસારની વાસનાને તે અંતરમાં પ્રવેશ કરવા દેતો નથી.

આવી અનાસક્તિ પ્રાપ્ત કરવા માટે અંતરમાંથી મોહની ભાવના દૂર થવી જોઈએ જ્યાં સુધી મોહની ભાવના છે ત્યાં સુધી સંસારની ભાવના મીઠી લાગશેજ લીંબડો કડવો હોય છે પરંતુ જેને સાપ કરડ્યો હોય અને જેના શરીરમાં તેનું ઝેર ફેલાયેલું હોય, તેને કડવા લીંબડાના પાન પણ મીઠાં લાગે છે પણ ઝેર ઊતરી જતા લીંબડાનો કડવો સ્વાદ જણાઈ આવે છે. એ પ્રમાણે જ્યાં સુધી આત્મામાં મિથ્યાત્વનું ઝેર ફેલાયેલું હોય છે ત્યાં સુધી ભૌતિક પદાર્થોમાં મીઠાશનો અનુભવ થતો રહે છે અધ્યાત્મનું અમૃત પણ તેને અપ્રિય લાગે છે મોહનીય કર્મની સ્થિતિ સિત્તેર કોડાકોડીથી સાગરોપમની છે તેમાંથી અગનોતેર કોડાકોડીથી પણ કાંઈ વધુ ક્ષય થાય છે ત્યારે તો આત્મામાં **णमो अरिहंताण** કહેવાની ભાવના જાગૃત થાય છે

## સમ્યક્ત્વપ્રાપ્તિનો ક્રમ

હવે આપણે જરા સમ્યક્ત્વપ્રાપ્તિના ક્રમ ઉપર વિચાર કરીએ જેવી રીતે નદીના પાણીમાં પડેલો પથ્થર, નદીના પાણી વડે અથડાઈ, ઘસાઈને, સ્વાભાવિક રીતે, ગોળ બની જાય છે, તેવી રીતે આત્મા, સંસારની ઠોકરો ખાઈને અકામ-નિર્જરા દ્વારા, કર્મબંધનથી હળવો બને છે, ત્યારે રાગ-દ્વેષની ગ્રંથિને ભેદીને, સમ્યક્ત્વની અભિમુખ બને છે ત્યાર પછી, તેની આંતર-ઉત્ક્રાંતિ ચાલુ રહે છે પરિણામોની વિશુદ્ધિ દ્વારા દર્શન સપ્તકનું ઉપશમન, ક્ષય અથવા ક્ષયોપશમ કરે છે ત્યારેજ આત્મા સમ્યક્ત્વના અસીમ પ્રકાશનો અનુભવ કરે છે

આ હું એકી સાથે કહી ગયો છું પણ તે વધારે વિવેચન માગે છે તમારા મનમાં થશે કે દર્શનસપ્તક શું છે, તેનું ઉપશમન કેવી રીતે કરી શકાય છે ક્ષય અને ઉપશમ શું છે?

**૧ અનંતાનુબંધી ક્રોધ ૨ અનંતાનુબંધી માન**
**૩. અનંતાનુબંધી માયા ૪ અનંતાનુબંધી લોભ**
**૫ મિથ્યાત્વ મોહનીય ૬ મિશ્ર મોહનીય** અને
**૭. સમ્યક્ત્વ મોહનીય**

આ સાત દર્શન-સપ્તક કહેવાય છે અનંતાનુબંધી ચતુષ્ટય ઉપર તો તમે સાંભળી ચૂક્યા છો કષાયવિજય સંબંધી બોલતી વખતે તેના ઉપર હું પૂરતું કહી ચૂક્યો છું મિથ્યાત્વીના સંબંધમાં, આચાર્યોએ પૂરતું વિવેચન કર્યું છે

જીવનની એ અંધારઘેરી રાત્રિ જેમાં આપણે હિતનો અને અહિતનો વિવેક ખોઈ બેઠા હોઈએ જ્યારે આપણને સત્યમાં અસત્યની છાયા દેખાતી હોય અને અસત્યની આપણે સત્યરૂપે પૂજા કરતા હોઈએ છીએ તેને આગમની ભાષામાં મિથ્યાત્વ કહેવામાં આવે છે ત્યારે આપણે સ્વાર્થ અને સત્ય બન્નેને સમાન મહત્ત્વ આપીએ ત્યારે તે અસત્યથી આવૃત્ત દૃષ્ટિ મિશ્રદૃષ્ટિ કહેવાય છે જો કે તેણે સત્યનું દર્શન કર્યું છે પણ સ્વાર્થ તેનો પીછો છોડ્યો નથી. આવે વખતે તે સત્યનાં ગીત ગાય છે અને જીવનની એકાંત પળોમાં અસત્યની પૂજા કરે છે આ અસત્યનાં બે ટીપાં સત્યના દૂધને ઝેરમય બનાવે છે

ત્રીજું છે સમ્યક્ત્વ મોહનીય. તેમાં આત્માની સ્થિતિ એવી છે કે જ્યાં મિથ્યાત્વની રાત્રિ વીતી ગઈ છે જીવનપ્રભાતમાં સત્યની લાલિમા દેખાઈ રહી છે જ્યાં હજુ મિથ્યાત્વની રાત્રિ પૂરી વીતી ગઈ નથી. હજુ થોડોક અંધકારપટ બાકી છે આ સ્થિતિમાં મિથ્યાત્વનો રસોદય સમાપ્ત થઈ જાય છે પણ પ્રદેશોદય બાકી રહે છે

જ્યારે આત્મા દર્શન સપ્તકનો પૂર્ણપણે ક્ષય કરી નાખે છે ત્યારે તે ક્ષાયિક સમ્યક્ત્વ કહેવાય છે પણ જ્યારે મિથ્યાત્વની પ્રકૃતિને વશ નથી કરી શક્યો ત્યારે તે તેને દબાવી દે છે જેવી રીતે ફટકડી પાણીમાં નાખવાથી પાણીમાંનો કચરો છૂટો પડી નીચે બેસી જાય અને પાણી ચોખ્ખું થઈ જાય છે પણ તેમાં મેલ દૂર થયો નથી. જો ક્યારેક તેને હલાવવામાં આવે તો પાછો કચરો ઉપર પાણીમાં આવી જઈ શકે છે ક્ષાયોપશમિક સમ્યક્ત્વમાં આત્મા દર્શન સપ્તકનો કેટલેક અંશે ક્ષય અને કેટલેક અંશે ઉપશમન કરે છે તેમાં પૂરો ક્ષય કે પૂરું ઉપશમન નથી હોતું એટલે તેમાં પહેલાં બે (ક્ષાયિક અને ઉપશમ) જેટલી વિશુદ્ધિ નથી.

આ અંતરની ઉત્ક્રાંતિ તેના જીવનમાં એક મોટો ફેરફાર લાવે છે હવે તે સત્યનો દ્રષ્ટા છે અને મુક્તિમાર્ગનો યાત્રી છે તેનું લક્ષ્ય પણ બદલાઈ જાય છે સ્વપરિણતિમાં સ્થિર થવું એ જ તેનું ધ્યેય બને છે દુનિયાના ભૌતિક પદાર્થોની લિપ્સા તેના મનને બાંધી રાખી શકતી નથી. એનો અર્થ એવો નથી કે સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી આત્મા ચારિત્ર સ્વીકાર કરી લે છે પણ એ સમયે તેને ચારિત્ર પ્રત્યે અનુરાગ અવશ્ય પેદા થાય છે

સમ્યક્ત્વ દૃષ્ટિ પ્રાપ્ત થયા પછી, આત્મામાં એવું પરિવર્તન જરૂર આવે છે કે તે સત્ અને અસત્‌નાં રહસ્યને સમજે છે આ રહસ્ય સમજ્યાં

એ પણ ઘણો મોટો લાભ છે કારણ કે તે સમજ્યા પછી પરવસ્તુ પ્રત્યેની આસક્તિ નાશ પામે છે તે જીવનના દરેક ક્ષેત્રમા અનાસક્ત રહેશે માતપિતા, જે સ્નેહથી પુત્રનુ પાલન કરે છે, તેજ સ્નેહ પુત્રને પણ મળે છે દીકરીના માથાનુ દર્દ, માતાના માથાનુ દર્દ બની જાય છે તે પોતે ભૂખી રહી શકશે પણ પોતાની પુત્રીના આસુ નહિ જોઈ શકે, આટલુ વાત્સલ્ય રાખવા છતા પણ, તે જાણે છે કે દીકરી પારકા ઘરની વસ્તી છે એક દિવસ, તેને બીજાના ઘેર જવાનુ છે આવી જ વાત સમ્યકત્વી જીવની છે તે સસારની બધી ક્રિયાઓ કરે છે બીજાઓનુ રક્ષણ પણ કરે છે કેમકે તે જવાબદારી લઈને બેઠો છે છતા તે જાણે છે કે આ બધુ મારુ નથી

સ્વરૂપના ભેદનુ વિજ્ઞાન, મનની સકલ્પ–વિકલ્પાત્મક સ્થિતિનો અત લાવે છે કારણ કે જ્યારે તે હૃદયથી એક વાર પણ વસ્તુને પરવસ્તુ તરીકે જાણે છે, ત્યારે, પછી તેના સયોગ કે વિયોગથી, તેને હર્ષ કે શોક–બન્નેમાથી કાઈ પણ થતુ નથી તે જાણે છે કે જે આવ્યુ છે તે મારુ નથી એટલે તેનો હર્ષ કેવો? તેમ જ જે ગયુ છે તે મારુ નહોતુ એટલે તેનો શોક પણ શા માટે? એ મારુ હતુ જ કયારે? દુનિયાના હર્ષ અને વિષાદ તેના હૃદય ઉપર અસર કરતા નથી કારણ કે તે દુનિયાને એક રગમચ (Stage) માને છે રોજમરોજની ઘટનાઓ એ નાટકના દૃશ્ય છે તેમા કોઈ વખત સારા તો કોઈ વખત નઠારા દૃશ્યો જોવામા આવે છે

નાટકમા જય અને પરાજય બન્ને મળે છે પણ નાટકના પાત્રોને તેનો હર્ષ કે શોક હોતો નથી રાવણનો પાઠ કરનારના હાથમાથી આખી લકાનુ સામ્રાજ્ય જતુ રહે છે, છતા તેને લેશમાત્ર પણ શોક થતો નથી પરતુ જો કદાચ તેના ખીસામાથી દસ રૂપિયાની નોટ પડી જાય તો તે ચિતાતુર બની જશે સામ્રાજ્ય ગયુ ત્યારે ન રોનાર, દસ રૂપિયાની નોટ માટે કેમ રડે છે? કારણ કે તે જાણે છે કે નાટકનુ રાજ્ય, તે સાચુ રાજ્ય નહોતુ તેનો મુગટ તો બે કલાક પછી ઊતરી જ જવાનો હતો પણ દસ રૂપિયાની નોટ તો સાચી હતી અને તેનુ થયેલુ નુકસાન પણ પોતાનુ હતુ

તમે પણ આવી દૃષ્ટિ મેળવો દુનિયાને નાટકના દૃશ્યો માની લો અને તમે પ્રેક્ષક બની જાવ પછી તે નાટક તમને વિચલિત નહિ કરી શકે નટે બે ઘડીના રાજ્યને જૂઠુ માન્યુ, એટલા માટે તેને તે જવાથી કાઈ દુ ખ થતુ નથી પણ દસ રૂપિયા જવાથી દુ ખ થયુ કેમકે તે તેણે સાચા માન્યા હતા આ મિથ્યા જ્ઞાન જ દુ ખનુ કારણ છે એ નાટકનુ રાજ્ય સાચુ

નથી તો આ રાજ્ય પણ કેટલું સાચું છે ! આ પણ મ પડેનું જ રાજ્ય છે. પલ્યોપમ અને સાગરોપમની સરખામણીમાં આ જિન્દગી પણ બે ઘડીનો ખેલ જ છે.

**પદાર્થનું સાચું સ્વરૂપ તમે ઓળખ્યા પછી દુઃખ જેવી કોઈ વસ્તુ જ રહેતી નથી.** તત્ત્વનો યથાર્થ પરિચય એ જ સમ્યક્ત્વ છે. તે પ્રાપ્ત થતાં દુનિયાના આ મહેલો તમને કેદખાનાં જેવા લાગશે. ભલા તમે એ બતાવો કે તમે સંસારને જેલ માનો છો કે મહેલ ? જેલને, જેલ સમજનારો એક દિવસ તેનાથી છૂટી શકે છે. કોઈ અપરાધીને દસ વર્ષની કેદની સજા થઈ હોય તો જેમ જેમ દિવસ વીતતા જાય અને તેનો મુક્તિનો દિવસ નજીક આવતો જાય, તેમ તેમ તેના મનમાં પ્રસન્નતા વધતી જશે. પણ જેણે જેલને મહેલ જ માની લીધો તેનો છૂટકારો કયે દિવસે થશે !

સમ્યક્ત્વી આત્મા સંસારને મહેલ તરીકે નહિ પણ જેલ તરીકે જુએ છે. તે તેમાંથી બહાર નીકળવા મથે છે. ? ક્યારે તેને મોકો મળશે તે જ ક્ષણે તે, એ જેલનાં બંધનો તોડી નાખી નીકળી જશે. પછી તે એક સેકંડ પણ તેની પાસે ઊભો નહિ રહે. સિંહને જો કદાચ પાંજરામાં પૂરવામાં આવે તો તે ચુપચાપ બેસી નહિ રહે. કેમકે તે સમજે છે કે હું વનનો સ્વતંત્ર રાજા છું. હું કેદી બનવા સર્જાયો નથી. તેને જો કે તો કસ્વામાં આવ્યો છે પણ જો મિનિટ ભાગી જવાનો મોકો મળશે તે જ ક્ષણે તે ત્યાંથી નાસી જશે. એક સેકંડ પણ ઊભો નહિ રહે. બીજીવાર તે પાંજરાની સામું પણ જોશે નહિ.

પરંતુ મેના અને પોપટના સંબંધમાં એવું નથી. વધારે વખત પાંજરામાં રહેવા પછી તે તેને પોતાનું ઘર માની લે છે. પછી તે પાંજરું ઉઘાડું રાખવા છતાં તે ઊડી જતાં નથી. કદાચ તેને બહાર કાઢી ઉડાડી મુકવામાં આવે તો પણ તે ઊડીને પાછાં ત્યાં આવી જશે. કારણ કે તેમણે પાંજરાને જ પોતાનું ઘર માન્યું છે. સમ્યક્દષ્ટિ આત્મા ફક્ત સ્વાત્મ રમણતાને જ પોતાનું ઘર માને છે. બાકીનાં બધાં તેને મન પારકાં ઘર છે.

આથી સમ્યક્ત્વી, દુનિયામાં રહેવા છતાં દુનિયાદાર બનતો નથી. કારણ કે તે શેઠ બનીને નહિ વ્યવસ્થાપક (Manager) બનીને રહે છે. ભલા તમે બતાવો કે તમે શેઠ બનવા ઇચ્છો છો કે મેનેજર ! મેનેજરની પાસે ઓફિસની તમામ વ્યવસ્થા હોય છે. લાખો રૂપિયા, તેની પાસે આવે

છે અને જાય છે છતાં પણ તેને લાખોના આવવાથી હર્ષ થતો નથી કે લાખોના જવાથી શોક થતો નથી કેમકે તેની દૃષ્ટિ દી છે જો કે શેઠ પોતાની પાસે કાંઈ પણ નથી રાખતા અને દસ રૂપિયા પણ જોઈએ તો મેનેજર પાસે માગવા પડે છે પરંતુ સાંજના હિસાબમાં એક નવો પૈસો પણ ઘટ્યો તો શેઠના મગજમાં ચિંતા થાય છે. એટલા માટે હું કહું છું કે એવી દૃષ્ટિ કેળવો

## દૃષ્ટિભેદ

સમ્યક્ત્વી અને મિથ્યાત્વી બન્ને ઘટને ઘટ અને પટને પટ રૂપે માને છે. સમ્યક્ત્વી, ગાય ને ગાય અને ઘોડાને ઘોડા કહે છે તો તેજ પ્રમાણે મિથ્યાત્વી પણ કહે છે તે કાંઈ ગાયને ઘોડો કે ઘોડાને ગાય કહેતો નથી પછી બન્નેમાં ફેર શો છે? તેના જવાબમાં કહેવું પડશે કે બહારથી બન્નેની દૃષ્ટિ એક છે પરંતુ માત્ર જોવું એજ પૂરતું નથી તેની પાછળ જે દૃષ્ટિભેદ છે, એજ સમ્યક્ત્વી અને મિથ્યાત્વીની વચ્ચે ભેદ પાડે છે, એક સૌંદર્યવતી નારીને કામુકની આંખો પણ જુએ છે અને સંતની આંખો પણ જુએ છે પણ તે બન્નેની દૃષ્ટિમાં ઘણો મોટો ફરક છે. એકની આંખોમાં વિકાર ભર્યો હોય છે, તો બીજાની દૃષ્ટિ તેમાં પૂર્વજીવનના સંચિત પુણ્યનું ફળ જુએ છે હીરાને એક ગામડીયો પણ જુએ છે અને એક ઝવેરી પણ જુએ છે ઝવેરીની આંખો પચાસ હજારની કિંમતનો હીરો જુએ છે, ત્યારે તેને જ, ગામડીયો એક ચળકતો પથ્થર સમજીને જુએ છે

આટલી ભૂમિકા સમજ્યા પછી આપણે મૂળ પ્રશ્ન ઉપર આવીએ મિથ્યાત્વી ગાયને ગાય કહે છે ઘોડો નહિ તે માત્ર ગાયનું વર્તમાન સ્વરૂપ જ જુએ છે જ્યારે સમ્યક્ત્વી ગાયને જુએ છે તો તે કહે છે કે આ એક માત્ર આત્માનો પર્યાય છે એના અનંત જન્મો થઈ ચૂક્યા છે અને અનંત ભવિષ્યમાં પણ તે કાયમ રહેશે ગાયરૂપ પર્યાય રહે કે ન રહે, પણ આત્મ-દ્રવ્ય શાશ્વત છે અને તે આ ગાયમાં આત્મતત્ત્વનું દર્શન કરે છે આવો આત્મા, એક દિવસ આત્માની તમામ વિભાવ–દશાઓને છોડીને સ્વભાવસ્થિત થઈ મુક્તિપદ મેળવી શકે છે આ છે સમ્યગ્દર્શનસંપન્ન આત્માની દૃષ્ટિ જ્યારે મિથ્યાદર્શનશીલ વ્યક્તિ, ગાયને માત્ર એક પશુ તરીકે જ જુએ છે

વાદી અને પ્રતિવાદીના વકીલો કાયદાના એકજ પુસ્તકો વાંચે છે અને એ જ કાયદાના પુસ્તકોના આધારે એક આરોપીને છોડાવવાનો પ્રયત્ન કરે

જીવનની એ અંધારઘેરી રાત્રિ, જેમાં આપણે હિતનો અને અહિતનો વિવેક ખોઈ બેઠા હોઈએ જ્યારે આપણને સત્યમાં અસત્યની છાયા દેખાતી હોય અને અસત્યની આપણે સત્યરૂપે પૂજા કરતા હોઈએ છીએ તેને આગમની ભાષામાં મિથ્યાત્વ કહેવામાં આવે છે જ્યારે આપણે સ્વાર્થ અને સત્ય બન્નેને સમાન મહત્ત્વ આપીએ ત્યારે તે અસત્યથી આવૃત્ત દૃષ્ટિ મિશ્ર-દૃષ્ટિ કહેવાય છે જો કે તેણે સત્યનું દર્શન કર્યું છે પણ સ્વાર્થે તેનો પીછો છોડ્યો નથી. આવે વખતે તે સત્યનાં ગીત ગાય છે અને જીવનની [illegible] પળોમાં અસત્યની પૂજા કરે છે આ અસત્યનાં બે ટીપાં સત્યના દૂધને ઝેરમય બનાવે છે

ત્રીજું છે સમ્યક્ત્વ મોહનીય. તેમાં આત્માની સ્થિતિ એવી છે કે જેમાં મિથ્યાત્વની રાત્રિ વીતી ગઈ છે જીવનપ્રભાતમાં સત્યની લાલિમા દેખાઈ રહી છે જ્યાં હજુ મિથ્યાત્વની રાત્રિ પૂરી વીતી ગઈ નથી. હજુ થોડોક અંધકારપટ બાકી છે આ સ્થિતિમાં મિથ્યાત્વનો રસોદય સમાપ્ત થઈ જાય છે પણ પ્રદેશોદય બાકી રહે છે

જ્યારે આત્મા દર્શન સપ્તકનો પૂર્ણપણે ક્ષય કરી નાખે છે ત્યારે તે ક્ષાયિક સમ્યક્ત્વ કહેવાય છે પણ જ્યારે મિથ્યાત્વની માટીને વશ નથી કરી શકતો ત્યારે તે તેને દબાવી દે છે જેવી રીતે ફટકડી પાણીમાં નાખવાથી પાણીમાંનો કચરો છૂટો પડી નીચે બેસી જાય છે અને પાણી ચોખ્ખું થઈ જાય છે પણ તેમાં મેલ દૂર થયો નથી જો કદાચ તેને હલાવવામાં આવે તો પાછો કચરો ઉપર પાણીમાં આવી જાય છે ક્ષાયોપશમિક સમ્યક્ત્વમાં આત્મા દર્શન સપ્તકનો કેટલેક અંશે ક્ષય અને કેટલેક અંશે ઉપશમન કરે છે તેમાં પૂરો ક્ષય કે પૂરું ઉપશમન નથી હોતું એટલે તેમાં પહેલાં બે (ક્ષાયિક અને ઉપશમનાં) જેટલી વિશુદ્ધિ નથી.

આ અંતરની ઉત્ક્રાંતિ તેના જીવનમાં બહુ મોટો ફેરફાર લાવે છે હવે તે સત્યનો દૃષ્ટા છે અને મુક્તિમાર્ગનો યાત્રી છે તેનું લક્ષ્ય પણ બદલાઈ જાય છે સ્વરૂપસ્થિતિમાં સ્થિર થવું એ જ તેનું ધ્યેય બને છે દુનિયાના ભૌતિક પદાર્થોની લિપ્સા તેના મનને બાંધી રાખી શકતી નથી. એનો અર્થ એવો નથી કે સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી આત્મા ચારિત્ર સ્વીકાર કરી લે છે પણ એ સમયે તેને ચારિત્ર અને અનુરાગ અવશ્ય પેદા થાય છે

સમ્યક્ત્વ દૃષ્ટિ પ્રાપ્ત થયા પછી, આત્મામાં એટલું પરિવર્તન જરૂર આવે છે કે તે સ્વ અને પરનાં રહસ્યને સમજે છે આ રહસ્ય સમજાયાં

એ પણ ઘણો મોટો લાભ છે કારણ કે તે સમજ્યા પછી પરવસ્તુ પ્રત્યેની આસક્તિ નાશ પામે છે તે જીવનના દરેક ક્ષેત્રમા અનાસક્ત રહેશે માતપિતા, જે સ્નેહથી પુત્રનુ પાલન કરે છે, તે જ સ્નેહ પુત્રને પણ મળે છે દીકરીના માથાનુ દર્દ, માતાના માથાનુ દર્દ બની જાય છે તે પોતે ભૂખી રહી શકશે પણ પોતાની પુત્રીના આસુ નહિ જોઈ શકે, આટલુ વાત્સલ્ય રાખવા છતા પણ, તે જાણે છે કે દીકરી પારકા ઘરની વસ્તી છે એક દિવસ, તેને બીજાના ઘેર જવાનુ છે આવી જ વાત સમ્યક્ત્વી જીવની છે તે સસારની બધી ક્રિયાઓ કરે છે બીજાઓનુ રક્ષણ પણ કરે છે કેમકે તે જવાબદારી લઈને બેઠો છે છતા તે જાણે છે કે આ બધુ મારુ નથી

સ્વરૂપના ભેદનુ વિજ્ઞાન, મનની સકલ્પ-વિકલ્પાત્મક સ્થિતિનો અત લાવે છે કારણ કે જ્યારે તે હૃદયથી એક વાર પણ વસ્તુને પરવસ્તુ તરીકે જાણે છે, ત્યારે, પછી તેના સયોગ કે વિયોગથી, તેને હર્ષ કે શોક-બન્નેમાથી કાઈ પણ થતુ નથી તે જાણે છે કે જે આવ્યુ છે તે મારુ નથી. એટલે તેનો હર્ષ કેવો? તેમ જ જે ગયુ છે તે મારુ નહોતુ એટલે તેનો શોક પણ શા માટે? એ મારુ હતુ જ ક્યારે? દુનિયાના હર્ષ અને વિષાદ તેના હૃદય ઉપર અસર કરતા નથી કારણ કે તે દુનિયાને એક રગમચ (Stage) માને છે રોજબરોજની ઘટનાઓ એ નાટકના દશ્ય છે તેમા કોઈ વખત સારા તો કોઈ વખત નઠારા દશ્યો જોવામા આવે છે

નાટકમા જય અને પરાજય બન્ને મળે છે પણ નાટકના પાત્રોને તેનો હર્ષ કે શોક હોતો નથી રાવણનો પાઠ કરનારના હાથમાથી આખી લકાનુ સામ્રાજ્ય જતુ રહે છે, છતા તેને લેશમાત્ર પણ શોક થતો નથી પરતુ જો કદાચ તેના ખીસામાથી દસ રૂપિયાની નોટ પડી જાય તો તે ચિતાતુર બની જશે સામ્રાજ્ય ગયુ ત્યારે ન રોનાર, દસ રૂપિયાની નોટ માટે કેમ રડે છે? કારણ કે તે જાણે છે કે નાટકનુ રાજ્ય, તે સાચુ રાજ્ય નહોતુ તેનો મુગટ તો બે કલાક પછી ઊતરી જ જવાનો હતો પણ દસ રૂપિયાની નોટ તો સાચી હતી અને તેનુ થયેલુ નુકસાન પણ પોતાનુ હતુ.

તમે પણ આવી દષ્ટિ મેળવો દુનિયાને નાટકના દશ્યો માની લો અને તમે પ્રેક્ષક બની જાવ પછી તે નાટક તમને વિચલિત નહિ કરી શકે નટે એ ઘડીના રાજ્યને જૂઠુ માન્યુ, એટલા માટે તેને તે જવાથી કાઈ દુ ખ થતુ નથી પણ દસ રૂપિયા જવાથી દુ ખ થયુ કેમકે તે તેણે સાચા માન્યા હતા આ મિથ્યા જ્ઞાન જ દુ ખનુ કારણ છે એ નાટકનુ રાજ્ય સાચુ

નથી તો આ રાજા પણ કેટલું સાચું છે! આ પણ ન પડીનું જ રાજ્ય છે પલ્યોપમ અને સાગરોપમની સરખામણીમાં આ જિંદગી પણ એક ક્ષણિક એવું જ છે.

પદાર્થનું સાચું સ્વરૂપ તમે ઓળખશો પછી દુઃખ જેવી કોઈ વસ્તુ જ રહેશે નહિ. તત્ત્વનો યથાર્થ પરિચય એ જ સમ્યક્ત્વ છે. તે પ્રાપ્ત થતાં દુનિયાના આ મહેલો તમને કેદખાનાં જેવા લાગશે. આથી તમે એ બતાવો કે તમે સંસારને જેલ માનો છો કે મહેલ! જેલને, જેલ સમજનારો એક દિવસ તેનાથી છૂટી શકે છે. કોઈ અપરાધીને દસ વર્ષની કેદની સજા થઈ હોય તો જેમ જેમ દિવસ વીતતા જાય અને તેનો મુક્તિનો દિવસ નજીક આવતો જાય, તેમ તેમ તેના મનમાં પ્રસન્નતા વધતી જશે. પણ જેણે જેલને મહેલ જ માની લીધો તેનો છૂટકારો કયે દિવસે થશે!

સમ્યક્ત્વી આત્મા સંસારને મહેલ તરીકે નહિ પણ જેલ તરીકે જ જુએ છે. તે તેમાંથી બહાર નીકળવા મથે છે. જો કદાચ તેને મોકો મળશે તો જ ક્ષણે તે, એ જેલનાં બંધનો તોડી નાખી નીકળી જશે. પછી તે એક સેકંડ પણ તેની પાસે ઊભો નહિ રહે. સિંહને જો કદાચ પાંજરામાં પૂરવામાં આવે તો તે ચુપચાપ બેસી નહિ રહે. કેમકે તે સમજે છે કે હું વનનો સ્વતંત્ર રાજા છું. હું કેદી બનવા સર્જાયો નથી. તેને જો કે કેદ તો કરવામાં આવ્યો છે પણ જે મિનિટે ભાગી જવાનો મોકો મળશે તે જ ક્ષણે તે ત્યાંથી નાસી જશે. એક સેકંડ પણ ઊભો નહિ રહે. બીજીવાર તે પાંજરાની સામું પણ જોશે નહિ.

પરંતુ મેના અને પોપટના સંબંધમાં એવું નથી. વધારે વખત પાંજરામાં રહેવા પછી તે તેને પોતાનું ઘર માની લે છે. પછી તે પાંજરું ઉઘાડું રાખવા છતાં તે ઊડી જતાં નથી. કદાચ તેને બહાર કાઢી ઊડાડી મૂકવામાં આવે તો પણ તે ઊડીને પાછાં ત્યાં આવી જશે. કારણ કે તેમણે પાંજરાને જ પોતાનું ઘર માન્યું છે. સમ્યક્દૃષ્ટિ આત્મા ફક્ત સ્વાત્મ રમણતાને જ પોતાનું ઘર માને છે. બાકીનાં બધાં તેને મન પારકાં ઘર છે.

આથી સમ્યક્ત્વી દુનિયામાં રહેવા છતાં દુનિયાદાર બનતો નથી. કારણ કે તે શેઠ બનીને નહિ, વ્યવસ્થાપક (Manager) બનીને રહે છે. આથી તમે બતાવો કે તમે શેઠ બનવા ઇચ્છો છો કે મેનેજર! મેનેજરની પાસે ઓફિસની તમામ વ્યવસ્થા હોય છે. લાખો રૂપિયા તેની પાસે આવે

છે અને જાય છે છતાં પણ તેને લાખોના આવવાથી હર્ષ થતો નથી કે લાખોના જવાથી શોક થતો નથી કેમકે તેની દૃષ્ટિ દી છે જો કે શેઠ પોતાની પાસે કાંઈ પણ નથી રાખતા અને દસ રૂપિયા પણ જોઈએ તો મેનેજર પાસે માગવા પડે છે પરંતુ સાંજના હિસાબમાં એક નવો પૈસો પણ ઘટયો તો શેઠના મગજમાં ચિંતા થાય છે એટલા માટે હું કહુ છું કે એવી દૃષ્ટિ કેળવો

## દૃષ્ટિભેદ

સમ્યક્ત્વી અને મિથ્યાત્વી બન્ને ઘટને ઘટ અને પટને પટ રૂપે માને છે સમ્યક્ત્વી, ગાય ને ગાય અને ઘોડાને ઘોડો કહે છે તો તેજ પ્રમાણે મિથ્યાત્વી પણ કહે છે તે કાંઈ ગાયને ઘોડો કે ઘોડાને ગાય કહેતો નથી પછી બન્નેમાં ફેર શો છે? તેના જવાબમાં કહેવું પડશે કે બહારથી બન્નેની દૃષ્ટિ એક છે પરંતુ માત્ર જોવું એજ પૂરતું નથી તેની પાછળ જે દૃષ્ટિભેદ છે, એ જ સમ્યક્ત્વી અને મિથ્યાત્વીની વચ્ચે ભેદ પાડે છે, એક સૌંદર્યવતી નારીને કામુકની આંખો પણ જુએ છે અને સંતની આંખો પણ જુએ છે પણ તે બન્નેની દૃષ્ટિમાં ઘણો મોટો ફરક છે એકની આંખોમાં વિકાર ભરેલો હોય છે, તો બીજાની દૃષ્ટિ તેમાં પૂર્વજીવનના સંચિત પુણ્યનું ફળ જુએ છે હીરાને એક ગામડીયો પણ જુએ છે અને એક ઝવેરી પણ જુએ છે. ઝવેરીની આંખો પચાસ હજારની કિંમતનો હીરો જુએ છે, ત્યારે તેને જ, ગામડીયો એક ચળકતો પથ્થર સમજીને જુએ છે

આટલી ભૂમિકા સમજ્યા પછી આપણે મૂળ પ્રશ્ન ઉપર આવીએ. મિથ્યાત્વી ગાયને ગાય કહે છે ઘોડો નહિ તે માત્ર ગાયનું વર્તમાન સ્વરૂપ જ જુએ છે જ્યારે સમ્યક્ત્વી ગાયને જુએ છે તો તે કહે છે કે આ એક માત્ર આત્માનો પર્યાય છે એના અનંત જન્મો થઈ ચૂક્યા છે અને અનંત ભવિષ્યમાં પણ તે કાયમ રહેશે ગાયરૂપ પર્યાય રહે કે ન રહે, પણ આત્મ-દ્રવ્ય શાશ્વત છે અને તે આ ગાયમાં આત્મતત્ત્વનું દર્શન કરે છે આવો આત્મા, એક દિવસ આત્માની તમામ વિભાવ-દશાઓને છોડીને સ્વભાવસ્થિત થઈ મુક્તિપદ મેળવી શકે છે આ છે સમ્યગ્દર્શનસંપન્ન આત્માની દૃષ્ટિ જ્યારે મિથ્યાદર્શનશીલ વ્યક્તિ, ગાયને માત્ર એક પશુ તરીકે જ જુએ છે

વાદી અને પ્રતિવાદીના વકીલો કાયદાના એકજ પુસ્તકો વાંચે છે અને એ જ કાયદાના પુસ્તકોના આધારે એક આરોપીને છોડાવવાનો પ્રયત્ન કરે

છે તો બીજો તેને ફગાવવાનો યત્ન કરે છે એવી જ રીતે સમ્યક્ત્વી અને મિથ્યાત્વી બ ને સંસારની વાસનાઓમાં જ આ હોય છે અને એક સરખા વાતાવરણમાં રહે છે અને એક સરખાં પુસ્તકો પણ વાંચે છે પણ એ જ વસ્તુ એકને માટે ભવપરંપરાની વૃદ્ધિનું કારણ બને છે તો બીજાને માટે એ જ સાહિત્ય ભવપરંપરાનો ઉચ્છેદ કરનારું બને છે

સમ્યક્ત્વ અને મિથ્યાત્વ એ કોઈ પુસ્તકમાં બાંધી રાખેલાં નથી. એ તો વ્યક્તિની દૃષ્ટિમાં રહેલાં છે જો દૃષ્ટિ શુદ્ધ હોય અને મનમાં પવિત્રતા હોય તો મિથ્યાશ્રુત પણ સમ્યક્ત્વરૂપ થાય છે અને દૃષ્ટિમાં દ્વેષ ભર્યો હોય મિથ્યાત્વનો રંગ બેઠો હોય તો તેવાઓને માટે સમ્યક્શ્રુત પણ મિથ્યા નિવડે છે એટલા માટે નંદી સૂત્રમાં આચાર્ય દેવર્ધિગણિ ક્ષમાશ્રમણ, સમ્યક્શ્રુત અને મિથ્યાશ્રુતની વ્યાખ્યા આપતાં કહે છે કે —

सम्मदिट्ठिस्स सम्मसुयाइं
मिच्छादिट्ठिस्स मिच्छासुयाइं ।

નંદી સૂત્ર.

ચોર અને શાહુકાર બન્નેના દીકરા સાથે ભણે છે ત્યારે ચોરનો દીકરો ચોરીની કળાનું જ્ઞાન પ્રાપ્ત કરશે, જ્યારે શેઠનો દીકરો તેમાં શાહુકારીનાં તત્ત્વો શીખશે વાતાવરણ ભલે એકસરખું હોય. પુત્રના વિયોગ જેવી કરુણ ઘટના વખતે અજ્ઞાની આત્મા આર્ત અને રૌદ્ર ધ્યાન કરી કર્માનુબંધ પાડશે. સમ્યક્ત્વીને ત્યાં પણ કદાચ એવો પ્રસંગ આવશે. તેને ત્યાં કોઈ બધાં અમર રહેવાનાં છે એવું કાંઈ નથી છતાં પણ એવા શોકની કરુણ ઘડીઓ તેને માટે નિર્વેદનો હેતુ બને છે તે વિચાર કરે છે કે સંયોગ, એક દિવસ વિયોગમાં પલટાઈ જવાનો જ તેનો અને મારો સબંધ આટલા જ દિવસોનો હશે. પછી તેને માટે આંસુ શું કરવા પાડવાં ? દુઃખ વખતે મિથ્યા દૃષ્ટિવાળો આત્મા ક્ષુભિત મને આંસુ સારવા બેસી જશે જ્યારે સમ્યક્ત્વી તેને નવી જાગૃતિનું સંદેશવાહક માનશે.

બે વ્યક્તિઓ કેદમાં છે

આ દૃષ્ટિભેદની પાછળ એક હેતુ છે બે વ્યક્તિઓ કેદમાં છે એક લોખંડની પેટીમાં પુરાયેલો છે અને બીજો કાચની પેટીમાં. બંધન તો બન્નેને માટે છે પણ બન્નેનાં બંધનોમાં ફેર છે પહેલો પોતાને જ જોઈ શકે છે બીજાને નહિ તે અંધકારમાં છે જ્યારે બીજો પ્રકાશને પામી શકે

છે આ જ વાત સમ્યક્ત્વી અને મિથ્યાત્વીની છે મુક્ત તો એક્ય નથી છતાં એક પ્રકાશના કિરણો મેળવે છે, તે સ્વ અને પરને જાણે છે, જ્યારે બીજો અંધકારમા અટવાય છે

સાકર અને ફટકડી બન્નેની પિછાન છે આરે ! એટલુ જ્ઞાન તો એક માખીને પણ હોય છે તે સાકર ઉપર જઈને બેસે છે, ફટકડી ઉપર નહિ. ઓછામા ઓછો એટલો તો વિવેક રાખો માત્ર બાહ્ય રગ અને રૂપને સમ્યક્ત્વ અને સયમની પારાશીશી (Thermometer) ન બનાવો અમુક પ્રકારની ક્રિયા કરે કે અમુક પ્રકારના વસ્ત્રો પહેરે તે જ સયમી છે, જે અમુક વાતને માને અને અમુક વાતને ન માને તેજ સમ્યક્ત્વી છે, એમ ન માનશો, તમે સમ્યગ્દર્શનનુ થર્મોમિટર બનાવ્યુ છે ? પણ સમ્યક્ત્વ કોઈ દેખાવની વસ્તુ નથી નથી તો તે આપી શકાતુ નથી, તો તે દેખાડી શકાતુ તે તો આપવાની અને દેખાડવાની ચીજોથી પર છે

આ તો આતરવિશુદ્ધિનુ કાર્ય છે જેનુ હૃદય જેટલે અશે કષાયોના કાળા રગથી દૂર છે, તે તેટલે અશે સમ્યક્ત્વાભિમુખ છે

એક જૂની વાર્તા છે

એક શેઠને ત્રણ પુત્રો હતા. ત્રણે આજ્ઞાકિત હતા પિતાની પાસે એક કિમતી રત્ન હતુ રત્ન એક અને લેનારા ત્રણ આ તો કજિયાનુ મૂળ છે. વસ્તુ એક હોય અને લેનાર અનેક હોય, તો ઝઘડો થયા વિના રહેતો નથી ગાય તો બહુ સીધુ પ્રાણી કહેવાય છે પણ દસ ગાયો બાંધી હોય અને તેમની વચ્ચે માત્ર બે પૂળા ઘાસના નાખવામા આવે તો તે લડ્યા વિના રહેશે નહિ આજે ભારતની પણ આ જ સમસ્યા છે ખાનારાઓની લગાર વધતી જાય છે અને ઉત્પાદન ઓછુ છે પછી રહે છે કે શાંતિ રાખો ! કેવી રીતે શાતિ રહેશે ?

માણસોના જીવનમાથી સયમનુ સ્થાન આજે ઘટતુ જાય છે વાસનાને વધારનારા સાધનો આજે વધતા જાય છે આ પરિસ્થિતિમા, સયમ દ્વારા સતતિનિયમનની વાત કરવી એ મજાક નહિ તો બીજું શુ ગણાય ? પણ સમસ્યાઓને હલ કરવાનો સાચો ઉપાય સયમમા જ છે જીવનમાં સયમ હોય અને વિકારો ઉપર નિયમન હોય, તો ઉપભોક્તાઓની સખ્યા વધશે નહિ અને પછી અશાતિનો પ્રશ્ન ઉદ્ભવશે જ નહિ

હા, તો તે શેઠને ત્રણ પુત્રો હતા તેમને પણ આવો જ પ્રશ્ન હતો.

તેમણે ત્રણે પુત્રોને બોલાવ્યા અને કહ્યું કે 'મારી પાસે એક રત્ન છે.' તમારા ત્રણેમાંથી જેણે જીવનમાં સર્વોત્તમ કામ કર્યું હશે તેને હું આપીશ. ત્રણે જણા પોતાના જીવનના સર્વોત્તમ કાર્યો ગણાવવા મંડ્યા. મોટા પુત્રે કહ્યું કે પિતાજી! આજ મેં બધા કરતા સારું કામ કર્યું છે. દુકાન ઉપર એક ઘરાક આવ્યો. તેણે પાંચ શેર ઘી માગ્યું. મેં પાંચ શેરના પૈસા લીધા અને તેને સાડાચાર શેર તોળી આપ્યું. હું કેટલો હોશિયાર છું!

તમે પણ એને હોશિયાર સમજો છો ને! પાંચ શેરના બદલે ચાર શેર આપે, દસ વારના બદલે નવ વાર આપે, સારા ઘીના પૈસા લઈ અને વેજિટેબલ આપે, એવા બધાને તમે હોશિયાર માનો છો! અને દુકાન ઉપર આવી હોશિયારી બતાવી ઉપાશ્રયમાં આવી સામાયિક કરો છો કે જેથી મહારાજ પણ ખુશ થઈ જાય! મંદિરમાં જઈને બે ફૂલ ચડાવો જેથી ભગવાન પ્રસન્ન થઈ જાય! અજબ છે તમારી આ હોશિયારી! જો આજ તમારી હોશિયારીની વ્યાખ્યા હોય તો પછી છળ અને કપટની વ્યાખ્યા શી?

પણ એ શેઠની કુશળતાની વ્યાખ્યા તમારી વ્યાખ્યા કરતાં કંઈક જુદી હતી. તેમણે મોટા દીકરાને રત્ન આપવાનો ઈન્કાર કર્યો. બીજાએ કહ્યું—આજે હું દુકાન ઉપર બેઠો હતો તેવામાં એક ગરીબ ભિખારી આવ્યો. તેની હાલત ખરેખર દયા ઉપજાવે તેવી હતી. તે ત્રણ દિવસનો ભૂખ્યો હતો. લોકો તેના તરફ જોઈને આડું મોં કરી જતા રહેતા. મને તેના પર દયા આવી. મેં તેને બે રૂપિયા આપ્યા. ભિખારી બે દિવસ સુખેથી ખાશે. હવે કહો હું રત્ન મેળવવા લાયક છું કે નહિ?

પિતાએ કહ્યું—હજુ જરા રહે. તારા નાના ભાઈની વાત સાંભળવાની બાકી છે.

સૌથી નાના પુત્રે કહ્યું—પિતાજી! મારો એક દુશ્મન હતો. તે મારા તરફ તિરસ્કારની નજરે જોતો હતો. હું પણ તેનું મોં જોવા માગતો નહોતો. મને જોતાં જ તેની આંખમાંથી રક્ત ઝરતું. તે મારા લોહીનો તરસ્યો હતો. ગઈ કાલે સાંજના હું નદીકિનારે ફરવા ગયો હતો. ત્યારે અચાનક કોઈની ચીસ સંભળાઈ. કોઈ ડૂબતું માણસ મદદ માટે પોકાર પાડી રહ્યું હતું. હું નજીક ગયો અને જોયું તો એ જ માણસ હતો કે જેને માટે મારા મનમાં ખૂબ જ દુર્ભાવના ભરેલી હતી. પહેલાં તો મારા મનમાં થયું કે સારું થયું, આજ બદલો લેવાનો મોકો મળ્યો છે. ભલે ડૂબતો. પણ બીજી

જ પડ્યો, મારા અંતરમાંથી માનવતાનો પોકાર પડ્યો–તુ માણસ છે ? જો તારામા માણસાઈ હોય તો એક માણસ ડૂબતો હોય ત્યારે આમ ઊભો ઊભો હસ્યા કરે ? આ તો માનવતા નથી, દાનવતા છે થોડી જ વારમા માનવતાએ દાનવતા ઉપર વિજય મેળવ્યો હુ તેની રક્ષા માટે કુદી પડયો તેને પાણીમાથી બહાર કાઢ્યો ત્યા સુધીમા તો તે બેભાન થઈ ગયો હતો તેના શરીરને જરા ગરમી આપી તેણે આખો ખોલી અને મારી સામે જોયુ તો સ્તબ્ધ થઈ ગયો તેણે કહ્યુ–તમે મારો જીવ બચાવ્યો ! તેની આખોમાથી આંસુ નીકળવા માડયાં એ આસુઓએ વેરની આગને હમેશને માટે ઓલવી નાખી આજે તે ગાઢ મિત્ર છે

ત્રણેની વાત પિતાએ સાભળી તમે પણ સાભળી છે. હવે તમે જ ન્યાય કરો કે પિતા, રત્ન કયા પુત્રને આપે ?

(સભામાથી અવાજ આવે છે "સૌથી નાના પુત્રને")

નાના પુત્રની વાતે, પિતાના હૃદયને હલાવી નાખ્યુ તેણે તે હીરો પોતાના નાના પુત્રને આપી દીધો સમ્યક્ત્વને પણ આગમકારોએ ચળકતા રત્નની ઉપમા આપી છે તેને મેળવવા માટે તમે બધા ઉત્સુક છો માત્ર કપડા બદલવાથી કે કોઈ ખાસ કુળમાં જન્મ લેવાથી, તે માત્ર મળી જવાનુ નથી સમ્યક્ત્વ એ કાઈ એવા પડીકે બધાયેલુ નથી કે જે તમે તમારા મનપસદ ભક્તોને આપી શકો તેમ જ તે કાઈ અમુક પાઠો ગોખી જવાથી આવી જતુ નથી કે અમુક શબ્દો સાભળવાથી મળી જતુ નથી કે અમુક શબ્દો સાભળવાથી મળી જતુ નથી તે તો અનતાનુબધી કષાય અને દર્શનત્રિકનો નાશ ઇચ્છે છે કારણ કે તે પવિત્ર હૃદયમા જ જન્મે છે હૃદયની પવિત્રતા, એ જ તેની સર્વોત્તમ ભૂમિકા છે, જ્યા સમ્યક્ત્વનો પ્રકાશ પ્રાપ્ત થઈ શકે છે

હૃદય પવિત્ર હશે તો જ દૃષ્ટિમા સામ્ય આવશે દૃષ્ટિનુ વિષમપણુ એ અતરની વિકૃતિનુ સૂચક છે સમ્યગ્દર્શન, આત્માની આ અનાદિકાળની વિકૃતિને મટાડે છે વસ્તુનુ સાચુ સ્વરૂપ દેખાય છે આપણી બન્ને આખો વાચતી વખતે કામ કરે છે પણ જો તેમા વિષમતા આવે અને એક આખથી અક્ષરો નાના દેખાય અને બીજીથી મોટા દેખાય તો કેટલી મુશ્કેલી પડે ? એવી જ રીતે, નાની વસ્તુ મોટી જણાય અને મોટી વસ્તુ નાની દેખાય એ અનુચિત છે સાથે સાથે એક વસ્તુની ચાર દેખાય, એક થેલીની ચાર થેલીઓ દેખાય, તે પણ તમે પસદ નહિ કરો

આ પણ આંખોની બીમારી છે. મારા પ્રિય ગુરુજીને પણ એક વખત ધુળિયામાં આવો આંખનો રોગ થયો હતો. તેમને એક વસ્તુ ચાર કે છ જણાતી હતી. એક વિનોદમાં ગુરુજીને કહ્યું—આપની પાસે એક બેઠો હશે તો આપને એમ લાગશે કે આપની પાસે ચાર શિષ્યો બેઠા છે. આ શું છે! રોગને લઈને એકના ચાર દેખાવા એ કોઈ આનંદની વાત નથી. ધુળિયામાં ચિકિત્સા કરવામાં આવી અને ગુરુદેવની આંખો પહેલાંની માફક જોઈ શકતી થઈ ત્યારે જ તેમને આનંદ થયો.

જે વસ્તુ જેવી હોય તેવી જ દેખાય, ત્યારે જ આત્માને આનંદ થાય છે. તમારી આંખો નબળી હોય તો તમે ડૉક્ટર પાસે જઈ નંબર કઢાવો છો. ડૉક્ટર એક કાચ તમારી આંખે લગાડે છે. જો તમને તેનાથી અક્ષરો નાના દેખાશે તો તમે કહેશો કે—નહિ, ડૉક્ટર સાહેબ આ ન જોઈએ. તે બીજો કાચ લગાડશે. તેનાથી તમને અક્ષરો મોટા દેખાશે તો પણ તમે ના કહેશો. અક્ષરો જેવા હોય તેવા જ દેખાય તેવા જ કાચના ચશ્મા તમે લેશો.

સમ્યગ્દર્શન, એ એવા ચશ્મા છે જે વસ્તુને ન તો એકાંતે નિત્ય બતાવે છે કે ન એકાંતિક રીતે અનિત્ય. કારણ કે વસ્તુને માત્ર નિત્ય રૂપમાં જોવી એ પણ મિથ્યા છે તો તેને માત્ર અનિત્ય રૂપમાં જોવી એ પણ મિથ્યા છે અને દર્શનની ભ્રાંતિ છે. કેમકે વસ્તુ તો નિત્યાનિત્યાત્મક છે. તે દ્રવ્યરૂપે નિત્ય છે અને પર્યાયે અનિત્ય છે. પદાર્થને બન્ને સ્વરૂપે જોવા એજ સત્યદૃષ્ટિ છે. સમ્યગ્દર્શન એવી અનેકાન્ત દૃષ્ટિ આપે છે. કોઈ પણ પક્ષવિશેષનો આગ્રહ રાખવો અથવા તેને જ સત્ય માનવો એ એકાન્તવાદ છે. જેને વીતરાગદેવે મિથ્યા કહ્યો છે. અનેકાન્ત દૃષ્ટિ વસ્તુનું યથાર્થ દર્શન કરાવે છે અને વસ્તુના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન એ જ સમ્યગ્જ્ઞાન છે. મિથ્યા જ્ઞાનદર્શન અશુદ્ધ બનાવે છે જ્યારે સમ્યક્ત્વ દર્શનની વિશુદ્ધિ છે. તમે દર્શન-વિશુદ્ધિને સમ્યક્રૂપે ઓળખો અને તેને પ્રાપ્ત કરો ત્યારે જ સત્યનો સાક્ષાત્કાર થઈ શકશે.

તા. ૧૯-૮-૫૯ જૈન ઉપાશ્રય માટુંગા



વચનથી ખબર પડી જાય કે તે અભવિ છે તો પછી કોઈ, સાધુ કે શ્રાવક તેને ખરા ભાવથી સેવે નહીં. ૨ સાધુ સબંધીના શાસ્ત્રોનો ઉપયોગ વગર અભ્યાસ કરે તે પણ દ્રવ્ય સાધુ કહેવાય. આ ભેદ પણ (૧) ભેદમાં અંતર્ગત થઈ શકે છે આવા સાધુ ભવ્ય હોય તો આગળ વધી સમકિત મેળવી મોક્ષ જાય છે

**નોઆગમથી દ્રવ્ય સાધુ** – તેના ત્રણ ભેદ–૧ જ્ઞ શરીર, ૨ ભવ્ય શરીર, ૩ તદ્વ્યતિરિક્ત. નો આગમથી જ્ઞ શરીર દ્રવ્ય સાધુ –: આ છે સાચા સાધુનુ શબ, તેમાં જીવ નથી તેથી ગુણ નથી એટલે પૂજનીય, વંદનીય, અર્ચનીક નથી પણ સાધુની મહત્ત્વતા માટે તેમજ ધર્મ પ્રભાવના માટે તે શબને માંડવી વિગેરેમા ગોઠવીને ગૃહસ્થો વિધિપૂર્વક અગ્નિ સંસ્કાર કરે છે.

**નોઆગમથી ભવ્ય શરીર દ્રવ્ય સાધુ** – જે માણસ ભવિષ્યમાં સાધુ થવાનો છે તે આ ભેદમા આવે છે પણ વર્તમાનમાં તેનામાં સાધુના ગુણો ન હોવાથી વંદનીક, પૂજનીય. અર્ચનીય નથી.

**શરીર વ્યતિરિક્ત નોઆગમથી દ્રવ્ય સાધુ**–તેના ત્રણ ભેદ –૧ લૌકિક, ૨ લોકોત્તર, ૩ કુપ્રાવચન. લૌકિક સાધુ–આ માણસને સાધુનો વેશ નથી પણ સ્થાપના નિક્ષેપાના પહેલા ભેદ જેવો છે તેથી પૂજનીય નથી.

**લોકોત્તર નોઆગમથી દ્રવ્ય સાધુ**:– (૧) દ્રવ્ય સાધુના જેવો હોય પણ સમ્યગ્દર્શન એટલે આત્મભાવ નથી. (૨) ખરા સાધુના વેશમાં હોય પણ સર્વજ્ઞ પ્રણિત શાસ્ત્રો અનુસાર તેનો જરાપણ ઉપદેશ નથી, કંઈક સંસાર માર્ગ બતાવે અને ક્વચિત્ મોક્ષ માર્ગ બતાવે, તો જેને મોક્ષ માર્ગ જાણ્યો હોય તેણે આવા સાધુનો ઉપદેશ સાંભળવો નહિ તેમજ મોક્ષાર્થીએ તેની બીલકુલ સેવા કરવી નહિ. (૩) ખરા સાધુના વેશમાં હોય પણ તેની બધી માન્યતા સર્વજ્ઞના કથન અનુસાર નથી તેથી નિન્હવ છે ખરો ધર્મ ગમેલો છે, ધર્મ

થયેલ છે, વળી સાધુના વેશમાં હોવાથી તેમજ કંઇક સાચું ને કઈક ખોટું સમજાવે તેથી મુમુક્ષુ જીવો માટે ખતરનાક છે માટે આવા સાધુનો ત્યાગ કરવો (૪) ખરા સાધુના વેશમા હોય પણ ૩૬૩ પાખડી મતોને સર્વજ્ઞ કથિત ધર્મની સમાન ગણે, આ જીવ મિશ્ર ગુણસ્થાનવાળો ગણાય તેથી મુમુક્ષુ જીવોએ તેનો ત્યાગ કરવો તેની મિથ્યા પરૂપણાનો એક મુદ્દો એવો છે કે સ્યાદવાદની અપેક્ષાએ મિથ્યાત્વીઓ અંશથી સાચા છે માટે સર્વ ધર્મ સરખા છે પણ તે સ્યાદવાદનું કે નયોનું ખરૂં સ્વરૂપ સમજતો નથી કોઇપણ એક નય એક અપેક્ષાથી ખરી હોય પણ તેજ નયને પકડી રાખવાથી અને બીજી નયોનો નિષેધ કરવાથી ઘણો અનર્થ ઉપજે છે એટલુ જ નહિ પણ ધર્મનુ ખરૂ સ્વરૂપ સર્વથા બદલાઇ જાય છે. દાખલા તરીકે હાથીની પુંછળી સર્પ જેવી છે એટલે કે હાથીના શરીરના પુછડીરૂપી અંશમા સર્પનો આકાર છે, છતાં જો કોઇ એમ કહે કે હાથી સર્પ જેવો છે તો તેને લોકો દિવાનોજ કહે વળી સર્પ હાથીની પુછડીનું કામ કરતો નથી તેમજ હાથીની પુંછડી સર્પનુ કામ કરતી નથી એવીજ રીતે ૩૬૩ પાખડી મતો સર્વજ્ઞ કથિત સૂત્રો કે આચારનુ કામ કરતા નથી તેમજ સર્વજ્ઞ કથિત સૂત્રો કે આચાર, પાખડી મતોના શાસ્રો કે આચારનું કામ કરતા નથી કોઇ શબ્દોમાં સામ્યતા દેખાય છે પણ તે શબ્દો તો બાહ્યુતી છે તેથીજ આચાર વિચારમા ભયકર ભિન્નતા દેખાય છે વળી દ્રવ્યોનુ સુક્ષ્મમાં સુક્ષ્મ સ્વરૂપનો અભાવ જેમા છે તે શાસ્રો કેવી રીતે મોક્ષ તત્ત્વ સુધી પહોચાડી શકે ? માટે મોક્ષાર્થી જીવો માટે તો ફકત સર્વજ્ઞ વીતરાગ કથિત શાસ્રોજ ઉપયોગી છે જ્યા ખરો માર્ગ છે ત્યા જરા પણ કચાશ રહી જાય તો પણ પડવાપણુ થાય છે જેમકે ગુણસ્થાન ૧૧, ત્યારે કઇક સાચુ અને કઇક ખોટુ જે આચાર વિચારમાં છે તે કેવી રીતે મોક્ષ માર્ગમા લઇ જાય ? માટે મુમુક્ષુ જીવોએ આવા સાધુઓનો ત્યાગ કરવો (૫) કેટલાક વેશધારી સાધુ અહિંસાની આરાધના હિંસાથી બતાવે છે અપવાદ માર્ગ કોઇએ સેવ્યો હોય તેને ઉત્સર્ગ માર્ગમા ઘસડી જાય છે. સૂત્રના શબ્દોને મરોડ આપીને પોતાની ઇચ્છા પ્રમાણે અર્થ

કરે છે તે આ બધા અભિનિવેશિક મિથ્યાત્વી નિન્હવ સમજવા (૬) કેટલાક વેશધારી સાધુ લોકોની ઇચ્છા પ્રમાણે ઉપદેશ આપી ભાંડની જેમ લોકોનું મનરંજન કરી શ્રોતાઓને જમા કરે છે અને પોતાની પ્રશંસા વધારે છે તેને અધ્યાત્મકલ્પ દ્રુમના લેખક કહે છે કે પ્રશંસા કરનાર અને જેની પ્રશંસા થાય છે તે બધા જુદી જુદી ગતિમાં જુદે જુદે ઠેકાણે જવાના છે, ત્યાં કોઇ પ્રશંસા કરનાર નહીં મળે પણ વિરાધનાનું ફળ તો ઉપદેશકને ભોગવવું જ પડશે. ત્યાં કોઇ મદદ કરવા આવશે નહિ. મુમુક્ષુએ આવા સાધુનો ત્યાગ કરવો. જૈન સાધુના વેશમાં જેઓ લૌકિક કાર્ય કરે છે તે સર્વેને કુસાધુ સમજવા. (૭) જે બીજાની સૂત્રમાં આજ્ઞા નથી તેનો ઉપયોગ કરનાર કુસાધુ સમજવા.

**કુપ્રાવચનનો આગમથી દ્રવ્ય સાધુ** – આ લોકો પોતાને સાધુ કહેવરાવે છે, કપોલ કલ્પીત સાધુનો વેશ ધારણ કરે છે પણ સર્વજ્ઞ વીતરાગ કથિત ધર્મશાસ્ત્રોને જાણતા નથી તેમજ તેઓનું આચરણ પણ આગમથી ભિન્ન છે. તેઓ જીવ અજીવનું સ્વરૂપ જાણતા નથી તેથી જીવ હિંસા કર્યે જ જાય છે, પરમાત્માનું ખરૂ સ્વરૂપ જાણતા નથી તેથી આત્મા અને પરમાત્માની સંધિવાળો આત્મભાવ પ્રગટ કરી શકતા નથી, તેઓમાના જે માસ માસના અપવાસો કરે અને ઉનાળાના ખરે બપોરે તાપમાં આતાપના લે તો મરીને કદાચ હલકા દેવ થાય પણ તેઓ ૪ ગતિ, ૨૪ દંડક અને ૮૪ લાખ જીવયોની રૂપ સંસારનો પાર પામતા નથી તેમજ બીજાને તારી શકતા નથી, માટે મોક્ષાર્થી જીવોએ આવા લોકોનો સર્વથા ત્યાગ કરવો જોઇએ.

૪ ભાવ સાધુના બે ભેદ :–૧ આગમપૂર્વક ભાવ સાધુ અને ૨ નોઆગમથી ભાવ સાધુ ૧ આગમથી ભાવ સાધુ–જેમાં સાધુના ગુણો છે જેમકે—પાંચ મહાવ્રતો (અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, પરિગ્રહ ત્યાગ) તે વ્રતો નવ કોટિના છે એટલે મન, વચન અને કાયાથી પાપ કરે નહિ, કરાવે નહિ અને કરતા પ્રત્યે ભલુ જાણે નહિ, છકાય જીવોની રક્ષા કરે છે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયરો, વનસ્પતિ અને પોતાની ઇચ્છાથી હાલતા ચાલતા જીવો તે ત્રસ જીવ

જેમકે અળસીયા વિ. બેઇદ્રિય, કીડી વિ તેઇદ્રિય માખી-મચ્છર વિ. ચોરેન્દ્રિય અને માછલા, ઈંડા; પખી તથા ઢોર વિ. અને વાંદરા વિ. વનના પ્રાણીઓ સાપ-ખીસકોલી વિ. પંચેન્દ્રિય જીવો તેમજ મનુષ્યની જાતિ વગેરે નાના-મોટા કોઇ પણ જીવની હિંસા થાય એવું મનથી-વચનથી અને કાયાથી કામ કરે નહિ, કરાવે નહિ અને કરતાં પ્રત્યે ભલું જાણે નહિ **પાંચ ઇંદ્રિયોને વશ રાખે છે.** ક્રોધ, માન, માયા, લોભ વિગેરે કષાયભાવ આવે કે તરતજ ઉપયોગ રાખીને તે **કષાયોને નિષ્ફળ કરે,** સમાવી દીએ, નાશ કરે, **મન-વચન અને કાયાને વશ** રાખે, એકસરખાં રાખે, સમતુલ રાખે. **સસાર ભાવમાં અરૂચી અને મોક્ષ માર્ગમાં રૂચી** રાખે નિર્ભય રહે, ૨૨ પરિષહ સમભાવથી સહન કરે, મરણ થાય એવો ઉપસર્ગ આવે તોપણ ધર્મથી ડગે નહીં, નીચે જોઇને જીવોનું રક્ષણ કરીને ચાલે, હિંસા થાય એવો એક પણ શબ્દ બોલે નહીં નિર્દોષ આહાર, પાણી, સ્થાનક અને ખપ પુરતી જ વસ્તુ લીએ, હિંસા ન થાય એવી રીતે વસ્ત્ર-પાત્ર લે-મૂકે તથા શરીરની અશુચી દૂર કરે પોતાના આત્માનું સ્વરૂપ જ્ઞાન, દર્શન, ચારિત્ર, આત્મિક સુખ અને વીર્યમય છે તે જાણે, દેખે અને અનુભવ કરે, વિધિપૂર્વક ૧૨ પ્રકારના તપ કરે, કચન અને કામિની [સ્ત્રી] ને તો હાથથી પણ સ્પર્શ ન કરે, સર્વજ્ઞ વીતરાગની આજ્ઞા અનુસાર સૂત્રો હોય તેજ ભણે અને તેનો જ ઉપદેશ આપે, સંસારના કે આશ્રવના કોઇપણ કામમા ભાગ લીએ નહિ તેમનુ ધ્યેય મોક્ષ હોય, અરિહત અને સિદ્ધનુ આલંબન હોય પોતાના શુદ્ધ ગુરુની સેવા કરે, દરેક કાર્યમા કેવળ જ્ઞાનીની દૃષ્ટિ અતર્મુખવૃત્તિમા આગળ રાખે

(૨) નોઆગમથી ભાવ સાધુ તે ઉપરના ગુણવાળા જેઓના આત્મા છે તેવા સાધુ પોતે તે સાધુઓના ચારિત્રની અપેક્ષાએ પાંચ ભેદ છે – સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધ, સુક્ષ્મ સંપરાય અને યથાખ્યાત, આ પાચમાંનુ એક ચારિત્ર એકી વખતે હોય અભ્યતર નિગ્રન્થપણાની તારતમ્યતાની અપેક્ષાએ તે સાધુના ૬ ભેદ છે :– પુલાક, બકુશ, પ્રતિસેવના કુશીલ, કષાય કુશીલ, નિર્ગ્રથ, સ્નાતક કલ્પની અપેક્ષાએ

તેમના ત્રણ ભેદ છે – ૧ સ્થવીર કલ્પ, ૨ જિન કલ્પ, ૩ કલ્પાતીત. ક્વચિત કોઈ પોતાની મેળે બોધ પામેલા હોય છે તેઓ સ્વયબુદ્ધ કહેવાય છે, બાહ્ય વસ્તુ ઉપરથી વૈરાગ્ય પામીને એકલા વિચરનારા પ્રત્યેકબુદ્ધ હોય છે સર્વજ્ઞ વીતરાગની વાણીનો મર્મ સમજીને ક્ષપક શ્રેણીએ ચઢી કેવળજ્ઞાન પામેલા ક્વચિત ગૃહસ્થવેશમાં કે અન્ય લિંગમાં સાધુ હોય. પણ તેઓ ગૃહસ્થ વેશમાં કે અન્ય લિંગમાં ઉપદેશ દેતા નથી, તેમનું આયુષ્ય હોય તો દેવ અથવા સંઘ ખરા સાધુનો વેશ આપે ત્યારબાદ ઉપદેશ આપે. આ પ્રમાણે ભાવ સાધુના ભેદો હોય છે નિક્ષેપના ભેદો સમજવાથી માલુમ પડે છે કે, કેવા સાધુને વંદન નમસ્કાર, સેવા, ભક્તિ કરવાથી મોક્ષમાર્ગની આરાધના થાય છે અને કેવા સાધુ ત્યાગ કરવા લાયક છે ત્યારે નયની દૃષ્ટિથી સાધુનું સ્વરૂપ વિચારીએ તો જેઓ બધી નયમાં દાખલ થવાને યોગ્ય છે તે ખરા સાધુ છે, માટે તે સમજવા સાત નયમાં સાધુનું સ્વરૂપ બતાવીએ.

૧ નિગમનય–૧ સાધુપણાના ભાવમાં રહેવાનો સંકલ્પ, ૨ કારણમાં કાર્યનો ઉપચાર તે શુદ્ધ વ્યવહારનું આલંબન લઈને નિશ્ચય માર્ગની કેળવણી થાય, સાધુપણાના અંશ ઉપરથી સાધુપણાનું આરોપણ થાય. સાધુપણાનું બાહ્ય નિશાન રજોહરણ, મુહપત્તિ, પાત્ર, સંઘોપતિ અને સફેદ વસ્ત્ર.

૨ સંગ્રહનય – ગુણોનો સંગ્રહ. સાધુના ઘણા ભેદો એક સાધુ શબ્દમાં આવી જાય, દાખલા તરીકે નમો લોએ સવ્વ સાહૂણં

૩ વ્યવહાર નયમાં પાંચ મહાવ્રતનું પાલન, પાંચ સમિતિપૂર્વક પ્રવર્તન, ત્રણ ગુપ્તિમાં સામાન્ય રીતે રહેવું, છકાય જીવની રક્ષા કરવી, પાંચ ઇંદ્રિયોને ગોપવવી. ઉપરના સાધુના જે ભેદો બતાવ્યા છે તે બધા વ્યવહાર નયમાં આવે સર્વ સાધુઓના જે જે કાર્ય શરીર, ઇંદ્રિયો, અને વચનના આલંબનથી થાય તે સર્વ વ્યવહાર નયમા છે દાખલા તરીકે એક સાધુ ક્ષપક શ્રેણીમાં છે, તે કાઉસગ્ગમાં છે તે વખતે મૌન

છે પણ કાયાથી જે સ્થિરતામા પ્રવૃત્તિ છે તે વ્યવહાર નયમા છે એટલે કે કાયાનું સ્વરૂપ જોઇને આપણે કહીએ કે તે સાધુ છે

**૪ ઋજુ સૂત્ર નયમાં સાધુ :–** જે વખતે સાધુના ભાવ (ગુણો)માં હોય તે વખતે તે પોતાના કલ્યાણની અપેક્ષાએ ખરા સાધુ ગણાય અહીં ઉપયોગની મુખ્યતા છે એટલે કે સાધુએ દરેક કામ ઉપયોગ સહિત કરવું જોઇએ

**૫ શબ્દ નયમાં સાધુ :–** સાધુના ૨૭ ગુણો સહિત વિચરે અને જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્યથી આત્માની શુદ્ધિ કર્યે જાય તે સાધુ

**૬ સમભિરૂઢ નયમાં સાધુ :–** ધર્મ ધ્યાન, શુકલ ધ્યાન અને ક્ષપક શ્રેણીવાળા એટલે કે ૭ થી ૧૨ ગુણસ્થાનવાળા આ નયમાં ગણાય અને દરેક સાધુને આવી ભાવના જોઇએ.

**૭ સમભિરૂઢ નયમાં :–** સ્નાતક નિગ્રન્થ, ક્ષાયક યથાખ્યાત ચારિત્ર, સર્વજ્ઞ વીતરાગ અરિહત સ્વરૂપ આ નયમા ગણાય કારણકે બાહ્ય દેખાવમા સામાન્ય કેવળી ભગવાન સાધુના વેશમા હોય છે

આવી રીતે ક્રમથી અથવા એકી સાથે એક સાધુને સાતે નય લાગુ પડે છે, જો કે આ વખતમા ૮ થી ૧૪ ગુણસ્થાનવાળા સાધુ આ ભરતક્ષેત્રમા મળી શકે તેમ નથી

હવે સાધુના ૪ પ્રમાણ બતાવવામા આવે છે કે જેથી નિશ્ચય થાય કે, આ ખરા સાધુ છે

**૧ આગમ પ્રમાણ સાધુ :–** ખરા સાધુનું સ્વરૂપ આચારાંગ સૂત્રમા છે તેમાથી ઉદ્ધાર કરેલ દશવૈકાલીક સૂત્રમા પણ સાધુનું સ્વરૂપ બતાવેલ છે સાધુના ૨૭ ગુણ તથા પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિવાળા સાધુ આગમ પ્રમાણ છે.

૨ પ્રત્યક્ષ પ્રમાણુ સાધુ —કંચન કામીનીના સર્વથા ત્યાગી, સ્થવિરકલ્પ ગુચ્છચ પડિગ્રહધારી, પંચ મહાવ્રતધારી, ૧૮૦૦૦ શિલાંગ રથધારી, એ પ્રત્યક્ષ પ્રમાણરૂપે છે

૩ અનુમાન પ્રમાણુ સાધુ.—નાના મોટા દરેક જાતના સ્થાવર કે ત્રસ જીવને પોતાના જીવ સમાન ગણીને તેમની સંભાળ કરતાં, તેમનું રક્ષણ કરતા ચાલે, ઉભા રહે, બેસે, સુવે, આહાર વગેરે ક્રિયા કોઈ કરે તો તે ખરો સાધુ છે એમ અનુમાન કરવું.

૪ ઉપમા પ્રમાણુ સાધુ —સાધુ વાયુની પેઠે અપ્રતિબદ્ધ વિહારી હોય છે એકજ જગ્યા કે ગામમાં રહેતા નથી. આકાશની માફક સાધુ–ગૃહસ્થો કે કોઈ સંસ્થા કે કોઈ રાજકીય બંધનમાં રહેતા નથી કારણ કે કોઈના દબાણમાં આવે તો ચારિત્રથી ભ્રષ્ટ થયા વગર રહેવાય નહીં.

ત્યારે કોઈ કહે કે તીર્થંકર, ગુરુ અને શાસ્ત્રના બંધનમા સાધુ કેમ રહે છે ? તો તેનો જવાબ એ છે કે આત્મસ્વામી પરમાત્મ સ્વરૂપ કેળવવાની જે વિદ્યા બતાવે છે તેને બંધનરૂપે માનવી તે જ અજ્ઞાનતા અને મિથ્યાત્વ દ્રષ્ટિવાળું સ્વચ્છંદચારીપણું છે. તેવું સમજનાર કદી મોક્ષ માર્ગમા પ્રવેશ કરી શકે જ નહિ. સાધુપણું એ મોક્ષ માર્ગની વિદ્યાનો અભ્યાસ છે અને જે આ વિદ્યાનો ખરો જાણકાર હોય તેની પાસેથી જ આ વિદ્યા શીખાય. બીજી સાધુની અનેક ઉપમાઓ છે પણ અત્રે તેની જરૂર નથી. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી સાધુત્વ.—આ પાંચમાં આરારૂપી કાળમાં ભરતક્ષેત્રમાં સાધુની સંખ્યા બહુ થોડી છે અને ચારિત્ર નાની દીક્ષારૂપી સામાયિક ચારિત્ર છે અને મોટી દીક્ષા રૂપી છેદોપસ્થાપનીય ચારિત્ર છે અને નિર્ગ્રન્થપણામાં બકુશ, પ્રતિસેવના કુશિલ અને જઘન્ય મધ્યમ કષાય કુશિલ છે, પણ પાંચ મહાવિદેહ ક્ષેત્રમા સામાયિક, સુક્ષ્મ સંપરાય અને યથાખ્યાત ચારિત્રો છે અને નિર્ગ્રન્થો બધા ભેદોવાળા છે, તેમાં બે હજાર ક્રોડની આસપાસની સંખ્યામાં સાધુઓ હોવાનો સંભવ છે અને બે ક્રોડ કેવળી ભગવાન સ્નાતક નિર્ગ્રંથ ક્ષાયક યથાખ્યાત ચારિત્રવાળા સામાન્ય

કેવળી છે અને ૨૦ તીર્થંકર દેવાધિદેવ પોતાના અદ્દભૂત અતિશયો-સહિત વિચરે છે તેને જૈનેતરો સાધુ તરીકે માને છે.

**દ્રવ્ય**.–સાધુપણાનું મૂળ દ્રવ્ય, અનત ગુણ પર્યાયત્મક ઉત્કૃષ્ટ અસંખ્યાત પ્રદેશી જીવ દ્રવ્ય છે

**ભાવ**:–સાધુના ગુણોરૂપી ભાવો જીવ દ્રવ્યને આધારે તદ્દરૂપ રહીને રહે છે

**વ્યવહાર સ્વરૂપ** –બાહ્ય નિશાનઃ રજોહરણ ગુચ્છો, પાત્ર, મુખવસ્ત્રિકા, ભરત–ઇરવત ક્ષેત્રમા સફેદ વસ્ત્રધારી હોય, ધર્મની ક્રિયામા જે મનોવર્ગણા, ભાષા વર્ગણા અને કાયા વર્ગણાનો ઉપયોગ કરે છે તે સર્વ વર્ગણા પુદ્દગલ સ્વરૂપી હોવાથી તેનો ઉપયોગ વ્યવહારમાં ગણાય

**નિશ્ચય સ્વરૂપ** :– મોક્ષ માર્ગની ક્રિયામા જે આત્મ પરિણતિ થાય છે કડમાણે કડેની અપેક્ષાએ નિશ્ચય સ્વરૂપમા ગણાય એટલે આત્મભાવ તે સાધુનું નિશ્ચય સ્વરૂપ છે

આ પ્રમાણે સાધુનુ સ્વરૂપ જાણી જે સાધુઓ ત્યાગ કરવા જેવા છે તેનો ત્યાગ કરવો અને જે સર્વજ્ઞ વીતરાગની આજ્ઞાની શ્રદ્ધાવાળા છે અને પોતાની શકિત પ્રમાણે તે આચારમા મુકવાની કોશિશ કરી રહ્યા છે તેઓને સાચા સાધુ ગણી તેમની સેવા કરવી, તેમનો ઉપદેશ સાભળવો અને સૂત્રાનુસાર ભકિત કરવી આની સાથે એટલુ કહી દેવું જોઇએ કે **જે ગૃહસ્થો કે સસ્થા સાધુઓને પોતાના કપોલ કલ્પિત ધારા ધોરણના બધનમાં નાખી તેમને એક જરાક અશથી પણ સાધુપણાના શુદ્ધ સ્વરૂપ માર્ગથી ભ્રષ્ટ કરે છે તેમણે તો મોક્ષની આશા રાખવી જ નહીં** એટલે કે તેમણે પોતાને જૈન કહેવરાવવાની મહેનત લેવી જ નહીં તેમ છતા જૈન સંસ્થામા રહી જૈનેતરપણુ કરશે તો તેઓ જૈન ધર્મનો દ્રોહ કરે છે એમ સમજી લેવું

❀

૨ પ્રત્યક્ષ પ્રમાણુ સાધુ :—કંચન કામીનીના સર્વથા ત્યાગી, રજોહરણ ગુચ્છગ પડિગ્રહધારી, પંચ મહાવ્રતધારી, ૧૮૦૦૦ શિલાંગ રથધારી, એ પ્રત્યક્ષ પ્રમાણરૂપે છે

૩ અનુમાન પ્રમાણુ સાધુ :—નાના મોટા દરેક જાતના સ્થાવર કે ત્રસ જીવને પોતાના જીવ સમાન જાણીને તેમની સંભાળ કરતા, તેમનું રક્ષણ કરતા ચાલે, ઉભા રહે, બેસે, સુવે, આહાર વગેરે ક્રિયા કોઈ કરે તો તે ખરો સાધુ છે એમ અનુમાન કરવું.

૪ ઉપમા પ્રમાણુ સાધુ :—સાધુ વાયુની પેઠે અપ્રતિબદ્ધ વિહારી હોય છે એટલે જગ્યા કે ગામમાં રહેતા નથી. આકાશની માફક સાધુ—ગૃહસ્થો કે કોઈ સંસ્થા કે કોઈ રાજકીય બંધનમાં રહેતા નથી કારણ કે કોઈના દબાણમાં આવે તો ચારિત્રથી ભ્રષ્ટ થયા વગર રહેવાય નહીં.

ત્યારે કોઈ કહે કે તીર્થંકર, ગુરુ અને શાસ્ત્રના બંધનમાં સાધુ કેમ રહે છે ? તો તેનો જવાબ એ છે કે આત્મમાંથી પરમાત્મ સ્વરૂપ કેળવવાની જે વિદ્યા બતાવે છે તેને બંધનરૂપે માનવી તે જ અજ્ઞાનતા અને મિથ્યાત્વ દૃષ્ટિવાળુ સ્વેચ્છાચારીપણું છે તેવું સમજનાર કદી મોક્ષ માર્ગમાં પ્રવેશ કરી શકે જ નહિ. સાધુપણુ એ મોક્ષ માર્ગની વિદ્યાનો અભ્યાસ છે અને જે આ વિદ્યાનો ખરો જાણકાર હોય તેની પાસેથી જ આ વિદ્યા શીખાય. બીજી સાધુની અનેક ઉપમાઓ છે પણ અત્રે તેની જરૂર નથી. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી સાધુત્વ.—આ પાંચમાં આરારૂપી કાળમાં ભરતક્ષેત્રમાં સાધુની સંખ્યા બહુ મોટી છે અને ચારિત્ર નાની દીક્ષારૂપી સામાયિક ચારિત્ર છે અને મોટી દીક્ષા રૂપી છેદોપસ્થાપનીય ચારિત્ર છે અને નિર્ગ્રન્થપણામાં બકુશ, પ્રતિસેવના કુશિલ અને જઘન્ય મધ્યમ કષાય કુશિલ છે; પણ પાંચ મહાવિદેહ ક્ષેત્રમાં સામાયિક, સુક્ષ્મ સંપરાય અને યથાખ્યાત ચારિત્રો છે અને નિર્ગ્રન્થો બધા ભેદોવાળા છે, તેમાં બે હજાર ક્રોડની આસપાસની સંખ્યામાં સાધુઓ હોવાનો સંભવ છે અને બે ક્રોડ કેવળી ભગવાન સ્નાતક નિર્ગ્રંથ ક્ષાયક યથાખ્યાત ચારિત્રવાળા સામાન્ય

ક્રોધ પ્રકૃતિ જો સત્તામાં હોય તો જ નિમિત્ત મળે ત્યારે સત્તામાથી બહાર આવે પણ જો સત્તામાં ન હોય તો કાંતો તેવાં નિમિત્ત જ ઉત્પન્ન ન થાય અથવા તો કોઈ અકસ્માત બીજા કર્મના ઉદયને કારણે એવું કારણ આવી ચડે તો પણ ક્રોધ ઉત્પન્ન ન થાય.

જ્યારે ક્રોધ પ્રકૃતિનો બધ થાય છે ત્યારે આત્માનો દ્વેષ નિમિત્ત કારણ બને છે અને જ્યારે ક્રોધ-પ્રકૃતિનો ઉદય થાય છે ત્યારે તે નિમિત્તથી આત્માને દ્વેષ-ભાવ ઉત્પન્ન થાય છે, એટલે પ્રકૃતિ અને જીવનો વિભાવ ભાવ અરસ-પરસ-નિમિત્ત નૈમેત્તિક બને છે

જ્યારે ક્રોધ કરવાનુ નિમિત્ત આવી મળે છે ત્યારે સત્તામા રહેલી ક્રોધ કર્મ પ્રકૃતિનુ આકર્ષણ થાય છે એટલે તે ઉદીરણા પામે છે તેથી પહેલા જીવને **આવેશ, ઉભરો, અનિષ્ટ લાગણી, દ્વેષરૂપે** પ્રગટ થાય છે. તેને આત્મ-વીર્યથી ધૈર્ય પ્રગટાવી અટકાવી દેવાં

તે આવી રીતે અટકે .- હુ કોણ છુ, હું સાધુ છું મુમુક્ષુ છુ એવી જે **આત્મ-જાગૃતિ** છે તેથી **ધૈર્ય** પ્રગટ થાય છે અને આવેશ આવતો અટકી જાય છે, લોકભાષામા આને **'ગમ' ખાવાનું** કહે છે આવેશ અટકે એટલે વિચાર કરવાની તક મળે છે ત્યારે **ક્રોધનું સ્વરૂપ વિચારવું** કે ક્રોધ જડ છે, અનાત્મક છે, સંસાર-ભ્રમણનુ કારણ છે, આત્માના ગુણો નાશ કરનાર છે, આ વખતે તેમજ પરપરાથી દુખનુ કારણ છે, હજારો વર્ષના તપ-સંયમનો નાશ કરનાર છે માટે ક્રોધને વશ ન થવું એટલે ક્રોધમય થવું નહી પણ તેને પર વસ્તુ જાણી તેનો ત્યાગ કરવો

વળી ક્રોધના નિમિત્ત રૂપે આવી પડેલ ઉપસર્ગ-પરિષહ કરનાર ઉપકારી છે કારણ કે કર્મ-પ્રકૃતિ સત્તામાં હોય તો જ તેને ઉદય કે ઉદીરણા કરવાનો વખત આવે એટલે કર્મ પ્રકૃતિ મારી સત્તામા છે તો જ તેને ખપાવવાનો વખત આવે મારી **સત્તામાં**

# જૈન સાધુની ક્ષમા

*

ક્ષમા સંસ્કૃત શબ્દ છે તેનો અર્થ બીજાના અપરાધ માટે માફી આપવી અથવા સહન કરવું અને શાન્તિ રાખવી એ છે સ = સમ્યક્ પ્રકારે એટલે પોતાના તથા પરના આત્માને કર્મ બંધનું કારણ ન થાય અને દુઃખ ન થાય એવી રીતે + હન = હણવું, નાશ કરવું. તે શું ? નિંદા, ગાળ, શાપો વગેરે કરેલ આક્રોશ વચન અને ક્ષમાથી મારપીટથી પ્રાણાતિપાત સુધી કરેલ વધાદિ ઉપસર્ગ પરિષહ જે આવી મળે તેથી જે ક્રોધ ઉત્પન્ન થાય તેને હણવો અથવા નિષ્ફળ કરવો.

ક્ + શમ + અ = ક્ષમા, અહીં પણ આત્માના કલ્યાણ અર્થે ક્રોધાદિ કષાયનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ કરવો એવો અર્થ થાય છે.

ક્ષમા ક્રોધનો નાશ કરે છે તેને કેવી રીતે નાશ કરવો તે માટે પહેલાં ક્રોધનું સ્વરૂપ જાણવું જોઇએ.

ક્રોધ મોહનીય કર્મની પ્રકૃતિ છે તે દ્વેષજન્ય છે અને માનની સાથે સંબંધ ધરાવે છે પરિષહ આપનાર પ્રત્યે પહેલાં દ્વેષ થાય, પછી ક્રોધ ઉત્પન્ન થાય. ક્રોધ કર્મ પ્રકૃતિનું ઉપાદાન કારણ કર્મ પુદ્ગળ છે એટલે ક્રોધ-પ્રકૃતિ જડ છે

ક્રોધ કરવાથી સત્તામાં રહેલ ક્રોધ કર્મ પ્રકૃતિ ઉદીરણાથી ભોગવાઇ ખપી જાય છે પણ તે જ વખતે નવીન ક્રોધ-પ્રકૃતિનો બંધ થાય છે તે ફરી અબાધાકાળ પૂરો થયે ઉદય આવવાનો. માટે ક્રોધને એવી રીતે ખપાવવો કે ફરી ક્રોધનો બંધ ન પડે.

**ઉત્તમ નથી.** જેમ ચંદનને ઘસવાથી સુગંધ આવે છે તેમ પરિષહ રૂપી **કસોટીથી મારા આત્મિક ગુણો વધવા જોઇએ.** આવી રીતે ધૈર્ય તેમજ અનુપ્રેક્ષા (તાત્ત્વિક વિચાર)થી ક્રોધને નિષ્ફળ કરવો.

આવી રીતે પર વસ્તુનો ત્યાગ કરીને **સમતા-શાંતરસ** એવા **આત્મભાવમાં લીન થવું. આત્મપ્રદેશોમાં રહીને સમતા સર્વ જીવો પર અરૂપી એકત્વની એક સરખી** દૃષ્ટિ રાખે છે અને સર્વ દ્રવ્યો પર મહાસત્તા (ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય) એકત્વની એક સરખી દૃષ્ટિ રાખે છે એટલે **સર્વ દ્રવ્યો પોતપોતાના પર્યાયોમાં રહે છે તેથી મારે મારા શુદ્ધ પર્યાયમાં રહેવું જોઇએ જ્ઞાન-ઉપયોગ પૂર્વક શાંતરસ એ મારો શુદ્ધ પર્યાય છે તેથી તેમાં રહીને મારે આત્મિક સુખનો અનુભવ કરવો જોઇએ.**

હવે શાન્તરસને આત્મ પ્રદેશોમાથી શોધવો શરીરસ્થ જીવમાં જ્યા જ્ઞાન, દર્શન, સુખની ઉત્પત્તિ જણાય ત્યા આત્મ-પ્રદેશો છે અને આખા શરીરમાં સર્વત્ર આત્મ પ્રદેશો છે અને અતર્મુખ વૃત્તિથી બધે જ્ઞાન, દર્શન, સુખની ઉત્પત્તિ જણાઈ આવશે પણ કપાળ અને બન્ને આખની ભ્રમરની આસપાસ તથા મસ્તકના ઉપરના મધ્ય ભાગમાં એટલે મગજમા **જ્ઞાન, દર્શન, અને સુખના ઉત્પાદનો અનુભવ** વધારે થઇ શકે છે.

જ્યા જ્ઞાનનો ઉત્પાદ છે ત્યા જ **આત્મિક સુખનો ઉત્પાદ છે અને ત્યાં જ આત્મ પ્રદેશો** છે માટે **જ્ઞાનથી અરૂપી આત્મ-પ્રદેશોને પકડીને તેમાંથી આત્મિક સુખ અને શાંતરસનો અનુભવ કરવો** અથવા તો **શાંતરસની ભાવના ચિત્ત-ક્ષેત્રમાં સ્થિર કરવી** જો આત્મિક સુખ આવી રીતે ભોગવતા આવડે તો **આત્મ પ્રદેશોમાંથી જાણે કે શાંતરસ નીતરતો હોય અને તે અમૃતરસ પોતે ભોગવતો હોય એમ** લાગે આવી રીતે **આત્મા શાંતરસનો કર્તા તથા ભોક્તા બને છે**

હવે આ વિસ્તારને ત્રણ કરણ સાથે સરખાવીએ.

ક્રોધ છે તેને મારા આત્મ પ્રદેશોમાંથી ખપાવવા માટે આ પરિષહ આવેલ છે માટે આ ક્રોધને નિષ્ફળ કરૂં તો ખપી જાય અને નવાં કર્મ ન બાંધવા પડે.

પરિષહ આપનાર જીવને પોતાને કર્મ બાંધીને ભોગવવા પડશે અને દુઃખી થવું પડશે તે દુઃખ વહોરી લઇને એટલે પોતાના સુખના ભોગે આ જીવ મારો ક્રોધ ખપાવે છે અને મારા આત્માને નિર્મળ બનાવે છે તેથી તે જીવ ઉપકારી છે તેથી તેનું કલ્યાણ થાઓ.

વળી આ અવસરે હું ક્ષમા રાખી શકું છું કે નહીં તેની આ પરીક્ષા છે એટલે ક્ષમા–સાધનામાં હું કેટલે સુધી આવ્યો તેની આ પરીક્ષા છે અને તેમાં હું પાસ નહીં થાઉં તો પછી ક્યારે થઇશ તેનો પત્તો નથી, વળી ક્ષમાની કસોટી પરિષહથી જ થાય છે, અમસ્થા બેઠાં બેઠાં કંઇ ક્રોધ નિરંતર આવતો નથી અને કસોટી તે જ ખરી પરીક્ષા છે

ક્રોધ કર્મ પ્રકૃતિ જે સત્તામાં છે તેનો જ્યારે ઉદય તો થવાનો જ છે, તેને રોકી શકાતું નથી પણ ક્રોધભાવનો આવેશ તો રોકી શકાય છે ધીરજ ધરવાથી જ્ઞાનના ઉપયોગની સફળતા થાય છે મારા ક્ષમા ગુણને લુંટનાર ક્રોધ ભાવ એ ભયંકર લુંટારો છે પણ મારો જ્ઞાન–ઉપયોગ રહે તો ક્ષમા ગુણ હાજર જ છે, જ્ઞાન ઉપયોગ વખતે ક્રોધ લુંટારો ટકી શકતો નથી માટે મારે સાવધાન રહેવું જોઇએ.

વળી આક્રોશ વચન રૂપી ભાષાના પુદ્ગળો તેમજ શરીર કે જેનો વધ થાય છે તે પૌદ્ગલિક અનાત્મક પર વસ્તુ છે તે પર વસ્તુથી મારે શા માટે મમત્વ રાખી મુંઝાવું જોઇએ ? પર વસ્તુ તો સર્વ ત્યાગ કરવા લાયક છે ક્ષમા વગેરે આત્માના ગુણો માટે શરીર વગેરે પર વસ્તુનો નાશ થાય તો તેના જેવું કંઇ

હોય છે, અરસપરસ એક બીજાને ભ્રષ્ટ માને, ભ્રષ્ટ હોય તે સુધરવાને બદલે કુ-યુક્તિઓ શોધે, પોતપોતાને સારો માની બીજાના સંભોગમાંથી જુદા થાય.

અહીં જ્ઞાન માટે ૧૧ અંગ અને ૧૨ ઉપાંગ જે હાલમાં પ્રવર્તે છે તેના મૂળ પાઠ અને જિનાજ્ઞા અનુસાર અર્થ ઉપર આધાર રાખવો જોઇએ. દર્શનનો આધાર જ્ઞાન છે પણ મત-ભેદ થાય ત્યાં 'તત્ત્વ કેવળીગમ્ય' કરવું ચારિત્રનો આધાર પાંચ મહાવ્રતો અને આઠ પ્રવચન માતા ઉપર આધાર રાખવો જોઇએ, ભ્રષ્ટાચારી પ્રિય વચનોથી ન સુધરે તો તેના તરફ માધ્યસ્થ ભાવ રાખવો અને ભ્રષ્ટાચારી બીજાને હેરાન કરે તો સંઘે તેનો યથાયોગ્ય ઈલાજ લેવો

સાધુ કે સાધ્વીના એક કુળમા કલેશ થવાનું એક કારણ ખાસ કરીને સાધ્વીઓમાં એવું છે કે કોઇ ગોરાણી એક શિષ્યાને ગુણાનુરાગથી વાત્સલ્ય બતાવે ત્યારે બીજી શિષ્યાને એમ લાગે કે તેને સારી રીતે રાખે છે, તેના ભાવ બહાર આવે એટલે અરસપરસ વચન-વર્ગણા કાઢે અને કલેશ ચાલે. આવે વખતે કલેશ વધારે ન ચાલે તે માટે તથા અરસપરસના કલ્યાણ માટે તથા જૈનધર્મનું મહત્ત્વ સાચવવા માટે બને પક્ષે સમજવાનુ છે

શિષ્યાએ સમજવું જોઇએ કે ગોરાણી ગુણાનુરાગથી જેને વાત્સલ્ય બતાવે છે તેના તરફ મારે પ્રમોદ ભાવ રાખવો જોઇએ. વળી હુ સાધ્વી છુ, રસ લોલુપતા માટે અથવા મારી માની લીધેલી માન્યતા માટે મારે કલેશ કરવો યોગ્ય નથી, મેં સર્વનો ત્યાગ કર્યો તો રસ કે માન વગેરેનો શા માટે ત્યાગ ન કરવો ?

ગોરાણીએ સમજવું જોઇએ કે, જ્યારે અમુક શિષ્યાને દ્વેષ થાય છે ત્યારે તેણીએ વિચારવું કે તેના આવા ભાવ છે, તેમ ન કરવાથી અંતરાય કર્મનો બંધ થાય એમ સમજી પહેલાં તો તેને વસ્તુ આપી શાંત કરવી પછી મીઠા વચનથી સમજાવીને વસ્તુસ્થિતિ

યથા પ્રવૃત્તિ કરણથી ક્રોધનું તથા આત્માનું સ્વરૂપ જાણ્યું અપૂર્વ કરણથી હેય ક્રોધનો અને પરભાવનો ત્યાગ કર્યો, અનિવૃત્તિ કરણથી આત્મભાવમાં પ્રવેશ કર્યો અને અંતર કરણથી શાંત-રસનો અનુભવ કર્યો. સમકિત પામવા માટે પણ આ ત્રણ કરણની જરૂર છે અને શ્રેણી પામવા માટે પણ ત્રણે કરણની ઉત્કૃષ્ટ તીવ્રતાપૂર્વક જરૂર છે એ બધામાં પહેલાં ક્રોધનો ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષય કરવાનો હોય છે માટે સુસાધુએ ક્ષમાની આરાધના કરવી જરૂરી છે

ક્ષમાનો બાહ્ય ભાવ માફી આપવાનો છે, અભ્યંતર ભાવ વૈરવિરોધ નાશ કરવાનો છે, સમભાવ કેળવવાનો છે અને આત્મભાવ તે શાંતરસનો અનુભવ છે क्षमा वीरस्य भूषणम् આધ્યાત્મિક કાયરનું આ કામ નથી અને ક્ષમા ગુણ પ્રગટ કરવાને પંડિત આત્મવીર્યની જરૂર છે

ક્ષપક શ્રેણીમાં જ્યારે ક્રોધને નાશ કરવાનો ક્રમ આવે છે ત્યારે બધા કષાયો અને નોકષાયો, મંદ પડતાં જાય છે એટલે ક્રોધનો સર્વથા નાશ થાય કે તરત જ અંતર્મુહૂર્તમાં માનનો અને લોભનો નાશ થાય, પછી તરત જ અંતર્મુહૂર્તમાં માયાનો નાશ થાય, પછી તરત જ અંતર્મુહૂર્તમાં લોભનો નાશ થાય કે અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાન પ્રગટ થાય.

ક્ષપક શ્રેણી પામવા માટે ઘણાં ભવો સુધી કષાયોનો ક્ષયો-પશમ કરવો જોઈએ અને સાધુનું ધ્યેય મોક્ષનું જ હોય છે તેથી સાધુએ આ લક્ષ્ય ખાસ રાખવાનું છે ક્ષમાની હકીકત સાધુને મુખ્યત્વે ઉદ્દેશીને લખી છે કારણ કે ઉપસર્ગ-પરિષહ મુખ્યત્વે સાધુને આવે છે પણ પૌષધાદિ વ્રતમાં રહેલ શ્રાવકને પણ આ વાત લાગુ થાય છે. તે ઉપરાંત સર્વ મુમુક્ષુઓને યોગ્યતા પ્રમાણે લાગુ થાય છે સંસારના વ્યવહારમાં પણ ક્ષમાની આરાધના થઈ શકે છે

હવે સાધુ-સાધ્વીમાં અંદર અંદરના ક્લેશ દૂર કરવાની રીત તપાસીએ. ક્લેશના કારણોમાં મુખ્યત્વે જ્ઞાન, દર્શન, ચારિત્રની હીનતા

મિથ્યાત્વીની ક્ષમામા રાગ તેમજ આ લોક પરલોકના સુખની ભાવના હોય છે, સમકિતીની ક્ષમામાં આત્મભાવ (સમતા રસ, શાંત રસ) કેળવવાનો હોય છે સમતારસમાં જેમ ક્ષમા અને સમભાવી વિનય અતર્ગત થાય છે તેમ નિખાલસપણું (નિ.શલ્યપણું, સરળતા) તથા નિર્મોહીપણુ પણ અંતર્ગત થાય છે, તેથી ક્ષમાની આરાધનામાં સર્વ ગુણોની આરાધના થાય છે. સર્વ ભવ્ય જીવો શાંત-રસમાં લીન થઇ જાઓ!



અબે ઉતરે તો ઠીક નહિતર બધા સંભોગી સાધ્વીઓને ત્રીજા મહાવ્રતની ભાવના અનુસાર દરેક બીજા સરખે ભાગે વહેંચી આપવી પછી જેને મોટેરા કે ગુણીને, વિનય કે વાત્સલ્ય કરવું હોય તે પોતાના ભાગમાંથી કરે અને એક વાર કલેશ ઉપજે કે તરત જ શાંત કરી અરસપરસ કલહને શાંત કરી ક્ષમાપના કર્યા પહેલા દિશાએ તથા માત્રા માટે જવા સિવાય એકે કાર્ય થઈ શકે નહિ.

જે ગુરુ કે ગોરાણી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને લક્ષમા લઈને, જિનાજ્ઞાનું ઉલ્લંઘન કર્યા વગર, વાત્સલ્ય ભાવે, સર્વ શિષ્યો કે શિષ્યાને એક સરખા ભાવથી રાખે તે ત્રીજે ભવ ઉત્તરે નહીં પણ મોહવૃત્તિથી શિષ્યનો વધારો કર્યે જાય અને અરસપરસ રાગદ્વેષ રાખે, રખાવે કે અનુમોદના કરે તો સંસારનો પાર પામે નહીં માટે જે કાર્ય (મોક્ષ) માટે જૈન-દીક્ષા લીધી છે તે કાર્ય પાર ઉતારવામા પુરુષાર્થ કરવો.

ક્ષમા માફી આપે છે અને વિનય માફી માંગે છે એટલે ક્ષમા અને વિનયની જોડીને અરસપરસ આવી રીતે સંબંધ છે. જે પહેલા માફી માંગે અને આપે તે ક્ષમા અને વિનયની પહેલ કરે છે તેથી આરાધકપણે વધારે લાભ મેળવે છે

ક્ષમા હિંસાને અટકાવે છે તેથી અહિંસા સ્વરૂપ છે, અનુકંપાથી હિંસા અટકાવે છે તેથી ક્ષમા દયા-સ્વરૂપ છે ક્ષમા રક્ષણ કરે છે તેથી માતા સમાન છે, ક્ષમા સાચો માર્ગ બતાવે છે તેથી સત્ય સ્વરૂપ છે, ક્ષમા કોઈ જીવના પ્રાણની ચોરી કરતી નથી તેથી અચૌર્ય સ્વરૂપ બને છે, ક્ષમા શાંતરસના અનુભવમાં લઈ જઈ શકે છે અને આત્મ-રમણતા કરાવે છે તેથી ભાવ બ્રહ્મચર્ય સ્વરૂપ બને છે, અહિંસાની સાથે રહીને ક્ષમા કોઈનું બળાત્કારે પડાવીને ભાવ હિંસા કરતી નથી તેથી અપરિગ્રહપણાને સહાય કરે છે આવી રીતે ગુણો અરસપરસ સાંકળના કડાની માફક જોડાયલા છે તેથી 'એક ગુણ આરાધે તે સર્વ ગુણ આરાધે અને એક ગુણ વિરાધે તે સર્વ ગુણ વિરાધે'

૪ **સ્કંધ** :- જમીનની બહાર, વૃક્ષની શરૂઆત સ્કંધથી થતી હોય એમ દેખાય છે. તેમ જ્ઞાન વગર ધર્મ ક્રિયામાં જાણવાની, આદરવાની અને ત્યાગ કરવાની વસ્તુ જાણી શકાતી નથી. તેથી ક્રિયા થઇ શકતી નથી જેટલું જ્ઞાન તે પ્રમાણે ક્રિયા થઇ શકે છે. તેથી ધર્મ વૃક્ષનુ જ્ઞાનરૂપી સ્કંધ મજબૂત જોઇએ

૫ **ત્વચા** – ત્વચાથી વૃક્ષના વિભાગોનુ રક્ષણુ અને પોષણુ થાય છે તેમ ભાવનાથી ધર્મના દરેક અંગોનું રક્ષણુ તથા પોષણુ થાય છે. તે ભાવનાના ૪૧ ભેદ થાય છે. ૪ ભાવના (મૈત્રી, પ્રમોદ, કરૂણા, માધ્યસ્થ) એ સમકિતનું પોષણુ કરે છે, ૧૨ ભાવના (એકત્વ, અનિત્ય, અશરણુ, સસાર, આસ્રવ, અશુચિ, અન્યત્વ, બોધિ, સંવર, નિર્જરા ધર્મ, લોકભાવના) ધર્મનું સમુચ્ચય રક્ષણુ કરે છે અને પાચ મહાવ્રતની ૨૫ ભાવના મહાવ્રતોનું રક્ષણુ કરે છે

૬ **શાખા** :- સ્કંધમાથી ઉપજે છે. તેમ પાચ મહાવ્રત જ્ઞાનમાથી ઉત્પન્ન થાય છે તેથી ધર્મવૃક્ષને પાચ મહાન શાખા છે, તે અહિંસા, સત્ય, અચૌર્ય બ્રહ્મચર્ય અને અપરિગ્રહ છે

૭ **પ્રતિશાખા** .- પ્રતિશાખા શાખામાંથી નીકળી તેને શોભાવે છે તેમ આઠ પ્રવચન માતા (પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ) મહાવ્રતોનું રક્ષણુ કરે છે અને તેમને દીપાવે છે

૮ **અંકુર** - ધર્મધ્યાન અને શુકલ ધ્યાન આત્મવીર્યની સ્ફૂરણાથી ઉપજે છે તેથી તેમને ધર્મવૃક્ષના અંકુરા કહ્યા છે. જિનાજ્ઞા આસ્રવ, કર્મવિપાક અને સંસ્થાન એ ચાર પ્રકારના સમ્યગ્ વિચારથી ધર્મધ્યાન થાય છે અને નિર્મળ ભેદ જ્ઞાન, અભેદ જ્ઞાન, અચિંત્ય આત્મ વીર્યની પ્રગટ શકિત તથા આત્મ અનુભવમા અત્યત લીનતા પૂર્વક ચિદ્રૂપ અવસ્થાની પ્રાપ્તિ અને આત્મ પ્રદેશોનુ ઘનીકૃત બનવું તે શુકલ ધ્યાનથી થાય છે

# ધર્મ વૃક્ષ



જેમ વૃક્ષ બીજ, મૂળ, સ્કંધ, શાખા, પ્રતિશાખા, પાન, ફળ વગેરેથી શોભે છે તેમ ધર્મરૂપી વૃક્ષ અનેક અંગોથી શોભે છે તેમાંનું કોઈ અંગ હીન હોય તો જેમ વૃક્ષની શોભામાં ન્યૂનતા રહે છે તેમ ધર્મ વૃક્ષ મોક્ષરૂપી ફળ આપી શકતુ નથી. ધર્મ વૃક્ષના અંગો નીચે પ્રમાણે છે

૧ બીજ :– જેમ વૃક્ષની ઉત્પત્તિ બીજમાંથી છે તેમ ધર્મની ઉત્પત્તિ સમકિતમાંથી છે સમકિત વગર જ્ઞાન અજ્ઞાન રૂપે છે મિથ્યાત્વ નાશ પામે ત્યારે સમકિત પ્રગટે છે વ્યવહારથી સમકિતનું પાલન તેના ૬૭ બોલથી થાય છે, નિશ્ચયથી શુદ્ધ આત્મ સ્વરૂપના અનુભવથી થાય છે તે અનુભવ છદ્મસ્થને દેશથી પ્રત્યક્ષ છે અને તેની તારતમ્યતા ૪થે ગુણસ્થાને શરૂ થઈ, વધતા વધતાં ૧૨મે ગુણસ્થાને પરાકાષ્ઠા પામે છે કેવળજ્ઞાનીને તે અનુભવ પ્રત્યક્ષ છે અને સંપૂર્ણ છે તેનો વિસ્તાર સમ્યગ્-દર્શનથી જાણી લેવો.

૨ મૂળ – ધર્મનું મૂળ વિનયમા છે વિનયથી જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ ચારેની વૃદ્ધિ થાય છે, મનની કોમળતા, વાણીમાં નમ્રતા અને કાયાની સરળતા વિનયનું સામાન્ય સ્વરૂપ છે. તેનું વિશેષ સ્વરૂપ સમ્યગ્ દર્શનના નિર્જરા તત્ત્વમા અભ્યંતર તપમાથી જાણી લેવું.

૩ કંદ – વૃક્ષનું કંદ બહુ મજબૂત અને ફક્કડ હોય છે ધર્મમા આ કાર્ય ધૈર્યથી થાય છે, ધીરજ વગર ધર્મમાં સ્થિરતા આવતી નથી.

# સુપાત્ર દાનની વિધિ

*

સૌથી પહેલાં દાન આપ્યા પહેલાં શું કરવું જોઇએ તે જાણવું આવશ્યક છે. નીચેની વાતો ઉપર લક્ષ રાખવું :–

૧ સાધુજી કે સાધ્વીજી આવ્યા પહેલા ગોચરીનો સમય થતાં ઘરના દ્વારો ખુલ્લા રાખવા અન્ય ભીખારી વગેરે માગનાર આવ્યા હોય તેમને આપીને રવાના કરવા અને સાધુ–મુનિરાજો અને સાધ્વીઓની રાહ જોવી

૨. સાધુજી કે સાધ્વીજી આહાર લેવા પધારતા દેખાય કે તરત જ બધું કામ છોડી દઇને અસૂજતા ન હોઇએ તો બે હાથ જોડી તેમની સામા જવુ, તેમનો આદર સત્કાર કરવો, "પધારો" વગેરે ભકિતપૂર્વક આમંત્રણ કરવું, સન્માન કરવું, વંદના–નમસ્કાર કરવા, ગુણગ્રામ કરવા, પોતાને આગણે મુનિ–મહાત્મા પધાર્યા છે તેથી પોતાના અહોભાગ્ય માનવા અને ઉત્સાહ અને આનંદ લાવવો.

## હવે દાન આપતી વખતે શુ કરવું જોઇએ?

દાન આપતાં ઉત્સાહ રાખવો, આનંદ પૂર્વક ઉદારતાથી આપવું, યતના સહિત નિર્દોષ એષણિક આહાર નિર્દોષપણે આપવો વહોરાવવાના દોષો ટાળવા સચેત વસ્તુને અડવુ નહિ. ઉત્તમ વસ્તુ અને પાચન થઇ શકે તેવી, મુનિશ્રી કે મહાસતીજીના સંયમ અને તપમા વૃદ્ધિ કરવામા સહાયતા કરે એવી વસ્તુ વહોરાવવી પોતે સ્વય આહાર આપવો. ઉપયોગ પૂર્વક આપવો, શાંતિથી આપવો, આહારાદિ વહોરાવતા કલુષિત ભાવ ન લાવવા, પરંતુ પ્રશસ્ત ભાવોથી આપવું, પ્રસન્નતા પૂર્વક આપવુ,

૯ પત્ર :– પાંચ ઇંદ્રિયોના ૨૩ વિષયના ૨૪૦ વિકારમાંથી નિવૃત્તિ રૂપ ધર્મવૃક્ષના પાંદડાં છે જેમ પાંદડા હવાથી ખખડે છે તેમ નિમિત્તોથી ઇંદ્રિયોમાં આવેશ આવે છે તેના વિકારને અંકુશમાં રાખવા તે ધર્મવૃક્ષના પત્ર સમાન છે

૧૦ ફૂલ – જેમ ફૂલ સુગંધ આપે છે અને ફળનું કારણ છે તેમ દશ યતિધર્મ ગુણોની શુદ્ધિ કરે છે અને મોક્ષનું કારણ છે તે ફૂલ દશ પ્રકારના છે – ક્ષમા, નિઃસંગપણું, સરળતા, કોમળતા, અકિંચનપણું, સત્ય, સંયમ, તપ, જ્ઞાન, દાન, આત્મ રમણતા સ્વરૂપે બ્રહ્મચર્ય

૧૧ ફળ – ધર્મવૃક્ષનું ફળ મોક્ષ છે એટલે સર્વ બંધન, સર્વ સંસાર, સર્વ દુઃખોનો સદાને માટે સર્વથા અંત તે મોક્ષ.

૧૨ રસ :– મોક્ષફળનો રસ અવ્યાબાધ સુખ છે તે સુખ, અમિશ્રિત, નિરાવલંબી, સ્વતંત્ર, પ્રત્યક્ષ, શાશ્વત અને અખંડ છે તે આત્મિકસુખ છે અને સહજ સ્વભાવી છે. જન્મ–જરા–મરણ રહિત છે આ ધર્મવૃક્ષના ફળનો રસ સર્વ ભવ્ય આત્માઓને પ્રાપ્ત થાઓ.

ო

# ભાષા સમિતિ.

**વ્યાખ્યા** – સમ=સમતા=આત્મભાવ લાવવા માટે જે ભાષા બોલાય તે, અથવા સમ=સમ્યક્ પ્રકારે (આત્મ દર્શન પૂર્વક) જે ભાષા બોલાય તે, અથવા સ=સહિત, મિ=મર્યાદા, એટલે આત્મભાવવાળી મર્યાદા પૂર્વક બોલાય તે સમિતિને બદલે સુમતિ કહીએ તો સુ=સારી સમ્યગ્ દર્શન પૂર્વક, મતિ=બુદ્ધિથી જે બોલાય તે એટલે મોક્ષ માર્ગ (જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ) યોગ્ય, આત્મ ભાવ લક્ષી (શુદ્ધ, આત્મ સ્વરૂપ મેળવવા માટે યથાયોગ્ય) જે ભાષા બોલાય તે ભાષા સમિતિ.

**ભાષા સમિતિના સ્વામી**:– પચ મહાવ્રતધારી સાધુ, સાધ્વી તથા સામાયિક, પ્રતિક્રમણ, સવર પોષધ, ઉપવાસ વગેરે ધર્મક્રિયામા જોડાયેલા શ્રાવક, શ્રાવિકા જો કે શ્રાવકે દર વખતે ભાષા સમિતિ પૂર્વક બોલવાનો અભ્યાસ રાખવો જોઇએ પણ સંવર નિર્જરાની કરણી વખતે તો ભાષા સમિતિ જોઇએ જ

## ભાષા સમિતિની વિધિ

**૧. યતનાથી બોલવું** :– બોલવાની ક્રિયામા અવાજ ઉત્પાદક અવયવો અને હોઠ જીભ વગેરે સહકારી અવયવોના ચલનથી વાયુકાયને ધકકો લાગે તેથી વાયુકાયના જીવ હણાય, વાયુથી, શ્વાસ કરીને વાયુના ધકકાથી બીજા બારીક ત્રસ જતુઓ હણાય તે અટકાવવા માટે મોઢે ઉત્તરાસન કે કોઈ કપડાથી જતના રાખી બોલવુ અને ધર્મક્રિયા વખતે મુહુપતિ રાખવી અને અણુઉપયોગે યતના વગર બોલાઇ જાય તે માટે સાધુએ કાયમ મોઢે મુહુપત્તિ બાધી રાખવી તે યતના.

## દાન આપ્યા પછી

દાન આપ્યા પછી પણ આવા સુપાત્રને દાન આપવાનો અવસર પ્રાપ્ત થયો તેથી પોતાને ધન્ય માની આનંદ-પ્રમોદભાવ રાખવો.

દાન આપવા પહેલાં, આપતી વખતે અને આપ્યા પછી એમ દરેક વખતે આભ્યંતર હેતુથી આપવું. અર્થાત્—

૧ સંયમની વૃદ્ધિ, તપની વૃદ્ધિ, સ્વાધ્યાય વૃદ્ધિ અને ધ્યાન વૃદ્ધિ માટે આપવું.

૨. નિર્જરા અને મોક્ષનો હેતુ રાખીને જ આપવું. તેમાં આલોક કે પરલોકના પૌદ્ગલિક સુખની ઇચ્છા ન રાખવી. નિયાણુ ન કરવું.

નોંધ— કેટલાક લોકોમાં, ખાસ કરીને બૈરાંઓમાં એવી ખોટી પ્રથા છે કે સાધુ-સાધ્વી સાથે જાય. તેમના પાત્રમાં કાંઈ આહાર મૂકી તેમાંથી એકાદ કાંઈ સૂઝતી ચીજ લઈ લે. તેથી પોતાને લાભ થયો એવી તેમની માન્યતા હોય છે પરંતુ તેથી તેઓ સાધુને દોષમાં મૂકે છે અને મહાન અંતરાય કર્મ બાંધે છે તેમાં જો સાધુની અનુમોદના હોય તો તેમને મહાદોષ લાગે છે માટે આવું કામ કરવું નહિ.



# ભાષા સમિતિ.

*

**વ્યાખ્યા** – સમ=સમતા=આત્મભાવ લાવવા માટે જે ભાષા બોલાય તે, અથવા સમ=સમ્યક્ પ્રકારે (આત્મ દર્શન પૂર્વક) જે ભાષા બોલાય તે, અથવા સ=સહિત, મિ=મર્યાદા, એટલે આત્મભાવવાળી મર્યાદા પૂર્વક બોલાય તે સમિતિને બદલે સુમતિ કહીએ તો સુ=સારી સમ્યગ્ દર્શન પૂર્વક, મતિ=બુદ્ધિથી જે બોલાય તે એટલે મોક્ષ માર્ગ (જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ) યોગ્ય, આત્મ ભાવ લક્ષી (શુદ્ધ, આત્મ સ્વરૂપ મેળવવા માટે યથાયોગ્ય) જે ભાષા બોલાય તે ભાષા સમિતિ

**ભાષા સમિતિના સ્વામી** – પચ મહાવ્રતધારી સાધુ, સાધ્વી તથા સામાયિક, પ્રતિક્રમણ, સવર પોષધ, ઉપવાસ વગેરે ધર્મક્રિયામા જોડાયેલા શ્રાવક, શ્રાવિકા જો કે શ્રાવકે દર વખતે ભાષા સમિતિ પૂર્વક બોલવાનો અભ્યાસ રાખવો જોઈએ પણ સવર નિર્જરાની કરણી વખતે તો ભાષા સમિતિ જોઇએ જ

## ભાષા સમિતિની વિધિ

**૧. યતનાથી બોલવું :–** બોલવાની ક્રિયામાં અવાજ ઉત્પાદક અવયવો અને હોઠ જીભ વગેરે સહકારી અવયવોના ચલનથી વાયુકાયને ધક્કો લાગે તેથી વાયુકાયના જીવ હણાય, વાયુથી, ખાસ કરીને વાયુના ધક્કાથી બીજા બારીક ત્રસ જતુઓ હણાય તે અટકાવવા માટે મોઢે ઉત્તરાસન કે કોઈ કપડાથી જતના રાખી બોલવુ અને ધર્મક્રિયા વખતે મુહુપતિ રાખવી અને અણઉપયોગે યતના વગર બોલાઇ જાય તે માટે સાધુએ કાયમ મોઢે મુહુપતિ બાધી રાખવી તે યતના.

મોઢે મુહુપત્તિ બાંધવાની સાબિતી માટે જુઓ.

(૧) ઓઘ નિર્યુક્તિની ચૂર્ણિ ૧૦૬૩, ૧૦૬૪
(૨) પ્રવચન સારોદ્ધાર ગાથા ૫૨૧.
(૩) મહાનિશિથ સૂત્ર.
(૪) યોગ શાસ્ત્રાવૃતિ પૃષ્ટ ૨૬૧
(૫) આચાર દિનકર ગ્રંથ તથા શત પદ ગ્રંથ.
(૬) જૈનેતર શિવ પુરાણ અ. ૨૧
(૭) ઉદય રત્નજી કૃત ભુવન ભાનુ કેવળીનો રાસ, ઢાળ ૮૬ સંવત ૧૭૬૯
(૮) શ્રાવક ભીમસી માણેકના જૈન કથા રત્ન કોષના છઠ્ઠા ભાગના ૪૫૦મા પાનાની ૧૬મી પંક્તિ.
(૯) પ્રકરણ ગ્રંથ.

૨ વિવેક પૂર્વક બોલવું – શું બોલવાથી મોક્ષ સન્મુખ પોતાને તથા બીજાને રાખી શકાશે અને સ્વ–પરનું હિત થશે અને શું બોલવાથી સંસારની વૃદ્ધિ થશે એવી રીતે બે માર્ગનો વિવેક રાખીને સંસાર વૃદ્ધિના માર્ગનો ત્યાગ કરીને મોક્ષ માર્ગ ગ્રહણ કરીને બોલવું.

૩ વિચારીને બોલવુ – મોક્ષ માર્ગની વાતમાં પણ હિત, મિત, પ્રિય અને પથ્યનો વિચાર કરવો. હિત એટલે પોતાના તથા બીજાના આત્માનું કલ્યાણ થાય એવી ભાષા બોલવી. મિત એટલે સભ્યતાવાળી, સમજાય એવી, સાર્થક વગેરે ગુણવાળી પ્રમાણથી મર્યાદા યુક્ત ભાષા બોલવી. પ્રિય એટલે શ્રોતાને ગમે એવી મીઠી વાણી બોલવી. પથ્ય એટલે પચી શકે તેટલું, માણસની બુદ્ધિ અને શક્તિનો વિચાર કરીને યથાયોગ્ય બોલવું.

૪ ચાર જાતની ભાષા (સત્ય, અસત્ય, મિશ્ર અને વ્યવહાર)માંથી સ્વરૂપ સમજીને, ઉપયોગ રાખીને યથાયોગ્ય

**નિર્વધ સત્ય અને વ્યવહાર ભાષા બોલવી.** અહીં ચાર ભાષાનું સ્વરૂપ બતાવવામા આવે છે (જુઓ ૧૧મું ભાષાપદ પન્નવણા સૂત્ર)

## સત્ય ભાષા

**(૧) જન પદ સત્ય :-** એક દેશના શબ્દનો અર્થ બીજા દેશમાં જુદો થતો હોય પણ જે દેશમાં બોલીએ તે દેશને યોગ્ય અર્થ વાચી શબ્દ પ્રકાશવો.

**(૨) સમય સત્ય :-** કાળ પ્રમાણે જે શબ્દનો જે અર્થ થતો હોય તેને ઉપદેશીને બોલવું જેમ કે પંકમાં દેડકું પણ ઉપજે અને કમળ પણ ઉપજે પણ લોકો કમળને જ પંકજ કહે છે માટે કમળને પંકજ કહેવું તે

**(૩) સ્થાપના સત્ય :-** વ્યવહારમા સ્થાપેલ વસ્તુ જેમ કે તોલાં, શેર, રૂપિયો વગેરે વસ્તુઓને તે નામથી બોલવી

**(૪) નામ સત્ય :-** આંધળો હોય પણ નયનસુખ નામ હોય તેને તે નામથી બોલાવાય

**(૫) રૂપ સત્ય .-** છુપો દુરાચારી સાધુના વેષમાં હોય તેને સાધુ કહે, નાટકમાં પુરુષ સ્ત્રીનો પાઠ લીએ તેને સ્ત્રી કહે

**(૬) પ્રતિત સત્ય :-** એકની અપેક્ષાએ નાનો મોટો કહેવાય

**(૭) વ્યવહાર સત્ય :-** લાકડાં બળતાં હોય પણ ચુલો બળે છે એમ કહેવાય

**(૮) ભાવ સત્ય :-** આખથી દેતાખા પદાર્થોમાં નિશ્ચયથી પાચે વર્ણ હોય પણ આખથી જે રંગ દેખાય તે વર્ણવાળો કહેવાય જેમકે હસ સફેદ છે

**(૯) જોગ સત્ય .-** યોગ્યતા મુજબ બોલે, જેમ કે અમુક રાજાને લાખ ઘોડા છે, કદાચ ઓછા વધારે હોય છતા લાખ કહેવાય.

(૧૦) ઉપમા સત્ય – જેમકે સાગરોપમ, પલ્યોપમ. સત્ય ભાષા ઉપયોગ પૂર્વક બોલવી.

## મૃષા (અસત્ય)

ભાષા – ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, હાસ્ય, ભય પૂર્વક બોલવું તે અસત્ય ભાષા. કલ્પિત ગ્રંથ અને મિથ્યા સૂત્રના આધારે બોલવુ તે અસત્ય છે હિંસા થાય એવી ભાષા બોલવી તે અસત્ય છે, માટે સાચુ હોય છતા હિંસા થાય એમ હોય તો મૌન રહેવું. વળી કઠોર, કઠોર, છેદક, ભેદક વિચાર્યા વગર એકદમ બોલી નાખવું, મર્મ પ્રકાશવા વગેરે હિંસક હોઇને અસત્ય છે, તેમ જ

## વિકથામાં હિંસા થાય છે

સ્ત્રી કથામાં – સ્ત્રીના સુશોભિત અંગોપાંગ અને શૃંગારની વાતોથી મૈથુન સંજ્ઞા ઉપજે છે

ભત્ત કથા – સ્વાદિષ્ટ અન્ન, પેય, મેવા, મુખવાસની વાતોમાં આહાર સંજ્ઞા થાય છે તેની રાવી આવે.

દેશ કથા :– જુદા જુદા દેશોના રીતરીવાજ, પદાર્થોમા, ઇષ્ટમાં રાગ અને અનિષ્ટમાં દ્વેષ થાય, વળી ઇષ્ટ પદાર્થ મેળવવાની ઇચ્છા થાય તેમાં આરંભ સમારંભના વિચાર થાય તેની પણ રાવી આવે.

રાજ કથા – રાજ્યનું ખરાબ બોલવાથી અણધારી આફત આવે તેમજ તેના મહા આરંભ, મહાપરિગ્રહ, પંચેન્દ્રિયના વધ થાય તેવા કર્મોમાં અનુમોદના લાવવાથી નરકગતિનો બંધ પડી જાય. જે જે કામમાં નરકગતિ અને તિર્યંચગતિના બંધના કારણો રહેલા છે તેમાંના કોઇપણ કામની અનુમોદના થઇ જાય એવી વાત હિંસાકારી સમજવી. ઉપરની ભાષા મોક્ષ માર્ગ વિરોધી હોઇને અસત્ય છે અને તેથી તેનો ત્યાગ કરવો.

## વ્યવહાર ભાષા

૧. કોઇને આમત્રણ સત્કાર સન્માન આપવા તે.
૨ કોઈને આજ્ઞા આપવી કે અમુક કામ કરો.
૩ યાચના કરવાની ભાષા
૪. પુચ્છની
૫ પ્રજ્ઞાપની–નવ તત્ત્વની પ્રરૂપણા કરવાની ભાષા.
૬ પ્રત્યાખ્યાન આપવાની ભાષા
૭. ઇચ્છાનુલોભ–સમતિ આપવાની ભાષા.
૮ અનાભિગ્રહી–અર્થ સમજ્યા વગર બોલે જેમ કે વિગલેન્દ્રિય અને અસજ્ઞી–પચેન્દ્રિય અને અપટુ મન:કરણુવાળા સંજ્ઞી.
૯ અર્થ સમજીને બોલવું
૧૦, અનેક અર્થવાળી સંશયકારક ભાષા
૧૧ વ્યકત ભાષા
૧૨. અવ્યકત (ગૂઢ) ભાષા, વ્યવહાર ભાષા ઉપયોગ પૂર્વક બોલવી

## મિશ્ર (સત્યમૃષા) ભાષા.

૧ ઉત્પન્ન મિશ્ર : જેમકે આજ ગામમા ૧૦ જન્મ થયાં ( એકાદ વધુ ઘટુ હોય ).

૨. વિગત મિશ્ર આજ ગામમા ૧૦ મરણુ થયાં ( વધુ ઘટુ હોય)

૩ ઉત્પન્ન વિગત મિશ્ર

૪ જીવ મિશ્ર ઘણા જીવોનો સમુહ જોઇને કહે કે સર્વ જીવો છે ( કોઇ મરેલ પણુ હોય )

૫ અજીવ મિશ્ર

૬. જીવાજીવ મિશ્ર

૭ અનત મિશ્ર:—પ્રત્યેક વનસ્પતિને અનંત કહે.

૮. પરીત મિશ્ર —અનંતને પ્રત્યેક કહે

૯ અદ્ધા મિશ્ર.—થોડા દિવસ થયા હોય અને કહે કે બહુ દિવસ ગયા.

૧૦ અદ્ધદ્ધા મિશ્ર.—અર્ધ પહોર રાત્રિ રહી તેને મોટી રહી કહે, ઉપયોગ અને ખબર વગર મિશ્ર ભાષા એકદમ બોલી જવી નહિ, ન સમજ પડે તો કહેવું કે બરાબર સમજ પડતી નથી. કોઈને છેતરવા માટે દ્વિઅર્થી ભાષા કપટ યુક્ત બોલીને તેને સર્વથા અસત્ય સમજવી પણ મિશ્ર ન સમજવી.

૫. સ્વ-પરની નિર્જરાના હેતુ પૂર્વક બોલવું, વગર હેતુએ બોલવું નહિ.

૬ ક્ષેત્રથી— રસ્તામાં ચાલતા ચાલતા બોલવું નહિ, કોઈ પૂછે અને જવાબ આપવો યોગ્ય લાગે તેટલુ જ બોલવું, રસ્તો પૂછવો પડે તો બોલવું અકસ્માતના કારણે જીવ રક્ષણાર્થે બોલવું પડે તો બોલવું.

૭ કાળથી પહોર રાત્રિ ગયા પછી અને વહેલી સવારે મોટેથી બોલવું નહિ, કોઈને ઉંઘ વગેરેમા બાધા આવે, વળી વહેલી સવારમા મોટેથી બોલતા લોકો જાગીને આરંભ સમારંભ કરે તેથી શવી આવે.

દ્રવ્ય ભાષા— તે ભાષા વર્ગણાઓના પુદ્ગળ રૂપી છે, તે આખા લોકમાં ભર્યા છે જે આકાશ પ્રદેશોમાં બોલનાર જીવ છે તે આકાશ પ્રદેશોમાથી જીવ, ભાષા વર્ગણાઓના સ્પર્શેલા દ્રવ્યોને ગ્રહણ કરે છે તે દ્રવ્યો સ્થિર, અનંત પ્રદેશી, અસંખ્યાત આકાશ પ્રદેશાવગાહ એકથી અસંખ્ય સમયની સ્થિતિવાળા અને સમુચ્ચય પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ અને ચાર સ્પર્શવાળા હોય છે, ભાષાપણે ગ્રહણ કરેલા પુદ્ગળોને સશક્ત યુવાન મનુષ્ય મોટેથી ભાષારૂપે કાઢે તો આ દ્રવ્યો ભેદાઈને સૂક્ષ્મ ચૂર્ણ થાય છે અને અનંત ગુણી વૃદ્ધિ પામતા (રસ્તામાં આવતી ભાષા વર્ગણાઓને શબ્દાયમાન કરતાં) લોકના અંતમાં સ્પર્શે છે અશક્ત મંદ પ્રયત્નવાળો માણસ ધીમેથી બોલે તો તે પુદ્ગળો ભેદાતા નથી તેથી અસંખ્યાત અવગાહના વર્ગણામાં જઈને ભેદ પામે અને સંખ્યાત યોજન જઈને નાશ પામે છે

જે સમયે દ્રવ્યો ગ્રહણ થાય તેને બીજે સમયે તે દ્રવ્યો ભાષા રૂપે પરિણમે છે, ગ્રહણ અને ત્યાગની ક્રિયા વચન યોગથી થાય તે અસંખ્યાત સમય ચાલ્યા કરે. ભાષાની આદિ જીવથી છે, શરીરથી ભાષા ઉત્પન્ન થાય છે, ભાષાનું વજ્ર સંસ્થાન છે. **ભાવ ભાષા :–** વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમથી આત્મ પ્રદેશોનું કંપન થાય છે અને ભાષા પર્યાપ્તિ નામ કર્મના ઉદયથી ભાષાના સહકારી અવયવો સક્રિય થાય છે અને મતિ તથા શ્રુત જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી ઇચ્છિત ભાવો પ્રમાણે ભાષા બોલાય છે.

**વચન યોગ :–** ભાષાના અવયવોની સહાયથી ભાષાની પ્રવૃત્તિ કરાવનારો જીવનો વ્યાપાર કે જેનાથી ભાષા વર્ગણાના પુદ્ગળોનું ગ્રહણ, ભેદ અને વિસર્જન (ત્યાગ) થાય છે.

**ભાષા પર્યાપ્તિ :–** તેમા અમુક આત્મ પ્રદેશોની અને તેની સાથેના કેટલાક પુદ્ગળોની એવી રચના થાય છે કે જેથી શરીરમાં ભાષાયોગ્ય અવયવો આહાર દ્વારા વૃદ્ધિ પામે અને તેમાં ભાષા ઉત્પન્ન કરવાની શકિત હોય

વચન યોગ કાયયોગમાં અંતર્ગત થાય છે કારણ કે ભાષા સહકારી અવયવો શરીર નામ કર્મના ઉદયથી બને છે પણ વચન અને કાયાના પ્રયોજન જુદા હોવાથી વચન યોગ અને કાયયોગ જુદાં જુદાં છે

વચન યોગની જઘન્ય ૧ સમયની અને ઉત્કૃષ્ટ અંતમુહૂર્તની સ્થિતિ છે સાધુ અને પોષધાદિક ક્રિયામા સ્થિત શ્રાવકો માટે ભાષા સમિતિ અપવાદ માર્ગે છે એટલે યોગ્ય અવસરે ભાષા સમિતિથી બોલવાનું છે, ઉત્સર્ગ માર્ગે વચન ગુપ્તિ રાખવાની છે એટલે મૌન રહેવાનું છે

વિગલેન્દ્રિય અને અસંજ્ઞી પંચેન્દ્રિયને ફકત વ્યવહાર વચન હોય ભાવ વગર ફકત દ્રવ્ય વચન બોલનારને ફકત વચનયોગ પૂરતો

આસ્રવ તથા બંધ થાય છે તેની સાથે શરીર અને ઇંદ્રિયોની પ્રવૃતિ હોય તો વચનયોગ તેમ જ કાયયોગ પૂરતો આસ્રવ તથા બંધ થાય છે ભાવ પૂર્વક વચન અને કાયયોગવાળાને ઉત્કૃષ્ટ બંધ થાય છે, માટે શ્રાવકોએ સંસારી કામ રૂક્ષ ભાવથી કરવું અને સંવર અને નિર્જરાના હેતુવાળા ધર્મનું કામ તીવ્ર અને શુદ્ધ ભાવથી કરવું કારણ કે અશુભ ભાવની તિવ્રતા જેમ ઉત્કૃષ્ટ રસ અને સ્થિતિ આપે છે તેમ શુદ્ધ ભાવની તિવ્રતા અનંતા કર્મની નિર્જરા કરે છે

નોંધ.— કોઇ સમજે કે ત્રણયોગમાંથી એક યોગ વાપરવાથી ૧/૩ બંધ પડે બે યોગ વાપરવાથી ૨/૩ બંધ પડે, પણ તેમ નથી. કર્મની પ્રકૃતિ અને પ્રદેશોના બંધનો આધાર યોગની તારતમ્યતા ઉપર છે સ્થિતિ અને અનુભાગનો આધાર મનના કષાય ભાવ ઉપર છે તેથી કર્મ બંધ કે નિર્જરાનો મુખ્ય આધાર મન ઉપર છે

આ ઉપરથી એમ સમજવું કે બને ત્યાંસુધી વચન ગુપ્તિ રાખવી અને જરૂર પડે ત્યારે શુદ્ધ ભાવ પૂર્વક રાગ દ્વેષ રહિત પણે ભાષા સમિતિ પૂર્વક બોલવું. સંક્ષેપથી લખેલ ભાષા સમિતિના આ લેખમાથી પ્રજ્ઞા પ્રમાણે વિસ્તારથી સમજી લેવું.



# સમ્યક્ત્વ પરાક્રમ.

*

**શબ્દાર્થ :–** સમ્યક્ત્વ પરાક્રમ તે સંપૂર્ણ સત્ય પુરુષાર્થ છે. તે મોક્ષમાર્ગમા પુરુષાર્થ છે, આત્મદર્શન અને આત્મ સિદ્ધિવાળો એટલે આત્મભાવ (આત્માના અનુભવ) વાળો છે, તે વીતરાગપણું કેળવવાનો માર્ગ છે આ માર્ગની પરૂપણા કરનાર તીર્થંકરો છે. આ ચોવીશીના છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર સ્વામીએ પણ આજ માર્ગ બતાવેલ છે

**મહત્ત્વ :–** આ પરાક્રમનું માહાત્મ્ય એવું છે કે જે, આ મોક્ષમાર્ગમાં શ્રદ્ધા રાખીને એટલે તેમાંના ભાવોને બરાબર અંગીકાર કરીને, તથા તેમા પ્રતિતી આણીને એટલે "આ એમજ છે" એમ વિશેષપણે નિશ્ચય કરીને, તથા અભ્યાસ કરીને આત્મામાં રૂચાવીને પરિણમાવીને, તથા સ્પર્શ કરીને એટલે મનથી સૂત્ર અને અર્થ ચિંતવીને, વચનથી વાંચવાદિથી સજ્ઝાય કરીને અને કાયાથી તેના ભેદો અગીકાર કરીને તથા પાળીને રક્ષણ કરીને તથા સમાપ્ત કરીને તથા કીર્તન કરીને અથવા વિનયપૂર્વક ગુરુપાસે પોતાના અભ્યાસને નિવેદન કરીને તથા ગુરુ પાસે તેની શુદ્ધિ કરીને તથા સેવનવડે આરાધીને એટલે ઉત્સૂત્ર પરૂપણાનો ત્યાગ કરીને અને ઉત્સર્ગ અને અપવાદ માર્ગમા કુશળતા વાપરીને જીવન પર્યંત તેના અર્થની સેવા કરીને, ગુરુના નિયોગરૂપ આજ્ઞાવડે પાલન કરીને, ઘણા જીવો સિદ્ધ થાય છે, કેવળજ્ઞાન પામે છે, સર્વ કર્મ અને બંધનોથી મુક્ત થાય છે, શાત થાય છે અને જન્મ, જરા, મરણ તથા શરીર અને મનના સર્વ દુખોનો અંત કરે છે

**ભાવાર્થ.–** સમ્યક્ત્વ પરાક્રમના ૭૩ બોલ છે તેનો અર્થ અને ફળ અહિં સાથે બતાવેલ છે

૧ સંવેગ :– સંવેગ એટલે મોક્ષની ઇચ્છા અથવા ઉત્થાનાદિ પુરુષાર્થમાં સમ્યક્ પ્રકારની ગતિ. સંવેગથી શ્રેષ્ઠ (ઉત્તમ) ધર્મશ્રદ્ધા ઉપજે છે. કારણકે મોક્ષની ઇચ્છા તે ઉત્તમ આત્મિક સુખની ઇચ્છા છે, તે અભિલાષા પુરી પાડવા માટે ઉત્તમ મોક્ષમાર્ગ શોધવો જોઇએ, શોધીને તેમાં શ્રેષ્ઠ શ્રદ્ધા આવવી જોઇએ કારણકે શ્રદ્ધા વગર તે માર્ગને પકડીને રાખી શકાય નહિ. શ્રેષ્ઠ શ્રદ્ધાના જોરથી મોક્ષની ઇચ્છા તિવ્ર બને છે તેથી સંસારના બંધનો કે જેમાં અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભની મુખ્યતા છે તે છુટવા માંડે છે અને છેવટે તેમનો નાશ થાય છે, ત્યારે નવા અશુભ કર્મ બંધાતા નથી અનંતાનુબંધી ક્ષય થાય એટલે મિથ્યાત્વનો ક્ષય થાય છે તેથી ક્ષાયિક સમકિતની આરાધના થાય છે નિર્મળ દર્શન શુદ્ધિ કરીને કોઇ જીવ તેજ ભવમાં મોક્ષ જાય છે જેમકે મરૂદેવીમાતા અથવા તેજ ભવમાં મોક્ષ ન પામે તો ત્રીજો ભવ તો ઉલ્લંઘે નહિ એટલે સમકિતની ઉત્કૃષ્ટ આરાધનાથી ત્રીજે ભવે તો જરૂર મોક્ષ જાય.

૨ નિવ્વેએ – નિર્વેદ એટલે સંસારીક (પુદ્ગલિક–શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ, આકાર આશ્રીત) સુખમાં અરૂચી, ત્યાગ કરવાનો ભાવ, તેનાથી દેવ, મનુષ્ય અને તિર્યંચ સંબંધી કામભોગો અનર્થના હેતુરૂપ લાગે છે, તે કામભોગોમાં સુખની ભાવના રહેતી નથી તેથી સર્વ વિષયોનો ત્યાગ કરવાની ભાવના થાય છે તેમાં પ્રિય કે અપ્રિય એવી બુદ્ધિ રહેતી નથી તેથી આરંભ અને પરિગ્રહનો ત્યાગ કરે છે કારણ કે ઇંદ્રિયોના વિષયનું સેવન અને સંસાર પર રૂચી હોય તોજ આરંભ કરવામાં આવે છે અને પરિગ્રહ મેળવવામાં આવે છે

આરંભ અને પરિગ્રહનો ત્યાગ કરવાથી સંસાર માર્ગ (ખોટી માન્યતા, ઇંદ્રિયોના વિષય અને આરંભ સમારંભના દોષોમાં મોહજાળપણુ, આળસ, વિષય વગેરે પ્રમાદ, કષાય, અશુભ પ્રવૃત્તિ)નો

**છેદ** થાય છે અને **મોક્ષ માર્ગની પ્રાપ્તિ** થાય છે, સવેગ અને નિર્વેદ (મોક્ષની રૂચી અને સસારની અરૂચી) ધર્મ શ્રદ્ધાથી જ થાય છે.

**૩. ધમ્મસદ્ધા :–** ધર્મ એટલે વસ્તુનો શુદ્ધ સ્વભાવ, જેમકે જીવનો શુદ્ધ સ્વભાવ કેવળજ્ઞાન, કેવળ દર્શન, અનત આત્મિક સુખ અને તે પામવા માટે આચાર ધર્મ તે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ તેના અસ્તિત્વપણાની માન્યતા કે આ આમજ છે, આ આમજ હોવું જોઇએ એવો નિર્ણય

ધર્મ શ્રદ્ધાથી, સાતા સુખ અને ઇંદ્રિયોના વિષયમા જે આસકિત હતી તેમાથી જીવ **વિરકત** થાય છે અને ગૃહસ્થ ધર્મનો ત્યાગ કરે છે અને સાધુ થાય છે સાધુ થયેલ જીવ, છેદન ભેદન વગેરે **શરીરના** દુ:ખો અને અનિષ્ટ સંયોગ અને ઇષ્ટ વિયોગ રૂપી **મનના** દુ:ખોમાં સમભાવ રાખી તે **દુઃખોનો નાશ** કરે છે અને **બાધાપીડા રહિત** આત્મિક સુખ ભોગવે છે સાધુ સર્વ દુઃખોનો નાશ કરી **મોક્ષનું સુખ** મેળવે છે

**૪. ગુરુ સાહમ્મિઅ સુસ્સૂસણુયા :–** ધર્મશ્રદ્ધાવાળાએ **ગુરુ અને સહધર્મીની શુશ્રુષા-ભકિત** કરવી જોઇએ ગુરુ અને સહધર્મીની સેવા કરવાથી **વિનયની પ્રાપ્તિ** થાય છે વિનયને પામેલો જીવ કોઇની અસાતના કરતો નથી તેથી તે નમ્ર સ્વભાવવાળો **નારકી, તિર્યંચયોનિ, મ્લેચ્છાદિક મનુષ્ય અને કિલ્વિષાદિક દેવની દુર્ગતિને રૂંધે** છે એટલે એવી દુર્ગતિમા તેને ઉપજવુ પડતુ નથી તે ગુર્વાદિકની પ્રશસા, ગુણગ્રામ, ભકિત અને બહુમાન (અભ્યતરથી પ્રમોદભાવ) કરવાથી **કુળવાન મનુષ્ય અને ઐશ્વર્યયુકત દેવ રૂપ સુગતિને બાંધે** છે અને મોક્ષમાર્ગમા આગળ વધતો જાય છે. અને વિશુદ્ધ થતો જાય છે,પ્રશસ્ત અને વિનયના મૂળવાળા **સર્વ કાર્યો** (જ્ઞાન અને ચારિત્રની સમ્યગ્ આરાધનાવાળા કાર્યો)ને **સાધે છે** અને બીજા જીવોને વિનય ધર્મમા આણે છે

૫. આલોઅણયા (આલોચના) – કોઇ દોષ લાગી જાય તેની આલોચના કરવી એટલે ગુરુ પાસે થયેલ દોષ પ્રગટ કરવો. આલોચનાથી મોક્ષ માર્ગના વિઘ્નરૂપ અને અનંત સંસારની વૃદ્ધિ કરનારા માયા (કપટ), નિદાન (સંસારી સુખ માટે ધર્મ ક્રિયાને વેચવી તે) અને મિથ્યાદર્શન એ ત્રણ શલ્યનો નાશ થાય છે અને સરળતા પ્રાપ્ત થાય છે

માયા રહિત થઇને તે સરળ જીવ સ્ત્રીવેદ અને નપુંસકવેદનો બંધ પાડતો નથી અને પૂર્વે બંધ પાડેલો હોય તો તે કર્મોનો નાશ થાય છે

૬ નિંદણયા – પોતાના દોષની નિંદા કરવાથી પશ્ચાત્તાપ થાય છે કે મેં આ અકાર્ય કર્યું પશ્ચાત્તાપ કરવાથી વૈરાગ્ય પામીને અપૂર્વકરણવડે (પૂર્વે ક્યારેય નહીં પામેલા એવા નિર્મળ અનંત પરિણામવડે) ગુણશ્રેણીને (ક્ષપકશ્રેણીને) પામે છે, ક્ષપકશ્રેણી પામેલ અણગાર મોહનીય કર્મને ખપાવે છે

૭ ગરિહણયા–ગર્હા – વધુ દોષ હોય તો નિંદાની પછી પોતાના દોષો અન્ય (ગુર્વાદિક) પાસે પ્રગટ કરવા. અહીંથી જીવ પોતાના અપુરસ્કારને ઉત્પન્ન કરે છે એટલે પોતે ગુણવાન છે એવી પ્રસિદ્ધિના અભાવ રૂપ અવજ્ઞાના સ્થાનને પામે છે અપુરસ્કારને પામેલો જીવ મન, વચન અને કાયાના અશુભ જોગોમાંથી પાછો ફરે છે, કારણ કે જેનાથી અપુરસ્કાર પણ પોતે મેળવ્યું તેવું કામ ફરી કરતો નથી અને પ્રશસ્ત જોગોમાં પ્રવર્તે છે પ્રશસ્ત જોગને પામેલો સાધુ ઘનઘાતિ કર્મોને ખપાવે છે

૮ સામાઇએ (સામાયિક) – સામાયિક વડે જીવ અસત્ પાપસ્થાનના વ્યાપારમાંથી નિવૃત થાય છે

૯ ચઉવીસત્થએ (ચતુર્વિંશતિ સ્તવ) – ચતુર્વિંશતિ સ્તવરૂપ અરિહંતોની સ્તુતિ કરવાથી જીવ દર્શન (સમકિત)ની વિશુદ્ધિને ઉત્પન્ન કરે છે.

**૧૦ વંદણે (ગુરુવંદન) :-** જિનેશ્વરોની સ્તુતિ કર્યા છતાં પણ સામાયિકનો સ્વીકાર **ગુરુવંદન** પૂર્વક થાય છે ગુરુને દ્વાદશાવર્ત વંદન કરવાથી જીવ **નીચ ગોત્ર કર્મ ખપાવે છે** અને ઉચ્ચ ગોત્રને બાંધે છે તથા અપ્રતિહત (કોઈથી નાશ ન થઈ શકે એવું) અને આજ્ઞાફળ (જેના ફળ રૂપ આજ્ઞા છે) એવું **સૌભાગ્ય** (સર્વ જનને સ્પૃહા કરવા લાયક ઐશ્વર્ય)ને ઉત્પન્ન કરે છે અને દાક્ષિણભાવ (લોકોના અનુકુળપણા) ને પામે છે.

**૧૧. પરિક્કમણે (પ્રતિક્રમણ) -** પ્રતિક્રમણવડે, જીવ, વ્રતનાં છિદ્રોરૂપ અતિચારોને ઢાંકે છે, **દોષોનું રૂંધન** કરે છે વ્રતના છિદ્રો ઢાંકનાર જીવ **આશ્રવને રૂંધનાર** થાય છે, આશ્રવ રૂંધવાથી **નિર્મળ ચારિત્ર** પામે છે અને પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ આઠ પ્રવચન માતાને વિષે **ઉપયોગવાળો** તથા સંયમના યોગથી અભિન્ન અને તેમા **સાવધાન** થઈ વિચરે છે.

**૧૨. કાઉસ્સગ્ગે (કાયોત્સર્ગ) .-** પ્રતિક્રમણમાં અતિચારની શુદ્ધિ માટે **કાયોસર્ગ** કરવો જોઈએ, કાયોત્સર્ગથી ભૂતકાળ અને વર્તમાન કાળના પ્રાયશ્ચિત્તને યોગ્ય **અપરાધોની વિશુદ્ધિ** થાય છે પ્રાયશ્ચિત્તથી વિશુદ્ધ થયેભ જીવ પોતાના ચિત્તમા નિવૃત્તિ પામે છે, ભારવાહકની જેમ દોષરૂપ ભાર દૂર કરીને **મનમાં શાંતિ** પામે છે અને **પ્રશસ્ત ધ્યાનને** પામીને સુખમા વિચરે છે

**૧૩. પચ્ચક્ખાણે (પ્રત્યાખ્યાન) -** કાયોત્સર્ગથી પણ જે શુદ્ધ ન થાય તેને માટે પ્રત્યાખ્યાન કરવાનું છે મૂળગુણ અને ઉત્તરપુણરૂપ પચ્ચક્ખાણ કરવાથી જીવ હિંસાદિક **આશ્રવ દ્વારોને રૂંધે છે,** ઉપલક્ષણથી પૂર્વે ઉપાર્જન કરેલા કર્મોને ખપાવે છે નવકારસી વગેરે પચ્ચક્ખાણોનો ઉત્તર ગુણ પચ્ચક્ખાણમાં સમાવેશ થાય છે,

**૧૪. થયથુઇમંગલે (સ્તવ સ્તુતિ મંગળ) :-** સ્તવ અને સ્તુતિરૂપ મગળે કરીને જીવ, જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ **બોધિલાભ**

(જૈન ધર્મ)ને પામે છે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ આરાધના પામીને જીવ મોક્ષને પામવાની અંતક્રિયા કરે છે અથવા બાર દેવલોક નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તર વિમાને જઇ છેવટે મોક્ષ જાય છે.

૧૫. કાલ પડિલેહણયા (કાળ પ્રત્યુપેક્ષણા) – પ્રાદોષિક આદિ કાળગ્રહણ અને પ્રતિ જાગરણ રૂપ પડિલેહણા વડે જીવ જ્ઞાનાવરણીય કર્મને ખપાવે છે

૧૬ પાયચ્છિત્તકરણે (પ્રાયશ્ચિત્તનું કરવું) – અજાણે પાપ કર્યો હોય તો પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. આલોચનાદિ પ્રાયશ્ચિત કરવાથી જીવ પાપકર્મની વિશુદ્ધિને પામે છે એટલે પાપ રહિત થાય છે અતિચારને શોધવાથી અતિચાર રહિત થાય છે સમ્યક્ પ્રકારે પ્રાયશ્ચિત્તને અંગીકાર કરતો સતો માર્ગ (સમકિત) અને માર્ગના ફળ જ્ઞાનને શુદ્ધ કરે છે જો કે સમકિત અને જ્ઞાન એકજ વખતે પ્રાપ્ત થાય છે, તોપણ જેમ પ્રકાશનું કારણ દીવો છે તેમ જ્ઞાનનું કારણ સમકિત છે એમ જણાવવા માટે આ પ્રમાણે કહ્યું છે, વળી તે જીવ ચારિત્ર અને ચારિત્રના ફળ મોક્ષને સાધે છે

૧૭ ખમાવણયા (ખામણા):– પ્રાયશ્ચિત્ત ખમાવવાથી થાય છે કાંઇ પણ દુષ્કૃત કર્યા પછી "આ મારા દુષ્કૃતની તમે ક્ષમા કરો" એમ કહેવું તે ખામણા (ક્ષમાપના). ખમાવવાથી જીવ ચિત્તની પ્રસન્નતા ઉત્પન્ન કરે છે પ્રસન્ન ચિત્ત પામેલો જીવ, સર્વ પ્રાણી, ભૂત, જીવ અને સત્ત્વમાં મૈત્રીભાવ ઉત્પન્ન કરેછે મૈત્રી ભાવને પામેલો જીવ રાગ દ્વેષના અભાવ રૂપ ભાવ વિશુદ્ધિ કરીને નિર્ભય થાય છે સમગ્રવૈર વિરોધનું કારણ ક્ષમાપનાથી દૂર થવાથી નિર્ભય પણુ પ્રાપ્ત થાય છે

૧૮ સજ્ઝાએ (સ્વાધ્યાય).– સ્વાધ્યાય કરવાથી જીવ જ્ઞાનાવરણીય કર્મને અને ઉપલક્ષણથી બીજા કર્મોને પણ ખપાવે છે. સ્વાધ્યાયથી મુખ્યત્વે કરીને જ્ઞાનાવરણીય કર્મનો નાશ થાય છે

**૧૯. વાયણુયા (વાંચના)**:- સ્વાધ્યાયનો પહેલો ભેદ વાચના છે તેથી જીવ **કર્મની નિર્જરા** ને ઉત્પન્ન કરે છે અને શ્રુતની **અનાશાતનામાં** રહે છે કારણ કે વાચના નહી કરવાથી શ્રુતની અશાતના (અવજ્ઞા) થાય છે. અનાશાતનામાં વર્તતો જીવ તીર્થના ધર્મને (શ્રુતદાન રૂપ ગણુધરના આચારને) અવલબન કરે છે એટલે કે **તીર્થના ધર્મને પામે છે.** તીર્થના ધર્મને પામીને **મોટી નિર્જરાવાળો** અને **સર્વ કર્મના અંતને કરનારો** થાય છે. એટલે મોક્ષ જાય છે.

**૨૦ પડિપુચ્છણુયા (ફરી પૂછવું)**:- વાચના લીધા પછી જે બરાબર ન સમજાય તેને માટે ફરી પુછવું જોઇએ. ફરી પુછવાથી **સૂત્ર, અર્થ અને તે બન્નેની વિશુધ્ધિ** થાય છે તેથી **કાંક્ષા-મોહનીય કર્મનો ક્ષય થાય** છે એટલે ફરી શંકા થતી નથી તેમજ પરમતની ઇચ્છા થતી નથી શંકા અને પરમતની ઇચ્છા મિથ્યાત્વ મોહની કર્મના ઉદયથી થાય છે તે હવે થતું નથી.

**૨૧. પરિઅટ્ટણુયા (પરાવર્તન)**:- પૂછીને સ્થિર કરેલું શ્રુત જ્ઞાન ન ભૂલાય તે માટે તેને વારવાર સભારવું જોઇએ પરિવર્તનથી અક્ષરો યાદ રહે છે તેથી **વ્યંજન લબ્ધિ અને પદ લબ્ધિ** પ્રાપ્ત થાય છે

**૨૨. અણુપ્પેહા (અનુપેક્ષા)**:- સૂત્રના ભાવ ધારી રાખવા માટે અર્થ ચિંતવવા જોઇએ, ઉંડો વિચાર કરવો જોઇએ. શ્રુતજ્ઞાનના ભાવોને આત્મભાવે પરિણમાવવાથી એક આયુષ્ય કર્મ વર્જીને બાકીના સાત કર્મની પ્રકૃતિઓ, જે ગાઢ બધનથી બાધીને નિકાચિત કરેલી હોય **તેને શિથિલ બંધનવડે** બધાયેલી હોય તેવી કરે છે એટલે કે અપવર્તના કરણુ કરી શકાય તેવી કરે છે કારણુ કે અનુપ્રેક્ષા અભ્યતર તપ છે કે જેથી નિકાચિત કર્મનો પણુ ક્ષય થાય છે, વળી લાબા કાળની સ્થિતિવાળી પ્રકૃતિઓ **અલ્પકાળની સ્થિતિવાળી** કરે છે, તથા તીવ્ર અનુભવ તે ચાર સ્થાનીયા રસવાળી પ્રકૃતિને

મંદરસવાળી (ત્રણ સ્થાનીયાદિક રસવાળી) કરે છે તથા ઘણા પ્રદેશના દળીયાવાળી પ્રકૃતિને અલ્પ પ્રદેશાગ્રવાળી (થોડી દળીયાવાળી) કરે છે તે જીવ આયુષ્ય કર્મને કદાચિત બાંધે છે અને કદાચિત બાંધતો નથી, જ્યારે બાંધે છે ત્યારે પણ દેવાયુનેજ બાંધે છે અશાતાવેદનીય વગેરે બીજી અશુભ કર્મ પ્રકૃતિઓનો વારંવાર બંધ થતો નથી, કારણ કે કોઈ વખતે પ્રમાદના યોગે અશુભનો બંધ થઈ જાય છે. તે અનુપ્રેક્ષાવાળો જીવ અનાદિ અનંત લાંબા કાળના ચાર ગતિરૂપ અંગ-અવયવોવાળી સંસાર અટવીને એકદમ ઓળંગી જાય છે

૨૩ ધમ્મકહા (ધર્મકથા) – ધર્મકથામાં ચાર બાબત હોવી જોઈએ – (૧) વિનય મુળ ધર્મના અણગાર અને આગાર ધર્મની સ્થાપના (૨) મિથ્યાત્વ અને અવિરતિ પણાના માઠા ફળ બતાવવા. (૩) મોક્ષની અભિલાષાની પ્રેરણા કરાવવી (૪) સંસાર ત્યાગની ભાવના ઉત્પન્ન કરાવવી.

વ્યાખ્યાનાદિ આપી ધર્મ કથા કરવાથી જિન શાસનની પ્રભાવના થાય છે, પ્રવચન પ્રભાવનાથી જીવ, આગામી કાળે, નિરંતર કલ્યાણ કારી (શુભાનુ બંધી શુભ કર્મનુ) ઉપાર્જન કરે છે

આ વાયણાદિ પાંચ પ્રકારના સ્વાધ્યાયની પ્રીતિથી શ્રુતજ્ઞાનની આરાધના થાય છે

૨૪ સુઅસ્સ આરાહણયા (શ્રુતની આરાધના):- શ્રુતની આરાધનાથી અજ્ઞાનનો નાશ થાય છે, જ્ઞાનથી વિશિષ્ટ સંવેગની પ્રાપ્તિને લીધે રાગદ્વેષથી ઉત્પન્ન થતા કલેશોનો નાશ થાય છે, એટલે સંકલિષ્ટ પરિણામ થતુ નથી.

૨૫. એગગ્ગમણસંન્નિવેસણયા (મનનુ એકાગ્રપણે સ્થાપન) – મનની એકાગ્રતાથી ચિત્તનો નિરોધ થાય છે એટલે ઉન્માર્ગે રખડતા મનને વાળીને એક ઠેકાણે સ્થાપન કરવાથી મનને વશ કરી શકાય છે અને સંકલ્પ વિકલ્પની જાળને રોકી શકાય છે

મનને આર્ત્ત અને રૌદ્ર ધ્યાનમાંથી ખેંચીને ધર્મ અને શુકલ ધ્યાનમાં જોડવું

**૨૬. સંજમે (સંયમ):– સત્તર પ્રકારના સંજમથી :–** પાપરહિત થવાય છે, એટલે આવતા કર્મને રોકી શકાય છે, એટલે **નવો કર્મબંધ થતો નથી**

**૨૭. તવે (તપ)'– તપથી જીવ પૂર્વે બાંધેલા કર્મનો નાશ કરીને વિશેષ શુધ્ધ થાય છે.**

**૨૮ વોદાણે (વ્યવદાન, કર્મની શુધ્ધી, કર્મ નિર્જરા):–** વ્યવદાનથી જીવ અક્રિય થાય છે તે શુકલ ધ્યાનના ચોથા ભેદ વ્યુપરત-ક્રિયા (સમુચ્છિન્ન ક્રિયા અનિવૃત્તિ)થી થાય છે. અક્રીય થઇને જીવ તરત જ સિધ્ધ થાય છે (સમાપ્ત અર્થ વાળો થાય છે), જ્ઞાન દર્શનના ઉપયોગવડે વસ્તુતત્ત્વને જાણે છે, સંસારથી મૂકાય છે, કર્મરૂપી અગ્નિને બુઝાવીને ચોતરફથી શીતળ થાય છે તથા સર્વ પ્રકારના દુ:ખોનો અંત કરે છે.

**૨૯ સુહસાએ (સુખશાય, વિષયસુખનો નાશ) .–** વિષય સુખનો ત્યાગ કરવાથી અને તેમાં ઇચ્છા ન રાખવાથી, ઇંદ્રિયોના **વિષયની ઉત્સુકતા બંધ થઇ જાય છે અને જીવ નિસ્પૃહ થઇ** જાય છે. ઉત્સુકતા રહિત થયેલો જીવ **અનુકંપાવાળો** થાય છે કારણ કે જે ઇંદ્રિયોના વિષયમા ઉત્સુક હોય અને તેવા સુખમાં રસિક થાય ત્યારે બીજા પ્રાણીને પોતાના વિષયના કારણે મરતા જોઇને તેનાપર દયા આવતી નથી

વળી ઉત્સુકતા રહિત થયેલો જીવ અનુદ્‌ભટ એટલે **શૃંગારાદિની શોભા રહિત** થાય છે તથા **શોક રહિત** થાય છે, કારણ કે ઇંદ્રિયોના વિષયની ઇચ્છાવાળો હોય તેનેજ તે ન મળવાથી શોક થાય છે.

નિર્વિષયીથી જીવ શોક રહિત થઇને કષાય અને નોકષાય રૂપ **ચારિત્રમોહનીય કર્મનો ક્ષય કરે છે.**

વસ્તુથી સંતોષ રહે છે અને બીજાના લાભનો આસ્વાદ કરતા નથી, વિચાર પણ કરતા નથી, ઇચ્છા પણ નથી, પ્રાર્થના કરતા નથી, અભિલાષા કરતા નથી, એવી રીતે રહીને બીજી સુખશય્યા (બીજા સર્વ સાધુઓથી જુદા **એકલા રહેવારૂપ બીજી સુખ શય્યા**)ને અંગીકાર કરીને વિચરે છે

**૩૪. ઉવહિ પચ્ચક્ખાણે :–** સંભોગના પચ્ચક્ખાણ કરનારને રજોહરણ અને મુખવસ્રિકા સિવાય બીજી ઉપાધિનો ત્યાગ હોય છે આવા સાધુને **સ્વાધ્યાયનો વિઘાત થતો નથી.** તેને કોઈ અભિલાષા કે **કલેશ ઉપજતો નથી** ઉપધિ લેવામા, સંભાળવામાં અને પડિલેહણમા જે વખત કાઢવો પડે તે વખત બચાવીને સ્વાધ્યાયમા વાપરે

**૩૫. આહાર પચ્ચક્ખાણે (ઉપવાસ):–** ઉપવાસ કરનાર સાધુ જીવવાની ઇચ્છા રહિત થાય છે અને આહાર ન મળે તેથી ક્લેશ પામતા નથી, ઉત્કૃષ્ટ તપ થાય તોપણ તે સાધુ પીડાને અનુભવતા નથી

**૩૬. કસાય પચ્ચક્ખાણે :–** ક્રોધાદિક કષાયનો ત્યાગ કરવાથી જીવ વીતરાગપણાને પામે છે અને **સુખદુઃખમાં સમભાવ** રાખે છે

**૩૭. જોગ પચ્ચક્ખાણે .–** મન, વચન અને કાયાના વ્યાપારોનો નિરોધ કરવાથી, જીવ **અયોગી** થાય છે, તેથી નવા કર્મનો બંધ થતો નથી, પૂર્વે બાંધેલા કર્મોનો ક્ષય કરે છે

**૩૮. શરીર પચ્ચક્ખાણે –** ઔદારિકાદિક સર્વ શરીરના ત્યાગવડે જીવ, સિદ્ધના અતિશય ગુણપણાને ઉત્પન્ન કરે છે અને **સિદ્ધ** અતિશય ગુણ પામેલો જીવ લોકના અગ્રભાગ (સિદ્ધક્ષેત્ર)ને પામીને પરમસુખનો અનુભવ કરે છે

**૩૯. સહાય પચ્ચક્ખાણે :–** સહાય કરનારા મુનિઓનો ત્યાગ કરવાથી (સહાયની અપેક્ષા તજવાથી) **એકત્વભાવ** પ્રાપ્ત થાય

છે. એકત્વ પામેલો જીવ એકાગ્રપણાને ભાવતો વાણીના કલહ રહિત થાય છે, કષાય રહિત થાય છે, કલહ રહિત થાય છે, તું તું એવા શબ્દ રહિત થાય છે, ઘણા સંજમ અને ઘણા સંવર વાળો થાય છે અને સમાધિમાં રહે છે

૪૦ ભત્ત પચ્ચક્ખાણે – આહારના પચ્ચક્ખાણ કરવાથી જીવ, અનેક સેંકડો ભવોને રૂંધે છે

૪૧ સબ્ભાવ પચ્ચક્ખાણે (સદ્‌ભાવ પ્રત્યાખ્યાન) – જે ફરી ફરીવાર કરવું નથી એવું સર્વસંવર રૂપ શૈલેશીકરણવાળું પરમાર્થવાળું પ્રત્યાખ્યાન તે સદ્‌ભાવ અથવા સત્ય પણે પ્રત્યાખ્યાન, તે સદ્‌ભાવ પ્રત્યાખ્યાનથી જીવ, અનિવૃત્તિ નામના શુક્લ ધ્યાનના ચોથા ભેદને ઉત્પન્ન કરે છે અને તે ભેદને પ્રાપ્ત થયેલ સાધુ, કેવળીના કર્મ અંશોને ખપાવે છે તે વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર કર્મ એ ચાર ભવોપગ્રાહી કર્મોને ખપાવે છે ત્યાર પછી સિદ્ધ થાય છે, બુદ્ધ થાય છે, કર્મથી મુક્ત થાય છે કર્મના અભાવથી શીતળ થાય છે અને સર્વ દુઃખોનો અંત કરે છે

૪૨ પડિરૂવયા (પ્રતિરૂપતા) – તે સ્થવિર કલ્પીસદૃશ સાધુનો વેશ છે, તે ધારણ કરવો જોઈએ. પ્રતિરૂપતાથી દ્રવ્યથી અલ્પ ઉપકરણ અને ભાવથી અપ્રતિબદ્ધપણાને લઈને લાઘવપણું ઉપજે છે, લઘુતાથી અપ્રમત્ત દશા પ્રાપ્ત થાય છે તે વેશ પ્રગટ લિંગવાળો છે, જીવ રક્ષાના હેતુરૂપ રજોહરણાદિક ધારણકરવાથી પ્રશસ્ત લિંગવાળો છે, વિશુદ્ધ સમક્તિવાળો છે સત્ય અને સમિતિઓથી પરિપૂર્ણ થાય છે તેથી સર્વ પ્રાણ, ભૂત, જીવ અને સત્ત્વને પીડા ઉપજાવનાર નહીં હોવાથી વિશ્વાસ કરવા લાયક છે, અલ્પ ઉપધિ હોવાથી અલ્પ પડિલેહણવાળો થાય છે, જિતેન્દ્રિય થાય છે, વિપુલ (ઘણા ભેદવાળો વિસ્તીર્ણ) તપ અને સર્વ વિષયમાં વ્યાપ્ત હોવાથી વિપુલ સમિતિઓવડે યુક્ત એવો થાય છે

૪૩. વેયાવચ્ચે (વૈયાવચ્ચ) – વૈયાવચ્ચ કરવાથી જીવ તીર્થંકર નામ ગોત્ર કર્મને બાંધે છે

**સવ્વગુણ સપન્નયા (જ્ઞાનાદિ સર્વ ગુણ સંપન્ન):**– વૈયાવચ્ચથી અરિહંતપદની પ્રાપ્તિ કહી અને અરિહંત સર્વ ગુણ સંપન્ન હોય છે સર્વ ગુણ સંપન્ન અરિહંત અપુનરાવૃત્તિ (મુક્તિ)ને ઉત્પન્ન કરે છે અને મુકિતને પામેલ જીવ શરીર અને મન સબંધી સર્વ દુ:ખોનો ભાગી થતો નથી, કારણ કે દુ:ખનું કારણ શરીર અને મન છે તે સિદ્ધને નથી.

**૪૫. વીઅરાગયા (વીતરાગપણુ):**– રાગ અને દ્વેષના અભાવવાળા વીતરાગપણાએકરીને જીવ **સ્નેહના બંધનોને અને તૃષ્ણાના બંધનોને છેદીનાખે છે,** મનોજ્ઞ અને અમનોજ્ઞ એવા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધને વિષે **વિરાગ પામે છે** કષાયના પચ્ચક્ખાણથી વીતરગપણુ આવી જાય છે રાગ એ સમગ્ર અનર્થનું મુળ છે એમ જણાવવા અહી વીતરાગપણું જુદું કહ્યું છે.

**૪૬. ખંતિ (ક્ષમા):**– વીતરાગપણાનું મુખ્ય કારણ ક્ષમા છે, ક્ષમાથી જીવ **વધાદિક પરિષહોને જીતે છે.** ક્ષમા પણ નિર્લોભતા વડે દૃઢ થાય છે

**૪૭. મુત્તિ (નિર્લોભતા):**– નિર્લોભતાથી જીવ **અકિંચન (પરિગ્રહ રહિતપણા)** ને ઉત્પન્ન કરે છે પરિગ્રહ રહિત જીવ, ધનના લોભી પુરુષો પાસે પ્રાર્થના કરતો નથી અથવા ધનના લુટારા એવા ચોરને પીડવાને ઈચ્છતો નથી અથવા ચોરથી પીડા પામતો નથી.

**૪૮ મદ્દવે (માર્દવ, માનનો ત્યાગ)**·– માર્દવથી જીવ અહંકારને જીતે છે અને કોમળ (નમ્રતાના) સ્વભાવવાળાનું જે માર્દવ (સદા સુકુમાળપણુ) તેને પ્રાપ્ત કરે છે અને **આઠ મદના સ્થાનોને ખપાવે છે**

**૪૯. અજ્જવે (આર્જવતા, માયા રહિતપણુ):**– આર્જવથી જીવ, કાયાની રૂજુતા રાખે છે એટલે કુબ્જાદિકનો વેશ

અને ભૃકુટિનો વિકાર વગેરે કરતો નથી, શરીરના અંગોપાંગને સંકળાયેલું રાખે છે તથા મનની સરળતા ઉત્પન્ન કરે છે તેથી મનમાં જુદો વિચાર હોય છતાં લોકોને રીઝવવા જુદુ બોલે અથવા કાયાથી કંઈક જુદુ જ કરે એવું મન કરે નહિ, તથા ભાષાની સરળતા ઉત્પન્ન કરે છે તેથી હાસ્ય કે વિખવાદ થાય એવું બોલે નહિ તેમ કોઈને ઠગે નહિ. મન, વચન અને કાયાની સરળતાવાળો જીવ ધર્મનો આરાધક થાય છે

૫૦ ભાવ સચ્ચે (અંતરાત્માની શુદ્ધિ, ભાવસત્ય) :- શુદ્ધઅંતઃકરણવાળો જીવ શુદ્ધ અધ્યવસાય ઉત્પન્ન કરે છે ભાવ વિશુદ્ધિમાં રહેતો જીવ અરિહંતે પ્રરૂપેલા ધર્મની આરાધના માટે ઉત્સાહવાળો થાય છે તેથી પરભવમાં તેને જિન ધર્મની અને વિશિષ્ટ ભવની પ્રાપ્તિ થાય છે

૫૧ કરણસચ્ચે (કરણ સત્ય) – પ્રતિલેખનાદિક કોઈ ક્રિયામાં વિધિ અને ઉપયોગ પૂર્વક કામ કરવું તે કરણ સત્ય. કરણ સત્યથી, જીવ અપૂર્વ શુભ ક્રિયા કરવાની શક્તિ મેળવે છે. અને જે પ્રમાણે બોલે તેજ પ્રમાણે કરે છે, સૂત્રમાં જે ભણે છે તે પ્રમાણે ક્રિયા કરે છે

૫૨ જોગ સચ્ચે (સત્ય યોગ) – સત્યયોગવાળો જીવ મન, વચન અને કાયાના જોગોને શુદ્ધ કરે છે તેઓને નિર્દોષપણે પ્રવર્તાવે છે

૫૩ મણગુત્તયા (મન ગુપ્તિ) :- મન ગુપ્તિથી ધર્મમાં એકાગ્રતા (તન્મયપણું) ઉપજે છે એકાગ્ર ચિત્તવાળો જીવ અશુભ અધ્યવસાયમાં જતા મનને રોકતો હોવાથી સંયમનો આરાધક થાય છે

૫૪ વઇગુત્તયા (વચન ગુપ્તિ) – વચન ગુપ્તિવડે જીવ નિર્વિકારપણાને ઉત્પન્ન કરે છે વાણીના વિકાર રહિત એવો

જીવ વાણીનો સર્વથા નિરોધ કરીને અધ્યાત્મયોગના સાધનવાળો થાય છે ભાષા સુમતિથી વિકથા ક્ષય થાય છે અને સર્વથા વચન ગુપ્તિથી ધર્મધ્યાન, શુકલ ધ્યાનમાં જોડાય છે.

**૫૫. કાય ગુત્તયા (કાય ગુપ્તતા)**:— અશુભ કાયયોગ બંધ કરવાથી અને શુભયોગમાં પ્રવૃત્તિ કરવાથી **અશુભ યોગનો સંવર** થાય છે નિરંતર સંવરનો અભ્યાસ કરીને સર્વથા કાયાનો વ્યાપારનો નિરોધ કરવાથી જીવ વળી **પાપકર્મના ગ્રહણનો નિરોધ** કરે છે.

**૫૬. મણસમાધારણયા (મનની સમાધિ)** :— સૂત્રમાં કહ્યા પ્રમાણે સમ્યક્ પ્રકારે મનને ધારણ કરવાથી (સ્થાપવાથી) જીવ ચિત્તના એકાગ્રપણાને ઉત્પન્ન કરે છે. એકાગ્રતાથી શ્રુતના બોધરૂપે વિશેષ વિશેષ **જ્ઞાનના પર્યાયોને** ઉત્પન્ન કરે છે અને જ્ઞાનના પર્યાયોને ઉત્પન્ન કરીને **સમકિતની વિશુદ્ધિ** કરે છે કારણકે તત્વ જ્ઞાનની શુદ્ધિ થવાથી તત્ત્વના વિષયવાળી શ્રદ્ધા પણ વિશુદ્ધ થાય છે તેથી કરીનેજ મિથ્યાત્વને ખપાવે છે.

**૫૭. વયસમાધારણયા (વચન સમાધારણા)** :— સ્વાધ્યાયમાં વાણી સ્થાપન કરવા રૂપ વાણીની સમાધારણાથી જીવ વાણીને સાધારણ (વાણીના વિષયવાળા, વાણીથી કહેવા લાયક) પદાર્થોના વિષયવાળા **દર્શનના પર્યાયોને** વિશુદ્ધ કરે છે. વાણીને સાધારણ એવા દર્શનના પર્યાયોને વિશુદ્ધ કરીને જીવ **સુલભબોધિપણાને** ઉત્પન્ન કરે છે અને દુર્લભ બોધિપણાને નિર્જરે છે.

**૫૮. કાય સમાધારણયા (કાય સમાધારણા)** :— સંયમના યોગમાં શરીરનો સમ્યક્ પ્રકારે વ્યાપાર કરવાથી કાય સમાધારણા થાય છે; તેથી જીવ ક્ષયોપશમિક **ચારિત્રના પર્યાયોને** વિશુદ્ધ કરે છે, તે પર્યાયો વિશુદ્ધ કરીને **યથાખ્યાત ચારિત્ર** વિશુદ્ધ કરે છે, તેની વિશુદ્ધિ કરીને કેવળીના **ચાર અઘાતિયા કર્મોને**

ખપાવે છે પછી સિદ્ધ થાય છે બુદ્ધ થાય છે, સંસારથી મુક્ત થાય છે, કર્મના તાપરહિત થવાથી શીતળ થાય છે અને સર્વ દુઃખોનો અંત કરે છે

૫૯ નાણુસંપન્નયા (જ્ઞાન સંપન્નતા) – શ્રુતજ્ઞાનથી સર્વ પદાર્થોનું જ્ઞાન થાય છે. જ્ઞાની જીવ સંસાર અટવીમાં વિનાશ પામતો નથી (મુક્તિ માર્ગથી વધારે દૂર જતો નથી) જેમ દોરો પરોવેલી સોય ખોવાય જાય તો તે બહુ દૂર જતી નથી અને જડી જાય છે તેમ શ્રુતજ્ઞાનવાળો જીવ મોક્ષ માર્ગથી દૂર જતો નથી તે જીવ જ્ઞાન, વિનય, તપ અને ચારિત્રનો જોગ સમ્યક્ પ્રકારે પામે છે તથા સ્વસમય અને પરસમયને જાણનારને મળવા લાયક થાય છે (સ સમય પરસમય સંઘાયણિજ્જે).

૬૦ દંસણ સંપન્નયા (દર્શન સંપન્નતા) – સમકિતી જીવ સંસારના હેતુરૂપ મિથ્યાત્વનું સર્વથા છેદન કરે છે, ત્યાર પછી બોલવાઈ જતો નથી પણ સર્વોત્તમ જ્ઞાનથી અને દર્શનથી પોતાના આત્માને જોડતો, સમ્યક્ પ્રકારે ભાવતો (તે ભવપણાને પમાડતો) વિચરે છે

નોંધ :– સર્વોત્તમ જ્ઞાન દર્શન તે કેવળજ્ઞાન, કેવળ દર્શન અને વિચરવું તે ભવસ્થ કેવળી પણે એમ પણ થાય કારણ કે ક્ષાયક સમકિતી જીવ તેજ ભવમાં પણ મોક્ષ જાય અને ત્રીજે ભવે મોક્ષ જાય તો પણ ક્ષાયક સમકિત રૂપ દીવો બોલવાય નહીં અને સર્વોત્તમ જ્ઞાન તે ઉત્તમ પ્રકારનું શ્રુતજ્ઞાન એમ પણ અર્થ થાય કારણ કે કેવળજ્ઞાનીતો તેજ ભવમાં મોક્ષ જાય.

૬૧ ચરિત્ત સંપન્નયા (ચારિત્ર સંપન્નતા) – ચારિત્ર સહિતપણાએ કરીને જીવ શૈલેશીભાવને ઉત્પન્ન કરે છે અને શૈલેશીકરણને પામેલો સાધુ કેવળીના ચાર અઘાતિયા કર્મને ખપાવે છે, પછી સિજ્ઝે છે બુજ્ઝે છે મુક્ત થાય છે સર્વથા શીતળ થાય છે

અને સર્વ દુઃખોનો અંત કરે છે. ચારિત્ર ઇંદ્રિયોનો નિગ્રહ કરવાથી થાય છે, તેથી હવે ઇંદ્રિયોનો નિગ્રહ આવે છે.

**૬૨ સોઈંદિઅનિગ્ગહે** (શ્રોત્રેંદ્રિય નિગ્રહ):- શ્રોત્રેંદ્રિય નિગ્રહ કરવાથી મનોજ્ઞ અને અમનોજ્ઞ (ઇષ્ટ અને અનિષ્ટ) શબ્દોમાં **રાગદ્વેષ થતો નથી** તેથી રાગદ્વેષના નિમિત્તવાળું નવું કર્મ બંધાતું નથી અને પૂર્વે બાંધેલા કર્મ ખપી જાય છે

**૬૩. ચક્ખિંદિઅ નિગ્ગહે**:- ચક્ષુ ઇંદ્રિયના નિગ્રહથી મનોજ્ઞ અને અમનોજ્ઞ રૂપોમા રાગદ્વેષ થતો નથી તેથી નવાં કર્મ બંધાતા નથી અને પૂર્વે બાંધેલ કર્મ ખપી જાય છે

**૬૪. ઘાણિંદિઅ નિગ્ગહે, ૬૫ જીબ્ભિંદિઅ નિગ્ગહે, ૬૬ ફાસિંદિઅ નિગ્ગહે**

આ ત્રણેય ઇંદ્રિયોનું ઉપર મુજબ સમજવું, તેમાં ફેર એટલો કે ઘ્રાણેંદ્રિયમા ગંધ લેવો, જીહ્વેંદ્રિયમા રસ લેવો અને સ્પર્શેંદ્રિયમાં સ્પર્શ લેવો તેમા **રાગદ્વેષ ન કરવાથી નવાં કર્મ બંધાતા નથી અને જુનાં કર્મ ક્ષય થાય છે.**

**૬૭ થી ૭૦ કોહવિજએ, માણવિજએ, માયાવિજએ, લોભવિજએ** :- ક્રોધના વિજયથી **ક્ષમા**, માનના વિજયથી **માર્દવ**, માયાના વિજયથી **રૂજુભાવ** અને લોભના વિજયથી **સંતોષ** ઉત્પન્ન થાય છે અને ક્રોધ-માન-માયા-લોભ વેદનીય કર્મ (તે તે કષાયના **હેતુભૂત પુદ્ગળ રૂપ કર્મ) બંધાતા નથી અને પૂર્વે બાંધેલા કર્મ ખપી જાય છે.**

**૭૧. પિજ્જદોષ મિચ્છાદંસણવિજએ** (પ્રેમ, દ્વેષ અને મિથ્યાદર્શનનો વિજય):- રાગદ્વેષ અને મિથ્યાત્વના વિજયવડે કરીને જીવ, **જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધનાને** માટે ઉદ્યમવંત થાય છે, અને આઠ પ્રકારની કર્મગ્રંથિનો નાશ કરવા ઉદ્યમ કરે છે પહેલાં કોઇ વખત ખપાવેલ નહીં હોવાથી પ્રથમપણાએ કરીને

અનુક્રમે અઠ્ઠાવીશ પ્રકારના મોહનીય કર્મ ખપાવે છે (તેનો ક્રમ આ પ્રમાણે છે).– પહેલાં અનંતાનુબંધી ચારે કષાયને એકીસાથે ક્ષય કરે છે, પછી અનુક્રમે મિથ્યાત્વ, મિશ્ર અને સમકિત મોહનીય કર્મીઓનાં ક્ષય કરે છે પછી પ્રત્યાખ્યાનાવરણ અને અપ્રત્યાખ્યાનાવરણ રૂપ આઠ કષાયોને ખપાવવાનો આરંભ કરે છે, તે આઠે અર્ધાં ખપે ત્યાં વચ્ચે નરકગતિ, નરકાનુપૂર્વી, તિર્યંચગતિ, તિર્યંચાનુપૂર્વી, એકેન્દ્રિયાદિક ચાર જાતિ, (આતાપ) ઉદ્યોત, સ્થાવર, સુક્ષ્મ, સાધારણ નિદ્રાનિદ્રા, પ્રચલા પ્રચલા, સ્ત્યાનર્દ્ધિ એ સોળ પ્રકૃતિને ખપાવે છે પછી તે આઠે કષાયોનો બાકી રહેલો અર્ધભાગ ખપાવે છે

પાઠાંતર – કોઇ આચાર્યનો એવો મત છે કે ઉપરોક્ત ૨૪ પ્રકૃતિઓ એકી સાથે ખપાવે છે તત્ત્વ કેવળીગમ્ય. ત્યારબાદ, પુરુષ હોય તો અનુક્રમે નપુંસકવેદ, સ્ત્રીવેદ અને હાસ્યાદિક ૭ અને પુરુષવેદ ખપાવે છે, સ્ત્રી કે નપુંસક ખપાવતો હોય તો પોતપોતાના વેદને છેવટે ખપાવે છે, ત્યાર પછી અનુક્રમે સંજ્વલનો ક્રોધ, માન, માયા અને લોભને ખપાવે છે દરેક પ્રકૃતિને ખપાવવાનો કાળ અન્તર્મુહૂર્તનો છે તથા સર્વ પ્રકૃતિઓને ખપાવવાનો કાળ પણ અન્તર્મુહૂર્તનો જ છે, કેમકે અન્તર્મુહૂર્તના અસંખ્યાતા ભેદ છે આવી રીતે મોહનીય કર્મને એક અન્તર્મુહૂર્તમાં ખપાવી પછી યથાખ્યાત ચારિત્રને પામે છે તે ક્ષીણમોહ ગુણસ્થાનક છે, તેના છેલ્લા બે સમયમાંના પહેલે સમયે નિદ્રા અને પ્રચલા ખપાવે છે અને છેલ્લા સમયે ૧૪ પ્રકૃતિઓને એકી વખતે ખપાવે છે) –

પાંચ પ્રકારનું જ્ઞાનાવરણીય બાકી રહેલ ચાર દર્શનાવરણ અને પાંચ પ્રકારનું અંતરાય કર્મ આ ચૌદ કર્મને એકી વખતે ખપાવે છે ત્યાર પછી અનુત્તર (સર્વોત્તમ), અનંત, કૃત્સ્ન (સમગ્ર પદાર્થોને ગ્રહણ કરનાર હોવાથી કૃત્સ્ન સમગ્ર), પરિપૂર્ણ, નિરાવરણ, અજ્ઞાનરૂપ અંધકાર રહિત, વિશુદ્ધ લોક અલોકને પ્રકાશ કરનાર, શ્રેષ્ઠ એવા કેવળજ્ઞાન અને કેવળદર્શનને પ્રગટ કરે છે પછી જ્યાં સુધી સયોગી હોય

ત્યાંસુધી ઇરિઆવહિ કર્મ બાંધે છે તે સાતાવેદનીયરૂપ આત્મ પ્રદેશોને સુખકારક સ્પર્શવાળું છે, બે સમયની સ્થિતિવાળું છે, તે કર્મ પહેલે સમયે બાંધે બીજે સમયે વેદે અને ત્રીજે સમયે જીર્ણ કરે (કર્મનો અભાવ કરે), તે કર્મ એક ક્ષેત્ર અવગાહના રૂપે બંધાય, આત્મ પ્રદેશોને રૂક્ષ સ્પર્શ માત્ર કરે, ઉદયને પામે, વેદાય અને ક્ષય પામે અને ચોથા સમય આદિ આગામી કાળને વિષે કર્મથી રહિતપણુ થાય છે

**૭૨. સેલેસી, ૭૩ અકમ્મયા (શૈલેશિઅવસ્થા અને અકર્મપણુ)** :– કેવળજ્ઞાન પામ્યા પછી બાકીનું આયુષ્ય પાળીને, અંતર્મુહૂર્ત આયુષ્ય બાકી રહે ત્યારે યોગ નિરોધને કરનારા સુક્ષ્મક્રિય અપ્રતિપાતિ નામના શુકલધ્યાનના ત્રીજા ભેદને ધ્યાવે. તે ધ્યાન ધરતાં, પહેલાં મનજોગને રૂધે (દ્રવ્ય મનના સમીપપણાથી ઉત્પન્ન થયેલા જીવના વ્યાપારને રૂધે), તે રૂધીને વચન જોગને રૂધે (દ્રવ્ય ભાષાના સાનિધ્યપણાથી ઉત્પન્ન થયેલા જીવના વ્યાપારને રૂંધે) તે રૂંધીને આણુપાણુનો નિરોધ કરે (ઉચ્છ્વાસ નિશ્વાસનો નિરોધ કરે) એમ કરીને સ્વલ્પ પ્રયત્નવડે, અ ઇ ઉ ઋ લૃ એ પાચ હ્રસ્વઅક્ષરોને મધ્યમપણે ઉચ્ચાર કરતાં જેટલો કાળ લાગે તેટલા કાળમાં સાધુ **સમુચ્છિન્નકિરિઅં અનિયટ્ટિ (સમુચ્છિન્નક્રિય અનિવૃત્તિ) નામના શુક્લ ધ્યાનના ચોથા ભેદનુ ધ્યાન કરતાં (શૈલેશી–અવસ્થાને અનુભવતાં)** વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર એ **ચારે કર્મોને એકી વખતે ખપાવે છે**, ત્યારે ઔદારિક, કાર્મણુ **અને તેજસ એ ત્રણે શરીરને** વિશેષે કરીને પ્રકર્ષથી **સર્વથા પ્રકારે ત્યાગ કરીને, રૂજુશ્રેણી** (અવક્ર) એવી આકાશ પ્રદેશની પકિતને પામીને અકુસમાન ગતિથી (પોતાની અવગાહના ઉપરાત બીજા આકાશ પ્રદેશને સ્પર્શ કર્યા વગર એટલે જેટલા આકાશ પ્રદેશમાં તે જીવ અવગાઢ થયો છે તેટલાજ આકાશ પ્રદેશને સમશ્રેણિતો વડે સ્પર્શ કરતો સતો) ઉપર **એકજ સમયમાં વિગ્રહગતિ**

રહિત સિદ્ધક્ષેત્રમાં જઇને જ્ઞાનના ઉપયોગ વખતે સિદ્ધ થાય. આ નિશ્ચે સમ્યક્ત્વ પરાક્રમ નામના અધ્યયનનો અર્થ શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ સામાન્ય અને વિશેષ પ્રકારે કહ્યો છે, પણ્ણવિએ કહેતાં હેતુ ફળાદિક કહેવાવડે જણાવ્યો છે, પરૂવિએ કહેતાં સ્વરૂપને કહેવાવડે પ્રરૂપ્યો છે, નિદંસિએ કહેતા દૃષ્ટાંત કહેવાવડે દેખાડયો છે, તથા ઉવદંસિએ કહેતા ઉપસંહાર દ્વારવડે બતાવ્યો છે, ત્તિબેમિ કહેતાં જેમ હું કહું છું એ પ્રમાણે સુધર્માસ્વામીએ જ[illegible]



# સ્થાનકવાસી જૈન.

*

અર્થ :- સ્થાનમા રહીને રાગદ્વેષાદિ ભાવકર્મને જીતે તે જૈન, તેમાં સ્થાનના બે પ્રકાર છે :- ૧ દ્રવ્યસ્થાન, તેના બે ભેદ :- (૧) શુભ યોગના કારણભૂત મન, વચન અને શરીર-વર્ગણાનું આલંબન (૨) ક્ષેત્ર :- જ્યાં પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ એ છકાયમાંથી કોઇપણ જીવની હિંસા થતી નથી તેમજ સભાળપૂર્વક તેમની યતના (રક્ષણ) કરવામા આવે છે એવું નિર્દોષ સ્થાન તે ઉપાશ્રયનું આલંબન વળી તે ઉપાશ્રય એવું નામ પણ યોગ્ય છે ઉપ=સમક્ષ (આત્મ-સમક્ષ)+આશ્રય=આલબન એટલે તે સ્થાન એવું છે કે જ્યા આત્માની શુદ્ધિ થાય એવું જ કામ કરવામા આવે છે ૨ ભાવ-સ્થાન તે સંવર અને નિર્જરા અથવા જ્ઞાન, દર્શન, ચારિત્રના અધ્યવસ્થાનો છે તેવા સ્થાનો અસખ્યાત અસખ્યાત છે પણ તે નીચેના ભેદોમા આવી જાય છે.-(૧) તીર્થંકરપદ મેળવવાના ૨૦ સ્થાન અથવા (૨) સવરના ૫૭ સ્થાન અને નિર્જરાના ૧૨ સ્થાન અથવા (૩) સમકિત, વિરતિ, અપ્રમાદ, અકષાય અને શુભ યોગ. એટલે ઉપાશ્રયમાં રહીને મન, વચન અને કાયાથી મોક્ષ માર્ગમાં પ્રવૃત્તિ કરે તે **સ્થાનકવાસી જૈન** કહેવાય તેની વિસ્તારપૂર્વક સમજ કેટલીક દૃષ્ટિથી નીચે પ્રમાણે કરી શકાય:-

## સ્થાનકવાસી જૈન સબધી ૭ નયનો અભિપ્રાય-

૧ નિગમ નય - આ નય અશ, સકલ્પ અને બાહ્ય દેખાવ ઉપર આધાર રાખે છે ઉપાશ્રયમાં જાય ત્યા વ્યાખ્યાન સાભળે, સામાયક બાધીને બેસે આ બધાને સ્થા જૈન કહે ૨. સંગ્રહ નય :- જે ઠેકાણે બેસીને મોક્ષ માર્ગની ક્રિયા કરવામા આવે તે ઉપાશ્રય અને

અસંખ્યાત અસંખ્યાત સ્થાનોમાંના મોક્ષમાર્ગના જેટલા ભેદ છે તેમાંના સર્વ ભેદને "અધ્યવસ્થાન" એવા એક સામાન્ય નામથી ગણે એવો આ નયનો અભિપ્રાય છે ૩ વ્યવહાર નય :– વ્યવહારથી ૨૫ પ્રકારના મિથ્યાત્વનો ત્યાગ કરે. સમકિતના ૬૭ બોલનું પાલન કરે અને ૪ થી ૧૪ ગુણસ્થાન સુધીના ગુણસ્થાનોના વ્યવહારમાં રહે. વ્યવહાર દષ્ટિએ જોતા ગુ૦ ૭ થી ૧૪ સુધીમાં એક ધ્યાનસ્થ અવસ્થા દેખાય છે તે અપેક્ષાએ વ્યવહાર નય સમજવો. ધ્યાન અવસ્થામાં કાયાનું આસન અને ઇંદ્રિયોની સ્થિરતા જે દેખાય છે તે અહીં લેવી. ૪ ઋજુસૂત્ર નય – આ ફક્ત વર્તમાન ઉપયોગ બતાવે છે, એટલે જે વખતે મોક્ષ-માર્ગની આરાધના થાય તે જ વખતે 'સ્થાનકવાસી જૈન' એમ આ નયનો અભિપ્રાય છે તે એક બાજુ વ્યવહારમાં ભળે છે અને બીજી બાજુ નિશ્ચયમાં પ્રવેશે છે ૫. શબ્દ નય.– સ્થાનકવાસી જૈન એવા શબ્દનો જે ઉપર અર્થ કર્યો તેના ભાવમાં જે રહે તે સ્થાનકવાસી જૈન આ ભાવ ત્રણ પ્રકારના છે–ક્ષયોપશમ, ઉપશમ અને ક્ષાયક ૬ સમભિરૂઢ નય.– સંપૂર્ણ શુદ્ધ અવસ્થાની સમીપ એવી ક્ષપક શ્રેણીના અધ્યવસ્થાનમાં હોય તે સ્થાનકવાસી જૈન એવો આ નયનો અભિપ્રાય છે ૭ એવંભૂત નય – સંપૂર્ણ શુદ્ધ અર્થ પર્યાયમાં જે હોય તે ગુણસ્થાન ૧૩, ૧૪વાળા જીવો.

## નિક્ષેપોમાં 'સ્થાનકવાસી જૈન' :–

૧ નામ સ્થાનકવાસી જૈન – જેઓ સ્થાનકવાસી જૈન પણ પરંપરાગત કુળમાં છે પણ વાસ્તવિક રીતે વિપરીત આચરણ કરે છે એટલે કે [illegible] હોય પછી તેમને પૂજે છે, લૌકિક દેવ-દેવીની માન્યતા કરે છે, અષ્ટ અથવા પૂજાદિકની બનેલી મૂર્તિને સર્વજ્ઞ ભગવાન માનીને પૂજે છે પૂજામાં છકાય જીવની હિંસા કરે છે છતાં તેમાં હિંસા માનતા નથી આ બધા નામના સ્થાનકવાસી જૈન સમજવા [illegible] તેમને સુધારવાની [illegible] શાસ્ત્રમાં કહેલ છે કે [illegible] [illegible] તે [illegible] દર્શન છે [illegible] ત્યાં સુધારવાનો [illegible] છે ૨ સ્થાપના સ્થાનકવાસી જૈન – અન્ય મતનો વડો કરી સ્થા–

જૈનત્વમાં જેણે પોતાની સ્થાપના કરી છે પણ હજુ વર્તાવમાં મૂકયું નથી. ૩. દ્રવ્ય સ્થાનકવાસી:- તેના બે ભેદ :- (૧) આગમથી સ્થા. જૈન :- વ્યવહાર સ્થાનકવાસી જૈનત્વનો છે પણ ઉપયોગ અથવા ભાવ કે શ્રદ્ધા નથી. (૨) નો-આગમથી સ્થા. નજૈ :- (I) જ્ઞ-શરીર= સ્થા. જૈનનુ શબ (II) ભવ્યશરીર=ભવિષ્યમા શુદ્ધ ધર્મની આરાધના કરવાવાળો જીવ (III) શરીર વ્યતિરિકત-તેના ત્રણુ ભેદ :- (અ) લૌકિક=લોક સંજ્ઞા પ્રમાણે વર્તન કરનારા સ્થા. જૈન (બ) લોકોત્તર:- સમકિત રહિત સ્થા જૈન (ક) કુપ્રાવચન=મોક્ષમાર્ગથી વિરૂદ્ધ પ્રરૂપણા કરનાર સ્થા. જૈન. ૪. ભાવ સ્થાનકવાસી જૈન :- જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપની આરાધના કરનાર એવો અહીં આત્મ પ્રદેશો રૂપી સ્વ સ્થાનક છે અને ક્ષયોપશમાદિ ત્રણુ ભાવ છે

## સ્થાનકવાસી જૈનના ચાર પ્રમાણુ :-

૧. **આગમ પ્રમાણુ સ્થા. જૈન** :- હાલ ભરત ક્ષેત્રમાં ૧૧ અગ અને ૧૨ ઉપાંગ રૂપી સૂત્રો અનુસાર તથા અહિંસા, સયમ અને તપ એ ત્રણુ તત્ત્વોની અવિરોધ પ્રમાણે જેની શ્રદ્ધા પ્રરૂપણા અને આચાર છે તે સ્થા જૈન. ૨. પ્રત્યક્ષ પ્રમાણુ સ્થા. જૈન :- હાલમાં ભરત ક્ષેત્રમા જે સાધુ મોઢે મુહુપત્તી રાખીને બોલે છે, ઉઘાડે મોઢે બીલકુલ બોલતા નથી, ઉપરના અંગ-ઉપાગ તથા અહિંસા તત્ત્વ વિરૂદ્ધ પ્રરૂપણા કરતા નથી અને હિંસા ન થાય એવા સ્થાનમાં રહીને જ્ઞાન, દર્શન, ચારિત્ર ને તપની આરાધના કરે છે તે સાધુ પ્રત્યક્ષથી સ્થા. જૈન. સમજવા. ૩ અનુમાન પ્રમાણુ સ્થા. જૈન :-જે કોઈ જ્ઞાન, દર્શન, ચારિત્ર રહિત જીવ જડની ઉપાસના કરે નહિ તેમજ ધર્મના નામે હિંસાની કબુલાત ન રાખે તથા ૨૫ પ્રકારમાંના કોઇ મિથ્યાત્વ ન સેવે તો તે ઉપરથી અનુમાન કરવું કે આ સ્થા જૈનની શ્રદ્ધાવાળો છે, ૪ ઉપમા પ્રમાણુ:- આકાશની માફક આલંબન રહિત અને વાયુની પેઠે અપ્રતિબદ્ધ રીતે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપની જે આરાધના કરી શકે તે સ્થા જૈન છે. તેને આત્મપ્રદેશો રૂપ દ્રવ્ય સ્થાન છે અને શુદ્ધ અધ્યવસાય રૂપ ભાવ સ્થાન છે તેમાં રહીને

અસંખ્યાત અસંખ્યાત સ્થાનોમાંના મોક્ષમાર્ગના જેટલા ભેદ છે તેમાંના સર્વ ભેદને "અધ્યવસ્થાન" એવા એક સામાન્ય નામથી ગણે એવો આ નયનો અભિપ્રાય છે ૩ વ્યવહાર નયઃ- વ્યવહારથી ૨૫ પ્રકારના મિથ્યાત્વનો ત્યાગ કરે. સમક્તિના ૬૭ બોલનું પાલન કરે અને ૫ થી ૧૪ ગુણસ્થાન સુધીના ગુણસ્થાનોના વ્યવહારમાં રહે. વ્યવહાર દ્રષ્ટિએ જોતા ગુ૦ ૭ થી ૧૪ સુધીમાં એક ધ્યાનસ્થ અવસ્થા દેખાય છે તે અપેક્ષાએ વ્યવહાર નય સમજવો. ધ્યાન અવસ્થામા કાયાનું આસન અને ઇંદ્રિયોની સ્થિરતા જે દેખાય છે તે અહીં લેવી. ૪ ઋજુસૂત્ર નય.- આ ફક્ત વર્તમાન ઉપયોગ બતાવે છે, એટલે જે વખતે મોક્ષ-માર્ગની આરાધના થાય તે જ વખતે 'સ્થાનકવાસી જૈન' એમ આ નયનો અભિપ્રાય છે તે એક બાજુ વ્યવહારમાં જાય છે અને બીજી બાજુ નિશ્ચયમાં પ્રવેશે છે ૫. શબ્દ નય.- સ્થાનકવાસી જૈન. એવા શબ્દનો જે ઉપર અર્થ કહ્યો તેના ભાવમાં જે રહે તે સ્થાનકવાસી જૈન આ ભાવ ત્રણ પ્રકારના છે-ક્ષયોપશમ, ઉપશમ અને ક્ષાયક. ૬ સમભિરૂઢ નય.- સંપૂર્ણ શુદ્ધ અવસ્થાની સમીપ એવી ક્ષપક શ્રેણીના અધ્યવસ્થાનમાં હોય તે સ્થાનકવાસી જૈન એવો આ નયનો અભિપ્રાય છે ૭ એવભૂત નય - સંપૂર્ણ શુદ્ધ અર્થ પર્યાયમાં જે હોય તે ગુણસ્થાન ૧૩, ૧૪વાળા જીવો.

## નિક્ષેપોમાં 'સ્થાનકવાસી જૈન':-

૧ નામ સ્થાનકવાસી જૈન - જેઓ સ્થાનકવાસી જૈન ધર્મ પાળવાવાળા કુળમાં છે પણ વાસ્તવિક રીતે વિપરીત આચરણ કરે છે જેમકે સાધુના હોય પછી તેમને પૂજે છે, લૌકિક દેવ-દેવીની માન્યતા કરે છે અજીવ અથવા પૃથ્વીકાયની બનેલી મૂર્તિને સર્વજ્ઞ ભગવાન માનીને પૂજે છે પૂજામાં છકાય જીવની હિંસા કરે છે છતાં તેમાં હિંસા માનતા નથી. આ બધા નામના સ્થાનકવાસી જૈન ગણાય. પણ સત્સંગથી તેવાને સુધરવાની તક છે શાસ્ત્રમાં કહેલ છે કે આર્ય ક્ષેત્ર, આર્ય કુળનું પામવું તે પણ દુર્લભ છે કારણ કે ત્યાં સુધરવાનો સંભવ છે ૨. સ્થાપના-સ્થાનકવાસી જૈન - અન્ય મતનો પલટો કરી સ્થા-

પણ કહે છે પણ ખરી રીતે જોતાં તેમાં શબ્દ ઉપર અણગમો દેખાય છે પણ ભાવથી 'ઢુંઢકનો' અર્થ 'શુદ્ધ ધર્મ શોધક' થાય છે એટલે તેઓ પણ શોધક તરીકે કબુલ રાખેલ છે. જ્યારે શાસન ડોળું થાય, ત્યારે સૂત્રોના અધ્યયનથી ધર્મના શુદ્ધ તત્ત્વો શોધી કાઢે તે 'શોધક' કહેવાય છે. જો કે તેણે કંઇ નવીન નથી શોધી કાઢયુ, પણ આચાર-વિચારમાં ગડબડ થાય ત્યારે ખરૂં શું છે ? એવો પ્રશ્ન થાય, શાસ્ત્રોનો ઊંડો અભ્યાસ જે કરીને ખરૂ છે તે જે શોધી કાઢે તે 'શોધક' ગણાય.

**ભાવથી** :-જ્ઞાનથી, સત્યની શોધ તે યથાપ્રવૃત્તિકરણ, જ્ઞાનથી સત્યમાંથી અસત્ય ભિન્ન કરી જુદું પાડવું તે અપૂર્વકરણ, અસત્યનો ત્યાગ અને સત્યમાં આચરણ તે અનિવૃત્તિ કરણ અને સત્ય ભાવમાં સ્થિરતા કરવી તે આત્મ ભાવ. તેના ત્રણ ભેદ ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયક.

**વ્યવહારથી** :-ઉપાશ્રય અને મન, વચન, કાયાની વર્ગણાનું આલંબન, નિશ્ચયથી :- આત્મ પ્રદેશ અને આત્માના શુદ્ધ ગુણોનું આલંબન અને તેમાં રમણતા. દ્રવ્યથી :- તે શુભ ભાવોનો આધાર-આત્મદ્રવ્ય, ભાવથી :- મોક્ષ માર્ગના ભાવો તે આત્માની શુદ્ધ પરિણતિ છે

## 'સ્થાનકવાસી જૈન નો સ્યાદ્વાદ'

**૧. સ્યાદ્ અસ્તિ એવ સ્થાનકવાસી જૈન** :- નિર્દોષ સ્થાન (ઉપાશ્રય, પૌષધશાળા; સમોસરણ)મા તથા મોક્ષ માર્ગના અધ્યવસ્થાનમા રહીને જે કર્મને જીતે તે સ્થાનકવાસી જૈન ૨. સ્યાદ્ નાસ્તિ એવ સ્થાનકવાસી જૈન.- મિથ્યાત્વનુ સેવન કરનાર તથા જડની પૂજા કરનાર 'સ્થા. જૈન' નથી ૩ સ્યાદ્ અસ્તિ નાસ્તિ એવ સ્થાનક-વાસી જૈન :- (૧) જે વખતે પહેલા ભાગાની આરાધના કરે તે વખતે સ્થા જૈન છે અને બીજા ભાંગામા રહે ત્યારે સ્થા જૈન નથી ન્યાય રૂજુ સૂત્ર નયનો, (૨) દ્રવ્યથી સ્થા. જૈન છે, ભાવથી સ્થા. જૈન નથી.

કર્મ કાપે છે, તેથી કોઈના આલંબનની જરૂર નથી, માટે તેને આકાશ અને વાયુની ઉપમા ઘટે છે

## 'સ્થાનકવાસી જૈન'

દ્રવ્યથી – (૧) શુદ્ધ ધર્મનું દ્રવ્યથી પાલન કરવું તે. (૨) શુદ્ધ ધર્મની શ્રદ્ધા રાખનાર આત્મદ્રવ્યો બહુ થોડાંજ હોય છે અને તે પણ ભરત ઐરવત ક્ષેત્રમાં મુશ્કેલીથી મળી આવે, કારણ કે भाया परम दुल्लहा।

ક્ષેત્રથી :– (૧) જ્યાં સ્થિર રહીને–જ્ઞાન, દર્શન, ચારિત્રની આરાધના થાય ને ઉપાશ્રય ક્ષેત્ર સમજવું, ચોથા આરામાં આવાં સ્થાનો ઘરે-ઘરે હતા ત્યાં શ્રાવક ધર્મધ્યાન કરવા અને સાધુ ઉતરવા આવાં સ્થાનોને પૌષધાલય પણ કહેવાય, કારણ કે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપથી આત્માની શુદ્ધિ કરીને આત્માને પોષવાનું કામ થાય, તેમજ સાધુઓ બગીચામાં પણ ઉતરતા, જ્યાં ઉતરતા તે ઉપાશ્રય અથવા સમોસરણ કહેવાય. પાંચમા આરામાં હાલ સંપત્તિને અભાવે ઘરે-ઘરે ઉપાશ્રય નથી, પણ ઘણા શ્રાવકો ભેગા મળીને એકાદ બે પૌષધાલય બનાવે છે તે ઉપાશ્રયનું ક્ષેત્ર કહેવાય છે આ ક્ષેત્રમાં કોઈ સાંસારિક કામ કે કોઈપણ પ્રકારની હિંસા ન થવી જોઈએ. (૨) નિશ્ચય ક્ષેત્ર તે આત્મ-પ્રદેશો જ છે

કાળથી :– જૈન' શબ્દ શાશ્વત છે પણ 'સ્થાનકવાસી' શબ્દ શાશ્વત નથી, જ્યારે જૈન શાસનમાં મતભેદો થાય અને ફાટ (સંપ્રદાય ભેદો) પડે અને સૌ પોતપોતાની માન્યતાની પકડ કરે ત્યારે આગમ અને ઉપાસના આરાધક તેમજ અહિંસા તત્ત્વના શુદ્ધ શ્રદ્ધાવાળા થોડાક જ રહે. તેઓ બીજાથી ઓળખાણ પાડવા માટે એવું નામ ધારણ કરે કે જે ભાવમાં સૂત્રથી વિરૂદ્ધ ન જાય. આ દુઃખ ચોવીશીમાં શુદ્ધ શ્રદ્ધાવાળાઓ "સ્થાનકવાસી" એવું નામ ધારણ કર્યું કે જેનો ભાવાર્થ ઉપર આવી ગયો છે પરમત અસહિષ્ણુતાવાળા દ્વેષથી તેમને 'ઢુંઢક'

# પાંચ ઇન્દ્રિયોનું સ્વરૂપ.

*

ઇદ્રિય એટલે જીવને ઓળખવાનું ચિન્હ. ઇંદ્ર=જીવ+ઇય=ચિન્હ ઇંદ્રિયોથી જીવ તથા જીવની જાતિ વ્યવહારથી જાણી શકાય છે ઇંદ્રિયો પાંચ છે.

સ્વરૂપની અપેક્ષાએ દરેક ઇદ્રિયના બે ભેદ છે:- ૧. દ્રવ્યેન્દ્રિય. ૨ ભાવેન્દ્રિય

**દ્રવ્યેન્દ્રિયના બે ભેદ.-નિવૃત્તિ ઇદ્રિય અને ઉપકરણ ઇંદ્રિય.**

**તેના દરેકના બે ભેદ :- અભ્યંતર અને બાહ્ય.**

**ભાવેન્દ્રિયના બે ભેદ :- લબ્ધિ અને ઉપયોગ.**

**નિવૃત્તિ ઇન્દ્રિય તે ઇંદ્રિયનો આકાર છે અને ઉપકરણ ઇન્દ્રિય તેને મદદ કરે છે તેમ જ તેનું રક્ષણ કરે છે.**

**અભ્યંતર નિવૃતિ દ્રવ્યેન્દ્રિય :-** ઇંદ્રિયાવરણ કર્મના ક્ષયોપશમથી, ઉત્સેધ અગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ જેટલા ક્ષેત્રમાં, આત્માના પ્રદેશો ઇદ્રિયોના આકાર રૂપે ગોઠવાય છે, **તે વિષયને ગ્રહણ કરવાનું કામ કરે છે.**

**બાહ્ય નિવૃત્તિ દ્રવ્યેન્દ્રિય :-** અંગોપાગ તથા નિર્માણ નામ કર્મના ઉદયથી, અભ્યંતર નિવૃત્તિ રૂપે ગોઠવાયેલા આત્મપ્રદેશોમાં, જે પુદ્ગળો ઇન્દ્રિય રૂપે પરિણમેલ હોય **તે બાહ્ય નિવૃતિ અભ્યંતર નિવૃત્તિના આધારરૂપ છે.**

**બધીજાતના પ્રાણીઓની સજાતીય નિવૃત્તિ ઇન્દ્રિયનો આકાર એક સરખો છે,** જેમકે શ્રોત્રેન્દ્રિયનો કદમ્બ ફુલ જેવો, ચક્ષુઇન્દ્રિયનો મસૂરની દાળ જેવો, ઘ્રાણેન્દ્રિયનો અતિમુકતકના ફુલ

(૩) ભાવથી સ્થા. જૈન છે, દ્રવ્યથી સ્થા. જૈન કહેવાતા નથી. દાખલો–મહાવિદેહ ક્ષેત્રનો. ૪ સ્યાદ્ અવક્તવ્ય એવ સ્થા. જૈન – એક વાક્યથી સ્થા. જૈનનો ખુલાસો થઈ શકતો નથી ૫. સ્યાદ્ અસ્તિ એવ અવક્તવ્ય એવ સ્થા. જૈન – અમુક માણસ સ્થા. જૈન તરીકે ઓળખાય છે અને તે સંબંધી બાહ્યક્રિયા કરે છે પણ નિશ્ચયથી તે સ્થા. જૈન છે કે નહીં તે છદ્મસ્થથી જાણી શકાય નહીં. ૬ સ્યાદ્ નાસ્તિ એવ અવક્તવ્ય એવ સ્થા. જૈન – એક માણસ સ્થા. જૈન નથી, પણ ભવિષ્યમાં કે ભવાંતરમાં રહેલા આજ્ઞાની આરાધના કરશે કે નહિ તે છદ્મસ્થથી જાણી શકાય નહિ. ૭. સ્યાદ્ અસ્તિ ચ, નાસ્તિ ચ, અવક્તવ્ય ચ એવ સ્થા. જૈન – એક માણસ સ્થા. જૈન કહેવાય છે પણ ભાવથી તે સ્થા. જૈન નથી, ભવિષ્યમાં તે ભાવથી સ્થા. જૈન થશે કે નહીં તે છદ્મસ્થથી જાણી શકાય નહિ. સામાન્યથી સ્થા. જૈન – બધા સ્થાનકવાસીઓ દ્રવ્ય કે ભાવથી આરાધક એક સામાન્ય શબ્દ "સ્થાનકવાસી જૈન" માં સંગ્રહ નયથી મૂકી શકાય. વિશેષથી સ્થાનકવાસી જૈન-સ્યાદ્વાદના પહેલા ભાંગાનો આરાધક વિશેષ રૂપે 'સ્થાનકવાસી જૈન' છે

પોતપોતાની જાતિના શરીરની વ્યવસ્થાની રીતે, અમુક પ્રમાણમાં હોય છે

ભાવેન્દ્રિય, ચેતના શકિતનો પર્યાય છે, તેમાં લબ્ધિ ઇન્દ્રિય તે, અંતરાય કર્મ અને મતિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી, ઇન્દ્રિઓમાં ઇન્દ્રિય વિષય ગ્રહણ કરવાની, **ચેતના શકિતની યોગ્યતાની** પ્રાપ્તિ થાય છે અને ઉપયોગ ભાવેન્દ્રિય તે, લબ્ધિ અનુસાર, શબ્દ, રૂપ, ગંધ રસ અને સ્પર્શના વિષયને ગ્રહણ કરવાની પ્રવૃત્તિ છે તે **મતિજ્ઞાનનો ઉપયોગ છે**

એટલે ઉપયોગથી ઇન્દ્રિય તેના વિષયમા કામ આવે છે એક સમયે એક જ ઇન્દ્રિયના વિષયમાં ઉપયોગ હોય **ઇન્દ્રિયનો ઉપયોગ-કાળ અસંખ્યાત સમયવાળો અંતર્મુહૂર્તનો છે.**

જીવ ફકત સ્પર્શાયેલા અને પ્રવેશ કરેલ, અછિન્ન શબ્દ સાભળે છે, અછિન્ન ગંધ પુદ્ગળ સ્કંધ સુંઘે છે, અછિન્ન રસ પુદ્ગળ ચાખે છે અને અછિન્ન સ્પર્શ પુદ્ગળ વેદે છે, પણ વિના સ્પર્શાયેલા અને વિના પ્રવેશ કરેલા અછિન્ન પૌદગલિક રૂપોને દેખે છે

**દ્રવ્ય ઇન્દ્રિય આઠ છે** – ૨ કાન ૨ આંખ ૨ નાક (નાક એક દેખાય છે પણ બે નસ્કોરા છે), ૧ જીભ અને ૧ સ્પર્શેન્દ્રિય આખ સિવાયની ચાર ઇન્દ્રિયો વસ્તુને સ્પર્શીને વિષય ગ્રહણ કરે છે છે તેથી તેને વ્યંજન અવગ્રહ છે બધી ઇન્દ્રિયોને અર્થ અવગ્રહ હોય છે તે મતિજ્ઞાનના ભેદોથી જાણી લેવું

પાંચે ઇન્દ્રિયોના વિષયો જુદા જુદા છે પણ તે સર્વ વિષયો એક જ દ્રવ્યના સર્વ વિભાગો (અંશો)માં સાથે જ રહે છે, જ્યાં વર્ણ છે ત્યા જ ગંધ. રસ અને સ્પર્શ છે અને શબ્દનો ઉત્પાત પણ ત્યા સંજોગ અનુસાર થઈ શકે છે. ઇન્દ્રિયો અને મનથી વિષયો ગ્રહણ થાય છે

જેવો. રસેન્દ્રિયનો છરા જેવો અને ત્વચાનો અનેક પ્રકારે આકારે અનેક પ્રકારે ગોઠવાયેલ હોય છે

દરેક નિવૃત્તિ ઇન્દ્રિય ઉત્સેધ અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ જાડી છે કાન, આંખ અને નાકની નિવૃત્તિ ઇન્દ્રિયનો વિસ્તાર (લંબાઇ પહોળાઇ) અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે જીભની નિવૃત્તિનો વિસ્તાર જીવની પોતપોતાની પ્રત્યેક (૨ થી ૯) અંગુલ પ્રમાણ છે અને સ્પર્શેન્દ્રિયની નિવૃત્તિનો વિસ્તાર શરીર પ્રમાણ છે દરેક નિવૃત્તિ ઇન્દ્રિયની અવગાહના અસંખ્યાત આકાશ પ્રદેશની છે

બાહ્ય નિવૃત્તિ ઇન્દ્રિયના પુદ્ગલ–સ્કંધના અનંત પ્રદેશ હોય છે અને તેમાં અનંત કર્કશ ગુરુઓ અને અનંત કોમળ લઘુઓ હોય છે

દરેક અભ્યંતર નિવૃત્તિનો જઘન્ય વિષય અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે ઉત્કૃષ્ટ વિષય આમ — નાક, જીભ અને ત્વચાનો દરેકનો ૯ યોજન છે, કાનનો ૧૨ યોજન છે એટલે તેટલા દૂર રહેલા પદાર્થોમાંથી નીકળેલા કેટલાક પુદ્ગલો આવીને ઇન્દ્રિયોને અડે છે. આંખનો વિષય ૧ લાખ યોજનથી વધારે છે તે પ્રકાશ કરનારી વસ્તુઓ આશ્રી સમજવું. વિષયના સંબંધી જે યોજન કહ્યા તે જે સમયમાં જે મનુષ્ય હોય તેના આત્મ અંગુલના પ્રમાણથી જાણવા

ઉપકરણ ઇન્દ્રિય, અંગોપાંગ અને નિર્માણ નામ કર્મના ઉદયથી થાય છે, બહાર રહેલ બાહ્ય ઉપકરણ ઇન્દ્રિય છે જેમકે પ્રમદ પાંપણ, અને પોપચાં તે આંખનું બાહ્ય ઉપકરણ છે અને તેની અંદર રહેલ ભાગ અભ્યંતર ઉપકરણ ઇન્દ્રિય છે જેમકે આંખના ડોળાનો કાળો અને ધોળો ભાગ તે અભ્યંતર ઉપકરણ છે આવી રીતે બધી ઇન્દ્રિયોનું સમજી લેવું.

શરીર શાસ્ત્ર (એનાટોમી)માં દરેક ઉપકરણ ઇન્દ્રિયના ઘણા વિભાગ બતાવવામાં આવે છે ઉપકરણ ઇન્દ્રિયનું પ્રમાણ, જીવોને

# તીર્થંકર નામકર્મબંધ.

*

તીર્થંકર નામ કર્મ અને ગોત્ર બાંધવાના વીશ સ્થાનક છે. અંતોક્રોડા ક્રોડીની અંદર આવેલા સમકિતી જીવ તે સ્થાનો સેવી શકે છે અને તીર્થંકર નામ કર્મના દળીયા ભેગા કરી શકે છે. એ તીર્થંકર નામ ગોત્ર કર્મનો બંધ ન થાય તો ઉદય કાળે યશો-કીર્તિ વગેરે શુભ નામ ગોત્ર રૂપે પરિણમીને તે ફળ આપે છે પણ એક અથવા વધારે સ્થાનકમા ઉત્કૃષ્ટ રસ આવે તો તીર્થંકર નામ કર્મનો બંધ થાય છે અને ત્રીજે ભવે તીર્થંકર પદ પ્રાપ્ત થાય છે. તે વીશ સ્થાનક નીચે પ્રમાણે છે :-

**૧. અર્હંત ગુણાનુવાદ :-** હાલમાં પાંચ મહાવિદેહ ક્ષેત્રમાં વીશ તીર્થંકર દેવ અને બે ક્રોડ કેવળી ભગવાન બિરાજે છે તેમની ભકિતની આરાધના નવકાર મંત્રની આરાધનામા આવી ગએલ છે, ત્યાંથી જાણી લેવી. ગુણાનુવાદમાં તીર્થંકર અને સામાન્ય કેવળી ભગવાનના ગુણો, તે ગુણો ઉત્પન્ન કરવાની રીત વગેરે બધુ સ્વરૂપ આવી જાય છે પણ સંક્ષેપમા **અરિહંતના ગુણોનો વિચાર કરી તે ગુણમય બનવાનો અભ્યાસ** કરવાથી અનંતકર્મોની નિર્જરા થાય છે અને જિનનામ કર્મના દળીયા બંધાય છે. આપણાથી ઇશાન અને વાયવ્ય ખુણામાં મહાવિદેહ ક્ષેત્રમા અરિહંત દેવ બિરાજે છે.

**૨ સિદ્ધ ભગવાનનાં ગુણાનુવાદ :-** સિદ્ધ ભગવાનના મુખ્ય આઠ ગુણ સામાન્યથી ૩૧ ગુણ અને છદ્મસ્થની અપેક્ષાએ સંખ્યાતા ગુણોનો આશ્રય લઇને ભકિત કરી શકાય છે, જો કે અરિહંત અને સિદ્ધ ભગવાનમા અનંતા ગુણ છે. ઉર્ધ્વ લોકની અગ્રમાં ૪૫ લાખ જોજન લંબાઇ પહોળાઇ અને ૩૩૩ ધનુષ્ય અને ૩૨ અંગુલ

લબ્ધિ ભાવ ઇન્દ્રિય હોય તો જ નિવૃત્તિ ઇન્દ્રિય થાય તો જ ઉપકરણ ઇન્દ્રિયની રચના થાય. ઉપકરણ ઇન્દ્રિય વગર ઇન્દ્રિયના ઉપયોગની પ્રવૃત્તિ ન થાય. નિવૃત્તિ, ઉપકરણ, લબ્ધિ અને ઉપયોગ એ ચારે મળે ત્યારે ઇંદ્રિય સંજ્ઞા થાય છે

પાંચ ઇન્દ્રિયોના કુલ વિષય ૨૩ છે – ૩ શબ્દ (સચિત, અચિત, મિશ્ર), ૫ વર્ણ, ૨ ગંધ, ૫ રસ, ૮ સ્પર્શ તેના વિકાર ૨૪૦ છે ૧ શબ્દ, ૫ રૂપ, ૧ ગંધ, ૫ રસ, ૮ સ્પર્શ = ૨૦ × ૩ (સચિત, અચિત અને મિશ્ર) = ૬૦ × ૨ (શુભ અને અશુભ) = ૧૨૦ × ૨ (રાગ અને દ્વેષ) = ૨૪૦ સચિત, અચિત અને મિશ્ર શબ્દ, રૂપ ગંધ, રસ અને સ્પર્શમાં શુભ અને અશુભપણાની કલ્પના કરીને તેમાં રાગ અથવા દ્વેષ કરવો તે ઇન્દ્રિયવિકાર છે કારણ કે તેથી કર્મબંધ થાય છે અને આત્માની કર્મમળથી અશુદ્ધિ થાય તે વિકાર સમજવો, શુભ અથવા અશુભની કલ્પના શા માટે કહી તો કે ત્રણે કાળનો વિચાર કરતાં કોઇ વસ્તુ શુભ નથી અને કોઇ વસ્તુ અશુભ નથી, આવી રીતે અનંત વર્તનાનો વિચાર આવે તો કલ્પના કરી જાય એટલે રાગદ્વેષ મંદ પડી જાય.



**૭. તપસ્વી ગુણાનુવાદ:**– ૭ અભ્યંતર અને ૭ બાહ્ય તપના કરનારા તપસ્વીની દરેક રીતે ભક્તિ વૈયાવચ્ચ કરવી અને તેમના ગુણગ્રામ કરવાનો અભ્યાસ કરવો અને બાર પ્રકારના તપના ભેદને આત્મભાવે અનુભવમાં મૂકવાં.

ઉપર કહેલા સાત પદમાં પ્રમોદ ભાવે વાત્સલ્ય ભાવ રાખવો. જેમ જંગલમાં ચરતી ગાયનું ધ્યાન ઘેર બેઠેલા વાછરડામાં હોય છે તેમ સંસારના ધાર્મિક કામમાં આ સાત પદમાં વાત્સલ્ય ભાવે દૃષ્ટિ રાખવી

**૮. વારંવાર જ્ઞાનમાં ઉપયોગ રાખવો.**– પાંચ જ્ઞાન અને ચાર દર્શનનું સ્વરૂપ સમજવું અર્થ–પરમાર્થ–રહસ્ય–સાર તાત્પર્યમાં મનની એકાગ્રતા કરવાથી સર્વ યોગો સ્થીર થાય છે અને અનંતા કર્મની નિર્જરા થાય છે, શુદ્ધ ક્રિયા કરતી વખતે સંકલ્પ વિકલ્પ કરવા નહિ દરેક ક્રિયામા જ્ઞાન ઉપયોગ રાખવો, અને દરેક ક્રિયા આત્મભાવે સ્વભાવિક રીતે કરવી

**૯. સમકિતની આરાધના:**– વ્યવહારથી સમકિતના ૬૭ બોલનું સેવન કરવું અને નિશ્ચયથી જ્ઞાન–દર્શન–ચારિત્ર સ્વરૂપ આત્માને અનુભવીને ધ્યાનમાં લીન થવાથી સમકિતની આરાધના થાય છે. સમકિતનુ વિસ્તાર પૂર્વક સ્વરૂપ, સમ્યગ્ દર્શનમાથી જાણી લેવું. આત્માના શુદ્ધ સ્વરૂપમા અને જિન પ્રવચનમા નિ:શંકપણું રાખવું, અન્ય મત અને અનાત્મ ભાવોની ઇચ્છા કરવી નહિ. કપોત કલ્પિત ભ્રમણામા ઉતરવું નહીં.

**૧૦. વિનયની આરાધના:**– જ્ઞાન અને જ્ઞાની, દર્શન અને સમકિતી, ચારિત્ર અને ચારિત્રી, તપ અને તપસ્વીનો દરેક રીતે વિનય કરવો. વિનયનો વિસ્તાર સમ્યગ્ દર્શનના નિર્જરા તત્ત્વમા અભ્યંતર તપના ભેદમા છે, ત્યાથી જાણી લેવો.

**૧૧. આવશ્યક કરણી કરવી:**– સામાયિક, ચૌવિસથ્થો, વંદના, પ્રતિક્રમણ, કાઉસ્સગ પચ્ચક્ખાણ એ છ અવશ્ય, કરવાની

ઉંચાઈમાં સિદ્ધ ક્ષેત્ર છે ત્યાં અનંત અનંત સિદ્ધ ભગવાન અશરીરી નિરંજન, નિરાકારપણે બિરાજી રહ્યા છે તેમના ગુણમય બની જવાનો **સમરસી ભાવથી અભ્યાસ કરવો.**

૩ **પ્રવચન ગુણાનુવાદ** :– પ્રવચનની ઉત્પતિ રૂપ પ્રાપ્તિ તીર્થંકરની વાણીમાં છે તે અનાદિ કાળ થયાં, થતા આવતા તીર્થંકરોની વાણી રૂપે છે તીર્થંકર અવેદી હોવાથી તે અપેક્ષાએ આ વાણી અપોરૂષી ગણાય. તે વાણી અર્થ રૂપે છે તેને ગણધરો બાર અંગ અને બારમા અંગની અંતર્ગત ૧૪ પૂર્વ રૂપે સૂત્રોમાં ગુંથે છે અને બાર અંગમાંથી તારવી કાઢેલા બાર ઉપાંગ વગ સૂત્ર રૂપે ગુંથાય છે. સૂત્રજ્ઞાનના અર્થો ઉપરથી તીર્થંકરની વાણીના ભાવ સમજાય છે તેમાં શ્રદ્ધા રાખવી, જે જિન ભગવાને કહ્યું તે સત્ય અને શંકા વગરનું સમજવું, તેને મતિજ્ઞાનથી ગ્રહણ કરવું, વિચારવું, નિશ્ચય કરવું, ધારણ કરી રાખવું અને **ભાવાર્થનો યથાશક્તિ અનુભવ** કરવો અને એવી દ્રઢતા રાખવી કે **નિગ્રંથ પ્રવચનથી જ મોક્ષ** મેળવી શકાય છે બીજી કોઈ રીતે મોક્ષ મેળવવાનો નથી.

૪ ગુરુ ગુણાનુવાદ – અહીં ૩૬ ગુણવાળા આચાર્યની ભક્તિ કરવી, આશાતના ટાળવી, ગુરુ ભક્તિની વિધિ તિક્ખુત્તો અને ઇચ્છામિ ખમાસમણાના પાઠ ઉપરથી જાણવી. ગુરુના ગુણોનો વિચાર કરી મગજમાં ઉતારી તે ગુણોમય બની જવાનો અભ્યાસ કરવો.

૫. સ્થવિર ગુણાનુવાદ – સૂત્રના ગહન અર્થ રહસ્યના જાણનાર જે જ્ઞાન, દર્શન અને ચારિત્રમાં સ્થિર છે અને જેની વીશ વર્ષ ઉપરની દીક્ષા છે તેવા ગુણવાળા સ્થવિર કહેવાય છે તેમની દરેક રીતે ભક્તિ કરવી અને તેમના ગુણમય બનવાનો અભ્યાસ કરવો.

૬ બહુસૂત્રી ગુણાનુવાદ :– અંગ ઉપાંગના જાણકાર, ભણાવનાર, ચરણ કરણ સિત્તરી પાળનાર, ૨૫ ગુણવાળા ઉપાધ્યાય તે બહુ સૂત્રી ગણાય. તેમની દરેક રીતે ભક્તિ કરવી અને તેમના ગુણમય બનવાનો અભ્યાસ કરવો.

**૭. તપસ્વી ગુણાનુવાદ :–** ૭ અભ્યંતર અને ૭ બાહ્ય તપના કરનારા તપસ્વીની દરેક રીતે ભક્તિ વૈયાવચ્ચ કરવી અને તેમના ગુણગ્રામ કરવાનો અભ્યાસ કરવો અને બાર પ્રકારના તપના ભેદને આત્મભાવે અનુભવમાં મૂકવાં.

ઉપર કહેલા સાત પદમાં પ્રમોદ ભાવે વાત્સલ્ય ભાવ રાખવો. જેમ જંગલમાં ચરતી ગાયનું ધ્યાન ઘેર બેઠેલા વાછરડામાં હોય છે તેમ સંસારના ધાર્મિક કામમાં આ સાત પદમાં વાત્સલ્ય ભાવે દૃષ્ટિ રાખવી

**૮. વારંવાર જ્ઞાનમાં ઉપયોગ રાખવો :–** પાંચ જ્ઞાન અને ચાર દર્શનનું સ્વરૂપ સમજવું અર્થ–પરમાર્થ–રહસ્ય–સાર તાત્પર્યમાં મનની એકાગ્રતા કરવાથી સર્વ યોગો સ્થીર થાય છે અને અનંતા કર્મની નિર્જરા થાય છે, શુદ્ધ ક્રિયા કરતી વખતે સંકલ્પ વિકલ્પ કરવા નહિ દરેક ક્રિયામા જ્ઞાન ઉપયોગ રાખવો, અને દરેક ક્રિયા આત્મભાવે સ્વભાવિક રીતે કરવી.

**૯. સમકિતની આરાધના :–** વ્યવહારથી સમકિતના ૬૭ બોલનું સેવન કરવું અને નિશ્ચયથી જ્ઞાન–દર્શન–ચારિત્ર સ્વરૂપ આત્માને અનુભવીને ધ્યાનમા લીન થવાથી સમકિતની આરાધના થાય છે. સમકિતનુ વિસ્તાર પૂર્વક સ્વરૂપ, સમ્યગ્ દર્શનમાંથી જાણી લેવું. આત્માના શુદ્ધ સ્વરૂપમાં અને જિન પ્રવચનમા નિ:શંકપણું રાખવું, અન્ય મત અને અનાત્મ ભાવોની ઇચ્છા કરવી નહિ. કપોત કલ્પિત ભ્રમણામા ઉતરવું નહીં.

**૧૦. વિનયની આરાધના :–** જ્ઞાન અને જ્ઞાની, દર્શન અને સમકિતી, ચારિત્ર અને ચારિત્રી, તપ અને તપસ્વીનો દરેક રીતે વિનય કરવો. વિનયનો વિસ્તાર સમ્યગ્ દર્શનના નિર્જરા તત્ત્વમા અભ્યંતર તપના ભેદમા છે, ત્યાથી જાણી લેવો.

**૧૧. આવશ્યક કરણી કરવી :–** સામાયિક, ચૌવિસથ્થો, વંદના, પ્રતિક્રમણ, કાઉસ્સગ પચ્ચક્ખાણ એ ૭ અવશ્ય, કરવાની

ક્રિયા છે સાધુ અને શ્રાવક નિયમિત રીતે દોષ રહિત આત્મભાવે દરરોજ આવશ્યક ક્રિયા કરે તો તીર્થંકર પદ બંધાય.

**૧૨ શીલ વ્રત** – સાધુના પાંચ મહાવ્રત, તેની ૨૫ ભાવના અને પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ પૂર્વક તેનું રક્ષણ અને શ્રાવકના બાર વ્રત–સાધુ અને શ્રાવક પોતાના સર્વ વ્રતો અતિચાર રહિતપણે આત્મભાવે પાળે તો તીર્થંકર પદ બાંધે.

**૧૩. ખિણલવ (નિવૃતિ ભાવ)** – અરિહંત અને સિદ્ધ ભગવાનના ગુણોનું ધ્યાન ધરી તે ગુણોમય બની જવાથી સમાધિ અને આત્મિક સુખનો અનુભવ થાય. આવો અભ્યાસ વારંવાર કરવાથી તીર્થંકર પદ બંધાય. અહીં સંસારીક ભાવોની સર્વથા નિવૃત્તિ છે.

**૧૪ તપની આરાધના** – બાર પ્રકારના તપમાં આત્મ ભાવે આ લોકમાં કે પરલોકમાં સંસારીક ફળની ઇચ્છા વગર, વારંવાર પ્રવૃત્તિ કરવાથી તીર્થંકર પદ બંધાય. તપનો વિસ્તાર નિર્જરા તત્ત્વમાં સમ્યગ્ દર્શનમાંથી જાણી લેવો.

**૧૫. દાન** – અનુકંપા પૂર્વક અથવા સમભાવ પૂર્વક અભય દાન, ધર્મ દાન અને સુપાત્ર દાનથી તીર્થંકર પદ બંધાય છે

**૧૬ વૈયાવચ્ચ–ભક્તિ** – પાંચ પરમેષ્ઠિની ભક્તિ કરવી, તેની રીત નવકાર મંત્રની આરાધનામાંથી તથા સમ્યગ્ દર્શનમાં નિર્જરા તત્ત્વના અભ્યંતર તપમાંથી જાણી લેવી

**૧૭ ક્ષમા** – ક્ષમા, સમતા, સમભાવ, શાંતિ અને ધૈર્યથી સમાધિ ભાવમાં રહેવું, યોગ્ય અવસરે ક્રોધ ઉપર અંકુશ લાવી તેનો નાશ કરવો.

**૧૮ અપૂર્વ જ્ઞાન ગ્રહણ** – રોજ નવા નવા જ્ઞાનનો અભ્યાસ કરવો, જ્ઞાનનો હેતુ શુક્લ ધ્યાનના બીજા પાયા એકત્વ વિતર્ક અવિચારમાં પેસવાનો છે અને પરમાર્થ રીતે આ બીજો પાયો

અપૂર્વ જ્ઞાન રૂપે છે તે ક્ષપક શ્રેણીમાં દાખલ કરે છે હાલમાં ક્ષપક શ્રેણી નહીં આવે પણ કરેલો અભ્યાસ નકામો જશે નહિ.

**૧૯. સૂત્ર ભક્તિ :–** અર્હંત કથિત અને ગણધર ગ્રથિત તેમ જ દસ પૂર્વધારી મહાત્મા રચિત ગ્રંથ તે સૂત્ર છે તે સૂત્રો ભણવા પૂછવા, પરિવર્તન કરવા ધર્મકથા કરવી, લખવાં, ફેલાવો કરવો, અર્થ સમજવા, અરિહંતની આજ્ઞાનો મર્મ સમજવો, સમજાવવો જુના પુસ્તકો ફરી લખવાં, લખાવવા, સૂત્રમાં પ્રમોદ ભાવ રાખવો વગેરે કાર્યોથી સૂત્ર ભકિત થાય છે. દેવર્ધિગણીક્ષમાશ્રમણે શાસ્ત્રોનો ઉદ્ધાર કર્યો ગણાય સૂત્ર ભકિતમાં જ્ઞાનના આઠ આચાર પાળવા : કાલે વિનયે, બહુમાને અનિન્હવપણે, ઉપધાને, વ્યંજન, અર્થ, તદુભયે.

**૨૦. પ્રવચન પ્રભાવના .–** તીર્થંકરની વાણી અને જિન શાસનની પ્રભાવના આઠ રીતે થાય

(૧) સૂત્રનો અભ્યાસ કરવો, કરાવવો. જિન વચનનાં રહસ્યો સમજવાં, સમજાવવા

(૨) ધર્મ કથા કરવી .

( i ) સાધુ શ્રાવકના આચારોનું નિર્દોષપણુ, રહસ્ય, પદ્ધતિ હેતુ બતાવવા, શંકાનું સમાધાન કરવું, સ્યાદ્વાદ શૈલીથી વાત કરવી. એવી રીતે જૈન ધર્મના મહત્ત્વની સ્થાપના કરવી તે અક્ખેવણી કથા.

( ii ) જૈનેતર એકાતવાદનો એક નયમા સમન્વય કરી તે એકાંતવાદથી થતી હાનિ બતાવી, મિથ્યા શ્રુતનું પરસ્પર વિરોધપણું સાબિત કરી, અન્ય નયોના રહસ્ય જ્ઞાનથી શ્રોતાનુ મિથ્યાત્વ વગેરે પાપ ક્રિયાનુ ફળ બતાવી તેમાથી છૂટા કરવા તે વિક્ખેવણી કથા.

( iii ) સંસાર પર અરૂચિ આવે અને મોક્ષના સુખની ઇચ્છા કરે તે સંવેગણી કથા

( iv ) ત્યાગ ભાવ ઉત્પન્ન કરાવનાર નિંવેગણી કથા

(૩) કુશાઓ, કુવિદ્યા, બોગણત્રીસ પાપ સૂત્ર તથા મિથ્યા ક્રિયા વગેરેના જોરથી સમક્તિ અને ચારિત્રથી ભ્રષ્ટ થનારા સાધુ સાધ્વી, શ્રાવક શ્રાવિકાને જિન વચનની વાણીના સ્હસ્યથી બચાવી સ્થિર કરવા, યથા યોગ્ય સહાય આપવી, મિથ્યાત્વનું જોર તોડવું.

(૪) સંઘ પર આફત આવવાની હોય કે આવેલી હોય તો ત્રિપ્રલિક વિદ્યાના જોરથી બચાવી યથા યોગ્ય પ્રાયશ્ચિત્ત લેવું.

(૫) જૈન ધર્મના તપનું મહત્ત્વ બતાવવું, તેમાં ફક્ત નિર્જરા અર્થે, મોક્ષ માટે, આલોક પરલોકના સુખની ઇચ્છા વગરનો તપ છે, તેમાં કેવા કેવા તપસ્વી થઈ ગયા, હાલમાં કેવા કેવા તપ થાય છે, તે જાહેર કરવું, તપ પ્રગટ કરવા વગેરે તપ પ્રભાવના.

(૬) વ્રત પ્રભાવના–પ્રગટ પણે વ્રત પચ્ચક્ખાણ લેવા, જેમકે સજોડે યાવત્જીવન બ્રહ્મચર્યની જાગઠ સભામાં લેવી મહાન વ્રતોના પાળનારના ગુણો ફેલાવવા.

(૭) વિદ્યા પ્રભાવના પોતા પાસે જે વિદ્યા હોય તેનો ઉપયોગ જિન પ્રવચનના પક્ષમાં કરવો, ધર્મના લોપ વખતે ચમત્કાર બતાવવો પડે, પણ પાછળથી દોષનું પ્રાયશ્ચિત્ત લેવું.

(૮) કાવ્ય– એવા કાવ્યની રચના કરવી જોઈએ કે જેથી શ્રદ્ધા, ભક્તિ, સંવેગ, નિર્વેદ રસરંગમાં ઉતરી જાય.

આ વીશ કારણોથી તીર્થંકર પદ બંધાય છે, માટે સમકિતિ જીવોએ આ વીશ સ્થાનકની યથાશક્તિ આરાધના કરવી, કે જેથી કદાચ તીર્થંકર પદ મેળવવામાં નાપાસ થવાય તો પણ સામાન્ય કેવળી થઈને જિનપદ મેળવવામાં નબર લાગી જાય. તેથી પણ સર્વ દુઃખોનો અંત આવી જશે. સર્વે જીવ શાસનરસી થાઓ એજ ભાવના રાખવી.

# જીવનું કથંચિત્ સ્વરૂપ.

*

કથચિત્ એટલે અમુક અપેક્ષા (નય-મુદ્દા) પૂર્વક જ્યારે જીવના સ્વરૂપ બતાવવામાં સર્વ નયો આવી જાય અથવા સર્વ નયોની વાત સ્વીકારવામા આવે ત્યારે જીવનુ તે સ્વરૂપ પ્રમાણુ છે તેથી સત્ય છે, તેથી શુદ્ધ પરિણુતિવાળું છે અને સમભાવમાં રાખવાવાળું હોવાથી સમકિતપૂર્વક છે

પણુ જ્યારે એક જ નયનો સર્વથા સ્વીકાર કરવામાં આવે અને બીજા નયનો નિષેધ કરવામા આવે ત્યારે તે નય દુર્નય બને છે, હઠાગ્રહવાળો, ક્લેશ કરાવનાર અસત્ય બને છે, તેથી મિથ્યાત્વ રૂપે છે તે સમજાવવા માટે તથા તેની સાથે જીવનુ કેટલુંક સ્વરૂપ જાણુવા માટે કેટલીક અપેક્ષા (નયો) દ્વારા અત્રે જીવનું સ્વરૂપ બતાવવામાં આવે છે—

૧ **દ્રવ્યાર્થિક નયમાં જીવ ચિન્માત્ર** એટલે ફકત ચૈતન્ય સ્વરૂપ છે, ચૈતન્ય લક્ષણુ દ્વારા અહીં સર્વ જીવોનું સંગ્રહ નય દ્વારા એકત્વ થાય છે અને પાચ અજીવ દ્રવ્યોથી જીવ ભિન્ન પડે છે પણુ જો કોઈ દ્રવ્યનુ લક્ષણુ ન તપાસીએ તો દ્રવ્યત્વની અપેક્ષાએ સર્વ જીવ અને અજીવ દ્રવ્યોનું એકત્વ થાય છે દ્રવ્યનું લક્ષણુ ઉત્પાદક, વ્યય અને ધ્રૌવ્ય છે, તે લક્ષણુ સર્વ દ્રવ્યોમા હોય જ તેથી લોકના છ દ્રવ્ય અને અલોકનુ એક દ્રવ્ય આકાશ એટલે લોક અલોકનુ એકત્વ દ્રવ્યત્વથી થયુ લોકાલોક તે વિશ્વ.

કેટલાક લોકો કહે છે કે **સર્વ વિશ્વ (જગત્) એક રૂપ છે તે દ્રવ્યત્વ નયથી** સમજણુ પૂર્વક ખરૂ છે પણુ જો આ એક જ

(૩) કુશાસ્ત્રો, કુવિદ્યા, ઓગણત્રીસ પાપ સૂત્ર તથા મિથ્યા ક્રિયા વગેરેના જોરથી સમક્તિ અને ચારિત્રથી ભ્રષ્ટ થનાર સાધુ સાધ્વી, શ્રાવક શ્રાવિકાને જિન વચનની વાણીના રહસ્યથી બચાવી સ્થિર કરવા, યથા યોગ્ય સહાય આપવી, મિથ્યાત્વનું જોર તોડવું.

(૪) સંઘ પર આફત આવવાની હોય કે આવેલી હોય તો ત્રિકાલિક વિદ્યાના જોરથી બચાવી યથા યોગ્ય પ્રાયશ્ચિત્ત લેવું.

(૫) જૈન ધર્મના તપનું મહત્ત્વ બતાવવું, તેમાં ફક્ત નિર્જરા અર્થે, મોક્ષ માટે, આલોક પરલોકના સુખની ઇચ્છા વગરનો તપ છે, તેમાં કેવા કેવા તપસ્વી થઇ ગયા, હાલમાં કેવા કેવા તપ થાય છે, તે જાહેર કરવું, તપ પ્રગટ કરવા વગેરે તપ પ્રભાવના.

(૬) વ્રત પ્રભાવના–પ્રગટ પણે વ્રત પચ્ચક્ખાણ લેવા, જેમકે સજોડે યાવત્‌જીવન બ્રહ્મચર્યની ભરસભામાં લેવી મહાન વ્રતોના પાળનારના ગુણો ફેલાવવા.

(૭) વિદ્યા પ્રભાવના પોતા પાસે જે વિદ્યા હોય તેનો ઉપયોગ જિન પ્રવચનના પક્ષમાં કરવો, ધર્મના લોપ વખતે ચમત્કાર બતાવવો પડે, પણ પાછળથી દોષનું પ્રાયશ્ચિત્ત લેવું.

(૮) કાવ્ય- એવા કાવ્યની રચના કરવી જોઇએ કે જેથી શ્રદ્ધા, ભક્તિ, સંવેગ, નિર્વેદ રગેરગમાં ઉતરી જાય.

આ વીશ કારણોથી તીર્થંકર પદ બંધાય છે, માટે સમક્તિ જીવોએ આ વીશ સ્થાનકની યથાશક્તિ આરાધના કરવી, કે જેથી કદાચ તીર્થંકર પદ મેળવવામાં નાપાસ થવાય તો પણ સામાન્ય કેવળી થઇને જિનપદ મેળવવામાં નંબર લાગી જાય. તેથી પણ સર્વ દુઃખોનો અંત આવી જશે. સર્વે જીવ શાસનરસી થાઓ એજ ભાવના રાખવી.

❀

જીવના પર્યાયો દેખાય છે તેવા પર્યાયોમાં પોતે ભૂતકાળમાં હતો અને ભવિષ્યકાળમા શું થશે એવો વિચાર કરવાથી વૈરાગ્ય પ્રગટે છે.

૩. દ્રવ્ય, **પર્યાયનો સમન્વય** :- લોકના સર્વ જીવ તરફ જોતાં **અરૂપી ચૈતન્ય એકત્વ** જણાય છે અને સિદ્ધ, દેવ, મનુષ્ય, તિર્યંચ નારકીના સર્વ **પર્યાયો જોતા અનેક સ્વરૂપ જીવના** જણાય છે એવી રીતે જીવના એક અને અનેક સ્વરૂપોનો સમન્વય થયો, અદ્વૈતવાદી સર્વ જીવોને એક જ માને છે તે સગ્રહ નયના અરૂપી ચૈતન્ય એકત્વની અપેક્ષાવાળુ છે, પણ બીજા નયોની વાતનો નિષેધ કરતા હોવાથી અથવા ન જાણતા હોવાથી અજ્ઞાની છે અને અજ્ઞાનપણાને લઇને એકાંતવાદી હઠાગ્રહી મિથ્યાત્વી બને છે

૪. **જીવ અસ્તિ રૂપ છે** :- પોતાના દ્રવ્ય ( અસંખ્યાત પ્રદેશી દ્રવ્ય ), ક્ષેત્ર ( સ્વપ્રદેશ અવગાહનાત્મક ), કાળ ( ઉપયોગકાળ ) અને ભાવ [ જ્ઞાન, દર્શન, સુખ (ચારિત્ર), વીર્ય ]ની અપેક્ષાએ જીવ અસ્તિત્વ ધરાવે છે અથવા તેને આધારે જીવ જીવે છે

૫. **જીવ નાસ્તિ રૂપ છે** :- પર દ્રવ્ય ( પોતા સિવાયના બીજા બધા જીવો, અને પાચ જાતિના અજીવ દ્રવ્યો )ની અપેક્ષાએ જીવ નાસ્તિરૂપ છે અથવા પર (બીજા) દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ (ચતુષ્ટ)થી જીવ નાસ્તિત્વ રૂપ છે

૬. ઉપર મુજબ **જીવ અસ્તિ રૂપ તેમ જ નાસ્તિ રૂપ છે.** વળી એકી વખતે જીવનું સ્વરૂપ કહી શકાતુ ન હોવાથી જીવ અવકતવ્ય રૂપ પણ છે આ બધા કારણોને જુદી જુદી અપેક્ષામા લેવાથી અસ્તિ અવ્યકત રૂપ થાય છે અથવા નાસ્તિ અવ્યકત રૂપ થાય છે અથવા અસ્તિ નાસ્તિ અવ્યકત રૂપ કહેવાય છે

૭ **જીવ સવિકલ્પ છે** :- જીવના ગુણોમા ભેદ, પર્યાયોનું ભિન્નપણુ, કાળભેદ, ક્ષેત્રાતર, શુદ્ધ અશુદ્ધાદિ અર્થ પર્યાયોના ભેદો, આ સર્વ ભેદોના કારણે જીવ સવિકલ્પ છે.

નય માન્ય કરવામા આવે અને બીજી નયોનો નિષેધ કરવામાં આવે તો મિથ્યાત્વ ઉપજે છે તેથી સર્વ જગત એક જ છે એમ સર્વથા કહેનારા મિથ્યાત્વી છે

હવે જીવમા જ્યારે દ્રવ્યાર્થિક નય લઇએ ત્યારે જીવના સર્વ ગુણો તેમા આવી જાય છે કારણ કે ગુણ વગર એકેય દ્રવ્ય હોય જ નહિ, વળી દ્રવ્ય અને ગુણ કાળ આશ્રી પોતાના પર્યાય ( અમુક અવસ્થા )માં રહે છે તેથી દ્રવ્યાર્થિક નયમાં દ્રવ્ય, ગુણ અને પર્યાયનું એકત્વ થયુ જ્યારે જીવ પોતાના જ ગુણ પર્યાયમાં રહે છે અને અન્ય દ્રવ્યોના ગુણ પર્યાયોનુ લક્ષ લેતો નથી ત્યારે તે જીવ નિજ શુદ્ધ દ્રવ્યત્વની શોધમાં અને અનુભવમાં રહે છે

અહી જીવના ગુણ પર્યાય પોતાના જ દ્રવ્યમાં લીન થાય છે જ્ઞાતા અને જ્ઞેય પોતેજ પોતાના જ્ઞાનથી બને છે એટલે જ્ઞાતા–જ્ઞેય–જ્ઞાનનુ એકત્વ થાય છે તેથી ધ્યાતા–ધ્યેય–ધ્યાનનુ પણ એકત્વ બને છે કારણ કે ધ્યાતા પોતે છે ધ્યેય તે પોતાનુ જ શુદ્ધ સ્વરૂપ છે અને ધ્યાન પણ પોતે જ કરે છે અહી ઉપાદાન (ધ્યેય) અને નિમિત્ત કારણ ( વર્તમાન ક્ષયોપશમ ભાવ )નુ પણ એકત્વ થાય છે કારણ કે ધ્યેય સત્તામાં રહેલ પોતાનો જ શુદ્ધ આત્મા હોય છે શુદ્ધ દ્રવ્યાર્થિક નયની રીતે ધ્યાન કરવાથી અનંતા કર્મની નિર્જરા અને આત્મિક સુખ ઉપજે છે અને સ્વરૂપ સ્થિરતા થાય છે

૨ પર્યાયાર્થિક નયમાં જીવના અનેક પર્યાય (સ્વરૂપો) બને છે જેમકે સમભિરૂઢ નયથી જ્ઞાનાત્મા, દર્શનાત્મા, ચારિત્રાત્મા, વીર્યાત્મા એટલે કે જે ભાવમાં જીવ રહે તે ભાવ રૂપ જીવનો વર્તમાન પર્યાય કહેવાય ત્રણે કાળ આશ્રી જીવના આવી રીતે અનંત પર્યાય થાય છે તે સર્વ પર્યાય એક બીજાથી ભિન્ન છે પણ જીવના દ્રવ્ય અને અમુક ગુણથી અભિન્ન છે તેથી પર્યાયમા જીવ અભેદ સ્વરૂપે રહે છે અને સર્વ પર્યાયો અરસપરસ ભેદ સ્વરૂપે રહે છે અત્યારે જેટલા

( વિશ્વ ) સ્વરૂપ માને છે તે આ અપેક્ષાથી કહેવાય પણ **અસર્વગત** નયથી જીવ પોતાના જ દ્રવ્યમા ( આત્મ પ્રદેશોમાં ) રહે છે તેથી એકાતવાદમાં અજ્ઞાન અને હઠ સમાયલા હોવાથી એકાતવાદ મિથ્યા છે.

**૧૪. શૂન્ય નયમાં એક આત્માનો જ આભાસ** થાય છે ખરી રીતે શૂન્ય એવી વસ્તુ નથી કારણ કે આત્માનો તો આભાસ થાય છે પછી શૂન્યતા કયા રહી ? પણ **લય સમાધિમાં** આખું જગત તેમ જ શરીર, મન વગેરે સર્વ પૌદ્ગલિક વસ્તુઓ ભૂલી જવામાં આવે છે અને સવ જગત શૂન્ય લાગે છે એટલે **પરદ્રવ્યની અપેક્ષાએ તેને શૂન્ય નચ કહ્યો.**

**૧૫. અશૂન્ય નયમાં સર્વ દ્રવ્યોમાં પોતે પણ એક દ્રવ્ય** છે સર્વ દ્રવ્યો પોતપોતાના પર્યાયમા રહે છે તેથી સ્વતત્ર છે, **કોઈ દ્રવ્ય બીજા દ્રવ્યની માલિકીનું નથી** તે અત્રે પુરવાર થાય છે.

**૧૬. જ્ઞાન-જ્ઞેયના અભેદ નયથી** બધાને જાણનાર એક જીવ જ છે અહીં **જ્ઞાન અને જ્ઞેયના સંબંધના નિમિત્તથી તેમનું એકત્વ** બન્યુ અને સગ્રહ નયથી સર્વ જીવોનુ એકત્વ થયું

**૧૭ જ્ઞાય જ્ઞેય ભેદ કથનથી** જીવ અનેક રૂપ છે જેમ અરીસો અનેક વસ્તુઓના પ્રતિબિંબથી (વારંવાર જુદા જુદા પ્રતિબિંબોથી) પ્રતિબિમ્બિત થઈને અનેક રૂપ થાય છે તેમ જીવ **જુદા જુદા જ્ઞેયો (જ્ઞેય પદાર્થો)નો વિષય લઇને અનેક ઉપયોગોની વર્તનાથી અનેક રૂપ થાય છે**

**૧૮. નિશ્ચય નયથી** જીવ પોતાના જ્ઞાન-દર્શન-સુખ સ્વભાવમા રહે છે વ્યવહાર નયથી સસારી જીવો પરદ્રવ્યના સંબંધથી અનિશ્ચિત્ત સ્વભાવમા રહે છે

**૧૯. સ્વભાવથી** જીવ અજ, ચૈતન્ય સ્વભાવ, **સર્વ પર્યાયોમાં એક ચૈતન્ય સ્વભાવવાળો** છે અને અસ્વાભાવિક નયથી મોહાંધ વગેરે અનેક મિશ્રિત સ્વભાવવાળો થાય છે

૮ જીવ નિર્વિકલ્પ સ્વરૂપ છે:- સર્વ ગુણ પર્યાયાત્મક ત્રિકાલિક અભેદ સ્વરૂપે એક જ દ્રવ્ય એટલે જીવ પોતાના બધા ત્રિકાલિક પર્યાયોમાં પોતે જ હોવાથી તે એક જ નિર્વિકલ્પ દ્રવ્ય છે

૯ નામથી જીવ, આત્મા, બ્રહ્મ વગેરે નામથી ઓળખાય છે. નિશ્ચયથી જીવ ભાવપ્રાણ (જ્ઞાન, દર્શન, સુખ, દુઃખ, વીર્ય)થી જીવે છે વ્યવહારથી જીવ, દ્રવ્યપ્રાણ (૧૦ પ્રાણ) વાળો હોવાથી પ્રાણી, વિશ્વનો જાણકાર હોવાથી બ્રહ્મ, પોતાના સ્વરૂપમાં રહેવાથી આત્મા, સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતો હોવાથી ભૂત, આયુષ્ય અને શ્વાસોશ્વાસ ઉપરથી સત્ત્વ, રૂપે જણાતો હોવાથી સત્ત્વ પૌદ્‌ગલિક શરીરોમાં રહેતો હોવાથી પુદ્‌ગળી, સત્તામાં સિદ્ધત્વ હોવાથી અને તે સિદ્ધત્વ ત્રિકાલિક પર્યાયોમા પ્રગટ રૂપે આવી જવાથી સિદ્ધ સ્વરૂપ, અપ્પા-પરમપ્પા.

૧૦ જીવ ચારિત્ર રૂપ છે:- આત્મા જે શુદ્ધ ભાવમાં પરિણમે તે ભાવમય વર્તમાન પર્યાય રૂપ (ભાવ ચારિત્ર રૂપ) થાય છે

૧૧ સામાન્ય સત્તાથી:- જીવ સર્વ પર્યાયોમાં વ્યાપી છે તેથી એકાંતવાદીઓ જીવને સર્વ વ્યાપી ગણે છે પણ વિશેષથી જીવ એક જ પર્યાયમાં રહે છે તેથી વ્યાપી નથી પણ એક પર્યાય રૂપ છે

૧૨ નિત્યાનિત્ય - દ્રવ્યત્વથી જીવ નિત્ય છે, જીવનો પર્યાય અનિત્ય હોવાથી (બદલતો હોવાથી) જીવ અનિત્ય છે.

૧૩ જીવ બધા પદાર્થોનો જ્ઞાતા તથા દ્રષ્ટા હોવાથી તે સર્વગત કહેવાય છે, જેમકે આપણે કહીએ છીએ કે તારું મન ક્યાં ભમે છે, ખરી રીતે મન તો જીવની સાથે જ છે પણ બાહ્ય પદાર્થોમાં જવાથી તે પદાર્થોમાં ભમે છે એમ વ્યવહારથી કહીએ છીએ તે અપેક્ષાથી જીવ સર્વગત છે કેટલાક લોકો ભગવાનને પ્રત્યક્ષ

( વિશ્વ ) સ્વરૂપ માને છે તે આ અપેક્ષાથી કહેવાય પણ **અસર્વગત** નયથી જીવ પોતાના જ દ્રવ્યમાં ( આત્મ પ્રદેશોમાં ) રહે છે તેથી એકાંતવાદમા અજ્ઞાન અને હઠ સમાયલા હોવાથી એકાતવાદ મિથ્યા છે.

**૧૪. શૂન્ય નયમાં એક આત્માનો જ આભાસ** થાય છે ખરી રીતે શૂન્ય એવી વસ્તુ નથી કારણુ કે આત્માનો તો આભાસ થાય છે પછી શૂન્યતા કયાં રહી ? પણુ **લય સમાધિમાં** આખું જગત તેમ જ શરીર, મન વગેરે સર્વ પૌદ્ગલિક વસ્તુઓ ભૂલી જવામાં આવે છે અને સવ જગત શૂન્ય લાગે છે એટલે **પરદ્રવ્યની અપેક્ષાએ તેને શૂન્ય નય કહ્યો.**

**૧૫. અશૂન્ય નયમાં સર્વ દ્રવ્યોમાં પોતે પણુ એક દ્રવ્ય** છે સર્વ દ્રવ્યો પોતપોતાના પર્યાયમા રહે છે તેથી સ્વતત્ર છે, **કોઈ દ્રવ્ય બીજા દ્રવ્યની માલિકીનું નથી** તે અત્રે પુરવાર થાય છે.

**૧૬. જ્ઞાન-જ્ઞેયના અભેદ નયથી** બધાને જાણુનાર એક જીવ જ છે. અહીં **જ્ઞાન અને જ્ઞેયના સંબંધના નિમિત્તથી તેમનું એકત્વ** બન્યુ અને સગ્રહ નયથી સર્વ જીવોનું એકત્વ થયું

**૧૭ જ્ઞાય જ્ઞેય ભેદ કથનથી** જીવ અનેક રૂપ છે જેમ અરીસો અનેક વસ્તુઓના પ્રતિબિંબથી (વારંવાર જુદા જુદા પ્રતિબિંબોથી) પ્રતિબિમ્બિત થઈને અનેક રૂપ થાય છે તેમ જીવ **જુદા જુદા જ્ઞેયો (જ્ઞેય પદાર્થો)નો વિષય લઇને અનેક ઉપયોગોની વર્તનાથી અનેક રૂપ થાય છે**

**૧૮. નિશ્ચય નયથી** જીવ પોતાના જ્ઞાન-દર્શન-સુખ સ્વભાવમા રહે છે વ્યવહાર નયથી સસારી જીવો પરદ્રવ્યના સંબંધથી અનિશ્ચિત્ત સ્વભાવમા રહે છે

**૧૯. સ્વભાવથી** જીવ અજ, ચૈતન્ય સ્વભાવ, **સર્વ પર્યાયોમાં એક ચૈતન્ય સ્વભાવવાળો** છે અને અસ્વાભાવિક નયથી મોહાધ વગેરે અનેક મિશ્રિત સ્વભાવવાળો થાય છે

૨૦ કાળ નયથી જે જીવ જે કાળે મોક્ષ જવાનો છે તે કેવળજ્ઞાની જાણે છે તે કાળ ફરવાનો નથી.

૨૧ પુરુષાર્થ નયથી ઉત્કૃષ્ટ પુરુષાર્થ વગર મોક્ષ થાય નહીં અને જીવ પુરુષાર્થથી મોક્ષ જશે તે પણ કેવળજ્ઞાનીના જ્ઞાનમાં છે

૨૨ ભાવિભાવથી આસ્રવના ક્રમ કરવા જતાં સંવરનો લાભ થાય અને મોક્ષ થાય તે પણ કેવળજ્ઞાનીના જ્ઞાનમાં છે (ઉપલક દૃષ્ટિએ જોતા એક સમવાય મુખ્યમાં લાગે છે પણ નિશ્ચયથી પાંચે સમવાય ભેગા હોય છે).

૨૩ પરતંત્ર જીવ – જીવ કર્મવશ દુઃખનો ભોક્તા થાય છે આને કેટલાક લોક દૈવવશ કહે છે કેટલાક કહે છે કે તેવી ઈશ્વરની મરજી હતી. તે વાસ્તવિક નથી પણ જીવને પોતાનાજ કર્મ ભોગવવા પડે છે

૨૪ સ્વતંત્ર જીવ – નિશ્ચયથી જીવ સ્વ-પરિણતિનો જ ભોક્તા છે પોતાને જેવા ભાવમા રહેવું હોય તેવા ભાવમાં જીવ રહી શકે છે

૨૫ કર્તા નય – જીવ રાગાદિ ભાવોનો કર્તા છે

અકર્તા નય – જીવ સાક્ષીભૂત તટસ્થ, માધ્યસ્થ રહી શકે છે.

૨૬ ભોક્તા – જીવ સુખ દુઃખનો ભોક્તા પણ બને છે અને અભોક્તા પણ છે સુખ દુઃખની ઉપેક્ષા કરી જીવ સાક્ષીભૂત સમભાવી તટસ્થ જ્ઞાતા દૃષ્ટા થઇને રહી શકે છે ।

૨૭ ક્રિયા નય – મોક્ષ માર્ગની શુદ્ધ વ્યવહારિક ક્રિયાથી જીવ સિદ્ધિ મેળવી શકે છે અહીં મન, વચન, કાયાથી જે શુદ્ધ વર્તન કર્યું તે ક્રિયાને બતાવી અને જ્ઞાનને અંતર્ગત રાખ્યું કારણ કે જ્ઞાન વગર યોગોનું શુદ્ધ વર્તન ન થાય.

૨૮ જ્ઞાન નય – વિવેક અને જ્ઞાનની પ્રધાનતાથી સિદ્ધિ. અહીં શુદ્ધ ઉપયોગને બતાવી મન, વચન, કાયાના યોગોને અંતર્ગત

રાખ્યા કારણ કે યોગોની સહાયથી શુકલ ધ્યાન દ્વારા કેવળજ્ઞાન મેળવી શકાય છે અને પછી અઘાતી કર્મ ખપાવાય છે અને આત્મ પ્રદેશોની ક્રિયાથી મોક્ષ જવાય છે.

**૨૯ વ્યવહારથી :–** કર્મ પુદ્ગળોથી બધ અને મોક્ષ. નિશ્ચયથી ફક્ત પોતાના પરિણામથી બધ અને મોક્ષ

તેનો સમન્વય :– શુદ્ધ ઉપયોગથી કર્મની નિર્જરા થતાં થતા છેવટે સર્વ કર્મ ખપી જાય તે મોક્ષ

**૩૦ અશુદ્ધ નય :–** ઉપાધિ જન્ય જીવની દશા અશુદ્ધ નયથી બતાવાય છે

**૩૧ શુદ્ધ નય** જીવની નિરૂપાધિ અભેદ સ્વભાવદશા બતાવે છે

૩૨. નય, આત્માનું અપેક્ષાવાળું આશિક (એક પ્રકારનુ) સ્વરૂપ બતાવે છે

**૩૩ પ્રમાણુ :–** તે અનત સ્વભાવમય (સ્વરૂપમય) એક આત્મ દ્રવ્ય છે એવો સ્વીકાર કરીને આત્માનુ શુદ્ધ સ્વરૂપ બતાવે છે.

**૩૪. ગુણુ નય :–** ઉપદેશથી ગુણુ ગ્રહણુ થાય તેમ જ પ્રમોદ ભાવ (ગુણાનુરાગ)થી ગુણુ ગ્રહણુ થાય, અને જ્યાં ગુણુ દેખાય ત્યાથી ગુણુ મેળવી શકાય પણુ ગુણુની સાથે અવગુણુ આવી જાય તો તે ગુણાનુરાગ નથી દાખલા તરીકે એક તાપસ પચાગ્નિ તપ કરે છે અને કષ્ટ કરે છે પણુ બહુ જીવની હિંસા થાય છે ત્યારે તે તાપસની એક પણુ ક્રિયા અનુમોદવા લાયક નથી પણુ સમકિતી જીવ વિચારે કે આ જીવ અંધ શ્રદ્ધામા કેટલુ કષ્ટ વેઠે છે ત્યારે હુ જિનાજ્ઞા જાણુવા છતા કઈ કષ્ટ કરતો નથી એક મિથ્યાત્વી હિંસા વિરોધમા મુખ્ય પાઠ ભજવે છે, તેમાં અહિંસાની અનુમોદના કરીને હિંસા વિરોધના કામમા શ્રાવક જોડાઇ શકે પણુ સાથે સાથે તેની મિથ્યાત્વની કોઇ

ક્રિયામાં ફસાઈ જવું ન જોઈએ. ગુણ ગ્રહણ એ વ્યવહારિક ભાવ છે. નિશ્ચયથી સર્વ ગુણો પોતાની સત્તામાં છે તેમને જાણીને અનુભવમાં મૂકવાથી. ક્ષયોપશમ ભાવથી, ગુણો ઉપરનું આવરણ ઓછું કરતા જવાથી ગુણોની શુદ્ધિ થતી જાય છે.

જેમ એક થાભલાવાળો મહેલ ટકી શકતો નથી પણ પડી જાય છે તેમ એક નયવાળો મત, અનંત ધર્માત્મક શુદ્ધ આત્મ સ્વરૂપ બતાવી શકતો નથી. તો પછી મેળવી તો કેવી રીતે આપે!! જેમ અનેક નદીઓ સમુદ્રમાં જાય છે પણ સમુદ્ર કોઈ નદીમાં જતો નથી તેમ અનેક એકાંત નયવાદીઓનો સમન્વય પ્રમાણભૂત એવા જૈન ધર્મમાં થાય છે પણ સર્વ નયોના સ્યાદ્વાદથી પ્રમાણભૂત બનેલ જૈન ધર્મને કોઇ એકાંતવાદી પચાવી શકે નહિ.

આત્માના સ્યાદ્વાદથી આત્માનું તેમ જ સ્યાદ્વાદનું બન્નેનું જ્ઞાન થાય છે સ્યાદ્વાદ તે નયોનો સમુહ છે અને આ સમુહ તે પ્રમાણ છે પ્રમાણયુક્ત તે સત્ય ધર્મ છે અને સત્ય ધર્મ જ મોક્ષના હેતુ રૂપ બને છે અને આત્માનું શુદ્ધ સ્વરૂપ જાણ્યા વગર તેનું શુદ્ધ સ્વરૂપ મેળવી શકાતુ નથી ધ્યેય વગરનું ધ્યાન નિષ્ફળ જાય છે સત્ય ધર્મ અને આત્માના સ્વરૂપનું એકત્વ થાય તેથી આત્મસિદ્ધિ છે સર્વ ભવ્યને તે લાભ પ્રાપ્ત થાઓ !! તથાસ્તુ !!

ઊ

# પરમેશ્વરની કથા.

*

પરમેશ્વરનુ સ્વરૂપ કેવું છે તે સબધી ઘણા મત મતાંતર છે તે ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે બધા મતો પરમેશ્વરનુ ખરૂં સ્વરૂપ જાણતા નથી, પણ બધા મતો એમ માને છે કે અમારી શ્રદ્ધા (માન્યતા) ખરી છે, તેથી કઇ તેઓની માન્યતા પ્રમાણે ભગવાનનું સ્વરૂપ બની જતું નથી ભગવાનનું સ્વરૂપ જેવું હોય છે તેવુંજ રહે છે.

ભગવાનનુ સ્વરૂપ સમજવા માટે ભગવાનના સ્વરૂપનું ચાર રીતે પૃથક્કરણ કરવુ જોઇએ એટલે તેની કથા ચાર રીતે થઇ જાય છે

પહેલી કથામા ભગવાનનુ શુદ્ધ સ્વરૂપ બતાવવામા આવે છે તે **આક્ષેપન કથા** છે, બીજી કથામાં ભગવાન કેવા નથી તે **વિક્ષેપન કથાથી** બતાવવામાં આવે છે, ત્રીજી કથામા ભગવાને બતાવેલો અને ભગવાનનું સ્વરૂપ મેળવવાનો માર્ગ તે **સંવેગની કથા** છે, ચોથી કથામા ભગવાનનું સ્વરૂપ મેળવવામા વિરોધી માર્ગનો ત્યાગ કરવાનું **નિર્વેગની કથાથી** બતાવાય છે

**૧. આક્ષેપન કથા** – ભગવાન કેવા હોવા જોઇએ ? આ દુનિયામા અનાદિ કાળથી ગુણોનુ બહુમાન જોવામાં આવે છે દોષો અને ગુન્હાઓના પક્ષમાં કોઇ દેખીતી રીતે આવતુ નથી અને ભગવાનને સર્વથી શ્રેષ્ઠ માનવામા આવે છે તેથી સાબિત થાય છે કે ભગવાન (પરમેશ્વર) સર્વ ગુણ સંપન્ન હોવા જોઇએ અને દરેક ગુણ સપૂર્ણ હોવો જોઇએ એટલે કે કોઇ પણ દોષનો અશ માત્ર પણ ભગવાનમા ન હોય

હવે ઘણાખરા મતો ભગવાનને મનુષ્યાકારમા તેમજ નિરંજન નિરાકાર એમ બે જાતના સ્વરૂપમા માને છે આ વાત સાચી છે પણ

વ્યક્તિગત આરોપણ કરવામા તેઓ ભૂલ ખાઈ જાય છે અને તત્ત્વ વિશેષપણે ભગવાનમા દોષોનું આરોપણ કરે છે

બીજુ મનુષ્યાકાર (સાકાર) ભગવાન શરીર છોડીને નિરાકાર થઈ શકે છે પણ નિરાકાર ભગવાનને ફરી સાકાર બનાવી અવતાર લેવરાવે છે તે તત્ત્વની વિરૂદ્ધ જાય છે; કારણ કે કર્મ રહિત ભગવાન ફરી સકર્મી થાય એમ માનવું તે કુદરતી નિયમોની વિરૂદ્ધ જાય છે રાગદ્વેષનો સર્વથા નાશ કર્યો છે એવા ભગવાન જન્મ મરણ કરવા યોગ્ય કર્મોને બાંધવા કરી શકેજ નહીં. રાગદ્વેષ વગર કર્મવર્ગણાઓનું જીવમાં આકર્ષણ થઈ શકે જ નહીં અને રાગ અને દ્વેષ દોષો છે પણ ગુણ નથી. એટલુ પૃથક્કરણ કર્યા પછી હવે સાકાર ભગવાનના ગુણો જોઈએ.

ભગવાનમાં અનંત ગુણો હોય છે પણ તે બધા આપણા વ્યવહારમાં આવી શક્તા નથી; પણ મુખ્ય ગુણો ખાસ જાણવા જોઈએ. સાકાર ભગવાનમા મુખ્ય બાર ગુણ છે –

૧ કેવળ જ્ઞાન (અનંત જ્ઞાન) ૨ કેવળ દર્શન (અનંત દર્શન) આ બે ગુણોને લઈને પરમેશ્વર સર્વ દ્રવ્યો, તેના ત્રિકાલિક સર્વ વ્યંજન પર્યાય અને અર્થ પર્યાય, સર્વ ક્ષેત્ર, સવ કાળ અને સર્વ ભાવ, એકી સાથે એકી વખતે, જાણે છે અને દેખે છે પર્યાય તે દ્રવ્યની સ્થિતિ (અવસ્થા) છે દ્રવ્યો વ્યંજન પર્યાય રૂપે રહે છે, અર્થપર્યાય તે દ્રવ્યોના ગુણો છે, ગુણોમાં શુદ્ધપણુ તેમજ અશુદ્ધપણુ પણ હોય.

દ્રવ્યો છ છે – ૧ જીવ દ્રવ્યો અનંતાનંત છે, ૨. પુદ્ગળ દ્રવ્યો અનંતાનંત છે, ૩. કાળ દ્રવ્યો અનેક રીતે છે ૪ ધર્માસ્તિકાય, ૫. અધર્માસ્તિકાય, ૬ આકાશ એ ત્રણ દ્રવ્યો એકેક છે આકાશ સિવાયના પાંચ દ્રવ્યો લોકમા રહે છે અને આકાશ લોક તેમજ અલોકમાં વ્યાપક છે.

જીવના વ્યંજન પર્યાય ગતિ, જાતિ અને ૮૪ લાખ યોનિ ઉપરથી જાણી શકાય છે અને અર્થ પર્યાય સદ્‌ગુણ, દુર્ગુણ ઉપરથી જાણી શકાય છે પુદ્‌ગળના વ્યજન પર્યાય કેટલાક આંખથી પણ દેખાય છે (જે રીતે આંખથી દેખાય છે તે સર્વ પુદ્‌ગળોના સમૂહો રૂપે છે) અને અર્થપર્યાય વર્ણ, ગધ, રસ, સ્પર્શ રૂપે છે ભગવાન આ બધું એકજ સમયમા જાણે છે અને એકજ સમયમા દેખે છે

૩. **ક્ષાયક સમકિત** (સમદૃષ્ટિપણુ), આ ગુણુથી ભગવાનના જ્ઞાન અને દર્શન વગેરે ગુણોમા નિઃસદેહપણું જાણી શકાય છે,

૪. **યથાખ્યાત ચારિત્ર** (અનંત ચારિત્ર) આ ગુણુથી ભગવાનમા રાગદ્વેષનો સર્વથા અભાવ સાબિત થાય છે રાગ અને દ્વેષના અશો અનંતાનત હોય છે તે સર્વનો અભાવ હોવાથી ચારિત્ર પણ અનંત ગણાય છે. યથાખ્યાત ચારિત્રના પેટામા ત્રણ મુખ્ય ગુણ અંતર્ગત થાય છે તે બીજા ગુણો સાથે જોડી દેવામા આવે છે

૫. **વીતરાગ** તેના પેટામાં અમાયીપણું (અનંતી સરળતા) અલોભ (અનત આત્મસંતોષ), ગંભીરતા, વિરકતપણુ, અવેદીપણું (સ્રી વેદ, પુરુષ વેદ અને નપુસક વેદના ભાવોનો સર્વથા અભાવ).

૬. **અદ્વેષ** (અનતી ક્ષમા, અનંતી કોમળતા, અખેદ, નિર્ભય, અશોક, અદુગચ્છા)

૭. **અનત ધૈર્ય** કે જેનાથી સર્વ ગુણો ધારણ કરી રખાય છે.

૮. **અનત દાન લબ્ધિ** કે જેથી મોક્ષના અનતા સુખના માટે ઉપદેશનુ દાન આપવામા આવે છે.

૯ **અનંત લાભ**–આત્માની સર્વ અભ્યતર ગુણ શકિતનો લાભ.

૧૦. **અનંત ભોગ**–અનંત જ્ઞાન, દર્શન–સુખના પર્યાયોમાં ઉપયોગ

૧૧. **અનત ઉપભોગ** તે જ્ઞાનદર્શન સુખનો.

૧૨ અનંત પંડિત વીર્ય (શુદ્ધ આત્મ તત્વ અને ગુણોમાં સહકારી વીર્ય ). આત્માના ગુણોને ઘાત કરનારા ચાર ઘાતિ કર્મરૂપી શત્રુઓનો નાશ થવાથી આ ગુણો પ્રગટ થાય છે અને તેથી ભગવાન અરિહંત કહેવાય છે, અને રાગ અને દ્વેષનો નાશ કર્યો હોવાથી વીતરાગ કહેવાય છે

સાકાર ભગવાનનું છેલ્લું મનુષ્ય ભવનું આયુષ્ય પૂર્ણ થાય એટલે નિરાકાર ભગવાન થાય છે, સિદ્ધક્ષેત્રમા બિરાજે છે અને સિદ્ધ ભગવાન કહેવાય છે તેઓ કેવળજ્ઞાન અને કેવળદર્શનથી સર્વ પદાર્થોના તટસ્થ જ્ઞાતા અને દૃષ્ટા છે અને પોતાના અશરીરી અસંખ્યાત પ્રદેશી શુદ્ધ આત્મિક દ્રવ્યમાં અનંત આત્મિક સુખમાં લીન રહે છે

તેમને ક્ષાયક સમકિતથી સમદૃષ્ટિપણુ રહે છે, (આયુષ્ય કર્મ નહી હોવાથી તેમની અક્ષય સ્થિતિ છે વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, વગેરે શરીર ભાવો રહિત હોવાથી અરૂપી છે) ગોત્રકર્મ નહિ હોવાથી અગુરુ લઘુ હોય છે તેથી એકજ સ્થાનમાં આત્મ પ્રદેશોથી સર્વદા સ્થિર રહે છે અને અંતરાય કર્મ નહિ હોવાથી કોઇ વિઘ્ન ઉત્પન્ન થતા નથી

આ નિરંજન નિરાકાર સિદ્ધ પરમેશ્વરને ફરી અવતાર ધારણ કરવો પડતો નથી અને અનંત આત્મિક સુખમાં લીન રહે છે, કે જે સુખની ઉપમા દુનિયામાં ક્યાય નથી. આ સાકાર અને નિરાકાર પરમેશ્વરનું સ્વરૂપ આક્ષેપન કથાથી સ્થાપન કરવામાં આવ્યું

૨ વિક્ષેપન કથા :— અહીં ભગવાન કેવા ન હોવા જોઇએ તે બતાવવામાં આવે છે ભગવાન અઢાર દોષ રહિત છે. ૧. અજ્ઞાન, ૨. નિદ્રા, ૩ ક્રોધ, ૪ માન, ૫. માયા, ૬ લોભ, ૭. મદ, ૮ મત્સર, ૯ હાસ્ય, ૧૦ રતિ, ૧૧. અરતિ, ૧૨. ભય, ૧૩ શોક, ૧૪ પ્રેમ, ૧૫ જીવ હિંસા, ૧૬ અસત્ય, ૧૭. ચોરી

૧૮. ક્રીડા. આ અઢારમાંથી એક પણ દોષ જેનામાં હોય તે ભગવાન નથી એમ નિશંકપણે સમજવું

માયાથી મોહિનીનું રૂપ લઇ ભસ્માસુરને મારવામાં ક્રોધ, માયા મત્સર, હિંસા વગેરે દોષો લાગે છે, ભીલડી ઉપર મોહિત થવામાં પ્રેમ અને ક્રીડાના દોષો લાગે છે, સ્ત્રી રાખવામાં રતિ, પ્રેમ અને ક્રીડાના દોષો લાગે છે પૃથ્વી બનાવવામાં ક્રીડાનો દોષ લાગે છે.

રાક્ષસોથી બીવામા ભય દોષ લાગે છે. માળા ફેરવનાર દેવ વિસ્મૃતિને લઈને માળા ફેરવે છે તેથી અજ્ઞાન દોષવાળો તેને સમજવો સ્ત્રીઓની સાથે લીલા કરવામાં હાસ્ય, રતિ પ્રેમ, ક્રીડા વગેરે દોષો લાગે છે

જે દેવ એમ કહે કે અમારી પૂજા કરો તો અમે સ્વર્ગમાં લઈ જશું તે દેવ લોભી લાલચુ છે. વ્યભિચારી દેવ અનેક દોષો-યુકત છે

ટૂંકમાં અઢાર માહેથી એક પણ દોષ અંશથી સેવે તે ચોકકસ ભગવાન નથી વળી જે ફરી અવતાર લીએ તે ચોકકસ ભગવાન નથી, કારણ કે ભગવાનને પુન. અવતાર ન જ હોય. વળી જેઓ મનુષ્યોને દુશ્મન ગણી તેમનો નાશ કરે તે ચોકકસ ભગવાન નથી ખરી રીતે ભગવાન કોઇ જીવને મારે નહિ તેને સર્વ જીવ સરખા છે. માંસ ખાય અથવા ખાવાની છૂટ આપે તે પણ ચોકકસ ભગવાન નથી તેથી બુદ્ધ પણ ભગવાન ન કહી શકાય

## ભગવાનનું દોષિત સ્વરૂપ બતાવવાનું કારણ :-

(૧) વ્યભિચારી આચાર્યોએ પોતાનો દોષ છુપાવવા માટે ભગવાનમાં વ્યભિચાર કર્યો. સ્ત્રી વગર ન રહી શકનાર આચાર્યોએ ભગવાન પાસે સ્ત્રીઓ દાખલ કરી, લોભી આચાર્યોએ ભગવાનમાં લોભ અને લાલચ દાખલ કરી, ધર્માંધ આચાર્યોએ ધર્મના નામે પાપની

છૂટ આપી તે પણ ભગવાનના બનાવટી ચારિત્રને સ્થીને તે હાલ છૂટ અપાવી.

(૨) ખોટી લોક વાયકા – કોઈ મહાન પ્રતાપી રાજા થાય કે મોટો દેશનેતા થાય તેના ઉપર અજ્ઞાની લોકો ભગવાનનું બિરૂદ ઠોકી બેસાડે છે અને તે વાયકા સેંકડો વર્ષ ચાલે એટલે તેનું નામ અવતારમાં દાખલ થઈ જાય છે અને તે ઉપર બનાવટી સૂત્રો રચવામાં આવે છે આવી રીતે ત્રણ ખંડના રાજા તરીકે વસુદેવ થાય છે તેમને આગળ ઉપર ભગવાનની છાપ લાગે છે ગાંધીજી ઉપર પણ કૃષ્ણના અવતારનો સિક્કો ધીમે ધીમે આવતો જાય છે

(૩) અર્થનો અનર્થ

(I) આ ભરતક્ષેત્રમાં ૧૮ કોડાકોડ સાગર કાળમાં જુગલ અને કલ્પવૃક્ષ વ્યવહાર હતો તે નાબુદ થતાં શ્રી ઋષભદેવજીએ વિદ્યા શીખવી ત્યાર બાદ મોક્ષની વિદ્યા શીખવી. આવી રીતે જ્ઞાન સૃષ્ટિ ઉત્પન્ન કરી તેથી લોકો તેને બ્રહ્મા કહેવા મંડ્યા અને આગળ ઉપર ઉત્પત્તિ કરનાર તરીકે છાપ ઠોકી બેસાડી.

(II) ૧૬ હજાર ગોપી છતા વિષ્ણુ બ્રહ્મચારી – ૧૬નો આંકડો વિસ્મૃતિનો છે, તે ૧૮ હજાર જાણજો, ગોપી એટલે ગોપન કરનાર, વશ કરનાર ગુણો તે શિલાંગરથધારા એટલે ૧૮ હજાર ગુણથી દોષોનો નાશ કરી ભગવાન જે થાય તેના મુનિ ભગવાન સમાન છે.

(III) શંકરનું ચિત્ર જુઓ – કંઠ અને છાતી ઉપર સર્પ, મોહનીય કર્મ તે સર્પ સમાન છે, તેને વશ કરનાર માથે ગંગાજળ તે ઉપશમ જળ એટલે સમતા રાખનાર, કેડે વાઘચર્મ તે પરાક્રમ સૂચક છે એટલે પરિષહ ઉપસર્ગમાં શૂરવીર, હાથમાં સંયમરૂપી દંડ કે જેના ઉપર જ્ઞાન દર્શન ચારિત્રરૂપી ત્રણ પાંખડીવાળું ત્રિશુળ કે જેનાથી કર્મ શત્રુનો નાશ કરનાર, સહાયમાં બળદ એટલે પોતાનું કામ પાર પાડી શકે એવું પંડિત વીર્ય જેનું સહાયક છે તેવા મુનિ ભગવાન સમાન છે અર્થાત ભગવાન સ્વરૂપે અથવા જરૂર ભગવાન થાય છે.

આવી રીતે અર્થસૂચક રૂપકમાંથી અનર્થપણું સમજી ભગવાનને ષિત બનાવવા, તેનું કારણુ અજ્ઞાનતા અને સંસારની આસક્તિ સમજવા.

(૪) તત્ત્વ નહિ સમજવાથી કપોલકલ્પિત શાસ્ત્રરચના :– દરેક દ્રવ્યમા ઉત્પાદ, વ્યય અને ધ્રુવતા એ ત્રણુ શક્તિ છે, દ્રવ્યના પર્યાયોનો ઉત્પાદ અને વ્યય થાય છે અને દ્રવ્ય સત્તા કાયમ રહે છે જ્યારે નવો પર્યાય (નવી અવસ્થા) ઉપજે છે ત્યારે જુની અવસ્થા નાશ પામે છે અને મૂળ દ્રવ્ય કાયમ રહે છે

આ દ્રવ્યની શક્તિઓ સાથે પાંચ સમવાય સહચારી રહે છે તે પુરુષાર્થ, પૂર્વકર્મ, કાળ, સ્વભાવ અને નિયતિ તેમાં વળી પુરુષાર્થ ઉપાદાન કારણુ બને અને પૂર્વકર્મ નિમિત્ત કારણુ બને તેમા વળી વ્યવહાર અને નિશ્ચય ભેદોની સમજથી ચિત્ર વિચિત્ર પ્રકારની રચના દેખાય

આ બધું તત્ત્વજ્ઞાન ન સમજી શકવાથી અને મોટાઇનું પદ સાચવી રાખવા માટે કલ્પિત શાસ્ત્રરચના થઇ કે જેમા **ઉત્પાદ શક્તિને બ્રહ્મા** બનાવ્યા **વ્યય શક્તિને રૂદ્ર** (શંકર) બનાવ્યા, **ધ્રુવ શક્તિને વિષ્ણુ** બનાવ્યા એમ કરીને પોતાનું ગાડુ ચલાવ્યે રાખ્યું; પણુ પોતાના અને પરના આત્માના કલ્યાણુનો નાશ કર્યો તે સમજણુમાં આવ્યુ નહીં

(૫) શાસ્ત્રોમાં લોકવાયકા પ્રમાણે વારવાર ફેરબદલી.

અસંખ્યાત વર્ષ પહેલાં પોતનપુર નગરમા રિપુમર્દન નામે રાજા હતો તેને મૃગાવતી નામની એક પુત્રી હતી, તેના રૂપમાં મોહિત થવાથી સભાને છેતરીને તે તેણીની સાથે પરણ્યો એટલે પોતાની પ્રજાનો પતિ થવાથી લોકો તેને પ્રજાપતિ કહેવા મંડયા, તેનો પુત્ર ત્રિપષ્ટ વાસુદેવ થયો તે ત્રણુ ખંડનો રાજા થયો એટલે અવગુણુને લોકો ધીમે ધીમે ગુણુ તરીકે બેસાડવા લાગ્યા.

ઘણા કાળ પછી વાત ભૂલાઈ ગઈ અને આભાસ રૂપે લોકવાયકા ચાલી ત્યારે કોઈ ન મળવાથી પ્રજાપતિ રાજાને બ્રહ્મા તરીકે માનવા મંડ્યા, ત્યાર બાદ ઘણા કાળે ઋષભદેવજીને બ્રહ્મા બનાવ્યા. જો કે ઋષભદેવજી તે પહેલા અસંખ્યાત વર્ષે થયા હતા પણ પ્રજાપતિ રાજાનું કલંક પણ સાથે આવ્યું

બીજી રીતે જોતાં બ્રહ્મ એટલે આત્મા, તેને જાણે તે બ્રહ્મા. આત્માને જ્ઞાન અને દર્શન સ્વરૂપવાળી ચેતનાથી જાણવામાં આવે ત્યારે અત્યંત આત્મિક સુખ ઉપજે છે હવે ચેતના વ્યાકરણના નિયમ પ્રમાણે નારી જાતિમાં જાય અને આત્મા નર જાતિમાં જાય. ચેતના આત્માનો ગુણ હોવાથી આત્મામાંથીજ ઉપજે એટલે તે આત્માની પ્રજા થઈ, આત્મા ચેતનામાં લીન થઈ જાય અને સુખ ભોગવે એટલે આત્મા પોતાની પ્રજાનો પતિ થયો એટલે બ્રહ્માએ પોતાની પુત્રી ભોગવી એમ થયું

આવી રીતે અર્થનો અનર્થ, ખોટી લોકવાયકા, વસ્તુની અણસમજ વગેરે કારણોથી ભગવાનને લોકોએ દોષિત બનાવ્યા અને પોતાનો કક્કો ચલાવવા ખોટી શાસ્ત્રરચના કરી. આ વિક્ષેપની કથાથી દોષિત વ્યક્તિઓને ભગવાન ગણવા નહિ એમ નિરાકરણ કરવામાં આવે છે વસ્તુ સ્વરૂપ સમજવા માટે તદ્ વિરોધી અથવા બીજી વસ્તુઓમાંથી તે વસ્તુની તારવણી કરવી જોઈએ. આક્ષેપની કથામાં વસ્તુનું સ્વરૂપ આવે અને વિક્ષેપની કથાથી તે વસ્તુને બીજી વસ્તુમાંથી તારવી લેવી જોઈએ

૩ સંવેગીની કથા — સમ્ = સમ્યક્ પ્રકારનો = શુદ્ધ વેગ = ગતિ એટલે અનાદિ કાળનો સંસારી માર્ગ, તે ઉલ્ટો માર્ગ, તેથી વિરૂદ્ધ માર્ગ તે શુદ્ધ માર્ગ તે મોક્ષ માર્ગ તેની કથા એવી છે કે પરમેશ્વરની આજ્ઞા તે મોક્ષ માર્ગ છે

પરમેશ્વરની ભક્તિ અને આજ્ઞાનું પાલન તે મોક્ષ માર્ગ માટે જ છે અને પરમેશ્વર પોતે મોક્ષ માર્ગમાં ટોચ ઉપર છે એમ સમજવું.

એટલે કે સાકાર ભગવાન મોક્ષ જવાની તૈયારીમાં છે અને નિરાકાર ભગવાનનો મોક્ષ થઇ ગયો છે અને નિરંજન નિરાકારપણે સિદ્ધ ક્ષેત્રમાં બિરાજે છે

અહીં કહેવાનું તાત્પર્ય એ છે કે સંસારના ઇંદ્રિયોના પૌદ્ગલિક સુખો માટે પરમેશ્વરની ભકિત કરવાની નથી પણ મોક્ષના સુખ માટે પરમેશ્વરની ભકિત કરવાની છે અને સંવેગ રસ્તે જવાનું છે અને ભગવાન સંસારનું કોઇ પણ કામ કરતા નથી અને તેમાં મદદ કરતા નથી અને **જે દેવો સંસારીક કામમાં મદદ કરે છે તે ભગવાન નથી** એમ સાબિત થાય છે

દુશ્મનોથી રક્ષણ કરવું, દુશ્મનનો નાશ કરવો, ખાવા પીવાની વગેરે સંસારી સુખોની સામગ્રી આપવી તે ભગવાનનું કામ નથી. કારણ કે ભગવાનને સર્વ જીવો સરખા છે કોઇ મિત્ર નથી, કોઇ શત્રુ નથી, અને જીવના ખરા દુશ્મન જે ઘાતિ કર્મ છે તેનો ભગવાને નાશ કર્યો છે એટલે મિત્ર ભાવ કે દુશ્મન ભાવ ભગવાનમા નથી સંવેગ માર્ગ તે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ જ છે.

**૪. નિર્વેગની કથા** :– અહીં સંસાર માર્ગ તે ૧૮ પાપસ્થાન, પાચ આસ્રવ અને તેના ૫૭ હેતુ તેમાથી હઠવાનો, પાછા ફરવાનો, તેમાથી નિવૃત્ત થવાનો માર્ગ તે નિર્વેગ છે ભગવાન સંસાર માર્ગમાથી સંપૂર્ણ રીતે નિવૃત્ત થયા છે. તેમનો ઉપદેશ પણ આ માર્ગમાથી નિવૃત્તિ મેળવવાનો છે અને જેઓ આ સંસાર માર્ગમાં છે તેઓ ભગવાન નથી એટલે જે લડાઇઓ લડે છે, રાજ ભોગવે છે, જીવોને દુશ્મન ગણી તેમના પ્રાણો હણે છે તે પરમેશ્વર નથી એમ સાબિત થાય છે

આ ચાર પ્રકારની કથાથી પરમેશ્વરનું સ્વરૂપ બતાવી પરમેશ્વરની કથાની અહી સમાપ્તિ કરવામાં આવે છે જે ભવ્ય જીવોને અનંત આત્મિક સુખની ઇચ્છા થાય, તેઓએ પરમેશ્વરનું યથાતથ્ય સ્વરૂપ

ઘણા કાળ પછી વાત ભૂલાઈ ગઈ અને આભાસ રૂપે લોકવાયકા આવી ત્યારે કેઈ ન મળવાથી પ્રજાપતિ શબ્દને બ્રહ્મા તરીકે માનવા મંડ્યા ત્યાર બાદ ઘણા કાળે ઋષભદેવજીને બ્રહ્મા બનાવ્યા જો કે ઋષભદેવજી તે પહેલાં અસંખ્યાત વર્ષે થયા હતા પણ પ્રજાપતિ શબ્દનું કહેક પણ સાથે આવ્યું

બીજી રીતે જોતાં બ્રહ્મા એટલે આત્મા, તેને જાણે તે બ્રહ્મ. આત્માને જ્ઞાન અને દર્શન સ્વરૂપવાળી ચેતનાથી જાણવામાં આવે ત્યારે અત્યંત આત્મિક સુખ ઉપજે છે હવે ચેતના વ્યાકરણના નિયમ પ્રમાણે નારી જાતિમાં જાય અને આત્મા નર જાતિમા જાય. ચેતના આત્માનો ગુણ હોવાથી આત્મામાંથીજ ઉપજે એટલે તે આત્માની પ્રજા થઈ, આત્મા ચેતનામા લીન થઈ જાય અને સુખ ભોગવે એટલે **આત્મા પોતાની પ્રજાનો પતિ થયો એટલે** બ્રહ્માએ પોતાની પુત્રી ભોગવી એમ થયું

આવી રીતે અર્થનો અનર્થ, ખોટી લોકવાયકા, તત્ત્વની અણુસમજ વગેરે કારણોથી ભગવાનને લોકોએ દોષિત બનાવ્યા અને પોતાનો કક્કો ચલાવવા ખોટી શાસ્ત્રરચના કરી. આ વિક્ષેપની કથાથી દોષિત વ્યક્તિઓને ભગવાન ગણવા નહિ એમ નિરાકરણ કરવામાં આવે છે વસ્તુ સ્વરૂપ સમજવા માટે તદ્ વિરોધી અથવા બીજી વસ્તુઓમાથી તે વસ્તુની તારવણી કરવી જોઈએ. આક્ષેપની કથામાં વસ્તુનું સ્વરૂપ આવે અને વિક્ષેપની કથાથી તે વસ્તુને બીજી વસ્તુમાંથી તારવી લેવી જોઈએ.

૩ સંવેગીની કથા — સમ્ = સમ્યક્ પ્રકારનો = શુદ્ધ વેગ = ગતિ એટલે અનાદિ કાળનો સંસારી માર્ગ, તે ઉલટો માર્ગ, તેથી વિરૂદ્ધ માર્ગ તે શુદ્ધ માર્ગ તે મોક્ષ માર્ગ તેની કથા એવી છે કે પરમેશ્વરની આજ્ઞા તે મોક્ષ માર્ગ છે

પરમેશ્વરની ભક્તિ અને આજ્ઞાનુ પાલન તે મોક્ષ માર્ગ માટે જ છે અને પરમેશ્વર પોતે મોક્ષ માર્ગમાં ટોચ ઉપર છે એમ સમજવું

# પ રો પ કા ર

*

અર્થ:— પર + ઉપ = સમક્ષ (આત્મ સમક્ષ) + કાર = કરવાનું કામ, એટલે બીજાને પોતાની યોગ્યતા પ્રમાણે પોતાના સરખી કરવાની ક્રિયા તે પરોપકાર પોતાના સરખો કરવો તેનો ભાવ એવો છે કે પોતે જે સુખ ભોગવે છે તેવા સુખમાં લાવવો સુખમાં લાવવાથી તેનું દુ:ખ નાશ પામે છે, એટલે દુ ખમાથી મુકત કરી સુખમાં લાવવો

સુખ બે પ્રકારનાં છે, સંસારી (પૌદ્‌ગલિક) અને આધ્યાત્મિક (આત્મિક). વળી તે બે પ્રકારના છે અનિત્ય (ટૂંક મુદત માટે) અને નિત્ય (કાયમને માટે), એટલે ટૂંક મુદત માટે અથવા કાયમને માટે સાંસારિક અથવા આત્મિક સુખમાં બીજાને દાખલ કરવો તે પર-ઉપકાર

સ સારી વસ્તુઓ તે જમીન, ઘરબાર, ધન, ધાન્ય, સેવા કરનાર મનુષ્યો અને ગાય-ભેસ વગેરે પશુઓ. સોનુ, રૂપું અને પરચુરણ ચીજો અથવા તો અન્ન, પાણી, જગ્યા, પથારી, વસ્ત્ર, પાત્ર વગેરે આપવાથી તથા વચનથી શાતિ આપવાથી, કાયાથી સેવા કરવાથી તથા મનથી ભલું જાણવાથી ‘સંસારી પરોપકાર’ થાય

તેમા નવ જાતના પરિગ્રહ આપવાથી જેટલે દરજ્જે બીજાને સુખ થાય તેટલે દરજ્જે પુણ્ય બ ધ થાય અને જેટલે દરજ્જે જીવ-હિંસા થાય તેટલે દરજ્જે પાપનો બ ધ થાય અને નવ પ્રકારના પુણ્ય કરવાથી સુપાત્ર હોય કે કુપાત્ર હોય તે પ્રમાણે સ વર, નિર્જરા, પુણ્ય બંધ અને પાપ બંધ થાય એટલે સ વર નિર્જરાના કામીને આપ-વાથી આપનારને સ વર અને નિર્જરા મુખ્યતાથી થાય અને ગૌણતાથી પુણ્ય બંધ થાય અને દાન ખાઇને પાપ કરનારને આપવાથી મુખ્ય-

સમજવું અને પરમેશ્વરની આજ્ઞામાં રહેવાનો પ્રયત્ન કરવો અને આ પરમેશ્વરની કથાનો પ્રચાર કરવો.

મિથ્યાત્વીઓમાં ચિત્ર વિચિત્ર રીતે પરમેશ્વરની કથા પ્રચલિત છે તેમાં ભગવાન ઉપર દોષો નાખવામા આવે છે. ભગવાનને ન ખપે તેવી પૌદ્ગલિક વસ્તુઓ ધરવાના કાર્યો ચાલે છે પણ તે બિચારા સમજતા નથી કે તેથી ભગવાનની અશાતના થાય છે અને તે તેઓ અજ્ઞાનથી આવું છે પણ રાગદ્વેષનો અભાવ હોવાથી તેમને અસર કરતા નથી પણ આશાતના કરનારા પોતેજ કર્મથી લેપાય છે અને તેનું ફળ ભોગવ્યા વગર છૂટકો નથી. પરમેશ્વર સંબંધી પ્રચલિત વિચારોમાંથી બચવા અને બચાવવા પરમેશ્વરની કથા અહીં કહી છે.



# પરોપકાર

*

અર્થ:— પર + ઉપ = સમક્ષ (આત્મ સમક્ષ) + કાર = કરવાનું કામ, એટલે બીજાને પોતાની યોગ્યતા પ્રમાણે પોતાના સરખી કરવાની ક્રિયા તે પરોપકાર પોતાના સરખો કરવો તેનો ભાવ એવો છે કે પોતે જે સુખ ભોગવે છે તેવા સુખમાં લાવવો સુખમાં લાવવાથી તેનું દુઃખ નાશ પામે છે, એટલે દુઃખમાથી મુકત કરી સુખમાં લાવવો

સુખ બે પ્રકારનાં છે, સંસારી (પૌદ્ગલિક) અને આધ્યાત્મિક (આત્મિક). વળી તે બે પ્રકારના છે અનિત્ય (ટૂંક મુદત માટે) અને નિત્ય (કાયમને માટે), એટલે ટૂંક મુદત માટે અથવા કાયમને માટે સાસારિક અથવા આત્મિક સુખમાં બીજાને દાખલ કરવો તે પર-ઉપકાર

સંસારી વસ્તુઓ તે જમીન, ઘરબાર, ધન, ધાન્ય, સેવા કરનાર મનુષ્યો અને ગાય-ભેસ વગેરે પશુઓ. સોનું, રૂપું અને પરચુરણ ચીજો અથવા તો અન્ન, પાણી, જગ્યા, પથારી, વસ્ત્ર, પાત્ર વગેરે આપવાથી તથા વચનથી શાતિ આપવાથી, કાયાથી સેવા કરવાથી તથા મનથી ભલું જાણવાથી 'સંસારી પરોપકાર' થાય

તેમા નવ જાતના પરિગ્રહ આપવાથી જેટલે દરજ્જે બીજાને સુખ થાય તેટલે દરજ્જે પુણ્ય બધ થાય અને જેટલે દરજ્જે જીવ-હિંસા થાય તેટલે દરજ્જે પાપનો બધ થાય અને નવ પ્રકારના પુણ્ય કરવાથી સુપાત્ર હોય કે કુપાત્ર હોય તે પ્રમાણે સંવર, નિર્જરા, પુણ્ય બધ અને પાપ બંધ થાય એટલે સવર નિર્જરાના કામીને આપ-વાથી આપનારને સવર અને નિર્જરા મુખ્યતાથી થાય અને ગૌણતાથી પુણ્ય બંધ થાય અને દાન ખાઈને પાપ કરનારને આપવાથી મુખ્ય-

તાથી પાપનો બંધ આપનારને પડે અને ઓછુતાથી નજીવો પુણ્ય બંધ થાય તે બન્નેનું ફળ આપનારને કર્મ વિપાક વખતે ભોગવવું પડે.

પોતાની યોગ્યતા પ્રમાણે બીજાને પરોપકાર કરવાનો અર્થ એવો છે કે પોતે જે ગુણસ્થાનમાં હોય તે ગુણસ્થાનની યોગ્યતા પ્રમાણે પરોપકાર કરે. જે સંવર નિર્જરાનો જ કામી હોય તે સંવર નિર્જરાનું જ પરોપકારી કાર્ય કરે અને સંસારનો કામી હોય તે પૌદ્‌ગલિક ઉપકાર કરે. પોતે જેટલે દરજ્જે પૌદ્‌ગલિક સુખ ભોગવતો હોય અને બાકી બધી વસ્તુઓનો ત્યાગ હોય તો પોતાની છૂટની વસ્તુથી જ પરોપકાર કરે.

પોતાથી વધારે ગુણવાન હોય તેના ઉપર પરોપકાર કરવાથી લાભ વધારે છે. પોતાથી ઓછા ગુણવાળો દુઃખી હોય તો અનુકંપાથી પરોપકાર કરી તેને ગુણવાળો બનાવી શકાય.

આધ્યાત્મિક ઉપકાર સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર તથા તપમાં જોડવાથી થાય છે. જે ૫ મહાવ્રતધારી ત્યાગી સાધુ છે તે સંવર નિર્જરાના જ કામી હોઈને પોતાના જેવા જ સાધુ હોય તેના ઉપર યોગ્ય વખતે અને યોગ્ય વિધિ-મર્યાદા અને ઉપલબ્ધિ પ્રમાણે નવ પ્રકારના પુણ્યના ઉપકારથી તેના સંવર નિર્જરાના કાર્યમાં વૃદ્ધિ કરીને પરોપકાર કરે અને તે સિવાયના લોકોને (ગૃહસ્થોને) સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપમાં જોડીને આત્મિક સુખમાં લાવવાનો ઉપકાર કરે.

જે સાધુ બીજાને પૌદ્‌ગલિક સુખોમાં જોડવાનો ઉપકાર કરે તે આત્મિક સુખના હેતુમાંથી ભ્રષ્ટ થાય છે, જો કે તેના પરોપકારની રીત પ્રમાણે પુણ્ય તથા પાપ-કર્મનો બંધ થાય પણ તેથી સંસાર ઘટતો નથી. સંસાર ઘટાડવાના અને આત્મિક સુખ અને નિત્ય સુખ લાવવાના હેતુઓ સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ જ છે કે જેથી સંવર અને નિર્જરા થાય અને છેવટ મોક્ષ થાય અને નિરંતર થઈ

નિરાલંબનવાળું અનંત આત્મિક સુખ પ્રાપ્ત થાય અને કાયમને માટે સર્વ દુઃખોનો અંત આવે. આ છે શુદ્ધ વાસ્તવિક ઉપકાર

**ગૃહસ્થો માટે પણ વાસ્તવિક ઉપકાર કરવાની એવી રીત છે કે આત્મિક સુખમાં લાવવાના હેતુથી પુદ્ગલિક દુઃખોમાંથી બીજાને મુક્ત કરવા એ જ ખરો ઉપકાર ગણાય**

અહીં પરોપકારનો વિષય ગ્રહણ કરવાનો હેતુ એ છે કે-કેટલાક લોકો પરોપકારનો અર્થ પુદ્ગલિક પરોપકારમા જ માને છે અને પરોપકારનુ વચન આગળ લાવીને પોતાની અભ્યતરની ઇચ્છા સાધવાનું જ કાર્ય કરે છે એટલે પરોપકારને બહાને પોતાને મારી ખાવાનું મળે, પોતાની આબરૂ વધે તેથી વધારે કમાવાની તક મળે અથવા તો પ્રખ્યાત થવાની આકાક્ષા હોય, પ્રખ્યાત થઇને પૂજાવાની અથવા મિથ્યા ભગવાન ગણાવાની મહત્ત્વાકાક્ષા કોઇ પચ મહાવ્રતધારી સાધુને પણ થવા સભવ છે ત્યારથી તેનું પતન થાય છે, માટે પરોપકાર કરવામા સાધુએ કેવી રીતે સાવધાની રાખવી જોઇએ તે અત્રે બતાવ્યું છે.

**હવે પરોપકારને અનેક દૃષ્ટિએ તપાસીએ :-**

**નિક્ષેપામાં પરોપકાર :-**

(૧) પરોપકાર એવી **નામ** સંજ્ઞા તો હોય છે પણ પરોપકાર એવો શબ્દ આગળ ધરીને પોતાનો પુદ્ગલિક અર્થ સાધવો તે નામ માત્ર પરોપકાર છે

(૨) **સ્થાપના પરોપકાર**:- પરોપકાર એવા અક્ષરોની સ્થાપના હોય છે. કોઈ જીવ કે અજીવ પરોપકારરૂપે સ્થાપનાનો પ્રચાર પ્રચલિત નથી દાનના ક્ષેત્રોની સ્થાપના હોય છે પણ તે સ્થાપના નિક્ષેપમાં આવતા નથી

(૩) **દ્રવ્ય પરોપકાર** .- તેના બે ભેદ '- (૧) આગમથી દ્રવ્ય પરોપકાર-શૂન્ય ઉપયોગથી પરોપકાર દર્શક શાસ્ત્રનો અભ્યાસ. (૨)

તાથી પાપનો બંધ આપનારને પડે અને ઓછુતાથી નઠોરો પુણ્ય બંધ થાય તે બન્નેનું ફળ આપનારને કર્મ વિપાક વખતે ભોગવવું પડે.

પોતાની યોગ્યતા પ્રમાણે બીજાને પરોપકાર કરવાનો અર્થ એવો છે કે પોતે જે ગુણસ્થાનમાં હોય તે ગુણસ્થાનની યોગ્યતા પ્રમાણે પરોપકાર કરે. જે સંવર નિર્જરાનો જ કામી હોય તે સંવર નિર્જરાનું જ પરોપકારી કાર્ય કરે અને સંસારનો કામી હોય તે પૌદ્ગલિક ઉપકાર કરે. પોતે જેટલે દરજ્જે પૌદ્ગલિક સુખ ભોગવતો હોય અને બાકી બધી વસ્તુઓનો ત્યાગ હોય તો પોતાની છૂટની વસ્તુથી જ પરોપકાર કરે.

પોતાથી વધારે ગુણવાન હોય તેના ઉપર પરોપકાર કરવાથી લાભ વધારે છે પોતાથી ઓછા ગુણવાળો દુઃખી હોય તો અનુકંપાથી પરોપકાર કરી તેને ગુણવાળો બનાવી શકાય.

આધ્યાત્મિક ઉપકાર સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર તથા તપમાં જોડવાથી થાય છે જે પંચમહાવ્રતધારી ત્યાગી સાધુ છે તે સંવર નિર્જરાના જ કામી હોઈને પોતાના જેવા જ જે હોય તેના ઉપર યોગ્ય વખતે અને યોગ્ય વિધિ-મર્યાદા અને ઉપલબ્ધિ પ્રમાણે નવ પ્રકારના પુણ્યના ઉપકરણથી તેના સંવર નિર્જરાના કાર્યમા વૃદ્ધિ કરીને પરોપકાર કરે અને તે સિવાયના લોકોને (ગૃહસ્થોને) સમ્યગ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપમાં જોડીને આત્મિક સુખમા લાવવાનો ઉપકાર કરે.

જે સાધુ બીજાને પૌદ્ગલિક સુખોમાં જોડવાનો ઉપકાર કરે તે આત્મિક સુખના હેતુમાથી બાદ થાય છે, જો કે તેના પરોપકારની રીત પ્રમાણે પુણ્ય તથા પાપ-કર્મનો બંધ થાય પણ તેથી સંસાર ઘટતો નથી. સંસાર ઘટાડવાના અને આત્મિક સુખ અને નિત્ય સુખ લાવવાના હેતુઓ સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ જ છે કે જેથી સંવર અને નિર્જરા થાય અને છેવટ મોક્ષ થાય અને નિરંતર સુખ

જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપથી જે વખતે શુદ્ધિ કરવામાં આવતી હોય તે વખતે પર–ઉપકાર.

**૭. એવંભૂત નયનો પરોપકાર :–** શુદ્ધ આત્મભાવમાં વર્તતો જીવ.

**વ્યવહારથી પરોપકાર :–** દુઃખમાંથી મુક્ત કરી પુદ્‌ગલિક સહાય આપવી તે

**નિશ્ચયથી પરોપકાર :–** જ્ઞાન, દર્શન, ચારિત્ર તપરૂપી મોક્ષ માર્ગમાં બીજાને જોડીને અનંત આત્મિક સુખ મેળવવામાં સહાય કરવી તે.

**સામાન્ય પરોપકાર :–** અનિત્ય ટૂંક મુદ્દત માટે સુખ આપવું તે.

**વિશેષ પરોપકાર :–** કાયમનુ સુખ આપવું તે.

**દ્રવ્યથી ઉપકાર :–** ઉપકરણો વગેરે દ્રવ્ય વસ્તુથી ઉપકાર કરવો તે.

**ક્ષેત્રથી ઉપકાર :–** યોગ્ય સ્થાન આપવું તે

**કાળથી ઉપકાર :–** જે કાળે ઉપકાર થતો હોય તે કાળ.

**ભાવથી પરોપકાર .–** પરોપકારના ભાવ પ્રવર્તતા હોય તે. અથવા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને અનુસરીને સ્વ–પર ની યોગ્યતા પ્રમાણે જે પરોપકાર થાય તે

**આગમ–પ્રમાણે પરોપકાર .–**પુદ્‌ગલિક પરોપકારની અપેક્ષાએ નવ પ્રકારના પુણ્યના કાર્યથી પુણ્ય–બંધ થાય. પુણ્યનો નિષેધ નથી તેમ જ ધર્મસ્વરૂપે આગ્રહ નથી એટલે કે જ્યાં પુણ્યની સાથે પાપ–બંધ થાય છે ત્યા ત્યાગીએ મૌન રહેવું અને ગૃહસ્થો પોતાના નિયમની મર્યાદામા રહીને પરોપકાર કરી શકે.

સુપાત્રદાનનો હેતુ સંયમ નિર્જરા છે બીજાને મોક્ષમાર્ગમાં જોડીને તેના આત્માનું કલ્યાણ કરવું તે વાસ્તવિક પરોપકાર છે

નો—આગમથી દ્રવ્ય પરોપકાર તેના ત્રણ ભેદ (I) જ્ઞ શરીર દ્રવ્ય પરોપકાર—પરોપકાર કરતી વખતે જેનું મૃત્યુ થયું તેનું મૃતક શરીર (II) ભવ્ય શરીર દ્રવ્ય પરોપકાર—એક જીવ કે જે ભવિષ્યમાં પરોપકાર કરશે પણ હાલમાં નથી કરતો (III) શરીર વ્યતિરિક્ત દ્રવ્ય પરોપકાર તેના ત્રણ ભેદ (અ) લૌકિકદ્રવ્ય પરોપકાર—તે સમસ્ત વ્યવહારને અનુલક્ષીને પરોપકારનું કાર્ય થાય તે. (બ) લોકોત્તર દ્રવ્ય પરોપકાર સાધુના વેશમાં રહીને સાંસારિક (પુદ્ગલિક) પરોપકાર કરવો તે અથવા સાંસારિક સુખ માટે પરોપકાર કરવો તે (ક) કુપ્રાવચન પરોપકારઃ— કપોલ કલ્પિત મિથ્યાત્વપૂર્વક અશુદ્ધ પરોપકારની રીતો જેમકે પિતૃપિંડ, શ્રાદ્ધ (કે જેમાં મિથ્યાત્વ ભાવના છે તે) બ્રાહ્મણને ગૌ વગેરે દાન. (૪) ભાવ પરોપકાર તેના બે ભેદઃ— (૧) આગમપૂર્વક પરોપકાર તે ઉપયોગ સહિત જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપનો અભ્યાસ અને વ્યાખ્યાન (૨) નો—આગમથી પરોપકાર તે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપમાં અથવા ભાવ પરોપકારમાં વર્તતો જીવ.

નયોમાં પરોપકાર –

૧. નિગમ નયનો પરોપકાર – કોઈ જીવ કોઈ બીજા જીવનું કોઈ પણ અંશથી મન, વચન કે કાયાથી ભલું કરે તે.

૨ સંગ્રહ નયનો પરોપકાર – પુદ્ગલિક કે આત્મિક પરોપકાર હોય, અનેક જાત-જાતના પરોપકારનાં કાર્યો હોય, તે બધાને એક પરોપકાર શબ્દથી સંબોધે.

૩ વ્યવહાર નયનો પરોપકાર – દુઃખમાંથી મુક્ત કરી પુદ્ગલિક સુખમાં બીજાને સ્થાપે.

૪ ઋજુસૂત્ર નયનો પરોપકાર – પરોપકારમાં ઉપયોગ હોય તે પરોપકાર.

૫ શબ્દ નયનો પરોપકાર – બીજાને આત્મ સમજ કરાવે, તેના આત્માનું ભાન કરાવવું.

૬ સમભિરૂઢ નયનો પરોપકાર – બીજાને આત્માની

જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપથી જે વખતે શુદ્ધિ કરવામાં આવતી હોય તે વખતે પર–ઉપકાર

૭. **એવભૂત નયનો પરોપકાર :–** શુદ્ધ આત્મભાવમાં વર્તતો જીવ.

**વ્યવહારથી પરોપકાર :–** દુઃખમાંથી મુક્ત કરી પુદ્ગલિક સહાય આપવી તે

**નિશ્ચયથી પરોપકાર :–** જ્ઞાન, દર્શન, ચારિત્ર તપરૂપી મોક્ષ માર્ગમાં બીજાને જોડીને અનંત આત્મિક સુખ મેળવવામાં સહાય કરવી તે.

**સામાન્ય પરોપકાર :–** અનિત્ય ટૂંક મુદત માટે સુખ આપવું તે.

**વિશેષ પરોપકાર :–** કાયમનું સુખ આપવું તે.

**દ્રવ્યથી ઉપકાર :–** ઉપકરણો વગેરે દ્રવ્ય વસ્તુથી ઉપકાર કરવો તે.

**ક્ષેત્રથી ઉપકાર :–** યોગ્ય સ્થાન આપવું તે.

**કાળથી ઉપકાર :–** જે કાળે ઉપકાર થતો હોય તે કાળ.

**ભાવથી પરોપકાર :–** પરોપકારના ભાવ પ્રવર્તતા હોય તે. અથવા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને અનુસરીને સ્વ–પર ની યોગ્યતા પ્રમાણે જે પરોપકાર થાય તે

**આગમ–પ્રમાણે પરોપકાર .–**પુદ્ગલિક પરોપકારની અપેક્ષાએ નવ પ્રકારના પુણ્યના કાર્યથી પુણ્ય–બંધ થાય. પુણ્યનો નિષેધ નથી તેમ જ ધર્મસ્વરૂપે આગ્રહ નથી એટલે કે જ્યાં પુણ્યની સાથે પાપ–બંધ થાય છે ત્યા ત્યાગીએ મૌન રહેવું અને ગૃહસ્થો પોતાના નિયમની મર્યાદામાં રહીને પરોપકાર કરી શકે.

સુપાત્રદાનનો હેતુ સંયમ નિર્જરા છે બીજાને મોક્ષમાર્ગમાં જોડીને તેના આત્માનું કલ્યાણ કરવું તે વાસ્તવિક પરોપકાર છે.

**પ્રત્યક્ષ પ્રમાણુ પરોપકાર** :–બીજા ઉપર ઉપકાર કરવાથી પોતાને પ્રત્યક્ષ સુખના અનુભવ થાય છે અને બીજો દુઃખમાંથી સુખ પામે છે તે પ્રત્યક્ષ દેખાય છે

**અનુમાન પ્રમાણુ પરોપકાર** –જેમ પોતે પોતાના સુખનો અનુભવ કરી શકે છે તેમ બીજા ઉપર ઉપકાર કરવાથી તે જીવ તેના સુખનો અનુભવ કરી શકે છે એવું અનુમાનથી જાણી શકાય છે

**ઉપમા-પ્રમાણુ પરોપકાર** –પુદ્ગલિક પરોપકારને ઉપકારના પ્રમાણમાં ઉપમા આપી શકાય પણ આત્મિક સુખમાં લાવવાનો જે પરોપકાર થાય છે તેને માટે કોઈ ઉપમા નથી માટે તે શ્રેષ્ઠ છે

આ ઉપરથી સમજાશે કે મિથ્યાત્વીનો પરોપકાર, સમકિતીનો પરોપકાર, વ્રતધારી શ્રાવકનો પરોપકાર અને સાધુનો પરોપકાર, આ બધા પરોપકારમાં ભિન્નતા છે માટે સૌ સૌની યોગ્યતા પ્રમાણે તેમ જ બીજાની યોગ્યતા પ્રમાણે, સ્વ–પરના નિરંતરના કલ્યાણ માટે યથાયોગ્ય પરોપકાર કરવો.

**સર્વ ભવ્ય જીવો અનંત આત્મિક સુખમાં લીન થાઓ! એવી ભાવના એક ઉત્તમ પ્રકારનો પરોપકાર છે**



# બ્રહ્મા વિષ્ણુ અને શંકર.

કેટલાક દાર્શનિકો એમ માને છે કે બ્રહ્મા સૃષ્ટિને ઉત્પન્ન કરે છે, શંકર તેનો નાશ કરે છે અને વિષ્ણુ તેનું રક્ષણ કરે છે પણ તે બ્રહ્મા, શકર અને વિષ્ણુ કોણ છે તે જાણતા નથી કોઇ તેમને પ્રાણ શકિત કે ભગવાન માને છે કોઇ તેમને એકમાં અંતર્ગત ત્રણ શકિત કે ભગવાન માને છે એટલે કે ત્રણને એક રૂપે માને છે. વળી કોઇ એક ભગવાન માને છે અને કોઇ ત્રણ ભગવાન માને છે

જ્યારે પૂછવામા આવે કે સૃષ્ટિ કયારે, કેવી રીતે, કયાથી, કઇ વસ્તુમાથી ઉત્પન્ન કરી ? અને ઉત્પન્ન કર્યા પહેલા શુ હતું ? ભગવાન કયા રહેતા હતા ? વગેરે, તો તેનો કોઇ યુકિતસર, અવિરોધ-પણે ઉત્તર આપી શકતુ નથી વળી આવી માન્યતાવાળા માણસો ભગવાનની ભકિત કરીને સર્વ પ્રકારના પાપની છુટ લઇ લે છે, અને બધું ભગવાન ઉપર ઢાળી દઇ આત્માની શુદ્ધ શકિતઓને ફોરવતા નથી અને મોજ મજામા લીન રહે છે પણ તેથી પોતે પોતાના આત્માને જ છેતરે છે

ભગવાનને તેમના કર્મો પ્રત્યે કાઇ લેવા દેવા નથી તે વાતનુ અત્રે ખાસ વિવેચન કરવાનું નથી પરતુ આ ત્રણ શકિતઓ શું છે તે જાણવી જોઇએ તે ત્રણ શકિત સંબધી અજ્ઞાનતાથી ઉત્પન્ન થતી ભ્રમણાને લઇને ખોટા વાદ–વિવાદ ચાલે છે

દરેક દ્રવ્ય જીવ હોય કે અજીવ હોય, રૂપી હોય કે અરૂપી હોય પરતુ તેનામા ત્રણ શકિતઓ સ્વાભાવિક રીતે હોય છે, તે ઉત્પાદ (ઉત્પત્તિ), વ્યય (નાશ) અને ધ્રુવતા (કાયમપણુ)

દ્રવ્ય કાયમ રહે છે અને તેની અવસ્થા બદલાયા કરે છે. તે અવસ્થાઓને પર્યાયો કહે છે દ્રવ્યની જે નવી અવસ્થા થાય છે તે

ઉત્પાદ છે તેવી અવસ્થા થાય તેની સાથે જુની અવસ્થાનો નાશ થાય તે વ્યય છે પરતુ નવી જુની અવસ્થામાં દ્રવ્ય હંમેશાં કાયમ રહે છે તેથી દ્રવ્યની ઉત્પાદ શકિત તે બ્રહ્મા; વ્યય શકિત તે શંકર ધ્રુવ શકિત તે વિષ્ણુ આ વસ્તુ ન સમજવાથી તત્ત્વજ્ઞાનની ભ્રમણા હંમેશાં રહ્યા કરે છે

તીર્થંકરો ગણધરોને આ ત્રણ શકિત ઉત્પાદ, વ્યય અને ધ્રુવતા બતાવે છે તેના ઉપરથી ગણધરો મહાન વિશાળ સમુદ્રની ઉપમાથી પણ વધારે સૂત્રજ્ઞાનની રચના કરે છે કારણ કે દરેક દ્રવ્ય અનત ગુણ પર્યાયોવાળા હોય છે અને આવા દ્રવ્યોમા જીવ અને પુદ્ગલો અનતાનત હોય છે અને તેમના પરસ્પર વ્યવહારથી અનત અનત જાણવાની વસ્તુઓ ઉત્પન્ન થાય છે

દરેક દ્રવ્યમાં અનત ગુણ હોય છે, દરેક ગુણમાં અનતાનત ગુણાંશ (ગુણના અવિભાગી પ્રતિચ્છેદો) હોય છે ગુણાંશોને લઈને દ્રવ્યમાં નાના પણુ, મોટાપણુ વિગેરે વિભાગો થાય છે તે બાર પ્રકારે થાય છે, છ પ્રકારે હાનિ અને છ પ્રકારે વૃદ્ધિ. સખ્યાત, અસખ્યાત અને અનત આ ત્રણ જાતની સખ્યાના ગુણાકાર કે ભાગાકાર કરવાથી છ ભેદ થાય. આવી છ પ્રકારની હાનિ કે વૃદ્ધિ એટલે ૬×૨ = ૧૨

દરેક દ્રવ્યમા ૬ સામાન્ય ગુણ હોય છે અસ્તિત્વ, દ્રવ્યત્વ, વસ્તુત્વ, અગુરુલઘુત્વ, પ્રમેયત્વ, પ્રદેશત્વ, તેમાં જે અગુરુ લઘુ છે તેના પરિણમનથી દ્રવ્યના ગુણાંશોમાં હાનિ વૃદ્ધિ થાય છે તેથી દ્રવ્યમાં સ્વપ્રત્યય ઉત્પાદ થાય છે જે સમયે ઉત્તર અવસ્થાનો ઉત્પાદ થાય છે તે જ સમયે પૂર્વ અવસ્થાનો વ્યય (નાશ) થાય છે અગુરુ લઘુ ગુણથી એક દ્રવ્ય, બીજા દ્રવ્ય રૂપ થતો નથી અને એક ગુણ કે શકિત બીજા ગુણ કે શકિત રૂપે બદલતી નથી

બીજા દ્રવ્યોના નિમિત્તથી, જે દ્રવ્યમાં ઉત્પાદ, વ્યય થાય છે તે પર–પ્રત્યય ઉત્પાદ, વ્યય, સમજવા.

એટલે કે દરેક દ્રવ્યોમાં પોતાના અગુરુ લઘુ ગુણથી સ્વપ્રત્યય ઉત્પાદ અને વ્યય થાય છે અને બીજા દ્રવ્યોના નિમિત્તથી પર

પ્રત્યય, ઉત્પાદ વ્યય થાય છે અને તે દરેક દ્રવ્ય તરીકે કાયમ રહે છે.

આવી રીતે અનંતાનંત દરેક જીવમાં સ્વ-પ્રત્યય ઉત્પાદ વ્યય થયા કરે છે અને દરેક જીવ દ્રવ્ય તરીકે કાયમ રહે છે અને સંસારી જીવો, કર્મ પુદ્ગળ (પર-દ્રવ્ય) ના નિમિત્તથી દેવ, મનુષ્ય, તિર્યંચ, નારકીના અનેક ભેદોમાં વ્યંજન પર્યાય ધારણ કરે છે. તેમ જ અર્થ પર્યાય તે વિભાવ ભાવો ધારણ કરે છે. **તેથી કોઇ કોઇને ઉત્પન્ન કરવાની બીજી કોઈ જરૂર રહેતી નથી.** ફક્ત જીવને એટલો જ પુરુષાર્થ કરવાનો છે કે વિભાવ ભાવ (પર દ્રવ્યના નિમિત્તથી ઉત્પન્ન થતા ભાવ)નો ત્યાગ કરી પોતાના શુદ્ધ ભાવમા રહેવું કે જેથી સંસારના દુ:ખોનો અંત આવે

આ વસ્તુ સમજવા માટે અજ્ઞાન રૂપી ઘોર અંધારૂં અને મમત્વ રૂપી બેહોશપણામા રાખનાર કેફ દૂર કરવાં જોઇએ. જેટલે દરજ્જે તે દૂર થાય તેટલે દરજ્જે પ્રકાશ અને હોશમા દાખલ થવાય અને જ્યારે સંપૂર્ણ જ્ઞાન અને નિર્મમત્વ પ્રગટ થાય ત્યારે સર્વ દુ:ખોનો અંત થાય આ **પર નિમિત્તથી થતાં ઉત્પાદ અને વ્યય બંધ થાય ત્યારે આત્મા-પરમાત્મા થઇ જાય;** પછી જન્મ, જરા, મરણ, રોગ પુનર્જન્મ કે શરીરની કોઇ પણ ઉપાધિ રહેતી નથી, કારણ કે નિરંજન નિરાકાર અશરીરી શુદ્ધ અવસ્થા પ્રાપ્ત થાય છે આ રીતે બ્રહ્મા, વિષ્ણુ અને શંકરનું સ્વરૂપ સમજવું જોઇએ.



ઉત્પાદ છે તેવી અવસ્થા થાય તેની સાથે જુની અવસ્થાનો નાશ થાય તે વ્યય છે પરંતુ નવી જુની અવસ્થામાં દ્રવ્ય હમેશા કાયમ રહે છે તેથી દ્રવ્યની ઉત્પાદ શક્તિ તે બ્રહ્મા; વ્યય શક્તિ તે શંકર; ધ્રુવ શક્તિ તે વિષ્ણુ આ વસ્તુ ન સમજવાથી તત્ત્વજ્ઞાનની ભ્રમણા હમેશાં રહ્યા કરે છે

તીર્થંકરો ગણધરોને આ ત્રણ શક્તિ ઉત્પાદ, વ્યય અને ધ્રુવતા બતાવે છે તેના ઉપરથી ગણધરો મહાન વિશાળ સમુદ્રની ઉપમાથી પણ વધારે સૂત્રજ્ઞાનની રચના કરે છે કારણ કે દરેક દ્રવ્ય અનંત ગુણ પર્યાયોવાળા હોય છે અને આવા દ્રવ્યોમાં જીવ અને પુદ્ગલો અનંતાનંત હોય છે અને તેમના પરસ્પર વ્યવહારથી અનંત અનંત જાણવાની વસ્તુઓ ઉત્પન્ન થાય છે

દરેક દ્રવ્યમાં અનંત ગુણ હોય છે, દરેક ગુણમાં અનંતાનંત ગુણાંશ (ગુણના અવિભાગી પ્રતિચ્છેદો) હોય છે ગુણાંશોને લઈને દ્રવ્યમાં નાના પણુ, મોટાપણુ વિગેરે વિભાગો થાય છે તે બાર પ્રકારે થાય છે, છ પ્રકારે હાનિ અને છ પ્રકારે વૃદ્ધિ સંખ્યાત, અસંખ્યાત અને અનંત આ ત્રણ જાતની સંખ્યાના ગુણાકાર કે ભાગાકાર કરવાથી છ ભેદ થાય. આવી છ પ્રકારની હાનિ કે વૃદ્ધિ એટલે ૬×૨ = ૧૨.

દરેક દ્રવ્યમાં ૬ સામાન્ય ગુણ હોય છે અસ્તિત્વ, દ્રવ્યત્વ, વસ્તુત્વ, અગુરુલઘુત્વ, પ્રમેયત્વ, પ્રદેશત્વ, તેમાં જે અગુરુ લઘુ છે તેના પરિણમનથી દ્રવ્યના ગુણાંશોમાં હાનિ વૃદ્ધિ થાય છે તેથી દ્રવ્યમાં સ્વપ્રત્યય ઉત્પાદ થાય છે જે સમયે ઉત્તર અવસ્થાનો ઉત્પાદ થાય છે તે જ સમયે પૂર્વ અવસ્થાનો વ્યય (નાશ) થાય છે અગુરુ લઘુ ગુણથી એક દ્રવ્ય, બીજા દ્રવ્ય રૂપ થતો નથી અને એક ગુણ કે શક્તિ બીજા ગુણ કે શક્તિ રૂપે બદલતી નથી.

બીજા દ્રવ્યોના નિમિત્તથી, જે દ્રવ્યમાં ઉત્પાદ, વ્યય થાય છે તે પર-પ્રત્યય ઉત્પાદ, વ્યય, સમજવા.

એટલે કે દરેક દ્રવ્યોમાં પોતાના અગુરુ લઘુ ગુણથી સ્વપ્રત્યય ઉત્પાદ અને વ્યય થાય છે અને બીજા દ્રવ્યોના નિમિત્તથી પર

આવે કે ન આવે પણ તેમાં પૂજા લાયક ગુણ ન હોય તેથી તેની પૂજા ત્યાગ કરવા લાયક છે. સ્થાપના પૂજા મૂર્તિપૂજા તરીકે પ્રખ્યાત છે, દુનિયાનો ઘણો ભાગ આમાં સહેલાઈથી સડોવાઈ જાય છે કારણ કે તેમા ઇદ્રિયોના વિષય અને કષાયો કે જેમાં અજ્ઞાની જીવો અનાદિ કાળથી ટેવાયેલા છે તેનું પોષણ મળે છે મૂર્તિપૂજામાં કેટલા અનર્થ થાય છે તે હવે જોઈએ મનુષ્યભક્ષી અનાર્યો પોતાના ઇષ્ટદેવની મૂર્તિ આગળ પોતાના શત્રુ તરીકે માનેલા મનુષ્યનો ભોગ આપે છે. માસભક્ષક અનાર્યો પોતાના ઇષ્ટદેવ-દેવીના મૂર્તિ આગળ પશુઓનો ભોગ આપે છે તેને યજ્ઞના નામે આરોપણ કરીને તેવા પ્રકારની અધાર્મિક વિધિ ગોઠવે છે અહી મુખ્ય હેતુ માંસ ખાવાનો હોય છે અને તે પણ ધર્મને નામે આ ધર્મ નથી પણ અધર્મ જ છે અને આવી પૂજા કરનારા, કરાવનારા અને તેવી પૂજાને ભલી જાણનારા નર્કગામી થાય છે કેટલાક લોકો જીવ અજીવનુ જાણપણુ નહીં હોવાથી મૂર્તિપૂજામા પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ એ છ જાતની કાયવાળા જીવોને હિંસા કરે છે. આમાં ધ્યેય પૂજાનુ છે પણ ખાસ જીવોને મારવાનુ નથી છતાં જીવોની હિંસા થાય છે તેથી હિંસક પૂજા ત્યાગ કરવા લાયક છે કેટલાક લોકો છકાયના જીવોને જાણવા છતા તેમની રક્ષાની ઉપેક્ષા કરીને સ્થાપના મૂર્તિ આગળ તેઓના કાર્યક્રમમાં છકાય જીવની હિંસા કરે છે અને એમ માને છે કે ધર્મની ખાતર થતી હિંસા તે હિંસા નથી પણ કુદરતના નિયમની વિરૂદ્ધ માન્યતા રાખવાથી કુદરતી રીતે કાર્ય અનુસાર જ કર્મબધ થાય છે તેના ફળમાથી ભોગવ્યા વગર છૂટકારો મળતો નથી, સ્થાપના પૂજાની મૂર્તિ અને તેને માટે મદિર બનાવવામા પણ છકાય જીવની હિંસા થાય છે અહીં જીવોની રક્ષાની ઉપેક્ષા થવાથી યતના થતી નથી તેથી શ્રેષ્ઠ ધર્મ પામવા માટે મૂર્તિપૂજા ત્યાગવા લાયક છે હવે મૂર્તિ આગળ જુદા જુદા ભોગો ધરવામા આવે છે પણ અજીવ મૂર્તિને ખાવાનું હોતું નથી તેમ જ અભોગી દેવ આગળ ભોગ ધરવા તે તો એક જાતની આત્મ વચનાવાળી મશ્કરી દેખાય છે. દાખલા તરીકે બ્રહ્મચારીને સ્રી આપવામા આવે તે ધર્મ કે મશ્કરી ? કોઈ શાકાહારીને

# પૂજા



પૂજા અને ભક્તિ એક અર્થવાચી શબ્દ છે પણ સાધારણ રીતે, દ્રવ્ય પૂજા અને મૂર્તિપૂજા, પૂજા તરીકે દેખાય છે અને ભક્તિ એ ભાવ પૂજામા જાય છે પૂજા શબ્દ એટલો બધો પ્રખ્યાત છે અને એટલી બધી વિચિત્ર જાતની પૂજાઓ ધર્મને નામે કરવામાં આવે છે કે ત્યા ધર્મનું નામ નિશાન જ ન હોય પણ ધર્મ અને પૂજાને નામે હિંસા, ઇંદ્રિય વિષય અને કષાયનું પોષણ થાય છે માટે પૂજાનું ખરૂ ખોટુ રહસ્ય જાણવું જરૂરી છે કે જેથી ખોટી પૂજાનો ત્યાગ કરીને ખરી પૂજાનું આલંબન લઇ શકાય એટલા માટે પૂજાને પહેલાં નિક્ષેપથી જોઇએ. નિક્ષેપનું એવું રહસ્ય છે કે દરેક જાતની ધાર્મિક, અધાર્મિક, આર્ય, અનાર્ય, અહિંસક–હિંસક વગેરે પૂજાનાં વિભાગ બતાવી પછી કઇ પૂજા આદરવા લાયક છે અને કઇ પૂજા ત્યાગ કરવા લાયક છે તે બતાવાય છે

૧. નામ પૂજા – કોઇ માણસનું નામ પૂજા ભાઇ હોય તો તે પૂજનીક નથી કારણ કે તેમા પૂજા કરવા યોગ્ય ગુણો નથી કોઇ માણસ કોઇ દેવ કે ગુરુનું ઇચ્છા વગર બળાત્કારે નામ લઇએ અથવા બળાત્કારે ટૂંક મુદત માટે કોઇ ધર્મ ઉપર–ઉપરથી નામ માત્રથી સ્વીકારે તેવા લોકોમા પૂજાનું ધ્યેય કે ગુણ નથી તેથી ત્યાગ કરવા લાયક છે ભાવવાચક કોઇ નામ કે શબ્દ હોય તેના શુદ્ધ ભાવની આરાધના માટે નામ સંજ્ઞા તરીકે કોઇ નામ બોલવામાં આવે તે આદરવા લાયક છે

૨. સ્થાપના પૂજા – કોઇ અજીવ અથવા ગુણ વગરના જીવની અમુક દેવ કે ગુરુ તરીકે સ્થાપના કરવામાં આવે તેનો આકાર ફોટા રૂપે કે મૂર્તિરૂપે હોય અને તે ફોટો કે મૂર્તિ અસલને મળતો

આવે કે ન આવે પણ તેમાં પૂજા લાયક ગુણ ન હોય તેથી તેની પૂજા ત્યાગ કરવા લાયક છે સ્થાપના પૂજા મૂર્તિપૂજા તરીકે પ્રખ્યાત છે, દુનિયાનો ઘણો ભાગ આમાં સહેલાઇથી સડોવાઇ જાય છે કારણ કે તેમા ઇંદ્રિયોના વિષય અને કષાયો કે જેમાં અજ્ઞાની જીવો અનાદિ કાળથી ટેવાયેલા છે તેનું પોષણ મળે છે મૂર્તિપૂજામાં કેટલા અનર્થ થાય છે તે હવે જોઈએ મનુષ્યભક્ષી અનાર્યો પોતાના ઇષ્ટદેવની મૂર્તિ આગળ પોતાના શત્રુ તરીકે માનેલા મનુષ્યનો ભોગ આપે છે માસભક્ષક અનાર્યો પોતાના ઇષ્ટદેવ-દેવીના મૂર્તિ આગળ પશુઓનો ભોગ આપે છે તેને યજ્ઞના નામે આરોપણ કરીને તેવા પ્રકારની અધાર્મિક વિધિ ગોઠવે છે અહી મુખ્ય હેતુ માસ ખાવાનો હોય છે અને તે પણ ધર્મને નામે આ ધર્મ નથી પણ અધર્મ જ છે અને આવી પૂજા કરનારા, કરાવનારા અને તેવી પૂજાને ભલી જાણનારા નર્કગામી થાય છે કેટલાક લોકો જીવ અજીવનુ જાણપણુ નહીં હોવાથી મૂર્તિપૂજામાં પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ એ છ જાતની કાયવાળા જીવોને હિંસા કરે છે. આમાં ધ્યેય પૂજાનું છે પણ ખાસ જીવોને મારવાનુ નથી છતા જીવોની હિંસા થાય છે તેથી હિંસક પૂજા ત્યાગ કરવા લાયક છે કેટલાક લોકો છકાયના જીવોને જાણવા છતા તેમની રક્ષાની ઉપેક્ષા કરીને સ્થાપના મૂર્તિ આગળ તેઓના કાર્યક્રમમા છકાય જીવની હિંસા કરે છે અને એમ માને છે કે ધર્મની ખાતર થતી હિંસા તે હિંસા નથી પણ કુદરતના નિયમની વિરૂદ્ધ માન્યતા રાખવાથી કુદરતી રીતે કાર્ય અનુસાર જ કર્મબધ થાય છે તેના ફળમાથી ભોગવ્યા વગર છૂટકારો મળતો નથી, સ્થાપના પૂજાની મૂર્તિ અને તેને માટે મદિર બનાવવામા પણ છકાય જીવની હિંસા થાય છે અહીં જીવોની રક્ષાની ઉપેક્ષા થવાથી યતના થતી નથી તેથી શ્રેષ્ઠ ધર્મ પામવા માટે મૂર્તિપૂજા ત્યાગવા લાયક છે હવે મૂર્તિ આગળ જુદા જુદા ભોગો ધરવામા આવે છે પણ અજીવ મૂર્તિને ખાવાનું હોતું નથી તેમ જ અભોગી દેવ આગળ ભોગ ધરવા તે તો એક જાતની આત્મ વચનાવાળી મશ્કરી દેખાય છે. દાખલા તરીકે બ્રહ્મચારીને સ્ત્રી આપવામા આવે તે ધર્મ કે મશ્કરી ? કોઈ શાકાહારીને

માંસ ધરવામાં આવે તે અતિથિ સેવા કે મશ્કરી ? આવી રીતે અજીવ અથવા પૃથ્વીકાયી મૂર્તિને કાનમાં મંત્ર મારીને ભગવાન બનાવવા તે પહેલા નંબરની આત્મ વંચના અને અયોગીની કલ્પના કરીને તે મૂર્તિને ભોગ ધરવા તે બીજી આત્મ-વંચના છે માટે શ્રેષ્ઠધર્મની આરાધનામાં મૂર્તિપૂજાને સ્થાન નથી

હવે આદરણીય સ્થાપના નિક્ષેપ બતાવવામાં આવે છે— (૧) કોઈ મહાન આચાર્ય કાળ કરી જાય કે માંદા હોય કે દેશાવર હોય તો કોઈ ગુણવાન સાધુમાંથી ટૂંક મુદત માટે કામ ચલાઉ આચાર્યની સ્થાપના કરવામાં આવે તો તે આદરવા લાયક છે કારણ કે કામચલાઉ આચાર્યનું જ કાર્ય સંભાળવાનું છે (૨) સર્વજ્ઞ ભગવાનના સ્વરૂપની માનસિક રચનામાં, મનોવર્ગણા અને આત્મપ્રદેશોમાં સર્વજ્ઞ ભગવાનના, સ્વરૂપની મનમાં સ્થાપના કરવામાં આવે છે જે ભાવ પૂજાનો વિષય છે તે સ્થાપના આદરણીય છે

૩ દ્રવ્ય પૂજા તેના બે ભેદ – (૧) આગમપૂર્વક દ્રવ્ય પૂજા (૨) નો આગમથી દ્રવ્ય પૂજા. આગમથી દ્રવ્ય પૂજા.– અહીં ઈષ્ટદેવ કે ગુરુની ઉપયોગ વગર ( શૂન્ય ચિત્તે ) વંદના, નમનાદિ થાય છે. વચનથી ગોખણપટ્ટીની રીતે ગુણાનુવાદ થાય છે અને કાયાથી ભાવ વગર નમસ્કારાદિ થાય છે પણ ધ્યાન શૂન્ય છે અથવા જ્યાં ત્યાં ફરે છે તો આ પૂજા આદરણીય નથી તેમ જ સર્વથા નિષેધ પણ કરી શકાય નહીં કારણ કે કોઈ વખતે આવી દ્રવ્યપૂજા ભાવપૂજાનું કારણરૂપ થાય છે અને દ્રવ્યપૂજા સાથે ઉપયોગ આવી જાય ત્યારે તો મહા લાભ છે નો–આગમથી દ્રવ્યપૂજા તેના ત્રણ ભેદ – (૧) જ્ઞ–શરીર પૂજા:– પૂજવા યોગ્ય દેવ નિર્વાણ પામી જાય છે. ગુરુ દેવગતિ પામે તેનું મૃતક શરીર હોય તેની પૂજા શ્રેષ્ઠ ધર્મના ધ્યેય રૂપ નથી કારણ કે શબમાં દેવગુરુના ગુણ નથી પણ તે શબનો સુવ્યવસ્થિત રીતે ધર્મની હેલના ન થાય તે માટે અગ્નિસંસ્કાર કરવો પડે. (૨) ભવ્ય શરીર પૂજા.—અમુક માણસ ભવિષ્યમાં દેવ કે

ગુરુના ગુણોને ધરાવનાર થવાનો છે એમ જ્ઞાનીએ કહ્યુ તો તેની પૂજા શ્રેષ્ઠ ધર્મના આચારમા હોય નહીં કારણ કે વર્તમાન સમયમા ગુણ ધરાવતો નથી (૩) તદ્ વ્યતિરિકત નો–આગમથી દ્રવ્ય પૂજા તેના ત્રણ ભેદઃ-લૌકિક, લોકોત્તર, કુપ્રાવચન નો–આગમથી લૌકિક દ્રવ્ય પૂજાઃ- અહીં અધિકારીઓ, નગરશેઠ, વડીલોને સત્કાર સન્માન નમસ્તે વગેરે કહેવામા આવે છે તેનો હેતુ સ્વાર્થ હોય કે ઉપકારબુદ્ધિ હોય, તે ધર્માર્થે આદરણીય નથી પણ લૌકિક વ્યવહાર સાચવવા પૂરતો છે **સાધુઓ માટે આ વ્યવહાર એકાંત હેય છે.** પ્રતિમાધારી દૃઢ ગુણાનુરાગી ગૃહસ્થ માટે પણ તે આદરણીય નથી સાધુ, મોટા સાધુ કે ગુણવાન સાધુની વૈયાવચ્ચ વગેરે ભકિત કરે તે લૌકિક પૂજા નથી પણ લોકોત્તર ભકિત છે.

**નો–આગમથી લોકોત્તર દ્રવ્ય પૂજાઃ-** અહીં નિરંજન નિરાકાર સિદ્ધ ભગવાનની કે સર્વજ્ઞ વીતરાગ ભગવાનની, દેવતા મનુષ્યના સુખની પ્રાપ્તિ માટે પૂજા કરવામાં આવે તે ધ્યેય આદરણીય નથી સસારથી વિરકત રાગદ્વેષરહિત એવા અભોગી ભગવાન કે ગુરુ પાસે આ લોક કે પરલોકના ઇદ્રિય વિષય યોગ્ય ભોગોને કે સપત્તિને માગવી તે અક્કલનું દીવાળું એટલે મૂર્ખતા છે, તેમાં ધર્મનુ ધ્યેય નથી, મોક્ષનુ ધ્યેય નથી, માટે અહેતુ છે માટે **લોકોત્તર પૂજામાં પુદ્‌ગલિક સુખની ઇચ્છા આદરણીય નથી.**

**નો–આગમથી કુપ્રાવચન દ્રવ્ય પૂજાઃ-** તેના પ્રકાર.– (૧) **કલ્પિત દેવ ગુરુની પૂજા**– અસર્વજ્ઞને સર્વજ્ઞ માની તેની ભકિત કરવી, જીવ અજીવનું સ્વરૂપ ન જાણનાર અને કંચનકામિની કે કોઇ જાતનો સાસારિક પરિગ્રહ રાખનાર કુ **સાધુની** સાધુ તરીકે પૂજા કરવી આ બધુ **અધર્મ પૂજા છે તેથી ત્યાગ કરવા યોગ્ય છે.** (૨) પૂજાના સાધનમાં જીવ હિંસા થાય, જીવોની રક્ષાની ઉપેક્ષા થાય, જીવરક્ષાની યતના (ઉપયોગ લક્ષ, ધ્યાન, સાવચેતી) ન હોય; ફળ, ફુલ, આદિ વનસ્પતિ, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયરાની અથવા ત્રસ જીવની **પ્રત્યક્ષ હિંસા થતી હોય એવી પૂજા શ્રેષ્ઠ ધર્મની**

આજ્ઞા અનુસાર નથી. (૩) વળી જે પૂજા કે ભક્તિમાં ઢોલ, શરણાઈ કરતાલ, નગારા, તાળી, મોટા રાગ-રાગણી, નૃત્ય વગેરેથી ધમાલ થતી હોય, જાણે કે ભુવાનીનું ઘેર ફાટી નીકળ્યું હોય, તેમાં ફક્ત ઇન્દ્રિયોના વિષયો અને કષાયો પોષાય છે અને બીજા કેટલાકને ધમાલથી હરકત પણ થાય તેમ જ વાસનાના વશ બીજા જીવોની હિંસા પણ થાય. આવી જાતની ભક્તિ શુદ્ધ ધર્મની વિરુદ્ધ છે તેથી ત્યાગ કરવા યોગ્ય છે (૪) ધર્મના નામે હિંસા, ધર્માંધપણું, પોતાથી જુદી માન્યતાવાળા પર દ્વેષ, તેમની હિંસા આ બધું ધર્માંધપણું તે અધર્મ છે, તે પાપ પૂજા છે તેથી સર્વથા ત્યાગ કરવા લાયક છે

૪ ભાવ પૂજા — તેના બે ભેદ- (૧) આગમથી ભાવ પૂજા. (૨) નો-આગમથી ભાવ પૂજા

**આગમથી ભાવ પૂજા.**—શુદ્ધ ધર્મના નિયમ મુજબ ઉપયોગ ધ્યાન, લક્ષ, સાવચેતી, સાવધાની પૂર્વક સર્વજ્ઞ દેવ અથવા જીવ-અજીવનું સ્વરૂપ જાણનારા મોક્ષ દૃષ્ટિવાળા કંચન કામિનીના તથા સર્વ સાંસારિક પરિગ્રહના ત્યાગી ગુરુની, અહિંસા-સંયમ-તપ અવિરોધી વચન અને કાયાથી પૂજા અને મનથી ભક્તિ થાય તે પૂજા આદરણીય છે અને વ્યવહારથી મોક્ષના હેતુરૂપ છે.

**નો-આગમથી ભાવ પૂજા.**—અહીં આત્મા પોતાના નિશ્ચય શુદ્ધ સ્વરૂપમાં ક્ષાયક ભાવે સ્થિર છે તે સર્વ પૂજકનું અંતિમ ધ્યેય રૂપે છે તેમાં પરિણતિ કરવાથી એટલે નો-આગમથી ભાવ પૂજામાં પરિણતિ કરવી એટલે સર્વજ્ઞ દેવના ગુણોમય બની જવું એટલે મન તેમના ગુણમય બની જાય અથવા શુદ્ધ ગુણ ગુણમય મન બની જાય તેવી જાતની પૂજા તે નિશ્ચયના ધ્યેયવાળી એક પૂજા છે આ ચાર પ્રકારના નિક્ષેપાના ભેદોમાંથી ધર્મ નિમિત્તે કઈ ભક્તિની રીત યોગ્ય છે અને કઈ અયોગ્ય છે તે ખાસ ધર્મના ઇચ્છુક અથવા મુમુક્ષુએ જાણી લેવું જોઈએ.

**હવે સાત નય (અપેક્ષા)માં પૂજા ભકિતનું સ્થાન બતાવવામાં આવે છે:**—૭ નય દ્વારા પૂજાના ૭ વિભાગ પડે છે. આગળ આગળના નય ઉત્તરોત્તર સ્પષ્ટ અને શુદ્ધ થતાં જાય છે વળી દરેક નયના બે ભાગ પડે છે:—દુર્નયમા એકાત એક મતનો હઠાગ્રહ છે અને સુનયમાં એક મતને અપેક્ષાથી સત્ય માનવામાં આવે છે અને બીજા મતનો પણ અવકાશ હોય છે વળી પૂજાના બે ભાગ છે હિંસક કુપૂજા અને અહિંસક સુપૂજા. તેમાં હિંસક પૂજાનો નિક્ષેપાથી ત્યાગ કરેલ છે એટલે નયના વિષયમાં અહીં ફકત સુપૂજા લીધી છે.

**૧. નિગમ નયની પૂજા :-** અહીં પૂજાના બ્રાહ્ય દેખાવથી પૂજા કહેવામા આવે છે, એક અશને સમગ્ર વસ્તુ કહેવામાં આવે છે, સાધનને સાધ્ય માનવામાં આવે છે દૃષ્ટાંત '- કોઇ પૂજાના વેશમાં હોય તેને પૂજામાં છે એમ માને કોઈ ધર્મ સ્થાનકે ગયો તેને કહે કે ભકિતમાં ગયો જીવરક્ષાના સાધનને જીવરક્ષારૂપી ભકિતમાં ગણે. ભકિતમા સહકારી મન, વચન અને કાયાના યોગને ભકિતમાં ગણે, (૨) સગ્રહ નયની પૂજા- પૂજા (ભકિત)ના સર્વ ભેદોને એક પૂજા તરીકે સબોધે અને માને. (૩) વ્યવહાર નય:—**વચનથી ગુણગ્રામ કરે, કાયાથી નમસ્કાર કરે, સેવા વગેરે કરે.** (૪) ઋજુસૂત્ર નય:- **મનથી ભકિત કરે, ગુણોનું ચિંતવન કરે,** પૂજામાં મનથી વર્તમાન ઉપયોગ આ નયનો વિષય છે (૫) શબ્દ નય જેટલા શબ્દોનો ભાવ પૂજામા લઇ જઇ શકાય તેટલા બધા શબ્દોનો એક પૂજા શબ્દમાં મૂકીને પછી પૂજા કે ભકિતની મૂળ ધાતુ પર જઈને જે ભાવ ઉત્પન્ન થાય તેવા ગુણ કેળવવામા આવે. જેમકે પૂજાની ઉત્પતિ પૂજ્માંથી થઇ અને ભકિતની ઉત્પતિ ભૂ (ભવ)માંથી થઈ ભકિતનો ભાવ એવો છે કે જેની ભકિત કરીએ તેના જેવા ગુણવાળા થવાનો હેતુ હોવો જોઇએ અને પૂજાનો હેતુ તેમના ગુણોનું આકર્ષણ થવું જોઇએ એટલે ગુણનુ આકર્ષણ અને ગુણવાળા થવું તે બન્નેનો એક હેતુ છે, એટલે શબ્દ નય કહે છે કે **ગુણોની પ્રશસા અને રૂચિ ગુણાનુસાર અને તે ગુણવાળા થવાનો પ્રયત્ન તે પૂજા અને પૂજવા લાયક ગુણોવાળો હોય તે જ**

પૂજા. (૬) સમભિરૂઢ નય!આ નય પૂજાની અર્થક્રિયા ઉપર જાય છે તેથી ગુણોની રમણતામાં અભ્યંતર ભાવમાં લીન થવું તે ભક્તિ (૭) એવંભૂત નય—ભક્ત, ભક્તિના અંતિમ શુદ્ધ ધ્યેયને પ્રાપ્ત કરે છે એટલે સ્વયં અનંત ગુણોનો આધાર સર્વજ્ઞ બને છે

વ્યવહારથી પૂજા —અહીં મન, વચન અને કાયાના યોગોથી દેવ અને ગુરુના આલંબનથી ભક્તિ થાય છે મનથી ભાવના, વચનથી સ્તુતિ, કાયાથી નમસ્કાર. નિશ્ચય પૂજા—અહીં આત્માથી ગુણમય પરિણતિ થાય છે તેમાં આલંબનની જરૂર હોતી નથી. શુદ્ધ આત્મ તત્ત્વની ભાવના તે નિશ્ચય નિરાલંબન ભક્તિ. સામાન્ય પૂજા – ગુર્વાદિને વંદના, નમસ્કાર, ભક્તિ યથાયોગ્ય સેવા. વિશેષ પૂજા.– જ્ઞાન દર્શન, ચારિત્રમાં પરિણતિ દ્રવ્ય પૂજા—અહીં વચનથી ગુણગ્રામ અને કાયાથી નમસ્કાર આદિ દ્રવ્ય-ક્રિયા થાય છે ભાવ પૂજા—અહીં મનમાં ગુણાનુરાગથી ગુણોનું આકર્ષણ થાય છે અને ગુણમય બનવાનું માનસિક કાર્ય (ભાવ મન) ચાલે છે દ્રવ્યથી પૂજા—ગુણોનો આધાર દ્રવ્ય છે અને શુદ્ધ દ્રવ્ય શુદ્ધ ગુણોને ધારણ કરે છે તેથી શુદ્ધ દેવ અને શુદ્ધ ગુરુની જેટલી સંખ્યા હોય તેમના વ્યક્તિગત કે સમુચ્ચય રીતે ભક્તિ થાય! ક્ષેત્રથી પૂજા.—જે ક્ષેત્રમાં દેવ કે ગુરુ બિરાજતા હોય તે દિશા તરફ (સામે) બેસીને તે દેવ કે ગુરુની ભક્તિ થાય કાળથી પૂજા—ઉપયોગ કાળ તે ભક્તિનો વખત સમજવો. ભાવથી પૂજા—અભ્યંતર ભાવે ગુણોમાં રમણતા કરવી તે.

હવે ભક્તિના ચાર પ્રમાણ બતાવવામાં આવે છે–

૧ આગમપ્રમાણ ભક્તિ તેના બે ભેદ.–(૧) ગુણોની ભક્તિ તે શુદ્ધ ગુણોવાળા દેવ તથા ગુરુની યથાયોગ્ય સેવા, સુપાત્રદાન વંદન, નમસ્કાર, પ્રમોદ ભાવ વગેરે. (૨) ગુણોની આરાધના.–તત્ત્વજ્ઞાન, સમભાવ, અનુકંપા, મોક્ષરુચિ, ભોગત્યાગ, શુદ્ધ શ્રદ્ધા, અહિંસા, સત્ય, અચૌર્ય બ્રહ્મચર્ય, પરિગ્રહ ત્યાગ, ક્ષમા, સંતોષ, સરળતા, કોમળતા, અકિંચનપણું સંજમ, તપ, જ્ઞાનધ્યાન, આત્મરમણતા, યતના, શુદ્ધ

ઉપયોગ, ગંભીરતા, કંટાળાનો અભાવ, નિર્ભયતા, શોકરહિતપણું, કામ (વેદ મોહનીય)નો અભાવ વગેરે ગુણોની આરાધના કરવી, તે ક્યાં સુધી કે જ્યાંસુધી સર્વગુણોની સંપૂર્ણતા આવે ત્યાંસુધી આરાધના કરવી.

**૨. પ્રત્યક્ષ પ્રમાણુ :**–કેટલેક અંશે આગમ પ્રમાણે ભક્તિ કરનારાને આપણે જોઇએ છીએ, જેઓ **નિષ્કામ** અને **નિઃસ્વાર્થ** બુદ્ધિથી ગુણોના ધારક છે તેમના ગુણો પ્રત્યે લોકો આકર્ષાય છે તે પણ આપણે જોઈએ છીએ, અને ગુણોની આરાધનામાં એક **અદ્ભૂત શાંત રસમય સમતા સ્વરૂપ આત્મિક સુખનો અનુભવ** પણ (જેટલે અંશે ઊંડા ઉતરીએ તેટલે અંશે વધારે અનુભવ) કરી શકીએ છીએ.

**૩. અનુમાન પ્રમાણુ**– આગમ પ્રમાણુ અને પ્રત્યક્ષ પ્રમાણુથી એવું અનુમાન થાય છે કે ગુણોની સંપૂર્ણતા છે તેની સાથે આત્મિક સુખની સંપૂર્ણતા છે ભક્ત, શુદ્ધદેવ અને શુદ્ધ ગુરુ અને શુદ્ધ ધર્મ સ્વરૂપ બની શકે છે અને સંસારના સર્વ દુઃખોનો અંત કરે છે.

**૪ ઉપમા પ્રમાણુ :**– જેને ખરી ભક્તિ કરતાં આવડે તેને આત્મિક સુખનો અનુભવ થાય અને તે સુખની ઉપમા આપી શકાય નહીં કારણ કે દુનિયાના સાંસારિક સુખ પાચ ઇંદ્રિયોના વિષયના ભોગમાં આવી જાય છે તે સર્વે આકુળતા–વ્યાકુળતા, આતુરતા, મુર્ચ્છા, આધિ, વ્યાધિ, ઉપાધિ, ચિંતા, રોગ વગેરે દુઃખોથી ભરપૂર છે ત્યારે તેમાંનુ કોઇ દુઃખ આત્મિક સુખમાં મિશ્રિત નથી.

આવી રીતે ૨૫ ભેદથી પૂજાનો વિષય સમજાવવામાં આવ્યો છે તે પૂજાની શુદ્ધ તત્ત્વ દૃષ્ટિ ગ્રહણ કરવા માટે બધાને માટે ઉપયોગી છે તેના પ્રમાણુ માટે જૈન તથા જૈનેતરના બધા શાસ્ત્ર ભેગાં કરી તેમાથી ફક્ત એક બીજાને મળતા તત્ત્વો શોધી કાઢો અરસપરસ વિરોધી તત્ત્વોને દૂર કરી, તેની સાથે અહિંસા અને ન્યાયદૃષ્ટિ ગ્રહણ કરો કે જેમ આપણે સુખને ઇચ્છીએ છીએ તેમ સર્વ જીવ–જંતુ સુખને જ

પૂજા. (૬) સમભિરૂઢ નય—આ નય પૂજાની અર્થક્રિયા ઉપર જાય છે તેથી ગુણોની રમણતામાં અભ્યંતર ભાવમાં લીન થવું તે ભક્તિ (૭) એવંભૂત નય—ભક્ત, ભક્તિના અંતિમ શુદ્ધ ધ્યેયને પ્રાપ્ત કરે છે એટલે સ્વયં અનંત ગુણોનો આધાર સર્વજ્ઞ બને છે

**વ્યવહારથી પૂજા**—અહીં મન, વચન અને કાયાના યોગોથી દેવ અને ગુરુના આલંબનથી ભક્તિ થાય છે મનથી ભાવના, વચનથી સ્તુતિ, કાયાથી નમસ્કાર. નિશ્ચય પૂજા—અહીં આત્માથી ગુણમય પરિણતિ થાય છે તેમાં આલંબનની જરૂર હોતી નથી શુદ્ધ આત્મ તત્ત્વની ભાવના તે નિશ્ચય નિરાલંબન ભક્તિ સામાન્ય પૂજા.— ગુર્વાદિને વંદના, નમસ્કાર, ભક્તિ યથાયોગ્ય સેવા. વિશેષ પૂજા.— જ્ઞાન દર્શન, ચારિત્રમાં પરિણતિ દ્રવ્ય પૂજા—અહીં વચનથી ગુણગ્રામ અને કાયાથી નમસ્કાર આદિ દ્રવ્ય-ક્રિયા થાય છે. ભાવ પૂજા—અહીં મનમાં ગુણાનુરાગથી ગુણોનું આકર્ષણ થાય છે અને ગુણમય બનવાનું માનસિક કાર્ય (ભાવ મન) ચાલે છે દ્રવ્યથી પૂજા—ગુણોનો આધાર દ્રવ્ય છે અને શુદ્ધ દ્રવ્ય શુદ્ધ ગુણોને ધારણ કરે છે તેથી શુદ્ધ દેવ અને શુદ્ધ ગુરુની જેટલી સંખ્યા હોય તેમના વ્યક્તિગત કે સમુચ્ચય રીતે ભક્તિ થાય. ક્ષેત્રથી પૂજા—જે ક્ષેત્રમાં દેવ કે ગુરુ બિરાજતા હોય તે દિશા તરફ (સામે) બેસીને તે દેવ કે ગુરુની ભક્તિ થાય કાળથી પૂજા—ઉપયોગ કાળ તે ભક્તિનો વખત સમજવો. ભાવથી પૂજા—અભ્યંતર ભાવે ગુણોમાં રમણતા કરવી તે.

હવે ભક્તિના ચાર પ્રમાણ બતાવવામાં આવે છે-

૧ આગમપ્રમાણ ભક્તિ તેના બે ભેદ.-(૧) ગુણોની ભક્તિ તે શુદ્ધ ગુણોવાળા દેવ તથા ગુરુની યથાયોગ્ય સેવા, સુપાત્રદાન વંદન, નમસ્કાર, પ્રમોદ ભાવ વગેરે (૨) ગુણોની આરાધના.—તત્ત્વજ્ઞાન, સમભાવ, અનુકંપા, મોક્ષરુચિ, લોભત્યાગ, શુદ્ધ શ્રદ્ધા, અહિંસા, સત્ય, અચૌર્ય બ્રહ્મચર્ય, પરિગ્રહ ત્યાગ, ક્ષમા, સંતોષ, સરળતા, કોમળતા, અકિંચનપણું સંજમ, તપ, જ્ઞાનધ્યાન, આત્મરમણતા, યતના, શુદ્ધ

# મોક્ષ માર્ગના પાંચ સમવાય
અને
# પાંચ લબ્ધી.

*

વ્યવહારથી, મોક્ષમાર્ગ, સર્વજ્ઞ વીતરાગ અરિહંત દેવની આજ્ઞા પ્રમાણે મન, વચન, કાયાના જોગોને પ્રવર્તાવવાથી પ્રાપ્ત થાય છે, અને "કરવા માંડયુ તે કર્યુ" તે અપેક્ષાએ મિથ્યાત્વ ગુણુસ્થાનમાં રહીને વીતરાગની આજ્ઞા પાળવાની શરૂઆત થાય છે

નિશ્ચયથી, મોક્ષમાર્ગ, સમ્યગ્ દર્શન દ્વારા ચોથા ગુણુસ્થાને આત્માના અનુભવથી શરૂ થાય છે અને ૧૪મા ગુણુસ્થાનને અતે સપૂર્ણતા પામી સિદ્ધ ક્ષેત્રમા જઇ સ્થિર થતા તેનો વ્યકિતગત જીવ માટે અંત આવે છે

**વ્યવહારથી મોક્ષ માર્ગ માટે પાંચ લબ્ધીની જરૂર છે.–**

(૧) ક્ષયોપશમ લબ્ધી:– ક્ષયોપશમ ભાવથી સમજવા જેટલો જ્ઞાનનો ઉઘાડ થાય છે, તેથી અહીં જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ લઇ શકાય. (૨) વિશુદ્ધ લબ્ધી.– મોહની કર્મના ક્ષયોપશમથી કષાયો મદ કરવા પડે છે (૩) દેશના લબ્ધી – અહીં શ્રુતજ્ઞાન સાભળવું, વાચવું પૂછવું, પરિવર્તન કરવું, ધર્મકથા કરવી, વિચાર કરવો (૪) પ્રાયોગ્ય લબ્ધી:– મન, વચન, કાયાથી શ્રુતજ્ઞાન અનુસાર ક્રિયા કરીને ૬૯ ક્રોડા ક્રોડી સાગર જેટલા કર્મ ખપાવવા જોઇએ (૫) કરણુ લબ્ધી:– (૧) યથા પ્રવૃત્તિકરણુ (૨) અપૂર્વકરણુ (૩) અનિવૃત્તિ કરણુ

નિશ્ચયથી મોક્ષ માર્ગ માટે સર્વ દોષો અને ગુણોને યથા પ્રવૃત્તિકરણુના વિવેકથી જાણુવા, અપૂર્વકરણુથી દોષોનો નાશ કરવો, અનિવૃત્તિ કરણુથી ગુણોમા પ્રવૃત્તિ કરવી અને તેમા ક્ષાયક ભાવે સ્થિર થવુ

કાઢો છે અને સ્વામિ-સેવક દૃષ્ટિ કે ઊંચ-નીચ પણાની દૃષ્ટિ દૂર કરો તો ખાત્રી થશે કે ઉપર મુજબ ભક્તિનો સાર નીકળશે તે એ છે કે મોક્ષના હેતુથી અહિંસામય અને શુદ્ધ ભાવ પૂર્વક ગુણોની આરાધના કરવામાં આવે તે ખરી પૂજા કે ભક્તિ છે તથાસ્તુ.

❀

## નોઆગમથી અરિહંત અને સિદ્ધની ભાવપૂજામાં પરિણતિ

साकारं निर्गताकारं, निष्क्रिय परमाक्षरम्
निर्विकल्पंच निष्कम्पं, नित्यमानन्द मन्दिरम्
विश्वरूप विज्ञात-स्वरूपं, सर्वदोदितम्
कृत्य कृत्यं शिवं शान्तं, निष्कलं करुणाच्युतम्
निःशेष भवसम्भूत, क्लेश द्रुमहुताशनम्
शुद्ध मत्यन्त निर्लेपं, ज्ञान राज्य प्रतिष्ठितम्
विशुद्धादर्शसंक्रान्त प्रतिबिम्ब सम-प्रभम्
ज्योतिर्मयं महावीर्यं, परिपूर्णं पुरातनम्
विशुद्धाष्टगुणोपेतं, निर्द्वन्द्व निर्गतामयम्
अप्रमेयं अपरिच्छिन्नं, विश्व तत्त्व व्यवस्थितम्
यदग्राह्यं बाह्यभावैः ग्राह्यं चान्तर्मुखैःक्षणात्
तत्स्व भावात्मकं साक्षात्स्वरूप परमात्मनः

*

(૪) કાળ :- દરેક સમવાય વખતે સમયાદિ કાળનું અસ્તિત્વ હોય જ છે આ કાળ પણ કેવળજ્ઞાનીના જ્ઞાનમાં છે કે અમુક કાળે આમ થયું, અને થશે, વર્તમાન કાળમાં આમજ છે.

(૫) કર્મ :- કર્મ હોય છે તેનેજ માટે મોક્ષ માર્ગનો પુરુષાર્થ કરીને કર્મનો સર્વથા નાશ કરવાનો છે, અહીં કર્મ કાપવાની મુખ્યતા બતાવી.

મોક્ષ માર્ગના દરેક સમયમા આ પાંચે સમવાય હોયજ છે.

## મોક્ષમાર્ગના પાંચ સમવાય

વ્યવહારથી – (૧) પુરુષાર્થ – મન, વચન, કાયાને મોક્ષમાર્ગમાં જોડવા.

(૨) સ્વભાવ :– દરેક ક્રિયામાં જ્ઞાન, દર્શન, સંવર, નિર્જરાની શોધ અને ભવ્ય સ્વભાવનો વિકાસ.

(૩) નિયતિ – દરેક ક્રિયામાં લોક સ્વભાવ, નિમિત્ત, આવિર્ભાવ સહચારીથી દરેક સમય નિયત થયેલી પર્યાય હોય છે કે જે કેવળી ભગવાન જાણે છે

(૪) કાળ – દરેક ક્રિયામાં અસંખ્યાત સમયનો કાળ મોજુદ છે. એવી કોઈ ક્રિયા નથી કે જ્યાં કાળનું અસ્તિત્વ ન હોય.

(૫) કર્મ – કર્મ સત્તામાં છે ત્યાં સુધી જ પુરુષાર્થ કરવાનો છે, કર્મનો નાશ કરવાનો હેતુ હોવો જોઈએ.

નિશ્ચયથી – (૧) પુરુષાર્થ – સત્તામાં રહેલ શુદ્ધ આત્મ તત્ત્વ (સિદ્ધ સ્વરૂપ)ની શ્રદ્ધા, જ્ઞાનાદિગુણો અને તેમાં સ્થિરતા કરવાની પંડિત વીર્યથી ચેતનાની પ્રવૃત્તિ. એટલે વર્તમાન જ્ઞાન, દર્શન ચારિત્રની ચેતના અને પંડિત વીર્યથી વિકાસ કરીને શુક્લ ધ્યાનના ચારે પાયાની આરાધના, અહીં પુરુષાર્થમાં પંડિત વીર્યની મુખ્યતા સમજવી.

(૨) સ્વભાવ – જીવનો જ્ઞાન આનંદ સ્વભાવ છે તેનો પુરુષાર્થથી વિકાસ કરીને સંપૂર્ણ શુદ્ધિ તરફ એટલે કેવળજ્ઞાન અને અનંત આત્મિક સુખ સુધી પહોંચાડવો. અહીં જ્ઞાનાનંદ (ચિદાનંદ) સ્વભાવની મુખ્યતા છે

(૩) નિયતિ – પર્યાયોની શુદ્ધિ કરતાં કરતાં છેવટે સંપૂર્ણ શુદ્ધ પર્યાય ઉત્પન્ન કરવી. દરેક જીવની સમયવર્તી ક્રમબદ્ધ પર્યાયો કેવળજ્ઞાનીના જ્ઞાનમાં હોય જ છે, તેમજ તે ભાવો રૂપી પર્યાયો (અવસ્થા) પોતાની યોગ્યતાના કારણે પ્રગટ થઈ તેથી તે આવિર્ભાવ કહેવાય છે અહીં નિયત પર્યાયની મુખ્યતા છે જો કે તે બીજા ચાર સમવાયોની સહચારી છે

(૪) કાળ:– દરેક સમવાય વખતે સમયાદિ કાળનું અસ્તિત્વ હોય જ છે આ કાળ પણ કેવળજ્ઞાનીના જ્ઞાનમાં છે કે અમુક કાળે આમ થયું, અને થશે, વર્તમાન કાળમાં આમજ છે.

(૫) કર્મ :– કર્મ હોય છે તેનેજ માટે મોક્ષ માર્ગનો પુરુષાર્થ કરીને કર્મનો સર્વથા નાશ કરવાનો છે, અહીં કર્મ કાપવાની મુખ્યતા બતાવી.

મોક્ષ માર્ગના દરેક સમયમાં આ પાંચે સમવાય હોયજ છે.



## કેવળ જ્ઞાની અને બહુસૂત્રી માટે સમજ

| કેવળજ્ઞાની | બહુસૂત્રી |
| --- | --- |
| કેવળજ્ઞાન અને કેવળ દર્શનથી સર્વ જ્ઞેયોને (સર્વ દ્રવ્ય, સર્વ ક્ષેત્ર, સર્વ કાળ સર્વ ગુણો, સર્વ વ્યંજન પર્યાયને) આત્મ પ્રત્યક્ષ જાણે છે અને દેખે છે | મનથી સર્વજ્ઞેયોને સમુચ્ચય પ્રકારે પરોક્ષ રીતે શ્રદ્ધાથી જાણે છે અને સ્વરૂપ ઓળખવા પૂર્વક દેખે છે. |
| સર્વ જ્ઞેયોના સર્વ અંશોને જાણે સર્વ જ્ઞેયોને એક સાથે એકજ સમયમા જાણે અને એકજ સમયમાં દેખે. સર્વ દ્રવ્યોના ત્રિકાલિક ગુણ પર્યાયોને એકજ સમયમાં જાણે અને દેખે. | જ્ઞેયોના એક દેશથી જાણે. જ્ઞેયોને અનુક્રમથી જાણે અને દેખે અસંખ્યાત સમયમાં જાણે વર્તમાન, ભૂત અને ભવિષ્ય અનુક્રમથી ત્રણ કાળની વાત પરોક્ષ રીતે જાણે અને દેખે |
| ક્ષાયક, સાદિ અનંત | ક્ષયોપશમભાવ, સાદિ સાંત |
| સતત્ ઉપયોગ. | ઉપયોગ લગાવે ત્યારે વસ્તુ જાણે |
| પ્રયત્ન કરવો પડતો નથી. | ઉપયોગમાં પ્રયત્ન કરવો પડે છે. |
| દૂર રહેલા પદાર્થોને જાણવામાં વચમાં રહેલા પદાર્થો બાધા કરતા નથી. | જેમા ઉપયોગ લગાવે તેજ વસ્તુ જાણે. |
| કેવળ જ્ઞાન સ્વતંત્ર જ્ઞાન છે | મતિ અને શ્રુત જ્ઞાન સહચારી છે મતિપૂર્વક શ્રુતજ્ઞાનનો ઉપયોગ થાય છે ત્યાં મન અને ઇંદ્રિયોનું આલંબન છે |

| | |
|---|---|
| અરિહંતને ચાર ઘાતિ કર્મ તો ક્ષય થયાં જ હોય છે સિદ્ધને આઠે કર્મ ક્ષય થયાં હોય છે. | ગુણસ્થાન બારવાળાને મોહનીય સિવાય ૭ કર્મ અને બીજાને ૮ કર્મ સત્તામાં છે. |
| તેજ ભવમાં મોક્ષ જાય અથવા ગયા હોય. | કેવળજ્ઞાની થાય તોજ મોક્ષ જાય નહિતર તેજ ભવમાં મોક્ષ ન જાય, પડિવાય પણ થવા સંભવ છે. |
| હરેક દ્રવ્યને પૃથક પૃથક એકી સાથે જાણે અને દેખે | સમુચ્ચય જાણે એટલે **સંગ્રહ નય પૂર્વક** જાણે અથવા એક દ્રવ્ય કે ગુણ પર્યાય કે અંશને **સ્થુલ રીતે** જાણે |
| નો આગમ પૂર્વક સ્પષ્ટ જાણે. | આગમ, અનુમાન અને ઉપમાથી જાણે, અસ્પષ્ટ જાણે. |
| આત્મ પ્રદેશોથી પ્રત્યક્ષ જાણે અને દેખે. | મન અને ઇંદ્રિઓના આલંબન પૂર્વક જાણે અને દેખે. |



# કેવળજ્ઞાન

જ્ઞાનાવરણીય કર્મ સર્વથા ક્ષય થવાથી જ્ઞાનના સર્વ અવિભાગ પ્રતિચ્છેદો વ્યક્ત થાય છે તેથી કેવળજ્ઞાન સંપૂર્ણ, અખંડ, સકળ, અનંત, પરમજ્યોતિ, પરમ પ્રકાશ, અસાધારણ, વિશુદ્ધ, અનંત સ્વરૂપ પરિણામ, વધઘટ રહિત ઉત્કૃષ્ટ, પરમાક્ષર, અનુપમ, નિરાવરણ, સર્વ જ્ઞેય પદાર્થોમા વિસ્તીર્ણ સાકાર ઉપયોગ યુક્ત છે તે પહેલા મોહની કર્મ ક્ષય થયો હોવાથી કેવળજ્ઞાન નિઃસંદેહ, સમતા રસમય પરમાનંદ સુખરૂપ છે ખેદ અને આકુળતા રહિત છે

અંતરાય કર્મનો જ્ઞાનાવરણ સાથેજ ક્ષય થવાથી કેવળજ્ઞાન અપ્રતિહત અનંત શક્તિવાળું અને અવ્યાબાધ ઉપયોગવાળું છે વચમા રહેલા પદાર્થો દૂર દૂરના પદાર્થો જાણવામા અંતરાય કરતા નથી, વળી પ્રયત્ન કરવો પડતો નથી, કેવળજ્ઞાન સ્વભાવથીજ સમગ્ર જાણે છે, સમય સમય અખંડીત ધારા પ્રવાહ રૂપ છે, સહેજ સ્વાભાવિક છે, સર્વદા ઉદિત છે, સર્વ પદાર્થોમા અનંત અનંત શક્તિ સહિત છે.

કેવળજ્ઞાન ક્ષાયક ભાવે હોવાથી કેવળ એટલે ઇંદ્રિયોના આલંબન વગર કેવળ આત્મ પ્રદેશોથી પ્રત્યક્ષ જાણે છે તેથી નિરાલંબી ઇંદ્રિયાતીત છે, વળી વિચાર કરવો પડતો નથી તેથી અમૂર્ત નિરપેક્ષ કલ્પનાતીત છે તેજ કારણે અપ્રતિપાતિ, અક્ષય, અક્રમવર્તી એકજ સમયમાં ત્રિકાલિક સર્વ દ્રવ્ય ગુણ પર્યાયો તે યુગપદ જાણે છે

અનાદિ અનંત જ્ઞેયો કેવળ જ્ઞાનમાં અનાદિ અનંતપણે સદાકાળ પ્રતિભાસે છે

શુદ્ધ પારિણામિક ભાવથી શુદ્ધ આત્મ પરિણતિથી કેવળ જ્ઞાનનો ઉપયોગ સ્વયમેવ ચાલુ રહે છે

## કેવળજ્ઞાન ૭ નયમાં.

**૧ નિગમનય :-** શુદ્ધ ચેતનાનું સાકાર લક્ષણ

**૨ સંગ્રહ નય :-** નિરાવરણ નિર્મળ જ્ઞાન.

**૩ વ્યવહાર નય :-** લોક-અલોકના સર્વ દ્રવ્યો અને ભાવોના ત્રિકાલિક પર્યાયોની વર્તનાનુ પ્રયત્ન વગર પ્રત્યક્ષ નિરાલંબી યુગપત્ જ્ઞાન.

**૪ ઋજુસૂત્ર નય :-** સર્વ જ્ઞેયોમા વર્તમાન સમય વર્તી સાકાર ઉપયોગ

**૫ શબ્દ નય :-** શુદ્ધ આત્માનુ સાકાર ઉપયોગવાળું ભાવ પ્રાણ.

**૬ સમભિરૂઢ નય :-** શુદ્ધ પારિણામિક ભાવથી 'જ્ઞાનાત્માનુ ક્ષાયક ભાવે પરિણમન.

**૭. એવંભૂત નયમાં** કેવળજ્ઞાન એ **શુદ્ધ આત્માનું સ્વરૂપ** છે, અને અરિહંત અને સિદ્ધભગવાન તે સ્વરૂપમાં લીન રહે છે.

અહીં કેવળજ્ઞાનમા જ્યાં એક નય છે ત્યા સાતે નય છે, એક નય પોતાનો અભિપ્રાય બતાવે છે તેથી અભિપ્રાયની અપેક્ષાએ ભેદ છે પણ સાતે અભિપ્રાય કેવળજ્ઞાનમા મોજુદ છે તેથી અભેદ પ્રમાણ સ્વરૂપ છે

## ચાર નિક્ષેપામાં કેવળજ્ઞાન વિચાર

જ્યા એક નય છે ત્યા બીજા બધા નય છે પણ જ્યાં એક નિક્ષેપ છે ત્યા બીજા બધા નિક્ષેપ ન પણ હોય કોઇ નિક્ષેપાનુ સ્વરૂપ હેય અને કોઇનુ ઉપાદેય હોય તે અત્રે સમજી લેવું

**નામ કેવળજ્ઞાન** - કેવળજ્ઞાન એવી નામ સંજ્ઞા, આ સંજ્ઞા છદ્મસ્થને અભ્યાસ માટે વ્યવહારથી બહુ ઉપયોગી છે

**સ્થાપના કેવળજ્ઞાન** - (૧) કેવળજ્ઞાન એવી રીતે લીપીમાં સ્થાપના થઇ શકે છે (૨) પણ બીજી કોઇ પૌદ્ગલિક વસ્તુથી કેવળ-જ્ઞાનની સ્થાપના થઇ શકતી નથી. (૩) ભાવનિક્ષેપમા ઉપયોગી એવી કેવળજ્ઞાનની માનસિક રચના મનમા સ્વરૂપ સ્થાપના થઇ શકે છે

હવે જ્ઞાન ક્રિયાનું એકત્વ — જ્ઞાનમાં ઉપયોગ લગાવવો તે પંડિતવીર્યની ક્રિયા છે અને આત્માનો ઉપયોગ પર્યાય રૂપ ચારિત્ર છે અને જ્ઞાનથી આત્માનો અનુભવ કરવો તે અનુભવજ્ઞાન છે એવી રીતે જ્ઞાન અને ક્રિયાનું એકત્વ થયું. અહીં મનોવર્ગણા સહચારી હોવાથી વ્યવહાર પણ ઉપજે છે

આ ઉપરથી સમજાય છે કે વ્યવહાર અને નિશ્ચયમાર્ગ સહચારી છે અને ક્રિયા તે બન્ને માર્ગની સાથે ભેદ અભેદ સ્વરૂપ રહે છે કારણ કે અપેક્ષાપૂર્વક ક્રિયા, જીવથી તેમજ અજીવ પુદ્ગલથી થાય છે. વ્યવહાર, પુદ્ગળથી સહચારીપણામા અને તેમાંથી છૂટવા માટે ઉત્પન્ન થાય છે

વસ્તુસ્વરૂપ સમજ્યા વગર, ભેદ અભેદ સ્વરૂપ સમજ્યા વગર જે ફાંફાં મારવામાં આવે છે તેથી કોઇ સંસાર તરી શકતુ નથી, કે કોઇને તારી શકાતુ નથી, પણ એટલુ ખરૂ કે જેટલુ સારૂ કર્યું તેનું ફળ સારૂ અને જેટલુ ખરાબ કર્યું તેનું ફળ ખરાબ. પુણ્ય કર્મ, કષાયથી પાપતત્ત્વમા ફરી જાય અને પાપતત્ત્વ ધર્મધ્યાન, શુક્લધ્યાનથી નિર્મૂળ બની જાય. જ્ઞાનથી શુદ્ધ સ્વરૂપ જાણ્યુ હોય તો ઉપયોગ આવ્યે તેનું કામ કરશે. સમજ્યા વગર તો મારામારીમાં પડવું જ નહિ. શુદ્ધ વ્યવહારને નિષેધવો નહિ. નિશ્ચય તો નિષેધાય જ નહિ.

## જ્ઞાન અને ક્રિયામાં સામાજીક સંઘર્ષણ.

સંસારસ્થ જીવમાં જ્ઞાન અને ક્રિયા સહચારી જ રહે છે. મોક્ષમાર્ગમાં ચોથે ગુણસ્થાનથી ૧૪મા ગુણસ્થાન સુધી ક્રિયા સાથે જ છે ગુણસ્થાનભેદે ફેરફાર હોવા છતાં એક અથવા બીજા રૂપમાં જ્ઞાન અને ક્રિયા સહચારી છે ચોથે ગુણસ્થાને સમકિતના ૬૭ બોલના આચરણમાં પણ કેટલીક પ્રકારની ક્રિયા આવે છે. જો કે પાચમા કે ઉપરના ગુણસ્થાનયોગ્ય ક્રિયા ત્યાં ન હોય.

પાચમા ગુણસ્થાનમાં વ્રતોની અંત ર્ગત ક્રિયા હોય છે. તે સર્વ ક્રિયા જ્ઞાન સહચારી જ છે, અથવા તો જ્ઞાન વગરની હોય તે મોક્ષનો

એટલું કે જ્ઞાનની સાથે ક્રિયાનો સર્વથા અભાવ માનવો તે મિથ્યાત્વ છે.

હવે જ્ઞાન સમકિતરહિત ફક્ત જાણપણારૂપે હોય તો પણ તે મેળવવામાં જે સજ્ઝાય અને ધ્યાનનો ઉત્પાદ થાય છે. તેથી અકામ નિર્જરા અને પુણ્યબંધ થાય છે અને સમકિતસહિત હોય તો સકામ નિર્જરા (મોક્ષનો હેતુ) મુખ્યતામાં છે

**ક્રિયાના વિકલ્પ ઘણા પડે છે ૧.** સંસાર-ભ્રમણની ક્રિયા તે આસ્રવરૂપે જ છે.

૨ ઉપયોગશૂન્ય ક્રિયામાં અકામ નિર્જરા વધે છે કે આસ્રવ વધે છે તે કેવળી જ જાણે, કારણ કે શુદ્ધ કે શુભ ભાવમાં મન ન હોય તે ઉપયોગશૂન્ય ક્રિયા થઇ પણ તે મન કંઇ શૂન્ય રહેવાનું નથી, તેને ધર્મધ્યાનમાં ન જોડો તો આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનમાં જશે

૩ સમક્તિરહિતની દ્રવ્યક્રિયા તે અકામ નિર્જરાના અને પુણ્ય બંધના હેતુરૂપે થાય પણ મોક્ષમાર્ગમા તે નથી, પરંતુ આગળ ઉપર તે ક્રિયાના ફળરૂપે સારા સંજોગો પ્રાપ્ત થાય તો સમક્તિ પમાય અને પછી સમક્તિપૂર્વક ક્રિયા થાય

૪ જ્ઞાન અને સમકિત સહિત ક્રિયા તો મોક્ષના હેતુભૂત છે.
હવે 'એકાંત જ્ઞાનવાદી' ક્રિયાનો કેવી રીતે નિષેધ કરે છે તે જોઇએ તે કહે છે કે:-

સામાયિક, પ્રતિક્રમણ, પૌષધવ્રત માટે ક્રિયા તથા ચારિત્ર વગેરે નકામાં છે તે કરવાથી દુર્ગતિ થાય છે.

આ બાબતનો ખુલાસો એ છે કે, વીતરાગભાષિત ક્રિયાનો નિષેધ કરે છે તે ખરો જ્ઞાની નથી. કારણ કે તેણે ક્રિયાનો માર્ગ જાણ્યો નથી તેથી તે આરાધક નથી પણ વિરાધક છે

**રહસ્ય એમ છે કે સંવર અને નિર્જરાના હેતુભૂત જે ક્રિયાઓ છે તે એક તરફથી આસ્રવના નિમિત્તોનું બારણું બંધ કરે છે અને બીજી બાજુ આત્મભાવ ( આત્માના**

હશે તેણે સમજણપૂર્વક પોતાના ઉપર લાગુ પાડી પોતાની ભૂલ સુધારીને નિર્મળ થવું અને જેને ક્લેશ થાય તેણે વાંચવું નહિ કારણ કે તેથી અભ્યંતરમાં તેમના દોષોનો ગુણાકાર થવા સંભવ છે; અને તેથી સંસાર-ભ્રમણ કરવું પડશે.

એક દ્રવ્ય ક્રિયાવાદી બીજા ક્રિયાવાદીને પૂછે છે કે જે બહુ જ્ઞાની હોય' પણ ક્રિયા ન કરે તો તેને કેવો સમજવો ત્યારે બીજો તેને જવાબ આપે છે કે તે ખોટો છે અને દંભી છે, આવું તો ઘણે ઠેકાણે બનતું હશે માટે અહીં તેનો ખુલાસો કરવામાં આવે છે ખુલાસો.-પહેલા તો પ્રશ્નકાર પોતાની અજ્ઞાનતા જાહેર કરે છે કે "બહુજ્ઞાની પણ ક્રિયા ન કરે.

હવે આપણે જોઈએ કે જ્ઞાન કેવી રીતે મળે છે? વાંચવાથી, સાંભળવાથી, ન સમજાય તો ગમે તે રીતે પૂછીને કે સંશોધન કરીને વારંવાર જ્ઞાનનું નિરીક્ષણ કરવાથી, ધર્મકથા સમજવાથી. ચિંતન કરવાથી, આ ભેદો સજ્ઝાય રૂપી અભ્યંતર તપના ભેદોમાં પડે છે અને ચિંતન, ધ્યાન (અભ્યંતર તપ)ના ભેદમા આવે છે ત્યારે આ અભ્યંતર તપ શું ક્રિયા નથી?

જો આ ક્રિયાની અવગણના કરી તો ૭-૮ કર્મના આયુષ્ય બંધની સાથે મુખ્યતાથી જ્ઞાનાવરણીય કર્મનો બંધ પડે છે અને મિથ્યાત્વી ભાવ ઉત્પન્ન થાય છે અને જવાબ આપનાર ક્રિયાવાદીને તેનો ગુણાકાર થાય છે કારણ કે જ્ઞાનીને દંભી અને ખોટો કહેવાથી જ્ઞાનને દંભ અને અસત્ય આડકતરી રીતે કહ્યું તેથી તેને વિરાધના થઈ એટલું જ નહિ પણ દંભનો અર્થ પણ તેણે જાણ્યો નહિ.

જે અજ્ઞાની હોવા છતાં પોતાને જ્ઞાની કહે તે દંભ છે, જે કોઈ ગુણરહિત હોય તે તે ગુણ પોતામાં છે એમ જો બીજાને બતાવે તે દંભ કહેવાય એટલે ક્રિયાવાદ ઉપરાંત જ્ઞાનીને અજ્ઞાની બનાવ્યો હવે જો તે જ્ઞાની પોતાને જ્ઞાની તરીકે પણ જાહેર ન કરતો હોય તો "એકાંત ક્રિયાવાદ" દંભ અસત્યના દોષોનો ગુણાકાર થયો કહેવાય

**અક્રિયાવાદી થાય. ખરી ક્રિયાને બદલે ખોટી ક્રિયા કરે, આવી રીતે દોષોનો ગુણાકાર થયો તેથી અનંત સંસાર ભ્રમણ કરવું પડે.**

એમ બને કે જ્ઞાનવાદી અથવા ક્રિયાવાદી પોતપોતાના દોષો દૂર કરીને શુદ્ધ ભાવમા જોડાય તો સંસારનો પાર પામી જાય, પણ ન સુધરે ત્યાં સુધી તો રખડપટી ખરી જ.

જ્ઞાનની સક્રિયતા સજ્ઝાય અને ધ્યાનથી થાય છે, અને તેમાં જ્ઞાન ઉપયોગ હોય છે. અને તેનું ફળ છેવટે મોક્ષ છે વીતરાગભાવિત ક્રિયાના દરેક ભેદમાથી આત્મભાવ રૂપી અનુભવ જ્ઞાન કેળવી શકાય છે. એટલે ધર્મધ્યાન અને શુકલધ્યાનમા જ્ઞાન અને ક્રિયાનું એકત્વ થાય છે એટલે જ્ઞાન દ્વારા અથવા ક્રિયા દ્વારા જો આત્મભાવ ( આત્માના શુદ્ધ ગુણો ) કેળવી ન શકે તો પછી તે જ્ઞાન કે ક્રિયા અશુદ્ધ રૂપે જ કહેવાય અને તે મોક્ષનો હેતુ નથી.

પણ એટલું છે કે એકાત સંસારના આસવમાં પડી રહેવા કરતાં દ્રવ્યજ્ઞાન અને દ્રવ્યક્રિયાથી નરક નિગોદને બદલે મનુષ્ય કે દેવનો ભવ મળે અને આગળ ઉપર વધવાનો પણ વખત મળે, પણ અરસપરસ એકબીજાની આશાતના કરવાથી અરસપરસ વિરાધના અને જુઠો વિવાદ ઉત્પન્ન થાય છે તેનાં ફળ બહુ માઠાં હોય છે માટે શું હેય છે અને શુ ઉપાદેય છે તે વિવેકપૂર્વક સમજી લેવું જોઇએ

ક્રિયામા ગુણસ્થાનો ૧ થી ૧૪ છે (બીજું ગુણસ્થાન પડીવાઇનું છે ) પહેલા અને ત્રીજામા અજ્ઞાનક્રિયા કે શુષ્કક્રિયા કે ઉપયોગ રહિત ક્રિયા હોય, બાકીના ગુણસ્થાનમા સમકિત સહિત જ્ઞાન-ક્રિયા છે, જો કે ૪થા ગુણસ્થાનમા વ્રતો નથી અને ૧૪મા ગુણસ્થાનમાં કોઇ યોગજન્ય ક્રિયા નથી જ્ઞાનમા ગુણસ્થાનો ૪થી ૧૪ અને સિદ્ધ ભગવાન છે.

કાયાથી અને વચનથી જે કામ થાય છે તે દ્રવ્યરૂપે છે અને મનથી જે થાય છે તે ઉપયોગપૂર્વક થાય છે. તે સમ્યગ્દર્શનપૂર્વક હોય કે ફક્ત ખ્યાલ રૂપે હોય.

શુદ્ધ ગુણો ) કેળવવાનો રસ્તો સાફ કરી આપે છે માટે આવી ક્રિયાનો નિષેધ કરવો એનો અર્થ એ જ કે મોક્ષનો ધોરી માર્ગ બંધ કરવો, તેથી વિરાધના અને કિલ્બિષીભાવ ઉત્પન્ન થાય છે

જો કોઇ ક્રિયાનું રહસ્ય ન જાણતા હોય અને ક્રિયા કરે તો તેનો મોક્ષનો હેતુ રહેતો નથી તે બરાબર છે પણ તે ક્રિયાના પુણ્યના ફળના પ્રતાપે તેને સારા સંયોગો મળવાનો સંભવ છે, તેનો લાભ લઇને જ્ઞાન, દર્શન અને ચારિત્રની સમજણ પડે અને તેની આરાધના કરી શકે.

કુંડરીકે સાધુ થયા પછી હજાર વર્ષના સંયમ ઉપર પાણી ફેરવી દીધું તે વાત જુદી છે પણ અહીં જ્ઞાન કે ક્રિયાનો દોષ નથી. કુંડરીકે જ્ઞાન અને ક્રિયાથી જે નિર્જરા કરી અને પુણ્ય બાંધ્યું તે આસ્રવ અને બંધથી આત્માને ફરીથી કર્મથી ભરી દીધો અને અશુભ ભાવથી પુણ્ય ફેરવાઇ પાપ થઇ ગયું, એટલે ૭મી નરકે ગયો અને તેનો કંઇ પત્તો નથી એટલે તે અજ્ઞાન અને કુચારિત્રથી પડવાઇ થયો, પણ જો પડવાઇ ન થાય તો તે આગળ વધે જ

ચૌદ પૂર્વના જ્ઞાની પણ શુદ્ધ ભાવોનો ત્યાગ કરી અશુભ ભાવોમાં ઉંડા ઉતરી જાય તો તેમની પણ કુંડરીક જેવી દશા થાય, પણ ઉત્કૃષ્ટ અર્ધ પુદ્ગલ પરાવર્તનની અંદર તો મોક્ષ જાય જ. જો કોઇ ક્રિયાવંત ક્રિયાના રહસ્યનો લાભ લઇને આત્મભાવ જ કેળવે તો તેનો દાખલો લઇ ઉત્સર્ગમાર્ગમાં તે લાગુ પાડી શકાય નહિ એટલે ક્રિયાનો નિષેધ થઇ શકે જ નહિ.

વીતરાગ-પ્રકાશિત ક્રિયાને છોડીને પોતાની બનાવટી ક્રિયા ઉત્પન્ન કરીને પોતે તેમાં ફસાય અને બીજાને તેમાં ફસાવે તો તો પોતાના દોષોનો ગુણાકાર થાય. જીવનો સ્વભાવ છે કે કાંઇક ને કાંઇક ક્રિયા કરે છે. તેથી ખરી ક્રિયા છોડે તો ખોટી ક્રિયામાં જોડાય, પોતે ક્રિયા કરે છે છતાં

અક્રિયાવાદી થાય. ખરી ક્રિયાને બદલે ખોટી ક્રિયા કરે, આવી રીતે દોષોનો ગુણાકાર થયો તેથી અનત સંસાર ભ્રમણ કરવું પડે.

એમ બને કે જ્ઞાનવાદી અથવા ક્રિયાવાદી પોતપોતાના દોષો દૂર કરીને શુદ્ધ ભાવમાં જોડાય તો સસારનો પાર પામી જાય, પણ ન સુધરે ત્યા સુધી તો રખડપટી ખરી જ.

જ્ઞાનની સક્રિયતા સજ્ઝાય અને ધ્યાનથી થાય છે, અને તેમાં જ્ઞાન ઉપયોગ હોય છે. અને તેનું ફળ છેવટે મોક્ષ છે વીતરાગભાવિત ક્રિયાના દરેક ભેદમાંથી આત્મભાવ રૂપી અનુભવ જ્ઞાન કેળવી શકાય છે. એટલે ધર્મધ્યાન અને શુકલધ્યાનમા જ્ઞાન અને ક્રિયાનું એકત્વ થાય છે એટલે જ્ઞાન દ્વારા અથવા ક્રિયા દ્વારા જો આત્મભાવ (આત્માના શુદ્ધ ગુણો) કેળવી ન શકે તો પછી તે જ્ઞાન કે ક્રિયા અશુદ્ધ રૂપે જ કહેવાય અને તે મોક્ષનો હેતુ નથી.

પણ એટલું છે કે એકાત સસારના આસ્રવમા પડી રહેવા કરતા દ્રવ્યજ્ઞાન અને દ્રવ્યક્રિયાથી નરક નિગોદને બદલે મનુષ્ય કે દેવનો ભવ મળે અને આગળ ઉપર વધવાનો પણ વખત મળે, પણ અરસપરસ એકબીજાની આશાતના કરવાથી અરસપરસ વિરાધના અને જુઠો વિવાદ ઉત્પન્ન થાય છે તેનાં ફળ બહુ માઠા હોય છે માટે શું હેય છે અને શુ ઉપાદેય છે તે વિવેકપૂર્વક સમજી લેવું જોઇએ

ક્રિયામા ગુણસ્થાનો ૧ થી ૧૪ છે (બીજુ ગુણસ્થાન પડીવાઈનુ છે) પહેલા અને ત્રીજામાં અજ્ઞાનક્રિયા કે શુષ્કક્રિયા કે ઉપયોગ રહિત ક્રિયા હોય, બાકીના ગુણસ્થાનમાં સમકિત સહિત જ્ઞાન-ક્રિયા છે, જો કે ૪થા ગુણસ્થાનમાં વ્રતો નથી અને ૧૪મા ગુણસ્થાનમા કોઈ યોગજન્ય ક્રિયા નથી જ્ઞાનમા ગુણસ્થાનો ૪થી ૧૪ અને સિદ્ધ ભગવાન છે.

કાયાથી અને વચનથી જે કામ થાય છે તે દ્રવ્યરૂપે છે અને મનથી જે થાય છે તે ઉપયોગપૂર્વક થાય છે. તે સમ્યગ્દર્શનપૂર્વક હોય કે ફક્ત ખ્યાલ રૂપે હોય.

ખરૂ જ્ઞાન અને ખરી ક્રિયા એક અથવા બીજી રીતે સરખી હોય પણ મુખ્યતાની અપેક્ષાએ કોઇ જ્ઞાનની આરાધના કરે, કોઇ ચારિત્રની આરાધના કરે, કોઇ જ્ઞાન અને ચારિત્રની થોડી થોડી આરાધના કરે, કોઇ તે બન્નેથી ઉત્કૃષ્ટ આરાધના કરે.

જ્ઞાનનું અજીર્ણ અભિમાન (જ્ઞાનમદ) છે અને ક્રિયાનું અજીર્ણ નિંદા, ઇર્ષા અને શલ્ય છે આ અજીર્ણ કોતરતા કોતરતા સમૂળગા મૂળ વસ્તુઓનો નાશ કરે છે એટલે અજીર્ણ થાય કે તરત જ તેની દવા કરવી. દવા ભાવનાથી થાય છે તે માટે ૪ સમકિત ભાવના (મૈત્રી પ્રમોદ, કરૂણા, માધ્યસ્થ્ય) અને અનિત્યાદિ ૧૨ ધર્મ ભાવના દવા રૂપે છે તેમાથી જે લાગુ થાય તેનો તે જ વખતે પ્રાયશ્ચિત્ત રૂપે ઉપયોગ કરવો જોઇએ

જેને જ્ઞાન કે ક્રિયા દ્વારા પેટ ભરવું છે, આદર સત્કાર પામવાની ભાવના છે, આલોક પરલોકના સુખની ઇચ્છા પૂરી કરવી છે, સંઘની કમીટીના સભાસદ થવું છે, બધા સાધુ કે શ્રાવકો આગળ પડતા કહેવરાવવું છે; તેમણે મોક્ષના સુખની આશા રાખવી નહિ.

ધ્યાન રાખવું કે જ્ઞાન તેમજ ક્રિયા, પરંપરાએ મોક્ષના સુખના કારણ રૂપે છે તો છેજ, પણ પ્રત્યક્ષ એટલે તેમનો ઉપયોગ કરતી વેળાએ પણ સુખરૂપ છે તે શાંતરસ અથવા સમતારસ છે તે આત્મિક રસ છે તે પૌદ્ગલીક ઇંદ્રિયોના વિષય રૂપે નથી પણ ખાસ આત્મિક સ્વરૂપે છે તે રસ જેને ઉત્પન્ન થાય તેણે પોતાની જ્ઞાન કે ક્રિયાઓ સાર્થકપણું સમજવું.

એ જ્ઞાન અને ક્રિયાનું રહસ્ય સમજાય તો જૈન સમાજમાં થતાં સંઘર્ષણો, ક્લેશ, આપખુદી, મતભેદો અને સમ્પ્રદાયવાદ આપોઆપ ઓછા થઇ જાય અને વીતરાગની ખરી આજ્ઞા, સરલતા અને શુદ્ધ ઉપયોગ રહે તો તે સર્વ દોષો અદ્રશ્ય થઈ જાય. એટલે પોતાની મેળે વ્યક્તિગત

**કે સમૂહ ( સંપ્રદાય રૂપે માની લીધેલા ) ધર્મ અને તેમાં હઠાગ્રહ કે જેથી વીતરાગના ભાવોનું ભાન રહેતું નથી, તે જ સર્વ દોષોની મૂળ ઉત્પત્તિનું કારણ છે**

માટે હે ભવ્ય જીવો ! ચેતો અને વીતરાગની આજ્ઞા, શુદ્ધ ઉપયોગ અને સરળતામા સાવધાન થાઓ અને યથાશક્તિ ક્રિયા કરો, પણ જ્ઞાન અને દર્શન તો આગળ જ રાખો ઉપદેશકોએ શ્રુતજ્ઞાનના ઉપયોગમા રહીને જ ઉપદેશ આપવો. તેમના ઉપર બહુ જવાબદારી છે તેઓ કા તો એકદમ ( મોક્ષમાર્ગમા ) આગળ વધે છે અથવા વિરાધનાથી સૌની પાછળ પડી જાય છે તે ભૂલવુ નહિ

## વ્યવહાર

વ્યવહાર એટલે પ્રવૃત્તિ, વ્યાપાર, ક્રિયા, વર્તન, કામકાજ. તેના બે ભેદ છે.–શુદ્ધ વ્યવહાર તે મોક્ષ માર્ગનો અને અશુદ્ધ વ્યવહાર તે સસાર માર્ગનો અશુદ્ધ વ્યવહારના બે ભેદ, તે શુભ અને અશુભ વ્યવહાર.

પહેલાં ત્રણ ગુણસ્થાન સુધી ફકત અશુદ્ધ વ્યવહાર છે, તેના ઉપર ચાર નય ઉતરે છેઃ–

૧. નિગમ નય–અહીં ત્રિકાળિક શુભાશુભ કારણને કાર્ય માનવામા આવે છે અને બાહ્ય દેખાવ ઉપર વધારે ધ્યાન આપવામાં આવે છે.

૨. સંગ્રહ નય–શુભાશુભ કર્મનો સંચય, બંધ

૩ વ્યવહાર નય–શુભાશુભ કાર્ય કરવામાં આવે છે અને કાર્યનું ફળ અનુભવાય છે.

૪. ઋજુસૂત્ર નય–શુભાશુભ કર્મ ફળમા સુખદુ:ખનું વેદન થાય છે

ચોથાથી ૧૪મા ગુણસ્થાન સુધી અને સિદ્ધક્ષેત્રમાં પહોંચવા સુધીનો વ્યવહાર શુદ્ધ છે કારણ કે તેમા નિશ્ચય તત્ત્વની શરૂઆત

અને છેવટે સંપૂર્ણ નિશ્ચય તત્ત્વ સિદ્ધ સ્વરૂપ સુધી પહોંચાય છે. શુદ્ધ વ્યવહાર ઉપર ત્રણ નય ઉતારવામાં આવે છે–

**શબ્દ નય** તેના ગુણસ્થાન ૪ થી ૭.

**સમભિરૂઢ નય** તેના ગુણસ્થાન ૮ થી ૧૪

**એવંભૂત નય** તેમાં ૧૪મા ગુણસ્થાનનો અંતિમ સમય અને સિદ્ધક્ષેત્રમાં પહોચવું.

**શબ્દ નય** ગુણસ્થાન ૪ થી ૭, તેના ઉપર પાંચ નય ઉતારવામાં આવે છે:–૧ નિગમ નય.–મોક્ષની ઇચ્છા. જેને મોક્ષની ઇચ્છા નથી તે એક અંશથી પણ શુદ્ધ વ્યવહારમાં નથી. મોક્ષ એટલે સર્વ કર્મ અને બંધનોથી મુક્તિ અને પછી જન્મ મરણ બંધ થાય તે જ મોક્ષ.

૨. સંગ્રહ નય–પોતાની આત્મસત્તામાં સિદ્ધ ભગવાન સમાન આત્મ પ્રદેશો છે એવી દૃઢતા અને તે પ્રગટ કરવા માટે ગુણ સંગ્રહ થાય છે

૩ વ્યવહાર નય–સંસારી વ્યવહારથી નિવૃત્તિ અને જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ-વીર્યના આચારમાં પ્રવૃત્તિ અને આત્માના ગુણો કેળવવા તે.

૪ ઋજુસૂત્ર નય–સંવેગ અને નિર્વેદ ભાવ.

૫ શબ્દ નય–પરભાવનો ત્યાગ અને સ્વભાવોનો અનુભવ.

સમભિરૂઢ નય–ગુણસ્થાન ૮ થી ૧૪, તેના ઉપર ૭ નય ઉતારવામાં આવે છે:–

૧. નિગમ નય–સમભાવ, શાંતિ, સમતા.

૨. સંગ્રહ નય–શુદ્ધ આત્મસત્તાનુ સ્થિર ધ્યાન.

૩ વ્યવહાર નય–નિજ આત્મસ્વરૂપમાં રમણતા (શુક્લધ્યાન)

૪. ઋજુસૂત્ર નય–**શુદ્ધ ઉપયોગ.**

૫. શબ્દ નય– **ક્ષાયક ભાવ.**

૬ સમભિરૂઢ નય–**સમાધિ** ગુ. ૧૨, સયોગી કેવળી ગુ. ૧૩, અયોગી કેવળી ગુ. ૧૪

અપેક્ષા–નિશ્ચયથી કડમાણે કડે

એવભૂત નયમા–૧૪મા ગુણસ્થાનનો અંતિમ સમય તે **મોક્ષ અને સિદ્ધક્ષેત્રમાં ગમન** અને સ્થિરતા અહીં સુધી શુદ્ધ વ્યવહાર થયો, પછી વ્યવહાર બંધ થાય છે કારણ કે અક્રિયપણું પ્રાપ્ત થાય છે

સિદ્ધ ભગવાન સર્વથા શુદ્ધ નિશ્ચય નયમા છે પણ તેમને અકરણ વીર્ય અને પારિણામિક ભાવ છે તેથી સાત નય દ્વારા આવી રીતે અવલોકન થઇ શકે:–

૧ નિગમ નય–શુદ્ધ આત્મા (પરમાત્મા), **શુદ્ધ ચેતના.**

૨ સગ્રહ નય–નિવારણ (નિર્મળ) અસખ્યાત પ્રદેશ, **કર્મ અગ્રહણ**

૩ વ્યવહાર નય–અલોકના આકાશ અને લોકના છ દ્રવ્યના ત્રિકાળિક ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યના **જ્ઞાતા દ્રષ્ટા.**

૪ ઋજુસૂત્ર નય–શુદ્ધ પારિણામિક ભાવનો સ્વાભાવિક ઉપયોગ, તે જ્ઞાન અથવા દર્શનમા પરિણુતિ

૫. શબ્દ નય–ક્ષાયક **સમકિત** અને **ક્ષાયક ભાવ.**

૬. સમભિરૂઢ નય–**કેવળજ્ઞાન, કેવળદર્શન, ક્ષાયક–સમકિત, અનત અવ્યાબાધ, આત્મિક સુખ, અક્ષય સ્થિતિ, અગુરુલઘુપણુ, અરૂપીપણું અને અક્રિયપણુ.**

૭. એવભૂત નય–**નિજ સ્વરૂપમાં લીનતા.**

આ લેખના પહેલા ભાગમા વ્યવહાર અને નિશ્ચયની ભિન્નતા કરી, અને અહીં શુદ્ધ વ્યવહારમા નિશ્ચયને શરૂઆતથી છેવટ સુધીમાં

અંતર્ગત કર્યું ગુણસ્થાન, ૧૨ સુધી, નિશ્ચય તત્ત્વ પામવા માટે શુદ્ધ વ્યવહારમાં ઉત્કૃષ્ટ પ્રવૃત્તિ થતી જાય છે, ત્યારબાદ નિશ્ચય ક્રિયા આપોઆપ થાય છે તેમાં પ્રયત્ન નથી, તેથી સર્વથા નિવૃત્તિ છે પણ સયોગીપણું હોય ત્યા સુધી યોગ પ્રવર્તાવવા જેટલી જ શુદ્ધ વ્યવહારિક પ્રવૃત્તિ છે

ગુણસ્થાન ૪, ૫ અને ૬ સુધીમા જેટલુ ક્રમ મોક્ષ માર્ગનું છે તેટલુ શુદ્ધ વ્યવહારનુ સમજવું બાકીનું અશુદ્ધ વ્યવહારનું સમજવું, પણ તે અશુદ્ધ વ્યવહાર મંદ થતો જાય છે ગુણસ્થાન ૭ માં સરેરાશે શુદ્ધ વ્યવહાર જ છે પણ તે મંદ ગણાય ક્ષપક શ્રેણીમાં શુદ્ધ વ્યવહાર વર્ધમાન પરિણામમા હોય છે

આ ઉપરથી સમજાશે કે નિશ્ચયની પ્રાપ્તિનો વ્યવહાર શુદ્ધ છે શુદ્ધતાનું કારણ રાગદ્વેષની મંદતા અને સમકિત છે, અને સમકિતને લઈને જિનાજ્ઞા પ્રમાણે ક્રિયા થાય છે આ ઉપરથી વ્યવહાર અને નિશ્ચયનો એકાંતવાદ અને જ્ઞાન ક્રિયાનો એકાંતવાદ ઉડી જાય છે, તેનું સ્પષ્ટીકરણ થાય છે



# સત્ય, અચૌર્ય
# અપરિગ્રહ

*

## સત્ય

'સત્ય' શબ્દ સત્ ઉપરથી નીકળ્યો છે, સત એટલે ત્રણે-કાળમાં જે અસ્તિત્વમાં છે તે ત્રણે કાળમાં નિત્ય છે તે દ્રવ્ય છે.

દ્રવ્યો મૂળ છ છે, તેમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય આકા-શાસ્તિકાય એક એક દ્રવ્ય છે, જીવ અને પુદ્ગળ દ્રવ્યો અનંત અનંત છે અને કાળ અનેક પ્રકારે વર્તે છે, તે દ્રવ્યો એક જ અવસ્થામાં રહી શકતા નથી પણ જુદી જુદી અવસ્થાઓમાં રહે છે. તે અવસ્થા દ્રવ્યના પર્યાય રૂપે છે. અવસ્થા બદલાય છે ત્યારે નવીન અવસ્થાનો ઉત્પાદ થાય છે તે જ વખતે જુની અવસ્થાનો નાશ (વ્યય) થાય છે.

વળી દરેક દ્રવ્યમાં પોતપોતાના સ્વભાવિક ગુણો હોય છે તે ગુણોની અવસ્થા પણ બદલાયા કરે છે એટલે અવસ્થા (પર્યાય) દ્રવ્ય તેમજ દ્રવ્યના ગુણોમાં વર્તે છે એટલે દ્રવ્યો પોતપોતાના ગુણ પર્યાયોમાં જે રીતે રહે છે તેને જ્ઞાનથી અથવા મનથી જાણવા, વચનથી પ્રકાશમાં મૂકવા અને કાયાથી નિજ દ્રવ્યની શુદ્ધતા પ્રત્યે વર્તન કરવું તે સત્ય છે પરંતુ આવા પ્રકારના સત્યમા જ્ઞાનની જરૂર છે ત્યારે દુનિયામાં અજ્ઞાની વધારે છે તેમના આશ્વાસન અને કંઈક પ્રગતિ માટે જે સત્ય વ્યવહાર લોકપ્રસિદ્ધ છે તે પણ વ્યાવહારિક સત્ય છે

સત્યનું વિશેષ સ્વરૂપ સમજાવવા માટે સત્યને જુદી જુદી

દૃષ્ટિએ તપાસવું જોઇએ. તેમા પ્રથમ સાત નયથી સત્યનું સ્વરૂપ બતાવાય છે

**નિગમ નયનું સત્ય**—નિગમ નય બાહ્ય અંશ અને લોક સંજ્ઞા ઉપર આધાર રાખે છે અને વ્યવહાર નય સુધી પહોંચે છે. ભાષા સમિતિની સત્ય ભાષાના ૧૦ ભેદ તથા વ્યવહાર ભાષાના કેટલાક ભેદો નિગમ નયના સત્યમા દાખલ થાય છે જેમકે, છે પુરુષ પણ નાટકમાંનો પાઠ લીધો છે તેથી સ્ત્રી કહેવાય. સાધુના વેષમા દુરાચારીને લોક સાધુ કહે. લાકડા બળે છે પણ ચુલો બળે છે એમ કહેવાય. હંસમા નિશ્ચયથી પાંચે રંગ છે પણ ધોળો દેખાય છે એટલે હંસ ધોળો છે એમ કહેવાય.

**સંગ્રહ નય**—સામાન્ય સત્તા બતાવે છે તે વ્યવહાર નયનું સત્ય અથવા સર્વ પ્રકારના સત્યોને એક સામાન્ય શબ્દ 'સત્ય' મા મૂકે છે

**વ્યવહાર નયમાં સત્ય**—અહિં સત્ય મન અને વચનયોગ, વ્યવહાર મન તથા વચનયોગ અને તેને મળતુ વર્તન આવે છે એટલે મન, વચન અને કાયાથી અસત્ય વિચારવું નહિ, બોલવું નહિ અને કાયાથી અસત્ય ચેષ્ટા કરવી નહિ. અહિં ત્રણ યોગની સાથે ત્રિકાળિક ત્રણ કરણ લાગુ પાડીને નવ-કોટિના પ્રત્યાખ્યાન સાધુ લે છે એટલે મન, વચન અને કાયાથી અસત્ય કરવું નહિ, કરાવવું નહિ અને કરતા પ્રત્યે ભલુ જાણવું નહિ. તેમાં ભૂતકાળના દોષો માટે પ્રાયશ્ચિત્તથી નિવૃત્તિ, વર્તમાન અને ભવિષ્યમાં અસત્ય કરવું નહિ વગેરે ભેદો લાગુ પાડવા. સાધુ નિશ્ચય સત્યના ધ્યેયપૂર્વક વ્યવહાર નયનુ સત્ય આચરે છે

**ઋજુસૂત્ર નયમાં સત્ય**—આ નય સત્યતામાં વર્તમાન ઉપયોગ બતાવે છે. ભૂત અને ભવિષ્યની વાત કરતી નથી. વળી સંસારપક્ષમાં વ્યવહાર નયમાં જાય છે અને મોક્ષ માર્ગમાં શબ્દ નયમાં જાય છ

**શબ્દ નયનું સત્ય**–આ લેખમાં પ્રથમ સત્થી શરૂઆત કરી જે વ્યાખ્યા કરી તે વ્યાખ્યા પ્રમાણે શબ્દ નયની પ્રરૂપણા થાય છે અને સમ્યગ્ દર્શનનું સ્વરૂપ અને મોક્ષમાર્ગ પ્રકાશમાન થાય છે.

**સમભિરૂઢ નયનું સત્ય**–અહીં સંપૂર્ણ સત્ય પામવાની તૈયારી છે તે ક્ષપક શ્રેણી છે.

**એવંભૂત નયનુ સત્ય**–તે કેવળજ્ઞાન અને કેવળદર્શન તે સંપૂર્ણ સત્ય છે.

હવે ચાર નિક્ષેપામાં ' સત્ય ' મૂકાય છે

**નામ સત્ય**–' સત્ય ' એવી નામ સંજ્ઞા વગર કોઇ વ્યવહાર થાય નહિ, અહીં નામ નિક્ષેપના બીજા ભેદોની જરૂર નથી.

**સ્થાપના સત્ય**– ' સત્ય ' એવી લિપિ (અક્ષર) માં સ્થાપનાની પણ સૂત્ર જ્ઞાન માટે જરૂર છે અહીં સ્થાપના નિક્ષેપના બીજા ભેદોની જરૂર નથી

**દ્રવ્ય સત્ય**–તેના બે ભેદ–

(૧) આગમથી દ્રવ્ય સત્ય–તે ઉપયોગ વગર ' સત્ય ' પ્રરૂપનાર શાસ્ત્રોનો અભ્યાસ અથવા તો અભ્યાસ કર્યો છે પણ ઉપયોગમા નથી

(૨) નો–આગમથી દ્રવ્ય સત્ય તેના ત્રણ ભેદ:–

(૧) જ્ઞ–શરીર દ્રવ્ય સત્ય=સત્ય ભાવમા રહીને જેણે કાળ કર્યો છે તેનું શબ

(૨) ભવ્ય શરીર દ્રવ્ય સત્ય=ભવિષ્યમાં સત્યનો આરાધક થનાર જીવ

(૩) શરીર વ્યતિરિક્ત દ્રવ્ય સત્ય:–તેના ૩ ભેદ.–

( ı ) લૌકિક નોઆગમથી દ્રવ્ય સત્ય=લોક વ્યવહારની જેની

ભાષા સત્ય ગણાય છે અને વર્તન વ્યવહારથી પ્રામાણિક ગણાય છે

(II) લોકોત્તર નોઆગમથી દ્રવ્ય સત્ય–સત્ય તત્ત્વના લક્ષ્ય વગર અથવા સમ્યગ્ દર્શન વગર લોકોત્તર પક્ષમાં જેનુ વચન અને વર્તન વ્યવહારથી સત્ય ગણાય છે

(III) કુપ્રાવચન સત્ય.–કુ = ખરાબ, દુર્ગતિમા લઈ જનાર+પ્રા = કુદેવ, કુગુરૂ અને કુધર્મની માન્યતાવાળુ એટલે મનાય વિશિષ્ટ પણ તાત્ત્વિક રીતે ખોટુ + વચન = ભાષામા મુકાએલ શબ્દો, એટલે સંપૂર્ણ સત્યમાંથી જે પ્રકાશિત થાય છે, તેનાથી વિરૂદ્ધ વચન અને વર્તન છે છતાં તેને સત્ય માનવામાં આવે છે, આ ત્યાગ કરવા યોગ્ય છે

ભાવ સત્ય – તેના બે ભેદ – ૧. આગમથી ભાવ સત્ય–શુદ્ધ સત્ય તત્ત્વોનો ઉપયોગપૂર્વક અભ્યાસ. ૨. નોઆગમથી ભાવ સત્ય–સત્ય આચારવિચારના જેના ભાવ છે તેવો જીવ.

હવે સત્યના ચાર પ્રમાણ આપે છે

આગમ પ્રમાણ સત્ય–આ = આત્મ + ગમ = પ્રત્યક્ષ એટલે જેને ત્રિકાલિક સર્વ દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ સત્ય રૂપે આત્મ પ્રત્યક્ષ છે એવા સંપૂર્ણ સત્ય જાણનારાના પ્રવચનો જેમાં છે તેવા શાસ્ત્રોમાં જે 'સત્ય' પ્રરૂપણા છે તે 'આગમ પ્રમાણ સત્ય' છે ૭ દ્રવ્ય અને નવતત્ત્વ આગમ પ્રમાણ સત્ય છે

પ્રત્યક્ષ પ્રમાણુ સત્ય–તેના બે ભેદ.–

૧. આત્મ પ્રત્યક્ષ તેના બે ભેદ.–(૧) સંપૂર્ણ પ્રત્યક્ષ સત્ય તે કેવળ જ્ઞાન. (૨) દેશ પ્રત્યક્ષ–સત્ય અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન.

૨. ઈંદ્રિય અને મન પ્રત્યક્ષ તેના બે ભેદ.–(૧) મોક્ષમાર્ગનું

સત્ય. (૨) વ્યવહાર સત્ય. આટલા ભેદોથી સત્ય પ્રત્યક્ષ રીતે સાબિત કરી શકાય છે

**અનુમાન પ્રમાણ સત્ય**–કોઇ ચિન્હ જોઇને વસ્તુને સત્ય માનવી જેમકે યત્રની મદદ વગર પોતાની મેળે ગમનાગમન કરે તે જીવ હોવો જોઇએ સ્વપ્રત્યક્ષ આભાસથી પોતાના જીવનો નિશ્ચય કરવો. જ્યા પરસ્પર તત્ત્વોમાં વિરોધ નથી અને વિરોધાભાસ હોય તેનો સમન્વય થાય છે અને અપવાદ વગર સર્વ જીવોને કલ્યાણકારી છે તે સત્ય ધર્મ છે

**ઉપમા પ્રમાણ સત્ય**–સાગર અને પલ્યને કોઇએ માપ્યું નથી પણ સાગરોપમકાળ અને પલ્યોપમકાળ સત્ય છે કારણ કે સંપૂર્ણ સત્યની પ્રત્યક્ષ છે.

**વ્યવહાર સત્ય**–વ્યવહારના માર્ગાનુસારીપણાની રીતે જે સત્ય ગણાતું હોય તે વ્યવહાર સત્ય છે ત્યા મોક્ષમાર્ગનું લક્ષ હોય કે ન હોય પણ વ્યવહાર સત્ય અનીતિનો નિષેધ કરે છે

**નિશ્ચય સત્ય**–મોક્ષમાર્ગમાં સત્ય વચન (ભાષા સમિતિ) અને સત્ય વર્તન. વ્યવહારિક સત્ય વચન પણ મોક્ષમાર્ગમાં અસત્ય હોય જ્ઞાનદર્શન–ચારિત્રમાં રમણતા તે નિશ્ચય સત્ય છે

**સામાન્ય સત્ય :**– તે લોક વ્યવહારનું સત્ય છે

**વિશેષ સત્ય :**– તે મોક્ષમાર્ગનું સત્ય છે

**દ્રવ્યથી સત્ય :**– (૧) ઉપયોગ વગરનું સત્ય (૨) શુદ્ધ ધ્યેય વગરનું સત્ય (૩) બહારથી સત્ય, અદરથી અસત્ય

(૪) **સત્ય દ્રવ્ય**–સત્ય દ્રવ્યો છ પ્રકારના છે

**ક્ષેત્રથી સત્ય**–(૧) લોક અલોક ક્ષેત્ર સત્ય છે (૨) એક દેશમાં એક વસ્તુનું અમુક નામ હોય, બીજા દેશમાં તે નામનો વિપરીત અર્થ થતો હોય પણ પોતપોતાના ક્ષેત્રને હિસાબે તે સત્ય ગણાય.

**કાળથી સત્ય**–(૧) કાળથી દ્રવ્યો પર્યાયાંતર પામે છે, જે કાળે જે પર્યાય હોય તે કાળે તે પર્યાયથી તે દ્રવ્ય સંબોધિત થાય. (૨) અમુક વખતે અમુક રીવાજ સાચો ગણાય કાળાંતરે તે જ રીવાજ ખોટો ગણાય.

**ભાવથી સત્ય**–માસતુસ મુનિના શબ્દો બરાબર ન હતા પણ ભાવથી સત્ય હતા તેથી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું

**દ્રવ્ય**–સત્યનું દ્રવ્ય જીવ છે પણ અજીવ તેનો પ્રેરક નથી.

**ભાવ**–આત્માની સત્ય પરિણતિ તે સત્ય છે

**સત્યનો સ્યાદ્વાદ**–

૧ સ્યાદ્ અસ્તિ ચ એવ સત્ય–જ ૨ ક્રોડ અને ૯ ક્રોડ જીવ સંપૂર્ણ સત્યને પામેલા છે, અનંત અનંત સિદ્ધ ભગવાન્ અકર્મક સંપૂર્ણ શુદ્ધ એ જ સત્ય સ્વરૂપમાં છે ૪ થી ૧૨ ગુણસ્થાન સુધી સત્યની તારતમ્યતા છે બાકીના જીવો ક્વચિત વ્યવહારિક સત્યમાં હોય.

૨ સ્યાદ્ નાસ્તિ ચ એવ સત્ય–મિથ્યાત્વ અસત્ય જ છે.

૩ સ્યાદ્ અસ્તિ ચ નાસ્તિ ચ એવ સત્ય–કેટલાક લોક વ્યવહારથી સત્ય હોય પણ નિશ્ચયથી અસત્ય હોય, કેટલાક લોક શ્રદ્ધા આશ્રી સત્ય હોય પણ વર્તન–આશ્રી સત્ય ન હોય.

૪ સ્યાદ્ અવક્તવ્ય ચ એવ સત્ય–સત્યનું વર્ણન મોઢે સાથે બધું થઇ શકતું નથી, પરસ્પર વિરોધમાં અથવા અપ્રગટ વસ્તુમાં કોણ સાચું અને કોણ જૂઠું એનો નિર્ણય જ્ઞાની સિવાય કોઇ કરી શકે નહિ.

૫. સ્યાદ્ અસ્તિ ચ અવક્તવ્ય ચ એવ સત્ય–બાહ્યથી સાચું છે પણ અભ્યંતરથી સાચું છે કે નહિ તેનો નિર્ણય જ્ઞાની સિવાય થઇ શકે નહિ. દાખલો પ્રસન્નચંદ્ર રાજર્ષિ.

**૬. સ્યાદ્ નાસ્તિ ચ અવક્તવ્ય ચ એવં સત્યં**–(૧) બાહ્યથી ખોટુ છે પણ નિશ્ચયથી સાચું કે ખોટું તે જ્ઞાની સિવાય નિર્ણય થઈ શકે નહિ દાખલો અન્ય લિંગે સિદ્ધ

**૭. સ્યાદ્ અસ્તિ ચ નાસ્તિ ચ અવક્તવ્યં ચ એવં સત્યં**–વ્યવહારથી સાચુ છે, નિશ્ચયથી ખોટુ છે કારણ કે હિંસા-જનક છે તેનો આત્મ વિકાસ થશે કે નહિ તે કેવળી સિવાય કોઈ જાણે નહિ

## અચૌર્ય

અચૌર્ય એટલે ચોરી કરવી નહિ, તે તો આબાલવૃદ્ધ જૈનેતર પણ જાણે છે પણ એ તો અશથી સામાન્ય લૌકિક સ્વરૂપ થયું, વિશેષપણે અને વિસ્તારથી સમજવા માટે નયનિક્ષેપ વગેરે અનેક દૃષ્ટિથી જ અચૌર્યનું સ્વરૂપ જાણી શકાય, માટે જુદી જુદી દૃષ્ટિથી અચૌર્યનો વિચાર કરવામા આવે છે

**વ્યવહારથી અચૌર્ય.**

તેના ઉપર ચાર નય ઉતારવામાં આવે છે

(૧) **નિગમ નયનું અચૌર્ય**–અહીં શ્રાવકનુ અદત્તાદાન અણુવ્રત સમજવુ, તે પ્રતિક્રમણની ચોપડીમાથી જાણી લેવું

(૨) **સંગ્રહ નયનુ અચૌર્ય**–અહી અદત્તાદાનના સર્વ ભેદો એક અચૌર્ય શબ્દમા આવી જાય છે

(૩) **વ્યવહાર નયનુ અચૌર્ય**–તે પાચ મહાવ્રતધારી સર્વવિ-રતિ સાધુનુ અદત્તાદાન મહાવ્રત છે. અહીં જગલમા ચાલતા એક ખડની સળીની જરૂર પડે તો પણ તે શક્રેન્દ્રની અથવા ક્ષેત્રના માલિકની આજ્ઞા વગર ન લેવાય.

(૪) **ઋજુસૂત્ર નયનુ અચૌર્ય**–મનથી પણ કોઇની કોઈ પણ વસ્તુ પડાવી લેવાનો વિચાર ન થવો જોઈએ

નિશ્ચયથી અચૌર્ય–તેના ઉપર ત્રણ પર્યાયાર્થિક ભાવ નય ઉતારવામાં આવે છે–

(૫) શબ્દ નયથી અચૌર્ય–પોતાના આત્માની ચોરી કરવી નહિ, એટલે તેને છેતરવો નહિ, તેની ભાવ ઋદ્ધિમા હાનિ પહોંચે એવું કાર્ય કરવું નહિ, તે કામ પાચ મહાન્ આશ્રવ (મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને અશુભયોગ) ના ત્યાગથી થાય છે, તેમાં પણ તીર્થંકરની આજ્ઞા પ્રમાણે સમજીને કામ કરવાનું છે, નહિ કે પોતાની મેળે બળતુ સમજીને સ્વેચ્છાએ વિચરવાનું તીર્થંકરની આજ્ઞા હોવા ઉપરાંત ગુરૂની આજ્ઞા પણ સંજોગ અનુસાર હોવી જોઈએ. અહીં ગુ૦ ૪ થી ૧૨ સમજવા.

(૬) સમભિરૂઢ નયનુ અચૌર્ય–અહીં આત્મિક ઋદ્ધિને નુકશાન થતુ આપોઆપ બધ થઈ ગયુ છે, પણ પર-વસ્તુ (પુદ્ગળ દ્રવ્ય પ્રેરિયાવડી ક્રિયાથી) ગ્રહણ થાય તેનું પણ રૂંધન કરવાનું છે તે ગુ૦ ૧૩ને છેવટે થાય છે

(૭) એવભૂત નયનુ અચૌર્ય–કર્મ અગ્રહણ સ્વરૂપી ગુણસ્થાન ૧૪ અને સિદ્ધ—અવસ્થા.

અચૌર્યના નિક્ષેપા–

(૧) નામ અચૌર્ય–અવસ્તુ છે

(૨) સ્થાપના અચૌર્ય–તે શ્રાવક અને સાધુના વ્રતનું આરોપણ સ્થાપના એટલે અદત્તાદાન વ્રતનું પચ્ચક્ખાણ લેવું તે.

(૩) દ્રવ્ય અચૌર્ય–તેના બે ભેદ–

(૧) આગમથી દ્રવ્ય અચૌર્ય = ઉપયોગ વગર અચૌર્ય સબંધીત સૂત્ર અભ્યાસ.

(૨) નો-આગમથી દ્રવ્ય અચૌર્ય તેના ત્રણ ભેદ–

(અ) જ્ઞ-શરીર–તે અચૌર્યની આરાધના કરનાર જીવ હતો તે મરી ગયા પછી તેનું શબ

(ખ) ભવ્ય શરીર–ભવિષ્યમાં અચૌર્યની આરાધના કરનાર જીવ

(ક) તદ્ વ્યતિરિક્ત–તેના ત્રણ ભેદ–

(I) લૌકિક નો–આગમથી દ્રવ્ય અચૌર્ય–પચ્ચક્ખાણ વગર, લૌકિક નીતિ મુજબ, રાજ્ય અને લોકના ભયની ખાતર ચોરી તરીકે ગણાય એવું કામ કરવામાં આવે નહિ તે

(II) લોકોત્તર નો–આગમથી દ્રવ્ય અચૌર્ય–સમક્તિ–રહિત જૈન માર્ગના અચૌર્યની આરાધના

(III) કુપ્રાવચન નો–આગમથી દ્રવ્ય અચૌર્ય–ચોરી કરવી છતા ચોરીની અજ્ઞાનતા હોય જેમકે ગામ બહાર કે વનમાં જે આવે તે લઈ આશ્રમ બાધી રહે અને જે આવે તે ખાય તેમાં કોઇની આજ્ઞાની જરૂર ન સમજે એવા તાપસ, મિથ્યાત્વીરૂપી વગેરે, જીવના પ્રાણની ચોરી કરે (હિંસા કરે) છતા તેમાં હિંસા ન સમજે તેવા જીવ અજીવના જાણપણારહિત મિથ્યાત્વી ગુરૂઓના ખોટો આચાર.

**ભાવ અચૌર્ય**–તેના બે ભેદ–(૧) આગમથી ભાવ અચૌર્ય= ઉપયોગપૂર્વક અચૌર્ય સૂત્રને અભ્યાસ (જ્ઞાન, શ્રદ્ધા, આચરણ). (૨) નો–આગમથી ભાવ અચૌર્ય =અચૌર્ય સ્વરૂપમા રહેનાર જીવ તેમા અંશથી છેવટ સુધી જોતાં ગુ ૪ થી ૧૪મા પ્રવર્તતા તથા સિદ્ધ

## અચૌર્યના ૪ પ્રમાણ

**૧. આગમ પ્રમાણ અચૌર્ય**–સમક્તિ સહિત શ્રાવકનું અચૌર્ય અણુવ્રત અને સાધુનું અચૌર્ય મહાવ્રત, તેમા સાધુના મહાવ્રતની પાચ ભાવના તથા તીર્થંકર તથા ગુરૂની આજ્ઞાનું પાલન.

**૨. પ્રત્યક્ષ પ્રમાણ અચૌર્ય**–(૧) સ્વ પ્રત્યક્ષ આત્મવંચના ન કરવી તે (૨) પર પ્રત્યક્ષ–અદત્તાદાન વ્રતનું પાલન

૩. અનુમાન પ્રમાણ—જ્યાં મન, વચન, અને કાયાની નિર્દોષ એકતા જણાય ત્યાં અચૌર્ય અનુમાન કરવું

૪ ઉપમા અચૌર્ય—કોઇને હણીને તેના દ્રવ્ય પ્રાણની ચોરી ન કરવાથી તેમ જ કોઇની ચોરી ન કરવાથી કે કોઇને દુઃખ ન દેવાથી તેના ભાવ પ્રાણની ચોરી થતી નથી તેથી અચૌર્ય અહિંસા સ્વરૂપ છે

અચૌર્યનું આચરણ કરનાર જીવ પ્રામાણિક સત્યવાદી અને શુદ્ધ તત્ત્વપ્રકાશી હોય છે તેથી અચૌર્ય સત્ય સ્વરૂપ છે

કોઇની સ્ત્રીનું હરણ કરવું તે પણ ચોરી છે તેથી દ્રવ્યથી બ્રહ્મચર્ય પાળનાર આવી ચોરી કરતો નથી તેમજ આત્મવચનારૂપ ચોરીથી દૂર રહીને આત્મભાવમાં વિચરવાથી, અચૌર્ય બ્રહ્મચર્ય સ્વરૂપ છે

કોઇનો માલ લેવા માટે ચોરી થાય છે અને જેને અત્યંતર પરિગ્રહ ભાવ હોય છે તે ચોરી કરે છે માટે ચોરી નહિ કરવી તે અચૌર્ય, પરિગ્રહ ત્યાગ સ્વરૂપે પણ કામ કરે છે. આવી રીતે એક ગુણમાં આવિર્ભાવ થાય છે

દ્રવ્ય અચૌર્ય = કોઈ વસ્તુ લેવી નહિ.

ક્ષેત્ર અચૌર્ય = કોઇની જગ્યા, ક્ષેત્ર દબાવી લેવી નહિ

કાળથી અચૌર્ય = પ્રમાદ કરવો તે કાળનો દુર્વ્યયરૂપી ચોરી માટે અપ્રમાદ તે અચૌર્ય

ભાવથી અચૌર્ય = પરદ્રવ્યનું અગ્રહણ. અચૌર્ય ગુણનો આધાર તે જીવ દ્રવ્ય અને અચૌર્ય તે જીવનો ગુણ સમજવો.

## પરિગ્રહ–ત્યાગ

પરિગ્રહનો અર્થ—પરિ = ચારે કોરથી + ગ્રહ = ગ્રહણ કરવું પકડવું, બંધનમાં આવવું. એટલે જીવ જ્યાંથી આવે ત્યાંથી વસ્તુઓ

મેળવે છે અને તે વસ્તુઓની સાથે રાગદ્વેષથી બંધનમાં બંધાય છે તેમ જ કર્મથી બંધાય છે તે વસ્તુઓ તો પાર વગરની છે પણ મુખ્ય બે વિભાગમાં વહેચી શકાય–બાહ્ય–પરિગ્રહ અને અભ્યંતર–પરિગ્રહ

**બાહ્ય–પરિગ્રહ** પણ ઘણી જાતના છે પણ તેનો મુખ્ય નવ વિભાગમાં સમાવેશ કરી શકાય છે–(૧) જમીન, (૨) ઘર, (૩) રૂપુ, (૪) સોનુ, (૫) ધન, (૬) ધાન્ય, (૭) દુપદ (સગા–સંબંધી, નોકર–ચાકર વગેરે,) (૮) ચોપદ–દૂધાળાં ઢોર, ખેતીના ઢોર, વાહનના તથા પાળેલાં પશુ વગેરે (૯) કુવઇ–ઘર તથા વ્યાપારનો સામાન જેમકે વસ્ત્ર, પાત્ર, ફર્નીચર અને દરેક જાતની પરચુરણ ચીજો કે જેનો આઠ પરિગ્રહમા સમાવેશ નથી

**અભ્યતર પરિગ્રહ** તે આઠ કર્મ છે તેમાં મોહનીય કર્મ જીવના દુશ્મનોનો રાજા છે. તેને બે મુખ્ય પ્રધાન છે :–

૧ દર્શન મોહનીય તેના તાબામાં ત્રણ સુભટ છે :– મિથ્યાત્વ, મિશ્ર-મોહનીય, સમ્યક્ત્વ મોહનીય

૨ ચારિત્ર મોહનીય તેના બે મુખ્ય સુભટ છે, રાગ અને દ્વેષ

રાગના તાબામા માયા, લોભ, હાસ્ય, રતિ, સ્ત્રીવેદ, પુરૂષવેદ, નપુંસકવેદ એમ સાત છે અને દ્વેષના તાબામા ક્રોધ, માન, અરતિ, ભય, શોક, જુગુપ્સા એમ છ છે

મોહનીય કર્મથી બીજે નંબરે નામકર્મવાળુ શરીર છે કે જેને માટે જીવ સર્વ જાતના પરિગ્રહ એકઠા કરે છે મિથ્યાત્વાદિ પાચ મુખ્ય આસ્રવ અને ૧૮ પાપસ્થાનો તે પણ અભ્યતર પરિગ્રહનુ કામ કરે છે.

આ બધા અભ્યંતર અને બાહ્ય પરિગ્રહનો ત્યાગ થાય છે તેનુ ફળ મોક્ષ એટલે સાચું સુખ છે, ત્યારે પરિગ્રહને જે સુખરૂપ માનવામા આવે છે તે ખરી રીતે દુઃખનું કારણ છે એટલું જ નહિ પણ જ્ઞાનથી તપાસતાં દુ.ખરૂપ જ છે

૩. અનુમાન પ્રમાણ—જ્યાં મન, વચન, અને કાયાની નિર્દોષ એકતા જણાય ત્યાં અચૌર્ય અનુમાન કરવું.

૪ ઉપમા અચૌર્ય—કોઇને દબાવીને તેના દ્રવ્ય પ્રાણની ચોરી ન કરવાથી તેમ જ કોઇની ચોરી ન કરવાથી કે કોઇને દુઃખ ન દેવાથી તેના ભાવ પ્રાણની ચોરી થતી નથી તેથી અચૌર્ય અહિંસા સ્વરૂપ છે

અચૌર્યનું આચરણ કરનાર જીવ પ્રામાણિક સત્યવાદી અને શુદ્ધ તત્ત્વપ્રકાશી હોય છે તેથી અચૌર્ય સત્ય સ્વરૂપ છે

કોઇની સ્ત્રીનું હરણ કરવું તે પણ ચોરી છે તેથી બ્રહ્મચર્ય પાળનાર આવી ચોરી કરતો નથી તેમજ આત્મ-વચનારૂપ ચોરીથી દૂર રહીને આત્મભાવમાં વિચરવાથી, અચૌર્ય બ્રહ્મચર્ય સ્વરૂપ છે

કોઇનો માલ લેવા માટે ચોરી થાય છે અને જેને અસ્વત પરિગ્રહ ભાવ હોય છે તે ચોરી કરે છે માટે ચોરી નહિ કરવી તે અચૌર્ય, પરિગ્રહ ત્યાગ સ્વરૂપે પણ કામ કરે છે. આવી રીતે એક ગુણમાં આવિર્ભાવ થાય છે

દ્રવ્ય અચૌર્ય = કોઇ વસ્તુ લેવી નહિ.

ક્ષેત્ર અચૌર્ય = કોઇની જગ્યા, ક્ષેત્ર દબાવી લેવી નહિ.

કાળથી અચૌર્ય = પ્રમાદ કરવો તે કાળનો દુર્વ્યયરૂપી ચોરી માટે અપ્રમાદ તે અચૌર્ય

ભાવથી અચૌર્ય = પરદ્રવ્યનું અગ્રહણ. અચૌર્ય ગુણનો આધાર તે જીવ દ્રવ્ય અને અચૌર્ય તે જીવનો ગુણ સમજવો.

## પરિગ્રહ-ત્યાગ

પરિગ્રહનો અર્થ—પરિ = ચારે કોરથી + ગ્રહ = ગ્રહણ કરવું, પકડવું, બંધનમાં આવવું. એટલે જીવ જ્યાંથી આવે ત્યાંથી વસ્તુઓ

**૫. શબ્દ નયનો પરિગ્રહ-ત્યાગ**-પરિગ્રહ શબ્દના અર્થ પ્રમાણે બાહ્ય તેમજ અભ્યતર પરિગ્રહનો ત્યાગ અહીં સ્વીકારવામાં આવે છે તે એમ કહે છે કે '**निग्गंथं पावयणं अत्थं, परमत्थं, सेसं अणत्थं**' એટલે મિથ્યાત્વરૂપી અભ્યંતર પરિગ્રહનો નાશ થાય છે અને યથાતથ્ય વસ્તુસ્થિતિને સ્વીકારવામા આવે છે. જ્ઞાન, દર્શન ચારિત્રની આરાધના થાય છે.

**૬. સમભિરૂઢ નયનો પરિગ્રહ-ત્યાગ**-અહીં સર્વ પરિગ્રહ-ત્યાગની સન્મુખ છે એટલે ક્ષપક શ્રેણીમા છે આત્મ-સતોષમાં લીન થાય છે અને ક્ષીણ મોહ ગુણસ્થાન સુધી આવે છે

**૭ એવભૂત નયનો પરિગ્રહ ત્યાગ**-તેમા વ્યવહારથી કેવળી ભગવાન્ આવે છે અને નિશ્ચયથી સિદ્ધ ભગવાન આવે છે બન્નેના ભાવ એક સરખા છે પણ દ્રવ્ય ક્ષેત્રમાં ફરક હોવાથી કેવળી ભગવાન સસારમા છે અને હજી સિદ્ધ ગતિમા જવાનું છે ત્યારે સિદ્ધ ભગવાન સર્વ દ્રવ્ય અને ક્ષેત્ર રૂપી બધનથી પણ મુક્ત છે.

હવે નિક્ષેપામા પરિગ્રહ-ત્યાગ જોઇએ

**૧. નામ પરિગ્રહ-ત્યાગ**-(૧) મુક્તિનુ એવું નામ છે પણ કોઇ ગુણ નથી તેથી તે અવસ્તુ છે (૨) પરિગ્રહત્યાગ એવી નામ સજ્ઞા. (૩) કહેવાય છે ત્યાગી પણ મમત્વ છે, કલ્પ ઉપરાંત પરિગ્રહ રાખે છે વગેરે દોષો સેવે છે તે સાધુના આચારની અપેક્ષાએ નામ પરિગ્રહ-ત્યાગ કહેવાય

**૨. સ્થાપના પરિગ્રહ-ત્યાગ**-(૧) પરિગ્રહ-ત્યાગ એવા અક્ષરમાં સ્થાપના (૨) અજીવ અથવા એકેન્દ્રિય જીવોની પરિગ્રહ-ત્યાગ રૂપે સ્થાપના તે અવસ્તુ છે

**૩. દ્રવ્ય પરિગ્રહ-ત્યાગ**-

૧ આગમથી દ્રવ્ય પરિગ્રહ-ત્યાગ-પરિગ્રહ-ત્યાગ માટે શાસ્ત્રોના ઉપયોગ વગરનો અભ્યાસ

પરિગ્રહ મેળવવામા દુઃખ છે, સાચવવામા દુઃખ છે, ભોગવવામાં વિહ્વળતા અને અસંતોષનું દુઃખ છે, પરિગ્રહનો નાશ થાય ત્યારે આર્ત અને રૌદ્રધ્યાનનું દુઃખ છે, તે ઉપરાંત તે બધા સ્થાનોમા કર્મબંધ અને સંસારભ્રમણનું દુઃખ છે તેમાંનું એકે જાતનું દુઃખ મોક્ષમા નથી પણ અનંત સતત ત્રિકાળવર્તી એકાંત શુદ્ધ આત્મિક સુખ છે માટે મહર્ષિઓ સર્વ પરિગ્રહનો ત્યાગ કરે છે

હવે પરિગ્રહ–ત્યાગને કેટલીક દૃષ્ટિથી જોઈએ. તેમાં પ્રથમ ૭ નયથી તપાસીએ.

૧ નિગમ નયનો પરિગ્રહ–ત્યાગ–જેટલે દરજ્જે પરિગ્રહ ત્યાગ કર્યો હોય તેટલે દરજ્જે ( અંશે ) પરિગ્રહ ત્યાગ ગણાય. અહીં અકામ નિર્જરાવાળા ત્યાગીઓ તથા સકામ નિર્જરાવાળા શ્રાવકોનો સમાવેશ થઈ જાય છે

૨ સંગ્રહ નયનો પરિગ્રહ–ત્યાગ–પરિગ્રહ–ત્યાગ દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ભાવથી એમ ઘણી રીતે થાય છે અને તેથી ઘણા ભેદો ઉત્પન્ન થાય છે પણ તે સર્વ ભેદો એક સામાન્ય વચન 'પરિગ્રહ–ત્યાગ'માં આવી જાય છે

૩ વ્યવહાર નયનો પરિગ્રહ–ત્યાગ–આ સાધુ માટે છે સર્વ સંસારી પરિગ્રહનો તેમજ કલ્પ ઉપરાંત ઉપકરણોનો મનથી, વચનથી, કાયાથી, ત્યાગ કરવામા આવે છે તે પણ પરિગ્રહ કરવો નહિ, કરાવવો નહિ અને કરતા પ્રત્યે ભલું જાણવું નહિ એટલે ત્રણયોગને ત્રણકરણથી ગુણતા નવ કોટિએ પરિગ્રહ ત્યાગ થાય છે

૪ ઋજુ સૂત્ર નયનો પરિગ્રહ–ત્યાગ–પરિગ્રહ ત્યાગમા વર્તમાન ઉપયોગ તે એક બાજુ વ્યવહાર–નયમા જાય છે અને બીજી બાજુ આગળના નિશ્ચય નયોમાં જાય છે જેણે પરિગ્રહ ત્યાગ કર્યો હોય છતાં શરીર ઉપર મમત્વ કરે તેને આ નય પરિગ્રહ–ત્યાગી ન કહે

**૫. શબ્દ નયનો પરિગ્રહ-ત્યાગ**-પરિગ્રહ શબ્દના અર્થ પ્રમાણે બાહ્ય તેમજ અભ્યતર પરિગ્રહનો ત્યાગ અહીં સ્વીકારવામાં આવે છે તે એમ કહે છે કે '**निग्गंथं पावयणं अत्थं, परमत्थं, सेसं अणत्थं**' એટલે મિથ્યાત્વરૂપી અભ્યતર પરિગ્રહનો નાશ થાય છે અને યથાતથ્ય વસ્તુસ્થિતિને સ્વીકારવામાં આવે છે જ્ઞાન, દર્શન ચારિત્રની આરાધના થાય છે

**૬. સમભિરૂઢ નયનો પરિગ્રહ-ત્યાગ**-અહીં સર્વ પરિગ્રહ-ત્યાગની સન્મુખ છે એટલે ક્ષપક શ્રેણીમા છે આત્મ-સતોષમાં લીન થાય છે અને ક્ષીણ મોહ ગુણસ્થાન સુધી આવે છે

**૭ એવભૂત નયનો પરિગ્રહ ત્યાગ**-તેમા વ્યવહારથી કેવળી ભગવાન્ આવે છે અને નિશ્ચયથી સિદ્ધ ભગવાન આવે છે બન્નેના ભાવ એક સરખા છે પણ દ્રવ્ય ક્ષેત્રમાં ફરક હોવાથી કેવળી ભગવાન સસારમા છે અને હજી સિદ્ધ ગતિમાં જવાનુ છે ત્યારે સિદ્ધ ભગવાન સર્વ દ્રવ્ય અને ક્ષેત્ર રૂપી બધનથી પણ મુક્ત છે.

હવે નિક્ષેપામા પરિગ્રહ-ત્યાગ જોઇએ

**૧. નામ પરિગ્રહ-ત્યાગ**-(૧) મુક્તિનુ એવુ નામ છે પણ કોઇ ગુણ નથી તેથી તે અવસ્તુ છે (૨) પરિગ્રહત્યાગ એવી નામ સજ્ઞા (૩) કહેવાય છે ત્યાગી પણ મમત્વ છે, કલ્પ ઉપરાત પરિગ્રહ રાખે છે વગેરે દોષો સેવે છે તે સાધુના આચારની અપેક્ષાએ નામ પરિગ્રહ-ત્યાગ કહેવાય

**૨. સ્થાપના પરિગ્રહ-ત્યાગ**-(૧) પરિગ્રહ-ત્યાગ એવા અક્ષરમાં સ્થાપના (૨) અજીવ અથવા એકેન્દ્રિય જીવોની પરિગ્રહ-ત્યાગ રૂપે સ્થાપના તે અવસ્તુ છે

**૩. દ્રવ્ય પરિગ્રહ-ત્યાગ**-

૧ આગમથી દ્રવ્ય પરિગ્રહ-ત્યાગ-પરિગ્રહ-ત્યાગ માટે શાસ્ત્રોના ઉપયોગ વગરનો અભ્યાસ

૨ નો—આગમથી દ્રવ્ય પરિગ્રહ—ત્યાગ.— તેના ત્રણ ભેદ:—

(I) જ્ઞ—શરીર પરિગ્રહ—ત્યાગ.— ત્યાગીનું શબ.

(II) ભવ્ય શરીર પરિગ્રહ—ત્યાગ:— ભવિષ્યમાં પરિગ્રહ—ત્યાગ કરશે એવો ચરમ શરીરી જીવ.

(III) શરીર વ્યતિરિક્ત પરિગ્રહ—ત્યાગના ત્રણ ભેદ:—

(અ) નો—આગમથી લૌકિક દ્રવ્ય પરિગ્રહ—ત્યાગ.—લોક વ્યવહાર પ્રમાણે પરિગ્રહનો ત્યાગ કરવામાં આવે. જેમકે વિધવા આભૂષણ વગેરેનો ત્યાગ કરે. વિદ્યાર્થી તેજ વસ્તુનો ત્યાગ કરે, રોગી અપથ્યનો ત્યાગ કરે.

(બ) નો—આગમથી લોકોત્તર દ્રવ્ય પરિગ્રહ—ત્યાગ— સંસારી પરિગ્રહ ત્યાગીને સાધુ થયેલ છે પણ સમ્યગ્દર્શનને અભાવે પરિગ્રહ ત્યાગમાંથી આત્મ ભાવ કેળવવાનો હેતુ નથી પણ પરલોકના વૈભવ મેળવવો છે

(ક) નો—આગમથી કુપ્રા—વચન દ્રવ્ય પરિગ્રહત્યાગ— કહેવાય છે ઋષિ પણ સ્ત્રી અને કેટલોક સંસારી પરિગ્રહ રાખે છે ફક્ત ગામનો ત્યાગ—કરીને વનમાં આશ્રમમાં રહે છે એટલે કે વાસ્તવિક ત્યાગ નથી પણ બાલ તપ વગેરે હેતુથી વનમાં રહે છે.

૪ ભાવ પરિગ્રહ—ત્યાગ—તેના બે ભેદ—

૧. આગમથી ભાવ પરિગ્રહ ત્યાગ.—આગમપૂર્વક તેમજ ઉપયોગપૂર્વક ભાવ પરિગ્રહ ત્યાગનો અભ્યાસ છે

૨. નો આગમથી ભાવ પરિગ્રહ ત્યાગ.—દ્રવ્ય તથા ભાવ પરિગ્રહના ત્યાગી એવા જીવ.

હવે પરિગ્રહ ત્યાગના ચાર પ્રમાણ—

૧ આગમ—પ્રમાણ પરિગ્રહ ત્યાગ—૧ સમકિતસહિત

શ્રાવકના ૧૨ વ્રત અને ૧૧ પ્રતિમા તથા સાધુના પાંચ મહાવ્રત તથા બાર ભિક્ષુની પ્રતિમા (૨) મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને અશુભ યોગનો ત્યાગ (૩) જ્ઞાન, દર્શન, ચારિત્રમાં રમણુતા

**૨. પ્રત્યક્ષ પ્રમાણુ પરિગ્રહ–ત્યાગ**—(૧) પર પ્રત્યક્ષ-જૈન સાધુ (૨) સ્વ પ્રત્યક્ષ —આત્મ સતોષ.

**૩. અનુમાન પ્રમાણુ પરિગ્રહ–ત્યાગ** ·– દીક્ષાના ઉમેદવારના વૈરાગ્યની પરીક્ષા લઇને અનુમાન થાય કે તે ત્યાગ માટે ભાવિક છે

**૪. ઉપમા પ્રમાણુ પરિગ્રહ–ત્યાગ :**– જેમ આકાશને કોઇના આલંબનની જરૂર નથી તેમ ત્યાગીને કોઇના આશ્રયની જરૂર નથી ત્યાગી આકાશ માફક નિરાલબી છે, પવન માફક અપ્રતિબદ્ધ છે

હવે પરિગ્રહ–ત્યાગની તારતમ્યતા જોઇએ

૧ જે માણુસને જે મળે તેમા સતોષ જ ન થાય તેને અનંત અનુબંધવાળો પરિગ્રહ છે.

૨ જે માણુસને જેટલું મળે તેથી સંતોષ પામે તેને અપ્રત્યાખ્યાનીવાળો પરિગ્રહ છે

૩ જે માણુસ પરિગ્રહની હદ બાધે તેને પ્રત્યાખ્યાની પરિગ્રહ છે

૪ જે માણુસ સર્વ સસારી પરિગ્રહનો ત્યાગ કરે અને પરભવમા મેળવવા ઈચ્છા ન કરે તેને સંજવલની પરિગ્રહ છે.

૫ જેણે દ્રવ્યથી સર્વ સંસારી પરિગ્રહ તેમજ ભાવથી સર્વ પરિગ્રહ–ત્યાગ કર્યો છે, ઇષ્ટ–અનિષ્ટપણાની બુદ્ધિ નથી, સપૂર્ણ સમતા ભાવમાં રહે છે તે વીતરાગ છે

વ્યવહારથી પરિગ્રહ ત્યાગ–તે જૈન સાધુ છે.

નિશ્ચયથી પરિગ્રહ–ત્યાગ–ગુ ૧૨, ૧૩, ૧૪ અને સિદ્ધ.

સામાન્યથી પરિગ્રહ–ત્યાગ–સમકિતી શ્રાવકમા હોય

૨ નો—આગમથી દ્રવ્ય પરિગ્રહ—ત્યાગ— તેના ત્રણ ભેદ—

(I) જ્ઞ—શરીર પરિગ્રહ—ત્યાગ— ત્યાગીનું શબ

(II) ભવ્ય શરીર પરિગ્રહ—ત્યાગઃ— ભવિષ્યમાં પરિગ્રહ—ત્યાગ કરશે એવો ચરમ શરીરી જીવ.

(III) શરીર વ્યતિરિક્ત પરિગ્રહ—ત્યાગના ત્રણ ભેદ—

(અ) નો—આગમથી લૌકિક દ્રવ્ય પરિગ્રહ—ત્યાગ—લોક વ્યવહાર પ્રમાણે પરિગ્રહનો ત્યાગ કરવામાં આવે. જેમકે વિધવા આભૂષણ વગેરેનો ત્યાગ કરે. વિદ્યાર્થી તેજ વસ્તુનો ત્યાગ કરે, રોગી અપથ્યનો ત્યાગ કરે.

(બ) નો—આગમથી લોકોત્તર દ્રવ્ય પરિગ્રહ—ત્યાગ— સંસારી પરિગ્રહ ત્યાગીને સાધુ થયેલ છે પણ સમ્યગ્દર્શનને અભાવે પરિગ્રહ ત્યાગમાંથી આત્મ ભાવ કેળવવાનો હેતુ નથી પણ પરલોકના વૈભવ મેળવવો છે.

(ક) નો—આગમથી કુપ્રા—વચન દ્રવ્ય પરિગ્રહત્યાગ— કહેવાય છે ઋષિ પણ સ્ત્રી અને કેટલોક સંસારી પરિગ્રહ રાખે છે ફક્ત ગામનો ત્યાગ—કરીને વનમાં આશ્રમમાં રહે છે એટલે કે વાસ્તવિક ત્યાગ નથી પણ બાલ તપ વગેરે હેતુથી વનમાં રહે છે.

૪ ભાવ પરિગ્રહ-ત્યાગ-તેના બે ભેદ—

૧. આગમથી ભાવ પરિગ્રહ ત્યાગ—આગમપૂર્વક તેમજ ઉપયોગપૂર્વક ભાવ પરિગ્રહ ત્યાગનો અભ્યાસ છે.

૨ નો આગમથી ભાવ પરિગ્રહ ત્યાગ.—દ્રવ્ય તથા ભાવ પરિગ્રહના ત્યાગી એવા જીવ.

હવે પરિગ્રહ ત્યાગના ચાર પ્રમાણ—

૧ આગમ-પ્રમાણ પરિગ્રહ ત્યાગ—૧. સમકિતસહિત

શ્રાવકના ૧૨ વ્રત અને ૧૧ પ્રતિમા તથા સાધુના પાંચ મહાવ્રત તથા બાર ભિક્ષુની પ્રતિમા (૨) મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને અશુભ યોગનો ત્યાગ (૩) જ્ઞાન, દર્શન, ચારિત્રમા રમણતા

**૨. પ્રત્યક્ષ પ્રમાણુ પરિગ્રહ–ત્યાગ**—(૧) પર પ્રત્યક્ષ-જૈન સાધુ (૨) સ્વ પ્રત્યક્ષ—આત્મ સતોષ

**૩. અનુમાન પ્રમાણુ પરિગ્રહ–ત્યાગ** .– દીક્ષાના ઉમેદવારના વૈરાગ્યની પરીક્ષા લઈને અનુમાન થાય કે તે ત્યાગ માટે ભાવિક છે

**૪. ઉપમા પ્રમાણુ પરિગ્રહ–ત્યાગ** :– જેમ આકાશને કોઈના આલંબનની જરૂર નથી તેમ ત્યાગીને કોઈના આશ્રયની જરૂર નથી ત્યાગી આકાશ માફક નિરાલબી છે, પવન માફક અપ્રતિબદ્ધ છે

હવે પરિગ્રહ–ત્યાગની તારતમ્યતા જોઈએ

૧ જે માણસને જે મળે તેમા સતોષ જ ન થાય તેને અનત અનુબંધવાળો પરિગ્રહ છે.

૨ જે માણસને જેટલુ મળે તેથી સંતોષ પામે તેને અપ્રત્યાખ્યાનીવાળો પરિગ્રહ છે

૩ જે માણુસ પરિગ્રહની હદ બાધે તેને પ્રત્યાખ્યાની પરિગ્રહ છે

૪ જે માણુસ સર્વ સસારી પરિગ્રહનો ત્યાગ કરે અને પરભવમા મેળવવા ઈચ્છા ન કરે તેને સંજ્વલની પરિગ્રહ છે.

૫. જેણે દ્રવ્યથી સર્વ સંસારી પરિગ્રહ તેમજ ભાવથી સર્વ પરિગ્રહ–ત્યાગ કર્યો છે, ઇષ્ટ–અનિષ્ટપણાની બુદ્ધિ નથી, સપૂર્ણ સમતા ભાવમા રહે છે તે વીતરાગ છે

વ્યવહારથી પરિગ્રહ ત્યાગ–તે જૈન સાધુ છે.

નિશ્ચયથી પરિગ્રહ–ત્યાગ–ગુ ૧૨, ૧૩, ૧૪ અને સિદ્ધ.

સામાન્યથી પરિગ્રહ–ત્યાગ–સમકિતી શ્રાવકમા હોય

વિશેષથી પરિગ્રહ–ત્યાગ–સાધુમાં હોય.

દ્રવ્યથી પરિગ્રહ–ત્યાગ–અંશથી કે સર્વથા બાહ્ય પરિગ્રહનો ત્યાગ.

ક્ષેત્રથી પરિગ્રહ–ત્યાગ–(૧) કોઇ ક્ષેત્રમાં મમત્વ ન રાખવું તે. (૨) ક્ષેત્રની હદ બાંધવી. (૩) સ્થિર આસન.

કાળથી પરિગ્રહ–ત્યાગ–ઇત્વરિક કે યાવજ્જીવન.

ભાવથી પરિગ્રહ–ત્યાગ–સમકિત, વિરતિપણું, અપ્રમાદ અને અકષાયના ભાવો. આત્મસંતોષમાં લીન.

દ્રવ્ય–સંતોષ ( પરિગ્રહ–ત્યાગભાવ ) તેનું દ્રવ્ય જીવ છે.

ભાવ–પરિગ્રહત્યાગ ભાવ તે આત્માની શુદ્ધ પરિણતિ છે.

પરિગ્રહ–ત્યાગનો સ્યાદ્વાદ એકાદ બે નીચેના દૃષ્ટાંતથી સમજી લેવો.

૧ સ્યાદ્ અસ્તિ ચ એવ – પરિગ્રહ–ત્યાગ–(૧) ઋજુસૂત્ર નયની અપેક્ષાએ જે વખતે ક્ષયોપશમિક કે ઓપશમિક ત્યાગભાવ હોય છે તે સમયે પરિગ્રહ–ત્યાગ છે (૨) ક્ષાયક ભાવમાં જે શુદ્ધ ભાવો ઉત્પન્ન થવા છે તે તેવા જ રહેવાના.

૨ સ્યાદ્ નાસ્તિ ચ એવ પરિગ્રહ–ત્યાગ—(૧) અવિરતિમાં દ્રવ્ય પરિગ્રહ–ત્યાગની નાસ્તિ છે (૨) મિથ્યાત્વમાં ભાવ પરિગ્રહ–ત્યાગની નાસ્તિ છે

૩ સ્યાદ્ અસ્તિ ચ નાસ્તિ ચ એવ પરિગ્રહ–ત્યાગ—(૧) દ્રવ્ય સાધુમાં પરિગ્રહ–ત્યાગની અસ્તિ છે ભાવ પરિગ્રહ–ત્યાગની નાસ્તિ છે (૨) કંઇક ત્યાગ છે અને કંઇક નથી એવો શ્રાવક.

૪ સ્યાદ્ અવક્તવ્ય ચ એવ પરિગ્રહ–ત્યાગ—એકી વખતે સર્વે પરિગ્રહ–ત્યાગનું વર્ણન થઇ શકે નહિ.

૫. સ્યાદ્ અસ્તિ ચ અવક્તવ્ય ચ એવ પરિગ્રહ

ત્યાગ—સાધુ છે, ત્યાગી છે પણ ભાવથી ત્યાગી છે તે છદ્મસ્થથી કહી શકાય નહિ

૬. **સ્યાદ્ નાસ્તિ ચ અવક્તવ્યં ચ એવ પરિગ્રહ-ત્યાગ**–ત્યાગ દેખાતો નથી પણ ભાવથી ત્યાગના પરિણામ છે કે નહીં તે છદ્મસ્થથી કહી શકાય નહિ. દૃષ્ટાત અન્ય લિંગે સિદ્ધા.

૭. **સ્યાદ્ અસ્તિ ચ નાસ્તિ ચ અવક્તવ્યં ચ એવં પરિગ્રહ-ત્યાગ**—કંઈક ત્યાગ, કઈક પરિગ્રહ એવો શ્રાવક કે જેના ભાવ છદ્મસ્થ ન જાણી શકે



# બ્રહ્મચર્ય

*

**અર્થ** —બ્રહ્મ=આત્મા + ચર્ય=રમણતા, એટલે વાસ્તવિક અર્થ આત્મરમણતા થાય છે પણ રૂઢીથી તેનો અર્થ મૈથુન ત્યાગ થાય છે તેનાં બે કારણ છેઃ ૧ પાંચે ઇન્દ્રિયોના બીજા વિષયો આવી મળતા સમભાવે ( રાગદ્વેષ રહિત ) વેદવા છતાં આત્મભાવ ચાલુ રહી શકે છે પણ મૈથુનભાવ આત્મરમણતાની વિમુખ છે ૨ મૈથુન શબ્દ મિથુન ( જોડું ) ઉપરથી બનેલ છે, મૈથુનમાં જેમ શરીર સબંધ ( બે શરીરના જોડા )ની વ્યવહારિક મુખ્યતા છે તેમ નિશ્ચયથી બે દ્રવ્ય, જીવ અને પુદ્ગળનો રાગદ્વેષ રૂપી બંધનયુક્ત સબંધ પણ મિથુન (જોડું) છે

મૈથુન યોગ્ય શરીર બે પ્રકારના છે—(૧) ઔદારિક શરીર તે મનુષ્ય અને તિર્યંચના કે જે સ્ત્રી, પુરૂષ કે નપુંસક લિંગે હોય અને (૨) વૈક્રિય શરીર તે દેવ અને દેવીને હોય. તે બે શરીરને મન વચન અને કાયાના ત્રણ યોગથી સબંધ કરવો નહિ, કરાવવો નહિ અને કરતાં પ્રત્યે અનુમોદવું નહિ. (રૂડું જાણવું નહિ) એમ ૧૮ પ્રકારે અબ્રહ્મચર્યનો ત્યાગ કરવો અને જેમ ફળફુલયુક્ત વૃક્ષો તથા અનાજના ક્ષેત્રોનું કાંટા, તાર કે પત્થર આદિ વાડથી રક્ષણ થાય છે તેમ બ્રહ્મચર્યની નવ વાડથી બ્રહ્મચર્યનું રક્ષણ કરવું.

આવા પ્રકારનું બ્રહ્મચર્ય સાધુએ પાળવું જોઈએ, આટલેથી પુરતું નથી. આ વ્યવહારિક બ્રહ્મચર્ય તે નિશ્ચય બ્રહ્મચર્ય આત્મ રમણતાનું કારણ છે એટલે તેને માટે આત્મરમણતા મુદ્દાથી મુકવામા આવે છે તેનો લાભ લઈ સાધુએ આત્મરમણતા કરવી જોઈએ.

છદ્મસ્થ બ્રહ્મચર્યના રક્ષણ માટે નવ વા  રાખે છે અને કેવળી ભગવાન ક્ષાયક અવેદીભાવવાળા હોવા છતાં ધર્મની પ્રતિજ્ઞારૂપી

વ્યવહાર માટે તે વાડોનું ઉલ્લંઘન કરતાં નથી, માટે અહીં બ્રહ્મચર્યની નવ વાડ બતાવવામા આવે છે:—

૧. બ્રહ્મચારી સાધુએ સ્ત્રી, પશુ કે નપુંસકવાળા સ્થાનમાં રહેવું નહિ તેમની સાથે એકાંત કરવી નહિ, તેમનો પરિચય કરવો નહિ, રાત્રિએ તેમનો કોઇપણ પ્રકારનો સંયોગ મેળવવો નહિ, કારણકે તેમના અંગ ઉપાંગ, ગુહ્યભાગ, કંદર્પ, કુચેષ્ટા જોવાઇ જાય તો સત્તામાં રહેલ વેદ મોહનીય કર્મનો ઉદય થાય અને મનથી કામ ઇચ્છા પ્રગટ થાય તેમાં તીવ્રતા વધે તો બધી રીતે બ્રહ્મચર્યનો ભંગ થવાનો સંભવ છે.

એક સ્થાનમાં ઘી અને અગ્નિ રાખેલ હોય તો અગ્નિની ઉષ્ણતા વાયુદ્વારા ઘી સુધી પહોચી જાય તેથી ઘી ઓગળી જાય તેમ સ્ત્રી પરિચયથી પુરુષ વેદ પ્રગટ થાય છે

સમોસરણમાં ઉપદેશ ચાલતો હોય તે વખતે સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવીકા પોતપોતાના યોગ્ય સ્થાને ગોઠવાઇને ઉપદેશ સાંભળતાં હોય ત્યાં સ્ત્રી પુરુષ પરિચય થતો નથી તેથી આ વાડને બાધા આવતી નથી પણ કોઇ પણ કારણે રાત્રિના સમયે બ્રહ્મચારી સાધુ સ્ત્રીના કોઈ પણ પ્રકારના સબંધમાં આવતા નથી, ઉપદેશક અને શ્રોતાનો સંબધ પણ રાત્રે હોય નહિ.

શ્રી મહાવીર સ્વામીના સમોસરણમા મૂળ વિમાન સહિત સૂર્યદેવ એકવાર આવવાથી શ્રી મૃગાવતી સાધ્વીજીને દિવસ રાત્રિની ખબર ન રહેવાથી સાધ્વીજીને રહેવાને સ્થાને રાત્રે ગયા ત્યારે શ્રી ચંદનબાળા સાધ્વીજીએ ઠપકો આપ્યો હતો અને મૃગાવતી સાધ્વીજી પસ્તાવો કરતા કરતા ક્ષપક શ્રેણીએ ચડી ગયા આ ઉપરથી જોવાનું કે બ્રહ્મચારી સાધુ પાસે રાત્રિએ ઉપદેશ માટે પણ સ્ત્રીઓ ન જાય એવો બ્રહ્મચારીનો આચાર છે અને તેમાંજ તેની પ્રતિષ્ઠા છે, કારણકે ગામને મોઢે ગરણું બધાતુ નથી, ગમે તેવી સંશયાત્મક વાતો થાય, વળી ભ્રષ્ટ થતાં વાર લાગતી નથી.

૨ ભીંતને આંતરે સ્ત્રી પુરુષ ક્રીડા કરતા હોય તેવા સ્થાને બ્રહ્મચારી સાધુ રહે નહિ. જેમ કોઈ માણસ લીંબુ ચુસતો હોય તે જોઈને બીજાને મોઢામાં પાણી આવે તેમ ભોગવતા ભોગનો અવાજ સાંભળીને ભોગની ઇચ્છા થાય.

૩ સ્ત્રીના મનોહર અંગઉપાંગ નિરખવાં નહિ. મનોહર અંગઉપાંગ સત્તામાં રહેલ વેદ મોહને આકર્ષવામાં શસ્ત્ર સમાન છે સાધુને ચળાવવા આવા શસ્ત્રનો કોઈ વખતે ઉપયોગ થાય છે ત્યારે તે સાનુકૂળ પરિષહ નિર્વિકારી ભાવે સાધુએ સહન કરવા માટે સાવધાન રહેવું જોઈએ.

**કેટલાક દ્રવ્યલિંગી, સ્ત્રીઓના મનોહર અંગ ઉપાંગ જોવાની મોજ માટે આલાપ-સંલાપ આદિથી સ્ત્રીઓ સાથે પરિચય વધારે છે, સ્ત્રી સન્માનના ઓઠા નીચે સ્ત્રીઓને આકર્ષે છે, રાત્રિ પરિચય કરે છે, એકાંત મેળવવા પ્રયત્ન કરે છે આવા દ્રવ્યલિંગીઓથી સ્ત્રીઓએ તેમજ જનતાએ સાવચેત રહેવું જોઈએ.**

૪ સાધુએ પૂર્વ ભોગ સંભારવા નહિ તેમ જ અજાણતાં જોવાઈ ગયેલી સુંદર સ્ત્રી વગેરેને સ્મૃતિમાં લાવવા નહિ. ચક્રવર્તીની સ્ત્રીરત્ન પૂર્વભોગ સંભારી શોક કરીને નરક સુધી જાય છે નિર્વિષ સાપની એંઠ ખીર આદિ ચીજમાં વગર જોયે અજાણતા ખવાઈ જાય તો તેને કાંઈ ઝેર ચડીને તે માણસ મરી ન જાય પણ કેટલેક કાળે તેને જાણવાનું મળે કે તેણે જે ખીર ખાધુ હતુ તેમાંથી સાપ નીકળ્યો હતો તે માણસ ઝેરના ધ્રાસકાથી જ મરી જાય. તેમ ભોગ ભોગવવામાં આસક્તિ ન હતી તેથી વિશેષ આસક્તિ પૂર્વભોગ સંભારવાથી ફાંસ આવી જાય અને બ્રહ્મચર્ય ખંડિત થાય.

૫. સ્ત્રી બેઠી હોય ત્યાં એક મુહૂર્ત સુધી ( સ્ત્રી ઉઠ્યા પછી ) બ્રહ્મચારીએ બેસવું નહિ, કારણકે સમયે સમયે અનંતા પુદ્ગલ

સ્કંધો શરીરમા આવે છે અને અનતા બહાર નીકળે છે સ્ત્રી ઉઠયા પછી સ્ત્રીના શરીરના પુદ્ગળો અંતર્મુહૂર્ત સુધી ત્યા રહે છે. નહિ જોવામા આવતા એવા સ્ત્રીના પુદ્ગળોનો પણ બ્રહ્મચારી સ્પર્શ ન કરે કારણકે સૂક્ષ્મ પુદ્ગળો કાર્મણ શરીરને આકર્ષે વળી વધારે પડતા કામી પુરુષો સ્ત્રીઓની બેઠક જ વધારે પસદ કરે, માટે બ્રહ્મચારીએ સાવધાન રહેવું

૬. સ્ત્રી કથા કરવી નહિ કામ ઉત્પન્ન થાય એવી રીતે સ્ત્રીના અગઉપાગ, લાવણ્ય, રાગરાગણી, શૃંગાર દેશદેશની સ્ત્રીઓની રીતભાત, ઇચ્છા વગેરેની વાતો કરવી નહિ તેમ જ સાંભળવી નહિ વસ્તુ સ્વરૂપના કથન માટે શાસ્ત્રમા જુગલીયા મનુષ્યો, દેવ, દેવીના શરીરના કથન આવે છે તેમા રાગભાવ લાવવો નહિ, પણ શરીરની અનિત્યતા વગેરે ભાવના ભાવવી

૭. શરીરની શુશ્રુષા જેમકે સ્નાન, વિલેપન, માલીસ, તેલ, મર્દન વગેરે બ્રહ્મચારીએ કરવા નહિ, કારણકે તેથી શરીર મમત્વ અને ભોગની ઇચ્છા થાય છે

૮. ઘી, ગોળ, ખાડ, સાકર, તેલ, દૂધ, દહીં વગેરે નિતરતા હોય એવો આહાર કરવો નહિ પણ શાસ્ત્ર અભ્યાસ માટે દૂધની જરૂર પડે, અરૂચી માટે દહીની જરૂર પડે, વગેરે કારણે વાપરવામાં બાધા નથી, શરીરની પુષ્ટિ કે કામભોગના વિચારથી વિગય વાપરવુ નહિ

૯. સંયમ નિર્વાહ કે જીવિતવ્યના કારણો માટે જેટલો આહાર જોઇએ તેથી કંઇક ઓછો આહાર કરવો કે જેથી સજ્ઝાય ધ્યાનમાં ચિત્ત રાખી શકાય અને કામની પુષ્ટિ થાય નહિ કામને જીતવા માટે અણુસણ (ઉપવાસ) અમોઘ સાધન છે કે જેથી તે જ થયેલી ઇંદ્રિયો મંદ થઈ જાય છે

**બ્રહ્મચર્યની નવ વાડ શાસ્ત્ર કથિત છે, જાણી જોઇને એક વાડ ન ભાંગવા છતાં ફક્ત સ્મૃતિથી મન આડું અવળું ભમે છે અને માનસિક બ્રહ્મચર્યમાં ભગ પાડે છે ત્યારે જેઓ જાણી જોઇને એક કે વધારે વાડનો ભંગ કરે**

૨ ભીંતને આંતરે સ્ત્રી પુરુષ ક્રીડા કરતા હોય તેવા સ્થાને બ્રહ્મચારી સાધુ રહે નહિ. જેમ કોઈ માણસ લીંબુ ચુસતો હોય તે જોઈને બીજાને મોઢામાં પાણી આવે તેમ ભોગવતા ભોગનો અવાજ સાંભળીને ભોગની ઇચ્છા થાય.

૩ સ્ત્રીના મનોહર અંગોપાંગ નિરખવાં નહિ. મનોહર અંગોપાંગ સત્તામાં રહેલ વેદ મોહને આકર્ષવામાં શસ્ત્ર સમાન છે સાધુને સળગાવવા આવા શસ્ત્રનો કોઈ વખતે ઉપયોગ થાય છે ત્યારે તે સાનુકૂળ પરિષહ નિર્વિકારી ભાવે સાધુએ સહન કરવા માટે સાવધાન રહેવું જોઈએ.

**કેટલાક દ્રવ્યલિંગી, સ્ત્રીઓના મનોહર અંગ ઉપાંગ જોવાની મોજ માટે આલાપ-સંલાપ આદિથી સ્ત્રીઓ સાથે પરિચય વધારે છે, સ્ત્રી સન્માનના ઓઠા નીચે સ્ત્રીઓને આકર્ષે છે, રાત્રિ પરિચય કરે છે, એકાંત મેળવવા પ્રયત્ન કરે છે આવા દ્રવ્યલિંગીઓથી સ્ત્રીઓએ તેમજ જનતાએ સાવચેત રહેવું જોઈએ.**

૪ સાધુએ પૂર્વ ભોગ સંભારવા નહિ તેમ જ અગાઉ ભોગવાઈ ગયેલી સુંદર સ્ત્રી વગેરેને સ્મૃતિમાં લાવવાં નહિ. ચક્રવર્તીની સ્ત્રીરત્ન પૂર્વભોગ સંભારી શોક કરીને નરક સુધી જાય છે નિર્વિષ સાપની ઓળ દહીં આદિ ચીજમાં વગર જોયે અજાણતાં ખવાઈ જાય તો તેને કાંઈ ઝેર ચઢીને તે માણસ મરી ન જાય પણ કેટલેક કાળે તેને જાણવાનું મળે કે તેણે જે દહીં ખાધું હતું તેમાંથી સાપ નીકળ્યો હતો તે માણસ જેવા ધ્રાસકાથી જ મરી જાય. તેમ ભોગ ભોગવવામાં આસક્તિ ન હતી તેથી વિશેષ આસક્તિ પૂર્વભોગ સંભારવાથી ઉદય આવી જાય અને બ્રહ્મચર્ય ખંડિત થાય.

૫. સ્ત્રી બેઠી હોય ત્યાં એક મુહૂર્ત સુધી (સ્ત્રી ઉઠ્યા પછી) બ્રહ્મચારીએ બેસવું નહિ, કારણકે સમયે સમયે બનતા પ્રસંગ

**પણ કોઇ શીથિલ અને દ્રવ્ય સાધુ સ્થુલીભદ્રની વાત આગળ કરીને સ્ત્રીઓના પરિચયમાં રહેવા માટે પોતાનો બચાવ કરે તે નથી ઉત્સર્ગ માર્ગ કે અપવાદ માર્ગ કારણ કે જાણી જોઇને પોતાની ઇચ્છાથી જ પરિચય થાય તે એક પણ માર્ગ નથી પરંતુ અભિનિવેશિક છે.**

વળી વીતરાગની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર સાધુ કોઈને વીતરાગની આજ્ઞામાં લાવી શકતા નથી. પણ વીતરાગની આજ્ઞા બહાર ખેંચી જાય છે.

લોક સંજ્ઞામા કદાચ આરંભ, સમારંભવાળો કંઈક ઉપકાર દેખાય પણ તત્ત્વ દૃષ્ટિએ વ્યર્થ હોય માટે મુમુક્ષુ સાધુઓએ સરળતાપૂર્વક વીતરાગની આજ્ઞા સમજીને નવ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળવું અને જનતાએ આજ્ઞામા રહેનાર સાધુનું આલંબન લેવું તો જ ખરો કલ્યાણ માર્ગ મળે.

**બીજી વાત એ છે કે ઝાડો, પેશાબ, અનિવાર્ય સાધુની વૈયાવચ્ચ એવા ગાઢાગાઢ કારણ સિવાય સાધુને રાત્રે ઉપાશ્રયની બહાર જવાનો નિષેધ છે તો પછી રાત્રે સભા ભરવી, સ્ત્રીઓનો પરિચય કરવો વગેરે રાત્રે સાધુ માટે સંભવિત જ નથી, અને જિનાજ્ઞાનું ઉલ્લંઘન કરનારા કદી સંસારનો પાર પામતા જ નથી.**

વળી રાત્રે ગાઢાગાઢ કારણે પણ જવા આવવા માટે ખાસ વિધિ છે, માથે કામળ ઓઢવાની, દિવસમા જોયેલી જગ્યાએ ચાલવું, રજોહરણથી પૂજતા પૂજતા ચાલવુ વગેરે. જિનાજ્ઞાનું ઉલ્લંઘન કરનાર સાધુ કહેવાય જ નહિ માટે મુમુક્ષુએ સાધુની રીતભાત જાણવી જોઈએ અને યોગ્ય સાધુનો આદર કરવો જોઇએ, બાકીનાનો ત્યાગ કરવો જોઇએ હવે બ્રહ્મચર્યને કેટલીક દૃષ્ટિથી તપાસીએ

**વ્યવહાર બ્રહ્મચર્ય**-તેના બે ભેદ: ૧ દ્રવ્ય બ્રહ્મચર્ય-ફક્ત કાયાથી મૈથુનનો ત્યાગ. જેમકે સ્ત્રી ન મળે તેથી અથવા વિધવાને લોક

છે અને જનતામાં પોતાની વિશેષતા બતાવવા પ્રયત્ન કરે છે તેને ખરો બ્રહ્મચારી ન સમજવો. પણ ઢોંગી સમજવો. કારણકે કડમાઓ‌ેઠઠે, કરવા માંડ્યુ તે કર્યું દોષના સેવનમાં એક પગથીયું ઉતર્યા એટલે વધારે નીચેના પગથીયે જવાનું જ બને કે પોલ ન પકડાય ત્યાં સુધી આબરૂ કહાય જળવાઇ રહે પણ વીતરાગની આજ્ઞા જે જાણી જોઇને ઉથાપે છે તેના આત્માનું કદી કલ્યાણ થતુ નથી. જ્યારે જીવ સુધરે ત્યાર બાદ ફરી વિકાસ થાય પણ ન સુધરે ત્યાં સુધી તે પડતો જ જાય એવો કુદરતી નિયમ છે, તેના દાખલા સૂત્રમાં ઘણી બાબતમાં મળી આવે છે

## સ્થુલીભદ્ર સ્વામીએ બ્રહ્મચર્યની એકે વાડ ભાંગી ન હોય તેના સુદ્દા—

કોશા પાસે જવાનો હેતુ તેને મોક્ષ માર્ગમાં જોડવાનો હતો અને સ્થુલીભદ્રને પૂર્વ પરિચયના અભ્યાસથી લાગ્યુ કે કોશા માની જશે અને મોક્ષ માર્ગમાં જોડાઇ જશે. જે દુર્ગતિમાં જાશે તેને બુઝવવા સાધુ પ્રયત્ન કરે તે વીતરાગની આજ્ઞામાં છે. તેમના ગુરુએ યોગ્યતા જાણીને આશીર્વાદ આપ્યા. વળી સ્થુલીભદ્રે જે ભોગ ભોગવેલા હતા તે પોતાની મેળે વમી દીધા હતા અને વમેલો આહાર કોણ કરે ? તો પછી સ્થુલીભદ્ર જેવા દઢ પરાક્રમી સાધુ વમેલા ભોગ ફરી ગ્રહણ કરે એવો સંભવ ન હતો. સ્થુલીભદ્ર સ્વામીએ નવેનવ વાડ પાળી છે કોશાને એકજ ઓરડો ન હોય પણ ઘણા હોય તેમાના એકાંતવાળા ઓરડાને ઉપાશ્રય બનાવ્યો હોય. જે ઇચ્છાથી કોશા સ્થુલીભદ્ર મુનિ પાસે આવી તેથી સ્ત્રી પરિષહ ઉત્પન્ન થયો. અને મુમુક્ષુ સાધુ તો તેવા પરિષહને પાર જ ઉતારે તેમાં કંઇ નવીન નથી, વળી આ સ્ત્રીને તો પોતે જ વમી દીધી હતી એટલે પરિષહ વિજયમાં નવાઇ નથી. તે શાંતિ અને કંઇક ઠેકાણે આવી એટલે તેણીને બુઝવી અને તેણીએ મોક્ષ માર્ગ ગ્રહણ કર્યો. આ બાબતમાં વીતરાગની આજ્ઞાનું કયાંય ઉલ્લંઘન દેખાતુ નથી.

એક શબ્દ બ્રહ્મચારીમાં સમાવી દીએ, વળી બ્રહ્મચર્યના ગુણોનો સંગ્રહ કરે તેને પણ બ્રહ્મચર્યમાં મુકે

૩. વ્યવહાર નયનું બ્રહ્મચર્ય:–વ્યવહારમાં બ્રહ્મચર્ય પળાતું દેખાય તેને આ નય બ્રહ્મચારી કહે એટલે વચન અને કાયાથી અબ્રહ્મચર્યનું કોઈ કાર્ય કરે નહિ, કરાવે નહિ, કરતાં પ્રત્યે રૂડુ જાણે નહિ તેને બ્રહ્મચારી કહે. બ્રહ્મચર્યની નવ વાડ આ નયમાં આવી જાય છે, આ નયવાળો કંદર્પ, કુચેષ્ટા કે ગાળો દેવાનું કામ પણ કરે નહિ. આ નયના બ્રહ્મચર્યમાં અનંગક્રીડા કે કોઈના વિવાહ કરવાનો પ્રતિબંધ છે. આ નયનું બ્રહ્મચર્ય સાધુ માટે ફરજીયાત છે, વ્યવહાર નયમાં ભાવ બ્રહ્મચર્ય લીધું નહિ કારણકે ઋજુસૂત્રના વ્યવહારિક ભાગમાં ભાવ બ્રહ્મચર્યને મુકયું છે.

૪ ઋજુસૂત્ર નયનું બ્રહ્મચર્ય:–આ નય એક બાજુ વ્યવહાર નયમાં દોરી જાય છે અને બીજી બાજુ નિશ્ચય નયમાં દોરી જાય છે એટલે તે બન્નેની વચમાં છે. તેનો વિષય વર્તમાનકાળનો ભાવ છે તેથી મનનો વિષય છે જે માણસ નિશ્ચય નયમાં નથી જઈ શકતો તે વ્યવહારમા જ રહે છે પણ આત્મભાવ ઓળખે તો નિશ્ચય નયમાં જાય છે વ્યવહારનું બ્રહ્મચર્ય બરાબર પાળે પણ મનથી મૈથુનની ઇચ્છા કરે તેને આ નય બ્રહ્મચારી કહે નહિ

૫ શબ્દ નયનું બ્રહ્મચર્ય:–આ નય શબ્દના અર્થ ઉપર જાય છે. જે જે કારણોથી આત્મરમણતા થાય તે સર્વે ભેદોને આ નય બ્રહ્મચર્ય કહે છે સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્ દર્શન, સમ્યગ્ ચારિત્ર, તપ અને પંડિત વીર્ય જેથી આત્મરમણતા થાય તેને બ્રહ્મચર્ય કહે છે અને ફક્ત વર્તમાનકાળ આશ્રીજ કથન કરે છે અહીં નિશ્ચય બ્રહ્મચર્ય રૂપી આત્મરમણતા શરૂ થાય છે ગુણસ્થાન ૪ થી ૭.

૬. સમભિરૂઢ નયનું બ્રહ્મચર્ય:–નવમે ગુણસ્થાને અવેદીપણું પ્રાપ્ત થવાની તૈયારી હોય ત્યા સુધીની ક્ષપકશ્રેણી આ નયનો વિષય થઇ શકે છે ગુણસ્થાન ૮ થી ૯

ભયથી શિયળ રાખવું પડે તે. ૨. ભાવ બ્રહ્મચર્ય–મનથી મૈથુનનો ત્યાગ એટલે મૈથુનની ઇચ્છા ન કરે. ,મનથી બ્રહ્મચર્ય પાળવા છતાં નિશ્ચય બ્રહ્મચર્યમાં ન જાય એમ બને તેથી ભાવ બ્રહ્મચર્યને વ્યવહાર બ્રહ્મચર્યમાં અહિં લીધેલ છે

**નિશ્ચય બ્રહ્મચર્ય**–આત્મ રમણતા, આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપમાં રહે અથવા તેમાં રહેવાનો પ્રયત્ન કરે.

શાસ્ત્રમાં કેટલાક પડવાઈની વાત આવે છે તેઓ પાછળથી સુધરી જઈ આત્મ કલ્યાણ કરી ગયા તેઓનું દૃષ્ટાંત આગળ કરી કેટલાંક વ્યક્તિઓ પોતાની પોલને પોષવા અભિનિવેશિકપણું કરે છે પણ એટલું સમજવું કે પડવાઈ થયેલા સુધર્યા ન હોત તો આત્મ-કલ્યાણ કરી શક્યા ન હોત, વળી તેઓએ સાધુના વેશમાં રહીને દુરાચાર સેવ્યો ન હતો.

હવે સાત નયથી બ્રહ્મચર્યનું સ્વરૂપ જોઈએ.

૧ નિગમનયનું બ્રહ્મચર્ય–આ નયનું ક્ષેત્ર વિશાળ છે કે જેટલે અંશે બ્રહ્મચર્ય પાળે તેટલે અંશે મૈથુનઆશ્રી દેશવ્રત ધારી અને જેટલે અંશે બ્રહ્મચર્યનો ભંગ કરે તેટલે અંશે અબ્રહ્મચારી ગણાય. આ નયમાં ગૃહસ્થ વ્રતધારી તથા નારકીનો સમાવેશ થઈ જાય. શિયળ પાળનાર વિધવા તથા વિધુર કે કન્યા કે કુમાર પણ અપેક્ષાપૂર્વક આ નયમાં દાખલ થઈ જાય. વળી આ નય કારણને કાર્ય માને છે એટલે નવવાડ કે જે બ્રહ્મચર્ય રક્ષણનું કારણ છે તે નવવાડને પણ બ્રહ્મચર્ય માને. આ નવ દ્રવ્યાર્થિક હોઈને કાયા અને વચન આશ્રી ત્રણ કરણવાળા બ્રહ્મચર્યની પ્રધાનતા રાખે છે છતાં પણ બ્રહ્મચર્યનો સંકલ્પ કરનારને પણ બ્રહ્મચારી કહે અને વર્તમાન, ભૂત અને ભવિષ્ય એમ ત્રણે કાળના બ્રહ્મચર્યની પણ વાત કરે. રાગ ભાવથી સ્ત્રીના હાથને સ્પર્શ કરતાં પણ મૈથુન થવું.

૨. સંગ્રહ નયનું બ્રહ્મચર્ય – આ નય બ્રહ્મચર્યના બધા ભેદો તથા ઉપભેદોને એક શબ્દ બ્રહ્મચર્યથી સંબોધે અને બધા બ્રહ્મચારીને

ભાવ બ્રહ્મચર્ય = ઋજુસૂત્ર નય અને ત્રણ શબ્દ નય પ્રમાણે બ્રહ્મચર્ય પાળનાર જીવ. અહીં ભાવ બ્રહ્મચર્યમાં ક્ષાયક ભાવ પણ આવી જાય છે તેથી નિશ્ચય બ્રહ્મચર્ય અહીં અંતર્ગત થાય છે

બ્રહ્મચર્યના ૪ પ્રમાણઃ-૧. આગમ પ્રમાણ બ્રહ્મચર્ય:-(૧) નવ વાડ વિશુદ્ધ અઢાર ભેદે બ્રહ્મચર્ય (૨) ૧૮૦૦૦ શીલના અંગનુ ધારણ કરવું તે (૩) આત્મરમણતા.

૨ પ્રત્યક્ષ પ્રમાણ બ્રહ્મચર્ય:-જે વ્યવહાર બ્રહ્મચર્ય પ્રત્યક્ષ છે તે છદ્મસ્થની અપેક્ષા છે વચન અને કાયાથી બ્રહ્મચર્ય તથા નવ વાડનું પાલન છદ્મસ્થ પ્રત્યક્ષ છે કેવળી ભગવાનને સર્વ ભાવો આત્મપ્રત્યક્ષ છે

૩ અનુમાન પ્રમાણ બ્રહ્મચર્ય:-જે નવ વાડનું રક્ષણ કરે તે અનુમાનથી બ્રહ્મચારી ગણાય

૪. ઉપમા પ્રમાણ બ્રહ્મચર્ય:-બ્રહ્મચારી ભગવાન સમાન ગણાય છે

દ્રવ્ય ક્ષેત્ર, કાળ અને ભાવથી જોતા જેટલા જીવો બ્રહ્મચર્ય પાળે છે તે બ્રહ્મચર્યના દ્રવ્યો છે ચૌદ ગુણસ્થાનવાળા સાત નયોમાથી કોઈ પણ એક અથવા વધારે નયોના બ્રહ્મચર્યમા હોવાનો સંભવ છે. તિર્યંચ શ્રાવકની અપેક્ષાએ તેમનું ક્ષેત્ર ત્રીછો લોક છે અને મનુષ્યની મુખ્યતામાં અઢી દ્વીપ ક્ષેત્ર છે બ્રહ્મચારી સર્વકાળમા વિદ્યમાન છે ભાવથી ક્ષયોપશમ કે ઉપશમ કે ક્ષાયક બ્રહ્મચર્ય હોય તેનુ સામાન્ય ભાવના સ્વરૂપ એ છે કે આત્મા નથી સ્ત્રી, નથી પુરુષ, નથી નપુંસક. પણ અવેદી, અશરીરી, અરૂપી જ્ઞાનાનંદ સ્વરૂપ છે અને શરીર જડ, રૂપી પુદ્ગળ સ્કધ સ્વરૂપે છે માટે પુદ્ગળીક ભાવનો ત્યાગ કરીને શુદ્ધ આત્મભાવમાં રહેવાનો પ્રયત્ન થાય તે ભાવ બ્રહ્મચર્ય તેની તારતમ્યતા પ્રમાણે ભાવના ઉપરોક્ત ત્રણ ભેદ પડે છે જીવ દ્રવ્ય તે બ્રહ્મચર્યનું દ્રવ્ય છે અને આત્માની શુદ્ધ પરિણતિ તે ભાવ છે.



૭. એવંભૂત નયનું બ્રહ્મચર્ય–ક્ષાયક ભાવે અવેદીપણું પ્રાપ્ત થાય ત્યાંથી ૧૪મા ગુણસ્થાન સુધી એટલે સંસારી પર્યાયનો અંત રહે ત્યાં સુધી આ નયનો વિષય ગણાય, પણ સિદ્ધ ભગવાનને કેવળ જ્ઞાન અને કેવળ દર્શન સ્વરૂપે આત્મરમણતા હોય છે અને અનંત આત્મિક સુખમાં લીન રહે છે તે આત્મરમણતાની અપેક્ષાએ સિદ્ધ સ્વરૂપ શુદ્ધ બ્રહ્મચર્ય સ્વરૂપ ગણવું હોય તો ગણાય, પણ ત્યાં ચારિત્રરૂપે બ્રહ્મચર્ય નથી કારણ કે અશરીરી છે. ગુણસ્થાન ૯ ના છેલ્લા ભાગથી ગુ. ૧૪ સુધી ચારિત્ર રૂપે બ્રહ્મચર્ય ગણાય.

હવે નિક્ષેપાથી બ્રહ્મચર્યનું સ્વરૂપ જોઈએ.–

નામ બ્રહ્મચર્ય – (૧) બ્રહ્મચર્ય એવી નામ સંજ્ઞા. (૨) ગુણ વગરનું નામ જેમકે બ્રાહ્મણ (=બ્રહ્મ+જ્ઞ) પણ તેમાં બ્રહ્મચર્યના ગુણોનો અભાવ હોય તેથી અવસ્તુ છે

સ્થાપના બ્રહ્મચર્યઃ–(૧) બ્રહ્મચર્ય શબ્દની અક્ષર (લિપિ)ની સ્થાપના. (૨) કોઈ જીવ કે અજીવની બ્રહ્મચારી રૂપે સ્થાપના તે અવસ્તુ (નિર્ગુણ) છે

દ્રવ્ય બ્રહ્મચર્ય તેના બે ભેદઃ–૧ આગમથી દ્રવ્ય બ્રહ્મચર્ય =ઉપયોગ વગર બ્રહ્મચર્યના વિષયનો શાસ્ત્ર અભ્યાસ. ૨. નો આગમથી દ્રવ્ય બ્રહ્મચર્ય તેના ત્રણભેદ–(૧) જ્ઞ શરીર બ્રહ્મચર્ય=બ્રહ્મચારીનું શબ. (૨) ભવ્ય શરીર બ્રહ્મચર્ય=ભવિષ્યમાં બ્રહ્મચર્ય પાળનાર જીવ. (૩) વ્યતિરિક્ત બ્રહ્મચર્ય તેના ત્રણ ભેદ.–(a) લૌકિક બ્રહ્મચર્ય = વિધવાને લોકાચાર પ્રમાણે પરાણે બ્રહ્મચર્ય પાળવું પડે તે. (b) લોકોત્તર બ્રહ્મચર્ય–સાધુ ઉપયોગ વગર બ્રહ્મચર્ય પાળે તે. (c) કુપ્રાવચન બ્રહ્મચર્ય–દેવદાસી કે પુત્રરત્નને પરાણે બ્રહ્મચર્ય પાળવું પડે તે અથવા નિશ્ચય નયથી અજ્ઞાત કુપ્રાવચનીક બાવા જોગી દ્રવ્ય બ્રહ્મચર્ય પાળે તે.

ભાવ બ્રહ્મચર્ય તેના બે ભેદ–૧. આગમથી ભાવ બ્રહ્મચર્ય = ઉપયોગપૂર્વક બ્રહ્મચર્ય બાબતી શાસ્ત્ર અભ્યાસ, ૨. નો–આગમથી

છે. કેટલાક આંધળા ચાલ્યા જતા હતાં, રસ્તામાં એક હાથી મળ્યો. એક જણાએ પગ પર હાથ ફેરવી કહ્યુ કે, હાથી થાંભલા જેવો છે, એક જણાએ પૂછ પર હાથ ફેરવી કહ્યું કે, હાથી સાપ જેવો છે, એક જણે પેટ પર હાથ ફેરવી કહ્યું કે હાથી લંબગોળ પેટી જેવો છે, એક જણે સુંઢ પર હાથ ફેરવી કહ્યું કે, હાથી સાબેલા અને અજગર જેવો છે, એક જણે દંતુશૂળ પકડી કહ્યુ કે, હાથી દાતરડા જેવો છે, એક જણે કાન પર હાથ ફેરવીને કહ્યું કે, હાથી સુપડા જેવો છે

આવી રીતે એક એક ભાગ પકડી પોતાની માન્યતાને વળગી રહીને એક બીજાને જુઠા પાડવા માંડયા આ તકરાર ચાલતી હતી તેવામાં એક દેખતો માણસ આવ્યો. તેણે બધાને સમજાવીને કહ્યુ કે, હાથીના પગ થાંભલા જેવા છે, તેની પૂંછડી સાપ જેવી છે, પેટ લબગોળ પેટી જેવું છે, સુંઢ સાબેલા જેવી છે, દંતુશળ દાતરડા જેવું છે, કાન સુપડા જેવા છે, માટે તમે બધા પોતપોતાના વિભાગની દૃષ્ટિએ સાચા છો પણ હાથીના જાણપણામા તમે બધા ખોટા છો.

આવી રીતે વસ્તુના બધા અંશો જાણવાને બદલે એક અંશ અથવા ગુણને જ જાણવો અને બીજાને ન જાણવો તે અજ્ઞાન, મિથ્યાત્વ અને મૂર્ખપણુ છે

## એકાન્તવાદનું પરિણામ

એકાતવાદથી પોતપોતાના પક્ષને ગ્રહણ કરીને અરસપરસ ઘર્ષણ, કલેશ, ધર્માન્ધપણાનુ યુદ્ધ કરી સંસારી જીવો ધર્મ કરવાને બદલે પાપમા બુડીને અનત સસાર–ભ્રમણ કરે છે.

હવે કેટલાક એકાતવાદી તત્ત્વોનુ નિરીક્ષણ કરીએ.

## એકાન્તવાદના ભેદો

૧. **અદ્વૈતવાદ**.–અદ્વૈત=એકત્વ જૈન–દર્શનમાં એકત્વનો સમન્વય થાય છે તે સગ્રહ નય અને એકત્વ ભાવનાનો વિષય છે.

# એકાંતવાદ

*

અનેકાન્તવાદ' નું રહસ્ય સમજવા માટે 'એકાન્તવાદ'નું સ્વરૂપ બરાબર જાણવું જોઈએ. પ્રસ્તુત લેખમાં 'એકાન્તવાદ' શું છે તે અને તેના મુખ્ય ભેદોનું વિશદ વર્ણન અત્રે કરવામાં આવેલ છે સંપ્રદાયભેદોનું મુખ્ય કારણ એકાન્તવાદ છે આ એકાન્તવાદનું નિરાકરણ અનેકાન્તવાદ દ્વારા જ થઈ શકે.

## એકાંતવાદ એટલે શું

'એકાંતવાદ' એટલે એક સિવાય સર્વ અપેક્ષાઓનો નિષેધ કરીને, તે એક જ અપેક્ષાને છેવટ સુધી પકડી રાખવી, વસ્તુને અનંત ધર્મો (ગુણો) હોય છે તેમાંથી એક ગુણ પકડીને બાકીના સર્વ ગુણોને અમાન્ય રાખવા.

એક નિક્ષેપનો ઉપયોગ લૌકિક વ્યવહારમાં થતો હોય તો તેવો ઉપયોગ મોક્ષમાર્ગમાં પણ હોવો જ જોઈએ એવી માન્યતા, એક શબ્દના ઘણાં અર્થ થતા હોય તો તેમાંથી યોગ્ય સ્થાને યોગ્ય અર્થ લાગુ પાડવાને બદલે એક શબ્દના અમુક એક જ અર્થને સર્વ સ્થાને લાગુ પાડવા, સાત નયમાંથી એક જ નયને વળગી રહેવું, પાંચ સમવાય કારણને બદલે એક સમવાયને વળગીને બાકીનાનો નિષેધ કરવો, એક પુસ્તકમાં સાચું પણ છે તેમજ ખોટું પણ છે, તેમાં ખોટાને છોડીને સાચાને ગ્રહણ કરવાને બદલે કાં તો બધું છોડી દેવું કાં તો બધું સાચું માનવું એવી અપેક્ષા, વ્યવહાર અને નિશ્ચયને સમજીને આચરણ કરવાને બદલે એક જ રસ્તો સાચો માનવો—આ બધા એકાંતવાદો છે

## એકાન્તવાદ વિષે જન્માંધોનું દૃષ્ટાંત

એકાંતવાદ'ને વધારે સમજવાને માટે હાથીનું દૃષ્ટાંત ઉપયોગી

ગુણોની મનમાં સ્થાપના કરી શકાય. આનું નામ છે વિવેક. એટલે હેય, ઉપાદેયનું જાણપણું તેનાથી એકાંતવાદ ( મિથ્યાત્વ )નો ત્યાગ કરવો.

**૩. નિશ્ચયવાદ**.– નિશ્ચયથી આત્મા જ્ઞાન સ્વરૂપ છે અને અક્રિય છે એમ કહીને કેટલાક મિથ્યાત્વીઓ સંવર અને નિર્જરા અંતર્ગત ભેદોની ક્રિયાનો સર્વથા નિષેધ કરે છે એટલું જ નહિ પણ જિનાજ્ઞામાં નથી એવી કેટલીક કલ્પિત ક્રિયાની સ્થાપના કરીને પોતાના જ આત્માને ઠગે છે એટલે એક બાજુ ક્રિયાનો નિષેધ કરે છે અને બીજી બાજુ ક્રિયા કરે છે ફેર એટલો કે સાચીને બદલે ખોટી ( સંસાર–પક્ષી ) ક્રિયા કરે છે આ તેઓના પ્રમાદજનિત એકાતવાદ છે; પણ વિવેકપૂર્વક વિચાર કરવામા આવે તો જૈન દૃષ્ટિમા શું છે તે જણાઇ આવે

સશરીરી આત્મા જે ધર્મક્રિયા કરે છે તેમાં મન, વચન અને કાયાનો જે ઉપયોગ કરે છે તે શુદ્ધ વ્યવહાર છે અને જે આત્મશુદ્ધિ થાય છે તે નિશ્ચય નયનો વિષય છે અને જ્યાં સુધી યોગ છે ત્યા સુધી સકરણ વીર્ય છે અને અયોગી અવસ્થામા અકરણવીર્ય કહેવાય છે

સકરણવીર્યમા ધર્મ સંબધી ક્રિયા થાય છે અને અકરણ વીર્યમાં તે ક્રિયાઓ થતી નથી છતા પણ અગુરુ–લઘુ ગુણથી સિદ્ધ પરમાત્મામા પણ પારિણામિક ભાવના પરિણમનની અપેક્ષાએ ઉત્પાદ અને વ્યય થાય છે તેથી અક્રિયપણાનો એકાતવાદ ઉડી જાય છે, સિદ્ધ ભગવાનમા અકરણ વીર્યની અપેક્ષાએ અક્રિયપણુ છે તે વ્યવહારથી બરાબર છે

હવે સકરણવીર્યમા જીવનનું સક્રિયપણું પ્રત્યક્ષ પ્રમાણથી સાબિત થાય છે યોગની ઉત્પત્તિ પ્રયત્નથી થાય છે આ પ્રયત્ન કોનો? જીવનો કે શરીરનો? પ્રયત્ન તે શુ? કોનો ગુણ છે? ઉત્થાન, કર્મ બલ-વીર્ય વગેરે કોના ગુણ છે? જીવનાં કે જડના? જો જડમાં પ્રયત્ન હોય તો ખાટલો એની મેળે ઉડવા માડે, ઘર એની મેળે

જેમકે ' एगो जीवो ' એટલે એક જીવ. અહીં એક " જીવ' શબ્દ બોલવાથી સર્વ જીવોનો આવિર્ભાવ થાય છે. જીવોના સામાન્ય તત્ત્વો જેમકે અસંખ્યાત પ્રદેશ, ચૈતન્યલક્ષણ, ઉપયોગ બધા જીવોમાં હોય છે તે અપેક્ષાએ સર્વ જીવોનું એકત્વ થાય છે. તેમજ ગુણો અને ગુણોનું એકત્વ (અદ્વૈતપણું) છે.

આવી રીતે અદ્વૈતવાદનું અપેક્ષાપૂર્વક અસ્તિત્વ છે પરંતુ અપેક્ષા વગર એકાંતવાદથી એમ કહેવું કે, આખા બ્રહ્માંડમાં એક જ જીવ છે, જે દેખાય છે તે એક જ જીવના અંશો છે, આ એકાંતવાદ તે મિથ્યાત્વ એટલે જુઠાણું છે, કારણ કે બધા જીવો એક જ હોય તો બધા જીવોને જુદી જુદી રીતે ધર્મ પાળવાની શી જરૂર પડી? અથવા તો કોઈને ધર્મ કરવાની શી જરૂર છે? એક જીવના પ્રાણ હણાય છે ત્યારે બધાના પ્રાણ હણાય છે? નહિ. માટે આ એકાંતવાદ પ્રત્યક્ષ પ્રમાણ, આગમ પ્રમાણ તેમજ અનુમાન પ્રમાણથી વિરુદ્ધ જાય છે.

૨ સ્થાપનાવાદ.—સ્થાપના–નિક્ષેપની સાંસારિક કામકાજ માટે જરૂર પડે છે માટે મોક્ષ–માર્ગમાં સ્થાપના–નિક્ષેપ વગર ચાલે જ નહિ એમ કહેવું તે પણ એકાંતવાદ છે. અહીં વિવેકની જરૂર છે.

સ્થાપના નિક્ષેપનો ઉપયોગ એવો કરવો જોઈએ કે તે અહિંસા તત્ત્વથી વિરુદ્ધ ન જઈ શકે તેમજ ૨૫ પ્રકારના મિથ્યાત્વ અને વક્ષ્માવ અંતર્ગત અનેક ભેદોમાંથી એક પણ ભેદનું સહચારીપણું ન હોવું જોઈએ અને તે નિક્ષેપ સાર્થક હોવો જોઈએ. જેમકે,

સ્થાપના–નિક્ષેપમાં પાષાણમૂર્તિ પૂજા હિંસામય છે તે એ તત્ત્વ અહિંસાની વિરુદ્ધ જાય છે, પાષાણને ભગવાન માનવા, અસર્વજ્ઞને સર્વજ્ઞ માનવા તે મિથ્યાત્વ છે. પરંતુ આચાર્ય અને ઉપાધ્યાયની હાજરી ગેરહાજરીમાં કોઈ ગુણવાન સાધુને તે પદમાં સ્થાપી શકાય. છેદોપસ્થાપનીય ચારિત્રની સ્થાપના કરી શકાય. અરિહંત અને સિદ્ધના

ખપાવતો ખપાવતો) છેવટે શુદ્ધ સ્વરૂપ (સિદ્ધ સ્વરૂપ) પામે છે, અહીં ઉપાદાન કારણ આત્મા છે અને નિમિત્ત કારણ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપનાં સાધનો છે; તે વગર ઉપાદાન કારણ કાર્યરૂપે કેવી રીતે પરિણમે? નહિ જ.

અપરિણામી થઈને રહેવાનો પ્રયત્ન તે પણ એક શુદ્ધ વ્યવહારિક ક્રિયા છે કે જેથી નવાં કર્મ આવતાં નથી અને જુના કર્મ ખપતાં જાય છે એટલે ધર્મમા (મોક્ષ માર્ગમાં) એકાંતવાદનું અસ્તિત્વ નથી

૪. **નિયતિવાદ** (ભાવિ ભાવ)—જે થવાનુ હોય તે થાય આ એકાન્તવાદથી પણ સર્વ ક્રિયા ઉડી જાય છે પણ સ્યાદ્વાદથી નિયતિને પણ જૈન દર્શનમા સ્થાન છે થવાનું હોય તે થાય એનો અર્થ એવો છે કે જે બની શકે તે જ થાય અથવા તો જેના જે ભાવો છે તે ભાવોમાં જ દ્રવ્યનું અસ્તિત્વ રહી શકે

જેમકે—

જીવ છે તે પોતાના ઉદય, ક્ષયોપશમ, ઉપશમ, ક્ષાયક અને પારિણામિક ભાવો અને તેના મિશ્ર (સન્નપાતિક) ભેદોમા જ રહી શકે અને તે ભાવોમા રહેવા માટે દરેક ભાવોની વિધિ જુદી છે અને જ્યા વિધિ છે ત્યાં પ્રયત્ન છે, ત્યા **પુરુષાર્થ** છે. પુરુષાર્થ છે ત્યા કર્મની આવકજાવકમાં ફેર પડે છે, ત્યા પૂર્વ કર્મ અને પશ્ચાત **કર્મનુ અસ્તિત્વ** આવ્યુ અને ભાવ પ્રમાણે જીવના **સ્વભાવનો** ઉત્પાદ હોય છે અને જ્યાં ઉત્પાદ છે ત્યાં પૂર્વ પર્યાયનો વ્યય છે ત્યા પર્યાયદર્શક કાળની પણ જરૂર પડી તેમજ સ્વભાવના ઉત્પાદનમા બાહ્ય **નિમિત્ત** હોય જ જેમકે,

જ્ઞેયો છે તો જ જ્ઞાનનો ઉપયોગ છે, જો જ્ઞેયો ન હોય તો કેવળજ્ઞાન શુ કામ કરે? આવી રીતે જોતા દરેક કાર્યમાં પાચે સમવાયનું અસ્તિત્વ તો છે જ એટલે **એકાંત-નિયતિવાદનું** મોક્ષમાર્ગમા કઈ કામ નથી

માનવા માટે પણ તેમ નથી. જે શરીરમાં જીવ છે ત્યાં જ પ્રમત્ત છે એટલે આત્મા એકાંત અક્રિય છે એમ માનવું તે મિથ્યાત્વ છે.

આત્મા અરૂપી છે, તો રૂપી કર્મ કેવી રીતે અસર કરે? આ પણ એકાંતવાદ છે તેનો વિવેકથી વિચાર કરવો જોઈએ. ઝેર પુદ્ગલ પર્યાય છે, તે જડ છે તે કોઈ પીએ તો કંઈ અસર થાય કે નહિ? થાય જ, તેમ કર્મ પણ અસર કરી શકે છે.

બીજી રીતે જોતાં, મોહનીય કર્મની કોઈ પણ પ્રકૃતિનો ઉદય થાય ત્યારે આત્મા તેને વશ થાય તો તે પ્રમાણે કામ કરે અને તે પ્રકૃતિને જ્ઞાન ઉપયોગથી નિષ્ફળ કરે તો તે પ્રકૃતિ કંઈ કરી શકતી નથી અને આત્મા નિર્લેપ થઈ શકે છે તે જોતાં એકાંતવાદ ટકી શકતો નથી.

વ્યવહારથી આત્મા કર્મનો કર્તા અને ભોક્તા છે, નિશ્ચયથી આત્મા પોતાના ભાવોનો કર્તા અને ભોક્તા છે અને પુદ્ગલ સ્વયં કર્મનો કર્તા છે અહીં પણ એક બીજાના નિમિત્તરૂપે જીવ અને કર્મનો સંબંધ છે મોહનીય કર્મ સત્તામાં ન હોય તો રાગદ્વેષી ભાવોનું નિમિત્ત રહેતું નથી તેથી જીવને રાગદ્વેષ થતાં નથી.

જીવના વિભાવ ભાવ વગર મોહનીય કર્મ નથી અને મોહનીય કર્મ વગર જીવના વિભાવ ભાવ નથી છતાં પણ દરેક દ્રવ્ય પોતપોતાના ગુણ-પર્યાયમાં રહે છે જીવ પુદ્ગલ-સ્વરૂપ પામતો નથી અને પુદ્ગલોમાંથી જીવ બનતો નથી.

નિશ્ચયવાદમાં ઉપાદાન કારણ કાર્યરૂપે પરિણમે છે અને વ્યવહારમાં નિમિત્ત કારણ કાર્યનો બાહ્ય કર્તા થાય છે જેમ માટીમાંથી ઘડો બને. અહીં માટી ઉપાદાન કારણ છે અને ઘડો કાર્ય છે પણ કુંભાર, ચાકડો અને દંડ જે નિમિત્ત બાહ્ય કારણ છે તે વગર માટીમાંથી ઘડો થતાં કોઈએ જોયું છે?

તેમ મતિ અને શ્રુતજ્ઞાન તથા સંવર અને નિર્જરાના ભેદરૂપી બાહ્ય સાધન (નિમિત્ત કારણ)થી આત્મા વિશુદ્ધિ પામીને (કર્મ

ખપાવતો ખપાવતો) છેવટે શુદ્ધ સ્વરૂપ (સિદ્ધ સ્વરૂપ) પામે છે, અહીં ઉપાદાન કારણ આત્મા છે અને નિમિત્ત કારણ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપનાં સાધનો છે, તે વગર ઉપાદાન કારણ કાર્યરૂપે કેવી રીતે પરિણમે? નહિ જ.

અપરિણામી થઈને રહેવાનો પ્રયત્ન તે પણ એક શુદ્ધ વ્યવહારિક ક્રિયા છે કે જેથી નવા કર્મ આવતા નથી અને જુના કર્મ ખપતાં જાય છે એટલે ધર્મમાં (મોક્ષ માર્ગમાં) એકાંતવાદનું અસ્તિત્વ નથી.

**૪. નિયતિવાદ** (ભાવિ ભાવ)—જે થવાનું હોય તે થાય આ એકાન્તવાદથી પણ સર્વ ક્રિયા ઉડી જાય છે પણ સ્યાદ્વાદથી નિયતિને પણ જૈન દર્શનમા સ્થાન છે થવાનું હોય તે થાય એનો અર્થ એવો છે કે જે બની શકે તે જ થાય અથવા તો જેના જે ભાવો છે તે ભાવોમાં જ દ્રવ્યનું અસ્તિત્વ રહી શકે.

જેમકે—

જીવ છે તે પોતાના ઉદય, ક્ષયોપશમ, ઉપશમ, ક્ષાયક અને પારિણામિક ભાવો અને તેના મિશ્ર (સન્નપાતિક) ભેદોમા જ રહી શકે અને તે ભાવોમાં રહેવા માટે દરેક ભાવોની વિધિ જુદી છે અને જ્યા વિધિ છે ત્યાં પ્રયત્ન છે, ત્યા **પુરુષાર્થ** છે. પુરુષાર્થ છે ત્યાં કર્મની આવકજાવકમા ફેર પડે છે, ત્યા પૂર્વ કર્મ અને પશ્ચાત **કર્મનુ અસ્તિત્વ** આવ્યુ અને ભાવ પ્રમાણે જીવના **સ્વભાવનો** ઉત્પાદ હોય છે અને જ્યાં ઉત્પાદ છે ત્યા પૂર્વ પર્યાયનો વ્યય છે ત્યા પર્યાયદર્શક કાળની પણ જરૂર પડી તેમજ સ્વભાવના ઉત્પાદનમા બાહ્ય **નિમિત્ત** હોય જ જેમકે,

જ્ઞેયો છે તો જ જ્ઞાનનો ઉપયોગ છે, જો જ્ઞેયો ન હોય તો કેવળજ્ઞાન શુ કામ કરે? આવી રીતે જોતા દરેક કાર્યમાં પાચે સમવાયનુ અસ્તિત્વ તો છે જ એટલે **એકાંત-નિયતિવાદનું** મોક્ષ-માર્ગમા કઇ કામ નથી

હવે જો સમ્યગ્ નિયતિ એવું નામ આપીને પાંચે સમવાયને અંતર્ગત કરીએ તો એકાંતવાદ નીકળી જાય પણ મુખ્ય વસ્તુને ગૌણતામાં રાખવાથી લોકોમાં ભ્રમ ઉત્પન્ન થાય છે તેથી ઉપદેશની અસારતા ઉત્પન્ન થાય છે એટલે કે મુખ્ય વસ્તુને ગૌણતામાં રાખે એવો ઉપદેશ નિષ્ફળ છે તેથી મોક્ષમાર્ગને યોગ્ય નથી.

ખરી રીતે જોતા જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપના આચારાદિ સાધનરૂપે નિમિત્તોનો આશ્રય લઈને કર્મને ખપાવતાં ખપાવતાં ક્ષાયક ભાવમાં લાવવાનો પ્રયત્ન (પુરુષાર્થ) કરવો કે જેથી એક કાળે અવશ્ય આત્મસિદ્ધિરૂપી ભાવિ ઉત્પન્ન થશે. અહીં સમ્યગ્ પુરુષાર્થની મુખ્યતા થઈ તેને બદલે ભાવિની મુખ્યતા આપીને પુરુષાર્થની ગૌણતા કરવી તે પણ એક પ્રકારનો मोसोवएसे (અસત્ય ઉપદેશ) સાબિત થાય છે.

૫. દિગંબરવાદ (એકાંત અચેલત્વ)—જૈન દર્શનમાં જિનાજ્ઞા ગણુતા, ઉપયોગ અને નિર્મમત્વની મુખ્યતા છે. જિનાજ્ઞા પ્રમાણે સરળતાથી વસ્ત્રનો નિર્મમત્વભાવે ઉપયોગ કરીને શુદ્ધ ઉપયોગ આત્મભાવમાં પ્રવૃત્તિ થાય તો જરૂર સિદ્ધિ થવાની જ —

વસ્ત્ર પરિગ્રહરૂપે ક્યારે છે? કે જ્યારે જિનાજ્ઞાનું ઉલ્લંઘન કરી મમત્વભાવથી વસ્ત્રનો સંગ્રહ કે ઉપયોગ થાય ત્યારે જ વસ્ત્ર પરિગ્રહરૂપે છે શરીર ઉપર પણ જ્યાં સુધી મમત્વ છે ત્યાં સુધી જ શરીર પરિગ્રહરૂપે છે અને ૧૪ માં ગુણસ્થાન સુધી શરીર તો રહેવાનું જ છે એટલે જેમ શરીર છે તેમ વસ્ત્રનું સમજવું.

માટે મોક્ષની સાધના માટે 'વસ્ત્ર ન જ જોઈએ' અથવા 'વસ્ત્ર વગર ન જ ચાલે' આ બન્ને એકાંતવાદ છે કે જેથી મિથ્યાત્વના પર્યાયોનો સંગ્રહ થાય છે

૬ પુણ્ય તત્ત્વનો એકાંત નિષેધવાદ—કેટલાક વેષધારી પુણ્ય તત્ત્વના એકાંત નિષેધનો ઉપદેશ દઈને અંતરાય કર્મનો બંધ પાડે છે, કોઈ વળી એમ માને છે કે અમુક પ્રકારના સાધુને જ દેવાથી પુણ્ય થાય છે આ પણ એકાંતવાદ છે, કારણ કે મહામિથ્યાત્વીઓ પણ પુણ્યનું ફળ ભોગવતા દેખાય છે તે તેમના પૂર્વ ભવોના

પુણ્યનો ઉદય છે. તેઓ તેવા સાધુને ગોતવા કયાં ગયા હશે? એટલે પ્રત્યક્ષ પ્રમાણથી તેઓની ભ્રમણા ખોટી છે એમ સાબિત થાય છે.

પુણ્ય તત્ત્વ સંબંધી જૈન દર્શનમાં એકાંતવાદ નથી:— જ્યારે મોક્ષ થાય છે ત્યારે પુણ્ય તેમ જ પાપ સંબંધી સર્વ કર્મોનો નાશ થાય છે તે અપેક્ષાએ પુણ્ય અને પાપ એ બન્ને તત્ત્વો હેય છે, છતા પણ પાપ તત્ત્વનો તો સર્વથા નિષેધ છે પણ પુણ્ય તત્ત્વ આશ્રી ગુણસ્થાન ભેદે ફરક પડે છે

સાધુ પણ પુણ્ય તત્ત્વનો નિષેધ કરી શકે જ નહિ પણ જ્યાં પુણ્ય તત્ત્વ સાથે પાપ તત્ત્વ ગૌણતામાં જોડાએલ છે ત્યાં સાધુ મૌન રહે છે કારણ કે પુણ્યનો નિષેધ કરીને અંતરાય કર્મ બાંધવા તૈયાર નથી તેમજ પાપ આસ્રવની સર્વથા બંધી હોવાથી, પાપ સહચારી પુણ્ય કરવાનો ઉપદેશ આપી પોતાના મહાવ્રતોને ભાગવા માટે તૈયાર નથી તેથી મૌન રહે

તેમજ શ્રાવકો પોતપોતાના અણુવ્રતોની મર્યાદામાં રહીને જેટલી પ તત્ત્વની મોકળ રાખી હોય તેટલા પાપ—તત્ત્વ સહચારી પુણ્ય ત્વનો આદર કરે તો પોતાના વ્રતનો ભંગ ન થાય હવે જો પુણ્ય ત્વનો નિષેધ થાય અને પાપ તત્ત્વ તો ચાલુ છે જ તો પછી આવા વોનો વિકાસ થવાનો કદી સંભવ નથી

વાસ્તવિક રીતે જોતા **સુપાત્ર દાનમાં સયમ નિર્જરાનો તુ હોવો જોઈએ અને બીજા દાનમાં અનુકંપા, કલેશ ત્યાગ, રિગ્રહ ત્યાગનો હેતુ હોવો જોઇએ પણ પુણ્યનું ફળ મેળવીને ોગવવાની આશા હોવી ન જોઇએ. આ પુણ્ય તત્ત્વનું હસ્ય છે.**

**૭. ક્ષણિકવાદ**—આ બૌદ્ધમતનો વાદ છે કે દરેક વસ્તુ ક્ષણક્ષણમા સર્વથા નાશ પામે છે અને ક્ષણક્ષણ બીજી વસ્તુઓ તેવા જ પ્રકારની ઉત્પન્ન થાય છે આ છે એકાતવાદ, કારણ કે એક

જીવ ગુન્હો કરે અને સજા પામે બીજો, એક જણ ધર્મ કરે અને બીજો જણ ફળ ભોગવે તે તો દેખીતો અન્યાય છે

ત્યારે વસ્તુસ્થિતિ એવી છે કે દ્રવ્ય નિત્ય છે અને તેના ક્ષણિક પર્યાયો ફર્યા કરે છે એટલે કે ઉત્પાદ અને વ્યય પામે છે તેથી અનિત્ય છે આ પર્યાય એ દ્રવ્યની અમુક સ્થિતિ છે. આપણે બાળક, છોકરો, જુવાન, આધેડ અને વૃદ્ધ આ બધી મનુષ્યની સ્થિતિ (પર્યાયો) જોઈએ છીએ ત્યાં મનુષ્યપણુ અપેક્ષાપૂર્વક નિત્ય છે અને બધી પર્યાયો અનિત્ય છે

હવે ગતિ આશ્રી જોઈએ તો જીવ નિત્ય છે અને મનુષ્ય, દેવ, તિર્યંચ, નારકી એ બધા વ્યજન પર્યાયો અનિત્ય છે એટલે ક્ષણિક અપેક્ષાનો સમન્વય થાય છે પણ એકાંત ક્ષણિકવાદ તે મિથ્યાત્વ છે

૮ શબ્દવાદ—અમુક શબ્દનો અમુક એક જ અર્થ થાય છે અથવા પોતાની ઇચ્છા પ્રમાણે અમુક જ અર્થ કરવો તે પણ એકાંતવાદ છે

એક શબ્દ લઇએ. જેમકે 'વળી' તેના અનેક અર્થ થાય છે

૧. ત્યાંથી નીકળીને તે બાઇ આ બાજુ વળી,

૨ વળી ઇંધુમાર શાળ પેર કમળાવતી નાર,

૩ ઘરના છતની વળી,

આ ત્રણ વાક્યમા 'વળી' ના જુદા જુદા અર્થ થાય છે.

'મસ' = અર્થ તથા માસ, અહીં અભક્ષ આહારી (હિંસાવાદી) મસનો અર્થ માંસ કરે ત્યારે અહિંસાવાદી મસનો' અર્થ વનસ્પતિનો અર્થ કરે.

ચેઇય = ચૈત્ય તેના પણ અનેક અર્થ થાય છે. જૈન દષ્ટિએ—
જ્યાં પૂજનીકપણાની અપેક્ષાએ ઉપાદેય અર્થ ગ્રહણ

કરવાનો છે ત્યા 'ચેઇય' એટલે જ્ઞાન સ્વરૂપ એવો અર્થ થાય છે ત્યા પણ અરિહત બિરાજતા હોય તેમને વદનાદિ કરવાનુ હોય તો જ્ઞાન સ્વરૂપ અરિહત એવો અર્થ લાગુ પડે પણ જો સાધુને વંદનાદિ કરવાનું હોય તો જ્ઞાન-સ્વરૂપ સાધુજી એવો અર્થ લાગુ પડે છે

( II ) જ્યા લોક વ્યવહાર, સસાર દૃષ્ટિ, સ્વાર્થ સાધવાનું હોય અને તે માટે કોઈને પૂજા કરવાની હોય તો ચૈત્યનો અર્થ અવધિજ્ઞાની જિન તે યક્ષ વગેરે દેવતાની પ્રતિમા એવો અર્થ થાય છે

( III ) જ્યાં કોઈ મૃત્યુ પામેલાની ચિતા સળગાવી હોય તે જગ્યાનું નિશાન રાખવાનુ હોય ત્યાં ચૈત્યના અર્થ રાખેલ નિશાન પ્રમાણે થાય છે જેમકે સ્તૂપ, પગલા, ચોતરો, વૃક્ષ, દેવળી, મદિર, મૂર્તિ

આ પ્રમાણે દ્રવ્ય, ક્ષેત્ર, અને ભાવ પ્રમાણે શબ્દના જુદા જુદા અર્થો થાય છે તે શબ્દને તે અર્થમા લેવાને બદલે પોતાની મરજી પ્રમાણે જ અર્થ કરવો અથવા જિનાજ્ઞા વિરૂદ્ધ અર્થ કરવો તે એકાત શબ્દવાદરૂપી મિથ્યાત્વ છે

આવી રીતે ૩૬૩ જૈનેતર મતોમાં અમુક કોઈ અપેક્ષાનો એકાંતવાદ હોય છે તેથી તેઓ મિથ્યાવાદમા જાય છે તેવા અનેક એકાતવાદો હોય છે વળી જેટલા એકાતવાદો છે તે વાદોને અમુક અમુક અપેક્ષામાં લઈએ તો તેમનો સ્યાદ્‌વાદમાં સમન્વય થઈ જાય, જેમ સાગરમા નદી છે પણ નદીમા સાગર નથી તેમ.

અનેકાત ( સ્યાદ્‌વાદ )મા એકાંતવાદનો સમન્વય થાય છે પણ એકાતવાદમાં સ્યાદ્‌વાદનો સમન્વય નથી તેથી એકાતવાદ મિથ્યાદૃષ્ટિ ( જૈનેતર ) દષ્ટિ છે અને સ્યાદ્‌વાદ ( જૈન દૃષ્ટિ ) છે એટલે કે સમભાવમા રહીને કર્મ ક્ષય કરવાની દૃષ્ટિ સમજવી

❀

# જીવ અને પુદ્ગળ

જે વસ્તુઓ વ્યવહારથી ઉપયોગમાં આવે છે તે સર્વ અનંત અનંત પુદ્ગળો સ્કંધરૂપે હોય છે અને શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શપણે પરિણમે છે અને પંચ ઇંદ્રિયોના વિષય ગ્રહણ થાય છે અને તેના નિમિત્તથી જીવ સુખ–દુઃખની કલ્પના કરે છે ત્યારે તે જીવ બહિરાત્મા તરીકે પરિણામ પામે છે તથા જીવ અને પુદ્ગળ પર્યાયને ભિન્ન જાણીને નિજસ્વરૂપમાં લીન થાય તો જીવ અંતરાત્મા તરીકે પરિણમે છે માટે અહીં જીવ અને પુદ્ગળનો ગુણભેદ કર્યો છે

૧ શબ્દ એ પુદ્ગળનો પર્યાય છે, સચેત કે અચેત પુદ્ગળ સ્કંધોના નિમિત્તથી ભાષા-વર્ગણાના સમૂહો શબ્દાયમાન થાય છે અને શ્રોત્રેન્દ્રિયો સામે અથડાય છે તેની ઉપેક્ષા કરીને જીવના શબ્દાતીત અભાષક સ્વરૂપમાં લીન થવું.

૨ રૂપમાં પાંચ વર્ણ અને પાંચ આકાર એ ચક્ષુ-ગ્રાહ્ય પુદ્ગલિક પર્યાયો છે પણ કોઈ એક વસ્તુમાં વ્યવહારથી એક વર્ણની અને એક મિશ્ર આકારથી મુખ્યતા હોય છે કે જેથી પુદ્ગલિક વસ્તુ પ્રકાશમાન થાય છે ત્યારે જીવ નિરાકાર છે તેમ જ અવર્ણ એટલે રૂપરસરહિત છે પણ જ્ઞાનસ્વરૂપ છે કે જેથી સ્વપર ઉપર પ્રકાશ કરે છે એટલે પોતપોતાને તથા બીજાને જાણે છે અને દેખે છે, માટે પર–વસ્તુને જોવા કે જાણવાને બદલે પોતાના નિરાકાર અને જ્ઞાન–સ્વરૂપમાં લીન થવું કે જેથી રૂપરસ ઉપર મોહ પામવાનું કારણ ઉત્પન્ન ન થાય.

૩ પુદ્ગળ સ્કંધોમાં બન્ને ગંધ હોય પણ એકની વ્યવહારિક રીતે મુખ્યતા હોય છે, તેના સુરભિ ગંધથી જીવને શાતા લાગે અને

દુરભિગંધથી અસાતા લાગે તેમ જીવને સદ્‌ગુણ હોય તો તેથી સ્વ–પરને સાતા આપે પણ પુદ્‌ગલિક વસ્તુની ઉપેક્ષા કરીને **નિજ ગુણોમાં લીન થઇ જઇને આત્મિક સુખનો અનુભવ કરવો** કે જેથી બાહ્ય નિમિત્તો રાગદ્વેષનું કારણ ન બને.

૪. પુદ્‌ગળ સ્કંધોમાં પાંચ રસ હોય પણ એકની મુખ્યતા વ્યવહારથી હોય ત્યારે આત્મસત્તામા શાંતરસ ( સમતા–રસ ) હોય છે માટે પુદ્‌ગલિક રસની ઉપેક્ષા કરીને શાંત રસની ભાવના ચિત્ત ક્ષેત્રમાં સ્થિર કરવી અને **શાંત રસમાં લીન** થઇ જવું.

૫ સ્પર્શ–પુદ્‌ગળોના વ્યવહારિક સ્કંધોમા આઠ સ્પર્શ હોય પણ તેમાંના ચાર સ્પર્શની મુખ્યતા હોય ત્યારે આત્માને અનુભવ સ્પર્શન છે માટે પુદ્‌ગલિક સ્પર્શોની ઉપેક્ષા કરીને **નિજ અનુભવ સ્વરૂપી સ્પર્શમાં લીન** થઇ જવું કે જેથી **ખરા આનંદનો અનુભવ** થાય

હવે જે શરીર અને તેની સાથે ઇંદ્રિયો, પર્યાપ્તિ અને દ્રવ્ય પ્રાણો છે તે સર્વે અનંતઅનત પુદ્‌ગળોથી બનેલા સ્કધો છે. શરીરની અવગાહના પ્રમાણે આખા શરીરમાં જીવના આત્મ–પ્રદેશો રહેલા છે એમ જ લાગે કે જાણે જીવ–શરીર એક જ છે પણ શરીર પુદ્‌ગલિક સ્કધ હોવાથી વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, આકારયુક્ત છે અને જીવ અવર્ણે, અગંધે, અરસે, અસ્પર્શે, અમૂર્ત જ્ઞાનાનદ શાત–રસ સ્વરૂપ છે તેથી જીવ અને શરીર ભિન્ન છે.

જ્યારે મોક્ષ માર્ગમાં સવર અને નિર્જરાના સાધનોનો ઉપયોગ કરવામા આવે ત્યારે જીવ અને શરીરની ભિન્નતા જાણીને, જીવને શરીરમાથી તારવીને એટલે કે શરીર–ભાવમાથી ઉપયોગ દૂર કરીને આત્મ ભાવમા ઉપયોગ સ્થિર કરવામા આવે ત્યારે ક્ષપક–શ્રેણી પ્રાપ્ત થાય પણ તે તો અત્યારે અસભવિત છે પણ જીવ અને શરીરની ભિન્નતાના અનુભવનો અભ્યાસ કરવામાં આવે તો ભવાતરમાં આત્મ–ભાવમા સ્થિર થઇ શકાય, માટે આ અભ્યાસનો પ્રયત્ન કર્યા કરવો.

તેની શરૂઆત કરવા માટે એક જગ્યાએ બેસી જવું કે સૂઈ જવું, કાનથી સાંભળવું નહિ, આંખેથી કંઈ જોવું નહિ, કોઈ પુદ્ગલિક સ્થાનના સ્પર્શમાં ધ્યાન રાખવું નહિ, મનને આખી દુનિયામાંથી ખેંચીને શરીરના કેટલાક ભાગોમાં જોડવું; જેમકે કપાળ, બે ભ્રમરની વચ્ચેનો ભાગ, નાસિકાગ્ર, હૃદયસ્થાન, નાભિ, એમ કરીને મનને સ્થિર કરવાનો પ્રયત્ન કરવો.

ત્યારબાદ આખા શરીરને ભુલી જવું પછી મનમા વિચાર કરવો કે, હું કોણ છું ? અહીં પૂછનાર અને જવાબ આપનાર કોણ છે ? જિજ્ઞાસા કોને થાય છે ? સ્ફુરણા ક્યાં થાય છે તેના જવાબમાં આપોઆપ આત્મા અને જ્ઞાન આવશે. જિજ્ઞાસાનું કારણ પણ જ્ઞાન છે, વિચાર પણ જ્ઞાનના કારણે થાય છે, જ્યાં સ્ફુરણાનો આભાસ થાય છે ત્યાં આત્મા છે અને જ્ઞાનની ઉત્પત્તિ આત્મમાં જ છે પણ આત્મા દેખાતો નથી કારણ કે વર્ણરહિત છે, શરીરસ્થ ચૈતનાનો આભાસ થઈ શકે તે પણ જ્ઞાનના પ્રત્યક્ષપણાથી આત્મા પ્રત્યક્ષ થાય છે અને દર્શનના પ્રત્યક્ષપણાથી ચેતના પ્રત્યક્ષ થાય છે એવી રીતે આભાસ થાય.

હવે જ્યાં જ્ઞાનની ઉત્પત્તિ છે ત્યાં જ આત્મ-પ્રદેશો છે, ત્યાં આત્મિક સુખની શોધ કરવી અને એમ કરતાં જો જ્ઞાનાનંદ સ્વરૂપનો અનુભવ કરતાં આવડે તો ચાવી હાથમાં આવી જાય. તેનો વારંવાર અભ્યાસ કરવાથી પછી આત્માનો ગમે ત્યારે એકદમ અનુભવ થઈ શકે પણ સ્થિરતા રહેવી નથી તેથી ગભરાવું નહિ- મન બાહ્ય ભમવા જાય તો તેને ફરીફરી આત્મામાં જ જોડ્યા કરવું અને અનુભવથી જ્ઞાનાનંદ શાંતરસનો અનુભવ કરવો.

# મન ગુપ્તિ અને ધૈર્ય.

*

મન ગુપ્તિ એટલે મનને ગોપવવું તેને વિચાર કરતા અટકાવવું, પણ મન તો કંઈ ને કઈ વિચાર કરતુ જ્યાં ત્યા ફર્યા કરે છે ત્યારે એવી વ્યવસ્થા શોધવી જોઈએ કે જેમા જ્ઞાન ઉપયોગ હોય, મોક્ષના હેતુ રૂપ હોય અને મન વિચાર કરતું નથી છતા તે સૂત્ર અનુસાર હોય

તે અવસ્થા શુકલ ધ્યાનનો બીજો પાયો "એકત્વ વિતર્ક અવિચાર" છે તેમા એક જ યોગ છે મન ગુપ્તિ છે, મન વિચાર કરતુ નથી પણ અમુક શુદ્ધ અધ્યવસાય ભાવ પ્રમાણે શુદ્ધ આત્મ પરિણતિ છે કે જેમા મન સ્થિર છે, પરતુ આ વસ્તુ તો બારમે ગુણસ્થાને છે. ત્યારે આચાર્ય ઉપાધ્યાયના ગુણમા મનગુપ્તિ આવે છે તેમ જ સાધુના ગુણમાં "મન સમાધારણયા" –મનનુ સમતોલપણું રાખવામાં આવે છે, તેથી એકત્વ વિતર્ક અવિચારને મળતું ધર્મ ધ્યાનમાથી કઇક શોધી કાઢવું જોઇએ

તે વસ્તુ છે—"અર્થ એવ નિર્ભાસિ સમાધિ." એટલે **વિચાર જે પહેલાં કર્યો હતો તેના ભાવમાં આત્મ પરિણતિ એટલે આત્માનો તે ભાવમાં અનુભવ,** વિચાર કર્યા પછી જે મનની સ્થિરતા આવે છે તે જ આ છે તેમા તે વખતે મનથી કોઈ શબ્દનું રટણ થતું નથી એટલે મન કઈ વિચાર કરતુ નથી.

ભાવથી જોતાં એકત્વ વિતર્ક અવિચાર અને અર્થ એવ નિર્ભાસિ સમાધિ એક જ વસ્તુ છે "અર્થ એવ નિર્ભાસિ સમાધિ" ની ઉત્કૃષ્ટ તારતમ્યતા, પુરુષાર્થ, શુદ્ધિ અને એક સરખી અંતર્મુહૂર્ત સુધી સતત ધારા તે એકત્વ વિતર્ક અવિચાર છે કે જે શુકલ ધ્યાનના બીજા પાયા રૂપે છે તે આપણે મેળવી શકતા નથી, કારણ કે આપણો પુરુષાર્થ બહુ મદ છે

આ સ્થિર મન અથવા સમાધિ વારવાર અભ્યાસ વગર આવતું નથી અને તેમા પણ સમાધિની પહેલાં જે શુદ્ધ વિચારો હવા જોઈએ તે સૂત્રજ્ઞાન અનુસાર કેળવવા જોઈએ અને તે પહેલાં આર્ત અને રૌદ્ર ધ્યાન અટકાવવાં જોઈએ.

નિશ્ચયનયની અપેક્ષાએ કારણને કાર્ય રૂપે માનીએ તો મન ગુપ્તિની વ્યાખ્યા લાંબી થઈ જાય તે આ પ્રમાણે.—"મનને મિથ્યાત્વાદિ પાંચ આસ્રવ અને આર્ત–રૌદ્ર ધ્યાનમાં જતુ રોકીને, ધર્મધ્યાન અને શુક્લ ધ્યાનના અધ્યવસાયમાં જોડીને વિચારના ભાવ પ્રમાણે જે આત્મ પરિણતિ અથવા ધ્યાનની સ્થિરતા થાય તે મનગુપ્તિ કહેવાય"

મન ગુપ્તિના ભાવમા આટલો લાંબો વિચાર કરવાનું કારણ એ છે કે બોલવા સબધી સૂત્રમાં ભાષા સમિતિ અને વચન ગુપ્તિ એવા બે શબ્દ છે એકમા કેવી રીતે બોલવું તે બતાવે છે ત્યારે બીજામા મૌન રહેવાનુ આવે છે એટલે વચનની બાબતમાં સમિતિ અને ગુપ્તિ બને આવે છે ત્યારે મન સબધી તો છદ્મસ્થ માટે મનગુપ્તિ જ આવે છે કેવળીને માટે મનગુપ્તિ એવો શબ્દ આવ્યો નથી પણ ૧૩મા ગુણસ્થાન માટે દ્રવ્ય મન યોગ કે જેમા ભાવ મનનો અભાવ છે અને ૧૪મા ગુણસ્થાન માટે મનયોગનું રૂંધન એટલે અયોગીપણુ આવે છે પહેલા વ્રતની પાંચ ભાવનામા મનભાવના આવે છે પણ મન સમિતિ એવો શબ્દ નથી.

મનને ગુપ્ત બનાવવા માટે કાં તો બાહ્ય જગત–લોકાલોકના તટસ્થ દ્રષ્ટા થઈ જવું અથવા શરીરને ભૂલીને શરીરમા રહેલા અરૂપી આત્મ પ્રદેશોના દ્રષ્ટા થઈ જવું અથવા એક પરમાણુ પ્રમાણ કે એક આત્મ પ્રદેશમા મનને સ્થિર કરવું અથવા આત્માના શુદ્ધ ગુણોમાના એક ગુણનું અવલબન લઈ તેનો વિચાર કરીને પછી વિચારના અર્થ (ભાવ) માં આત્મ પરિણતિ કરવી એટલે કે તે ગુણમય બની જવું. તેમ કરતાં જ્યારે આત્મિક સુખનો અંશથી અનુભવ થાય ત્યારે સમજવું કે આ મનગુપ્તિ સફળ થઈ

મનગુપ્તિની આરાધનાની ઈચ્છાવાળા આત્માઓ માટે ત્રણ તદ્દભવ શાશ્વતા ગુણસ્થાનો છે–ચોથું, પાંચમું, છઠ્ઠું. તેઓ જયારે વાસ્તવિક મનગુપ્તિમા હોય ત્યારે તે ( મનગુપ્તિ ) ના શુદ્ધ વ્યવહારના ગુણસ્થાન સાતથી બાર છદ્મસ્થ માટે છે કે જેમાં દ્રવ્યમન ( મનોવર્ગણા ) અને ભાવમન ( આત્મ પરિણતિ ) બંને છે ચોથા, પાચમા કે છઠ્ઠા ગુણસ્થાનવાળા આત્મા એક સમય પણ શુદ્ધ અધ્યવસાયની સમાધિમાં આવી જાય તો પણ સાતમું ગુણસ્થાન સ્પર્શી જાય.

જો કે મનગુપ્તિ શુદ્ધ વિચારથી ભિન્ન છે છતાં શુદ્ધ વિચાર થયા વિના મનગુપ્તિ આવતી નથી. અને અશુદ્ધ વિચાર બંધ થયા વિના શુદ્ધ વિચાર આવતો નથી તેથી આ વસ્તુનું સમુચ્ચય સ્વરૂપ પચીશ દ્રષ્ટિથી તપાસવું જોઇએ કે જેમાં જ્યા સુધી દ્રવ્યમનનો સબંધ નાશ પામે છે ત્યાંસુધી અવસ્થા આવી જાય

૧. નિગમનયમાં આર્ત અને રૌદ્ર ધ્યાનનો ત્યાગ ( અશુભ મનોવર્ગણાનો ત્યાગ )

૨ સગ્રહનયમા શુભ મનોવર્ગણાનું ગ્રહણ અને શુભ લેશ્યાનો ઉત્પાદ

૩ વ્યવહારનયમા ધર્મધ્યાન, શુકલ ધ્યાન ( શુભ મનોવર્ગણાનુ આકારમા પરિણમન અને આત્મ પ્રદેશોનુ કંપન ).

૪ ઋજુસૂત્ર નયમાં વર્તમાન શુભ મનોયોગ ( આત્મ પ્રદેશોમાં જ્ઞેયનું અરૂપી પ્રતિબિંબ )

૫. શબ્દ–નયમા ધર્મધ્યાન–શુકલધ્યાનમા આત્માની પરિણતિ ( ભાવમન=શુદ્ધ ઉપયોગ )

૬. સમભિરૂઢ નયમા એકત્વ વિતર્ક અવિચાર ( ક્ષપક શ્રેણિની સમાધિ ),

૭. એવભૂત નયમા અયોગી અવસ્થા આ સાત નયમાં બધી મનની વાત આવી ગઈ

૮ નામનિક્ષેપામાં "મનગુપ્તિ" એવી નામ સંજ્ઞા.

૯ સ્થાપના નિક્ષેપામાં વિચાર પ્રમાણે શુભ મનોવર્ગણાનું રેખાકાર પ્રમાણે પરિણમન.

૧૦ દ્રવ્ય નિક્ષેપામાં બે દ્રવ્ય (૧) આત્મ પ્રદેશોનું કંપન (૨) શુભ પુદ્ગલિક મનોવર્ગણા.

૧૧ ભાવ નિક્ષેપામાં આત્માની શુદ્ધ પરિણતિ

૧૨ આગમ પ્રમાણ-જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્યગુણ શુદ્ધ અધ્યવસાયમાં ભાવ મન (આત્મ પરિણતિ).

૧૩ પ્રત્યક્ષ પ્રમાણ.-આત્મિક ગુણ અને આત્મિક સુખ સ્વ પ્રત્યક્ષ છે.

૧૪ અનુમાન પ્રમાણ-જે ધ્યાનમાં આત્મિક સુખનો અનુભવ થાય તો મનગુપ્તિ સાબિત થાય છે

૧૫ ઉપમા પ્રમાણ-મનગુપ્તિમાં આત્મિક સુખનો અનુભવ તે મોક્ષના સુખની વાનગી છે

૧૬ દ્રવ્યથી આત્મદ્રવ્ય અને પુદ્ગલિક મનોવર્ગણા.

૧૭ ભાવથી આત્માની શુદ્ધ પરિણતિ.

૧૮ સામાન્ય ગુપ્તિ-મનને ખરાબ વિચારમાં જતાં રોકવું.

૧૯ વિશેષથી મનગુપ્તિ. ધર્મ-શુક્લ ધ્યાનમાં સ્થિરતા, તન્મયપણું

૨૦ થી ૨૩ દ્રવ્ય-ક્ષેત્રકાળ-ભાવથી.-(૧) શુભ મનોવર્ગણાનું વિચાર પ્રમાણે આકારમાં પરિણમન. (૨) આત્મપ્રદેશોરૂપી ક્ષેત્રમાં રેખાકારનું અરૂપી પ્રતિબિંબ અને પ્રયત્નમાં આત્મ પ્રદેશોનું કંપન (૩) ઉપયોગ કાળ. (૪) શુદ્ધ વિચારના ભાવમાં આત્માનો અનુભવ.

૨૪ વ્યવહારથી મનગુપ્તિ:–મનને ખરાબ વિચારમાંથી ખેંચી લઈને મોક્ષમાર્ગના ભાવમાં પરોવવું.

૨૫. નિશ્ચયથી મનગુપ્તિ–એકત્વ વિતર્ક અવિચારી ગુણસ્થાન ૧૨ મુ.

કેવળજ્ઞાનની અપેક્ષાએ આ વિષયમા જે કાંઇ ભૂલ હોય તે માટે અનંતા સિદ્ધ ભગવાન અને કેવળી ભગવાનની સાખે તસ્સ મિચ્છા મિ દુક્કડં મનગુપ્તિનો હેતુ અયોગી અવસ્થા પ્રાપ્ત કરવાનો છે તે સર્વ ભવ્ય જીવોને પ્રાપ્ત થાઓ !! તથાસ્તુ !!

## ધૈર્ય.

ધર્મની જેમ ધૈર્યની ઉત્પત્તિ " ધૃ " ધાતુમાથી થાય છે ને અપેક્ષાથી ધૈર્ય ધર્મની સાથે અભેદ સ્વરૂપે છે પણ ધર્મ અને ધૈર્ય જુદા શબ્દો છે તેથી અર્થમા પણ ભિન્નતા રહે છે

ધર્મ જીવના શુદ્ધ ગુણ સ્વભાવમા દોરી જાય છે અને તેમાં જીવ–ને પકડી રાખે છે ત્યારે ધૈર્ય, કર્મના વિપાક વખતે જે નિમિત્તો હાજર થાય છે અને જે **કર્મ પ્રકૃતિ વિપાક આપે છે ત્યારે જે ક્ષોભ** ( આવેશ, ઉશ્કેરાટ, ગભરાટ, અસ્થિરતા, આકુળતા–વ્યાકુળતા, આતુરતા, તન્મનાટ. રાગદ્વેષની લાગણી) ઉત્પન્ન **થાય તેને અટકાવવા માટે** પુરુષાર્થ કરીને તેનો પ્રતિપક્ષી **આત્મગુણ પ્રગટ કરીને કર્મ પ્રકૃતિના રસને નિષ્ફળ કરીને આત્માના ગુણુમાં સ્થિર કરે છે**

આવી રીતે ધૈર્ય ધર્મની સાથે ભેદ અભેદ સ્વરૂપે રહે છે બન્નેની ઉત્પત્તિ એક જ ધાતુમા હોવા છતાં ધૈર્ય ધર્મમા અંતર્ગત થાય છે. ધૈર્ય ધર્મને પકડી રાખે છે અને ધર્મ જીવને પકડી રાખે છે ધૈર્ય પણ આત્મ ધર્મ માહેનો એક ધર્મ છે અને **તે આત્માનું પંડિત વીર્ય** છે કે જે આત્માને શુદ્ધ ગુણમા પકડી રાખે છે અને તેમાં સ્થિર કરે છે.

ધર્મના કામમા થતી **અરતિને ધૈર્ય દૂર કરે** છે માટે આત્માના ગુણોની આરાધનામા તથા કર્મ વિપાક વખતે ધૈર્ય (ધીરજ)

ની જરૂર છે મોહનીય કર્મની કોઈ પણ પ્રકૃતિનો ઉદય થાય એવા નિમિત્તો આવે ત્યારે ગમ ખાવાથી ઉત્પન્ન થાય છે અને શુદ્ધ અધ્યવસાયથી તેને ધારી રખાય છે

ધીરજ ક્રોધમા જતા રોકીને ક્ષમામા સ્થિર કરે છે પુદ્ગલાસક્તિમાથી રોકીને આત્મભાવમા સ્થિર કરે છે, લોભનુ નિવારણ કરીને સંતોષમાં સ્થિર કરે છે, કપટ કરતા રોકીને નિશ્ચલ ભાવમાં સ્થિર કરે છે, અક્કડ રોકીને કોમળતામાં લાવે છે, વક્રતામાંથી બચાવીને સરળતામાં રાખે છે, દ્વેષ અટકાવીને સમભાવમાં સ્થિર કરે છે, હર્ષ શોકને શાંત કરીને ગંભીરતામાં ધારી રાખે છે, અભ્યંતર આકુળતા વ્યાકુળતા અટકાવીને શાંતિમાં રાખે છે

આવી રીતે જીવને દરેક દોષમાંથી મુક્ત કરીને તેના પ્રતિપક્ષી આત્મગુણને ઉત્પન્ન કરનાર અને તેમાં ધારણ કરી રાખનાર ધીરજ તે આત્માનું પરાક્રમ છે માટે દરેક કામમાં જ્યારે ક્ષોભ થાય ત્યારે ધીરજને યાદ કરવી કે તરત જ તે હાજર થશે અને જે ગુણની જરૂર હશે તે ગુણ પ્રગટ કરી દેશે.

ઉપશમ શ્રેણીમાથી પડવાનુ કારણ એ છે કે પહેલેથી જ ઉત્કૃષ્ટ પરાક્રમ કેળવી શકાતો નથી અને ધીરજ હઠી જાય એટલે તેમાથી પડવું થાય છે. ઉત્કૃષ્ટ સાહસ, ધીરજ અને વીર્યોલ્લાસ વગર ક્ષપક શ્રેણી આવતી નથી માટે ધૈર્યને કેળવવાનો અભ્યાસ રાખ્યો હોય તો તેના સસ્કારથી આગામી ભવમા ધૈર્ય અંકુર નાશ કરવામાં સાથ થશે ધૈર્યની પરાકાષ્ઠા જોવી હોય તો મહાવીર સ્વામીમાં જોઈ લીજો. વળી કેટલાક અવગડ કેવળી જેમકે ગજસુકુમાર મુનિ, મેતાર્ય મુનિવર વગેરેમા ધૈર્યની પરાકાષ્ઠા દેખાશે. સર્વ જીવો ક્રમેકિ જીવવામાં ધીરજ ધારણ કરો ! !

❀

# લેશ્યા.

*

**વ્યાખ્યા** .– (૧) જેનાથી જીવના પ્રદેશો કર્મથી લેપાય તે લેશ્યા, તે પ્રદેશ બંધને સહાય કરે છે અને પ્રદેશ બંધ યોગ (મન, વચન, કાયા) ની **પ્રવૃત્તિ**થી થાય છે, એટલે **યોગ પ્રવૃત્તિ તે લેશ્યા.**

ગુણુસ્થાન ૧૩ સુધી યોગ છે, જો કે ગુણુસ્થાન ૧૧, ૧૨ અને ૧૩ એ ત્રણ સ્થાને ફક્ત ઇરીયાવહિ ક્રિયા છે અને એકજ સમયનો રૂક્ષ સાતાવેદનીયનો બંધ છે તેથી ત્યા રસ બંધ નથી, છતાં પણ પ્રદેશ બંધ છે એટલે આ વ્યાખ્યા ગુણુસ્થાન ૧૩ સુધી લાગુ થાય છે અને ત્યા સુધીજ લેશ્યા છે

(૨) **યોગરંગિત અધ્યવસાય તે લેશ્યા**. આ સમજવા માટે અધ્યવસાય, વિચાર અને લેશ્યામા શું ફેર છે તે જાણવું જોઇએ

અધ્યવસાય :– ઇંદ્રિયોની મદદ વગર, એકેન્દ્રિયાદિ સર્વ સંસારી જીવોને, કર્મ વર્ગણુાની અસરથી જુદા જુદા વ્યક્ત ખ્યાલો અથવા અંદરથી જે જ્ઞાનના તરંગો ઉઠે, સહજ જ્ઞાન ઉપજે તે અધ્યવસાય તેને આકાર હોતો નથી સ્મૃતિથી જે ઓઘજ્ઞાન થાય તે પણુ અધ્યવસાય કહેવાય. વિચાર:– આત્માને જે અધ્યવસાય થાય છે તે સંજ્ઞી પંચેન્દ્રિયને મન દ્વારા જણાય છે અને ત્યા મનોવર્ગણુાને જે આકાર મળે તે વિચાર તરીકે વ્યક્ત થાય છે એટલે અધ્યવસાય મન દ્વારા જણાય તે વિચાર

લેશ્યા – મન, વચન કે કાયામાના કોઇ પણુ યોગની પ્રવૃત્તિ વખતે અધ્યવસાયો જે રૂપ લે, જે પરિણુામ પામે તે લેશ્યા કહેવાય.

આત્મા યોગના સંબંધમાં આવે ત્યારે તેના પર જુદા જુદા રંગ દેખાય તે લેશ્યા મનના વિચારો, આત્મામાં સ્થિત થાય છે અને ત્યાં રૂપ અને આકાર ધારણ કરે તે લેશ્યા.

**લેશ્યા આત્માના સ્ફટિકત્વપર પડદો નાખી નવા નવા રૂપો આપે છે,** તેના દ્રવ્યો આત્માના સ્ફટિકત્વમાં પ્રવેશ કરતાં નથી, આત્માના સ્વરૂપને બદલતાં નથી પણ **બહારની નજરે આત્માને અન્યરંગે બતાવે છે** લેશ્યાના સંયોગથી આત્માના જે રૂપના અધ્યવસાય વ્યક્ત થાય, જે પરિણતિ થાય તેને તે બતાવે છે, ચિત્રે છે, સારા નરસા આકારને ધારણ કરાવે છે લેશ્યા કર્મના ઉદય પ્રમાણે અધ્યવસાયને રૂપ આપે છે છતાં જાતે કર્મનો રસ નથી.

આ વ્યાખ્યા ગુણસ્થાન ૧૨ સુધી લાગુ પડે છે કારણકે ત્યાં સુધી અધ્યવસાય કે વિચાર ગણાય, કેવળી ભગવાનને અધ્યવસાય કે વિચાર ન હોય પણ કેવળજ્ઞાન, કેવળદર્શનનો ઉપયોગ હોય અથવા તો પૃથક્ત્વ વિતર્ક સવિચારે (શુક્લ ધ્યાનના પહેલા પાયા) સુધી પણ ગણી શકાય કારણકે બીજો પાયો એકત્વ વિતર્ક અવિચાર છે.

૩. કષાય અનુરંજીત યોગ પ્રવૃત્તિ તે લેશ્યા- આ વ્યાખ્યા ગુ૦ ૧ થી ૯ સુધી લાગુ પડે, કારણકે ત્યાંસુધી મોહનીય કર્મનો બંધ છે અને મોહની કર્મના સૂક્ષ્મ લોભના ઉદયની અપેક્ષા લઇએ તો ગુ૦ ૧૦ સુધી લાગુ પડે.

જ્યારે યોગ સાથે કષાય હોય ત્યારે નવમા ગુણસ્થાન સુધી લેશ્યા કર્મના રસ અને સ્થિતિ બંધમાં સહાય કરે.

હેતુ-જે લેશ્યામાં જીવ મરે તે લેશ્યાના સ્થાનમાં ઉપજે માટે લેશ્યાનું સ્વરૂપ જાણીને વધુ શુભ લેશ્યામાંજ રહેવું.

દ્રવ્ય લેશ્યા.- તે પરમાણુ પુદ્ગળનો સમુહ.

ભાવ લેશ્યા.- તે પુદ્ગળોના સંયોગવાળો જીવનો ભાવ ભાવ લેશ્યા સમજવી સહેલી છે પણ દ્રવ્ય લેશ્યા સંબંધી ચાર મત છે-

૧ કર્મવર્ગણા નિષ્પન્ન– જેમ નામ કર્મ ઉદયવાળું કાર્મણ શરીર આઠ કર્મની પ્રકૃતિઓના સમુહથી જુદુ કહેવાય, તેમ અમુક કર્મ વર્ગણા દ્રવ્ય લેશ્યા તરીકે પરિણમે છે, જે કર્મ ઉદય થાય છે અથવા ઉદીરણાથી ઉદયમા આવે છે અને ફળ આપે છે તેને જીવ ભોગવીને તે કર્મનો અભાવ કરે છે આ વિપાકવાળાં કર્મ જીવ ઉપર અસર કરે છે તે ભાવથી થતો કર્મ સંચય અથવા તે ભાવને ઉત્પન્ન કરનાર કર્મ સમુહ તે દ્રવ્ય લેશ્યા તરીકે હોય એવો સંભવ છે બાકીના સત્તામા રહેલ કર્મ દ્રવ્ય લેશ્યાનું કામ કરતા જણાતાં નથી, પણ કર્મ વર્ગણા ચોફાસી છે ત્યારે દ્રવ્ય લેશ્યાને આઠ સ્પર્શ છે, એટલે આ મત બંધ બેસતો નથી

૨ કર્મ નિષ્પન્દ રૂપ એટલે લેશ્યા, તે બધ્યમાન કર્મ પ્રવાહ રૂપ છેઃ—લેશ્યાથી કર્મ તો બંધાય છે પણ લેશ્યા ઉત્પન્ન થવાનુ કારણ તો પૂર્વ કર્મ લાગે છે અહીં પણ ઉપર પ્રમાણે વાધો આવે છે

૩. યોગ પ્રવૃત્તિ તે લેશ્યાઃ–આ વાત ઉપરની વ્યાખ્યામાં આવી જાય છે. જ્યાં યોગ પ્રવૃત્તિ છે ત્યાં લેશ્યા તો છે જ

૩ યોગ વર્ગણા અંતર્ગત સ્વતંત્ર દ્રવ્ય તે લેશ્યા મન, વચન અને કાયાની વર્ગણાઓમાથી જે વર્ગણા અમુક વખતે લેશ્યાના કામમાં આવે છે તે દ્રવ્ય લેશ્યા

**નોંધઃ**— કર્મના ઉદયથી યોગોની જે પ્રવૃતિ થાય, તેનાથી આત્મા જે રૂપ ધારણ કરે તે લેશ્યા તે વાત વધારે બંધ બેસે છે

દરેક દ્રવ્ય લેશ્યામા નિશ્ચયથી પાંચ વર્ણ, ૨ ગંધ, ૫ રસ અને ૮ સ્પર્શ છે. પણ વ્યવહારની મુખ્યતાએ એક વર્ણ, એક ગંધ, એક રસ અને બે સ્પર્શ હોય છે દરેક લેશ્યા અનંત પ્રદેશવાળી અસંખ્યાત આકાશ પ્રદેશોને અવગાહી રહેનાર, અનંત પુદ્ગળોની વર્ગણાવાળી અને લોક આકાશના પ્રદેશ જેટલા અસંખ્યાત સ્થાનવાળી હોય છે.

**દ્રવ્ય લેશ્યા છ છેઃ–**

**૧. કૃષ્ણ લેશ્યા.**—તેનો રંગ કાજળ (મસ) થી વધારે કાળો અને રસ કડવા લીંબડાથી વધારે કડવો છે

૨ **નીલ લેશ્યા**—તેનો રંગ મોરની ડોક અને અશોક વૃક્ષથી વધારે લીલો અને રસ મરચાથી વધારે તીખો છે.

૩ **કપોત લેશ્યા**— તેનો રંગ લાલ અને કાળાનું મિશ્રણ, તે ખેરના વૃક્ષ અથવા કબુતરના ગળા જેવા અને રસ કાચી કેરીથી વધારે ખાટો છે આ ત્રણ અશુભ લેશ્યા છે તેઓનો ગંધ અશુભ અને સ્પર્શ શિત રૂક્ષ છે બહુવધારે ખરાબ લેશ્યાના ગંધ અને સ્પર્શ વધારે ખરાબ સમજવા.

૪ **તેજો લેશ્યા**—તેનો રંગ લોહી, તોતાની ચાંચ અને ઉગતા સૂર્યથી વધારે લાલ છે અને પાકી કેરીથી વધારે મિઠિ રસ છે.

૫. **પદ્મ લેશ્યા**—તેનો રંગ સોનું અને હળદરથી વધારે સુશોભિત પીળો રંગ અને શેરડી અને ખજુરના રસથી વધારે મીઠો રસ છે

૬ **શુક્લ લેશ્યા**—તેનો રંગ ચંદ્રથી વધારે શ્વેત અને રસ સાકરથી વધારે મીઠો છે આ ત્રણ શુભ લેશ્યા છે તેમનો ગંધ શુભ અને સ્પર્શ સ્નિગ્ધ ઉષ્ણ છે જેમ લેશ્યા વધારે સારી તેમ ગંધ અને સ્પર્શ વધારે સારા હોય. દરેક લેશ્યામાં ચઢતા ઉતરતા આવા અસંખ્યાત સ્થાન હોય.

મનુષ્ય અને તિર્યંચમાં એક લેશ્યા દ્રવ્યના બીજી લેશ્યાના દ્રવ્યના વર્ણ, ગંધ, રસ સ્પર્શપણે વારવાર પરિણમે. જેમ આખા દૂધમા છાશ નાખવાથી, પોતાનો દૂધનો સ્વાદ તજીને, ખાટુ દહીં બની જાય છે તથા જેમ સફેદ વસ્ત્ર જુદા જુદા રંગમાં નાખવાથી શ્વેત રંગ તજીને બીજા રંગમય થાય છે તેવી રીતે પરિણામની ધારા અનુસાર કૃષ્ણ લેશ્યાના દ્રવ્ય, નીલ લેશ્યાના વર્ણ-ગંધ-રસ-સ્પર્શપણે વારવાર પરીણમે છે તેમ જ નીલ દ્રવ્ય કાપોતપણે, કાપોતના દ્રવ્ય તેજોપણે તેજોના દ્રવ્ય પદ્મપણે, પદ્મના દ્રવ્ય શુક્લપણે, અને તેથી ઉલટ શુક્લમાથી પદ્મ, પદ્મમાંથી તેજો, તેજોમાથી નીલ અને નીલમાથી કૃષ્ણ લેશ્યામા જાય સંમુચ્છીમ મનુષ્ય સિવાયના બધા મનુષ્યથી તથા સર્વ તિર્યંચોમાં દરેક અંતર્મુહૂર્તે લેશ્યા બદલાયા કરે છે તેઓ જે લેશ્યામાં ઉપજે તે લેશ્યામાં કે બીજી લેશ્યામા મરે

દેવતા અને નારકીના શરીરો લેશ્યાના રંગ પ્રમાણે હોય છે. અને તેમની દ્રવ્ય લેશ્યા કાયમની રહે છે તેમના આયુષ્ય ઉપરાંત એક અંતર્મુહૂર્ત આગલા ભવનો અને એક અતર્મુહૂર્ત આવતા ભવનો એમ બે અતમુહૂર્ત સુધી એકની એક જ લેશ્યા રહે છે જેમ શ્વેત કાચના પારામાં જેવા રંગનો દોરો નાખીએ તેવા રંગનો કાચ દેખાય અને દોરો દૂર કરવાથી કાચનો મૂળ રગ દેખાય છે અને અરિસામાં જે વસ્તુનું પ્રતિબિંબ પડે તેનો આકાર દેખાયા પછી અરીસો હતો એવો જ રહે તેમ સંજોગવશાત દેવતા અને નારકીના ભાવમા ફેર પડે ત્યારે દ્રવ્ય લેશ્યામા તથા પ્રકારનો આભાસ (રગ) પડે પણ મૂળ લેશ્યા બદલાતી નથી. તેઓ જે લેશ્યામા ઉપજે તે જ લેશ્યામા ચવે (મરે).

**ભાવ લેશ્યા**–તે બે પ્રકારે વીતરાગની લેશ્યા તે અતિ વિશુદ્ધ શુક્લ લેશ્યા અથવા પરમ શુક્લ લેશ્યા અને સરાગ ભાવની લેશ્યા તે કષાયની તારતમ્યતા પ્રમાણે છ લેશ્યા છે

૧ કૃષ્ણ લેશ્યામા અનેક અવગુણોના સમુહમા પાંચ આસ્રવમાં પ્રવૃત્તિ હોય છે તેમાં પણ હિંસા ભાવની મુખ્યતા છે

૨ નીલ લેશ્યામા અનેક અવગુણોના સમુહમા પાંચ ઇંદ્રિયોના વિષયમા લુબ્ધપણું અથવા પુદ્દગળાસક્તિની મુખ્યતા છે.

૩ કાપોત લેશ્યામાં અવગુણોમા વક્રતાની મુખ્યતા છે

૪ તેજો લેશ્યામા અનેક ગુણોમાં પાપભીરૂતા અને ધર્મ રૂચીની મુખ્યતા છે,

૫ પદ્મ લેશ્યામા અનેક ગુણોમા જીતેન્દ્રિયપણાની મુખ્યતા છે

૬ શુકલ લેશ્યામા અનેક ગુણોમા સમતાની મુખ્યતા છે.

મિથ્યાત્વી તેમ જ સમકિતીને છએ લેશ્યાના ઉપરના સામાન્ય ભાવ હોય, પણ સમકિતીને શુદ્ધિ અનત ગુણી, આત્મ ભાવ, અને ધ્યેય સિદ્ધ સ્વરૂપનું હોય, તે મિથ્યાત્વીમા ન હોય, કૃષ્ણ લેશ્યા કરતાં નીલ લેશ્યા અનતગુણી શુદ્ધ, નીલ કરતા કાપોત અનતગુણી શુદ્ધ,

કાપોતથી તેજો અનંત ગુણી વિશુદ્ધ, તેજોથી પદ્મ અનંત ગુણી વિશુદ્ધ અને પદ્મથી શુક્લ લેશ્યા અનંત ગુણી વિશુદ્ધ હોય છે શુક્લ લેશ્યામા પણ ૧ થી ૧૩ ગુણસ્થાન જેટલી વિશુદ્ધિથી તારતમ્યતા છે.

પહેલા છ ગુણસ્થાન સુધી છ લેશ્યા છે, પણ ૪, ૫, ૬ઠ્ઠાં ઉપર ઉપરના ગુણસ્થાનમા અશુભ લેશ્યા મંદતર હોય અને કોઈ કોઈ વખતે જ પ્રગટ થાય, સમકિત પ્રાપ્તિ, દેશવિરતીની પ્રાપ્તિ અને સર્વ વિરતીની પ્રાપ્તિ વખતે શુભ લેશ્યા જ હોય. ૭મે ગુણસ્થાને ત્રણ શુભ લેશ્યા જ હોય. ૮થી ઉપરના ગુણસ્થાનમા ફક્ત શુક્લ લેશ્યા જ હોય. ૧૩મે ગુણસ્થાને પરમ શુક્લ લેશ્યા છે તે પછી લેશ્યાનો અભાવ છે

લેશ્યાના ભાવ સમજાવવા માટે દૃષ્ટાંત—જુદી જુદી લેશ્યાવાળા છ મિત્રો જંગલમા ગયા ત્યા ભૂખ લાગી. ત્યા એક આંબાનું ઝાડ મળી આવ્યુ તેમા કાચી પાકી કેરી હતી ત્યારે,

કૃષ્ણ લેશ્યાવાળાએ કહ્યુ કે ઝાડને મૂળમાંથી કાપી નાખો એટલે નિરાંતે કેરીઓ ખાઈએ.

નીલ લેશ્યાવાળાએ કહ્યુ—આખા ઝાડનો નાશ કરવાને બદલે મુખ્ય મુખ્ય શાખાઓને કાપી નાખીએ.

કાપોત લેશ્યાવાળાએ કહ્યુ કે—જ્યાં કેરીઓ પાકેલી લાગેલી છે તે બધી શાખાઓને કાપી નાખીએ.

તેજો લેશ્યાવાળાએ કહ્યુ કે—પાકી કેરીના ઝુમખાવાળી ડાળખીઓને જ તોડી નાખીએ.

પદ્મ લેશ્યાવાળાએ કહ્યુ કે—જે કેરી પાકેલી હોય તેને જોઈતા પ્રમાણમા પાડીને ખાઈએ.

શુક્લ લેશ્યાવાળાએ કહ્યું કે—જે પાકેલી નીચે પડી ગઈ છે તેને જ ખાઈએ.

જે માણસ પોતાના ફાયદા માટે બીજાનો નાશ કરે તે કૃષ્ણ લેશ્યાવાળો જાણવો.

એક લેશ્યામાંથી બીજી લેશ્યામાં જતા પરિણામની સમજ માટે દાખલો-પ્રસન્નચંદ રાજર્ષિ, દુમુખની વાત સાભળી શુકલ લેશ્યામાંથી ઉતરતા ઉતરતા કૃષ્ણ લેશ્યા સુધી આવ્યા ત્યાર બાદ મુનિપણું યાદ આવવાથી કૃષ્ણ લેશ્યામાંથી વિશુદ્ધ થતાં થતા છેવટે શુકલ લેશ્યામાં આવ્યા અને છેવટે પરમ શુકલ લેશ્યામાં આવ્યા

૧ સમતામાં સ્થિર ધ્યાન-શુકલ લેશ્યા ૨. વાત સાંભળી ક્ષોભ પણ જીતેન્દ્રિયપણું છે તે પદ્મ લેશ્યા ૩ પુત્ર પર કઇ મમત્વ આવ્યુ પણ હજી ભાવથી ધર્મમા સ્થિર છે તે તેજોલેશ્યા ૪ મારા સાધુપણાનો દુશ્મને લાભ લીધો એવો ભાવ તે કાપોત લેશ્યા. ૫. મારૂં રાજ્ય અને મારા પુત્રોને બચાવું તે સસાર આસક્તિ તે નીલ લેશ્યા ૬ શત્રુઓનો નાશ કરૂં તે કૃષ્ણ લેશ્યા.

ત્યારબાદ ૭મી નરક સુધીના કર્મ મેળવ્યા અને માથેથી મુગટ લેવા ગયા ત્યા ટાલ જોઇ સાધુપણું યાદ આવ્યું એટલે કૃષ્ણ લેશ્યા ગઈ કોનું રાજ્ય કોના પુત્ર એ વિચારમાં નીલ લેશ્યા ગઇ. સૌને પોતાના કર્મ ભોગવવા પડે છે તે વિચારમા કાપોત લેશ્યા ગઇ મારે પ્રાયશ્ચિત્ત લઇ ધર્મમા સ્થિર રહેવું જોઇએ તે વિચારથી તેજો લેશ્યા, આત્મા નિર્વિષયી છે તે ભાવથી પદ્મ લેશ્યા અને ત્યારબાદ સમભાવથી શુકલ લેશ્યા આવી ત્યારબાદ ક્ષપક શ્રેણીના ભાવથી પરમ શુકલ લેશ્યા આવી. આ હકીકત ફક્ત ખ્યાલ આપવા માટે ટૂંકાણમાં કહી પણ પ્રજ્ઞા પ્રમાણે વિસ્તારથી સમજી લેવું.

જીવોમા લેશ્યા-નારકીમા ૩ અશુભ લેશ્યા, ૧,૨ નરકમા કાપોત ૩જીમાં કાપોત તથા નીલ, ૪થીમાં નીલ, ૫મીમાં નીલ અને કૃષ્ણ, ૬ઠીમાં કૃષ્ણ, ૭મીમા પરમકૃષ્ણ લેશ્યા છે નારકીના પાથડામાં જેમ જેમ નીચે જઇએ તેમ તેમ લેશ્યામાં મલીનતા વધતી જાય જે દેવ ચવીને પૃથ્વી, પાણી અને વનસ્પતિમા જાય તેની અપર્યાપ્ત અવસ્થામાં

કાપોતથી તેજો અનંત ગુણી વિશુદ્ધ, તેજોથી પદ્મ અનંત ગુણી વિશુદ્ધ અને પદ્મથી શુક્લ લેશ્યા અનંત ગુણી વિશુદ્ધ હોય છે શુક્લ લેશ્યામાં પણ ૧ થી ૧૩ ગુણસ્થાન જેટલી વિશુદ્ધિથી તારતમ્યતા છે

પહેલા ૭ ગુણસ્થાન સુધી ૭ લેશ્યા છે, પણ ૪, ૫, ૬માંથી ઉપર ઉપરના ગુણસ્થાનમા અશુભ લેશ્યા મંદતર હોય અને કોઈ કોઈ વખતે જ પ્રગટ થાય, સમકિત પ્રાપ્તિ, દેશવિરતીની પ્રાપ્તિ અને સર્વ વિરતીની પ્રાપ્તિ વખતે શુભ લેશ્યા જ હોય. ૭મે ગુણસ્થાને ત્રણ શુભ લેશ્યા જ હોય. ૮થી ઉપરના ગુણસ્થાનમા ફક્ત શુક્લ લેશ્યા જ હોય. ૧૩મે ગુણસ્થાને પરમ શુક્લ લેશ્યા છે તે પછી લેશ્યાનો અભાવ છે

લેશ્યાના ભાવ સમજાવવા માટે દૃષ્ટાંત—જુદી જુદી લેશ્યાવાળા ૭ મિત્રો જંગલમા ગયા ત્યાં ભૂખ લાગી. ત્યાં એક જાંબાનું ઝાડ મળી આવ્યું તેમા ફાલી પાકી કેરી હતી ત્યારે,

કૃષ્ણ લેશ્યાવાળાએ કહ્યુ કે ઝાડને મૂળમાંથી કાપી નાખો એટલે નિરાંતે કેરીઓ ખાઈએ.

નીલ લેશ્યાવાળાએ કહ્યુ—આખા ઝાડનો નાશ કરવાને બદલે મુખ્ય મુખ્ય શાખાઓને કાપી નાખીએ.

કાપોત લેશ્યાવાળાએ કહ્યુ કે—જ્યાં કેરીઓ પાકેલી લાગેલી છે તે બધી શાખાઓને કાપી નાખીએ.

તેજો લેશ્યાવાળાએ કહ્યુ કે—પાકી કેરીના ગુચ્છાવાળી ડાળખીઓને જ તોડી નાખીએ.

પદ્મ લેશ્યાવાળાએ કહ્યુ કે—જે કેરી પાકેલી હોય તેને જોઈતા પ્રમાણમા પાડીને ખાઈએ.

શુક્લ લેશ્યાવાળાએ કહ્યું કે—જે પાકેલી નીચે પડી ગઈ છે તેને જ ખાઈએ.

જે માણસ પોતાના ફાયદા માટે બીજાનો નાશ કરે તે કૃષ્ણ લેશ્યાવાળો જાણવો.

એક લેશ્યામાંથી બીજી લેશ્યામાં જતા પરિણામની સમજ માટે દાખલો–પ્રસન્નચંદ્ર રાજર્ષિ, દુર્મુખની વાત સાભળી શુકલ લેશ્યામાંથી ઉતરતા ઉતરતા કૃષ્ણ લેશ્યા સુધી આવ્યા ત્યાર બાદ મુનિપણું યાદ આવવાથી કૃષ્ણ લેશ્યામાંથી વિશુદ્ધ થતાં થતા છેવટે શુકલ લેશ્યામાં આવ્યા અને છેવટે પરમ શુકલ લેશ્યામાં આવ્યા

૧ સમતામાં સ્થિર ધ્યાન–શુકલ લેશ્યા. ૨. વાત સાંભળી ક્ષોભ પણ જીતેન્દ્રિયપણું છે તે પદ્મ લેશ્યા ૩ પુત્ર પર કઇ મમત્વ આવ્યું પણ હજી ભાવથી ધર્મમાં સ્થિર છે તે તેજોલેશ્યા ૪ મારા સાધુપણાનો દુશ્મને લાભ લીધો એવો ભાવ તે કાપોત લેશ્યા ૫. મારૂં રાજ્ય અને મારા પુત્રોને બચાવું તે સસાર આસક્તિ તે નીલ લેશ્યા ૬ શત્રુઓનો નાશ કરૂ તે કૃષ્ણ લેશ્યા.

ત્યારબાદ ૭મી નરક સુધીના કર્મ મેળવ્યા અને માથેથી મુગટ લેવા ગયા ત્યાં ટાલ જોઇ સાધુપણું યાદ આવ્યું એટલે કૃષ્ણ લેશ્યા ગઇ કોનું રાજ્ય કોના પુત્ર એ વિચારમાં નીલ લેશ્યા ગઇ સૌને પોતાના કર્મ ભોગવવા પડે છે તે વિચારમા કાપોત લેશ્યા ગઇ. મારે પ્રાયશ્ચિત્ત લઇ ધર્મમા સ્થિર રહેવું જોઇએ તે વિચારથી તેજો લેશ્યા, આત્મા નિર્વિષયી છે તે ભાવથી પદ્મ લેશ્યા અને ત્યારબાદ સમભાવથી શુકલ લેશ્યા આવી ત્યારબાદ ક્ષપક શ્રેણીના ભાવથી પરમ શુકલ લેશ્યા આવી આ હકીકત ફક્ત ખ્યાલ આપવા માટે ટૂંકાણમાં કહી પણ પ્રજ્ઞા પ્રમાણે વિસ્તારથી સમજી લેવું

જીવોમા લેશ્યા–નારકીમા ૩ અશુભ લેશ્યા, ૧,૨ નરકમા કાપોત ૩જીમા કાપોત તથા નીલ, ૪થીમાં નીલ, ૫મીમાં નીલ અને કૃષ્ણ, ૬ઠીમાં કૃષ્ણ, ૭મીમા પરમકૃષ્ણ લેશ્યા છે નારકીના પાથડામાં જેમ જેમ નીચે જઇએ તેમ તેમ લેશ્યામા મલીનતા વધતી જાય જે દેવ ચવીને પૃથ્વી, પાણી અને વનસ્પતિમાં જાય તેની અપર્યાપ્ત અવસ્થામાં

તેજો લેશ્યા હોય તે સિવાય પંચ સ્થાવર, ત્રણ વિકલેન્દ્રિય, સમુર્છિમ પંચેન્દ્રિય મનુષ્ય તથા તિર્યંચમાં ત્રણ અશુભ લેશ્યા હોય.

અકર્મભૂમિ અને અંતર દ્વીપના ગર્ભજ મનુષ્ય, ભવનપતિ દેવ દેવી, વાણ વ્યંતર દેવ દેવી તે સર્વેમાં ત્રણ અશુભ લેશ્યા અને તેજો લેશ્યા એ ચાર હોય. જ્યોતિષ દેવ દેવી તથા પહેલા બીજા દેવલોકના દેવ દેવીમાં તેજો લેશ્યા હોય. ૩, ૪, ૫ દેવ લોકમાં પદ્મ લેશ્યા હોય. છઠ્ઠા દેવલોકથી ૪ અનુત્તર વિમાન સુધી શુક્લ લેશ્યા છે, પણ ઉત્તર ઉપર જતાં લેશ્યા વધારે વિશુદ્ધ થતી જાય છે, સર્વાર્થ સિદ્ધ વિમાનના દેવમાં પરમ વિશુદ્ધ શુક્લ લેશ્યા હોય છે કર્મભૂમિના ગર્ભજ મનુષ્યમાં છ લેશ્યા હોય.

શુભ લેશ્યામાં કેવી રીતે રહી શકાય—મનથી આર્તધ્યાન અને રૌદ્રધ્યાનનો ત્યાગ કરીને મનને ધર્મધ્યાન તથા શુક્લ ધ્યાનમાં જોડવું વચનથી મૌન રહેવું અથવા ભાષા સમિતિ પૂર્વક બોલવું, કાયાની પ્રવૃત્તિ અશુભ થાય તો રોકી દેવી, જરૂર પડે ત્યારે શુભ કાર્ય યોગમાં રહેવું, નહિતર સ્થિર રહેવું. પાંચ ઇંદ્રિયોનો અશુભ યોગ થાય તે રોકીને જરૂર પડે ત્યારે શુભ યોગમાં ઇંદ્રિયો રાખવી. નહિતર તેમનો ઉપયોગ રોકવો અથવા સમભાવમાં રહેવું. પાંચ ઇંદ્રિયો શરીર યોગમાં અંતર્ગત થાય છે

મોહનીય કર્મનો ક્ષય થાય અથવા ઉદીરણા કરવાના નિમિત્તો મળી આવે, ત્યારે ઉપશમ અથવા ક્ષયોપશમ ભાવમાં રહીને ઉદય થતી કર્મ પ્રવૃત્તિને નિષ્ફળ કરવી સિદ્ધ સ્વરૂપ (શુદ્ધ આત્મ સ્વરૂપ)નું ધ્યાન ધરવાથી શુક્લ લેશ્યામાં રહી શકાય છે તેની સાથે આત્માના સર્વ ગુણો કેળવાય છે (વિકાસ પામે છે)

જ્ઞાન અથવા તત્ત્વ જ્ઞાનના ઉપયોગથી જો આપણે શુદ્ધ અધ્યવસાયથી શુક્લલેશ્યાઉત્પન્ન કરીએ તો પૂર્વની લેશ્યાની શુદ્ધિ થતા થતાં તે છેવટે શુક્લ લેશ્યામાં પરિણમે છે. એટલે લેશ્યા અંતર્મુહૂર્તમાં શુક્લ થઇ જાય. અંતર્મુહૂર્તના અસંખ્યાતા ભેદ છે તેમાં જ૦ અંતમૂ૦ ૨ થી ૯ સમયનો, મધ્યમ અંતમુ૦ ૧૦ સમયથી

૪૮ મીનીટમાં બે સમય ઓછા, ઉત્કૃષ્ટ અંતર્મુ. ૪૮ મીનીટ (મુહુર્ત) માં એક સમય ઓછો.

આ ઉપરથી સમજી શકાશે કે શુભ લેશ્યા ઉત્પન્ન કરવામાં વાર લાગતી નથી માટે હે ભવ્ય જીવો ! શુકલ લેશ્યામા રહેવાનો પ્રયત્ન કર્યા કરો.

શુકલ લેશ્યાનો ઉત્પાદ અને તેમા સ્થિરતા નીચે પ્રમાણે થઇ શકે છે.— ( ૧ ) લોક અલોકના દ્રવ્યો, ગુણો અને પર્યાયોમાં ત્રટસ્થ જ્ઞાતા દ્રષ્ટા થઇને શાંત રસ ( સમતા રસમાં ) લીન થવું અથવા આત્મિક સુખમાં લીન થવું. ( ૨ ) પોતાના શુદ્ધ ગુણપર્યાયમાં લીન થઇને આત્મિક સુખ ઉત્પન્ન કરવું અને તેમા લીન થવું ( ૩ ) જ્ઞાયક ભાવમાં લીન થવું ( ૪ ) લોકના સર્વ જીવો સાથે અરૂપી ચૈતન્ય એકત્વનો અનુભવ કરવો અને આત્મ સંતોષમા લીન થવું તથાસ્તુ ! !



તેજો લેશ્યા હોય તે સિવાય પાંચ સ્થાવર, ત્રણ વિગલેન્દ્રિય, સમુર્છિમ પંચેન્દ્રિય મનુષ્ય તથા તિર્યંચમાં ત્રણ અશુભ લેશ્યા હોય.

અકર્મભૂમિ અને અંતર દ્વીપના ગર્ભજ મનુષ્ય, ભવનપતિ દેવ દેવી, વાણ વ્યંતર દેવ દેવી તે સર્વેમાં ત્રણ અશુભ લેશ્યા અને તેજો લેશ્યા એ ચાર હોય. જ્યોતિષ દેવ દેવી તથા પહેલા બીજા દેવલોકના દેવ દેવીમાં તેજો લેશ્યા હોય. ૩, ૪, ૫ દેવ લોકમાં પદ્મ લેશ્યા હોય. છઠ્ઠા દેવલોકથી ૪ અનુત્તર વિમાન સુધી શુક્લ લેશ્યા છે, પણ ઉપર ઉપર જતાં લેશ્યા વધારે વિશુદ્ધ થતી જાય છે, સર્વાર્થ સિદ્ધ વિમાનના દેવમાં પરમ વિશુદ્ધ શુક્લ લેશ્યા હોય છે કર્મભૂમિના ગર્ભજ મનુષ્યમાં છ લેશ્યા હોય.

શુભ લેશ્યામાં કેવી રીતે રહી શકાય-મનથી આર્તધ્યાન અને રૌદ્રધ્યાનનો ત્યાગ કરીને મનને ધર્મધ્યાન તથા શુક્લ ધ્યાનમાં જોડવું વચનથી મૌન રહેવું અથવા ભાષા સમિતિ પૂર્વક બોલવું, કાયની પ્રવૃત્તિ અશુભ થાય તો રોકી દેવી, જરૂર પડે ત્યારે શુભ કાર્ય યોગમાં રહેવું, નહિતર સ્થિર રહેવું. પાંચ ઇંદ્રિયોનો અશુભ યોગ થાય તે રોકીને જરૂર પડે ત્યારે શુભ યોગમાં ઇંદ્રિયો રાખવી. નહિતર તેમનો ઉપયોગ રોકવો અથવા સમભાવમાં રહેવું. પાંચ ઇંદ્રિયો શરીર યોગમાં અંતર્ગત થાય છે

મોહનીય કર્મનો ઉદય થાય અથવા ઉદીરણા કરવાના નિમિત્તો મળી આવે, ત્યારે ઉપશમ અથવા ક્ષયોપશમ ભાવમાં રહીને ઉદય થતી કર્મ પ્રવૃત્તિને નિષ્ફળ કરવી સિદ્ધ સ્વરૂપ (શુદ્ધ આત્મ સ્વરૂપ)નું ધ્યાન ધરવાથી શુક્લ લેશ્યામાં રહી શકાય છે તેની સાથે આત્માના સર્વ ગુણો કેળવાય છે (વિકાસ પામે છે)

જ્ઞાન અથવા તત્ત્વ જ્ઞાનના ઉપયોગથી જો આપણે શુદ્ધ અધ્યવસાયથી શુક્લલેશ્યાઉત્પન્ન કરીએ તો પૂર્વની લેશ્યાની શુદ્ધિ થતા થતાં તે છેવટે શુક્લ લેશ્યામાં પરિણમે છે. જેટલી લેશ્યા અંતર્મુહૂર્તમાં શુક્લ થઇ જાય. અંતર્મુહૂર્તના અસંખ્યાતા ભેદ છે. તેમાં જ૦ અંતમૂ૦ ૨ થી ૯ સમયનો મધ્યમ અંતમુ૦ ૧૦ સમયથી

૪૮ મીનીટમાં બે સમય ઓછા, ઉત્કૃષ્ટ અંતર્મુ. ૪૮ મીનીટ (મુહુર્ત) માં એક સમય ઓછો.

આ ઉપરથી સમજી શકાશે કે શુભ લેશ્યા ઉત્પન્ન કરવામાં વાર લાગતી નથી માટે હે ભવ્ય જીવો! શુકલ લેશ્યામા રહેવાનો પ્રયત્ન કર્યા કરો.

શુકલ લેશ્યાનો ઉત્પાદ અને તેમાં સ્થિરતા નીચે પ્રમાણે થઇ શકે છે.— (૧) લોક અલોકના દ્રવ્યો, ગુણો અને પર્યાયોમાં ત્રટસ્થ જ્ઞાતા દ્રષ્ટા થઇને શાંત રસ (સમતા રસમાં) લીન થવું અથવા આત્મિક સુખમાં લીન થવું. (૨) પોતાના શુદ્ધ ગુણુપર્યાયમાં લીન થઇને આત્મિક સુખ ઉત્પન્ન કરવું અને તેમા લીન થવું (૩) જ્ઞાયક ભાવમાં લીન થવું (૪) લોકના સર્વ જીવો સાથે અરૂપી ચૈતન્ય એકત્વનો અનુભવ કરવો અને આત્મ સંતોષમાં લીન થવું તથાસ્તુ!!



# ચારિત્રનુ સ્વરૂપ

*

ચારિત્રના સ્વરૂપ વિષે આપણે વિચાર કરીએ.–

**દ્રવ્યથી**—સાવદ્ય યોગનું પ્રત્યાખ્યાન સાવદ્ય યોગ તે ૧૮ પાપસ્થાન, પાંચ અવ્રત, રાત્રિ–ભોજન, પાંચ ઇંદ્રિયોનો અસંવર, મિથ્યાત્વ અવ્રત, પ્રમાદ–કષાય અને અશુભ યોગનું સેવન, ૧૭ પ્રકારનો અસંયમ આ બધા સાવદ્ય યોગ છે તેમાંથી નિવૃત્ત થવું.

**ક્ષેત્રથી**—આખા લોકમાં કોઈ ઠેકાણે સાવદ્ય યોગ સેવવાં નહિ.

**કાળથી**—યાવજ્જીવન સુધી, અહીં ચરિત્તાચરિત્તે લીધેલ નથી.

**ભાવથી**—મન, વચન અને કાયા એ ત્રણ યોગથી પાપ કરવું નહિ, કરાવવું નહિ અને કરતાં પ્રત્યે રૂડું જાણવું નહિ.

હવે સાત નયપૂર્વક ચારિત્રનું સ્વરૂપ તપાસીએ.

સાત નય પોતપોતાનું વક્તવ્ય બતાવીને બીજા નયોની વાતને અંગીકાર કરે તો તે સ્યાદ્વાદપૂર્વક સુનય છે પણ પોતાની જ વાતનો આગ્રહ કરીને બીજા નયોનો નિષેધ કરે તો દુર્નય, એકાંતવાદી મિથ્યાત્વ છે.

મુમુક્ષુ જીવ ચારિત્રની સાથે નયમાંથી પસાર થાય છે એટલું જ નહિ પણ દરેક નયનો અમુક અમુક જ ગુણો લઈએ તો એકી સમયે સાતે નયનું કાર્ય દેખાય છે જેમકે નૈગમ નયનો વેશ અથવા ધ્યાન–અવસ્થાની બાહ્ય શરીર આકૃતિ, સંગ્રહ નયનું સામાન્ય તરફ ચારિત્ર, વ્યવહાર નયના મન, વચન કાયના યોગોની પ્રવૃત્તિ અથવા ૧૪મા ગુણસ્થાનની અપેક્ષાએ શરીરસ્થ જીવ, ઋજુસૂત્ર નયની અપેક્ષાએ ઉપયોગ શબ્દ નયની અપેક્ષાએ આત્મભાવમાં પ્રવૃત્તિ, સમભિરૂઢ

નયની અપેક્ષાએ આત્મ-રમણુતા અને એવંભૂત નયની અપેક્ષાએ યથાખ્યાત ચારિત્ર, આવી રીતે એક જીવમા સાતે નય એક જ સમયમાં હોય શકે

બીજી રીતે જોતાં જેમ જેમ ભાવ ચારિત્ર વધતું જાય તેમ તેમ દ્રવ્ય ચારિત્ર ઘટતુ જાય અને છેવટે અદશ્ય થાય. હવે સાતે નયની વાત જોઇએ

## નૈગમ નયનું ચારિત્ર.

(I) **અંશ ગ્રહણુ**—બાહ્ય (સાંસારિક પુદ્ગલિક) ભાવોમાથી જેટલી નિવૃત્તિ એટલું ચારિત્ર, ચારિત્રના ગુણભેદે પાંચ પ્રકાર છે, દરેકના અસંખ્યાતા સ્થાન છે, તેમા જઘન્ય સ્થાનવાળાનું પણ ચારિત્ર છે જેમકે પુલાક નિર્ગ્રંથનુ ચારિત્ર.

(II) **બાહ્ય ક્રિયા**—બાહ્ય ક્રિયા ઉપર સાધુત્વની છદ્મસ્થને પ્રતીતિ થાય છે, છદ્મસ્થ બાહ્ય ક્રિયા દેખે છે અને કેવળી અભ્યંતર ભાવ દેખે છે બાહ્ય ક્રિયા અશુદ્ધ હોય એટલે જિનાજ્ઞા બહાર હોય તે વખતે આત્મભાવ ભાગ્યે જ શુદ્ધ હોય, અસંખ્યાતા જીવોમાં એકાદ અપવાદ કદાચ અમુક અપેક્ષાપૂર્વક મળી આવે ત્યાં પણ જિનાજ્ઞા ઉલ્લંઘન કરવાનો હેતુ તો હોયજ નહિ.

(III) **કારણમાં કાર્યનો ઉપચાર**—જેને દ્રવ્ય ચારિત્ર હોય તે ભાવ ચારિત્રનો કામી છે તેથી તેને ભાવ ચારિત્ર હોવું જોઇએ એવી છદ્મસ્થની સમજ હોય હાલ કોઇ સાધુ નથી એવું માનનાર જૈન દર્શન અને ચારિત્રનો વિરાધક છે.

## વેષનું મહત્ત્વ.

(I) સ્વલિંગ સિદ્ધા તે ધોરી માર્ગમા છે. કદાચ અન્ય લિંગમાં સમકિત મેળવી ક્ષપક-શ્રેણી પામી આયુષ્ય ન હોય તો તેજ લિંગમાં સિદ્ધ થાય પણ આયુષ્ય હોય તો અન્ય લિંગમાં ઉપદેશ ન આપે કારણ કે લોકોમા ભ્રમ ઉપજે અને શુદ્ધ ધર્મ પ્રત્યે

અગર્દ્ધા ઉપજે તેથી વેષનું મહત્વ પણ છે નૈગમ નય ચારિત્રવાળો પોતાની ન્યૂનતા સમજે છે અને આગળ વધવા માટે સદ્ગુરુ, અને શાસ્ત્ર દ્વારા ગુણોનો સંગ્રહ કરવા સંગ્રહ નયનો આશ્રય લે છે

### સંગ્રહનયનું ચારિત્ર.

અહીં ચારિત્રના અનેક ભેદોનો સંગ્રહ છે, તે બધાને એક 'ચારિત્ર' શબ્દથી સંબોધે છે, તે દરેક ભેદનું પાલન કેવી રીતે કરવું તે પોતપોતાની યોગ્યતા પ્રમાણે વ્યવહારનયનો આશ્રય લે છે

### વ્યવહારનયનું ચારિત્ર.

અહીં પાંચ મહાવ્રત, રાત્રિભોજનત્યાગ, મહાવ્રતની ૨૫ ભાવના, પાંચ સમિતિ, ત્રણગુપ્તિ, ૧૮ પાપસ્થાનનો ત્યાગ વગેરેનો વ્યવહાર કેવી રીતે કરાય તેની આરાધના થાય છે. અહીં સમકિત હોય કે ન હોય, સમકિત ન હોય તો કાળ કરી નવ ગ્રૈવેયક સુધી જાય છે, અને તે ક્રોધકીડીમાં આવે, સમકિત સન્મુખ થાય અને સમકિત હોય તો આગળની નયોમાં પ્રવેશી આગળ વધે. મનગુપ્તિમાં આર્તરૌદ્રધ્યાન અટકાવવા પૂરતો આ નયનો વિષય સમજવો

### ઋજુસૂત્રનયનું ચારિત્ર.

આ નય વર્તમાન કાળ આશ્રી ચારિત્રમાં દ્રવ્ય અથવા ભાવ પ્રવૃત્તિ બતાવે છે સામાયિકમાં બેઠો હોય અને ધ્યાન વ્યાપારમાં હોય તેને વ્યાપારી કહે, સાધુના વેષમાં હોય પણ ક્રોધ કરે તો ચંડાળ કહે, ગૃહસ્થના વેષમાં હોય પણ આત્મભાવમાં હોય, તેને ચારિત્રવાળો કહે.

### શબ્દનયનું ચારિત્ર.

આત્મભાવમાં રહેવું તે ચારિત્ર તેનો વિષય પણ વર્તમાન કાળનો જ છે સમકિત આત્મસ્વરૂપ બતાવે છે કે આત્મ જ્ઞાન, દર્શન, ચારિત્ર સ્વરૂપ છે અને ચારિત્ર તેમાં પ્રવૃત્તિ કરાવે છે એટલે આત્મા પોતાનું સ્વરૂપ જ્ઞાન, દર્શન, આત્મિક સુખનો વીર્યથી અનુભવ કરે

છે અહીં પરિણામ સમકિતના તથા સર્વ વિરતિના છે, અપ્રમત્ત ઉપયોગ છે, કષાયમાં બીલકુલ પરિણામ નથી, કાયા અને ઇંદ્રિયની અશુભ પ્રવૃત્તિ નથી, મન આત્મ-પ્રદેશમાં રહેવામા અથવા આત્માના ગુણોનો અનુભવ કરવામા અને ૧૦ યતિ ધર્મ આત્મ-ભાવે પરિણમાવવામાં પ્રવૃત્તિ કરે છે અહીં ધર્મધ્યાન અથવા શુકલ-ધ્યાન હોય અહીં ગુ૦ ૭ માનુ સ્પર્શન પણ થાય

## સમભિરૂઢ ચારિત્ર.

અહીં ઉપશમ કે ક્ષપકશ્રેણી હોય

## એવભૂતનયનું ચારિત્ર.

અહીં યથાખ્યાત ચારિત્ર છે

ચારિત્ર સબધી સાતે નયનો અભિપ્રાય માન્ય છે, ઉપાદેય છે, કોઇ નય સ્વતત્ર નથી વ્યવહાર સાથે નિશ્ચય ચારિત્ર હોય બાકીના નયનો નિષેધ કરે તે એકાતવાદી મિથ્યાત્વી છે. ત્યારે નિક્ષેપનુ સ્વરૂપ જુદુ છે. નિક્ષેપના દરેક વિભાગ ઉપાદેય નથી પણ વિવેકપૂર્વક વિચારીને ઉપાદેય હોય તે ગ્રહણ કરવા અને હેય હોય તેનો ત્યાગ અથવા ઉપેક્ષા કરવી એટલે નિક્ષેપની લાયકાત પ્રમાણે તેમને ગ્રહણ કરવા માટે અહીં નિક્ષેપમા ચારિત્રને મૂકવામા આવે છે

**નામ ચારિત્ર**—ચારિત્ર એવી નામ સજ્ઞા નામના બીજા ભેદો ઉપાદેય નથી

**સ્થાપના ચારિત્ર**—( I ) ચારિત્ર એવી અક્ષર ( લિપિ )માં સ્થાપના ( II ) અહિક્ષિત અથવા ભગવતીમા ચારિત્રનું આરોપણ ( સ્થાપના ) સ્થાપનાના બીજા ભેદો ઉપાદેય નથી

**દ્રવ્ય ચારિત્ર**—તેના બે ભેદ આગમથી અને નોઆગમથી

**આગમથી દ્રવ્ય ચારિત્ર**—( I ) ઉપયોગ વગર આગમપૂર્વક દ્રવ્ય ચારિત્રનુ આચરણ અથવા અભ્યાસ ( II ) સમકિત વગર (આત્મભાવ

વગર) આગમપૂર્વક દ્રવ્ય ચારિત્રનું આચરણ સમકિત ન પામે ત્યાંસુધી કેટલાક જીવો દ્રવ્ય ચારિત્ર પાળી ૬૯ (ઓગણો સીત્તેર) કોડાકોડ સાગર જેટલી કર્મ સ્થિતિ ખપાવે છે, કોઈ નવમા ગ્રૈવેયક સુધી પણ જઈ આવે છે. કોઈ અભવી પણ હોય, પણ આ ચારિત્રનો નિષેધ કરી શકાય નહિ કારણ કે આગળ, ભવીનો વિકાસ થઈ શકે છે વળી છદ્મસ્થ કહી શકે નહિ કે અમુક સાધુનું ચારિત્ર દ્રવ્ય જ છે તેને કોઈ વખતે આત્મભાવ આવવા નથી એમ છદ્મસ્થથી કહેવાય જ નહિ.

નો–આગમથી દ્રવ્ય ચારિત્ર તેના ત્રણ ભેદ–( I ) જ્ઞ–શરીર–મૃત્યુ પામેલ ચારિત્રનું શબ ( II ) ભવ્ય શરીર–ભવિષ્યમાં ચારિત્ર પાળનાર મનુષ્ય (III) શરીર–વ્યતિરિક્ત નોઆગમથી દ્રવ્ય ચારિત્રના ત્રણ ભેદ.

(અ) લૌકિક–માન પૂજા માટે અથવા લૌકિક ભયથી દૂર થવા માટે ચારિત્ર પાળે તે.

(બ) લોકોત્તર–પરલોકના સુખ માટે ચારિત્રનું પાલન.

(ક) કુપ્રાવચન–કુચારિત્રને માની તેમાં પ્રવૃત્તિ કરવી તે જેમકે ઘર છોડીને જંગલમાં આશ્રમ જમાવી ક્રિયા અને મિથ્યાત્વપૂર્વક માની લીધેલ ત્યાગ–પ્રવૃત્તિ કરવી, પંચાગ્નિ તાપથી તપવું વગેરે આગમથી અપ્રમાણ ક્રિયા કરવી તે. નો–આગમથી દ્રવ્ય ચારિત્ર એ વાસ્તવિક રીતે ચારિત્ર જ નથી કારણ કે આગમપૂર્વક નથી.

ભાવ ચારિત્ર તેના બે ભેદ.–(૧) આગમથી ભાવચારિત્ર–( I ) ચારિત્ર સબંધી શાસ્ત્રનો ઉપયોગપૂર્વક અભ્યાસ ( II ) ભાવ ચારિત્રનું આચરણ. ક્ષમાદિ ૧૦ યતિધર્મમાં પ્રવૃત્તિ જ્ઞાન, દર્શન, ચારિત્રમાં રમણતા. (૨) નો–આગમથી ભાવ ચારિત્ર–ચારિત્રના ભાવમાં રહેલ જીવ, ભાવ–ચારિત્રના બધા ભેદો ઉપાદેય છે

ચારિત્રના ચાર પ્રમાણ.

૧ આગમ પ્રમાણ ચારિત્ર–તેના ૫ ભેદ.–સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહાર–વિશુદ્ધ, સૂક્ષ્મ સંપરાય અને યથાખ્યાત ચારિત્ર

**૨. પ્રત્યક્ષ પ્રમાણ**–અરિહંત, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ

**૩. અનુમાન પ્રમાણ**–જીવ–જંતુનો માર્ગ છોડીને કાંટા વાળા માર્ગમાં ચાલવાની કોઈ પ્રવૃત્તિ કરે તો સમજવુ કે તેને ચારિત્રના પરિણામ છે

**૪. ઉપમા પ્રમાણ**–આત્મા પોતે જ ચારિત્ર–સ્વરૂપ છે, જે ભાવમા આત્મા પરિણમે તે ભાવ રૂપી ચારિત્રમય આત્મા ગણાય, તે ભાવ સમતાસ્વરૂપ છે, આત્મા નિજ આત્માપ્રદેશોમાથી શાંત રસ ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયક ભાવને ઉત્પન્ન કરીને તેનો અનુભવ કરે તો તે ચારિત્ર સ્વરૂપ છે

ચારિત્રનો આધાર દ્રવ્ય તે આત્મ–દ્રવ્ય છે ભાવ તે આત્માની સર્વથા શુદ્ધ સ્વરૂપ નિવૃત્તિ સ્વરૂપે છે તે મેળવવા જે પ્રવૃત્તિ કરવી તે ભાવચારિત્ર છે તે સાધનામાં સાધ્યનું આરોપણ કરવાથી તે અપેક્ષાએ ભાવ ચારિત્ર નિવૃત્તિ સ્વરૂપ ગણાય

હવે યથાખ્યાત ચારિત્રના બે ભેદ.–

**૧. છદ્મસ્થનું ચારિત્ર** તેના બે ભેદ.–(૧) ઉપશમ ચારિત્ર ગુ ૧૧ તે પડવાઈ થાય છે (૨) ક્ષીણમોહ ચારિત્ર ગુ ૧૨ તે અપ્રતિપાતિ છે

**૨. કેવળીનું ચારિત્ર** તેના બે ભેદઃ–(૧) સજોગી કેવળી ગુ. ૧૩ (૨) અજોગી કેવળી ગુ ૧૪, અહીં કોઈ વ્યાવહારિક ક્રિયા નથી. આ ગુણસ્થાન ના છેલ્લે સમયે ચારિત્રનો ત્યાગ કરી સિદ્ધસ્વરૂપ ( સર્વથા નિવૃત્તિ સ્વભાવિક સ્વરૂપ ) પામે આ સર્વ ભવ્ય જીવોનું ધ્યેય છે માટે સર્વ ભવ્ય જીવો આ પદ પામો તથાસ્તુ !



# ભાવ નમસ્કાર

*

અહીં આગમથી ભાવ–નમસ્કારનો સંક્ષેપમાં અનુભવ અથવા નો–આગમથી ભાવ નમસ્કારમા પરિણુતિ કરવાની રીત બતાવી છે.

પહેલા પદમાં શ્રી અરિહંતદેવ, લોકના છ દ્રવ્યના અને અલોકના આકાશના અનંત અનંત ત્રિકાલિક પર્યાયોના તટસ્થ જ્ઞાતા અને તટસ્થ દ્રષ્ટા છે. લોક–અલોકનું સ્વરૂપ અને છ દ્રવ્યનું સ્વરૂપ, તેમાં પાંચ ગતિમાં જીવનું સ્વરૂપ અને ચાર ગતિના જીવના શરીરના પુદ્ગલિક પર્યાયનું સ્વરૂપ શ્રુતજ્ઞાનથી જાણેલ હોય તો તેમાં મતિની પરિણુતિ કરવાથી લોક અલોકના તટસ્થ ( રાગદ્વેષ રહિત ) જ્ઞાતા અને દ્રષ્ટા થવાય.

વળી અરિહંત શાંત સમતા રસમાં લીન રહે છે તેથી શાંત રસની ભાવના ચિત્ત ક્ષેત્રમાં સ્થિર કરવી અથવા શરીરસ્થ નિજ આત્મ પ્રદેશોમાંથી શાંત ( સમતા ) રસ શોધી તેનો અનુભવ કરવો. એટલે લોક અલોકના તટસ્થ જ્ઞાતા દ્રષ્ટા થઈ ને શાંત–રસમાં લીન થવું તે પહેલુ પદ.

બીજા પદમાં શ્રી સિદ્ધ ભગવાન લોકાલોકના તટસ્થ જ્ઞાતા દ્રષ્ટા છે તેમજ નિરંજન, નિરાકાર નિઃસંગ છે અને અનંત આત્મિક સુખમાં લીન છે તેથી લોકાલોકના તટસ્થ જ્ઞાતા દ્રષ્ટા થઈને જાણે કે અશરીરી હોય એવા આત્મ–પ્રદેશોમાંથી આત્મિક સુખની શોધ કરીને તેમાં લીન થવું. એટલુ ધ્યાનમાં રાખવું કે આત્મ પ્રદેશોમાથી જે ગુણની આપણે શોધ કરીએ છીએ તે ગુણ હાજર થાય છે અને તેનો અનુભવ કરી શકાય છે

ત્રીજા પદમાં શ્રી આચાર્યજી પાંચ આચારયુક્ત હોય છે,

જ્યારે બાહ્ય આચરણ ન કરતા હોઈએ અને ભાવથી પાંચ આચારનો અનુભવ કરતા હોઈએ ત્યારે પણ પાચ આચાર ઋજુસૂત્ર નયથી આપણામાં સભવે છે તેથી શરીરસ્થ આત્મ પ્રદેશોમાંથી જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્યની શોધ કરવી.

આત્મા આત્માને જાણે, તે જ્ઞાનથી જાણે છે એટલે જે **પોતાનો જ આત્મા પોતાને જાણવાનું કામ કરે છે તે જ્ઞાન** છે. અને જ્ઞાનના ઉપયોગમાં રહેનાર જ્ઞાનાત્મા છે વળી **આત્માના દર્શન, સુખાદિ બીજા ગુણોને જાણે તે જ્ઞાન** જ છે અને આત્મામાં **જ્ઞાન, એનું** જાણવાનું કામ કરતુ હોય **તેનો અનુભવ કરવાથી જ્ઞાનનો અનુભવ થાય છે.** દર્શનથી શ્રુતજ્ઞાનનુસાર **આત્મ પ્રદેશોની** ધારણા કરવાથી **મનથી આભાસ** કરવામાં આવે અથવા સામાન્ય સ્વરૂપે **ચૈતન્યનો આભાસ** કરવાનું કામ દર્શન કરે છે તે ઉપરથી **દર્શનનો** અનુભવ કરનાર આત્મા દર્શનાત્મા છે તેથી આત્મ-પ્રદેશોમા **મન સ્થિર કરવાથી અથવા આત્માના ગુણમાં લીન થવાથી ભાવચારિત્ર** ઉપજે છે **તેવો અનુભવ કરવાથી ચારિત્રાત્મા** ઉપજે છે અને ગુણો ઉત્પન્ન કરવામા અને અનુભવ કરવામાં જે **પ્રયત્ન થાય છે તે પડિત વીર્યથી** થાય છે અને તેનો ઉપયોગ કરનાર આત્મા વીર્યાત્મા છે

ઉપર પ્રમાણે આત્માના ગુણોનો અનુભવ કરવાથી અથવા આત્મ પ્રદેશોમા સ્થિરતા કરવાથી **ભાવ નિર્જરા થાય છે તે તપાચાર.** હવે જ્ઞાનાત્મા, દર્શનાત્મા, ચારિત્રાત્મા, વીર્યાત્મા અને ભાવ નિર્જરાનું ચેતનામાં એકત્વ કરવાથી **લય-સમાધિ** ઉપજે છે એટલે **આત્મા આત્માના આત્મા રૂપે જોઈ રહે** અને દુનિયાની બીજી કોઈપણ વસ્તુમા ઉપયોગ ન જવા દે એટલે **નિ:સગ** થઈ જાય

આવી રીતે ક્ષયોપશમ ભાવથી પાચ આચાર ભિન્ન ભિન્ન કે એક સ્વરૂપે આત્મામાં જ અનુભવ કરવાથી, ક્ષયોપશમ ભાવે ભાવ આચાર્યનો ઋજુસૂત્ર નયની અપેક્ષાએ, આત્મ ભાવે અનુભવ થાય.

ચોથા પદમાં શ્રીઉપાધ્યાયજી શ્રુતજ્ઞાનના જ્ઞાતા છે અને જ્યારે બાહ્ય પ્રવૃત્તિ નથી ત્યારે આત્માના જ્ઞાતા થઈને જ્ઞાયક ભાવમાં ક્ષયોપશમ ભાવે રહે છે તેથી આપણે આપણા આત્મામા જ્ઞાયક ભાવ શોધવો અને તેમાં લીન થવું

પાંચમા પદમાં સાધુજી સર્વ સાંસારિક પરિગ્રહ તથા શરીર મમત્વ છોડીને આત્મ સંતોષમાં રહે છે અને જ્યારે બાહ્ય પ્રવૃત્તિ હોતી નથી ત્યારે આત્મ સંતોષમાં ક્ષયોપશમ ભાવે લીન રહે છે, તેથી આપણે નિજ આત્મમાંથી આત્મ-સંતોષ શોધી તેનો અનુભવ કરવો.

આ ભાવ-નમસ્કાર ઋજુસૂત્ર નયની અપેક્ષાએ ક્ષયોપશમ ભાવે થાય છે અને નો-આગમ ભાવથી પરિણતિ અથવા આગમથી ભાવના અભ્યાસ રૂપે છે

જ્યારે દરેક પદમાં અભ્યાસ થઈ જાય પછી ગમે ત્યારે પાંચે પદમાં આત્મ અનુભવથી યથાશક્તિ ક્ષયોપશમ ભાવે પરિણતિ કર્યા કરવાથી આત્મિક સુખનો અનુભવ થાય છે અનંતી નિર્જરા થાય છે મનમાં અંશથી સ્થિરતા થાય છે, આત્માનો પણ અનુભવ થાય છે અને ભવાંતરમાં શુક્લ-ધ્યાનની પ્રાપ્તિ સહેલાઈથી થઈ શકે છે એટલે તેનો અભ્યાસ કરતાં કરતાં એક વખતે ક્ષપકશ્રેણી ઉપયોગમાં આવી જાય તેવો સંભવ છે



# ઉત્કૃષ્ટ મંગલ ધર્મ.

*

**धम्मो मंगलमुक्किट्ठं अहिंसा संजमो तवो ।**
**देवा वि तं नमंसन्ति, जस्स धम्मे सया मणो ॥**

અર્થાત્–અહીંસા, સંયમ અને તપ એ ઉત્કૃષ્ટ મંગલધર્મ છે. જેમનું મન આ મંગલધર્મમાં અનુરક્ત છે તેને=દેવો પણ નમસ્કાર કરે છે.

જીવનો સર્વથા શુદ્ધ સ્વભાવિક ( આત્મિક ) ધર્મ કેવળજ્ઞાન, કેવળ–દર્શન, ક્ષાયક સમકિત અને શુદ્ધ પારિણામિક ભાવ છે. તે સાધ્ય ધર્મ છે તેનું સાધન કરવા માટે ઉત્કૃષ્ટ સાધન ધર્મ શ્રુતધર્મ અને ચારિત્રધર્મ છે.

શ્રુતધર્મથી અહિંસા–ભાવ કેળવાય છે અને ચારિત્રધર્મથી આવતા કર્મનો અટકાવ કરીને પૂર્વ કર્મનો નાશ થાય છે તેથી સંવર અને નિર્જરા તત્ત્વ ઉપજે છે. તેના સંયમ અને તપ લક્ષણ છે તેથી ઉત્કૃષ્ટ ધર્મ **અહિંસા, સંયમ અને તપ** કહેવાય છે

અહીં અહિંસા–ભાવ છે તેની કેળવણી અનુકંપા, સમભાવ અને શાંત રસથી થાય છે. અનુકંપા તે કરૂણા ભાવના છે, સમભાવ મૈત્રીભાવનાથી ઉપજે છે, શાંતરસનું કારણ માધ્યસ્થ અને પ્રમોદ ભાવના છે, આ સમકિત ભાવના છે,

અનુકંપામા સ્વ–પરનું રક્ષણ છે અને તેમાં જિન-શાસનરસી થવાનું અને બીજાને કરવાનુ અંતર્ગત થાય છે. આ બધું જીવ અજીવ આદિ નવ તત્ત્વના જાણપણા વગર થતું નથી તેથી અહિંસા–ભાવમા જ્ઞાન અને દર્શન અંતર્ગત થાય છે આ ત્રિવિધ ધર્મમાં સંયમ (ચારિત્ર) એટલે તેમા આચરણની મુખ્યતા છે

ચોથા પદમાં શ્રીઉપાધ્યાયજી શ્રુતજ્ઞાનના જ્ઞાતા છે અને જ્યારે બાહ્ય પ્રવૃત્તિ નથી ત્યારે આત્માના જ્ઞાતા થઈને જ્ઞાયક ભાવમાં ક્ષયોપશમ ભાવે રહે છે તેથી આપણે આપણા આત્મામાં જ્ઞાયક **ભાવ શોધવો અને તેમાં લીન થવું**

પાંચમા પદમાં સાધુજી સર્વ સાંસારિક પરિગ્રહ તથા શરીર મમત્વ છોડીને આત્મ સંતોષમાં રહે છે અને જ્યારે બાહ્ય પ્રવૃત્તિ હોતી નથી ત્યારે આત્મ સંતોષમાં ક્ષયોપશમ ભાવે લીન રહે છે તેથી આપણે નિજ આત્મમાંથી આત્મ-સંતોષ શોધી તેનો અનુભવ કરવો.

આ ભાવ-નમસ્કાર ઋજુસૂત્ર નયની અપેક્ષાએ ક્ષયોપશમ ભાવે થાય છે અને નો-આગમ ભાવથી પરિણતિ અથવા આગમથી ભાવના અભ્યાસ રૂપે છે

જ્યારે દરેક પદમાં અભ્યાસ થઈ જાય પછી ગમે ત્યારે પાંચે પદમાં આત્મ અનુભવથી યથાશક્તિ ક્ષયોપશમ ભાવે પરિણતિ કરવાથી આત્મિક સુખનો અનુભવ થાય છે અનંતી નિર્જરા થાય છે ધ્યાનમાં અંશથી સ્થિરતા થાય છે, આત્માનો પણ અનુભવ થાય છે અને ભવાંતરમાં શુકલ-ધ્યાનની પ્રાપ્તિ સહેલાઈથી થઈ શકે છે એટલે તેનો અભ્યાસ કરતાં કરતાં એક વખતે ક્ષપકશ્રેણી ઉપયોગમાં આવી જાય તેવો સંભવ છે



જીવને જીવ જાણુવા છતાં ધર્મ નિમિત્તે તેને ન બચાવવો હણાઇ જાય તેની ઉપેક્ષા કરવી, ધર્મ માટે જીવને હણુવામાં હિંસા નથી એવું માનવું આ બધુ ઉત્સૂત્ર-પ્રરૂપણા છે, અનુકંપાભાવની વિરૂદ્ધ છે અને તેથી જીવના અનુકંપા ભાવને। નાશ થાય છે અને જ્યારે સમકિતના એક ખાસ લક્ષણુને। નાશ થાય ત્યારે સમકિત કયાં રહે ?

૧૦મા ભેદમાં અજીવ સંયમ છે એટલે અજીવ (વસ્તુ, પાત્ર વગેરે ) ને જતનાથી લેવું મૂકવું કે જેથી કોઇ જીવ હણાય નહિ અને પુદ્ગલિક વસ્તુ અચેત કે સચેત શરીરાદિ ઉપર રાગદ્વેષ ન કરવો તે અજીવ સંયમ છે

૧૧. પ્રેક્ષા = જોયા વગર કંઇ કામ ન કરવું અહીં પણુ અહિંસાની મુખ્યતા છે.

૧૨. ઉપેક્ષાને। વિવેક-સાધર્મીના રક્ષણુની ઉપેક્ષા (બેદરકારી) ન કરવી, પડવાઈ થતા જીવના સ્થિરીકરણુની ઉપેક્ષા ન કરવી પણુ કોઇપણુ રીતે સમજાવીને ધર્મમાં જોડી ન શકાય તેવા જીવ ઉપર ઉપેક્ષા કરવી એટલે અહીં માધ્યસ્થ દૃષ્ટિ રાખવી

૧૩ પ્રમાર્જના-દિવસે જોઇને પ્રમાર્જન કરવુ અને દિવસે જોએલી જગ્યા આશ્રી રાત્રે જતાં આવતાં પ્રમાર્જન કરવું, રજોહરણુ કે ગુચ્છાથી પ્રમાર્જન કર્યા સિવાય ચાલવું નહિ અને જ્યા પ્રમાર્જનની આજ્ઞા છે ત્યા ત્યા પ્રમાર્જના કર્યા વગર કોઇ કામ કરવું નહિ

૧૪ પારિઠાવણીયા સયમ—અશુચિને તથા અણુ-ઉપયોગી ચીજોને જતનાથી દૂર કરવી.

૧૫. મન.સયમ—આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનમાં આડાઅવળા જતા મનને ત્યાથી ખેચી લેવું અને જે કાર્ય કરતા હોય તેમાં ઉપયોગ રાખવો અને જ્યારે કોઇ ખાસ કામ ન હોય ત્યારે ધર્મધ્યાન અને શુકલધ્યાનમાં મનને જોડવું

શબ્દનયની અપેક્ષાએ સમ્=સમ્યક્ પ્રકારે = જ્ઞાન-દર્શનપૂર્વક અથવા સર્વજ્ઞ વીતરાગની આજ્ઞાપૂર્વક + યમ = વ્રત = પાંચ મહાવ્રતો અને તેના રક્ષક આઠ પ્રવચન માતા અને ૨૫ ભાવના, આ પ્રમાણે સંયમનો અર્થ થાય છે સૂત્રકારોએ અપેક્ષાપૂર્વક સંયમને બે પ્રકારે બતાવેલ છે એટલે ૧૭ ભેદે સંયમ, તેનું વર્ણન બે રીતે કરેલ છે

એક પ્રકારમાં—પૃથ્વીકાયસંયમ, અપકાયસંયમ, તેજા કાય સંયમ, વાયુકાય સંયમ, વનસ્પતિ-કાય સંયમ બે ઇન્દ્રિય જીવ સંયમ, ત્રિઇન્દ્રિય જીવ સંયમ, ચતુરીન્દ્રિય જીવ સંયમ, પંચેન્દ્રિય જીવ સંયમ આ નવ પ્રકારના સંયમમાં જીવને જ્ઞાનથી જાણીને, દર્શનથી જોઈને, ભાવથી સમભાવે અનુભવીને, ઉપયોગપૂર્વક (જતનાથી) રક્ષણ કરવાનું હોય છે એટલે ૧૭માંથી ૯ ભેદ તો જીવને રક્ષણ કરવા માટે છે, કોઈપણ એક જીવની ઉપેક્ષા કરી શકાય નહિ એટલે જ્યાં (મોક્ષમાર્ગ) એવી સંજ્ઞો છે ત્યાં ધર્મ નિમિત્તે કે કોઈપણ કારણે દરેક જીવની રક્ષા કરવાની છે, ઉત્સર્ગ માર્ગમાં એક પણ જીવને હણી શકાય નહિ

ગોશાલાના પૂર્વ ભવોમાં વિરાધકપણાની શરૂઆત આ પ્રમાણે થઈ—એક આચાર્યે ગોશાલાના જીવ ઇશ્વરને કહ્યુ કે પૃથ્વીકાય આદિ એક પણ જીવ હણાય તો તે અસંયમ છે, ત્યારે ઇશ્વરે કહ્યું કે આવું પળવું અશક્ય છે માટે આવો ધર્મ ન હોય, તેણે એક આચાર્યોને પૂછ્યું, બધાનો એક જ મત કહ્યો પણ ઇશ્વરને ગળે ઉતર્યું નહિ ત્યારબાદ ઇશ્વરનું અચાનક મૃત્યુ થયું અને તેની ભવભ્રમણ અને વિરાધનાની પરંપરા ચાલી. માટે શ્રદ્ધા અને પ્રરૂપણામાં એક પણ જીવની ઉપેક્ષા કરવી નહિ અને ધર્મકાર્યમાં જિનાજ્ઞા પ્રમાણે સંપૂર્ણ રીતે જીવની જતના કરવી. જીવની રક્ષા સંબંધી ધર્મમાં ગોટાળો કર્યો તેનું પરિણામ શું આવે તે ઇશ્વરના દાખલાથી સમજી લેવું

૪થા અને ૫ મા ગુણસ્થાનના જીવોએ છુટમાં જેટલું હોય તેની અંદર પણ જીવના રક્ષણ માટે ઉપેક્ષા કરવી નહિ એટલું જ નહિ પણ સંસારી કાર્યોમાં પણ ત્રસ જીવની રક્ષા બની શકે તેટલી હદ સુધી

જીવને જીવ જાણવા છતાં ધર્મ નિમિત્તે તેને ન બચાવવો. હણાઇ જાય તેની ઉપેક્ષા કરવી, ધર્મ માટે જીવને હણવામાં હિંસા નથી એવું માનવું આ બધુ ઉત્સૂત્ર-પ્રરૂપણા છે, અનુકંપાભાવની વિરૂદ્ધ છે અને તેથી જીવના અનુકંપા ભાવનો નાશ થાય છે અને જ્યારે સમકિતના એક ખાસ લક્ષણનો નાશ થાય ત્યારે સમકિત ક્યાં રહે ?

૧૦મા ભેદમાં અજીવ સંયમ છે એટલે અજીવ (વસ્તુ, પાત્ર વગેરે) ને જતનાથી લેવું મૂકવું કે જેથી કોઇ જીવ હણાય નહિ અને પુદ્ગલિક વસ્તુ અચેત કે સચેત શરીરાદિ ઉપર રાગદ્વેષ ન કરવો તે અજીવ સંયમ છે

૧૧. પ્રેક્ષા = જોયા વગર કંઇ કામ ન કરવું અહીં પણ અહિંસાની મુખ્યતા છે.

૧૨. ઉપેક્ષાનો વિવેક-સાધર્મીના રક્ષણની ઉપેક્ષા (બેદરકારી) ન કરવી, પડવાઈ થતા જીવના સ્થિરીકરણની ઉપેક્ષા ન કરવી પણ કોઈપણ રીતે સમજાવીને ધર્મમાં જોડી ન શકાય તેવા જીવ ઉપર ઉપેક્ષા કરવી એટલે અહી માધ્યસ્થ દૃષ્ટિ રાખવી

૧૩ પ્રમાર્જના-દિવસે જોઇને પ્રમાર્જન કરવું અને દિવસે જોએલી જગ્યા આશ્રી રાત્રે જતાં આવતાં પ્રમાર્જન કરવું, રજોહરણ કે ગુચ્છાથી પ્રમાર્જન કર્યા સિવાય ચાલવું નહિ અને જ્યા પ્રમાર્જનની આજ્ઞા છે ત્યા ત્યાં પ્રમાર્જના કર્યા વગર કોઇ કામ કરવું નહિ

૧૪ પારિઠાવણીયા સંયમ—અશુચિને તથા અણુ-ઉપયોગી ચીજોને જતનાથી દૂર કરવી.

૧૫ મનઃસયમ—આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનમા આડાઅવળા જતા મનને ત્યાંથી ખેચી લેવું અને જે કાર્ય કરતા હોય તેમાં ઉપયોગ રાખવો અને જ્યારે કોઇ ખાસ કામ ન હોય ત્યારે ધર્મધ્યાન અને શુકલધ્યાનમા મનને જોડવું

૧૬ વચન-સંયમ—ભાષાસમિતિપૂર્વક બોલવું અથવા મૌન સેવ

૧૭. કાયસંયમ—કાયાના કોઈપણ અંગ ઉપાંગને જતના વગર હલાવવા નહિ. અહીં સંયમના દરેક ભેદમાં અહિંસા ભાવને આચરણમા મૂકેલ છે એટલે અહિંસા-ભાવપૂર્વક આચરણ તે સંયમ અને સંયમ તે ચારિત્ર.

સંયમના બીજી રીતે ૧૭ ભેદ—

પાંચ આશ્રવનો ત્યાગ તે સંવર (પાંચ આશ્રવ બે રીતે હોય- પાંચ અવ્રત અથવા મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય, અશુભ યોગ) પાંચ ઇંદ્રિયોને વશ રાખવી તે પાંચ સંયમ, ચાર કષાય પર વિજય મેળવવો તે ચાર સંયમ, ત્રણ ગુપ્તિ તે ત્રણ સંયમ, કુલ મળી ૧૭ ભેદ થયા.

અહીં પણ સંયમ સમકિત સહિત ચારિત્ર એવો ભાવ લીધો છે અને સમકિત જ્ઞાન, દર્શનપૂર્વક જ હોય, એટલે અહિંસા અને સંયમમા જ્ઞાન, દર્શન અને ચારિત્ર આવી જાય છે દર્શનના બે ભેદ—(1) આત્મ-દર્શન તે સમકિત, મોહનીયના સપ્તકના ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમથી થાય છે અને (૨) સામાન્ય જ્ઞાન, સત્તા અવલોકન, દર્શન આવરણીય કર્મના ક્ષયોપશમથી ઉપજે છે

હવે ઉત્કૃષ્ટ ધર્મનો ત્રીજો વિભાગ તપ છે. તેના ૬ બાહ્ય ભેદ અને ૬ અભ્યંતર ભેદ નિર્જરા તત્ત્વમાંથી જાણી લેવા.

અહીં મુખ્ય વસ્તુ એ જણાવવાની હતી કે અહિંસા તે અહિંસા ભાવ અને સંયમ તે અહિંસાભાવપૂર્વક આચરણ તે બન્ને મળી અહિંસા ધર્મ સાબીત થયો. એટલે અહિંસા ધર્મમા જ્ઞાન, દર્શન, ચારિત્ર આ પ્રમાણે આવી ગયા.

હવે એકલા ધર્મમા જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય ગુણ આવી જાય છે અહિંસા એટલે દયા. તેના બે ભેદ, સ્વ દયા અને પર દયા સ્વ દયા એટલે પોતાના આત્માને જ જન્મ-મરણના દુઃખોમાંથી

મુક્ત કરવો, તે સંવર અને નિર્જરા તત્ત્વોમાં પુરુષાર્થ ( પંડિત વીર્યનો પુરુષાર્થ ) કરવાથી થાય છે અને સવર અને નિર્જરા જ્ઞાન દર્શનપૂર્વક જ હોય છે સ્વ દયા નિશ્ચય દયાના ધ્યેયવાળી હોય છે. તેથી સિદ્ધ સ્વરૂપ મેળવી આપે છે

પર દયાના બે ભેદ—૧. કોઇ જીવની મન, વચન અને કાયાથી હિંસા કરવી નહિ, કરાવવી નહિ અને કરતા પ્રત્યે રૂડુ જાણવું નહિ અને પોતાને ગુણસ્થાનની યોગ્યતા પ્રમાણે જીવોના પ્રાણોનુ રક્ષણ કરવું ૨ 'સર્વ જીવ કરૂં શાસન રસી' એવા ભાવ અને કર્તવ્યથી બીજા જીવોના સસારી જન્મ મરણાદિ દુઃખોનો અત લાવવો

આવી રીતે અહિંસા ધર્મ મહા વિશાળ છે અને ધર્મના બીજા ભેદોની સાથે ભેદ-અભેદ સ્વરૂપે રહે છે. એક ગુણની આરાધના કરવાથી સર્વ ગુણો સાકળના કડાની પેઠે આપોઆપ ખેંચાઇ આવે છે. અને એક ગુણની વિરાધના કરવાથી સર્વ અવગુણો એક પછી એક દાખલ થતા જાય છે અને છેવટે આત્મ-ધર્મ સર્વથા નાશ થાય છે એવું જાણીને મુમુક્ષુ જીવોએ અહિંસા તત્ત્વમાં કોઇ પણ રીતે હિંસા દાખલ કરવી નહિ એક અંશ હિસા દાખલ કરી તો બીજો અંશ જરૂર આવવાનો અને અશોની પરંપરા વધતા અહિસા તત્ત્વને છિન્નભિન્ન કરી નાખીને છેવટે હિસાની જ મુખ્યતા રહેશે

જ્યા સરળતા પૂર્વક લાચારીથી હિંસા થઇ જાય છે તેને માટે પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થઇ જવાય છે પણ ધર્મને નામે જ્યાં જોઇએ ત્યાં હિંસા હિંસા જ દેખાય છે, ત્યાં ધર્મ કેવો ? માટે જે જીવોને હિંસાનો ડર છે, જે મુમુક્ષુ છે અને ધર્મની સાધનાની ઇચ્છા છે તેઓએ એવા ગુરુનો આશ્રય લેવો કે જે હિંસાનો કોઇ પણ રીતે ઉપદેશ આપતાં નથી, કોઇપણ હિંસાની અનુમોદના કરતા નથી અને જેઓ સર્વજ્ઞ વીતરાગની આજ્ઞા પ્રમાણે પંચ મહાવ્રત પાળે છે, ૪૨, ૪૭, ૯૬, દોષ રહિત આહાર-પાણી લે છે, ઇર્યા-સમિતિથી ચાલે છે, જતના-પૂર્વક બોલે છે અને ક્રોધ, માન, માયા અને લોભની જંજાળમાં

૧૬ વચન-સંયમ—ભાષાસમિતિપૂર્વક બોલવું અથવા મૌન સેવું.

૧૭ કાયસંયમ—કાયાના કોઈપણ અંગ ઉપાંગને જતના વગર હલાવવા નહિ. અહીં સંયમના દરેક ભેદમાં અહિંસા ભાવને આચરણમાં મૂકેલ છે એટલે અહિંસા-ભાવપૂર્વક આચરણ તે સંયમ અને સંયમ તે ચારિત્ર.

સંયમના બીજી રીતે ૧૭ ભેદ—

પાંચ આશ્રવનો ત્યાગ તે સંવર (પાંચ આશ્રવ બે રીતે હિંસા-ચોરી-અસત અથવા મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય, અશુભ યોગ) પાંચ ઇંદ્રિયોને વશ રાખવી તે પાંચ સંયમ, ચાર કષાય પર વિજય મેળવવો તે ચાર સંયમ, ત્રણ ગુપ્તિ તે ત્રણ સંયમ, કુલ મળી ૧૭ ભેદ થયા.

અહીં પણ સંયમ સમકિત સહિત ચારિત્ર એવો ભાવ નીકળે છે અને સમકિત જ્ઞાન, દર્શનપૂર્વક જ હોય, એટલે અહિંસા અને સંયમમાં જ્ઞાન, દર્શન અને ચારિત્ર આવી જાય છે દર્શનના બે ભેદ-(૧) આત્મ-દર્શન તે સમકિત, મોહનીયના સમકિતના ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમથી થાય છે અને (૨) સામાન્ય જ્ઞાન, સત્તા અવલોકન, દર્શન આવરણીય કર્મના ક્ષયોપશમથી ઉપજે છે

હવે ઉત્કૃષ્ટ ધર્મનો ત્રીજો વિભાગ તપ છે તેના છ બાહ્ય ભેદ અને છ અભ્યંતર ભેદ નિર્જરા તત્ત્વમાંથી જાણી લેવા.

અહીં મુખ્ય વસ્તુ એ જણાવવાની હતી કે અહિંસા તે અહિંસા ભાવ અને સંયમ તે અહિંસાભાવપૂર્વક આચરણ તે બન્ને મળી અહિંસા ધર્મ સાબીત થયો. એટલે અહિંસા ધર્મમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર આ પ્રમાણે આવી ગયા.

હવે એકલા ધર્મમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય બધુંય આવી જાય છે અહિંસા એટલે દયા. તેના બે ભેદ, સ્વ દયા અને પર દયા, સ્વ દયા એટલે પોતાના આત્માને જન્મ-મરણના દુઃખોમાંથી

# રાધે કૃષ્ણ.

*

## પ્રચલિત ' રાધેકૃષ્ણ ' શબ્દનું આધ્યાત્મિક સ્વરૂપ.

એક આધ્યાત્મિક સમતુલના મિથ્યાશ્રુતની સમશ્રુતમાં પરિણતિ.

ભગવાનના સંબોધનમાં કોઈ **રાધેશ્યામ** કહે છે અને કોઇ **રાધેકૃષ્ણ** કહે છે તેમાં રાધાને સ્ત્રી માનવામાં આવે છે અને કૃષ્ણ અથવા શ્યામને ભગવાન્ માનવામા આવે છે

પણ તત્ત્વજ્ઞાનની રીતે ભગવાન્ સ્ત્રીસંગ, કામક્રીડા, માયાસેવન આદિ સસાર ભ્રમણ કરનારા દોષોથી મુક્ત હોય છે તેથી તત્ત્વજ્ઞાનની રીતે **રાધાનો** અર્થ ગુણ થાય છે અને અપરાધનો અર્થ દોષ થાય છે અને રાધ ( ગુણ ) ચેતનાનું પરિણમન હોય એટલે **રાધા** કહેવામાં આવે છે.

ચેતના તે આત્માનું લક્ષણ છે તેથી આત્મા ચેતનાનો સ્વામી પણ ગણાય છે તેથી કૃષ્ણ અથવા **શ્યામનો** અર્થ **આત્મા** થાય છે. શ્યામ શબ્દ સ્વામિત્વ બતાવે છે અને દોષો રૂપી કાળાશમાથી ઘસાઇને રાધા ( ગુણ ) ધરનારો નિર્મળ થતો આત્મા એવો ભાવ, રાધેના જોડાણથી કૃષ્ણ શબ્દ ઉપરથી નીકળી શકે છે એટલે **રાધે કૃષ્ણ** ( રાધેશ્યામ ) નો અર્થ **ગુણવાળો આત્મા** એટલે શુદ્ધ ગુણવાળો હોય તે શુદ્ધ આત્મા એમ સમજાય છે.

આધ્યાત્મિક દષ્ટિએ જોતા જીવ અનાદિ કાળથી મિથ્યાત્વ આદિ દોષોથી ભવ ભ્રમણ કર્યા કરે છે પણ કઇક સમતાપૂર્વક કષ્ટ સહન કરવાથી કર્મથી હલકા થાય છે ત્યારે કોઇ જીવ ગુણોનો સંગ્રહ કરીને શુદ્ધ-આત્મ-તત્ત્વનો અનુભવ કરે છે ત્યારથી તે ગુણોવાળો આત્મા કહેવાય છે અને ગુણોની શુદ્ધિ કરીને છેવટે પરમ પદ પામે છે

પડતા નથી પણ શાંતિપૂર્વક અહિંસા ધર્મની ઉપાસના કરે છે

અહિંસા, સંયમ અને તપ એ ઉત્કૃષ્ટ મંગલ ધર્મ છે, જે આવા ધર્મમાં મસ્ત રહે છે તેને દેવતાઓ પણ નમસ્કાર કરે છે પણ તેઓ સત્કાર-સન્માનની ઉપેક્ષા કરીને મોક્ષમાર્ગની જ સાધના કર્યા કરે છે એવા સર્વ સંયમી ને નમસ્કાર હોજો !



# રાધે કૃષ્ણ.

*

## પ્રચલિત ' રાધેકૃષ્ણ ' શબ્દનું આધ્યાત્મિક સ્વરૂપ.

એક આધ્યાત્મિક સમતુલના મિથ્યાશ્રુતની સમશ્રુતમાં પરિણતિ.

ભગવાન્‌ના સંબોધનમાં કોઈ **રાધેશ્યામ** કહે છે અને કોઇ **રાધેકૃષ્ણ** કહે છે તેમાં રાધાને સ્ત્રી માનવામાં આવે છે અને કૃષ્ણ અથવા શ્યામને ભગવાન્ માનવામા આવે છે

પણ તત્ત્વજ્ઞાનની રીતે ભગવાન્ સ્ત્રીસંગ, કામક્રીડા, માયાસેવન આદિ સસાર ભ્રમણ કરનારા દોષોથી મુકત હોય છે તેથી તત્ત્વજ્ઞાનની રીતે **રાધાનો** અર્થ ગુણ થાય છે અને અપરાધનો અર્થ દોષ થાય છે અને રાધ (ગુણ) ચેતનાનુ પરિણમન હોય એટલે **રાધા** કહેવામાં આવે છે.

ચેતના તે આત્માનું લક્ષણ છે તેથી આત્મા ચેતનાનો સ્વામી પણ ગણાય છે તેથી કૃષ્ણ અથવા **શ્યામનો** અર્થ **આત્મા** થાય છે. શ્યામ શબ્દ સ્વામિત્વ બતાવે છે અને દોષો રૂપી કાળાશમાથી ઘસાઇને રાધા (ગુણ) ધરનારો નિર્મળ થતો આત્મા એવો ભાવ, રાધેના જોડાણથી કૃષ્ણ શબ્દ ઉપરથી નીકળી શકે છે એટલે **રાધે કૃષ્ણ** (રાધેશ્યામ) નો અર્થ **ગુણવાળો આત્મા** એટલે શુદ્ધ ગુણવાળો હોય તે શુદ્ધ આત્મા એમ સમજાય છે.

આધ્યાત્મિક દૃષ્ટિએ જોતા જીવ અનાદિ કાળથી મિથ્યાત્વ આદિ દોષોથી ભવ ભ્રમણ કર્યા કરે છે પણ કઇક સમતાપૂર્વક કષ્ટ સહન કરવાથી કર્મથી હલકા થાય છે ત્યારે કોઇ જીવ ગુણોનો સગ્રહ કરીને શુદ્ધ–આત્મ–તત્ત્વનો અનુભવ કરે છે ત્યારથી તે ગુણોવાળો આત્મા કહેવાય છે અને ગુણોની શુદ્ધિ કરીને છેવટે પરમ પદ પામે છે

બાહ્ય સાહિત્ય કહે છે કે કૃષ્ણનો જન્મ થતા જ રાધા તેની પાસે દોડી આવી અને અલૌકિકની પ્રીતિ બતાવતી તેના પર પ્રેમ કરવા માંડી. વ્યવહારિક દ્રષ્ટિએ જોતાં કોઈ સારા માણસને ઘેર પુત્ર જન્મે ત્યારે ત્યાં ઘણા લોકો પ્રેમ જાહેર કરવા જાય તેથી તે ધાર્મિક સ્વરૂપ આવી શકે નહિ.

ધાર્મિક સ્વરૂપમા લાવવા માટે તેનો અર્થ એવો થાય છે કે જ્યારે આત્મા, શુદ્ધ આત્મતત્ત્વનો અનુભવ કરવાનું શરૂ કરે ત્યારે તે મિથ્યાત્વની દુનિયામાંથી ખસીને પોતાના આત્માની અપેક્ષાએ સમ્યક્ત્વમાં તેનો ઉત્પાદ (જન્મ) થાય છે ત્યારે ગુણોનો પ્રવાહ તેમાં આવે છે એટલે કે કર્મોથી ઢંકાએલાં ગુણો, કર્મોના હટવાથી શુદ્ધ થતા જાય છે એટલે કે રાધા (ગુણ) અને આત્માનું નજીકપણુ (એકત્વ) વધતુ જાય છે.

ત્યારબાદ બાહ્ય સાહિત્ય પ્રમાણે, જેમ જેમ કૃષ્ણ મોટા થતા જાય છે તેમ તેમ રાધાનો પ્રેમ વધતો જાય છે અને પોતાની સાસુ અને પતિથી છટકીને કૃષ્ણ પાસે જ ક્રીડા કર્યા કરે છે. તેની સાસુ અને તેના પતિ વારંવાર શિક્ષા કરવા છતાં કૃષ્ણ પાસે રમવાનું તે છોડતી નથી અને કૃષ્ણના બળ અને વિદ્યાના પ્રભાવથી છેવટે તેની સાસુ અને પતિ થાકે છે.

વ્યવહાર દ્રષ્ટિથી જોતાં કોઈ સ્ત્રી પરપુરુષ પાસે જાય તો તે નીતિની વિરુદ્ધ છે તેમાં વળી મોટા પુરુષ આ અનીતિનો માર્ગ સ્વીકારે જ નહિ. વાસુદેવના લાવણ્ય અને બળ તરફ સ્ત્રીઓનું આકર્ષણ હોય છતાં વાસુદેવો અનીતિ માર્ગ કદી ગ્રહણ કરતા નથી તેથી આ વાત ધર્મ દ્રષ્ટિએ અસંગત છે.

ધર્મ તત્ત્વ દ્રષ્ટિએ જોતા એવો અર્થ થાય છે કે જેમ જેમ આત્માના શુદ્ધ ઉપયોગનું બળ વધે છે તેમ તેમ ચેતના (ગુણ સમૂહ) કે જે પહેલાં ક્રોધ, માન, માયા, લોભ, શોક વગેરે અધાર્મિક કુટુંબ જાળ અને મમરૂપી પતિની જાળમાં ફસાએલી હતી તેમાંથી છૂટીને,

શુદ્ધ આત્મ–તત્ત્વ તરફ જાય છે જ્યારે આત્મતત્ત્વનો ઉપયોગ ન હોય ત્યારે વળી ચેતનાને કામ- અને લોભાદિ પ્રકૃતિઓ પોતા તરફ ઘસડી જાય છે પણ આત્માનું પ્રબળ વધતાં તે પ્રકૃતિઓનું જોર ઢીલું થતુ જાય છે અને આત્મા શુદ્ધ ચેતના ( રાધ ) સાથે રમણતા કરે છે

બાહ્ય સાહિત્ય કહે છે કે કૃષ્ણને માખણનો શોખ હતો અને તે ગોપીઓ પાસેથી મેળવતો આ વસ્તુ બનવા જોગ છે પણ તેમાં કોઈ ધાર્મિક તત્ત્વ નથી પણ ધાર્મિક તત્ત્વ શોધવું હોય તો એવો અર્થ થાય કે શાસ્ત્રો વાંચતાં જે તેમાથી શુદ્ધ આત્મભાવને શોધીને શુદ્ધ તત્ત્વને કેળવે તેણે ' માખણ ' ગ્રહણ કર્યું એમ કહેવાય અને આત્મ-ભાવ કેળવતી વખતે મન અને ઇંદ્રિયોને બાહ્ય દુનિયામા જતી રોકવાની હોય છે તેથી તે **ગુપ્તિ** કહેવાય અને ગોપવવાની શકિત તે આત્માનો ગુણ તે **ગોપી** સમજવી

બાહ્ય સાહિત્ય કહે છે કે કૃષ્ણને ૧૬૦૦૦ ગોપીઓ હતી તેમની સાથે, એક એક અને એક એક કૃષ્ણ એવી રચના કરીને રાસ રમતા હતા વ્યવહારમાં જોતા જે વાસુદેવ હોય છે તેને ૩૨૦૦૦ રાણીઓ હોય છે અને વાસુદેવ વૈક્રિય રૂપો કરીને સામા ૩૨૦૦૦ રૂપ બનાવી શકે છે એવી શકિતવાળા હોય છે પણ આ તો ભોગની વસ્તુ છે તે ધાર્મિક કહેવાય નહિ, જો ભોગથી ધર્મ થતો હોય તો ત્યાગની શી જરૂર છે ? અને જો ભગવાન ભોગમા રક્ત રહે અને ભકતોને ભોગમાથી મુકત થવાનુ કહે તો 'ઘેલી ડાહીને શિખામણ આપે' એના જેવુ થયુ, પણ ભગવાન્ તો સર્વ સંગ અને ભોગથી પર છે અને ભગવાનની શ્રેષ્ટતા સર્વ ઉત્તમ જ્ઞાન અને ગુણોથી જ સાબીત થાય છે

કુદરતમા સર્વ માટે એક સરખો નિયમ હોય છે દોષ સેવ-વાથી દોષિત જ થવાય છે અને ગુણને સેવવાથી ગુણવાન થવાય છે તેમાં કોઇને અપવાદ હોય તે કુદરતી નિયમની વિરુદ્ધ જ ગણાય સાહિત્યની હકીકતને ધાર્મિક સ્વરૂપ આપવું હોય તો એવો અર્થ

બાહ્ય સાહિત્ય કહે છે કે કૃષ્ણનો જન્મ થતા જ રાધા તેની પાસે દોડી આવી અને ભવોભવની પ્રીતિ બતાવતી તેના પર પ્રેમ કરવા માંડી. વ્યવહારિક દૃષ્ટિએ જોતાં કોઈ સારા માણસને ઘેર પુત્ર જન્મે ત્યારે ત્યાં ઘણા લોકો પ્રેમ જાહેર કરવા જાય તેથી તે ધાર્મિક સ્વરૂપ આવી શકે નહિ.

ધાર્મિક સ્વરૂપમાં લાવવા માટે તેનો અર્થ એવો થાય છે કે જ્યારે આત્મા, શુદ્ધ આત્મતત્ત્વનો અનુભવ કરવાનું શરૂ કરે ત્યારે તે મિથ્યાત્વની દુનિયામાંથી ખસીને પોતાના આત્માની અપેક્ષાએ સમ્યક્ત્વમાં તેનો ઉત્પાદ (જન્મ) થાય છે ત્યારે ગુણોનો પ્રવાહ તેમાં આવે છે એટલે કે કર્મોથી ઢંકાએલા ગુણો, કર્મોના હઠવાથી શુદ્ધ થતા જાય છે એટલે કે રાધા (ગુણ) અને આત્માનું નજીકપણું (એકત્વ) વધતુ જાય છે

ત્યારબાદ બાહ્ય સાહિત્ય પ્રમાણે, જેમ જેમ કૃષ્ણ મોટા થતા જાય છે તેમ તેમ રાધાનો પ્રેમ વધતો જાય છે અને પોતાની સાસુ અને પતિથી છટકીને કૃષ્ણ પાસે જ ક્રીડા કર્યા કરે છે તેની સાસુ અને તેના પતિ વારંવાર શિક્ષા કરવા છતાં કૃષ્ણ પાસે રમવાનું તે છોડતી નથી અને કૃષ્ણના બળ અને વિદ્યાના પ્રભાવથી છેવટે તેની સાસુ અને પતિ થાકે છે

વ્યવહાર દૃષ્ટિથી જોતાં કોઈ સ્ત્રી પરપુરુષ પાસે જાય તો તે નીતિની વિરુદ્ધ છે તેમાં વળી મોટા પુરુષ આ અનીતિનો માર્ગ સ્વીકારે જ નહિ. વાસુદેવના લાવણ્ય અને બળ તરફ સ્ત્રીઓનું આકર્ષણ હોય છતાં વાસુદેવો અનીતિ માર્ગ કદી ગ્રહણ કરતા નથી તેથી આ વાત ધર્મ દૃષ્ટિએ અસંભવ છે

ધર્મ તત્ત્વ દૃષ્ટિએ જોતાં એવો અર્થ થાય છે કે જેમ જેમ આત્માના શુદ્ધ ઉપયોગનું બળ વધે છે તેમ તેમ ચેતના (ગુણ સમૂહ) કે જે પહેલાં ક્રોધ, માન, માયા, લોભ, શોક વગેરે અધાર્મિક કુટુંબ જાળ અને કર્મરૂપી પતિની જાળમાં ફસાણી હતી તેમાંથી છૂટીને,

ધર્મજ્ઞાન મેળવવા માટે હઠાગ્રહનો ત્યાગ કરવો પડે છે, તેમ કર્યા વગર શુદ્ધ ન્યાય દષ્ટિ, સરળતા અને તત્ત્વ–દષ્ટિ કેળવ્યા વગર શુદ્ધ ધર્મમાં પ્રવેશ કરી શકાતું નથી; માટે જે ધર્મના જીજ્ઞાસુ હોય તેમણે આ વસ્તુ બરાબર સમજવી જોઇએ. અહીં વસ્તુતત્ત્વ શુદ્ધ દષ્ટિથી બતાવવામાં આવ્યું છે કોઇ સંપ્રદાયવાદ કે ભેદની દષ્ટિએ આ સમતુલના કરેલ નથી. આ તો એક આધ્યાત્મિક તુલના છે જે તત્ત્વસાર હોય તે જ ગ્રાહ્ય હોઇ શકે મિથ્યા શ્રુતની સમશ્રુતમાં પરિણતિ આવીરીતે થઇ શકે છે. તેમાં સમશ્રુતની દષ્ટિએ એક પણ ભુલ ન હોવી જોઇએ.



# તત્વોનું ભેદ અભેદ સ્વરૂપ

શુક્લ ધ્યાનના પહેલા બે પાયા છદ્મસ્થને ધ્યાવવાના હોય છે.

(૧) પૃથક્ત્વ વિતર્ક સવિચાર —તેમાં વસ્તુ અને વસ્તુઓનું ભેદ સ્વરૂપ ( ગુણ પર્યાય ) સૂત્રમાં કેવી રીતે છે તેનો વિચાર કરવાનો હોય છે, તેથી અજ્ઞાન દૂર થાય છે અને ભેદ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે

(૨) એકત્વ વિતર્ક અવિચાર —તેમાં વસ્તુનું અભેદ સ્વરૂપ સૂત્રમાં કેવી રીતે છે તેના ભાવનો અનુભવ કરવાનો હોય છે તેથી રાગદ્વેષ દૂર થાય છે

શુક્લ ધ્યાનનો સારામાં સારો અનુભવ ચૌદ પૂર્વી કરી શકે છે, અનુભવ કરતાં કરતાં એક દિવસ ક્ષાયક સમકિત પૂર્વે ન આવ્યું હોય તો પ્રાપ્ત કરે છે અને ક્ષપકશ્રેણી મેળવે છે પણ આપણી શક્તિ પ્રમાણે પાયમાં આત્મના પ્રમાણભૂત જ્ઞાન મેળવી રાખ્યુ હોય તો તેના સસ્કાર આગામી ભવમાં પડે છે અને ક્ષપકશ્રેણીની આરાધના જલદી સફળ થાય છે. માટે મોક્ષાર્થી જીવે ભેદ અભેદ સ્વરૂપ જાણવું જોઈએ. અને યથાશક્તિ અનુભવ કરવો જોઈએ. શુક્લ ધ્યાનની ભાવના-વાળો ધર્મ ધ્યાનમા તો પ્રવેશ કરી શકે એટલે કરેલ નિષ્ફળ નહિ જાય. નીચેના વર્ણનમાં (અ) પૃથક્ત્વ માટે અને (બ) એકત્વ માટે મુકેલ છે

(અ) પૃથક્ત્વ વિતર્ક સવિચાર

અહીં વિચારોની શ્રેણી આવે છે

(બ) એકત્વ વિતર્ક અવિચાર

અહીં એક વિચારના ભાવનો અનુભવ કરવો,

૧ (અ) વિશ્વના બે ભેદ : ૧ લોક–તેમાં છ દ્રવ્ય છે અને ૨. અલોક–તેમાં ફકત એક આકાશ દ્રવ્ય છે

(બ) લોક અને અલોકનું એકત્વ વિશ્વથી થાય છે. અનુભવ માટે મતિશ્રુત જ્ઞાનનો **લોક અને અલોકમાં એક સાથે ઉપયોગ** લગાવો.

૨ (અ) **દ્રવ્યથી**—છએ દ્રવ્યના પોતપોતાના મૂળ ગુણ જુદા જુદા હોવાથી છએ દ્રવ્ય જુદા જુદા છે. જેમકે, જીવમાં ચૈતન્ય ઉપયોગ, પુદ્ગળોમાં રૂપ આદિનો સંયોગ વિયોગ, આકાશમા અવગાહના દાન, ધર્માસ્તિકાયમા ગતિ સહાય, અધર્માસ્તિકાયમાં સ્થિરતા સહાય, કાળમાં વર્તના એમ જુદા જુદા ગુણો છે.

(બ) **દ્રવ્યથી**—છએ દ્રવ્યમા દ્રવ્યના લક્ષણ ઉત્પાદ, વ્યય, ધ્રુવતા, દ્રવ્યતત્ત્વ, ગુણ, પર્યાય હોવાથી દ્રવ્યત્વની અપેક્ષાએ સરખા છે. "દ્રવ્ય" શબ્દમા લોકના સર્વ દ્રવ્યો આવી જાય તે સંગ્રહનયની એકતા આ ગુણોથી સર્વ દ્રવ્યોમાં ઉપયોગ લગાવો તો એકતાનો અનુભવ થશે

૩. (અ) **ક્ષેત્રથી**—દરેક દ્રવ્ય પોતપોતાની અવગાહનામાં અબાધિતપણે રહે છે તેથી સ્વ–અવગાહનાની અપેક્ષાએ ક્ષેત્રથી ભિન્નતા છે.

(બ) **ક્ષેત્રથી**—છએ દ્રવ્ય લોકમા છે તેથી લોકની અપેક્ષાએ ક્ષેત્રનું એકત્વ થયુ લોકના એક આકાશ પ્રદેશમા અનંતાનંત જીવના દેશ, પ્રદેશો, અનંતાનંત પરમાણુ પુદ્ગળો અને પુદ્ગળ સ્કંધો, એક ધર્મપ્રદેશ, એક અધર્મ પ્રદેશ, એક કાળાણુ રહે છે તે બધાનુ એક આકાશ પ્રદેશથી ( ક્ષેત્રથી ) એકત્વ થયું

૪. (અ) **કાળથી**—દરેક દ્રવ્ય સમયે સમયે પર્યાયમા પરિવર્તન પામે છે, એટલે નવા પર્યાયની ઉત્પત્તિ અને જૂના પર્યાયનો નાશ દરેક સમયે થયા કરે છે તે બધા પર્યાયો જુદા જુદા છે

(બ) **કાળથી**—પર્યાયમાં વર્તન પામતું દરેક દ્રવ્ય, પોતપોતાના બધા પર્યાયમાં રહે છે એટલે સર્વ પર્યાયમાં તે દ્રવ્યથી એકત્વ થયું.

# તત્ત્વોનું ભેદ અભેદ સ્વરૂપ

શુક્લ ધ્યાનના પહેલા બે પાયા છદ્મસ્થને ધ્યાવવાના હોય છે

(૧) પૃથક્ત્વ વિતર્ક સવિચાર —તેમાં વસ્તુ અને વસ્તુઓનું ભેદ સ્વરૂપ (ગુણ પર્યાય) સૂત્રમાં કેવી રીતે છે તેનો વિચાર કરવાનો હોય છે, તેથી અજ્ઞાન દૂર થાય છે અને ભેદ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે

(૨) એકત્વ વિતર્ક અવિચાર —તેમાં વસ્તુનું અભેદ સ્વરૂપ સૂત્રમા કેવી રીતે છે તેના ભાવનો અનુભવ કરવાનો હોય છે, તેથી રાગદ્વેષ દૂર થાય છે

શુક્લ ધ્યાનનો સારમાં સારો અનુભવ એક પૂર્વધર કરી શકે છે, અનુભવ કરતાં કરતાં એક દિવસ ક્ષાયક સમકિત પૂર્વે ન આવ્યુ હોય તો પ્રાપ્ત કરે છે અને ક્ષપકશ્રેણી મેળવે છે પણ આપણી શક્તિ પ્રમાણે પાંચમાં આરાના પ્રમાણમાં) જ્ઞાન મેળવી શક્યુ હોય તો તેવા સંસ્કાર આગામી ભવમાં પડે છે અને ક્ષપકશ્રેણીની આરાધના જલદી સફળ થાય છે. માટે મોક્ષાર્થી જીવે ભેદ અભેદ સ્વરૂપ જાણવું જોઈએ અને યથાશક્તિ અનુભવ કરવો જોઈએ. શુક્લ ધ્યાનની ભાવનાવાળો ધર્મ ધ્યાનમા તો પ્રવેશ કરી શકે એટલે કંઈક નિષ્ફળ નહિ જાય. નીચેના વર્ણનમાં (અ) પૃથક્ત્વ માટે અને (બ) એકત્વ માટે મુકેલ છે

(અ) પૃથક્ત્વ વિતર્ક સવિચાર

અહીં વિચારોની શ્રેણી આવે છે,

(બ) એકત્વ વિતર્ક અવિચાર

અહીં એક વિચારના ભાવનો અનુભવ કરવો,

૯ જીવાસ્તિકાયમાં :–

(અ) દ્રવ્યથી દરેક જીવ સ્વતંત્ર અને ભિન્ન છે. ગતિ, જાતિ, યોનિ, કુળ, ગુણસ્થાન વગેરે સમૂહોથી પણ ભિન્નતા છે.

(બ) દ્રવ્યથી દરેક જીવને એક સરખા આત્મપ્રદેશો છે કોઈ ને એક વધારે નથી કોઈને એક પ્રદેશ ઓછો નથી. બધાને ઉત્કૃષ્ટ અસખ્યાત અસખ્યાતના એક જ ભેદની સંખ્યા છે તેથી બધા સરખા અને સ્વતત્ર છે, કોઇ કોઇની માલીકીનો નથી માટે કોઈ પર રાગદ્વેષ ન કરવો અનુભવ માટે લોકના **સર્વ જીવોના અરૂપી પ્રદેશોમાં શ્રુતજ્ઞાનનો મતિપૂર્વક ઉપયોગ લગાવો અને સમભાવનો અનુભવ કરો.**

૧૦ (અ) **ક્ષેત્રથી**—દરેક જીવ પોતપોતાની અવગાહનામાં અવિરોધપણે રહે છે તે અવગાહનાથી ભિન્નતા છે

(બ) ક્ષેત્રથી બધા જીવો લોકમાં રહે છે તેથી લોકથી એકત્વ થયું જ્યાં એક જીવ છે. ત્યા અનતાનંત જીવ તથા જીવના દેશ–પ્રદેશો રહે છે તેથી દેશથી એકત્વ થયુ

૧૧. (અ) **કાળથી**–દરેક જીવના વ્યજન પર્યાય તથા અર્થ પર્યાય અનતાનત છે તે દરેક પર્યાય એકબીજાથી જુદાં જુદા છે

(બ) કાળથી પોતપોતાના પર્યાયોમા જીવ તેનો તે જ છે, તેથી જીવથી તે પર્યાયોનુ એકત્વ થયુ પર્યાયત્વથી પણ એકત્વ થાય કારણ કે સગ્રહનયથી "પર્યાય" શબ્દમા સર્વ પર્યાયો આવી જાય અનુભવ માટે તમારા **સર્વ પર્યાયોમાં નિજ આત્મ દ્રવ્યને શ્રુતજ્ઞાનથી નીહાળો.**

૧૨. ગુણભાવથી :—

(અ) (૧) ચેતનાની શુદ્ધિ (હોશ)ની તારતમ્યતા તે ભિન્નતા.

(બ) (૧) બધા જીવોમા ચૈતન્ય લક્ષણ છે તેથી એકત્વ

૫ (અ) ભાવથી–દરેક દ્રવ્ય પોતપોતાના જુદા જુદા અર્થપર્યાય (ગુણ–પર્યાય)માં પરિણમે છે

(બ)ભાવથી–તે સમયે સમયે ફરતા સર્વ ગુણપર્યાયોમાં વ્યક્તિગત દ્રવ્યનો વ્યક્તિગત ગુણ ધ્રુવ છે તેથી ગુણથી એકત્વ થયુ

૬ (અ)વ્યક્તિત્વથી ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એક એક છે જીવો પુદ્ગલો અને કાળના સમયો અનતાનંત છે તે સર્વે વ્યક્તિત્વથી જુદા જુદા છે

(બ) બધા સમયોનુ કાળથી એકત્વ થાય છે, બધા પુદ્ગલોનુ પુદ્ગલાસ્તિકાયથી એકત્વ થાય છે, બધા જીવોનુ જીવાસ્તિકાયથી એકત્વ થાય છે. બાકીના ત્રણ દ્રવ્યો તો એકએક જ છે તે બધા દ્રવ્યનું દ્રવ્યત્વથી એકત્વ થાય છે

૭. (અ) પુદ્ગલો પર્યાયોમાં રહે છે તે સર્વ પર્યાય ભિન્નભિન્ન છે જેમકે પરમાણુ પુદ્ગલરૂપે, દ્વિપ્રદેશી યાવત્ અનતાનંદ પ્રદેશી સ્કંધ, કર્મ, પાપસ્થાન, મનોવર્ગણા, વચન વર્ગણા, કાર્મણ શરીર, પ્રકાશ, અંધારૂ, પડછાયો, પ્રતિબિંબ, પૃથ્વીઓ, પાણી ને વાયરાના શરીરના સમૂહો, દ્વીપો, સમુદ્રો, દેવ વિમાનો, ઔદારિક વગેરે સ્થૂલ શરીરો, દ્રવ્યલેશ્યા.

(બ) તે સર્વ પર્યાયોમાં વર્ણ, ગધ, રસ અને સ્પર્શ છે તેથી રૂપી છે તે પુદ્ગલ સ્વરૂપ છે, તે સ્વરૂપથી એકત્વ છે

૮ (અ) આત્મા ચૈતન્ય સ્વરૂપ છે શરીર, ઇંદ્રિયો, મન, કર્મ એ સર્વ પુદ્ગલ સ્વરૂપી જડ (અજીવ) છે એથી સસારી જીવનમાં ભિન્નતા છે

(બ) જીવ અને પુદ્ગલ બન્ને સ્વતત્ર દ્રવ્યો છે ત્યાં દ્રવ્યત્વથી એકત્વ થયુ સ્વતત્રતાથી અહંમત્વ અને મમત્વનો નાશ થાય છે કારણ કે સ્વતત્ર દ્રવ્ય કોઈ કોઈનુ નથી, કોઈની માલિકીનુ નથી

દર્શનમાં કાળ આશ્રયી તથા જ્ઞેય દ્રવ્યો અને દર્શયોની સંખ્યા, આશ્રયી ભિન્નતા છે અને ચારિત્રમાં રાગદ્વેષના અનંતાનંત રસાંશોમાંના જેટલા રસાશોનો અભાવ તારતમ્યતાની અને કાળ આશ્રયી ભિન્નતા છે

(બ) ૧૪. સર્વ જ્ઞાન પર્યાયો જ્ઞાન જ છે, સર્વ દર્શન પર્યાયો દર્શન છે દર્શન તે સામાન્ય જ્ઞાન અને જ્ઞાન તે વિશેષ જ્ઞાન એટલે એ બનેના જ્ઞાનમાં એકતા થઈ હવે જ્ઞાન દર્શનના ઉપયોગમાં રાગ-દ્વેષના રસાંશોનો અભાવ તે ચારિત્ર એટલે **શુદ્ધ જ્ઞાન ઉપયોગમાં** સર્વનુ એકત્વ થયું.

(અ) ૧૫ આત્માને ચાર ભાવ-પ્રાણ છે જ્ઞાન, દર્શન, સુખ, વીર્ય, તે ચારે ભાવો જુદા જુદા છે તેથી ભિન્નતા.

(બ) ૧૫ ચારે ભાવ-પ્રાણ આત્મ સ્વરૂપ છે તેથી સ્વરૂપથી એકત્વ થયું **ચેતનાનો** અવ્યકતપણે **આભાસ** તે દર્શન ચેતના જીવનો ગુણ છે એમ જાણવું. અથવા **જ્ઞાનથી આત્માને ઓળખવો** તે જ્ઞાન જ્ઞાનનો **ઉપયોગ** લગાવવાનો પ્રયત્ન કરવો તે પંડિત વીર્ય, ઉપયોગમાં **સ્થિરતા** કરવી તે ભાવ ચારિત્ર અને તેથી થતા **સુખનો** અનુભવ કરવો **તે નિર્વિકલ્પ સમાધિ** આ અનુભવ તે **નિશ્ચય સમકિત એટલે** સમકિતથી આત્મભાવોનું એકત્વ થયું

(અ) ૧૬ જીવ દ્રવ્ય છે અને તેના ગુણો તે અર્થ ( ભાવ ) છે એટલે ગુણી ( જીવ ) અને ગુણોમાં ભિન્નતા થઈ

(બ) ૧૬ જ્યાં ગુણી છે ત્યાં જ ગુણ છે અને જ્યાં ગુણ છે ત્યાં જ ગુણી ( જીવ ) છે તે એકતા છે જો તમે **ગુણોને ઓળખી શકો તો આત્મ ધ્યાનમાં આત્માને ઓળખી શકશો** અને આત્મામાથી સર્વ ગુણો અને સુખ ઉત્પન્ન થતા હોય એમ જણાશે.

(અ) ૧૭ નિજ આત્મ દ્રવ્યને લોક અલોક રૂપી વિશ્વમાંથી ભેદ જ્ઞાનથી અલગ તારવી કાઢવો વળી પોતાના અસંખ્યાત પ્રદેશોમાથી એક પ્રદેશ શ્રુતજ્ઞાન અનુસાર તારવી લઈને તેના એક ગુણ પર્યાયને તારવી કાઢવો અને તેમા લીન થવાથી એકત્વ સ્વરૂપમા જવાશે.

(અ) (૨) ઉપયોગની શુદ્ધિ અશુદ્ધિ, તારતમ્યતા અને વર્તના આશ્રી ભિન્નભિન્ન ઉપયોગો છે

(બ) (૨) બધા જીવોને ઉપયોગ છે તેથી એકત્વ.

(અ) (૩) સુખ, દુઃખ, સુખદુઃખની તારતમ્યતા તે ભિન્નતા

(બ) (૩) સર્વ જીવો પોતપોતાના સ્વરૂપમા રહે છે તે એકતા.

(અ) (૪) દોષોમા ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગછા, વેદ ઉદય, અઢાર પાપસ્થાન સેવન એ સર્વ જુદા જુદા દોષો છે

(બ) (૪) "દોષ" શબ્દમાં સર્વ દોષો આવી જાય તે સગ્રહનયની એકતા.

(અ) (૫) ગુણોમાં ક્ષમા, નમ્રતા, સરળતા, સતોષ, ગભીરતા, વિરક્તપણુ, અભેદ, નિર્ભયતા, અશોક, માધ્યસ્થ પરિણામ, અવેદીપણુ એ બધાં જુદા ગુણો છે

(બ) (૫) આ બધા ગુણોનું સ્થાન જીવ છે તેથી જીવમા એકત્વ થયુ દરેક ગુણનો આત્મ ભાવે અનુભવ કરી લેશો તો માલુમ પડશે કે બધા ગુણોના એક પછી એક અનુભવ કરવામા સર્વ વખતે એક સરખા આત્મિક સુખનો અનુભવ થશે. સતત ઉપયોગથી સરખામણી કરો.

(અ) ૧૩ એક જીવને અસખ્યાત અસખ્યાત આત્મ પ્રદેશો છે તેથી સખ્યાથી ભેદ પડયો તે ભિન્નતા.

(બ) ૧૩ બધા આત્મ પ્રદેશોનુ એકજ સ્વરૂપ છે તે એકત્વ એ પ્રદેશના ધ્યાનથી સૂક્ષ્મતા અને તારતમ્યતા અને સ્થિરતા કેળવી શકાય છે

(અ) ૧૪ દરેક આત્મ પ્રદેશમાં અનતા જ્ઞાનપર્યાય અનતા દર્શન-પર્યાય, અનતા ચારિત્ર-પર્યાય, તે સર્વ પર્યાયો જુદા જુદા છે જ્ઞાન

દર્શનમાં કાળ આશ્રયી તથા જ્ઞેય દ્રવ્યો અને દશ્યોની સંખ્યા, આશ્રયી ભિન્નતા છે. અને ચારિત્રમાં રાગદ્વેષના અનંતાનત રસાંશોમાંના જેટલા રસાશોનો અભાવ તારતમ્યતાની અને કાળ આશ્રયી ભિન્નતા છે.

(બ) ૧૪ સર્વ જ્ઞાન પર્યાયો જ્ઞાન જ છે, સર્વ દર્શન પર્યાયો દર્શન છે દર્શન તે સામાન્ય જ્ઞાન અને જ્ઞાન તે વિશેષ જ્ઞાન એટલે એ બનેના જ્ઞાનમાં એકતા થઈ હવે જ્ઞાન દર્શનના ઉપયોગમાં રાગ-દ્વેષના રસાંશોનો અભાવ તે ચારિત્ર એટલે **શુદ્ધ જ્ઞાન ઉપયોગમાં** સર્વનુ એકત્વ થયું

(અ) ૧૫ આત્માને ચાર ભાવ-પ્રાણુ છે જ્ઞાન, દર્શન, સુખ, વીર્ય, તે ચારે ભાવો જુદા જુદા છે તેથી ભિન્નતા.

(બ) ૧૫ ચારે ભાવ-પ્રાણુ આત્મ સ્વરૂપ છે તેથી સ્વરૂપથી એકત્વ થયુ **ચેતનાનો** અવ્યકતપણે **આભાસ** તે દર્શન. ચેતના જીવનો ગુણ છે એમ જાણવું અથવા **જ્ઞાનથી આત્માને ઓળખવો** તે જ્ઞાન જ્ઞાનનો **ઉપયોગ** લગાવવાનો પ્રયત્ન કરવો તે પંડિત વીર્ય, ઉપયોગમાં **સ્થિરતા** કરવી તે ભાવ ચારિત્ર અને તેથી થતા **સુખનો** અનુભવ કરવો **તે નિર્વિકલ્પ સમાધિ** આ અનુભવ તે **નિશ્ચય સમકિત એટલે** સમકિતથી આત્મભાવોનું એકત્વ થયું

(અ) ૧૬ જીવ દ્રવ્ય છે અને તેના ગુણો તે અર્થ ( ભાવ ) છે એટલે ગુણી ( જીવ ) અને ગુણોમાં ભિન્નતા થઈ

(બ) ૧૬ જયા ગુણી છે ત્યાં જ ગુણ છે અને જ્યાં ગુણ છે ત્યાં જ ગુણી ( જીવ ) છે તે એકતા છે જો તમે **ગુણોને ઓળખી શકો તો આત્મ ધ્યાનમાં આત્માને ઓળખી શકશો અને** આત્મામાથી સર્વ ગુણો અને સુખ ઉત્પન્ન થતા હોય એમ જણાશે

(અ) ૧૭ નિજ આત્મ દ્રવ્યને લોક અલોક રૂપી વિશ્વમાથી ભેદ જ્ઞાનથી અલગ તારવી કાઢવો વળી પોતાના અસંખ્યાત પ્રદેશોમાથી એક પ્રદેશ શ્રુતજ્ઞાન અનુસાર તારવી લઇને તેના એક ગુણ પર્યાયને તારવી કાઢવો અને તેમા લીન થવાથી એકત્વ સ્વરૂપમાં જવાશે.

(બ) ૧૭ આત્મા લોક અલોક સ્વરૂપી પર દ્રવ્યનો તટસ્થ જ્ઞાતા દૃષ્ટા છે અને સ્વદ્રવ્ય આશ્રયી નિજ સ્વરૂપમાં લીન છે આવો અનુભવ કરવો તે નિર્વિકલ્પ સમાધિ.

(અ) ૧૮ (૧) આ ધ્યાનમાં મન, વચન, કાયાના યોગો વારાફરતી કાર્ય કરે છે, તેનો ખાસ અનુક્રમ નથી.

(બ) ૧૮ (૧) આ ધ્યાનમા એક જ યોગમાં આત્મા સ્થિર રહે છે.

(અ) (૨) મનના વિચારો પણ કાર્ય કરે છે એટલે બધે વિચારો આત્મા કરે છે

(બ) (૨) મન યોગ હોય તો એક જ વિચારમાં શબ્દ વગર, અર્થના અનુભવમાં લીન હોય.

(અ) (૩) શબ્દ, અર્થ અને અનુભવ એક પછી એક કાર્ય કરે, તે દ્રવ્ય, ગુણ અને પર્યાય આશ્રયી સમજવા.

(બ) (૩) અર્થ એવ નિર્ભાસી સમાધિ. ફક્ત અર્થના અનુભવમાં જ લીનતા હોય.

એક દ્રવ્ય, એક ગુણ, એક પ્રદેશ અથવા એકજ પર્યાયમાં લીનતા હોય.

(અ) (૪) પરિવર્તનથી ખેદ થાય, તેથી ધ્યાન એકસરખુ ન ચાલે, વચમાં તુટે અને પડીવાઈ પણ થાય. આ ધ્યાનથી અનતી નિર્જરા થાય, ક્ષાયક સમકિત પામે, ઉપશમ કે ક્ષપકશ્રેણી પામે.

(બ) (૪) આ ધ્યાન તુટે નહિ, પડે નહિ, છેવટે મોહનીય કર્મનો નાશ થાય, ત્યાર બાદ અંતર્મુહૂર્તમાં ત્રણ ઘાતિ કર્મ નાશ પામે કે તરત જ કેવળ જ્ઞાન, કેવળ દર્શન, યથાખ્યાત ચારિત્ર અને અનંત શક્તિ વીર્ય પ્રગટ થાય.

૧૯ શુક્લ ધ્યાનના આ બન્ને પાયામાં દાખલ થનારનો મુખ્ય લક્ષણ હેતુ એવો હોય કે—

૧ વિવેકપૂર્વક સ્વવસ્તુ (નિજ આત્મા અને આત્માના ગુણ પર્યાયો તે સ્વવસ્તુ)ને। પરવસ્તુ (પુદ્ગલિક વસ્તુઓ જેમ કે શરીર, ઇંદ્રિયો તેના વિષયો, કષાય, કર્મ, બાહ્ય પરિગ્રહ, સાંસારિક બંધન અને અન્ય જીવો)માંથી ભેદ પાડીને

૨ પરવસ્તુ પર મમત્વ જે હતુ તેને। નાશ કરવો અને

૩ સ્વવસ્તુ (શુદ્ધ આત્મ સ્વરૂપ)માં સ્થિર થવું તે સ્થિરતા એવી જમાવવી કે:-

૪ કોઇ પુદ્ગલિક વસ્તુ, ઉપસર્ગ પરિષહ કે જીવ, ક્ષોભ ન પમાડી શકે અને જ્યારે ક્ષોભ પામવા જેવું લાગે ત્યારે ૧ ક્ષમા, શાંતિ, સમતા, ૨ મુક્તિ, ત્યાગભાવ, નિર્મમત્વપણું નિઃસંગપણું, નિર્લેપપણુ, આત્મસંતોષ, ૩ સરળતા, ૪ મૃદુતા કોમળતાના આધારથી કષાયો કે રાગદ્વેષથી થતો ક્ષોભ દૂર કરવો અને અવસરને યોગ્ય એવી ભાવના ભાવવી કે અશુભ અધ્યવસાય આવે જ નહિ અને આવે તો એને મૂળથી પકડીને ખેંચી કાઢવો

તે ભાવનાના મુખ્ય ચાર પ્રકાર છે- ૧. **ઉહાણુપેહા**-ચાર સંજ્ઞામાંની કોઇ ઉદય આવે તો વિચારવું કે તે આશ્રવનું કારણ છે અને પાપ તત્ત્વમાં છે, જેનું ફળ અશુભ છે - ૨. **અશુભાણુપેહા**- સંસારી સંબંધની વિચિત્રતા તથા શરીરનુ અશુચીપણુ, ભોગ અને કષાયનું અશુભ પરિણામ એ સર્વ અશુભ છે તેથી ૩. **અનંતવત્તિયાણુપેહા**-અનંત સંસાર હું રખડયો અને વળી આવો અવસર પામી શા માટે રખડવાનું ચાલુ રાખુ ૪. **વિપિરિણામાણુપેહા**- સારી પુદ્ગલિક વસ્તુઓ ખરાબ થતા વાર લાગતી નથી, પરિણામને ફરતા વાર લાગતી નથી માટે ઉત્કૃષ્ટ પરાક્રમથી અશુભ પરિણામ વગેરે પુદ્ગલિક ભાવોને। નાશ કરવામા સતત ઉપયોગ રાખવો બાકીના બે પાયા કેવળી ભગવાનના છે માટે અહીં સમાપ્ત કરવામાં આવે છે.

❀

# ધર્મ શુદ્ધિ



ધર્મના કાર્યમાં કર્મ વિપાકના કારણે વારંવાર કચરા રૂપી અશુદ્ધિઓ જીવ ક્ષેત્રમાં ભરાઈ જાય છે. તે સર્વ અશુદ્ધિઓનું નિરીક્ષણ કરીને તરત જ કાઢી નાખવી જોઈએ, કારણ કે વધારે પડતી ભરાઈ જાય એટલે તેમને સાફ કરવી મુશ્કેલ પડે છે તેની સાથે આત્માનો પુરુષાર્થ મંદ થાય છે એટલે વિકાસ પામતો આત્મા પડવાઈ બને છે માટે સત્કૃત્યમાં મેલ રૂપી દોષોને કાઢતા જવું તે આ પ્રમાણે-

૧ આવશ્યક ક્રિયામાં મંદપણું, શિથિલતા, ખેદ અને શૂન્ય ઉપયોગી રૂપી કચરાને દૃઢતા, પુરુષાર્થ, વિર્યોલ્લાસ અને શુદ્ધ ઉપયોગથી સાફ કરવા.

૨. ગુણી ઉપર ઈર્ષા કે મત્સર થાય તો વિચારવું કે આ તો પ્રમોદભાવની વિરાધના કરૂં છું તેથી અવગુણ આવવાના છે અને છેવટે મિથ્યાત્વના ચક્રમાં ફસાઈ જવું પડશે.

૩ કદાગ્રહ, પોતાના અપકૃત્યને વ્યાજબી ઠરાવવાની ઇચ્છા થાય ત્યારે વિચારવું કે આ તો અભિનિવેશિક મિથ્યાત્વ છે તેથી દુર્લભબોધીપણું પ્રાપ્ત થાય છે, માટે મુમુક્ષુએ ધર્મનું સાચું શરણ લેવું જોઈએ.

૪ ક્રોધ આવે તો વિચારવું કે બીજાને સુધારવા જતાં મારે મારૂં શા માટે બગાડવું જોઈએ ? ક્રોધથી તો ધર્મના સર્વ ફળોનો તરત જ નાશ થાય છે.

૫. અનુતાપ—ધર્મ કાર્ય કરીને તેને ભૂલ રૂપ માનવાથી કુંડરીક મુનિ હજાર વર્ષનો સંયમ પાળ્યા પછી ૭ મી નરકે ગયો, ૧૪

પૂર્વધારી પડવાઇ થાય માટે **ધર્મના કામમાં આદરભાવ અને પ્રમોદભાવ** રાખવો

૬. માયા—વચન અને વર્તનમાં ભિન્નતા અથવા વચન અને અભ્યંતર ભાવમાં ભિન્નતા રાખવાથી શ્રી મલ્લિનાથ તીર્થંકરના જીવે પૂર્વભવમા સ્રીવેદ બાંધ્યો, ત્યારે મારી શી દશા ? માયાથી સ્રીવેદ અને તિર્યંચપણું પ્રાપ્ત થાય છે માટે મારે મારા આત્માને માયાથી છેતરવો ન જોઈએ

૭ અવિધિ ત્યાગ—આવશ્યક ક્રિયા તથા પાચ સમિતિમાં દ્રવ્ય ક્ષેત્ર, કાળ અને ભાવ સબંધી આરાધનામા **ઉપયોગ** રાખવો વેઠરૂપે કોઇ ક્રિયા કરવી નહિ તે દ્રવ્ય ક્રિયાથી મોક્ષ નથી, તેમ જ દેવલોકમાં દેવપણું મળે તો દાસપણે ઉપજવું પડે છે. માટે દરેક ધર્મ કાર્ય **વિધિથી કરવું.**

૮ ગૌરવ—મારા જેવો કોણ છે એવો વિચાર ન કરવો બાહુબળી મુનિએ માન મૂકયું કે તરત જ કેવળજ્ઞાન પ્રગટ થયું ૧૪ પૂર્વી પડવાઇ થયા છે તો હુ શા હિસાબમાં ? માટે **વિવેક, નમ્રતા, કોમળતા** ધારણ કરવી.

૯ પ્રમાદ, આળસ, પાંચ પ્રમાદ રાખવાથી આગળ વધી શકાતું નથી અને અપ્રમાદી અવસ્થા જ ક્ષપકશ્રેણી લાવી આપે છે માટે સમય માત્રનો પ્રમાદ નહિ કરવાની ભગવાનની આજ્ઞા છે, ત્યારે હું તો પ્રમાદમાં જ પડયો છું તો મારૂ શુ થશે ? આમ વિચારી **અપ્રમાદ અવસ્થામાં** પુરુષાર્થ કરવો

૧૦ કુગુરુ—જુઓ વીતરાગની આજ્ઞામાં નથી તેઓ કુગુરુ છે વીતરાગની આજ્ઞા વગર ધર્મ નથી, તેથી કુગુરુ પાસેથી શો ધર્મ શીખવાનો છે ? માટે તેઓ ભોળવી ન જાય તે માટે તેમનો ત્યાગ કરવો.

૧૧ કુસંગ—કુસંગથી સમકિત અને ચારિત્રથી ભ્રષ્ટ થવાય છે સાધુનુ ભેજું લોક સંજ્ઞાથી ભરાઇ જાય છે તેથી તે બન્ને રીતે ભ્રષ્ટ

થાય છે વળી સાધુને ઉંચે ટોકરે ચઢાવીને પોતાના અભિપ્રાયમાં ફસાવે છે, ત્યારે સાધુ સંસાર તેમ જ ચારિત્ર એ બન્નેમાંથી લટકતો રહે છે અને ગતિ પણ સારી થતી નથી માટે કુસંગનો ત્યાગ કરવો સ્વબદ્ધિ કુતર્કી મનુષ્યોને સમજાવવાની શક્તિ ન હોય તો તેનાથી દૂર રહેવું જ ઉત્તમ છે

૧૨. આત્મ-પ્રશંસા સાંભળવાની ઇચ્છા એ તો ભયંકર રોગ છે તેનાથી વિકાસ રૂંધાઇ જાય છે અને પાછી ગતિ થાય છે અને છેવટે પહેલું ગુણસ્થાન સંભાળવું પડે છે આત્મ પ્રશંસા અતુલ પરિષહ છે તેના ઉપર વિજય મેળવવો બહુ મુશ્કેલ છે છતાં આવો પરિષહ ઉત્પન્ન થાય તો વિચાર કરવો કે જે ગુણોની વાત થાય છે તે ગુણોની શરૂઆતમાં જ હું પ્રવેશ્યો નથી તો મારું શું થશે ! માટે મારા દુર્ગુણોને શોધી શોધીને દૂર કરવા રહેવું જોઇએ અને પ્રશંસાના ગુણોની સંપૂર્ણતાની આરાધના કરવી જોઇએ. ગુણ મેળવવા માટે પારકા ગુણની પ્રશંસા કરવી, શત્રુના ગુણની પ્રશંસામાં પણ આનંદ માનવો. ગુણને ગુણની ખાતર માન આપવું

૧૩ પરનિંદા ત્યાગ—ચારિત્રનું અજીર્ણ નિંદા છે પોતે જરાક કંઇક ઠીક હોય તો બીજાની નિંદા શરૂ કરી નાખે તેથી પારકાના દોષ પોતામાં સમાવે છે તેથી પોતે ગુણથી ભ્રષ્ટ થાય છે. દોષ ઉપર દોષની ખાતર જ અપ્રીતિ રાખવી પણ દોષી ઉપર દ્વેષ ન કરવો. અમુક માણસે અમુક દોષ સેવ્યો હશે કે નહિ તેવી કલ્પનામાં ઉતરવું નહિ, બીજાની નિંદા કરતાં તે દોષ પોતાનામાં છે કે નહિ તેને સૂક્ષ્મતાથી શોધીને દૂર કરવો.

૧૪ પોતાનું સુકૃત્ય બીજાને જણાવવાથી તેનું ફળ નાશ પામે છે, શુભ સુકૃત્યમાં અપૂર્વ શાંતિ છે

૧૫ કલંક ત્યાગ—માનવા માનવી તે સમકિતમાં કલંક છે, ધન ત્યાગમાં દૃષ્ટિરાગ કલંક છે, દાનમાં કીર્તિની ઇચ્છા કલંક છે,

**ચારિત્ર** તપમાં મત્સર નિંદા અને નિદાન કલંક છે, **જ્ઞાનમાં** અભિમાન કલંક છે માટે આ બધા કલંકોનો પરિત્યાગ કરવો.

આવી રીતે ધર્મ કાર્ય ( જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપની આરાધના ) માં જે જે કચરા આવતા જાય તેને શુદ્ધ અધ્યવસાયથી સાફ કરતા જવા. જ્યા સુધી કર્મ સત્તામા છે ત્યા સુધી ઉદયકાળે ઉદય આવવાના જ, તેથી ગભરાવાની જરૂર નથી. પરંતુ **ઉપયોગ રાખી સાફ કરતા જવા. શુદ્ધિ, વીર્યોલ્લાસ, (ચિત્તનો ઉત્સાહ, તીવ્રભાવ) અને તિવ્ર ઉપયોગ (તન્મયપણુ) થી** બેડો પાર થાય છે. સિદ્ધ સ્વરૂપની ભાવનામા એકવાર વીર્યોલ્લાસ થઈ જાય તો પણ ભવની ભાવઠ ભાંગી જાય, પ્રતિક્રમણમાં વિચારણાથી બરાબર પશ્ચાત્તાપ થાય અથવા પોષધ વ્રતમાં અપૂર્વ ભાવ શુદ્ધિ થાય અને સમતા પ્રાપ્ત થાય તો કામ થઈ જાય માટે **ધર્મના કાર્યમાં સમતા તિવ્રભાવ અને તન્મયપણું** કેળવવું જોઈએ જે આત્માઓ વીતરાગની આજ્ઞામા રહી જે ક્રિયા કરે છે, તેમની ધર્મ શુદ્ધિ થાઓ. તથાસ્તુ :



# નમો લોએ સવ્વ સાહૂણં

*

પંચ પરમેષ્ઠીના પાંચમા પદનું વિશદ
અને તાત્ત્વિક સ્વરૂપ નિરૂપણ.

ૐ

આ નવકાર મંત્રનું પાંચમું પદ છે, તેનો અર્થ સાદો અને સીધો છે કે લોકમાં રહેલા સર્વ સાધુઓને નમસ્કાર હો પણ સર્વ સાધુ તે ક્યા ક્યા છે! તે સંબંધી મતભેદો જોવામાં આવે છે તેથી તત્ત્વપૂર્ણ સાધુના સામાન્ય અને વિશેષ લક્ષણો સ્પષ્ટ કરવાં જોઈએ.

સાધુના ગુણો જાણવા માટે ધર્મનું ઉત્કૃષ્ટ શુદ્ધ સ્વરૂપ જાણવું જોઈએ. તે સ્વરૂપ અહિંસા, સંયમ અને તપ છે અહિં બે મત હોઈ શકે જ નહિ. આવા ધર્મના સ્વરૂપની સૌથી વધારે નજીક કોણ છે તે શોધી કાઢવું જોઈએ.

બીજું જ્યારે ધર્મમાં અહિંસા પહેલું આવ્યું ત્યારે જીવ અને અજીવનું સ્વરૂપ જાણવું જ જોઈએ કારણ કે અહિંસા તો જીવની જ હોય, એટલે જેઓ જીવ અને અજીવનું સ્વરૂપ જાણતા નથી તેઓ સાધુ હોય જ નહિ અને જાણવા છતાં જેઓ જીવોની હિંસા કરે છે અથવા સાવચેતીથી રક્ષણ નથી કરતા તેઓ સાધુપણાને લાયક નથી. જીવોના સર્વ ભેદો જાણવા જોઈએ.–પૃથ્વી, પાણી, અગ્નિ વાયુ, વનસ્પતિ અને ત્રસ એમ ૭ પ્રકારના જીવો છે તેમની સાધુએ રક્ષા કરવી જોઈએ, આ છે સાધુનું નિશાન સ્થાપવું સાધુથી છ કાયના જીવોમાંથી કોઈ પણ જીવની રક્ષા (યતના)ની ઉપેક્ષા થઈ શકે નહિ.

હવે જીવના સ્વરૂપમાં શુદ્ધ અને અશુદ્ધ જીવોનું સ્વરૂપ જાણવું જોઈએ અને અશુદ્ધ જીવમાંથી શુદ્ધ જીવ બનાવવાની વિધિ

જાણવી જોઈએ અને તે વિધિ પોતાના જીવ (આત્મા)ને લાગુ પાડવાની રીત આવડવી જોઈએ આ છે **આત્મ-દર્શન.** તે વગર સાધુ થવાય નહિ કારણ કે સાધુને જે કામ કરવાનું છે તે જાણવું જ જોઈએ.

હવે ધર્મના સ્વરૂપમા સંયમ અને તપ કેળવવા માટે સાધુએ **નિષ્પરિગ્રહી** થવું જોઈએ એટલે કંચન, કામિની, ઘર, જમીન, સગાં, નોકર, ધન, ધાન્ય, વગેરે સર્વ સાસારિક પરિગ્રહનો ત્યાગ કરવો જોઈએ. જેણે આ સર્વનો ત્યાગ નથી કર્યો તે સાધુ નથી.

એટલે ધર્મની દષ્ટિએ જોતાં સાધુ નિરારંભી, નિષ્પરિગ્રહી અને આત્મ-દર્શન યુક્ત હોવા જોઈએ, એટલા માટે સાધુને પાંચ મહાવ્રત હોવાં જોઇએ:—અહિંસા સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને પરિગ્રહત્યાગ. આ મહાવ્રતોની રક્ષા માટે સાધુએ નિર્દોષ રીતે ચાલવાની, બોલવાની, નિર્દોષ આહારાદિનું નિરીક્ષણ કરવાની, વસ્ત્ર પાત્ર લેવા મૂકવાની અને અશુચિ દૂર કરવાની વિધિ જાણવી જોઇએ અને તે પ્રમાણે અમલમાં મૂકવું જોઈએ, વળી નિષ્પરિગ્રહપણું કેળવવા માટે શાસ્ત્રોકત પ્રમાણયુકત વસ્ત્ર, પાત્ર અને જીવ રક્ષાના સાધન રૂપે ઉપકરણ સિવાય સાધુ બીજી કોઇ વસ્તુ રાખે નહિ અને આભ્યંતર પરિગ્રહ દૂર કરવા માટે વિષય કષાય બહુ મંદ કરી નાખે તેમ જ પોતાના કલ્પની મર્યાદા ઉપરાત એક જ જગ્યાએ રહેવાય પણ નહિ

હવે આવા સાધુનું સ્થાન કયા છે તે જોઇએ.—આત્માનું સાધન (શુદ્ધિ) કરવા માટે જ સાધુ થવાનું હોય છે. અશુદ્ધ જીવમાંથી સર્વથા શુદ્ધ જીવ બનવામાં ૧૪ ગુણસ્થાનોમાંથી તે જીવને પસાર થવું પડે છે તેમા સાધુના ગુણસ્થાન ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧ અને ૧૨ છે. ત્યાર બાદ ૧૩મા સ્થાને સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય અને ૧૪મા ગુણસ્થાન પછી સિદ્ધ (જ્ઞાનાનંદ) સર્વથા શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત થાય

જેને મોક્ષ માર્ગના ધોરી (સીધો અને સરળ) રસ્તા ઉપર આવવું હોય તેણે ૬ઠ્ઠા ગુણસ્થાનના ગુણો પ્રાપ્ત કરવાં જોઇએ અને દુનિયા-

માથી છુટા રહેવા માટે પોતાને યોગ્ય વેશ ધારણ કરવો જોઈએ કે જે વેશ, સર્વજ્ઞકથિત શાસ્ત્રાનુસાર હોવાથી સ્વલિંગ કહેવાય છે

આ છઠ્ઠા ગુણસ્થાનવાળા ધ્યાનમાં રહે ત્યારે ૭ મે ગુણસ્થાને આવી પાછા ૬ ઠે જાય પણ ઉત્કૃષ્ટ પરાક્રમથી શુક્લ ધ્યાનમા આવે તો આગળના ગુણસ્થાનમાં જાય. કોઈ વખતે અન્ય લિંગી અથવા ગૃહસ્થ લિંગી ઉપરના ગુણસ્થાન પ્રાપ્ત કરી શકે તેનો દાખલો—

માસથી છ માસ સુધી અભ્યાસ કરનાર કોઈ સરળ તાપસ ઉનાળાના મધ્યાહ્નમા સૂર્ય તરફ દૃષ્ટિ કરીને ધ્યાનમાં ઉભો રહે અને ધર્મ સબંધી ખોટો હઠ કે પક્ષપાત ન સેવે તો તેને વિભંગ જ્ઞાન થાય, તે જ્ઞાનથી નિરારભી, નિષ્પરિગ્રહી, આત્મદર્શનવાળા સાધુઓને દેખે, તેમની ક્રિયા નિર્મળ જાણે, તેમા શ્રદ્ધા કરે એટલે તેનુ મિથ્યાત્વ ટળી આત્મદર્શન પામે ત્યારે તેને ચોથુ ગુણસ્થાન પ્રાપ્ત થાય કે તરત જ વિભંગ જ્ઞાન અવધિજ્ઞાન રૂપ પરિણમે અને ધર્મધ્યાનમા પ્રવેશ કરીને સાતમે ગુણસ્થાને સીધો જાય પછી શુદ્ધ અધ્યવસાયોના જોરથી ગુણસ્થાન ૮, ૯, ૧૦, ૧૨ સ્પર્શે અને છેવટે કેવળજ્ઞાન મેળવે અને સિદ્ધ પણ થાય. જ્યારે ૭ થી ૧૨ ગુણસ્થાનમા પ્રવર્તે ત્યારે ખરા ભાવસાધુ છે. આ બધા નવકાર મત્રમા આવી જાય છે

જ્યારે અન્ય લિંગી કેવળજ્ઞાન પ્રગટ કરે ત્યારે આયુષ્ય વધારે હોય, તો સ્વલિંગનો વેશ ધારણ કરે પણ શુદ્ધ ધર્મ સબધી લોકોમા ભ્રમણા ન થાય તે માટે તેઓ તે વેશમાં કોઈને ઉપદેશ આપે નહિ

ગૃહસ્થ લિંગમાં સાધુપણાના દાખલા —મરુદેવી માતા તથા ભરત ચક્રવર્તી તથા તેના આઠ પટ્ટધરોએ ગૃહસ્થ વેશમાં ગુણસ્થાન સાત થી ૧૨ સ્પર્શ્યાં તે વખતે તેઓ ખરા ભાવસાધુ હતા.

૬ થી ૧૨ ગુણસ્થાનોની ભિન્નતા ઉપરાત સાધુઓમાં પાંચ નિર્ગ્રંથપણાની તથા પાંચ ચારિત્રની ભિન્નતા છે તે ઉપરાંત સ્થવિર કલ્પ, જિનકલ્પની અને કલ્પાતીતપણાની ભિન્નતા છે પાંચ નિર્ગ્રંથમાં પહેલા ચાર નિર્ગ્રંથો સાધુ છે અને પાચમા સ્નાતક નિગ્રંથ કેવળી ભગવાન છે અને પાંચ ચારિત્રમાં પહેલા ચાર સાધુ

છે અને પાચમા ચારિત્રવાળા સાધુ હોય અને કેવળી ભગવાન પણ હોય.

નિર્ગ્રંથોના ભેદોમા પહેલેથી આગળના નિર્ગ્રંથોમાં ગુણો વધતા જાય છે અને દોષો અદશ્ય થતા જાય છે પણ તે સર્વ સાધુ છે તેમનો અધિકાર ભગવતી સૂત્રથી જાણવો ચારિત્ર સંવર નિર્જરાના હેતુરૂપ છે તેમાં યથાખ્યાત ચારિત્ર શ્રેષ્ટ છે ઉપરના અપવાદ સિવાય કેવળી ભગવાનનો વેશ સ્વલિંગ સાધુનો હોય છે પણ તેઓ સર્વજ્ઞ હોવાથી અપેક્ષાપૂર્વક સાધુથી ભિન્ન છે

આ પ્રમાણે સાધુનુ સામાન્ય તત્ત્વ આત્મદર્શન, નિરારંભપણુ, પાંચ મહાવ્રત અને પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ બધા સાધુમા હોવું જોઈએ અને ૬ થી ૧૨ ગુણસ્થાનના, પહેલા ચાર નિર્ગ્રંથ ( પુલાક, બકુશ, કુશીલ, નિર્ગ્રંથ ) પાચ ચારિત્ર ( સામાયિક, છેદોપ-સ્થાપનીય, પરિહાર વિશુદ્ધિ, સૂક્ષ્મ સપરાય અને યથાખ્યાત ચારિત્ર ) કલ્પસ્થિત અને કલ્પાતીત આટલા ભેદોમા સાધુઓની ભિન્નતા છે અને તે બધા નવકાર મત્રમા આવી જાય છે

વળી શુદ્ધ સાધુત્વના ગુણોયુક્ત જે સાધ્વીઓ છે તે પણ ગુણોની અપેક્ષાએ તેમા અંતર્ગત થાય છે પણ સાધુઓ સાધ્વીને નમસ્કાર ન કરે એવો આચાર હોવાથી નવકાર મત્રમા સાધ્વીનુ નામ આવી શકે નહિ તેમ જ વંદના ગુણુ માટે હોવાથી તેવા ભેદોની જરૂર રહેતી પણ નથી

સાધુનુ સામાન્ય એકત્વ સ્વરૂપ અને વિશેષ પૃથકૂત્વ ( ભિન્ન ) સ્વરૂપ જાણ્યા પછી મતભેદ શુ છે તે જોઇએ

૧ નવકારના પદમા જૈન તથા જૈનેતર સાધુ બધા આવી જાય છે એમ કેટલાક માને છે પણ જેમાં ઉપર જણાવ્યા મુજબ **જેઓ છકાય જીવના રક્ષક નથી, પચમહાવ્રતધારી નથી તેઓ તત્ત્વથી સાધુ કહેવાય નહિ.** કારણુ કે સાધુનો વેશ ધારણુ કરવા માત્રથી અથવા પોતાને સાધુ કહેવડાવવા માત્રથી અથવા અમુક સંપ્ર-દાયના માણુસો મળી તેને સાધુપણાની સ્થાપનામા સ્વીકારે તેથી તે

કઈ ખરો સાધુ બની જતો નથી પણ સાધુના ઓછામાં ઓછા ઉપર મુજબ સામાન્ય ગુણો હોય તે જ ખરો સાધુ કહેવાય અને ખરા **સાધુને નમસ્કાર કરવાથી જ આત્મકલ્યાણ થઈ શકે છે વિશાળતાનો દેખાવ કરીને આત્મવંચના કરવી એ તત્ત્વદૃષ્ટિનું કામ નથી કારણ કે તત્ત્વદૃષ્ટિ લોકસંજ્ઞાથી પર છે**

૨ કોઈ એમ માને છે કે અમારા સંપ્રદાયના સાધુ ખરા, બાકી ખોટા પણ આ સંપ્રદાયવાદ એ આત્મવંચના છે કારણ કે ઉપર મુજબ સાધુના ગુણો ધારણ કર્યા વગર સાધુ થવાતું નથી અને જેઓ પાંચ મહાવ્રતમાંનું એક પણ વ્રત ઉત્સર્ગ માર્ગે નિરંતર ભાંગ્યા કરે છે તેને સાધુની કોટિમાં મૂકી શકાય નહિ પણ જે સંપ્રદાયમાં ઉપરોક્ત ગુણોવાળો જે સાધુ હોય તે જ ખરો સાધુ છે

૩ કોઈ એમ માને છે કે જેમ 'નમો લોએ સવ્વ' સાધુપદને લાગુ પાડ્યું તેમ બીજા પદોમાં પણ અધ્યાહાર રૂપે લાગુ પડે છે. પણ બધા પદો ભાવવાચક છે કોઈ વ્યક્તિગત નથી તેથી તેનામાં જે ગુણો હોય તે પ્રમાણે તેઓ બધા તે પદમાં આપોઆપ આવી જાય છે તેમને 'સવ્વ' શબ્દ લગાડવાની જરૂર રહેતી નથી.

પદમાં સાધુને 'સર્વ' શબ્દ લગાડવાનું કારણ એ છે કે ઉપર મુજબ સાધુઓમાં ઘણા ભેદો છે તે સર્વ ભેદોવાળા સાધુને નમસ્કાર કરવાનું છે, પરંતુ સર્વ અરિહંતોમાં એક સરખું ભાવ સ્વરૂપ છે, સર્વ સિદ્ધ ભગવાનમાં પણ એક સરખું ભાવ સ્વરૂપ છે, સર્વ આચાર્યોમાં આચાર પાળવા અને પળાવવાની દૃષ્ટિએ એક સરખું સ્વરૂપ છે, સર્વ ઉપાધ્યાયમાં સૂત્ર જ્ઞાન ભણવું અને ભણાવવું તે અપેક્ષાએ પણ એક જ સ્વરૂપ છે. જે ભિન્નતા છે તે સાધુની સાધના (મોક્ષ પ્રાપ્તિની અથવા આત્માની શુદ્ધિ કરવાની રીત) ની તારતમ્યતામાં છે. તેના સર્વ ભેદો સાધુપદને લાગુ થાય છે

૪ કેવળ સમુદ્ઘાતમાં આત્મ પ્રદેશો ચોથા સમયમાં સર્વ લોકવ્યાપી બને છે પણ તે તો કેવળી ભગવાનને જ થાય છે પણ

સામાન્ય કેવળી અપેક્ષાપૂર્વક ( આ ગતિની અપેક્ષાએ ) ધર્મદેવ એટલે સાધુ ગણાય તેથી આ ભાવ તે અપેક્ષાએ ઘટાવી શકાય

૫ કોઈ સાધુ મેરૂ પર્વત પર તપ કરવા જાય તેથી ઊર્ધ્વ લોકમા ગણાય તેમ જ સલીલાવતી વિજયના સાધુ અધોલોકમા ગણાય પણ ત્યાંથી કેવળી થઈ સિદ્ધ પણ થવાય ત્યારે સર્વ શબ્દ સાધુના પદ આશ્રી જ છે ‘ લોએ ’ શબ્દ, પદમા અલકારી શબ્દ પણ ગણાય તે ઉપરાંત વિશેષ ભાવો કેવળીગમ્ય માનવા, કારણ કે કેવળીના ભાવો આગળ તર્કબુદ્ધિ સ્થિર થઇ જાય છે.



# સમતા રસ

*

જેમ પુદ્ગળ સ્કંધોમાં કડવો, મીઠો વગેરે પાંચ રસ છે તેમ આત્મામાં સમતા રસ છે જેમ પુદ્ગળોના રસ રસનેન્દ્રિયથી ભોગવાય છે તેમ જીવનો સમતા રસ અનુભવ સ્પર્શનથી ભોગવાય છે જેમ પુદ્ગળના રસમાં તન્મય (એકાકાર) થવાથી મૂર્છાગત પુદ્ગળ મિશ્રિત સાતાવેદનીયનો આભાસ થાય છે, તેમ સમતા રસમાં તન્મય થવાથી આત્મિક સુખનો અનુભવ થાય છે. તે સુખ શુદ્ધ છે પુદ્ગળથી અમિશ્રિત સ્વતંત્ર છે પુદ્ગળિક સુખમાં ભવ ભ્રમણ કરવું પડે છે તેથી ઊલટું આત્મિક સુખથી ભવ ભ્રમણ છૂટી જાય છે. તેથી સમતા રસ સાધ્ય તેમ જ સાધન છે

શાંતરસ, સમભાવ, આત્મિક સુખ વગેરે સમતા રસના પર્યાય છે.

સમતાના મુખ્ય અંગ ચાર છે (૧) ભાવના. બાર સમકિત ભાવના, બાર ધર્મ ભાવના, પચીસ મહાવ્રતની ભાવના.

(૨) ઇંદ્રિયો અને મનની આકુળતાનો ઉપશમ, પુદ્ગલિક પર્યાયોમાં સમભાવ.

(૩) સ્વરૂપનું ભેદજ્ઞાન, પંચપરમેષ્ઠિના ગુણોના અનુભવ દ્વારા પોતાના શુદ્ધ સ્વરૂપનો અનુભવ.

(૪) જ્ઞાન, દર્શન ચારિત્ર, તપ, વીર્યના ૩૬ આચારના આલંબનથી પરમ અર્થ પ્રાપ્ત કરવામાં રતપણું

દેખીતી રીતે આ વિષય જ્ઞાનનો લાગે છે પણ જ્ઞાન અને ભાવ મનની એક રસ રૂપ પરિણતિ રૂપી ક્રિયાથી સમતા રસ ઉપજે છે સમતા રસ દૃષ્ટિવાદ સૂત્રનો સાર છે છદ્મસ્થને ભાવ-મનથી પરોક્ષપણે તેમ જ શુદ્ધ ગુણોનું આલંબન લઈને, ગુણોને પ્રાપ્ત કરીને, ગુણોને પ્રત્યક્ષ કરીને અનુભવવાથી અંશથી પ્રત્યક્ષપણે સમતા

રસ પ્રાપ્ત થાય છે તે ચોથા ગુણસ્થાનથી વધતાં વધતાં બારમા ગુણ-સ્થાને પરાકાષ્ટાએ પહોંચે છે અને કેવળી ભગવાનને સમતા રસ પ્રત્યક્ષ આત્મરસ છે તે સંપૂર્ણ છે

શ્રુતજ્ઞાનથી **આત્માને અન્ય પદાર્થોમાંથી તારવીને ક્ષયોપશમ ભાવે અનુભવ જ્ઞાન પરિણતિમાં ઉતારીને ભોગવવામાં આવે** તો સાથે સાથે સમતારસ પણ ભોગવાય છે હવે સમતા રસ કેળવવાની રીત જાણવી જોઇએ :-

મૈત્રી ભાવનામાં **સર્વ જીવોની સાથે અરૂપી એકત્વ** અનુભવવાથી સમતા રસ ભોગવાય છે પ્રમોદ ભાવનામા પંચ પરમેષ્ટિના **શુદ્ધ ગુણોનો અનુભવ** કરવાથી સમતા રસ ઉપજે છે કરૂણા ભાવનામાં સર્વ જીવ થાઓ શાસન રસી અને પછી સર્વ જીવોની **સાથે અરૂપી ચૈતન્ય એકત્વ કરીને, શુદ્ધ આત્મિક સુખનો અનુભવ** કરવાથી શાંત રસ અનુભવાય છે માધ્યસ્થ ભાવનામા વિશ્વ (લોક અલો-ક)ના **તટસ્થ જ્ઞાતા દ્રષ્ટા થઈને વિરકત દશાનું સુખ** ભોગવાય છે.

એકત્વ ભાવના, બોધિભાવના, સંવરભાવના, નિર્જરાભાવના, ધર્મભાવનામાં, **આત્માને જ્ઞાન સ્વરૂપે, દર્શન સ્વરૂપે કે ચારિત્ર સ્વરૂપે અનુભવવાથી** અથવા ભાવ શ્રુતથી આત્મ પ્રદેશોમા ઉપયોગ લગાવવાથી અથવા આત્માના ગુણનું આલંબન લઇ ( અનુભવ જ્ઞાનથી ) તે **ગુણમય બની જવાથી** સમતારસનો અનુભવ થાય છે પાંચ સમિતિથી જ્યારે અન્ય જીવોનું રક્ષણ કરવામા આવે છે ત્યારે તે જીવોના આત્મ–પ્રદેશોની સાથે પોતાના આત્મ–પ્રદેશોનું અરૂપી એકત્વ અનુભવવાથી સમતા રસનો અનુભવ થાય છે

પાંચ મહાવ્રતના પાલનમા, આત્માના, અશરીરી–અનવગાહના–અક્રિય સ્વરૂપે **અહિંસા સ્વરૂપનો,** શુદ્ધ અકર્મી આત્મ પ્રદેશોના **સત્ય આત્મ સ્વરૂપનો,** કર્મ અગ્રહણ સ્વરૂપે **અચૌર્ય સ્વરૂપનો,** આત્મ રમણુતા સ્વરૂપે **બ્રહ્મચર્ય** સ્વરૂપનો અને નિષ્પરિગ્રહ સ્વરૂપે **નિ સંગ** સ્વરૂપનો અનુભવ કરવાથી સમતા રસનો અનુભવ થાય છે

ઉપવાસ કરતી વખતે ભૂખ અને તરસ રૂપે અસાતા વેદનીય કર્મના વિપાકને દૂર કરવા, આત્માના અણાહારી જ્ઞાન સ્વરૂપનો અનુભવ કરવાથી સમતા સુખનો અનુભવ થાય છે બારમી ભિક્ષુની પ્રતિમામા ઉપસર્ગ પરિષહ વખતે જેમ કરજદારનું દેવું ખલાસ થાય અને સુખ પામે તેવી રીતે આત્માના કર્મનું દેવું નાશ થતુ હોવાથી તથા આત્માની શુદ્ધિ થતી હોવાથી શુદ્ધ આત્મ તત્ત્વનો અનુભવ કરવાથી તથા કર્મ ખપાવનાર ઉપકારી જીવ સાથે અરૂપી એકત્વનો અનુભવ કરવાથી અથવા કરૂણા ભાવથી તેના પર હિતના ભાવથી આત્મિક સુખમાં એકત્વ કરવાથી, સાધુ મુનિરાજો સમતા રસનો ઉત્કૃષ્ટ આનંદ ભોગવી કેવળ જ્ઞાન પ્રાપ્ત કરે છે

ધર્માસ્તિકાયના એક પ્રદેશનું, અધર્માસ્તિકાયના એક પ્રદેશનું, આકાશાસ્તિકાયના એક પ્રદેશનું, જીવના એક પ્રદેશનું, એક પરમાણુ પુદ્ગળ અને એક સમયનુ એકત્વ સ્થાપીને તેમાં એક ચિત્ત સ્થિર થવાથી સમભાવ સ્વરૂપે સમતા રસ પ્રગટ થાય છે અરિહંત અને સિદ્ધ ભગવાનના શુદ્ધ ગુણોમાના એક પછી એક ગ્રહણ કરીને અનુભવ જ્ઞાનપૂર્વક અનુભવ સ્પર્શનમાં મૂકાય એટલે ભોગવાય તો સમતા રસ ઉત્પન્ન થાય છે સમતા રસ આત્મામાંથી સહજ આનંદ સ્વરૂપે ઉત્પન્ન થાય છે તેનુ નિમિત્ત આત્મા અને આત્માના ગુણો છે તે શ્રુતજ્ઞાનથી શિખાય છે

જેને સમતા રસની આરાધના કરવી હોય તેને માટે સમતા રસના પર્યાયો તથા સહચારી શબ્દો અને વાક્યો જે શ્રુત જ્ઞાનના સાર રૂપે છે તેમાંના થોડા ઘણા અત્રે બતાવવામાં આવ્યા છે તે અનુભવ જ્ઞાનમાં મૂકવાથી સમતા રસનુ સુખ આપી શકે છે

શાંતરસ અમૃતરસ, રસાધિરાજ, ઉપશમરસ, સમાધિ, સ્વરસ, અનુભવગમ્ય આનંદ, પ્રત્યક્ષ અને પરોક્ષ આત્મિક સુખ, મોક્ષના સુખની વાનકી તે સમરસ. મોક્ષના સુખનુ સાધન અને સાધ્ય, અનુપમ સુખમય આત્મરસ, વીતરાગ ભાવ, શુદ્ધ શુભ અધ્યવસાયમાં વ સવવા, શુદ્ધ આત્મિક દશામાં રમણતા, એક સરખુ મન, પરસ્પર વિરોધ

સૂચક દ્વિસ યોગોમા એક સરખી-મતિ નિઃસંગ દશાનો અનુભવ, અલૌકિક આત્મ સતોષ, નિજ સ્વરૂપમા સ્વસ્થતા, સ્થિરતા, લીનતા, તન્મયતા, એકાકારપણું, એકત્વ, નિર્મળ ચિત્ત, નિર્મમત્વ, નિઃસ્પૃહ દશા, પરમાત્મ ભાવ, અનત ક્ષમાભાવ, જીવન મુકત અવસ્થા, નિઃશલ્ય દશા, કોમળ સ્વરૂપ આત્મા, સંવર સ્વરૂપ આત્મા, સામાયિક સ્વરૂપ આત્મા, સમકિત સ્વરૂપ આત્મા, આત્માનદ, આત્મરસ, આત્મ દષ્ટિ. સમરસી ભાવ, અસંમોહ, અક્ષોભ, નિરાકુળતા, નિર્વિકલ્પ અભેદ સ્વરૂપ, નિષ્ક્રિય દશા, નિરૂપાધિક દશા, સ્વ-સ્વરૂપમાં ગુપ્તપણું, અનેન્દ્રિય આત્મસુખ, નિર્ભયતા, અશોક, અખેદ, અવેદી સ્વરૂપ, નિર્વાસના, દુ.ખ પર અદ્વેષ, શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ અને આકારમાં સમભાવ, સ્વનિંદામાં સ્થિતિ સ્થાપક મન, પરનિંદામા ખેદ, સ્વપ્રશંસામાં વિરકતપણું, પરગુણ પ્રશસામા આનદ, સ્વપરનું ભેદ જ્ઞાન, પરનો ત્યાગ અને સ્વસ્વરૂપમા લીનતા, અહમત્વ-મમત્વનો અભાવ, રોગાદિ શરીર ભાવની ઉપેક્ષા, તટસ્થ બુદ્ધિ અને સ્વરૂપ સ્થિરતા, પર્યાયોમા તત્ત્વ રૂચિ.

આ બધા શબ્દોનો અર્થ સમજીને યાદ રાખીને વારંવાર અનુભવ કરવાથી સસ્કાર પડે છે, તે કોઇ કાળે યોગ્ય વખતે બહુ લાભકારી નીવડે તેમ છે અને યોગ્ય વખતે જો અનુભવ થાય તો સસારનો પાર પમાય પાંચ મહાવ્રતધારી મહાત્માઓએ જે ધ્યેયથી સસાર ત્યાગ કર્યા છે તે ધ્યેયને પહોચવા માટે સમતા રસનો અનુભવ એક ઉત્કૃષ્ટ સાધન છે જે કેળવ્યા પછી **દરેક આવશ્યક ક્રિયામાં શબ્દે શબ્દે આત્મિક સુખનો અનુભવ થાય તો** મોક્ષ નજદિક જ છે સર્વે જીવો સમતા રસમા લીન થાઓ તથાસ્તુ



# આત્મ નિરીક્ષણ



૧ હું આત્માનો અનુભવ કરૂં છું કે પુદ્ગલિક વસ્તુઓનો અનુભવ કરૂં છું? કેટલો વખત હું સ્વસમય (જ્ઞાન-દર્શન-ચારિત્ર-વીર્ય) માં રહું છું અને કેટલો વખત પરસમય (આત્માથી અન્ય દ્રવ્યો) માં રહું છું?

૨ ઇંદ્રિયોના વિષય રૂપ, પુદ્ગલિક વસ્તુઓના શબ્દ-રૂપ ગંધ-રસ-સ્પર્શ-આકારોમાં મને સુખ લાગે છે કે નિજ આત્મદ્રવ્યના અબાધક અરૂપી જ્ઞાનાદિ ગુણમય, શાંત રસમય ચૈતન્ય સ્વરૂપના અનુભવ સ્પર્શનમાં આનંદ આવે છે?

૩. સિદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવાની મારી ભાવના છે? તે ભાવના મેં કેટલે દરજ્જે અનુભવમાં ઉતારી?

૪ મારૂં ધ્યેય કેટલે દરજ્જે સ્પષ્ટ, ચોક્કસ અને સ્થિર છે?

૫. લોકાલોકનાં સર્વ દ્રવ્યોના ત્રિકાલિક પર્યાયોનો કેટલે દરજ્જે હું તટસ્થ જ્ઞાતા-દ્રષ્ટા રહી શકું છું?

૬ દેવ અને મનુષ્ય સબંધી ભોગોમાં મારી ઉદાસીન વૃત્તિ છે?

૭. મને મારા શુદ્ધ સ્વરૂપનો સિદ્ધ સ્વરૂપે અનુભવ કરવો આવડે છે? અને તેમાં હું ક્યાં સુધી પહોંચ્યો?

૮ સંસારના સુખ-દુઃખમાં સમભાવ રાખતા મને આવડે છે?

૯ પાપીઓ પ્રત્યે હિત બુદ્ધિ, કરૂણતા અને માધ્યસ્થ દ્રષ્ટિ રાખતાં મને આવડે છે?

૧૦ મારા વ્યવહાર, વર્તન સમતા, વૃત્તિ, ઇંદ્રિયવિષયમાં અગૃદ્ધિ, કષ્ટમાં મનની સ્થિરતા, નીતિ, સત્યતા ઉપરથી મારી દશા અધ્યાત્મભાવ કે વૈરાગ્યની હોય એમ મને લાગે છે?

૧૧ નિંદા અને આક્રોશ વચનને મારી ક્ષમા ગુણની **કસોટી** સમજુ છુ? મને આદરસત્કાર મળે ત્યારે મદની કસોટી હું સમજું છું?

૧૨. રોગ એ અસાતાવેદનીય કર્મના ઉદયથી છે, તેમાં દુઃખ માનવું તે વિભાવ દશા છે. તેની દવા સમતા છે, એવો મને નિર્ણય થાય છે?

૧૩ ચાર ગતિમાં ભટકાવવા માટે, મોહે મારૂ અને પારકું એ બે વિભાગ પાડ્યા છે તેનું મને ભાન છે?

૧૪ મોહનીય કર્મની સર્વ પ્રકૃત્તિ મારી દુશ્મન છે અને આત્માના શુદ્ધ ગુણો જ મિત્ર છે એવો અનુભવ થાય છે?

૧૫. બાહ્ય પરિગ્રહ મેળવવામાં સ્વાર્થ છે કે આત્માની ગુણ-ઋદ્ધિ મેળવવામાં સર્વાર્થ સિદ્ધિ છે? આ વાત મને સમજાય છે?

૧૬ સૂક્ષ્મ દોષની પણ ઉપેક્ષા કરી તો ભોગ મળ્યા, આવી બન્યું, તેનો નાશ કર્યે જ છૂટકો, એવું મને ભાન છે?

૧૭ પુદ્ગળો શુભાશુભ રૂપો ધારણ કર્યા કરે છે તેમાં રાગદ્વેષ કરીને હે મન! તુ શા માટે તેવા રૂપો ધારણ કરે છે? તારે શું આત્માને પુદ્ગળો સાથે રખડાવવો છે?

૧૮ વસ્તુ કોઇનું ભલું બૂરૂં કરી શકતી નથી. તેમાં રાગ–દ્વેષથી તું બધનમાં આવે છે અને સુખદુ.ખની કલ્પના કરે છે, એટલે હે જીવ! તુ જ તારો મિત્ર કે દુશ્મન થાય છે પદાર્થોમા સમભાવ કેળવતા આવડે છે?

૧૯ મમત્વથી દુ.ખ છે અને નિર્મમત્વમા જ સુખ છે તે સમજાય છે? કામથી સ્પર્શન ઇંદ્રિયનો વિકાર થાય છે, દેખાતી સુંદર પણ પરિણામે ભયંકર મૂર્તિઓ કલ્પનામા ઉત્પન્ન થાય છે અને તે

સંબંધી ભોગમાં મન અને સ્પર્શેન્દ્રિયનો એકાકાર થવાથી ચીકણું કર્મ બંધાય છે, તેથી એક તો અશુચિનો ભોગવટો અને વળી નરકની ગતિ, તો પછી હે જીવ સ્ત્રીમાં મમત્વથી શું ફાયદો ? ગળે શિલા બાંધીને ભવસમુદ્રને ક્યાંથી તરી શકાય ? આ વસ્તુ હૃદયગમ્ય થાય છે ! સંતાન મમત્વથી સ્વપર હિત અટકે છે, શલ્ય, ચિંતા, ખેદ અને અસમાધિ થાય છે તો સંતાન મમત્વથી સુખ કે દુઃખ ! ધન મમત્વથી આત્મ સાધન ભૂલાય છે અને પરિણામે સર્પ કે ઉંદરની દુર્ગતિ મળે છે તો તે ધનની કિંમત શું છે ! દેહ મમત્વથી ચારિત્ર તપમાં પુરુષાર્થ થતો નથી. પરિસહ ઉપસર્ગનો ડર લાગે છે, તો પછી આત્મકલ્યાણ ક્યારે થશે !

૨૦ ત્રણ ભૂલની ખાતર સંસાર ભ્રમણ છે:–

(૧) સંસાર દુઃખમય છે તેમાં સુખ માનવું તે પહેલી ભૂલ.

(૨) ધન અને સ્ત્રીને સુખના સાધન માનવા તે બીજી ભૂલ.

(૩) સુખના સાધનના ભ્રમમાં ઇંદ્રિય વિષયમાં સુખ માનવું તે ત્રીજી ભૂલ. આ ત્રણ ભૂલ સમજાય છે ?

૨૧ સર્વે જીવો, વસ્તુઓ, સંયોગો, સુખ, દુઃખ, સંસારી ભાવોપ્રત્યે. સ્થિતિ, જન્મ, મરણ, પરિષહ, ઉપસર્ગ ઇંદ્રિય વિષય, સુખ દુઃખના સાધનો વગેરે સર્વ બાબતોમાં રાગદ્વેષનો અભાવ, મધ્યસ્થ દષ્ટિ ઔદાસીન્યવૃત્તિ અને સમતા વગેરે યથાયોગ્ય ભાવ કેળવતાં આવડે છે !

આત્મ નિરીક્ષણ પ્રબળ થાય તો આત્મ તત્ત્વ ગવેષણા થાય અને સ્વપરનું ભાન થાય. સ્વવસ્તુનો વારંવાર વિચાર થાય તો સ્વરૂપ સમજાય અને અનુભવ જ્ઞાન થાય. આત્મ નિરીક્ષણ એ મોક્ષનો હેતુ છે જેવી ભાવના તેવી સિદ્ધિ થાય છે, માટે મુમુક્ષુ જીવોએ આત્મ નિરીક્ષણના સંસ્કારો પાડવા. સર્વ જીવો આત્મ નિરીક્ષણમાં લીન થાઓ. તથાસ્તુ.

❁

# પ્રશ્નોત્તર જ્ઞાનમાળા.

*

**૧. પ્રશ્ન જ્ઞાન એટલે શુ ?**

ઉત્તર જ્ઞાન = વ્યવહારથી નવતત્ત્વનું જાણપણું, નિશ્ચયથી સ્વાનુભૂતિ, સ્વભાવનો અનુભવ નય, નિક્ષેપ, પ્રમાણ, દ્રવ્ય–ક્ષેત્ર–કાળ– ભાવથી જ્ઞાન વધારે સ્પષ્ટ થતુ જાય છે

**૨. પ્ર. દર્શન એટલે શું ?**

ઉ. દર્શનના બે પ્રકાર: (૧) સામાન્ય સત્તા અવલોકન, તે દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી થાય. પ્રત્યક્ષ દર્શન તે કર્મના ક્ષયથી થાય (૨) શ્રદ્ધા = સમકિત, સમદૃષ્ટિ, શુદ્ધ પરિણતિ, આત્મ-પ્રતિતી તે ૪ અનતાનુબંધી કષાય અને ૩ દર્શનત્રિકના ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમથી થાય

**૩. પ્ર. જ્ઞાન અને અજ્ઞાનમાં શુ ફેર ?**

ઉ સમકિત સહિત હોય તે જ્ઞાન. સમકિત રહિત હોય તે દ્રવ્યજ્ઞાન અથવા અજ્ઞાન.

**૪. પ્ર. ચારિત્ર એટલે શુ ?**

ઉ **ચારિત્ર** = સવર, આત્મરમણતા, ગુણોમાં સ્થિરતા, મોહનીય કર્મની ૨૫ પ્રકૃતિનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ

**૫. પ્ર. સમકિતની ખાત્રી શું ?**

ઉ **સમકિતનો સાક્ષાત્કાર** = જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય સ્વરૂપ આત્માનો અનુભવ તે નિશ્ચય સમકિત પોતાની દૃઢ શ્રદ્ધા દેવતા પણ ન ડગાવી શકે તે વ્યવહાર સમકિત

૬ પ્ર. શ્રદ્ધાની શરૂઆત કેવી રીતે વ્યવહારથી થાય !

ઉ અરિહંત અને સિદ્ધ સિવાય કોઈ ભગવાન એટલે દેવ તત્વમા નથી. નિર્ગ્રંથ ગુરુ સિવાય કોઈધર્મ ગુરુ નથી, કેવળીનો બતાવેલો ધર્મ સિવાય કોઈ બીજો ધર્મ મોક્ષ માટે ઉપયોગી નથી એવો દઢ વિશ્વાસ, રૂચિ અને પ્રતિતી.

૭ પ્ર. મિથ્યાત્વ અને અનંતાનુબંધી કષાયને શુ સબંધ છે ?

ઉ. અનંતાનુબંધીનો ઉદય મિથ્યાત્વને ખેચે છે, આકર્ષણ કરે છે મિથ્યાત્વના ઉદયમાં અનંતાનુબંધીનો ઉદય હોય જ

૮. પ્ર સમકિતની શરૂઆત ક્યારે આવે ?

ઉ. ૭૦ કોડાકોડ સાગરની ઉત્કૃષ્ટ કર્મ સ્થિતિમાંથી ૬૯ કોડાકોડ સાગર (મિથ્યાત્વને ગુણસ્થાને રહીને ગુણ્યત્વે જૈનની ક્રમી કરીને) જેટલી કર્મ સ્થિતિ ખપે અને એક કોડાકોડ સાગર સ્થિતિ બાકી રહે ત્યાર બાદ કર્મ ખપાવતાં યથાપ્રવૃત્તિકરણ આવે એટલે હેય અને ઉપાદેયનો વિવેક થાય ત્યારે સમકિતની શરૂઆત આવે.

૯ પ્ર. મિથ્યાત્વની ગાંઠ ક્યારે તૂટે ?

ઉ. અપૂર્વકરણના શુદ્ધ અધ્યવસાયરૂપી પુરુષાર્થથી મિથ્યાત્વની ગાંઠ તૂટે, અન્યત્વ ભાવનાથી પુરુષાર્થ વધે છે અને મિથ્યાત્વનો ત્યાગ કરવામાં આવે છે

૧૦ પ્ર. સમકિત ક્યારે આવે ?

ઉ. અનિવૃત્તિ કરણથી આત્મ સ્વરૂપના અધ્યવસાયો વધતા જાય અને આત્મ સ્વરૂપમાં સ્થિરતા આવે કે તરત જ અનિવૃત્તિકરણ પૂરૂ થાય, અંતરકરણમાં પ્રવેશ થાય અને સમકિતની પ્રાપ્તિ થાય.

૧૧ પ્ર. મિથ્યાત્વ મોહનીય શુ કામ કરે છે

ઉ. મિથ્યાત્વ મોહનીયનો ઉદય, શુદ્ધદેવ-ગુરુ-ધર્મની ઓળખાણ

થવા દે નહિ, સર્વજ્ઞ પ્રણીત ધર્મમાં દ્વષ કરે, આસ્રવમાં ધર્મ માને. એકાતવાદમા ઉતરે, કર્મ બંધ અને સંસારના હેતુમાં રાચે

**૧૨. પ્ર. મિશ્ર મોહનીય શું કામ કરે છે ?**

ઉ સર્વ ધર્મ સરખા માને, શુદ્ધ અને અશુદ્ધ ધર્મ પારખવાની બુદ્ધિ પર આવરણ કરે, ક્ષયોપશમ સમક્તિને ઢાંકે

**૧૩. પ્ર. સમકિત મોહનીય શું કામ કરે છે ?**

ઉ સમક્તિ મોહનીયનો ઉદય શુદ્ધ આત્મતત્ત્વનો અનુભવ થવા દીએ નહિ, ક્ષોભ, શકા, કખા વગેરે દોષો ઉત્પન્ન કરી મલિનતા વધારે, મમત્વથી ભ્રમણા ઉત્પન્ન કરે કે શાતિનાથનો જપ કરવાથી રોગ મટશે પણ કર્મનું સ્વરૂપ દેખે નહિ, ક્ષાયિક સમક્તિ આવવા દીએ નહિ સમક્તિ મોહનીયનો તીવ્ર ઉદય થાય તો સાસ્વાદન સમક્તિમાં જઈ પછી સમક્તિથી ભ્રષ્ટ થાય સમક્તિ મોહનીય, ક્ષયોપશમ સમક્તિ-વાળાને સત્તામા રહે તેથી દોષ ઉત્પન્ન ન કરે પણ ઉદય થાય ત્યારે દોષ ઉત્પન્ન કરે, તેના ત્રણ ભેદ – ૧ ચલ = ક્ષોભ, ૨ મળ = દોષમા જવું ૩ અગાઢ = શ્રદ્ધામાં ઢીલા પણુ

**૧૪. પ્ર. સમકિતથી શું લાભ છે ?**

ઉ ક્ષયોપશમ સમકિતવાળો જઘન્ય ત્રણ અને ઉત્કૃષ્ટ પદર ભવમા અને ૬૬ સાગરની આસપાસ મોક્ષ જાય, પડે અને ઉત્કૃષ્ટ રખડે તો અર્ધ પુદ્ગળ પરાવર્તનની અંદર સમકિત ચારિત્ર પામી મોક્ષ જાય ક્ષાયિક સમકિતવાળો તે જ ભવે મોક્ષ જાય અને તે પામવા પહેલા આયુષ્ય બાધ્યુ હોય તો ત્રીજો ભવ ઉલ્લઘે નહિ બીજુ પૂર્વે ભવ બધ પડયો ન હોય તો સમકિતી મનુષ્ય અને તિર્યંચ, દેવનું આયુષ્ય બાધે અને નારકી અને દેવતા, મનુષ્યનું આયુષ્ય બાધે ત્રીજો લાભ એ છે કે કર્મનો સ્થિતિબધ એક ક્રોડા ક્રોડ સાગરની અંદર થાય, પુણ્ય પ્રકૃત્તિનો રસબધ બાધી સર્વાર્થસિદ્ધ વિમાન સુધી જઈ શકે, પાપ પ્રકૃત્તિનો રસ બધ મદ બાધે, કેટલાકનો એવો મત છે કે સમકિતી પડવાઈ થઈ મિથ્યાત્વમા પણ એક ક્રોડાક્રોડ સાગર ઉપરાંતનો

સ્થિતિ બંધ ન પાડે તે પણ સંભવ છે તત્ત્વ કેવળી ગમ્ય, કારણકે સમકિત પામી પરવાઈ થયા પછી મહામોહનીય કર્મ બંધના ત્રીસ સ્થાન સેવે કે નહિ! તે પ્રશ્ન રહે છે.

**૧૫. પ્ર. ક્ષાયિક સમકિત કયે ગુણસ્થાને આવે ?**

ઉ. ક્ષાયિક સમકિત ગુણસ્થાન ૪ થી ૮ સુધીમાં આવે અને ત્યાં સુધી ન આવ્યું હોય તો ક્ષપક શ્રેણિની તૈયારી કરનારને આઠમે ગુણસ્થાને જરૂર આવે.

**૧૬ પ્ર. ક્ષયોપશમ સમકિત કયા ગુણસ્થાન સુધી હોય ?**

ઉ. ક્ષયોપશમ સમકિત ગુણસ્થાન ૪ થી ૭ સુધી રહે, પછી ચડે તો વેદક સમકિત પામી ક્ષાયિક સમકિત પામે, ઉપશમ શ્રેણિમાં જાય તો ઉપશમ સમકિત પામે. પડે તો સાસ્વાદન પામી ને મિથ્યાત્વમાં જાય.

**૧૭ પ્ર. ઉપશમ શ્રેણિવાળાને ક્ષાયક સમકિત હોય કે નહિ ?**

ઉ. ઉપશમ શ્રેણિ પામવાવાળો પહેલાં ક્ષાયિક સમકિત પામ્યો હોય તો તે જ સમકિત કાયમ રહે છે

**૧૮ પ્ર. ક્ષયોપશમ સમકિતવાળો કેવી રીતે પડે ?**

ઉ. સત્તામાં રહેલ મિથ્યાત્વના દળીયા ઉદય આવે તેથી શંકા, કંખા, વિચિકિત્સા સેવે, પરપાખંડની પ્રશંસા કરે મિથ્યાત્વનો પરિચય કરે અને પોતાના દોષો શોધીને તત્ત્વજ્ઞાનથી તેનો ઇલાજ ન કરે તો સમકિતથી ભ્રષ્ટ થાય.

**૧૯ પ્ર સમકિતને ચારિત્રનો શું સંબંધ ?**

ઉ. સમકિત માર્ગદર્શક છે જ્ઞાનની સાથે સહચારી રહીને વ્યવહાર અને નિશ્ચયના માર્ગનો નિર્ણય કરે છે, ચારિત્ર તે માર્ગે વધુ પ્રયાણ કરે છે એટલે પાલન કરે છે

**૨૦ પ્ર. ક્ષાયિક સમકિત કેવી રીતે આવે ?**

ઉ. અનંતાનુબંધી કષાય ઉદયમાં આવે તો ક્ષય કરતો જાય,

મનમા કોઇ પ્રત્યે ડખ રહે નહિ, પોતે નિરીક્ષણુ કરે કે મારે કોઇ પ્રત્યે ડંખ છે? લાગે તો, એવો વિચાર કરે કે તે મારા કર્મના ઉદયથી તેવું થયું તે તો નિમિત્તમાત્ર હતો, મને કર્મ ખપાવવાનો વખત મળ્યો હતો છતા મે પુરુષાર્થ વાપર્યો નહિ, એવા વિચારમાથી સર્વ ડંખોને શોધી શોધીને મૂળમાથી ઉખેડતો જાય, ઇંદ્રિયોના વિષયોમાં બહુ આસકત ન થાય, દોષને દોષ માનીને તેનો નાશ કરવાની ભાવના વધતી જાય લૌકિક, લોકોત્તર કે કુપ્રાવચનવાળા કોઇ પણુ મિથ્યાત્વને સેવે નહિ કે તે પ્રત્યે જરા પણુ રૂચી રાખે નહિ, દેવતાનો ડગાળ્યો ડગે નહિ, **આત્માના અનુભવમાં પ્રવૃત્તિ** રાખ્યા કરે તો ક્ષાયિક સમકિત પામે

**૨૧. પ્ર અગિયારમે ગુણુસ્થાને કોઇ મરે ?**

ઉ અગિયારમે ગુણુસ્થાને આયુષ્ય બાધે નહિ અને પૂર્વે બાંધ્યું હોય તો મરીને સર્વાર્થસિદ્ધ વિમાનમાં જાય

**૨૨. પ્ર અગિયારમે ગુણુસ્થાનેથી કેવી રીતે પડે ?**

ઉ. મદ પુરુષાર્થના કારણે આગળ વધે નહિ, કારણુકે ઉત્કૃષ્ટ પુરુષાર્થથી શ્રેણિમાં પ્રવેશ થએલ ન હોય, અને અગિયારમા ગુણુસ્થાનની અંતર્મુહૂર્તની સ્થિતિ પૂરી થાય એટલે ૧૦મામાં આવે ત્યાં સૂક્ષ્મ લોભનો ઉદય થાય, પછી પડતો જાય

**૨૩. પ્ર. ભવ્ય જીવ મોક્ષ મેળવી જ શકે તેની ખાત્રી થાય, એવી કોઇ વાત છે ?**

ઉ કર્મની આવક કરતાં જાવક વધ્યા કરે, પુરુષાર્થ વધતો જાય અને વચમા ખાડો ન પડે તો એક વખત એવો આવે કે ક્ષપકશ્રેણિ આવે

**૨૪. પ્ર. સમકિત કયા ભવમાં આવે.**

ઉ. પ્રથમ પ્રાપ્તિ મનુષ્ય ભવમા થાય, પડવાઇને કોઇ પણુ સંજ્ઞીની ગતિમા આવે પ્રથમ ઉપશમ સમકિત આવવાનો વધારે સંભવ છે. ક્ષયોપશમ પણુ આવે એમ કેટલાક આચાર્ય માને છે તત્ત્વ કેવળીગમ્ય.

૨૫. પ્ર. ક્ષાયિક સમકિત ક્યા ભવમાં આવે?

ઉ. ક્ષાયિક સમકિત મનુષ્ય ભવમાંજ પ્રાપ્ત થાય. જ્યાં તીર્થંકર અને કેવળી ભગવાન બિરાજે છે ત્યાં મુમુક્ષુ ભવ્ય જે જલદી મોક્ષ જવાની ભાવનામાં છે તેને મિથ્યાત્વનો સર્વથા નાશ કરવામાં વાર લાગતી નથી કારણકે કેવળીના ગુણોમાં તેમને ઉત્કૃષ્ટ પ્રમોદ ભાવ થાય છે

૨૬ પ્ર. પ્રથમ સમકિત પામીને કોઇ મનુષ્ય તે જ ભવમાં મોક્ષ જાય?

ઉ સંભવ છે

૨૭ પ્ર. કોઇ મનુષ્ય મિથ્યાત્વી હોય અને ઉત્કૃષ્ટ કરણી કરતો હોય તે મોક્ષ જાય કે નહિ?

ઉ મિથ્યાત્વીને જીવ અજીવનું જાણપણું ન હોવાથી અથવા દ્રવ્ય જ્ઞાન હોવા છતાં તેમાં શ્રદ્ધા ન હોવાથી તે અહિંસા ભાવની આત્મ ભાવે પરિણતિ કરી શકતો નથી તેમ જ દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ શુદ્ધ તત્ત્વોનો અજાણ હોવાથી તથા ભાવોમાં આત્મભાવે પરિણતી કરી શકતો નથી, વળી મિથ્યાત્વ સહચારીણી અનંતાનુબંધી ચોક સત્તામાં રહેલ હોવાથી મિથ્યાત્વ ભાવની તીવ્રતા ક્રમે એટલે અનંતાનુબંધી ઉદયમાં આવ્યા વગર રહેતો નથી. સૂયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના બીજા અધ્યયનમાં જણાવ્યું છે કે ૩૬૩ મતવાળાને નિર્વાણ (મોક્ષ) ન થાય.

૨૯ પ્ર. અન્ય લિંગે સિદ્ધ કેવી રીતે થાય?

ઉ અન્ય લિંગે સિદ્ધ થાય પણ અન્યદર્શને સિદ્ધ ન થાય. લિંગ બાહ્ય વેષ છે, દર્શન અભ્યંતર પરિણામ છે. કોઇ વિનય અને સરળતાવાળો તાપસ માસમાસના ઉપવાસ સાથે ઉનાળામાં મધ્યાહ્ન સમયે તડકે ઉભા રહી સૂર્ય તરફ દૃષ્ટિ કરી, હાથ ઉંચા કરી આતાપના લીએ, તેને વિભંગ જ્ઞાન ઉપજે તેથી જૈન ધર્મના સાધુઓને નિરખી નિષ્પરિગ્રહી દેખે, પોતાની ભૂલ સમજી સુધારે, દોષો માટે

પશ્ચાત્તાપ કરે અને ગુણોની આરાધના કરે એટલે સમકિત પામે ત્યારે વિભગ જ્ઞાન અવધિજ્ઞાનમા પરિણમી જાય, ત્યારબાદ પરિણામની શુદ્ધિ વધતી જાય એટલે ગુણસ્થાન ૪ માંથી ૭ મે જાય, ક્ષપક શ્રેણીમાં આવે ગુ૦ ૮, ૯, ૧૦ અને ૧૨ પામીને પછી કેવળી થાય, આયુષ્ય વધારે ન હોય તો ગુ૦ ૧૪ પામે સિદ્ધ થાય વધારે આયુષ્ય હોય તો સાધુનો વેષ ધારણ કરે તે પહેલા કોઇને ઉપદેશ આપે નહિ કારણ કે લોકોમા ખોટી ભ્રમણા ઉપજે કે અન્ય દર્શનવાળા સર્વજ્ઞ થાય છે કેવળી ભગવાન પણ શુદ્ધ વ્યવહારમા આચ આવવા દીએ નહિ.

**૨૯. પ્ર અતો ક્રોડાક્રોડ અને અર્ધ પુદ્ગલ પરાવર્તનને શુ સબધ છે?**

ઉ જેનો સસાર અર્ધ પુદ્ગળ પરાવર્તનથી વધારે ન હોય તે જ અંતો ક્રોડાક્રોડની અદર આવીને સમકિત પામી શકે જેનો સસાર વધારે છે તે અતો ક્રોડાક્રોડીની અદર નથી આવતો પણ તેની હદ સુધી આવી (તે હદની બહાર રહીને) પાછો ફરે છે અને કર્મનો સ્થિતિબધ વધારે છે

**૩૦ પ્ર અતો ક્રોડા ક્રોડી સુધી આવી પાછા ફરવાનું શું કારણ છે?**

ઉ ભવ્ય જીવ હોય તો પ્રમાદ આવવાથી ઇંદ્રિયોના વિષયો તરફ ખેચાઇને સસારમાં પડી જાય છે, પ્રમાદના કારણે થાક આવે છે એટલે વધારે પુરુષાર્થ કરી શકતો નથી, જૈન ધર્મની શ્રેષ્ટતાનુ મહત્વ તેના મગજમા ઉતરતુ નથી, તેથી ખરી શ્રદ્ધા આવતી નથી તેથી ખરો પુરુષાર્થ થતો નથી એટલે પાછો પડે છે, અભવ્યનો તો સ્વભાવ જ એવો છે કે તેને સત્તામા સમક્તિ નથી તો પ્રગટ ક્યાથી થાય? એટલે પાછો જ પડે

**૩૧ પ્ર જૈન ધર્મની શ્રેષ્ઠતા કેવી રીતે છે?**

ઉ જૈન ધર્મ સર્વજ્ઞ પ્રણીત હોવાથી સપૂર્ણ અને શુદ્ધ છે, સર્વજ્ઞ હોય તે વીતરાગ જ હોય, તેથી અસત્યપણાના અશ જ હોય

નહિ. સર્વજ્ઞપણાને કારણે રૂપી, અરૂપી, જીવ, અજીવ, સર્વ દ્રવ્યો, ગુણો અને પર્યાયોનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ રીતે નિરૂપણ કરવામાં આવ્યુ છે જૈન ધર્મમા અરિહંત અને સિદ્ધ જ ભગવાન છે તેમનું પરાધીનપણુ નથી પણ તેમના ગુણોનું અવલંબન લઇને પોતાના જ પુરુષાર્થથી મોક્ષ મેળવવાનું છે વળી મોક્ષમાંથી પાછો અવતાર લેવો પડતો નથી એટલે ધર્મની કરણી નિષ્ફળ જતી નથી. ત્યારે જૈનેતર કરણી નિષ્ફળ જાય છે કારણકે સ્વર્ગ જ તેમનું મોક્ષ છે કે જ્યાંથી ફરી અવતાર લેવો પડે છે

જૈન ધર્મમા ઝનુન નથી પણ પરમત સહિષ્ણુતા છે એટલે ધર્મને નામે તેઓને લડવાની જરૂર નથી પણ ગમે તેવા પાખંડ, ઝનુની કે પાપી સામે શાંતિ રાખી શકે છે

જૈન ધર્મમાં ધર્મને નામે કોઈ પણ બારીકમા બારીક જીવની હિંસા કરવાની નથી તેથી જૈન ધર્મ સર્વ જીવોને વરદાન સમાન અભયદાન દેનારો છે.

જૈન શાસ્ત્રોમાં દરેક નયને અપેક્ષાપૂર્વક ગ્રહણ કરી ન્યાય આપવામા આવે છે તેથી સ્યાદ્વાદના અનેકાંતવાદથી ઉત્પન્ન થતા ક્લેશોને શાંત કરવામાં આવે છે

વળી જીવ અજીવના સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભેદો બતાવેલા છે તેથી જીવને અજીવમાંથી તારવીને તેમનું રક્ષણ કરી શકાય છે અને જીવનું શુદ્ધ સ્વરૂપ જાણીને અશુદ્ધ સ્વરૂપનો ત્યાગ કરીને શુદ્ધ સ્વરૂપમાં રહેવાનો અભ્યાસ કરીને સંપૂર્ણ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરી શકાય છે તેથી જૈન ધર્મ, મોક્ષની નિયમિત પદ્ધતિસર કળા છે.

જૈન ધર્મમાં પક્ષાપક્ષી નથી, ફક્ત ગુણનો જ પક્ષ છે, વ્યક્તિનો પક્ષ નથી, માટે જૈન ધર્મ શ્રેષ્ઠ છે અને એક જ છે

**૩૨. પ્ર. ઉત્તર ૩૧ પ્રમાણે એટલે બધું બધાને ક્યાંથી સમજાય? ન સમજાય તેણે શું કરવું? કે જેથી પાછા ફરવું ન પડે.**

ઉ સમજાય તેટલું ધારી રાખવું, શકિત પ્રમાણે આચરણ કરવું મોક્ષ મેળવવાની ભાવના વધારતા જવું. ન સમજાય ત્યા "તત્ત્વ કેવળી ગમ્ય" કરવું "તમેવ સચ્ચ નિશંક જ જિને હિ પવેઇયં" "નિગંથં પાવયાણું અત્થં, અય પરમત્થં, શેષં અનત્થં" આ બે સુત્રોની દૃઢ શ્રદ્ધા રાખવી કોઈની સાથે વિતંડાવાદમાં ઉતરવું નહિ. કોઈને કંઇ જાણવું હોય ને સમજાવી ન શકાય તો જાણકાર પાસે લઇ જવા

**૩૩ પ્ર એક ક્રોડાક્રોડ સાગરની અંદરની સ્થિતિવાળો કર્મબંધ કોણ પાડે?**

ઉ સમકિતી, પડીવાઇ સમકિતી. સમકિત સન્મુખ થનારો મિથ્યાત્વી, આત્મકલ્યાણની તીવ્ર ભાવનાવાળો મિથ્યાત્વી અને જેને અસંજ્ઞીપણા અને અત્યંત નિર્બળતાને લઇને કર્મની વધારે સ્થિતિ બાધવાની તાકાત નથી તે ક્રોડાક્રોડની અંદર સ્થિતિ બંધ પાડે પણ જે ધર્મભાવના રહિત છે તેની સત્તામા તો ૭૦ ક્રોડાક્રોડ સાગરની સ્થિતિ સુધીના કર્મદળ હોય

**૩૪ પ્ર ૭૦ ક્રોડાક્રોડ સાગરની સ્થિતિ કહી તે કયા કર્મની સમજવી?**

ઉ ફકત મિથ્યાત્વ મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ તેટલી છે

**૩૫ પ્ર એક જીવને આત્મપ્રદેશ કેટલા હોય?**

ઉ દરેક જીવને ઉત્કૃષ્ટ અસંખ્યાત અસંખ્યાતની સંખ્યા પ્રમાણ આત્મપ્રદેશો હોય. લોકના આકાશપ્રદેશો, ધર્માસ્તિકાયના સર્વપ્રદેશો, અધર્માસ્તિકાય સર્વપ્રદેશો પણ એક જીવના આત્મપ્રદેશો જેટલા જ છે.

**૩૬ પ્ર એક આંગળી જેટલામાં કેટલા આત્મપ્રદેશ હોય?**

ઉ. એક આંગળી જેટલા ક્ષેત્રમાં આકાશપ્રદેશોની અસંખ્યાતની શ્રેણિઓ હોય છે, એક એક શ્રેણિમા અસંખ્યાત આકાશપ્રદેશો હોય

તેને સમય સમયે એક એક અપહરવામાં આવે તો અસખ્યાત કાળચક્ર વીતી જાય.

૩૭. પ્ર. એક સમય તે કેટલો કાળ ?

ઉ. ઉત્કૃષ્ટ બળવાળો મનુષ્ય ૪૯ પાન ભેગા કરીને તેમાં તીક્ષ્ણ અણીવાળી હીસી સોય પરોવે ત્યારે એક પાનથી બીજે પાન તે સોયની અણી જાય તેટલા કાળમાં અસખ્યાત સમય વીતી જાય.

૩૮ પ્ર. અસખ્યાતાના કેટલા ભેદ ?

ઉ. નવ ભેદ મુખ્ય, પણ પેટાભેદ અસખ્ય છે

૩૯ પ્ર. જીવની અવગાહના કેટલી ?

ઉ. સકર્મી જીવની જઘન્ય અવગાહના અગુલનો અસખ્યાતમે ભાગ, ઉત્કૃષ્ટી અવગાહના ચાર ગતિના જીવની જુદી જુદી, કેવળ સમુદ્ઘાતના ચોથા સમય આશ્રી લોકવ્યાપ્ત.

૪૦ પ્ર. અવગાહનામાં ફેરફાર થવાનું કારણ શું ?

ઉ તેજસ્ કાર્મણ શરીર સાથે સકર્મી જીવના આત્મપ્રદેશોનો સકોચ અને વિકાસ.

૪૧ પ્ર. ક્ષેત્ર આશ્રી સકોચ અને વિકાસ કેવી રીતે થાય ?

ઉ. થોડી જગ્યામાં રહેવા માટે જીવના પ્રદેશો પરસ્પર માંહોમાંહે મળીને અબાધપણે રહે તેમજ પુદ્ગળ સબંધીની અત્યત સૂક્ષ્મ પરિણતિ થાય તેમજ અબાધપણે માંહોમાંહે મળીને રહે, મનોયોગની શુદ્ધિ અને સૂક્ષ્મ કલ્પનાથી જ આવી ઝીણી બાબતનો ખ્યાલ આવે.

૪૨. પ્ર. સિદ્ધના જીવોમાં સકોચ વિકાસ થાય

ઉ. તેજસ કાર્મણ શરીરને અભાવે સકોચ વિકાસ ન થાય.

૪૩. પ્ર. સિદ્ધ ભગવાનના આત્મપ્રદેશો કેવી રીતે રહે છે ?

ઉ. દરેક સિદ્ધ ભગવાનને ઉત્કૃષ્ટ અસખ્યાત અસખ્યાત આત્મ-

પ્રદેશો હોય છે તે સર્વે ચરમ શરીરના ૨/૩ ભાગ જેટલી અવગાહનામાં, સિદ્ધક્ષેત્રમાં, માંહોમાંહે પરસ્પર મળીને અવ્યાબાધપણે રહી શકે છે વળી એક સિદ્ધ ત્યાં અનંતસિદ્ધ છે તે સર્વે અવ્યાબાધપણે અવગાહીને રહે છે

**૪૪ પ્ર કાળ.અનંત છે, જીવો મોક્ષમાં જતા જ હોય છે, ત્યાંથી કોઇ પાછા આવતા નથી તો પછી કોઈ કાળે સંસારનો અંત કેમ આવતો નથી ?**

ઉ અનતના આઠ ભેદ છે તેમાં છેલ્લી આઠમી રાશીનું નામ મધ્યમ અનત અનત છે, તે અક્ષીણુ રાશી છે એટલે તેનો કદી અંત આવે જ નહિ, વળી તે રાશીમાં પણુ અનંત ભેદ છે એટલે મધ્યમ અનત અનંતના પણુ અનંતા ભેદ છે તેમાંથી કોઇ પણુ એક ભેદનો અંત આવે જ નહિ સિદ્ધના જીવો, .સર્વ સસારી જીવો. આકાશ પ્રદેશો, ત્રણુ કાળના સમય, પુદ્ગળો આ સર્વ મધ્યમ અનંત અનંત રાશિના છે

**૪૫ પ્ર અવધિ જ્ઞાન સાથે લઇને તીર્થંકર સિવાય કોઈ બીજુ આવે કે કેમ ?**

ઉ અવધિજ્ઞાનની ઉત્કૃષ્ટ સ્થિતિ ૬૬ સાગરની છે તે જોતાં તીર્થંકર સિવાય બીજો જીવ પણુ અવધિ જ્ઞાન સાથે લઈ ને આવે

**૪૬ પ્ર સ્રીવેદમાં ટલાં જ્ઞાન ?**

ઉ સ્રીવેદમાં પહેલાં ચાર જ્ઞાન કહ્યાં છે, તેમાં શ્રુતજ્ઞાનમાં ૧૧ અગ સુધી ભણુવાનો અધિકાર ચાલ્યો છે, સ્રીને ૧૪ પૂર્વગત જ્ઞાન ન હોય

**૪૭ પ્ર. સ્રીને કેટલાં ચારિત્ર લાભે ?**

ઉ સ્રીલિંગે પરિહાર વિશુદ્ધ ચારિત્ર સિવાય બીજાં બધાં ચારિત્ર લાભે

**૪૮ પ્ર ૧૪ પૂર્વીને કેટલાં જ્ઞાન હોય ?**

ઉ. ચઉદ પૂર્વીને નિયમા પહેલા ચાર જ્ઞાન હોય

**૪૯ પ્ર. ચઉદ પૂર્વી કેવી રીતે પડવાઈ થઇને નરક નિગોદમાં જાય ?**

ઉ. ચઉદ પૂર્વી ને ઋજુમતિ મનઃપર્યવ જ્ઞાનવાળો હોય તો જ તે પડવાઇ થાય. તેને એવી મહત્વની શંકા થાય કે જેનો ખુલાસો દૃષ્ટિવાદમાં જ હોય અને પોતે ખુલાસો કોઇ રીતે મેળવી શકે નહિ તેવી પરિસ્થિતિ ઉત્પન્ન થાય. ક્ષયોપશમ સમકિત હોય, તેમાં સમકિતના તીવ્ર દુષણો ઉદય થાય, ત્યાર બાદ કરેલી કરણીનો અનાદર કરે, તીવ્ર અનંતાનુબંધી ક્ષાય અને મિથ્યાત્વનો ઉદય થાય, કરેલી કરણી નિષ્ફળ માને, અશુભ લેશ્યા આવે, પ્રસન્નચંદ્ર રાજર્ષિના એક વખતના અધ્યવસાય જેવા કોઇ અશુભ વિચાર આવે કે કુંડરીક મુનિ પડીવાઇ થયા તેના જેવા ભાવ આવે, તે વખતે નરક નિગોદનો બંધ પડી જાય તો અશુભ લેશ્યામાં કાળ કરી નરક નિગોદમાં જવા સંભવ છે. તત્ત્વ કેવળી ગમ્ય.

**૫૦ પ્ર. ભવિષ્યકાળના ભાવ કેવળી જાણે ખરા પણ કેવી રીતે દેખે ?**

ઉ. લોકમાં રહેલા પરમાણુઓ જેજે ભાવે પરિણમવાના હોય તે તે ભાવ દેખી શકે છે એ જ કેવળજ્ઞાન અને દર્શનની ખુબી છે

**૫૧ પ્ર. શ્રી મલ્લિનાથજીના જીવે કેવી રીતે સ્ત્રીવેદ અને સર્વાર્થસિદ્ધનું આયુષ્ય બાંધ્યુ ?**

ઉ. સાધુ સર્વાર્થસિદ્ધનું આયુષ્ય બાંધ્યા પછી કપટ સેવે અને પ્રાયશ્ચિત્ત ન લીએ તો મિથ્યાત્વ સ્પર્શીને સ્ત્રીવેદના દળીયાં મેળવે પછી પાછા સમકિત ભાવમા રહે ત્યાર બાદ કાળ કરીને મહાવિમાને જાય ત્યાં સ્ત્રીવેદના દળીયાં બાંધેલા તેનો અબાધા કાળ પુરો થાય એટલે પ્રદેશ ઉદયથી સ્ત્રીવેદકર્મ ભોગવતા તે જ કર્મના બળે સ્ત્રીવેદનું આયુષ્ય બાંધીને મનુષ્ય ભવમાં સ્ત્રીપણે ઉપજે

**૫૨ પ્ર. કિલ્વીષીમાંથી નિકળ્યા મોક્ષ જાય ?**

ઉ. નહિ.

**૫૩. પ્ર. યુગલીઆ મરીને કિલ્વીષી દેવ કેવી રીતે થાય ?**

ઉ યુગલીયાના આગલા ભવે સાધુ સાધ્વીની નિંદા કરીને કિલ્વીષી કર્મ બાંધ્યુ પછી આયુષ્યના બધ વખતે ભદ્રાદિ પ્રકૃતિને લઇને યુગલીઆનો બધ પડયો હોય એટલે મરીને યુગલીયું થાય ત્યાં અબાધાકાળ પૂરો થયે કિલ્વીષી કર્મ પ્રદેશ ઉદયથી ભોગવવા માંડયું અને તેજ કિલ્વીષી કર્મના બળે આયુષ્યના બધ વખતે કિલ્વીષી દેવનુ આયુષ્ય બાધી કાળ કરી કિલ્વીષી દેવ પણે ઉપજે.

**૫૪ પ્ર મોક્ષની ઇચ્છા કરવી કે નહિ ?**

ઉ. મોક્ષની ઈચ્છામાં પુદ્‌ગળીક રાગ નથી પણ વિરકત નિરાશી ભાવની રૂચી છે તેથી મોક્ષની ઇચ્છા કરવી

**૫૫ પ્ર દરેક જીવને અક્ષરનો અનંતમો ઉઘાડો ભાગ છે તો તે શ્રુતજ્ઞાનનો કે કેવળજ્ઞાનનો ?**

ઉ. તે શ્રુત જ્ઞાનનો સમજવો, કારણકે કેવળજ્ઞાન તો કેવળજ્ઞાના વરણીયથી સર્વથા ઢંકાએલુ છે અને પ્રગટે ત્યારે સંપૂર્ણ પ્રગટે પણ અંશરૂપે ન પ્રગટે વળી અભવ્યને સતામાં કેવળજ્ઞાન નથી, જો સત્તામાં કેવળજ્ઞાન હોય તો સમકિત પણ સત્તામા હોય તો તેનું આવરણ સમકિત મોહનીય પણ હોય, ત્યારે અભવીને સમકિત મોહનીય અને મિશ્ર મોહનીય કર્મ નથી. આ અપેક્ષાથી શ્રુતજ્ઞાન પણ કેવળજ્ઞાનનો અંશ ન ગણાય કારણકે શ્રુતજ્ઞાન ક્ષયોપશમ ભાવે છે અને કેવળજ્ઞાન પ્રગટે ત્યારે સપૂર્ણપણે ક્ષાયિક ભાવે વર્તે છે, અંશરૂપે હોય નહિ.

**૫૬ પ્ર આઠ રૂચક પ્રદેશો ઉઘાડા છે કે અવરાયલા છે ?**

ઉ સૂત્રમા "સવ્વેણં સવ્વં બંધઇ" એવા શબ્દો છે સવ્વેણં =સર્વ આત્મપ્રદેશોથી સવ્વ = સર્વ કર્મ બધઇ = બાંધે છે એટલે સર્વ આત્મપ્રદેશો કર્મથી બધાએલા છે કોઈનો અપવાદ બતાવ્યો નથી જુઓ ભગવતી શતક ૮, ઉદ્દેશ ૮, આ પાઠે ઉડાવી, કલ્પીત અપેક્ષા બતાવી કેટલાક એમ માને છે કે આઠે રૂચક પ્રદેશો ઉઘાડા છે.

**૫૭ પ્ર એક આકાશ પ્રદેશ ઉપર જીવના કેટલા ભાંગા લાભે ?**

ઉ એક આકાશ પ્રદેશ ઊપર જીવ વર્જીને જીવનો દેશ, પ્રદેશ લાસે, ત્યા અનતા જીવોના દેશ પ્રદેશ હોય, વિદિશામા એક પ્રદેશની શ્રેણી છે ત્યા પણ જીવ વર્જીને જીવનો દેશ, પ્રદેશ લાસે.

૫૮ પ્ર. જીવના પ્રદેશો દેશથી અને સર્વથી ક્યારે કપે?

ઉ દેહસ્થ થઈ મારણાંતિક સમુદ્‌ઘાત તથા કેવલ સમુદ્‌ઘાતમાં આઠ રૂચક પ્રદેશ સિવાય બાકીના આત્મપ્રદેશો કપે છે અને ગતિ આશ્રી વાટે વહેતા, જીવના સર્વ આત્મપ્રદેશો કપે છે

૫૯ પ્ર આપ્ત કોણ કહેવાય ?

ઉ પરમ હિતના જે ઉપદેશક એવા સર્વજ્ઞ વીતરાગ અરિહંત ભગવાન આપ્ત કહેવાય

૬૦ પ્ર. યુગ પ્રધાન કોણ કહેવાય?

ઉ. ત્યાગી મુનિ હોય તે જ યુગપ્રધાન કહેવાય.

૬૧ પ્ર. પહેલ નાણું તઓ દયા ક્યાં લાગુ થાય છે?

ઉ. દયા કોની પાળવાની છે? ત્રસ અને સ્થાવર જીવોની અને પોતાની માટે ત્રસ અને સ્થાવર જીવોની દયા પાળવા માટે છકાયના બોલ જાણવા જોઇએ અને પોતાની દયા પાળવા માટે નવ તત્ત્વનું જાણપણું જોઇએ સવર અને નિર્જરા તત્ત્વના આચરણથી સ્વદયા પળાય છે

૬૨ પ્ર. જ્ઞાન વગર કોઇ કોઇ ચારિત્રનો નિરોધ કરે છે તેનું કેમ?

ઉ. સૂત્રમાં મુનિઓના અધિકારમાં કેટલાકે એક જ ઉપદેશ સાભળી દીક્ષા લીધી છે તેમને દેવ ગુરુ-ધર્મ એ ત્રણ શુદ્ધ તત્ત્વનું જાણપણું અને શ્રદ્ધા તો ત્યાં જ થઇ હોય કદાચ કોઇ છકાયના બોલ જાણતા હોય અથવા ત્યા જ જાણવા મળે અને દીક્ષા લઇ લીએ ત્યારબાદ જ

સૂત્રનો અભ્યાસ કરે છે. માટે કોઈએ એકાંત વિતંડાવાદમાં ઉતરીને વિરાધક થવું નહિ

**૬૩ પ્ર સમકિત વગર ચારિત્ર ન લેવું એમ કોઈ કહે છે તેનું શુ ?**

ઉ અભવી ચારિત્ર પાળી નવગ્રૈવેયક સુધી જઈ શકે છે તેને તો સમકિત હોય જ નહિ સમકિત વગર ભવિ ચારિત્ર લીએ તો અતો કોડાકોડીમા આવી જાય અને સમકિત પામી જાય ૬૯ કોડાકોડી સાગર કર્મની સ્થિતિ તો મિથ્યાત્વમાં જ રહીને ખપાવવી પડે છે. તે દ્રવ્ય ચારિત્ર વગર ખપે નહિ, માટે સમકિત વગર ચારિત્ર લેવાય છે એમ સાબિત થયું પણ સમકિતની તો આરાધના કરવી યોગ્ય છે, માટે વ્યવહાર શ્રદ્ધા .

( ૧ ) પરમથ્થ સંથવો: તેમાં નવ તત્ત્વ અને દેવાદિ ત્રણ તત્ત્વની શુદ્ધિ આવી જાય છે

( ૨ ) સુદિ ઠ્ઠ પરમથ્થ સેવણા

( ૩ ) વાવન્ન વજ્જણા

( ૪ ) કુદસણ વજ્જણા

આ ચાર શ્રદ્ધા હોય અને સમકિતના ૬૭ બોલ વ્યવહારથી પાળે તે વ્યવહારથી સાધુ અને શ્રાવક કહેવાય છદ્મસ્થનો આધાર વ્યવહાર ઉપર છે અને કેવળીનો આધાર નિશ્ચય ઉપર છે, માટે પોતાના ગજા ઉપરાત વિતડાવાદ કરવાથી બધુ ગુમાવી દેવું પડે. ક્રિયાનો નિરોધ કરનારને અક્રિયાવાદી મિથ્યાત્વી જાણવો

**૬૪ પ્ર જ્ઞાનીનો ભોગ તે નિર્જરાનો હેતુ કોને માટે છે ?**

ઉ જે સપરાય ક્રિયા રહિત છે તેને તે લાગુ થાય છે, તેના ગુણ-સ્થાન ૧૧, ૧૨, અને ૧૩ છે તેમા ૧૧, ૧૨ વાળા તો શુકલ ધ્યાનમા હોય છે અને આહારાદિ ક્રિયા ૧૩ મા ગુણસ્થાનવાળાને

હોય છે, સપરાય ક્રિયાવાળામા ૭ થી ૧૦ ગુણસ્થાનવાળા ધર્મધ્યાન કે શુક્લ ધ્યાનમા હોય છે એટલે યોગ યોગવવાના નથી અથવા તેઓનો યોગમાં ઉપયોગ હોતો નથી ગુણસ્થાન ૪ ૫, ૬ વાળા જ્યારે ધર્મધ્યાનમાં રહે છે ત્યારે નિર્જરા કરે છે જ્ઞાનને નામે અતરમાં રહેલી પ્રકૃતિના વિકારો સેવે તેને નિર્જરા થતી નથી પણ બંધ જ થાય છે જે યત્નાથી કામ કરે છે તેને પાપ કર્મનો બંધ નથી એવો પાઠ છે તે પણ સમજ્યા વગર અમે તેને લાગુ પડતો નથી, તે અપેક્ષાપૂર્વક સમજવાનો છે જેમકે અગાઉના કેટલાક સાધુ આહારને એકેન્દ્રિય જીવનાં મડદાં સમજી ચાંખ્યા વગર, ગળે ઉતારી જતા હતા તેને તે બાબત લાગુ પડે છે શરીરનું કામ કરે છે એમ કહી જેઓ દરેક જાતના યોગ યોગવી મોજમજા કરે છે, તેને તેમાનું કંઈ લાગુ પડતુ નથી મૈથુનની ક્રિયા તો રાગ વગર થઈ શકે જ નહિ તેથી તેમા તો પાપ બંધ છે જ

૬૫. પ્ર. વ્યવહાર સમકિત વગર નિશ્ચય સમકિત પામી શકાય?

ઉ. નહિ. નવતત્ત્વના જ્ઞાનમાંથી શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મનું સ્વરૂપ જાણીને તેમા શ્રદ્ધા કર્યા વગર તેમના ગુણો આત્મભાવે કેવી રીતે પરિણમે?

૬૬ પ્ર. સમકિત વગર જૈન ધર્મની ક્રિયા કરવામા શો લાભ?

ઉ. મિથ્યાત્વ ગુણસ્થાનમા રહીને વીતરાગ માર્ગની ક્રિયા કરવાથી ૬૯ કોડાકોડી સાગરની કર્મની સ્થિતિનો નાશ થાય છે અને સમકિત સન્મુખ થવાય છે માટે કોઈએ ક્રિયાનો વિરોધ કરવો નહિ.

૬૭. પ્ર. શુદ્ધ વ્યવહાર અને નિશ્ચય ભિન્ન છે કે અભિન્ન?

ઉ જે ક્રિયામા મન–વચન–કાયાની વર્ગણાઓનું આલબન લેવામાં આવે છે તે વ્યવહાર છે અને તે વખતે જે આત્મભાવ હોય છે તે નિશ્ચય છે એટલે બારમા ગુણસ્થાન સુધી વ્યવહાર અને નિશ્ચય સાથે જ હોય છે ૧૩ મે ગુણસ્થાને કેવળજ્ઞાન, કેવળદર્શન અને ક્ષાયિક સમકિત અને શુદ્ધ પારિણામિક ભાવ નિશ્ચય સ્વરૂપ છે અને ઇરીયા-

વહી ક્રિયા વ્યવહાર છે, ૧૪ મે ગુણસ્થાને ફકત નિશ્ચય ક્રિયા છે ત્યા યોગનુ આલ ખન નથી

**૬૮ પ્ર સમકિત અને ક્રિયાનું ફળ શું ?**

ઉ સમકિતથી ભવ ઘટે છે, ક્રિયાથી ગતિ સુધરે છે, ઉત્કૃષ્ટપદે મોક્ષ થાય છે

**૬૯. પ્ર સમકિત વગરની ક્રિયાથી કોઇને લાભ થયો તેવો દાખલો છે ?**

ઉ ભગવતી શતક ૩૩, ઉદ્દેશ ૯ માં વરૂણ નાગ નતુયાનો બાળ (અજ્ઞાન) મિત્ર, વરૂણની પેઠે જૈન માર્ગની કરણી (સંથારો) કરવાથી, મરીને ઉત્તમ કુળમાં મનુષ્ય થયો, ત્યાથી મરીને મહાવિદેહ ક્ષેત્રમા ફરી મનુષ્ય થઈ તે જ ભવમાં મોક્ષ જશે

**૭૦ પ્ર સામાયિક કરીને સંસારની વાતો કરવી, મન આડું-અવળુ ભમે તેના કરતાં ન કરવી તે શુ ખોટું છે ?**

ઉ સામાયિકમા જે વાતો કરતા હોય તેને સમજાવીને ધીરજથી બોધ આપવો કે સામાયિકમા સ્રી-પુરુષની, ગામની, ખાવાપીવાની, રાજ્યની વગેરે કોઈ સ સારી વાતો થાય નહિ જે એમ કહેતો હોય કે સામાયિકમા મારૂ મન આડુંઅવળુ જાય છે તેને સમજાવવું કે સામાયિકમા રહીને સામાયિક, પ્રતિક્રમણ, છકાયના બોલ, નવતત્ત્વ, સૂત્ર સિદ્ધાંતનો અભ્યાસ કરવો, અરિહ ત અને સિદ્ધ ભગવાનના ગુણોની સ્તુતિ ગાવી અને મન, વચન, કાયાના દોષો જે અજાણતાં લાગી જાય તે મિચ્છામિ દુકકડંના પશ્ચાત્તાપથી દૂર થાય છે, પણ સામાયિક કરતા અટકાવવાથી તે સ સારમાના પાપ સ્થાનક સેવવાના, તેથી સામાયિકમા અ તરાય પડવાનો દોષ લાગશે અને સામાયિકમાં જેટલુ પાપ ઓછુ થાત તેટલુ પાપ વધારવાથી સ પરાય ક્રિયા લાગશે, માટે વિવેકથી કામ લેવું

**૭૧ પ્ર કોઇ કહે કે તમારી મુહપત્તિ, રજોહરણ વગેરે દૂર કરો પછી આત્મજ્ઞાન શિખવાડું તેનું કેમ ?**

ઉ. તો એમ સમજવું કે તેની પાસે આત્મજ્ઞાન નથી કારણ કે આત્મજ્ઞાની એવું કહે નહિ. વળી તેને કોઈ નવો સંપ્રદાય ઉભો કરવો હશે તેથી યોગ્ય ઉપકરણનો ત્યાગ કરવાનું કહે છે યોગ્ય ઉપકરણનો ત્યાગ કરનાર પાખંડી પણ હોવાનો સંભવ છે શ્રી મહાવીર સ્વામીએ અંબડ સંન્યાસીને વેશ છોડાવ્યા વગર શ્રાવકનાં વ્રતો અદરાવ્યા હતા

**૭૨ પ્ર. કોઈ કહે કે આત્મા જ પોતે સામાયિક છે તો સામાયિક કરવાની શી જરૂર છે? સંસારનું કામકાજ કરતાં કરતાં અમે સામાયિકમાં જ રહીએ છીએ.**

ઉ. આત્મા જ્યારે સ્વ-ભાવ તે જ્ઞાન, દર્શન ચારિત્રના શુદ્ધ ઉપયોગમાં રહે ત્યારે સામાયિકરૂપ આત્મા કહેવાય. સંસારના સર્વ કર્મો તો આસ્રવથી ભરેલા છે અને આસ્રવમાં રક્ત આત્મા, સામાયિક કહેવાય નહિ. આત્મા જે ગુણમાં પ્રવર્તે તે ગુણમય કહેવાય, દોષમાં પ્રવર્તે ત્યારે દોષમય ગણાય. આત્માના આઠ ભેદ એવી રીતે થાય છે. જ્યારે આત્મા, જ્ઞાન અને ચારિત્રરૂપી શુદ્ધ આત્મભાવમાં પ્રવર્તે ત્યારે સામાયિક રૂપ કહેવાય, એટલે શુદ્ધ આત્મભાવથી સમતારસમાં લીન થાય ત્યારે સામાયિક-આત્મા છે ભવ્ય જીવોની આત્મસત્તામાં ગુણો છે તે કર્મોથી આવરણ પામેલા છે, કર્મનો ક્ષય થતો જાય તેમ ગુણો પ્રગટ થતા જાય, તે દોષોને દોષો રૂપી જાણીને તેનો ત્યાગ કરવામા આવે અને ગુણોનું આરાધન કરવામાં આવે તો આત્મા સામાયિક છે. આત્માના શુદ્ધ સ્વરૂપ તરફ ગમન અથવા શુદ્ધ આત્મા સામાયિક છે અઢાર પાપસ્થાન રૂપ સંસારી ભાવ સેવવાવાળો આત્મા સામાયિક નથી.

**૭૩ પ્ર. જે માણસ પોતામાં ગુણ ન હોવા છતાં, તેવા ગુણો પોતામાં છે એવો દેખાવ કરે તો શું થાય?**

ઉ. તેના ભાવોની અશુભતા અને તારતમ્યતા પ્રમાણે મહામોહનીય સુધીનાં કર્મ બાંધે.

**૭૪ પ્ર. કોઇને દીક્ષા લેતાં મન ભાંગી નાખે અથવા ચારિત્રથી ભ્રષ્ટ કરે તો શું થાય?**

ઉ જો કોઇ માણુસ દીક્ષા લેવા તૈયાર થાય તેને સમજાવીને દીક્ષાથી પાછો પાડે અથવા કોઇ સાધુને ચારિત્રથી ભ્રષ્ટ કરે તો તેવું સમજાવનાર અને ભ્રષ્ટ કરનાર મહામોહનીય કર્મ બાંધે

**૭૫ પ્ર. બંધ ક્રિયા તે શુ છે?**

ઉ દરેક ક્રિયા મુદત બાંધીને કરવી જોઇએ, તે જઘન્ય અંતમુહુર્ત છે અને ઉત્કૃષ્ટ જાવજીવની મુદત સમજવી. જેટલી મુદતના પચ્ચક્ખાણ લીધા હોય તેટલી મુદત સુધી અને જે સાવદ્ય કામના પચ્ચક્ખાણ લીધા હોય તે કામ આશ્રી અપચ્ચક્ખાણવત્તિયા ક્રિયા લાગે નહિ. જો કે મન, વચન અને કાયાના અશુભ યોગ પ્રવર્તાવવાથી પાપ કર્મ તો બંધાય જ છે. પણ જેટલા પચ્ચક્ખાણ ન લીધા હોય તે કામ ન કરવા છતાં પણ અપચ્ચક્ખાણવત્તિયા ક્રિયા લાગે છે કારણ કે—(૧) યોગ (મન, વચન, કાયાના યોગ) પ્રવર્તાવવાથી તેમ જ (૨) અપચ્ચક્ખાણથી એમ બન્ને પ્રકારે સંપરાય ક્રિયા લાગે છે, કે તેનો વિસ્તાર ૨૪ ભેદમા છે ૨૫ ક્રિયામાંથી ઇરીયાવહિ ક્રિયા બાદ કરતાં ૨૪ સંપરાય ક્રિયા છે. નારકી અને દેવતા મોઢેથી ખાતાપીતા નથી છતા તેમને ઉપવાસની ક્રિયાનો લાભ નથી

**૭૬ પ્ર ચરિત્તભઠ્ઠા સિજ્ઝંતિ, સમત્તભઠ્ઠા ન સિજ્ઝંતિનો અર્થ શું છે?**

ઉ યોગપૂર્વક ચારિત્ર છોડીને અને સમક્તિ સાથે લઇને સિદ્ધ થવાય છે આ અર્થ જ લાગુ પડે છે કારણ કે ચારિત્રથી ભ્રષ્ટ થનારને સૂત્રોમાં વિરાધક કહ્યા છે વળી આ વાકય મહાનિશીથનું છે, કેટલાક તેને ૩૨ સૂત્ર માંહેલુ માનતા નથી. હવે આ વાકયનો અર્થ ગૃહસ્થલિંગે સિદ્ધાના ભાવમા ઉતારીએ તો તેઓ દીક્ષા લીધા વગર ભાવ ચારિત્ર અને સમક્તિની ઉત્કૃષ્ટ આરાધનામાં દાખલ થવાથી મોક્ષ જાય છે, ત્યાં પણ ભાવ ચારિત્ર નિયમા છે પણ ચારિત્રની ભ્રષ્ટતા

ઉ. તો એમ સમજવું કે તેની પાસે આત્મજ્ઞાન નથી માત્ર આત્મજ્ઞાની એવું કહે નહિ. વળી તેને કોઈ નવો સંપ્રદાય ઉભો કરવો હશે તેથી યોગ્ય ઉપકરણનો ત્યાગ કરવાનું કહે છે યોગ્ય ઉપકરણનો ત્યાગ કરનાર પાખંડી પણ હોવાનો સંભવ છે શ્રી મહાવીર સ્વામીએ અંબડ સંન્યાસીને વેશ છોડાવ્યા વગર શ્રાવકનાં વ્રતો અંગીકાર કરાવ્યા હતા.

**૭૨ પ્ર. કોઈ કહે કે આત્મા જ પોતે સામાયિક છે તો સામાયિક કરવાની શી જરૂર છે? સંસારનું કામકાજ કરતાં કરતાં અમે સામાયિકમાં જ રહીએ છીએ.**

ઉ. આત્મા જ્યારે સ્વ-ભાવ તે જ્ઞાન, દર્શન ચારિત્રના શુદ્ધ ઉપયોગમાં રહે ત્યારે સામાયિકરૂપ આત્મા ગણાય. સંસારના સર્વ કર્મો તો આસ્રવથી ભરેલા છે અને આસ્રવમાં રત આત્મા, સામાયિક કહેવાય નહિ. આત્મા જે શુભમાં પ્રવર્તે તે શુભમય કહેવાય, રોષમાં પ્રવર્તે ત્યારે રોષમય ગણાય. આત્માના આઠ ભેદ એવી રીતે થાય છે. જ્યારે આત્મા, જ્ઞાન અને ચારિત્રરૂપી શુદ્ધ આત્મભાવમાં પ્રવર્તે ત્યારે સામાયિક રૂપ કહેવાય, એટલે શુદ્ધ આત્મભાવથી સમતારસમાં લીન થાય ત્યારે સામાયિક-આત્મા છે ભવ્ય જીવોની આત્મસત્તામાં ગુણો છે તે કર્મોથી આવરણ પામેલા છે, કર્મનો ઉદય થતો જાય તેમ દોષો પ્રગટ થતા જાય, તે દોષોને દોષો રૂપી જાણીને તેનો ત્યાગ કરવામાં આવે અને ગુણોનું આરાધન કરવામાં આવે તો આત્મા સામાયિક છે આત્માના શુદ્ધ સ્વરૂપ તરફ ગમન અથવા શુદ્ધ આત્મા સામાયિક છે અઢાર પાપસ્થાન રૂપ સંસારી ભાવ સેવવાવાળો આત્મા સામાયિક નથી.

**૭૩ પ્ર. જે માણસ પોતામાં ગુણ ન હોવા છતાં, તેના ગુણો પોતામાં છે એવો દેખાવ કરે તો શું થાય?**

ઉ. તેના ભાવોની અશુભતા અને તારતમ્યતા પ્રમાણે મહામોહનીય સુધીનાં કર્મ બાંધે.

છે. આ અનાદિની પરંપરા છે પણ અકર્મક હોવાથી એકાંત અરૂપી સિદ્ધને કર્મ લાગતાં નથી. જો જીવ યોગ અને કષાયમાંથી મુક્ત થાય તો નવાં કર્મ ન બંધાય અને સત્તામાં રહેલ કર્મ ખલાસ થાય એટલે જીવ સિદ્ધ થઇ જાય

**૭૯ પ્ર અભવ્યના બુઝવેલા મોક્ષ જાય કે નહિ?**

ઉ જે બોધ અભવી આપે છે તે પોતાની આત્માની સત્તાનો નથી પણ સર્વજ્ઞ વીતરાગ પરમાત્માના ઘરનો સુત્રજ્ઞાન રૂપે છે, તે શ્રુતજ્ઞાનના નિમિત્તથી ભવ્ય જીવની સત્તામા રહેલા ગુણો આકર્ષાય છે અને કર્મ આવરણના ક્ષયોપશમથી અને છેવટે ક્ષયથી પ્રગટ થાય છે, ત્યારે અભવીને ગુણો સત્તામા નથી તેથી શ્રુત જ્ઞાન તેને ફકત જાણપણા રૂપે જ રહે છે તે જાણપણાનો લાભ લઇ ભવી મોક્ષ જઇ શકે છે

દીગબરી અને કેટલાક મૂર્તિપુજક આચાર્યોનો એવો મત છે કે અભવીના બુજવ્યા મોક્ષ ન જાય તેને પૂછો કે અભવિ નવ પૂર્વનુ જ્ઞાન ભણે છે કે નહિ? આ નવ પૂર્વનું જ્ઞાન તે જિન વચનનું કે બીજુ? નવ પૂર્વમા ઉપદેશ આપવાનું જ્ઞાન હોય કે નહિ? તે ઉપદેશ શબ્દ દ્વારા અપાય છે પુસ્તક પણ શબ્દો દ્વારા વસ્તુ સ્વરૂપ બતાવે છે. તીર્થંકરો, ગણધરો અને સમકીતી આચાર્યો પણ શબ્દો દ્વારા ઉપદેશ આપે છે.

ગમે ત્યાથી શબ્દ દ્વારા મળેલો ઉપદેશ, ભવિ જીવ, અવગ્રહ-ઈહા-અર્વાત-ધારણા-ધ્યાન અને સમાધિમા મૂકીને પોતાની સત્તામા રહેલ સમકિત અને અનુભવ જ્ઞાન કેળવી શકે છે જો તેમ ન થઇ શકે તો પુસ્તકનું જ્ઞાન બધ કરવુ પડે, સમકિતી સિવાય કોઇનું સાંભળવાનું બધ થાય તેથી જ્ઞાનનો સર્વ વ્યવહાર જ અટકી પડે કારણકે એક બીજાને મિથ્યાત્વી માનીને કોઇ કોઈ પાસેથી જ્ઞાન મેળવવા દીએ નહિં અને પુસ્તકો પણ ન છપાય ખરી વસ્તુ એ છે કે જેઓ જિન વચનની ઉપેક્ષા કરીને ઉત્સુત્ર પરૂપણા કરે છે તે જ પોતે તરી શકે નહિં કે કોઇને તારી શકે નહિં અભવિ નવ પૂર્વનું જ્ઞાન

તો ન જ કહેવાય. સાધુના વેશમાં ભ્રષ્ટ ચારિત્રી માયાવી હોવાથી તેને કદી ભાવ ચારિત્ર આવે જ નહિ.

**૭૭ પ્ર. ચારિત્ર ભેદ કથા શું છે?**

ઉ. જે વચન બોલવાથી ચારિત્રની શ્રદ્ધા જાય તે ચારિત્ર-ભેદ વિકથા છે, જેમકે હાલમાં કોઈ સાધુ નથી એમ બોલવું તે ચારિત્ર-ભેદ વિકથા છે પાંચમાં આરામાં સાધુપણાની શંકા કરનાર અક્રિયાવાદી, અવ્યક્તવાદી, અધિક પ્રરૂપણા કરનાર અને આ ભવ પરભવમાં હેલણા પામનાર તથા અનંત સંસારી થાય.

**૭૮ પ્ર. અરૂપી આત્માને રૂપી કર્મ કેવી રીતે લાગે?**

ઉ. અરૂપી આત્માને રૂપી કર્મ લાગતા નથી તે બરાબર છે પણ એકાંત અરૂપી આત્મા તો સિદ્ધ ભગવાન છે, તેમને કર્મ લાગતા નથી તેથી ફરીથી એકે ભવ કરવો પડતો નથી પણ સંસારી જીવ સકર્મી છે એટલે કર્મ અને શરીરને કારણે રૂપી કહેવાય છે અને તે અનાદિ કાળથી રૂપી અગ્નિ ભમે છે ખાણમાં સોનું છે તે માટીથી મળેલુ છે તે ક્યારે માટીથી મળ્યું તે કોઈ જાણતું નથી પણ તે સોનામાંથી માટી દૂર કરી શકાય છે તે તો જાણી શકાય છે જીવની સાથે કર્મ કેવી રીતે મળે છે અને તે કર્મમાંથી કેવી રીતે છૂટ થવાય તે બધુ જ્ઞાનીઓએ બતાવ્યુ છે

જીવના પંદર પ્રકારના યોગથી લોકમા રહેલી વર્ગણાએ, કાર્મણ શરીર સાથે મળેલા આત્મપ્રદેશોને લાગે છે, રાગદ્વેષથી તે પુદ્ગળ વર્ગણાએ કર્મરૂપે પરિણમે છે અને તેજસ શરીર તે કર્મને આત્મપ્રદેશો અને કાર્મણ શરીર સાથે પચાવીને ખીરનીરની માફક મેળવે છે તે કર્મનો બંધ કહેવાય. સકર્મી જીવ અનાદિકાળથી આઠ રહીત સિવાયના ૧૩ યોગમાં પ્રવર્ત્યા કરે છે અને રાગદ્વેષ સેવ્યા કરે છે તેથી જુના કર્મ છોડવા સાથે નવાં કર્મ બાંધ્યા કરે છે.

કર્મના વિપાકના નિમિત્તથી જીવ વિભાવ દશા (અનાત્મ ભાવ)માં વર્તે છે અને વિભાવ ભાવના નિમિત્તથી નવાં કર્મ બંધાય

કેવળીના વચન સાંભળીને કોઇ અભવિને કહે કે તું કદી મોક્ષ જવાનો નથી તો તેને ધ્રાસકો ન પડે. તેની સત્તામાં સમકિત નથી તેથી તેને મોહનીય કર્મની બે પ્રકૃત્તિ-સમકિત મોહનીય અને મિશ્રમોહનીય ન હોય

**૮૪ પ્ર. અચક્ષુ દર્શન શું છે?**

ઉ. ચક્ષુ સિવાય બીજી ઇંદ્રિયોથી અથવા મનથી જે વસ્તુ જાણુવામાં આવી તેની પૂર્વ ક્રિયા રૂપે દેખવા જેવો ભાસ થાય તે. જેમકે કોઇ બૂમ મારે તેને જોયા વગર સાદ ઉપરથી ઓળખી શકીએ તે માણુસ અને સાદનો આભાસ. વાંસામા કોઇ અક્ષર લખે તેને ઓળખવા માટે દેખવા જેવો ભાસ થાય તે. દર્શનથી જ્ઞાન પહેલાં આભાસ થાય અથવા જાણ્યા પછી નિર્ણય પણ થાય છે તેથી ચક્ષુ સિવાય બીજી ઇંદ્રિયો કે નોઇંદ્રિય (મન) થી જે નિર્ણય થાય તે અચક્ષુ દર્શન.

**૮૫ પ્ર ચોથા આરામાં સાધુ ગામમાં ઉતરતા એવા દાખલા છે?**

ઉ શ્રી મહાવીરસ્વામીએ રાજગ્રહી નગરીના નાલંદા પાડામાં ચોમાસા કર્યા પોલાસપુરમાં શકડાળના હાટડામાં ઉતર્યા સાધ્વીજીને તો વસ્તીવાળા મકાનમા જ પોતાની મર્યાદા જળવાય તેવા મકાનમાં જ ઉતરી શકાય

**૮૬ પ્ર સંયમના સ્થાન કેટલાં?**

ઉ પરિણામની હાનિ વૃદ્ધિ આશ્રી સંયમના અસંખ્યાત સ્થાન છે.

**૮૭ પ્ર ચારિત્ર અને નિયઠામાં ગુણોમાં હાનિ વૃદ્ધિ હોય કે નહિ?**

ઉ ચારિત્ર પાચ છે અને નિયઠાના ૬ ભેદ છે તે છ ઠાણુ વડીયા છે તે ગુણો આશ્રી સંખ્યાત, અસખ્યાત અને અનત ગુણા હીણા અધિકા હોય

ભણે પણ તેને શ્રદ્ધા ન હોય તેમજ આત્માના શુદ્ધ ગુણોમાં આત્મ ભાવે પરિણતિ કરી શકે નહિ પણ ભવિ તો આત્મભાવ કેળવી શકે છે

હવે ભવિ શિષ્યને કેવળીની વાણી દ્વારા ખબર પડે કે તેમનો ગુરુ અભવિ છે તો પછી તેના ઉપર શ્રદ્ધા સ્હેજ નહિ તેથી તેને છોડીને કેવળી અથવા બીજા ગુરુ પાસે જાય. આવા અપવાદથી ગુરુને છોડવા પડે છે

૮૦ પ્ર. તિન્નાણં તારયાણં પદ કોનું છે?

ઉ. અરિહંતને કેવળજ્ઞાન પોતાનું જ છે, કેવળજ્ઞાનથી જાણીને વસ્તુના ભાવો ભાષાથી પ્રગટ કરે છે તેથી તેઓ જ તિન્નાણં તારયાણં કહેવાય. સાધુ જિનવાણીના વહન કરનારા છે અને જિનવાણીનો પોતે લાભ લીએ છે અને બીજાને આપે છે.

૮૧ પ્ર. અભવિ સંયમ આરાધી નવગ્રૈવેયક સુધી જઈ શકે છે તો તેના પચ્ચક્ખાણ ખરા કે દુઃપચ્ચક્ખાણ?

ઉ. અભવિ નવગ્રૈવેયક સુધી જાય છે તેનો બાહ્ય વ્યવહાર શુદ્ધ સાધુના જેવો જ હોય છે એટલે કે સર્વજ્ઞ વીતરાગ ભાષીત કરણી કરે છે તેથી વ્યવહારથી આજ્ઞામાં છે તેથી બાહ્ય વ્યવહારની અપેક્ષાએ સુપચ્ચક્ખાણવાળો અને સંયમનો આરાધક ગણાય અને તેથી જ નવથી ગ્રૈવેયક સુધી જાય પણ નિશ્ચયથી જ્ઞાનદર્શનનો આરાધક નથી તેથી સમકિતના અભાવે સકામ નિર્જરા નહિ કરનારો હોવાથી સંસારનો અંત થતો નથી, તે ચારિત્ર તો પાળી શકે છે પણ આત્મભાવ કેળવી શકતો નથી અને આત્મભાવ વગર મોક્ષ નથી

૮૨ પ્ર અભવિના ભવિ થાય?

ઉ. અભવિ અને ભવિ સ્વભાવથી જ હોય છે, પરિણામે નથી અભવિ, અભવિ જ રહે છે. ભવિ, ભવિ જ રહે છે.

૮૩ પ્ર. અભવિનો સ્વભાવ કેવો હોય?

ઉ. અભવિને એવો વિચાર ન થાય કે હું ભવિ હોઈશ કે અભવિ?

ઉ નિર્જરા તત્ત્વ પોતે પુણ્ય તત્ત્વ નથી. પણ નિર્જરાના હેતુ જે બાર પ્રકારના તપ છે તેની આરાધના કરતાં કરતાં શુદ્ધ ઉપયોગની તીવ્રતાની હાનિને લઇને જે શુભ ભાવ ઉપજે તેથી પુણ્યનો બંધ થાય છે વળી નિર્જરાથી અશુભ કર્મ વિશેષ ખપે છે અને કેટલાંક અશુભ કર્મ શુભ કર્મમા પરિણામ પામી જાય છે તેથી પણ નિર્જરા કરતાં, આડકતરી રીતે પુણ્ય થાય

સર્વથા એકાંત નિર્જરા તો ૧૪ મે ગુણસ્થાને છે, ગુણસ્થાન ૧૧, ૧૨ અને ૧૩ મા પુણ્યનો હેતુ નથી પણ શાતાવેદનીય કર્મનો રૂક્ષ બંધ થાય છે, તે પુણ્યબંધ એક જ સમયનો છે

ક્ષપક શ્રેણીના ગુણસ્થાન આઠથી ૧૦ સુધીમા હેતુ તો ફક્ત નિર્જરાનો જ છે પણ કોઇ કોઈ પુણ્ય પ્રકૃતિનો બધ થાય છે ૭ મે ગુણસ્થાને પણ નિર્જરાનો હેતુ છે છતાં શુદ્ધ ઉપયોગની મદતાથી પુણ્ય પ્રકૃતિઓનો બંધ થાય છે."

**૯૪ પ્ર સુપાત્ર દાનથી શુ ફળ થાય?**

ઉ સુપાત્ર દાન નિર્જરાનો હેતુ છે, તેથી અશુભ કર્મની નિર્જરા થાય છે તેમજ અશુભ કર્મ શુભમા પરિણમે છે, સાથે સાથે શુભ ભાવથી પુણ્ય બંધ થાય છે સુપાત્ર દાન તે ધર્મ દાન છે તેથી વૈયાવચ્ચ, વિનય, ધર્મધ્યાન વગેરે તપ થાય છે સમકિતીને એકાંત નિર્જરાનો હેતુ છે તેમા પુણ્ય ફળની ઇચ્છા ન હોય. મિથ્યાત્વી સુપાત્ર દાન આપે તો પુણ્ય થાય

**૯૫ પ્ર મિથ્યાત્વી અને સમકિતીની નિર્જરામાં શુ ફેર?**

ઉ મિથ્યાત્વીને શુદ્ધ ધ્યેય નથી તેથી શુદ્ધ ભાવ આવી શકે નહિ તેથી સકામ નિર્જરા કરી મોક્ષ ન જઇ શકે, અકામ નિર્જરા સાથે પુણ્ય બાધે પણ સસારનો પાર ન પામે.

**૯૬ પ્ર. સમકિત પામ્યા પહેલાં તો બધા મિથ્યાત્વી હોય**

૮૮ પ્ર. બરાબર સૂત્રના ન્યાયે સાધુ ચાલી શકે?

ઉ. ક્ષયપશમ ક્રિયા સહિત, ગુ૦ ૧૧, ૧૨, ૧૩ યથાખ્યાત ચારિત્ર વાળા હોય તે.

૮૯ પ્ર. દુર્લભ બોધી કોણ થાય?

ઉ. અરિહંત, નિર્ગ્રંથ પ્રવચન આચાર્ય, ઉપાધ્યાય, ચતુર્વિધ સંઘ, સાધુપણું પાળી દેવતા થયેલ એ પાંચના અવર્ણવાદ બોલનાર, નિંદા કરનાર, દુર્લભ બોધીપણાના કર્મ ઉપરાજે.

૯૦ પ્ર. ઉઘાડે મોઢે બોલીને કોઈ સાધુને વહોરાવે તો લેવાય?

ઉ. સૂત્રમાં આ બાબતનો કોઈ નિષેધ જોવામાં આવતો નથી. અતિમુક્ત કુમારે ગૌતમ સ્વામીને જોયા, તેમની સાથે વાતો કરી, વહોરવા તેડી ગયા તે વખતે મોઢે વસ્ત્રાદિ આડું રાખ્યું એવું સૂત્રમાં લખાણ નથી. સાધુ તો મિથ્યાત્વીને ઘેર પણ વહોરવા જાય તેઓ કંઈ સમજતા ન હોય, પણ આહાર ફૂકીને આપે તો ન લેવાય.

૯૧ પ્ર. પુણ્ય અને ધર્મમાં શું ફેર છે?

ઉ. પુણ્ય તત્ત્વ ત્રીજું છે, પુણ્ય રૂપી છે, તેથી સ્વર્ગની ઋદ્ધિ વગેરે પુણ્યળીક સુખની પ્રાપ્તિ થાય તે પુણ્યફળ દ્વારા થાય. ધર્મ તે સંવર તત્ત્વ છે. તે છઠ્ઠું છે, ધર્મ અરૂપી છે, આત્મ સ્વભાવ છે, તેથી આત્મિક સુખની પ્રાપ્તિ થાય અને મોક્ષ થાય.

૯૨ પ્ર. પુણ્ય અને નિર્જરામાં શું ફેર છે?

ઉ. પુણ્યના નવ ભેદ છે, તેનાથી શુભ કર્મનો બંધ થાય, તે શુભ આસ્રવ છે. નિર્જરાના ૧૨ ભેદ છે, તેનાથી કર્મની નિર્જરા થાય તેમાં પણ અશુભ કર્મની વિશેષ નિર્જરા થાય. ક્રમશઃ નિર્જરા વધતાં વધતાં છેવટે સર્વ શુભાશુભ કર્મ નાશ થાય ત્યારે મોક્ષ થાય.

૯૩ પ્ર. નિર્જરા કરતાં પુણ્ય થાય કે કેમ?

ઉ નિર્જરા તત્ત્વ પોતે પુણ્ય તત્ત્વ નથી પણ નિર્જરાના હેતુ જે બાર પ્રકારના તપ છે તેની આરાધના કરતાં કરતાં શુદ્ધ ઉપયોગની તીવ્રતાની હાનિને લઇને જે શુભ ભાવ ઉપજે તેથી પુણ્યનો બંધ થાય છે વળી નિર્જરાથી અશુભ કર્મ વિશેષ ખપે છે અને કેટલાંક અશુભ કર્મ શુભ કર્મમા પરિણામ પામી જાય છે તેથી પણ નિર્જરા કરતાં, આડકતરી રીતે પુણ્ય થાય

સર્વથા એકાંત નિર્જરા તો ૧૪ મે ગુણસ્થાને છે, ગુણસ્થાન ૧૧, ૧૨ અને ૧૩ મા પુણ્યનો હેતુ નથી પણ શાતાવેદનીય કર્મનો રૂક્ષ બંધ થાય છે, તે પુણ્યબંધ એક જ સમયનો છે

ક્ષપક શ્રેણીના ગુણસ્થાન આઠથી ૧૦ સુધીમાં હેતુ તો ફક્ત નિર્જરાનો જ છે પણ કોઇ કોઈ પુણ્ય પ્રકૃતિનો બધ થાય છે ૭ મે ગુણસ્થાને પણ નિર્જરાનો હેતુ છે છતા શુદ્ધ ઉપયોગની મદતાથી પુણ્ય પ્રકૃતિઓનો બંધ થાય છે ”

## ૯૪ પ્ર. સુપાત્ર દાનથી શું ફળ થાય?

ઉ સુપાત્ર દાન નિર્જરાનો હેતુ છે, તેથી અશુભ કર્મની નિર્જરા થાય છે તેમજ અશુભ કર્મ શુભમા પરિણમે છે, સાથે સાથે શુભ ભાવથી પુણ્ય બંધ થાય છે સુપાત્ર દાન તે ધર્મ દાન છે તેથી વૈયાવચ્ચ, વિનય, ધર્મધ્યાન વગેરે તપ થાય છે સમકિતીને એકાંત નિર્જરાનો હેતુ છે તેમા પુણ્ય ફળની ઇચ્છા ન હોય. મિથ્યાત્વી સુપાત્ર દાન આપે તો પુણ્ય થાય

## ૯૫ પ્ર. મિથ્યાત્વી અને સમકિતીની નિર્જરામાં શુ ફેર?

ઉ મિથ્યાત્વીને શુદ્ધ ધ્યેય નથી. તેથી શુદ્ધ ભાવ આવી શકે નહિ તેથી સકામ નિર્જરા કરી મોક્ષ ન જઇ શકે, અકામ નિર્જરા સાથે પુણ્ય બાધે પણ સસારનો પાર ન પામે.

## ૯૬ પ્ર સમકિત પામ્યા પહેલાં તો બધા મિથ્યાત્વી હોય

૮૮ પ્ર. બરાબર સૂત્રના ન્યાયે સાધુ ચાલી શકે?

ઉ. સંપરાય ક્રિયા રહિત, ગુ૦ ૧૧, ૧૨, ૧૩ યથાખ્યાત ચારિત્ર વાળા હોય તે.

૮૯ પ્ર. દુર્લભ બોધી કોણ થાય?

ઉ. અરિહંત, નિર્ગ્રંથ પ્રવચન, આચાર્ય, ઉપાધ્યાય, ચતુર્વિધ સંઘ, સાધુપણું પાળી દેવતા થયેલ એ પાંચના અવર્ણવાદ બોલનાર, નિંદા કરનાર, દુર્લભ બોધીપણાના કર્મ ઉપરાજે

૯૦ પ્ર. ઉઘાડે મોઢે બોલીને કોઈ સાધુને વહોરાવે તો લેવાય?

ઉ. સૂત્રમાં આ બાબતનો ક્યાંય નિષેધ જોવામાં આવતો નથી. અતિમુક્ત કુમારે ગૌતમ સ્વામીને જોયા, તેમની સાથે વાતો કરી, વહોરવા તેડી ગયા તે વખતે મોઢે વસ્ત્રાદિ આડું રાખ્યું એવું સૂત્રમાં લખાણ નથી. સાધુ તો મિથ્યાત્વીને ઘેર પણ વહોરવા જાય તેઓ કંઈ સમજતા ન હોય, પણ આહાર ફૂંકીને આપે તો ન લેવાય.

૯૧ પ્ર. પુણ્ય અને ધર્મમાં શું ફેર છે?

ઉ. પુણ્ય તત્ત્વ ત્રીજું છે, પુણ્ય રૂપી છે, તેથી સ્વર્ગની ગતિ વગેરે પુદ્ગળીક સુખની પ્રાપ્તિ થાય તે પુદ્ગળ દ્વારા થાય. ધર્મ તે સંવર તત્ત્વ છે તે છઠ્ઠું છે, ધર્મ અરૂપી છે, આત્મ સ્વભાવ છે, તેથી આત્મિક સુખની પ્રાપ્તિ થાય અને મોક્ષ થાય.

૯૨ પ્ર. પુણ્ય અને નિર્જરામાં શું ફેર છે?

ઉ. પુણ્યના નવ ભેદ છે તેનાથી શુભ કર્મનો બંધ થાય, તે શુભ આસ્રવ છે. નિર્જરાના ૧૨ ભેદ છે, તેનાથી કર્મની નિર્જરા થાય તેમાં પણ અશુભ કર્મની વિશેષ નિર્જરા થાય. ક્રમશઃ નિર્જરા વધતાં વધતા છેવટે સર્વ શુભાશુભ કર્મ નાશ થાય ત્યારે મોક્ષ થાય.

૯૩ પ્ર. નિર્જરા કરતાં પુણ્ય થાય કે કેમ?

ઉ નિર્જરા તત્ત્વ પોતે પુણ્ય તત્ત્વ નથી પણ નિર્જરાના હેતુ જે બાર પ્રકારના તપ છે તેની આરાધના કરતા કરતા શુદ્ધ ઉપયોગની તીવ્રતાની હાનિને લઇને જે શુભ ભાવ ઉપજે તેથી પુણ્યનો બંધ થાય છે વળી નિર્જરાથી અશુભ કર્મ વિશેષ ખપે છે અને કેટલાક અશુભ કર્મ શુભ કર્મમા પરિણામ પામી જાય છે તેથી પણ નિર્જરા કરતાં, આડકતરી રીતે પુણ્ય થાય

સર્વથા એકાત નિર્જરા તો ૧૪ મે ગુણસ્થાને છે, ગુણસ્થાન ૧૧, ૧૨ અને ૧૩ મા પુણ્યનો હેતુ નથી પણ શાતાવેદનીય કર્મનો રૂક્ષ બંધ થાય છે, તે પુણ્યબંધ એક જ સમયનો છે

ક્ષપક શ્રેણીના ગુણસ્થાન આઠથી ૧૦ સુધીમાં હેતુ તો ફક્ત નિર્જરાનો જ છે પણ કોઇ કોઈ પુણ્ય પ્રકૃતિનો બધ થાય છે ૭ મે ગુણસ્થાને પણ નિર્જરાનો હેતુ છે છતાં શુદ્ધ ઉપયોગની મદતાથી પુણ્ય પ્રકૃતિઓનો બંધ થાય છે ”

**૯૪ પ્ર. સુપાત્ર દાનથી શુ ફળ થાય ?**

ઉ સુપાત્ર દાન નિર્જરાનો હેતુ છે, તેથી અશુભ કર્મની નિર્જરા થાય છે તેમજ અશુભ કર્મ શુભમા પરિણમે છે, સાથે સાથે શુભ ભાવથી પુણ્ય બંધ થાય છે સુપાત્ર દાન તે ધર્મ દાન છે તેથી વૈયાવચ્ચ, વિનય, ધર્મધ્યાન વગેરે તપ થાય છે. સમકિતીને એકાત નિર્જરાનો હેતુ છે તેમા પુણ્ય ફળની ઇચ્છા ન હોય. મિથ્યાત્વી સુપાત્ર દાન આપે તો પુણ્ય થાય

**૯૫ પ્ર. મિથ્યાત્વી અને સમકિતીની નિર્જરામાં શુ ફેર ?**

ઉ મિથ્યાત્વીને શુદ્ધ ધ્યેય નથી. તેથી શુદ્ધ ભાવ આવી શકે નહિ તેથી સકામ નિર્જરા કરી મોક્ષ ન જઇ શકે, અકામ નિર્જરા સાથે પુણ્ય બાધે પણ સંસારનો પાર ન પામે.

**૯૬ પ્ર. સમકિત પામ્યા પહેલાં તો બધા મિથ્યાત્વી હોય**

અને મિથ્યાત્વી સસારનો પાર પામે નહિ તો પછી મોક્ષ કોણ જાય ?

ઉ. જીવના લેખમે એક વાર પણ અનુકંપાદિ વીતરાગ પ્રણિત ધર્મની કરણી કરી હોએ તો સમકિત સન્મુખ થાય, સમકિત પામે અને મોડા કાળમાં મોક્ષ જાય અને વગર લેખમે વીતરાગ પ્રણિત કરણી કરે તો ધીમે ધીમે સમકિત સન્મુખ થાય.

૯૭ પ્ર. દાન માટે સુપાત્ર કોણ ?

ઉ. ઉત્કૃષ્ટ સુપાત્ર અરિહંત, પછી અનુક્રમે ગણધર, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ પડિમાધારી શ્રાવક, મધ્યમ શ્રાવક અને છેવટે દર્શન શ્રાવક. શ્રદ્ધાવાળાને ધર્મસામગ્રી પુરી પાડવાનું દાન સુપાત્ર દાનમાં જાય.

૯૮ પ્ર. સુપાત્ર દાનમાં શેની મુખ્યતા છે ?

ઉ. શુદ્ધ ભાવની તાલ્લમ્યતા, નિર્દોષ અને નિરવદ્ય વસ્તુ, હેતુ સંયમ, નિર્જરા, મોક્ષનો.

૯૯ પ્ર. શ્રાવકે અસંયતી, અવિરતીને દાન દેવું કે નહિ ?

ઉ. અનુકંપા નિમિત્તે દાન દેવાય, વળી જૈન ધર્મની નિંદા ન થાય, કષાયનો વધારો ન થાય તે હેતુથી પણ દેવું પડે. પુણ્ય તત્વનો નિષેધ કરી શકાય નહિ.

૧૦૦ પ્ર. સાધુ પુણ્ય તત્વનો નિષેધ કરે કે કેમ ?

ઉ. સાધુ પુણ્ય તત્વનો નિષેધ ન કરે પણ જ્યાં સાથે સાથે પાપ આસ્રવ હોય ત્યા મૌન રહે, પાપ આસ્રવવાળા પુણ્યનો ઉપદેશ દેવામાં ચારિત્રમાં દોષ લાગે, કદાચ મોટા પાયા ઉપર એવો ઉપદેશ આપે તો ચારિત્ર ભ્રષ્ટ થાય અને મહા આરંભીયા થાય તેવું બોલે તો દુર્ગતિ પણ થવા સંભવ છે

૧૦૧ પ્ર. તીર્થંકર નામ કર્મ કયા તત્વમાં છે ?

ઉ. તીર્થંકર નામ કર્મ પુણ્ય તત્વમાં છે, તે પુણ્યાનુબંધી ઉત્કૃષ્ટ પુણ્ય રૂપ છે

**૧૦૨ પ્ર દર્શન શ્રાવક, તીર્થંકર નામકર્મનો બંધ કેવી રીતે પાડી શકે ?**

ઉ વ્યાપક પચેન્દ્રિયનો વધ અને માંસાહાર બંધ કરાવવાથી ઘણા જીવોને શાંતિ ઉપજે છે, જેમને દીક્ષા લેવાની ઇચ્છા હોય તેમના કુંટુબને યથાયોગ્ય સહાય આપવાથી ઘણા જીવોને દીક્ષામાં ઉત્તેજન મળે છે. અરિહંત, સિદ્ધ, પ્રવચન ગુરુ, સ્થવીર, બહુસૂત્રી અને તપસ્વી ઉપર ઉત્કૃષ્ટ વાત્સલ્ય અને પ્રમોદભાવ લાવવાથી જિનનામકર્મને યોગ્ય થાય છે સંવર નિર્જરા કરનારાઓની વૈયાવચ્ચ કરવાથી આત્મ-શકિત વધે છે, સમકિતની ચાર શ્રદ્ધા અને આઠ આચારનું ઉત્કૃષ્ટ રીતે પાલન કરવાથી ક્ષાયિક સમક્તિની યોગ્યતા આવે છે, નિર્ગ્રંથ પ્રવચનનો ફેલાવો કરીને સર્વ જીવ શાસનરસી કરવાની ભાવનાથી રત્નત્રય માટે ઉત્કૃષ્ટ યોગ્યતા આવે છે આવા કામોમાં જે ઉત્કૃષ્ટ શુભ ભાવ આવે છે તેથી તીર્થંકર નામકર્મ બંધાય છે. તીર્થંકર નામકર્મના દળીયા, સમકિત આવ્યા પછી છેલ્લી ક્રોડાક્રોડની કર્મ સ્થિતિમાં મળે છે અને અબાધાકાળ પછી યશોકીર્તી વગેરે ફળ આપી ભોગવાઇ જાય છે પણ નિકાચિત બંધ ત્રીજે ભવે પડે છે

**૧૦૩ પ્ર. ધર્મદાન શું છે ?**

ઉ. ધર્મદાનનો હેતુ સવર, નિર્જરા અને મોક્ષ છે અભયદાન, સુપાત્રદાન અને જ્ઞાનદાન એ બધા ધર્મદાન છે.

**૧૦૪ પ્ર અનુકંપાદાન શુ છે ?**

ઉ અનુકપામા જે અહિંસાભાવ અને સમભાવ છે તે સમકિતના ઘરનો છે તે સવર સ્વરૂપ છે બીજાને શાતા આપવાનો તથા દુઃખ-માથી મુક્ત કરવાનો શુભ ભાવ છે તે પુણ્ય તત્ત્વનો છે. સર્વ જીવો શાસનરસી થાઓ અને તેમના સર્વ દુઃખોનો કાયમને માટે અત થાઓ એવો ભાવ જિન નામકર્મના ઘરનો છે અને તેવી ભાવનામાં શુદ્ધ ધ્યાન આવે તે સવર અને નિર્જરાનો હેતુ છે.

**૧૦૫ પ્ર. સુપાત્ર દાનના જોરે મોક્ષ જનારના દાખલા છે?**

ઉ. ચંદનબાળા, અતિમુક્તકુમાર, શ્રીશ્રેયાંસકુમાર એ બધા તે ભવમાં મોક્ષ ગયા. ધન્નાએ અને શાળીભદ્રે પૂર્વ ભવે સુપાત્રદાન દીધું તેના ત્રીજા ભવે મોક્ષ જશે. આવા તો ઘણાં દાખલા મળી આવશે.

**૧૦૬ પ્ર. જૈન સિદ્ધાંતોના અર્થ, લૌકિક ભાષાજ્ઞાનવાળા શાસ્ત્રી કરી શકે કે નહિ?**

ઉ. લૌકિક ભાષાના જાણપણાવાળા લૌકિક પંડિતો કે શાસ્ત્રીઓ જૈન સિદ્ધાંતોના અર્થ બરાબર કરી શકે નહિ પણ જો તેની સાથે શુદ્ધ જૈન શ્રદ્ધાવાળા હોય, નિર્ગ્રંથ ગુરુગમ્ય જૈન શાસ્ત્રોનું જ્ઞાન મેળવ્યું હોય તો વાત જુદી છે પણ કમાઈ ખાનારા પંડિતો યથાતથ્ય ભણાવી શકે નહિ.

**૧૦૭ પ્ર. લૌકિક શાસ્ત્રી શા માટે જૈન શાસ્ત્રો વાસ્તવિક રીતે ભણાવી ન શકે?**

ઉ. તેના કારણો આ પ્રમાણે છેઃ–

૧ છેદ સૂત્રમાં પ્રાયશ્ચિત્તના ૧૦ બોલ–ચીન, લઘુ, ગુરુમાસ, ચઉલઘુ, ચઉગુરુ, ખટગુરુ, ઉવઘાઈ, અણુઘાઈ, મૂળ, છેદ તેનો અર્થ તેઓ ન કરી શકે

૨. પરમાર્થનો અજાણ, અરિહંતનો અર્થ વેરીનો હણનાર રાજા પ્રમુખ એવો અર્થ કરે.

૩. પરમાર્થનો અજાણ, "લોએ સવ્વ સાહુ" માં નામધારી સાધુ બાવા વગેરેનો સમાવેશ કરે.

૪ પરમાર્થનો અજાણ, મંસનો અર્થ માંસ કરે પણ વનસ્પતિના ફળનો ગર્ભ એવો અર્થ ન કરે.

૫. પરમાર્થનો અજાણ કપોતનો અર્થ કબુતર કરે પણ "ભીંજેરું" અર્થ ન કરે, કુર્કટનો અર્થ કુકડો કરે પણ "ભૂરું કોળું" ન કરે.

એવા ઘણા વાક્યો આવે છે કે પરમાર્થના અજાણ ખરો અર્થ કરી શકે જ નહિ. પરંપરાથી પરમાર્થની અપેક્ષાવાળો જે અર્થ થતો હોય તે જ ખરો અર્થ ગણાય.

**લૌકિક પંડિતની માફક જે સાધુઓ લોક સંજ્ઞામાં વિદ્વાન ગણાતા હોય અને રાષ્ટ્રવાદ કે કોઇ લૌકિક પક્ષમાં ભળ્યા હોય તેઓને જૈન દષ્ટિએ પરમાર્થના અજાણ સમજવા.**

પરમાર્થ જાણવા માટે જૈન સિદ્ધાંતો અને સૂત્રાનુસાર અનુભવી સ્થવીરોના ગ્રંથો બરાબર પચાવવા જોઇએ જે માણસ પોતે પરમાર્થ સમજવામાં મહેનત કરતો નથી અને સ્વચ્છંદી અભિપ્રાય આપે છે તેને શ્રદ્ધામાંથી ભ્રષ્ટ થતાં વાર લાગતી નથી

**૧૦૮ પ્ર સૂક્ષ્મ નિગોદીયા જીવ કેવી રીતે પુણ્ય બાંધે ?**

ઉ સૂક્ષ્મ નિગોદની કાયાથી કોઈ જીવને કાંઈ પણ દુ:ખ ન થાય તે કાયપુણ્યથી શાતાવેદનીય પુણ્ય કર્મ ઉપરાજે એટલે અશાતાવેદનીયના બોલના અભાવમાં સાતાવેદનીયના બોલનો સદ્ભાવ છે

**૧૦૯ પ્ર અસઇજણ પોષણયા તેનો નિરોધ શા માટે ?**

ઉ અસયતી જીવોને આજીવિકા અર્થે પોષવા નહિ પણ અનુકંપા નિમિત્તે પોષવામાં કે વૈભવની છુટ પ્રમાણે રાખવામાં વાંધો નથી, પણ હિંસક જીવોને તો પોષવા નહિ

**૧૧૦ પ્ર. જેને ૧૫ કર્માદાનમાંના એકાદ ઉપર જ આજીવીકા હોય તેણે શું કરવું ?**

ઉ જો બીજી આજીવિકા ન મળે તો જે કર્માદાન ઉપર આજીવિકા હોય તેની મર્યાદા કરે અને બાકીના કર્માદાનનો ત્યાગ કરે.

**૧૧૧ પ્ર લોકમાં જીવ આશ્રી પુણ્ય પાપ તત્ત્વનો વિસ્તાર ક્યાં સુધી છે ?**

ઉ સિદ્ધના જીવોમાં પુણ્ય પાપ બીલકુલ નથી ગુ. ૧૪માં

પુણ્યપાપ કર્મનો બંધ નથી પણ સત્તામાં જે કર્મ છે, તેનો નાશ થાય છે ગુ. ૧૧, ૧૨, ૧૩માં બંધ ફક્ત રૂપ પુણ્ય તત્વનો છે, સત્તા ઉદય અને નિર્જરામાં બન્ને તત્વ છે, ૧ થી ૧૦ ગુણસ્થાન સુધી બન્ને તત્વો છે, ૭ મી નરકના નારકીને પણ પંચેન્દ્રિય જાતિ, ત્રસનામ વગેરે પુણ્ય પ્રકૃતિઓ છે

## ૧૧૨ પ્ર. પાપી અને પુણ્યશાળી જીવ કેમ કહેવાય?

ઉ. અધિકતાથી મુખ્યતા ગણાય, જેમકે દેવતા પુણ્યવાન ગણાય, નારકી આદિ અશુભ ગતિનો જેને ઉદય છે તે પાપ ખાતામાં ગણાય.

## ૧૧૩ પ્ર. એક સમયે બે લેશ્યા નથી તો પુણ્ય અને પાપ એ બેઉ પ્રકૃતિ સાથે કેમ બંધાય?

ઉ. દરેક લેશ્યામાં અસંખ્યાત અસંખ્યાત સંકલેશ વિશુદ્ધિ સ્થાન છે કૃષ્ણ લેશ્યામાં ચાલીસ શુભ પ્રકૃતિ અને ૬૮ અશુભ પ્રકૃતિનો બંધ છે, શુકલ લેશ્યામાં પણ ૧૦મા ગુણસ્થાન સુધી સમયે સમયે પુણ્ય પાપ પ્રકૃતિઓ બંધાય છે

## ૧૧૪ પ્ર. દસમે ગુણસ્થાને મોહનીય કર્મનો બંધ નથી તો પછી કઈ પાપ પ્રકૃતિ બંધાય?

ઉ. બાકીના ત્રણ ઘાતિ કર્મની પ્રકૃતિઓનો જઘન્ય રસ અને સ્થિતિબંધ થાય છે તે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય કર્મ

## ૧૧૫ પ્ર. તેજો લેશ્યાના પુદ્ગળ સચેત કે અચેત?

ઉ. જુઓ ભગવતીજી શતક ૭, ઉદ્દેશ ૧૦ ઉષ્ણ તેજોલેશ્યા શરીરથી બહાર નીકળી જ્યાં પડે ત્યાં અચેત પુદ્ગળ પ્રકાશ કરે અને વસ્તુને ચોટે એટલે વસ્તુ અગ્નિરૂપે સચેત થઇ ભસ્મ થાય. જે વસ્તુ બળે છે તે સચેત છે. દ્રષ્ટાંત—આગીઓ કાચ સૂર્ય સામે રાખવાથી તેમાથી નીકળતો પ્રકાશ અચેત છે પણ રૂને બાળે છે તે બળતું રૂ સચેત છે. ઉષ્ણ તેજો–લેશ્યા મુકનાર સમુદ્ઘાત કરે ત્યારે ૩, ૪, ૫, ક્રિયા લાગે અને બાળે ત્યારે પાંચ ક્રિયા લાગે. શીત તેજોલેશ્યા ફક્ત

તીર્થંકરને હોય તેમાં સમુદ્‌ઘાત કરવી પડતી નથી, તેનાથી જીવનો બચાવ થાય છે તેથી તે નિર્દોષ છે.

**૧૧૬ પ્ર શુભ યોગ તે સંવર કે આસ્રવ ?**

ઉ. શુભ યોગથી અશુભ યોગનો નિરોધ થાય તેટલો સંવર છે મન, વચન, કાયાના શુભ યોગોને જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપમાં જોડવાથી સંવર અને નિર્જરા પણ થાય છે અને બારમે ગુણસ્થાન સુધી પહોંચી ઘાતિકર્મનો ક્ષય કરી શકાય છે. પણ તેરમા ગુણસ્થાન સુધી યોગ છે ત્યાં સુધી ઇરિયાવહિ ક્રિયા છે અને રૂક્ષ શુભ આસ્રવ છે. ૧૪મે ગુણસ્થાને યોગ નથી તેથી ત્યાં સંપૂર્ણ સવર છે

**૧૧૭ પ્ર પ્રત્યેક વનસ્પતિની જાતિમાં અનત જીવ હોય ?**

ઉ. ઉગતા કુણા મૂળમાં, જેને ભાંગતાં ચક્રાકાર સમ ભંગ પડે, જેમાં કાષ્ટથી જાડી છાલ હોય તે છાલમાં, ભાંગતાં રાઇ પડે તેમાં, ગંઠી ચુર્ણ થાય તેમાં, કુણી ગુપ્ત નસોમાં, ઉગતા અંકુરામાં, બટ દઇને ભાંગે તે વનસ્પતિમાં, કુણા ફુલમાં, ઉગતિ કુણી વનસ્પતિમાં—એ સર્વેમાં અનંત જીવ હોય તેનું શરીર સાધારણ સમજવું, તે પ્રત્યેક આશ્રીત સાધારણ વનસ્પતિ જાણવી. સાધારણ ચવી જાય એટલે પ્રત્યેક રહે તેમાં સખ્યાતા, અસખ્યાતા જીવ લાભે

**૧૧૮ પ્ર નિગોદ આશ્રી પ્રત્યેકનો ભેદ લાભે ?**

ઉ. મુળાનો કાંદો નિગોદ છે પણ તેનાં પાંદડાં ઉગતા નવા હોય ત્યારે અનંત જીવ હોય, કુણાશનો ભાગ મટયા પછી અસંખ્યાત જીવ હોય, પાંદડું લીલુ પીળું થાય ત્યારે સખ્યાતા સભવે છે અને તદ્દન પીળુ થાય ત્યારે એક જીવ સંભવે છે અને સુકાઇને જુદું પડી જાય ત્યારે અચેત થઇ જાય.

**૧૧૯ પ્ર વ્યવહાર રાશી અને અવ્યવહાર રાશી સંબંધી શું ખુલાસો છે ?**

૭. અવ્યવહાર રાશિ સૂત્રમાં સ્પષ્ટ રીતે કહેલ નથી, કેટલીક હકીકતો ઉપરથી અનુમાન થાય છે. અવ્યવહાર રાશિ માનવાવાળાની નીચે પ્રમાણે દલીલો છે—

૧. સર્વ જીવોનું માતૃસ્થાન તિર્યંચ યોનિ છે.( અનાદિ નિગોદ )

૨. નિગોદમાં શુન્ય કાળ નથી.

૩. અસંખ અહુવા અનંત મુત્તો અવ્યવહાર રાશિ આશ્રી છે.

૪ એક ઇંદ્રની સ્થિતિ કાળમાં અસંખ્યાત મોક્ષ જાય છે, જો બધા વ્યવહાર રાશીના જીવો એક જ વાર ઇંદ્ર થાય તો પણ બધા જીવો × અસંખ્યાતા જીવ = એટલા જીવ મોક્ષમાં જાય તો તે ક્યાંથી લાવવા ? તો કે અવ્યવહાર રાશિમાંથી.

૫. સર્વ ભવ્ય જીવ મોક્ષ જશે એવો પાઠ છે તો પછી જીવોને ક્યાંથી લાવવા ? તો કે અવ્યવહાર રાશિમાંથી, કારણ કે પૂછવા પ્રમાણે વ્યવહાર રાશિના સર્વ ભવ્ય જીવો મોક્ષ જશે.

૬ અસંખ અહુવા અનંત મુત્તો તેમાં અસંખ કોને માટે હોય કે જે અવ્યવહાર રાશિમાંથી તાજા આવેલા છે તેને માટે છે અને દર સ્થાને અનેક ભવ કર્યા વગર કોઈ મોક્ષ જાય નહિ.

અવ્યવહાર રાશિને નહિ માનવાવાળાની દલીલો નીચે મુજબ છે:-

૧. સૂત્રમાં અવ્યવહાર રાશિ ખુલ્લી રીતે બતાવી નથી.
૨. લોકમાં એવું એકે પરમાણુ કે પ્રદેશ નથી કે જ્યાં દરેક જીવ જન્મ્યો નથી કે મર્યો નથી.
૩ સર્વ જીવે પૂર્વે દ્રવ્ય ઇંદ્રિયો અનંતી કરી.
૪ દરેક દંડકના જીવે દરેક દંડક ઉપર ગયાકાળે અનંતી ઇંદ્રિયો કરી.
૫. નિગોદપણે ઉ૦ ૨ા પુદ્ગળ પરાવર્તન કરે.
૬ રત્નપ્રભા વગેરે પૃથ્વીમાં પૂર્વે સર્વ જીવ ઉપજ્યા.

આવા સૂત્રપાઠો ઉપરથી એમ જણાય છે કે અવ્યવહાર રાશિ નથી. ત્યારે બીજો પક્ષ એમ કહે છે કે તેમાંની પાંચ દલીલો તો વ્યવહારરાશિવાળાને લાગુ પડે છે અવ્યવહાર રાશિ નહિ માનવાવાળાની એક દલીલ છે કે સુત્રમાં તે રાશિ બતાવી નથી પણ કેટલાક સુત્રપાઠોનો ખુલાસો, અવ્યવહાર રાશિ માનવાથી થઈ જાય છે તત્ત્વકેવળીગમ્ય

**૧૨૦ પ્ર યોનિનો કાળ વીત્યે ધાન્યના દાણા અને બીજ સચેત કે અચેત ?**

ઉ. યોનિના કાળ વીત્યા પછી પણ (ન ઉગતા છતાં પણ) ધાન્યના દાણા અને બીજ સચેત હોય છે, વળી અચેત ઘોડાની લાદનો બાજરો અને મનુષ્યના મળમા નીકળેલ ચીભડાંના બી અચેત હોવા છતા ઉગે છે, ત્યારે છોલાં ઉતારેલુ નાળીએર અને તોફા વિનાની સોપારી સચેત હોવા છતાં ઉગતી નથી, તેથી જે ન ઉગે તેને એકાંત અચેત ન સમજવું અને જે ઉગે તેને એકાત સચેત ન સમજવું; માટે સાધુએ શેકયા કે બાફેલા ન હોય એવા આખા દાણા અને બીજ ખાવા નહિ

**૧૨૧ પ્ર મનુષ્યની જાતિમાં સબીજ કાળ કેટલો ?**

ઉ. સો વર્ષના આયુષ્યવાળામાં પુરુષ ૭૫ વર્ષ સુધી અને સ્ત્રી ૫૫ વર્ષ સુધી સબીજ રહે. તે ઉપરાંતના અને ક્રોડ પૂર્વના આયુષ્ય સુધી જેનુ જે આયુષ્ય હોય તેવા પુરુષના આયુષ્યનો વીશમો ભાગ બાદ કરીને બાકીના કાળમા સબીજ હોય અને સ્ત્રી અરધા આયુષ્ય સુધી સબીજ રહે

**૧૨૨ પ્ર ચોથ ભક્ત ઉપવાસ તે શું ?**

ઉ ઉપવાસને આગલે પાછલે દિવસે એકટાણુ કરવાથી ચોથ ભક્ત ઉપવાસ થાય એવી રીતે બે ઉપવાસને આગલે પાછલે દિવસ એકટાણું કરવાથી છઠ ભક્ત ઉપવાસ થાય

**૧૨૩ પ્ર ઉપવાસને આગલે પાછલે દિવસ બે ટાણાં ખાય**

તો કેવી રીતે ઉપવાસ થાય ?

ઉ. ત્યાં ચોથ ભક્ત પચ્ચક્‌ખાણ શબ્દ ન વાપરવો પણ બીજા દિવસના સવાર સુધી ઉપવાસના પચ્ચક્‌ખાણ આપવા.

૧૨૪ પ્ર. બાંધેલુ આયુષ્ય, જીવ પૂરૂ ભોગવે કે અધુરે આઉખે પણ મરે ?

ઉ. આયુષ્ય કર્મના બધા પ્રદેશો ભોગવાઈ જાય, શ્વાસોશ્વાસ પૂરા કરે પણ કાળ સ્થિતિ કોઈ પૂરી કરે, કોઈ પૂરી ન કરે એટલે અકાળ મૃત્યુથી મરે ત્યારે અભ્યંતર શ્વાસોશ્વાસ જલદીજલદી પૂરા થાય અને કર્મ દળો ભોગવાય જાય, તે સાત પ્રકારમાંના કોઈ પણ ઉપક્રમથી થાય.

૧૨૫ પ્ર. આયુષ્ય કેટલા પ્રકારના ?

ઉ. આયુષ્યના બે ભેદ – (૧) અનપવર્તનીય આયુષ્ય તે પૂરૂ ભોગવાય, તેના બે ભેદ સોપક્રમી અને નિરૂપક્રમી. સોપક્રમીને ઉપક્રમ આવે તો પણ બચી જાય અથવા આયુષ્ય પૂરૂ થવાનું હોય ત્યારે ઉપક્રમ આવી પડે, છતાં કાળને અવસરે કાળ પામ્યો એમ કહેવાય. (૨) અપવર્તનીય તે અધુરે આઉખે ઉપક્રમથી મરે તે સોપક્રમી જ છે

૧૨૬ પ્ર. નિરૂપક્રમી આયુષ્યવાળા ક્યારે પરભવનું આયુષ્ય બાંધે ?

ઉ. દેવ, નારકી અને યુગલીયા, આયુષ્ય બાકી છ માસ બાકી રહે ત્યારે પરભવનું આયુષ્ય બાંધે, અને પાંચ સ્થાવર, ત્રણ વિકલેન્દ્રિય અને અસંખ્યાતા વર્ષના આયુષ્યવાળા મનુષ્ય તથા તિર્યંચ આયુષ્યના ત્રીજે ભાગે પરભવનું આયુષ્ય બાંધે.

૧૨૭ પ્ર. સોપક્રમી ક્યારે આયુષ્ય બાંધે ?

ઉ. તેઓ આયુષ્યના ૩જે, ૯મે, ૨૭મે, ૮૧મે, ૨૪૩મે ભાગે, એમ ત્રીજાને ત્રીજે ભાગે બાંધતા છેવટ બંધ ન પડયો હોય તો છેવટના અંતર્મુહૂર્તમાં પણ બંધ પાડે.

૧૨૮ પ્ર ઉદીરણા ?

ઉ જે કર્મના દળ અને રસ ઉદયાવલિકામા ન આવેલ હોય એટલે ઉદયાવલિકાની બહાર હોય પણ ઉદય આવવા યોગ્ય હોય તેને આકર્ષીને ઉદયાવલિકામા નાખી, ઉદયમાં લાવી ભોગવી નાખવા તે ઉદીરણા કહેવાય

૧૨૯ પ્ર **ઉદીરણાને દૃષ્ટાંત ઉપરથી સમજાવો.**

ઉ. લીમડો ખાવાથી અશાતાવેદનીય કર્મની ઉદીરણા થાય, સાકર ખાવાથી સાતાવેદનીયની થાય, અજીર્ણ કે કેફી ચીજ ખાવાથી શ્રુત જ્ઞાન રોકાઇ જાય, કુદેવ, કુગુરુ, કુશાસ્ત્રની ઉપાસના કરવાથી અને કુકર્મ કરવાથી મિથ્યાત્વનો ઉદય લાવી શકાય, કષાયનુ નિમિત્ત મળતા કષાય ઉદયમા આવે, સ્ત્રીનો સ્પર્શ કરવાથી વેદ મોહનીયનો ઉદય થાય, અનિષ્ટ સયોગથી અરતિનો ઉદય થાય, ઇષ્ટ વિયોગથી શોકનો ઉદય થાય, એવી રીતે બાહ્ય દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના નિમિત્તથી કર્મની ઉદીરણા થાય, અકાળ મરણ પણ પ્રમત્ત યોગે કરીને થાય, અપ્રમતાદિ ગુણ ઠાણે અકાળ મરણ ન હોય, શાતા અશાતાની ઉદીરણા પણ પ્રમત્તપણે હોય

૧૩૦ પ્ર **કર્મના પ્રદેશ-રસ-સ્થિતિમાં વધારો કરી શકાય ?**

ઉ આયુષ્ય સિવાયના સાત કર્મમાં વધઘટ બને કરી શકાય. આયુષ્ય કાળ ઘટાડી શકાય પણ વધારી શકાય નહિ આયુષ્યનો ઘાત થતા દરેક પ્રાણનો નાશ થાય

૧૩૧ પ્ર **જીવ તો અવિનાશી છે, તો નાશ કેમ થાય ?**

ઉ દસ દ્રવ્ય પ્રાણ નાશ થાય, ભાવ પ્રાણ કદી નાશ થતા નથી, એક ગતિમાથી બીજીમા જાય કે મોક્ષ જાય પણ જીવનો સર્વથા નાશ નથી. દ્રવ્ય પ્રાણ નાશ કરનારને હિંસા થાય છે

૧૩૨ પ્ર **આયુષ્યની હદનું કોઇ ચિન્હ છે ?**

ઉ મેષ સંક્રાતિના ૧૦ દિન જતાં, તપેલામાં તેલ નાખીને

સૂર્ય માથે આવે ત્યારે મધ્યાહ્નને બપોરે તેલમાં જોવું કે સૂર્ય ખંડિત દેખાય છે કે નહિ ?

દક્ષિણમાં ખંડિત દેખાય તો ૬ માસ જીવે, પશ્ચિમમાં દેખાય તે ૩ માસ, પૂર્વમાં દેખાય તો ૧ માસ અને ઉત્તરમાં દેખાય તો ૨ માસ જીવે. વચ્ચે સૂર્ય ખંડિત દેખાય તો તત્ત્વ મરે. સંપૂર્ણ સૂર્ય દેખાય તો વર્ષ ૧ સુધી ક્ષેમકુશળ રહે.

બન્ને કાન આંગળીથી બંધ કરવાથી ગાજે નહિ, આંખ દાબતાં વીજળી જેવો ચમકારો ન જણાય, કપાળે હથેળી રાખીને આંખ સામે હાથ રાખવાથી જાડા થાંભલા જેવો હાથ દેખાય તો વધારે આયુષ્ય નથી એમ સમજવું

## ૧૩૩ પ્ર. આયુષ્ય, સ્થિતિ અને ભવમાં શું ફેર છે ?

ઉ આયુષ્ય = પૂર્વભવે જે વખતે બાંધ્યું ત્યારથી આવતા ભવનું આયુષ્ય. સ્થિતિ = જે ભવનું આયુષ્ય બાંધ્યું છે તે ભવમાં ઉપજવા જવા માંડ્યું ત્યાંથી તે ગતિમાં જેટલો કાળ રહે તે ભવ = દેવ, મનુષ્ય વગેરેનો જે ભવ મળે તે

## ૧૩૪ પ્ર. આયુષ્ય ક્યારે ભોગવાય ?

ઉ આયુષ્યનો બંધ પડ્યા પછી અબાધાકાળ પૂરો થતાં જ ભોગવાય, તે પ્રદેશ ઉદય અને વિપાક રૂપ ઉદય આવ્યું તે વિપાક ઉદયથી ભોગવાય. કર્મફળ ભોગવવા માટે સ્થાના અબાધાકાળ પછી થાય, તે કર્મનિષેક કહેવાય.

## ૧૩૫ પ્ર. આયુષ્યનો અબાધાકાળ કેટલો ?

ઉ જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ ૧/૩ પૂર્વ ક્રોડ કર્મ બંધ અને કર્મનો ઉદય એ બે વચ્ચેનું અંતર તે અબાધા કાળ.

## ૧૩૬ પ્ર. બીજા કર્મનો અબાધાકાળ કેવી રીતે છે ?

ઉ. એક કોડાકોડ સાગરની સ્થિતિએ ૧૦૦ વર્ષ અબાધાકાળ

હોય, એ હિસાબે જઘન્ય અંતર્મુહૂર્ત સુધી સમજવું.

**૧૩૭ પ્ર કરેલા કર્મ ભોગવવાં પડે તો જપ તપ વગેરેની શી જરૂર ?**

ઉ પ્રદેશથી બધાં કર્મ ભોગવાય, અનુભાગ **તથારૂપ** વેદાય કે **જપ તપ વગેરેથી બીજી રીતે ભોગવી નખાય.**

**૧૩૮ પ્ર કર્મનો બંધ કાળ કેટલો ?**

ઉ. આયુષ્ય કર્મ એક ભવમાં એકવાર અંતર્મુહૂર્ત કાળમાં બધાય અને તે સિવાયના સાત કર્મનો બંધ સમયે સમયે થાય.

**૧૩૯ પ્ર એક ભવમાં એક જ વાર આયુષ્યનો બંધ થાય અને જીવો તો અનંતાનંત છે છતાં આયુષ્ય કર્મના બંધક કરતાં અબંધક સંખ્યાત ગુણ શા માટે ?**

ઉ નિગોદના આયુષ્ય બંધ કાળ કરતાં તેઓનું આયુષ્ય સંખ્યાતગણું છે. નિગોદ સિવાયના બીજા સંસારી જીવો અસંખ્યાતા છે અને નિગોદના જીવો અનંતાનંત છે એટલે નિગોદના જીવોની બહુળતા હોવાથી તેઓનો બંધક અબંધક કાળ મુખ્યતામાં આવ્યો, તેમના તે બન્ને કાળ અંતર્મુહૂર્તના છે.

**૧૪૦ પ્ર. કાર્મણ શરીર પ્રયોગ બંધને દેશબંધ કેમ કહ્યો ?**

ઉ કાર્મણ શરીર અનાદિ કાળનું પરંપરાથી ચાલ્યું આવે છે. વ્યક્તિગત કર્મ સાદિ સાંત છે પણ પરંપરામાં અનાદિનું છે. જુના કર્મમાં નવા કર્મનો હિસ્સો આવે તેથી દેશ બંધ કહેવાય

**૧૪૧ પ્ર. જીવને પરભવમાં કેમ જવું પડે છે ?**

ઉ જે ગતિનું આયુષ્ય બાંધ્યું હોય તે ગતિનું સ્થાન આકર્ષણ કરે છે, આયુષ્ય તથા ગતિ નામ કર્મ ખેંચાય છે, અનુપુર્વી કર્મ માર્ગે લઈ જાય છે જીવ કર્મથી દોરાય છે અને ઉત્પતિ સ્થાને પરભવમાં જાય છે

**૧૪૨ પ્ર મનુષ્યાણી ૩૩ સાગરનું ઉત્કૃષ્ટ આયુષ્ય બાંધે ?**

ઉ. અનુત્તર વિમાનનું દેવનું આયુષ્ય બાંધે, ૭ મી નરકનું નારકીનું આયુષ્ય ન બાંધે. (જુઓ પન્નવણા પદ ૨૩)

**૧૪૩ પ્ર. પ્રત્યેકમાં અનંતાનો ભાંગો કેવી રીતે લાગે ?**

ઉ. પ્રત્યેકનું બીજ વાવવાથી પ્રથમ એક જીવ ઉપજે પછી તેની નિશ્રાયે જઘન્ય ૧, ૨, ૩ અને ઉત્કૃષ્ટ સંખ્યાતા અને અનંતા જીવ આવીને ઉપજે

**૧૪૪ પ્ર. પાંચ પ્રતિક્રમણ દેવસી વગેરે શા માટે ?**

ઉ. પ્રતિક્રમણનો હેતુ હેતો અને વેર વિશેષ ટાળવાનો છે

(૧, ૨) દેવસી અને રાઈસી પ્રતિક્રમણ—સંજ્વલની ચોકડી ટાળવા માટે અને યથાખ્યાત ચારિત્ર મેળવવા માટે છે

(૩) પાખીનું પ્રતિક્રમણ—પ્રત્યાખ્યાનની ચોકડી ટાળવા માટે અને મનુષ્યની ગતિનો બંધ અટકાવવા માટે અને નિર્મળ સાધુપણું મેળવવા માટે છે

(૪) ચોમાસી પ્રતિક્રમણ, અપ્રત્યાખ્યાની ચોકડી ટાળવા માટે, તિર્યંચ ગતિનો બંધ અટકાવવા માટે અને શ્રાવકપણાની શુદ્ધિ માટે છે.

(૫) સંવત્સરી પ્રતિક્રમણ, અનંતાનુબંધની ચોકડી ટાળવા, નરક ગતિનો બંધ અટકાવવા અને સમકિત નિર્મળ કરવા માટે છે.

**૧૪૫ પ્ર. મિચ્છામિ દુક્કડં એટલે શું ?**

ઉ. મિ = મૃદુતાપૂર્વક + છા = દોષોનો છેદ કરીને + મિ = ચારિત્રની મર્યાદામાં રહીને, દુ = દુઃખ દેનાર, ક = પાપકર્મને, ડં = ઉલ્લંઘન કરું છું.

**૧૪૬ પ્ર. અનંતાનુબંધી ચોકડીનું શું સ્વરૂપ છે ?**

ઉ. અપ્રશસ્ત હેતુ, તીવ્ર અશુદ્ધ ઉપયોગ, તન્મયપણું ધર્મદ્વેષ નિર્દય પરિણામ. જેમકે ક્રોધ-માન પરિણામમાં તીવ્ર ઉપયોગ, કપટ ઉપાર્જનમાં વેરભાવ, જૈન ધર્મ પર દ્વેષ

માન–પોતાને જ્ઞાન દશા માની, ભોગ બાધક નથી એમ માને, હું જ સમજુ છું બીજાને તુચ્છ જાણે, જૈન ધર્મ તરફ દ્વેષ.

માયા–શુદ્ધ ધર્મ પ્રત્યે દ્રોહ, નિવડ માયા.

લોભ–સગાં, પરિગ્રહ, ભોગમાં અસાધારણ તન્મયપણું, નિધ્વંસ પરિણામ ખોટા તત્વ જ્ઞાનમાં મમત્વ. આ બધાં અનંતાનુબંધી સૂચક છે.

**૧૪૭ પ્ર ક્ષયોપશમ અને ક્ષાયક ભાવમાં શું ફેર છે?**

ઉ ક્ષયોપશમ ભાવમાં જેમ જેમ કર્મ પ્રકૃતિઓ ઉદયમાં આવતી જાય તેમ તેમ તે પ્રકૃતિને વશ કરનાર આત્મગુણમાં ઉપયોગ અને રમણુતા કરીને ઉદયવત પ્રકૃતિને મદ કરી નાખીને પ્રદેશ ઉદયથી ભોગવી નાખે એટલે નવીન કર્મ બધ અલ્પ અને રૂક્ષ થતો જાય અને જે પ્રકૃતિ ઉદયમાં આવી નથી તેને જ્ઞાન ઉપયોગથી ઉદયમાં આવવા ન દેવી. ક્ષાયક ભાવમાં કોઇ એક પ્રકૃતિને મૂળમાંથી શુકલ-ધ્યાનથી ઉખેડી કાઢી કાયમને માટે તેનો નાશ કરવો કે જેથી તે પ્રકૃતિ સત્તામાં જ રહે નહિ ક્ષાયિક ભાવમાં તીવ્ર તારતમ્યતાવાળો પુરુષાર્થ છે વળી પ્રકૃતિનો ઉપશમ કરવામાં આવતો નથી ક્ષયોપશમનું કામ ક્રમશઃ ધીમું ધીમું પ્રગતિ કર્યે જાય છે ક્ષાયિકભાવ એક સામટો પુરુષાર્થ કરે છે

**૧૪૮ પ્ર સાધુની કરણી કરવા છતાં મિથ્યાત્વી કેમ સંભવે?**

ઉ તેને પુદ્ગળીક સુખ અને આત્મિક સુખનો ભેદ ન સમજાય તેમજ દેવ, ગુરુ, ધર્મ આશ્રી જિનવાણીનો મર્મ સમજે નહિ.

**૧૪૯ પ્ર. જીવના આઠ રૂચક પ્રદેશ કેવા સ્વરૂપમાં રહે છે?**

ઉ આઠ રૂચક પ્રદેશો, જીવના અસખ્યાત પ્રદેશમા, મધ્ય ભાગે રહે છે, ચાર ઉપર અને ચાર નીચે, ત્રણ ત્રણને જોટે રહે છે, તેમનો બધ અનાદિ અનંત છે, તે આઠ તેજ ઠેકાણે મધ્યમા રહે છે, તેમાં ફેરફાર થતો નથી, તે આઠ રૂચક પ્રદેશને સકળીત અસખ્યાત પ્રદેશો

છે તેમાં સંકોચ વિકાસ થાય છે, અને તેઓનો અરસપરસ બંધ સાં
સાંત છે કારણ કે તેઓનું સ્થાન અરસપરસ બદલાય છે પણ કોઈ પ્રદે
છુટો પડતો નથી આ બંધ આત્મપ્રદેશો આશ્રી છે, અહિં કર્મ અ
શરીરની વિવક્ષા નથી. સિદ્ધના આત્મ પ્રદેશોનો બંધ સાદિ અપર્ય
વસિત (અનંત) છે

૧૫૦ પ્ર. કાર્મણ શરીર આદિવાળુ કે અનાદિ?

ઉ. કર્મની સ્થિતિ જ૦ એક સમય અને ઉત્કૃષ્ટ ૭૦ કોડાકોડ સાગર છે તેથી વ્યક્તિગત કર્મ પ્રકૃતિ સાદિ સાંત છે પણ પરંપરાની અપેક્ષાએ અનાદિ કાળની છે તે અપેક્ષાએ ભવ્ય ને અનાદિ સાંત છે અને અભવ્ય ને અનાદિ અનંત છે.

૧૫૧ પ્ર. આઠ રૂચક પ્રદેશો કેટલા આકાશ પ્રદેશોમાં રહે છે?

ઉ. આઠ રૂચક પ્રદેશો ૧. અથવા ૨, અથવા ૩ અથવા ૪, અથવા ૫, અથવા ૬ અથવા ૮, આકાશ પ્રદેશોમાં અવગાહના કરે પણ ૭ માં નહીં.

૧૫૨ પ્ર. સમોહિયા મરણ તે શું છે?

ઉ. સમોહિયા મરણ સમુદ્દઘાત સહિત થાય એટલે શરીરમાં રહીને આત્મ પ્રદેશો કીડીની હારની માફક ઉત્પત્તિ સ્થાનકને સ્પર્શી આવે ત્યાં સુધી દેશથી કંપે પછી દડાની પેઠે સર્વથી કંપીને ઉત્પત્તિ સ્થાનકે જાય, વિગ્રહ રહીત ગતિવાળાને આવું મરણ થાય.

જેને સમુદ્દઘાત થતી નથી તે બંધુકના ભડાકાની માફક સર્વ થી જ કંપીને અસમોહિયા મરણે મરીને એક સમયમાં અથવા બે કે ત્રણ સમયમાં વિગ્રહ ગતીએ ઉત્પત્તિ સ્થાને જાય, (અહીં જેને એક સમયની ઋજુગતિ છે તેને કોઈ અપેક્ષા પૂર્વક એક સમયની વક્રગતિ કહી છે તે તત્વ કેવળી ગમ્ય છે.)

૧૫૩ પ્ર. સમુદ્દઘાત એટલે શું?

ઉ. સમસત્તામાં રહેલા કર્મનો ઉદ્દીરણા કરીને, ભોગવીને,

ઘાત=નાશ કરવો તે સમુદ્ઘાત, એટલે સત્તામાં રહેલ કર્મને આકર્ષીને ભોગવીને નાશ કરવા તે

**૧૫૪ પ્ર કેવળ સમુદ્ઘાત ક્યારે થાય ?**

ઉ ૧૩મા ગુણસ્થાનનું અંતર્મુહુર્ત બાકી રહે ત્યારે અને આવજીકરણ પછી અંતર્મુહુર્તમાં કેવળ સમુદ્ઘાત થાય જેને આયુષ્યના છેલ્લા છ માસની અંદર કેવળજ્ઞાન થાય તેને જ વેદની આદિ કર્મની સ્થિતિ વધારે હોય તેને કર્મોને સરખી સ્થિતિના કરવા માટે થાય.

**૧૫૫ પ્ર સિદ્ધમાં દ્રવ્ય, ગુણ અને પર્યાય તે શું ?**

ઉ સિદ્ધ પોતે દ્રવ્ય, જ્ઞાન, દર્શન તે ગુણ, જ્ઞાન કે દર્શનનો ઉપયોગ તે પર્યાય

**૧૫૬ પ્ર સિદ્ધની અગુરુ લઘુ પર્યાય કઇ ?**

ઉ સિદ્ધના જ્ઞાન દર્શન ઉપયોગમાં, લોક-અલોકના રૂપી-અરૂપી દ્રવ્યોની અરૂપી છાંયા ( ભાસ, પ્રતિબિમ્બો ) પડે તે અગુરુ લઘુપર્યાય.

**૧૫૭ પ્ર પરમાણુના ત્રણ પ્રકાર કયા કયા છે ?**

ઉ ૧ જીવે પ્રકર્ષ યોગથી જે પુદ્ગલોને ગ્રહણ કર્યા તે પ્રયોગસા પુદ્ગળ.

૨ જીવે જે પુદ્ગળો છોડયાં તે પુદ્ગળોમાં બીજાં પુદ્ગળો ભળે એટલે મિસ્રસા પુદ્ગળો થાય

૩ ઉપરની બે જાતથી જુદાં પુદ્ગળો તે એક પરમાણુથી માંડીને અનંત અનંત પ્રદેશી સ્કંધ, એવાં પુદ્ગળો છુટાં કે જથાબંધ સ્વભાવથી હોય તે વિસ્રસા પુદ્ગળ કહેવાય.

**૧૫૮ પ્ર પરમાણું એટલે શું ?**

ઉ એકના બે ભાગ ન થાય એવું ઝીણામાં ઝીણું પુદ્ગળનું સ્વરૂપ તે પરમાણું

**૧૫૯ પ્ર. પુદ્ગળ એટલે શું ?**

ઉ. પુદ્=પૂરવું, ગળ=ગળવું, મળે અને જુદું થાય તે પુદ્ગળ જેને એક વર્ણ, એક ગંધ, એક રસ અને બે સ્પર્શ હોય તે પરમાણુ પુદ્ગળ દ્વીપ્રદેશ સંખ્યાત, અસંખ્યાત અને અનંત અનંત પ્રદેશી સ્કંધો હોય તેમાં કોઇ ચાર સ્પર્શવાળા (જેમકે ભાષા-મન-કાર્મણ શરીર યોગ્ય વર્ગણા) હોય અને કોઇ આઠ સ્પર્શવાળા હોય જેમકે ઔદારીક, વૈક્રિય, આહારક, તેજસ શરીર યોગ્ય વર્ગણાઓ અને બીજી અનેક વર્ગણાઓ પુદ્ગળ સ્વરૂપ છે. લોકમાં એવા અનંત અનંત પરમાણુઓ અને સ્કંધો છે પરમાણુ પુદ્ગળ શુદ્ધ દ્રવ્ય છે અને સ્કંધો વિકાર ભાવના દ્રવ્યપર્યાયો છે.

**૧૬૦ પ્ર. પુદ્ગળનું લક્ષણ શું ? કે જેથી ઓળખાય ?**

ઉ. શબ્દ, અંધકાર ઉદ્યોત, પ્રભા, છાયા, આતાપ, વર્ણ, ગંધ, સ્પર્શ એ લક્ષણોથી પુદ્ગળના સ્વરૂપની ઓળખાણ થાય ।

**૧૬૧ પ્ર. પુદ્ગળ પર્યાયનું લક્ષણ શું ?**

ઉ. એકત્વ (ભેગા થવું), પૃથક્ત્વ (જુદા થવું) સંખ્યા (સંખ્યામાં મળવું, સ્કંધબનવા) સંસ્થાન, સંયોગ, વિયોગ એ પુદ્ગળ પર્યાયોના લક્ષણ છે

**૧૬૨ પ્ર. વર્ણ, ગંધ, રસ, સ્પર્શ શું છે ?**

ઉ. તે પુદ્ગળના ગુણ પર્યાય છે પુદ્ગળની સાથે સમવાય સંબંધે એકત્વ થઇને રહેલા છે સ્વપર્યાયથી પરમાણુ શાશ્વત છે, પર-પર્યાયથી અનિત્ય છે કારણ કે અન્ય પુદ્ગળોમાં મળે ત્યારે ત્યાંના વર્ણાદિ રૂપે પરિણમે, બહાર નીકળી સ્વતંત્ર થાય ત્યારે મૂળ ગુણ પર્યાય હોય તેજ રહે

**૧૬૩ પ્ર. પરમાણુઓની એક સમયમાં ઉત્કૃષ્ટ ગતિ કેટલી ?**

ઉ. પરમાણુ પુદ્ગળ એક સમયે ચૌદ રાજલોક સ્પર્શે ?

**૧૬૪ પ્ર સનત્કોર ચક્રવર્તિ દેવલોક ગયા કે મોક્ષ?**

ઉ ઠાણાંગજીના ચોથે ઠાણે, પહેલે ઉદ્દેશે, ચાર અંતક્રિયાના સ્વામિ છે, તેમાંના એક સનતકુમાર ચક્રી છે.

**૧૬૫ પ્ર. શ્રી ઋષભદેવ સ્વામિ પૂર્વે ત્રીજા ભવે મહાવિદેહમાં વજ્રનાભ ચક્રવર્તિ હતા, તેમનો દીક્ષાનો કાળ તો છેવટનો છે, આવતા ભવનું આયુષ્ય તો ૧/૩ આયુષ્ય બાકી રહે ત્યારે બાંધે, ત્યારે ચક્રવર્તિપણામાં સર્વાર્થ સિદ્ધ મહાવિમાન દેવનું આયુષ્ય કેવી રીતે બાંધે?**

ઉ ભગવતીજી સૂત્રના ૨૫ મા શતકમાં ૭ મે ઉદ્દેશે સંજ્યાના અધિકારે કહ્યુ છે કે ગૃહસ્થ લિંગમાં પરિહાર વિશુદ્ધ ચારિત્ર સિવાયના ચાર ચારિત્ર લાભે અને ૭ મે ગુણ ઠાણે પહેલા ત્રણ ચારિત્ર લાભે. વજ્રનાભ ચક્રવર્તિ સમકિત હતા, સમકિત ચક્રવર્તિ દીક્ષા લેવાના જ હોય, તેઓ ચોથે ગુણ ઠાણે રહ્યા, આયુષ્યના બંધ સમયે સાતમા ગુણ ઠાણાની પરિણામની ધારાએ ચડીને સર્વાર્થ સિદ્ધન દેવતાના આયુષ્યનો બંધ પાડેલો અને ત્યારપછી કેટલેક કાળે દીક્ષા લઇ સાધુપણામાં કાળ કરી સર્વાર્થ સિદ્ધ વિમાનમાં ઉપજ્યા હોય તે વાત બધ બેસે છે

**૧૬૬ પ્ર. જે જીવ નરકથી નીકળી ચક્રવર્તિ થાય તેણે નરકમાં કેવી રીતે ચક્રવર્તિ પણાનો બંધ કર્યો?**

ઉ. પૂર્વે સાધુપણામાં બે વાર ચક્રવર્તિપણાના પુણ્યફળ મેળવેલાં તેમાં એકવાર ચક્રવર્તિ થઇ પછી દીક્ષા ન લેવાથી પહેલી નરકે જઇ ત્યાંથી નીકળી ફરી ચક્રવર્તિ થાય

**૧૬૭ પ્ર તંદુલ મચ્છ અંતમુહૂર્તમાં કેવી રીતે ૭ મી નરકે જાય?**

ઉ. પૂર્વે બે વાર ૭ મી નરકે જવાના અશુભ કર્મ બાંધ્યા હોય તે, વચમાં તંદુલ મચ્છ થઈ ફરી મહા હિંસક અધ્યવસાયના જોરે ૭ મી નરકે જાય

૧૬૮ પ્ર. કેવળી ભગવાન દેવાધિદેવ. ધર્મ દેવ ?

ઉ. દેવાધિદેવની આ ગતિમા ત્રણ નરક અને વૈમાનિક દેવ છે. કેવળીની આ ગતિમાં ચારે ગતિ છે માટે સામાન્ય કેવળી ભગવાન ધર્મ દેવ કહેવાય, ધર્મ દેવની ગતિ મોક્ષ અથવા દેવલોક હોય.

૧૬૯ પ્ર. ધર્મદેવનો સંચિઠ્ઠણા કાળ એક સમયનો કેવી રીતે ? તેમની જઘન્ય સ્થિતિ તો અંતર્મુહૂર્તની છે

ઉ. સ્થિતિ ચારિત્ર આશ્રી છે. સંચિઠ્ઠણા ભાવ આશ્રી છે, મોક્ષ ગુણસ્થાનવાળો ભાવ ચારિત્રે ચડે તો પાધરો ૭ મે ગુણ ઠાણે આવે ત્યા જઘન્ય એક સમય સાધુપણું ભોગવ્યું તે સંચીઠ્ઠણાકાળ.

૧૭૦ પ્ર. છેદોપસ્થાપનીય ચારિત્ર એક ભવમાં જ ૧, ૨, ૩ વાર અને ઉ ૧૨૦ વાર કેવી રીતે ?

ઉ. મૂળ દોષ લાગે તો ત્રણ વાર ઉપર છેદ નથી. અતિચાર લાગે તેનું પ્રાયશ્ચિત્ત છેદ રૂપે આપવામા આવે તો એક ભવમા ૧૨૦ વાર આવે તે ઉપરાંત નહિ.

૧૭૧ પ્ર. છેલ્લાં ત્રણ ચારિત્ર કેટલીવાર પાળવામાં આવે ?

ઉ.

| ચારિત્ર | એક ભવમાં | અર્ધ પુદ્ગળ પરાવર્તનની અંદરના ૩ મનુષ્ય ભવમાં |
|---|---|---|
| પરિહાર વિશુદ્ધ ચારિત્ર | જ ૧ ઉ. ૩ વાર | જ ૨. ઉ. ૭ (૩+૩+૧=૭) |
| સુક્ષ્મ સંપરાય ચારિત્ર | જ ૧ ઉ. ૪ વાર | ઉ. ૯ (૪+૪+૧=૯) |
| યથાખ્યાત ચારિત્ર | જ ૧ ઉ. ૨ વાર | ઉ. ૫ (૨+૨+૧=૫) |

૧૭૨ પ્ર. પુલાક પણામાં મરે નહિ છતાં તેને મારણાંતિક સમુદ્ઘાત કેમ કહી ?

ઉ. પુલાકપણામાં વર્તતા આઉમાં દેવલોકનો બંધ પાડે, મારણાંતિક સમુદ્ઘાત થાય, પછી સમુદ્ઘાતથી નિવર્તી કષાય કુશીલાદિક પામી મરે.

**૧૭૩ પ્ર ઘણા જીવ આશ્રી પુલાક નીયંઠાની જઘન્ય સ્થિતિ એક સમય કેવી રીતે ?**

ઉ. એક જણને પુલાકપણામાં એક જ સમય બાકી રહ્યો છે તે જ સમયે બીજો જીવ પુલાકપણાને પ્રાપ્ત થયો, ત્યારે બે જણનો પુલાકપણામાં સાથ એક જ સમય માટે રહ્યો.

**૧૭૪ પ્ર અન્ય લીંગ અને ગૃહ લીંગમાં કેટલાં ચારિત્ર લાભે ?**

ઉ. પરિહાર વિશુદ્ધ સિવાયના ચાર ચારિત્ર લાભે

**૧૭૫ પ્ર. અન્ય લીંગ અને ગૃહ લીંગમાં છેદોપસ્થાપનિય ચારિત્ર કેવી રીતે લાભે ?**

ઉ સ્વલીંગી સાધુ મિથ્યાત્વી ક્રુર રાજાને કારણે અન્ય લીંગના અથવા ગ્રહસ્થનો વેશ રાખી, ભાવ ચારિત્ર કાયમ રાખે તે અપેક્ષા સમજવી

**૧૭૬ પ્ર. સ્વલીંગ, દ્રવ્ય લીંગ અને ભાવ લીંગમાં શું ફેર ?**

ઉ સાધુનો વેશ તે સ્વલીંગ, વેશ પ્રમાણે ભાવ તે ભાવ લિંગ, વેશ અને ભાવમા પરસ્પર વિરોધ તે દ્રવ્યલિંગ

**૧૭૭ પ્ર. તીર્થંકર નામ કર્મના દળીયાં કોણ અને ક્યારે બાંધે ?**

ઉ. ક્રોડાક્રોડી સાગરોપમથી વધારે જેને સંસાર હોય તે તીર્થંકર નામ કર્મના દળીયાં મેળવી શકે નહિ બંધ ત્રીજે ભવે પડે પણ દળીયા એક ક્રોડાક્રોડ સાગરમાં મેળવે જેને બંધ ન પડે તેના દળીયાં યશોકીર્તિનું ફળ આપી ભોગવાય જાય

**૧૭૮ પ્ર. શ્રી મહાવીર સ્વામિના ગર્ભનું સાહરણ ક્યે ઠેકાણે છે ?**

ઉ. આચારાંગ સૂત્ર સ્કંધ ૨, અ. ૧૬–"ગબ્ભાઓ ગબ્ભં

સાહરીએ" એવો પાઠ છે દશાશ્રુત સ્કંધ, અ. ૮—અપ્પાણેણ ચેવ સાહરીએ.

ભગવતીજી શતક ૫, ઉ. ૩૩–દેવાનંદાજીને પાનો ચડયો ત્યારે ભગવાને કહ્યું કે તેમની કુક્ષીમાં હું ૮૨ા રાત્રિ રહ્યો છું. સમવાયાંગજીમાં પોટીલના ભવથી છઠ્ઠો ભવ મહાવીરનો તે આ પ્રમાણે.—

૧ પોટીલ, ૨ આઠમું દેવલોક, ૩ નંદરાજા, ૪ દસમું દેવલોક ૫ દેવાનંદાજીની કુખે, ૬ ત્રિશલાદેવી રાણીની કુખેથી અવતર્યા.

હરણગમેષીદેવે ગર્ભને યોનીથી સાહરીને યોની દ્વારા અખંડ પણે ગર્ભસ્થાનમાં મૂક્યો.

## ૧૭૯ પ્ર. છદ્મસ્થ ભવ્ય તીર્થંકરના વખતમાં કોઈ કેવળી હોય ?

ઉ. તીર્થંકર માતાના ઉદરમાં આવ્યા પહેલાં જ આગલા તીર્થંકરના શાસનમાં કેવળ જ્ઞાનની ઉત્પત્તિ બંધ થાય છે, તીર્થંકર જન્મી દીક્ષા લઈને કેવળ જ્ઞાન પામે અને તીર્થ સ્થાપે ત્યારે આગલા તીર્થંકરના સાધુ તેમાં ન ભળે ત્યા સુધી તેમને કેવળજ્ઞાન ન થાય.

## ૧૮૦ પ્ર. કલ્પવૃક્ષ શેના બનેલા હોય ?

ઉ. દશ જાતના કલ્પવૃક્ષ સચિત વનસ્પતિકાય, ઉદારીક પુદ્ગળના વાવ્યાં વગર ઉગે માટે વિસસા ઉત્પન્ન થયું પ્રયોગસા પુદ્ગળ છે, ઘણા કાળની સ્થિતિના છે

## ૧૮૧ પ્ર. જુગલીઆં શેનો આહાર કરે ?

ઉ. પૃથ્વી, ફળ અને ફુલનો આહાર કરે તે અમૃત સરખો હોય.

## ૧૮૨ પ્ર. સમુચ્છિમ મનુષ્યનો ૨૪ મુહૂર્તનો વિરહ કેમ થાય ?

ઉ. મનુષ્ય ક્ષેત્રમાં એટલો કાળ એવી જાતનો વાપરો થાય કે જેને લઈને ૧૪ સ્થાનકમાં સમુચ્છિમ મનુષ્યની ઉત્પત્તિ થાય જ નહિ.

**૧૮૩ પ્ર. મનુષ્યના ઉપરા ઉપર ભવ કેટલા થાય?**

ઉ સમુર્ચ્છિમ મનુષ્ય અથવા ગર્ભજ મનુષ્યના અથવા સમુચ્ચય મનુષ્યના ઉપરા ઉપર ઊત્કૃષ્ટા ભવ આઠ થાય

**૧૮૪ પ્ર સજ્ઞી પચેન્દ્રિય અપર્યાપ્તો અશાશ્વતો કેવી રીતે?**

ઉ તેનો વિરહકાળ ઉત્કૃષ્ટો ૧૨ મુહુર્તનો છે

**૧૮૫ પ્ર. અકેવળી અને છદ્મસ્થમાં શું ફેર?**

ઉ ૧૧ મા ગુણ ઠાણા સુધી છદ્મસ્થ, બારમા ગુણસ્થાનવાળા સુધી અકેવળી, બારમા ગુણસ્થાનવાળા છદ્મસ્થ ન કહેવાય

**૧૮૬ પ્ર. સસાર પરિઅટ્ટણા અને અસિદ્ધમાં શું ફેર?**

ઉ ૧૧ મા ગુણ ઠાણા સુધી સસાર પરિઅટ્ટણા અને ૧૪ મા ગુણ ઠાણા સુધી અસિદ્ધ

**૧૮૭ પ્ર અઢીદ્વીપ બહાર કોઇ મનુષ્ય જન્મે મરે કે કેમ?**

ઉ. મનુષ્ય ક્ષેત્ર બહાર મનુષ્ય જન્મ મરણ ન કરે, દેવતા ઉપાડી જાય તોય તેને પાછા મૂકી જવાની સ્વભાવિક રીતે બુદ્ધિ થાય.

**૧૮૮ પ્ર મિશ્ર કાય યોગ કોને કહેવાય?**

ઉ. ઉપજતાં પહેલા સમયના કાર્મણ કાયયોગ પછી બીજા સમયથી માંડીને અપર્યાપ્ત અવસ્થામા શરીર પર્યાપ્તિ પૂરી થાય તેની પહેલાના સમય સુધી મિશ્ર યોગ કહેવાય જેમકે ઉદારીક મિશ્ર અને વૈક્રિય મિશ્ર.

**૧૮૯ પ્ર લબ્ધીથી ઉત્તર વૈક્રિય કે આહારક શરીર બને ત્યારે કોનું મિશ્ર સમજવું?**

ઉ ઉદારીક શરીરવાળો ઉપરોક્ત શરીર કરે ત્યારે બનાવતી વખતે ઉદારીકની પ્રધાનતાથી ઉદારીક મિશ્ર કહેવાય અને છોડતી વખતે વૈક્રિય મિશ્ર અથવા આહારક મિશ્ર કહેવાય કારણ કે તે વખતે તેની પ્રધાનતા છે

**૧૯૦ પ્ર. નોસન્નાવઉત્તા કોણ કહેવાય ?**

ઉ. ગુણસ્થાન છઠ્ઠી આદિને ઉપરના ગુણઠાણવાળા નોસન્નાવઉત્તા કહેવાય તેમને આહાર કરવાની સંજ્ઞા એટલે અભિલાષા નથી પણ આહાર કરે તો ક્ષુધાવેદનીયના ઉદયથી કડવા ઔષધરૂપ આહારની ઇચ્છા વગર આહાર કરે.

**૧૯૧ પ્ર. લેશ્યામાં મરીને જીવ પરભવમાં ક્યારે જાય ?**

ઉ. મરવા પહેલાં અંતર્મુહૂર્ત આગાઉ જે લેશ્યા થાય તેના ત્રણ ભાગ કરીએ તો લેશ્યાના મધ્ય ભાગમાં મરે, પહેલો ભાગ મરણ પહેલાનો અંતર્મુહૂર્ત બીજો ભાગ મરણ વખતનો અને ત્રીજો ભાગ અન્ય ગતિનો અંતર્મુહૂર્ત મનુષ્ય કે તિર્યંચમાં ઉપજે તો તે લેશ્યા બદલી જાય અને દેવતા નારકી ને તેજ લેશ્યા આખો ભવ રહે અને તે પછીના ભવમાં અંતર્મુહૂર્ત સુધી રહે

**૧૯૨ પ્ર. તીર્થંકર કેટલા ગુણસ્થાન સ્પર્શે ?**

ઉ. ૪, ૬ ૭, ૮, ૯, ૧૦ ૧૨, ૧૩, ૧૪ એ નવ સ્પર્શે, બાકીના ન સ્પર્શે

**૧૯૩ પ્ર. દરેક તીર્થંકરના વખતમાં પ્રત્યેક બુદ્ધ કેટલા ?**

ઉ દરેક તીર્થંકરના વખતમાં ચાર બુદ્ધિવાળા જેટલા હોય તેટલા પ્રત્યેક બુદ્ધ સમજવા.

**૧૯૪ પ્ર. પાંચમા આરાને છેડે કેટલા સૂત્ર રહેશે.**

ઉ. નદીજીમાં ચાર અંગની ચૂલીના આરભમાં પર્યાયમાં કહ્યું છે કે – આચારાંગ, આવશ્યક દશવૈકાલીક અને ઉત્તરાધ્યયન એ ચાર મુખ્ય હોવાથી તીર્થંકરના તીર્થ સુધી પ્રવર્તે

**૧૯૫ પ્ર. દસમે ગુણ ઠાણે કયો ઉપયોગ ?**

ઉ. સૂક્ષ્મ સંપરાયનો સ્વભાવ માત્ર જ્ઞાન ઉપયોગનો જ છે,

દર્શન ઉપયોગનો નથી જુઓ ભગવતીજી શતક ૨૫. ઉદ્દેશ ૭, સંજયાના અધિકારમા.

**૧૯૬ પ્ર શ્રાવક સૂત્ર ભણે કે કેમ?**

ઉ. શ્રી નંદીજીમાં શ્રમણોપાસકને "સુયપરિગ્ગહા" કહ્યા છે, માટે સૂત્ર ભણ્યા જણાય છે

**૧૯૭ પ્ર ઉદ્દેશ, સમુદ્રેશ, આણુજ્ઞા શુ છે?**

ઉ ગુરુ અધ્યયન વગેરેનો ઉપદેશ આપે તે ઉદ્દેશ, શિષ્ય સમજે તે સમુદ્દેશ, ગુરુ અજ્ઞા આપે કે જેમ તમે ધાર્યું તેમ બીજાને ધરાવજો તે આણુજ્ઞા

**૧૯૮ પ્ર ઉદ્દેશો, સમુદ્દેશો, આણુન્ન, આણુયોગ તે શું?**

ઉ વાચણી લેવી તે ઉદ્દેશો, ધારી રાખવું તે સમુદ્દેશો, વંચણી દેવી તે અણુન્ન અને ઉદ્દેપશ દેવો તે અણુયોગ (શાખ અનુયોગદ્વાર શ્રુતજ્ઞાનના અધિકારે, સૂત્ર મ ડાતાં)

**૧૯૯ પ્ર સાધુએ કેવી કથા કરવી?**

ઉ તત્ત્વ માર્ગમા સ્થાપના (પ્રવૃત્તિ) કરાવનાર કથા તે આક્ષેપિણી, મિથ્યાત્વાદિ દોષોમાથી નિવૃત્તિ કરાવનારી કથા તે વિક્ષેપિણી, સસારમા અરૂચી અને મોક્ષ પ્રત્યે રૂચી થાય એવી કથા તે નિર્વેદિની, વૈરાગ્યની ભાવના ઉત્પન્ન કરનારી કથા તે સવેદની એમ ચાર કથા સાધુએ કરવી

**૨૦૦ પ્ર નારકી, દેવતાને, આહારક, તેજસ, કાર્મણની ઊત્કૃષ્ટિ ૪ ક્રિયા કેવી રીતે લાગે?**

ઉ. તેઓએ, તેઓના પૂર્વકૃત શરીર વોસરાવ્યા નથી તેથી તે શરીરના પુદ્ગળોને ફરસતા આહારક અને ઉદારીકને કિલામના થાય જેથી ૪ ક્રિયા લાગે, વળી ઉદારીક આશ્રી તેજસ, કાર્મણ રહ્યાં છે તેથી તેની ચાર ક્રિયા કહી

૨૦૧ પ્ર. સારંભ, સમારંભ, આરંભમાં શું ફેર?

ઉ. સારંભ = મારવાનો વિચાર, સમારંભ = પીડા આપવી, આરંભ = હિંસા કરવી

૨૦૨ પ્ર પરભવમાં જતાં કોઈ પદાર્થ જીવને કેમ રોકતો નથી?

ઉ જીવ, તેજસ કાર્મણ શરીર સાથે જાય છે, તે શરીરો તેમજ જીવ બાધા રહિત છે લોકાંત સુધી જતાં આવતા કોઈ પદાર્થ તેને રોકી શકતો નથી એવાં તે સૂક્ષ્મ છે

૨૦૩ પ્ર. કયા કયા શરીરો એક સાથે ન હોય?

ઉ. આહારક અને વૈક્રિય એ બે શરીરો એક સાથે ન હોય.

૨૦૪ પ્ર. એક જીવને જવા આવવા માટે નારકી, દેવતાનું જઘન્ય અંતર કેટલું?

ઉ. તિર્યંચ માટે અંતર્મુહૂર્ત અને મનુષ્ય માટે પ્રત્યેક માસ તેટલા આયુષ્ય વગર નારકી કે દેવતા થઈ શકે નહિ

૨૦૫ પ્ર. દશ ભવનપતિના ૧૦ દંડક કેમ કહ્યા?

ઉ. દશે ભવનપતિમાં વચ્ચે નારકીના પ્રતર છે, માટે ભવનપતિના દંડક જુદા પડ્યા

૨૦૬ પ્ર. વાણવ્યંતરનાં નગર કયા છે?

શ્રીઅસંખ્યાતા દ્વીપોની નીચે વાણવ્યંતરના નગર હોય, સમુદ્ર નીચે હોય નહિ અને તે લાખ યોજનથી વધારે ન હોય, તેના લાખ વર્ષાં નગર ત્યાં હોય.

૨૦૭ પ્ર. સત્ય ભાષા કઈ? ઉ. નિરવદ્ય ભાષા સત્ય છે.

૨૦૮ પ્ર. દુઃખ શાનું છે? ઉ. મમત્વનું દુઃખ છે.

૨૦૯ પ્ર. શ્રેષ્ઠ દાન કયું? ઉ અભયદાન.

**૨૧૦ પ્ર સકામ મરણુ કયુ ?**

ઉ. જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપની આરાધનાથી તથા ત્રણ પ્રકારના સથારાથી સકામ મરણુ થાય.

**૨૧૧ પ્ર. સાધુની ગતિ કઈ ?** ઉ. દેવલોક અને મોક્ષ.

**૨૧૨ પ્ર કયા સાધુ દેવલોકે જાય ?**

ઉ પૂર્વસજમ તે સરાગ સજમ અને ઉપશમ વીતરાગ સંજમ પુર્વ તપ તે ક્ષપક શ્રેણી સિવાયના બાર પ્રકારનો તપ, કર્મનો સંગ અને પુદ્ગળનો સગ એટલા કારણે સાધુની ગતિ દેવલોકની થાય ત્યાં આત્મભાવની વ્યક્તવ્યતા નિશ્ચયથી નથી કારણુ કે સરાગભાવ કે પુદ્ગળીક ભાવ રહી જાય છે

**૨૧૩ પ્ર. સાધુ કેવી રીતે મોક્ષ જાય ?**

ઉ. ઉત્તર સંયમ તે ક્ષીણુ મોહ વીતરાગ સયમ, ઉત્તર તપ તે ક્ષપક શ્રેણીના શુકલ ધ્યાનના ચાર ચરણુ, કર્મનો સર્વથા નાશ, પુદ્ગળનો આત્મ પ્રદેશોથી સર્વથા અભાવ આ ચાર કારણોથી સાધુ મોક્ષમાં જાય ત્યા નિશ્ચયથી આત્મભાવની વ્યક્તવ્યતા છે

**૨૧૪ પ્ર વ્યવહાર, નિશ્ચય, દ્રવ્યભાવ, ચારિત્ર, તપ શું છે?**

ઉ વ્યવહાર ચારિત્ર–પાંચ મહાવ્રત, પાચ સમિતિ, ૩ ગુપ્તિ

**નિશ્ચય ચારિત્ર**– ૧૮ પાપસ્થાનમાંથી નિવૃત્તિ રૂપ અભ્યંતર પરિણામ, શુદ્ધ ગુણોમાં સ્થિરતા ભાવ ચારિત્ર–સર્વ પદાર્થને વિષે રાગ–દ્વેષનો અભાવ

**વ્યવહાર તપ**–બાર પ્રકારના તપને વિષે પ્રવર્તન, તે એકાંત નિર્જરાને અર્થે

**નિશ્ચય તપ**–ચારિત્ર રસ તે આત્માના શુદ્ધ ગુણોમાં દ્રવ્ય આત્માનો પંડિત વીર્યથી સતત ઉપયોગ (તલ્લીનપણુ) તેમાં જે જોરદાર પ્રયત્ન છે તે નિશ્ચય તપ.

દ્રવ્યથી તપ–બાર પ્રકારના તપનું આચરણ

ભાવ તપ-એકાંત. નિર્જરાને અર્થે તપ કરવો તે, અહીં આત્મિક સુખ ઉપરે છે અને સંસારીક સુખમાં અરૂચી છે

૨૧૫ પ્ર. આત્મભાવ શું છે ?

ઉ. શરીરાદિ સર્વ બાહ્ય ભાવોનો ત્યાગ કરીને આત્માના શુદ્ધ ગુણોમાં લીન થવું તે.

૨૧૬ પ્ર. મુક્તિ માટે બાર પ્રકારના તપ સફળ ક્યારે થાય ?

ઉ. સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન સહિત પાંચ મહાવ્રતોનું પાલન, રાત્રિભોજનથી વિરક્તિ, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિની આરાધના, કષાય ત્યાગ જીતેન્દ્રિય, ગર્વરહિત, નિઃશલ્ય, માયા તથા નિયાણા રહિત હોય તેવો તપ મોક્ષ ગતિના નિર્જરાના ફળને આપે છે

૨૧૭ પ્ર. બાહ્યતપની સાથે અભ્યંતર તપને શું સંબંધ ?

ઉ. બાહ્ય તપથી શરીરને કષ્ટ પડે છે એટલે અશુભ કર્મની ઉદીરણા થાય છે અને નિર્જરા થાય છે તે વખતે શરીરના કષ્ટમાં જે દુઃખ થાય તેમાં સમભાવ રાખવાથી નવા કર્મનો બંધ થતો નથી, તે માટે અભ્યંતર તપનો ઉપયોગ કરવો, એટલે ધ્યાનથી આત્માને શરીર ભાવથી તારવી લઈને આત્માના શુદ્ધ ગુણોમાં લીન થવું જેથી ઇંદ્રિયોના આલંબન વગર આત્મિક સુખનો અનુભવ થાય તેથી બાહ્ય તપનું દુઃખ નિષ્ફળ થાય નવા કર્મ ન બંધાય અને સકામ નિર્જરા થાય, બાહ્ય તપનો અભ્યાસ ન રાખ્યો હોય તો ઉપસર્ગ પરિષહ વખતે દુઃખ થવાથી રાગ દ્વેષ વિહ્વળતા થાય, તે સર્વ નિષ્ફળ કરવા જેટલું શુક્લ ધ્યાન એકદમ પ્રાપ્ત થવું મુશ્કેલ છે

૨૧૮ પ્ર. કેવા તપથી આત્માના ગુણની હાની થાય અને સંસાર વધે ?

ઉ. વેર લેવા માટે વેવાળી તપ (કમઠની પેઠે), પુત્રાદીક

સુખની ઇચ્છાવાળું આશીતપ, કીર્તિ તપ, ક્રોધથી ધમધમતો તામસી તપ, કરણીનો સોદો કરનાર નિદાન તપ, પૂજા શ્લાઘા માટે તપ, માયાવી તપ, અજ્ઞાન તપ, પરવશપણે અકામ તપ, સ્વાર્થી તપ, સરાપી તપ, આ બધી જાતના તપ આત્માના ગુણુને ઝેર સમાન છે

**૨૧૯ પ્ર કયા તપ ઉત્તમ છે ?**

ઉ જ્ઞાન-દર્શન યુકત, સકામ નિર્જરા અને મોક્ષના હેતુવાળા, નિરાશી, ગુપ્ત, ઈચ્છાનિરોધ, બ્રહ્મચર્ય, ઇદ્રિયોને દમનારા, સમભાવી, આત્મિક સુખ પ્રગટ કરનારા એવા ભાવવાળા તપ ઉત્તમ છે

**૨૨૦ પ્ર તપની પ્રત્યક્ષ સફળતા કેવી રીતે જાણવી ?**

ઉ મન શાત થાય, સ્વસ્થ થાય, આકુળતા, વ્યાકુળતા, ક્ષોભનો અભાવ થાય તે તપની સફળતા છે

**૨૨૧ પ્ર મન શુદ્ધ કેવી રીતે થાય ?**

ઉ બીજાના દોષ જોવા નહીં, દોષ દષ્ટિમાં કષાય નિવાસ છે. તેથી મન મલીન થાય છે માટે તે બધ કરીને પ્રમોદ ભાવથી ગુણીના, ગુણુમાં આનદ લાવવાથી મન શુદ્ધ થાય છે

**૨૨૨ પ્ર કયા ગુણુનુ કયુ અજીર્ણ અને અજીર્ણનુ નિવારણુ ?**

ઉ

| ગુણુ | અજીર્ણુ | અજીર્ણ નિવારણુ |
|---|---|---|
| જ્ઞાન | મદ | વિનય |
| ક્રિયા | નિંદા | ગુણાનુરાગ |
| તપ | ક્રોધ | ક્ષમા |

૨૨૩ પ્ર. સમકિતનું અજીર્ણ શું ?

ઉ. સમકિતને અજીર્ણ ન હોય.

૨૨૪ પ્ર. પ્રાયશ્ચિત દોષનો ધણી કોણ ?

ઉ ગુરુનો દ્રોહી, છિદ્રગવેષી, ચતુર્વિધ સંઘમાં ભેદ પાડનાર

૨૨૫ પ્ર. પોતાના ગુણની પ્રશંસા કરાવવાનું શું ફળ ?

ઉ. ગુણનો નાશ અને અજ્ઞાનની વૃદ્ધિ

૨૨૬ પ્ર. શાસ્ત્રનો અનાદર કરનારને શું ફળ મળે ?

ઉ. શાસ્ત્રનો અનાદર કરનાર જ્ઞાનાવરણીય કર્મ બાંધે, મૂઢમ જાતિમાં ઉપજે, જીભનો રોગ થાય કે જીભની પ્રાપ્તિ ન થાય, પાપ નિવારણ કરવાનો હેતુ મેળવી ન શકે, વગેરે અનેક ફળ મળે.

૨૨૭ પ્ર. જ્ઞાનની રમણતા વગર જપતપાદિ કરે તેનું શું ?

ઉ. એક ક્રોડ ઉપવાસથી જેટલા કર્મ નારકીમાં નિર્જરે એટલાં કર્મ એક શ્વાસોશ્વાસની આત્મ રમણતામાં ખપે.

૨૨૮ પ્ર. સર્વ ગુણોનો કેવી રીતે નાશ થાય ?

ઉ. સ્વપ્રશંસા, પરનિંદા, ઈર્ષા (બીજાનું સારું સહન ન કરવું તે) માયાકપટ, ક્લેશ તે દુર્ગુણો સર્વ ગુણોનો નાશ કરવા સમર્થ છે.

૨૨૯ પ્ર. સાધુએ કેટલા પ્રકારની ભાષાનો ત્યાગ કરવો જોઈએ ?

ઉ હિંસાકારી, ભેદ પાડનાર, વિકથા, ક્લેશ ઉપજાવનાર, અપવાદ કર્મ, વગર વિચાર્યું અનાર્ય, વિવાદકારી, વિટંબણાકારી, દ્વેષકારી, નિંદક, નિર્લજ્જ, સ્વસ્તુતિ અને પરનિંદાવાળું આવાં વચન સાધુ ન બોલે.

૨૩૦ પ્ર. વ્રતોનો વિરાધક કોણ થાય ?

ઉ. દાનનો નિષેધ કરનાર, ચાડી કરનાર, મત્સર ભાવ ધરનાર,

આક્રોશ વચનવાળો, ઝગડા–ક્લેશ–વેર–વિગ્રહ–અસમાધિ કરનાર, વેર વધારનાર, રોષ ધરનાર એટલા આરાધક ન થાય.

**૨૩૧ પ્ર નિંદાદિની ટેવ પડી હોય તો કેવી રીતે ટાળવી ?**

ઉ બીજાની નિંદા કરવાનુ મન થાય ત્યારે પોતાના દોષની નિંદા કરવી, પોતાની પ્રશંસા કરવાનું મન થાય ત્યારે બીજાના ગુણની પ્રશસા કરવી, બીજાના ગુણો છુપાવવાનુ મન થાય ત્યારે પોતાના ગુણો છુપાવવા, બીજાની અદેખાઈ આવે ત્યારે વિચારવું કે મારી ઋદ્ધિ નકામી શા માટે ગુમાવું ?

**૨૩૨ પ્ર પાખંડી કોણ ?**

ઉ. ધર્મને નામે લોકોને ઠગે તે પાખડી.

**૨૩૩ પ્ર છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનમાં શું ફેર ?**

ઉ સાતમા ગુણસ્થાનવાળો પાચ પ્રમાદ, મદ વિષય–કષાય, નિંદ્રા, વિકથા ન સેવે તથા સજલના ચાર કષાયને વધારે પાતળા કરે અને ધર્મ ધ્યાનમાં રહે તેથી અપ્રમત કહેવાય

**૨૩૪ પ્ર વીર્ય ગુણ અને ક્ષયોપશમમાં શુ ફેર.**

ઉ વીર્ય ગુણ અતરાય કર્મના ક્ષયોપશમથી ઉપજે છે ને ક્ષયોપશમ ચારે ઘનઘાતી કર્મનો થાય છે, જ્યા ક્ષયોપશમ થાય છે ત્યા વીર્ય ગુણ તો સહચારી હોય જ

**૨૩૫ પ્ર પડવાઈ સમકિતી અર્ધ પુદ્દગળમાં પાછો ઠેકાણે કેમ આવે ?**

ઉ. જેમ દોરાવાળી ખોવાયેલી સોય ગોતી જડે છે તેમ સમકિતના પર્યવનો અશ અને શ્રુતજ્ઞાનનો અશ પડવાઇના આત્મામાથી જાય નહિ તેથી પાછો ઠેકાણે આવી જાય

**૨૩૬ પ્ર જીવ શુદ્ધ ક્રિયા કયારે કરે ?**

ઉ અજીવ શરીરથી જીવનુ ભિન્નપણું અનુભવે ત્યારે શુદ્ધ ક્રિયા

કહેવાય, તે શુકલ ધ્યાનથી થાય છે, તેના ત્રણ પાયાથી જીવ શુદ્ધ ક્રિયા વધારતો જાય છે અને ચોથે પાયે સર્વ કર્મ અને પુદ્ગલ સબંધનો ત્યાગ કરે છે

## ૨૩૭ પ્ર. તંદુલ મચ્છની વાત સૂત્રમાં છે?

ઉ. શ્રી ભગવતીજી સૂત્રના ૨૪ મા શતકમાં એમ છે કે અંગુલના અસંખ્યાતમા ભાગની અવગેહના અને અંતર્મુહૂર્તની સ્થિતિવાળો મચ્છ માઠા વિચારના જોરે પરમ કૃષ્ણલેશ્યાના પરિણામે રૌદ્રધ્યાને મરીને સાતમી નરકે જાય તે તંદુલ મચ્છ જાય તેમાં નવાઈ નથી. મોટા મચ્છના મુખમાંથી કેટલાક માછલાં બહાર નીકળતા જોઇ તે વિચારે કે મારી કાયા આવી મોટી હોત તો એકે માછલુ પાછુ જવા દઈ નહીં

## ૨૩૮ પ્ર. કર્મ આત્મપ્રદેશને ઉપરા ઉપર થરની પેઠે લાગેલાં છે કે કેમ?

ઉ. કર્મ ચોફરસી પુદ્ગળ છે માટે તેનો ઉપર થર થર જામતો નથી પણ એક સમયનાં કે અસંખ્યાત સમયનાં બધાં કર્મ આત્મપ્રદેશોની સાથે ખીર-નીરની પેઠે રહે છે જે કર્મની સ્થિતિ પાકે તે કર્મ ઉદયમાં આવે અને જે કર્મ પ્રકૃતિઓનો ક્ષયોપશમ થઇ શકે તેનો ક્ષયોપશમ થાય તેટલો ઉઘાડ થાય.

## ૨૩૯ પ્ર. શ્રી ઋષભદેવ સ્વામીએ ૭૨ કળા શીખવી તેમાં તો આરંભ થાય તો અનુકંપા ક્યાં રહી?

ઉ. યુગલ ધર્મથી નિવર્તેલાને ઘણા આરંભે અને ઘણા પ્રયત્ને નિર્વાહાદિ કળામાં ફાંફાં મારતા જાણી તેમની અને વધારે પ્રમાણમાં ઘાત થતા છએ કાયની અનુકંપા લાવી પોતાના ત્રણ જ્ઞાનના પ્રભાવે કળા શીખવી, એવી પ્રયાસ અને આરંભ ઓછો થયો તે પરમાર્થે અનુકંપા જાણવી કારણ કે ઘણી હિંસા ટાળી.

## ૨૪૦ પ્ર. નિન્હવ અને કિલ્વીષીમાં કોણ કનિષ્ઠ?

ઉ. કિલ્વીષી નિંદક હોવાને વધારે કનિષ્ટ છે

**૨૪૧ પ્ર વ્યવહાર કાળ કયાં ન લાભે ?**

ઉ વિદિશા, ઉર્ધ્વદિશા અને અધોદીશામા કાળની ના કહી છે

**૨૪૨ પ્ર વિદિશા, ઉર્ધ્વ અને અધો દીશામાં અજીવના કેટલા ભાંગા લાભે ?**

ઉ અજીવ, અજીવનો દેશ અને પ્રદેશ

**૨૪૩ પ્ર શ્રાવક અને શ્રમણોપાસકમાં શુ ફેર ?**

ઉ ભગવતી શતક ૯, ઉદ્દેશ ૩૧ મે શ્રાવક–શ્રાવિકા કહ્યા તે છુટક વ્રત, નિયમ, પચ્ચક્ખાણ, સામાયક, પૌષધના કરનારા અને શ્રમણોપાસક કહ્યા તે નવતત્ત્વના જાણ, ૧૨ વ્રતધારી, મહિનામાં છ પોષા કરનાર, બે વખત પ્રતિક્રમણ અને હમેશા સામાયક એમ કાયમના કરવાવાળા સમજવા

**૨૪૪ પ્ર. ભગવતીજી શતક ૨, ઉદ્દેશ ૧, ત્યાં ભગવાનને “વિયટ્ટભોઇ” કહેલ છે તે શુ ?**

ઉ વિયટ્ટભોઇ = નિત્યભોજી, અહીં વિયટ્ટ એટલે નિવર્ત્યા એમ થતો નથી

**૨૪૫ પ્ર ભગવાનને મુગુટ, આભરણ, અલંકાર હોય ?**

ઉ ભગવતીજી શતક ૨, ઉદ્દેશ ૧, ખધકને અધિકારે કહ્યુ છે કે ભગવત મુકુટાદિક વસ્ત્ર આભૂષણ વિના પણ અતિશેમા અતિશે દીપે છે.

**૨૪૬ પ્ર ખધક સન્યાસીને પ્રશ્ન પૂછનાર પીંગળ નિયંઠો સાધુ કે શ્રાવક ?**

ઉ નામ પીંગળ, અટક નિયંઠો તે શ્રાવક હતો, સાધુ નહિ

**૨૪૭ પ્ર સાધુને માટીનું ભાજન કલ્પે ?**

ઉ સાધુને તુબડાનું, માટીનું, કાષ્ટનુ એમ ત્રણ જાતના ભાજન કલ્પે.

૨૪૮ પ્ર. સાધુ કાળ ધર્મ પામ્યા પછી તેનુ શબ, સાધુએ ક્યારે વોસરાવવું જોઇએ.

ઉ. મૃત્યુકાળ પછી બે ઘડીએ શબ સાધુએ વોસરાવવું જોઇએ, ત્યારબાદ સમૂર્છિમ ઉપજે છે પછી સાધુથી અડાય નહિ પણ અટવી કે એવા અપવાદિ કારણે અટવીમાંથી લાવતા વધારે વાર લાગે તો અડવું પડે, જૈન ધર્મની હીલના થવા દેવી નહિ.

૨૪૯ પ્ર. ભવી જાણી શકે કે હું ભવી હઇશ ?

ઉ. હું ભવી હઇશ કે અભવી એવો જેને વિચાર થાય તે ભવી હોય.

૨૫૦ પ્ર. દર્શન ભેદ વિકથા કઈ ?

ઉ. કુતીર્થના જ્ઞાનાદિકની પ્રશંસા કરવાથી સાંભળનારને તેના ઉપર રાગ થાય તો સમકિતમાં ભેદ પામે તે દર્શન વિકથા સમજવી.

૨૫૧ પ્ર. ચન્દ્ર સૂર્ય સો જોજન ઉંચે પ્રકાશ કરે તો તેની ઉપર શેનો પ્રકાશ હશે ?

ઉ. ઉંચી દિશા વિમલા કહી છે તેજની પુદ્ગળ છે, તેજે પ્રકાશે છે, નીચી દિશાને તમાદિશિ કહેલ છે.

૨૫૨ પ્ર. દીક્ષા લેતી વખતે કઇ લેશ્યા હોય ?

ઉ. દીક્ષા લેતી વખતે ૭ મુ ગુણસ્થાન હોય ત્યાં ત્રણ શુભ લેશ્યા જ છે.

૨૫૩ પ્ર. દ્રવ્ય અને ભાવ લેશ્યા શું ?

ઉ. વર્ણ ગંધ, રસ સ્પર્શ સહિત છે તે દ્રવ્ય લેશ્યા, જીવના પરિણામ તે ભાવ લેશ્યા.

૨૫૪ પ્ર. નિદ્રા કયા કર્મને ઉદયે હોય ?

ઉ. દર્શનાવરણિય, શાતાવેદનીય અને રતિમોહનીય કર્મના ઉદયથી નિદ્રા આવે.

**૨૫૫ પ્ર સુચી કુસગ્ગ કરે તે આશ્રવનો અર્થ શું ?**

ઉ સુચી=સોય, કુસગ્ગ=અણીવાળું ડાભ તેને અજતનાથી મૂકે તો આશ્રવ, કારણ કે તે ઉપઘાત કરવાવાળાં ઉપકરણ છે.

**૨૫૬ પ્ર. સમુદ્ઘાતમાં આત્મ પ્રદેશ અને પુદ્ગલો શરીર બહાર જાય કે નહિ ?**

ઉ. વેદની સિવાયની બીજી સમુદ્ઘાત કરતાં આત્મ પ્રદેશ તથા પુદ્ગળ શરીર બહાર નીકળે વેદની સમુદ્ઘાત તો શરીરમા જ શરીર પ્રમાણે શરીરના તમામ ભાગમાં અને અવયવોમા તથા પોલાણમાં છદિશિમા થાય છે

**૨૫૭ પ્ર બળ અને વીર્યમાં શુ ફેર ? તેમજ પુરુષાકાર અને પરાક્રમમાં શું ફેર ?**

ઉ બળ=શરીરની સમર્થાઇ, વીર્ય=જીવનો ઉત્સાહ, પુરુષાકાર=તન્મયપણું, પરાક્રમ=પાર ઉતારવું

**૨૫૮ પ્ર. ઉટ્ઠાણ, કમ્મ, બળ, વીર્ય, પુરુષાકાર, પરક્કમે રૂપી કે અરૂપી ?**

ઉ આત્મધર્મ [ ગુણ ] આશ્રી અરૂપી, નામ કર્મની પ્રકૃતિ આશ્રી રૂપી

**૨૫૯ પ્ર સાધુને વ્યવહાર અને સત્યભાષા બોલવાની કહી ત્યારે બારમે ગુણસ્થાને ૪ મનના, ૪ વચનના અને ૧ ઉદારીકનો એમ ૯ જોગ કહ્યા તેનું શુ કારણ ?**

ઉ. ઇરાદાપૂર્વક અસત્ય અને મિશ્ર મન તથા વચનના યોગ પ્રવર્તાવે નહિ પણ દ્રવ્ય, ગુણ અને પર્યાયની વ્યાખ્યામા, બારમા ગુણ સ્થાન સુધી, કેવળી પ્રમાણે યથાતથ્ય જાણી શકે નહિ, તે પ્રમાણે મન પ્રવર્તાવી શકે નહિ તથા વચનથી બોલી શકે નહિ તે આશ્રી સમજવું

**૨૬૦ પ્ર 'સમય ગોયમ મા પમાયએ'નો અર્થ શું ?**

ઉ ગો = ઇંદ્રિયોને, યમ = નિયમમા લાવવાને, સમય = સમય માત્રનો, મા = નહિ, પમાયએ = પ્રમાદ કરવો. એટલે ઇંદ્રિયોને નિયમમા લાવવાનો સમય માત્રનો પ્રમાદ કરવો નહિ

૨૧૧ પ્ર. દશવૈકાલિક સૂત્ર અ ૯, ઉદ્દેશો ૩ ગાથા ૧૧મીના બે પદમાં કહ્યું છે કે "ગુણેહિંસાહુ અગુણેહિંસાહુ જિન્હાહિંસાહુ ગુણમુન્ચસાહુ" તેનો અર્થ શું!

ઉ. ગુણેહિંસાહુ = જ્ઞાન દર્શન, ચારિત્ર, તપ, વીર્ય એ આત્મ ગુણવાળા હોય તે સાધુ અગુણેહિંસાહુ = શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ એ કામભોગના પુદ્ગળીક ગુણો છે તે રહિત હોય તે સાધુ જિન્હાહિંસાહુ = સાધુ જ્ઞાનાદિ ગુણો ગ્રહણ કરે. ગુણમુન્ચસાહુ = પુદ્ગળીક ભાવોનો ત્યાગ કરે તે સાધુ.

આ ઉપરથી એમ સમજવું કે જૈનધર્મના તત્ત્વમાં વિરોધ પડે એવો અર્થ ન કરવો, એકાંત શબ્દ નયને પકડી ન રાખવી, દ્રવ્ય પંડિતો પાસેથી જ્ઞાન ગ્રહણ ન કરવું કારણ કે તેઓ સર્વજ્ઞ વીતરાગના ભાવને જાણતા નથી.

૨૧૨ પ્ર. "અરિહંતના હેતુને અર્થે સાધુએ આચાર પાળવો" તેનો અર્થ શું ?

ઉ. કર્મ અને ભાવ શત્રુનો નાશ કરવાના હેતુથી સાધુએ આચાર પાળવો

૨૧૩ પ્ર. વંદઇ નમસ્સઇનો અર્થ શું ?

ઉ વંદણા = ગુણગ્રામ, નમસ્કાર = પાંચ અંગ નમાવીને નમવું તે.

૨૧૪ પ્ર. ગર્ભની કાયસ્થિતિ ઉત્કૃષ્ટી ૨૪ વર્ષની કહી તે કેવી રીતે ?

એક સ્ત્રીના ઉદરમા ૧૨ વર્ષ ગર્ભ તરીકે રહી ત્યાંથી ચ્યવી બીજી સ્ત્રીના ઉદરમાં ઉત્કૃષ્ટ સ્થિતિએ ૧૨ વર્ષ ગર્ભપણે રહે તો ગર્ભની કાયસ્થિતિ ૨૪ વર્ષની કહેવાય પણ ત્રીજીવાર એમ બને નહિ.

**૨૬૫ પ્ર. આધિ, વ્યાધિ અને ઉપાધિનો અર્થ શું ?**

ઉ આધિ = માનસિક પીડા, વ્યાધિ = શારીરિક પીડા, ઉપાધી= ધન, ઉપકરણ, સ્વજન વગેરે બાહ્ય પદાર્થોની ચિંતા.

**૨૬૬ પ્ર. સંથારાની વિધિ ન આવડતી હોય અને ગમે ત્યારે સંથારો કરવો હોય તો સહેલી રીત કઇ ?**

ઉ સંથારાની સહેલી રીત :—

આહાર, શરીર અને ઉપધિ, પચ્ચક્ખુ પાપ અઢાર,
મરણ હોય તો વોસિરે, જીવું તો આ ગા ર.

**૨૬૭ પ્ર સંથારો અને આત્મહત્યામાં શું ફેર ?**

ઉ સંથારો = સમાધિ મરણ, ઉપવાસ સહિત આત્મધ્યાન, મોક્ષનો હેતુ આત્મહત્યા = અજ્ઞાન, કષાય અને ખોટી ઇચ્છાથી મરવું તે સંસારનો હેતુ છે

**૨૬૮ પ્ર. અજ્ઞાન મરણ કોને કહેવાય ?**

ઉ મરતી વખતે હાયહાય કરે, રડે, પાંચ ઇંદ્રિયોને વશ પડયો થકો મરે, માયા, નિદાન અને મિથ્યાદર્શન સહિત મરે, કરણીનો સોદો કરી મરે, ૮માના કોઇ પ્રકારે આપઘાત કરે તે અજ્ઞાન મરણ.

**૨૬૯ પ્ર જીવના પાંચ ભાવ કયા? અને તેનુ ફળ શું ? કયા કર્મ કયા ભાવમાં આવે ?**

ઉ જીવના ભાવ, ફળ અને કર્મનો સંબંધ નીચેના કોષ્ટક ઉપરથી સહેલાઇથી જાણી શકાશે

ઉ. જો = ઇંદ્રિયોને, યમ = નિયમમાં લાવવાને, સમય = સમય માત્રનો, મા = નહિ, પમાયએ = પ્રમાદ કરવો. એટલે ઇંદ્રિયોને નિયમમાં લાવવાનો સમય માત્રનો પ્રમાદ કરવો નહિ.

૨૧૧ પ્ર. દશવૈકાલિક સૂત્ર અ. ૯, ઉદ્દેશો ૩ ગાથા ૧૧મીના એ પદમાં કહ્યું છે કે "ગુણેહિંસાહુ અગુણેહિંસાહુ જિન્હાહિંસાહુ ગુણમુન્ચસાહુ" તેનો અર્થ શું?

ઉ. ગુણેહિંસાહુ = જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય એ આત્મ ગુણવાળા હોય તે સાધુ અગુણેહિંસાહુ = શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ જે કામભોગના પુદ્ગળીક ગુણો છે તે રહિત હોય તે સાધુ જિન્હાહિંસાહુ = સાધુ જ્ઞાનાદિ ગુણો ગ્રહણ કરે. ગુણમુન્ચસાહુ = પુદ્ગળીક ભાવોનો ત્યાગ કરે તે સાધુ

આ ઉપરથી એમ સમજવું કે જૈનધર્મના તત્ત્વમાં વિરોધ પડે એવો અર્થ ન કરવો, એકાંત શબ્દ નયને પકડી ન રાખવી, દ્રવ્ય પંડિતો પાસેથી જ્ઞાન ગ્રહણ ન કરવું કારણ કે તેઓ સર્વજ્ઞ વીતરાગના ભાવને જાણતા નથી.

૨૧૨ પ્ર. "અરિહંતના હેતુને અર્થે સાધુએ આચાર પાળવો" તેનો અર્થ શું?

ઉ. કર્મ અને ભાવ શત્રુનો નાશ કરવાના હેતુથી સાધુએ આચાર પાળવો.

૨૧૩ પ્ર. વંદણ નમસ્સામિનો અર્થ શું?

ઉ. વંદણા = ગુણગ્રામ, નમસ્કાર = પાંચ અંગ નમાવીને નમવું તે.

૨૧૪ પ્ર. ગર્ભની કાયસ્થિતિ ઉત્કૃષ્ટી ૨૪ વર્ષની કહી તે કેવી રીતે?

**તે ઉપરાંત જીવાશ્રી ઉદય નિષ્પન્ન ભાવ :-** અસંજ્ઞીપણુ, અજ્ઞાન, અવિરતિપણુ, આહારકપણું, સંસારી અવસ્થા, છદ્મસ્થપણું, અકેવળીપણુ સજોગીપણુ, અસિદ્ધપણુ

**અજીવઉદય નિષ્પન્ન ભાવ :-** વર્ણ[૫], ગંધ[૨], રસ[૫], સ્પર્શ[૮], શરીર[૫], નાં પ્રયોગસા પુદ્‌ગળ કર્મના ઉદયથી જીવના ભાવ કર્મરૂપપણે (સંસાર રૂપ પણે) પરિણમે

## ૨૭૦ પ્ર. અજીવ સાદિ પરિણામના કેટલા ભેદ ?

ઉ [૧] ૨ બંધન (સ્નિગ્ધ, રૂક્ષ) [૨] ૨ ગતિ (ફુસમાન અફુસમાન), [૩] ૫ સંઠાણ, [૪] ૫ ભેદ (ખંડ યાવત ઉત્કારીક), [૫] ૫ વર્ણ, [૬] ૨ ગંધ, [૭] ૫ રસ, [૮] ૮ સ્પર્શ, [૯] અગુરૂલઘુ, [૧૦] ૨ શબ્દ પરિણામ એમ ૧૦ બોલના ૩૭ ભેદ અજીવ પરિણામના થયા

## ૨૭૧ પ્ર અનાદિ પરિણામ કેટલા ?

ઉ ૬ દ્રવ્ય શાશ્વતા, ૭ લોક, ૮ અલોક, ૯ ભવ્ય, ૧૦ અભવ્ય એ ૧૦ બોલ નિત્ય છે છ દ્રવ્ય જીવ, પુદ્‌ગળ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ, કાળ

## ૨૭૨ પ્ર સાધુના કલ્પ કેટલા ?

ઉ સાધુના કલ્પ પાચ છેઃ-(૧) સ્થિતિ કલ્પ તે ૧લા અને છેલા તીર્થંકરના સાધુ માટે છે, તેમનો કલ્પ ૧૦ કાનુન પ્રમાણે મુકરર કરેલો હોય તેજ પ્રમાણે ચાલે તેમને પાચ ચારિત્ર હોય (૨) અસ્થિતિકલ્પ તે વચલા ૨૨ તીર્થંકરોના સાધુ તથા મહાવિદેહ ક્ષેત્રના સાધુ માટે છે તેમને વસ્ત્રાદિ બાબતના કેટલાક ધારાધોરણનો પ્રતિબંધ નથી, તેમને છેદોપસ્થાનીય અને પરિહાર વિશુદ્ધિ એ બે ચારિત્ર ન હોય (૩) સ્થવિર કલ્પ તે ૨૪ તીર્થંકરના સાધુના સંપ્રદાયના બાંધાનો કલ્પ છે (૪) જીનકલ્પ તે આચાર છદ્મસ્થ તીર્થંકરના આચારને

| | સાદિ પરિણામ | ઉદય ભાવ | ક્ષયોપશમ ભાવ | ઉપશમ ભાવ | ક્ષાયિક ભાવ |
|---|---|---|---|---|---|
| કર્મ | ૮ | ૮ | ૪ ઘાતિ કર્મ | ૧ મોહનીય કર્મ | ૪ અને ૮ |
| ગતિ | ૪ | ૪ | | ○ | ● |
| ઇન્દ્રિય | ૫ | ● | ૫ | ● | ● |
| કષાય | ૪ | ૪ | ગુણસ્થાનની યોગ્યતા પ્રમાણે | ૨૫ | ૨૫ |
| લેશ્યા | ૬ | ૬ | ○ | ○ | ● |
| જ્ઞાન | ૮ | ○ | ૭ { ૪ જ્ઞાન ૩ અજ્ઞાન | ● | ૧ કેવળજ્ઞાન |
| દર્શન | ૪ | ● | ૩ | ○ | ૧ કેવળદર્શન |
| યોગ | ૩ | ૩ | ● | ○ | ● |
| ઉપયોગ | ૨ | ○ | ૧૦ | ● | ૨ |
| ચારિત્ર | ૫ | ● | ૪ ચારિત્ર ૧ ચરિતાચરિત્ર | ૧ | ૧ |
| વેદ | ૩ | ૩ | ● | ૩ | ૩ |
| લબ્ધિ | — | — | ૮ { ૫ લબ્ધિ ૩ વીર્ય | — | ૫ |
| દૃષ્ટિ | — | ૧ મિથ્યાત્વ | ૩ દર્શન મોહની | ૧ ઉપશમ સમકિત | ૧ ક્ષાયક સમકિત |
| કાય | — | ૬ | — | — | — |

**તે ઉપરાંત જીવાશ્રી ઉદય નિષ્પન્ન ભાવ :-** અસંજ્ઞી-પણુ, અજ્ઞાન, અવિરતિપણું, આહારકપણું, સંસારી અવસ્થા, છદ્મસ્થપણું, અકેવળીપણુ સજોગીપણું, અસિદ્ધપણુ

**અજીવઉદય નિષ્પન્ન ભાવ :-** વર્ણ[૫], ગંધ[૨], રસ[૫], સ્પર્શ[૮], શરીર[૫], નાં પ્રયોગસા પુદ્દગળ કર્મના ઉદયથી જીવના ભાવ કર્મરૂપપણે (સંસાર રૂપ પણે) પરિણમે

**૨૭૦ પ્ર. અજીવ સાદિ પરિણામના કેટલા ભેદ ?**

ઉ ૨ બંધન[૧] (સ્નિગ્ધ, રૂક્ષ) ૨ ગતિ[૨] (ફુસમાન અપુસમાન), ૫ સંઠાણ[૩], ૫ ભેદ[૪] (ખંડ યાવત ઉત્કારીક), ૫ વર્ણ[૫], ૨ ગંધ[૬], ૫ રસ[૭], ૮ સ્પર્શ[૮], અગુરૂલઘુ[૯], ૨ શબ્દ[૧૦] પરિણામ એમ ૧૦ બોલના ૩૭ ભેદ અજીવ પરિણામના થયા

**૨૭૧ પ્ર અનાદિ પારણામ કેટલા ?**

ઉ ૬ દ્રવ્ય શાશ્વતા, ૭ લોક, ૮ અલોક, ૯ ભવ્ય, ૧૦ અભવ્ય એ ૧૦ બોલ નિત્ય છે. છ દ્રવ્ય જીવ, પુદ્દગળ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ, કાળ

**૨૭૨ પ્ર સાધુના કલ્પ કેટલા ?**

ઉ સાધુના કલ્પ પાચ છેઃ-(૧) સ્થિતિ કલ્પ તે ૧લા અને છેલા તીર્થંકરના સાધુ માટે છે, તેમનો કલ્પ ૧૦ કાનુન પ્રમાણે મુકરર કરેલો હોય તેજ પ્રમાણે ચાલે તેમને પાચ ચારિત્ર હોય (૨) અસ્થિતિકલ્પ તે વચલા ૨૨ તીર્થંકરોના સાધુ તથા મહાવિદેહ ક્ષેત્રના સાધુ માટે છે તેમને વસ્ત્રાદિ બાબતના કેટલાક ધારાધોરણનો પ્રતિબંધ નથી, તેમને છેદોપસ્થાનીય અને પરિહાર વિશુદ્ધિ એ બે ચારિત્ર ન હોય (૩) સ્થવિર કલ્પ તે ૨૪ તીર્થંકરના સાધુના સંપ્રદાયના બાધાનો કલ્પ છે (૪) જીનકલ્પ તે આચાર છદ્મસ્થ તીર્થંકરના આચારને

મળેલો હોય (૫) કલ્પાતીત–છદ્મસ્થ તીર્થંકર અને કેવલી ભગવાનને માટે કાયદા નથી, તેઓનો આચાર ઉત્કૃષ્ટ છે.

**૨૭૩ પ્ર. પ્રત્યેક બોધી અને સ્વયંબુદ્ધ કયા કલ્પમાં હોય?**

ઉ. (૧) પ્રત્યેકબોધી પૂર્વાધિક જ્ઞાનવાળા, કોઈ અવધિજ્ઞાનવાળા, કોઈ જાતિસ્મરણ જ્ઞાનવાળા હોય, એકલવિહારી હોય, લગભગ જીન કલ્પી જેવા હોય

(૨) સ્વયંબુદ્ધના બે ભેદ–તીર્થંકર, તેઓ કલ્પાતીત છે ૨ પૂર્વાધિક જ્ઞાનવાળા તેઓ ગચ્છમાં જઈ દીક્ષા લીયે તો સ્થવીર કલ્પી અને એકલા વીચરે તો જીન કલ્પી જેવા, મુની કરકંડીવંત

**૨૭૪ પ્ર. સામાયક ચારિત્રની કલ્પ સ્થિતિ કેટલી?**

ઉ. પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુ માટે તેમની કલ્પ સ્થિતિ જ૦ ૭ દિવસ, મ૦ ચાર માસ, ઉ૦ છ માસ, છેવટે ૭ માસે તો છેદોપસ્થાનીય ચારિત્ર આદરવું જ જોઈએ વચલા ૨૨ તીર્થંકરના સાધુ માટે જાવજીવ કલ્પ સ્થિતિ પણ ૨૩મા તીર્થંકરના સાધુ ૨૨ મા તીર્થંકરના શાસનમા ભળે ત્યારે છેદોપસ્થાપનીય ચારિત્ર લેવું પડે

**૨૭૫ પ્ર. પાંચમા આરાના જન્મેલા માટે કેટલી કલ્પ સ્થિતિ હોય?**

ઉ. ત્રણ કલ્પ સ્થિતિ–૧ સામાયિક ચારિત્ર, ૨ છેદોપસ્થાનીય ચારિત્ર, ૩ સ્થવિર કલ્પ

**૨૭૬ પ્ર. જિન કલ્પિ ક્યારે હોય?**

ઉ. પહેલા અને છેલ્લા તીર્થંકરના હસ્તદીક્ષિત અથવા હસ્ત દીક્ષિતના શિષ્ય હોય તેજ પરિહાર વિશુદ્ધ અને પછી જિનકલ્પીપણુ ધારણ કરી શકે

**૨૭૭ પ્ર. જીન કલ્પીનો કઠણ આચાર છતાં તે કલ્પ છોડયા વગર મોક્ષ કેમ ન જાય?**

ઉ જીન કલ્પમાં કાળ કરે તો આઠમા દેવલોક સુધી જાય કારણ કે કંઇક ઉચ્છક ભાવ સહિત આકરી કરણી કરવામાં આવતી હોય. જીન કલ્પી ગચ્છમાં આવ્યા પછી સ્થવિર કલ્પીમાથી ક્ષપક શ્રેણીએ ચઢી કલ્પાતીત થાય તો મોક્ષ જાય

**૨૭૮ પ્ર એકલવિહારી કોણ હોય ?**

ઉ જીનકલ્પી અને પડિમાધારી સાધુ પણ તીર્થંકરના હસ્ત દીક્ષીત સાધુ ભગવાન સાથે રહીને પડિમા વહી શકે, વળી પડિમાધારી ૨૪ તીર્થંકરના સાધુ થઇ શકે આઠ ગુણનો ધણી, પુરૂષ જાતિનો એકલવિહારી થઇ શકે ૧ દ્દઢ શ્રદ્ધા, ૨ બોલે તેવું પાળે એવો સત્યવાદી, ૩ બુદ્ધિમાન, ૪ બહુશ્રુત તે જ૦ નવ પૂર્વની ત્રીજી આચાર વત્થુ સુધી અને ઉ૦ કંઇક ઉણા ૧૦ પૂર્વ સુધી ભણેલ હોય, ૫ શકિતવાન, ૬ અલ્પાધિકરણી, ૭ ધીર્યવાન, પરિષહ ઉપસર્ગમાં ધીરજવાળો, ૮ વીર્યવન્ત તેમાંના ખુલાસા.– તેઓ એકજ પાત્ર રાખે, વસ્ત્ર ૧ થી ૩ રાખે, અથવા નગ્નભાવ તથા કટીબંધ હોય, જુવાન હોય, ત્રીજા ચોથા આરાનો જન્મ્યો હોય, નિરોગી હોય, વજ્રઋષભ-નારાચ સંઘયણવાળો હોય, વસ્ત્ર કે પાત્ર અપવાદ માર્ગે રાખે બીજું જીનકલ્પી, પડીમાધારી, પ્રત્યેક બુદ્ધ, અવધિજ્ઞાની, જાતિસ્મરણ જ્ઞાની એકલ વિહારી થઇ શકે

**૨૭૯ પ્ર. ઉપર પ્રમાણે ગુણ ન હોય તો એકલવિહારી થાય ?**

ઉ ગુણ ન હોય તો અવગુણ હોયઃ– બહુ કષાયવાળો, બહુ પાપી–ઢોંગી ધૂર્ત–હિંસક કુકર્મી, હોય તે એકલો ફરે કારણકે તેને અવગુણ છુપાવવા હોય

**૨૮૦ પ્ર. ગુરૂ કાળ ધર્મ પામે અને બીજો સાધુ–સાધ્વી ન હોય તો શું કરવું ?**

ઉ જ્યાં સુધી એકલા રહેવું પડે ત્યા સુધી છઠ–અઠમ તપ કરવા, ક્રિયામા સાવધાન રહેવું અને સુશિષ્યની ઇચ્છા કરવી, કોઇ

શિષ્ય ન મળે તો એકલો રહેતા હોય લાગી જાય તેથી શિષ્ય આચાર્ય કે સાધુના આશ્રયે વિચરી સંયમ પાળવો.

૨૮૧ પ્ર. બહુસૂત્રી કોણ કહેવાય?

ઉ. જઘન્ય નવમા પૂર્વની ત્રીજી આચાર વસ્તુ અને ઉત્કૃષ્ટ દેશેઉણુ ચૌદ પૂર્વનું જ્ઞાન મેળવે તે બહુસૂત્રી કહેવાય. (જુઓ ઠાણાંગજી સૂત્ર)

૨૮૨ પ્ર. આઠ પ્રવચનમાતા કયા માર્ગમાં છે?

ઉ. પાંચ સુમતિ અપવાદ માર્ગમાં અને ત્રણ ગુપ્તિ ઉત્સર્ગ માર્ગમાં છે.

૨૮૩ પ્ર. શિખામણ માટે કુપાત્ર કોણ?

ઉ. પાંચ દોષવાળો શિખામણ ન લીએ ૧ ગર્વ, ૨ ક્રોધ, ૩ પ્રમાદ, ૪ રોગ, ૫ આળસ.

૨૮૪ પ્ર. શિક્ષા શું છે?

ઉ. પાંચ મહાવ્રત ગ્રહણ શિક્ષા છે અને આઠ પ્રવચન સેવન શિક્ષા છે.

૨૮૫ પ્ર. સર્વ સૂત્રનું જ્ઞાન મેળવવાનો કાળ સૂત્રમાં કેટલો છે?

ઉ. વ્યવહાર સૂત્રના ૧૦મા અધ્યયનમાં કહ્યુ છે કે વીશ વર્ષની દિક્ષાવાળા નિગ્રન્થને સર્વ સૂત્રનો અનુવાદ શીખવો કલ્પે.

૨૮૬ પ્ર. ગુરુની આજ્ઞાએ જ એકલવિહારી થવાય એવો સૂત્રનો દાખલો છે?

ઉ. ઠાણાંગજી ઠાણે ૭ મે, તેમાં ત્રણ કારણ એ છે કે શિષ્ય ગુરુને કહે કે ભગવાન એકલો વિહાર કરવાનો મારો ભાવ છે ત્યારે ગુરુ આજ્ઞા આપે ત્યારે વિહાર કરે.

૨૮૭ પ્ર. સાધુને એકલું વિચરવું નહિ એમ ખુલ્લા શબ્દમાં કહ્યાં છે?

ઉ બૃહત્કલ્પ સૂત્રના ૧લા ઉદ્દેશામાં એકલા જવા આવવાનો કે વિહાર કરવાનો નિષેધ કર્યો છે. પોતા સહિત બે ત્રણની વિચરવાની આજ્ઞા છે વ્યવહાર સૂત્રના ૪થા ઉદ્દેશે પહેલા સૂત્રથી ૧૦માં સૂત્ર સુધીમાં કહ્યુ છે કે શિયાળા–ઉનાળાના આઠ માસમાં આચાર્ય ઉપાધ્યાયને પણ એક પોતે અને એક બીજા વિના વિહાર કરવો કલ્પે નહિ અને ચોમાસામાં પોતે સહિત ત્રણથી ઓછા રહેવું ન કલ્પે, ગણુવ છેદકને તેમના કરતાં દરેક વખતે એક વધારે જોઇએ.

**૨૮૮ પ્ર પડિમાધારી શ્રાવક પાછો ગૃહવાસમાં જાય?**

ઉ. પડિમાધારી શ્રાવક દીક્ષા લીએ કા સંથારો કરે, ઘરમાં ન જાય.

**૨૮૯ પ્ર સાધ્વી એકલવિહારી થઇ શકે?**

ઉ સાધ્વીને ત્રણથી ઓછા વિચરવાની આજ્ઞા નથી,

**૨૯૦ પ્ર નિન્હવ કોણ કહેવાય?**

ઉ સમકિત વમ્યુ તે નિન્હવ, તેના બે ભેદ– ૧ પ્રવચન સૂત્ર વચન ઉથાપે તે પ્રવચન નિન્હવ તે ઉત્કૃષ્ટ કરણીથી નવગ્રૈવેયક સુધી જાય ૨ નિંદક નિન્હવ તે ઉત્સુત્ર પરૂપણા સાથે તેના પરૂપક કેવળી, ધર્માચાર્ય અને સંઘની માયા સહિત નિંદા કરે તે મરીને કિલ્વીષી દેવ થાય.

**૨૯૧ પ્ર માયા સહિત નિંદા કેવી હોય?**

ઉ ભલો થતો જાય અને નિંદા કરતો જાય જેમ કે મને દાઝે છે એટલે મારે કહેવું પડે છે

**૨૯૨ પ્ર. આકરી કરણી કરનાર નિન્હવ સારો કે પાસત્થો સારો?**

ઉ પાસત્થો સમકીતી હોય પણ ચારિત્રમાં દોષ લગાડે, તે પ્રાયશ્ચિતથી શુદ્ધ થઇ શકે અને તે બકુશ અને પ્રતિસેવણા નિયંઠો છઠ્ઠે ગુણસ્થાને રહે ત્યારે નિન્હવ મિથ્યાત્વી પહેલે ગુણસ્થાને હોય

શિષ્ય ન મળે તો એકલો રહેતાં દોષ લાગી જાય તેથી કોઈપણ આચાર્ય કે સાધુના આશ્રયે વિચરી સંયમ પાળવો.

૨૮૧ પ્ર. બહુસૂત્રી કોણ કહેવાય?

ઉ. જઘન્ય નવમા પૂર્વની ત્રીજી આચાર વત્થુ અને ઉત્કૃષ્ટ કંઈઓછું ચૌદ પૂર્વનું જ્ઞાન મેળવે તે બહુસૂત્રી કહેવાય. (જુઓ ઠાણાંગજી સૂત્ર)

૨૮૨ પ્ર. આઠ પ્રવચનમાતા કયા માર્ગમાં છે?

ઉ. પાંચ સુમતિ અપવાદ માર્ગમાં અને ત્રણ ગુપ્તિ ઉત્સર્ગ માર્ગમાં છે

૨૮૩ પ્ર. શિખામણ માટે કુપાત્ર કોણ?

ઉ. પાંચ દોષવાળો શિખામણ ન લીએ ૧ ગર્વ, ૨ ક્રોધ, ૩ પ્રમાદ, ૪ રોગ, ૫ આળસ.

૨૮૪ પ્ર. શિક્ષા શું છે?

ઉ. પાંચ મહાવ્રત ગ્રહણ શિક્ષા છે અને આઠ પ્રવચન સેવન શિક્ષા છે

૨૮૫ પ્ર સર્વ સૂત્રનું જ્ઞાન મેળવવાનો કાળ સૂત્રમાં કેટલો છે?

ઉ. વ્યવહાર સૂત્રના ૧૦મા અધ્યયનમાં કહ્યું છે કે વીશ વર્ષની દિક્ષાવાળા નિગ્રન્થને સર્વ સૂત્રનો અનુવાદ શીખવો કલ્પે

૨૮૬ પ્ર. ગુરુની આજ્ઞાએ જ એકલવિહારી થવાય એવો સૂત્રનો દાખલો છે?

ઉ. ઠાણાંગજી ઠાણે ૭ મે, તેમાં ઉણું કારણ જે છે કે શિષ્ય ગુરુને કહે કે ભગવાન એકલો વિહાર કરવાનો મારો ભાવ છે ત્યારે ગુરુ આજ્ઞા આપે ત્યારે વિહાર કરે.

૨૮૭ પ્ર. સાધુને એકલું વિચરવું નહિ એમ ખુલ્લા શબ્દમાં કયાં છે?

૨ પાસત્થાના બે ભેદ—દેશથી પાસત્થો હોય તે સય્યાતર પિંડ, સામો આણેલો પિંડ, નિત્ય પિંડ અને અગ્રપિંડ લીયે. સર્વથી પાસત્થો હોય તે ફકત વેષધારીજ હોય.

૩ ઉસ્સન્નાના બે ભેદ—દેશથી ઉસ્સન્નો આવશ્યક સજ્ઝાયાદિ કરે નહિ અથવા ઓછા અધિકા કરે અને સર્વોત્સનો રૂતુ બધ કાલમાં વગર કારણે પીઢ, ફલગ વાપરે, સ્થાપના પિંડ ભોગવે, પથારી પ્રતિ-લેખે નહિ અને પાથર્યેજ રાખે.

૪ કુશીલિયાના ત્રણ ભેદ–૧ જ્ઞાનના આઠ આચાર ન પાળે તે જ્ઞાનકુશીલિયો, ૨ દર્શનના આઠ આચાર ન પાળે તે દર્શન કુશિળીયો, ૩ ચારિત્ર કુશિલીયો આઠ પ્રવચનમાતાની આરાધના ન કરે, મંત્ર જત્ર કરે

૫ સસત્તાના બે ભેદ–૧ સકલીષ્ટ સંસત્તો તે પાચ આશ્રવ અને ત્રણ ગર્વ સેવે, ગૃહસ્થ કે ગ્રહસ્થીણી તેના છોકરા છોકરીની ચિંતા કરે તેના દુખે દુખી થાય તેના સુખે સુખી થાય અને બીજો અસકલીષ્ટ સસતો તે પાસત્થો મળે તો તેના જેવો થાય, સવેગી મળે તો સવેગી જેવો થાય, તેને સગ તેવો રગ લાગે

**૨૯૭ પ્ર. શ્રુત આખ્યાત ધર્મની ૧૬ કળા કઈ ?**

ઉ, ૧ ચેતનની ચેતના—અક્ષરનો અનતમો ભાગ ઉઘાડો તે, ૨ યથાપ્રવૃત્તિ કરણ, જૈન ધર્મની કરણી, પહેલે ગુણ ઠાણે કરીને, ચડતા પરિણામની ધારાથી અંતો ક્રોડાક્રોડી સુધી આવે, એટલે ૬૯ ક્રોડાક્રોડ સાગરોપમની સ્થિતિના કર્મોનો નાશ કરે ત્યારે યથાપ્રવૃત્તિ કરણ સુધી આવે, અહિ સુધી, અભવી આવી શકે પછી પરિણામની ધારાથી પલ્યના અસખ્યાતમા ભાગના કર્મ ખપાવી યથાપ્રવૃત્તિકરણ કરે પછી અતર્મુહુર્તના કર્મ ખપાવી, ૩ ત્રીજી કળા અપૂર્વ કરણ કરી અનતાનુબધી કષાય અને મિથ્યાત્વનો ગ્રથી ભેદ કરે, ૪ અનિવૃત્તિ કરણથી મિથ્યાત્વ ટાળે, ૫ શુદ્ધ શ્રદ્ધા સમકિત પામે ગુ૦ ૪, ૬ દેશવિરતિપણ ગુ૦ ૫, ૭ સર્વ વિરતિ ચારિત્ર ગુ૦ ૬, ૮ ધર્મધ્યાન

અને વ્યવહારથી છઠ્ઠા ગુણસ્થાનની ક્રિયા કરે, તેને પ્રાયશ્ચિત નથી પણ જ્યારે પોતાની ભૂલ કબુલ કરે ત્યારે આરાધક થાય અને ભૂલ કબુલ ન કરે તો સંસારમાં બુડે અને બીજાને બુડાડે કારણ કે તેનું મિથ્યાત્વ અભિનિવેશિક હોય છે

## ૨૬૩ પ્ર. પાસત્થામા સાધુપણું હોય તો બધા પાસત્થાને સાધુ માનવા ?

ઉ પાસત્થામાં કેટલે અંશે સાધુપણું છે તે કેવળી ભગવાન જાણે છે, છદ્મસ્થથી અભિપ્રાય આપી શકાય નહિ. આપણે જેને પાસત્થા માનીએ તે કદાચ કેવળીની દ્રષ્ટિમા સાધુ હોય તો સાધુને કુસાધુ કહેવો તે મિથ્યાત્વ છે દોષિત દૃષ્ટિએ જોવાથી બધા દોષિત જ લાગે.

## ૨૬૪ પ્ર શું દોષિત ને દોષિત ન કહેવો ?

ઉ. સુયગડાંગ સૂત્ર, શ્રુત સ્કંધ ૧લે, અધ્યયન ૧૩, ગાથા પાંચમી તેમાં કહ્યું છે કે જે ક્રોધી હોય તે જગતાર્થ ભાષી હોય (એટલે જેમાં જેવો દોષ હોય તેને તેવો કહે જેમ કે કાણાને કાણો કહે, કુઠને કુઠો કહે વગેરે) તે ઉપશમેલા કલહને નિષ્ઠુર ભાષણથી ઉદીરે છે તે પાપી જીવ લાકડી લઈને જતા આંધળાની જેમ માર અતિરૂપ અટવીમાં દુઃખ પામે.

## ૨૬૫ પ્ર. જગતાર્થ ભાષીની પ્રકૃતિ કેવી હોય ?

ઉ. તે સમાધિનો ઘાત કરનાર થઈને સમ્યક્ ધર્મ ઓછો બોલે, સ્વેચ્છાચારી થઈ ફાવે તેમ બોલે, આચાર્યાદિની નિંદા કરે અને મહા મોહની કર્મ બાંધે.

## ૨૬૬ પ્ર. યથાછંદ, પાસત્થો, ઉત્સન્ના, કુશીલિયા અને સંસક્તો કોણ કહેવાય ?

ઉ. ૧ યથાછંદ—અછાછંદો, તે ગુરૂની મરજી પ્રમાણે ન ચાલે પણ પોતાની ઇચ્છા મુજબ કરે

૨ પાસત્થાના બે ભેદ—દેશથી પાસત્થો હોય તે સય્યાતર પિંડ, સામો આણેલો પિંડ, નિત્ય પિંડ અને અગ્રપિંડ લીયે સર્વથી પાસત્થો હોય તે ફકત વેષધારીજ હોય.

૩ ઉસ્સન્નાના બે ભેદ—દેશથી ઉસ્સન્નો આવશ્યક સજ્ઝાયાદિ કરે નહિ અથવા ઓછા અધિકા કરે અને સર્વોત્સનો રૂતુ બધ કાલમાં વગર કારણે પીઢ, ફલગ વાપરે, સ્થાપના પિંડ ભોગવે, પથારી પ્રતિ-લેખે નહિ અને પાથર્યેજ રાખે.

૪ કુશીલિયાના ત્રણ ભેદ–૧ જ્ઞાનના આઠ આચાર ન પાળે તે જ્ઞાનકુશીલિયો, ૨ દર્શનના આઠ આચાર ન પાળે તે દર્શન કુશિળીયો, ૩ ચારિત્ર કુશિલીયો આઠ પ્રવચનમાતાની આરાધના ન કરે, મંત્ર જત્ર કરે

૫ સંસત્તાના બે ભેદ–૧ સકલીષ્ટ સંસત્તો તે પાંચ આશ્રવ અને ત્રણ ગર્વ સેવે, ગૃહસ્થ કે ગ્રહસ્થીણી તેના છોકરા છોકરીની ચિંતા કરે તેના દુખે દુ.ખી થાય તેના સુખે સુખી થાય અને બીજો અસકલીષ્ટ સસતો તે પાસત્થો મળે તો તેના જેવો થાય, સવેગી મળે તો સવેગી જેવો થાય, તેને સગ તેવો રગ લાગે

**૨૯૭ પ્ર. શ્રુત આખ્યાત ધર્મની ૧૬ કળા કઈ?**

ઉ, ૧ ચેતનની ચેતના–અક્ષરનો અનતમો ભાગ ઉઘાડો તે, ૨ યથાપ્રવૃત્તિ કરણ, જૈન ધર્મની કરણી, પહેલે ગુણ ઠાણે કરીને, ચડતા પરિણામની ધારાથી અંતો ક્રોડાક્રોડી સુધી આવે, એટલે ૬૯ ક્રોડાક્રોડ સાગરોપમની સ્થિતિના કર્મોનો નાશ કરે ત્યારે યથાપ્રવૃત્તિ કરણ સુધી આવે, અહિ સુધી, અભવી આવી શકે પછી પરિણામની ધારાથી પલ્યના અસખ્યાતમા ભાગના કર્મ ખપાવી યથાપ્રવૃત્તિકરણ કરે પછી અતર્મુહુર્તના કર્મ ખપાવી, ૩ ત્રીજી કળા અપૂર્વ કરણ કરી અનતાનુબધી કષાય અને મિથ્યાત્વનો ગ્રથી ભેદ કરે, ૪ અનિવૃત્તિ કરણથી મિથ્યાત્વ ટાળે, ૫ શુદ્ધ શ્રદ્ધા સમકિત પામે ગુ૦ ૪, ૬ દેશવિરતિપણુ ગુ૦ ૫, ૭ સર્વ વિરતિ ચારિત્ર ગુ૦ ૬, ૮ ધર્મધ્યાન

ગુ૦ ૭, ૯ ક્ષપક શ્રેણીની તૈયારી ગુ૦ ૮, ૧૦ શુક્લધ્યાન, ક્ષપક શ્રેણી, અવેદીપણું ગુ૦ ૯, ૧૧ સુક્ષ્મ સંપરાય ચારિત્ર, લોભનો સર્વથા ક્ષય, ગુ૦ ૧૦, ૧૨ ક્ષીણમોહગુણસ્થાન ૧૨, ઘનઘાતિ કર્મનો ક્ષય, ૧૩ સયોગી કેવળી, ૧૪ શૈલેશીકરણ, યોગ રૂંધન તે ગુ૦ ૧૩ ને અન્તે, ૧૫ અયોગી કેવળી, સર્વ કર્મનો ક્ષય, ૧૬ સિદ્ધ પદની પ્રાપ્તિ.

૨૯૮ પ્ર. આ સોળ કળા કોણ પામે ?

ઉ નિશ્ચયથી ભવી હોય તેજ આ સોળ કળામાંથી ૧૫ કળા પામે પછી સિદ્ધ થાય અભવિ ૩, ૪, ૫ કળા ન પામે તેથી વ્યવહારથી ૧ થી ૨૭ ૬ કી, ૭ મી કળા પામે પણ નિશ્ચયથી એકે કળા ન પામે

૨૯૯ પ્ર. ભવ્ય જીવ સિદ્ધ થાય છે તો તેને સોળે કળા કહેવામાં શો વાંધો આવે ?

ઉ. ભવ્ય જીવ સિદ્ધ થાય ત્યારે નોભવ્ય નોઅભવ્ય કહેવાય.

૩૦૦ પ્ર. ભવ્ય અભવ્યની પહેલી કળામાં શું ફેર ?

ઉ. ભવીની કળા તે સમશ્રુત તે સાદિ સાંત છે અભવીની કળા તે મિથ્યાશ્રુત તે અનાદિ અનંત છે, બન્નેને માટે જઘન્ય તો અક્ષરનો અનંતમો ભાગ ઉઘાડો અને ઉત્કૃષ્ટો અભવી ૯ મા પૂર્વની ત્રીજી આચાર વસ્તુ સુધી ભણી શકે પુરા ૧૦ પૂર્વ તો ભવિજ ભણી શકે, ૧૦ પૂર્વ પુરા ભણે તે સમકીત જરૂર પામે, ભવ્યનું ઉ૦ સમશ્રુત તે ૧૨ અંગ, તેમાં બધા શ્રુતજ્ઞાનનો અંતર્ગત થાય છે કેવળજ્ઞાન થાય એટલે શ્રુતજ્ઞાનનો અંત આવે છે, ભવિની કળા સાદિ છે કારણ કે મિથ્યાત્વ તજવાથી સમશ્રુતની આદિ થઇ ભવ્યની સત્તામાં સમકિત છે અને અભવ્યની સત્તામાં સમકિત નથી તેથી બન્નેની કળા જુદી થઇ

૩૦૧ પ્ર. અક્ષર તે શું છે ? તેના કેટલા પર્યાય ?

ઉ. અક્ષર તે શ્રુતજ્ઞાન તેના પર્યાય અનંતાનત લોક અલોકના સર્વ આકાશ પ્રદેશોને એકઠા કરી તેને અનંતાથી ગુણીએ તેમાં ધર્માસ્તિકાયાદિના પર્યાય મેળવીએ અને જેટલા થાય તેટલા શ્રુતજ્ઞાનના અગુરુ લઘુપર્યાય સમજવા તો પણ શ્રુતજ્ઞાની સર્વ પર્યાય જાણે દેખે નહિ કેવળી ભગવાન જાણે દેખે, અભવીને શ્રુત અજ્ઞાનના પર્યાય હોય.

**૩૦૨ પ્ર અક્ષરનો અનંતમો ભાગ ઉઘાડો તે શા માટે?**

ઉ જીવના પ્રદેશો આઠ કર્મથી આવરણ પામ્યા છે તેમાં એક અક્ષરનો અનતમો ભાગ, જીવ કર્મથી સદા ઉઘાડો છે, તેટલો પણ ઉઘાડો ભાગ જો કર્મથી વીંટાઇ જાય તો જીવ ફીટી અજીવ થાય પણ તેમ થતું નથી, જીવનું ચૈતન્ય લક્ષણ કાયમ રાખવા માટે અક્ષરનો અનતમો ભાગ ઉઘાડો રહે છે, કારણ કે એક દ્રવ્ય મટી બીજુ દ્રવ્ય થાય નહિ તે લોક સ્વભાવ તે અભવિને જે આઠ કર્મનું આવરણ છે તે તેના મતિશ્રુતાદિ અજ્ઞાનરૂપી રૂધ્ધિને આવરણ કર્તા છે તેની વિશેષ વ્યવહારીક પર્યાયને પ્રગટ થવા દે નહિ, ભવિને શ્રુતજ્ઞાન તથા મિથ્યા. શ્રુતનો ભાગ ઉઘાડો, અભવિને મિથ્યાશ્રુતનો ભાગ ઉઘાડો રહે છે.

**૩૦૩ પ્ર ભવિ, અભવિ અને સસારસ્થ ભવિમાં શું ફેર?**

ઉ. મોહની કર્મની ૨૮ પ્રકૃતિ છે તેમાં ભવિને ૨૮ સત્તામા છે, અભવિને ૨૬ છે, અભવિને મિશ્ર મોહની તથા સમકિત મોહની નથી સંસારસ્થ ભવ્ય જીવને સમકીત મોહની નથી તેથી ૨૭ છે તેમને મિશ્ર મોહની છે તે મિથ્યાત્વ સહચારીણી છે તેથી સમકિત પામે નહિ મિશ્ર મોહની હોવાથી તેઓનુ ભવ્યપણુ કહેવાણુ . પણુ સમકિત મોહની નહિ હોવાથી મુકિત અટકી ભવ્ય જીવને જે મિશ્ર મોહનીય હોય તે સમકીત સહચારીણી છે, તે પ્રભાતની સધ્યા જેવી

છે કે પછી દિવસ આવે. મિથ્યાત્વ સહચારિણી મિશ્ર મોહનીય સાંજની સંધ્યા જેવી છે કે પછી રાત્રિ આવે. મિશ્ર મોહનીયના ઉદય વખતે મિથ્યાત્વ મંદ ઉદયમાં સમજવું.

## ૩૦૪ પ્ર. ભવ્ય જીવને સમકિત મોહની સત્તામાં છે તેથી શું સમજવું

ઉ. સમકિત મોહનીય પ્રકૃતિ જેને હોય તેને સત્તામાં સમકિત હોય છે અને જેને સમકિત સત્તામાં છે તેને કેવળજ્ઞાન પણ સત્તામાં છે એમ સમજવું મોટા બાસઠીયાના યન્ત્રમાં સગુણે કેવળમાં ૪ થી ૧૪ એમ ૧૧ ગુણઠાણા છે, એટલે જેને સમકિત પ્રગટ હોય તે આ યન્ત્રમાં આવી જાય છે

## ૩૦૫ પ્ર. ભવિ, અભવિ અને સંસારસ્થ ભવિને સમજવાનો કોઇ દાખલો મળી શકે ?

ઉ. અમાસના અંધારારૂપ અભવિ, શુકલપક્ષના પડવે ચન્દ્રની એક કળા ખુલ્લી હોય તે રૂપ સંસારસ્થ ભવ્ય જીવનું મિશ્ર સમકિત હોવું. શુકલ પક્ષની બીજના ચન્દ્રથી પુનમના ચન્દ્ર તુલ્ય સમકિત મોહનીય અને મિશ્ર મોહનીયની સત્તાવાળા મુક્તિ યોગ્ય ભવ્ય જીવ હોવા.

## ૩૦૬ પ્ર. જીવના ભાવ પર્યાય તે શું ? અને કેટલા ?

ઉ. જીવના ભાવ પર્યાય તે જીવને ઉપયોગ, રૂપ છે, અને અવસ્થા રૂપ પણ છે જે ગુણ હોય હોય તેની પર્યાય સમજવી, જ્ઞાનીને જ્ઞાનની પર્યાય, અજ્ઞાનીને અજ્ઞાનની પર્યાય હોય. ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષાયક ભાવ પ્રમાણે જે રૂદ્ધિ હોય તે આથી વર્તમાન પર્યાય સમજવો. સ્વગુણ આશ્રી સ્વ પર્યાય હોય. પર દ્રવ્યોની પર્યાયો જે ઉપયોગમાં આવે તે પર પર્યાય તે રૂપો અને દરયો સમજવા.

જીવને અનંતા ભાવ પર્યાય છે આ પ્રમાણે—

| | ભવિને | અભવિને |
|---|---|---|
| જ્ઞાનના પર્યાય અનંતા | છે | નથી |
| અજ્ઞાનના પર્યાય અનંતા | મિથ્યાત્વી ભવીને હોય | છે |
| દર્શન તે દેખવા આશ્રી અનંતા પર્યાય | છે | છે |
| ચારિત્ર પર્યાય અનંતા | હોય | નથી, વ્યવહારથી દ્રવ્ય પર્યાય હોય |
| અગુરુ લઘુ પર્યાય અનંતા જીવ દ્રવ્યના અને કાર્માણ દ્રવ્યના | છે | છે |
| ગુરુ લઘુ પર્યાય અનંતા | ચાર શરીર | આહારક વર્જીને ત્રણ શરીરના |

પાંચ જ્ઞાનના સ્વપર્યાયનો અલ્પ બહુત્વ: મનપર્યવ જ્ઞાનના પર્યાય અનંત છે

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| મનપર્યવ | જ્ઞાનના | પર્યાયથી | અવધિજ્ઞાનના | પર્યાય | અનંતગુણા |
| અવધિ | ,, | ,, | શ્રુત ,, | ,, | ,, |
| શ્રુત | ,, | ,, | મતિ ,, | ,, | ,, |
| મતિ | ,, | ,, | કેવળજ્ઞાનના | ,, | ,, |

ત્રણ અજ્ઞાનનાં પર્યાયનો અલ્પ બહુત્વ.

વિભંગ જ્ઞાનના પર્યાય અનંતા, તેથી શ્રુત અજ્ઞાનના પર્યાય અનંતગુણા, તેથી મતિ અજ્ઞાનના પર્યાય અનંતગુણા.

પર પર્યાયો તે જ્ઞેયો અને દશ્યો સર્વ સરખા છે.

**૩૦૭ પ્ર. ભવ્ય અને અભવ્ય કઈ રીતે સરખાં ગણાય?**

ઉ બન્નેના આત્મ પ્રદેશો સરખા છે, કોઇને એક પણ ઓછો

અધિક નથી. બન્નેનો દ્રવ્ય આત્મા અખંડ છે. પ્રદેશ સંખ્યા-ઉત્કૃષ્ટ અસંખ્યાત અસંખ્યાત, સંગ્રહ નયથી જોતા ચૈતન્ય લક્ષણ અને નિત્ય ઉપયોગની અપેક્ષાએ પણ સરખા કહેવાય.

**૩૦૮ પ્ર. અભવિને કેવળજ્ઞાન સત્તામાં કેમ ન હોય ?**

ઉ. તેને સમકિત મોહની નથી, તેથી સમકિત સત્તામા નથી, કેવળજ્ઞાનનું બીજ સમકિત છે સમકિત કેવળજ્ઞાનનું ઉત્પાદક છે માટે અભવિને સત્તામાં કેવળજ્ઞાન નથી.

**૩૦૯ પ્ર. અભવ્યને પણ અનંત શક્તિ છે તો તે અપેક્ષાએ કેમ સરખા નહિ ?**

ઉ. ભવ્યની શક્તિ અને અભવ્યની શક્તિ તદ્દન જુદી જુદી છે. અભવ્ય નિગોદના શ્રુત કરતાં અભવ્ય નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતાનું શ્રુત અનંતગણું અધિક હોય તેમજ વિભંગ જ્ઞાન અને દ્રવ્ય અસ્થિાદિક ગુણોને લઈને અભવિમા અનંત શક્તિ હોય પણ ભવ્યની અને અભવ્યની શક્તિમાં અનંત અંતર છે.

**૩૧૦ પ્ર. અભવિને કેવળ જ્ઞાનાવરણીય કર્મ હોય કે ન હોય ?**

ઉ. બાધેલ કર્મ પ્રકૃતિ અન્ય સ્વજાતિય કર્મ પ્રકૃતિરૂપે પરિણમી શકે છે એટલે અભવિને, જ્ઞાનાવરણીય કર્મ, મતિઅજ્ઞાન, શ્રુત અજ્ઞાન, અને વિભંગ જ્ઞાનનું આવરણ વધારે છે બીજુ સમકિતનું આવરણ મિથ્યાત્વ હોય અને મિથ્યાત્વ તેમજ સમકિત બન્નેનુ આવરણ મોહનીય કર્મ છે, અભવિને સમકિત સત્તામાં નથી, છતા સમકિતનું આવરણ મિથ્યાત્વ મોહનીય છે એ બે ન્યાયથી જોતા અભવિ કેવળજ્ઞાનાવરણી બાંધે તે સંભવ છે પરન્તુ જેમ સમકિત સત્તામાં ન હોવાથી તેને આવરણ કરનાર સમકિત મોહની અને મિશ્ર મોહની પણ અભવિને નથી તો કેવળજ્ઞાનાદિ જ્ઞાનાવરણીય પ્રકૃતિનો હિસ્સો અજ્ઞાન આવરણ પ્રકૃતિરૂપે બંધાય તેવો સંભવ છે પણ તે જ્ઞાનાવરણીય કર્મ ગણાય અને તે વધારે બંધ બેસે છે છતાં તત્ત્વકેવળીગમ્ય કહેવું શ્રેષ્ઠ છે

**૩૧૧ પ્ર. આઠ આત્મા કેવી રીતે કહેવાય ?**

ઉ. અસંખ્યાત પ્રદેશમય દ્રવ્ય આત્મા જે ગુણ કે અવગુણમાં

પ્રવૃત્તિ કરે તે ગુણ કે અવગુણના નામથી તે આત્મા ઓળખાય.

૧ દ્રવ્ય આત્મા સર્વ જીવ સિદ્ધ, ભવ્ય, સંસારસ્થ ભવ્ય અને અભવિને હોય.

૨ કષાય આત્મા, ૧૦મા ગુણસ્થાન સુધી હોય

૩ યોગ આત્મા, ૧૩મા ગુણસ્થાન સુધી હોય.

૪ જ્ઞાન આત્મા સમકીતી જીવને હોય

૫ દર્શન આત્મા સર્વ જીવને હોય

૬ ચારિત્ર આત્મા સર્વ વિરતિને હોય, પણ જ્ઞાન અને સમકિત વગર ચારિત્રનો ગુણ ન હોય, અભવ્યને ચારિત્રનો ગુણ ન હોય પણ દ્રવ્ય ચારિત્ર હોય, સિદ્ધને ચારિત્ર ન હોય.

૭ વીર્ય સર્વ જીવને હોય, પણ સિદ્ધમાં સકરણ વીર્ય ન હોય, સમકિતી સર્વ વિરતિમાં પંડિત વીર્ય હોય, મિથ્યાત્વીમા બાલ વીર્ય હોય, દેશવિરતિમા બાલ પંડિત વીર્ય હોય.

**૩૧૨ પ્ર ત્રણ પ્રકારના આત્મા કેવી રીતે કહેવાય ?**

ઉ ૧ બાહિરાત્મા, તેનો ઉપયોગ પૌદ્ગલિક વસ્તુમાં હોય નિશ્ચયથી પહેલા ત્રણ ગુણઠાણાવાળા બાહિરાત્મા કહેવાય વ્યવહારથી જેનો ઉપયોગ જે વખતે પૌદ્ગલિક વસ્તુમા હોય તેઓ ઋજુસૂત્ર નયની અપેક્ષાએ બાહિરાત્મા ગણાય નિશ્ચયથી જેઓ આત્માનું સ્વરૂપ જાણતા નથી તે બાહિરાત્મા છે

૨ અંતરાત્મા—જેણે આત્માનું સ્વરૂપ જાણ્યું છે તે વ્યવહારથી અતરાત્મા ગણાય તેના ગુણસ્થાન ૪ થી ૬ નિશ્ચયથી જેઓ રત્નત્રયરૂપ આત્મ રમણતામા જે વખતે પ્રવર્તે છે તેઓ અતરાત્મા છે, તેના ગુણસ્થાન ૭ થી ૧૨

૩ પરમાત્મા—જેઓ કેવળજ્ઞાનાદિ ગુણો સહિત છે તે પરમાત્મા ગુ૦ ૧૩, ૧૪ અને સિદ્ધ ભગવાન

**૩૧૩ પ્ર. આ ક્ષેત્રમાં પરમાત્મા શબ્દનું કંઇ રહસ્ય છે ?**

ઉ. પ=પાચ, ર=બે, મા=સાડા ચાર, ત=આઠ, મા=સાડા

ચ.ર. આનો કુલ સરવાળો ૨૪ થાય છે એટલે ભરત, ઇરવત ક્ષેત્રમાં ૨૪ તીર્થંકરો પરમાત્મ સ્વરૂપના આદિ અને પ્રેરક છે.

**૩૧૪ પ્ર. આયા સે નાણે, નાણે સે આયા– તે કેવી રીતે ઘટાવવું ?**

ઉ જ્ઞાન=સાકાર ઉપયોગ, સમુચ્ચય જ્ઞાનમા પાચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન આવી જાય એટલે જ્ઞાન તે આત્મા અને આત્મા તે જ્ઞાન. સાકાર ઉપયોગ સર્વ જીવને હોય છે

**૩૧૫ પ્ર. જીવના દ્રવ્ય, ગુણ, પર્યાય કયા છે ? અને લક્ષણ શું છે ?**

ઉ. અસખ્યાત પ્રદેશમય જીવ તે જીવ દ્રવ્ય ચૈતન્યપણુ (ચેતના) તે જીવનો ગુણ, ઉપયોગ તે જીવનું લક્ષણ અને પર્યાય.

**૩૧૬ પ્ર. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૮ મા અધ્યયનમાં ૧૦ મી ૧૧મી ગાથાનો શો અર્થ છે ?**

ઉ જ્ઞાન, દર્શન, સુખ, દુઃખ એ ચારમા ઉપયોગ તે જીવનું લક્ષણ (ગાથા ૧૦) જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય, ઉપયોગ એ જીવનું લક્ષણ છે ( ગાથા ૧૧ ) આ બે ગાથાની સેની સમજ આ પ્રમાણે છે —

ઉપયોગ તે સાકાર અને અણાકાર, આકારના ૮ ભેદ, અણાકારના ૪ ભેદ, ? ઉપયોગમાં હોય તે ઉપયોગમય જીવ અણાય. સુખ દુ ખનો ઉપયોગ પણ જીવ રાખે છે

સમુચ્ચય જ્ઞાનના બે ભેદ—જ્ઞાન અને અજ્ઞાન, જ્ઞાનના પાચ ભેદ, અજ્ઞાનના ત્રણ ભેદ, તેમાના જે ભેદમાં વર્તે તે લક્ષણવાળો જીવ કહેવાય

દર્શનના બે ભેદ-સમ્યગ્દર્શન અને મિથ્યા દર્શન અને દૃષ્ટિ ત્રણ-સમ, મિથ્યા અને મિશ્ર વળી અણાકાર દર્શનના ચાર ભેદ.

સુખ અને દુ:ખ—તે સર્વ સસારી જીવને હોય, સિદ્ધને એકાંત સુખ જ હોય

ચારિત્ર જીવને જ હોય, અજીવને ન હોય, ભાવથી ભવિને જ હોય, સિદ્ધને ન હોય

તપનો અધિકારી જીવ જ છે, તે સિદ્ધને ન હોય, સકામ નિર્જરા રૂપે ભવિને જ હોય.

વીર્ય તે આત્માનો ઉત્સાહ, સ્ફુરણા, તેના ત્રણ ભેદ, તે સિદ્ધને ન હોય.

જીવના પર્યાય તે વ્યંજન પર્યાય અને અર્થ પર્યાય, વ્યંજન પર્યાય ગતિ ભેદ આશ્રી છે અને અર્થ પર્યાય ગુણ અવગુણ પર્યાયરૂપે છે. ઉપયોગ તે સર્વ જીવને પર્યાય રૂપે છે.

જીવ દ્રવ્યના પોતાના દ્રવ્યના અને જ્ઞાનાદિ ગુણના પર્યાય તે સ્વપર્યાય છે, પરપર્યાય તે જીવના સંબધમા જે પર દ્રવ્યો આવે તેના પર્યાય તે જ્ઞેયો અને દશ્યો રૂપે છે

**૩૧૭ પ્ર જીવના આ બધા ગુણ પર્યાયમાં ધ્યેય રૂપે શું છે?**

ઉ સિદ્ધનો દ્રવ્ય પર્યાય તે શુદ્ધ દ્રવ્ય પર્યાય અને કેવળજ્ઞાન, કેવળ દર્શન, ક્ષાયક સમકિત, અનંત આત્મિક સુખ અને શુદ્ધ પારિણામિક ભાવ તે બધા ભાવ પર્યાય ભવ્ય જીવને ધ્યેય, આલંબન, ભાવના રમણતારૂપે છે

**૩૧૮ પ્ર અભવિને જ્ઞાન નથી તો જ્ઞાનનું આવરણ કેવી રીતે હોય ?**

ઉ અજ્ઞાનને સમુચ્ચય જ્ઞાનમા જાણપણા આશ્રી મુકવામાં આવ્યું છે વળી પાચ જ્ઞાનને આવરણ કરનાર કર્મનો હિસ્સો ત્રણ અજ્ઞાનને વિશેષ ઢાકે, પાંચ ઇંદ્રિયનું આવરણ કરે, પાચ ઇંદ્રિયોના વિજ્ઞાનને પણ આવરણ કરે તેથી કર્મનો ઉદય થયે, સામાન્ય જાણપણા રૂપે જ્ઞાન કે જે સમકિત વગર અજ્ઞાન રૂપે છે તેને ઢાકે, ગાઢ અજ્ઞાની બનાવે, ઇંદ્રિયોના જ્ઞાન અને વિજ્ઞાનને પ્રગટ થવા ન દે

જેમ ક્ષપક શ્રેણીવાળા, જે કર્મને ખપાવે છે, તેનું આવરણ બીજી પ્રકૃતિ જે બધાતી હોય તે રૂપે પરિણમે છે તેમ અભવિને પાંચ જ્ઞાનાવરણીય કર્મ ત્રણ અજ્ઞાનને ( સમકિત રહિત જાણપણું તેને ) આવરણ કરનારરૂપે પરિણમે. સૂત્રમાં ભવ્ય અભવ્યને આઠે કર્મનો બંધ કહ્યો છે તત્વ કેવળી ગમ્ય—બીજું જેમ અભવિને સમકિત કે મિશ્ર પ્રકૃતિ સત્તામાં નથી છતાં દર્શન મોહનીયનો બંધ થાય છે તેથી તે ગાઢ મિથ્યાત્વી બને છે, માર્ગાનુસારીની કરણી પણ કરી શકતો નથી, સર્વજ્ઞ વીતરાગ ભાષિત ધર્મની દ્રવ્ય ક્રિયા કરી શકતો નથી, મિથ્યાત્વ મંદ હોય ત્યારે સમકિતની કરણી કરી નવ ગ્રૈવેયક સુધી જઈ શકે છે તે ગાઢ મિથ્યાત્વથી અટકે છે, ગાઢ મિથ્યાત્વી હિંસક કરણી કરવામાં રક્ત હોય, કોઈ તેને ઉપદેશ આપવા જાય તો ધર્માંધ બની ઉત્કૃષ્ટ કષાય સેવે, એવી રીતે કેવળજ્ઞાનાદિ જ્ઞાનનું આવરણ રૂપી કર્મનો હિસ્સો મતિશ્રુત અજ્ઞાન અને વિભંગ જ્ઞાનને વિશેષ આવરણ કરે પણ જ્ઞાનાવરણીય કર્મ જ ગણાય છે.

જેમ જ્ઞાનાવરણીય કર્મરૂપી વાદળા સૂર્ય રૂપી ભવ્યના કેવળજ્ઞાનાદિ પાંચ જ્ઞાનને ઢાંકે તેમ સૂર્ય રહિત રાત્રિના તારા સમાન અભવ્યના ત્રણ અજ્ઞાનને વિશેષ ઢાંકે

જ્ઞાનાવરણીય કર્મરૂપી છે તે પુદ્ગળ સ્વરૂપ છે જ્ઞાન અને અજ્ઞાન અરૂપી છે તેથી કર્મનું આવરણ તે અજ્ઞાન કહેવાય નહિ, અભવિન મિથ્યાદૃષ્ટિને કારણે અજ્ઞાનજ હોય, પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન એ આઠેને જ્ઞાનાવરણીય કર્મનું ઢાંકણ છે અજ્ઞાનાવરણીય કર્મ જુદું નથી અભવિને સત્તામા અજ્ઞાન અને મિથ્યાદૃષ્ટિ છે તે બન્ને અરૂપી છે આવરણના સબંધે પાંચ જ્ઞાનમાં ત્રણ અજ્ઞાનનો સમાવેશ થઈ જાય છે જેમ દૃષ્ટિમા સમકિત અને મિથ્યાત્વ જુદાં છે તેમ જાણપણામા જ્ઞાન અને અજ્ઞાન જુદાં છે એ આવરણ અને અજ્ઞાન જુદાં છે તો પાંચ જ્ઞાનમાંનું એકે જ્ઞાન અભવિને સત્તામાં નથી માત્ર ત્રણ અજ્ઞાન જ છે અભવિને સદા કાળ ત્રણ અજ્ઞાન અને મિથ્યાત્વના પર્યવ સત્તામાં છે જ્ઞાન દર્શન, ચારિત્રના પર્યવ હોય જ નહિ એમ સૂત્રથી સિદ્ધ થાય છે

**૩૧૯ પ્ર જો અભવિને સમકિત મોહનીય અને મિશ્ર મોહનીય સત્તામાં નથી તો તેને સમકિત સત્તામાં કેમ ન હોય? કારણ કે આ બે પ્રકૃતિ નાશ થયે ભવિને ક્ષાયક સમકિત પ્રાપ્ત થાય છે.**

ઉ ભવિને મિથ્યાત્વ મોહનીયનો પહેલાં નાશ થાય ત્યાર બાદ મિશ્ર મોહનીનો અને છેવટે સમકિત મોહનીયનો નાશ થાય ત્યારે ક્ષાયક સમકિત આવે, પણ મિથ્યાત્વ મોહીનીય રહે અને બીજી બે પ્રકૃતિ નાશ થાય એવુ કોઇ કાળમાં બને નહિ. હવે અભવિને બે પ્રકૃતિ નથી તેથી તે પણ મિથ્યાત્વમાં જ રહે છે તેને મિશ્ર મોહનીયના અભાવે સર્વ ધર્મ સરખાનો ભાવ આવતો નથી અને સમકિત મોહનીયના અભાવે શંકા નથી થતી કે હું ભવિ હઇશ કે અભવિ? જૈન ધર્મ સાચો કે અન્ય ધર્મ? આવી શંકા થતી નથી. અભવિને પરમાર્થ, સર્વજ્ઞપણું અને મોક્ષમા શ્રદ્ધા આવની જ નથી. અભવિને આંટીદીએ એવા લોકો પણ પ્રત્યક્ષ દેખાય છે, તે કહે છે કે સર્વજ્ઞપણું એટલે જે કાળે જેટલા ધર્મના જેટલા પુસ્તકો હોય તે સર્વનું જ્ઞાન તે સર્વજ્ઞપણું, કોઈ વળી કહે છે કે કોઈ જીવ મોક્ષ જાય જ નહિ, તેઓને ગમે તેટલું સમજાવો, કદાચ દલીલમાં તેઓ હારી જઇને પરાણે કબુલ કરે પણ તેમને અભ્યતર શ્રદ્ધા આવે જ નહીં તેઓ એમજ જાણે છે કે જે કરીએ છીએ તે સંસારી સુખ માટે જ છે આ અભવ્યને સમજવાની રીત છે, કારણ કે અભવિને આટીદીએ એવા પણ ભવિ હોય છે કે જે અનંત કાળે રખડી રખડીને ઠેકાણે આવે

**૩૨૦ પ્ર ભવિ અભવિનું મતિ-શ્રુત અજ્ઞાન અનાદિનું છે તો પછી ભવિને શ્રુતજ્ઞાન સત્તામાં છે અને અભવિને નથી તેનુ શું કારણ?**

ઉ ભવિને જ્ઞાન સત્તામા હોય તોજ આવરણ ખસ્યે, પ્રગટ થાય, તેને સત્તામા જ્ઞાન અને અજ્ઞાન બન્ને અનાદિના છે પણ સમકિતનું

આવરણ ખસે અને સમકિત પ્રગટ થાય તે જ વખતે સમકિતને અભાવે જે અજ્ઞાન ગણાતું હતું તે જ્ઞાન રૂપે પ્રગટ થાય, ત્યારે અભવિને સમકિત કે જ્ઞાન એમાંનું કંઈપણ સત્તામાં નથી.

**૩૨૧ પ્ર. ભવ્ય, અભવ્યની કાય સ્થિતિ કેટલી ?**

ઉ. શ્રી પન્નવણા સૂત્રના પદ ૧૮મા કાય સ્થિતિ પદમાં કહ્યુ છે કે ભવિની આદિ નથી પણ મોક્ષમાં જવાથી ભવ્યપણાનો અંત છે અભવિની આદિ નથી તેમ અંત પણ નથી તેથી અભવિ અચરીમ છે, ભવ્ય ચરીમ છે અને સિદ્ધ અચરીમ અથવા નોચરીમનો અચરીમ છે અને નોભવ્યનો અભવ્ય છે

**૩૨૨ પ્ર. અભવિને અનંત શક્તિ ગણાય કે નહીં ?**

ઉ. ત્રણ અજ્ઞાન અને મિથ્યાદૃષ્ટિના અનંત અનંત પર્યાયની અપેક્ષાએ અભવિમાં અનંત શક્તિ કે ઋદ્ધિ ગણાય.

**૩૨૩ પ્ર જીવોની પરસ્પર ઋદ્ધિમાં અનંતો ફેરફાર કેવી રીતે ?**

ઉ. જીવના કુળ, યોની, દેહ, ગતિ, આકૃતિ, સંઘયણ, સંઠાણ, સુખ દુઃખ, ઉણપ, કમ્મ, બલ વીર્ય, પુરુષાકાર, પરાક્રમ, કર્મની વિચિત્રતા વગેરેમાં અનંતો અનંતો તફાવત છે

**૩૨૪ પ્ર. અનંતાનુબંધી કષાય તો ચારિત્રાવરણીયની પ્રકૃતિ છે તો તે સમકિતને કેવી રીતે અટકાવી શકે ?**

ઉ. અનંતાનુબંધી કષાયથી શુદ્ધ ધર્મ તરફ દ્વેષભાવ આવે છે અને મિથ્યાત્વ તરફ રાગભાવ ઉત્પન્ન થાય છે તેથી તેનો ક્ષયોપશમ થયા વગર યથાપ્રવૃત્તિકરણ આવે નહિ. મિથ્યાત્વીને ગુણ અને ધર્માધિપણું આ ચોકડીથી આવે છે જેનું મિથ્યાત્વ મંદ હોય અને અનંતાનુબંધી સત્તામાં હોય તે ઉદય આવે એટલે ચારિત્રને સર્વથા રોકે છે. પણ જેને મિથ્યાત્વ તિવ્ર ઉદયમાં હોય તેને તો ચારિત્રાવરણીય કર્મ તિવ્ર ઉદયમાં હોય જ અનંતાનુબંધી કષાયના ઉદયમાં કુચારિત્રમાં એટલા બધા વિભાવ હોય છે કે સમકિતના એકે ગુણમા ઉપયોગ રહેતો નથી.

**૩૨૫ પ્ર ચારિત્રની સોળ કળા કઇ?**

ઉ. ૧ અનંતાનુબંધી કષાયને ગ્રન્થી ભેદ, તેની ગાંઠ ત્રૂટે, ૨ મિથ્યાત્વની ગાંઠ ત્રૂટે, ૩ સમકિતાદી આત્મગુણને પ્રકાશ, ૪ આત્માના ગુણોને અનુભવ (આત્મિક જ્ઞાન), ૫ અણુવ્રત, ૬ મહાવ્રતો, ૭ અપ્રમત્તપણે ધર્મધ્યાન, ૮ ક્ષપક શ્રેણીને અભ્યાસ, ૯ શુકલધ્યાનની ધારા ૧૦ અવેદીપણુ, ૧૧ મોહની કર્મનો સર્વથા નાશ, ૧૨ ઘનઘાતિ કર્મને નાશ, ૧૩ કેવળજ્ઞાન, ૧૪ શૈલેશીકરણુ, ૧૫ અયોગીપણુ, ૧૬ સિદ્ધ પદ પ્રાપ્તિ, આ સોળ કળા ભવ્ય જીવને જ મળે

**૩૨૬ પ્ર ભવ્ય, સંસારસ્થ ભવ્ય અને અભવ્ય આ ત્રણે પ્રકારના જીવની સત્તામાં અનાદિ કાળથી મિથ્યાત્વ અને અજ્ઞાન છે તો પછી ભવ્ય જ કેમ મોક્ષ જાય? બીજા કેમ મોક્ષ ન જાય?**

ઉ ભવ્યને અનાદિ કાળથી અજ્ઞાન અને મિથ્યાત્વ છે પણુ સાથે સમકિત અને કેવળજ્ઞાન પણુ સત્તામાં છે અજ્ઞાન અને મિથ્યાત્વ ટાળે એટલે સમકિત પ્રગટ થાય અને સર્વ ચારિત્રાવરણુ નાશ કરે કે અંતમુહૂર્તમા કેવળજ્ઞાન પ્રગટ થાય સંસારસ્થ ભવ્ય જીવ અને અભવ્યને સમકિત સત્તામા નથી તેથી આત્માનુ સ્વરૂપ જાણી શકે નહિ, આત્મા અને પુદ્ગળની વહેચણુ કરી શકે નહીં

**૩૨૭ પ્ર પ્રશ્ન ૩૨૬માં ત્રણુ પ્રકારના જીવ કહ્યા તે કોઇ દાર્શનિક પુરાવાથી સમજાય એમ છે?**

ઉ અભવ્ય જીવને પુરુષની ઉપમા, કારણુ કે પુરુષ સંતાનને જન્મ ન જ આપે તેમ અભવ્ય મોક્ષ ન જ જાય. સંસારસ્થ ભવ્ય જીવ છે તો ભવ્ય પણુ તે મોક્ષ ન જાય તેને વધ્યા સ્ત્રીની ઉપમા. ભવ્ય જીવ જો મોક્ષને યોગ્ય છે તેને ફળદાયક સ્ત્રીની ઉપમા કે જે સ્ત્રીને પુરુષનો લાભ મળતા સંતાન પ્રાપ્તિ થાય તેમ ભવ્ય જીવને મોક્ષ જવા યોગ્ય બધા સંયોગો મળે તો તે મોક્ષ પ્રાપ્ત કરી શકે.

૩૨૮ પ્ર. ભવ્યને સમકિતાદિ પર્યાયો સત્તામાં છે તે સ્પષ્ટ કર્યા છે?

ઉ. શ્રી ભગવતીજી સૂત્રમાં કહ્યું છે કે ભવ્યને જ્ઞાનાદિ રત્નત્રયના અનંતા સ્વપર્યાય છે અને અભવ્યને મિથ્યાત્વ અને ત્રણ અજ્ઞાનના સ્વપર્યાય અનંતા છે, આ સ્વપર્યાય તે પોતાનાજ ગુણપર્યાય કે જે આત્મ પ્રદેશોની સાથે તદ્રૂપ છે એટલે સમવાય (તદ્રૂપ) સંબંધે સત્તામાં છે

૩૨૯ પ્ર. સંસારી જીવ ને ઓદયિક, ક્ષયોપશમિક અને પારિણામિક એ ત્રણ ભાવ છે અને કેવળજ્ઞાન તો ક્ષાયક ભાવે છે તો તે કયાંથી આવે ?

ઉ અનાદિ અનંત કાળ રખડવાવાળાને તો ત્રણ ભાવ છે પણ સર્વ જીવો આશ્રી પાંચ ભાવ કહ્યા છે તેમાં ક્ષાયક ભાવ ઉત્કૃષ્ટ ક્ષયોપશમ ભાવથી પ્રગટે છે, જેમ જેમ પ્રકૃતિઓ ઉદય આવતી જાય તેમ તેમ ક્ષય કરવાથી અને અનુદયને ઉપશમ ભાવમાં રાખવાથી નવીન કર્મ બંધ મંદ થતો જાય છે અને સત્તામાં કર્મ પ્રકૃતિ ખુટતી જાય છે એટલે ક્ષપક શ્રેણી પ્રગટ થાય છે અને એક પછી એક કર્મ પ્રકૃતિનો સર્વથા નાશ થતો જાય છે તે ક્રમ બારમા ગુણસ્થાન સુધી વધતો જાય અને છેવટે કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે.

જેટલે દરજ્જે શરીર અને કર્મના દુઃખનો અભ્યાસ મટી જાય છે અને સમતા રસ અને આત્મિક સુખમાં લીનતા વધતી જાય છે એટલે દરજ્જે ક્ષયોપશમ ભાવની તિવ્રતા વધતા વધતાં ક્ષાયક ભાવ પ્રગટ થાય છે.

૩૩૦ પ્ર. આત્મિક સુખ અને સમતા રસ કેવી રીતે પ્રગટ થાય?

ઉ. પહેલાં અઢાર પાપસ્થાનક જાણવા અને તેમાંથી નિવૃત્ત થવું એટલે મનને તે સર્વમાથી નિવૃત્ત કરવું અને મનને આત્મપ્રદેશો

અને તેમાં રહેલા જ્ઞાન અને દર્શનમા જોડવું પછી જ્ઞાનથી પોતાનોજ આત્મા અને પોતાના જ ગુણોને જાણવા અને અનુભવવા અને તેમાં સ્થિરતા કેળવવી, જ્યારે જ્યારે મન આત્મામાથી બહારના દૃશ્યો કે જ્ઞેયોમાં જાય ત્યારે ઉપયોગ લાવી તેમાં સમભાવ રાખી તેમાંથી ઉપયોગ ખેંચી લઇ આત્મામા જોડવો, આવી રીતે આત્મા અને આત્માના ગુણોને જાણવા, અને અનુભવવા અને તેમાં સ્થિરતા જામે એટલે કોઇ વ્યકિતગત ગુણ ભુલાઇ જાય અને સમુચ્ચય ચેતનામાં સ્થિરતા આવે ત્યારે આત્મિક સુખનો અનુભવ થાય, આ છે ભાવ ચારિત્ર રસ, તેનો અભ્યાસ વધારવાથી આ ભવમા તો નહિ પણ પરભવમા ક્ષપક શ્રેણી આવતાં વાર લાગે નહીં આવી રીતે ક્ષયોપશમ ભાવમાથી ક્ષાયક ભાવ કેળવાય

**૩૩૧ પ્ર. ચારિત્ર રસ કેળવે નહિ અને વ્યવહારિક ક્રિયા કર્યે જાય તો શુ લાભ?**

ઉ અરિહંતદેવે ભાખેલી ક્રિયા કરવાથી ૬૯ કોડાકોડ સાગરની કર્મ સ્થિતિ કપાય છે, તેમાં ઉદ્યમ જારી રાખવાથી ભવ્ય જીવને સમકિત પ્રાપ્ત થાય છે એટલે છેવટે ચારિત્ર રસ પ્રગટ કરી શકે છે પણ જો દેવતાદિકનું પુદ્‌ગળીક સુખ મળે તેમાં ડુબી જાય અને સુપુરુષાર્થ પડતો મૂકે તો પછી જયારે ઠેકાણે આવે ત્યારે નવો ઉદ્યમ શરૂ કરવો પડે અને આગળ કામ ચાલે

**૩૩૨ પ્ર આવું મુશ્કેલીવાળુ કામ ક્યારે પાર પડે તેનો શુ ભરોંસો?**

ઉ ૩૩૧ આત્મશ્રદ્ધા, શુદ્ધ ક્રિયાની શ્રદ્ધા, કામ પાર પાડવાની શ્રદ્ધા આ બધુ પોતાનામા જ છે અને પોતે પોતાના માટેજ કેળવવાનુ છે, પડતુ મૂકીએ તો ગોથા ખાવા પડે, જારી રાખવાથી કઇ ભય નથી

**૩૩૩ પ્ર કેવળજ્ઞાનને સાદિ અનંત કહ્યુ છે તો સત્તામાં હતું કેવી રીતે?**

૩૨૮ પ્ર. ભવ્યને સમકિતાદિ પર્યાયો સત્તામાં છે તે સ્પષ્ટ કર્યા છે?

ઉ. શ્રી ભગવતીજી સૂત્રમાં કહ્યું છે કે ભવ્યને જ્ઞાનાદિ રત્નત્રયના અનંતા સ્વપર્યાય છે અને અભવ્યને મિથ્યાત્વ અને ત્રણ અજ્ઞાનના સ્વપર્યાય અનંતા છે, આ સ્વપર્યાય તે પોતાનાજ ગુણપર્યાય કે જે આત્મ પ્રદેશોની સાથે તદ્રૂપ છે એટલે સમવાય (તદ્રૂપ) સંબંધે સત્તામાં છે

૩૨૯ પ્ર. સંસારી જીવ ને ઔદયિક ક્ષયોપશમિક અને પારિણામિક એ ત્રણ ભાવ છે અને કેવળજ્ઞાન તો ક્ષાયક ભાવે છે તો તે કયાથી આવે?

ઉ અનાદિ અનંત કાળ રખડવાવાળાને તો ત્રણ ભાવ છે પણ સર્વ જીવો આશ્રી પાંચ ભાવ કહ્યા છે તેમાં ક્ષાયક ભાવ ઉત્કૃષ્ટ ક્ષયોપશમ ભાવથી પ્રગટે છે, જેમ જેમ પ્રકૃતિઓ ઉદય આવતી જાય તેમ તેમ ક્ષય કરવાથી અને અનુદયને ઉપશમ ભાવમાં રાખવાથી નવીન કર્મ બંધ મંદ થતો જાય છે અને સત્તામાં કર્મ પ્રકૃતિ છુટતી જાય છે એટલે ક્ષપક શ્રેણી પ્રગટ થાય છે અને એક પછી એક કર્મ પ્રકૃતિનો સર્વથા નાશ થતો જાય છે તે ક્રમ બારમા ગુણસ્થાન સુધી વધતો જાય અને છેવટે કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે

જેટલે દરજ્જે શરીર અને કર્મના દુઃખનો અભ્યાસ મટી જાય છે અને સમતા રસ અને આત્મિક સુખમાં લીનતા વધતી જાય છે એટલે દરજ્જે ક્ષયોપશમ ભાવની તિવ્રતા વધતા વધતાં ક્ષાયક ભાવ પ્રગટ થાય છે

૩૩૦ પ્ર. આત્મિક સુખ અને સમતા રસ કેવી રીતે પ્રગટ થાય?

ઉ. પહેલાં અઢાર પાપસ્થાનક જાણવા અને તેમાંથી નિવૃત્ત થવું એટલે મનને તે સર્વમાંથી નિવૃત્ત કરવું અને મનને આત્મપ્રદેશો

**૩૩૬ પ્ર અગાઉના સાધુઓ વ્યાકરણ શીખતા?**

ઉ ઘણે ઠેકાણે સૂત્રમાં ૧૧ અંગ ભણવાનો અધિકાર છે, કોઇ સાધુ ૧૪ પૂર્વ ભણે છે પણ સૂત્રમાં વ્યાકરણ ભણવાનું કયાંય ચાલ્યું નથી વ્યાકરણપૂર્વક બોલવાનો તો નાનપણથી જ અભ્યાસ હોય છે.

**૩૩૭ પ્ર ભાષાજ્ઞાન વગર અર્થનો અનર્થ થઈ જાય તેથી ઉપદેશમાં વાંધો આવે તેનું શુ?**

ઉ. જૈન શાસ્ત્રનો અર્થ ગુરુગમ્યને આધીન છે, એકલા ન્યાય કે વ્યાકરણના બળથી ખરી વસ્તુ જાણવા મળતી નથી જૈનશાસ્ત્રના અજાણ એવા સંસ્કૃત અને વ્યાકરણના જાણનારાથી અર્થનો અનર્થ થઇ જાય જેમકે "ગુણેહિ સાહુ અગુણેહિ સાહુ, ગિન્હાહિ સાહુ ગુણ મુન્ચ સાહુ" નો ખરો અર્થ તેઓ કહી શકે જ નહિ, માટે તેવા લોકો પાસેથી જૈન સૂત્રો ભણવાથી અનર્થ જ થાય.

**૩૩૮ પ્ર કેટલાક માને છે કે વ્યાકરણના જ્ઞાન વગર શુદ્ધ ઉપદેશ દઈ ન શકાય તેનું શુ?**

ઉ વ્યાકરણાદિ ભણવાવાળાને ઘણાખરાને સૂત્રની શ્રદ્ધા હોતી જ નથી તો પછી તેઓનો ઉપદેશ શુદ્ધ હોય જ નહિ

**૩૩૯ પ્ર. તો પછી કેટલાક સાધુને વ્યાકરણનો મોહ કેમ હોય છે?**

ઉ. તેઓ આત્માનું કલ્યાણ કરવા નહીં પણ લોક સંજ્ઞાથી લોકોને હસાવી રમાડી પ્રશંસા માન વગેરે લૌકિક વસ્તુ મેળવવા સાધુ થયા હોય અને લૌકિક ઉપદેશ આપી પ્રખ્યાતિ મેળવવા ચાહતા હોય.

**૩૪૦ પ્ર ખરો ઉપદેશ કોણ આપી શકે?**

ઉ કેવળી ભાષિત તત્ત્વના અવિરોધપણે જે શબ્દના અર્થ કરી શકે તે જ ખરૂં ભણતર છે, તેઓ જ શુદ્ધ ઉપદેશ આપી શકે. જૈન શાસ્ત્રના જ્ઞાન અને શ્રદ્ધા વગર આ કામ બની શકે નહિ.

ઉ. કેવળજ્ઞાનને સાદિ અનંત કહ્યું છે તે સત્તામાંથી પ્રગટ થવા આશ્રી કહ્યું છે, જો સત્તામાં ન હતુ તો અત્યાર સુધી કયાં રહ્યુ હતુ ? કોઇ બીજા જીવમાથી આવ્યુ ? કે કયાંય ફરતુ હતુ ? કેવળજ્ઞાન તો જીવનો ગુણ છે, ગુણી જીવ વગર ગુણ કયાંય રહે નહિ અને એક જીવનો ગુણ તે જીવને છોડીને કે છોડયા વગર આશ્રી બીજા જીવમાં જાય નહિ, માટે જે સત્તામાં હતુ અને કર્મ આવરણથી ઢંકાએલુ હતુ તે કર્મ નાશ પામવાથી પ્રગટ થયુ છે એમ સાબિત થયુ

૩૩૪ પ્ર. જૈન દ્રષ્ટિ કેળવ્યા વગર વ્યાકરણ શિખવાથી શુ વાંધો આવે ?

ઉ. વ્યાકરણ પ્રાયઃઘણીયા જૈનેતર પુસ્તકોમાંથી શિખવવામાં આવે છે એટલે જૈન શાસ્ત્રના જાણ થયા વગર તે શિખવાથી અન્ય મતિઓનાં શાસ્ત્રોમાં લક્ષ દોરાય છે તેથી સમ્યગ્ આત્મ પરિણતિમાં બાધા આવે છે, શંકા કંખા થાય છે જૈનશાસ્ત્રોના ભાવ સમજમા પેસી શકતા નથી, છેવટે શ્રદ્ધા અને ચારિત્રથી ભ્રષ્ટ થવું પડે છે

૩૩૫ પ્ર. વૈયાકરણીઓ કહે છે કે વ્યાકરણ નહિ ભણેલો તે અંધ શબ્દકોષના જ્ઞાન વગરનો તે બહેરો, પીંગળ (કાવ્ય) જ્ઞાન વગરનો તે પાંગળો અને તર્ક શાસ્ત્રના જ્ઞાન વગરનો તે મુંગો અને ચોખ્ખા શબ્દ નહિ બોલનાર અસત્યવાદી તો તેનુ કેમ ?

ઉ. મોક્ષમાર્ગના જ્ઞાન વગરનો હોય તે જ આંધળો છે, શુદ્ધ ક્રિયા વિનાનો પાંગળો જાણ્ય, સાવદ્ય ભાષા બોલનાર મુંગો અને અસત્યવાદી કહેવાય અને સર્વજ્ઞપ્રણિત સિદ્ધાંત જેણે સાંભળ્યુ નથી તે બહેરો છે સસ્કૃત વ્યાકરણાદિના જાણકાર દેખાતા હોય અને સત્યવાદી હોય તો, વેદ વગેરે શાસ્ત્રોમાં પશુઘાતક યજ્ઞ, યજ્ઞજન્ય માંસાહાર અને ક્ષત્રિયોના યુદ્ધ વિગેરેની આજ્ઞા કરે નહિ, ૨૯ પ્રકારના પાપ સૂત્રનો ઉપદેશ આપે નહિ માટે જેમાં સજ્ઝાય ધ્યાનથી કંઇ વર હેતુ નથી એવા શાસ્ત્રો સાધુએ ભણવા ન જોઇએ.

ભાવ છોડી દીધા છે તે ઉપરથી એમ ન સમજવું કે વ્યાકરણ અને સંસ્કૃત સાધુએ શિખવુંજ જોઇએ

**૩૪૫ પ્ર વ્યાકરણ અને સંસ્કૃત શિખવાનો બાધા વગરનો કોઇ રસ્તો છે?**

ઉ વ્યાકરણ વગેરે તમામ સંસ્કૃત ભાષાનું જ્ઞાન મેળવવાનાં સાધનો (પુસ્તકો) જૈનધર્મની શૈલિનાં જ હોવા જોઇએ. વ્યાકરણને લગતા દાખલા જૈન સૂત્ર પ્રમાણે જ હોવા જોઇએ.

**૩૪૬ પ્ર વ્યાકરણ અને સંસ્કૃત શિખ્યા વગર જ્ઞાનની વિશાળતા કયાંથી આવે?**

ઉ જૈન સિદ્ધાતોમાં તમામ દર્શનો અને દુનિયાનું રહસ્ય આવી જાય છે, વળી તે ભણતાં સજઝાય તપથી નિર્જરા થાય છે. વ્યાકરણાદિ બાહ્ય પુસ્તકો શિખવાથી અશુભ આસ્રવ થાય છે જૈનશાસ્ત્રો શિખતી વખતે માતૃભાષામા અર્થ, ભાવાર્થ, વિભકિત વગેરે શબ્દ શુદ્ધિ જાણી લેવી એટલે સાધુપણાનો વખત સમાચારી બહાર ન જાય

**૩૪૭ પ્ર કોઇ કહે છે કે ઉપયોગથી ચારે ભાષા બોલે તો આરાધક ગણાય તેનું કેમ?**

ઉ. તે ખોટુ છે, ખરો ભાવ એવો છે કે ઉપયોગપૂર્વક ચારે ભાષાનું સ્વરૂપ જાણીને એટલે સત્યને સત્ય, અસત્યને અસત્ય, વ્યવહારીક ભાષાને વ્યવહાર ભાષા, મિશ્રને મિશ્ર એટલે જે સ્વરૂપની ભાષા હોય તે સ્વરૂપે ઉપયોગ સહિત પ્રકાશવાથી આરાધક કહેલ છે એટલે ચારે ભાષા બોલવી એમ નથી પણ ચારે ભાષાનું યથાતથ્ય સ્વરૂપ બતાવવું

પણ તે ચારમાંથી ગમે તે ભાષા બોલે છતાં જે અસંયતિ અવિરતી અપચ્ચક્ખાણી છે તે આરાધક કહેવાય નહીં પણ રત્નત્રયના અભાવને કારણે વિરાધક છે તેથી વ્યાકરણાદિ શાસ્ત્રના બાંધનારા તથા શિખનારા શ્રુત આખ્યાત ધર્મની અપેક્ષાએ વિરાધક છે. હવે સાધુએ

૩૪૧ પ્ર. કોઈ કહે છે કે વ્યાકરણથી ભાષાની શુદ્ધિ થાય છે, ભાષાની શુદ્ધિથી મોક્ષમાર્ગની શુદ્ધિ થાય છે એમ કહી વ્યાકરણ પાછળ મંડયા રહે છે તેનું કેમ?

ઉ. વ્યાકરણપૂર્વક જે ભાષા બોલાવામાં આવે છે તે ચોકખી ભાષા છે પણ જે ભાષા આત્માને કલ્યાણકારી, મર્યાદાવાળી, નરમ અને સમતાવાળી હોય તે મોક્ષ માર્ગની છે તેથી તે શુદ્ધ ભાષા છે તે ભાષા સમિતિ કહેવાય છે

૩૪૨ પ્ર. લૌકિક પંડિત પાસેથી શિખવામાં સાધુને બીજા દોષો લાગે ખરા?

ઉ. સાધુ ગૃહસ્થીનો વિનય, બહુમાન કરે તો ચારિત્રમાં દોષ લાગે અને ન કરે તો જ્ઞાન ચઢે નહિ એટલે બન્ને રીતે મોક્ષ માર્ગની આરાધના પાછી હઠતી જાય છે

૩૪૩ પ્ર. સાધુને સર્વ ભાષાના જાણ કહ્યા છે તેનું કેમ?

ઉ. સર્વ ભાષાના જાણ કર્તા ગણધર જ હોય છે તેમના તથા ભગવતના અધિકારમાં એ બાબત આવે છે, ને સાધુની બાબતમાં એવું આવતું જ નથી માટે ભાષા શિખવામાં સાધુજીવનનો કિંમતી વખત ગમાડવો નહિ. તત્ત્વજ્ઞાન અને ભાષા જ્ઞાન બન્ને જુદાં જ છે ગોખણીયા લૌકિક વિદ્વાન તત્ત્વના વદન અજાણ પણ હોય અને માંડ માંડ માતૃભાષાના બોલનાર કોઈ વખતે તત્ત્વના જાણ પણ હોય. તત્ત્વજ્ઞાન અને ભાષાશુદ્ધિ માટે હૃદયશક્તિની જરૂર હોય છે, વ્યાકરણ, ન્યાય કે તર્કશાસ્ત્રની જરૂર નથી.

૩૪૪ પ્ર. વ્યાકરણ અને સંસ્કૃતના જાણ, એવા ઘણા સાધુ થઇ ગયા છે તેનું કેમ?

ઉ. વ્યાકરણ અને સંસ્કૃત ભણેલા ઘણા બ્રાહ્મણોએ જૈન દીક્ષા લીધી છે. તેઓનું ભાષાજ્ઞાન તો રહ્યું પણ તેઓએ અજ્ઞાનના મિથ્યા

પણ જેઓ જૈન શાસ્ત્રના પારગામી નથી તેમની બુદ્ધિ પરસમયથી ભ્રષ્ટ થયા વગર રહે જ નહિ તેઓ પોતાને પરિપકવ માને તો તેમાં તેઓ થાપ ખાય છે, તેઓને સત્તામાં રહેલ મિથ્યાત્વ મોહનીય ઉદય થયુ તેમ સમજવું વળી જેને જૈન શાસ્ત્રમાંથી મેળવવાનું જ્ઞાન અધુરૂ લાગે છે તેને પણ મિથ્યાત્વ મોહનીયનો ઉદય સમજવો કારણ કે જેને પરમાર્થ બુદ્ધિ કેળવીને મોક્ષ જવું છે તે તો જૈનના એકજ સૂત્રમાંથી કેળવી શકે છે, ફકત દૃઢ શ્રદ્ધાની જરૂર છે ગૃહસ્થોને વ્યવહારિક લેવડદેવડમાં મિથ્યાત્વીનો પરિચય કરવો પડે તો પોતાનું ધ્યેય ચુકવું નહિ

જે મિથ્યાશ્રૂતને સમશ્રૂતમાં પરિણમાવી શકે તેજ મિથ્યાશ્રૂત વાંચી શકે જેમકે મિથ્યાત્વી લોકોની શંકર ભગવાનની જે કલ્પના છે તેને સમશ્રુતમાં આવી રીતે પરિણમાવી શકાય :—

સાપ તે મોહનીય કર્મ, શિર પર ગંગાનો ધોધ તે જ્ઞાન અને ક્ષાયક સમરસીભાવ, ત્રિશુળ તે સંયમરૂપી દંડને લાગેલા જ્ઞાન, દર્શન ચારિત્રરૂપી ત્રણ પાંખડા કે જેથી કર્મ શત્રુનો નાશ થાય, સિંહ ચર્મ તે ઉપસર્ગ પરિસહમાં પરાક્રમની ઉપમા, બળદ તે કામ પાર પાડવા રૂપ બળ વીર્ય, એવી જ રીતે સમકિત શાસ્ત્રજ્ઞ કામભોગના વાકયોને પણ અધ્યાત્મ જ્ઞાનભાવમાં ઉતારી શકે છે જેઓ પરસમય વાચવા ઇચ્છે છે તેની વિદ્વતાની આવી રીતે પરિક્ષા લઇ શકાય છે.

**૩૫૨ પ્ર જૈન સૂત્રનું શુ ફરમાન છે ?**

ઉ શ્રી ઉત્તરાધ્યયન સુત્રના પહેલા અધ્યયનની ૮ મી ગાથામાં પહેલા બે પદમાં ચોકખુ કહ્યું છે કે—

"અટ્ઠ જુત્તાણિ સિકિખજ્જા, નિરટ્ઠાણિ ઉવજ્જએ"

એટલે જેમા ભગવંતના પ્રરૂપેલા અર્થ (ભાવ) છે એવા સૂત્ર (દ્વાદશાંગી પ્રમુખ) શીખવા અને નિરર્થકનો ત્યાગ કરવો.

અહિં અર્થના ત્રણે નામ લાગુ પડે છે:– ૧ શબ્દના અર્થ, ૨ વીતરાગના ભાવ, ૩ સંવર અને નિર્જરા રૂપ અર્થ.

ચાર ભાષાનું સ્વરૂપ જાણીને સત્ય અને વ્યવહાર ભાષા બોલવી તેમાં પણ સત્યની સાથે નિર્વદ્ય ભાષા હોવી જોઈએ.

## ૩૪૮ પ્ર. વ્યાકરણ, ભણ્યા વગર પંડિત કેમ કહેવાય ?

ઉ. જૈન દૃષ્ટિએ જેને જ્ઞાન, દર્શન અને ચારિત્ર હોય તે જ પંડિત કહેવાય. પોતાનો આત્મા શરીરથી ભિન્ન છે અને શક્તિ રૂપથી પોતાનો આત્મા સિદ્ધસ્વરૂપ છે એમ આત્માનું સ્વરૂપ જાણનાર અને અનુભવ કરનાર લોકોત્તર પંડિત છે લૌકિક પંડિતથી જ્ઞાન દૂર છે. તેમને ફક્ત આજીવિકાની પડી છે, ધર્મ માર્ગની ફિકર નથી તેથી ગોટે પ્રચાર કરે છે અને અજ્ઞાની લોકો ગાડરીયા પ્રવાહમાં તણાય છે.

## ૩૪૯ પ્ર. વર્તમાન કાળમા પંડિતો કોને કહેવાય છે ?

ઉ. તેઓ ધર્મવિરૂદ્ધ વાતો કરી દુનિયાને ભમતો તે સંસાર સુધારવાનો બોધ આપે છે અને કહે છે કે સંસાર સુધારવાની ધર્મગુરુને જરૂર છે તેઓનો હેતુ વાહવાહ કહેવરાવી પ્રખ્યાત થવાનો હોય છે પણ પારકું આગળું સાફ કરવા સજ પોતાના ઘરમાં ભરાય છે તેનું તેને ભાન નથી તેથી પોતે ચારિત્રભ્રષ્ટ થઈ સંસાર વધારે છે ત્યારે પ્રશંસકો તો જુદી જુદી ગતિમાં જવાથી તેની પાસે કોઈ નહિ રહે એટલે બાવાના તો બેય બગડયાં.

## ૩૫૦ પ્ર. પરપાખંડ સંથવો શું ?

ઉ. પરપાખંડ-મિથ્યાત્વી આચાર, વિચાર શ્રદ્ધા અને જાણપણું, સંથવો એટલે તેનો પરિચય, ધર્મબુદ્ધિએ વાંચવું સાંભળવું, ક્રિયામાં ભાગ લેવો તે.

## ૩૫૧ પ્ર. પરપાખંડ પરિચય એકાંત ત્યાગ કરવા લાયક છે કે શું ?

ઉ. જેણે બધાં જૈન સિદ્ધાંતો વાંચી, સમજી, મગજમાં ઉતારી આત્મભાવ કેળવ્યો છે અને જેને ઉપદેશ આપવામાં અને મિથ્યાત્વીઓને સુધારવા માટે તેમના જ તત્ત્વોમાંથી ભૂલ કાઢી સમજાવતા આવડે છે તેને માટે પરસમયરૂપી મિથ્યાત્વી પુસ્તકો વાંચવામાં બાધા આવે નહીં.

રાગ દ્વેષ પોષે છે. પરવશે પડયા છે માટે અધર્મના હેતુ એવા મિથ્યાત્વનાં શાસ્ત્રનો ત્યાગ કરવો અને જાવજીવ સુધી જ્ઞાનાદિ ગુણની આરાધના કરવી અહીં સંસ્કૃત ભાષાના આવા પુસ્તકોનો નિષેધ થાય છે.

(૩) સંસ્કૃત વ્યાકરણના પુસ્તકોમાં દ્રવ્ય, ગુણ, પર્યાય, નિપાતાદિ બોલ છે તે જૈન સૂત્રોને અનુસરતા નથી માટે સાધુએ આવા પુસ્તકોમાથી ભણવું નહિ કારણ કે તેથી ખરા જ્ઞાન ઉપર આવરણ ચડે છે અહીં જ્ઞાન મેળવવા માટે જૈનેતર સૂત્રોનો નિષેધ થાય છે.

(૪) દરેક વસ્તુનું સ્વરૂપ બતાવી ભગવાને એવી આજ્ઞા આપી છે કે અવસર જોઇને ઉપયોગપૂર્વક વિચારીને મોક્ષનો હેતુ સાધવા પૂરતુ બોલવું, સત્ય હોય પણ સાવદ્ય હોય તો મૌન રહેવું આ વચનનો ભાવ બતાવ્યો, હવે તે ભાવ સમજીને તેનો ત્યાગ કરવો એટલે જે બતાવ્યુ છે તેનો હેય ઉપાદેયનો વિવેક રાખી યત્નાપૂર્વક બોલવું

**૩૫૫ પ્ર સૂત્રની ભાષા કઈ છે?**

ઉ. સૂત્રની ભાષા અર્ધમાગધી ભાષા છે તેમાં અર્ધી ભાષા માગધી છે અને અર્ધીમાં પાંચ ભાષા છે જેમકે .સંસ્કૃત, પિશાચી, સુરસેની, પ્રાકૃત અપભ્રંશ, અર્ધ માગધીમાં છ ભાષાનુ મિશ્રણ છે

**૩૫૬ પ્ર. ચોથા ગુણસ્થાનવાળા સમકિતી અસયતી, અવ્રતી, અપચ્ચક્ખાણી છે તો સત્ય અને વ્યવહાર ભાષા બોલે તો આરાધક કે વિરાધક?**

ઉ તેઓ જ્ઞાન અને દર્શનના આરાધક હોવાથી આરાધક છે.

**૩૫૭ પ્ર. ૧૦ મું અગ પ્રશ્ન વ્યાકરણ છે તો તેનો અર્થ વ્યાકરણ શીખવાનો હશે, તેનું કેમ?**

ઉ પ્રશ્ન વ્યાકરણમાં વ્યાકરણ શીખવાનુ આવતું નથી પણ

૩૫૩ પ્ર. ભાષાની બાબતમાં કોઈ પ્રશ્ન વ્યાકરણનો દાખલો આપે છે તેનું શું ?

ઉ. તેઓને સમ્યક્શ્રુત મિથ્યાશ્રુત રીતે પરિણમ્યા હોય એમ લાગે છે, કારણ કે તેમાં બીજુ જ છે જુઓ શ્રી પ્રશ્ન વ્યાકરણમાં બીજા સંવર દ્વારમાં કહ્યુ છે:—

"સચ્ચં વયણં સુદ્ધં"

એટલે નિર્દોષ અને સત્ય વચન બોલવું. વળી આગળ કહ્યુ છે કે સિદ્ધાંતને અનુસરીને જ દ્રવ્ય, ગુણ, પર્યાય, નિપાત, ઉપસર્ગ, સમાસ, સંધિ, પદ, હેતુ યોગિક, ઉણાદિ, ક્રિયા, વિધાન, ધાતુ, સ્વર, વિભક્તિ, વર્ણયુક્ત, ત્રણ કાળ, દશ ભેદે સત્ય, ભાષાના બાર ભેદ, ૧૬ પ્રકારના વચન આ બધુ સિદ્ધાંતમાં જે બતાવ્યુ છે તે સમજીને, આલોચીને ચારિત્રીયે અવસર આવ્યે ઉપયોગપૂર્વક બોલવું.

૩૫૪ પ્ર. વ્યાકરણ સંસ્કૃત વગેરે બ્રાહ્મણીયા જ્ઞાન શીખવાનુ સૂત્રમાં નામ-નિશાન નથી તેનું શુ કારણ ?

ઉ. તેના કારણો નીચે પ્રમાણે છે —

(૧) લાલાવાળા છપાએલ શ્રી નંદીજી સૂત્રના ૧૫૫ મે પાને કહ્યુ છે કે —

મિથ્યાદૃષ્ટિ અજ્ઞાનીઓએ પોતાની સ્વચ્છન્દ બુદ્ધિ કલ્પનાથી બનાવેલ ગ્રન્થો મિથ્યાશ્રુત છે જેમકે ૧ ભારત, ૨ રામાયણ ... ૨૨ વ્યાકરણ, ૨૩ ભાગવત ૩૦ બહોતેર કળાના શાસ્ત્ર, ૩૧ ચાર વેદ, તથા ૨ વ્યાકરણ .. ૪ જ્યોતિષ વગેરે મિથ્યા શાસ્ત્ર છે અહીં વ્યાકરણનો નિષેધ થાય છે

(૨) ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યયન ૬, ગાથા ૧૦ માં કહ્યુ છે કે જે કેઈ તત્ત્વજ્ઞાન વગરના સંસ્કૃત ભાષાના બોલનારા, સમકિત રહિત, પરના કરેલાં શાસ્ત્રના પ્રરૂપનાર છે તે મિથ્યાદૃષ્ટિ છે, તેઓ

**૩૬૪ પ્ર. વ્યાકરણ કોનું રચેલું છે?**

ઉ. મૂળ મિથ્યાત્વીનું તેના શબ્દો જૈન સૂત્રો પ્રમાણે આવતા નથી.

**૩૬૫ પ્ર. વ્યાકરણ રૂચીથી શું લાભ?**

ઉ કંઇ લાભ નથી. રૂચીના ૪ તથા ૧૦ ભેદ છે તેમાં વ્યાકરણનું નામ નથી.

**૩૬૬ પ્ર. આરાધક શાથી થવાય? આઠ પ્રવચન ભણનાર કે વ્યાકરણ ભણનાર?**

ઉ. આઠ પ્રવચન ભણનાર આરાધક છે, તેમાં દ્વાદશ અંગનો સમાવેશ થાય છે, વ્યાકરણાદિમાં કોઇ સૂત્રનો સમાવેશ નથી.

**૩૬૭ પ્ર. પ્રવચન આરાધે અને વ્યાકરણ ન ભણે તો આજ્ઞા પાળી કે નહિ?**

ઉ પ્રવચનનો આરાધક આજ્ઞાનો પાલણહાર છે

**૩૬૮ પ્ર સૂત્ર સજ્ઝાય કલ્યાણકારી કે સંસ્કૃત-પ્રાકૃતનું જ્ઞાન?**

ઉ સૂત્ર સજ્ઝાય કલ્યાણકારી અને સર્વ દુઃખોનો અંત કરનારી છે

**૩૬૯ પ્ર જે ભાષા જ્ઞાન આત્માનું રક્ષણ કરી શકતી નથી તેમાં રચ્યુ પચ્યુ રહેવું તે જિનાજ્ઞાની અંદર કે બહાર.**

ઉ. જિનાજ્ઞા બહાર

**૩૭૦ પ્ર ઉપયોગપૂર્વક બોલવાથી ભગવાને આરાધક કહ્યો તે ઉપયોગ કયો? વિભક્તિ વગેરે વ્યાકરણપૂર્વક બોલવું તે કે સમકિત અને સંયમના ઉપયોગપૂર્વક બોલવું તે?**

સંવર અને આશ્રવમાં સૂક્ષ્મ રીતે તપાસ કરીને આશ્રવ છાંડવો અને સંવર આદરવો એવો સાર નીકળે છે

૩૫૮ પ્ર. વિગલેન્દ્રિય અને તિર્યંચ પંચેન્દ્રિય કઈ ભાષા બોલે?

ઉ. તેઓની વ્યવહાર ભાષા કહી છે પણ પોપટ આદિ તિર્યંચને કેળવવાથી અથવા તેમને જાતિસ્મરણ જ્ઞાન થાય તો ત્યારે ભાષા બોલે.

૩૫૯ પ્ર. આર્ય ભાષા કઈ?

ઉ. અર્ધમાગધી આર્ય ભાષા છે

"ભાસારિયા જેણ અદ્ધમાગહાએ ભાસંતિ" (પન્નવણા પદ ૧)

૩૬૦ પ્ર. આર્યધર્મ શાસ્ત્ર કયાં?

ઉ. જૈન શાસ્ત્રો આર્ય ધર્મ શાસ્ત્રો છે.

૩૬૧ પ્ર. જે શાસ્ત્રમાં માંસાહાર, યુદ્ધમાં અને પશુવધવાળા યજ્ઞમાં ધર્મ બતાવ્યો હોય, પશુઓને મનુષ્યના ખોરાક માટે બનાવ્યા છે એમ કહેલ તે શાસ્ત્રો કેવાં કહેવાય અને તેની ભાષા કેવી કહેવાય?

ઉ. મિથ્યાત્વી શાસ્ત્ર અને અનાર્યભાષા.

૩૬૨ પ્ર. આર્ય ધર્મના પ્રરૂપનાર અને આર્ય ભાષાના બોલનાર કોણ?

ઉ. પ્રરૂપનાર સર્વજ્ઞ વીતરાગ જિનદેવ, બોલનાર સમકિતી.

૩૬૩ પ્ર. વ્યાકરણ ભણવાનું કયા સૂત્રમાં છે? હાલ વ્યાકરણ કયા પુસ્તકોમાંથી શિખવાય છે?

ઉ. કોઈ સૂત્રમાં નથી, ત્યાં તો ૧૧ અંગ ભણવાની વાત છે હાલ વ્યાકરણ બ્રાહ્મણીય મિથ્યાત્વવાળા પુસ્તકોમાંથી શિખવાય છે.

ઉ. સમકિત અને સંયમ ભાવને બાધા ન આવે એમ યતનાથી બોલવું તેવા ઉપયોગથી આરાધક થવાય.

૩૭૧ પ્ર. ક્યારે ભાષા બોલતાં વિરાધક હોય?

ઉ. મિથ્યાત્વી, અસંયતી, અવિરતી, અપચ્ચખાણી વિરાધક હોય પણ ચોથા ગુણસ્થાનવાળો વિરાધક નહિ.

૩૭૨ પ્ર. કોઈ કહે છે કે વ્યાકરણથી શબ્દ શુદ્ધિ થાય, તેથી ભાષા શુદ્ધિ થાય, તેથી હૃદય શુદ્ધિ થાય તેથી આત્મ શુદ્ધિ થાય, તેથી મોક્ષ ગતિ થાય તેનું કેમ?

ઉ. એમ કહેનારા અભિનિવેશિક મિથ્યાત્વ સેવે છે, શુદ્ધિ તો વિષય કષાયને ત્યાગીને આત્મભાવ કેળવવાથી થાય છે તે આઠ પ્રવચનનું સેવન કરવાથી થાય છે જઘન્ય નવ વર્ષની ઉંમરવાળાને મોક્ષની ગતિ કહી છે અને અંતગડસૂત્રમાં કેટલીક આર્યાઓ અંતગડ કેવળી થયા. ગજસુખમાળ મુનિએ દીક્ષા લીધી તે દિવસે જ મોક્ષ ગયા તો આ બધાએ વ્યાકરણ ક્યારે શિખ્યું ? મોક્ષ તો આત્મભાવ કેળવવાથી જ થાય છે.

૩૭૩ પ્ર. સંસ્કૃત પ્રાકૃત ભાષાઓ કઈ રીતે પ્રશસ્ત કહેવાય?

ઉ. સ્વરમંડળની અપેક્ષાએ તે પ્રશસ્ત, અગાય, એટલે ભાષા મીઠી લાગે, પણ તેમાં રાગ થવાથી તો કર્મ બંધન થાય. પરમાર્થ તો શબ્દના ભાવમાંથી નીકળે છે તેથી સર્વજ્ઞ વીતરાગના વચનમાંથી જ પરમાર્થ નીકળે છે તે અપેક્ષાએ વીતરાગની વાણી જ પ્રશસ્ત છે.

૩૭૪ પ્ર. સ્વર શાસ્ત્ર પાપ શાસ્ત્ર કે ધર્મશાસ્ત્ર?

ઉ. પાપશાસ્ત્રમાં સ્વરશાસ્ત્ર ગણાય છે.

૩૭૫ પ્ર. જ્ઞાન માટે જૈનમુનિઓને જૈનશાસ્ત્રોની જરૂર કે જૈનસૂત્રમાં જેનો નિષેધ કરેલો હોય તેની જરૂર?

ઉ જૈનશાસ્ત્રોની જરૂર અને તે અનુસાર સ્પષ્ટીકરણ કરનાર ગ્રથોની જરૂર છે

**૩૭૬ પ્ર બ્રાહ્મણીયા જ્ઞાનને મિથ્યાશ્રુત કેમ કહેલ છે?**

ઉ. તે વીતરાગની આજ્ઞામાં નથી

**૩૭૭ પ્ર સાધુને વ્યાકરણની ખાસ જરૂર હોય તો જૈનશાસ્ત્રમાં તેનું વર્ણન અને ખાસ અભ્યાસ માટે સૂત્રો કેમ નથી?**

ઉ વ્યાકરણની આવશ્યકતા નથી, ૭૦૦ વર્ષ પહેલાં હેમાચાર્યે બનાવ્યા પણ તે પહેલાના ગણધરો કે આચાર્યોને જરૂર લાગી નહીં.

**૩૭૮ પ્ર ભાષાની આદિ કયાં છે? કયાંથી ઉપજી? કયારે ભાષારૂપે પરિણમે? સ્થાન શું? પર્યવસાન કયાં?**

ઉ ભાષાની આદિ જીવથી થાય છે, શરીરથી પ્રગટ થાય છે, ભાષાના નીકળેલ પુદ્‌ગળો બે સમયમાં ભાષારૂપે પરિણમે છે, વજ્ર જેવું સંસ્થાન છે, અને લોકાંત સુધી પહોચે છે.

**૩૭૯ પ્ર ભાષાના કયા પુદ્‌ગળો લોકના અતને સ્પર્શે, તે પાછા આવે કે નહિ?**

ઉ ભાષના પુદ્‌ગળ બે પ્રકારે નીકળે છે—(૧) જુસ્સાથી બોલવાથી જે ભાષા નીકળે તે પુદ્‌ગળો ભેદાઇને નીકળે તે ભિન્ન ભાષા, તેના છૂટા છૂટા ભાષાના પુદ્‌ગળો નીકળે તે બીજા ભાષા વર્ગણાના અનત ગુણા પુદ્‌ગળો સાથે મળી કેટલાક પુદ્‌ગળો લોકના અત સુધી પહોચે તે પાછા આવે નહિ (૨) ધીમે સાદે બોલાતા ભાષાનાં પુદ્‌ગળો વગર ભેદાઇને નીકળે તે અભિન્ન ભાષા, તેના મદગતિવાળા પુદ્‌ગળો અસંખ્યાત અવગાહનાની વર્ગણાવાળા પુદ્‌ગળમા જઇને ભેદ પામે

એટલે સંખ્યાતા જોજન જઈને પછી નાશ પામે ત્યારે ભાષાના પુદ્ગલ પણે રહે નહિ.

### ૩૮૦ ભાષા પુદ્ગળો ક્યારે સાંભળવાના કામમાં આવે?

ઉ. અભિન્ન ભાષાના પુદ્ગળો જે કાનમાં પડ્યા તે અસંખ્યાત સમયના પડ્યા પછી છેલ્લા એક સમયમાં ગ્રહણ થાય તેને બીજે સમયે ઈહામાં દાખલ થાય. નિદ્રામાં હોય, ઉપયોગ વગર હોય કે ઉપયોગવાળો હોય તે બધાના માટે અસંખ્યાત સમય પણ જુદા જુદા અસંખ્યાતાના ભેદો સમજવા ઉપયોગવંત તુરત સાંભળે.

### ૩૮૧ પ્ર. અવગ્રહાદિની સ્થિતિ કેટલી?

ઉ. અવગ્રહની ૧ સમયની, ઈહા અને અપાયની અસંખ્યાત સમયની (અંતર્મુહૂર્તની) અને ધારણાની સંખ્યાત, અસંખ્યાત કાળની.

### ૩૮૨ પ્ર. બાળક બોલે તે જાણે કે હું શું બોલું છું?

ઉ. અવધિજ્ઞાન કે જાતિસ્મરણ જ્ઞાનવાળો જાણે, નહિતર મનની પ્રવૃત્તિ પાકી થાય પછી જાણે.

### ૩૮૩ પ્ર. શ્રોત્રેન્દ્રિયનો વિષય કેટલો?

ઉ. જ૦ આંગુલનો અસંખ્યાતમો ભાગ ઉ૦ બાર જોજન તે અભિન્ન શબ્દ પુદ્ગળો કે જે શ્રોત્રેન્દ્રિયમાં પ્રવેશ કરે છે અને સ્પર્શે છે તે આશ્રી છે.

### ૩૮૪ પ્ર. ભાષા અપર્યાપ્તી કઈ?

ઉ. મિશ્ર અને વ્યવહાર એ બે ભાષા અપર્યાપ્તી, સત્ય અને મૃષા એ બે ભાષા પર્યાપ્તિ.

### ૩૮૫ પ્ર. અર્ધ માગધીનો ઉપયોગ કોણ કરે છે?

ઉ. તીર્થંકર કેવળી ગણધર અને દેવતા અર્ધ માગધીમાં બોલે છે જૈન સૂત્રો પણ તેજ ભાષામાં છે.

**૩૮૬ પ્ર. કોઇ કહે છે કે સિદ્ધાંતની ભાષા પ્રાકૃત છે તેનું કેમ ?**

ઉ કલ્પિત શ્લોક ઉપર આધાર રાખી જૈન સૂત્રની ભાષાને પ્રાકૃત માનવી તે અંધારા કુવામાં ઉતરવા જેવું છે.

**૩૮૭ પ્ર. તો પછી સૂત્રની ભાષાનો નિર્ણય કેવી રીતે થાય?**

ઉ. ઉવવાઇ સૂત્રમાં પાઠ આવે છે ××× "અદ્ધમાગહાએ ભાષાએ ભાસંતિ અરિહા ધર્મ પરિ કહેઇ" ××× સર્વ અક્ષરની સંધિ મેળવીને, સંપૂર્ણ રાગે કરીને, સર્વ ભાષાને મળતી, ઘણી મીઠી વાણીએ, યોજન પ્રમાણે સંભળાય એવે સ્વરે, **અર્ધ માગધી ભાષામાં પરમેશ્વરે ધર્મ કથા કહી** તે અર્ધ માગધી ભાષા આર્ય અનાર્ય પોત પોતાની ભાષામાં સમજ્યા વ્યાકરણ શાસ્ત્રથી કે પરધર્મીના વાકયથી જૈન શાસ્ત્રની વાતનો નિર્ણય નથી થતો વળી જુઓ શ્રી સમવાયાંગજી સૂત્ર ૨૨-૨૩ મા અતિશયમાં શું કહ્યું છે ત્યાં પણ ભગવાન અર્ધ માગધીમાં ઉપદેશ આપે છે

**૩૮૮ પ્ર. પ્રાકૃત ભાષામાં સૂત્ર માનવાથી શું વાંધો આવે છે?**

ઉ. (૧) પાકૃત ભાષા દેશી છે, જૈન સૂત્રો સર્વ ભાષાના મિશ્રણમાં છે (૨) પ્રાકૃત ભાષાના બોલનાર મૂર્ખ લોક અને સ્ત્રી વર્ગ કહેલ છે જૈન સૂત્રોના પ્રકાશક મહા વિદ્વાન ગણધરો છે. (૩) પ્રાકૃત ભાષા અનાદિ પ્રસિદ્ધ છે, જૈન શાસ્ત્રો તીર્થંકર મહારાજ અને ગણધર દેવથીજ પ્રગટ થાય છે અને જે અર્ધ માગધીમાં છે.

**૩૮૯ પ્ર અર્ધ માગધી ભાષા મીઠી છે તો સ્વર મંડળમાં કેમ દાખલ કરી નથી ?**

ઉ સ્વર શાસ્ત્ર પાપ સૂત્રમાં ગણાય છે તેથી તેને સ્વર મંડળમાં દાખલ કરી નથી જૈન સિદ્ધાત સિવાય બીજે કયાય અર્ધ માગધી ભાષા વપરાતી નથી

૩૬૦ પ્ર. જૈન સૂત્ર ભણવાથી શો લાભ ?

ઉ સૂત્ર રૂચિથી સમક્તિ પ્રાપ્ત થાય છે ( ઉત્તરાધ્યયન સૂત્ર અ૦ ૨૮, ગાથા ૨૧ ), પાંચ પ્રકારની સજ્ઝાય રૂપ અભ્યંતર તપ થાય છે ( ઉત્તરાધ્યયન અ૦ ૩૦, ગાથા ૩૪ ), સજ્ઝાયથી સર્વ દુઃખોનો અંત થાય છે ( ઉત્તરાધ્યયન અ૦ ૨૬, ગાથા ૧૦ ), સજ્ઝાયથી જ્ઞાનાવરણીય કર્મ ખપે છે ( ઉત્તરાધ્યયન અ૦ ૨૯, બોલ ૧૮ ).

૩૬૧ પ્ર. સજ્ઝાયના પાંચ ભેદનું જુદું જુદું શું ફળ ?

ઉ. (૧) વાચણાથી નિર્જરા થાય, શ્રુત જ્ઞાનની આશાતના ટળે, તીર્થંકરનો ધર્મ અવલંબે, મુક્તિ ગમન રૂપ મોટી નિર્જરા થાય, (૨) પુચ્છણાથી સૂત્ર અને અર્થ નિર્મળ થાય, સંશયરૂપ મિથ્યાત્વ છેદે. (૩) પર્યટણાથી અક્ષરની લબ્ધિ પામે (૪) અનુપ્રેક્ષાથી આયુષ્ય સિવાય સાત કર્મનો બંધ ઢીલો કરે, દીર્ઘ કાળની સ્થિતિ અલ્પ કાળની થાય, તીવ્ર ભાવ મંદ થાય, ઘણા પ્રદેશ હોય તે અલ્પ પ્રદેશ કરે, આઉખું બાંધે કે ન બાંધે, શાતાવેદનીય વારવાર બાંધે ચાર ગતિનો શીઘ્ર પાર પામે, થોડી મુદતમાં મોક્ષ જાય. (૫) ધર્મ કથાથી નિર્જરા થાય, સિદ્ધાંત દીપાવે, શુભ કર્મ બાંધે ( ઉત્તરાધ્યયન સૂત્ર, અ૦ ૨૯, બોલ ૧૮ થી ૨૩ )

૩૬૨ પ્ર. સૂત્રની આરાધનાથી શું ફળ મળે ?

ઉ. સૂત્ર આરાધતાં અજ્ઞાનતા ટળે, મલિન પરિણામ ન થાય ( ઉત્ત૦ બોલ ૨૪ ), ચાર ગતિરૂપ અટવી ઉલ્લંઘી જાય ( નંદીજી સૂત્ર ).

૩૬૩ પ્ર. સૂત્ર વિરાધનાનું શું ફળ ?

ઉ. ચાર ગતિરૂપ સંસારમાં રખડે ( નંદીજી સૂત્ર )

૩૬૪ પ્ર. સંસ્કૃત ભાષાના કેટલા ભેદ ?

ઉ સંસ્કૃતના ૩ ભેદ:- (૧) સંસ્કૃત તે ભાગવતાદિ ૧૮ પુરાણુની ભાષા (૨) સમસંસ્કૃત તે સંસ્કૃત અને પ્રાકૃત મિશ્ર (૩) મહા સંસ્કૃત તે વેદનું સસ્કૃત.

**૩૯૫ પ્ર. પ્રાકૃતના કેટલા ભેદ ?**

ઉ પ્રાકૃતના બે ભેદ:- (૧) પ્રાકૃત મૂળ, તેમાં જૈનેતર ગ્રંથો છે. (૨) અતિ પ્રાકૃત જે ચાલુ દેશ ભાષા:- હિંદુસ્તાની, ગુજરાતી, મરાઠી વગેરે

**૩૯૬ પ્ર માગધી ભાષાના કેટલા ભેદ ?**

ઉ. માગધી ભાષાના બે ભેદ:- (૧) માગધી ભાષા-તે ભાષામાં બૌદ્ધ ધર્મના શાસ્ત્ર છે (૨) અર્ધ માગધી-તેમા ૧૮ દેશની છ ભાષાનું મિશ્રણુ છે (જુઓ પ્રશ્નોતર ૩૨૭). જૈન શાસ્ત્રોની આ ભાષા છે. આ એકજ ભાષા લોકોત્તર પક્ષની છે. આ ભાષાનાજ સૂત્રની ભગવતે ઉત્સર્ગ માર્ગે આજ્ઞા આપી છે અને તે સૂત્રો ભણુવામાંજ મહા ફળ છે ભગવાને આ ભાષામાં ઉપદેશ આપ્યો છે ભગવંતે અર્થ રૂપે પ્રરૂપેલી વાણી તેજ ગણુધર મહારાજે સૂત્રમા ગુથેલી છે જુઓ અનુયોગદ્વાર સૂત્ર બાબુવાળા છાપેલ પાને ૫૧૯:-

અત્થં ભાસઇ અરહા, સુત્તં ગથ્થતિ ગણુહરા નિઉણું
સાસણુસ્સ હિઅઠ્ઠાએ, નઉ તિત્થ પવત્તઇ.

**૩૯૭ પ્ર. શ્રી મહાવીર ભગવાનના અર્થ (ભાવ) ને સૂત્રમાં કોણે ગોઠવ્યાં ?**

ઉ. પાચમા ગણુધર આર્ય સુધર્મ સ્વામિએ સૂત્ર રૂપ સંકલિત કર્યા. જુઓ શ્રી ભગવતીજી સૂત્રની પ્રસ્તાવનામાં

**૩૯૮ પ્ર. ભગવંતની વાણી અને ગણુધરના સૂત્રોને આગમમાં શું કહે છે ?**

ઉ. જે અર્થ ભગવાને બતાવ્યા તે ભગવાનના "અત્તાગમ" અને ભગવાનના અર્થ ગણધરજી માટે "અનંતરાગમ" અને તેમના શિષ્યોને તે "પરંપરાગમ" ભગવાન પાસેથી મેળવેલા અર્થો (ભાવો)ને ગણધરે સૂત્રમાં ગૂંથ્યા તે ગણધરજી માટે "અત્તાગમ" ગણધરોના શિષ્યોને "અનંતરાગમ" અને શિષ્યોના શિષ્યોને "પરંપરાગમ" શ્રી દેવર્દ્ધિ ક્ષમા શ્રમણે જે સૂત્રો લખાણમાં ઉતાર્યાં અને અત્યારે પ્રવર્તે છે તે જ પરંપરા આગમ છે?

૩૯૯ પ્ર. આ ત્રણ પ્રકારનાં આગમનો સમાવેશ સૂત્રમાં કેવી રીતે લાગુ થાય?

ઉ ગણધરજીએ ગદ્યપદ્યમાં રચ્યું તે "સુત્રાગમ" ભગવાને જે ભાવ બતાવ્યા તે "અર્થાગમ" અર્થગર્ભિત સૂત્ર જે બાર અંગની વાણી છે તે "તદુભયાગમ" બત્રીશ પ્રકારની અસજ્ઝાય ટાળી સજ્ઝાય કરવાવાળાને "સુત્તાગમે, અત્થાગમે, તદુભયાગમે" એ ત્રણે આગમની આશાતના ટળશે એટલે સૂત્રમાં ભગવાનની વાણી છે એમ સિદ્ધ થયું

૪૦૦ પ્ર. જે નિર્ગ્રંથ પ્રવચન હાલ છે તે સાચા છે તેની સૂત્રથી ખાત્રી છે?

ઉ આવશ્યક સૂત્રમાં ચોકખું કહ્યું છે કે "ઇચ્ચેઇયં મહાવીર પજ્જવસાણાણં ઇણમેવ નિગ્ગંથં પાવયણં સચ્ચં"

૪૦૧ પ્ર. હાલના સૂત્રો ગણધરજીએ ગુંથેલા તેમાં તીર્થંકરના ભાવો છે તેની શું ખાત્રી?

ઉ. અનુયોગદ્વાર સૂત્ર બાબુવાળા છપેલ પાને ૭૩૦ માં કહ્યું છે કે—

અક્ખરસન્નો સંમં, સાઇયં, ખલુ સપજ્જવસિયં ચ. ગમિયં અંગપવિટ્ઠં, સત્તવિ એએ સપડિવક્ખા. ॥૭॥

આ દુનિયામા જિન વચન સિવાય અદ્ભુત અદ્ભુતતર રસ ઉત્પન્ન કરનાર બીજું શુ છે ? ત્રણે કાળને વિષે જેમાં મુનિ જોડાયા રહે છે તે ફક્ત જિન વચન જ છે, કે જે આશ્ચર્યકારક છે

**૪૦૨ પ્ર સૂત્રનાં મહાત્મ્ય સુચક કેટલાં નામ છે ?**

ઉ સૂત્રનાં ૧૦ નામ છે:- (૧) ગુરુ પાસેથી સાંભળેલું તે **શ્રુત,** (૨) અર્થને ગણધરજીએ બાંધ્યુ તેથી **સૂત્ર,** (૩) જિનવાણી છુટી છુટી મળી તેને એકત્ર કરી સૂત્રમા ગુથી માટે **ગ્રંથ,** (૪) પ્રમાણના અત રૂપે નિશ્ચય પ્રમાણરૂપ તેથી **સિદ્ધાંત,** (૫) જીવને બંધના હેતુમાથી મુકત કરવાની શિખામણ તેથી **શાસન,** (૬) મોક્ષને સાધવા માટે આજ્ઞારૂપ હોવાથી આજ્ઞાપ્તિ **આણુત્તિ,** (૭) બોલવાને લાયક તેથી **વયણ,** (૮) હિતમાં પ્રવૃત્તિ અને અહિતમાથી નિવૃત્તિ કરાવનાર ઉપદેશરૂપ હોવાથી **ઉવએસે,** (૯) જીવાદિક પદાર્થ પ્રરૂપવાથી **પન્નવણા,** (૧૦) આચાર્ય પરપરાએ ચાલ્યું આવે તેથી **આગમ.**

**૪૦૩ પ્ર અભિગમ રૂચિ તે શું છે ?**

ઉ બાર અગ પ્રમુખ સૂત્રજ્ઞાનથી જેણે ભગવાનનાં પ્રરૂપેલા ભાવ દીઠા છે તેને સમકિતની પ્રાપ્તિની દશ રૂચિ માહેલી અભિગમ રૂચિ કહેવી.

**૪૦૪ પ્ર આર્ય કોણ કોણ છે ?**

ઉ ભગવત, ભગવતનું તીર્થ, ભગવતની વાણી, નિર્ગ્રંથ પ્રવચન, ગણધરની ગુથણી, અર્ધ માગધી ભાષાના બોલનાર દેવતાદિક, અર્ધ માગધી ભાષા આ બધા આર્ય છે

**૪૦૫ પ્ર જૈન સૂત્ર બીજી કોઇ ભાષામાં લખાય ?**

સૂત્ર તરીકે તો ફકત અર્ધ માગધી ભાષામાજ લખાય સિદ્ધસેન દિવાકરે સર્વ સૂત્રો સસ્કૃતમા લખવાનો વિચાર જણાવ્યો એટલે તેને પારાચિત પ્રાયશ્ચિત્ત આપવામા આવ્યુ

૪૦૬ પ્ર. અર્ધ માગધી બીજી ભાષાઓ સંસ્કૃત, પ્રાકૃત અને માગધિથી જુદી છે તે શા ઉપરથી જણાય છે?

ઉ. તેના દાખલા નીચે મુજબ છે

| અર્ધ માગધી | સંસ્કૃત | પ્રાકૃત | માગધી |
|---|---|---|---|
| આવસ્સય | આવશ્યક | આવાસક | — |
| સંઉણિઆ | શકુનિકા | સઉણિઆ | — |
| સરશવ | સદ્દશ્રવ સર્ષપ | — | સરિસવ |
| માસા | — | — | માસ |

૪૦૭ પ્ર. અર્ધ માગધીનું બીજી ભાષા સાથે મળતાપણું કયાં છે?

ઉત્તર

| અર્ધ માગધીમા | બીજી ભાષામાં |
|---|---|
| કુહત્થ | માગધીમાં પણ તેજ શબ્દ છે. |
| વંદામિ, ગચ્છતિ ગચ્છામિ, સંતિ મહાવીર | આ શબ્દો સંસ્કૃતના છે |
| દોસ્ત | તેમાં દો મુસલમાની ભાષા છે |
| નોઇચ્છિક સમતો | તેમાં No=નહિ અંગ્રેજી (પિશાચી)છે |
| કહિં બોદિ ચચ્ચતામ્ | ×તેમાં Body=શરીર, અંગ્રેજી છે |

× નોંધ—જે ભાષામાંથી અંગ્રેજી ભાષા નીકળી હોય તે ભાષામાં No અને Body હોવાનો પણ સંભવ છે.

**૪૦૭ પ્ર સમશ્રુત કયા ?**

ઉ નદીજીમાં ૧૪ પ્રકારના શ્રુત છે તેમાં સમ્મસુયં=સમશ્રુત આવે છે તે તીર્થંકર મહારાજના પ્રરૂપેલાં છે. બાર અંગ સમશ્રુત છે, ઉપાગને અગમાથી ઉદ્ધાર કહેલા છે માટે તે પણ સમશ્રુત.

**૪૦૮ પ્ર. નમસ્કારના પાંચ પદ માટે મૂળ શબ્દ કયો છે ?**

ઉ નમુક્કાર.

**૪૦૯ પ્ર. ત્યારે નવકારમંત્ર કેમ કહેવાય છે ?**

ઉ ચાર પદ નમુક્કારનું મહાત્મ્ય બતાવવા ઉમેરવામાં આવેલ છે એટલે નવપદનો નવકારમંત્ર થયો તે ચાર પદ આ છે–"એસો પંચ નમુક્કારો, સવ્વ પાવ પણાસણો, મંગલાણંચ સવ્વેસિં, પઢમ હુવઇ મંગલ" એટલે એ પાચ નમસ્કાર સર્વ પાપનો નાશ કરનારાં છે, અને સર્વ મગળમાં આ પ્રથમ મગળ છે.

કેટલાક મૂળ પદની સાથે ચાર પદ બીજાં મેળવી નવપદ કરે છે તે ચાર પદઃ–નમો નાણુસ્સ, નમો દસણુસ્સ, નમો ચરિત્તસ્સ, નમો તવસ્સ, આ ચાર ગુણદર્શક પદો સામાન્ય રીતે નમુક્કારના પાચે પદોમાં અંતર્ગત થાય છે, ફેર એટલો કે સિદ્ધમાં ચારિત્રને બદલે અનત આત્મિક સુખ લેવું છદ્મસ્થ ભાવચારિત્રમાં ઉપયોગ રાખે ત્યારે તેને આત્મિક સુખ અંશથી પ્રગટ થાય છે કારણ કે સ્વાભાવિક આત્મિક સુખમાં કષાય વિઘ્નકર્તા છે અને ભાવચારિત્રમાં કષાયોની વિશેષ મદતા થાય છે

**૪૧૦ પ્ર અરિહંતનો અર્થ તો દુશ્મનનેં હણવાનો છે, દુશ્મનને તો વસુદેવાદિ રાજા હણે છે તો તે પણ ભગવાન કેમ ન કહેવાય ?**

ઉ લૌકિક અને મિથ્યાત્વ દષ્ટિમાં ઉપલકીઓ અર્થ થાય છે તેથી મિથ્યાત્વી વાસુદેવને ભગવાન માને છે. જૈન દષ્ટિ પરમાર્થ

(મોક્ષ) ની દૃષ્ટિ હોવાથી રાગદ્વેષરૂપી ભાવ અને કર્મ પુદ્ગલોને શત્રુ માને છે કારણ કે રાગદ્વેષ કર્મના બીજ છે અને સર્વ બાહ્ય શત્રુ અને સંસાર ભ્રમણનું કારણ છે

## ૪૧૧ પ્ર. રાગદ્વેષ શત્રુ છે કે કષાય?

ઉ. રાગદ્વેષ તેજ કષાય, રાગમાં માયા, લોભ, હાસ્ય, રતિ, ત્રણ વેદ એમ ૭ પ્રકૃતિ અંતર્ગત થાય છે અને દ્વેષમાં ક્રોધ, માન, અરતિ, ભય, શોક દુગંછા એમ ૬ પ્રકૃતિ અંતર્ગત થાય છે. તે ઉપરાંત સત્ય ધર્મમાં દ્વેષ અને અસત્ય ધર્મમાં રાગ એમ એક પ્રકૃતિ મિથ્યાત્વની હોય છે તે સર્વ દોષોનું મૂળ છે, આ બધી પ્રકૃતિ મોહનીય કર્મની કહેવાય છે તેજ ખાસ શત્રુ છે.

## ૪૧૨ પ્ર. આ ભાવ શત્રુઓનો નાશ કેવી રીતે થાય?

ઉ. ક્ષમા, સમતા, શાંતિ, ધીરજ, ગમ ખાઈ જવી વગેરેથી ક્રોધ જીતાય છે, મૃદુતા, નમ્રભાવ, કોમળતા સર્વ જીવમાં સમભાવ વગેરે રીતે માન જીતાય છે સરળતા, પ્રમાણિકતા, મન, વચન, કાયાની એકતાથી માયા જીતાય છે, સંતોષ, નિસ્વાર્થભાવ, નિસ્પૃહવૃત્તિ, નિસ્પૃહતા વગેરે ગુણોથી લોભ જીતાય છે અને આત્માના શુદ્ધ સ્વરૂપનું ધ્યાન ધરવાથી સર્વ કષાયો એકદમ જીતાઈ જાય છે

## ૪૧૩ પ્ર. મોહનીય સિવાય બીજા કર્મ શત્રુ છે?

ઉ. મૂળ આઠ કર્મ છે પણ તેમાં મોહનીયકર્મ રાજા સમાન છે. તેનો સર્વથા જ્યારે નાશ થાય ત્યારે બીજા ત્રણ ઘનઘાતિ કર્મ ફક્ત અંતર્મુહૂર્તમાં જ નાશ થાય છે અને ત્રણ દેશઘાતિ કર્મ આયુષ્યની સાથે આપોઆપ ખલાસ થાય છે અને વધારે હોય તો કેવળ સમુદ્‌ઘાતથી સરખા થઈ પછી ચારે દેશઘાતિ કર્મ સાથે નાશ પામે છે

**૪૧૪ પ્ર શત્રુને હણવામાં કષાય રૂપી અગ્નિ મુખ્ય ભાગ ભજવે છે તો કષાયરૂપી શત્રુ હણવામાં વધારે તેજસ્વી અગ્નિ કઇ છે?**

ઉ ક્ષમા આદિ યતિધર્મના ગુણો છે તે કર્મશત્રુને હીમના અગ્નિ સમાન છે. અગ્નિથી બળેલું વણ પાલવે છે પણ હીમથી બળેલુ પણ પાલવતું નથી એક ક્રોધનો જ ક્ષમાથી સર્વથા નાશ કરવામાં આવે તો પછી બીજા ત્રણ કષાય અંતર્મુહૂર્તમાં ખપી જાય છે માટે ક્ષમા રૂપી હીમ- અગ્નિ જ શ્રેષ્ઠ છે, તે કર્મ બીજને ભડથું કરી નાખે છે તેથી ભવરૂપી અંકુરો પ્રગટ થતા નથી

**૪૧૫ પ્ર. આત્મા સાથે તેજસ અને કાર્મણ શરીર પરંપરાથી અનાદિ કાળનાં છે અને ઔદારિક શરીર, કાર્મણ શરીર–જન્ય છે તો તે ઔદારિક શરીરથી કેવી રીતે કાર્મણ શરીર (કર્મોનો સમૂહ) નાશ પામે?**

ઉ જેમ અરણીમાંથી નીકળેલો અગ્નિ અરણીને જ બાળીને રાખ કરી દે છે તેમ આત્મા સાથે અનાદિ કાળથી અનંતા જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપના પર્યાયો પણ સત્તામાં રહેલા છે તે પર્યાયોને ઔદારિક શરીરના આલંબનથી ઉત્તમ ક્રિયાથી પ્રગટ કરી, તેના જોરે, જીવકાર્મણ શરીરને ભસ્મ કરી શકે છે કે જેથી ફરી તે શરીરની ઉત્પતિ થતી નથી.

**૪૧૬ પ્ર અરિહત પદ કરતાં સિદ્ધ પદ તો મોટું છે તો નમુક્કાર મંત્રમાં પહેલું પદ અરિહંતનું કેમ આપ્યું?**

ઉ અરિહત થયા પછી સિદ્ધ થવાય છે તેથી પહેલા પદમાં સિદ્ધ પણ આવી જાય છે. અને બીજા પદમાં તેમની પ્રગટ રૂપે ભકિત થાય છે. વળી અરિહંત, ગણધરાદિ સર્વ જિનશાસનના ગુરુ છે તેથી નમુક્કાર મંત્રમા પહેલું પદ અરિહતનું મુકેલ છે, છતા કોઇ કોઇ

વખતે સિદ્ધને પહેલાં નમસ્કાર થાય છે અને કઠમાણે કઠની અપેક્ષાએ અરિહંત પણ સિદ્ધ કહેવાય. અમ્ય તીર્થંકર "સિદ્ધાણં નમો કિચ્ચા" સિદ્ધ ભગવાનને નમસ્કાર કરીને પોતાની મેળે જ દીક્ષા લે છે તેમજ ઉત્તરાધ્યયન સૂત્રના ૨૦ મા અધ્યયનમાં પ્રથમ મંગળાચરણમાં ગણધરદેવે "સિદ્ધાણં નમ્મો કિચ્ચા, સંજયાણં ચ ભાવઓ" સિદ્ધ ભગવાનને નમસ્કાર કરીને પછી ભાવથી સર્વ સંયમીને નમસ્કાર કર્યો છે આ ઠેકાણે અરિહંત ભગવાન સિદ્ધ તેમજ સંયમીમાં અંતર્ગત થાય છે વળી સિદ્ધના બે ભેદ– (૧) ભાવક તે ૧૩ મા ગુણસ્થાનવાળા અરિહંત અને (૨) અભાવક તેના બે ભેદ– (૧) ૧૪ મા ગુણસ્થાનવાળા સંસારમાં રહેલા અને (૨) સિદ્ધ જે મોક્ષ ગતિ પામ્યા છે તે.

## ૪૧૭ પ્ર. સંયમીના અર્થમાં શું વિશાળતા છે?

ઉ. પાંચ ચારિત્રવાળા, ૭ નિગ્રંથ, ભાવચારિત્રવાળા શ્રાવકો અને આગળના ગુણઠાણે વર્તતા ગૃહસ્થલિંગવાળા અને અન્ય લિંગવાળા એ બધાનો સંયમીમાં સમાવેશ થાય છે!

## ૪૧૮ પ્ર. સિદ્ધક્ષેત્ર કેવડું? અને ક્યાં છે?

ઉ. સિદ્ધક્ષેત્ર ૪૫ લાખ જોજન લાંબુ પહોળું ૩૩૩ ધનુષ્ય અને ૩૨ આંગળ ઉંચુ, અઢી દ્વીપની સીધી લીટીએ, ઉર્ધ્વ દિશામાં, મુક્તિ શિલાના ઉપલા તળીયાથી એક જોજનમાં ઉંચા ૧/૬ ગાઉ વેંટણ છેડે લોકાગ્રે સિદ્ધક્ષેત્ર છે

## ૪૧૯ પ્ર. પરમાત્માએ ક્યાં શરીર છોડયું, ક્યાં અટક્યા, શા માટે અટક્યા, અને ક્યાં સિદ્ધ થઇ રહ્યા?

ઉ. પરમાત્માએ મનુષ્યલોકમાં શરીર છોડયું, સમ શ્રેણીએ એક સમયે સાતરાજને આંતરે રહેલ સિદ્ધ ક્ષેત્રમાં જઈ પહોંચ્યા, અલોકે અટક્યા (કારણકે અલોકમાં દ્રવ્ય આકાશ જ છે ત્યાં જીવ કે પુદ્ગળની ગતી નથી), લોકાગ્રે સિદ્ધક્ષેત્રમાં સિદ્ધ થયા અને ત્યાંજ સ્થિર થયા.

**૪૨૦ પ્ર. સિદ્ધને ગતિ કરવાનું કારણ શું ?**

ઉ અનાદિકાળથી નામકર્મના જોરથી ક્રિયા પામેલો જીવ, સર્વ કર્મબંધનથી મુકત થતાં, સ્વભાવથીજ સમશ્રેણીએ ઉર્ધ્વગતિએ જાય છે

**૪૨૧ પ્ર. જીવનો કર્મ ગ્રહણ કરવાનો સ્વભાવ છોડીને સિદ્ધ કેવી રીતે થાય ?**

ઉ. જીવ જો કર્મ ગ્રહણ હેતુ સેવે અને વિભાવ દશામાં રહે તોજ કર્મ ગ્રહણ થાય, તે છોડીને પોતાની સ્વભાવ દશા એટલે જ્ઞાન–દર્શન–ચારિત્ર ગુણોમા શુદ્ધ ઉપયોગ રાખે તો કર્મ ક્રમશઃ ખપતાં જાય અને છેવટે ઉત્કૃષ્ટ પરાક્રમથી બધાં ખપાવી દીએ એટલે સિદ્ધ થાય અને કર્મ બીજ બળી જવાથી નવીન કર્મ બધ થતો નથી એટલે સસાર ભ્રમણ પણ અટકી જાય છે.

**૪૨૨ પ્ર સંસારનું સુખ છોડીને સિદ્ધનું સુખ મેળવવા શા માટે આટલી મહેનત લેવી, વળી સિદ્ધને શું સુખ છે ?**

ઉ. સંસારી સુખ ખસના રોગ જેવું છે. ખસવાળાને ચળ બહુ આવે ત્યારે ખણવાથી મીઠું લાગે છે પણ રોગ વધતો જાય છે, તેમ કર્મના ઉદયથી કામભોગમા આકુળતા વ્યાકુળતા થાય છે, તે મટાડવા માટે શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ એવા ઇંદ્રિયોના વિષય સેવવા પડે છે તેથી આકુળતા વ્યાકુળતા ઓછી થાય અને ઉપયોગ પુદ્ગળ ભાવમાં રહે તેથી સુખની કલ્પના થાય કે હુ સુખ ભોગવું છું .પણ જીવ સ્વભાવે જ સુખરૂપ છે, ઇંદ્રિયોના વિષયમાથી સુખ આવતું નથી, જો તેમાથી આવતુ હોત તો રોગી અને અશકતને પણ આવે, પણ તેમ નથી. વળી વિષય સુખ ભોગવવામાં અશુભયોગ અને રાગદ્વેષ સેવવાથી ચીકણાકર્મ બધ થાય છે, તે ઉદય આવે એટલે ભોગવવાં પડે છે માટે વિષય સુખ કિંપાકના ફળની માફક ઝેર રૂપે પરિણમે છે. માટે

ઇંદ્રિય વિષયની આકુળતા વ્યાકુળતા જ્ઞાન વૈરાગ્ય આદિ આત્મભાવથી મટાડવી જોઇએ.

હવે સંસારી સુખ ખરૂં સુખ નથી એટલું જ નહિ પણ તે ભોગવવાથી સંસારનાં જન્મ, મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિ, પરવશપણું, વધ, અનિષ્ટ સંયોગ, ઇષ્ટવિયોગ વગેરે અનંતા દુઃખો ભોગવવાં પડે છે ત્યારે સિદ્ધમાં ઉપરનું કોઈપણ જાતનું દુઃખ નથી, તેમજ કોઈ કર્મનો બંધ, ઉદય કે સત્તા નથી તેથી શુદ્ધ જીવત્વમાં કંઈ વિઘ્ન આવતું નથી એટલે સિદ્ધ ભગવાન અનંત જ્ઞાન–દર્શન–સુખમાં અબાધિતપણે કાયમને માટે લીન રહે છે ત્રિકાળિક અનંત જ્ઞાન હોવાથી ચિંતા પણ નથી કે ભવિષ્યમાં શું થશે. જેમ ભરેલું પાત્ર હોય તેમાં કંઈ વિશેષ સમાતું નથી તેમ સિદ્ધ પરમાત્મા જ્ઞાનાનંદમાં તૃપ્ત રહે છે અને આત્મિક સુખ આત્મામાંથી જ અનુભવાય છે તેમાં કોઇ બાહ્ય વસ્તુની જરૂર રહેતી નથી.

સિદ્ધનું સુખ ફક્ત અનુભવગમ્ય છે, કેવળી ભગવાન તે સુખને જાણે, દેખે, અનુભવે પણ તે સુખની વાત કરવાને માટે આ સંસારમાં કોઈ એવી ચીજ નથી કે તેની સાથે સરખાવીને ઉપમા આપી શકાય. સિદ્ધ ભગવાનને એકાંત સંપૂર્ણ રીતે સતત સર્વદા સુખ જ છે કોઈ ક્ષણે દુઃખનો અંશ પણ નથી, સર્વ સંસારી જીવનાં ત્રણ કાળની ફક્ત સુખની જ રાશિ લઇને તેનો પરસ્પર ગુણાકાર કરીએ તેથી પણ અનંત સુખ એક સિદ્ધ ભગવાનને એક જ સમયમાં હોય છે અને તે સ્વાભાવિક હોવાથી કોઇ પ્રયત્ન કરવો પડતો નથી. -

## ૪૨૩ પ્ર. સિદ્ધની અવગાહના શું ? અને કેટલી ? સિદ્ધને કોઈ જીવની બાધા ખરી ?

ઉ. ચરમ શરીરના ૨/૩ ભાગ જેટલા આકાશક્ષેત્રમાં સિદ્ધ ભગવાનના આત્મપ્રદેશોનો ઘન અવગાહના કરે, તે જ૦ ૧ હાથ અને ૮ આંગળ હોય અને ઉત્કૃષ્ટ ૩૩૩ ધનુષ્ય અને ૩૨ આંગળ હોય. એક સિદ્ધ ત્યાં અનંત સિદ્ધ હોય, સર્વ અરસપરસ આકાશ પ્રદેશોમાં

મળી રહેલ છે તેમને સિદ્ધના જીવોની કે બીજા કોઇ જીવો (સુક્ષ્મ એકેન્દ્રિયની) બાધા હોતી નથી કે સંકડાશ થતી નથી.

**૪૨૪ પ્ર અરસપરસ મળી રહેવાનું કોઈ દાર્શનીક દષ્ટાંત છે?**

ઉ એક ઘરમાં એક દીવો પ્રકાશે છે તેમાં બીજો ત્રીજો એમ સેંકડો દીવા રાખો તે સર્વનો પ્રકાશ તે ઘરમા સમાઇ રહે છે. પ્રકાશ તો રૂપી પુદ્‌ગળ છે, છતાં સમાય છે તો અનંત સિદ્ધના અરૂપી આત્મપ્રદેશો સમાઇ રહે તેમા નવાઈ નથી. જેમ દરેક દીવો અને તેનો પ્રકાશ બીજા દીવા અને તેના પ્રકાશથી તો જુદો જ છે તેમ દરેક સિદ્ધાત્મા જુદા છે અને પોતપોતાના આત્મપ્રદેશો અને ક્ષાયિકઃ ભાવોમાં રહે છે.

**૪૨૫ પ્ર. સિદ્ધને સંસારી કોઈ અવસ્થાનો સદ્‌ભાવ છે?**

ઉ સિદ્ધને વર્ણ–ગંધ–રસ–સ્પર્શ–સંઠાણમાંનુ કંઇ નથી પાંચ શરીર, ત્રણ યોગ, ૬ લેશ્યા, ૫ ઇંદ્રિયો, ૩ વેદમાંનું કઇ નથી, જન્મ, મરણ, સંયોગ, વિયોગ, કર્મમાંનુ પણ કઇ નથી, તેમના આત્મપ્રદેશો સર્વથા નિર્મળ, નિરાવરણ, નિઃસંગ છે અને નિષ્ક્રિય છે ફક્ત જ્ઞાતા પરિજ્ઞાતા છે અને અનંત આત્મિક સુખમાં સંતૃપ્ત રહે છે.

**૪૨૬ પ્ર. સાત રાજ દૂર રહેલા સિદ્ધ ભગવાન આપણું કલ્યાણ કેવી રીતે કરી શકે?**

ઉ જેમ ધર્માસ્તિકાય કોઇને ચલાવતો નથી પણ જેને ચાલવું છે તેને તેની જરૂર પડે છે અધર્માસ્તિકાય કોઇને પકડી રાખતો નથી પણ તે વગર કોઇ સ્થિર રહી શકે નહિ, તેમ સિદ્ધ ભગવાન પણ કંઈ કરતા નથી પણ સિદ્ધ ભગવાન વગર આપણે આત્માનો વિકાસ કરી શકીએ નહિ. સિદ્ધ ભગવાનના ગુણોનો આપણા મતિશ્રુત જ્ઞાનપૂર્વક અનુભવ કરીએ તો સમતારસ (મોક્ષના સુખની વાનકી) આપણે અંશથી પામીએ છીએ અને મન શાંત થાય છે અને તેની સાથે સંસાર ભાવમાથી નિવૃત્તિરૂપ સંવર થાય છે અનંતા કર્મની નિર્જરા

થાય છે અને ઉત્કૃષ્ટ ભાવ આવે તો કેવળજ્ઞાન થાય અને તેમના જેવા જ થઈ જવાય.

મિથ્યાત્વીઓના ભગવાન કલ્પિત હોય છે તેમની ભક્તિનું ફળ કંઈ નથી હોતુ એવી રીતે સિદ્ધ ન હોય તો સિદ્ધની ભક્તિનું ફળ ન હોય પણ સિદ્ધ ભગવાન શુદ્ધ ગુણો સહિત છે તેથી તેમની ભક્તિનું ફળ છે જ એટલે કે સિદ્ધ ભગવાનનું ધ્યાન ધરવાથી સિદ્ધ થવાય છે જે ભાવમાં જીવ પરિણમે તે ભાવમય થાય.

૪૨૭ પ્ર. મોક્ષના અધિકારી કોણ?

ઉ. સમકિત સહિત ૧૮ પાપસ્થાનના ત્યાગી, ઇંદ્રિયોનો નિગ્રહ કરનાર, આઠ પ્રવચન માતાના આરાધક, ધર્મધ્યાન શુક્લ ધ્યાનમાં રહેનાર મોક્ષના અધિકારી થાય.

૪૨૮ પ્ર. અમુક મત, પંથ કે લિંગમાં હોય તેને જ મુક્તિ મળે એવું કઇ છે?

ઉ. મત એટલે વિચારશ્રેણી, જેની વિચારશ્રેણી કર્મનો નાશ કરવાનીજ હોય તેને મુક્તિ મળે, તેને તો પ્રશ્ન ૨૯૧ ના ઉત્તરમા બતાવેલ ગુણો હોય તોજ ક્ષમ થાય.

પંથ = માર્ગ, તે તો મોક્ષ માર્ગ જ લેવાએ. સંસાર માર્ગથી કંઈ મોક્ષ મળતો નથી.

વેશ = બાહ્યલિંગ, તે સ્વલિંગ હોય, અન્યલિંગ હોય કે ગૃહસ્થ લિંગ હોય, તે મોક્ષ માટે બાધા કરતુ નથી.

લિંગ = સ્ત્રી–પુરુષ–નપુંસક એ ત્રણે લિંગે સિદ્ધ થવાય, પણ જન્મ નપુંસક ન થાય.

૪૨૯ પ્ર. સિદ્ધ થયા પછી પાછા આવે?

ઉ. સિદ્ધ માટે પુનર્ભવ નથી

**૪૩૦ પ્ર. સિદ્ધનું, તીર્થંકરનું અને ગુરુનું એમ ત્રણ નમોત્થુણુંના દાખલા સૂત્રમાં છે ?**

ઉ ઉવવાઇ ત્રમાં અંબડજીના ચેલાઓએ સંથારા વખતે પહેલું નમોત્થુણુ સિદ્ધનું, બીજું શ્રી મહાવીર સ્વામીનું અને ત્રીજુ તેમના ગુરુ અંબડનું એમ ત્રણે કહ્યા

રાજપ્રશ્નીય સૂત્રમાં પ્રદેશી રાજાએ સંથારા વખતે પહેલુ નમોત્થુણું સિદ્ધનું, બીજુ કેસી સ્વામી ગુરુનું એમ બે નમોત્થુણું કહ્યા.

જ્ઞાતાજી સૂત્રમાં અર્હન્નક શ્રાવકે સમુદ્રમાં સાગારી સંથારો કર્યો ત્યાં એક સિદ્ધ ભગવાનનું જ નમોત્થુણું કહેલ છે, કારણ કે મલ્લિનાથ સ્વામીએ દીક્ષા લીધી નહતી

**૪૩૧ પ્ર ગણધરનું છદ્માવસ્થામાં કેટલું જ્ઞાન હોય ? તે સંબધી ઠાણાંગ અને ઉવવાઈ સૂત્રમાં શું છે ?**

ઉ. ગણધરજીને ૧૪ પૂર્વ સહિત ૧૨ અંગ, પહેલાં ચાર જ્ઞાન અને અક્ષર સન્નિપાત હોય એટલે સર્વ અક્ષર એકઠા કરીને બોલવામા સમર્થ હોય, આર્ય, અનાર્ય, દેવ, દેવી વગેરેના સર્વ ભાવના જાણ હોય.

**૪૩૨ પ્ર જૈન સાધુનુ ભાવ સ્નાન ક્યું ?**

ઉ. દેશથી સ્થાન તે જતા આવતા દોષ લાગે તેના નિવારણ માટે ઈરિયાવહીનું પ્રતિક્રમણ. સર્વ સ્નાન તે અજાણતા લાગેલા દોષ નિવારણ માટે, બે વખત પ્રતિક્રમણ, ખાસ સ્નાન તે જાણી જોઇને સેવેલા દોષ માટે ૧૦ પ્રકારના પ્રાયશ્ચિત

**૪૩૩ પ્ર. તીર્થ એટલે શુ ?**

ઉ. જેનાથી તરાય તે તીર્થ તેના સ્થાપનારા તીર્થંકર, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ ચાર તીર્થ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ તે ગુણો એ તીર્થ કે જે જગમ તીર્થમાં સ્થિર છે, રત્નત્રયમાં આત્મભાવે રમણવા તે ભાવ તીર્થ, શુદ્ધ બાહ્ય આચાર તે દ્રવ્ય તીર્થ

૪૭૪ પ્ર યાત્રા શુ છે ?

ઉ. છકાય જીવની યતના કરવી તે યાત્રા, ૧૭ સંયમ, ૧૨ તપમાં યોગનું જોડવું તે યાત્રા જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપથી આત્માનું જતન કરવું તે યાત્રા.

૪૭૫ પ્ર જૈન કોણ ? અને કઇ જાતિ જૈન થઇ શકે

ઉ. કર્મ અને ઇંદ્રિયોને, જિન ભગવાનની આજ્ઞા અનુસાર જીતે તે જૈન. ક્ષત્રીય, બ્રાહ્મણ, વૈશ્ય અને શુદ્ર એ તમામ જૈન થઇ શકે. અનાર્ય પણ જૈન થઇ શકે. જૈન શબ્દ ગુણોને અનુસરે છે, કોઇ જાતને અનુસરતો નથી.

૪૭૬ પ્ર કઇ નાવ સંસાર સમુદ્રનો પાર પામે ?

ઉ. આસ્રવ રહિત શરીર તે છિદ્ર વગરની નાવમાં બેસીને જીવરૂપી નાવિક સંસારરૂપી સમુદ્રનો પાર પામે.

૪૭૭ પ્ર સાધુએ શુદ્ધ કેવી રીતે થવું ?

ઉ. અહિંસા–સંયમ–તપરૂપી સરોવરમાં બ્રહ્મચર્ય રૂપ શાંતિ તીર્થ છે તેના ઉપર બેસીને શુભ લેશ્યા રૂપી જળથી સ્નાન કરી શુદ્ધ થવું.

૪૭૮ પ્ર જ્ઞાન ગંગા કઇ ? તે કયાંથી નીકળી ? તે શા ઉપયોગમાં આવે ?

ઉ. ગજ્ઞાની (કેવળજ્ઞાની)ના મુખથી નીકળેલી, બાહ્યજ્ઞાન એટલે આસવચન તે જ્ઞાનગંગા હિમાનું ઘર એવા અરિહંત ભગવાનરૂપી હિમાલયમાંથી નીકળી છે તે જ્ઞાનગંગામાં ઉપશમ શાંતરસરૂપી જળ છે તે

જળમાં સ્નાન કરીને આત્મજ્ઞાન ( સ્વસંવેદન, આત્મ અનુભવ )માં શુદ્ધ પરિણુતિ કરીને ( નાહીને ) તૃષ્ણા, રાગદ્વેષ રૂપી મેલ ધોઇ નાખવો.

**૪૩૯ પ્ર શૌચ ધર્મ શું છે ?**

ઉ ખરડાએલ શરીરને ભાગ કે વસ્ત્રને અચેત નિર્દોષ પાણીથી સાફ કરી અસજ્ઝાય ટાળવી તે દ્રવ્ય શૌચ અને પાંચ સુમતિ અને ત્રણ ગુપ્તિ તે ભાવ શૌચ

**૪૪૦ પ્ર કોઈ મરણ પથારીએ ખરડાએલ પડયો હોય તેને કયા શૌચની જરૂર છે ?**

ઉ તેને સંથારાદિ પ્રત્યાખ્યાન અને ગુપ્તિ રૂપી ભાવ શૌચની જરૂર છે ત્યા દ્રવ્ય શૌચ માટે વખત જવા દેવાય નહિ.

**૪૪૧ પ્ર તારણ યજ્ઞ કયો ?**

ઉ દયા ( અહિંસા ) રૂપી યજ્ઞ, તપરૂપી અગ્નિ, જીવ તે અગ્નિકુંડ મન, વચન, કાયાના શુભ યોગરૂપી ચાટવો, શરીર રૂપ ઇન્ધનથી કર્મરૂપી દુશ્મન અને ઇંદ્રિયોના વિષયનું સેવનરૂપી પશુભાવને બાળી નાખવા. સંયમ, ધર્મધ્યાન, શુકલધ્યાન રૂપી શાંતિપાઠ, આવો યજ્ઞ જ મોક્ષ માટે લાયક છે

**૪૪૨ પ્ર આત્મવાદી કોણ ?**

ઉ જ્ઞાન અને જીવનું તદ્દરૂપપણું માને અને અનુભવે, આત્મા અને પુદ્ગળની વહેંચણી કરી શકે એટલે જીવ દ્રવ્ય અને પુદ્ગળ પર્યાયોને સર્વથા ભિન્ન જાણે, નિશ્ચયથી આત્માને જ્ઞાન સ્વરૂપ માને તે આત્મવાદી કહેવાય.

**૪૪૩ પ્ર જાતિ સ્મરણ જ્ઞાન શું છે ?**

ઉ જાતિ સ્મરણ જ્ઞાન તે મતિજ્ઞાનને ભેદ છે, તે પૂર્વભવોની ધારણા જન્ય છે, અને ક્ષયોપશમ ભાવે ઉપજે છે.

ભવાની ઉત્કટ થાય અને માર્ગની ગવેષણા હોય તેને દોઢ પુદ્ગળ પરાવર્તન સંસાર શેષ રહે. જે જૈન ધર્મની માર્ગાનુસારી સાધુ—સાધ્વીની કરણી કરે પણ પહેલા ગુણસ્થાનમાં ખસે નહિ તેનો એક પુદ્ગળ પરાવર્તન સંસાર શેષ રહે. જેનો સંસાર અર્ધ પુદ્ગળ પરાવર્તન બાકી રહે તેની કર્મની સત્તા અને બંધની સ્થિતિ અંતઃ કોડાકોડની અંદર થાય અને યથાપ્રવૃત્તિ કરણ કરે. અહિં સુધી ભવી અને અભવી આવે, અભવી અને જેની ભવ સ્થિતિ પરિપક્વ થઇ નથી તેવા ભવી આ ગ્રંથીભેદ નજીક સંખ્યાતો કે અસંખ્યાતો કાળ રહી પાછો ફરે અને જેની ભવસ્થિતિ પરિપક્વ થાય તે પોતાની તે વખતની સ્ફુરેલી શક્તિથી યથાપ્રવૃત્તિ કરણ કરે, તે અભવીના યથાપ્રવૃત્તિકરણથી અનંતી વિશુદ્ધ હોય છે

## ૪૫૪ પ્ર જીનવાણીના આલંબનથી મોક્ષ માર્ગની આરાધના ક્યારે અને કેવી રીતે થઇ શકે ?

ઉ. તેનો ક્રમ આ પ્રમાણે છે –

(૧) મિથ્યાત્વ મંદ થાય, કષાય મંદ થાય, ઉદાસીન પરિણામ આવે, સંસારભાવ તરફ કંઇક અરૂચી થાય, એવા કારણોથી કર્મની સત્તા અને બંધ એક કોડાકોડ સાગરમાંથી પલ્યનો અસંખ્યાતમો ભાગ ઓછો થાય ત્યારે યથાપ્રવૃત્તિકરણ આવે ત્યારે જૈન ધર્મ એક લાગે, આદરવા લાયક લાગે અને વિતરાગ નીવાણીનો મર્મ સમજાય. ત્યારે (૨) અપૂર્વકરણ આવે ત્યારે અનંતાનુબંધી કષાય અને મિથ્યાત્વની ગાંઠ તોડવામાં આવે તે અન્યત્વ ભાવના, ભેદ જ્ઞાન અને અતિ વિશુદ્ધ અધ્યવસાયથી થાય અહિં અનંતાનુબંધી કષાય અને મિથ્યાત્વનો ત્યાગ થાય છે અને તેથી પણ વધારે તિવ્ર અને શુદ્ધ પરિણામ આવે ત્યારે કર્મની સ્થિતિમાંથી અંતર્મુહુર્ત ઓછું થાય અને (૩) અનિવૃતિકરણથી શુદ્ધ આત્મસ્વરૂપનો અંશથી અનુભવ થાય ત્યાર બાદ તરત જ (૪) અંતરકરણ, સહજ આત્મિક સુખનો અનુભવ અને શાંતિની સાથે સમકિત પ્રાપ્ત થાય. આ છે ઉપશમ સમકિત, તે અંતર્મુહુર્ત રહીને (૫) ક્ષયોપશમ સમકિતમાં જાય. (૪) (૫) માં ગુણસ્થાન ચોથું હોય અંતઃકોડાકોડી કર્મની સ્થિતિમાંથી ૨ થી ૯ પલ્યોપમની સ્થિતિ ઓછી

થાય એટલે (૬) વ્રત પચ્ચખાણુના ભાવ થાય, લેવાય અને પળાય, ત્યાર બાદ સખ્યાતા સાગર કર્મની સ્થિતિ ઓછી થાય એટલે દિક્ષા લેવાનુ મન થાય અને (૭) દિક્ષા લીએ ત્યારે ગુ૦ ૬ આવે, તેમાંથી સંખ્યાતા સાગરની સ્થિતિ ઓછી થાય એટલે (૮) ઉપશમ શ્રેણી આવે, તેમાંથી સખ્યાતા સાગરની સ્થિતિ ઓછી થાય એટલે (૯) ક્ષપક શ્રેણી આવે, ચોથા ગુણુસ્થાનથી શરૂ કરીને કર્મની સ્થિતિ સવર અને સકામ નિર્જરાથી ઓછી થાય, તે પહેલાંની સ્થિતિ અકામ નિર્જરાથી ઓછી થાય

સમકિત તે મોક્ષ માર્ગનું મૂળ છે, માટે તેનું સ્વરૂપ સમ્યગ્ દર્શન અને અધ્યાત્મ જ્ઞાનમાંથી વિસ્તારથી જાણી લેવું

**૪૫૫ પ્ર 'મોક્ષમાર્ગની કોઇ સમજી શકાય તેવી પદ્ધતિ છે?**

ઉ ત્રણુ તત્ત્વની ધારણા:- ૧ શુદ્ધ દેવ તે અરિહત અને સિદ્ધ ૨ શુદ્ધ ગુરુ ને નિગ્રંથ આચાર્ય, નિગ્રંથ ઉપાધ્યાય અને નિગ્રથ સાધુ ૩ શુદ્ધ ધર્મ તે કેવળી ભગવાને બતાવેલ ધર્મ તે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ આ ત્રણુ તત્ત્વની દઢ શ્રદ્ધા રાખવી સમકિતના ૬૭ ભેદનુ આચરણુ કરવું

જ્ઞાનનો ક્રમ:- સાસાયક, પ્રતિક્રમણુ, છકાયના બોલ, નવતત્ત્વ, થોકડા, અને ૩૨ સૂત્ર તેમા નવતત્ત્વ સુધીનું જ્ઞાન તો શિખી લેવું જ જોઇએ. ચારિત્ર તે સાધુને માટે પાચ મહાવ્રત, પાંચ સુમતિ, ૩ ગુપ્તિ, ૨૫ ભાવના, ૧૦ જતિધર્મ, ૧૭ સયમ, ૧૨ તપ, ૧૨ પ્રતિમા, છકાય જીવની રક્ષા વગેરે

શ્રાવકની ક્રિયા.- સામાયક, પ્રતિક્રમણુ, પોષધવ્રત, સંવર, ઉપવાસ અને શકિત પ્રમાણે તપ, ૧૨ વ્રત, ૧૧ પ્રતિમા

જીનાજ્ઞા સિવાય બીજો કોઇ મોક્ષમાર્ગ નથી, આ મોક્ષમાર્ગની રીતથી કર્મથી ભારે થયેલ આત્માના કર્મ ખપાવીને, છેવટે સર્વથા નાશ કરીને પોતાના આત્માનું શુદ્ધ સ્વરૂપ ને સિદ્ધ સ્વરૂપ મેળવવાની

ભાવનાથી સંવર અને નિર્જરામાં રક્ત રહેવું અને ધર્મધ્યાન અને શુકલ ધ્યાનમાં રહેવાનો અભ્યાસ કેળવતા જવો

૪૫૬ પ્ર. અનંતાનુબંધી કષાયનો કેવી રીતે નાશ કરવો ?

ઉ. મોક્ષ મેળવવાની દ્રઢ ઇચ્છા, સંસારીક સુખમાં અરૂચી, સર્વ જીવો પ્રત્યે રાગ અને દ્વેષનો અભાવ કેળવવો અને પંચ પરમેષ્ટિના ગુણ ગાવાથી અનંતાનુબંધી કષાય ઓગળી જાય છે.

૪૫૭ પ્ર. સમકિતની પ્રાપ્તિ કેવી રીતે થાય ?

ઉ. નવ તત્વમાંથી જીવ તત્વ તારવીને, શુદ્ધ જીવ તત્વનું સ્વરૂપ વિચારીને, પોતાના આત્માના ગુણો દ્વારા અંશથી શુદ્ધ સ્વરૂપનો અનુભવ કરવાથી દર્શન મોહનીય નીત્રીક ઉઠી જાય છે.

૪૫૮ પ્ર. પાંચમા કાળમાં કોઇ સાધુ હોય ?

ઉ. ભગવતીજી સૂત્રમાં ભગવાન શ્રી મહાવીર સ્વામિએ કહ્યુ છે કે મારૂ શાસન ૨૧૦૦૦ વર્ષ સુધી ચાલશે. તેથી પાંચમા આરાના છેડા સુધી સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાનું અસ્તિત્વ સાબીત થયુ

૪૫૯ પ્ર. સમકિતી જીવ પાપ કરે નહિ તેનો પરમાર્થ શું ?

ઉ. આચારાંગ સૂત્ર, અ૦ ૩, ઉદ્દેશો બીજો—તેમાં કહ્યુ છે કે આ જગતમાં ઉપજેલાં અને વૃદ્ધી પામેલા જીવોને દેખીને, જ્ઞાની પુરૂષો વિચાર કરે છે કે સર્વ જીવ સુખની શોધ કરે છે માટે ધર્મ કે મોક્ષને માટે સમકિતી જીવ પાપ ( અઢાર પાપમાંથી કોઇ પાપ ) કરે નહિ.

૪૬૦ પ્ર. ધર્મને અર્થે હિંસા કરવાથી શું ફળ મળે ?

ઉ. આચારાંગ સુત્ર, અ૦ ૧, તેમાં દરેક ઉદ્દેશે કહ્યુ છે કે આ સંસારમાં રહેલા પ્રાણીઓ છ કારણે હિંસા કરે છે– ૧ આજીવિકા માટે. ૨ કીર્તિ માટે. ૩ માન માટે. ૪ પૂજાવા માટે. ૫ જન્મ

મરણથી મૂકાવા માટે એટલે મોક્ષ માટે ૬ શારીરીક માનસીક દુઃખ ટાળવા માટે તેજ અધ્યયનમાં કહ્યું છે કે તસે અહિયા એ, તંસે અબોહિએ પાચ કારણે હિંસા કરવાથી અહિત થાય, નરકાદિ ગતિ થાય અને ધર્મને માટે હિંસા કરવાથી સમકિતનો નાશ થવા સાથ અબોહિએ એટલે દુર્લભ બોધિપણું પ્રાપ્ત થાય છે ભગવતીજીના શતક ૯, ઉદ્દેશ ૩૧, મા અશોચાએ વિભગજ્ઞાને કરી પાખંડ ધર્મને સારંભી અને સપરિગ્રહી જાણ્યો અને વીતરાગ ધર્મને નિરારંભી નિષ્પરિગ્રહી ધર્મ જાણ્યો, તેથી સમકિતની પ્રાપ્તિ સાથે વિભંગમાંથી અવધિજ્ઞાન થયુ

**૪૬૧ પ્ર જાણીને કરેલું પાપ કેવી રીતે છુટે ?**

ઉ. ગુરુ જે પ્રાયશ્ચિત્ત આપે તે લઇને કર્મ ખપાવવાં

**૪૬૨ પ્ર ગૃહસ્થના વેશમાં કેવી રીતે સિદ્ધ થાય ?**

ઉ ભાવ ચારિત્રથી સિદ્ધ થાય.

**૪૬૩ પ્ર. નરકમાં લોહી, પરૂ, અગ્ની છે ?**

ઉ લોહી, પરૂ જેવાં અશુભ વૈક્રિયનાં પુદ્ગળ છે, અગ્ની પરમાધામીકૃત વૈક્રેય અગ્નિ છે

**૪૬૪ પ્ર જે સાધુ ગારવ સહિત શ્લાઘાનો કામી હોય તેને શુ ફળ હોય ?**

ઉ તે પરમાર્થનો અજાણ આજીવિકાનો અર્થી સંસારમાં ભમ્યા કરે શાખ સૂયગડાંગ સૂત્ર શ્રુ૦ ૧, અ૦ ૧ ગાથા ૧૨

**૪૬૫ પ્ર કોઇ વિદ્વાન સાધુ, બીજા સાધુને પ્રજ્ઞાથી પરાભવ કરે તેને કેવો જાણવો ?**

ઉ. તેને બાળ મૂર્ખ બુદ્ધિવાળો જાણવો. (શાખ સૂયગડાંગ સૂત્ર શ્રુ૦ ૧, અ૦ ૧૩ ગાથા ૧૩, ૧૪)

૪૬૫ પ્ર. પાંચ સમવાય કયા તેમાં એકાંતવાદી કેવી રીતે?

ઉ. પાંચે સમવાય સાથેજ રહે છે, તેમાં કોઈ એકજ સમવાયને માને તે એકાંતવાદી મિથ્યાત્વી હોય જેમકે (૧) કાળવાદી–સર્વ પદાર્થ કાળને વશ છે, સર્વ પદાર્થનો કર્તા કાળ છે (૨) સ્વભાવવાદી–સર્વ સ્વભાવથીજ થાય છે (૩) નિયતવાદી–ભવાનુ હોય તેજ થાય (૪) કર્મવાદી–સર્વ પ્રાણી કર્મને વશ છે, કર્મ પ્રમાણેજ થાય (૫) ઉદ્યમવાદી–સર્વ કાર્ય ઉદ્યમથીજ થાય.

૪૬૬ પ્ર. મોક્ષ પ્રાપ્ત થવામાં પાંચે સમવાય કેવી રીતે સાથે હોય?

ઉ. અમુક જીવે પુરુષાર્થથી (ઉદ્યમથી) સર્વ કર્મ ખપાવી, પોતાનો શુદ્ધ સ્વભાવ તે સિદ્ધ સ્વરૂપ પ્રગટ કર્યું તે સભવીત હતુ (બની શકે તેમ હતુ, લોક સ્વભાવને અનુસરતુ હતુ, કેવળીની દષ્ટીમાં હતુ) અને તે અમુક વખતે મોક્ષ પ્રાપ્ત કર્યું અહીં બધા સમવાય આવી જાય છે.

૪૬૭ ધર્મક્રિયા પૂર્વ અને ઉત્તર દિશા સન્મુખ રહીને કરવા કહેલ છે જુઓ ઠાણાંગજી ઠાણે ૨, ઉદ્દેશ ૧ તેનુ શુ કારણ?

ઉ. બીજી દિશાનો નિષેધ કરેલ નથી પણ પૂર્વ અને ઉત્તર વ્યવહારથી યોગ્ય ગણાય છે કારણ કે ઈશાન કોણ અને વાયવ્ય કોણમાં તીર્થંકર મહારાજનો સદાય વાસ હોય છે

૪૬૮ પ્ર. લોકાંતિક દેવતા મનુષ્ય લોકમાં કયારે આવે?

ઉ. તિર્થંકરનો જન્મ, દિક્ષા અને કેવળજ્ઞાન વખતે આવે.

**૪૬૯ પ્ર. સાધુને પોષધ હોય ?**

ઉ ચોવીહારો ઉપવાસ તે સાધુને પોષો કહેલ છે.

**૪૭૦ પ્ર વડી દીક્ષા આપવા માટે ત્રણ ભૂમિકા શા માટે ?**

ઉ સાધુનું પ્રતિક્રમણ અને આહારાદિ વહોરવા જવાનો આચાર શીખીલીએ એટલે વડી દીક્ષા આપે બીજું કારણ એ છે કે દીકરાએ પહેલા દીક્ષા લીધી હોય અને બાપે પછી દીક્ષા લીધી હોય તો બાપનું વડીલ પણું કાયમ રાખવા, બાપને વડી દીક્ષા દઇ પછી તરતજ દીકરાને વડી દીક્ષા આપે.

**૪૭૧ પ્ર. ગુરુ છેદોપસ્થાપનીય ચારિત્રવાળા છે અને શિષ્ય સામાયક ચારિત્રવાળો છે તો તેઓના આહારપાણીનું શું થાય ?**

ઉ બન્ને કલ્પનો આહાર પાણીનો સબંધ જુદો છે પણ છેદોપ-સ્થાપનીય ચારિત્રવાળાની નિશ્રાનો આહાર સામાયક ચારિત્રવાળાને ખપે.

**૪૭૨ પ્ર ચાર પ્રકારે મનુષ્યનું આયુષ્ય બંધાય તેમાંનુ પૃથ્વી પાણી અને વનસ્પતિને કયું લાગુ થાય ?**

ઉ ચારે ગતિને વિષે ઉત્પન્ન થવાના ચાર ચાર બોલ મુખ્યત્વે મનુષ્યને આશ્રીને સંભવે છે

**૪૭૩ પ્ર ચોમાસામાં વિહાર કરવો સાધુને કલ્પે ?**

ઉ પ્લેગાદિનો ઉપદ્રવ હોય તે મરણ ભય છે તે કારણે અથવા રાજાદિના ભયને કારણે ચોમાસામા વિહાર કરવાની ભગવાનની આજ્ઞા છે

**૪૭૪ પ્ર વર્ષાકાળ કેટલો ? તેમાં સાધુએ શુ કરવું ?**

ઉ. વર્ષાકાળ જ૦ ૭૦ દિન, મધ્યમ ૪ માસ, ઉ. છ માસ તેમાં નવ બોલ પ્રમાણે કરવું (૧) વિગય ત્યાગ. (૨) પીઠ ફલગાદિ લેવા (૩) ઉચ્ચા-રાદિકના પાત્ર લેવા (૪) લોચ કરવો (૫) નવા શિષ્યને દીક્ષા ન દેવી. (૬) પહેલાં લીધેલ રાખ ડલા વગેરે નાખીને નવા લેવા (૭) શેષ કાળે જોઇએ તેથી બમણા ઉપગરણ લેવા (૮) ઉણોદરી કરવી. (૯) અઢી ગાઉ જતા, અઢી ગાઉ આવતા એ સવા ભોજન ઉપરાત ન જવું.

૪૭૫ પ્ર. રાજપિંડ શું છે ?

ઉ. ચક્રવર્તિનું ભોજન, મોટા રાજાના રાજ્યાભિષેક વખતે તૈયાર કરેલ ૪ આહાર, વસ્ત્ર, પાત્ર, કંબલ, પાયપુંછણું, કામ ઉત્પાદક બલિષ્ટ આહાર. શ્રી મહાવીર સ્વામીના સાધુ માટે રાજપિંડનો નિષેધ છે.

૪૭૬ પ્ર. નારકી દેવતાનું અવધિ કેવી રીતે હોય ?

ઉ. નારકી અને જ્યોતિષીનું ત્રીછું, ભવનપતિ અને વ્યંતરનું ઉંચુ, વૈમાનિકનુ નીચુ (ઊંડુ) એ ભવ પ્રત્યય અવધિ જાણવું.

૪૭૭ પ્ર. સામાયક ચારિત્રની અને છેદોપસ્થાપનીયની કલ્પ સ્થિતિમાં શું ફેર ?

ઉ. તે આ પ્રમાણે

| કલ્પ સ્થિતિ | સામાયક ચારિત્રની | છેદોપસ્થાપનીય ચારિત્રની |
|---|---|---|
| સેજ્યાંતર પિંડ | છે | છે |
| મહા વ્રત | ૪ (ચાર) | પાંચ |
| પુરુષ જ્યેષ્ટ | છે | છે |
| મોટેરાને વંદન | છે | કૃતીકમ વાંદનાદિક |
| અચેલ તથા પ્રમાણોપેત | નથી | છે |
| ઉદ્દેશક | નથી (અનવસ્થિત) | કલ્પસ્થિતિ છે |
| પ્રતિક્રમણ | નિયમિત નહી | નિયમિત |
| રાજ્ય પિંડ | લેવાય | ન લેવાય |
| માસ કલ્પ | અનવસ્થિત | છે |
| પર્યુષણા | અનવસ્થિત | છે |

## ૪૭૮ પ્ર. વિકથા કેટલા પ્રકારની ?

ઉ. સ્રી, ભત્ત, દેશ, રાજ એ ચાર, ૫ કરૂણારસની વાત, ૬ દર્શનભેદ વિકથા. ૭ ચારિત્રભેદ વિકથા.

## ૪૭૯ પ્ર. આચાર્ય, ઉપાધ્યાયના અતિશય કેટલા ?

ઉ. અનેગ સાધુ પગ પૂજે. ૨ ઉપાશ્રયમાં ઉચ્ચારાદિક નીવારે, પગાદિ શુદ્ધ કરે ૩ બીજાની વૈયાવચ્ચ ઇચ્છા હોય તો કરે અને ન પણ કરે ૪ ઉપાશ્રયમાં એક બે રાત્રિ, એકાંત સ્થાને ધ્યાન, જપાદ તથા વિદ્યાદિક સાધવા રહે ૫ બાહિર પણ એકાત જગ્યાએ એક બે રાત્રિ રહે ૬ પ્રધાન ઉજળા વસ્ત્ર રાખે ૭ દૂધસાકરવાળો સરસ આહાર આદિ સ્વિકારે. ૮ બીજા સાધુઓ માટે વસ્ત્ર, પાત્રનો સંગ્રહ કરે, રક્ષણ કરે.

## ૪૮૦ પ્ર. દસ અચ્છેરાનો અનુક્રમ શુ છે ?

ઉ શ્રી રૂષભદેવજી સ્વામીનાવારે ઉત્કૃષ્ટી અવઘેણાવાળા ૧૦૮ એક સમયમા સિદ્ધ થયા. (૨) ૧૦મા શિતળનાથ તીર્થંકરને વારે હરીવશનું જુગલીયું નરકે ગયુ, ત્યાથી હરીવશની ઉત્પતિ (૩) શ્રી મલ્લીનાથજી ભગવાન સ્રી લીગે થયા (૪) શ્રી નેમનાથ સ્વામિને વારે શ્રી કૃષ્ણ ધાતકીખંડની અમરકકાએ ગયા બીજા છ શ્રી મહાવીર સ્વામિની વારે થયા.- (૧) ગર્ભસાહરણ (૭) ચમરોત્પાત (૩) સમોસરણમાં દેવતાની પ્રખદા વ્રત પચ્ચક્ખાણ વગર ગઇ (૪) ચંદ્ર સુળગારૂપે વાદવા આવ્યા (૫) ગોશાળે બે સાધુને બાળ્યા. (૬) અસજતીની પુજા તે શ્રી મહાવીર સ્વામિના શાસનમા પાચમા આરામા ચાલી.

## ૪૮૧ પ્ર ઉપાશ્રય પુજવાથી શો લાભ ?

ઉ ઠાણાગજી ઠા ૧૦-૧૦ પ્રકારની વિશુદ્ધિમાં-ઉપાશ્રયાદિક પુંજવાથી સજમની નિર્મળતા થાય (છવીસ હજારામાં કહેલ છે)

४८२ प्र. निकाचित कर्म तुटे के नहिं ?

उ. तपथी अनेक भवना निकाचित कर्मनी गांठ तुटे.

४८३ प्र. छद्मस्थ अने केवळीमां शो तफावत ?

उ. दश स्थानक छद्मस्थ सर्व भाव न जाणे न देखे, पण केवळी भगवान जाणे देखे.– १ धर्मास्तिकाय. २ अधर्मास्तिकाय. ३ आकाश ४ जीव शरीर प्रतिबंध. ५ शब्द ६ गंध. ७ वायु ८ परमाणु ९ आ जीव जिन थशे के नहि. १० आ जीव सर्व दुःखनो अंत करशे के नहि करे.

४८४ प्र. जिन नहि पण जिन सरखा कोण ?

उ. गणधरो अने पूरा चउदपूर्वी

४८५ प्र. घ्राणेंद्रियनो विषय ९ जोजन छे अने श्रोतेन्द्रीयनो विषय १२ जोजन छे पण देवतानें पांचसे जोजन थी गंध आवे छे अने विमानमां देवता घंटनो नाद लाख जोजन छेटेथी सांभळे छे ते केम बने ?

उ. उपरोक्त इंद्रियोना विषय उदारीक शरीर आश्री छे

४८६ प्र. समोवसरण एटले शुं ? त्रीगडा गढ शुं ?

उ. तीर्थंकर के साधु ज्यां उतरे ते जग्या समोवसरण. त्रीगडा गढनी रचना सूत्रमा नथी. ग्रंथोमा छे.

४८७ प्र. भगवान मुगुट वगेरे धारण करे ?

उ. भगवतीजी सूत्रमा खंधकजीना अधिकारे, भगवतने वस्त्र, मुगुट, आभरण, शोभा, अलंकार रहित गणधर देवे सूत्र पाठ कह्या छे

४८८ प्र. चैत्य वृक्ष शुं ?

ઉ જે વૃક્ષની નીચે પ્રભુને કેવળ જ્ઞાન પ્રગટ થાય તે વૃક્ષ ચૈત્ય વૃક્ષ કહેવાય સમવાયંગજી સૂત્ર બાબુવાળું તેના ૨૩૩ પાને કહ્યું છે કે:- "બતીસાઇં ધણુઇ, ચેઇઅરૂરકોય વડ્ઢમાણુસ્સ; ણિચ્ચો અગો અસોગો, ઓચ્છણો સાલરૂરકેણ" તેનો ભાવાર્થ કર્યો છે કે ૩૨ ધનુષ્ય પ્રમાણે ચૈત્ય વૃક્ષ, તેની નીચે પૃથ્વી શિલાપટ્ટ ત્યાં બેસી ભગવાન વર્ધમાન સ્વામી વ્યાખ્યાન કરે નીચે અશોક વૃક્ષ અતિશયના પ્રભાવથી બની આવે, તેની ઉપર સાલ વૃક્ષ.

**૪૮૯ પ્ર. ભગવાન સિંહાસન પર બેસે ?**

ઉ. સમવાયંગજીમા અતિશયના અધિકારે કહ્યુ છે કે:-

આગાસગયં ચક્ક, આગાસગય છત્તં, આગાસિયાઉ સેયવર ચામરાઓ આગાસ ફાલિયામયં સવાયપીઢ સિંહાસણે."

એટલે ચક્ર, છત્ર, ચામર, સફેદ પાદપીઠવાળુ સિંહાસન એ સર્વે આકાશમાં અતિશયોને કારણે વિસસા પુદ્ગળોનાં બની આવે છે, તે ઉપયોગમા આવતાં નથી તેથી ભગવાન સિંહાસન પર બેસતા નથી પણ પૃથ્વી શિલાપટ્ટ પર બેસે છે અને ઉપદેશ આપે છે એમ દશાશ્રુત સ્કંધના અ૦ ૫ માં શ્રી ગણધર મહારાજે ખુલ્લું જણાવ્યુ છે "એવં સવ્વં સમોસરણું ભણિયવ્વં જાવ **પુઢવી સિલાપટ્ટએ સામિ સમો સઢે પરિસા નિગ્ગયા ધમ્મો કહિઓ.**

**૪૯૦ પ્ર તિર્થંકરને બે પડખે યક્ષ ચામર વિંઝે છે તે સબંધી શું છે ?**

ઉ બાબુવાળા સમવાયંગજી સૂત્રની જુની પ્રતમાં બે અતિશય આ રીતે છે

અમણુન્નાણું સદ્દ ફરિસ રસ રૂવ ગંધાણુ અવકરિસો ભવઇ (૧૯)
મણુન્નાણુ સદ્દ ફરિસ રસ રૂવ ગંધાણું પાઉબ્ભાવો ભવઇ. (૨૦)

ત્યારે નવી પ્રતમા એ બે અતિશયો ભેળા કરીને ૧૯ મા અતિશયમા દાખલ કર્યા છે અને વીશમો અતિશય નવો દાખલ કર્યો છે કે

ભગવંતની બન્ને બાજુ જક્ષ ધુપ ધરીને ચામર વીંઝે છે. પણ આવી સાવદ્ય ક્રિયા ભગવાન પાસે થવા સંભવ નથી.

૪૬૧ પ્ર. નારકીનો સંસાર સચીઠણુ કાળ ત્રણ પ્રકારે કહ્યો તે શી રીતે?

ઉ. સંચીઠણુ કાળ તે નારકી તરીકે રહેવાનો કાળ. તેના ત્રણ ભેદ

(૧) અશુન્ય કાળ ૧૨ મુહૂર્તનો છે પૂછ્યા સમયના નારકીમાંથી કોઈ નારકી મર્યા નથી, અને બીજી ગતિમાંથી આવી નવા ઉપન્યા નથી. એટલે એટલો કાળ પૂછ્યા સમયના નારકી જેટલા હોય તેજ અને તેટલા રહે.

(૨) મિશ્રકાળ તે અશુન્ય કાળથી અનંતગણો છે. પૂછ્યા સમયના નારકી સહિતો એક નારકી રહે ત્યાં સુધીના પૂછ્યા સમયના નારકીમાંથી જે ચવેલા તે અંતર્માતર કરી પાછા આવે ત્યા સુધીમાં અનંત કાળ નીકળે, તે આશ્રી મિશ્રકાળ કહ્યો.

(૩) શુન્યકાળ તે મિશ્રકાળથી અનંતગણો છે. પૂછ્યા સમયના નારકી બધા નીકળી વનસ્પતિ વગેરેમાં પહોંચ્યા ત્યાં અનંત કાળ રહે, તે આશ્રી શુન્ય કાળ કહ્યો.

૪૬૨ પ્ર. વાદળાં શું છે વાયરાનો જમાવ કે પાણીનો જમાવ?

ઉ. વાદળા તે અપ્કાયનો સમૂહ છે વાયરો આંખે નજરથી દેખાતો નથી. વાયરો એક દિશા આવે, વાદળા સર્વ દિશામાં આવે.

૪૬૩ પ્ર. જીવની હિંસા કયા કર્મના ઉદયથી થાય?

ઉ. ચારિત્ર મોહનીય કર્મના ઉદયથી જીવ હિંસા કરે.

૪૬૪ પ્ર. કિલ્વિષપણુ કયા કર્મના ઉદયથી થાય?

ઉ. માયા મોહનીય કર્મના ઉદયથી કિલ્વિષિપણું આવે, નિંદાના કરનારને માયા સેવવી પડે છે.

૪૬૫ પ્ર. જળચર જુગલિયું હોય?

ઉ. જળચર જુગલિયું ન હોય, તેનુ આયુષ્ય ઉત્કૃષ્ટમા પૂર્વ કોડીનુ હોય ત્યારે જુગલિયાનુ જઘન્ય આયુષ્ય પલ્યના અસંખ્યાતમા ભાગનુ હોય.

**૪૯૬ પ્ર દેશ બંધ અને સર્વ બધ શુ ?**

ઉ સર્વ બધ એકજ સમયનો હોય, તે કોઇ ગતિમાં ઉપજતી વખતનો પહેલો સમય. દેશ બધ તે જેની જેટલી સ્થિતિ તેમાંથી સર્વ બધનો એક સમય બાદ કરવો, જેમકે પહેલો સમય કાર્મણ શરીર અને ઉદારિક પુદગળોનો સર્વ બધ થાય છે, ત્યાર બાદ ઉદારીકની સાથે ઉદારીક નવા પુદગળોનો બધ તે દેશ બધ કહેવાય

**૪૯૭ પ્ર ખુલાક ભવ શું ?**

ઉ નિગોદના જીવ એક શ્વાસોશ્વાસમાં ૧૭ાા ભવ કરે તેમાંનો એક ભવ તે ખુડાગ (ખુલાક) ભવ

**૪૯૮ પ્ર સાધુ રાત્રે બહાર જવું હોય તો માથે ઓઢીને કેમ નીકળે છે ?**

સાધુ રાત્રે બહાર જાય તો અપવાદ માર્ગેજ દેહ ચિંતા ટાળવા માટે જાય, ત્યારે માથે ઓઢીને જવું જોઇએ કારણ કે સૂક્ષ્મ અપકાયનો વરસાદ, ઉચો નીચો ત્રીછો, રાત દિવસ, અઢીદ્વીપમા વરસે છે તે દિવસ ઉગતા સૂર્યની ગરમીથી અધરથીજ પડતા નાશ થાય છે અને રાત્રે શરીર કે વસ્ત્રપર પડતાંજ નાશ થાય છે તેથી શરીર ઉપર સ્નેહ કાય ન પડે તે માટે રાત્રે ઓઢીને જાય દિવસ ઉગ્યા પછી મસ્તકે ઓઢે કે બાધે તેને દશવૈકાલિક સૂત્રમા પ્રાયશ્ચિત્ત કહેલ છે.

**૪૯૯ પ્ર જીવ ઉપજવા જતાં વિગ્રહ ગતિ કરે તો કેટલા સમયમાં ઉપજે ?**

ઉ. એકેન્દ્રિય ચાર સમયની વિગ્રહ ગતિએ ઉપજે, બાકીના ૧૯ દડકવાળા ૧, ૨, ૩ સમયની વિગ્રહ ગતિએ ઉપજે વિગ્રહ ગતિએ ઉપજતા જેટલા સમય લાગે તેમાથી એક સમય બાદ કરતા જેટલા સમય થાય તેટલા સમય અણાહારી રહે

**૫૦૦ પ્ર. પ્રૌઢ પ્રહાર શું ?**

ઉ. એક શરીરમાંથી નીકળી બીજાના મૃત શરીરમાં પ્રવેશ કરી તેમાં રહેવું તે પ્રૌઢ પ્રહાર ફક્ત વનસ્પતિમાંજ થાય છે, ગોશાળાના પ્રૌઢ પ્રહાર બનાવટી હતા.

**૫૦૧ પ્ર. નારકી અનંતરે નીકળીને જે સંજ્ઞ (પ્રાપ્ત થવા યોગ્ય) પંચેન્દ્રિય તિર્યંચ યોનિને વિષે ઉપજે તે કયું આયુષ્ય વેદે ?**

ઉ. જ્યાં સુધી નારકીની લેશ્યા રહે ત્યાં સુધી વાટે વહેતાં નારકી વેદક સત્તામાં રહેલ નારકીનું આયુષ્ય વેદે ભાવીસે કહ્યું એમ સમજવું.

**૫૦૨ પ્ર. પૃથ્વીકાયના જીવ પ્રાણાતિપાતાદિ પાપ કરે ?**

ઉ. અપચ્ચક્ખાણ વતિયા ક્રિયાથી અવિરતીને ૧૮ પાપ સેવનાર કહ્યા છે માટે એકેન્દ્રિય પ્રાણાતિપાતાદિ પાપ કરે.

**૫૦૩ પ્ર. પૃથ્વી આદિને અડવાથી તેને દુઃખ થાય ?**

ઉ. કોઈ મહા બળવાન પુરૂષ બન્ને હાથની મુઠીઓ વાળીને કોઈ વૃદ્ધાના માથામાં જોરથી મારે અને જેટલી વેદના થાય તેથી અધિક મહા વેદના સર્વ એકેન્દ્રિય જીવને અડવાથી થાય.

**૫૦૪ પ્ર. સૂત્રમાં પહેલા સ્થાવર કાયની દયા બતાવી તો પહેલાં મનુષ્યની દયા કેમ ન બતાવી ?**

ઉ. સૂત્રમાં તો છકાય જીવની રક્ષા કહી છે, પણ જે માણસ સૂક્ષ્મ-જીવની દયા પાળે તે તો મોટા જીવની દયા જરૂર પાળે જ

**૫૦૫ પ્ર. લોકમાં બાદર અપકાય અને વનસ્પતિ ક્યાં સુધી છે ?**

ઉ. ઉપર પાંચમાં દેવલોકની વાવડીમાં પાણી અને તેને આશ્રિતી વનસ્પતિ છે નીચે ઘનોદધિ તે પાણી છે અને તેને આશ્રીત વનસ્પતિ છે ત્રીજા અસંખ્યાત દ્વીપ સમુદ્રમાં છે

**૫૦૬ પ્ર. લોકમાં વિગલેન્દ્રિય અને તીર્યંચ પંચેન્દ્રિય ક્યાં સુધી છે?**

ઉ ઉંચે મેરૂ સુધી, નીચે અધોગામીની વીજય સુધી, ત્રીછા અસંખ્યાતા દ્વીપ સમુદ્રમાં અને જળના સ્થાનમાં.

**૫૦૭ પ્ર અણાહારી કોણ હોય?**

ઉ (૧) વીગ્રહ ગતિવાળા, વનસ્પતિના થઇને અનંતા, આહારીના અસખ્યાતમે ભાંગે (૨) સિદ્ધ અનંતા (૩) અયોગી (૪) કેવળ સમુદ્‌ઘાત વાળા

**૫૦૮ પ્ર ત્રીસ અકર્મ ભૂમીના તિર્યંચ તથા મનુષ્યને સમકિત હોય?**

ઉ. પર્યાપ્ત અવસ્થામાં જુગલીયાને હોય

**૫૦૯ પ્ર. જુગલીયામાં ક્ષાયક સમકિત હોય?**

ઉ. ઉત્તરાધ્યયનના ૨૯ મા અ૦ મા પહેલા બોલે કહ્યું છે કે ક્ષાયક સમકિત ત્રીજો ભવ ઓળગે નહિ જુગલિયામા જાય તો ચાર ભવ થઇ જાય, તે જોતાં અસંભવિત છે તત્વ કેવળી ગમ્ય.

**૫૧૦ પ્ર પરિત, અપરિતનો અર્થ શું?**

ઉ પરિત સસારી તે અર્ધ પુદ્ગળ પરાવર્તનની અદર મોક્ષમય. અપરિત સસારીને અર્ધ પુદ્ગળ પરાવર્તનથી વધારે સંસાર છે. પરિત-કાય—જેને વનસ્પતિનો ભવ ન કરવો હોય તે અથવા પ્રત્યેક શરીર જીવ હોય અને નિગોદમા ન જવાનો હોય તે.

**૫૧૧ પ્ર સ્ત્રી અનુત્તર વિમાને જાય?**

ઉ સ્ત્રી અનુત્તર વિમાને જાય (પન્નવણા પદ ૧૩)

**૫૧૨ પ્ર તિર્યંચ વૈક્રિય શરીર કરે તો કેવડુ કરે?**

ઉ બસોથી નવસો જોજન

**૫૧૩ પ્ર ચક્રવર્તીનુ સ્ત્રી રત્ન કેટલા દંડકમાંથી આવીને થાય?**

ઉ સાતમી નરક, તેઉ, વાઉ, પાંચ અનુત્તર વિમાનના દેવ, યુગલિક મનુષ્ય અને તિર્યંચ સિવાય બધા દંડકમાંથી આવીને થાય.

૫૧૪ પ્ર. વિદ્યાધર તીર્છા ક્યાં સુધી જાય ?

ઉ. નંદીશ્વર દ્વીપ સુધી.

૫૧૫ પ્ર. મન રૂપી કે અરૂપી ?

ઉ. દ્રવ્યમન રૂપી, ભાવમન અરૂપી.

૫૧૬ પ્ર. સાત હાથવાળો બેઠો સીઝે તો તેની કેટલી અવગાહના થાય ?

ઉ તેની બે હાથની અવગાહના ગણાય અને તેનો ત્રીજો ભાગ ઓછો થનારે તો એક હાથ અને આઠ આંગુલની સિદ્ધની જઘન્ય અવગાહના થાય.

૫૧૭ પ્ર. ખંધકજીએ ૧૨ મી પડિમા આદરી તેને ત્રણ ગુણો અનિ કોઈ ગુણ કેમ પ્રગટ ન થયો ?

ઉ. જેને ઉત્કૃષ્ટ પરિસહ આવે અને સમભાવે સહન કરે તેને ત્રણમાંથી કોઈ ગુણ પ્રગટ થાય, બાકીના ભજના. પણ તેને અનતિ નિર્જરા થઈ અને આરાધક થયા.

૫૧૮ પ્ર. સૂક્ષ્મ જીવ માર્યા મરતા નથી તો તેની ક્રિયા કેમ લાગે ?

ઉ. પચ્ચક્ખાણ ન કર્યાં હોય તો અવ્રતની ક્રિયા લાગે. તથા ઔદારિક શરીરની પાંચ ક્રિયા લાગે.

૫૧૯ પ્ર. રાત્રિના પ્રતિક્રમણમાં છેવટનો કાઉસગ્ગ શેનો કરવો ?

ઉ. બાર પ્રકારના તપની ચિંતવણાનો કાઉસગ્ગ કરવો.

૫૨૦ પ્ર. રાત્રિના પ્રતિક્રમણમાં છઠા આવશ્યકમાં શેના પચ્ચક્ખાણ હોય ?

ઉ. શ્રાવકે ૧૪ નિયમ ધારવા.

૫૨૧ પ્ર. સદ્ગુરુ ન હોય તો કોને વંદના કરવી ?

ઉ સદ્ગુરુનું નામ લઇ નિત્ય વંદના કરવી

૫૨૨ પ્ર. **શ્રાવકે કેટલી સજ્ઝાઇ રોજ કરવી ?**

ઉ ત્રણુસો ગાથાની.

૫૨૩ પ્ર. **સૂર્યગ્રહણુ અને ચંદ્રગ્રહણુ શાથી થાય ?**

ઉ સૂર્યની નીચે કેતુ નામનો ગ્રહ આવે તો સર્યગ્રહણુ થાય ચંદ્રની નીચે રાહુનું વિમાન આવે તો ચદ્રગ્રહણુ થાય.

૫૨૪ પ્ર **ઇરિયાવહિના મિચ્છામિ દુક્કડ કેટલા ?**

ઉ ૧૮ લાખ, ૨૪ હજાર, ૧૨૦ :–

૫૬૩ જીવના ભેદ × ૧૦ અભીહયાદિક × ૨ બંધન × ૩ કરણુ × ૩ જોગ × ૩ કાળ × ૬ સાખે (પાચ પરમેષ્ટી અને એક પોતાનો આત્મા) = ૧૮૨૪૧૨૦

૫૨૫ પ્ર **જીવને જઘન્ય ઉપયોગ કોને ?, અને કઇ વખતે ?**

ઉ જીવને જઘન્ય ઉપયોગ એક હોય—સાકારોપયોગ સીઝે ત્યારે (ઉવવાઇ ઉપાગમાં)

૫૨૬ પ્ર **જીવ ઉપજતી વખત પ્રથમ સમયે કયા યોગથી આહાર લીએ ?**

ઉ કાર્મણુ કાય યોગથી પ્રથમ સમયે આહાર લીએ, ત્યારબાદ શરીર બધાતા સુધી ઔદારિક મિશ્ર કે વૈક્રિય મિશ્ર કાયયોગથી આહાર લીએ

૫૨૭ પ્ર **સમૂર્ચ્છિમ મનુષ્ય એક સમયે કેટલા ઉપજે ?**

ઉ એક પણુ ઉપજે અને અસખ્યાતા પણુ ઉપજે

૫૨૮ પ્ર. **જીવ ગર્ભમાં મરે તો કયા દેવલોક કે નરક સુધી જાય ?**

ઉ શુભ ભાવે મરે તો ૮ મા દેવલોક સુધી અને અશુભ ભાવે મરે તો ત્રીજી નરક સુધી જાય.

૫૨૯ પ્ર **ભવિ અને અભવિનો મુકાબલો કેવી રીતે થઇ શકે ?**

| ૬૦ | ભવિ | અભવિ |
|---|---|---|
| મોક્ષની અભિલાષા અને યથા તથ્ય સર્વજ્ઞપણાનો સ્વીકાર | થાય | ન થાય વાસ્તવિક મોક્ષ અને સર્વજ્ઞપણાનો સ્વીકાર નથી. |
| હું ભવિ હોઈશ કે અભવિ એવો સંશય | થાય | ન થાય |
| અભવિને મોક્ષ નથી એમ સાંભળે તો | સંશય થાય ધ્રાસકો પડે | સંશય ન થાય ધ્રાસકો ન પડે |
| શુદ્ધ આત્માનું સ્વરૂપ | જાણી શકે | ન જાણી શકે |
| જીવ અને પુદ્ગલની ભિન્નતા | અનુભવી શકે | ન અનુભવી શકે |
| અહિંસા ભાવ | હોય | ન હોય, દ્રવ્ય રક્ષા કરી શકે વ્યવહાર પાળી શકે |
| મોક્ષથી પાછા ફરવાનું | ન માને | માને. તેનું મોક્ષ તે સ્વર્ગ |
| ૩ અજ્ઞાન | મિથ્યાત્વ હોય ત્યાં સુધી | નિયમા |
| સત્તામાં પાંચ જ્ઞાન | હોય (નિયમા) | નથી |
| સત્તામાં સમકિત | હોય (નિયમા) | નથી |
| સમકિત અને જ્ઞાન પ્રગટપણે | ભજના | સાચી શ્રદ્ધાનો સર્વથા અભાવ. દ્રવ્યથી અ. હોય |
| શ્રુત | ૧૪ પૂર્વ સહિત બાર અંગ ભણે | નવમા પૂર્વની ત્રીજી આચાર વસ્તુ સુધી. દ્રવ્ય શ્રુતપણા રૂપે |
| સમકિત અને મિશ્ર મોહની | ભજના | ન હોય |
| મોહની કર્મની પ્રકૃતિ | ૨૮ ભજના | ૨૬ નિયમા |
| શ્રુતપણું | જ્ઞાનરૂપે હોય ભજના | અજ્ઞાનરૂપે દ્રવ્ય શ્રુતપણું |
| [illegible] | ક્ષયોપશમ સમકિતીને થાય. ક્ષાયક સમકિતને ન થાય. | ન થાય |
| સ્વભાવમાં પરિવર્તન | ભવી મટી સિદ્ધ થાય | સ્વભાવ ફરે નહિ |

**૫૩૦ પ્ર જૈન સાધુઓ એકેન્દ્રિયના અચેત પુદ્‌ગળનો જ આહાર કરે એવું કયાં સૂત્રમાં છે?**

ઉ. ભગવતીજી સ૦ ૨, ઉ૦ ૧. "મડાઈણુ નિગ્ગથે" નિર્જીવ થયેલા એકેન્દ્રિયના પુદ્‌ગળ (શાક, ભાજી, પાલા, અનાજ) જે ગૃહસ્થને માટે બનેલા તે નિગ્રંથ (જૈનના સાધુ) આહાર માટે ગ્રહણ કરે. ભગવતીજી શતક ૧૮, ઉ૦ ૧૦ સોમલના અધિકારે પણ કહેલ છે. નિર્દોષ, અચેત ધાન સરસવ, ધાન માસા (અડદ), ધાન કળથી સાધુને કલ્પે.

**૫૩૧ પ્ર. ગર્ભજ તિર્યંચ અને ગર્ભજ મનુષ્ય મિત્ર કેવી રીતે?**

ઉ. ગર્ભજ તિર્યંચ અને ગર્ભજ મનુષ્યની એક સરખી અવસ્થા છે, તેથી મિત્ર. જેમકે જન્મ, વૃદ્ધિ, ક્રિડા, હાડકા, હાડકાની મિજ્જા, વાળ, માંસ, લોહી, માથાનો મગજ એ સર્વ એક સરખા છે.

**૫૩૨ પ્ર જૈન સાધુ માંસનો સ્પર્શ કરી શકે?**

ઉ નહિ મનુષ્યના શબમા અતર્મુહૂર્ત પછી અસખ્ય સમુર્છિમ જીવ ઉપજે અને તિર્યંચના મડામાં તદ્‌વરણા માંસ જેવા અસખ્ય જીવો ઉપજે.

**૫૩૩ પ્ર. જૈન સાધુ મદ્ય માંસના ત્યાગી હોય એવું કયાં સૂત્રમાં છે?**

ઉ. સૂયગડાગ સૂત્ર, સ્કંધ ૨, અ૦ ૨ માં કહેલ છે કે "અમઉમસા સસીણો" સાધુ મદ્ય માંસના પરિત્યાગી હોય. પ્રશ્ન વ્યાકરણ, સંવર દ્વાર ૪, ભાવના ૫ ત્યા કહેલ છે "મહુ મજ્જં મસખજ્જગ વિગઈ પરિચત" મધુ, મદ્ય, માંસ વગેરે વિગયનો ત્યાગ કરે, તેના ભાંગામા ચાર મહાવિગય મધ, માખણ, દારૂ અને માંસનો

| ઉ૦ | ભવિ | અભવિ |
|---|---|---|
| મોક્ષની અભિલાષા અને યથા તથ્ય સર્વજ્ઞપણાનો સ્વીકાર | થાય | ન થાય વાસ્તવિક મોક્ષ અને સર્વજ્ઞપણાનો સ્વીકાર નથી |
| હું ભવિ હઈશ કે અભવિ એવો સંશય | થાય | ન થાય |
| અભવિને મોક્ષ નથી એમ સાંભળે તો. | સંશય થાય ધ્રાસકો પડે | સંશય ન થાય ધ્રાસકો ન પડે |
| શુદ્ધ આત્માનું સ્વરૂપ | જાણી શકે | ન જાણી શકે |
| જીવ અને પુદ્ગલની ભિન્નતા | અનુભવી શકે | ન અનુભવી શકે |
| અહિંસા ભાવ | હોય | ન હોય, દ્રવ્ય રક્ષા કરી શકે વ્યવહાર પાળી શકે |
| મોક્ષથી પાછા ફરવાનું | ન માને | માને. તેનું મોક્ષ તે સ્વર્ગ |
| ૩ અજ્ઞાન | મિથ્યાત્વ હોય ત્યાં સુધી | નિયમા |
| સત્તામાં પાંચ જ્ઞાન | હોય (નિયમા) | નથી |
| સત્તામાં સમકિત | હોય (નિયમા) | નથી |
| સમકિત અને જ્ઞાન પ્રગટપણે | ભજના | સાચી શ્રદ્ધાનો સર્વથા અભાવ. દ્રવ્યથી શ્રુ. હોય |
| [illegible] | ૧૪ પૂર્વ સુધિ ભણી શકે | નવમા પૂર્વની ત્રીજી આચાર વસ્તુ સુધી દ્રવ્ય શ્રુતપણે |
| સમકિત અને મિશ્ર મોહની | ભજના | ન હોય |
| મોહની કર્મની પ્રકૃતિ | ૨૮ ભજના | ૨૬ નિયમા |
| [illegible] | જ્ઞાનાપે [illegible] ભજના | અજ્ઞાનાપે દ્રવ્ય [illegible] |
| યમ ક આ વિનિશ્ચય | ક્ષયોપશમ સમકિતીને થાય. ક્ષાયક સમકિતને ન થાય. | ન થાય |
| સ્વભાવમાં પરિવર્તન | ભવી મટી સિદ્ધ થાય | સ્વભાવ ફરે નહિ |

**૫૩૬ પ્ર વનસ્પતિની જાતિના નામવાળી જળચર, પશુ પક્ષીની જાતિના નામ હોય ?**

ઉ. ઘણે ભાગ્યે આકાર (સંસ્થાન) ઉપરથી વનસ્પતિ, પશુ, પક્ષી વગેરેના સામાન્ય નામો પડેલાં હોય છે કોઈ વખતે વર્ણ, ગંધ, રસ સ્પર્શ ઉપરથી નામ પડેલાં હોય.

શાલિગ્રામ નિઘંટુ ભૂષણમ્ નામના વૈદકશાસ્ત્રમાં જળચર, પશુ, પક્ષી, મનુષ્યના નામોને મળતી ઘણી જાતની વનસ્પતિ દવાનાં નામો છે. વળી તેમના કઠણ અને નરમ ભાગોના નામ પણ મળતાં આવે છે. અહીં કેટલાક દાખલા બતાવવામાં આવે છે.

મંસ = (૧) વનસ્પતિ અને ફળનો ઠળીયા અને છાલની વચમાંનો દળ અથવા ગીર (૨) પશુના હાડકા અને ચામડીની વચમાં રહેલ માંસ.

અટ્ઠિય = ઠળીયા, ગોઠલી વનસ્પતિનો કઠણ ભાગ, બીજ.

અટ્ઠિ = હાડકુ, પશુનો કઠણ ભાગ.

મચ્છ = (૧) કારેલા, ડોડી, ચોખા, શેરડી. (૨) માછલું, આ બધાનું સરખું સંસ્થાન છે, તે ઉપરથી તે બધાં મચ્છ શબ્દમા દાખલ થાય છે

મચ્છંડી = સાકર, મચ્છ = શેરડી + અંડી = જન્ય = સાકર. (પ્રશ્ન વ્યાકરણ, સવર દ્વારમાં).

કવોય = કપોત (કબુતર), બીજોરૂ, કોહલું, કોળું,

કુકુડ = ભૂરૂ કોળું કુકુડવેલ વનસ્પતિ, કુકડો, બીજોરૂં.

મજ્જાર= બીલ્લીફળ (જે મરડામાં વપરાય છે), બીલાડી.

સાધુને સર્વથા ત્યાગ હોય જ, ઉત્તરાધ્યયન સૂત્રના અ૦ ૭, ગાથા ૬, ૭મા માસાહારીને બોકડાના દૃષ્ટાંતે નરક ગતિનું ફળ કહ્યુ છે. ઉત્તરાધ્યયન સૂત્ર અ૦ ૧૯, ગાથા ૬૯ થી ૭૧મા દારૂ માસ ભોગવનારને નરકે ગયા પછી પરમા ધામી દેવો તે નારકીના શરીરના કકડા કરી શેકી તેને ખવરાવે છે અને ધગધગતા રસને પીવરાવે છે અને ચીસો પાડે ત્યારે તે દેવો કહે છે કે તને દારૂ માસ બહુ પસંદ હતા તેથી ખવરાવીએ છીએ. સુયગડાગજી સૂત્રમાં માસાહાર કરનારને આર્દ્રકુમારે અનાર્ય, બાળ, અજ્ઞાની, ગૃદ્ધિ, અનાચારી કહ્યા છે

## પ૩૪ પ્ર. કેટલાક જૈનેતરો માંસાહારનો જૈન સાધુ પર આક્ષેપ શા માટે કરે છે ?

ઉ. માસાહારી રસનાના બહુ ગૃદ્ધિ હોય છે અને સારા મહેરાબવું છે એટલે બીજા પર ખોટા આક્ષેપ કરે. તેઓના અભ્યતર પરિણામ ક્રુર હોવાથી પશુઓની કતલના દુઃખનો ખ્યાલ કરતા નથી. તેઓ અહિંસાભાવ કેળવી શકતા નથી જૈનધર્મના તત્ત્વો વિરૂદ્ધ સૂત્રના ખોટા અર્થ કરે છે, તેઓને સમક્રુત મિથ્યા રીતે પરિણમે છે, જે ઠેકાણે જે અર્થ કરવો જોઇએ તે કરતા નથી તેથી એકાતવાદી થઇને પોતાની લાલસાને પોષણ થાય એવા અર્થ કરે છે અને માસાહારનો પ્રચાર કરે છે

## પ૩પ પ્ર. એક શબ્દના બે અર્થ થતાં હોય તો શું કરવું ?

ઉ. જ્યાં જેવો અર્થ અવિરોધપણે લાગુ થાય તેવો અર્થ કરવો, શલ્યની બાબતમા વનસ્પતિને યોગ્ય અર્થ લાગુ પાડવો, ત્યાગ કરવા લાયક અભક્ષ્યની વાત હોય ત્યા પશુ આદિ જાતી અર્થ, ધર્મની બાબત હોય ત્યા ધર્મને પોષક તત્ત્વો જેમકે અહિંસા, સંજમ, તપના પક્ષનો અર્થ કરવો અને સર્વજ્ઞ જિતરાગની આજ્ઞાને અનુસરતો અર્થ કરવો, આનું નામ ૭ વિવેક માર્ગાનુસારીપણુ અને સાચી દષ્ટિ

**૫૩૬ પ્ર વનસ્પતિની જાતિના નામવાળી જળચર, પશુ પક્ષીની જાતિના નામ હોય ?**

ઉ ઘણે ભાગે આકાર (સંસ્થાન) ઉપરથી વનસ્પતિ, પશુ, પક્ષી વગેરેના સામાન્ય નામો પડેલાં હોય છે. કોઈ વખતે વર્ણ, ગંધ, રસ સ્પર્શ ઉપરથી નામ પડેલા હોય.

શાલિગ્રામ નિઘંટુ ભૂષણમ્ નામના વૈદકશાસ્ત્રમાં જળચર, પશુ, પક્ષી, મનુષ્યના નામોને મળતી ઘણી જાતની વનસ્પતિ દવાનાં નામો છે. વળી તેમના કઠણ અને નરમ ભાગોના નામ પણ મળતાં આવે છે. અહીં કેટલાક દાખલા બતાવવામાં આવે છે.

મંસ = (૧) વનસ્પતિ અને ફળનો ઠળીયા અને છાલની વચમાંનો દળ અથવા ગીર (૨) પશુના હાડકા અને ચામડીની વચમાં રહેલ માસ.

અટ્ઠિય = ઠળીયા, ગોઠલી વનસ્પતિનો કઠણ ભાગ, બીજ.

અટ્ઠિ = હાડકુ, પશુનો કઠણ ભાગ.

મચ્છ = (૧) કારેલા, ડોડી, ચોખા, શેરડી. (૨) માછલું, આ બધાનું સરખું સંસ્થાન છે, તે ઉપરથી તે બધાં મચ્છ શબ્દમા દાખલ થાય છે

મચ્છંડી = સાકર, મચ્છ = શેરડી + અંડી = જન્ય = સાકર. (પ્રશ્ન વ્યાકરણ, સંવર દ્વારમાં)

કવોય = કપોત (કબુતર), બીજોરૂ, કોહલું, કોળું,

કુકુડ = ભૂરૂ કોળું કુકુડવેલ વનસ્પતિ, કુકડો, બીજોરૂં.

મજ્જાર= બીલ્લીફળ (જે મરડામાં વપરાય છે), બીલાડી.

**શ્રી મહાવીર સ્વામિ અને બુદ્ધ બન્ને જુદા જુદા છે તેની સાબિતીનો મુકાબલો આ પ્રમાણે છે :—**

| | શ્રી મહાવીર ભગવાન | બુદ્ધ |
|---|---|---|
| જન્મ | વિશાલીના ક્ષત્રીયકુંડ ગામમાં | કપિલવસ્તુ શહેરમાં |
| માતા | લગભગ ૨૮ વર્ષ સુધી સાથે રહી સ્વર્ગે ગયા | જન્મ થતાંજ મૃત્યુ પામ્યાં |
| સંસારી નામ | વર્ધમાન | સિદ્ધાર્થ |
| દીક્ષાપર્યાય નામ | શ્રી મહાવીર સ્વામિ | બુદ્ધ કિર્તી |
| ભાઈનું નામ. | નંદિવર્ધન | નંદ (સાવકો ભાઈ) |
| સ્ત્રીનું નામ | યશોદા | યશોધરા |
| વડીલોની હૈયાતી વગેરે. | માતાપિતા સ્વર્ગવાસ થયા પછી મોટાભાઈની પરવાનગી લઈને દીક્ષા લીધી. | વડીલોની હૈયાતી છતાં પરવાનગી વગર,રાતના ઘેરથી ચાલ્યા ગયા |
| તપસ્યા | ૧૨ વર્ષ તપશ્ચર્યા કરીને કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું | ૭ વર્ષ તપશ્ચર્યાનો શ્રમ ફોગટ છે એમ એને લાગ્યું |
| દેહાવસાન | પાવાપુરીમાં નિર્વાણ | કુશિનગરમાં મૃત્યુ |

પ્રશ્ન મ ભગવાનના પર્યાયવાચક શબ્દો કયા ગણાય ?

ઉ. ભગવાન, જિનરાજ અલખ, ચિદ્ઘન, ચિદાનંદ, નિરંજન, વીતરાગ, સતચિદાનંદ, અરિહંત, પરમાત્મા, પરમેશ્વર, સ્વયંભુ, પરબ્રહ્મ, આ બધા ગુણવાચક પર્યાય સમજવા પણ અરિહંત સાકાર ભગવાન છે અને સિદ્ધ નિરાકાર આ અશરીરી ભગવાન છે

**૫૪૦ પ્ર ઉપશમ શ્રેણી અને ક્ષપક શ્રેણી વિચારમાં શું ફેર હોવાનો સંભવ છે?**

ઉ ઉપશમ શ્રેણીમાં ક્ષપક શ્રેણી કરતાં મંદ વીર્ય હોય છે,વજ્ર-ઋષભનારાચ સંઘયણ પણ કદાચ ન હોય તેથી પણ વીર્ય મંદ હોય, પ્રકૃતિઓને ઉદય થવા દેવામાં આવતી નથી, કોઇનો અપરાધ થયો હોય તો તેને ક્ષમા આપવામા આવે છે, પણ તેનો અપરાધ ગણીને ક્ષમાથી ઢાંકી દેવામાં આવે છે,ઉપસર્ગ પરિષહમાં સંપૂર્ણ આનંદ આવતો નથી.

ક્ષપક શ્રેણીમાં ઉપષર્ગ પરિષહ કરનારને કર્મ ખપાવવામાં ઉપકારી માનવામાં આવે છે અને તેનું હિત ચિંતવાય છે, કર્મ ખપતાં જોઇને આનદ વધતો થાય છે, મન, વચન, અને કાયાની પુદ્ગલિક વર્ગણાઓનો જીવાત્માથી ભીન્નતાનો અનુભવ કરવામાં આવે છે, એટલે વ્યથાનો અનુભવ થતો નથી. એકાત શુદ્ધ આત્મ તત્ત્વમાં લીનતા આવે છે અને પુરુષાર્થ એટલો બધો ઉત્કૃષ્ટ થાય છે કે કોઈ શરીરના કટકા કરી નાખે તો પણ ઉત્કૃષ્ટ આત્મભાવે-સમતા રસમાં લીન રહે તેથી આત્મીક સુખનો અનુભવ કરે છે. તત્ત્વ કેળબી ગમ્ય.

**૫૪૧ પ્ર. કર્મ પ્રકૃતિ કેવી રીતે ક્ષય કરવી?**

ઉ જે પ્રકૃતિ ઉદયમાં આવે, તેને (૧) જ્ઞાન ઉપયોગથી પર-સમય જાણીને (૨) તેને આત્માથી ભિન્ન માનીને તેનો ત્યાગ કરીને (૩) શુદ્ધ આત્મ સ્વરૂપના ધ્યાનમા લીન થવું અથવા કર્મ પ્રકૃતિથી પ્રતિપક્ષ આત્મગુણમાં આત્મભાવે લીન થવું- અહીં ત્રણ વિભાગ થયા તે (૧) યથાપ્રવૃત્તિકરણ, (૨) અપૂર્વકરણ, (૩) અનિવૃતિકરણ જ્યારે સહજ આનદમા લીનતા આવે ત્યારે તે પ્રકૃતિ નાશ થઇ એમ સમજવું દરેક કર્મ પ્રકૃતિ ખપાવવામા લગભગ ત્રણે કરણ થાય છે મંદ પુરુષાર્થથી આ અભ્યાસ કરવામા આવે તો ક્ષયોપશમભાવ ઉત્પન્ન થાય છે ત્થા અનુદય પ્રકૃતિ ઉપશમ ભાવમા રહે છે ધ્યાનથી કર્મ પ્રકૃતિઓ કુટાઇ જાય છે તેથી જીવના ગુણનો ઘાત કરી શકતી નથી,

મજ્જાર કડએ કુક્કુડ મંસએ = બીજોરાફળ (બીજોરાં) અને કુષ્માંડવેલ વનસ્પતિના ગર્ભનો પાક આ હવા ગાઢની વ્યાધિ, લોહીખંડ વાડો, દાહજ્વરના રોગમાં ઉપયોગી છે મરડામાં ઘણા લોકો બીજોરાનો મુરબ્બો ખાય છે. અહીં બે પ્રયોજન છે– ૧ રોગનો ઉપશમ. ૨ નિરવદ્ય. તો તે પ્રયોજન પ્રમાણે અર્થ લેવાય બીલાડીઓ અને કુકડાની માંસ સાવદ્ય અને નરકે લઈ જનાર છે એટલું જ નહીં પણ રોગ વધારે છે, માટે શબ્દનો અર્થ યુક્તિ યુક્ત હોય. હિંસક અને યુક્તિ વગરનો અર્થ કરનાર મહા મિથ્યાત્વી અભ્યંતરમાં અતિક્રુર પરિણામવાળા હોય

બીજું કુશ કોળાનો પાક દાહજ્વર અને મગજ શાંતિ માટે વપરાય છે તે અર્થ મુકીને કબુતરનો પાક એવો અર્થ કર્યો હોય તો દાહજ્વર વધે અને નરકની ગતિ બંધાય એટલે જૈનશાસ્ત્રો સમજ્યા વગર જે પોતાના હિંસક સ્વભાવ પ્રમાણે અર્થ કરે તેમાં બુદ્ધિનું તો દેવાળું છે જ પણ હોંસે હોંસે કુદી કુદીને નરક જવાની તૈયારી કરતા હોય એમ દેખાય છે.

**૫૩૭ પ્ર. કોઈ કહે છે કે જૈનધર્મ વેદધર્મમાંથી નીકળ્યો તેનું કેમ ?**

ઉ. જૈનધર્મ અને વેદધર્મના સિદ્ધાંતોમાં આકાશ પાતાળનો ફરક છે એક બાજુ જૈનધર્મની અહિંસા એવી છે કે એક પણ એકેન્દ્રિય જીવની હિંસા કરવાથી અસંયમ થાય, ત્યારે વેદધર્મમાં યજ્ઞમાં પશુઓનો હોમ થાય. વેદધર્મમાં જ ઘણા શ્લોકોમાં જૈનધર્મના તિર્થંકરોની ભક્તિ કરેલી છે, તે ઉપરથી સાબીત થાય છે કે વેદધર્મ અસલ જૈનધર્મમાંથી નીકળ્યો અને પાછળથી તેનું સ્વરૂપ વદલ બદલાઈ ગયું જો વેદધર્મમાંથી જૈનધર્મ નીકળ્યો હોય તો તેમના વેદોમાં જૈન તિર્થંકરની ભક્તિ ન હોય. જુઓ ભક્તિના પાઠો– ઋગ્વેદમાં કહ્યું છે કે:–

ૐ ત્રૈલોક્ય પ્રતિષ્ઠિતાનાં, ચતુર્વિંશતિ તીર્થંકરાણાં;

રૂષભાદિ વર્ધમાનાન્તાનાં, સિદ્ધાનાં શરણું પ્રવધે ॥

અહીં જૈનધર્મના ચોવીસે તિર્થંકરની ભકિત કરવામાં આવી છે.

યજુર્વેદના ૨૫મા અધ્યયનમાં, જૈનધર્મના ૨૨મા તીર્થંકર અરિષ્ટનેમિની સ્તુતિ છેઃ-

ૐ રક્ષ રક્ષ અરિષ્ટનેમિઃ સ્વાહાઃ વામદેવ શાન્ત્યર્થમનુ વિધીયતે સોડસ્યાકં અરિષ્ટનેમિઃ સ્વાહાઃ

મનુસ્મૃતિમાં જૈનના પહેલા જિન ભગવાનની સ્તુતિઃ-

દર્શન વર્ત્ય વીરાણું સુરાસુર નમસ્કૃતઃ

નીતિ તિત્રય કર્ત્તાયો, યુગાદૌ પ્રથમો જિનઃ

આવી રીતે ઘણા દાખલા છે :-

પ્રભાસ પુરાણુમાં ૨૨ મા તીર્થંકર નેમનાથ (અરિષ્ટનેમિ) ની સ્તુતિ છે યોગવાશિષ્ટમાં રામચંદ્રજી જીન ભગવાનની સ્તુતિ કરે છે, બ્રહ્માંડ પુરાણુમા શ્રી રૂષભદેવની સ્તુતિ છે, શિવ પુરાણુ, સ્કંધ પુરાણુ, નાગ પુરાણુ, માલ પુરાણુ એ બધામાં શ્રી રૂષભદેવની સ્તુતિ છે.

શિવ પુરાણુમા શ્રી રૂષભદેવને જ શિવ કહે છે :- કૈલાસે પર્વતે રમ્યે, વૃષભોય જિનેશ્વરઃ ચકાર સ્વાવતારયઃ સર્વજ્ઞઃ સર્વગઃ શિવઃ

**૫૩૮ પ્ર કોઇ કહે છે કે જૈન ધર્મ બૌદ્ધ ધર્મમાંથી નીકળ્યો તેનું કેમ ?**

ઉ બૌદ્ધ ધર્મના આદિ કરનાર બુદ્ધ, જૈન ધર્મના ૨૪ મા તિર્થંકર શ્રી મહાવીર સ્વામિના વખતની આસપાસમાં થયેલ, એટલે બુદ્ધ ધર્મમાથી જૈન ધર્મની ઉત્પત્તિ માનવી અસંભવિત સાબીત થઇ.

મંજાર' કહીએ કુકુટ મંસાએ = બીજોરાફળ (બીજોરા) અને કુકડવેલ વનસ્પતિના ગર્ભનો પાઠ આ દવા ઝાડાની વ્યાધિ, લોહીખંડવાડો, દાહજ્વરના રોગમાં ઉપયોગી છે મરડામાં ઘણા લોકો બીજોરાનો મુરબ્બો ખાય છે. અહીં બે પ્રયોજન છે – ૧ રોગનો ઉપશમ. ૨ નિરવદ્ય. તો તે પ્રયોજન પ્રમાણે અર્થ લેવાય. બીલાડીઓ અને કુકડાની માંસ સાવદ્ય અને નરકે લઈ જનાર છે એટલુ જ નહીં પણ રોગ વધારે છે, માટે શબ્દનો અર્થ યુક્તિ યુક્ત હોય. હિંસક અને યુક્તિ વગરનો અર્થ કરનાર મહા મિથ્યાત્વી અભ્યંતરમાં અતિક્રુર પરિણામવાળા હોય

બીજુ કુરા કોળાનો પાક દાહજ્વર અને મગજ શાંતિ માટે વપરાય છે તે અર્થ મુકીને કબુતરનો પાક એવો અર્થ કર્યો હોય તો દાહજ્વર વધે અને નરકની ગતિ બંધાય એટલે જૈનશાસ્ત્રો સમજ્યા વગર જે પોતાના હિંસક સ્વભાવ પ્રમાણે અર્થ કરે તેમાં બુદ્ધિનું તો દિવાળુ છે જ પણ હોંસ્યે હોસ્યે કુદી કુદીને નરક જવાની તૈયારી કરતા હોય એમ દેખાય છે.

૫૩૭ પ્ર. કોઈ કહે છે કે જૈનધર્મ વેદધર્મમાંથી નીકળ્યો તેનું કેમ ?

ઉ. જૈનધર્મ અને વેદધર્મના સિદ્ધાંતોમાં આકાશ પાતાળનો ફરક છે એક બાજુ જૈનધર્મની અહિંસા એવી છે કે એક પણ એકેન્દ્રિય જીવની હિંસા કરવાથી અસંયમ થાય, ત્યારે વેદધર્મમાં યજ્ઞમાં પશુઓનો હોમ થાય. વેદધર્મમાં જ ઘણા શ્લોકોમાં જૈનધર્મના તિર્થંકરોની ભક્તિ કરેલી છે તે ઉપરથી સાબીત થાય છે કે વેદધર્મ અસલ જૈનધર્મમાંથી નીકળ્યો અને પાછળથી તેનું સ્વરૂપ તદ્દન બદલાઈ ગયું જો વેદધર્મમાંથી જૈનધર્મ નીકળ્યો હોય તો તેમના વેદોમાં જૈન તિર્થંકરની ભક્તિ ન હોય. જુઓ ભક્તિના પાઠો– ઋગ્વેદમાં કહ્યું છે કે –

ॐ ત્રૈલોક્ય પ્રતિષ્ઠિતાનાં, ચતુર્વિંશતિ તીર્થંકરાણાં,

ૠષભાદિ વર્ધમાનાન્તાનાં, સિદ્ધાનાં શરણું પ્રવદ્યે ॥

અહીં જૈનધર્મના ચોવીસે તિર્થંકરની ભક્તિ કરવામાં આવી છે.

યજુર્વેદના ૨૫મા અધ્યયનમાં, જૈનધર્મના ૨૨મા તીર્થંકર અરિષ્ટનેમિની સ્તુતિ છેઃ-

ૐ રક્ષ રક્ષ અરિષ્ટનેમિઃ સ્વાહાઃ વામદેવ શાન્ત્યર્થમનુ વિધીયતે સોડસ્યાકં અરિષ્ટનેમિઃ સ્વાહાઃ

મનુસ્મૃતિમાં જૈનના પહેલા જિન ભગવાનની સ્તુતિઃ-

દર્શન વર્ત્ય વીરાણાં સુરાસુર નમસ્કૃતઃ

નીતિ તિત્રય કર્ત્તાયો, યુગાદૌ પ્રથમો જિનઃ

આવી રીતે ઘણા દાખલા છે :-

પ્રભાસ પુરાણમાં ૨૨ મા તીર્થંકર નેમનાથ (અરિષ્ટનેમિ) ની સ્તુતિ છે યોગવાશિષ્ટમાં રામચંદ્રજી જીન ભગવાનની સ્તુતિ કરે છે, બ્રહ્માંડ પુરાણમા શ્રી ૠષભદેવની સ્તુતિ છે, શિવ પુરાણ, સ્કંધ પુરાણ, નાગ પુરાણ, માલ પુરાણ એ બધામાં શ્રી ૠષભદેવની સ્તુતિ છે.

શિવ પુરાણમા શ્રી ૠષભદેવને જ શિવ કહે છે :- કૈલાસે પર્વતે રમ્યે, વૃષભોય જિનેશ્વરઃ ચકાર સ્વાવતારચઃ સર્વજ્ઞઃ સર્વગઃ શિવઃ

**૫૩૮ પ્ર કોઇ કહે છે કે જૈન ધર્મ બૌદ્ધ ધર્મમાંથી નીકળ્યો તેનું કેમ ?**

ઉ બૌદ્ધ ધર્મનો આદિ કરનાર બુદ્ધ, જૈન ધર્મના ૨૪ મા તિર્થંકર શ્રી મહાવીર સ્વામિના વખતની આસપાસમાં થયેલ, એટલે બુદ્ધ ધર્મમાંથી જૈન ધર્મની ઉત્પત્તિ માનવી અસંભવિત સાબીત થઇ.

**શ્રી મહાવીર સ્વામિ અને બુદ્ધ બન્ને જુદા જુદા છે તેની સાબિતીનો મુકાબલો આ પ્રમાણે છે :—**

| | શ્રી મહાવીર ભગવાન | બુદ્ધ |
|---|---|---|
| જન્મ | વિશાલીના ક્ષત્રીયકુંડ ગામમાં | કપિલવસ્તુ શહેરમાં |
| માતા | લગભગ ૨૮ વર્ષ સુધી સાથે રહી સ્વર્ગે ગયાં | જન્મ થતાંજ મૃત્યુ પામ્યાં |
| સંસારી નામ | વર્ધમાન | સિદ્ધાર્થ |
| દીક્ષાપર્યાય નામ | શ્રી મહાવીર સ્વામિ | બુદ્ધ કિર્તી |
| ભાઈનું નામ | નંદિવર્ધન | નંદ (સાવકો ભાઈ) |
| સ્ત્રીનું નામ | યશોદા | યશોધરા |
| વડીલોની હૈયાતી વગેરે | માતાપિતા સ્વર્ગવાસ થયા પછી મોટાભાઈની પરવાનગી લઈને દીક્ષા લીધી. | વડીલોની હૈયાતી છતા પરવાનગી વગર,રાતના ઘેરથી ચાલ્યા ગયા |
| તપશ્ચ્યા | ૧૨ વર્ષ તપશ્ચર્યા કરીને કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું | ૭ વર્ષ તપશ્ચર્યાનો ક્લેશ ફોગટ છે એમ એને લાગ્યું |
| દેહાવસાન | પાવાપુરીમાં નિર્વાણ | કુશિનગરમાં મૃત્યુ |

પ્રશ્ન ૫ ભગવાનના પર્યાયવાચક શબ્દો કયા ગણાય ?

ઉ. ભગવાન, જિનરાજ, અલખ, ચિદ્રુપ, ચિદાનંદ, નિરંજન, વીતરાગ, સત્‌ચિદાનંદ, અરિહંત પરમાત્મા, પરમેશ્વર, સ્વયંભુ, પરબ્રહ્મ, આ બધા ગુણવાચક પર્યાય સમજવા પણ અરિહંત સાકાર ભગવાન છે અને સિદ્ધ નિરાકાર આ અશરીરી ભગવાન છે

**૫૪૦ પ્ર ઉપશમ શ્રેણી અને ક્ષપક શ્રેણી વિચારમાં શું ફેર હોવાનો સંભવ છે?**

ઉ ઉપશમ શ્રેણીમાં ક્ષપક શ્રેણી કરતા મંદ વીર્ય હોય છે,વજ્રઋષભનારાચ સંઘયણ પણ કદાચ ન હોય તેથી પણ વીર્ય મંદ હોય, પ્રકૃતિઓને ઉદય થવા દેવામાં આવતી નથી, કોઈનો અપરાધ થયો હોય તો તેને ક્ષમા આપવામાં આવે છે, પણ તેનો અપરાધ ગણીને ક્ષમાથી ઢાંકી દેવામાં આવે છે,ઉપસર્ગ પરિષહમાં સંપૂર્ણ આનંદ આવતો નથી.

ક્ષપક શ્રેણીમાં ઉપષર્ગ પરિષહ કરનારને કર્મ ખપાવવામાં ઉપકારી માનવામા આવે છે અને તેનું હિત ચિંતવાય છે, કર્મ ખપતાં જોઈને આનંદ વધતો થાય છે, મન, વચન, અને કાયાની પુદ્ગલિક વર્ગણાઓનો જીવાત્માથી ભીન્નતાનો અનુભવ કરવામાં આવે છે, એટલે વ્યથાનો અનુભવ થતો નથી. એકાંત શુદ્ધ આત્મ તત્ત્વમાં લીનતા આવે છે અને પુરુષાર્થ એટલો બધો ઉત્કૃષ્ટ થાય છે કે કોઈ શરીરના કટકા કરી નાખે તો પણ ઉત્કુષ્ટ આત્મભાવે-સમતા રસમાં લીન રહે તેથી આત્મીક સુખનો અનુભવ કરે છે. તત્ત્વ કેળવી ગમ્ય

**૫૪૧ પ્ર. કર્મ પ્રકૃતિ કેવી રીતે ક્ષય કરવી?**

ઉ જે પ્રકૃતિ ઉદયમાં આવે, તેને (૧) જ્ઞાન ઉપયોગથી પરસમય જાણીને (૨) તેને આત્માથી ભિન્ન માનીને તેનો ત્યાગ કરીને (૩) શુદ્ધ આત્મ સ્વરૂપના ધ્યાનમા લીન થવુ અથવા કર્મ પ્રકુતિથી પ્રતિપક્ષ આત્મગુણમા આત્મભાવે લીન થવું અહીં ત્રણ વિભાગ થયા તે (૧) યથાપ્રવૃત્તિકરણ, (૨) અપૂર્વકરણ, (૩) અનિવૃતિકરણ જ્યારે સહજ આનંદમા લીનતા આવે ત્યારે તે પ્રકૃતિ નાશ થઇ એમ સમજવું દરેક કર્મ પ્રકૃતિ ખપાવવામા લગભગ ત્રણે કરણ થાય છે મંદ પુરુષાર્થથી આ અભ્યાસ કરવામા આવે તો ક્ષયોપશમભાવ ઉત્પન્ન થાય છે તથા અનુદય પ્રકૃતિ ઉપશમ ભાવમા રહે છે ધ્યાનથી કર્મ પ્રકૃતિઓ કુટાઇ જાય છે તેથી જીવના ગુણનો ઘાત કરી શકતી નથી,

પ્રદેશ ઉદયથી ભોગવાઈને નાશ થાય છે અને નવાં કર્મ બંધાતા નથી.

## ૫૪૨ પ્ર. ત્રણ દર્શન મોહનીય પ્રકૃતિ કેવી રીતે નાશ કરવી?

ઉ. સમકિતના દુષણ તરીકે શંકા, કંખા વગેરે જે જે પ્રકૃતિઓ ઉદયમાં આવે ત્યારે જ્ઞાન ઉપયોગ લગાવી તેને દુષણ તરીકે જાણીને તેનો ત્યાગ કરવો અને શુદ્ધ આત્મ તત્ત્વનું ધ્યાન ધરવું જો પોતાને જ્ઞાન ન હોય તો જ્ઞાની પાસેથી વસ્તુ સ્વરૂપ સમજીને તેમનો નાશ કરવો. જો જ્ઞાની ન મળે અથવા પોતે ન સમજી શકે તો મનમા વિચારવું કે સર્વજ્ઞ વીતરાગે કહ્યુ તેજ સાચુ અને શંકા વગરનું છે. મારી મંદ બુદ્ધિથી સમજાતુ નથી, આવી રીતે તે દુષણ ઉપશમ થાય છે પરંતુ તેમ નહિ કરવાથી સમકિત સ્વરૂપી આત્મા મિથ્યાત્વના કર્મ પરમાણુઓથી ઢંકાતો જાય છે તેથી મિથ્યાત્વી થઈ જાય છે.

## ૫૪૩ પ્ર. ભારે પ્રકૃતિઓને હલકી પ્રકૃતિઓમાં કેવી રીતે ફેરવી શકાય?

ઉ. જ્ઞાન ઉપયોગથી વિષય કષાયને મંદ કરવાથી પ્રકૃતિઓ હલકી પડી જાય છે તેનો ઉદય અટકાવવાથી ઉપશમ ભાવ આવે છે અને પરસમય જાણી ત્યાગ કરવાથી પ્રદેશ ઉદયથી અથવા મંદ પ્રકૃતિની રીતે ભોગવાઈને ક્ષય થાય છે તે મંદતા ક્ષયોપશમ ભાવથી થાય છે, એટલે આ મંદ કરવાનું કામ થાય છે તે પોતેજ ક્ષયોપશમ ભાવ કહેવાય છે.

## ૫૪૪ પ્ર. કયે ગુણઠાણે કઈ પ્રવૃત્તિઓ ક્ષય થાય છે?

ઉ. ચાર અનંતાનુબંધી કષાય અને ત્રણ દર્શન ત્રીક એ સાત પ્રકૃતિ ગુણસ્થાન ૪ થી ૮ સુધીમા ક્ષય થાય છે. નવમાં ગુણસ્થાનમાં પ્રકૃતિના ક્ષયનો ક્રમ એક પછી એક આ પ્રમાણે છે – (૧) નરક અને તિર્યંચગતિમાં લઈ જનારી નામકર્મની ૧૩ પ્રકૃત્તિ તથા થીણ-દ્ધિત્રીક (નિદ્રા નિદ્રા, પ્રચલા પ્રચલા, થીણદ્ધિ) તથા અપ્રત્યાખ્યાતી તથા પ્રત્યાખ્યાતી આઠ કષાય મળી ૨૪ પ્રકૃતિઓનો ક્ષય એક સાથે

(૨) નપુંસક વેદ. (૩) સ્ત્રી વેદ પુરુષ માટે અને પુરુષ વેદ સ્ત્રી માટે. (૪) હાસ્ય ષટક (હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક દુગચ્છા) (૫) પુરુષ વેદ તે પુરુષ માટે, અને સ્ત્રી માટે સ્ત્રી વેદ. (૬) ક્રોધ. (૭) માન (૮) માયા એટલે નવમાં ગુણુસ્થાનમાં **૩૬ પ્રકૃતિ** ક્ષય થાય.

ગુણુસ્થાન ૧૦ મા લોભનો ક્ષય થાય. ગુણુસ્થાન ૧૨ માં પહેલે સમયે નજીવો રહેલો સૂક્ષ્મ લોભનો અંશ સર્વથા ક્ષય થાય છે. દ્વિચરમ સમયમા નિંદ્રા અને પ્રચલા ક્ષય થાય છે અને ચરમ સમયમાં ૫ જ્ઞાનાવરણીય, ૫ અંતરાય અને ૪ બાકી રહેલી દર્શનાવરણીય મળી ૧૪ પ્રકૃતિ ક્ષય થાય છે. એટલે ગુણુસ્થાન ૧૨ સુધીમાં ૬૦ પ્રકૃતિ ક્ષય થાય છે.

ગુણુસ્થાન ૧૪ માં :– દ્વિચરમ સુધીમાં ૨૧ પ્રકૃતિ સ્તિણુક સંક્રમણુથી ઉદય આવ્યા વગર, ક્ષય થાય છે દ્વિચરમ સમયમાં ૧૦ દેવગતિ સહચારીણી અને ૪૫ બીજી, કુલ ૫૫ પ્રકૃતિ સ્તિણુક સક્રમણુથી ઉદયવર્તિ પ્રકૃતિની સાથે મળીને ક્ષય થાય છે અને અતિમ સમયમા ૧૧ ઉદયવર્તિ પ્રવૃત્તિઓનો ક્ષય થાય છે અને તીર્થંકરને તીર્થંકર નામકર્મ મળી ૧૨ પ્રકૃતિઓનો ક્ષય થાય છે. ૭+૩૬+૧+૧૬+૮૮=૧૪૮. સૂક્ષ્મ લોભનો અંશ ૧૦ મા ગુણુસ્થાન અંતે થાય કે ૧૨ મા ગુણુસ્થાનના પહેલાં સમયમાં થાય છે એમ બે મત હોવાથી તે તત્ત્વ કેવળી ગમ્ય સમજવું

૫૪૫ પ્ર **ગુણુસ્થાન ૮ અને ૧૩ માં કઈ પ્રકૃત્તિ ક્ષય થઈ ?**

ઉ તે બે ગુણુસ્થાનોમાં સત્તામા રહેલી પ્રકૃતિઓને નિર્જરાથી ઓછી, એકદમ ટુકી સ્થિતિની અને મદ કરવામા આવી, કે જેથી આગળના ગુણુસ્થાનોમા ક્ષય થઈ ગઈ.

૫૪૬ પ્ર. **રસઘાત કેવી રીતે થાય ?**

પ્રદેશ ઉદયથી ભોગવાઇને નાશ થાય છે અને નવાં કર્મ બંધાતા નથી.

## ૫૪૨ પ્ર. ત્રણ દર્શન મોહનીય પ્રકૃતિ કેવી રીતે નાશ કરવી?

ઉ. સમકિતના દુષણ તરીકે શંકા, કંખા વગેરે જે જે પ્રકૃતિઓ ઉદયમાં આવે ત્યારે જ્ઞાન ઉપયોગ લગાવી તેને દુષણ તરીકે જાણીને તેનો ત્યાગ કરવો અને શુદ્ધ આત્મ તત્વનું ધ્યાન ધરવું જો પોતાને જ્ઞાન ન હોય તો જ્ઞાની પાસેથી વસ્તુ સ્વરૂપ સમજીને શંકાનો નાશ કરવો. જો જ્ઞાની ન મળે અથવા પોતે ન સમજી શકે તો મનમાં વિચારવું કે સર્વજ્ઞ વીતરાગે કહ્યુ તેજ સાચુ અને શંકા વગરનું છે. મારી મંદ બુદ્ધિથી સમજાતુ નથી, આવી રીતે તે દુષણ ઉપશમ થાય છે, પરંતુ તેમ નહિ કરવાથી સમકિત સ્વરૂપી આત્મા મિથ્યાત્વના કર્મ પરમાણુઓથી ઢંકાતો જાય છે તેથી મિથ્યાત્વી થઇ જાય છે.

## ૫૪૩ પ્ર. ભારે પ્રકૃતિઓને હલકી પ્રકૃતિઓમાં કેવી રીતે ફેરવી શકાય?

ઉ. જ્ઞાન ઉપયોગથી વિષય કષાયને મંદ કરવાથી પ્રકૃતિઓ હલકી પડી જાય છે તેનો ઉદય અટકાવવાથી ઉપશમ ભાવ આવે છે અને પરસમય જાણી ત્યાગ કરવાથી પ્રદેશ ઉદયથી અથવા મંદ પ્રકૃતિની રીતે ભોગવાઇને ક્ષય થાય છે તે મંદતા ક્ષયોપશમ ભાવથી થાય છે, એટલે આ મંદ કરવાનું કામ થાય છે તે પોતેજ ક્ષયોપશમ ભાવ કહેવાય છે

## ૫૪૪ પ્ર. કયે ગુણઠાણે કઇ પ્રવૃત્તિઓ ક્ષય થાય છે?

ઉ ચાર અનંતાનુબંધી કષાય અને ત્રણ દર્શન ત્રીક એ સાત પ્રકૃતિ ગુણસ્થાન ૪ થી ૮ સુધીમાં ક્ષય થાય છે. નવમાં ગુણસ્થાનમાં પ્રકૃતિના ક્ષયનો ક્રમ એક પછી એક આ પ્રમાણે છે — (૧) નરક અને તિર્યંચગતિમાં લઇ જનારી નામકર્મની ૧૩ પ્રકૃત્તિ તથા થીણ ત્રીક (નિદ્રા નિદ્રા, પ્રચલા પ્રચલા, થીણદ્ધિ), તથા અપ્રત્યાખ્યાની તથા પ્રત્યાખ્યાની આઠ કષાય મળી ૨૪ પ્રકૃતિઓનો ક્ષય એક સાથે

**૫૫૩ પ્ર એક સમયમાં જીવને કેટલા સ્પર્ધક લાગે?**

ઉ. એક સમયમા એક જીવને અનતા સ્પર્ધકનો કર્મબંધ થાય.

**૫૫૪ પ્ર લોકોત્તર ગણીતમાં સંખ્યાતા કયાં સુધી છે?**

ઉ સખ્યાતાના ત્રણ ભેદ, જઘન્ય તે ૨ ની સખ્યા, ઉત્કૃષ્ટ તે શિર્ષ પ્રહેલીકા, તેના ૧૯૪ આક, એટલે ૧૯૪ આંકડા એક સાથે હારબધ મૂકયા હોય તેની જે સખ્યા થાય તે બેની સંખ્યા અને ૧૯૪ આકની સખ્યાની વચમાં આવતા સખ્યાતા ભેદો છે તે મધ્યમ સંખ્યાતા

**૫૫૫ પ્ર. અસખ્યાતાના કેટલા ભેદ?**

ઉ. અસંખ્યાતાના ત્રણ ભેદ:- ૧ પરિત, ૨ યુકત, ૩ અસંખ્યાત અસખ્યાત, તે દરેકના જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એવા ત્રણ ત્રણ ભેદ છે ૩×૩ = ૯ કુલ ભેદ, તેમા જઘન્ય અને ઉત્કૃષ્ટનો એક જ ભેદ છે, દરેક ભેદના મધ્યમ ભેદના અસંખ્યાત ભેદ થાય છે

એક આવલીકાના સમયની સંખ્યા જઘન્ય જુત (યુકત) અસંખ્યાતા છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, લોકાકાશના પ્રદેશો અને એક જીવના આત્મા પ્રદેશોની સખ્યા ઉત્કૃષ્ટ અસંખ્યાત અસખ્યાત જેટલી છે

**૫૫૬ પ્ર અનંતાના કેટલા ભેદ?**

ઉ અનતાના ત્રણ ભેદ:- ૧ પરિત ૨ યુકત, ૩ અનત અનંત તેમાં પરિત અને યુકતના ત્રણ ત્રણ પેટા ભેદો:- જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટા, તેમા જઘન્ય અને ઉત્કૃષ્ટાનો એકજ ભેદ, મધ્યમના અનત ભેદ છે. અનત અનતના બેજ ભેદ છે તેમા જઘન્ય અનત અનતનો એકજ ભેદ છે અને મધ્યમ અનંત અનતના અનંતા ભેદ છે અનતાના મૂળ ભેદ આઠ થયાં.

**૫૫૭ પ્ર અનતાની અક્ષીણુ રાશી કઇ છે?**

ઉ. મધ્યમ અનત અનત અક્ષીણુ રાશી છે.

ઉ. સાંસારિક વિષયો અને ભાવોમાં ઔદાસિન વૃત્તિ અને આત્મ તત્ત્વમાં લીન થવાથી કર્મ પ્રકૃતિઓનો રસઘાત તથા સ્થિતિઘાત થાય છે.

૫૪૭ પ્ર. અપવર્તના કેવી રીતે થાય?

ઉ. આત્માના શુદ્ધ ગુણોમાં રમણતા કરવાથી, કર્મ પ્રકૃતિઓને ખેંચીને તેની ઉદીરણા થાય છે એટલે ફુટાઈને ઉદય આવલિકા ઉપરની સ્થિતિમાં ન ખાય છે એટલે જલ્દી ઉદય પ્રાપ્ત થઈને ભોગવાઈ જાય છે તે ગુણશ્રેણી કહેવાય છે

૫૪૮ પ્ર અનંતાનુબંધીને સંજ્વલની કષાયમાં કેવી રીતે ફેરવવી?

ઉ. ઉપર મુજબ શુદ્ધ ઉપયોગથી, શુદ્ધ એટલે રાગદ્વેષ રહિત અને ઉપયોગ તે જ્ઞાન અને દર્શનનો, તેમાં પણ પર દ્રવ્યમાંથી ખેંચીને સ્વદ્રવ્યમાં રાખવો.

૫૪૯ પ્ર. વર્ગણા તે શું છે?

ઉ. સરખા રસાણુવાળા પરમાણુ પુદ્ગળનો સમુદાય તે વર્ગણા.

૫૫૦ પ્ર. એક ઉદારીક વર્ગણામાં કેટલા પરમાણુ પુદ્ગળ હોય?

ઉ. એક જઘન્ય ઔદારીક વર્ગણામાં અભવ્યથી અનંતગુણા પરમાણુ હોય.

૫૫૧ પ્ર. કેવા પુદ્ગળ પરમાણુઓની કર્મ વર્ગણા થાય?

ઉ. સર્વ જીવ કરતાં અનંતગુણા રસાણુઓ જે પુદ્ગળ પરમાણુમાં હોય તેની કર્મ વર્ગણા બને.

૫૫૨ પ્ર. એક સ્પર્ધકમાં કેટલી વર્ગણા હોય?

ઉ. અભવ્યથી અનંતગુણી અને સિદ્ધને અનંતમે ભાગે એવી અનંત વર્ગણાનો એક સ્પર્ધક થાય.

૫૫૩ પ્ર **એક સમયમાં જીવને કેટલા સ્પર્ધક લાગે?**

ઉ. એક સમયમાં એક જીવને અનતા સ્પર્ધકનો કર્મબંધ થાય.

૫૫૪ પ્ર **લોકોત્તર ગણીતમાં સંખ્યાતા ક્યાં સુધી છે?**

ઉ સખ્યાતાના ત્રણ ભેદ, જઘન્ય તે ૨ ની સખ્યા, ઉત્કૃષ્ટ તે શિર્ષ પ્રહેલીકા, તેના ૧૯૪ આંક, એટલે ૧૯૪ આંકડા એક સાથે હારબધ મૂકયા હોય તેની જે સખ્યા થાય તે બેની સખ્યા અને ૧૯૪ આકની સખ્યાની વચમાં આવતા સંખ્યાતા ભેદો છે તે મધ્યમ સખ્યાતા

૫૫૫ પ્ર **અસંખ્યાતાના કેટલા ભેદ?**

ઉ અસંખ્યાતાના ત્રણ ભેદ :- ૧ પરિત, ૨ યુકત, ૩ અસખ્યાત અસખ્યાત, તે દરેકના જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એવા ત્રણ ત્રણ ભેદ છે ૩×૩ = ૯ કુલ ભેદ, તેમા જઘન્ય અને ઉત્કૃષ્ટનો એક જ ભેદ છે, દરેક ભેદના મધ્યમ ભેદના અસખ્યાત ભેદ થાય છે

એક આવલીકાના સમયની સખ્યા જઘન્ય જુત (યુકત) અસંખ્યાતા છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, લોકાકાશનાં પ્રદેશો અને એક જીવના આત્મા પ્રદેશોની સખ્યા ઉત્કૃષ્ટ અસંખ્યાત અસંખ્યાત જેટલી છે

૫૫૬ પ્ર **અનંતાના કેટલા ભેદ?**

ઉ અનતાના ત્રણ ભેદઃ- ૧ પરિત ૨ યુકત, ૩ અનત અનંત તેમાં પરિત અને યુકતના ત્રણ ત્રણ પેટા ભેદો.- જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટા, તેમાં જઘન્ય અને ઉત્કૃષ્ટાનો એકજ ભેદ, મધ્યમના અનત ભેદ છે અનત અનતના બેજ ભેદ છે તેમા જઘન્ય અનત અનતનો એકજ ભેદ છે અને મધ્યમ અનંત અનતના અનંતા ભેદ છે અનતાના મૂળ ભેદ આઠ થયા.

૫૫૭ પ્ર **અનતાની અક્ષીણ રાશી કઇ છે?**

ઉ. મધ્યમ અનત અનત અક્ષીણ રાશી છે.

